# श्रीमद्रामायण.

## तुळसीकृत उपरथी, गुजराती भाषामां.

जुदी जुदी जातना घणा छंदोमां; जुदी जुदी
देशीयोना गवाता रागोमां अने दोहरा,
चोपाई छप्पामां.



रचनार

कवि, शिवलाल धनेश्वर.

मुंबई:

पूर्वार्धना १८ फार्म सुधी निर्णयसागर प्रेसमां

अने

उत्तरार्ध एश्यायाटीक प्रेसमां छपायुं.

संवत १९३१.

सन १८७५.

मूल्य सात रुपीया.

# પ્રસ્તાવના.

રામાયણ કાંઇ એકજ નથી. ઘણા દેવ મુનિઓએ રામાયણ રચેલીછે; પરંતુ રામાયણના પ્રથમ કર્તા આદિ કવિ **વાલ્મિકિ** ગણાયછે. વ્યાસજીએ જે રામાયણ રચ્યુંછે, તેને **વ્યાસરામાયણ** કહેછે. રામચંદ્રજીના ગુરૂ **વસિષ્ટ** તથા વ્યાસનંદન **શુકદેવજી** એઓએ પણ રામાયણ રચ્યાંછે. અંજનીપુત્ર **હનુમાને** હનુમાનનાટક નામક ગ્રંથમાં રામકથા વર્ણવેલીછે. અગસ્ત મુનિરચિત રામાયણ, તેને **અગસ્તરામાયણ** કહેછે. પનંતવિરચિતરામાયણ **શેષરામાયણને** નામે પ્રસિદ્ધ છે. કૂર્મપુરાણને વિષે જે રામાયણછે, તેનું નામ **કુર્મરામાયણ** રાખવામાં આવ્યુંછે. એજ પ્રમાણે **આ**ગમરામાયણ, **ભ**રથરામાયણ, **રૂદ્ર**ઘરામાયણ અને **અ**રૂણરામાયણ વિગેરે કહેવાયછે. તેમનાં નામ પણ તેમના રચનારના નામ ઉપરથી રાખવામાં આવેલાં છે. સર્વે મુનિઓએ મળીને જે રામાયણ રચીછે, તેનું નામ **અ**ધ્યાત્મ રામાયણ છે.

કવિવર. **વાલ્મિકિ**એ જે રામાયણ રચેલીછે, તેમાં અખિલભુવનપતિ પરમાત્મા રામચંદ્રજીએ ભૂમિ ભાર ઉતારવાને અર્થે, દુષ્ટ દૈત્યોના નિકંદનાર્થે અને સાધુ જનોના રક્ષણ તથા રંજનને અર્થે આ અવનીતળમાં અવતાર ધારણ કરી કેવાં કેવાં યશસ્વી ચરિત્રો કીધાં? તેનું રસભરિત, સુબોધદાયક અને આલ્હાદજનક ચિત્ર યથાર્થ દરશાવેલું છે.

એ અદ્ભૂત ગ્રંથનો વિષય એટલો તો મનોરંજકછે, કે તેના ઉપર ઘણાએક સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાના કવિઓએ પોતાની કલમ પરમ ઉત્સાહપૂર્વક ચલાવેલીછે. કવીશ્વર **કા**ળીદાસે વાલ્મિકિ રામાયણનો આધાર લઈ તેનાપર સંસ્કૃત ભાષાના પ્રસિદ્ધ પંચકાવ્યમાંના **ર**ઘુવંશ નામે કાવ્યની રચના કરીછે. **ભ**વભૂતિ નામનો સર્વોત્કૃષ્ટ કવિ જે કરૂણારસમાં સર્વોપરી ગણાયછે, તેણે પણ રામાયણમાંથી કથા ભાગ ચુંટી કહાડી તેઉપર **ઉ**ત્તરરામચરિત્ર નામે નાટક રચ્યુંછે. તેમજ ગીતગોવિંદ અષ્ટપદીના રચનાર **જ**યદેવ કવિએ એજ ગ્રંથમાંથી આધાર લઇ **પ્ર**સન્નરાઘવનાટક રચ્યુંછે. મરાઠી ભાષાના સર્વોપરી કવિ **મો**રોપંતે **દા**મ રામાયણ, **નિ**રોષ્ટ રામાયણ અને **પ**રંતુ રામાયણ વિગેરે વિવિધ પ્રકારના શબ્દચાતુર્યવાળી આશરે ચાર રામાયણ બનાવેલીછે. વ્રજ ભાષાનો કેશવદાસ નામનો પ્રખ્યાત કવિ જેણે રસિકપ્રિયા રચેલીછે, તેણે **રા**મચંદ્રચંદ્રિકા નામે ગ્રંથમાં પિંગળ પદ્ધિતિ પ્રમાણે અનેક પ્રકારના છંદોમાં રામકથા વર્ણવેલીછે. આપણી ગુજરાતી ભાષામાં છપાઇ પ્રસિદ્ધ થયેલી એવી એક **ગી**રધર કૃત રામાયણ છે. બીજી એક રામાયણ વિષ્ણુદાસે રચીછે; તે તેવી પ્રસિદ્ધ નથી.

હિંદુસ્તાની ભાષામાં પ્રખ્યાત કવિ **તુ**લસીદાસે સાત રામાયણ રચીછે. ચોપાઈ બંધ, કવિત બંધ, પદ બંધ, વિગેરે. એમાંની ચોપાઇબંધ રામાયણ અધ્યાત્મરામાયણ ઉપરથી રચેલી હોય એવું જણાયછે. તેમાંની કવિતા વાંચી જોતાં મારા મનમાં સહજ એવી ઉત્કંઠા થઇ આવી કે આવો ગ્રંથ આપણી ભાષામાં હોય તો કેવું સારૂં? એવો વિચાર આવવાથી મેં તેનું ભાષાંત્તર કરવાનો ઠરાવ કર્યો; અને તે શેઠ. ત્રિભોવનદાસ રતનજી મોદી જેવા ઉદાર અને ગુણજ્ઞ સદગૃહસ્થને જણાવવાથી તેમણે આ શુભ કામમાં ઉત્સાહપૂર્વક મદદ કરવાની ઇચ્છા જણાવી, એટલે આ ગ્રંથ છુટક છુટક આંકોમાં દર અઠવાડિયે છપાવી પ્રસિદ્ધ કરવાનું મેં શરૂ કર્યું. પરંતુ વચ્ચે વચ્ચે કેટલાંએક કામ આવી પડવાને લીધે તેમ નહિં બની શકવાથી આ ગ્રંથને સામટોજ છપાવી સજ્જન ગૃહસ્થોની સેવામાં મૂકવાનો નિશ્ચય કર્યો.

વ્રજભાષામાં બે કવિઓ ઉત્તમ ગણાયછે. એક સૂરદાસ અને બીજા તુલસીદાસ. સૂરદાસને સુર્ય જેવો ગણવામાં [illegible]. અને તુલસીદાસને ચંદ્ર જેવા. બીજા કેટલાએક સારા કવિઓને ઉડુગણ એટલે તારા જેવા ગણેલાછે. ખરેખર! તુલસીદાસ જેમ વિદ્વાન તેમજ સદાચરણી પરમ સાધુભક્ત હતા. તેમની કવિતાશક્તિપણ અસામાન્ય હતી. એમનું રચેલું રામાયણ આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. આપણી ગુજરાતી ભાષાની ઘણી ખરી કવિતા જેમ સાધારણ લોકો વાંચી સમજી શકેછે; તેવી એ કવિતા નથી. એ ગ્રંથતો તેવા કોઈ કવિતાના મર્મ જાણનાર પાસેથી શીખવો જોઇએ; ત્યારેજ એની ખરી ખુબી સમજી શકાયછે. એ ગ્રંથમાં રસાનુકુળ શબ્દ રચના એવીતો રાખવામાં આવેલીછે; અને અર્થાલંકાર પણ ઠામ ઠામ એવા તો સુંદર મૂકેલાછે, કે સંસ્કૃત વિ-

દ્વારા પણ તુલસીદાસની કવિતાને માન્ય કરી તેની યોગ્ય પ્રસંશા કરેછે. કાશીમાં તુલસીકૃત રામાયણની કથા દેવસ્થાન વિગેરે પવિત્ર સ્થળોમાં મંડાય છે. અનેક લોકો તે પૂર્ણ ભાવથી શ્રવણ કરેછે. ગુજરાત તથા કાઠિયાવાડમાં પણ ઘણાએક સાધુપુરૂષો એના અભ્યાસી જણાય છે. એ ગ્રંથ ઉપર કાશીરાજ ઇશ્વરીપ્રસાદની આજ્ઞાથી એક કવિએ માનસદીપિકા નામની ટીકા રચેલી છે. તે વાંચવાથી એ કાવ્યગ્રંથમાં કેવી કેવી ચમત્કૃતિઓ છે! અને ભક્તરાજ કવિ તુલસીદાસની કવિત્વશક્તિ કેવા પ્રકારની છે! તેનું વાસ્તવિક તોલન થઈ શકેછે. વળી રામાયણ જેવા ગ્રંથ વાંચવાથી તુલસીદાસ જેવા કવિરાજને જેણે ચંદ્રની ઉપમા આપેલી છે; તેની બુદ્ધિની પણ ખરી તુલના થાયછે. જકતમાં સદાચરણી, છળ કપટ રહિત અને પ્રિય સંયોગી એવાં સુખી સ્ત્રી પુરૂષોને જેમ ચંદ્રનાં કિરણોની આલ્હાદક જ્યોતી પરમ સુખદાયક છે; અને અધોરકૃત કરનારા, છળ કપટમાંજ પોતાનું જીવતર ગાળનારા, મહાદ્વેશી અને પ્રિયવિયોગી એવાંને તો ચંદ્ર એક ગરમીના ગોળા જેવો લાગેછે; તેમજ સ્વધર્મમાં શ્રધાળુ અને સદમાર્ગે પ્રવર્તનારા ઉત્કંઠિત જનોને તુળસી ચંદ્રનાં રામચરિત્ર કીરણોથી પરમ શાન્તિ ઉપજેછે. અને હરિવિમૂખ જકતદ્રોહિઓને તુલસીચંદ્રનાં રામચરિત્ર કીરણો તેમના પોતાના કલેશે દુખદાયક લાગેછે, અર્થાત્ જેણે તુલસીદાસને ચંદ્રની ઉપમા આપીછે; તેણે પૂર્ણ વિચાર કરી યોગ્ય ઉપમા આપીછે. ખરેખર! તુલસીદાસનું હૃદય શરદઋતુના સ્વચ્છ ચંદ્ર જેવું સ્વચ્છ હશે. તે વિના રામચંદ્ર જેવા અનુકુળ નાયકનાં યશસ્વી ચરિત્રો વર્ણવવા ઉપર અભિરૂચી થવી તો દુર્લભછે.

આ મારા રચેલા રામાયણમાં મૂળ ગ્રંથની ભાષાની મીઠી, ચાતુર્ય તથા માર્દવ આણવાને જે પ્રયત્ન કર્યોછે, તે સુજ્ઞ વાંચનારના મનમાં સહજ આવશે. મેં કોઈ ઠેકાણે પણ એમાંનાં અર્થાલંકારની ચમત્કૃતિનો ભંગ થવા નથી દીધો એવું હું જાણુંછું.

બીજી રામાયણો કરતાં આ રામાયણના કથાભાગમાં થોડો ઘણો તફાવતછે. વાલ્મિકિ રામાયણ અને બીજી કેટલીક રામાયણોમાં વિષ્ણુના જય વિજય નામના દ્વારપાળો શનતકુમારના શાપે કરી મૃત્યુલોકમાં રાવણ કુંભકર્ણ રૂપે થએલા; તેઓને રામના પ્રતિપક્ષિનાયક દાખલ વર્ણવ્યાછે. આ રામાયણમાં પણ વિષ્ણુને ઘણા રામાવતાર ધારણ કરવાના ઘણા હેતુઓમાં ઉપર કહેલા રાવણ કુંભકર્ણના નિકંદનાર્થે એક વાર અવતાર ધારણ કરવો પડયોછે; એમ હેતુ પરત્વે સૂચવેલું છે; પરંતુ રામના પ્રતિકુળ નાયક જે રાવણનું આ રામાયણમાં વરણન કરેલું છે, તે રાવણ પૂર્વે પ્રતાપભાનુ નામે રાજા હતો. તેનું વૃત્તાંત સવિસ્તર આપેલું છે. ઊત્તરકાંડમાં—સીતાને ફરી વનવાસ પ્રાપ્ત થયાનું વર્ણન, લવકુશનું આખ્યાન, રામાશ્વમેધ અને પ્રજાલોક સહીત રામનું વૈકુંઠમાં જવું વિગેરે બાબત આ રામાયણમાં નથી. રામાશ્વમેધનામના ગ્રંથમાં એ સઘળી બાબતો પર વિસ્તારથી લખેલુંછે; તેથી કરી આ રામાયણમાં તે ભાગ મૂકી દીધો હોય.

ભરતખંડમાં થએલા કવિયોમાં એવો કોઈ કવિ અભાગ્યેજહશે, કે જેણે રામાયણમાંના એકાદા વિષયને પસંદકરી તેપર પોતાનું કવિત્વ નહી અજમાએલું હોય! હું ધારૂંછું કે જેઓએ સંપૂર્ણ વિષયપર કવિત્વ કરયુંછે તેઓની પણ અભિલાષા અધુરીને અધુરીજ રહીહશે. સિંહણનું દુધ રાખવાને પાત્ર પણ સોવર્ણનુંજ યોગ્ય ગણાય છે. તેમ કાળીદાસ, ભવભૂતિ અને જયદેવાદિ ધુરંધર કવીશ્વરોની અગાધ કાવ્યશક્તિથી તર્ક, વિતર્ક, ઉપમા, અલંકાર અને રસાદિકના વછુટતા પ્રહારો ઝીલવાને; વીરપ્રજાયની કૌશલ્યાદેવિના ઉદરમાંથી ઉત્પન થએલા સર્વગુણસંપન્ન સંસ્કારી નાયક શ્રીરામચંદ્રજી વિના બીજો કોણ સમર્થ અને યોગ્ય હોય!

એકાદુ સાહસ કામ માથે લેવામાં આગળ અનેક વિઘ્નોના ભોગ થવું, એ તો સ્વાભાવિકછે. હું પણ જો કે આવું સાહસ કામ માથે લઈ અનેક વિઘ્નોની જાળમાં ફરયો હોઈશ, ઘણી વખત નિરાશ થઈ ગયો હોઈશ અને કંટાળી પડયું મૂકવાની અણીપર આવ્યો હોઈશ; પરંતુ તેમાંથી હળવે હળવે પાર પમાડવા જાણે પોતાનોજ સ્વાર્થ હોય, એવી આશાજનક ધૈર્યતા અને યથાશક્તિ મદદ વારંવાર આપવાને મારા આપ્ત મિત્ર પરમાનંદદાસ દેવચંદે કદી પણ પાછી પાની કરી નથી. જેથી કરી આવું સુખદાયક કામ હું નિર્વિઘ્ન પરિપૂર્ણ કરી રહ્યો છઊં.

૧૮૭૩ના મે માસમાં મારે મારા ખાનગી કામ સારૂ અત્રેથી રાજકોટ જવું થયું હતું; ત્યારે ત્યાંની એક જાહેર સભામાં; ત્યાંની હાઈસ્કુલના હેડમાસ્તર રા. રા. ઉત્તમરામ નરભેરામની સૂચનાથી અને સભાસદોની ઈચ્છાપરથી રામાયણ વિષે મેં ત્રણ ભાષણો આપ્યાં હતાં; અને છપાયલા ભાગની મારી રચેલી કવિતા ગાઈ સંભળાવી હતી. સભાસદો તે સાંભળીને સંતુષ્ટ થયા હોય એમ તેઓની મુખચર્યા પરથી મને લાગ્યું હતું. કેટલાક વિદ્વાન સભાસદોએ જે મત આપ્યો હતો, તે મારા કર્તવ્ય કામને અનુકૂળ અને ઉત્તેજક હતો. વળી રાજકોટના નામદાર ઠાકોર સાહેબ બાવાજીરાજ મેહેરામણરાજજીએ રા. રા. ઉત્તમરામ

તરભેરામની મારફતે મને તેમની હજુર દરબારમાં બોલાવી રામાયણમાંની કેટલીક કવિતા પ્રેમપૂર્વક સાંભળી હતી; અને સંતુષ્ટ થઈ યોગ્ય શીરપાવ આપી મારૂં સારૂં સન્માન કર્યું હતું. તેમજ મારા શુભેચ્છક મિત્ર સિહોરના દરબાર રાઓળશ્રી હરિસિંહજી રૂપસિંહજીએ પણ કેટલીક યોગ્ય મદદ કરીછે; એ સૌનો ઉપકાર માનવાનો આ હું રૂડો પ્રસંગ સમજું છઉં.

મેં આ ગ્રંથ કેવા અને કેટલા ઉત્સાહ પૂર્વક રચ્યો છે? તેની તૂલના કરવાનું કામ વિવેકી વાંચનારને સોંપુછું.

કથા પ્રસંગ પેહેલાંની બાબત મને મૂકી દેવી યોગ લાગી તેથી મેં મૂકી દીધીછે. નજર દોષની તથા બુધ્ધિ દોષની કોઈ ઠેકાણે ખામી હોયતો સુજ્ઞ અને વિવેકી વાંચનારાઓ માફ કરશે.

મુંબઈ તા૦ ૧૦મી માર્ચ ૧૮૭૫.

શિવલાલ ધનેશ્વર.

---

# અનુક્રમણિકા.

## બાળકાંડ.



## અયોધ્યાકાંડ.

## અરણ્યકાંડ.



## કિષ્કિંધાકાંડ.



## સુંદરકાંડ.

૪ પ્રય.



## યુધ્ધકાંડ.



## ઉત્તરકાંડ.

# મંગળાચરણ.



## દ્રુતવિલંબિત છંદ.

વરણ અર્થ સમૂહ અપાર જે, વ્રત રસાદિતણા કરનાર જે;
ઉભય મંગળકારિ સુવેશ જે, પ્રથમ વંદુ હું વાણિ ગણેશ તે. ૧

## ચંદ્રક્રીડા છંદ.

સદા જેહ સંબંધિ શ્રધ્ધા સુવિશ્વાસ રૂપે અનૂપ,
ભવાની મહાદેવ તે વંદુ હું જેહ છે કાશીભૂપ;
ન જેનાવિના કોઈ જોઇ શકે આતમારામ આજે,
ઉરાંબુજમાં યદ્યપી તે વસેછે સદા સાનુરાગે. ૨

## વસંતતિલકા છંદ.

વિજ્ઞાનધામ અવિનાશિ અખંડ એવા,
વંદુ હું શંકર ગુરૂરૂપ માનિ સેવા;
જેના મહાશ્રયથી વક્ર શિતાંશુ તોય,
સર્વત્ર વંદ્ય સચરાચર ચંદ્ર સોય. ૩

શ્રીરામ જાનકિ તણા ગુણગ્રામ રૂપી,
પુણ્યારણે અતિ વિહારિ રતી અનૂપી;
ને જેમની અતિ વિશારદ બુધ્ધિ પ્રાચે,
વંદુ કવીશ્વર કપીશ્વર તે સદાએ. ૪

## શાર્દૂલવિક્રીડિત છંદ.

સંસારોદ્ભવકારણી ભગવતી, ને પાળનારી બહુ,
એ સંહારણિ એજ કલેશહરણી, માંગલ્યકારી સહુ;
શ્રીમદ્રામતણી પ્રિયા પરમ જે, સીતાભિધાની સદા,
તેના ચર્ણ મનાવું ચાહિ ચિતમાં, કષ્ટો ન દેખું કદા. ૫

## મંદાક્રાંતા.

જે માયાને વશ વિવરતે સૂર દૈત્યો સદર્પ.
ભાસેછે સત્ય યદપિ વૃથા દોરડી માનિ સર્પ;
તે માયાદી જગત સહુના મૂળ જે રામ તેના,
વંદૂ ચર્ણો ભવધિ તરવા વ્હાણ ચર્ણાબ્જ જેના. ૬

# તુળસીકૃત રામાયણનું,

કવિતા રૂપે.

**ગુજરાતીમાં ભાષાંતર.**

પ્રારંભ.

## મંગળા ચરણ.

ગણપતીની સ્તુતી.

દોહરા.

વિઘ્ન વિનાશી ગજવદન, ગુણમતિ નિધી ગણેશ;
જનક જનનિ જેનાં જુઓ, મહિધરસુતા[૧] મહેશ. ૧.
સ્મરણ સરસ કામે સદા, પ્રેમે પ્રથમ પુજાય;
કશુ દુલ્લભ જ્યાં કળિ વિશે, શક્તી તનુજ[૨] સહાય. ૨.
પ્રથમ મનાવું પ્રેમથી, પદ પંકજ[૩] રજ આજ;
હે હરનંદન[૪] વંદતાં, કરો સફળ મુજ કાજ. ૩.

### ભગવાનની સ્તુતી.

દોહરા.

નીલ કમળસમ શ્યામછે, લોચન રવિસમ લાલ;
શયન સદા ક્ષિર સાગરે, પ્રભુ ત્રિભુવન પ્રતિપાળ. ૪.
રમારમણ[૫] સદ સુખ કરણ, વસજો ઉર કરિવાસ;
મધૂ સુદન વંદન કરી, પ્રીતે જાચુ તુજ પાસ. ૫.

### માહાદેવની સ્તુતી.

કુંદ[૬] ચંદ્રસમ શ્વેત તન, દયા તણા દરબાર;
દિન વત્સળ ઉમયા પતી, સર્વ દેવ સરદાર. ૬.
કરૂણાકર કરજો કૃપા, વરદાયક ધરિ વાલ;
તન મન વચને તમ કને, કરગરૂ થઇ કંગાલ. ૭.

### ગુરૂસ્તુતી.

રજ ગુરૂ પદપંકજ તણી, સદ્ય ચઢાવી શીશ;
જાચુ જુગલ કરજોડિને, દ્યો ડાપણ દિન નીશ. ૮.

### રામચંદ્રજીની સ્તુતી.

સૂર્ય વંશ અવતંસ જગ, જાનકિ જીવન પ્રાણ,
દસરથ ચોક વિહારિ હરિ, રામ રઘૂકુળ ભાણ. ૯.
કૌશલ્યા કેકઈ અને, સુભગ સુમિત્રા માત,
લક્ષ્મણ શત્રૂઘન ભરત, નગર પુરૂષ સ્ત્રી જાત. ૧૦.
સૌનાં લોચન મીનને, અમૃત સાગર ઇશ;
મુનિમન ભ્રમર કમળ અમળ, જિવો કૌશલાધીશ. ૧૧.
સદા સાનુકુળ સર્વ[redacted]તમ, સેવકપર છો સ્હેજ;
વિર્દ જાણિ વિશ્વાસ મન, આવે મુજને એજ. ૧૨.
ધનુષધારિ ધરણી ધણી, સાનુજ[૭] સીતા સહીત;
મમ અંતર સ્થાનક કરી, વસજો અવધ અમીત[૮]. ૧૩.
રજ ગતિ નભ[૯] જાવા તણી, ક્યાંથી હોય કૃપાળ;
પવન પ્રસંગે પ્હોચતી, ઉડિ આકાશ વિશાળ. ૧૪.
તમ ગુણગણ ગણતાં ગુણી, શેષ, મહેશ સુરેશ;
નારદ સારદ વેદ વળિ, પાર ન પામ્યા લેશ. ૧૫.
તો કશિ ગણતી ત્રિભુપતી, હૂં છૂં અતિ મતિ મંદ;
મોહ ક્રોહ[૧૦] કામે ગ્રથિત, હે કૃપાળ સુખ કંદ. ૧૬.

---

૧ હિમાચળની પુત્રી પાર્વતી. ૨ પુત્ર. ૩ કમળ. ૪ શિવપુત્ર ગણેશ. ૫ લક્ષ્મિ પતિ. ૬ મોગરો, ડોલર. ૭ ન્હાનાભાઇ લક્ષ્મણજી સહિત. ૮ અપાર. જેનો છેડો નહી. ૯ આકાશ. ૧૦ ક્રોધ.

પણ પ્રભુતા પ્રભુ આપની, રચવા આપ ચરિત્ર;
પ્રવર્ત્તાવશે તે મને, જે છે પુન્ય પવિત્ર. ૧૭.
સારદ હારદ[૧૧] સમજિમમ, સ્હાય થજો ગણિબાળ;
પૂર્ણ કૃપા પરમેશ્વરી રચના થાય રસાળ. ૧૮
કળિના કવિગણને કરૂં, પદ વંદી પરણામ;
કૃપા દ્રષ્ટિએ કાવ્યપર, જો જો સહુ અભિરામ. ૧૯
દોષ કોષ[૧૨] જોશો નહી. ભર્યા દોષ ભરપૂર;
રામનામ ગુણ ગ્રામ ભણિ, જોજો તમે જરૂર. ૨૦
હું છું અગ્નિરથ ઉતારૂ સમ, કરતાને બહુ કષ્ટ;
બુદ્ધિ વિવેક વિતર્ક[૧૩] ભણિ, જોજો તમે સુદ્રષ્ટ.[૧૪] ૨૧
કુળેશ્વરી કરૂણા કરો, પ્રીતે કરૂં પદબંધ;
ગુર્જરિભાષામાં ભલી, રામ કથા રસ ગંધ. ૨૨.
શ્રોતા વકતા સહુ સુણો, સુણ્યે થાય સહુ સિદ્ધ;
ધર્મ કામ મુક્તિ મળે, મળે વળી નવ નીધ. ૨૩

---

## કથા પ્રસંગ.

### દોહરા.

ભરદ્વાજ મુનિવર ભુષણ, પ્રીતે વસે પ્રયાગ;
રામ ચરણમાં તેમનો, અધિક અધિક અનુરાગ.[૧૫] ૧.
મુનિવર મહા તપસ્વિતે, શમ દમ દયા નિધાન;
પરમ સુજાણ પરાર્થમાં, ભરદ્વાજ ભગવાન. ૨.
માઘ મકરગત રવિ થયે, આવે સૌ અભિરામ;
દેવ દનુજ નર કિન્નરો, તીર્થ પ્રયાગ તમામ. ૩.
સાદર[૧૬] સ્નાન સકળ કરે, ત્રિવિધ ત્રિવેણી માંહ;
પૂજે માધવ પદ કમળ, વળિ અક્ષય વડ ત્યાંહ. ૪.
આશ્રમ અતિ પાવન અને, મુનિ જન ભાવન રમ્ય;[૧૭]
ભરદ્વાજ મુનિવર તણું, ગુણિને જેની ગમ્ય.[૧૮] ૫
તહાં મહા મુનિઓ તણો, સ્નેહે મળે સમાજ;
જાય સર્વ જે મુનિવરો, તીર્થ નહાવા કાજ. ૬
આણી અંગ ઉમંગ અતિ, પ્રાત સમે[૧૯] કરિ સ્નાન;
આશ્રમ જઇ હરિ ગુણતણા, ગુણનિધિ કરતા ગાન. ૭;
બ્રહ્મ નિરૂપણ ધર્મ વિધિ, વરણે તત્વ વિભાગ;
કહે ભક્તિ ભગવંતની, સહિત જ્ઞાન વૈરાગ્ય. ૮

### છપા.

એ પ્રકાર ભર મકર, નહાઈ નિરમળ થઇને;
નિજ આશ્રમ સહુ જાય, ઉમંગે આજ્ઞા લઇને
 પ્રતિ[૨૦] સંવત પરમાણ, થાય મેળો મુનિવરનો;
 સ્નાન ધ્યાન કરિ સાર, માનિ મહિમા હરિહરનો;
આનંદ કરિ મુનિ વૃંદ[૨૧] અતિ, પ્રેમે નિજ આશ્રમ પળે;
એ તીર્થ પ્રયાગ સભાગિયૂં; જ્યાં મ્હા મુનિઓ જઇ મળે. ૧
 એકવાર ભરમકર, સ્નાન કરિ સહુ સંચરિયા;
 નિજ આશ્રમ નિરધાર, પ્રયાગેથી પરવરિયા;
 યાજ્ઞવલિક રૂષિરાય, વડા જે વિમળ વિવેકી;
 રાખિ લિધા તેમને, ભરદ્વાજે પદ ટેકી;
બેસાડિ આસન પુનિતપર,[૨૨] પાય પખાળ્યા પ્રેમથી;
પૂજા કરિ સુયશ વખાણિ મુનિ, કોમળ વચન કહે કથી. ૨
 નાથ એક સંદેહ, મોહ મતિનો છે મારે;
 કરતળ વેદનું તત્વ, આપને મતિ અનુસારે;
 કેતાં મુજ સંદેહ, લાજ ભય મુજને લાગે;
 જોન કહૂં રૂષિરાય, મોહ સંદેહ ન ભાગે;
વળિ સંત સુજાણ પુરાણ શ્રુતિ, નીતિ એવિ મુનિની સહી;
ગુરૂપાસ ગુપ્ત રાખ્યે હ્યદય, શુભ વિવેક પ્રગટે નહીં. ૩
 સમજી એવૂં સ્વામિ, મોહ કરૂં પ્રગટ હું મારો;
 કરિ કરૂણા જન જાણિ, મોહસાગરથિ ઉતારો;
 મહિમા અતિ મહરાજ, રામના નામ તણોજે;
 સંત પુરાણ સુજાણ, વેદપણ ભણતા રોજે;
ગુણ જ્ઞાનનિધી અવિનાશિ શિવ, જપે નિરંતર જેહ
તે રામ કવણ સ્વામી કહો, હરો મોહ સંદેહને. ૪
 મહા મંત્ર મ્હાદેવ, જપેછે ઝાઝા જતને;
 તેહ મંત્ર પરતાપ, પરમ પદ દેછે જનને;
 ચાર ખાણના જીવ, પ્રજા જગ ચાર વરણની;
 કાશી પડતાં કાય, પિડા ગત જન્મ મરણની;
પૂરણ પ્રતાપ રઘુનાથનો, શિવ ઉપદેશે સંચરે;
તે રામ કવણ કરૂણા નિધી, પાતકનામે પરહરે. ૫
 એક રામ અવધેશ,[૨૩] કુંવર તે કૌશલ્યાના;
 દસરથ જનક[૨૪] દયાળ, ભરત ભ્રાતા ભગવાના;
 ચરિત્ર તેમનું પવિત્ર, વિશ્વમાં વિદિત વિરાજે;
 દુસહ[૨૫] વિરહ[૨૬] દુખ સહ્યૂ, રમા કેરૂ રઘુરાજે;

---

૧૧ રામાયણને ગુજરાતીમાં કરવી એ મારી મતલબ. ૧૨ ભંડાર. ૧૩ વિશેષ વિચાર, કલ્પના. ૧૪ સારી દ્રષ્ટિથી. ૧૫ પ્રીતિ. ૧૬ આદર સહિત. ૧૭ રમણિક ૧૮ ખબર. ૧૯ મળસકામાં, સવારના પ્હોરમાં.

૨૦ દરેક ૨૧ ટોળાં. ૨૨ પવિત્ર. ૨૩ આયોધ્યા પુરીના રાજા. ૨૪ પિતા. ૨૫ નસહેવાય એવું. ૨૬ વિયોગ.

અતિરોષે રાવણ રોળિયો, કૂળ સહિત કાગારણે;
વિનતા વિરહ દુખ વામિયૂં, વિધવિધ જાઊં વારણે. ૬

### ઇંદ્ર વિજય છંદ.

તે પ્રભુરામ સિતાપતિ કે વળિ;
અન્યહશે શું પુરૂષ પુરાણી;
શંકર ધ્યાન ધરેછ નિરંતર, અંતર
પ્યાર અતીશય આણી;
સત્ય નિધાન સુજાણ સદા સમજાવિ
મને શરણાગત જાણી;
આપ કહો મમ મોહ મટે જ્યમ;
તેમ કથા વિસતારિ વખાણી. ૧

### દોહરા.

યાજ્ઞવલિક મુનિમલકિને,[27] વદતા વાણિ વિવેક;
ભરદ્વાજ મુનિવર પ્રતે, શંશય ટળવા છેક. ૧
પ્રભુતા રામતણી પ્રભૂ, જાણો તમે જરૂર;
જ્ઞાન સૂર્ય પ્રગટે જહાં, મોહ પ્રબલ તમ[28] દૂર. ૨
કર્મ વાણિ મન કાયથી, રામ ભકત રૂષિ રાય;
સમરથ શરણૂં સિંહનૂં, મોહ ગજથિ[29] શું થાય. ૩
પણ ચતુરાઈ તમારિ મેં, જાણી લિધી જરૂર;
ઇચ્છો સુણવા આપતો, પ્રીતે પ્રભુ ગુણ પૂર. ૪
જાણો પણ ગુણ વર્ણવા, પ્રશ્ન કિધો ધરિ પ્રીતઃ
તાત સુણો સાદર તમે, રામનિ કથા પુનીત. ૫
મોહ મહીષાસૂરને,[30] કામ ક્રોધનો કૂપ
રામકથા છે તેહને, કાળિ કાળિકા રૂપ ૬
રામ કથા શશિ[31] કિરણસમ, શ્રોતા સંત ચકોર;
સુણ્યે વિવિધ સુખ સંપજે, ઘટે વિશ્વ દુખ ઘોર[32] ૭
કીધો જ્યમ સંશય તમે, "કવણ રામ કરતાર";
ઉમયાએ પણ એ રિતે, સંશય કિધો લગાર. ૮
તવ તેને ત્રિપુરારિએ, કથા કહી ધરિ નેહ;
પ્રભુ પ્રભુતાઈ વખાણિને, તજવા મન સંદેહ. ૯
મતિ અનુસારે હૂં હવે, ઉમા શંભુ સંવાદ;
કહૂં સુણો સાદર મુની, મટશે મન વિખવાદ. ૧૦
શા કારણથી શંકરે, પ્રેમે ઉમયા પાસ;
રામ કથા વિસ્તારિ કહિ, તે સુણજો ધરિ આશ. ૧૧

૨૭ રાજીથઈને. ૨૮ અંધકાર. ૨૯ હાથી. ૩૦ મહિષાસુર દૈત્ય ૩૧ ચંદ્ર. ૩૨ ભયંકર.

### કન્યાએ ક્રોધ જણાવીઓ એ દેશી.

ત્રિપુરારી ત્રેતાયુગ વિષે, સતીસાથ કૈલાસ;
રમણ કરે રૂડીરીઝથી, હોંસે હાસ્ય વિલાસ.
ત્રિપુરારી. ૧
એક સમે નિજઅંતરે, કરી વિમળ વિચાર;
જાવા અગસ્તના આશ્રમે, થયા તરત તૈયાર.
ત્રિપુરારી. ૨
સતિ જગજનની[33] ભવાનીજે, સ્નેહે લીધી તે સંગ;
આવ્યા રૂષી કેરા આશ્રમે, અંગે ઉમગે ઉમંગ.
ત્રિપુરારી. ૩
પૂજાકિધી ત્રિપુરારીની, જાણીને જગદીશ;
પેખી પરોણા[34] પુરારિને, રૂડુમાને રૂષીશ.
ત્રિપુરારી. ૪
ધન્ય ભાગ્ય ધરણીતણાં, પદે પાવન કીધ;
દેવાધી દેવ દયાકરી, દંપતિ[35] દરશન દીધ.
ત્રિપુરારી. ૫
અહો ભાગ્ય આ અવસરે, વંદી કરૂશાં વખાણ;
લોચન દરશન લાલચી, પુરી ઇચ્છા પ્રમાણ.
ત્રિપુરારી. ૬
વિનયવચનથી વિવેકથી, રૂષિએ રિઝવ્યાનાથ;
સન્મુખ ઉભાછે શીવને, જુગલ જોડીને હાથ.
ત્રિપુરારી ૭
વર્ણવી રામ કથા વળી, અગસ્તે એહવાર;
સાંભળી સર્વાંગ શંભુને, પૂરણ ઉમગ્યો પ્યાર.
ત્રિપુરારી. ૮
મગન થયા માહાદેવજી, રૂષિ પ્રાણ સમાન;
ઇષ્ટદેવ[36] રઘુના[redacted] કીધા ધન્ય ગુણગાન.
ત્રિપુરારી. ૯
અતિ સાનુકુળ ઉમયાપતી, અંતર જાણી અગસ્ત;
પુછિ હરીભક્તિ અનપાવની, હેતે જોડી બે હસ્ત.
ત્રિપુરારી. ૧૦
અધિકારી જોઇ અખિલેશ્વરે, ભક્તિ કહી ભગવંત;
સુણિને અગસ્ત રૂષી થયા, મનાનંદ[37] અનંત.
ત્રિપુરારી. ૧૧
રઘુપતિ ગુણગાથા ગાવતાં, પરસ્પર ધરી પ્યાર;
કેટલા દિન રૂષિ આશ્રમે, રહ્યાશ્રી ત્રિપુરાર.
ત્રિપુરારી. ૧૨

૩૩ ઉમયાજી. ૩૪ મેહેમાન. ૩૫ વરવહુનું જોડું. ૩૬ પોતાને માન્ય કરવા લાયક દેવ. ૩૭ મનઆનંદ.

માગી રજા મુનિ પાસથી, સંગ દક્ષ સુતાય;
ચંદ્રમૌલી[૩૮] ચાલ્યા ત્યાંથકી, વેગે કૈલાસ જાય.
ત્રિપુરારી. ૧૩
તે અવસર અવિનાશીએ, ભૂમિ ભંજનભાર;
લીધો હતો રઘુકૂળમાં, અવનિપર અવતાર.
ત્રિપુરારી. ૧૪
તાતવચને ત્યાગી રાજને, ધરી વેષ ઉદાસ;
દંડક વનમાં દયાકરી, વિચરતા અવિનાશ.
ત્રિપુરારી. ૧૫
પાવન ધરાણીકરે પ્રભૂ, સ્કંધ તરકસ તીર;
ભાથા ભીડી લિધા ભૂધરે, સંગ ભ્રાત સુધીર.
ત્રિપુરારી. ૧૬
ફરતા દિઠા રઘુનાથને, ભર ઉમંગ ભેર;[૩૯]
મનમાં વિચારે મ્હાદેવજી, દર્શન પામ્યાની પેર.
ત્રિપુરારી. ૧૭
ગુપ્તરૂપે પ્રભૂ અવતર્યા. જો હું સન્મખ જાઉં.
વિદિત થાએ સહુ વિશ્વમાં, ગુણનિજ મુખગાઉં.
ત્રિપુરારી. ૧૮
રાવણ દનુજ તણું થશે, મરણ મનુષ્યને હાથ;
એ વિધિવચન સાચૂ થવા, આદ્ય ત્રિભોવન નાથ.
ત્રિપુરારી. ૧૯
જો નહી સન્મુખ જાઇને, કરૂં વિનતી કૃપાળ;
પ્રસ્તાવો થાશે પ્રાણને, તનમાં તતકાળ.
ત્રિપુરારી ૨૦
કરતાં વિચાર કશીરિતે, ઉકલેન ઉકેલ;
શોચ વિવશ શંકર થયા, માયા જેણે મુકેલ.
ત્રિપુરારી. ૨૧

ભૂજંગી છંદ.

તહાં તેસમે જાઇને દૈત્યનાથે;[૪૦]
લિધો નીચ મારીચને[૪૧] આપ સાથે;
થયો કારમો નીચ મારીચ હર્ણો,
મઢૂલી કનેથૈ ગયો પંચ વર્ણો. ૧
પડયોદ્રષ્ટિ સીતા સતીની છપીન,
થઇ આશ કંચુકિની જાનકીને;
સ્તુતી સ્વામિને સ્નેહથી સંભળાવી;
ચઢયા રામ ત્યાં બાણ વેગે ચઢાવી. ૨
કિધો ઘોર પોકાર મર્તાં કુરંગે,[૪૨]
સુણી ચીસ ત્યાં લક્ષ્મણે તે પ્રસંગે;
શિલી મૂખ રેખા કરી સંચર્યા ત્યાં,
પ્રભૂ હર્ણને મારવાને ગયા જ્યાં. ૩
સુનૂ ઠામ સૂનાં સિતા જોગ માયા,
વિલોકી કિધી રાવણે જોગિ કાયા;
હરી તર્ત વૈદેહિ[૪૩] ત્યાં આવિ તેણે,
હરી હાથથી મોતને માગ્યું જેણે. ૪
વિધિ હર્ણ સાનૂજ આવ્યા સનેહે,
સુનૂં સ્થાન દેખી થયા દુ:ખિ દેહે;
ભરાયાં નિરે મોહનાં ક્ષેત્ર નેત્રો,
જુઓ જાનકી નાથનાં આ ચરિત્રો. ૫
થયા વિર્હથી વ્યાકુળા વિશ્વ કર્તા,
ભલા ચૌદ ભોવનના જેહ ભર્તા;
સીતા શોધ માટે ફરે બેઉ ભ્રાતા;
મહારણ્યમાં પ્રેમ દુ:ખે પળાતા. ૬
ન વીયોગ સંયોગનૂં દુ:ખ કોદી,
પ્રભૂ નિત્ય છે વિશ્વ માંહિ પ્રમોદી[૪૪].
દિઠૂં દુ:ખ સાક્ષાત તેને વિયોગી,
પ્રિછે મર્મના ભર્મ એ પર્મ જોગી. ૭
અતી અદભુતાં રામનાં એ ચરિત્રો,
પ્રિછે તેહને પૂણ્યશાળી પવિત્રો;
મતી મંદ મોહાંધ જાણે નહીં તે,
મહા મોહ માયા નદીમાં વહી તે. ૮
ત્રિપૂરારિને અંતરે ક્ષોભ એવો.
પ્રભૂ મૂખપેખ્યા તણો લાભ લેવો;
સતી મર્મ તેનો ન જાણે લગારે,
કશૂં અંતરે અન્ય એતો વિચારે. ૯
અતી નેત્રને લાલસા નિર્ખવાની,
છબી શ્રીપતીની મહા મોદ દાની[૪૫];
ડરે મંન જો જૈશ તો જાણ થાશે,
વિભૂશંભુ એવો રિતેથી વિમાસે. ૧૦

છંદ હરિગીત.

તેણે સમે ત્રિપુરારિએ નિજ, ઇષ્ટ દેવ સીતાપતી,
જોયા યુગલ ભરિ નયનમન, આનંદ તો વાપ્યો અતી;
ગુણસિંધુવિભુ વૈદેહિપતિછબિ, ધામસ્મર[૪૬]મદમોચની;
કુસમય વિચારિ પિછાન[૪૭]દિધિના,શંકરે કશિ આપની.૧

---

૩૮ શિવ. ૩૯ ભરેલા, સહિત ૪૦ રાવણ.
૪૧ રાવણનો મામો. ૪૨ હરણ.

૪૩ સીતાજી. ૪૪ આનંદી. ૪૫ આનંદ દેનારી.
૪૬ કામદેવ. ૪૭ ઓળખાણ.

જયરામ તન ઘનશ્યામ જયરૂપ, ધામ આમ વિનયકરી;
ચાલ્યા ત્યહાંથી ચંદ્રમૌલી, ધ્યાન ઉરમાંહિ ધરી ;
છે સંગ દક્ષ કુમારિ પ્યારી, પવન વેગે પરવરે ;
નંદીશ[૪૮] વારોવાર પુલકિત, રામ છબિ ઉરમાં ધરે. ૨
મનમગન દેખિ દશા શિવા[૪૯]મન, અમિત સંશય આણતી;
શંકર જગતના વંદ્યછે વળિ, સૃષ્ટિના શંકર પતી;
સુરનાગ નર મુનિ વૃંદ સહુ નિજ, શીશ શિવને નામતા;
તેશીવ નૃપ સુત રામને કયમ, પ્યારભર પરણામતા. ૩
પરધામિને અવિનાશિ કહિવળિ, છબિ વિલોકી તેતણી;
પ્રિતિ રેતિ નથિ રોકી હજી પણ, ક્ષણ ક્ષણે ઉમગે ઘણી;
જે બ્રહ્મ વ્યાપક વિરજ અજ[૫૦] અતિ, અકળ અનિહ
પ્રશંશાછે;[૫૧]
વળિ ત્રિગુણ રહિત અનાદિ બ્રહ્મન, અખિલ જગ
અવતંસછે. ૪
તે દેહ ધરિ નર થાય શું? નહીં, વેદ જેને જાણતા ;
નિત નેતિ નેતિ વદંતિ વેદા, પાર ગુણન પ્રમાણતા ;
જો વિષ્ણુ સુરહિત નર તનુધરિ, ધરણિ[૫૨] ભાર ઉતારતા ;
તો તેય પણ ત્રિપુરારી જયમ જોઉ, તેમનીસર્વજ્ઞતા.[૫૩] ૫
શોધે શું તે અજ્ઞાનિ જયમ નિજ, પ્યારિપ્યારિ કહિકહી;
જે જ્ઞાનધામ રમારમણ ધન્ય, દનુજ કુળ નાખે દહી,
વળિ શંભુ વાણિ વૃથાનહીં, સર્વજ્ઞ શિવ જાણે સહૂ ;
પ્રીછા વિના પ્રણમે પુરારિન, કળ અકળ કોને કહૂં ૬
સંશય થયો એવો શિવામન, મોહમાયા કહુ કથી,
નવથાય હૃદય પ્રબોધનો વળિ, રજ પ્રવેશ પ્રમાદથી,
કીધો ન સંશય પ્રગટ રાખ્યો, ગોપ્ય[૫૪] દક્ષકુમારિએ,
અવિનાશિ અંતર જામિ તેસહુ, જાણિ લિધું
ત્રિપુરારીએ. ૭
સતિને કહે શિવ સાંભળો ધરિ, આંબળો દુરઉર કરી ;
નારીસ્વભાવ પ્રભાવ પ્રભુનો, જાણ નહિ મનમાં જરી,
ન કદાપિ પણ સંદેહ ધરિએ, આ રિતે સતિ અંતરે,
એ આર્તબંધુ[૫૫] સીતાપતી સુણ, તે તણૂં તું વૃતંતરે. ૮
સાદર અગસ્તે સ્નેહ ધરિમન, ગુણ કથા જેની કરી,
મેં જેનિ ભક્તિ અગસ્ત રૂષિને, સંભળાવી ધિરધરી ;
તે ઈષ્ટદેવ દયાળ મમમન, ધામ રામ રમાપતી,
સેવેછ જેને સતત[૫૬] સુરમુનિ, ગહન જેની છે ગતી. ૯

સહુ યોગિ સિદ્ધ સુજાણ દક્ષ[૫૭], સુલક્ષિ રક્ષક રક્ષતા,
ગુણજ્ઞાન રૂપ બલ ધામછે વળિ. શૌર્ય શ્રેષ્ટ અભિષ્ટતા ;
તે રામ કોટિ બ્રહ્માંડનાપતિ, બ્રહ્મ અજ માયાધણી,
નિજ ભકતહિત પ્રભુ અવતર્યા, નિજતંત્ર[૫૮] નિત રઘુ
કુલમણી- ૧૦

દોહરા.

પ્રભૂ પ્રભાવ પુરારિએ, સમજાવ્યો બહુ સાર ;
દક્ષ સુતાને દિલ વિષે, લાગ્યો નહીં લગાર. ૧
શિખ દેવા મતિમાનછે, લાયક નહિં જડલોક ;
પૂષ્પ સુગંધ તલેચઢે, જવમાં જાએ ફોક. ૨
વિચાર્યું મન મહેશ્વરે, દક્ષ સુતા દૈવજ્ઞ[૫૯] ;
કેમ બની તે કારમી, આ અવસર અતિ અજ્ઞ.[૬૦] ૩
હરિ માયા બલ પ્રૌઢછે, સમજી એમ મહેશ ;
દક્ષ સુતા પ્રત્યે વદે, સમરિ રામ અવધેશ. ૪
જો મન અતિ સંશય શિવા, હોય પ્રકાર હજાર ;
તો કયમ જાઈ ત્યાં તમે, લ્યો ન પરિક્ષા પાર. ૫
જ્યાં લગિ જૈ તમ આવશો, પ્યારિ અમારી પાસ ;
ત્યાં લગિ બેશી રહિશ હૂં, વડછાંયે કરિ વાસ. ૬
જયમ જાએ મન મોહ ભ્રમ, જઇને કરો જતંન ;
વિમળ વિવેક વિચારજો, પ્યારી હુછૂં પ્રસંન. ૭

ચોપાઈ ત્રિંતાળની રાગ ઓખાહરણનો.

શિવ આજ્ઞા પામી સતી ચાલી,
કરે તર્ક કરૂંશું સંભાળી ;
અહિયાં શિવ એવું મન અનુમાને,
નથિ શ્રે[૬૧] દક્ષજાનું નિદાને.[૬૨] ૧
મારે [illegible] ભ્રમ ગયો જ્યારે,
વિધી વાંકો થયો ખરો ત્યારે ;
થશે તે જે રચી રાખ્યું રામે,
કોણ તર્ક કરે હવે આમે. ૨
કહી એવું પછી ત્યાં કપાળી[૬૩],
વેગેથી કમળાસન વાળી;
સ્નેહે જીવને શાન્ત પમાડી,
હરિનામસું લગની લગાડી. ૩

૪૮ શિવ. ૪૯ ઉમયા. ૫૦ ૫૧ વખાણાયલા.
૫૨ પૃથ્વી ૫૩ સર્વ જાણવાપણું. ૫૪ છાનો.
૫૫ દુખથી પિડાતા પુરૂષને સાહ્યકારી. ૫૬ નિરંતર,
હમેશ.

૫૭ ચતુર. ૫૮ સ્વતંત્ર. ૫૯ સારૂં નરસુ જાણનારી
સ્રી. ૬૦ અજાણ. ૬૧ કલ્યાણ. ૬૨ આખરે છેવટ.
૬૩ શિવ.

સતી ચાલી જ્યહાં પ્રભુરામ,
ગૂણનિધિ તનં સુંદર શ્યામ;
વારે વારે તે મનમાં વિચારી,
ધર્યૂં રૂપ સીતાનું સમારી. ૪
ગઇ ચપળા ચિત્તમાં લાવી,
ભાગ્ય દવિએ જેને ભુલાવી;
સ્થિરમન કરી આગળ ચાલી,
પ્રભુ જે પંથ આવતા ભાળી. ૫
એસૌ કપટ સ્વરૂપ ઉમાનૂં,
તર્ત લક્ષ્મણજીએ પિછાન્યૂં;
થયા ચકિત લક્ષ્મણજી ચિત્તે,
અતિ સંદેહ ઉપન્યો નિમિત્તે.[૬૪] ૬
કોણ કારણે દક્ષ કુમારી,
કિધું હોશે આ કપટ વિચારી;
સુમિત્રેય[૬૫] ગુણંત ગંભીર,
પ્રભુ પ્રભુતા જાણે મતિધીર. ૭
તેથી કીધું ન રામને કાંઈ,
મન સંકેલ્યું ભક્તિ દ્રઢાઇ;
સતી કપટ જાણ્યું સુરસ્વામી,
સમદરશીછે[૬૬] અંતરજામી. ૮
જેને સ્મરતાં મટે અજ્ઞાન,
તે સર્વજ્ઞ રામ ભગવાન;
સતિ ચાહ્ય તેને મન છળવા,
કીડિ કૂદે ગગન જઇ મળવા. ૯
જુઓ નારી સ્વભાવ પ્રભાવ,
કાચે સૌંગઠે માંડે દાવ;
નિજ માયા પ્રબળતા વખાણી,
વદે રામ મનોહર વાણી. ૧૦
પ્રભુએ પ્રથમ કિધો પરણામ,
બોલ્યા વળતા વિહંસીઆમ;
પિતા સહિત લેઈ તેનું નામ,
બીજી વાર કીધો પરણામ. ૧૧
કહો ક્યાં જશો દક્ષકુમારી,
પુછું પ્રેમે હું વિનય વિચારી;
પછી કીધું ક્યહાં વૃષકેતૂ,[૬૭]
ફરો એકલાં વન કો હેતૂ. ૧૨

સુણી રામ વચન મૃદુ[૬૮] ગૂઢ,[૬૯]
દક્ષતનંયા થઈ દિગ્મૂઢ;[૭૦]
સતિ સંકોચ મનમાં પામી,
જાણ્યા રામને અંતરજામી. ૧૩
બીતી બીતી મહેશનીપાસે,
ચાલિ ઉમયા શોચતિ ઉદાસે;
મને ક્યાંથી મતી સુઝિ આવી,
શકે ભાગ્ય દવિએ ભુલાવી. ૧૪
કહ્યું માન્યું ન મેં શિવકેરૂં,
ચાલી માપવા પ્રભુ મન મેરૂ;
મતિ પાનીએ સીની નિદાન,
રામપર આણ્યું નિજ અજ્ઞાન. ૧૫
શંભુને શો હું ઉત્તર દેશ,
ચંદ્રમૌલી તો કરશે કલેશ;
ઉર દારૂણ[૭૧] દાહ સતિને,
થઇ જાણતે શ્રીપુરપતીને. ૧૬
સુખધામ રામે મન લાવી,
નિજ માયા ત્યાં પ્રગટી જણાવી;
દિઠું કૌતક જાતાં પંથે,
કીધી માયા શ્રી જાનકી કંથે. ૧૭
જાય સાનુજ રામ શ્રી[૭૨] આગે,
રૂપવંતાં ઉમાને લાગે;
જુવે પાછું ફરિને વળી જ્યારે,
શ્રી સબંધુ દિઠા પ્રભુ ત્યારે. ૧૮
શ્યામ ગૌર મનોહર જોડી,
સીતા હિંડે છે આધું ઓડી;
વિશ્વ સઘળાની સુંદરતાઇ,
જાનકી અંગ આવી ભરાઇ. ૧૯
જ્યાં જુએ ત્યહાં રામ અલેખે,
એમ આગળ પાછળ દેખે;
તરે નજરે ઉમાને તે વારે,
શ્રી સબંધુ પ્રભૂ સંસારે. ૨૦

### તોટક છંદ.

સુખ ધામ બિરાજેલ રામ રમા,
ધરિ સુંદર વેષ વિશેષ ક્ષમા;

૬૪ કારણે. ૬૫ લક્ષ્મણજી. ૬૬ સર્વ પર સમાન દ્રષ્ટિ રાખનારા. ૬૭ શિવ.

૬૮ કોમળ. ૬૯ ભેદભરેલાં. ૭૦ આશ્ચર્ય પામવું. ૭૧ ભયંકર. ૭૨ સીતા.

મુનિ સિદ્ધ સુજાણ સુસેવ કરે,
વિધિ વિષ્ણુ મહેશ દિઠા નજરે, ૧
સહુ પાય પડે પરિબ્રહ્મ કહી,
સતિ સંશય સાગર માંય રહી;
વિધિ વિષ્ણુ મહેશ પ્રભાવ અતી,
વડિ એકથિ એક ગતી સુમતી. ૨
નમિ પાય પ્રિતે રઘુનંદનને,
અતિ હર્ષ વધે સહુના મનને;
સહુ દેવ સુવેષ વિવિધ ધર્યા,
સતિએ દિઠ સૌ હરિભક્તિ ભર્યા. ૩
દિઠિ દક્ષકુમારિ વિધાત્રિભલી,
ઇંદિરા[73] રૂપ મંદીર દીઠિ વળી;
સહુ દંપતિ સાથ અજાદિ સુરો,[74]
ભજવ્યો પ્રભુએ સ્વપ્રભાવ પુરો. ૪
રઘુનાથ જહીં તહિં દ્રષ્ટ પડે,
સતિને બિજુ કાંઈ ન આંખ ચડે;
જહિં રામ તહાં સુર દંપતિસૂં,
કરિ સેવ કરે શુભ સૂમતિસૂં. ૫
પ્રભુ પ્રેમ પિયૂષનિ[75] વૃષ્ટિ કરે,
જય શબ્દ સુરાદિ મુખે ઉચરે;
ભવજીવ[76] ચરાચર જેહ ઘણા,
સતિ દેખિ અનેક પ્રકાર તણા. ૬
ભયભીત થઇ જનની સતિત્યાં,
સુઝિ આવિ મને મનમાં મતિક્યાં;
પ્રભુ જાનકિ સાનુજ સર્વ સ્થળે,
બહુ રૂપ સ્વરૂપ અનૂપ કળે. ૭
સતિ પેખિ પ્રભાવ પ્રભૂજી તણો,
મનમાં તનમાં ડર પામિ ઘણો;
ઉર કંપતુ દેહ ન સુધ્ધિ કશી,
વિધિ વંક થયે મતિ મંન વસી. ૮
શિદ શંકર વેણ ઉથાપ્યું અરે,
પ્રભુ રામ સદા પરીબ્રહ્મ ખરે;
કહિ એમ સભીત પ્રભાવ[77] કળી,
મિચિ લોચન મારગ બેઠિ વળી. ૯
પછિ નેત્ર ઉઘાડિ નિહાળતિ જ્યાં,
સતિ એ ન દિઠૂં નજરે કશુંત્યાં;
શિર નામિ ફરી ફરિ રામ પદે,
અતિ આલિ સતીપતિ[78] રાખિ રૂદે. ૧૦
ગઇ જ્યાં શિવશંકર જકતપતિ,
જઇ ત્યાં નમતી કરજોડિ સતી;
હરમંદ હસી કુશળાત પુછે,
કરતાપણું રામવિષે કશું છે? ૧૧

## દોહરા.

પ્યારી પરિક્ષા પ્રભુતણી, કવણ વિધેથી કીધ;
સત્ય કહો સહુ વાતએ, કામ સિદ્ધ સતિ કીધ. ૧
સુણી પ્રશ્ન શિવનૂં શિવા, પ્રભુ પ્રભાવ ધરિધ્યાન;
ભયવશ ભવને નવ કહ્યૂં, કરેલ કપટ નિદાન. ૨
નાથ પરિક્ષા નવ લિધી, રામનામ સુખ ધામ;
આપ પ્રમાણે મેં જઈ, પ્રેમે કિધો પ્રણામ. ૩
વૃથાન વાણી તમતણી, સ્વામિ તમે સર્વજ્ઞ;
મન પ્રતીતિ અતિ તે મને, હૂં અર્ધાંગ ન અજ્ઞ. ૪
ઉત્તર સુણિ ઉમયા તણો, ત્રિકાળજ્ઞ ત્રિપુરારિ;
ધ્યાન ધરી સહુ વરતિયૂં, નેટ[79] કપટ કિધનારિ. ૫
માયા રઘુપતિની પ્રબળ, સમજી શિવ મન સાથ;
મસ્તક નામિ મહેશત્યાં, હર્ષે જોડ્યા હાથ. ૬
નિજમાયા પ્રેરી પ્રભૂ, રામ રૂપ અભિરામ;
કેવરાવ્યું જુઠ સતિ કને, ધન્ય ધન્ય ગુણધામ. ૭
હરિ ઇચ્છા ભાવી પ્રબલ, એ આગળ સહુ અજ્ઞ;
ઉર વિચાર અતિશય કરે, શિવશંકર સર્વજ્ઞ. ૮
પણ સતિએ સીતા તણો, વેષ લઈ વનમાંહ;
પ્રભુ છળવાને પરવરી, તે દુખ શિવ દિલ દાહ. ૯
મમસ્વામી સેવક સખા,[80] રઘુપતિ રાઘવ રામ;
જગદંબા સીતા સતી, આદ્ય શક્તિ ગુણ ધામ. ૧૦
સીતાસમ ઉમયા હવે, પુજવા પાત્ર પ્રમાણ;
અળગિ પ્રીત અર્ધાંગની, ક્રોડ વસા કલ્યાણ. ૧૧
હવે પ્રીત સતિ સાથ જો, કરૂં કદાપિ આવાર;
મટે ભક્તિ મારગ ભલો, અનીતિ થાય અપાર. ૧૨
પરમ પ્રિયા ઉમયા અતી, તજી જાય કયમ આપ;
પ્રીતિ કિધે બહુ પાપવળિ, શિવ મનમાં સંતાપ. ૧૩
તાણે પ્રેમ ઉમા ભણી, નીતિ ભક્તિ ભણિ સાર;
શિવમન ઉભય સનેહવચ, લટકે અધર અપાર. ૧૪

૭૩ લક્ષ્મિ. ૭૪ દેવતાઓ. ૭૫ અમૃત.
૭૬ સંસારના જીવ. ૭૭ જાણી.
૭૮ રામચંદ્રજી. ૭૯ નક્કી. ૮૦ મિત્ર.

પ્રગટ ન જાણવ્યૂં જગદિશે, મન બોળે મ્હાદેવ;
કહુ જો તમને સતિ તજ્યાં, તન તજશે તતખેવ. ૧૫

રાગ ઓખા હરણની ઢાળનો.

શોચ વિવશ થઈ શંકર ત્યારે, પ્રભુ પદ નિજ શિર ધારી;
સમરણ કરતાં એવું સુઝી આવ્યું, નેટ એ તજવી નારી;
આ દેહે સતિ સાથ હવેથી, ભેટ કરૂં નહિ કોદી!
કિધો મન સંકલ્પ સદ્યત્યાં, પિનાકિએ[૮૧] તો પ્રમોદી. ૧
શા ગૃહસ્થાશ્રમ આપણે જ્યારે, જગમાં કેવાયા જોગી;
જુઠિ જકતની બાજી બધી તેમાં, ભુલા પડે તે તો ભોગી;
દિશા રૂપી દિવ્યાંબર[૮૨] પેરી, પ્રેમે પલાંઠી વાળી;
સુખે ભજન કરીશું રામનું, તનમાં લગાડી તાળી. ૨
મતિધીર મહેશ્વરે મનમાં, વેગે એવું વિચારી;
ચાલ્યા ભવન આરાધતા અંતર દસરથ ચોકવિહારી[૮૩];
એવે આકાશ વાણી થઇ ત્યાં, "જયહર જયહર" જોગી;
ભક્તિ ભલી મનમાંહ્ય દ્રઢાવી[૮૪] ભક્તિ પંથના ભોગી. ૩
આપ વિના સદ્ય સંકલ્પ અંતર, અન્ય કરે કોણ આવો;
છો શિરોમણિ રામ ભક્તમાં, માયા રહિત કહાવો;
મન માન સરોવર માંહિ, રામ રમણ રાતદાડો;
સ્વામિ આપ સમો ન સંસારે હો ભલે પણ સૌ ભવાડો. ૪
સુણી આકાશ વાણી સતીને, અંતર શોચ અતિશે;
શાની વાણી થઇ આ સમે એ, "પણ[૮૫]" શું લિધું જગદીશે;
શોચ કરતી સંકોચ પામતી, પુછે છે શિવને ભવાની;
કિધો કવણ સંકલ્પ સ્વામિમન, દાખો[૮૬] નિજ દાસિ માની;
સત્ય ધામ પ્રભુ આર્ત બંધુ છે, ત્રિગુણાતીત ત્રિપુરારી.
પુછિ વાત તે કહી ન કશી શિવ, સતિ કર્તવ્ય[૮૭] સંભારી;
અંતરમાં અનુમાન કરે સતિ, શિવ છે સદા સર્વજ્ઞ;
કિધુ કપટ કપાળીની સાથમેં, નારી હું નિજ જડ અજ્ઞ.
પ્રથમ વિચારન કીધો કશો મન, છેક રેશે કયમ છાનું;
ત્રિકાળજ્ઞસું કપટ કરીને, કીધું નિજ મન માન્યૂં;
પાણિ દુધની પ્રીતરીત ભલિ, વેચાય એ મળી સાથે;
કપડ ખટાશ પડયે પડે અંતર, તેથી તજી મને નાથે. ૭

લલિત છંદ.

હૃદય શોચતી, તે સમે સતિ;
કરણિ આપની, ત્યાં વિચારતી;
અમિત આપદા, વર્ણિ જાયના;
મન દુખી દુખે, સ્થીર થાયના. ૧
શિવ કૃપાબ્ધિ[૮૮] છે. ધર્મનો-ધરો;[૮૯]
પ્રગટ ના કહ્યો, વાંક માહરો;
રૂપ વિલોકતાં; શંભુનું સતી;
મુખ દયામણું,[૯૦] એ વિચારતી. ૨
પ્રભુ મને તજી, કોણ કારણે;
તમ પરે હું તો, જાઉ વારણે;
મન મુંઝાઉ છૂં, સાચુ કો મને;
હું અબળા ભઈ, નીર લોચને. ૩
વિસરિ વાંકને, સ્વામિજી તમે;
"પણ" કહો મને, શંભુ આ સમે;
પણ સ્વ પાપને, તે વિચારિને;
નવ કહી શકે, શ્રી પુરારિને. ૪.
ઉર તપે અતી, તે સમે સતી;
કૃશ મુખે દુખે, દીલ શોચતી;
શિવ સતી દશા, ધારિ ધારણે;
કહિ કથા મૃદૂ, સૂખ કારણે. ૫.
વિવિધ વારતા, પ્યારિની પ્રતે;
વરણિ વર્ણવે, પંથ કાપતે;
વિભુ વિનોદમાં, છે વિમાનમાં,
મગન[૯૧] રામના, ગૂણ ગાનમાં. ૬.

દોહરા.

વિશ્વનાથ શિવ તે સમે, પ્હોચ્યા ગિરિ કૈલાસ;
સતિ નિજ સાથે લેઇને, અખિલ અમર અવિનાશ. ૧.
ત્યાં પણ નિજ "પણ" સમજિને, કરિ કમળાસન સાર,
બેઠા વડ તરૂની[૯૨] તળે, ઉમયા પતી ઉદાર. ૨.
સહજ રૂપ સંભારતાં, રામ નામ સુખ ધામ;
લાગિ સમાધિ અખંડ ત્યાં, શંકરને તે ઠામ. ૩.
સતી વસે કૈલાસ[૯૩] તવ, અધિક શોચ મન માંય;
મર્મન જાણે કોઇ કંઇ, જુગ સમ દિન વિતિજાય. ૪
નિત્ય શોચ ઉર નવનવો, સતિ મન કરે વિચાર.
કદા જવાશે કેઇ[૯૪] વિધિ, આ દુખ સાગર પાર. ૫.

૮૧ શિવ. ૮૨ દિવ્યવસ્ત્ર. ૮૩ દસરથ રાજાના ચોકમાં વિહાર કરનારા રામચંદ્રજી. ૮૪ મજબુત કરી. ૮૫ વ્રત. નિયમ. ૮૬ ત્રણગુણથી જુદા. ૮૭ કરવાપણું.

૮૮ કૃપાસાગર. ૮૯ જેમાં ઘણું પાણી રહે એવીઉંડુ પ્વાન. ૯૦ દયા ઉપજાવે એવે મેંઢે. ૯૧ રાજી. ૯૨ ઝાડ. ૯૩ ત્યારે. તે સમે. ૯૪ રીત.

### લલિત છંદ.

રઘુપતિતણૂં, નારિ બુદ્ધિએ ;
કર્યું અમાન મેં, ક્રોડ વીધિએ;
વળિ ગણ્યૂં વૃથા, શંભુ સ્વામિનૂં;
વચન મોહથી, શ્રેષ્ટ નામિનૂં ૧
ફળ દિધૂં મને, તેનું તર્ત આ ;
વિધિ વિવેકથી, ન્હોય નર્તું[1] આ ;
ઉચિત[2] જે હતું, તે કિધૂં ખરૂં ;
પણ હવે હું તો, કો રિતે ઠરૂં. ૨
વિધિ[3] હવે સૂણો, પ્રાર્થના પ્રિતે;
શિવ વિમૂખિના, દુઃખિ દી[4] વિતે ;
ઉચિત એ નથી, પીડ પાડતો ;
શિવ વિમૂખિને, શૂં જિવાડતો. ૩
જિવન ધિક્ક તે, દુઃખણી ઘણી ;
પતિ વિમૂખણી, જે અભાગણી ;
જિવ અભાગિયા, દેહ ગેહમાં[5];
કશું હવે નથી, સૂખ સ્નેહમાં. ૪
ટળ તું ત્યાગિને, દેહ આ દુખી ;
કહું ખરૂં તને, થૈશ ના સુખી ;
સતિ ઉમા સદા, એ રિતે ઉરે;
સરિત શોચમાં, છે વ્યથા પુરે. ૫
હૃદય ગ્લાનિ તે, કો કહી શકે ;
શિવ વિમૂખિથૈ, મ્હા દુખે ટકે ;
રઘુપતી તણૂં, ધ્યાન તે ધરે;
સુમુખિ શહાણિ તો, વૃત આદરે. ૬
સ્તુતિ કરી શિવા, માગતી મુખે ;
રઘુપતી કરો, સાહ્ય આ દુખે;
દિન દયાળુ છો, વેદ ગાય છે ;
સુયશ આપના, સંભળાય છે. ૭
પિડિત પ્રાણિને; શ્રેષ્ટ આશરો ;
અમળ નામનો, આપનો ખરો ;
વિનતિ હૂં કરૂં, તેથિ આપને;
રૂઝવજો તમે, કષ્ટ કાપને. ૮

### દોહરા.

કૃપાસિંધુ કરજોડિ કહું, છુટે દેહ મમ માળ[6];
શંકર વિમુખ થઈ હવે, જિવવું કેટલા કાળ. ૧
જો શિવ ચરણ સનેહ મમ, મન ક્રમ વચને હોય ;
તો સમદરશિ સુણો પ્રભૂ, માગૂ વચન હૂં સોય. ૨
મરણ થાય મમ શ્રમવિના, દુસહ વેદના વામિ ;
કરો ઉપાય કૃપાનિધી, રામ પ્રભૂ બહુ નામિ. ૩

### વસંતતિલકા છંદ.

એવી રિતે દુખિત દક્ષ કુમારિ નિત્યે,
દારૂણ દુઃખ દિલમાંય અપાર ચિંતે;
વીતી ગયા અમિત સંવત શોચ સ્હેતાં,
શંભૂ વિમૂખ સતિત્યાં અતિ દુઃખ લેતાં. ૧
ત્યાગી સમાધિ શિવ શંકર જાગિ દેતા,
જિવ્હાગ્ર રામ સુખધામનું નામ લેતા;
જાણ્યૂં ઉમા જગપતી શિવ જાગિ ઉઠયા,
શ્રીરામ બ્રહ્મ મુજને ત્રિવિધેથિ ત્રૂઠયા. ૨
વેગે જઈ શિવ પદે શિર નામિ સ્નેહે,
કીધી સ્તુતી કરગરી દુખિ દીઠિ દેહે;
બેસાડિત્યાં સનમુખાસન[7] વિશ્વતાતે,
પૂછે પુરારિ કુશળાત લગાડિ વાતે. ૩
દે ઉપદેશ સતિને શિવ સ્નેહ રાખી ;
શ્રીરામચંદ્ર મુખચંદ્ર સદાભિલાખી;
સંતોષપામિ સતિ સાદર શંભુ વાકુયે,
સીતાપતી સ્મરણનૂં ફળ શ્રેષ્ટ પાકુયે. ૪
તેણે સમે ઉચિત દક્ષ બન્યા પ્રજેશ,
શ્રેષ્ટાધિકાર[8] વિધિએ દિધ ત્યાં હમેશ;
દેખી સુપાત્ર સહુથી મનમેર આણી,
કીધા પ્રજાપતી અધીપ મુખે વખાણી. ૫
શ્રેષ્ટાધિકાર જવ દક્ષ અમુલ્ય પામ્યા,
આવ્યો ઉરે અમિત ગર્વ સુગૂણ[9] વામ્યા;
એવો ન [illegible]જગમાં નર દીઠ ડાહ્યો,
પામી ઉંચી પદવિને મદમાં ન વાહ્યો. ૬
વિષ્ણૂ મહેશ હરિ કોણ હવે હું આગે,
હું સૌથિ શ્રેષ્ટ મુજને સહુ પાય લાગે;
દક્ષે સહુ મુનિજનો તપ તેજ રાશી,
બોલાવિ લીધ નિજ ઘેર અતી હુલાસી. ૭
વિખ્યાતિ માટ વડયાગ[10] કરાવવાને,
સૌથી અધીક મહિમાય જણાવવાને;
તેડયા વળી વિબુધ[11] સાદર દક્ષરાયે,
જે પામતા મખ[12] વિભાગ અનાદિ ન્યાયે. ૮

૧ નહારૂં. ૨ યોગ્ય. ૩ બ્રહ્મા ૪ દિવસ.
૫ ઘર. ૬ માળો.

૭ સામેઆસને. ૮ સારીપદવી. ૯ સારાગુણ.
૧૦ યજ્ઞ. ૧૧ દેવતાઓ. ૧૨ યજ્ઞ.

ગંધર્વ સિદ્ધ સુર કિન્નર સર્વ દેવો,
કાંતા સહીત મખમાં જઇ ભાગ લેવો;
વિષ્ણૂ વિરંચિ શિવ ટાળી વિબૂધરાએ,[13]
ચાલ્યા સહૂ સુર વિમાન ચઠી ત્વરાએ.[14] ૯
આકાશ મારગ વિચિત્ર વિમાન શોભે,
જોતાં મહા મુનિ તણાં મન થીર લોભે;
દેવાંગના[15] કલરવે[16] કલગાન[17] કર્તી,
નેત્રે કટાક્ષ[18] કરિને સુર હાર્દ હર્તી. ૧૦
સૂણ્યે સુકંઠ મુનિધ્યાન છુટે ત્વરાએ,
દેવાંગના ગગન મારગ ગાતિ જાએ;
જોઈ ઉમા ગગન પંથ વિમાન જાતાં,
દેવાગનાઅતિ મનોહર ગીત ગાતાં. ૧૧
સ્નેહે પુછયૂં શિવજીને મનમાં વિચારી,
કયાં આ જશે નભ[19] વિમાન કહો પુરારી;
માંડે પ્રિયા તુજ પિતા મખ આજ ભારી,
એ નોતર્યા સુર જતા લઈ સંગ નારી. ૧૨
છે દક્ષ દક્ષ તું પિતા કહું શૂં વખાણી,
માંડ્યો સુયાગ અતિ પુણ્ય ઉરે પ્રમાણી;
સુણી પિતા મખ ઉમા ઉર હર્ષ આણી,
વેગે વિચાર કરતી સુમુખી[20] સયાણી[21]. ૧૩
આજ્ઞાદિએ શિવજી યજ્ઞવિષે જવાની,
તોએ મિષે રહુંહું મૈયર[22] જૈ સુમાની;
મા તાત ભ્રાત ભગની[23] સહુને મળીને,
થોડા દિં ત્યાં રહિ વળી વળશૂં રળીને. ૧૪
શંભૂ વિમુખ ઉર વિચાર ઉમા બિચારી,
કહેના શકેજ અપરાધ વિચારિ ભારી;
સંકોચ પ્રેમરસ મિશ્રિત[24] વાણિ બોલી,
શંભૂપતે હૃદય વાતનિ આંટિ ખોલી. ૧૫
પ્યારાપતી મુજ પિતા ઘર યાગ ભારી,
ઉત્સાહ એથિ અતિશેજ હશે પુરારી;
જો ઘો રજા પતિ મને કરૂણાબ્ધિ મારા,
તો દેખવા જઉં હું સાદર પ્રાણપ્યારા. ૧૬
જોઈ કરી જરૂર જાગ હું સાનુરાગે[25],
હે વિશ્વનાથ ઝટ આવિશ આપ આગે;
મૈએરિયાં મુજ તણાં મળિ મારિ માને,
આવીશ ઘો પ્રભુ રજા ધરિ અર્જ ધ્યાને. ૧૭

દોહરા.

સાંભળિ વિનતી સતિ તણી, કહે શંભુ કરતાર
સાંભળ સુમુખિ સુલોચની[26], કરચ પછિવિમળ વિચાર. ૧
કહ્યું તમે તે ઠિક ખરૂં, મન ભાવ્યૂં મુજનેય;
નથિ આપણને નોતરૂં, અનુચિત[27] પ્યારી એય. ૨
દક્ષે સહુ નિજ દીકરી, સાદર સ્નેહ સહીત;
તેડાવી છે તમવિના, એહ પ્રથમ અનુચીત. ૩
બ્રહ્મ સભામાં અમઉપર, દક્ષે માન્યૂં દુ:ખ
તે વેરે વિસર્યાં તમે, માનુનિ કહુ છૂં મૂખ. ૪
દક્ષ હજી દુખ માનિને, કરે મારૂં અપમાન;
અમને કંઈ તેનૂં નથી, માન ગુમાન અમાન. ૫
વણતેડ્યે વાલી જશો, વિપ્રિત થાશે વાત;
શીળ સ્નેહને સુઘડતા, રેશે નહિ ભલિ ભાત. ૬
મિત્ર પિતા ગુરૂ પ્રભુ ઘરે, જોપણ જાવા જોગ;
વણ તેડ્યે વેગે જતાં, કોઈ નકહે અયોગ્ય. ૭
તોપણ કશો વિરોધ જ્યાં, માને મનમાં કોય;
ત્યહાં જતાં ઉમયા સુણો, કશું કલ્યાણ નહોય. ૮
શિવે ઉમાને એ રિતે, કરી પ્રકાર હજાર;
સમજાવી પણ સ્ત્રી હઠ્યે, માન્યૂં નહીં લગાર. ૯
ડાહ્યાં પણ સહુ દૈવવશ, હોય સુરેશ નરેશ;
એ આગળ સહુ આંધળાં, નહિ સંશય લવલેશ. ૧૦
ભાવીવશ પણ ભવત્રિયા[29], ઉર નવ આવ્યૂં જ્ઞાન;
હઠ કરિ હર સાથે અતી, નારિ સ્વભાવ નિદાન. ૧૧
વણતેડ્યે સતિ જો જશો, પિતા ભુવનઆવાર;
નહિં ભલિ વાત હું કહું ખરૂં, વળતી થશે વિચાર. ૧૨
કહિ જોયૂં બહુવાર શિવ, શામ[30] ભેદ કરિ સાર;
રહીન દક્ષકુમારિ ત્યાં, પિયર જવાને પ્યાર. ૧૩
શિવે દિધા સતિસંગ તવ, મુખ્ય ગણો ગુણવાન,
કરી વિદાય કપાળિ પછિ, ધરવાબેઠો ધ્યાન. ૧૪

૧૩ ઇંદ્ર. ૧૪ ઉતાવળથી. પ૧ દેવતાઓનીસ્ત્રીઓ. ૧૬ મધુરસાદે. ૧૭ મધુરગાયન. ૧૮ તાકીનેજોવું. ૧૯ આકાશ. ૨૦ સારી આકૃતિના મોઢા વાળી. ૨૧ ડાહી. ૨૨ પિતાનેઘેર. ૨૩ બેન. ૨૪ એકઠી. ૨૫ પ્રીતિસહિત.

૨૬ સારાંનેત્રવાળી. ૨૭ અયોગ્ય. ૨૮ શત્રુતા. ૨૯ શિવની અર્ધાંગના ઉમયા. ૩૦ હઠવાળા માણસને સમજાવવા બુદ્ધિવાન પુરૂષોએ ચાર ઉપાય યોજેલાછે શામ, દામ, ભેદ અને દંડ, સમજણ આપી તેની શુદ્ધ ઠેકાણે લાવવી એ શામ ઉપાય. આવી રીતે હઠ કરોછો પણ આગળ સારૂં ફળ નિપજનાર નથી એમ કહી ભય ઉપન કરવું એ ભેદ ઉપાય.

### કાવ્ય તથા રોલાવૃત.

ગણુસાથે અતિમાન, વિમાને ઉમાચઢીને;
ચાલિ રાખિ બહુ ચોપ[31], પતીને પાય પડીને ૧
ઉમગે અંગ ઉમંગ. મળિશ જઈ ક્યારે માને;
ભગનિઓનિ કરિ ભેટ, થઈશ રાજી ગુણગાને. ૨
વેગ વધ્યો વૈમાન, પવન મન વેગ બરાબર;
સતિમન હર્ષે સમાન, સહુ મળશે ત્યાં સાદર. ૩
પિતા ભુવન જવ પ્હોચિ, ઉમા અતિમન હરખાણી;
સાદર મળવા ધસી[32], પ્રથમની પ્રીત પ્રમાણી. ૪
દક્ષ બિકે કોઇએ, સતીને નવ સનમાની;
“આવો” નકહ્યૂં મૂખ, સહૂ અભિમાની ગુમાની. ૫
પુત્રીપર બહુ પ્રેમ, તેથિ મળિસાદર માતા;
બેનો બહુ કરિ હાસ્ય, સહૂ મળિઓ લજવાતાં. ૬
પુછ્યૂં ન દક્ષે કશૂં, હેતથી હળી મળીને;
જોઈ અંગજા[33] મૂખ, રહ્યો સહુ અંગ બળીને. ૭
સતિ પામી સંતાપ, અરર મૈયર શિદઆવી;
શંકર વેણુઉથાપિ, ભાગ્ય દવિએ ભુલાવી. ૮
જઇ જોયો પછિ જાગ, મ્લાનિ મુખ સતી કરીને;
દિઠોન શિવનો ભાગ, ન્યાળતાં ફરી ફરીને. ૯
સાંભરિ આવ્યૂ સ્હેજ, કહ્યૂં શિવ કેરે ત્યારે;
સમજી પતિ અપમાન, દાહ દિલથયો અપારે. ૧૦
પતિ પરિત્યાગા તણૂં, પાછલૂં દુ:ખ અમાપે;
લાગ્યૂં નહિ આવડૂં, જેવું આ મ્હા પરિતાપે. ૧૧
છે જગદારૂણ દુ:ખ, અનેક પ્રકાર તણાં પણ;
સહુથિ કઠણ દુ:ખ એજ, કરે અપમાન જાતિગણ. ૧૨
સમજિ સ્વામિ અપમાન, પિતાએ જેહ કરેલૂં;
ચઢયો ક્રોધ સતિ કાય, પિતામન પેખી મેલૂં. ૧૩
કિધો પ્રબોધ અપાર, જાણિ ક્રોધાતુર સતિને;
નિજ માએ નિરધાર, ઉવેખી દક્ષ પતીને. ૧૪
સુરમુનિ સિદ્ધ સુજાણ, ગુણી ગંધર્વ રૂપાળા;
સર્વ સભાસદ ત્યહાં, બિરાજલ મરદ મુછાળા. ૧૫
હાકલ દઈ હરપ્રિયા, સર્વને એકીવારે;
બોલી વચન સક્રોધ, રક્ત[34] કરિ નેત્રો ત્યારે. ૧૬
સુણો સભાસદ સહૂ, મુનિવરો મહા તપસ્વી;
તેજ પુંજ ગુણધામ, શંભુપતિ અતી યશસ્વી. ૧૭
શિવનિંદા કહિ સુણી, દક્ષ ઘર જેણે આવી;
તે ફળ સહુકો સદ્ય, પામશો વિમુખ કહાવી. ૧૮
દક્ષનામ મતિમંદ, પિતા પાછળ પસ્તાશે;
ભલી રિતે ભવકોપ, એહ ઊપર જવ થાશે. ૧૯
સાધુ સંત શ્રીકાંત, અજન્મા શિવ અવિનાશી;
જ્યાં નિંદે જન કોઇ, વિમુખ થઇ નરકલિલાષી. ૨૦
ત્યહાં કરવું કહુ તેમ, ચાલતૂં હોય કદાપી,
કાપિ જીભ દઇ કાપ, શંભુ નિંદા ફળ આપી; ૨૧
સુણ્યૂં ન સૂણ્યૂં કરી, કાન દાબી નવ જૈયે;
ચાર ઉપાયે ચ્હડ, દેવનિંદા ફળ દૈયે ૨૨
જગતાત્મા જગદીશ, મહેશ્વર મહિમા ભારી;
જગતતાત જગજાણ, સર્વના શિવ હિતકારી. ૨૩
પિતા દક્ષ મતિમંદ, તેમની નિંદાકરતો;
સુણો સભાસદ સહૂ, હવે એ કેમ ઉગરતો. ૨૪
દક્ષ વિર્યથી પ્રગટ, દેહઆમારી માટે;
તજૂ હુંતો તતકાળ, પિતાઘર આવિ ઉચાટે. ૨૫
ઉર ધરિ શિવ અવિનાશ, ચંદ્રમૌલી ત્રિપુરારી;
કરે નાશ મુજ કાય, હવેગઈ છૂ હૂં હારી. ૨૬
વદી એવું મુખવેણ, યોગ અગ્નિએ ઉમાએ;
તન બાળ્યૂં તતખેવ, પિતા તેનો પસ્તાએ. ૨૭
હૂવો હાહાકાર, યાગમાં અથાગ એવે;
સુર મુનિ સિધ્ધ સુજાણ, કંપવા લાગ્યા તેવે. ૨૮
શંભુ ક્રોધ સંભારિ, વદન તેજી સહુ કેરી;
પડી ઝાંખિ જયમ ચંદ્ર, લિધો રાહૂએ ઘેરી. ૨૯
ભૃગુટિ ભયંકર જેનિ, ડગે ત્રણ ભોવન દેખી;
ખળભળાટ કરિ શેષ, મુકે મનની સહુ સેખી[35]. ૩૦
ભૃગૂ[37] થયા ભયભીત, હવેતો અનર્થ થાશે
પડશે જાણ જરૂર, શંભુને ગિરિ કૈલાસે. ૩૧
સતી મરણ સુણિકાન, શંભુગણ રીશ ચઢાવી;
કસી[38] કમર તે કાળ, ચંદ્રમૌલી ચિત લાવી. ૩૨
દિઠો તેમનો વેશ, જબર જુધ મચાવવાનો,
યજ્ઞ ભંગકરિ જંગ[39] માર સહુને દેવાનો. ૩૩
ભૃગુરૂષી ભયભીત, શંભુગણ બળના જ્ઞાતા[40];
પકડિ કાળના કેશ, યુધ્ધમાં શિવગણ ફરતા. ૩૪
ઉતાવળે આહુતી, દિધી ભૃગુ મંત્ર ભણીને;
યજ્ઞ કુંડમાં થકી, વીર બે નિકળયા બણિને. ૩૫

૩૧ ઉતાવળ. ૩૨ દોડી. ૩૩ દીકરી ૩૪ રાતાં. ૩૫ વિબ્રહ્ ૩૬ પુલાશ, હુંપદ. ૩૭ એ નામના એક રૂષિ ૩૮ બાંધી લીધી. ૩૯ જુદ્ધ. ૪૦ જાણનારા.

શિવગણ સૂર ચઢાવિ, યજ્ઞને ભંગ કરે જ્યાં;
વીર પુરૂષ બે મળી, જોર કરિને હઠવે ત્યાં. ૩૬
હઠવ્યા શિવગણ ત્યાંહ, વીર પુરૂષોએ જોરે;
શિવગણનૂં નવ ચાલ્યું, કરી દીધા ઝટ કોરે. ૩૭
ગયા ગિરી કૈલાસ, ચંદ્રમૌલી ચેતાવ્યા;
સંભળાવ્યું સતિ મરણ, અમે યુધ્ધે નવ ફાવ્યા; ૩૮
સુણી શંભુ ભગવાન, મરણ સતિનૂં દુખદાઈ,
ક્રોધે ચઢ્યા કપાળિ, સિંહ જયમ છંછેડાઈ. ૩૯
જટામાંનિ લટ એક, પૃથ્વિપર શિવે પછાડી;
ભુત પ્રેત દળ સહિત, ઉભો વિરભદ્ર અગાડી. ૪૦
આજ્ઞા કરિ અવિનાશ, કહી ઊભો કરજોડી;
દક્ષ યાગ કરિ ભંગ, દક્ષને દઈશ ન છોડી. ૪૧
જંગ મચાવ્ય જરૂર, રખે જીવતા કોજાતા;
હઠીશ નહિં તું ત્યાંહ, વ્હાર જો કરે વિધાતા. ૪૨
સુણી વેણ શંભુનાં, ચાલ્યું દળ કિલકિલ કરતૂં;
વીરભદ્ર સુરવીર, જેમ વાળે ત્યમ વળતૂં. ૪૩
ખપ્પર ગદા ત્રિશૂળ, ભભકતા લીધા ભાલા;
અસ્ત્ર શસ્ત્ર ફરવે, ધીર ભુત પ્રેત કરાળા. ૪૪
પળમાં પ્હોચ્યૂં જઈ, દક્ષ ભુવને દળ દોડી;
જઇને મચવ્યૂં જુધ્ધ, યજ્ઞ સહુ નાખ્યો તોડી. ૪૫
બહૂ પડે ભુમરાણ, ઘાણ વાળયો ઘમસાણે;
વીરભદ્ર વીર હાક, ગર્જના ઘનની[41] જાણે. ૪૬
દક્ષ તણૂં લક્ષિને[42], છેદ્યું શિશ શિવઆજ્ઞાએ;
દિધિ આહુતિ અગ્નિને, તૃપ્તિ ઝટ જેથી થાએ. ૪૭
લગભગ લિધા ભૃગુને, વિરભદ્રે તે વેળા;
વડવઇ[43] સરખી દાઢિ, તોડિ કીધા રૂપ બેળા. ૪૮
દાબે ફુંદ[44] ભૃગુની, મુઝાએ રૂષિજન સાથે;
આવી પ્હોચ્યો કાળ, જીવાય શું આને હાથે. ૪૯
સુરમુનિ સિદ્ધ સુજાણ, ગુણી ગંધર્વ બળુકા[45];
અંગભંગ કરીજંગ, કરે ભુતપ્રેત તડૂકા. ૫૦
પાડે ચીસો ચીસ, શીશ અફળાવે બેનાં;
ભૂત પ્રેત વિકરાળ, કૃત્ય માયાવૈ જેનાં. ૫૧
વિધિવત[46] શિક્ષા દેઇ, સિદ્ધ મુનિ દેવ સરવને;
કર્યો યજ્ઞ વિધ્વંસ, દક્ષના મથી ગરવને. ૫૨
શંભુ વિમુખ ગતિ જોઈ, રખે શિવ નિંદા કરતા;
શિવ દેવાધી દેવ, સદારહિએ શિર નમતા. ૫૩

૪૧ મેઘ. ૪૨ તાકીને. ૪૩ વડની મુળી. ૪૪ પેટનો ફાંદો. ૪૫ બળવાન. ૪૬ જેવી ઘટે તેવી.

વિશ્વ વિદિત આવાત, તેથિ સંક્ષેપ વરણવી;
શંભૂ સ્તુતી સદાય, ભાવ રાખીને ભણવી. ૫૪
કહું આગળ હૂં કથા, સતી મરતાં વરમાગી;
અહો રામ હૂ રહૂં, ભવોભવ ભવપદ રાગી[47]. ૫૫
જન્મિ હિમાચળ ઘેર, પાર્વતી નામ ધર્યૂં ત્યાં;
મેનાં માતા તણૂં, દેખિરૂપ દિલ્લ ઠર્યૂં ત્યાં. ૫૬
જન્મિ ઉમા જ્યારથી, હિમાચળને ઘર જાઇ;
સકળ સિધ્ધિ સંપતી, વિવિધ ત્યાં રહી છવાઇ. ૫૭
મુનિઓ સિધ્ધ સુજાણ, આવિ આશ્રમ ત્યાં કીધા;
હિમાચળે ધરિ હેત, ઉચિત વાસા બહુ દીધા. ૫૮
ફળ ફુલ સહિત સદાય, વૃક્ષ નવપલ્લવ પેખી;
વનસ્પતી છે વિવિધ, તેહ કયમ શકિએ લેખી. ૫૯
વન વાટિકા[48] વિશેષ, શૈલપર[49] એવાં શોભે;
મણિઆકાર વિલોકિ, મહા મુનિનાં મન લોભે. ૬૦

તોટકછંદ.

સરિતા જળ પરમ પવીત્ર તણી,
અતિ મંદ પ્રવાહ વહે ધરણી;
ખગ[50] ભૃંગ[51] કુરંગ કલોલ કરે,
નિતરેલ નદી જળપાન ધરે. ૧
સુખિ સૌ નહિં કો તણિ બીક કશી,
વિચરે વનમાંય નિશંક વસી;
કરિ ત્યાગ સહેજ અરીપણું[52] ત્યાં,
હરતાં ફરતાં મનને ગમ્યું જ્યાં. ૨
સહુકોનિ પરસ્પર પ્રીત ઘણી,
જયમ હોય કુટંબ સુસંપ ઘણી;
ગિરિ શોભિ રહ્યો ઉમયા જનમ્યે,
જન ભક્તિ શ્રિરામનિ પામિ જમે.[53] ૩
નિત મંગળ શૈલ ધરે અતિશે,
ઉમયા જનમ્યે સહુ દિવ્ય દિસે;
યશ બ્રહ્મ સુરાદિક ગાય ઘણા,
જનમી સતિ તે પછિ શાનિ મણા. ૪
સતિએ અવતાર લિધો સમજી,
સહુ વાત સુણી રૂષિ નારદજી;
કરિ કૌતુક શૈલ ભુવંન ગયા,
ગિરિરાજ ઘણાજ પ્રસંન થયા. ૫

૪૭ પ્રીતિવાળી. ૪૮ વાડી. ૪૯ પર્વત. ૫૦ પક્ષીઓ. ૫૧ ભમરાઓ. ૫૨ દુસમનપણું. ૫૩ સંગ્રહ.

નિજનારિ સહીત મુની પદને,
શિરનામિ વખાણ કિધૂં વદને. ૬
મુનિનૂં ચરણોદક ચોક વિષે,
છટકાવિ દિ ધન્ય ગણ્યો અતિશે;
નિજભાગ્ય વખાણિ વખાણિ મિષે,
સતિ તેડી મુકી મુનિચર્ણવિષે.

દોહરા.

ત્રિકાળજ્ઞ સ્વામી તમે વળિ સર્વજ્ઞ સુજાણ;
ગતિ સર્વત્ર[૫૪] તમારિ છે, કરૂંશાં વદી વખાણ.
પારવતી મમ પ્રાણસમ, જોઈપામું સંતોષ;
મુનિવર હૃદય વિચારિને, કહો સુતા ગુણદોષ. ૨

તારૂં ગોકુળ જોવાને આવ્યરે, મથુરાના
વાસી "એરાગ"

વદે નારદ હૃદય વિચારીરે,
સુણો હેતે હિમાદ્રી[૫૫].
સ્નેહે ઇષ્ટ દેવને સંભારીરે,
સુણો હેતે હિમાદ્રી. ટેક.
પુત્રી પરમ શહાણી ઘણીરે,
ગુણએક મુખ ના ગવાય;
શેષ સહસ્ર મુખે ભણેરે,
પણ પારન તેથી પમાયરે.
સુણો હેતે હિમાદ્રી. ૧
સુગુણ નિધાન સદા સતીરે,
સુશીળ સુમુખી સેજ;
નામ ઉમા વળી અંબિકારે,
ત્રિભોવનમાં તર્તિબ[૫૬] જેનું તેજરે
સુણો હેતે હિમાદ્રી. ૨
જગત જનનિએ ભવાનિછેરે,
આદ્યશક્તિ અનુસાર;
એ સમ નહિં કોઇ સૃષ્ટિમાંરે,
દવા ઉપમા ક્યાં નમણી[૫૭] નારરે.
સુણો હેતે હિમાદ્રી. ૩
સહુ ગુણસંપન્ન છે સુતારે.
ખામી નથી કંઇ ખચીત;
પ્યારી થશે પિયુની સદારે,
પિયુ કરશે એપર ઘણી પ્રીતરે.
સુણો હેતે હિમાદ્રી. ૪
રેશે અખંડ એવાતણેરે,
એ સુતાતમ સૌભાગ્ય;
મહિમા વધારશે માતનેરે,
ગાશે ગુણ મુનિ સુરનર નાગરે.
સુણો હેતે હિમાદ્રી. ૫
એ થકી યશ તમે પામશોરે,
પંકાશો સહુ સંસાર;
જગજનની તમ અંગજારે,
થશે પૂજ્ય[૫૮] સહુનિ નિરધારરે.
સુણો હેતે હિમાદ્રી. ૬
સેવતાં સ્નેહથી તમસુતારે,
રાખી ભલો મન ભાવ;
દુર્લભ નહિં કશું વિશ્વમાંરે,
લ્યે ઉપાસક[૫૯] મનગમ્યો લાવરે.
સુણો હેતે હિમાદ્રી. ૭
નામ એવું એનૂં નિર્મળુંરે,
સ્મરણ કરી સંસાર;
ચઢશે તે ઊપર નારીઓરે.
જે પતીવૃત સમ ખાંડાધારરે.
સુણો હેતે હિમાદ્રી. ૮
કુંવરી તમારી કોડામણીરે,
શાણી સુલક્ષણી સાર;
સાંભળો અવગુણ તે હવેરે,
દિસે બાળામાં જે બે ચારરે.
સુણો હેતે હિમાદ્રી. ૯
માતપિતા કે કુળનુંરે,
ઠેકાણું જેનું ન ઠીક;
અગુણ અમાનને[૬૦] જોગટોરે,
હશે ઊદાસીન અધીકરે
સુણો હેતે હિમાદ્રી. ૧૦
યોગી જટિલને દિગાંબરેરે,[૬૧]
દીપાવી જેણે દેહ;

૫૪ સર્વ ઠેકાણે. ૫૫ હિમાચળ. ૫૬ સરસ. ૫૭ સારાનોકવાળી સુંદર.

૫૮ પુજવાયોગ્ય. ૫૯ ઉપાસના કરનાર ૬૦ માનવિનાનો. ૬૧ દિશારૂપી વસ્ત્રોએ.

મનનો અકામ[૬૨] અહોનિશીરે,
ભુત પ્રેતસું ઝાઝો સ્નેહરે.
સુણો હેતે હિમાદ્રી. ૧૧
વેષ અમંગળ જેહનોરે,
ભારે લગાવે ભભૂત;
વ્યસની ઘણોવળી ભાંગનોરે,
ભુત પ્રેત વ્યંતર જેનાં દૂતરે.
સુણો હેતે હિમાદ્રી. ૧૨
મળશે પિયુ એવો પુત્રિનેરે ,
રેખ પડી અવિહાથ;
બાકી સહુમાં સૂલક્ષણીરે,
નેહ રાખશે એપર નાથરે.
સુણો હેતે હિમાદ્રી ૧૩
સાંભળી વાણિં રૂષી તણીરે,
સત્ય ગણી જીવમાંય;
દંપતિને દુખ લાગિયૂંરે,
ઉમા અંતરમાં હરખાયરે.
સુણો સકળ સુહાગી ૧૪
ઉમયા ઉમંગનો એ સમેરે
નારદે જાણ્યો ન ભેદ;
નેત્રે ભર્યાં જળ હર્ષનારે,
ઉર વાધી અતીશે ઊમેદરે.
સુણો સકળ સુહાગી ૧૫
સમજ્યાં દશા વળગી ખરીરે,
માની એવું મન સાથ;
શોચ કરે સખીઓ સહુરે,
કરે શોચ મેનાં ગિરીનાથરે.
સુણો સકળ સુહાગી. ૧૬
વાણી આ દેવ રૂષી તણીરે,
આલી[૬૩] અવર્થા ન હોય;
વચન ઉમાએ રૂષી તણુંરે ,
રાખ્યું હૃદય ધરી ધિર સોયરે.
સુણો સકળ સુહાગી. ૧૭
ઉપજ્યો ઉમાને અંતરેરે,
શિવ પદપંકજ સ્નેહ;
મળવા કઠણ પણ એ મનેરે.
થયો મન અતિ એમ સંદેહરે.
સુણો સકળ સુહાગી. ૧૮
પ્રીતિ છુપાવિ પાર્વતિએરે;
જાણી કુસમય જરૂર;
સખિ ઉછરંગ બેઠી જઈરે,
મન શોચ કરી સહૂ દૂરરે
સુણો સકળ સુહાગી. ૧૯
નારદ વાણી જૂઠી નહીંરે,
સત્ય એ થાય સદાય;
સમજી એવું સખી દંપતીરે,
કરે શોચ ન વરણ્યો જાયરે.
સુણો સકળ સોહાગી. ૨૦
ઉર ધરિ ધીર એ અવસરેરે,
વદને વદે ગિરિરાય;
નાથ કહો પુછું આપનેરે,
હવે કરિએ કશો ઊપાયરે.
સુણો સકળ સુહાગી. ૨૧
નારદ કે શૈલ સાંભળોરે,
લખિયા લલાટ જે લેખ ,
ટાળીશકે કો તેહનેરે,
તન ત્યાંલગ કર્મની રેખરે
સુણો હેતે હિમાદ્રી. ૨૨
તોપણ એક ઊપાય છે રે,
કહું તમને ગિરિરાજ;
દૈવ કરે કશી સાહ્યતા રે,
તો બને સિધ્ધ આપનૂં કાજરે.
સુણો હેતે હિમાદ્રી. ૨૩
વર વરણ્યો જેવા ગુણનોરે;
તમ પાસે ધરિ પ્યાર;
તે વર પામશે પાર્વતીરે
નહિં સંશય એમાં લગારરે.
સુણો હેતે હિમાદ્રી. ૨૪
દાખવ્યા દોષ મેં જેટલારે,
વરના કરીને વખાણ;
તે સહુ દોષ ભર્યા દિસેરે,
શિવપાસ એ વાત પ્રમાણરે.
સુણો હેતે હિમાદ્રી. ૨૫

૬૨ કામરહિત. ૬૩ સખી.

માટ કહ્યું મારૂ માનિનેરે.
વિમળ કરીને વિચાર;
થાય વિવાહ ઊમા તણોરે,
વર લાયક છે ત્રિપૂરારરે.
સુણો હેતે હિમાદ્રી ૨૬
દોષ સહૂ ગુણ રૂપછેરે
મોટા સહુથિ મ્હાદેવ;
અણજુગતુ નહીં કો કહેરે,
કરે દેવ દનુજ સહૂ સેવરે.
સુણો હેતે હિમાદ્રી. ૨૭
મોટાના દોષ સમુહતોરે[૬૪],
ગુણની લેખે ગણાય;
શેષ શયન ક્ષિરસાગરેરે,
તોય વિષ્ણુતો વિશ્વ પંકાયરે.
સુણો હેતે હિમાદ્રી ૨૮
દોષ ન તેનો ડાહ્યા ગણેરે,
પેખિને રૂડો પ્રભાવ;
પ્રેમ સહિત પૂજા કરીરે,
નિત લ્યે મનગમતો લાવરે.
સુણો હેતે હિમાદ્રી ૨૯
અગ્નિ અને રવી અવનિનારે,
રસ કસ ચુસી ખાય;
મંદ[૬૫] ન કે તેને માનવીરે,
ગુણ પૂંજ કહી ગુણ ગાયરે.
સુણો હેતે હિમાદ્રી ૩૦
જળ અપવિત્ર પવિત્ર સહુરે,
વ્હેતું ગંગામાંય;
કો અપવિત્ર કહી શકેરે,
પેખ્યે પાતક પ્રલે થાયરે.
સુણો હેતે હિમાદ્રી ૩૧
સમરથને કશો દોષ છે રે,
દોષ સહુ ગુણ રૂપ;
પાવક સૂર્ય અગ્નિ પઠેરે,
વળિ જેમ જુઓ નર ભુપરે.
સુણો હેતે હિમાદ્રી ૩૨

દોહરા.

સાધારણ જન એ શિખે[૬૬], જો આચરવા જાય;
જડ ગર્વિત અવિવેકી તે, નર્ક નિવાસી થાય. ૧
કહેશે કલ્પ લગી કહૂં, નહીં નિકાલ નિદાન;
જીવ અભાગી થાયશું, સમર્થ ઈશ સમાન. ૨

છપા.

સુણો હિમાચળ શીખ, કહૂં તે કોડ ધરીને,
નિજ મન અતી દ્રઢાઈ, સર્વ સંશય પરહરિને;
ગંગાજળ કૃત મદ્ય[૬૭], સંત નહિં પાન કરે તે;
હોય સરસ પણ તોય, દેખિ દુરથકી ડરે તે;
ફરિ મળે મદ્ય સુરસરિ[૬૮] વિષે, પાવન પછિ જ્યમ થાયછે;
ત્યમ ઈશ અને ભવજીવ વચ્ચે, અંતર એમ ગણાય છે. ૧
મહાત્મના સહુ દોષ, સર્વ જીવને સુખ દાતા;
ગણવા ગુણરૂપ માટ, નહીંતો વંક વિધાતા;
શંભુ સહજ સમરથ્થ, વિશ્વ સુખદાતા ભોળો;
જોગ તજી જામાત્ર, અન્યવર શિદ જૈ ખોળો;
જો થાય વિવાહ પુરારિસૂં, ક્રોડવશા કલ્યાણ છે;
ત્રિપુરારિ તણાં ત્રણ લોકમાં, વિવિધ પ્રકાર વખાણછે ૨
છે દુસાધ્ય[૬૯] શિવદેવ, વેદ પણ ભેદ ન જાણે;
કિધે કલેશ નિજ કાય, સદ્ય તોષે[૭૦] તે ટાણે;
કરે કુંવરિ તપ ધ્યાન, પ્રીતિ શિવશંકર કેરૂં;
ભાવિ ફિટાડે તર્ત, મટાડે દુખ સમ મેરૂ;
છે વર અનેક જગમાંય પણ, શિવ ટાળી[૭૧] ઉમયાપતી;
ત્રણ લોક ચૌદ બ્રહ્માંડમાં, વિધિએતો નિરમ્યો નથી. ૩
આર્તબંધુ અવિનાશ, દાસ દુખ ભંજન ભોળો;
શિવસમ કોણ કૃપાળ, ભલે ભવ આખે ખોળો;
સેવક સુખપ્રદ[૭૨] સાર, સાધ્ય જળને બિલિપત્રે;
જળથળ રણ જંગમાં, સાહ્યદાતા સર્વત્રે;
જન ફળ ઈચ્છિત મળવા કરે, કોટિ યોગ જપ સાધના;
નવ પામે તે કદિ જગ વિષે, સમર્થ શિવ સેવ્યા વિના. ૪
કહી એવું રૂષિ રાય, મંન સમરી મોરારી;
દીધો આશિરવાદ, હિમાચળને હિતધારી;
મંગળમય આ થશે, વાણિ નહિં વૃથા વિચારો;
તજો મંન સંદેહ, ધ્યાન ધરણિધરનું ધારો,
વદિ એવું બ્રહ્મલોકે ગયા, નારદ હારદ લઈ કરી;
સુણજો ચરિત્ર સહુ આગળે, કહું રઘુપતી હૃદય ધરી. ૫

૬૪ જમાવ. ૬૫ ઓછા. મુઢ. ૬૬ શિખામણે.

૬૭ પીવાનોદારૂ. ૬૮ ગંગા. ૬૯ દુખેકરીને સાધ્ય થાય તેવા. ૭૦ સતોષપામે. ૭૧ વિના. ૭૨ સુખ દેનાર.

### રાગ ઓખા હરણનો ચોપાઈ ત્રિતાળની.

ૠષિ યાજ્ઞવલિક કહેછે,
ભરદ્વાજ શ્રવણ શ્રવણેછે;
પતિ સાથ એકાંત પ્રમાણી,
મેનાં બોલી મનોહર વાણી. ૧
વદ્યા નાથ શું વીણાપાણી[73],
એની ખટપટ મેં નવજાણી;
કહું આપને જોડી બે હાથ
તમેસાંભળો હે ગિરીનાથ. ૨
હોય વર ઘર કુળ અનૂપ,
કોટિ સ્મરસમ[74] જેનું સ્વરૂપ;
જેથી આંગણું શોભે આપણનું,
વળી થાય વખાણ ડાપણનું ૩
નજરે વર એવો નરખી,
શોભે પુત્રિ જમઈજોડ સરખી;
ઉમા રૂપ અનૂરૂપ ન્યાળી;
સ્વામિ કરવો વિવાહ સંભાળી. ૪
નમળે વર ગુણ રૂપ ધારી,
તો ભલે રહી કુંવરિ કુંવારી;
છે ઉમા મમ પ્રાણ સમાન,
મારી મોઘીં[75] તો રૂપ નિધાન. ૫
જોઈ મૂખ જીવું છું જરૂર,
દુખ પામું જો પળ રહે દૂર;
દેખુ ચોકમાં એને ફરતી,
વાલી વિવિધ રમત આચરતી. ૬
મને ઉમગે ઉમંગ અપાર,
જોઈ સુતા અતી સકુમાર;
માટે સોધવું સારૂં ગામ;
વર ઘર કુળ શુભ તમામ. ૭
પુત્રિ જોગ જો વર નહિં મળશે,
લોકો આડુ આડુ ઉચરશે;
સહુ મુખપર કેશે એજ;
ગિરિ જડ જાતી છે સ્હેજ.
હોય ડાપણ કયાં થકી ભઈ;
વ્હોરી લાવ્યા જુઓને જમાઈ;
માટે કરજો વિચારી વિવાહ,
મારા ગુણવંતા ગિરીનાહ. ૮

૭૩ નારદ. ૭૪ કામદેવ જેવું. ૭૫ લાડકવાઈ.

જેને વ્હોરિ પસ્તાવ નથાય
એવો જોજો જમાત્ર[76]સુકાય[77];
એવું કહિને મેના પાય લાગી,
પતિપાસ ક્ષમા ઝટ માગી- ૧૦
વદે સ્નેહ સહીત ગિરીશ,
સમરિ ઇષ્ટદેવ જગદીશ;
વાલિ વીણાપાણીની વાણી,
રખેગાણતી વૃથા મન જાણી. ૧૧
શશિ પાવક પ્રગટ જણાય,
મુનિવાકય વૃથા નવ થાય;
તજી શોચ સહૂ મન પ્યારી;
ભજ ભાવે શ્રીકંત મોરારી. ૧૨
નિમી પારવતી જેણે જાણ,
તે પ્રભુ કરશે કલ્યાણ;
કર્તા હર્તા ભર્તા ભગવાન,
એ આગળ છે નર અજ્ઞાન. ૧૩
હવે હોય સુતાપર પ્યાર,
પ્યારિ મેના જો તારો અપાર;
તો તું દે શિખ તેને એવી,
સ્નેહે રિઝવે શિવને સેવી. ૧૪
કરે તપ તે વ્યથા[78] વેઠિ ભારી,
મળે જેથી તરત ત્રિપુરારી;
એવિના કર્યે અન્ય ઊપાય,
નહિ કલેશ કશેય પળાય[79]. ૧૫
વિણાપાણિનાં સત્ય વચંન,
ત્રિકાળજ્ઞ ગતી ત્રિભુવંન;
છે સુંદર શિવ સૌગુણ ખાણ,
વિશ્વનાથનાં વિશ્વ વખાણ. ૧૬
ધરધિરજ એવું વિચારી,
મનભાવ્યા મનેતો પુરારી;
તજીશંકા રહેતું નિશંક,
સૌપ્રકાર શંકર અકલંક[80]. ૧૭

કાતરગમાસે કાનજી, સાહેલીરે; શો અપરાધે શામ, ગયા મન મેલીરે. "એરાગ"

સુણી પ્રિતમનાં વેણ, સત્ય પ્રમાણીરે;
સતિ મેના નિજમનમાંહ્ય, અતીહરખાણીરે. ૧

૭૬ પુત્રીનો વર. ૭૭ દેહ દીપતો. ૭૮ દુઃખ. ૭૯ જાય ૮૦ કલંકરહિત.

ગઇ તરત તે ત્યાંહ, જ્યાં જગદંબારે;
ગુણિ ગિરજા ગુણનિધાન, જગઅવલંબારે[1]. ૨
નયન નીર ભરિ માત, ઉમયા નરખીરે;
જગ સુંદરતાનૂં સાર, રૂપ જોઇ હરખીરે. ૩
પછિ ત્યાં પ્રીત સહીત, લિધિ ઉછરંગેરે;
મન મેના માય ન મોદ, તેહ પ્રસંગેરે. ૪
લેતી વારંવાર, ઉર ઉમયાનેરે;
મન ઉમગી ચાલ્યોપ્યાર, મેના માનેરે. ૫
કહ્યૂંન જાય કરૂંય, ગદગદ કંઠેરે;
મુખ ચુંબન કરતીમાય, અતિ ઉલ્કંઠેરે. ૬
જગદંબા[2] સર્વજ્ઞ, ઉમા ભવાનીરે;
નિજ સેવક સુખપ્રદસાર, વર વરદાનીરે[3]. ૭
માત સુખદ જગમાત, એહ પ્રસંગેરે;
વદિ કોમળવાણિ વિશેષ, સહિત ઉમંગેરે. ૮
સાંભળ મેનાં માત, સ્વપ્નૂ માહરૂંરે;
મુજ લાગ્યું પાછલિરાત, મંન વિચારૂંરે. ૯
સંભળાવું ધરિ સ્નેહ, તેહ હું તુજનેરે;
એ સ્વપ્નાકેરો સાર, કહે પછિ મુજનેરે. ૧૦
જાણે ગૌર[4] ગાત્ર, વિપ્ર સુવેષેરે;
મા મમ હિત ચિતમાં ચાહિ, મને ઉપદેશેરે. ૧૧
કર જઇ શૈલ કુમારિ, તપ તૂં વનમાંરે;
કહ્યું નારદ કેરૂં સત્ય, માની મનમાંરે. ૧૨
થશે એથિ સહુ ઠીક, બીક તજીનેરે;
કરય સફળ જન્મ સંસાર, ભવને ભજિનેરે. ૧૩
મનગમતી આવાત, માત પિતાનેરે;
તપ સુખદાતાછે વિશ્વ, શ્રેષ્ટ નિદાનેરે. ૧૪
દૂર રહે સહુ દોષ, તપને તેજેરે;
જન મોક્ષગામિ ઝટ થાય, ભક્તિ અવેજેરે. ૧૫
તપબળ રચે પ્રપંચ, બ્રહ્મા ભારેરે;
વળિ વિષ્ણુ જગત પ્રતિપાળ, તપબળ સારેરે. ૧૬
શંભુ કરે સંહાર, સૃષ્ટી કેરેરે;
એ તપબળ તણો પ્રતાપ, માન ઘણેરોરે. ૧૭
શિશપર શેષ હમેશ, ધરણી ધારેરે;
સુણ શૈલસુતા કહું સત્ય, તપબળ ભારેરે ૧૮
તપાધાર સહુ સૃષ્ટિ, જાણિ ભવાનીરે;
જે તપ કર સત્ય વચંન, મારૂં માનીરે. ૧૯

૧ જકતને આધારદેવાવાળી ૨ જકતની માતા. ૩ વરદાન દેનારી. ૪ સફેદ રંગ

આવી સ્વપ્નેએમ, મેના માડીરે,
કહિ ગયો વિપ્ર આવાત, જાણ જગાડીરે. ૨૦

થાય પ્રકાશ તો કરૂં વરણવ, પ્રેમ રસ ગીતા તણું. એ રાગ.

વાણિ સુણિ ઉમૈયા તણી, મન વિસ્મિત મેનાં રાણી,
પતિને શિઘ્ર[5] તેડાવિ આણ્યા, આદર મનમાં આણી,;
સતિ સ્વપ્ન સહુ સંભળાવ્યું, હિમાચળને હેતે;
સુણિ ગિરેશે લિધી ખોળે, ઉમા ઉમંગ સમેતે. ૧
માત તાત અનેક ભાંતી, સ્નેહથી સમજાવિને,
ચાલિ તપકારણ ઉમા, ચિત ચંદ્રમૌલી લાવિને,
માત તાત સજન સહોદર, પ્રિય પરીજન[6] તે સમે.
સતિ વિયોગ વિકળ થયાં સહુ, દુસહ વિરહ બહુ દમે. ૨
વન જવૂં સુણિ પાર્વતી તણું, વાલિ સખિ, મા. શોચતી;
ધેનુ[7] જ્યમ નિજ વત્સ[8], ખોઈ, આમ ત્યમઅતિ લોચતી;
શાણિ ગુણરૂપ ખાણ ગિરિજા, મૃદુ[9] મનોહર દીકરી,
તાપ વર્ષા સહિશ તન ક્યમ, વાલિ વન તપ આદરી. ૩
પુત્રથી મે અધિક ગણિ ઉર, જિવનરૂપ જાણી તને,
જોઈવન જાતાં હૃદયમાં, અધિક દુખ ઉપજે મને;
ફૂલ કુલિ કુંવરી સહિશ ક્યમ, ઘોર તપ દુખ વનવિષે;
કાઢતાં દ્રષ્ટીથિ અળગી, થાય દુખ મમ એ મિષે. ૪
ધૈર્ય ત્યાગિ ગિરેશ[10] પાણત્યાં, પ્યારિ પુત્રિ વિયોગથી,
વિકળ થઇ જળ નેત્ર ભરિઆં, શુધ્ધિ તનમનની નથી;
કુળગોર વેદશિરામુની ત્યાં, આવિ સૌ સમજાવિયાં,
પુત્રિરૂપ પણ જગત જનની, એવું કહિ હરખાવિયાં. ૫
સુણિ મહાત્મ ઉમા તણૂં, મા તાત સખિ દુખ ત્યાગિને,
પામિ મન ઉપદેશ સતિપદ, રહ્યાં સહુ અનુરાગિને;
ચાલિ શશિધર[11] ઉર ધરી વન, ઘોર તપ કરવા સતી,
મનુજ[12] નામ મળેન જ્યાં, દારૂણ વન કરતી ગતી. ૬
છે અતી મૃદુ ગાત્રણી[13] તપ, યોગ્ય તન ન કુમારિનું;
પતિપદ લગાવી પ્રીત અતિ, તજિ ભોગ સુખ દુખકારિનું;
નિત્ય નવ નવિ ઊપજેપ્રિત, નાથ પદ તપ તેજથી,
વિસરિ શુદ્ધિ શરીરની સતિ, લાગ્યું મન તપમાં અતી. ૭
સહસ્ર વર્ષ સુધી કર્યૂં તપ, પ્રાશિ[14] ફળ મુળ પાર્વતી,
શાક જમિ સો વર્ષ કાઢયાં, પતિચરણ લાગી રતી;

૫ ઊતાવળે. ૬ દાસ દાસી વિગરે સેવકલોક. ૭ ગાય. ૮ વાછરડું. ૯ કોમળ. ૧૦ હિમાચળ. ૧૧ શિવ. ૧૨ માણસ. ૧૩ શરીરવાળી. ૧૪ જમીને.

પવન પાણી પ્રાશિ પાર્વતિ, દિન ગુમાવ્યા કેટલા.
ઉપવાસ કરતાં એમ વળિ, દિન વહિ ગયા ત્યાં તેટલા ૮
વેલિપત્ર સુકાં ખરેલાં, તે સહસ્ર વરસ જમી,
દુ:ખ વેઠી અનેક વિધિ, નિજ દેહ ઉમિયા એ દમી;
વેલિ પત્ર સુકાં જુનાં તજિ, તેય તપ તદ્રુપ[15] બની,
પડયું ત્યાંથી નામ સતિતણું જગ, "અપર્ણા" રૂડુ હે મુની.૯
પુષ્પ સેજ શયન કરે નિત, પવન પંખે ઢોળતાં,
કસ્તુરિ મરદન[16] ચરચિ ચંદન, વદન નિરખી હરખતાં;
સખિ અને સહુ હાસિ કરતાં, આઠ પ્હોર ખમા ખમા,
કણમાત્રસતિનારૂપઆગળ, રતી[17]લક્ષ્મિ ત્રિલોત્તમા[18].૧૦
કોમળ સતિ તન તપ થકી તે, ક્ષીણ થઈ પણ આંગમે[19],
જોઇ કૃશ થઈ ગગન ગંભિર, બ્રહ્મવાણી એસમે;
હે ઉમા મનોરથ સાઢૂ તુજ, સફળ મનમાં માનજે,
મળશે પુરારિ મિતે તને, છે પુરણ બ્રહ્મ સમાન જે, ૧૧

દોહરા.

પરહર આ પરિતાપ સહુ, શૈલ કુંવરિ સુણ કાન;
અતિ તુજ તપ બળ થકિ થયા, રાજી રામ ભગવાન. ૧
મળશે હવે મહેશ ઝટ, સત્ય કહું છું આવાત;
ધન્ય ધન્ય સતિ ધન્ય છે, વિશ્વ વિષે વિખ્યાત. ૨
તપ તુજસમ ત્રૈલોકયમાં, કીધું નથી કદાય;
થયા ઘણ મુનિ જ્ઞાનિ ધિર, પણ સૌહારી જાય. ૩
માન્ય ભવાની તું હવે, બ્રહ્મ વાણિ ઉર આજ;
સત્ય સદા શુચિ[20] સતત[21] છે, કરિ આપે મન કાજ. ૪
હરિવદની હઠ ત્યાગિને, જાજે સદન જરૂર;
આવે અહિં જવ તુજ પિતા, હર્ષિ તેડવા દૂર. ૫
મળશે સપ્તરૂષી તને, તેજ પુંજ ગુણ ખાણ;
બ્રહ્મવાણિ તવ માનજે, પ્રેમે થકી પ્રમાણ. ૬
ગગનવાણિ વિધિએ સુણી, વદને કિધું વખાણ;
હર્ષ પામિ અતિ પાર્વતી, વૃથા નહીં એ વાણ. ૭
સુંદર ઉમાચરિત્ર આ, મેં મુજ મતિ અનુસાર;
કહ્યું વખાણિ હવે કહું, શંભુ ચરિત્ર ઉદાર. ૮
જઇને સતિએ જ્યારથી, તનનો કીધો ત્યાગ;
તેઘડિથી ત્રિપુરારિને, મન ઉપન્યો વૈરાગ. ૯
જપે સદા જગદીશ શિવ, રામનામ સુખધામ;
જ્યહાં ત્યહાં જૈ સાંભળે, રામ તણા ગુણગ્રામ ૧૦

૧૫ તેરૂપ. ૧૬ ચોળવું. ૧૭ કામ દેવની સ્ત્રી.
૧૮ એ નામની અપ્સરા. ૧૯ હિમ્મત ધરે.
૨૦ પવિત્ર. ૨૧ હમેશા.

રહિત મોહ મદ કામથી; શંભુ સચ્ચિદાનંદ;
વિચરે શશિધર ધરણિપર, હૃદય રામ સુખકંદ. ૧૧
કદિ મુનિઓને મઠ જઈ, દિએ જ્ઞાન ઉપદેશ;
કદી રામ ગુણ વરણવે, કરી વખાણ મહેશ ૧૨
જોપણ મંન અકામ છે, તોપણ શ્રીભગવાન;
ભકત વિરહ દુ:ખે દુખી, છે કો પ્રભૂ સમાન ૧૩
અટણ કરંતા અવનિપર, શિવશંકર અકલંક;
ઘણા કાળ વીતી ગયા, શંકર સદા નિશંક. ૧૪
રામનામ ગુણગ્રામમાં, સદા મગ્ન ત્રિપુરાર;
રામચરણ નિત નવ નવી, ઉપજે પ્રીતિ અપાર. ૧૫
નેમ પ્રેમ શિવ શંભુનો, નિજપર નિરખી રામ;
દ્રઢ ભકતી અતિ દેખિ ત્યાં, પુરારિ પૂરણ કામ. ૧૬
કૃતજ્ઞ[22] રામ કૃપાયતન,[23] પ્રગટ થયા તતખેવ;
રૂપ શીળ બળ તેજ નિધિ, દેવતણા અધિદેવ. ૧૭
બહુ ભાંતી હરિ નિજમુખે, શિવનાં કર્યાં વખાણ;
કોણ નિભાવે તમવિના, વૃત્ત આવું નિરવાણ. ૧૮
સખા સ્વામિ તમ મુજ તણા, સમર્થ સહુ સંસાર;
નેમ પ્રેમ વૃત આપ સમ, અન્ય થકી ન થનાર. ૧૯
વિયોગ દુખ જોઇ આપને, મુજમન લાગ્યૂં દુ:ખ;
પરમ પવિત્ર સતી ઉમા, વિભુ શૂં કિધી વિમૂખ. ૨૦
અબળા અવગુણ અયુત[24] પણ, કરવી ક્ષમા કૃપાળ;
ઉમયા સતી શિરોમણી, ભાવીવશ તેકાળ ૨૧
નથિ અપરાધ ઉમા તણો, માયાને મહિમાય;
સુર સુરેંદ્ર મુનિ યોગિ સિધ, ગુણનિધિ ગોથાં ખાય. ૨૨
શ્રી રઘુનાથે તેસમે, અતિ કરિ વિનય વિવેક;
સમજાવ્યા શિવ બહુવિધે, કહિને કથા અનેક. ૨૩
જન્મી સતી હિમાદ્રિ ઘર, ગિરિજા ગુણ રૂપ ખાણ;
કરણી કયમ વરણી શકૂ, વદને કરી વખાણ. ૨૪
સતી પવિત્ર ચરિત્રને, શકે ન વરણી શેષ;
તપ તદ્રુપ અદ્રીસુતા[25], મળવા કંથ મહેશ. ૨૫
શ્રી રઘુનાથે નિંજમુખે ,પ્રેમ સમેત પ્રમાણ;
ગિરિજાના ગુણરૂપ તણાં, વિધ વિધ કર્યાં વખાણ. ૨૬
સુણો વિનતિ મમ શિવ હવે, જો મુજપર તમ નેહ;
કરો લગ્ન જઇ શૈલ ઘર, માગું દ્યો મુજ એહ. ૨૭

૨૨ ઉપકાર જાણનાર. ૨૩ દયાનું સ્થાન.
૨૪ દસહજાર. ૨૫ પાર્વતી.

### છપ્પો.

સુણી શંભુ સર્વજ્ઞ, વિમળ રઘુપતિની વાણી;
અભિમત ફળ દાતાર, સાર સર્વનું પ્રમાણી;
વદે વિશ્વપતિ શંભુ, સુણો શ્રીરામ રૂપાળા;
ભક્ત દુખે દુખિ દેહ, સુખે તમ અધિક સુખાળા;
ફરિ યોગ તજી ગ્રહુ ભોગને, યોગ્ય નહિં આ અવસરે;
વળિ આપવચન પ્રભુ મુજ થકી, નવતજાય કહું તેખરે ૧

### રાગકુમરી.

"બિગરી કોન સુધારે નાથબીન એ ઢાળ"

સુણો નાથ સુખધામ રામ,
રૂપ દામ ભાનુકુળ[૨૬] ભાનૂ[૨૭] રે;
ગમેન બીજૂ ભવસુખ મમ તમ,
નિર્મળ નામ વિનાનું રે.
સુણો નાથ. ટેક.

અહો સ્વામિ આપનિ અનુસાશન[૨૮],
કરિએ શીશ ચઢાવી રે.
પર્મ ધર્મ એ ઉચિત અમારો,
અધિક અધિક ઉર લાવી રે.
સુણો નાથ. ૧

માત પિતા ગુરૂ ઇષ્ટદેવની,
વળિ કુટંબ વૃદ્ધ વાણી રે;
સાહસ કરિએ વિના વિચાર્યે,
સદા હૃદય શુભ જાણી રે.
સુણો નાથ. ૨

મન ગમતી નથિ વાત વિવાની,
ગમે નામ ગુણગ્રામ રે;
ધિક્ક પડે તે ભવકુપમાં તજી,
સુખ દાતા શ્રીરામ રે.
સુણો નાથ. ૩

તોપણ સર્વ પ્રકાર સ્વામિ તમે,
સર્વ તણા હિતકારી રે;
શિર આજ્ઞા ધરિ નાથ તમારી,
સદ્ય જાણિ સુખકારી રે.
સુણો નાથ ૪

શંભુ વચન રચના રૂડિ શ્રવણી,
ધર્મ ભક્તિ નય મિશ્રિત રે;
શ્રીરઘુપતિ સંતોષ પામિયા,
મહેશ જોઇ મન છત રે.
સુણો નાથ ૫

કહે રામ રહ્યું તમ "પણ" શંભુ,
પૂર્વે જેહ લિધેલું રે.;
સ્મરણ રાખજો વચન હવે મુજ,
કરવા લગ્ન કિધેલું રે.
સુણો નાથ. ૬

અંતરધ્યાન થયા કહિ એવું,
તેજ પુંજ રઘુરામ રે;
તે મૂર્તિ શિવ હૃદય ધરીને,
ગણે નામ ગુણગ્રામ રે.
સુણો નાથ. ૭

### ભુજંગી છંદ.

ત્યહાં તે સમે શંભુપાસે પ્રિતીથી,
પધાર્યા રૂડા સપ્ત રૂષી કહીંથી;
વદ્યા શંભુસૂં સોભિતાં વેણ વ્હાલે,
અમીદ્રષ્ટિથી તેભણી શંભુ ભાળે. ૧
કહે રૂષિઓને કૃપાળૂ કપાળી;
જુઓ ત્યાં જઇ પાર્વતી પ્રેમ ન્યાળી;
કરો પ્રેમ કેરી પરિક્ષા ઉમાની,
જઇ ત્યાં કરે જ્યાં તપસ્યા સુમાની. ૨
જુઓ જો ખરા પ્રેમનો ઊભરાવો,
ગિરી પ્રેરિ ગૌરી ઘરે મોકલાવો;
કરાવી સહૂ દૂર સંદેહ પ્રીત,
કરો હર્ષવંતી મળૂ એ નિમિત્તે. ૩
સુણી વાણિ શંભૂ તણી વીચરેત્યાં,
ઉમા શંભુમાટે તપસ્યા કરે જ્યાં;
જુએ જ્યાં રૂષીસપ્ત ગૌરી સુહંતી,
તપસ્યા ઉભી માનુ[૨૯] એ મૂર્તિવંતી. ૪
મૃદૂગાત્રણી સુંદરી શંભુ સ્નેહે,
મુખે તેજિને દુર્બળી દીઠિ દેહે;
વળી બાળવસ્થા તણી જોગમાયા;
સહે તાપ વર્ષા નહીં છત્ર છાયા. ૫

૨૬ સુર્યવંશ. ૨૭ સુર્ય. ૨૮ હુકમ આજ્ઞા.

૨૯ જાણે.

મુખે શંભુ શંભૂ વિભો વિશ્વદેવા,
તમે માનિલો કિંકરીની[30] સુસેવા;
કરો ચર્ણદાસી કૃપાળૂ કપાળી,
પ્રભા હૂં જપૂ આપની વિદંવાળી. ૬
થજો સાહ્ય સૌ દોષ મારા વિસારી,
રહી આપને આશરે હે પુરારી;
નથી દેહ શુધ્ધિ સતીને કશી ત્યાં,
વિભૂ શંભુ ચર્ણાનુરાગે ધસી જ્યાં ૭
સમાધી સતીની શ્રમે[31] ઊતરાવી,
વદે સમરૂષી પુરો પ્રેમ લાવી;
અહો શૈલજા આ ભાગી ચિત્ત દેતૂં,
તપસ્યા કર્યાનો કહો કોણ હેતૂ. ૮
અહોરાત્રિ આરાધતી તે તું કોને,
ચિતે શૂં ચહેછે કહે તે અમોને;
સતી સત્ય સૌ મર્મનો ભેદ ભારે,
અમોને કહેના તુંતે કેમ ત્યારે. ૯
સુણી વેણ એવાં રૂષીનાં ભવાની,
વદે ગુઢઢ વાણીસતી મોક્ષદાની[32];
ઉમા મર્મ કહેતાં અતી સંકુચાએ,
મુખે શર્મના શેરડા ત્યાં જણાએ. ૧૦

### દોહરા.

ભેદ ભવાની ભાગતાં, સુણો સહુ રૂષિરાજ;
હસશો તમે હજાર વિધ, અમજડતાસુણિ આજ. ૧
હડચે ચઢ્યૂં નથિ માનતૂં, હૃદય શિખામણ સાર;
ચહે ભીત ચણવા ભલી, જળ ઊપર આવાર. ૨
નારદ તણૂં કહ્યૂં અમેં, જાણી સત્ય જરૂર;
પાંખોવિના ગગનવિષે, ચહિએ ઉડવા દૂર. ૩
જુઓ મુની અવિવેક અમ. ભવ ચહિએ ભરથાર;
દુર્લભ અમ મનકામના. કરશે પુરિ ત્રિપુરાર. ૪
સુણી વચન હસિ રૂષિ કહે, શૈલ શુક્ર[33] તુજ દેહ;
નારદ વચને કોતાગૂં, ગિરિજા વસિયૂં ગેહ[34]. ૫

નાથ કેસે ગજકો બંધ છોડાયો "એરાગ"

જો તું સતી અંતર વાત વિચારી;
શાણિ થઇને હે શૈલ કુમારી. જો તું સતી. ટેક

નારદનો ઉપદેશ સુણ્યે કહે, ઘર કોનું વસિયૂં સુધારી;
જ્યાં ત્યાં ઘર ભંગાવતો હીંડે, રિત નારદની નઠારી.
જો તું સતી. ૧
રૂદ્રસહસ્ર[35] કુંવર દક્ષ કેરા, તેજ પુંજ ગૂણધારી;
નારદને ઊપદેશે થયાતેતો, ભવન તજીને ભિખારી
જો તું સતી. ૨
રાજને પાટ સૃષ્ટિ રચવાનૂં, ત્યાગી ગયા વનધારી;
ઘર જોવાનો સમોનવ આવ્યો, નારદ શિખસુણ્યેસારી.
જો તું સતી. ૩
ચિત્રકેતુનૂં ઘર એણે ઘાલ્યૂં, એસમ કો અવિચારી;
હિરણકશ્યપના હાલ કર્યા એણે, આવી હવે વારિ તારી.
જો તું સતી ૪
નારદ શીખ સુણી આચરશે, નિર્મળ મન નરનારી;
તે અવશ્ય અવનિપર થાશે, ભોગ તજીને ભિખારી.
જો તું સતી. ૫
મન કપટી ઉંડી કાતર રાખે, વેષ ઉપરનો સમારી;
નજરે જુવે તે તો સજ્જન માને, હાંકે ગત પ્રિછનારી.
જો તું સતી ૬
આપ સરીખાં એ સૌને કરવા, હિંડે ફરતો મદારી;
કિધાં બહુ હજી કરશે ઘણાં જ્યમ, નકટાએ નાત વધારી.
જો તું સતી. ૭
તેના વચન ભરોસે રહીને તું, શાણી શૈલકુમારી;
ચાહ્યઉદાસીનપતિઅપલખણો, નિર્લજને વ્યાલધારી[36].
જો તું સતી ૮
અકુળ[37] દિગંબર ભુવન વિનાનો, વેષ અમંગળકારી
શું સુખ વંર એવો પામ્યે કહે તૂં, નિર્ગુણને નિર્વિકારી.
જો તું સતી. ૯
પંચ કહે સતિ જો શિવસાથે, પ્રેમે વરી સુખધારી;
તેસમ ફરિ કરી કાયર શંભૂ, મુઝવી નખાવશે મારી.
જો તું સતી. ૧૦
સુખે સુવે નહીં શોચ કશો હવે, ટાળી નિજઘર નારી;
માગી ભિખ ભરે ઉદર પુરારી. મોહ કોહ મન મારી.
જો તું સતી. ૧૧
સર્વ પ્રકાર સહજ એ એકાકી, નગમે થવું ઘરબારી;
પરણી તેને આ ભવસાગરમાં, લાભ શો નારી લેનારી.
જો તું સતી ૧૨

30 દાસી. 31 મેહેનત. 32 મોક્ષ દેનારી. 33 વિર્ય. 34 ઘર.

35 અગીયારહજાર. 36 અંગપરસર્પરાખનાર. 37 કુળ વિનાનો.

હઉઁપણ માન કર્યૂં તું અમારૂં, શાણી શૈલ કુમારી;
સોધી મુક્યો છે તું સારૂં અમોએ, સુંદર વર ગુણધારી.
જો તું સતી. ૧૩

અતિ પવિત્ર જગત સુખદાતા, સુશીળ સૌ હિતકારી;
ગાતા ગુણયશ વેદ રૂડા જેના, દુષણ રહિત અસુરારી[38]
જો તું સતી. ૧૪

સહુગુણસંપન્ન છેલ છબીલો, ગિરિ ગોવરધનધારી;
શ્રીપતિ વૈકુંઠપુરિ વસનારો, મોરમુગટ શીરધારી;
જો તું સતી. ૧૫

વર એવો તને લાવી મેળવિએ, માધવ મુકુંદ મોરારી;
ભવોભવ સુખ લૈશ ભવાનિં તું, ત્યાગ મનથિ ત્રિપુરારી.
જો તું સતી ૧૬

### દોહરા.

વચન રૂષીનાં સાંભળી, વદે વિમળ ત્યાં વાત;
શંકર ચરણે ચિત ધરી, ઉમા અખિલ જગમાત. ૧

### નાથ કેસે ગજકો બંધ છુડાયો "એરાગ"

જોયું અમે અંતર અધિક વિચારી;
શિવશંકર પદ સંભારી. જોયું અમે ટેક
સત્યકહ્યું તમે શૈલ સંભવ[39] તન, જડતા ભરી તન ભારી;
છોડી છુટેન હઠ એ કદાપિ જો, છૂટે દેહ અમારી.
જોયું અમે. ૧

કનક કૌસુનિ પથ્થરમાંથિ થાએ, જાણે સહુ નરનારી;
બાળે પાણ તે સહજ નત્યાગે, પ્રીત રીત પ્રીછનારી.
જોયું અમે. ૨

વીણાપાણિનાં વચન ઉવેખુન, હોય ભલે દુ:ખકારી;
થાઓઉજડ કે વસો ઘર તેથી, ડરશૂં નહિં અમે હારી.
જોયું અમે ૩

ગુરૂના વચનનો ભરોંસો ન જેને, આપમતી અહંકારી;
સ્વપ્ને નહિતેને સુગમ અને સુખ, સિદ્ધિ સંપદા સારી.
જોયું અમે ૪

અવગુણભાજન ભવ અવિનાશી, વિષ્ણુ સકળ ગુણધારી;
પણ મન જેનું જે સાથ રમીરહ્યું, તે તેને સુખકારી.
જોયું અમે. ૫

સિદ્ધિ સંપતી રહી છવાઈ, માધવ મુકુંદ મોરારી;
કોણ લેખે કપાળીની આગે, ભોળો ભવ દુખ હારી.
જોયું અમે. ૬

હું નથિ એવી અલેતી જે લેઉં, અમૃતરસ તજી વારી;
તપ કરતાં તન ત્યાગ થશે પણ, ત્યાગુન મન ત્રિપુરારી
જોયું અમે ૭

### ચોપાઈ ત્રીતાળની.

મળ્યા હોત પ્રથમ મને આવી,
હે મુનીશો રૂડુ મન લાવી;
તો હું કરત કરાવ્યૂં તમારૂં,
શિશ આજ્ઞા ધરીને વારૂં.
હવે તો હર મળવા માટે,
હારી જન્મ ત્યાગુ તપ ખાટયે[40];
ગુણદોષનો શો હવે શોષ,
હર મળવાની અમને હોંસ. ૨
હોય હઠ ઉર તમને વિશેષ,
રહ્યું જાયન વણકિધે વેષ;
તો કૌતુકિઓને આળસ શાની,
વર કન્યા જગત મનમાની.[41] ૩
મુનિ દ્રઢતા સુણીને અમારી,
કોટિ જન્મ લગીનિ જેધારી;
વરે શંભુ તો વરવું વિચારે,
નહિં તો રેવું કુવારાં અમારે. ૪
હું ભવો ભવ ભવપદ રાગી,
પ્રેમપાસ શકાયન ત્યાગી;
નવ ત્યાગુ નારદ ઉપદેશ,
આપો આપ આવી કહે મહેશ. ૫
સતવાર શંભુ સમજાવે,
મારૂં "પણ" ભંગાવ્યે નફાવે;
પગે લાગી કહું રૂષિ તમને,
સુખે તપ કરવા દ્યો અમને
ઘેર જાઓ ઘણી થઈવાર,
કહું આપને વાર હજાર;
દેખિ પ્રેમ બોલ્યા મુનિ જ્ઞાની,
જય જય જગદંબ ભવાની. ૭

૩૮ દૈત્યોના વેરી. ૩૩ ઉત્પન્ન.

૪૦ લાભ પામ્યે. ૪૧ ધણી.

## દોહરા.

જગત જોગમાયા તમે, જગત પિતા શિવસાર;
અખિલજગત જનની જનક, યુગલ રૂપ આવાર. ૧
ઉમા ચરણ શિરનામિને, વળ્યા ત્યાંથિ મુનિરાય;
પ્રેમ નિરખિ વળિ વળિ થતા, અતિ હર્ષિત નિજ કાય. ૨
જઈ હિમાચળ પાસતે, વદે એમ મુખ વાત;
ઉમયાને સમજાવિને, લાવોઘર ભલિ ભાત. ૩
સુણતાં વેણ રૂષી તણાં, હિમાચળે ધરિ હેત;
કિધો ત્વરાએ તેસમે, વંન ગવન સંકેત. ૪
જઈ વન ગિરિજા જોઈજ્યાં, કેવળ તપ તદ્રૂપ;
કૃશ કાયા જોઈ કુંવરિની, દુખી થયો ગિરિભૂપ. ૫
નયનકમળ નિરઆવિયાં, પુત્રિનિ જોઈ પેર;
સુતા ઘણાં સંકટ સહ્યાં, ચાલ હવે વિરિ ઘેર. ૬
તુજ પાખે તુજ માવડી, વત્સ વિના જ્યમ ગાય;
દુખે થઈ બહુ દૂબળી, દિવસ દોહલા જાય. ૭
હીમાચળે હજારવિધ, સમજાવી સતિ સાર;
તેડી લાવ્યા વનથકી, ગૌરી ઘર નિરધાર. ૮
ભરદવાજ સુણજો હવે, પવિત્ર કથા પ્રમાણ;
સપ્ત રૂષી શિવપાસ જઈ, સતિનાં કરે વખાણ. ૯
નેમ પ્રેમ વૃત સતિ સમાં, કોઈ થકિન થનાર,
ચિત તમચરણે લાગ્યુંતે, ખસવ્યૂં નહિં ખસનાર. ૧૦
તપ તદ્રૂપ અદ્રીસુતા, શિવ શિવ શિવ શિવ સાર;
બીજુ નકાંઈ બોલતી, કેવળ તમપર પ્યાર. ૧૧
સતિ કરણી દુખ હરણિ તે, વરણી કૃપ્રમ કરિજાય;
ધર્માચરણિનિ મતિ ગતી, સંભાર્યે સુખથાય. ૧૨
સતી સ્નેહ અતિ સાંભળી, મગ્ન થયા મ્હાદેવ;
પૂર્વ પ્રીત સંભારિને, તનમનમાં તતખેવ; ૧૩
સપ્ત રૂષી શિવપાસથી, હરખિ ગયા નિજ ગેહ;
શિવે સમાધિ ચઢાવિત્યાં, સીતાપતિસૂં સ્નેહ. ૧૪
ધ્યાન વિવશ શંકર થયા, કરિ કમળાસન સાર;
ગમેન બીજૂં ભવનસુખ, પ્રભુસૂં જેને પ્યાર. ૧૫
અધિક પ્રતાપી તે સમે, થયો તારકાસુર[૪૨];
ભુજબળ તેજ વિશાળનો, મહા ધીર સુર પૂર[૪૩]. ૧૬
જીત્યા તેણે જોરથી, સર્વ લોકપતિ લોક;
સુખસંપતિ હિણ સુરકર્યા, સહૂ કરે મન શોક. ૧૭

૪૨ એનામનો દૈત્ય. ૪૩ સંપૂર્ણ.

અજર અમર બળધર અધિક, જિત્યો ન કોથી જાય;
વિવિધ પ્રકાર લડાઈ કરિ, હાર્યા સુર સુરરાય. ૧૮
સર્વ સુર મળિ સામટા, કરવા દુખ પોકાર;
ગયા વિરંચી પાસતે, પામિ દનુજથી હાર. ૧૯
અરે અવનિપર આસમે, અમથકિ રહ્યૂં નજાય,
સુખ સંપતિ વ્હોણા[૪૪] કર્યા, કરો દયા વિધિરાય. ૨૦
દુખિયા દેવ દિઠા સહૂ, વિધિએ કરી વિચાર.
સમજાવી સહુને કહ્યો, અસુર મરણ ઉપચાર.[૪૫] ૨૧
શંભુવિર્યસંભવ તનુજ, જીતે અસુર જરૂર;
મરણ પમાડે પલકમાં, શંભુ પુત્ર મ્હાસૂર. ૨૨

## છપા.

કહ્યૂં મારૂં સુર માનિ, ઉપાય કરો મન માપી,
થશે સિધ્ધ સહુ સાચ, હશે ઈશ સાહ્ય કદાપી;
સતિએ તજ્યૂં શરીર, દક્ષ યજ્ઞે સહુ જાણે;
લિધો જન્મ તેણિએ, હિમાદ્રી ઘર આટાણે;
શિવ કાજ કર્યૂં તપ કષ્ટ સહિ, અંતર અતિ અનુરાગણી,
(પણ) બેઠાસમાધિમાં ત્યાગિસહુ, શંકરસર્વશિરોમણી. ૧
તજાવવી કરિ યત્ન, સમાધી શિવ શશિધરની;
અતિ મુઝવણ છે એજ, કોણ ગતિ હરિ હળધરની[૪૬];
તોપણ સુર સાંભળો, વાત હિતકારિ અમારી;
થશે જરૂર સહુ ઠીક, જાગશે શંભુ પુરારી;
ઝટ કામદેવને મોકલો, જાય ત્વરાએ શિવ કને;
જઇ ક્ષોભ પમાડે શંભુમન, તો તો કામ તરત બને. ૨
જાશૂં તવ અમપાસ, જાગશે જવ શિવશંકર;
શિર નામી શંભુને, કરિશું વિનતીથઈ કિંકર;
જ્યમ ત્યમ કરી જરૂર, વિવા શિવનો સતિ સંગે;
કરાવશૂં હઠકરી, શંભુ મેળાપ પ્રસંગે,
હિત દેવ તણૂં હર હાથ છે, એહ ઉપાયે આસમે;
મુજ મતિ અનુસારે મેં કહ્યૂં, જુઓ તપાસી સુર તમે. ૩
સુણિ વિરંચિ નાં વેણ, થયા ખુશિ સુર સુરનાયક[૪૭],
કહે સર્વ અન્યોન્ય,[૪૮] વિધી વાયક સુખદાયક,
મત અભિમત[૪૯] ફળદેણ, વાહ વિધિ સુર હિતકારી;
સતત શંભુ સુર સાહ્ય, આર્તબંધૂ અસુરારી;
વિધિને પ્રસંશિસ્મર[૫૦]સ્તુતિકરી, નિજહિત હેતુવિચારિને;
ઝટપ્રગટથયોરતિરમણ[૫૧]ત્યાં, અધિકસ્વરૂપસમારિને. ૪

૪૪ વિના. ૪૫ ઉપાય. ૪૬ બળદેવ. કૃષ્ણનાભાઈ. ૪૭ ઈંદ્ર. ૪૮ પરસ્પર. ૪૯ ઈચ્છિત. ૫૦ કામ દેવ. ૫૧ કામ દેવ.

ઉભો યુગલ કરજોડિ, કામ સુર વિનતી કરતો ;
કહો નાથ મમ કામ, મુખેથી એમ ઉચરતો ;
અથઈતિ નિજ આપદા, સંભળાવી રતિપતિને ;
સુણી કામ નિજમંન, ગણે શિવશંકર ગતિને ;
શંભૂ વિરોધે કુશળ મમ, ક્યાંથી હોય કહોતમે,
અંતર અધીક એ શોચ છે, સુણો દેવ સહુ આસમે. ૫
તોપણ હે સહુ દેવ, કરિશ સહુ કાજ તમારૂં ;
શ્રુતિએ કહ્યો પરાર્થ[૫૨], પર્મ તે ધર્મ વિચારૂં ;
પર ઉપકાર સમાન, ધર્મ નહિં ધરાણી તળમાં ;
પરહિત પંડ તજાય, સદા વખણાય સુબળમાં ;
વળિ સંત સુજાણ સદા કરે, મિત્ર પ્રસંશા તેહની ;
તે ધન્ય કિધી કર્તવ્યતા[૫૩], જગત સફળ આ દેહની. ૬

હરિગીત છંદ.

કહિ એવું સુર સહુને નમી સ્મર,
ચાલિઓ દુખ ટાળવા,
નિજ સાહ્યતા ફુલ ધનુષનો લઈ
શિવ સમાધિ ઉતારવા ;
જાતાં વિચારે રતિરમણ મન,
અધિક સંશય આણિને ;
શંકર વિરોધે છે મરણ મુજ,
જાઉં છૂં પણ જાણિને. ૧
કૈલાસપતિ ગતિ મતિ અધિક જ્યાં,
એ સમિપ શો આશરો,
હરિ બ્રહ્મ શેષ ન પાર પામે,
છે ખચિત ત્યાં મુજ મરો ;
તેણે સમે વિસ્તારિ કામે,
નિજ પ્રભા જગ અજય[૫૪] જે
સહુ વિશ્વ નિજવશ કરી લિધું ઝટ,
યોગિ સિધ મુનિ અભય[૫૫] જે. ૨
કોપે ચઢ્યો જવ કામ ધરિ કર,
ધનુષ સાયક[૫૬] સુમનનું,
ક્ષણમાત્રમાં શ્રુતિ સેતુ તુટિ સહુ,
ચાલ્યું તજી સુખ ભવનનું ;
તજી ધૈર્યતા બ્રહ્મચર્યવ્રત પણ,
જાય નાઠું તે સમે,
સંયમનિ સુરવિરતાનચાલી,
કામ સર[૫૭] શિર ના ખમે. ૩
શુભ ધર્મની પણ ધિરજ નવ રહિ,
જ્ઞાન પણ પંથે પડયું
વિજ્ઞાન માન મુકી મદન રણ,
ચાહ્ય ત્યાં તે જૈ ચડયું ;
જપ જોગ સુધ્ધાચાર શિરપર,
તાકયું સર જ્યારે સ્મરે ;
વૈરાગ આવ્યો વ્હાર લઈ પણ,
કામ તેથી કયમ ડરે. ૪
ચોળી કર્યા ચકચૂર સુરવિર,
સ્મર મહા ખળખાણ જ્યાં,
ભયભીત કટક વિવેકનૂં ઝટ,
ભાગિ પડયું ભંગાણ ત્યાં ;
સદગ્રંથરૂપી ગિરિ ગુફામાં,
સૌ છુપાયા તે સમે,
ત્યાં કામ સરસંધાન કરિને,
સોધતો ભૂતળ ભમે. ૫
કરતાર આવિ ઉગાર અમને,
આસમે તુજ આશરે,
કોપ્યો અધિક કંદર્પ કર ધરિ,
વિષમ સર અમ ઊપરે ;
શું થનારનાથ અનાથબંધૂ,
આ શું મહિમા આદર્યો !
જગ ખળભળાટ થયો અધિકજ્યાં,
કામ ક્રોધે વીફર્યો. ૬
બે શિશતણો કુણ તે સમે જગ,
રતિપતિ સાંમો ચડે;
કર ધરિ ધનુષ રણાંગણે જે,
લાગ ફાવ્યે જૈ લડે;
સૌહાર પામિ અલોપ થઈને,
જે ભરાયા જહિં તહીં,
શુભ યોગકે વૈરાગ જપ તપ,
વિશ્વકો દીસે નહીં, ૭

દોહરા

જગ સચરાચર સજિવ જે, નારિ પુરૂષને નામ;
તે નિજ નિજ તજી લાજને, થયાં સર્વ વશ કામ. ૧

૫૨ પરોપકાર. ૫૩ કરવા પણું. ૫૪ કોઈથી જીતાયનહિં. ૫૫ બીકવિનાના. ૫૬ બાણ.

૫૭ બાણ.

ઉર અભિલાખા અતિ ઘણી, સહુને વાપ્યો કામ;
લતા નિહાળિ નમે વળિ, તરૂ શાખા તેઠામ. ૨
ઉલટી નદિ દરિઆ ભણી, ભેખડ[૫૮] તોડતિ જાય;
આલિંગન અભિલાખણી, રોકી કેમ રખાય. ૩
તળાવ ભણી તળાવડી, ધસમસ કરતી ધાય;
ઉમગે સ્નેહ સમાગમે; કામ અધિક નિજ કાય. ૪
જડગતિ એવી વરણિજ્યાં, કોપે ચઢિઓ કામ;
કો કહિ શકે સચેતતણિ, કરણી વરણી આમ. ૫
જળચર[૫૯] થળચર[૬૦] નભચરો,[૬૧] પશુ પંખીપણ સાર;
સમય વિસારી સહુ થયાં; કામ વિવશ તેવાર ૬
ચક્રવાક ચક્રાંગ[૬૨] પણ, જુએન દિનકે રાત;
કામવ્યાપ્ત મહિ મદનમય, ત્યાગી શર્મ સિપાત. ૭
કામવ્યાપ્ત કામાંધ થઈ, વિકળ બન્યાં નરનાર;
ઠામ કુઠામ જુએ ન કો, સર્વ થયાં સવિકાર. ૮
દેવ દૈત્ય નર કિન્નરો, ભૂત પ્રેત વૈતાળ;
પિશાચ ડાકણ શાકણી, વળિ વ્યંતરને વ્યાળ. ૯
તે અવસરની તેમની, દશા નકહૂં વખાણિ;
સદા મદનના શિષ્યસૌ, અંતર એવું જાણિ. ૧૦
યોગી સિધ્ધ મહામુની, વિશ્વ વિરક્ત વિશેષ;
તેપણ કામ વિવશ થયા, લાજ રહી નહિં લેશ. ૧૧
તાપસ ત્યાગી તપ ચબ્યા, કોપ્યો જવ કંદર્પ[૬૩];
જગ જંગમને જોગટા, દેહથિ ત્યાગ્યો દર્પ[૬૪]. ૧૨
જ્યાં સિધ તાપસ જોગિના, તપમાં પડયું ભંગાણ;
કોણ ગણતિ પામર તણી, અંતર અધિક અજાણ. ૧૩
પરિબ્રહ્મમય દેખતા, જે આ સહુ સંસાર;
સ્ત્રીમય સૃષ્ટી તે જુએ, વિશેષ મદન વિકાર. ૧૪
નરમય નારિ નિહાળતી, સ્ત્રીમય પુરૂષ તમામ;
બે ઘડિભર બ્રહ્માંડમાં, કૌતક કીધૂં કામ. ૧૫
સૌનાં મન કામે હર્યાં, ધરિન કોઇએ હામ;
તેહસમે તે ઊગર્યા, સાહ્ય જેમને રામ. ૧૬
ઉભય ઘડીમાં એ રિતે, કૌતુક કીધૂં કામ;
જ્યાં લગિ શિવ પાસે ગયો, કામ હૃદય ધરિ હામ. ૧૭
સમાધિસ્થ શિવ જોઇને, સ્મર ત્યાં થયો સશંક;
જગ જયમનૂં ત્યમ તવ થયૂં, નરમુનિ સિધ્ધ નિશંક. ૧૮
જગત જીવ સહુ સુખિથયા, નરનારી નિજ કાય;
જયમ મતવાલા ગજતણો, ઉન્મદ ઉતરી જાય. ૧૯

૫૮ કિનારા. ૫૯ જળમાં ગતિકરનાર.
૬૦ પૃથ્વિપર ચાલનારા. ૬૧ આકાશમાં ગતિ કરનાર.
૬૨ હંસ. ૬૩ કામ. ૬૪ અહંકાર.

દુરાધર્ષ[૬૫] દુર્ગમ પ્રભૂ, વિશ્વ સુખદ વિશ્રામ;
વળિ વિલોકિ શિવ રૂદ્રરૂપ, ભયમાન્યૂં મન કામ ૨૦
લાજવંત થઇને ફરે, કશુંએ કર્યૂં ન જાય;
મરણ ઠરાવી ત્યાં મદન, રચિઓ એક ઉપાય. ૨૧

### શંકર વસે કૈલાસમાં "એરાગ"

શિવની સમાધી ઉતારવા, વિમળ કરીને વિચારરે;
તેડયો વસંત વરણાગિયો, મદન મિત્ર સ્હાયકારરે
શિવની સમાધી. ૧
પુષ્પે લચિરહ્યાં શોભિતરિ, કેશુ કેતકી તમાલરે;
નવાં અંકુર તરૂ ફુટિઆં, વિવિધભાતિનાં વિશાળરે.
શિવની સમાધી. ૨
કુંદ કળિ કામ ઊપજાવતીરે, ખિલ્યા ગલબાના રોપરે;
ચાલી જાણે ચતુરંગણી, કામ ફોજ કરી કોપરે.
શિવની સમાધી. ૩
બાગો બનિરહ્યા બહુ રૂડારે, વિમળ વાવડી વિશોકરે;
તાજા પાણિતણાં સરોવરાં, કૂપ કેરા વિવેક રે
શિવની સમાધી. ૪
છુટે ફુવારા તેસમેરે, શિતળ વાયછે સમીરરે;
મંદ સુગંધિદાર ચોદિશે, તજે ધ્યાન મુની ધીરરે.
શિવની સમાધી. ૫
દશેદિશા અતિ શોભતીરે, વિમળ મહિમા વસંતરે;
ઉમગ્યો આનંદ જાણું જહિં તહીં, થયો કામ હર્ષવંતરે.
શિવની સમાધી. ૬
રચના વિલોકી વસંતનીરે, તે સમેની તમામરે;
મૂવા મનુષ્ય મન જાગિયો, કામદેવ ધરિ હામરે.
શિવની સમાધી. ૭

### હરિગીત છંદ.

જાગ્યો મદન મૂવા મનુષ મન, વન સુભગતા કો કહે,
તરૂ ડાળિઓ ડોલી રહી અતિ, મંદ ગતિએ નદિ વહે;
વાયુ સુગંધીદાર શીતળ, મંદ સુખદ વહે સદા,
જાણેસ્મરાનળ[૬૬]જ્વાળ પ્રગટી, યોગિમુનિમન આપદા. ૧
ખીલ્યાં કમળ જળ વિવિધ ભાંતી, ભૃંગ ઉડતા ભાસતા,
ગુણપુંજ ગુંજારવ કરે અતિ, પરિમળે[૬૭] આનંદતા;

૬૫ જેનાપર સત્તા ચાલી શકે નહી. ૬૬ કામાગ્નિ.
૬૭ સુગંધ. ૬૮ આંબાનુ વૃક્ષ.

કલહંસ ત્યાં કલરવ કરેછે, સુક સુડા સ્વર તાણિને
મનમોહ અતિ ઉપજાવતા વન, રૂતુ વસંત વખાણિને. ૨
અતિ આપતી સૌરભ[1] તરૂપર, કાળિ કોયલ ટહુકતી ;
રૂતુ રાજના[2] ગુણગાતિ જાણે, મદન મન હરખાવતી ;
અતિરમ્ય રચના નિરખિ હરખી, સરખિ સરખી અપ્સરા,
તે કરતિ થૈથૈકાર કરિ શુભ, ગાન ધમધમવી ધરા.[3] ૩

દોહરા.

એમ અનેક કળા કરી, શિવમન કરવા ક્ષોભ ;
સૈન્ય સહિત હાર્યો મદન, કરિ કરિ ઝાઝો લોભ ૧
ચળી ન અચળ સમાધિ શિવ, ધરતા રઘુપતિ ધ્યાન ;
કોપે ચઢિયો કામ ત્યાં, અતિ મતિ ગતિ ગુણવાન. ૨
દેખિ રસાળ સુઅંબ તરૂ, શાખા અતિશે સાર ;
ચઢ્યો મદન મન ક્રોધ કરિ, તેઊપર તેવાર. ૩

છપા.

પૂષ્પ ચાપપર તર્ત, ક્રોધ કરિ બાણ ચઢાવી ;
ચઢ્યો મદન તરૂડાળ, અધિક રિશ મનમાં લાવી ;
તાકિ કાનલગિ તાણ્યું, ભૃકૂટી મુગટે ચાંપી ;
મુક્યૂં બાણ તેકાળ, કામ કાયા તવ કાંપી ;
ઉરલાગ્યું વિષમ સર વેગથી, તેહ સમે ત્રિપુરારિને ;
ત્યાગી સમાધિ શિવ જાગિયા, રામનામ સંભારિને. ૧
ચઢયો ક્રોધ શિવકાય, કર્યૂં કોણે કૃત આવૂં ;
પડાવ્યું તપ ભંગાણ, તેહનો મદ હું મુકાવૂં ;
નિરખ્યૂં નેત્ર ઉઘાડિ, શંભુ સહુ દિશિમાં સોધે ;
બેઠો સૌરભ ડાળ, વિલોકયો મનસિજ[4] ક્રોધે ;
ત્રૈલોક્ય કંપવા લાગિયા, જોયું ક્રોધ કરિ જાહરે ;
ઉગરેશૂં મદન હવે જુઓ, કોણ વ્હાર તેની કરે. ૨
મદન જોઈમનમાંહ્ય, ચઢી રિશ શિવને ઘણિત્યાં
ઉઘાડિ ત્રીજૂ નેત્ર, જોયું લવ[5] મદન ભણીજ્યાં ;
થયો બળીને રાખ, નિમિષમાંહિ તેવારે ;
હૂવો હાહાકાર, જગ્ત બાધામાં ભારે ;
ભયભીત થયા સુર સકળત્યાં, અસુર હર્ષ અતિ પાંમિયા ;
સંભારિ કામ સુખ ભોગિજન, શોચ વિવશ સરવે થયા. ૩
થયા અકંટક યોગિ, સિધ્ધ મુનિ સાધક સરવે ;
જોર વધ્યૂં તેમનૂં, ખરેજ મદનને મરવે ;
રાજી રાજી થઇ રોજ, બ્રહ્મ નિરૂપણ તે કરતા ;
તજી ભોગની મોજ, બ્રહ્મ પરિબ્રહ્મ ઉચરતા ;
જગ જાણ પડી પળ વારમાં, કામ મરણ શિવ ક્રોધથી ;
સુણિ ઉડતિ વાત રતિ[6] તે સમે, મૂર્છિત બની વિરોધથી ;

દોહરા.

રોતી કરૂણા માગતી, કરતી વિવિધ વિલાપ ;
છાતી પિટતી સંચરી, શિવ પાસે રતિ આપ: ૧
અશરણશરણ ઉમાપતી, કૃપાસિંધુ ભગવાન ;
અહોનિશાં પ્રભુ આપનૂં, ધરતા વિષ્ણૂ ધ્યાન. ૨
અનાથબંધુ જગતપિતા, હૂં તમ પુત્રિ સમાન ;
ક્રોધ નઘટે કૃપાયતન, મુજ પતિ તો નાદાન. ૩
કોણ ગતી મારી હવે, રહ્યો ન કો આધાર ;
આપ તણી ક્રોધાગ્નિમાં, પતી થયો બળી છાર. ૪
અતિ પ્રેમે એવી રિતે, વિનતી કિધી વિશેષ ;
પ્રસન થયા રતિને ત્યહાં, મન હરખિને મહેશ. ૫
સંતોષે સ્તુતિથી સજન, અધમ અર્થથી[7] નેટ ;
જયમ જય શબ્દે સુર ખુશી, ભૂત ભરાએ પેટ. ૬
રતિ ગતિ નિરખીને વદે, પ્રભુશિવ તેહ પ્રસંગ ;
તુજપતિતણૂં હવેથિ રતિ, પડશે નામ અનંગ. ૭
વિના શરિર પણ વ્યાપશે, અનંગ સહુને અંગ ;
સુણ વળિ રતિ તૂં તુજ તણો, પતિ મેળાપ પ્રસંગ. ૮

રાગ ઓખાહરણનો ચોપાઈ ત્રિતાળની.

યદુકુળમાં કૃષ્ણ અવતાર,
થશે મ્હા ભુમી ભંજન ભાર
કૃષ્ણ પુત્ર પ્રદ્યૂમન સાર,
થશે તેહ તારો ભરથાર. ૧
મારૂં વચન નથી એ અવર્થા[8],
સત્ય ગણજે રતી સર્વથા ;
રતી ચાલી સુણી શિવવાણી,
નમિ પાય પ્રભાવ[9] વખાણી ૨
કહું અવર કથા હું પ્રસંશી,
જાગ્યા જાણી ચંદ્રઅવતંસી
સમાચાર પામ્યા દેવ જ્યારે,
ગયા વૈકુંઠ સહુ મળી ત્યારે ૩
બ્રહ્માદીક સુરેંદ્ર સમેત,
વિષ્ણુપાસે ગયાધરિ હેત,

[1] આંબાનું વૃક્ષ. [2] વસંત. [3] પૃથ્વિ. [4] ક્રોધ. [5] જરા.

[6] કામદેવની સ્ત્રી. [7] પૈસેથી. [8] ફોકટ. [9] મહિમા.

વિધિ વિષ્ણુ તથાસૌ સુરાદી,
ગયા ત્યાંથિ જ્યાં શંભુ કૃપાધી[10]. ૪
જય જગતપિતા અવિનાશી,
કરે વંદન વૈકુંઠવાસી;
વિધિ ચારમુખે હિત જાણી,
કરે શિવનાં વખાણ વખાણી. ૫
સુર સહિત ઉમંગે પ્રસંશે,
જોયું તે ગમ શશિ અવતંસે;
આવી ઈંદ્ર શંભુપદ લાગે,
કરજોડી કૃપા અતી માગે. ૬
ભિન્ન ભિન્ન પ્રસંશા કીધી,
શિવે શિશ ચઢાવી લીધી;
થયા મંન પ્રસન્ન પુરારી.
સ્તુતી સર્વની સ્નેહે સ્વિકારી. ૭
વદે વિહંસિ ત્યાં વૃષકેતૂ[11],
આવ્યા સૂર કહો કોણ હેતૂ;
કહે વિધિ શિવને શિર નામી,
પ્રભુ આપછો અંતર જામી. ૮
કરો તદપિ[12] વિનય તમ સ્વામી,
ભોળાનાથ હે કૈલાસધામી;
સહુ અમરને[13] અંતરએવું,
શિવ શંકર દરશન લેવું. ૯
વળિ પરમ ઉછાહ અમરનો,
વિવા જોવાને શિવશશિધરનો;
નેત્રે નિરખીને નાથ વિવાહ,
કરવો અધિક અમરને ઉછાહ. ૧૦
એ ઉત્સવ ભરિનેત્ર નિરખિએ,
કરો નાથ તે હૈયે હરખિએ;
મારમદવિમોચન હે મહેશ,
કરિ વિનતી શું કહિએ વિશેષ. ૧૧
કામબાળી રતિને વરદિધો,
સ્વામિ ઉચિત અનુગ્રહ કીધો;
શિક્ષા દઈ કૃપાકરે શુણિરાવ,[14]
નાથ મોટાનો સહજ સ્વભાવ. ૧૨
અતિ વાંક આશ્રિતનો આવે,
તોય મોટાન મનમાં લાવે;

૧૦ દયાના સમુદ્ર. ૧૧ માહાદેવ. ૧૨ તોપણ.
૧૩ દેવતાઓ. ૧૪ ફરિયાદ.

પ્રભુ ગિરિજાએ તપ કિધું ભારી,
હવે નાથ લ્યો એને સ્વિકારી. ૧૩
સેવે સાગર રત્નને સારૂં,
કહૂં નાથ વિશેષ શું વારૂં;
વિધિ વિનય સુણી શુલપાણી[15],
વળી વિષ્ણુનો આગ્રહ જાણી. ૧૪
સુખ માની કહ્યું "એમ થાશે";
મહાદવે ત્યહાં મંદહાસ્યે;
સુણિ વાણિ શંકરની સભાવ,
દિધાદવે દુંદુભિએ ઘાવ. ૧૫
થઈ પૂષ્પની વૃષ્ટી વિશેષ,
જય જય સુર સ્વામીમહેશ;
જાણી અવસર આવ્યા ઉમંગે,
સપ્તઋષિઓ તેહ પ્રસંગે. ૧૬
તતકાળ તેમને બ્રહ્માએ,
મોકલ્યા ગિરિભવન ત્વરાએ;
ચાલ્યા સપ્તઋષી હરખાતા,
ગુણનિધિ શિવના ગુણગાતા. ૧૭
ગયા પ્રથમ જ્યાં રહેતી ભવાની,
આદ્યશક્તિ ઉમા મોક્ષદાની;
જોવા પ્રેમ આખરનો મંન,
બોલ્યા છળ ભર્યાં મધુર વચન ૧૮

### દોહરા

કહ્યું અમારૂં નમાન્યું તવ, નારદને ઉપદેશ;
હવે ખોટું થયું તારૂં "પણ", બાળયો કામ મહેશ. ૧
સપ્તઋષિનિ વાણી સુણી, મંદ હસી સતિ માત;
બોલી વચન સપ્રેમથી, સુણો સપ્તઋષિ વાત. ૨
કહ્યું ઉચિત મુનિવર તમે, છોવિજ્ઞાનિ સદાય;
સુણિલ્યો વાત અમારિ ઝટ, જેથી સંશય જાય. ૩
કામ દહન હવણાં કિધો, ક્રોધ કરી ત્રિપુરાર;
આજસુધી તમ જાણમાં, શંભુ રહ્યા સવિકાર. ૪
સત્ય અમારી જાણમાં, શંભૂ યોગિ સદાય;
અજ અનવદ્ય અકામ મન, ભોગરહિત ભવરાય. ૫
જો મેં એવા જાણિ શિવ, સેવ્યા પ્રીત સહીત;
કર્મ વાણિ મન કાયથી, મહા મોહ મનજીત. ૬
તો મમ "પણ" ત્રિપુરારિને, કૃપાસિંધુ ભગવાન;
કરશે સત્ય સુણો મુની, નહિંશ નેટ નિદાન. ૭

૧૫ માહાદેવ.

તમે કહ્યું આવી મને, બાળ્યો કામ મહેશ ;
તે મોટો અવિવેક તમ, હે મુનિ જ્ઞાનિ વિશેષ. ૮
તમ સ્વભાવ અનળ તણો, સૌ જાણેછે સેજ ;
હિમ તે સમિપ ન જઇ શકે, તરતિબ તેને તેજ. ૯
જાય સમિપજો હઠકરી, નિશ્ચે પામે નાશ ;
જ્યમ સંપાતી[16] પાંખ હિણ, ગયે દિવાકર[17] પાસ.૧૦
સતી વચન સુણિ સપ્ત મુનિ, હૃદય અતી હરખાય ;
દેખિ પ્રતિતિ વિશ્વાસ મન, લાગ્યા સતિને પાય. ૧૧
ધન્ય ધન્ય કહિ ધન્ય કહિ, ગયા હિમાચળ પાસ ;
સર્વ પ્રસંગ સુણાવિયો, અંતર ધરિ ઉલ્હાસ. ૧૨
મદન દહન સુણિ હિમગિરી, અતિ દુખ પામ્યા મંન ;
પછિ કહ્યું રતિને વર દિધો, સુણિ ગિરિપતી પ્રસંન. ૧૩
શિવ શંકર પ્રભુતાઇને, ઉર વિચારિ ગિરીનાથ ;
સુખી થશે કુંવરી સદા, શિવશંકર સંગાત. ૧૪
સાદર તેડાવ્યા મુની, કોડ સહિત કુળગોર ;
આવ્યા અતી ઉતાવળા, દેતા આશિશ સોર, ૧૫
સુદિન સુયોગ સુઘડિ સુપળ, સુનક્ષત્ર સોહાય.
લગન લખાવ્યૂં વેદ વિધિ, હીમાચળ હરખાય ; ૧૬
લગ્નપત્રિકા લગ્ન લખિ, સપ્તમુની કર દીધ.
કરચા લગ્નિયા પાય પડિ, ઉચિત આશિશો લીધ: ૧૭
જઇ વિધિ કર દિધિ પત્રિકા, રૂષિઓએ રૂડિ રીત ;
લગ્ન વાંચતાં વિરચિને, હૃદય સમાતિન પ્રીત. ૧૮
સુણાવિ સુરમંડળ સહૂ, લગ્ન પત્રિકા લેખ ;
સુર સમાજ મુનિ હરખિયા, વિધિને જોઈ વિવેક. ૧૯
દિધા ધાવ ડંકે સુણી, શંભુ વિવાની વાત ;
દુંદુભિ દેવ વગાડતા, પૂષ્પવૃષ્ટિ ભલિભાત. ૨૦
મંગળ કળશ દશોદિશે, સજે સૂર સુરરાય ;
ભવન ભવન ઉત્સવ પરમ, ગીત અપ્સરા ગાય. ૨૧
વાહન વિવિધ વિમાનનાં, જાવા શિવની જાન ;
લાગ્યા સહૂ સમારવા, સુર રૂપ તેજ નિધાન. ૨૨
સુલભ સુમંગળ સુકન ત્યાં, ઠેરેઠેરે થાય ;
સુરાંગના[18] અતિ હર્ષથી, ગીત મધૂરાંગાય. ૨૩

તોટક છંદ.

શણગાર કરે હરને હરખી ;
શિવના ગણ જોડ મળી સરખી ;
અહિ[19] મોંડ જટા મુકુટે બમણા,
વળિ કુંડળ કંકણ વ્યાલ[20] ઘણા. ૧
તન ચોળિ ભભૂતથિ બાળ બિએ,
પટ[21] કેશરિચર્મ[22] તાણૂં કટિએ ;
શિરગંગ લલાટ[23] શશી ઝળકે,
ત્રણ લોચન સુંદર તે ચળકે, ૨
ઉપવીત[24] ભુજંગનું સુંદરછે,
વિષકંઠ કૃપાધિ અતી હર છે ;
ઉર માળ ધરી નરમુંડ તણી,
શિવ વેષ અભદ્રજ[25] વિશ્વધણી. ૩
સુખધામ કૃપાળ સદા શિવજી,
કર ધાર્યું ત્રિશૂળ શિવે સમજી ;
ડમરૂ વળિ ડાક શુશોભિ રહ્યાં,
નિરખી નરનાર અચંબ થયાં. ૪

મેતે વજાડયો શંખ, સમર્યા વનમાળી " એરાગ "

બળદે ચઢી કપાળિ, ચોપ કરી ચાલ્યા ;
વાજે છે વાજીત્ર, શિવ વર રૂપાળા. ૧
દેખી શિવને વેષ, દેવત્રિયા શાણી ;
અતિ હાસ્ય કરેઅન્યોન્ય, ઘુંઘટડો તાણી. ૨
વર લાયક જગ માંહ્ય, નહિં કન્યા કોઈ ;
રૂપ અનૂરૂપ નાર, તે રહેશે મોહી. ૩
વિધિ વિષ્ણૂ સુરરાય, સુર સહુ શોભાતા ;
ચઢિ ચઢિ વાહન સર્વ, જાનવિષે જાતા. ૪
સૂર સમાજ અનૂપ, રૂપે રઢિયાળા ;
વર અનુરૂપ નહિં જાન, ભુષણ ભુજંગાળા[26]. ૫
વિષ્ણૂ કહે વિહૂંસિ, એવૂં તેહ સમે ;
બોલાવ્યા દિશિરાજ, આવી પાયનમે. ૬
નિજ નિજ સહિત સમાજ, અળગાથઈ ચાલો ;
નથિ વર અનુસરતી જાન, નેહથકી ન્યાળો. ૭
કરાવશો સહુ હાંસિ, પર પુરમાં જાઈ ;
નથિ જાનૈયા વર જોગ, વગોવાશો ભાઈ. ૮
વિષ્ણુ વચન સુણિદેવ, હાસ્ય કરી હળવે ;
નિજ નિજ સૈન્યસહીત, ફૂટાયા[27] ઞરવે. ૯
મનમાંહે મહાદેવ, સમજ્યા વાત સહૂ ;
હરિનાં વ્યંગ[28] વચંન, કદિ નવ જાય કહૂં. ૧૦

---

૧૬ એ નામનો ગીધપંખી. જટાયુનો મોટો ભાઈ. ૧૭ સુર્ય. ૧૮ દેવતાઓની સ્ત્રીઓ.

૧૯ સર્પ. ૨૦ સર્પ. ૨૧ વસ્ત્ર. ૨૨ સિંહનું ચામડું. ૨૩ કપાળ. ૨૪ જનોઈ. ૨૫ અશુભ. ૨૬ સર્પના ભુષણવાળા. ૨૭ જુદા થયા. ૨૮ વાંકાં.

હરખી હર મનમાંહ્ય, મોકલિઓ ભૃંગી,
બોલાવી ગણરાજ, અતિશે ઊમંગી. ૧૧
શિવ આજ્ઞાએ સર્વ, ઉતાવળા આવ્યા;
નામ્યું શિવપદ શીશ, ભવને મન ભાવ્યા. ૧૨
નાના વાહન વેષ, ગણ સૈન્યા ભારે;
જોઈ આપ સમાજ, હર હરખ્યા ત્યારે. ૧૩
રૂંડ મુંડ કોઈ વેષ, કોઇ મુખના મોટા;
કોઇનો કર પદ હીણ, વાળ્યા લંગોટા. ૧૪
કોઇને બહુપદ હાથ, કોઈ ખોડા ખૂંધા;
કોઇનાં નેત્ર વિશાળ, કોઈ આંખે અંધા. ૧૫
તુષ્ટ પુષ્ટ કોઇ તંન, કોઇનો ક્ષિણ અંગે;
કોઈ છે પાવન પંડ, બહુ બહુરૂપિ રંગે. ૧૬
કોઈ અપાવન અંગ, ભુષણ ભુજંગાળા;
કોઇ તો આખે અંગ, દીસે લોહિઆળા. ૧૭
કોઈ હાથ કપાળ, શોણિત[29] ખરડેલા;
કોઇને આખે અંગ, રેલા ઉતરેલા. ૧૮
ખર[30] મુખ ગણઅગણીત, શ્વાન[31] મુખાદાંતી[32];
સુઅર[33] શિયાળ વદન, વેષ વિવિધ ભાંતી. ૧૯
સંખ્યા ગણિ ન શકાય, શિવ સૈન્યા ભારે;
બહુ જિન પ્રેત પિશાચ, મુખ ઝીંબ લલકારે. ૨૦
યોગણિઓ અગણીત, કયમ જાએ વરણી;
કિલકિલ કરતિ ઉચાર, અશુધ્ધ આચરણી. ૨૧
પરમ તરંગી ભૂત, સર્વે નાચ કરે;
ગાતા મુખથી ગીત. દેખી દેવ ડરે. ૨૨
અતિ વિપ્રિત જોઈ જાન, હરખીને હેતે;
બોલે વચન વિચિત્ર, બ્રહ્મા સંકેતે. ૨૩
જેવા વર શિવ છેલ, તેવી જાન બણી;
જુગતે મળિયો જોગ, શોભા વાધિ ઘણી. ૨૪
જાતાં પંથે એમ, કૌતક થાય બહુ;
બ્રહ્મા વિષ્ણુ સુરેંદ્ર, હસે અન્યોન્ય સહુ. ૨૫

રૂકમણિ અંબિકા પુજવાને ચાલી " એ રાગ ',

કહે યાજ્ઞવલિક ભરદ્વાજ,
સુણોસ્નેહે કથા સુખસાજ;
વર આવેછે એવે વેષે,
અતિહોંસે હિમાચળ દેશે. ૧

અહિંયાં મંડપ રચિયો મોટો,
નથી હિમગિરીઘર કાંઇ ટોટો;
અતિ રમણિક મંડપ શોભે,
જોતાં મુનિઓ તણાં મન લોભે. ૨

બહુ ભાંતિ વિચિત્ર બનેલો,
વિશ્વકર્માનો જાણું રચેલો;
રચના એ ન જાય વખાણ્યો,
શકે અમરાપુરીથી[34] આણ્યો. ૩

શૈલ સકળ જ્યહાંલગિ જગમાં,
નાના મોટા હિમાચળ વગમાં;
વન સાગર સરિતા તળાવ,
વળિ કૂપ મનોહર વાવ્ય. ૪

સૌને મોકલી કંકોતરી,
હિમગિરિએ હેતજ કરી;
ધરી સુંદર કામ સ્વરૂપ,
અનુરૂપ સહૂ ગિરિભૂપ. ૫

સંગ લેઈ સમાજ પ્રસંગે,
હિમગિરિ ઘર આવ્યા ઉમંગે;
ગીત ગાયછે તેમની ગોરી,
કોઇ જોબનરૂપ કિશોરી ૬

અતિ ઉત્તમ સ્થાન ઉતાર્યાં,
હતાં પ્રથમથિ ઘર શણગાર્યાં;
જ્યહાં શોભે જેવું તહિં તેમ,
જોઈ શોભાને ઉપજે પ્રેમ. ૭

નિરખિ પુર રચના અનુરાગે,
વિધિની નિપુણતા[35] લઘુ[36] લાગે;
શોભા નિરખિ શોભા લજવાઈ,
કરે અંતરમાં અદેખાઇ. ૮

વન બાગ તળાવ તમામ,
કોણ વરણે સુભગતા આમ;
શોભે મંગળ કળશ રૂપાળા,
ઘરોઘર વળિ તોરણ માળા. ૯

ફરૂકેછે ધ્વજાને પતાકા,
વાગે નોબત ગજપર ડંકા;
છબિ નર નારિઓતણિ શોભે,
દેખિ મુનિઓ તણાં મન લોભે, ૧૦

૨૯ લોહી. ૩૦ ગધેડા. ૩૧ કુતરૂ. ૩૨ દાંતવાળા. ૩૩ વકરેલ ભુંડ.

૩૪ દેવતાઓની નગરી. ૩૫ ચતુરાઈ. ૩૬ નાની. થોડી.

જયહાં જન્મ લિધો જગદંબા,
આપા વિશ્વતણી અવલંબા ;
તે નગર શોભા ક્યમ વરણાય,
સહુ વિશ્વમાં જે વખણાય. ૧૧
ઋધિ સિ.ધ્ધિને સંપતિ સરવે,
નવિ નિત અતિ ઉમયા જનમવે ;
ધન્ય ભાગ્ય હિમાચળ નારી,
જેને પેટ સતી સકુમારો. ૧૨

રાગ ઓખાહરણનો ચોપાઈ ત્રિતાળની

સુણી નગર નિકટ[૩૭] જાન આવી,
સામૈયાની તૈયારી કરાવી;
સજી વાહન વિવિધ પ્રકાર,
ધરી અંગ ઉત્તમ અલંકાર. ૧
દિવ્ય વસ્ત્રે શોભાવી કાય,
સાદર સામૈયે સહુ જાય ;
જોઇ દેવ કટક ઉર હરખ્યા,
સુર શોભેછે સરખા સરખા. ૨
હરિ નિરખી થયા સૌ સુખાળા,
શોભે વિષ્ણુ રૂપે રઢિયાળા ;
ભવ સાથ જોવા જવ લાગ્યા
જાય વાહન ભડકીને ભાગ્યાં. ૩
તેજી[૩૮] ભાગ્યા પાડી અસવાર,
વાગ[૩૯] તાણ્યે રહ્યા ન તે ઠાર ;
ગજ અંકુશને નવ માને,
નાખ્યો મ્હાવતને ચોગાને. ૪
ધરી ધૈર્ય રહ્યા ત્યાં સુજાણ,
નાઠાં બાળક સૌ લઈ પ્રાણ ;
ગયાં ઘેર પુછે માબાપ,
થરથરતા તે દેછે જવાબ. ૫
બીકે કંપે બિચારાંની કાયા,
તેથી તરત ઉત્તર ન દેવાયા ;
કહિએ શું કહીજાયન વાત,
તમે સાંભળો માત ને તાત. ૬
જમધાડકે જાન એ આવી,
જેણે મંડળી સહુ ભડકાવી ;

૩૭ પાસે. ૩૮ ઘોડા. ૩૯ લગામ.

વર ગાંડો ને વૃષભારૂઢ[૪૦],
અમે દેખી થયા દિગ્મૂઢ ૭
વ્યાલ વળગાડયા છે લલાટે,
જીભ કાડીને વરને ચાટે ;
આભુષણમાં છે માત્ર વિભૂતી,
સાથે વાહને લાવ્યોન જૂતી[૪૧].
અંગ ઓઢયું છે દિગાંબર,
યોગિ જટિલ દિસે ભયંકર ;
સાથે પ્રેત પિશાચ યોગણી,
મનુષ્યામિષ[૪૨] ભક્ષ ભોગણી. ૮
ભૂત પ્રેત વ્યંતર ને વૈતાળ,
એ શું જાનૈયા કાળ કરાળ ;
દિસે વદન વિકટ[૪૩] દૈત્ય વેષે,
જોશે તે જીવતું કેમ રેહેશે. ૧૦
જોઇ જાન જે જીવતુ રેશે,
તેનું પૂર્વનું પુણ્ય વિશેષે ;
ઉમા લગ્ન તે નજરે જોશે ;
જેને જોવાનું સર્જિત[૪૪] હોશે. ૧૧
કહિવાત ઘરોઘર જાઈ,
વર આવ્યાની રૂડી વધાઇ ;
જાણી બાળમુખે શિવ સંગ,
હસિ માત લે બાળ ઉચ્છંગ. ૧૨
બાળ સમજાવ્યાં વિવિધ પ્રકારે,
તમો ડરશોન કોઈ લગારે ;
સુખે રમતા ફરો શેરીએ.
હૈયે વાતન એ હેરીએ. ૧૩
સામૈયુ લેઈ જાનને આવ્યું,
હિમાચળને હેતે તેડાવ્યું ;
દિધા સૌને ત્યાં જાનીવાસ,
અતિ શોભિત ધામ પ્રકાશ. ૧૪
મેનાં આરતી શુભ સમારી,
સંગ મંગળ ગાતી નારી ;
કંચનથાળ[૪૫] શોભે વર[૪૬] પાણી,[૪૭]
ચાલી પોંખવા શિવ હરખાણી. ૧૫

૪૦ બળદ ઊપર બેઠેલો. ૪૧ જોડાને. ૪૨ માણસનુ માંસ. ૪૩ ભયંકર. ૪૪ સરજેલું. ૪૫ સોનાનો થાળ. ૪૬ શ્રેષ્ટ. ૪૭ હાથ.

રજીસ્ટર નંબર: સને ૧૮૭૨. આબકારીકાર નવી કાપડ બજારની આગેની ગલી ૫૪ નંબર ૭૮ { મુંબઈ, ૨૨ મી સપટેમ્બર ૧૮૭૨. અંક ૪ થો.

જોયા જવ ભવ વિકટ સ્વરૂપી,
ગાંડા સરખા વળી બહુરૂપી ;
બ્હીયો ભયપામિ ઊર વિશેષ,
જોઈ વરનો ભયંકર વેષ ૧૬
ભાગિ ભવન પેઠી ધાતીધાતી,
વિકળવસ્થા ન વરાણી જાતી ;
તનમનમાં તારૂણિયો ત્રાસી,
દેખી વરને અતીશે ઉદાસી ૧૭
મેનાં હૃદય થયું દુખ ભારી,
બોલાવી લિધી સતિ સકુમારી ;
અતિ સ્નેહે ઉચ્છંગ બેસાડી,
બોલી લોચન આંસુ પાડી. ૧૮
જે વિધિએ તને રૂપ દિધું આવું,
જેથી કુંવરિ કોડામણી કહાવુ ;
જડમતિયા તે વિધિએ તું સારૂં
ગાંડો વર કેમ કીધો વારૂં. ૧૯

### રાગ ઓખાહરણની ઢાળનો.

કેમ રચિઓ વિરચિએ વર, છેક ગાંડો છળકરી,
દેઈ સુંદરતા અધિક મારિ, કાલિ ઘેલી કુંવરી ;
પૂષ્પ જોઇએ જે કલ્પતરૂ પર, તે લગાડે બાવળે,
વિધિવિવેકનજાણતોકંઈ, મિઠાઇમાંમિઠુકયમ મળે ૧
તુજ સહિત ગિરિથી પડો કાં,[૪૯] પાવક પ્રગટોદેશમાં,
કાં સમુદ્ર ધરે[૫૦] પડો સહુ, કહું ખરૂં આ કલેશમાં ;
ઘર જાવ અપયશ થાવ જગ, ભૂંડિ કહો વળિ ભાવથી,
હું જીવતાં નહિં દેઉ દિકરી, જમાઈ જોઇતો નથી. ૨
દુખિત દેખી રાણિ મેનાં, થઈ વિકળ અબળા બહૂ,
પોખવા જાતાં નગરની, સંગ આવેલી સહુ ;
સંભારિ સ્નેહ સુતા તણો, ભરિ આવ્યાં લોચન વારી,
કરિ વિલાપ રૂદન કરંતી, વદે મેના નારી. ૩
શૂં બગાડયું નારદનું મેં, અંતર માકુ તાકી,
ઘર ભંગાવ્યુ વસેલુ મારૂં, જમાઈ સોધી ખાંખી[૫૧];
ઉપદેશ આપ્યો નારદે આ, બહુરૂપી વરકાજે,
તપ કિધું આસારૂ વળિ સહુ, ત્યાગિ સુખ સમાજે. ૪
મોહ માયા ધામ ધન નથી, છે ઉદાસી વેષે,
કહ્યૂં સત્ય મુની તણૂં સહુ, નથી સંશય લેશે ;
લાજ નહિં નહિં બીક કશિ મન, પારકૂ ઘર ઘાલે,
મળયો નહિં કો જગતમાં જે, ટેવ એની ટાળે. ૫
એહને મન હાસ્ય કૌતક, શોકસાગર મારે ;
વાંઝણી શૂં પ્રસવ પીડા, જાણશે સંસારે ;
વાલિ વન તપ ઘોર કરિને, દૂર્બળી થઈ દેહથી,
બહુરૂપી વર કાજ બેની, નારદના ઉપદેશથી. ૬

### આવીછે બાણન માંડવેરે, જાદવકુળની જાન
### “ એરાગ ”

માત વિકળ દેખી પાર્વતીરે, જોતાં વરૂવો જમાઈ,
બોલી વિવેક મૃદૂ ભરીરે, વાણી અતિ સુખદાઈ;
એવે વિચારે શું શોચતીરે, મતીવંતિ થઈ માય,
વિરચિએ રચિયૂં ટળે નહીંરે, કર્યે કોટી ઉપાય. ૧
કરમે લખ્યો મારો માવડીરે, વિવા વરૂવા સંગાત,
તો પછી દોષતે કયમ દૈયેરે, કોઇને ભલિભાત;
તારાથી મટશે શું માવડીરે, લખ્યા બ્રહ્માના અંક,
વ્યર્થન લૈશ તું વ્હોરીનેરે, આજ આવું કલંક. ૨
તોરણ આવ્યો ઉમંગીનેરે, કયમ પાછો વળાય,
આ અવસર હઠનો નથીરે, મારી મેના માય ;
જે દુખ સુખ વિધિએ હશેરે, લખ્યું મારે લલાટ,
જઇશું જયહાં ત્યહાં પામશુંરે, વ્યર્થ કરવો ઉચાટ. ૩
ઉમયા વચન મૃદુ સાંભળીરે, વળી અતિશે વિનીત,
શોચ વિવશ સહુ સુંદરીરે, અંતરમાં અમીત ;
દેઈ દુષાણ સહુ દૈવનેરે, નિરે ભરતીઓ નેત્ર,
વરતો વરૂઓ વિશેષછેરે, ઉમા મોહનું ક્ષેત્ર. ૪
જાણી સમાચાર તે સમેરે, આવ્યા નારદ મુન્ય,
સાથે વળી સપ્તઋષિઓરે, કરતા વેદ ધુન્ય ;
જઇને હિમાચળને ઘેરેરે, વદે નારદ વાત,
વિવામાં આ શું વગોવણુંરે, મનાવો સતિ માત. ૫

### રાગ ઓખાહરણનીઢાળનો.

તે સમે સહુ સાથને, સમજાવિયાં રૂષિ નારદે,
પૂર્વ પ્રસંગ સુણાવિ સરવે, વિમળ વાણી તે વદે ;
સુણો મેના સત્યવાણી, પુત્રિ તમ જગદંબા,
અજ અનાદિ ભવાનિ શક્તિ, અખિલ જગ અવલંબા. ૧
અવિનાશિનિ[૫૨] એ અંગજાછે, સદાશિવ અર્ધાંગી,
જક્ત કરણી હરણિ ભરણી, સદા સત્યનિ સંગી ;

---

૪૮ દોડી દોડી. ૪૯ અગ્નિ. ૫૦ ઉંડાખાણ.
૫૧ જોગી. શરિરે રાખ ચોળનારો.

૫૨ કોઈ દિવસ જેનો નાશ નહીં એવી.

નિજ ઇચ્છાએ દેહ ધારણી, એહ અશરણ શરણી,
એક મુખ શું કહિ શકુ હું, વિમળ મહિમા વરણી, ૨
જન્મિ પ્રથમ એ જગમાયા, દક્ષ ભવને જાઇ,
નામ સતિ સુંદર સુભાગ્યણી, મહિમાની અધિકાઈ;
ત્યાંય પણ સતિ શંભુસાથે, પ્રેમથી પરણાવી,
કથાપ્રસિધ સકળ જગતમાં, તેજ તમ ઘર આવી. ૩
એક સમય ભવાનિએ, શિવશંભુ સંગે આવતાં
માર્ગમાં રઘુકુળ તિલકરૂપ, રામને નિહાળતાં;
શંભુ કહિ પરિબ્રહ્મ પ્રણમ્યા, સતીમન સંશય થયો,
રામ નૃપસુત તેમનેકયમ, શંભુએ પરિબ્રહ્મ કહ્યો. ૪
સમજાવિયું સતિને ઘણું પણ, મોહવશ માન્યું નહીં,
જાનકીરૂપ લેઈ ચાલી, રામ પરિક્ષાને સહી;
ત્યાગિ શિવજીએ ત્યહાં ઝટ, સતી તે અપરાધે,
હર વિયોગે વ્યાકુળી થઈ, પામિ દુઃખ અગાધે. ૫
પિતા ઘર જઈ તે પછી, તનત્યાગ્યુ યોગાનળે,
માગિ એવું પુનરભવમાં,[૫૩] સ્વામિ શિવ શંભૂ મળે;
જન્મિ તે તમ ભવન આવિ, સ્વનાથ માટે તપ કર્યું,
સત્ય જાણી તજો સંશય, મન મોહ તણું ભર્યું. ૬
સર્વદા શંકર પ્રિયા સતિ, દંપતી જોઈ દુખ ઘટે,
જક્ત માતપિતા ઉભય એ, ભજયે ભવફેરો મટે;
અજ્ઞાન ત્યાગો આસમે, સુણો હિમાચળ નારી,
વિવામાં વધરો ન ઘાલો, કહ્યું મુનિએ વિચારી. ૭

મેતે વજાડયો શંખ, સમર્યા વનમાળી "એરાગ"

સુણિ નારદનાં વેણ, સંશય સર્વ ગયો,
સહુને મટયો વિષાદ, અતિ આનંદ થયો ૧
ક્ષણમાંહે એ વાત, પુર બાધે પ્રસરી;
ઘરઘરથી સહુ ગોરી, નિસરી હર્ષ ભરી; ૨
ચૌટે ચોક બજાર, નાનાંને મોટાં
ચરચે એ સંવાદ, મન આનંદ સોતાં ૩
મેના હિમગિરિ રાય, આનંદ્યાં અતિશે;
નિજપુત્રિને ભિડિ ભૂજ, મળવા મનહીંસે ૪
મેના હિમગિરિરાય, સતિના પદ વંદે;
ફરિ ફરિ વાર હજાર, અતિમન આનંદે. ૫
નારિ પુરૂષ શિશુ[૫૪] સર્વ, વૃધ્ધ તરૂણ[૫૫] શાણા;
સાંભળિ ઉમા ચરિત્ર, અતિશે હરખાણા. ૬
ઘરઘર મંગળ ગીત, સૌ ગાવા લાગ્યાં;
કનક કળશ સહુ લોક, સજીને અનુરાગ્યાં. ૭

૫૩ બીજે જન્મ. ૫૪ બાળક. ૫૫ જુવાન.

જમણ કિધાં બહુભાંતિ, જાન જમાડવા;
યથાયોગ્ય તેવાર અમૃત લાડવા ૮
જેઘર માત ભવાનિ, ત્યાંનાં જમણતણી;
કેમ પ્રસંશા થાય, મુખડે એક ઘણી. ૯
સાદર સ્નેહ સહીત, જમવાને કાજે;
બોલાવી સહુ જાન, ત્યાં હિમગિરિરાજે. ૧૦
વિષ્ણુ વિરંચિ સુરેંદ્ર, સૂર સહૂ જાતી;
પેર્યાં દિવ્યાંબર, જોઇ ઠરે છાતી. ૧૧
જુગતે જોવા પાત્ર, જાનૈયા સરવે;
અતિ રૂપવંત ગુણંત, સહુ છે તન નરવે.[૫૬] ૧૨
પંગત માંડયા પાટ, હાટક[૫૭] ઘાટીલા;
અતિશે રત્ન જડિત્ર, કોઈ સ્ફટિક શીલા. ૧૩
પંગત બેઠા સર્વ, જાનૈયા આવી;
પિરસાયાં પકવાન ઝટ ઝટ ઝોકાવી. ૧૪
જમતી જોઇને જાન, ટોળે નારિ મળી;
દે મૃદુવાણિથી ગાળ, પોચે મંન રળી. ૧૫
સુણાવિ વ્યંગ વચંન, સુંદરિઓ સરવે;
કરતી વિવા વિનોદ, હાસ્ય કરી હળવે. ૧૬
કરતા ભોજન દેવ, અતિશે વિશ્રામે;
વિનતા ગાળ વિનોદ, સુણિને સુખપામે. ૧૭
જમતાં વાધ્યો જેહ, ઉર આનંદ ઘણો;
તે કેમેકરી જાય, કોટી વદન ભણ્યો. ૧૮
જમી ઉઠી સહુ જાન, હાસ્ય વિનોદમાં;
દીધાપછિ મુખવાસ, સહુ મનમોદમાં.[૫૮] ૧૯
ગયા ઉતારે ત્યાંથિ, જાનૈયા સરવે;
જ્યાં જ્યાં જેનો વાસ, ત્યાં હળવે હળવે. ૨૦

ત્રિભોવન પાવન તુળસીજીનો વીવારે. "એરાગ"

પછિ મુનિઓએ, હિમગિરિ પાસે આવિરે,
અતિ આદરથી, લગન ઘડી સંભળાવીરે, ૧
લગ્ન તણો હિમગિરિએ અવસર જાણીરે,
દેવ તેડાવ્યા, હરખ હૃદયમાં આણીરે. ૨
સાદર સુર સહુ, આવ્યા મન હરખાએરે;
ઉચિત સુઆસન દીધાં હિમગિરિરાએરે. ૩
વિધિએ વેદ વિધિથિ ત્યાં વેદિ[૫૯] બનાવીરે;
ચતુરાઇએ વળિ ચાહીને ચિતરાવીરે. ૪

૫૬ આરોગ્યતા વાળા. ૫૭ સોનુ. ૫૮ આનંદ.
૫૯ ચોરી.

સુભગ સુમંગળ ગીત રૂડાં ત્યાં ગાતીરે ;
કોકિલકંઠી શશિવદની મદમાતીરે. ૫
સિંહાસન અતિપાવન દિવ્ય સુહાયરે ;
વિધિએ રચ્યું નિજહાથ ન વરણિ શકાયરે. ૬
બેઠા તેપર શિવ વર ગૌરે ગાત્રરે ;
જગત જનક શિવ હિમગિરિના જામાત્રરે. ૭
શિર નામી વિપ્રોને શિવ ભગવાનરે ;
નિજપ્રભુ રામ તણૂં ધરિ અંતર ધ્યાનરે. ૮
પછિ મુનિઓએ ઉમયાને બોલાવીરે ;
કરિને સહુ શ્રૃંગાર સખી લઈ આવીરે. ૯
રૂપ અનૂરૂપ જગમાં નહિ કો જોતાંરે;
ઉમયા રૂપ જોઈ સુર સહુનાં મન મ્હોતાંરે ૧૦
છબિ રૂપવંતિ ઉમા જગજનની સેવોરે;
છબિ વરણે કવિ કોણ જગતમાં એવોરે. ૧૧
જગદંબા ભવભામા[60] ઉમયા જાણીરે ;
અખિલ જગત અવલંબા અધિક પ્રમાણીરે. ૧૨
મનમાં કીધો પ્રેમ સહિત પરણામરે;
સરવ સુરોએ વરણીને ગુણગ્રામરે. ૧૩
સુંદરતાની મર્યાદા[61] ભવરાણીરે ;
કોટિ વદનથી છબિ કયમ જાય વખાણીરે. ૧૪
શ્રુતિ સારદ નારદ વળિ શેષ હમેશરે ;
સંકોચાઈ કહે શોભા જોઇ વેષરે. ૧૫
તો પછિ મંદમતી કળિ કવિગણકેરીરે ;
કયમ કહિ શકશે શોભા વદન ઘણેરીરે. ૧૬
ગઇ સતિ મધ્ય મંડપમાં જ્યાં શિવરાયરે ;
એ દંપતિ દરશન લેતાં દુખ જાયરે. ૧૭
જોઇ શકતી નથિ લાજે સતિ શિવ સામૂરે ;
પતિ પદકમળે મન મધુકર વિશરામ્યૂરે. ૧૮
મુનિ આજ્ઞા એ ગણપતિ પુજ્યા કોડેરે.
શિવ ઉમયા દંપતિએ જઇને જોડેરે. ૧૯
ગણપતિ સૂર અનાદી જીવમાં જાણીરે ;
સંશય મન કરશો નહિં કોઇ પ્રાણીરે ; ૨૦
શ્રુતિમાં વિધિ વીવાની જેહ જણાવીરે ;
તે સહુ મ્હામુનિઓએ આવિ કરાવીરે. ૨૧
હિમાચળે ત્યાં દીધું કન્યાદાનરે ;
જાણિ ભવાનિ મન કરતા ગુણ ગાનરે. ૨૨

૬૦ શિવનીસ્ત્રી. ૬૧ હદ. સિમા.

પાણિગ્રહણ[62] જવ કીધૂં હરખિ મહેશરે ;
હરખ્યા ઉર સુર વિષ્ણુ સુરેશ વિશેષરે. ૨૩
વેદ મંત્ર ત્યાં મહામુનિઓ ઉચ્ચારેરે ;
જય જય શંકર સૂર કરે સહુ ત્યારેરે. ૨૪
વાગે વાજાં વિવિધ પ્રકાર અપારરે ;
પૂષ્પતણો વરસ્યો નભથી[63] વરસાતરે. ૨૫
શિવ ગિરિજાનો રૂડિરિત થયો વિવાહરે ;
ચૌદ ભુવનમા ભરી રહ્યો ઉચ્છાહરે. ૨૬
દાસી દાસ તુરંગ[64] અને રથ હાથીરે ;
ધેનુ[65] વસ્ત્ર માણીગણ નાના જાતીરે. ૨૭
અન્ન કનકભાજન[66] ભરિ આણ્યા ભાવેરે ;
પેરામણીમાં દીધૂં સહુ ગિરિરાવેરે. ૨૮

### છંદ હરિગીત.

પેરામણી ભલિભાત દીધી, શંભુને બહુ સ્નેહથી ;
કરજોડિ પછિ હિમગિરિ કહે મેં, આપ જોગ દિધૂં નથી ;
દઉ શું પૂરણકામ શંકર, કહિ પદામ્બુજ[67] ગ્રહિ રહ્યો,
હે નાથ તમ પગલે કૃતારથ , વિશ્વમાંહિ હું થયો. ૧
સસરાનૂં મન સંતોષ્યું શિવ, સહુ ભાંતિએ તેણે સમે ;
મેના વળી પરિ પૂર્ણ પ્રેમે, શિવ ચરણ આવી નમે ;
વિનતી અતી કરજોડિ કરતી, પુત્રિ મારી ખોટની,
ઉમયા મને મમ પ્રાણસમ ગૃહ, દાસિ કરજો આપની. ૨
અપરાધ સહુ કરજો ક્ષમા તમ, છો દયા સાગર સદા,
માગૂછું આપનિ પાસ શંકર, દ્યો મને વર મનમુદા[68] ;
સમજાવિ સાસૂ બહુવિધે શિવ, સર્વ સુખદાતા બહૂ,
નમિ ચર્ણ ગઇ મંદિર વિષેતે, કથા સંક્ષેપે કહૂ. ૩
બોલાવિ લિધિ સતિને પછી ઉચ્છંગ લૈ દે શિખ ભલી,
કરજે સદાશિવ પદ પુજા તો, પોચશે મનની રળી ;
નહિ દેવ અન્ય જગતવિષે પતિ, તેજ દેવ પ્રમાણવો,
એ નારિ ધર્મ કહ્યો તને તે, સત્ય મનમાં જાણવો. ૪
વચનો કહે ભરિ નેત્ર નિરથી, લ.વિ હૃદય કુમારિને,
મેના વિકળ થઈ રોતિ જોતી, ઉમા સુખ સંભારિને,
સરજાવિ શિદ નારી જગતમાં, બ્રહ્મદેવે ભાવથી,
નહિ સ્વપ્નસૂખ પરાધિનેકદિ,[69] ઓશિયાળિ અનાદિથી. ૫
થઇ પ્રેમ વિકળ વિશેષ માતા, જવું સતિનું સંભારિને,
છે પુત્રિ ધન આખર પરાયૂ[70] ,ધરયૂં ધૈર્ય વિચારિને;

૬૨ હસ્ત મેળાપ. ૬૩ આકાશથી. ૬૪ ઘોડા. ૬૫ ગાયો. ૬૬ વાસણો. ૬૭ ચરણકમળ. ૬૮ આનંદ મનવડે. ૬૯ પારકે તાબે રહેવું.

ત્યાં વળિવળી મળતી સતીપદ, લાગતી સતિ માવડી,
હે પુત્રિ તું જાતાં હું એવી, વત્સ વિણ જ્યમ ગાવડી. ૬
ઉરથી ન છોડિ છુટે સતી ત્યાં પૂર્ણ પ્રેમે વ્યાકુળી;
વરણ્યું ન જાય વિજોગ દુખ જોઇ, ધૈર્યની ધીરજ ડુલી,
મળિ ભેટિ ભુજ સહુને ભવાની, નારિ વૃંદ[1] કુટંબિનાં;
ફરિ માત ઉર લપટાઇ[2] જઇનિ, નેત્ર આંસુથકી ભિનાં. ૭
મળિ ચાલિ પામી ઉચિત આશિષ, સર્વની સતિ તે ઘડી,
પાછૂ ફરીફરિ રોતિ જોતી, માત વદન રડીરડી;
સખિ લૈ ગઇ શિવપાસ સતિને, હળિમળી પાછી વળી;
જાચક જનોને દાન દેઇ શિવ, મનતણી પોચી રળી. ૮
ઉમયા સહિત કૈલાસ ચાલ્યા, શંભુ અખિલજગત ધણી,
સુર અમર હરખ્યા નિરખિ દંપતિ પુષ્પવૃષ્ટી થઇ ઘણી;
નભ વાગિયાં ત્યાં દેવ દુંદુભિ, સુકન મંગળ થાયછે,
જય જય કૃપાળ કપાળિ શંભૂ વિષ્ણુ વિધિ ગુણ ગાયછે. ૮

## દોહરા.

આવ્યા હિમગિરિ સાથ તવ, વળાવવા ધરિ હેત;
કર્યા વિદાય વિનય કરી, સતિનિજપુત્રિ સમેત. ૧
ઘેર આવિ ગિરિરાજેએ, સાદર સર[3] ગિરિરાય;
બોલાવી લેઈ તેમને, આદર માન અપાય. ૨
વિનય કિધો વળિ તેમનો, દેઈ ઉત્તમ દાન;
કર્યા વિદાય હિમાચળે, માન્યા ઝાઝે માન. ૩
કૈલાસે જવ આવિયા, સતી સહિત શિવરાય;
સુર સહુ નિજનિજલોકમાં, વિદાય માગી જાય. ૪
જગતતણાં જનની જનક, શંભૂ ઉમયા સાર;
તેથિ તેમનો નવ કહ્યો, વખાણિને શૃંગાર. ૫
કરે વિવિધ વિધિ તે સમે, દંપતિ ભોગ વિલાસ;
ગણસહીત ગિરિજાપતી, વસે વાસ કૈલાસ. ૬
હર ગિરિજાનો નિત નવો, વિવિધ પ્રકાર વિહાર;
દિન વીત્યા ત્યાં કેટલા, શંકર વિશ્વાધાર. ૭
જન્મ્યા કાર્તિકસ્વામિ તવ, પ્રતાપવંત અમીત;
માર્યો જેણે રણવિષે, તારક દૈત્ય અજીત. ૮
આગમ નિગમ પુરાણમાં, પ્રસિદ્ધ છે સૌ ઠામ;
ખટમુખ જન્મનું કર્મ જગ, મહા તેજ બળ ધામ. ૯
તે કારણથી આ સમે, મેં મુજમતિ અનુસાર;
સંક્ષેપે શિવસુતતણું, કહ્યું ચરિત્ર ઉદાર. ૧૦
આ ઉમયા શંભૂ તણો, વિવાહ જે નરનાર;
કહેશે ગાશે તેમનો, ભવફેરો મટનાર. ૧૧
મંગળ કાર્ય વિવાહમાં, સદા પામશે સુખ;
અશરણશરણ ઉમાપતી, દોહ્યલું ટાળે દુઃખ. ૧૨
ચરિત્રસાગર શિવસદા, વેદ ન પામે પાર;
તો વરણે કેવી રિતે, કવિ મતિમંદ ગુમાર. ૧૩

## વસંત તિલકા છંદ.

શંભૂ ચરિત્ર અતિ સુંદર સાંભળીને,
પામ્યા અતી સુખ મુની સુગતી કળીને;
વાધી કથાપર ઘણી મન લાલસા[4] ત્યાં,
રોમાવળી ખડિથઇ[5] પ્રગટી દશાજ્યાં. ૧
હર્ષાશ્રુ[6] નેત્ર ભરિયાં પરિપૂર્ણ પ્રીતે,
આવે ન વાણિ વદને મન પ્રેમ ખીલ્યે;
દેખી દશા હરખિયા મુનિ મનમાંહે,
છે ધન્ય યાજ્ઞવલિકે કિધું એવું ત્યાંહે. ૨
છો આપ પ્રાણપ્રિય શંકરને સદાએ,
વ્યાપે ન મોહ મમતા તમને કદાએ,
જેનોન ભાવ શિવશંકર ચર્ણ સારો,
સ્વપ્ને ન તે રઘુપતી મન ભાવનારો. ૩
વીના છળે શિવપદે અતિ નેહ જે છે,
શ્રીરામ ભક્તિતણું લક્ષણ શ્રેષ્ઠ એછે;
છે કોણ શંભુસમ રાઘવ વૃત્તધારી,
વીનાપરાધ[7] તજી જે સતિજેવિ નારી. ૪
ભક્તિ દૃઢાવિ પણ લૈ રઘુનંદકેરૂં,
શ્રીરામને શિવસમૂ પ્રિય કો ઘણેરૂં;
ભાખ્યૂં અમે પ્રથમ શંભુચરિત્ર ભાવે,
જાણ્યો સુમર્મ તમનો પરિપૂર્ણ હાવે. ૫
છોજી પવિત્ર તમ સેવક રામકેરા,
સર્વેવિકારહિણછો ગુણના ઘણેરા;
મેં જાણ્યું ગુણ શિળ તમારૂં સહૂ વિશેષે,
લીલા સુણો કહું હવે કિધિ કૌશલેશે. ૬
સુણો સમાગમ મુની તમનો થવેથી,
જેવૂં ઉરે સુખ કહ્યૂં નવ જાય મેંથી[8];
છે રામનાં અતી ચરિત્ર મુનીશ એવાં,
સો કોટી શેષ ન શકે કહિ મૂખ તેવાં. ૭
સંભારિ સારદ પ્રભૂજી ધનૂષપાણી[9],
જેવી સુણી કહુહું તેવિ મુખે વખાણી;

૧ ટોળાં. ૨ વળગી. ૩ સરોવર.

૪ અતિશય ઈચ્છા. ૫ ઉભી થઇ. ૬ હર્ષનાં આંસુ. ૭ વાંકવિના. ૮ મારાથી. ૯ જેનાહાથમાં ધનુષછે તેવા.

છે સારદા પુતળિકાષ્ટસમાન સ્વામી,
શ્રીરામ સૂત્રધર અંતરજામિધામી, ૮
જાણી કરે જન અનુગ્રહ[10] નાથ ભાવે,
વાણી કવીહૃદયચોકવિષે નચાવે;
તે રામને પ્રણમિને રૂડિ વાણિ માગું,
તેના ગુણોવિશદ વર્ણવવા[11] હૂં લાગું. ૯
કૈલાસ શૈલ અતિ રમ્ય વિશાળતાએ,
છે જ્યાં નિવાસ શિવ પાર્વતિનો સદાએ;
યોગી જનો સિધ્ધ તપોધન કિન્નરોત્યાં,
દવો સમાજ તપરૂપ મુનીવરોત્યાં. ૧૦
સેવે સહૂ શિવઉમા સુખકંદ ભાવે,
ત્યાં સુકૃતી[12] જન સુખે વસિ દી ગુમાવે;
શંભૂ હરી વિમુખ ધર્મવિષે ન પ્રીતી,
તે ત્યાં જઈ નવશકે સ્વપ્ને કહીંથી. ૧૧

દોહરા.

તે ગિરિપર સુંદર અતી, વડનૂં વૃક્ષ વિશાળ;
નિત્ય નુતન[13] ઘમઘોર વળિ, દીસે ઝાઝે ડાળ. ૧
શીતળ મંદ સુગંધિમય, પવન બધે પ્રસરાય;
ઘટાટોપ વડવૃક્ષની, શીતળ રૂડી છાંય. ૨
શિવ વિશ્રામ સુવૃક્ષતે, શ્રુતિ પણ સમજી ગાય;
મહિમા અધિક જુઓ હજી, વડ તરૂરાજ ગણાય. ૩
એકવાર તે તરૂતળે, ગયા શંભુ પ્રભુ સાર;
દખિ વૃક્ષ શિવ હૃદયમાં, સુખ થયું અપરંપાર. ૪

ભુજંગીછંદ.

વિલોકી સુવિશ્રામ ત્યાં વિશ્વનાથે,
પ્રિતે પાથર્યૂ સિંહચર્મ સ્વહાથે[14];
બિરાજ્યા કૃપાળૂ ત્યહાં શંભૂ સ્હેજે,
દિપે કુંદઇદૂ સમા ગૌર તેજે. ૧
વડાભૂજ ધાર્યાં મુનીચીર વારૂ,
દિસે રક્તઅંબૂજસા ચર્ણ ચારૂ[15];
નખધૂતિ[16] એવી મહાઝાતકારી,
સદા ભક્ત અજ્ઞાનતા ટાળનારી. ૨
વિભૂતી ભુજંગો અલંકાર શોભે,
છબી જોઇ ત્રૈલોકયનાં ચિત્ત લોભે;
છબી શર્દઇંદૂતણી જાય હારી,
ઉમા નાથની મૂખશોભા વિચારી. ૩
જટાજૂટ મંદાકિની[17] શીર સારી,
દિપે લોચનામ્બૂજ[18] આનંદકારી;
વળી વીષ કંઠે અતી શોભતૂ છે,
સહૂ અંગ સૌંદર્યતાએ ભર્યૂંછે. ૪
દિપે બીજનો ચંદ્ર ભાળે[19] રૂપાળો,
થયો એથિ પૂર્ણેંદુ[20] કર્તા પ્રભાળો;
બિરાજે સ્મરારી[21] ત્યહાં બેસિ કેવા,
ધરી હોય શાન્તે[22] સ્વમૂર્તિનિ જેવા. ૫
સમો જાણિ સારો ઉમા હર્ષ માની,
ગઈ શંભુની પાસ માતા ભવાની;
દિધૂં માન જાણી પ્રિયા પ્રાણપ્યારી,
વળી બેસાણૂં વામ ભાગે પુરારી. ૬
સતી બેઠિ શંભૂ સમીપે જઇને,
અતીશે ઉરે હર્ષવંતી થઇને;
કથા પૂર્વ જન્માંતરી ચિત્ત આવી,
હવેનાથ કહેશે મને સંભળાવી. ૭
સતી શંભુ હૈયાતણો હેતુ જાણી,
હસીને વદી પાર્વતી વાલિ વાણી;
કથા જે સદા સર્વ કલ્યાણકારી,
ચહે પુછવા પાર્વતી તેજ ધારી. ૮
વદે પાણજોડી સતી શંભૂ પ્રત્યે,
તમે વિશ્વતાતા મહીમા અમીતે;
અહો નાથ મારા સ્મરારી પુરારી,
રૂડી કીર્તિ ત્રૈલોકયમાંહે તમારી. ૯
સદા સિધ્ધ યોગી મુની નાગ દવા,
કૃપાનાથ તે સૌ કરે આપ સેવા;
ધરી ચિત્ત ચર્ણામ્બુજે મોક્ષ માગે,
વળી આવિ વિષ્ણૂસમા પાયલાગે. ૧૦

દોહરા.

પ્રભુ સમર્થ સર્વજ્ઞ શિવ, સર્વકળા ગુણધામ;
યોગ જ્ઞાન વૈરાગ નિધિ, પ્રણત કલ્પતરૂ નામ.. ૧

૧૦ મેહેરબાની. રિવકાર. ૧૧ સ્વચ્છ. ૧૨ સારાં કૃત્ય કરનાર. ૧૩ નવું. ૧૪ પોતાને હાથે. ૧૫ રૂપાળા. સુંદર. ૧૬ કાન્તિ. શોભા.

૧૭ ગંગા. ૧૮ નેત્રકમળ. ૧૯ કપાળે. ૨૦ પુનમનોચંદ્ર. ૨૧ કામદેવના શત્રુ. શિવ. ૨૨ શાંતરસે.

### રાગ ઓખાહરણની ઢાળનો.

જાણિ સત્ય મને નિજદાસી, હો જો પ્રસન્ન પુરારી,
સ્વામિ સુખનિધિ વિવિધ પ્રકારે, શશિધર સૌહિતકારી;
તો કહી રઘુનાથ કથા શુભ, વિવિધ પ્રકાર વખાણી.
ટાળો મમ અજ્ઞાન આ અવસર, જોડી કહુ યુગ પાણી. ૧
જેને આંગણે કલ્પતરૂ રૂડુ, અભિમતફળનું દેનારૂં,
તે શું દરિદ્રતણૂં દુખ વેઠે, વિશ્વપતી કહો વારૂ;
એવું હૃદય વિચારિને સ્વામી, ભાળચંદ્રઅવતંસી,
મોહ મતિ ભ્રમ ભારી હણોમમ, કોણ રામ રઘુવંશી. ૨
મુનિ સિધ્ધને સાધક યોગી, જે પરમારથવાદી,
તેતો સહુ નિત્ય પ્રત્યે કહેછે, રામને બ્રહ્મ અનાદી;
શેષ સારદ નારદ આદ્યે, વેદ પુરાણ પ્રખ્યાતા,
રામતણા ગુણગાન કરે સહુ, અખિલજક્ત સુખદાતા. ૩
નાથ તમે પણ સાદર સ્નેહે, રાત દિવસ હે સ્મરારી,
રામરામ કહી રટણ કરોછો, વિશ્વપતી સૌવિસારી;
તેહ રામતે કૌશલેશ સુત, સૌ સુખરૂપબળરાશી;
કેકોઇઅગુણઅલખગતીવાળો, અન્યઅજન્માવિનાશી. ૪
જો નૃપબાળ તો બ્રહ્મ અનાદી, કેમકરી કહેવાએ,
નારી વિરહદુસહ મતિ ભૂલી, શોધે શું ફરિ વનમાંએ ;
ચરિત્ર નિહાળતાં નર અનુસરતાં, સુણતાં મહાત્મ અતીશે,
ભ્રમિત બુધ્ધિ મારી માટ સાંભળવા, રામકથા મનહિંસે. ૫
જો કોઈ અન્ય પ્રભુ વિભુ વ્યાપક, અજ અનીહ† અનાદી,
તોતે સમજાવી નાથ કહો મમ, પ્રણતપાળ કૃપાધી;
જાણી અજ્ઞ હું અબળાને સ્વામી, રૂદન ધરશો રોષ,
જે પ્રકાર મટે મોહ મારોતે, નાથ કરો આશુતોષ.[૨૩] ૬
મેં દીઠી વન રાઘવ પ્રભુતા, બ્રહ્મ અનાદી જેવી,
અતિ ભય વિકળ ન તમને સુણાવી, દીઠી દ્રષ્ટે તેવી;
તોપણ બોધ ન આવ્યો મલિન મન, હે શિવ અંતર જામી,
તેતણૂં ફળનાથ પ્રાણેશ્વર, હું ભલિભાતે પામી. ૭
હજી પણ મન કાંઇ સંશય મારે, કહું કરજોડી કપાળી,
અતિ પવિત્ર ચરિત્ર કૃપા કરી, નાથ કહોને સંભાળી;
પૂર્વજન્મ પ્રબોધ દિધો ઘણો, ટાળવા મમ અજ્ઞાન,
સમજી તે મન ક્રોધ ન કરશો, હે સદાશિવ ભગવાન. ૮
તે અવસર જેવો આ અવસર હવે, મોહ ન મનમાં મારે,
રામકથાપર ભાવ ભલો મન, વિમળ વિવેક વિચારે;
ધરી ધરણી શિશ હું વંદૂ, તમ પદકમળ પુરારી,
વિનયકરૂં રઘુનાથ વિશદ ગુણ, વરણી કહો વિસ્તારી. ૯

૨૩ તરત પ્રસન્ન થાય એવા. † ચેષ્ટારહિત

### પ્રભુ તને પ્રસન્ન તે કમથ થારો "એરાગ"

સ્વામી અસુરારી અવિનાશી;
કરજોડી વિનવે દાસી, સ્વામી અસુરારી અવિનાશી. ટેક.
ભુજગરાજ ભૂષણ સુરત્રાતા; વ્યાપક સહુ સંસારે,
રઘુપતિ ગુણગાથા અતિ પાવન, વરણિ કહો વિસ્તારે.
સ્વામી અસુરારી. ૧
શ્રુતિ સિધ્ધાંત નિચોવી સરવે, તત્વ કહો ત્રિપુરારી,
આપ વિના મમ મન સંશય સૌ, નહિં કો શકે નિવારી.
સ્વામી અસુરારી. ૨
જોપણ નારી અનઅધિકારી,[૨૪] મહામંત્ર લેવાને;
તોપણ મનક્રમ વચને હું તો, તમ દાસીનિ સમાને.
સ્વામી અસુરારી. ૩
આરતવાન જયહાં અધિકારી, પ્રેમ થકી જવ પામે,
ગૂઢ તત્વ નહિં સાધુ છુપાવે, રાજીરામ ગુણગ્રામે.
સ્વામી અસુરારી. ૪
અતિ ઉત્કંઠાએ સુરસ્વામી, પુછેછે તમ દાસી;
કરી દયા રઘુનાથ કથા શુભ, કહો ઉમંગ પ્રકાશી.
સ્વામી અસુરારી. ૫
પ્રથમ કહો તે કારણ કોડે, નિર્મળ નાથ વિચારી;
નિર્ગુણ પરિબ્રહ્મ અવનીપર, સગુણિ દેહ કયમ ધારી.
સ્વામી અસુરારી. ૬
પછી કહો અવતાર રામનો, જે સહુ સુરહિતકારી;
બાળચરિત્ર કહો પછિ પ્રેમે, બહૂવાર બલિહારી.
સ્વામી અસુરારી. ૭
થયો વિવા જયમ જાનકિકેરો, રામસ્વામિ સંગાતે;
કહો નાથ તે વરણી વરણી, હૃદય અતી હરખાતે.
સ્વામી અસુરારી. ૮
રાજ તજી વનવાસ ગયા પ્રભુ, સાનુજ સીતા સાથે;
કોણ દૂષણ તે રાજ્ય તજ્યાનૂં, લીલા[૨૫] કરિ રઘુનાથે.
સ્વામી અસુરારી. ૯
વનવસિ રાક્ષસ રોળ્યા રણમાં, ધીરવીર બળધારો;
કીધાં અધિક પવિત્રચરિત્રો, દશરથ ચોક વિહારી.
સ્વામી અસુરારી. ૧૦
કહો નાથ પછી રઘુનાથે જયમ, રાવણ રણમાં માર્યો;
મહાનીચ કર્મી પણ પ્રભુએ, અવસાને[૨૬] ઉધ્ધાર્યો.
સ્વામી અસુરારી. ૧૧

૨૪ અધિકાર વિનાની. ૨૫ ખેલ. રમત.
૨૬ અંતકાળે. મરતી વખતે.

રાજ્ય બેસિ પછી લીલા કીધી, જેવિ રિતે રઘુરાજે;
સકળ કથા વિસ્તારિ કહો શિવ, સર્વ લોક હિતકાજે.
સ્વામી અસુરારી. ૧૨
કૃપાનાથ શિવ કહો પછી જે, અચરજ કીધું રામે;
પ્રજા સહિત રઘુકુળઅવતંસી; કેમ ગયા નિજધામે.
સ્વામી અસુરારી. ૧૩
પછી વરણવો નાથ પુરારી, તેહજ તત્વ વખાણી;
જે જ્ઞાને મુનિજ્ઞાનિ મગન મન, તત્વનું તત્ર પ્રમાણી.
સ્વામી અસુરારી. ૧૪
ભક્તિ જ્ઞાન વૈરાગ યોગ વળિ, શુધ્ધ વિજ્ઞાન પુરારી;
સહિતવિભાગ વરણવો સરવે, સુખદ સર્વ હિતકારી.
સ્વામી અસુરારી. ૧૫
રામ રહસ્ય અનેક બિજાં જે, વરણો વિમળ વિવેકે;
જેહવડે આ ભવસાગરથી, લીધા મોક્ષ અનેકે.
સ્વામી અસુરારી. ૧૬
વળિ જે વાતથકી હું અજાણી, પુછી ન હોય કપાળી;
છુપી[૨૭] રાખશો નહિં તે સ્વામી, કહો સહૂ સંભાળી.
સ્વામી અસુરારી. ૧૭
તમે ત્રિભોવનગુરૂ ગુણનિધિછો, નિશદિન વેદ વખાણે;
રામ રહસ્ય તમો પાખે પ્રભુ, પામર જીંવ શુંજાણે.
સ્વામી અસુરારી. ૧૮
સ્હેજ પ્રશ્ન ઉમયાનાં એવાં, વળી કપટહિણવાણી;
સાંભળિ શિવ સંતોષ પામિયા, નિર્મળ મનની જાણી.
સ્વામી અસુરારી. ૧૯
રામચરિત્ર સહૂ શિવહૃદયે, તે અવસર ઝટ આવ્યૂં;
પ્રેમવિવશ હર્ષાશ્રુ નેત્રે, હૃદય હેત ઉભરાયૂ.
સ્વામી અસુરારી. ૨૦
શ્રીરઘુનાથનું રૂપ ઉરઆવ્યૂં, શંકરને ત્યાં સ્હેજે;
પરમાનંદ થયા ત્રિપુરારી, અમીત સૂખ અવેજે.
સ્વામી અસુરારી. ૨૧
થયા નિમગ્ન ઉભયઘડિભરએ, ધ્યાનરસે તે વારે;
પછિ મન બ્હાર કર્યૂં કથવા ગુણ, સાદર શિવ ત્રિપુરારે.
સ્વામી અસુરારી. ૨૨

### દોહરા.

ધ્યાન થકી મન બ્હાર કરિ, હરખી મંન મહેશ;
વર્ણવવા લાગ્યા વિભૂ, રામચરિત્ર વિશેષ. ૧

૨૭ છાની.

જૂઠું સત્ય કરિ માનિએ, જાણ્યા પાખે જેમ;
દોરડિને અહિ[૨૮] માનિએ, વિના ઓળખ્યે એમ. ૨
જૂઠો જગ જાતોરહે, જેની પડ્યે પિછાન;
સ્વપ્નતણો ભ્રમજાય જયમ, જાગ્યા પછી સુભાન. ૩
બાળ સ્વરૂપ તે રામને, પ્રથમ કરૂં પરણામ;
સર્વસિધ્ધિ સુલ્લભ દિસે, જપતાં જેનું નામ. ૪
મંગળભવન જગતપતી, અશુભહારિ[૨૯] અસુરારિ;
પ્રસન્ન થાઓ તે મને, દશરથચોકવિહારિ. ૫
કરિ પ્રણામ પ્રભુ રામને, વાણી સુધા[૩૦] સમાન;
સતિપ્રત્યે એ અવસરે, ઉચર્યા શિવ ભગવાન. ૬
ધન્ય ધન્ય ગિરિ અંગજા, તુજસમાન ઉપકારિ;
કોઈનહીં તે કહું ખરૂં, વિમળ વિવેક વિચારિ. ૭
રઘુપતિ કથા પ્રસંગ તેં, પૂછ્યો પ્રીત સહીત;
જશપાવનિ ગંગાજુઓ, સકળ લોકને નિત્ય. ૮
રામચરણ અનુરાગણી, વિશ્વધિ રૂપ જહાજ[૩૧];
કર્યો પ્રશ્ન તે પ્રીતથી, સર્વજકત હિતકાજ. ૯
રામકૃપાથી પાર્વતી, સ્વપ્ને તુજ મનમાંય;
શોક મોહ સંદેહ ભ્રમ, મમ વિચાર નહિ કાંય. ૧૦

જંજાળી જીંવડે, ભક્તિની જુક્તી ન જાણી "એરાગ"

પ્યારી તું પ્રેમે, સાંભળ રામચરિત્રો;
ગુણગણિ ભવ સાગરથી તરશો, જે છે પુન્ય પવિત્રોરે,
પ્યારી તું પ્રેમે. ટેક
રામકૃપાથી તુજ મન નિર્મળ, અહોનિશાં આ વારે;
તોપણ કિધી અશંકા ઉરમાં, સર્વલોક હિતકારેરે.
પ્યારી તું પ્રેમે. ૧
તેને સાંભળતાં વળિકહેતાં, સર્વેતણૂં હિત હોશે;
વિમુખ હશેતે સન્મુખ થઈને, સંશય સર્વે ખોશેરે,
પ્યારી તું પ્રેમે. ૨
જેણે રામકથા રૂડિરીતે, કદી સુણી નહિં કાને;
તોતે જનના શ્રવણ વેહછે,[૩૨] સર્પભવંન સમાનેરે.
પ્યારી તું પ્રેમે. ૩
નેત્રે સંતનું કર્યૂં ન દરશન. ઉરમાં આદર આણી;
મોરપીંછચાંદલા સમાને, તે નેત્રો લ્યો જાણીરે,
પ્યારી તું પ્રેમે. ૪

૨૮ સર્પ. ૨૯ અશુભતાને હરનાર. ૩૦ અમૃત.
૩૧ વ્હાણ. ૩૨ કાંણાં.

જે ન નમે હરિ ગુરૂપદ હેતે, ભૂપદ ધનમદ ધારી;
તે શિશ કડવી તુંબડિ જેવું, ભૂપ ગણો ભીખારીરે.
પ્યારી તું પ્રેમે. ૫

રામભક્તિ જેણે ઉર નાણી,[33] વૃથા કુટંબ વળગાડે;
તોતે જીવતાંમુવો સમજવો, ઢોકટ ખાઈ બગાડેરે.
પ્યારી તું પ્રેમે. ૬

જે રસનાએ રટણ કરે નહિં, રામનામ ગુણગાથા;
તેહ જીભ દાદુરસમ[34] જાણો, જન્મિ વગોવી માતારે.
પ્યારી તું પ્રેમે. ૭

સાંભળિ રામચરિત્ર રૂડાને, હિતે ન જે હરખાતી;
વજ્રસમાન કઠોર નઠારી, છળકપટિનિ તે છાતીરે.
પ્યારી તું પ્રેમે. ૮

સાંભળ ગિરિજા રામનિ લીલા, સુરહિત દનુજ વિમોહી,
મોક્ષગયા અરિભાવે ભજીને, રાવણસમ જગદ્રોહીરે.
પ્યારી તું પ્રેમે. ૯

રામકથા સુરધેનુસમછે, સેવ્યે સહુ સુખદાની[35];
સંતસમાજ વિબુધ નરનારી, કોણ ન સુણશે માનીરે.
પ્યારી તું પ્રેમે. ૧૦

રામકથારૂપિ તાળિ વગાડી, હે ગિરિરાજનિ બાળી;[36]
સંશયપક્ષી હૃદય ડાળિથી, ઉડાવિમેલ નિહાળીરે.
પ્યારી તું પ્રેમે. ૧૧

કલેષવૃક્ષને થડથિ કાપવા, કથારામનિ કુહાડી;
સાદર સાંભળ શૈલકુમારી, લગની રૂડી લગાડીરે.
પ્યારી તું પ્રેમે. ૧૨

રામનામ ગુણ ચરિત્ર રૂડાં, પાર ન કોથિ પમાએ;
જન્મ કર્મ અગણિત રાઘવનાં, શ્રુતિપણ ગાય સદાએરે.
પ્યારી તું પ્રેમે. ૧૩

જેમ અનંતરામ પ્રભુ જન્મ્યા, પાપ ખુએ જનજોઇ;
તેમ કથા કીર્તિ ગુણ પણ બહુ, વરણિ શું શકશે કોઈરે.
પ્યારી તું પ્રેમે. ૧૪

તોપણ જેવી સુણિ મેં શ્રવણે, વળી જેવિ મતિ મારી;
કહું તેવી તુજ આગળ સરવે, દેખિ પ્રીતિ અતિ તારીરે.
પ્યારી તું પ્રેમે. ૧૫

પ્રશ્ન ઉમા તુજ સહજ રૂડુંછે, સુખદ સંત મનભાવ્યું;
હુંપણ મનહર્ષિત છું એથી, કૃતાર્થ સૌનું કરાવ્યુંરે.
પ્યારી તું પ્રેમે. ૧૬

એક વાતપણ ગમી ન મુજને, પ્રાણપ્રિયા ગિરિબાળા;
હજીંપણ મોહવશે તે કીધું, કોણ રામરઢિઆળારે,
પ્યારી તૂં પ્રેમે. ૧૭

જેના ગુણનૂં ગાન કરે શ્રુતિ, ધ્યાનધરે મુનિજ્ઞાની;
તેહ રામ કોઇ અન્ય હશે શૂં, એ શૂં વદ્યાં ભવાનીરે,
પ્યારી તૂં પ્રેમે. ૧૮

કહે સુણે એવું અધમાધમ,[37] ગ્રસેલ[38] મોહ પિશાચે[39];
પાખંડી હરિપદ વિમૂખ નહિં, લાજડુબ્યા નિજ ડાચેરે.
પ્યારી તૂં પ્રેમે. ૧૯

અજ્ઞ અપંડિત અંધ અભાગી, જરૂર તેમને જાણો;
વિષય[40] કાટ મનદરપણ લાગ્યો, છતીકીકિએ કાણોરે,
પ્યારી તૂં પ્રેમે. ૨૦

લંપટ કપટી કુટિલ વિશેષે, કુપંથમધ્ય કળેલો;
સ્વપ્ને સંત સભાનહિં દીઠી, ભોગકુરોગ ભળેલોરે.
પ્યારી તૂં પ્રેમે. ૨૧

કહે તેજ નર એવીરીતે, વેદ અસંમતવાણી[41];
જેને સુઝેન અપંગઆંખે, વૃધ્ધિ લાભકે હાણીરે.
પ્યારી તૂં પ્રેમે. ૨૨

મન દરપણપર કાટ ચઢેલો, વળિ જે નેત્ર વિનાનો;
રામરૂપ તે કયમ કરિ દેખે, દીન[42] અતીશે માનોરે.
પ્યારી તૂં પ્રેમે. ૨૩

નથિ જેને મન અગુણ સગુણનો, વિમળ વિવેક લગારે;
કલ્પિત[43] વચન બહૂ બરબડશે, જશે પછી જમબારેરે.
પ્યારી તૂં પ્રેમે. ૨૪

હરિમાયાવશ જક્ત ભ્રમાએ, તો પામર શાલેખે;
અઘટિત નહિં એ બકતાં તેને, લુલોમેરૂશૃંગ[44] દેખેરે?
પ્યારી તૂં પ્રેમે. ૨૫

વાયુ વિવશથી ખસી ડાગળી, મતવાલો થઈ મ્હાલે;
વદે ન તે સંભાળી વચનો, ભલે ગ્રસ્યો હો કાળેરે.
પ્યારી તૂં પ્રેમે. ૨૬

મહામોહમદમદિરા જેણે, હોએપાન કરેલો;
કહ્યૂં તેહનૂં કાન ન ધરિએ, નાસ્તિક મત મનમેલોરે.
પ્યારી તૂં પ્રેમે. ૨૭

ઉરવિચારિ એવું તજીં સંશય, રાઘવપદ ભજ ભાવે;
સુણભ્રમરૂપિ તમને[45] રવિકરસમ[46], વચન મારૂં તૂં હાવેરે,
પ્યારી તૂં પ્રેમે, ૨૮

૩૩ ન આણી. ૩૪ દેડકાજેવી. ૩૫ સુખ દેનારી. ૩૬ કુંવરી.

૩૭ નીચમાંનીચ. ૩૮ ગળેલો. ૩૯ ભૂતની જાતી. ૪૦ સ્ત્રીઆદિના રંગભોગ. ૪૧ નશોભિએવી. ૪૨ ગરીબ. ૪૩ મનના ઉઠાવનાં. ૪૪ મેરૂપર્વતનું શિખર. ૪૫ અંધકાર. ૪૬ સૂર્યનાં કિરણ

### દોહરા.

ભેદ ન નિર્ગુણ સગુણમાં, ઉભય બ્રહ્મછે જાણ;
મુનિ પુરાણ બુધ[૪૭] વેદપણ, વિધવિધ કરે વખાણ. ૧
જે નિર્ગુણ અજ અરૂપછે, અલક્ષ જગ કરતાર;
ભક્ત પ્રેમવશ બ્રહ્મતે, સગુણ થાય સંસાર. ૨
જે ગુણરહિત અને સગુણ, કેવા કહું પ્રમાણ;
જયમ જળ બરફ કરાવિષે, ઝાઝો ભેદ ન જાણ. ૩
ભાનુરૂપભ્રમતિમિરને[૪૮], નિર્મળ જેનું નામ;
વિમોહ પ્રસંગ તેહને, કયમ કહિએ થઈ વામ. ૪
રામ સચ્ચિદાનંદ છે, દીનદયાળુ દિનેશ;
નહિ ત્યાં મોહનિશાતણો, પ્યારી લેશ પ્રવેશ. ૫
સ્હેજ પ્રકાશરૂપે પ્રભૂ, ભયહારી ભગવાન;
નથિવિજ્ઞાનદિ[૪૯] પણ ત્યહાં, અબળા કહું શું આન. ૬
રૂપદ હર્ષ વિષાદ મન, જ્ઞાન તથા અજ્ઞાન;
જીવધર્મ તે જાણવા, વળિ અતિશે અભિમાન. ૭
રામ બ્રહ્મવ્યાપક સદા, જક્ત વિદિત એવાત;
પરમાનંદ અનાદિ છે, માયાઈશ વિખ્યાત. ૮
પુરૂષપ્રસિધ્ધ પ્રકાશનિધિ, પ્રગટ પરાવરનાથ[૫૦];
રઘુકુળમણિ મુજ સ્વામિતે, ગુણિ ઉમયા સુણગાથ, ૯
સમજે નહિ નિજભ્રમ મુરખ, અમીત મન અજ્ઞાન;
મોહ ધરે પ્રભુપર અતી, જે જડ પ્રાણિ નિદાન. ૧૦
દેખિ ગગન ઘનવાદળાં, કહે એમ કુવિચારિ;
સૂર્ય ગયો અંજાઈને, દિસે ન જોતાં ધારિ. ૧૧
નેત્ર આંગળી લાવિને, ચિતવે નભ ભણિ કોય;
તેને મનજાણ્યે દિસે, પ્રગટ ચંદ્રબે સોય. ૧૨
ઉમા સુણો શુધ મનવડે, રામવિષે ભ્રમ એમ;
નભ તમ[૫૧] ધુમર ધુળે બધૂ, જન છવાયું કહે જેમ. ૧૩
ઘન વાદળથી સૂર્ય કંઇ, છુપાય નહિં કો કાળ;
ચંદ્ર ઉભય નથિ તેમ વળિ, એસૌ મિથ્યા આળ. ૧૪
અંધકાર ધુળ ધુમરનો, સ્પર્શે ન કદિ આકાશ;
તેમ રામ પરિબ્રહ્મને, માયાનો નહિ પાશ. ૧૫
શબ્દ રૂપ રસ ગંધ વળિ, સ્પર્શ વિષય મળિપાંચ;
કરણ[૫૨] વરણ છે ચૌદ ભલિ, વિષય પ્રગટની સાચ. ૧૬
દેવ કરણને વિષયના, ભોક્તા[૫૩] જીવ સમેત;
સર્વ પરસ્પર એહ છે, એકથિ એક સચેત. ૧૭
પરમ પ્રકાશક સર્વનો, નાથપરાવર જેહ;
પુરીઅયોધ્યાપતિરૂડા, રામ અનાદી તેહ. ૧૮
અખીલજગત પ્રકાશ્ય છે, રામપ્રકાશક જાણ;
માયાધીશ શિવા[૫૪] સુણો, જ્ઞાન તથા ગુણખાણ. ૧૯
જેનિ સત્યતાએ જુઓ, સર્વ વિચારિ સદાય;
જડમાયા તે સત્ય જયમ, ભાસે મોહ સહાય. ૨૦
સીપવિષે રૂપાતણો, ભાસે જયમ આભાસ;
વળિ જયમ મૃગજળ સત્યગણિ, પામે જીવ ઉલ્હાસ. ૨૧
જોપણ તે ત્રણ કાળમાં, વૃથા સદાય કળાય;
તોપણ તેનો કોઇએ, જીવનો ભ્રમ ન ટળાય. ૨૨
એવિરિતે જગછે સદા, હરિ આશ્રીત રહેલ;
છે અસત્ય પણ દુખદિએ, માયાપતિના ખેલ. ૨૩
સ્વપ્ને જયમ કો આવિને, છેદેશિશ તરવાર;
તે દુખ જયમ જાગ્યા વિના, થાય ન અળગુ લગાર. ૨૪
ત્યમ આ જગત અસત્યપણ, જે દુઃખ દે મન કાય;
તે સહુ જેનિ કૃપા વડે, મહાદુઃખ મટિજાય. ૨૫
ઉમા તેજ રઘુનાથછે, કર્તા જક્ત કૃપાળ;
ઇષ્ટદેવ તે મુજતણા, સુણિ સંશય સહુટાળ. ૨૬
જેના આદી અંતનો, પાર ન કોથિપમાય;
મતિ અનુમાને નિગમપણ, ગાએ એમ સદાય. ૨૭

### છપા.

ચાલે ચરણ વિનાય, સાંભળે શ્રવણ વિનાતે;
કરવિણ કર્મ અનેક, કરે અકળીત કળા તે;
છે મુખ રહિત પરન્તુ, સકળ રસના તે ભોગી;
વક્તા વાણિ વિનાય, મહાજ્ઞાની જયમ જોગી;
સહુને ત્વચા[૫૫] વિણ સ્પર્શતા, નયનવિના નિરખે સહૂ;
નાસિકાવિના સહુ વાસ લે, રામપૂર્ણપરિબ્રહ્મ કહૂ. ૧
એમ સર્વવિધિ જેનિ, અલૌકિક ઉત્તમ કરણી;
મહિમા જેનો પ્રૌઢ, શકાય ન કોથી વરણી;
કહિં જેને સહુ એમ, વેદ બુધ ગાય સદાએ;
ધરે જેનું મુનિધ્યાન, વળિ આસન દ્રઢતાએ
તે કૌશલેશ દશરથ કુંવર, ભક્ત હિતાર્થે પ્રગટિયા;
પરિબ્રહ્મ સગુણતન ધારિને, અવનીભાર ઉતારિયા. ૨
કાશીમરતા જીવ, જોઈ કરૂ મોક્ષ ભવાની;
જેના નામ પ્રતાપ, સતી મનમાં લે માની;

૪૭ બુધ્ધિવાન. ૪૮ અંધકારને. ૪૯ દિવસ. ૫૦ વિદ્યામાયાઅને અવિદ્યામાયાના. ૫૧ અંધકાર. ૫૨ ઇંદ્રિયો. અંતરનીચાર અને બાહ્યાંતરની અગીયાર.

૫૩ ભોગવનાર. ૫૪ પારવતી. ૫૫ ચામડી.

તે પ્રભુ મુજ રઘુનાથ, ચરાચર કેરા સ્વામી;
વ્યાપક વિભુ પ્રભુરામ, સર્વેશ્વર અંતરજામી;
અવસાન સમે મતિ ભ્રમથયે, નામ જેનું નર જોકહે;
તો કોટિ જન્મનાં પાપ અતિ, દીનદયાળ સકળ દહે[56] ૩
સાદર જે નરનાર, કરે સમરણ સુરતાથી[57];
વિશ્વધિ ગૌપદ જેમ, તરે નિર્મળ મહિમાથી;
પરમાત્મા તેરામ, સાંભળો શૈલકુમારી;
તેપર ભ્રમ તુજતણો, વાણિ અનુચિતએ તારી;
અતિ અજ્ઞ અભાગી જેહ જન, તે મન ભ્રમ એવો રહે;
દેખી સગૂણ ગુણરહિતને, વ્યથાસમુદ્રે તે વહે. ૪
લીલા નર અનુસરતિ, રમાપતિ કેરી દેખી;
જુઓ બ્રહ્મ ગતિમતી, "ઉહું" કરિએ ન ઉવેખી;
એવો ભ્રમ ઉરમાંય, આણતાં મોહ કુપાશે[58];
જ્ઞાન તથા વૈરાગ્ય, સકળગુણ સદ્ગુણનાસે;
સુણિ ભ્રમભંજન શિવનાંવચન, સતિમનનાસંશય ગયા;
મટિ કુતર્ક[59] રચના તે ઘડી, પ્રવેશ સહુ સદ્ગુણથયા. ૫
થઈ રઘુપતિ પદપ્રીતિ, તથા મન કેરિ પ્રતીતી;[60]
અસંભાવના સર્વ, હતી દારૂણ તે વીતી;
ભરદ્વાજ સાંભળો, કથા આગળ કહું કોડે;
સુણી શંભુનાં વેણ, ઉમા હર્ષે કરજોડે;
શિવ પદપંકજગ્રહિ ફરિફરી, જોડિ પાણપંકજ સતી;
બોલી સુવેણ રસપ્રેમનાં, ઉમયા અતી ઉમંગતી. ૬

### ચોપાઈ ત્રિતાળની.

ચંદ્રકિર્ણસમી સુણો વાણી,
કૃપાનાથ હું મન હરખાણી;
મટયો મોહ શર્દાતપ[61] ભારે,
પડું પાય હું નાથ તમારે. ૧
મનસંશય સહુ તમે હરિયો,
મારો જન્મ કૃતારથ કરિયો;
પડી જાણ મને જગતાત,
રામસ્વરૂપ તણી ભલિભાત. ૨
ગયો આપ કૃપા એ વિષાદ,
સુખી થૈ પ્રભુચરણપ્રસાદ;
જડનારી છું હુજીએ અજાણી,
પણ નાથ મને દાસી જાણી. ૩
કહો પ્રથમ પુછયું તે વિચારી,
મારાપર હોજો પ્રસન્ન પુરારી;
રામબ્રહ્મ ચિન્મય[62] અવિનાશી,
સર્વરહિત સહુ ઉરપુરવાસી. ૪
નરદેહ ધરી કોણહેતૂ,
મને સમજાવી કહો વૃષકેતૂ;
સુણી પરમ વિનિત સતિ વચનો,
ભાવ વાધ્યો સતીપર ભવનો. ૫
દીઠી રામકથાપર પ્રીતી,
વળી વિમળ હૃદયની પ્રતીતી;
ઉરહર્ષ પામ્યા હર ત્યારે,
સ્હેજ શંભુછે સુજ્ઞ સંસારે. ૬
બહુભાંતિ ઉમાને વખાણી,
વધા શંકર નિર્મળ વાણી;
સુણ શૈલકુમારી ભવાની,
રૂડી રામકથા મોક્ષદાની. ૭
માનસરોવર રામચરિત્ર,
સુણ્યે પાપિપણ થાએ પવિત્ર;
કહ્યુંભાવે ભૃશુંડિએ[63] વખાણી,
સુણ્યુ ગરૂડે આદરમન આણી. ૮
તે સંવાદ ઉદાર અપાર,
કહિશું આગળ કરિ વિસ્તાર;
સુણ રામતણો અવતાર,
સગુણમૂર્તિ જે રહિત વિકાર. ૯
જેનું ચરિત્ર સદા નિષ્પાપ,
મટે સુણતાં આ ભવ પરિતાપ;
ગુણનામછે પ્રભુનાં અપાર,
કથારૂપઅગણિત સંસાર. ૧૦
હું કહુછું મુજમતિ અનુસારે,
સુણો સાદર સતિ સુવિચારે;
હરિચરિત્ર પવિત્ર સોહાએ,
અતિવિશદ નિગમાગમ ગાએ. ૧૧
હરિજન્મનો હેતુ જે હોય,
કહ્યો જાય ન નિશ્ચય સોય;
મન વાણી બુધ્ધિથીરામ,
છે અતકર્ય સદા ગુણધામ. ૧૨
સુણો સતિ મત એવો અમારો,
કોઈ સુકૃતી જન જાણનારો;

---

૫૬ બાળે. ૫૭ ધ્યાન. ૫૮ મોહરૂપી નઠારાબંધનથી. ૫૯ નઠારા વિચાર. ૬૦ વિશ્વાસ. ૬૧ શર્દરૂતુનોતાપ.

૬૨ ચૈતન્યમય. ૬૩ એનામનાઋષી.

તોપણ મુનિસંત વેદપુરાણ,
જે કંઇ કીધું સ્વમતિ પરમાણ. ૧૩
તેવું તુજને હે સુમુખી ભવાની,
સંભળાવું તે લેજે માની;
રામજન્મ કારણની મુજને,
પડે સમજણ તે કહુ તુજને. ૧૪
થાય જ્યારે જ્યારે ધર્મહાની,
વાધે અસુર અધમ અભિમાની;
કરે અનીતિ જાય ન વરણી,
પિડે વિપ્ર ધેનુ સુર ધરણી. ૧૫
ધરે વિવિધ દેહ ત્યારે ત્યારે,
પ્રભુ ભૂમિનો ભાર ઉતારે;
હરે સજ્જન દુઃખ પ્રભુસુર,
ટાળી અવની થકી સૌઅસુર. ૧૬
મારી દૈત્યનાં કુળને દયાળ,
થાપે દેવોને લૈ સંભાળ;
વેદમાર્ગ રૂડિરિતે રખાવે,
યશ વિશદ વિશ્વ પ્રસગાવે. ૧૭
રામજન્મનો એ રૂડો હેતૂ,
સુણ ઉમયા કહે વૃષકેતૂ;
યશગાઇ તે ધ્યાન ધરેછે,
ભવસાગર ભકતો તરેછે. ૧૮
જનહિત પ્રભુ નરદેહધારે,
સુરપીડા પ્રભુ સૌ નિવારે;
હેતુ રામજન્મના અનેક,
છે વિચિત્ર એકથી એક. ૧૯
કહું એક બે જન્મ વખાણી,
સાવધાન[64] થૈ સુણ સતિ શહાણી;
દ્વારપાળ બે હરિના વ્હાલા,
જયવિજય મહા મતિવાળા. ૨૦
સુરનાગ કિન્નર તેને જાણે,
વળી રૂપ ગુણ તેનાં વખાણે;
વિપ્રશાપથી બંને ભાઇ,
તજી વૈકુંઠપુરિ સુખદાઇ. ૨૧
તામસ દેહ અસુરની પામી,
આવ્યા અવની ઉપર બળધામી;
હિરણકશ્યપને હિરણાક્ષ,
જકત વિદિત અસુરઅધ્યક્ષ[65]. ૨૨

૬૪ હુશિયાર. ૬૫ દૈત્યોમાં મુખ્ય.

સુરપતિ મદમોચન એવા,
વળી વિજયીને રણધીર તેવા;
જાણે જકત સકળ બળવાન,
મુકાવ્યાં સુરાસુરનાં[66] માન. ૨૩
અવનિપર માંડ્યો અતિશે અધર્મ,
વિપ્ર સુર પિડાપામ્યા પરમ;
ધરીદેહ વરાહની[67] રામે,
એકને તો રોળયો સંગ્રામે. ૨૪
થઇ નરહરીરૂપે[68] દયાળ,
ફરી બીજાનો આણ્યોકાળ;
નિજભકત પ્રલ્હાદ ઉગાર્યો,
તેનો સુયશ વિશ્વ વિસ્તાર્યો. ૨૫
થયા જે તે અસુર ધીરવીર,
મહા દારૂણાસુરી શરીર;
કુંભકર્ણ રાવણ બે સુભટ,
સુરવિજયીને સુરસંકટ. ૨૬
ત્રણ જન્મસુધી વિપ્રશાપ,
માર્યા હરિએ પણ ઉધર્યા ન આપ;
એકવાર તેમને કાજે,
ધર્યું તનજનહિત રઘુરાજે. ૨૭
ત્યાં કશ્યપ અદિતિ પિતામાત,
દશરથને કૌશલ્યા વિખ્યાત;
એક કલ્પનો એવી રીતે,
જન્મ પ્રભુનો સ્વજનની પ્રીતે. ૨૮
કીધાં પવિત્ર ચરિત્ર સંસારે,
એક કલ્પના એ અવતારે;
સુણો કહુ છું બીજો અવતાર,
લીલા રામની અપરંપાર. ૨૯
એક કલ્પે દીનદયાળા,
દીઠા દેવને અધિક દુખાળા;
જળંધરથી[69] જુધ્ધે સહુ હાર્યા,
તેણે સર્વના ગર્વ ઉતાર્યા. ૩૦
કર્યો સંગ્રામ શિવેઅપાર,
મરે તોય ન રણઝૂંઝાર;
જળંધર દૈત્યઅતિ બળધામ,
શિવ થાકયા કરી સંગ્રામ. ૩૧

૬૬ દેવ તથા દૈત્ય. ૬૭ ભુંડ. ડુક્કર. સુવર.
૬૮ અડધુ. મનુષ્યનું શરીરને અડધુ સિંહનું શરીર.
૬૯ એનામનોદૈત્ય. ૭૦ માહાદેવ.

મહાપરમ સતી દૈત્યનારી;
તે બળે છતી ન શકે પુરારી;
સતિ મહિમા જુઓ સૌવિચારી,
ધન્ય જક્ત પતિવૃત નારી. ૩૨

દોહરા.

છળકરિ દૈત્યનિ નારિથી, ટાળ્યુ વૃત્ત તતખેવ,
પ્રભુએ સુરકારજ કર્યું, દિલ હરખ્યા સહુ દેવ. ૧
દૈત્ય જળંધર યુધ્ધમાં, રોળયો મ્હારણધીર,
મર્મ જુવતિએ જાણિયો, પજ્યો સ્વામિ સુરવીર. ૨
દિધો કોપ કરિ શાપ તવ, પ્રભુને ત્યાં તેવાર,
જુવતિ જળંધરની સતી, પતિમો ગયે અધાર. ૩
શાપ પ્રભુએ તેતણો, કીધો અંગીકાર,
કૌતકનિધી કૃપાળ હરિ, સેવકને સુખકાર. ૪
તેહ જળંધર જન્મિયો, રાવણ મ્હાબળવાન,
રણમાં તેને રોળિઓ, જન્મિરામ ભગવાન. ૫
એક જન્મનો હેતુ એ, નરતન ધરિયું રામ,
રામકથા પ્રતિજન્મની, ઘણિ વરણે કવિ આમ. ૬
એકવાર રૂખિનારદે, પ્રભુને દીધો શાપ,
એક કલ્પ એ કારણે, અવતરિયા પ્રભુ આપ. ૭
સુણીવાણિ શિવની શિવા, ચકિત થઈ ચિતમાંય,
વિષ્ણુભક્ત નારદમુની, જ્ઞાની ગુણી ગણાય. ૮
કોણકારણે મુનિજને, દિધોકોપ કરિ શાપ,
શ્રીપતિએ અપરાધ શો, કિધોનાથ કહો આપ. ૯
એહપ્રસંગ અનંગઅરિ[1], અમને કહો કૃપાળ,
અતિ અચરજ લાગેમને, મુનિમન મોહ કરાળ. ૧૦
વચનસુણી ઉમયાતણું, હસિ બોલ્યા હરરાય,
સાંભળ કારણ કહુ તને, જેથી સંશય જાય. ૧૧
જ્ઞાનિ મૂઢ ગણવો નહીં, ભાવીવશ સંસાર,
એ આગળ સહુ આંધળાં, કાં જ્ઞાનિકાં ગુમાર. ૧૨
કરે જેવું જવ જેહને, રઘુપતિ કૌશલરાય,
તેક્ષણ તેવૂં તેહને, થવાનું જે તે થાય. ૧૩
ભરદ્વાજ સાદર સુણો, કહૂ રામગુણગાથ,
મોહ માન મદ તજીઁ ભજો, ભવભંજન રઘુનાથ. ૧૪
ગુફા એક હિમગિરિતણી, અતિ પાવનિ રૂખિરાય.
વહે સમિપ સોહામણી, ગંગાસરિત સદાય. ૧૫
દેખિ પાવનાશ્રમ[2] પરમ, નારદ નિજ મનમાંય,
બહુહરખી બેઠામુની, તપકરવાને ત્યાંય. ૧૬

ગિરિવર વન અતિ રમ્યછે[3]; વળી વિશેષ વિભાગ,
નિરખી મુનિમન ઊપન્યો, શ્રીપતિપદ અનુરાગ. ૧૭
શ્રીપતિ કેરા સ્મરણથી, શાપગતી મુનિકેરિ;
ટળીતરત તેણેસમે, પ્રભુપદપ્રીત ઘણેરિ. ૧૮
નિર્મળમન નારદમુની, સમાધિ લાગી સ્હેજ,
કાન્તિ દિસે કોડામણી, તર્તિખ તપને તેજ. ૧૯
દેખિ ઉગ્રતપ મુનિતણૂં, ડરપામ્યો સુરરાય,
ઇચ્છે ઇંદ્રાસન મુની, કષ્ટવેઠિ નિજકાય. ૨૦
બોલાવ્યો રતિનાથને[4], સારૂ કિધૂં સન્માન,
સ્હાય સહિત ઝટ સંચરો, માગે સુરપતિ માન. ૨૧
ઉરહરૈખ્યો અતિ રતિપતિ, ચાલ્યો સહિત સહાય,
જુઓ ઇંદ્ર મનત્રાસ અતિ, મુનિ ઇંદ્રાસન ચ્હાય. ૨૨
જેકામી જગ લાલચૂ, કુટિલ કાગડા જેમ,
ડરે સર્વથી તે દિલે, ચાહ્ય ચિંતે નિજક્ષેમ. ૨૩
ભાગે લૈ સુકુહાડ[5] સઠ, શ્વાન[6] નિરખિ મૃગરાજ[7].
પડાવિ લેશે જાણિજડ, ત્યમ સુરપતિ હિણલાજ. ૨૪

હરિગીતછંદ.

તે આશ્રમે પોચ્યો મદનજવ, ઇંદ્રિકાર્ય સુધારવા,
નિર્મ્યો વસંત સુહાગિયો ઝટ, મુનિસમાધિ ઉતારવા;
પૂષ્પે વિવિધતરૂ લચિરહ્યાંબહુ, શોભિતાં અનુપમ દિસે,
કોકિલ સુકંઠી કુંજતી અલિ, ગુંજતા તે વનવિષે. ૧
ચાલી પવનની લ્હેર ત્રિવિધી, મંદ શીતળ સુગંધિની,
કામાગ્નિ જેહ વધારનારી, ધિમિધિમી ઊઠે ધ્વની;
રંભાદિ દેવત્રિયા નવિનતે, રૂપકળા ભાજન ભરી,
વળિ કામબાણકળા નિપુણિની, મોહધામનિ મત્સરી. ૨
કરતી મધુર કલગાન રંભા, નૃત્ય કરિ પગચાળતી,
અન્યોન્ય વિવિધ ક્રિડા કરીકર, ફુલદડા ઊછાળતી;
દેખી સહાય અનૂપ રતિપતિ, હર્ષિયો નિજઅંતરે,
વળિ વિવિધ ભાંતિ પ્રપંચકરતો, મનઉમંગ મદનભરે. ૩
વ્યાપી ન કામતણી કળા કશિ, મુનિ મહામનજીતછે,
નિજભયથિ ડરિઓ કામપાપી, જેનું બળ જગઅમિતછે;
તેને શું લવ[8] ચાંપી શકે કો, જક્તના જંજાળમાં,
રખવાળ શ્રીપતિ જેતણોછે, અહનિશાં ત્રણ કાળમાં. ૪
નિજસ્હાય સહિત સભીતઅતિમન, માનિ હાર મદનત્યહાં,
મુનિવર ચરણ લાગ્યો જઇ ઝટ, સમાધિસ્થ મુની જ્યહાં;

૧ માહાદેવ. ૨ પવિત્રઆશ્રમ.

૩ રમણિક. ૪ કામદેવને. ૫ હાડકુ. ૬ કુતરૂ. ૭ સિંહ. ૮ લગાર.

અતિ આર્તવાણુ પવિત્ર કહિકહિં, મુનિપગે જઇ લાગતો,
અપરાધ નાથ ક્ષમા કરો મમ, મુખથકી એ માગતો. ૫
અપરાધિ એ અપરાધ કહિનિજ, માગિ મુનિપાસે ક્ષમા,
નહિં રોષનારદ મનવિષે કંઇ, લાગિયો સુણ હે ઉમા;
સંતોખિયો પ્રિયવચન કહિને, નારદ ત્યાં કામને,
પદલાગિ ચાલ્યો પામિ આજ્ઞા, મદન મુકિ તે ઠામને. ૬
નિજસાહ્યતા લઇ સાથ ચાલ્યો, સુરપતીનિ સભાવિષે,
મુનિની સુશીળતા કરણિ નિજની, વરણિ કહિત્યાં એમિષે;
સુણિ સર્વમન આશ્ચર્ય પામ્યા, સુર સુરેંદ્ર સભાઅતી,
મુનિને વખાણી શિશ નમાવ્યૂં, હરિચરણ નિર્મળમતી. ૭
નારદ ગયા ત્યાંથી સુણો મુનિ, શંભૂપાસે તેસમે,
જીત્યો મદન મન અહમતી[૯] અતિ; જેહ જગત બધૂ દમે;
સહુકામકેરૂ ચરિત્ર વરણ્યૂં, ફુલિફુલી રૂષિનારદે,
અતિ જાણિ પ્રિય શિવદે શિખામણ, હેરૂષી ધરજો રૂદે.૮
વિનવૂ હું વારંવાર તમને, હિત ચહી ચિત્તે અતી,
જ્યમ સંભળાવી આ કથા અહિં, મુજકને સો કરિ છતી;
ત્યમ વિષ્ણુપાસે જઇતિમે કદિ, છતિ કરી ન સુણાવજો,
ચાલે પ્રસંગ કદાપી તોપણ, છેકવાત છુપાવજો. ૯
હિતધારિ દિધિ શિખ શંભુએ પણ, મુનિતણે મન નવગમે,
ભાવીપ્રબળવશ જકત સરવે, ભરદ્વાજ સુણોતમે;
નિર્માણ જેહ કિધેલું રામે, ચાહ્ય તે પછિ હોયના,
પણ અન્યથા[૧૦] કરનાર તે કહિ; જકત એવો કોયના.૧૦
ભાવ્યાં ન મુનિમન શિવવચનંતવ, બ્રહ્મલોક સિધાવિયા,
વિધિપાસ પણ વરણી કથા સહુ, હૂંપદે હરખાવિયા;
વીણાધરી કર એક સમયે, ગાવતા હરિયશ મુખે,
મુનિનાથ નારદ ક્ષીરસાગર, સંચર્યા કહેવા સુખે. ૧૧
જ્યાં શ્રીસહિત શ્રીપતિ વસે ત્યાં, દેખિ દુરથી આવતા,
ઉઠિને મળ્યા શ્રીનાથ મુનિને, સ્નેહ અધિક જણાવતા;
બેઠા સુઆસન રૂષિસહિત પ્રભુ, મુનિપ્રતે વાયકવદે,
મુનિનાથ બહુ દિવસે દયાકરિ, કહ્યું પછી ત્યાં નારદે. ૧૨
રાખ્યાહતા વારીશિવે મુનિ, હિત ચહીચિત્તે અતી,
પણ તોય કામચરિત્રની સહુ, વાતને કરિ ત્યાં છતી;
છે અતિ પ્રબળ રઘુનંદમાયા, જકતકો એવો જણ્યો,
જે મોહહિણ થૈજન્મભરજે, વનવસી મદગદ[૧૧]હણ્યો.૧૩
કરિ મુખઉદાસિ કહેવચન મૃદુ, જકતતાત રમાપતી,
હેમુનિ તમારા સ્મરણથી જ્યાં, મટે મોહ મદનમતી;
તો તમ સમિપ શો આશરો એ, કામ તમને શું કરે,
જેણે બિજાવ્યા નાગકાળિ શું, દંડકાથી તે ડરે. ૧૪
મનમોહ તેને હોય મુનિજી, સાંભળો સાચૂ કહૂં,
વૈરાગ જ્ઞાન ઉરેન જેને, દીન તે જાણી લહૂં;
બ્રહ્મચર્ય વ્રત રત મતિ ધિરાશૂં, કામ તમને કરિ શકે,
જે હોય અજ્ઞ અભાગિ જનતે, કામ વશ જગ ભાટકે. ૧૫
મૃદુ ગૂઢ સુણિ વિષ્ણૂ વચન મુનિ, સહિતગર્વે ઊચર્યા,
ભગવાન એસો તમ કૃપાએ, [૧૨]મારમારથી ઊગર્યા;
જોયૂ વિચારિ કૃપાળુએ મન, પ્રબળ માયા મુજતણી,
ઉર ગર્વતરૂ ભારી મુનીમન, અહમતિ મુળિ પાપણી. ૧૬
વેગે ઉપાડી નાખિદેશ હું, એહ અહમતિ ઝાડને,
હિતકારિ સેવકને સતતછે, "પણ" અમારૂ શુધ મને;
મુનિહિત તથા કૌતક થશે મમ, ઉર વિચારે શ્રીપતી;
કરવો અવશ્ય[૧૩] ઉપાય તે ઝટ, મુનિ તણી ઠગાશે વૃતી ૧૭
હરિચરણપંકજ નામિ શિશમુનિ, હૃદય અતિફૂંપદ ધરી,
ચાલ્યા ત્યહાંથી ચોપ કરિ તવ, પ્રેરિ નિજ માયા હરી;
તે કઠણ કરણી વરણિ કહુ છૂં, સાંભળો રૂષિ સ્નેહથી.
નિજ ભકત હિતકારક રમાપતિ, અન્ય એ સમ કોનથી-૧૮

તમે આળન કરશો એવડી અલબેલાજી. "એરાગ"

કરણિ સુણો વરણી કહૂ, રૂષિ ધ્યાનં ધરી;
હિત સેવક "પણ" હરિનૂં લહૂ, એ વાતખરી. ૧
પુર રચ્યૂ પંથમાં એક, સત જોજનભરમાં;
શું વૈકુંઠ શોભા છેક, આણી તે પુરમાં. ૨
શ્રી નિવાસ પુરથી અધિક, નૌતમ રચના;
છે ઠામો ઠામે ઠીક, ઘર કોટીધ્વજનાં. ૩
રહે સુનગર નિવાસિ, સુંદર નરનારી;
જાણે રતિ કામ વિલાસિ, તર્તિખ તન ધારી. ૪
તેહ નગરમાંહે વસે, શિળનિધિ રાજા;
રૂડિ રૈયત નીતિ ધર્મે ધસે, માને આગ્ના. ૫
અગણિત અશ્વ અનૂપ, સૈન્યા ચતુરંગી;
મહા ભાગ્યશાળિતે ભૂપ, ગજછે ઘનરંગી. ૬
વૈભવ તથા વિલાસ, સો સુરરાય સમો;
તે રૂપ બળ તેજ નિવાસ, સુણો રૂષિરાય તમો. ૭
વિશ્વમોહિની તેનિ, કોડામણિ કુંવરી;
છે શ્રી વિમોહ છબિજેનિ, નિરખ્યે નેનભરી. ૮
માયા સહુહરિ કેરિ, ગુણ ખાણી ગોરી;
તે વરણિ શકે શું ઘણેરિ, શોભા કવિ જોડી. ૯

૯ અભિમાન. ૧૦ વૃથા. ફોકટ. મિથ્યા.
૧૧ મદરૂપી રોગ.
૧૨ કામદેવ. ૧૩ જરૂર.

કરે સ્વયંવર રાય, તે કુંવરીકેરો ;
ત્યાં આવ્યા અગણિત રાય, ફરેછે ઢંઢેરો. ૧૦
તેહ નગરનિ નજીક, નારદ મુનિ આવ્યા ;
જે કામરહિત રૂષિ ઠીક, જગ મનજીત કાવ્યા. ૧૧
પુછયું પાદરમાં આવિ, નગ્રનિવાસીને ;
કહ્યું સરવે શુધ સમજાવિ, બ્રહ્મ તપાસીને. ૧૨
સુણિ સહુ ચરિત્ર રસાળ, ભૂપ ભવન આવ્યા ;
કરિ પુજા મુનિનિ મહિપાળ, આસનપર લાવ્યા. ૧૩
બેઠા ત્યાં મુનિ દેવ, હર્ષહૃદય આણી ;
શુભ કરિ મહિપાળે સેવ, જાણિ વિણાપાણી. ૧૪
દેખાડી મુનિનાથને, નિજ રાજસુતા ;
કરિ સંપુટ નિજ યુગહાથને, રૂપ અદભૂતા. ૧૫
કહો નાથ ગુણ દોષ, હૃદય વિચારકરી ;
હું સુણિ પામુ સંતોષ, કાલી મુજ કુંવરી. ૧૬

રાગ ઓખાહરની ઢાળનો.

દેખિ રૂપ કુંવરી તણું ત્યાં, મુની વિરતિ વિસારિને,
એકટગ ઘણિવાર જોતા, રૂપ ધારિ ધારિને ;
લલિત લક્ષણ જોઈ તેનાં, ભુલાયા મુનિ ભાવમાં,
હૃદય હરખ્યા પણ ન કીધાં, પ્રગટ લક્ષણ લાવમાં. ૧
વિચારેછે વિણાપાણી, ધન્ય કુખ જનની તણી ;
જે પેટ પ્રસવી પુત્રિ આવી, સર્વ રૂપ શિરોમણી ;
વરનાર આનો અમર થાશે, સેવ્ય[14] સકળ ચરાચરે,
શકે નહિં જીતિ કોઇ એને, રણાંગણમહિ[15] ખરે. ૨
વરે શિલનિધિ પૂત્રિ જેને, સુલક્ષણિ જોબન લતા ;
ધન્ય નર દેવાંશી[16] તેના, ભાગ્યમાં કશિ ન્યૂનતા[17].
લક્ષણો તે નારદ સહુ, વિચારી રાખ્યાં રૂદે.
બનાવી કંઇ ભૂપ પ્રત્યે, નવાં લક્ષણ રૂષિ વદે. ૩
છે સુતા તમ સુલક્ષણિ અતિ, પતિવ્રતા કુળપાવની ;
એવું કહિ ચાલ્યા રૂષીમત, શોચ વિવ્હળ મતિ બની;
કરિએ જઇ તે શ્રમ વિચારી, વરે જયમ ત્યમ એ મને,
રાજકુંવરિ સુલક્ષણી એ, કામ કેવિ રિતે બને. ૪
થાયના આ કાળ જપ તપ, વાર તેમાં લાગે ;
ફળતાં પ્રથમ કુંવરી કદાપી, અન્યપર અનુરાગે ;
હે વિધી એ રાજકંન્યા, વરે કોણ ઉપાએ,
ગૃહસ્થાશ્રમી થાવા મુનીજી, આકુળ વ્યાકુળ થાએ. ૫
કાન્તિ પરમ વિશાળરૂપતે, જોઇએ આ અવસરે,
જોઇ જે રિઝ પામિ કુંવરી, કંઠ જયમાળા ધરે ;
હરિપાસ જઉં જે માગવાને, સ્વરૂપ સુંદરતા અતી,
થાય જાતાં વાર મુજને, પ્રબળ નહિ મારી રતી. ૬
હિતકાર હરિનિ સમાન કોઇ, અન્ય નહિ જગમારે,
આ સમે કમળાપતી તે, સદ્ય ચહડશે વ્હારે ;
એવું વિચારી વિનતિ કીધી,ધ્યાન હૃદયે ધારી,
હે રમાપતિ આર્તબંધૂ, સુદ્ધ લેજો મારી. ૭
કૃપાબ્ધિ કૌતકિ શ્રીપતી ત્યાં, અકસ્માત પ્રગટ થયા,
પ્રભુને વિલોકી મુનિ નયન; શીતળ થયાં જોઇ કરી દયા ;
સહુ કામ મારૂં થશે હવે ઝટ, રાજકન્યા પામશૂં,
ભટકતા ફરિએ ભુવનમાં, ઠામ વાળિ વિરામશૂં, ૮

છપા.

સુણાવિ દુખની વાત, કહે નારદ દીન વચને;
કરો કૃપા પ્રભુ આજ, સ્હાય થઇ નિજ શેવકને ;
આપો પ્રભુ તમતણૂં, રૂપ અનુપમ રઢિયાળૂં ;
પામું રાજ્યકન્યાય, તર્તે દુખ તેથી ટાળૂં ;
નહિ પામું અન્ય રિતથી કદી,રાજ કુંવરિ કોડામણી :
ભુરિભાગ્યવાન[18] કર મેળવી, લલના લલિત સુલક્ષણી. ૧
જન્મ્યા ત્યાંથી જુઓ, વિનાવિનતા રડવડિએ ;
બ્રહ્મચર્ય વ્રત પાળયું, નાથ તે તો તમવડિએ ;
જે પ્રકાર હિત થાય, હવે તો નાથ અમારૂં ;
વેગે કરો ઉપાય, તેહ પડયું કામ તમારૂં;
નિજમાયા બળદેખી અતી, દીનવત્સળ હૈડે હસ્યા,
મુનિ કામજીતનેપણ જુઓ, માયા નાગણિએ ડસ્યા. ૨
વીણાપાણી સુણો, પરમ હિત થશે તમારૂં ;
તેહ કરશું અમતર્ત, વૃથા નહિ વચન અમારૂં;
કુપથ્ય[19] માગે અંન, રોગિજન વ્યાકુળ દેહે ;
વૈદ્યન દે તેહને, સુણો મુનિયોગી સ્નેહે ;
મુનિ એવિ રિતે મેં તમતણું, ઠરાવ્યુંછે હિત ચિત ધરી ;
કહિ એમ ક્ષેમ રૂષિનૂં ચહી, અંતરધ્યાન થયા હરી. ૩
માયા વશ મુનિરાય, થયા મન મૂઢ અતીશે ;
ગિરા[20] ન સમજ્યા ગૂઢ, કહી ત્યાં જે જગદીશે;
ગયા તરત રૂષિરાય, સ્વયંવર ભુમિ જ્યાં શોભે ;
દિવ્ય રૂપગુણધામ, રાજ કન્યાના લોભે ;
સહુ આપ આપના આસને, બેઠા છે નૃપતી બહૂ ;
કરિ બેશ બનાવ સુવેષધરિ, સહિત સમાજ શું ગણિ કહૂ. ૪

૧૪ પુજવા લાયક. ૧૫ જુદ્ધભૂમિ. ૧૬ દેવનો જેમાં અંશછે એવો. ૧૭ ઓછાપણુ

૧૮ મહા ભાગ્યવાન. ૧૯ રોગી માણસને જેખાવા યોગ્ય નહિતે. ૨૦ વાણી.

મુનિમનમાં મલકાય, રૂપપર અતિશે ફુલિને;
હવે મને તજી કુંવરિ, વરે ન બિજાને ભુલિને;
મુનિ હિતના કારણે, કૃપાનિધિએ મન માપી;
દિધું છે અધિક કરૂપ, વખાણ્યું ન જાય કદાપી;
જાણ્યૂં ન વિચિત્ર ચરિત્ર તે, કૃપાનિધિનું કોઇ જાણે;
શિરનામ્યુ જાણિ નારદ મુની, સર્વ ભુપાળે તેક્ષણે. ૫
રચ્યો સ્વયંવર જ્યાંહ, શીળનિધિ કુંવરીકેરો,
ત્યહાં રૂદ્રગણ બેય, હતા લેતા રૂષિ હેરો;
તે જાણે સહુ ભેદ, ફરે જોતા દ્વિજ વેષે;
પરમ કૌતકી બેય, બીક મનમાં નહિં લેશે;
મુનિ બેઠા જેહ સમાજમાં, હ્રુદય રૂપ અભિમાન છે;
ત્યાં જૈ બેઠા શિવગણ ઉભય, વિપ્ર વેષ ગતિ કો પ્રિછે. ૬
કરે હાંસિ ગણ બેય, વિણાપાણિને સુણાવે,
વાહ દયાળે દીધ, સરસ સુંદરતા ભાવે;
રિઝશે રાજકુમારિ, દેખિ છબિ હરિસુંદરતા,
વરશે જાણી વિષ્ણુ, સથ સૌ નૃપ ગણિ નરતા;
મુનિને જુઓ મનમોહ આ, ઉભય એમ છાના હસે;
મર્કટસ્વરૂપ નારદ તણૂં, દેખી ગણ આઘા ખસે. ૭
અટપટિ વાણી એહ,. સુણે નારદ નિજ શ્રવણે;
સમજ પડે નહિ કાંય, મોહ મતિકેરા ભ્રમણે;
તે ચરિત્ર કોઇએ, જાણ્યું નહિ કાંઈ સભાએ;
સ્વરૂપ તેહ રૂષિ તણૂં, દીઠું ત્યાં નૃપ કન્યાએ;
મુખ મર્કટ દેહ ભયંકરી, દેખી છબિ ગજગામની;
ઉર ક્રોધ વ્યાપિઓ દેખતાં, રાજકુંવરિ રૂપદામની. ૮
સખિને લેઇ સંગ, કુંવરિ નિજ દૃગ [21] ફેરવતી,
ચાલી ચતુરાં ચટટ, હંસગતિએ ડગ ભરતી;
જોતિ ફરતિ નૃપ સર્વ, ગર્વ જોબનના જોરે;
કરપંકજ જયમાળ, ગૂણવંતી તન ગોરે;
મુનિ બેઠા જે દિશિગમ ફુલી, રૂપ ગર્વતા મન ઘણી;
નવજોયૂં રાજકુમારિએ, ભુલિને પણ તે દિશિ ભણી. ૯
મુનિ તો વારંવાર, ઉચા નીચા થઈ ન્યાળે,
અતિ અંતર અકળાય, ભૂપ કન્યાભણિ ભાળે,
થયો જોઇ સનિપાત, હસે હરગણ નારદને;
સુંદર વરનું સ્વરૂપ, વાળિ લિક વરૂવા વદને;
ધરિ નૃપ તન હરિત્યાં પ્રથમથી, ગયા હતા મંડપવિષે;
જયમાળ કુંવરિએ તેમને, મેલી મહા મગન દિસે. ૧૦

૨૧ નજર દૃષ્ટી.

### દોહરા.

તે કન્યા ત્રિભુવનપતી, ગયા લેઇ શ્રી નિવાસ;
દેખિ સ્વયંવર સ્થળ વિષે, નૃપ સહુ થયા નિરાશ. ૧
વિકળ થયા અતિ મન મુની, નાઠિ મોહ મતિ મૂઢ;
મણિ છુટિ પટિ જયમ ગાંઠથી, અતિશે બન્યા અરૂઢ.૨
હસિ બોલ્યા તવ શંભુ ગણ, હે નારદ મુનિરાય;
દરપણમાં જઇ મુખ જુઓ, પછિ કન્યા પરણાય. ૩
કહિ એવૂં ભયભીત થૈ, શિઘ્રે [22] ગણ્યા છપાંચ[23].
હરગણ રહ્યા ન હાકલ્યે, ચડવા મુનિની ચાંચ. ૪
જોયુ વદન જઇ જળ વિષે, દીઠૂં મર્કટ રૂપ;
ક્રોધ ચડ્યો કાયા વિષે, ખિજવાયા મુનિભૂપ. ૫
દિધો શાપ ત્યાં તેમને, ક્રોધ કરી રૂષિરાય;
કપટી પાપી બેય તમ, ધરો નિશાચર[24] કાય. ૬
ફળલ્યો મને હસ્યા તણૂં, પામો અતિ પરિતાપ;
વળિ હસજો મુનિ કોઇને, પૂરણ મળશે પાપ. ૭
ફરિ જળમાં જૈ જોયું જવ, પામ્યા રૂષિ નિજ રૂપ;
તોપણ મન સંતોષ નહિં, ભુલવાયા મુનિ ભૂપ ૮
અધર અધિક ફફડાવતા, મનમાં કોપ નમાય;
સત્વર ત્યાંથી સંચર્યા, શ્રીપતિ પાસે જાય. ૯
શાપ દેઉ કાંજઇ મરૂં, ફોડૂ કુટી કપાળ;
કરાવિયો ઉપહાસ જગ, વિશેષ જાણવી વ્હાલ. ૧૦
જાતાં મળિઆ જગપતી, મુનિને મારગ માંય;
સંગ તેજ ભુપ કુંવરિ છે, રમા વળી સુખછાંય. ૧૧
મધૂર વચને મુનિ પ્રતે, બોલ્યા શ્રી દનુજારિ[25];
કયહાં જશો મુનિનાથ તમ, વિકળ વેષ તન ધારિ. ૧૨
સુણતાં વચન પ્રભૂતણાં, ઉપજ્યો મન અતિ ક્રોધ;
માયાવશ મન નવરહ્યો, બહુધા કાંઈ બોધ. ૧૩

દૂરથકી દીઠી દીકરી, મેતે મન સમર્થા શ્રીહરી
"બેગાગ" તથા ચોપાઈનો રાગ.

વદે વિણાપાણી ધરી રોષ,
દૈયે શું શું હરિ તમને દોષ;
પરસંપદા ન દેખી શકો,
આપ પરાયુ ન તમ ઓળખો. ૧
કપટ અરીશ્યા[26] તમને ઘણી,
રૂષિ નારદ બોલે બસ્ છણી;

૨૨ ઉતાવળા. ૨૩ અગિયારા ગણવા અથવા નાશી જવું એ અર્થે. ૨૪ રાક્ષસ. ૨૫ દૈત્યોના વેરી. ૨૬ અદેખાઈ.

સિંધૂ મથતાં હે શ્રીહરી,
ભોળાને ભરમાવી કરી. ૨
કરાવ્યું સુરો[27] પ્રેરિ[28] વિષપાન,
શિવ શંકર ભોળા ભગવાન;
મદિરા દિધિ અસુરોને તમે,
શંકરને વિષ દઇ તે સમે. ૩
પોતે લિધાં રમા મણી[29] શ્રેષ્ઠ,
કોણ જગત તમસરખો નેષ્ઠ;
સ્વારથ સાધક કુટિલ અપાર,
સદા કપટ સાથે વ્યવહાર. ૪
પરમ સ્વતંતર શિર નહિકોય;
જે મનભાવ્યૂં કરતા સોય;
ભલા મનુષ્યનું ભૂંડૂ કરો,
ભુંડા મનુષ્યનું ભલુ આદરો. ૫
ધોખો મન તેનો નવ ધરો,
જ્યાં ત્યાં ભંડ તમારૂં ભરો;
વિસ્મય હર્ષ નહીં મનમાંય,
ફોગટ દૂભ્યા અમને કાંય. ૬
ભુલવિ ભુલવિ સૌને સર્વથી,
ભરમાવો ભય ધરતા નથી;
સદા અશંક ન કોની બીક,
મનમાંહિ ઉત્સાહ અધીક. ૭
બાધ્ય ન કર્મ શુભાશુભ તણો,
મત્સર તેથી મનમાં ઘણો;
મળ્યા ન માથાના હજુઁ કોઇ,
પોચૂ માર્યૂં જ્યાં ત્યાં જોઇ. ૮
સાધ્યા નહિં કોઇએ શુભ પેર,
માટે ચઢિ બેઠા થઇ મેર[30];
હવે દિધૂં ખાતર ઘર ભલે,
ચરણ આવશે ઉલટા ગળે. ૯
પોતાનૂં કર્યું ફળ પામશો,
તજોઁ ચાળા તવ વિરામશો;
મને જવન ધરિ તન છેતર્યે,
તેજ તમે તન ધરણી ધરો. ૧૦
સત્ય એહ છે મારો શાપ,
રખે જાણતા હૃદય પ્રલાપ[31];

૨૭ દેવતાઓ. ૨૮ મોકલી. ૨૯ કૌસ્તુભમણી. ૩૦ મેરૂ. ૩૧ વૃથાભાષણ.

કપિ[32] આકૃતિ કિધિ મારી પ્રાય[33],
કરશે કીશ[34] તમારિ સહાય. ૧૧
મમ અપરાધ કિધો અતિ સમે,
સ્ત્રીવિરહે દુખિ હોજો તમે;
શાપ ધરી શિશ શ્રી જગતાત,
હરખ્યા અંતરમાં સુણિ વાત. ૧૨
પ્રભુએ મુનિની વિનતી કીધ,
નિજમાયા સંકેલી લીધ.
જવ હરિમાયા દૂર નિવારિ,
નહિં ત્યાં રમા ન રાજકુમારિ. ૧૩

લાવ લાવ સખીએક કાગળ લખિએ હરિનેરે.
"એરાગ"

લિધિ સંકેલિ હરિએ વિચારી, પ્રબલ નિજમાયારે,
વિણાપાણી સહિત અસુરારી, ચરણ લપટાયારે. ૧
ત્રાહિ ત્રાહિ ત્રિભોવન બાપ, પ્રાણતપિડ હર્તારે;
સદ્ય હોશે વૃથા મમશાપ, કૃપાળૂ કર્તારે. ૨
મનઇચ્છા કહે દીન બોલિ, નારદ મુનિનેરે;
કહે કરજોડિ મુનિ મનમેલિ, સત્વર સુણિનેરે. ૩
કહ્યાં નાથને દુઃસહ વચંન, વિચાર્યૂં ન મનમાંરે;
કયમ પાપ તે થાશે નિધન, તે દુખ તનમાંરે. ૪
જપો શિવનાં જઈ સતનામ, રામ વદછેરે;
થશે હૃદય તરત વિશ્રામ, રૂદ્ર રૂદેછેરે. ૫
નહિ કોઇ પુરારિ સમાન, વ્હાલૂં મારેરે;
રખે માનતા મુનિ મન આન, ભોળે વિચારેરે. ૬
કરે જેનિ ઉપર ન કૃપાય, શિવ ત્રિપુરારીરે;
મુનિ પામેન તેહ કદાય, ભક્તિ અમારીરે. ૭
ધરિ એવું હૃદય મુનિનાથ, ભૂપર[35] વિચરેરે;
હવે નહિં આવે તમ પાસ, માયા કચરેરે. ૮

દોહરા.

બહુવિધિ પ્રબોધિને થયા, હરિ તવ અંતરધ્યાન;
સત્યલોક આવ્યા મુની, કરતા હરિગુણ ગાન. ૧
વિગત મોહમન હર્ષ અતિ, પંથ જતાં મુનિરાય;
રૂદ્રગણે દીઠા રૂડા હૃદય અધિક હરખાય. ૨
આવ્યા સભીત મુનિકને, ગ્રહિ મુનિવરના પાય;
આરતવચન સુણાવિયાં, શાપ નિવારણ થાય. ૩

૩૨ વાંદર. ૩૩ ઘણુંકરીને. ૩૪ વાંદર. ૩૫ પૃથ્વીઉપર.

વિપ્ર નહીં શિવગણ અમે, હે મુનિ જ્ઞાનિ અગાધ;
કૃપાનાથ ફળ પામિયા, કીધે તમ અપરાધ. ૪
કરો શાપ અનુગ્રહ હવે, કૃપાળ છો મુનિનાથ;
સુણી વચન નારદ કહે, શિવગણ પ્રત્યે વાત. ૫
થાઓ દૈત્ય ઉભય તમે, શાપ ન મિથ્યા થાય;
વિશાળ વૈભવ તેજ બળ, પુરો પામશો પ્રાય. ૬
જીતશો જવ તમ ભુજબળે; વિશ્વ સકળ બનિ ક્રૂર,
ધરશે તવ નરદેહ પ્રભુ, જાણો તમે જરૂર. ૭
હરિહાથે હોશે મરણ, રણાંગણે જે વાર;
મુક્ત થશો તમ બેયજણ, ફરી નહી સંસાર. ૮
શાપઅનુગ્રહ સાંભળી, મુનિપદ નામી શીશ;
ચાલ્યા શંકરગણ ઉભય, જપતા શ્રી જગદીશ. ૯
થયા દૈત્ય કાળેકરી, મહા તેજ બળધામ;
એક કલ્પ એ કારણે, લિધો જન્મ શ્રીરામ ૧૦
સુરરંજન સજ્જન સુખદ, ઉતારવા ભૂભાર;
સુણો ઉમા એ કારણે, લેછે પ્રભુ અવતાર. ૧૧
જન્મ કર્મ એવીરિતે, હરિનાં અપરંપાર;
સુંદર સુખદ[૩૬] વિચિત્ર અતિ, સમર્યે નહિ સંસાર ૧૨
કલ્પ કલ્પપ્રત્યે પ્રભુ, અવની લે અવતાર;
વિવિધ પવિત્ર ચરિત્ર કરિ, ઉતારે ભુમિભાર. ૧૩
તવ તવ મુનિઓએ મળિ, ગાઈ કથા ગુંથિ ગ્રંથ;
પરમ પવિત્ર વિચિત્ર તે, પ્રભુગુણનો નહિં અંત. ૧૪
વિવિધ પ્રસંગ વખાણિયા, અતિશય જેહ અનૂપ;
કરશે નહિં આશ્ચર્ય સુણિ, જે શાણા મતિભૂપ ૧૫
હરિ અવતાર અનંત જ્યમ, ત્યમ હરિકથા અનંત;
કહે સુણેછે ક્રોડવિધિ, શ્રુતિ શુધ મનના સંત. ૧૬
ચરિત્ર સહુ સોહામણાં, રાચંદ્રનાં જેહ;
કોટિ કલ્પલગિ હે ઉમા, જાય ન ગાયાં તેહ. ૧૭

### રાગ ઓખાહરણનો, ચોપાઈ ત્રિતાળની.

સતિ સાંભળ થૈ સાવધાન,
કહે એમ ભોળો ભગવાન;
આ પ્રસંગ કિધો મેં ભવાની,
મોહ્યા હરિમાયાએ મુનિજ્ઞાની. ૧
પ્રભુ કૌતકી દીનહિતકારી,
સેવ્યે સુલભ સકળ દુખહારી;
સુરનર મુની એવો ન કોય,
મોહ માયાવિનાનો હોય. ૨
વિચારી એવું મન સૌ તજીએ,
ભાવે માયાપતીને ભજીએ;
અન્ય કારણ શૈલકુમારી,
કથા સાંભળ કહુ વિસ્તારી. ૩
જે કારણ અજ અગુણ અનૂપ,
થયા બ્રહ્મ અયોધ્યાભૂપ;
તમે જોયા જે વન પ્રભુ ફરતા,
બંધુ સહિત મુનિવેષ ધરતા. ૪
જેનું ચરિત્ર અલૌકિક નાણી[૩૭],
સતિ શરિરે રહી ભરમાણી;
હજી છાયા[૩૮] ન મટતી તમારી,
તેના ચરિત્ર સુણો ભ્રમહારી. ૫
કરી લીલા જે તે અવતારે,
તે સહુ કહિશું મતિઅનુસારે;
સુણી ઉમયા શંકર વાણી,
સંકોચાઇ પ્રેમે મલકાણી, ૬
લાગ્યા વરણવા વૃષકેતૂ,
લિધો જન્મ અયોધ્યે જે હેતૂ;
કહુછું તે હું સૌ તમપાસ,
સુણો મુનિ મન આણી ઉલ્હાસ. ૭
કથા રામની કળિમળ હરણી,
મોક્ષદાની મંગળ કરણી;
સ્વાયંભુવ[૩૯] મનુને શતરૂપા[૪૦],
દંપતિ ધર્માચરણ અનુપા. ૮
થઈ જેમનાથી નરસૃષ્ટી,
દંપતીની સૌપર અમિ દ્રષ્ટી;
છે પવિત્ર મતિ તે બંનેની,
ગાય જશની સીમા હજી જેની. ૯
પુત્ર ઉત્તાનપાદ છે તેનો,
થયો સુત ધ્રુવ હરિજન જેનો;
તેનો લઘુ સુત પ્રિયવ્રત નામ,
વખાણેછે વેદ ગુણગ્રામ. ૧૦
દેવહુતિ સ્વયંભુવની કુમારી,
તે રૂષી કર્દમ કેરી નારી;
આદિદેવ પ્રભુ દીનદયાળ,
જેને ઉદર કપિલ કૃપાળ. ૧૧

૩૬ સુખ દેનારા.

૩૭ તપાસીજોવું. ૩૮ અસર ૩૯ પોતાનીમેળે ઉત્પન થનાર. ૪૦ મનુની સ્ત્રી.

સાંખ્ય શાસ્ત્ર જેમણે વખાણ્યૂં,
નિપુણ તત્વવિચારે પ્રમાણ્યું;
જેના કુળમાં થયા નર એવા,
સ્વયંભુવ મનુ તે સેવ્ય જેવા. ૧૨
કર્યું રાજ્ય તેમણે બહુ કાળ;
પ્રભુ આજ્ઞાનુસારી દયાળ;
મનથી ન વિષય રહે ખસતા,
ચોથુપણ[41] થયું ભોવન વસતાં. ૧૩
દુખ લાગ્યૂં હૃદયમાં અપાર,
ગયો હરિભક્તિહિણ અવતાર;
રાજપાટ વૈભવ જે વિશાળ,
હરિ ભક્તિવિના સૌ આળ. ૧૩
એવું મનુએ મનમાં વિચારી,
ધારણા વન જાવાની ધારી;
દેઇ પુત્રને સરવશ રાજ્ય,
સ્ત્રી સહિત ગયા વન તપકાજ. ૧૪

## રાગ ઓખાહરણની ઢાળનો.

તીર્થ છે વિખ્યાત નૈમિષ, સાધકને ફળદાતા,
પરમ પવિત્ર વસે વળી ત્યાં, મુનિઓ હરિગુણ ગાતા
સિધ્ધ સાધક સંત કેરો, સામટો જ્યાં સમાજ;
રાજ્ય ત્યાગી ચાલિયા મન, હર્ષિત થૈ મનુરાજ. ૧
પંથ જાતાં એવાં શોભે, ધીર સુમતી દંપતી;
જ્ઞાન ભક્તિઉભય જાણીએ, દેહધરિ જાણે છતી;
પ્હોચિયાં જઈ ધેનુમતિ[42]ત્રટ, વહે નિર્મળ નીર,
દંપતિએ ઉર હર્ષિને કર્યૂં, સ્નાન આપ શરીર. ૨
સિધ્ધને મુનિ જ્ઞાનિ સંતો, આવ્યા મળવા મટે,
જાણિ ધર્મ ધુરંધર રાજા, ચાલતો શ્રુતિ વાટે;
રૂડાં તીર્થ જયહાં જયહાં છે, પરમ પાવન પ્રાયે,
સકળ મુનિઓએ કરાવ્યાં, વખાણી મહિમાએ. ૩
કાય કૃશ મુનિપટ ધર્યાંછે, દીલ હરખી દંપતી;
સુણે સંત સમાજમાં નીતિ, પુરાણે પણ સંમતી;
મંત્ર દ્વાદશ અક્ષરોનો, જપે સાનુરાગે,
રામ ચરણકમળવિષે અતિ, દંપતિનું મન લાગે. ૪
શાક ફળમુળ અહાર કરતાં, સ્મરણ બ્રહ્મ સદાય,
ચિત્તમાં નિત ચિંતવે છે, રામ દરશન પ્રાય;
ત્યાં વળી હરિહેતુ દંપતિ, ઉગ્ર તપ અતિ આદર્યૂં.
કંદમુળ ફળ ત્યાગિને ચિત, ચિદાનંદ ચરણે ધર્યૂં. ૫
સતત ઉર અભિલાષ થાએ, દેખિએ ભરિ નેત્ર,
ભક્ત હિત સેવક સુખદ છે, પ્રભૂ પરમ પવિત્ર;
છે અખંડ અનંત અગુણી, વળી જેહ અનાદી.
ચિંતવે ચિતમાંય જેને, મુનિ પરમારથવાદી. ૬
કરે નિરૂપણ વેદ કહિ કહિ, નેતિ નેતિ નિરંતરે,
ચિદાનંદ અનૂપ અગજગ, નિરૂપાધિ સ્વતંતરે;
શંભુ વિધિવિષ્ણૂ ઉપજતા, અનંત જેના અંશથી,
પ્રભૂ એવા સેવકવશ છે, પૂર્ણ ભક્તિ પ્રભાવથી. ૭
ભક્તના હિતહેતુ હરિ તે, લીલાએ તનધારે,
નિશીચરકુળ નિકંદન કરિ, અવનિ ભાર ઉતારે;
સત્ય શ્રુતિએ આ વચન જો, વિમળ હોય વદેલાં,
તો અમારા ઉરનિ આશા, પૂરજો પ્રભુ વ્હેલા. ૮

## દોહરા.

ષટસહસ્ત્ર સંવત્સરો, વીત્યા જળ આહાર;
સપ્તહજાર વરષ વળી, રહ્યાં પવન આધાર. ૧
વળિ દશસહસ્ત્રવર્ષ લગિ, તેય ભક્ષ કરિ ત્યાગ;
ઉભાં એક પગ દંપતી, ધરિ પ્રભુપદ અનુરાગ. ૨
વિધિ હરિ હર તપ દેખિ અતિ, આવ્યા અગણિતવાર;
લોભાવ્યા મનુને અતી, વર માગો કહિ સાર. ૩
ચળે ચળાવ્યા નહિં મનૂ, પરમ ધીર તપરૂપ;
વળિ છે જેના હૃદયમાં, કૃપાળ જે જગભૂપ. ૪
હાડ માત્ર તન થઇ રહ્યૂં, તોપણ મનુ મનમાંય;
કિંચિત કષ્ટ ન સત્યબળ, ક્રોડ પ્રકારે કાંય. ૫
પ્રભુ સર્વજ્ઞ કૃપાયતન, નિજ સેવક ગણિ સાર;
તાપસ નૃપ રાણી તણી, ગતિ અનન્ય[43] આવાર. ૬
માગ માગ નૃપ પ્રસન છૂં, ગગન વાણિ ગંભીર;
પરમ કૃપામૃતની ભરી, તેજ સમે થઇ ધીર. ૭
મૃતક જિવાડણ વાણિતે, સોહ્યામણી રસાળ;
શ્રવણપંથ થઇ ઉર વિષે, આવી અંતરિયાળ. ૮
તુષ્ટ પુષ્ટ તન તે સમે, શતરૂપા મનુરાજ;
જાણે એ આવ્યાં દિસે, ભવન થકી હમણાંજ. ૯
શ્રવણ સુધાસમ વચન સુણિ, કોડે પ્રફુલિત કાય;
બોલ્યા મનુ કરિ દંડવત, પ્રેમ ન હૃદય સમાય. ૧૦
સેવક સુખદ સુકલ્પતરૂ, વળિ સુરધેનુ સમાન;
વિધિ હરિ હર વંદિત સદા, તમપદરજ ભગવાન. ૧૧

૪૧ ઘડપણ. ૪૨ ગંગા. નિમિષારણ્યમાં ધેનુમતી નેનામે ઓળખાયછે.

૪૩ જેને બીજા ઉપર ભરોસો નહિ, ફકત એકનોજ.

સુલભ સેવતાં સકળને, સુખદાયક બહુનામિ ;
પ્રણતપાળ પ્રભુ છો તમે, સચરાચરના સ્વામિ. ૧૨
જો અનાથનાનાથ તમ, હોય અમોપર નેહ ;
તો પ્રસન્ન થઇ વર દિયો, અમે માગિએ જેહ. ૧૩
જેહ સ્વરૂપ શિવહૃદયમાં, વસે કરીને વાસ ;
જે રૂપ કારણ મુનિજનો, યત્ન કરે થઇ દાસ. ૧૪
જે રૂપ ભૃશુંડિ ઋષિતણા, મન માનસમાં[૪૪] હંસ ;
વેદ વખાણે ગુણઅગુણ, જે રૂપ જગ અવતંસ. ૧૫
નેત્ર ભરીને નિરખિએ, સ્વરૂપ સચ્ચિદાનંદ ;
પ્રગટો પ્રભુ પ્રત્યક્ષ તમ, હે કૃપાળ સુખકંદ. ૧૬
લાગ્યાં દંપતિ વચન પ્રિય, મહા મૃદુલ વિનીત;
ભર્યાં પ્રેમરસ ભાવનાં, પ્રગટી પ્રભુને પ્રીત. ૧૭
કૃપાબ્ધિ જનવત્સળ[૪૫] પ્રભૂ, અનંત વિશ્વે વાસ ;
પ્રગટ થયા ત્યાં તેક્ષણે, જાણીને નિજદાસ. ૧૮
નીલસરોરૂહ નીલમણિ, નીલ પયોધર[૪૬] શ્યામ ;
લાજે તન શોભા નિરખિ, કોટિ કોટિશત કામ ૧૯

૫૬.

બિગરી કોન સુધારે "એરાગ"

પ્રગટયા પૂરણ બ્રહ્મરામ શિવમન માનસના હંસારે;
શરદચંદ્ર છબિ કોટિમદન સમ, અખિલજક્ત અવતંસારે ,
પ્રગટયા પૂરણ બ્રહ્મ. ટેક.
ગાલ મનોહર ચિબુક[૪૭] ચારૂછે[૪૮], ગ્રીવા[૪૯] શંખ સમાનેરે;
અરૂણા અધર અનોપમ ઓપે, રદ[૫૦] સુંદર મનમાનેરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧
નિર્મળ નાસા હાસ્ય મધુરતો. ચંદ્ર કિરણને લજાવેરે;
નવિન કમળસાં નેત્રરૂપાળાં, છબિ સુંદર મનભાવેરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૨
ચિતવનિ ચિત્ત હરણિ કરણિ સુખ. મનભાવતિ મનલોભારે;
કામધનુષછબિને છેતનારી, ભ્રકુટિતણી શુભ શોભારે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૩
તિલકલલાટ પટલ ધ્રુતિકારી. કુંડળ મકરાકારેરે;
મસ્તક મુકુટ મણિખચિત શોભે, જયોતિ પડે ઝબકારેરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૪
કુટિલ[૫૧] કેશ મધુકરયુથ જાણે. ઉર અનુપમ વન માળારે;
શોભેછે શ્રીવત્સ[૫૨] રૂપાળૂ, રામપ્રભૂ રઢિયાળારે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૫
હરિસ્કંધ[૫૩] ઉપવિત[૫૪] અનુપમવળિ, ભુજાભુષણ સુંદરછેરે;
સુભગભુજા ગજસૂંઢ સરીખી, બહુનામી બળધરછેરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૬
કટિભાથો કર ધનુષબાણછે, અલખ[૫૫] રૂપ અવિનાશીરે;
કવિ મતિમંદ શુંવરણી શકશે, શોભા જે રૂપરાશીરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૭;
પીતવસ્ત્ર ધ્રુતિ દામનિકેરી[૫૬], લક્ષપ્રકાર લજાવેરે;
પ્રભુએ તે પરિધાન કરેલાં, ઉરે મોહ ઉપજાવેરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૮
ઉદર ત્રીવળી[૫૭] અધિક અનોપમ, નાભિ લલિતતા દેતીરે;
જાણે જમુનાજળ ભ્રમરાંની, છેક છબી હરિ લેતીરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૯
ચરણકમળવરણ્યાનહિજાએ,વસેજ્યહાંમુનિમનઅલિરે[૫૮];
વામઅંગછે આદ્ય શક્તિ તે, છબિનિધિ શોભેછે ભલિરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧૦
જગમંડાણ જગતજનનિતે, સુગુણ ખાણ લ્યો જાણીરે;
જેના અંશથિ અગણિત ઉપજે, ઉમા લક્ષ્મિ બ્રહ્માણીરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧૧
વળિ જેના લવભ્રકુટિ વિલાસે, ઉપજે જક્ત અનંતરે;
વામઅંગ શ્રીરામતણેતે, સીતામાત સુહંતરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧૨
છબિસાગર હરિનૂં રૂપજોઇ, શતરૂપા મનુરાજરે;
એકટગે લોચનપટ રોકી, જોઇરહ્યાં સુખસાજરે,
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧૩
ચિતવે સાદરરૂપ અનોપમ, તૃપ્તિ ન માને મનમાંરે;
મનુ શતરૂપા દંપતિ પ્રભુરૂપ, ભરિલિધું મન ભોવનમાંરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧૪
હર્ષવિવશતનદશા ભુલ્યાંને, હરિજોઇ હર્ષચમક જયમરે;
કરે દંડવત ગ્રહિપદ હાથે, હર્ષવધે ઉર ત્યમત્યમરે.
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧૫
શિરપર સ્પર્શ કરી દંપતિને. પ્રભુએ નિજકરકંજરે;
તર્ત ઉઠાડયાં પ્રીત અધિકમન. પ્રભુછે કરૂણાપુંજરે,
પ્રગટયા પૂરણબ્રહ્મ. ૧૬

દોહરા.

બોલ્યા કૃપાનિધાનપછિ. મને પ્રસન્ન પ્રમાણિ,
માગોવર જે ભાવમન. મહાદાનિ મનં જાણિ. ૧

૪૪ મનરૂપી માનસરોવર. ૪૫ ભક્તજનો જેને વ્હાલાછે એવા પ્રભુ. ૪૬ મેઘ. ૪૭ દાઢી. ૪૮ સુંદર. ૪૯ ડોક. ૫૦ દાંત. ૫૧ વાંકા. ૫૨ ચિન્હ.

૫૩ સિંહ. ૫૪ જનોઇ. ૫૫ લખ્યામાંન આવે એવું ૫૬ વિજળી. ૫૭ ત્રણ રેખા. ૫૮ ભમરા.

સુણિ પ્રભુતણાં વચન રૂડાં, મનુ જોડી યુગહાથ,
વદે વાણિમૃદુ ધૈર્યધરિ, સુણોતમે જગનાથ. ૨
તમપદપંકજ પેખિને, હેપ્રભુ ત્રિગુણાતીત;
હેવે સર્વ મન કામના, પૂર્ણ થઇ કિધિપ્રીત. ૩
પણમનમોટી લાલસા, હજી રહીછે એક,
સુગમ અગમ તે મુજથકી, કહી જાય નહિં છેક. ૪
દેતાં સુગમજ આપને, છે અતિ તે સુરરાય,
લાગે અગમ મને અધિક, મમ સુમતાએ માય. ૫
અભિમતદાતા સુરતરૂ, પામિ દરિદ્રી કોય,
અતિ સંપતિ ઢગ માગતાં, સંકોચાએ સોય. ૬
કારણ કલ્પતરૂતણો, પ્રિછે પ્રભાવ ન સોય,
ત્યમ મુજને મમ હૃદયમાં, અતિ સંકોચજ હોય. ૭
તે તમ જાણોછો પ્રભુ, અંતરજામી રામ,
જે મમ મન છે લાલસા, પુરો મનોરથ સ્વામ. ૮
કહે રામ ત્યાં નિજમુખે, સુણો તમે મનુરાય,
મુજપાસે સંકોચતજી, માગો જે મનમાંય. ૯
તમને નહિં મારે કશું, અદેય[1] અંતર આજ,
માટે સહુ સંકોચ તજી, કહો જેહ મનકાજ, ૧૦
સુણિ મનુ વચન પ્રભૂતણાં, હૃદય હર્ષિ તેવાર,
માગેવર વરદાન ત્યાં, જે મન આશ અપાર. ૧૧
હે પ્રભુદાનિ શિરોમણી, સતભાવે સુરરાજ,
તમસમાન સુત હું ચહૂ, પ્રભુથિ શું છાનૂં આજ. ૧૨

### વસંત તિલકા છંદ.

સૂણી અમુલ્ય વચનો મુખમંદ હસ્તે,
દેખી પ્રીતી પ્રભુ વદે મુખ એવમસ્તે[2];
સોધૂ કયહાં મમસમાન હું આન[3] ફાવી,
હૂં થૈશ પુત્ર તમનો તમ ઘેર આવી. ૧
જોઇવળી શતરૂપા પ્રભુ જોડિ પાણી,
હે દેવિ માગ વર જે રૂચિ હર્ષઆણી;
બોલે મૃદૂ શતરૂપા પ્રભુભાવ પેખી,
સંપૂર્ણ શ્રેષ્ટ સહુથી નિજભાગ્યલેખી. ૨
હેનાથ નાગર[4] નૃપે વર જેહ માગ્યો,
તે સૌ પ્રકાર મુજને પ્રિયપૂર્ણ લાગ્યો;
છોજી પવિત્ર પ્રભુ આપ અનાદિ ત્રાતા,
બ્રહ્માદિના જનક આપ સદાય ખ્યાતા. ૩
છો જક્ત સ્વામિ વળિ અંતરજામિધામી,
માયાપતી જન હિતાર્થિ પ્રભૂ નમામી;
જાણી અનાદિ અજ બ્રહ્મ સદા તમોને,
સંદેહ થાય સુત કેમ દશો કહોને. ૪
જે કીધું તે પ્રભૂ પ્રમાણ વળી પ્રમાણી,
આનંદ અર્ભક[5] પ્રભૂ મન એમ જાણી;
માગૂ પરન્તુ તમ પાસ પ્રસન્ન પેખી,
દાતા સુદાસજનને અનુકૂળ લેખી. ૫
છે નાથ જેહ નિજભક્તજનો તમારા,
ભક્તી તમારિ અનપાવનિ પામનારા;
તે જે લહે ગતિ અને સુખ જેહ પામે,
આ વિશ્વના વિકટ દુઃખથકી વિરામે. ૬
હે નાથ તેજ સુખ ભક્તિ ગતી સુરેણી[6],
પ્રીતી સદાચરણ પંકજ મોક્ષદેણી;
વારૂ વિવેક અમને પ્રભુ તેજ દેજો,
ભક્તી સ્વભક્ત ગણિ નાથ નિભાવિ લેજો. ૭
સૂણી મૃદૂ રૂચિર ગૂઢ વિવેક વાણી,
શાણી મહા શતરૂપા મનુરાજરાણી;
બોલ્યા કૃપાબ્ધિ મૃદુ વેણ ઉમા ભવાની,
જાણે કૃપામૃતભર્યાં મન પ્રેમ માની. ૮
હે માત જે મન ઉચીત રૂચી તમારે,
તે સૌ પુરી કરિશ સંશયના લગારે;
માગ્યુ તમે હૃદય પ્રેમ અપાર આણી,
મૈં સર્વતે દિધું તમારિ પ્રીતી પ્રમાણી. ૯
માતા અલોકિક વિવેકથકી તમારે,
મારો મટે નહિં અનુગ્રહ કોઇ વારે;
વંદી પદાંબુજ કહે મનુ ચિત્તધારી,
હે નાથ એક બિજી છે વિનતી અમારી. ૧૦
પ્રીતી સદા તમ પદે સુતભાવકેરી,
વાધો નિરંતર મને ઉરમાં ઘણેરી;
કોઇ મને અધિક મૂઢજ કાં ન કહેતું.
હે નાથ તોય સુતભાવનિ ભક્તિ દે તું. ૧૧
વારીવિના[7] જીવન મીનનું[8] હોય શાનું,
જેવૂં વળી ફણિનું[9] શીરમણી વિનાનૂં;
તેવૂંજ મારૂ તમઆધિન જીવવાનૂં,
એવૂં કહી ગ્રહિ રહ્યા પદ મંનમાનૂં. ૧૨
દેખી પ્રતીતિ પ્રીતિને હરિ મૂખ હસ્તે,
બોલ્યા કૃપાનિધિ મુખે મનુ એવમસ્તે;

૧ નદેવાય એવું. ૨ એમથાઓ. ૩ બીજો. ૪ ચતુર.
૫ બાળક. ૬ સારી રેહેણી. ૭ જળ. ૮ માછલુ. ૯ સર્પ.

"હાવાં અમારિ અનુશાસન શ્રેષ્ઠ માની,
વેગે વસો જઈ પુરન્દરરાજધાની[10]. ૧૩
ત્યાં ભોગ વૈભવ રૂડા અતિ ભોગવીને,
જ્યાકતે સુજોગ સુરનાથસું જોગવીને;
કાળાંતરે પછિ ભૂપાળ થજો અયોધ્યે,
ત્યારે હું થૈશ તમ સૂત પુરા પ્રમોદે. ૧૪

દોહરા.

ઇચ્છામય નરવેષ શુભ, બહૂ પ્રકાર બનાવિ;
થૈશ પ્રગટ પ્રત્યક્ષહૂં, ત્યારે તમ ઘર આવિ. ૧
અંશ સહિત નર તનધરી, તમે સુણો મનુતાત;
કરિશ ચરિત્ર પવિત્ર અતિ, ભકત સુખદ ભલિભાત. ૨
જે સાદર નર નારિ સુણિ, ભાગ્યવંત લઈ લાગ,
ભવ તરશે તે ભવન રહિ, મદ મમતા કરિ ત્યાગ. ૩
જગ ઉપજાવ્યૂં જેણિએ, આદ્ય શક્તિ જે સાર;
મમમાયા તે પણ મન, ધરશે સ્ત્રી અવતાર. ૪
ઉર અભિલાષા તમતણી, પુરિ પાડિશ મનુરાજ;
સત્ય સત્ય પણ સત્ય અમ, વદે રામે સુખસાજ. ૫
વળી વળી એવૂં મુખે, કહિને કૃપાનિધાન,
અંતરધ્યાન થયા તરત, પ્રભૂ રામ ભગવાન. ૬
દંપતિ દિલ હરખ્યાં ઘણૂં, અહોરામ અવિનાશ;
ઉરધરિ ભક્તિ અપાર ત્યાં, દંપતિ પ્રભુનાં દાસ. ૭
તે આશ્રમ મનુ શતરૂપા, વસ્યાં કેટલા કાળ;
સમય પામિ તન ત્યાગિયૂં, વિના શ્રમે ધરિ વ્હાલ. ૮
દંપતિ અમરાવતિ[11] જઇ, નેહે કર્યો નિવાસ;
ત્યાં પણ તન મનથી સદા, ભજે રામ અવિનાશ. ૯
આ ઇતિહાસ પવિત્ર અતિ, વળિ જે જકત વિદીત;
ઉમયાને ત્રિપુરારિએ, પ્રિછવ્યો ધરિને પ્રીત. ૧૦
ભરદ્વાજ મુનિ સાભળો, પવિત્ર કથા પ્રમાણ;
રામજન્મ કારણ અવર, વિદીત વેદ પુરાણ. ૧૧
પવિત્ર પ્રાચિન[12] આ કથા, સુણો મુની સદભાવ;
જે ગિરિજા પ્રત્યે શિવે, લિધો વખાણી લાવ. ૧૨
એક અનોપમ જગ વિદિત, વિશાળ કૈકય દેશ;
સત્યકેતુ નામે ત્યહાં, નિર્મળ વસે નરેશ. ૧૩
ધર્મ ધુરંધુર ધરણિપતિ, નિર્મળ નીતિનિધાન;
તેજ પ્રતાપ અતુલ્યનો, મહાશીળ બળવાન. ૧૪

[10] સુરપતી ઇંદ્રની રાજધાની. [11] ઇંદ્રપુરી
[12] પેહેલાંની. ઘણાવરસની.

પુત્રથયા બે તેહના, વીરતણા પણ વીર;
સહુ ગુણધામ શિરોમણી, અતિબળાઢ્ય રણધીર. ૧૫
રાજધાનિ યુવરાજને, પ્રતાપભાનૂ નામ;
અરિમર્દન નામે અવર, પુત્ર અચળ સંગ્રામ. ૧૬
અતુલ્ય ભુજબળ અરિદમન, પ્રતાપભાનુ પ્રતાપિ;
પ્રીતિ પરસ્પર ઉભયને, અધિક અધિક ઉરવ્યાપિ. ૧૭
સકળદોષ છળ રહિત રિત, દેઇરાજ યુવરાજ;
સત્યકેતુ વન સંચર્યો, પ્રભુ ભજવાને કાજ. ૧૮
પ્રતાપભાનુ નરેશ તવ, સૈન્યાધિપ નિજભ્રાત;
ફરી દુહાઈ દેશમાં, ખંડ ખંડ થઈ ખ્યાત. ૧૯
પ્રજાપાળ અતિ વેદવિધિ, કયાંય ન રહ્યું અઘ લેશ;
પ્રતાપભાનુ પ્રતાપિજ્યાં, નિર્મળનામ નરેશ. ૨૦
નૃપ હિતકારક સર્વનો, વળિ સુજાણ પરધાન;
નામ ધર્મરૂચિ તેતણૂં, શાણો શક્ર[13] સમાન. ૨૧
સચિવ સુજ્ઞ બળવિર અનુજ[14], પોતેપણ રણધીર;
પ્રતાપભાનુ પ્રતાપિનૃપ, શોભિત શુધ્ધ શરીર. ૨૨
સૈન્ય સંગ ચતુરંગિ અતિ, સુભટો રણઝૂઝાર;
વિજયહેતુ નૃપ નીકળ્યો, હાથ વિવિધ હથિઆર. ૨૩
સૈન્ય જોઇ નૃપ હરખિયો, દિધા ધાવ કરિ જોર;
નિશાન ગગડ્યાં ગગનજ્યમ, ગાજે ઘન અતિ ઘોર. ૨૪
જ્યાં જ્યાં થઇ લડાઇ અતિ, બળિયા નૃપ સંગાત;
ત્યાં ત્યાંના નૃપ જીતિ લિધા, ભુજાબળે ભલિભાત. ૨૫
સપ્તદ્વીપ નિજ ભુજબળે, વશકરિ લીધા સ્હેજ;
છોડિદિધા લઇ દંડ અતિ, વળિલઈ અન્ય અવેજ. ૨૬
તેહસમે સહુ અવનિપર, પ્રતાપિ ભુજબળ પ્રાય;
એકજ પ્રતાપભાનુ નૃપ, અન્ય મંડળિક રાય. ૨૭
સ્વવશ વિશ્વકરિ ભુજબળે, નિજપુર કર્યો પ્રવેશ;
ધર્મ અર્થ કામાદિસુખ, નિર્મળ લહે નરેશ. ૨૮
નૃપ પ્રતાપભાનૂતણૂં, બળ પામિને વિશેષ;
કામધેનુસમ ધરણિ તવ, દે રસ અભિમત દેશ. ૨૯
સહુ દુખ વર્જિત સુખિપ્રજા, ધર્મશીળ નરનાર;
મંત્રિનિ હરિપદ પ્રીતિઅતિ, ધન્ય ધન્ય અવતાર. ૩૦
નૃપ હિતકારણ સચિવતે, નિર્મળ શિખવે નીતિ;
રાજ્યકરે રૂઢિ રીતથી, મનનહિ કોતણિ ભીતિ[15]. ૩૧
વિપ્રઅને ગુરૂ પિતૃવળિ, સંત તથા સહુદેવ;
કરે નિરંતર સર્વની, પ્રતાપભાનૂ સેવ. ૩૨

[13] ન્હાનોભાઇ. [14] બીક. [15] પવિત્ર.

ભૂપધર્મ જે જે ભલા, વેદે કર્યા વખાણ;
કરે તેહ સાદર નૃપતિ, સુખમાને નિજપ્રાણ. ૩૩
દિનદિન પ્રત્યે દાનદે, વિવિધપ્રકાર અપાર;
વેદ પુરાણ સુણેવળી, શાસ્ત્ર જેહ શુચિ[16] સાર. ૩૪
વાવ્ય કુવાછે વિધવિધે, તર્તિબવળી તડાગ[17];
વનવાટિકા દિસે અતી, બહુ સુંદરછે બાગ. ૩૫
વિપ્રભુવન સુરભુવન સમ, શિખર ગગન પ્હોચેલ;
તીર્થપવિત્ર વિચિત્ર અતિ, રચના રૂડી રચેલ. ૩૬
જ્યાં લગિ કહ્યા પુરાણશ્રુતિ, એક એક સહુયાગ;
વાર સહસ્ર સહસ્રનૃપ, કર્યા સહિત અનુરાગ. ૩૭
હૃદય ન યાગતણી કશી, ફળ લેવાની આશ;
પરમ સુજાણ વિવેકિનૃપ, દીનબંધુનો દાસ. ૩૮
કરે ધર્મ નૃપ પરમજે, કર્મ વાણિ મન કાય;
વાસુદેવ અર્પિત સહૂ, જ્ઞાનિ મહિપતિ ગણાય. ૩૯

### કાવ્ય તથા રોલાવૃત.

એકવાર ચઢિરાય, અશ્વ અનુપમપર પોતે;
મૃગયાનો કરિસાજ, ચાલિયો મૃગ પગ જોતે. ૧
ગયો રાય ત્યાં થકી, વડા વિંધ્યાચળ વનમાં
મૃગ પવિત્ર મારતો, દયાળૂ મહિપતિ મનમાં. ૨
ફરતાં વિપિન[18] વરાહ[19], દિઠો મોટો મહિપાળે;
જાણે વનસંતાપ, રાહુ શશિને ગ્રસિ ફાળે. ૩
મુખકરતાં વિધુ[20] વડો, માટ મુખમાંન સમાતો;
મુકે ન જાણે મુખથી, ક્રોધવશ વન સંતાતો. ૪
એવા અતિ વિકરાળ, દાંત મોટા મુખ કરતાં;
વિશાળ તન અતિપુષ્ટ, વરાહ દિઠો વન ફરતાં. ૫
સાંભળિ ઘુરઘુર શબ્દ, હૃદય આશંકા લાવી;
ચકિત બની ચોપાસ, જુએ હય[21] કાન ઉઠાવી ૬
દેખિ વિશાળ વરાહ, નીલગિરિશિખર પ્રમાણે;
ચાબુક દેઈ ચાંપિને, અશ્વહાંક્યો પુઠ રાણે. ૭
દેખિ આવતો અશ્વ, અધિક વેગે એ વારે;
ચાલ્યોચદ વરાહ, મરૂત[22] ગતિ ભાગી ભારે. ૮
પડ્યો પુઠળ રાજન, ધનુષપર બાણ ચઢાવી;
મળીગયો મહિસાથ, શુકર સર ચોટ[23] ચુકાવી. ૯
તાકિ તાકિ નૃપતીર, મુકેછે દશન પિસીને;
છળકરિ કોલ[24] અનેક, બચાવે તન ઝટ ખસિને. ૧૦

ભાગ્યો જાય શિકાર, પ્રગટ પળ પળ સંતાતો;
લિધીકેડ સર સાંધિ, રીશવશ બનિ નૃપરાતો. ૧૧
ગયો દૂર વનગહન, ઘાટુ અતિ તરૂ ભરચકથી;
જ્યહાં ન થાય નિભાવ, અશ્વ ગજ ગતિનો કહિથી. ૧૨
છેક એકલો રાય, ત્વરાથિ તુરંગ ચલાવે;
તાકી છાંડે તીર, સુવર ઝટ ચોટ ચુકાવે. ૧૩
પામ્યો કલેષ વિશેષ, શિકાર ન તોપણ છોડે;
ચલવે ચપળ તુરંગ, લગોલગ અંતર થોડે. ૧૪
ભૂપ મહા રણધીર, વિલોકિ વિશાળ વરાહે;
ગિરિગુફા ગંભીર, ભાગિ પેઠો ઝટ ત્યાંહે. ૧૫
દેખિ અલોપ વરાહ, નૃપતિ અતિશે પસ્તાએ;
ફર્યો ત્યાંથિ તજિપૂઠ, તુરંગ સમેત ત્વરાએ. ૧૬
મહાઘોર વનમાંહ્ય, ભૂપતી ભૂલો પડિઓ;
ઘણીવાર વનગહન, એકલો એ રડવડિઓ. ૧૭
ખેદખિન્ન મનમાંહ્ય, ભુખ્યો તરસ્યો વન ભટકે;
નૃપતિ તુરંગ સમેત, શિકાર ગયે મન ખટકે. ૧૮
સોધે નદી તળાવ, અચેત થયા જળ પાખે;
પડી કાચકી કંઠ, ધ્યાન ઉર રામનું રાખે. ૧૯
ફરતાં વનમાં એક, દીઠું સ્થળ રમ્ય નરેશે;
ત્યહાંવસે નૃપએક, કપટમુનિ વેષ વિશેષે. ૨૦
જેનો લિધો પડાવિ, દેશ સૌ પ્રતાપરવિએ[25];
રણમાં તજિ નિજસૈન્ય, નાશિ છૂટેલ સુચવિએ. ૨૧
પ્રતાપભાનૂતણો, સમય ચઢિયાતો જાણી;
પડતો દિન નિજતણો, અધિક ઉરમાંહ્ય પ્રમાણી. ૨૨
રીશ મારિ ઉરમાંહ્ય, રાયપણ રંક પ્રમાણે;
વસે તપસ્વી વેષ, સ્વદેશ તણાજ દબાણે. ૨૩
તેનિ નજિક નૃપતિએ, ગમન કીધૂં હય હાંકી;
આ પ્રતાપભાનુ છે, ઓળખ્યો કરિ દૃગ ઝાંખી ૨૪
તૃષાથિ વ્યાકુળ તંન, ક્ષુધા વ્યાપીછે ભારે;
ઓળખ્યો ન તેહને, પ્રતાપરવિએ લગારે. ૨૫
દેખિ સુવેષ, વિશેષ, મહામુનિવર મન જાણી;
ઉતરિ અશ્વથી તરત, પ્રણામકિધો જુગપાણી. ૨૬
નૃપનાગર નિજનામ, કહ્યું ન મુનિ કપટધારિને;
ગોપ્ય રાખ્યું ગુણધારિ, રાજ્યરિત રાજ્યકારિને. ૨૭
તૃષાર્ત જોઇ તરત, કપટમુનિએ તે કાળે;
દિધું તેને દેખાડિ, સરોવર નીર વિશાળે. ૨૮
સ્નાનપાન હય સહિત, નૃપતિએ કર્યું હરખાતાં;
ગયો પરિશ્રમ સર્વ, થયો સુખિ નૃપ અતિ ન્હાતાં. ૨૯

૧૬ પવિત્ર. ૧૭ તળાવ. ૧૮ વન. ૧૯ સુવર ૨૦ ચંદ્ર. ૨૧ ઘોડા. ૨૨ પવન. ૨૩ દાવ. લાગ. ૨૪ સુવર.

૨૫ પ્રતાપભાનુ.

નિજઆશ્રમ નૃપતિને, ગયો લૈ તાપસ ત્યાંથી;
અસ્ત જાણિને ભાનુ, દિધૂં આસન મઢિમાંથી. ૩૦

### હરિગિત છંદ.

મૃદુવાણિ બોલે કપટમુનિ ત્યાં, ક્યાંજશો વળિક્યાં વસો,
છો કોણ તમ શાકારણે વન, એકલા ફરતા દિસો;
ભરજોબનાવસ્થા તમારી, અશ્વ અનુપ ઉપર ચઢી,
ભુરિ ભાગ્યવાન દિસો તમે શું, દેખવા આવ્યા મઢી. ૧
સહુ ચક્રવર્તિતણાં તમારાં, લક્ષણો જોઇ મને,
લાગી દયા મનમાં અધિકકો, આવિ ચઢિઓ આ વને;
અવનીશ નામ પ્રતાપભાનૂ, એક કૈકય દેશનો,
છુ હું તેતણો પરધાન મુનિજી આસમે આશ્રયવનો. ૨
ફરતાં હું આવન ગહનમાં મુનિ.ચઢિદિશા ભૂલો પડચો,
ભુરિભાગ્ય તમપદ દેખવા આ, આશ્રમેઆવી ચઢચો;
દર્શન અમોને અધિક દુર્લભ, અહો મુનિજી આપનૂં,
જાણૂંછું કાંઇ ભલુ થવાનુંજ, જ્ઞાન આપ પ્રતાપનૂં. ૩
સુણિ વાણિ કપટ મુની કહેછે, તાત રાત પડીહવે,
છે સમદશ જોજન નગર તમ, પામશો વિપદા જવે;
ગંભીરવન રાત્રીભયંકર, પંથપણ નહિં સુજશે,
મનજાણિ આજ રહોતમે કહું, વાણું વળિજાતાં થશે. ૪
જેવૂં ભવિત દુખ લખિત વિધિએ, જનતણૂ જન્માંતરે,
તેવિજ મળેછે સ્હાય તેને, દુ:ખ સુખની પાંતરે;
કતિ વ્યથા જનપાસ આવે, કાંગ્રહે નિજ સ્થાનકે,
છોડે ન છટકચે આવિ અટકે, જીવ ત્યાં શૂં કરિ શકે. ૫

### છપો.

ખગચર ગ્રહે ગગંન, વિઘ્ન આવ્યે દુખવેઠે,
જળચર અંબૂધિમાં, વસે વરૂણસ્થળ હેઠે;
દૈવ રૂઠચે દુખથાય, ઢિમર[૨૬] પકડી લે પાસે;
મરે તરફડી તેહ, છુટે કયમ નાસાનાસે,
છે કાળતણો કર તો વડો, ચહે કષ્ટ જો આપવા;
તો પલકમાંહ્ય તે પકડશે, હશો ખંડવાતીરવા. ૧

### હરિગિત છંદ.

બહુ સારૂ કહિ ધરિદીશઆજ્ઞા, કપટ મુનિની તેસમે,
હય બાંધિ વૃક્ષે મહિપ બેઠા, મુનિકને મન બહુગમે;
બહુભાંતિ તે મુનિને વખાણે, વળિ નમી નિજ ભાગ્યને,
ન પ્રતાપભાનુ પ્રિછે કશૂં ત્યાં, કપટિના વૈરાગ્યને. ૧

૨૬ જાળ નાખનાર. માછલાં પકડનાર.

મૃદુવાણિ વળિબોલ્યો મહિપતી, મુનિપિતા પ્રભુ જાણિને,
કરૂં મુરખતા મમપ્રગટ સ્વામી, પ્રભુસમાન પ્રમાણિને;
મુનિનાથ સુત સેવક પ્રમાણી, નામ આપતણૂ કહો,
આ આશ્રમે આવી ચઢચોહૂં, દાસ મન જાણી લહો. ૨
છે સ્વચ્છ હૃદય પ્રતાપભાનુનું, મુનિતણૂં કપટે ખુની,
જાણ્યો કપટિએ ભૂપને પણ, ઓળખ્યાન ભુપે મુની;
નિજવેરી વળિ ક્ષત્રી તથા ભૂપ, કપટ મુનિએ ઓળખ્યો,
છળ બળકરી નિજકાર્યકરવા, ચાહ્યમુનિમનનોધખ્યો[૨૭]. ૩
નિજરાજ્યસુખસંભારિદુખિમન, જયમ અનળનીમાતણો,
સળગેછ છાતિ અરાતિ[૨૮] દેખી,ઠામ ફેડણ આપણો;
પણ સરળ વચનો નૃપતિનાંસુણિ, વૈર મન સંભારિને,
હરખ્યો કપટમુનિ કપટિપાપી, ધારણા કુડિ ધારિને. ૪
મૃદુવાણિ એ મુનિકપટિ નૃપસૂં, યુક્તિસહિત વદેમુખે;
ભીખારિ નામઅમારૂં નિર્ધન,સદન[૨૯] હિણ રહિએસુખે,
સુણિનામ મુનિનું પ્રતાપભાનૂ, જોડિકર માગી ક્ષમા,
મુનિનાથ અતિ વિજ્ઞાનિ જે વળિ, ગર્વગળિત તમોસમા.૫
ઢાંકી સતત પોતાપણૂ તે, રહે ઠામ અગોચરે,
છે સહુ પ્રકાર કળા કુશળપણ, ધરિકુવેષ સુકૃત કરે;
તેનેજ સંતકહે સદાશ્રુતિ, પ્રેમથી પોકારિને,
હરિના પરમપ્રિય દાસજનતે, અધિક કહું શું ઉચારિને. ૬
મુનિ તમસમાન અધન[૩૦] ભિખારી, ઘરવિનાના જાણિને,
સદેહ થાય વિરંચિ હરિને, તેમ વળી શુલપાણિને;
તમ જે હશોતે હો મુનિશ્વર, તમપદે શિશ હૂં ધરૂં,
સ્વામી કરો મુજપરૂ કૃપા અવ, સેવના કહો તે કરૂં. ૭
અતિસ્હેજ પ્રીતિ વિલોકિ નૃપની, કપટ મુનિએ નિજવિષે,
વિશ્વાસ દ્દઢ વળિ દેખિને મન, લાગવાળૂ એ મિષે;
ત્યાં સર્વવિધિ દીઠો નૃપતિ જે, આપણે વશ થઇ રહ્યો;
બોલ્યો અધિક ઉરસ્નેહ જણવી, ભેદ ભૂપે નવ લહ્યો. ૮
મહિપાળ કહુ સતિભાવ સુણજો, આ સ્થળે વસતાં મને,
બહુકાળ ગીત્યા ગણિશકે કો, સત્ય વચન કહૂ તને;
મળિઓ નહજી લગિ કોઇ મુજને, મેં જણાવ્યું ન કોઇને,
છે માન્યતા અતિ અનળસમઆ, લોકની કહું જોઇને. ૯
તેથીજ રાખિ નિસંગતા વન, મનકરણ સહુ મારિને,
છેટે રહી સંસારથી અહિં, સૂખિ પ્રભુ સંભારિને;
સુખવિશ્વનૂં સૂળી સમાને, યોગીવેષ પ્રગટપણે.
બનિસેવ્ય દુખજંજાળમાં રિદ, ઝંપિ પડિએ હરિજડચે.૧૦

૨૭ બળેલો ધિક્કારહેલો. ૨૮ શત્રુ. ૨૯ ઘર.
૩૦ ધનવિનાનો.

### દોહરા.

ભુલે મંદમતિ ચતુરનર, દેખિ સુવેષ સજોર;
વચન સુધાસમ અશન[31] અહિ, મહા મનોહર મોર. ૧
મિઠિ વાટે મુખથી ભલી, કાળજ કાતર ક્રૂર;
એ ખળ લક્ષણ ઓળખી, ડાહ્યે વસવૂં દૂર. ૨
પ્રતાપભાનૂ નૃપતિને, કહે કપટ મુનિરાય;
તેથી ગુપ્ત રહુ જગતમાં, વન વસિ પુરપતિ પ્રાય. ૩
નથી પ્રયોજન હરિ તજી, ક્રોડ વસા મનકાંય;
ભજિ હરિને અપવર્ગમાં, શીતળ લૈએ છાંય. ૪
પ્રભુ જાણેછે સર્વજન, વિના જણાવ્યે સ્હેજ;
કહો કવણ સિધ્ધિ સદા, જક્તલોક રિઝવેજ. ૫
છો મારા તુમ પરમપ્રિય, પવિત્ર અતિ મતિમંત;
પ્રીતિ પ્રતીતી મુજઉપર, દિસે તમારિ અનંત. ૬
જો તમથી કશિ હું હવે, રાખુ ગુપ્ત મનવાત;
દોષ વધે દારૂણ મને, સત્ય વદુ તું સંગાત. ૭
જ્યમ જ્યમ તાપસ મુખવદે, અતિશે વાત ઉદાસ;
ત્યમ ત્યમ પ્રતાપભાનુને, ઉરઉપજે વિશ્વાસ. ૮
સ્વવશ દિઠો મહિપતિ અતી, કર્મ વાણિ મન કાય;
તવ બકધ્યાની મુનિવદે, સુણે કાન દઇ રાય. ૯
નામ અમારૂં એકતન, સાંભળ પંથી સાર;
સુણિ શિરનામિ વદે નૃપતિ, ધન્ય મુની અવતાર. ૧૦
કરો વખાણી નામ અર્થ, શુચિ સેવક પ્રિછિનાથ;
કહે એમ નૃપ કરગરી, જુગલ જોડિને હાથ. ૧૧
આદિસૃષ્ટિ થઇ જ્યારથી, તવ ઉત્પિતિ થઇ મારિ;
નામ એકતન ત્યારનૂં, દેહ ફરિથિ નથિ ધારિ. ૧૨

### છપા.

અંતર કશું આશ્ચર્ય, કરવું નહિં કોઈ પ્રકારે;
હેસુત તપ બળવડે, ન દુર્લભ કશું સંસારે;
તપબળતણે પ્રતાપ, સૃજે છે સૃષ્ટિ વિધાતા;
તપબળતણે પ્રતાપ, વિશ્વ વિષ્ણૂ પરિત્રાતા;
સંહાર કરે શિવ સ્હેજમાં, શેષધરે ભુમિ ભારને.
તપથી જગ અગમ કશૂં નથી, તપાધાર સંસારને. ૧
સુણિ નૃપ મન અનુરાગ, અતિશય ઉપન્યો એથી;
કેવા લાગ્યો કપટિ, પુરાતન કથા પ્રીતેથી;
કર્મ ધર્મ ઇતિહાસ, વખાણે વરણી વરણી;
વિરતિ વિવેકનું શ્રેષ્ઠ, કરે નિરૂપણ મુનિકરણી;
ઉત્પતિ પાલણ વળિ પ્રલયની, કહે કહાણિ વખાણિને;
સુણિ નૃપ તાપસને વશ થયો, આધયોગિજન જાણિને. ૨
જાણિ યોગિજન જોગ, નામ નૃપ કહે નિજવારૂ;
તાપસ કહે તેવાર, જાણું નૃપ નામ તમારૂં;
કપટ કીધું ગુજસાથ, લાગ્યું સારૂં તે મુજને;
સાંભળ નૃપ શિરતાજ, કહૂં કારણ તે તુજને;
છે નીતિ એવિ નૃપ નવકહે, નામ જયહાં ત્યાં નિજતણૂં;
એ પરમ ચતુરતા નિરખિતુજ, હેત તુંપર મારૂં ઘણૂં. ૩
પ્રતાપરવિ તમનામ, સત્યકેતૂ તમ તાતા;
ગુરૂ પ્રસાદથી સર્વ, જાણિએ ત્રિકાળ જ્ઞાતા;
પણ નવકહિએ કાંય, અકાજ પ્રિછી નિજભાઇ;
દેખિ તાત તુજતણી, સરસ રિત સ્હેજ સુધાઇ;
અતિ નીતિ નિપુણતા પ્રીતિ દ્રઢ, વળિ પ્રતીતિ દેખીઘણી;
ઉપજી મમતા મનમાં મને, તુજપર નૃપતિ શિરોમણી. ૪
તેથી કથા સહુ કહી, વિના પૂછયે નૃપ તમને;
હવે પ્રસન્ન હું સાચ, નહીં સંશય મમવચને;
માગ્ય માગ્ય મહિપાળ, ભાવ મનમાં જે તારે;
સાંભળિ શુભ મુનિવચન, ભૂપતી હરખ્યો ભારે;
ગ્રહિ ચરણ વિનય કીધો વિવિધ, કૃપાસિંધુ તમ દર્શને;
ચારે પદાર્થ કરતળ મને, અધિક વધાર્યા હર્ષને. ૫
તોપણ તમને સ્વામિ, પ્રસન્ન અધિક અવિલોકી;
માગિ અગમ વરદાન, પુરો હું થાઉં પ્રશોકી[32];
જરા મરણ દુખરહિત, જીતે નહિં કો રણક્ષેત્રે;
એકછત્રધરરાજ, શત્રુહિણ મહિ સર્વત્રે;
સતકલ્પ તપે મમરાજ શુભ, નિર્વિઘ્ને મુનિનાથજી;
માગૂ પ્રસન્ન પેખી અધિક, ભાવે રહું તમને ભજી. ૬
કહે તપસ્વી કપટિ, એવું નૃપ હોશે તારે;
પણ કારણ છે કઠણ, એક કોઇ સુણ ભારે;
નમાવશે તુજચરણ, કાળ પણ નિજશિશ આવી;
એક વિપ્રકુળ વિના, મહીશ રહિશ તૂં ફાવી;
છે વિપ્ર તપોબળથી સદા, વિશ્વવિષે સહુથી વડા;
નથિ રક્ષક કો દ્વિજ કોપનો, એ આગળ સહુ રાંકડા. ૭
માટે જો મહિપાળ, વિપ્રવશ કરો સુહામે;
તો તમ વશ વિધિવિષ્ણુ, શંભુ સૂરેંદ્ર તમામે;
વિપ્રવંશથિ વડાઇ, જક્તમાં ચાલીઆવી;
સત્ય સત્ય મહિપાળ, કહૂં બે ભુજા ઉઠાવી;

૩૧ આહાર.

૩૨ શોકરહિત.

સુણ્ વિપ્રશાપ વિણ હે નૃપતિ, નાશ ન તારો કો સમે;
માટે તું કર વશ વિપ્રસહુ, જેમ આવિ ચરણે નમે. ૮

### ભુજંગી છંદ.

થયો રાજી રાજા સુણી બોલ સારો,
કૃપાનાથ હોવાં નહીં નાશ મારો;
તમારી કૃપાએ કૃપાનાથ મારે,
સદાસર્વદા કોટિ કલ્યાણ ભારે. ૧
વદે હાથ જોડી વળી મુખ્ય હસ્તે,
કહ્યું વંચકે[33] ત્યાં મુખે એવમસ્તે;
પછી બોલિયો વેષધારી વળી ત્યાં,
દશા વાંકિ રાજાનિ આવિ મળી ત્યાં. ૨
કદા કોઇને વાત કહેશો અમારી,
નૃપાધીપ મેળાપની ભદ્રકારી;
થશે નાશ તારો કહુ સત્યવાણી;
જશે કાન છટ્ઠે કદી આ કહાણી. ૨
હું તેથી તને રાયજી રાખું વારી,
થશે કાર્ય મારૂ પડ્યે વાત બ્હારી[34];
પછી ખોડ મારી નથી નેટ ન્યાળો,
થશે વિઘ્ન જો કાંઇ તો હું નિરાળો[35]. ૪
ઉઘાડી પડે વાત આ કો દિ વારૂ,
વળી વિપ્રના શાપથી મોત તારૂ;
વિના એ દિવ[36] હેતૂ નહીં નાશ તારો,
સુણો સત્ય સંકલ્પ એવો અમારો. ૫
નહીં મર્ણ તારૂ બિજા કો ઊપાએ,
કરે કોપ શંભુ હરીથી શું થાએ;
કહી સત્ય રાજા વદે શીશ નામી,
તમો સાંભળો વીનતી એક સ્વામી. ૬
કહો કોણ રાખે ગુરૂ વિપ્ર કોપ્યે,
પડે નર્કમાં સત્ય તે એ નિરોપે[37];
વિધાતા કરી કોપ જો દેહ તાવે,
ગુરૂ તે દુખેથી બાજૂધા બચાવે. ૭
ગુરૂના વિરોધે ન કોઇ ઉગારે,
ભલે હોય બ્રહ્મા વિધી વિષ્ણુ ભારે;
કહ્યે ચાલિએ ના કદા જો તમારે,
થશે નાશ ના શોચ એનો અમારે. ૮

૩૩ દંભિક. ઠગ. ૩૪ બહાર. ૩૫ વેગળો. આળવિનાનો. ૩૬ એ. ૩૭ સંદેશ.

પરન્તૂ ડરે એથકી મંન મારૂ,
પ્રભૂ વિપ્રનો શાપ છે ઘોર વારૂ;
કહો નાથ કેઇ વિધે વિપ્ર સર્વે,
થશે હું વશે સર્વ થૈ હીણગર્વે. ૯
હિતૂ આપ પાખે દિઠો મેં ન કોઈ,
કહો વિપ્ર આધીનતા રીત જોઇ;
વદે સાંભળી એવું ત્યાં વેષધારી,
સુણો ભૂપ હું પ્રીછવૂં રીતસારી. ૧૦

### દોહરા.

વિવિધ યત્નછે જગતમાં, કષ્ટસાધ્ય[38] પણ છેક;
થાય નથાય વળીકદી, વિધવિધ કર્યે વિવેક. ૧
પણ અતિ સુગમ ઉપાયછે, એક અમારી જાણ;
ત્યહાં એક કઠણાઈ વળિ, સુણ નૃપ ચતુરસુજાણ. ૨
મમ આધિનતે યુક્તિછે, અન્ય ન જાણે કાંય;
પણ મારૂ જવું થાયના, પુરપતિ તમ પુરમાંય. ૩
આજ લગી વળી જ્યારથી, જન્મ લિધો સંસાર;
ગયો ન કોના ગામમાં, તથા ભુવનમોઝાર. ૪
હવે ન જાઊં જો કદી, તો તમ થાય અકાજ;
આવિ બની આ અવસરે, આંટી વચમાં આજ. ૫
સુણી વેણ મુનિ કપટિનાં, બોલ્યો નૃપ મૃદુ વાણિ;
નાથ નિગમમાં એવિ કહિ, નીતિ અમીત વખાણી. ૬
મોટા લઘુઊપર[39] અધિક, સ્નેહ કરેછ સદાય;
નિજશિર તૃણ ધરતો સદા, ગંભિર છે ગિરિરાય. ૭
અગાધ અંબુધિ નિજશિરે, ધરે ફીણ ધરિપ્રીત,
ધરણિ નિરંતર નિજશિરે, ધરે ધૂળ શુભરીત. ૮
પાયપડ્યો કહિ એવું નૃપ, થાઓ સ્વામિ કૃપાળ;
મુજમાટે પ્રભુ દુખ સહો, સજ્જન દીનદયાળ. ૯
નિજવશ નૃપ જોઇવદે, તાપસ કપટ નિપૂણ;
સત્ય કહુછું હું નૃપ તને, શ્રવણ ધરીને સૂણ. ૧૦
જગ દુર્લભ મારે ન કશું, જરૂર કરિશ તુજ કાજ;
મન તન વચને ભક્ત મમ, જાણી તુજને આજ. ૧૧
યોગ યુક્તિ તપ મંત્રનો, પવિત્ર અમિત પ્રભાવ;
ફળે ગુપ્ત કરિએ કદી, પ્રગટ કર્યે નહિં લ્હાવ. ૧૨
જો નૃપ કરૂં રસોઇ હું પિરસે તૂં પરમાણ;
મને ન જાણે કોઇ દ્વિજ, તો વશ વિપ્ર સુજાણ. ૧૩
ભોજન કરશે ભાવથી, જે જે તેજ રસોઇ;
તે તે દ્વિજ તુજ વશ થશે, પછિ પ્રતિકુળ નહિ કોઈ. ૧૪

૩૮ દુખેકરી સાધ્યથાયએવો. ૩૯ નાનાઊપર.

વળિ તેને ઘૂર જેહ દ્વિજ, જમશે રૂડી પ્રકાર,
તેય તમારે વશ થશે, સંશાય નહીં લગાર. ૧૫
જા જૈ એહ ઉપાય રચ, નૃપ તું આજથી નેટ[40];
સંવત સુધિ સંકલ્પ કરઃ ભોજન લાલચભેટ. ૧૬
લક્ષ એક દ્વિજ નિત નવા, નોતરજે નિરધાર;
રાય જમાડે આવજો, સરવ સહિત પરિવાર. ૧૭
હૂં તારા સંકલ્પ સુધિ, કરિશ જમણ તજીગર્વ;
દુખ અતિ થોડે એ રિતે, થશે વિપ્રવશ સર્વ. ૧૮
હોમ યજ્ઞ કેરી સદા, કરે વિપ્ર સહુ સેવ,
તેહ પ્રસંગે સહુજ વળિ, વશ થાએ સહુ દેવ. ૧૯
કહિજણાવું બિજુ એક વળિ, હે નૃપ તુજને આજ;
આ વેષે નહિં આવું હૂં, કદિ કરવા તુજ કાજ. ૨૦

રાગ ઓખાહરણનો ચોપાઈ ત્રિતાળની.

કહે કપટમુની સુણરાય, નવો રચિશં હું એક ઉપાય;
પુરોહિત રાય જેછે તમારો, શુધ્ધ શિક્ષા તમોને દેનારો. ૧
હરિ લાવિશ તેનેકરિનિજમાયા,તેની કરિશ મારાજેવીકાયા;
તપ બળથી એ વિદ્યા જાણ, રાખુ અહિયાં વરષ પરમાણ. ૨
તેનો વેષ ધરિશ હુંવિશેષ, કાર્ય કરવા તમારૂં નરેશ;
ગઈ રાત્રી હવે કીજે શયન, ઘણું થાક્યા દિસો રાજંન. ૩
આજથી દિન ત્રીજે નેટ, ભૂપ તારી મારી થશે ભેટ;
મારા તપબળથી રાજંન, પોચાડિશ સુતો તમ ભોવંન. ૪
અશ્વસહિત જઈશ રાજધાની,મારોમહિમાજજે તું પિછાની;
પુરોહિતનો હું ધરિઆવું વેષ, તવ ઓળખજે હે નરેશ. ૫
તને તેડીને અળગો એકાન્ત, જયારે ભાગુ હું મનની ભ્રાન્ત;
કર્યું શયન નૃપે કહ્યું માની, બેઠો આસને જૈ બકધ્યાની. ૬
આવીનિદ્રાત્યાંનૃપનેઅતીશે, મુનીમળિઆહિતાર્થેએમિષે;
કયમ નિદ્રા કરે ત્યાં સોય, ઉર શોચ અધિક જેને હોય. ૭
એમ કરતાંનિશાગઇ પ્હોર, બોલે રાત્રી અધિક ઘમઘોર;
કાળકેતું દનુજત્યાંઆવ્યો, થૈ સુવરજેણેનૃપનેભુલાવ્યો. ૮
પરમમિત્ર તે બકધ્યાનીકેરો, જાણે કપટ પ્રભાવ ઘણેરો;
તેના સો પુત્ર ને દાઢ ભ્રાતા, ખળ અજીત દેવ દુખદાતા. ૯
માર્યા પ્રથમથી તેમને રણમાં, ભુપ પ્રતાપભાનુએ પળમાં;
દેખી દેવ વિપ્રને દુખાળા, મહા[illegible]ને જગથી ટાળ્યા. ૧૦
તે ખળે પાછલુ સાધ્યુ વેર, મહા દુષ્ટને શાની મ્હેર;
તાપસ નૃપમળી કીધો વિચાર, શત્રુદાવમાં આવ્યો આવાર ૧૧
એના નાશનો કરવો ઉપાય, ભાવિવશ કશું જાણે ન રાય;
શત્રુ તેજસ્વિ એકલો તોય, લઘુ કરિ નવગણિએ સોય. ૧૨
હજી શિર અવશેષિત[41] રાહ[42], રવિશશિને દે દારૂણ દાહ;
તાપસ નૃપનિજમીત્ર વિલોકી, ધાઇભેટચોથયોતેમશોકી. ૧૩
કહી વાત તાપસ છળગામી, કાળકેતુ બોલ્યો સુખ પામી;
હવે સાધ્યોરિપુ હે નરેશ, મને કીધો તમે જે ઉપદેશ. ૧૪
રહેશોચતેનોતમો ત્યાગી,વિણઔષધવ્યાધિ વિધિએભાગી;
કુળસહિત રિપુમુળઉખડાવી, ચોથેદિવસે મળિશહૂંઆવી ૧૫
તાપસનૃપતિને અતિ સંતોષી, ચાલ્યો કાળકેતુ ખળરોષી;
ભાનુપ્રતાપને અશ્વ સમેત,સુતાં પોચાડયો તેને નિકેત[43]. ૧૬
મુકયો નૃપને પટરાણી પાસે, જહાં પોઢીછે એકાન્ત વાસે;
હય બાંધ્યો જઈ હયશાળે, પ્રીછે કપટ નકો તે કાળે. ૧૭
રાજાના પુરોહિતને પાપી, હરિ લૈ ગયો માયા અમાપી;
રાખ્યો શૈલ ગુફામાં જાઇ, મતિ માયાવડે ભોળવાઈ. ૧૮
પોતે લીધૂં પુરોહિતરૂપ, પડ્યો જૈ તેની સેજે અનૂપ;
નૃપતી જાગ્યોથાતાં વ્હાણૂ, દેખિ ભવનને આશ્ચર્ય જાણ્યૂ. ૧૯

રાગ ઓખાહરણની ઢાળનો.

મુનિનો મહિમા નૃપે નિજ, મનમાં અધિક પ્રમાણી,
ઉઠ્યો ઉમંગ ભર્યો નૃપાધિપ; જાણે નહિં જયમ રાણી;
વનગયો ચઢિ અશ્વનિ ઉપર, જાણે ન પુરનરનારી,
નિશાપ્હોર ગયે નૃપ આવ્યો, ઘરઘર ઉત્સવ ભારી. ૧
કાળકેતુ પુરોહિત વેષે, મહિપને આવી મળિઓ,
ચકિત વિલોકી કાજ સંભાર્યૂં, ભાવિવશે નૃપ ભળિઓ;
યુગસમ ત્રણદિન વીત્યા નૃપને, કપટીએ મતિ ભરમાવી,
જાણી સમય ઉપરોહિત આવ્યો, વાત સકળ સમજાવી. ૨
નૃપ હરખ્યો ઓળખિને ગુરૂ, ભ્રમવશ મતિ ભરમાઈ,
નોતર્યા સર્વ લક્ષ વિપ્રને, કુટુંબસહિત હરખાઈ;
ખટરસ જમણબનાવ્યાં વિધવિધ, ઉપરોહિતે તેવારે,
માયાંમય તે સરવ રસોઈ, શાકાં વિવિધ પ્રકારે. ૩
વિવિધ મૃગોનાં આમિષ[44] રાંધ્યાં, બહુધા કરીને બનાવ,
ભેળ્યુ તેમાં વિપ્રમાંસ ખળ, વાળવા વેરીદાવ;
ભોજન કરવા વિપ્રો સર્વને, બોલાવ્યા મહિપાળે ;
સાદર આસન ઉચિત બેસાડી, પુરપતી પાય પખાળે. ૪
બેઠા જાણી વિપ્રો નૃપતિ ત્યાં, લાગ્યો પિરસવા જયારે,
થઇ અકસ્માત દેવતણી ત્યાં, આકાશવાણી ત્યારે ;

૪૦ નક્કી.

૪૧ બાકી રહેલું. ૪૨ રાહુ નામનો ગ્રહ.
૪૩ ઘેર. ૪૪ માંસ.

હંહે વિપ્રો ઉઠીઉઠી સર્વ, એમ ભોજન પધારો ;
અન્ન ખાશો ન છે અતિહાની, બુડશે ધર્મ તમારો. ૫
વિપ્ર આમિષની એ રસોઇ, ખાતાં મહાખેદ થાશે,
ઉઠ્યા દ્વિજ સહુ વિશ્વાસ માની, ભુપ વિકળ મન ત્રાસે;
ભાવિવશ ત્યાં પ્રતાપભાનુને, મુખે ન આવે વાણી,
સત્યાનાશ જશે હવે મારૂં, વિપ્રો દુભાયા જાણી. ૬

દોહરા.

બોલ્યા વિપ્ર સકોપ તવ, નહિ કશું કર્યો વિચાર ;
જા તું નિશાચર નૃપતિ થા, મૂઢ સહિત પરિવાર. ૧
ક્ષત્રબંધુ[૪૫] તે નૃપતિને, બોલાવ્યો દ્વિજરાય ;
કહે વચન ત્યાં વિધવિધે, વિપ્ર કોપ કરિ કાય. ૨
છેતરિયા સકુટુંબ તેં, રે નૃપ મૂઢ અજાણ,
ધર્મ અમારો ઇશ્વરે, રાખ્યો આજ પ્રમાણ. ૩
કુટુંબ સમેત કુકર્મિ તુજ, જાશે સત્યાનાશ ;
અરે હવે તુજને કશી, ઊગરવાની આશ. ૪
સંવત મધ્ય ઉજડ થશે, નૃપ તારૂં નિરધાર ;
કુળમાં કોઇ નહિં રહે, પાણી પણ પાનાર. ૫
સકોપ શાપ નૃપતિ સુણી, તનમાં પામ્યો ત્રાસ ;
તેહસમે વળિ ત્યાં થઇ, વિમળવાણિ આકાશ. ૬
હે વિપ્રો ન વિચારિને, દિધો શાપ કરિ રોષ;
નથિ અપરાધ કર્યો કશો, છે નૃપતિ નિરદોષ. ૭
ચકિત થયા સહુ વિપ્ર સુણિ, ગગનવાણિ ગંભીર.
ભૂપ ગયો ત્યાંથી પછી, રસોઇખાને વીર. ૮
ત્યહાં ન ઉપરોહિત અશન, પાક તથા પકવાન ;
પુરપતિ પછિ પાછો ફર્યો, શોચવિવશ નહિં ભાન. ૯
સહુ પ્રસંગ સહુ વિપ્રને, સુણાવિયો નમિ પાય,
ત્રાસિત થઇ અકળાઇને, પડયો અવનિપર રાય. ૧૦
બોલ્યા વિપ્ર સહૂ મળી, દુખિ દુખિત રાજંન
નિરપરાધિ નૃપતી અરે, વિપ્રિત થયેલ વંન. ૧૧
ભૂપતિ ભાવિ મટેનહિં, ફોકટ કરવો સ્હોર;
કહ્યૂં અન્યથા થાય નહિં, વિપ્ર શાપ અતિઘોર. ૧૨
યદ્યપિ દૂષણ તારૂં નથિ, હે અવનીપતિ રંચ,
વનમાં જઈ વિપ્રિત થયે, પરવશ કર્યો પ્રપંચ. ૧૩

સખી આવેલો કારત માસકે, કથસિધાવિંયા "એરાગ"

કરિકપટ આ જગતનીમાંય, છળે જન કોઇને,
દશે અધમગતી તેને ઇશ, રહે પછી રોઇને;
સુણી વિપ્રનાં વચન ભુપાળ, વિશેષ વ્યાકુળ થયો,
ઉઠી વિનય કરો ત્યાં વિવિધ, પ્રીતે પદ ગ્રહિ રહ્યો. ૧
વારંવાર ચરણ નામી શીશ, વદે નૃપતી વળી,
કરો શાપ અનુગ્રહ નાથ, કૃપાકરી સહુ મળી;
શાપાનુગ્રહ સાંભળ રાય, કહે દ્વિજ સૌ કથી.
જ્યારે થાશો તમે જઈ દૈત્ય, બ્રહ્મકુળ ભાવથી. ૨
પામી તામસતન તે કાળ, અમિત પ્રભુતા થશે,
વળી અજરામર અવનીશ, તમથિ સહુ હારશે;
જક્ત વિદિત વીર તમ બેય, વિશ્વ વિજયી થશો,
વળી શંભુ પ્રતાપ અમાપ, પરાક્રમ પામશો. ૩
થાય જ્યારે પરામવચાર, શંકર તવ સેવજો,
શિવપ્રસાદ પામી વળીશ્રેષ્ઠ, વિદિત વિશ્વે થજો;
પામી પ્રભુતા અધિક જગમાંય, વિજયી થશો જાહેરે,
મળશે તમને ત્યાં શનતકુમાર[૪૬], તરત આવી તાહરે. ૪
તેની પાસે તમો નૃપ નેટ, શમજજો શાપ આ,
તેને પુછજો શાપ નિસ્તાર, પ્રબળ પરિતાપ આ;
સાદર સુણ નિરપરાધીનરેશ, વચન વિપ્રનાં હવે,
થશે ઉધ્ધાર સહુ પરિવાર, મુનિનિ શિક્ષા થવે. ૫

હરિગીત છંદ.

કહિ એવું વિપ્રસિધાવિયા સહુ, સાથ લૈ નિજનિજ ઘરે,
પુરવાસિઓ સહુ પામિયા ઝટ, સમાચાર કહે અરે ;
દૂષણ દિએ સહુ દૈવને કરિ, શોચ મનમાંહે અતી;
રચિ હંસ જેણે કાગ કીધો, જુઓ દૈવનિ જડમતી. ૧
નૃપના પુરોહિતને અસૂરે, નિજભવન પોચાડિને,
મુનિ કપટિને સહુ ખબર જાણવી, ભૂપકુળતણસાડિને;
બકધ્યાનિ ખળ છળકપટ ભાજન, હર્ષિયો સુણિવાતએ;
જ્યાં ત્યાં લખીને મોકલ્યા વળિ, કાગળો ભલિભાતએ. ૨
સહુ ભૂપ સજિસજિ સૈન્ય આવ્યા. કપટ મુનિના કહેણથી,
ગઢ ઘેરિ લીધ પ્રતાપરવિનો, શત્રુએ ચૌ દીશથી ;
ગગડાવિ ઘોર નિશાન રોપ્યો, રણસ્થંભ રૂડિરિતે,
નિત વિવિધભાંતિ લડાઈ ચાલે, કોઇ નવ હારે જિતે. ૩
કરિ જોર રણઝૂઝાર સુભટો, શત્રૂપર તુટી પડયા,
સુરવીર કરણી વર્ણિ શકૂં, અચળ થૈ રણમાં અડયા;

૪૫ ક્ષત્રીઓમાંનીચ.

૪૬ બ્રહ્માના માનસીપુત્ર.

અરિદમન સહિત પ્રતાપભાનૂ, શત્રુનાં દળ મારિને,
ધરણી પડચો અરિઘાવ ખાઇ, અચળ અંતે હારિને. ૪
બંચ્યો ન કોઈ સત્યધ્વજ[1] કુળ, વિપ્રશાપે તે સમે,
દ્વિજ કોપ કેમ અસત્ય થાએ, જેનુંમન હરિપદ રમે;
જિતિ લેઈ પુર તે શત્રૂએપછિ રૂડિ રિતથિ વસાવિને,
સહુ ચાલિયા નિજરાજધાની, જય તથા યશ પામિને. ૫
મુનિ ભરદ્વાજજી સાંભળો તમ, વંક વિધિ જવ જેહને,
ધુળ મેરૂસમ યમસમપિતા તવ, દોરડી અહિ તેહને;
આગળ કથા કહું સાંભળો મુનિ, યાજ્ઞવલિકરૂષી કહે,
સતિ સાંભળી શિવવાણિ એવી, લાવ જન્મતણો લહે. ૬

દોહરા.

કાળ પામિતે મહિપતી, ભરદ્વાજ મુનિરાજ;
થયો નિશાચર અપરભવ, શાપે સહિત સમાજ. ૧
તેને દશશિશ વીશભુજ, મ્હાવિર રાવણ નામ;
પૂર્વે પ્રતાપભાનુ જે, સૂર અચળ સંગ્રામ. ૨
ભૂપ અનૂપ અનૂજભુપ, જે અરિમર્દન નામ;
તેહ થયો ત્યાં હે મુની, કુંભકર્ણ બળધામ. ૩
સચિવ હતો જે ધર્મરૂચિ, શ્હાણો શક્ર સમાન;
લઘુબંધવ રાવણતણો, ભક્તરાજ વિજ્ઞાન. ૪
નામ વિભીષણ જગવિદિત, વિષ્ણુભક્ત વળિ ધીર;
સતત નિવાસિત જેહના, હૃદયવિષે રઘુવીર. ૫
જે સુત સેવક નૃપતણા, થયા નિશાચર ઘોર;
કામરૂપ ખળકુટિલ બહુ, વિવેકહિણ અતિજોર. ૬
નિર્દય હિંસક પાપિ સહુ, શીરિત વરણિ શકાય;
અખિલ વિશ્વ પરિતાપિ તે, વિશ્વ કેર વરતાય. ૭
ઉપન્યા યદપિ પુલસ્ત કુળ, પાવન અમળ અનૂપ;
તદપિ વિપ્રના શાપવશ, થયા સર્વ અઘરૂપ[2]. ૮
કર્યું તપ ત્રણ ભ્રાતે વિવિધ, પરમઉગ્ર સુખત્યાગિ;
કો વિધિ વરણિ શકાયતે, અતિ બળના અનુરાગિ. ૯
ગયા નિકટ તપ દેખિ અતિ, વર દેવા વિધિરાજ;
માગો વર જે મનરૂચી, અતિ પ્રસન્ન છૂં આજ. ૧૦
કરિ વિનતી અતિ પાયપડિ, દાખ્યો જે દશશીશ;
વિધિપ્રત્યે બોલ્યો વચન, સુણો તમે જગદીશ. ૧૧

ચોપાઈ ત્રિતાળની.

માગીએ પ્રભુ જોઇ પધાર્યા,
અમે મરિએન કોના માર્યા;
વાનર નરજાતી એ બે પાખે,
અમે વિજયી વિશ્વ પ્રભુઆખે. ૧
ઊચર્યા મુખે વિધિ એવમસ્તુ,
હેતે વદન કરીને હસતૂ;
ઉગ્રતપ તમે અતિશો કીધૂં,
જોઇ વર વરદાન મેં દીધૂં. ૨
ગયા ત્યાંથી કુંભકર્ણ પાસે,
વર દેવા પરમ ઉલ્હાસે;
થયા વિસ્મય તેને નરખી,
વિધિ મનમાં વિચારે ભડકી. ૩
જો આ ખળ નિત્ય કરશે અહાર,
તો સહુ ઉજડ થશે સંસાર;
મતિ ફેરવી શારદપ્રેરી,
વિરંચિએ કુંભકર્ણકેરી. ૪
ષટમાસની નિદ્રા માગી,
એવમસ્તુ કહ્યૂં અનુરાગી;
ગયા ત્યાંથી વિભીષણ પાસ,
દિઠો કેવળ હરિનો દાસ. ૫
કહ્યું પુત્ર માગ્ય વરદાન,
સમો આવે ન આવો આન;
સુણો માગ્યુ મુની જે તેણે,
કુળ કર્યું નિજપાવન જેણે. ૬
પ્રીતિ વિમળ પ્રભુપદ દેજે,
હુંતો માગુ એ તપને અવેજે;
મારે માગવું બીજુ ન કાંય,
સદા રહો પ્રભુ મમ ઉરમાંય. ૭
દઈ વર તેને બ્રહ્મા સિધાવ્યા,
હર્ષિત થૈ ત્રણે નિજ ઘર આવ્યા;
મયતનયા મંદોદરી નામ,
રૂપસુંદરી નારીલલામ[3]. ૮
મયદાનવે તે સ્વકુમારી;
દિધી રાવણને પ્રીતધારી;
મહાતેજ રૂપ ગુણખાણી,
થઇ યાતુધાન[4] પટરાણી. ૯
કુંભકર્ણ વિભીષણ ભાઇ,
કિધી તેમની કોડે સગાઇ;
પામ્યા તેય રૂડી સુંદરીઓ,
જાણે અપ્સરા અહિં અવતરિઓ. ૧૦

૧ પ્રતાપભાનુનો પિતા સત્યકેતુ. ૨ પાપરૂપ. ૩ નારીઓમાં ભૂષણરૂપ. ૪ દૈત્યલોકો.

ત્રિકૂટાચળ દ્રઢ છે એક,
સાગર મધ્યે દુર્ગમ છેક;
વિધિ નિર્મિત ગઢ તે કહાવ્યો,
મયદાનવે ફરિ સમરાવ્યો. ૧૧
મણિઆકારે સુવર્ણે રચેલો,
રૂડી રચનાને રત્ન જડેલો;
ભોગવતી જેવી નાગની નગરી,
જેવી અમરાવતી ઇંદ્રપુરી. ૧૨
તેથી અધિક સુરમ્ય પ્રમાણ,
નામ લંકા જગતમાં જાણ

છપા.

ખાઇ સિંધુ ગંભીર, ચારદિશિએ છે ફરતી;
કનક કોટ મણિ ખચિત, જ્યોતિ ઝબકારા કરતી,
બનાવ નવ વરણાય, અતી ગંભિર ગઢ લંકા;
લોભે મન પ્રિછિ લક્ષ્મિ, રહે રક્ષક વિરવંકા,
હરિ પ્રેરિત જે જે કલ્પમાં, દૈત્ય લંકપતિ સુરઅરી;
અતિ બળ પ્રતાપિ સુરદળ સહિત, રહે લંક જીતિને ફરી. ૧
હતા જેહ રખવાળ, દૈત્ય ગઢલંકાં ટોડે;
સંહાર્યા તે સર્વ, દેવ વસિયા ત્યાં કોડે,
હમણાં રેતા ત્યાંહ્ય પુરંદરકેરા પ્રેર્યા;
યક્ષતણા રક્ષકો, લક્ષકોટી ગઢ ઘેર્યા,
પામ્યો દશમુખ ત્યાં કોસમે, ખબર એવિ ખાંતે કરી;
સજિ સૈન્ય જઇ ગઢ ઘેરિઓ, ક્રોધે અતિશે વીફરી. ૨
દેખિ વિકટ કટકાઇ, સુભટ સહુ રણઝુઝારી,
યક્ષગણો સીધતા, જીવ લૈ નાઠાબારી;
ભાગ્યા સહુ તજિ ભીડ, વાગિ વિરહાક વડેરી,
અઢ્યો જીત વાવટો, વાગિ નિશાન નફેરી;
ફરિ ફરી નગર નૌતમ નિરખિ, હરખી ફીલ દશાનને;
સહુ શોચ ગયો સુખ અતિ થયું, વસાવવા પરિવારને. ૩
સ્હેજ અગમ નૌતમી, અતી સુંદરપુરિ લંકા,
ગઢનો અતિ ઘેરાવ, બુરજ રક્ષક વિરવંકા;
રાજધાની રાવણે, કીધિ ગઢ દુર્ગમ દેખી,
ફરતી સાગર ખાઇ, હ્રદય નિર્ભયતા લેખી;
સહુને દીધાં ઘર વેંચિને, યોગ્ય જેવું જેને દિસે,
રજનીચર[5] સરવ સુખી થયા, નૌતમ લંકાપુરિવિષે. ૪
એકવાર એકલો, રાય રાવણ ભુજબળિયો;
ધાયો કુબેરપાસ, જીતી પુષ્પક[6] ઝટ વળિયો,
કૌતક કરિ કૈલાસ, ત્યાંથિ જૈ રાવણ રાણે;
ઉઠાવિ લીધો હાથ, તોળ્યુ ભટ ભુજબળ જાણે,
ચાલ્યો ત્યહાંથિ સુખપામિ અતિ, અધિકગર્વ અંતર ધરી;
પ્રતિભટ જાણે નથિ જગત કો, ઉન્મતાઇ અતિ આદરી. ૫
સુરનર કિન્નર નાગ, યક્ષ ગંધર્વકુમારી,
વર્યો લાવિ જીતિ તેહ, બાહુબળ સુંદરિ નારી;
સુખ સંપતિ સુત સૈન્ય, વિજય બળ બુધિ વડાઇ,
પ્રતાપ પણ જગ પ્રૌઢ, વધે નિત નવ અધિકાઇ;
જ્યમ પ્રતિ લાભે મન લોભ અતિ, વધે નિરંતર નવનવો,
ત્યમ રાવણને પ્રભુતાતણો, લોભ અધિક ઉદય હવો. ૬
કુંભકર્ણ ભડભ્રાત, મહા બળવાન બનેલો;
જેનો પ્રતિભટ જગ્ત, જનનિએ કો ન જણેલો,
સુવે કરી મદપાન, માસષટ મહા અઘોરી;
જાગ્યે ત્રણપુર ત્રાસ, અધર્મ ધુરંધર ઘોરી,
જો દિનદિન પ્રત્યે ભક્ષતે, કરે જાગિ અનુરાગિને;
તો વિશ્વ ઉજડ સહુ થાય ઝટ, સુતો ભલો ઉંઘ માગિને. ૭
રૂડો તેહ રણધીર, વીરનવ જાય વખાણ્યો;
કુંભકર્ણ સમઅધિક, બળાઢય સુભટ પરમાણ્યો,
મેઘનાદ મ્હાવીર, વડો સુત રાવણકેરો;
પ્રથમ સુભટમાં રેખ, જક્ત બળવાન ઘણેરો,
રણસન્મુખ કોઈ ન થઈ શકે, મેઘનાદ બળિયોદિસે;
નિત ઇંદ્ર પરાભવ પામતો, વારિદનાદથિ[7] રણવિષે. ૮
દુમુખ[8] અકંપન[9] સુભટ,[10] કુલિશરદ[11] વીરવડેરા;
ધુમ્રકેતુ[12] અતિકાય,[13] રાયસુત રાવણકેરા,
એક એક જીતિશકે, અખિલજગ સુરદુખદેતા;
એવા સુભટ અનેક, રાય રાવણ ઘર રહેતા,
સહુ કામરૂપ બળબળ ઘણે, માયા સહુ જાણે અતી;
સ્વપ્ને ન જેમના મનવિષે, ધર્મ દયા નીતી રતી. ૯

રોળાવૃત્ત તથા કાવ્યછંદ.

એકવાર દસશીશ, સભા બેઠો સિંહાસન;
દેખિ અમિત નિજતણો, પ્રૌઢ પરિવાર અપાવન. ૧
સુતસમાજ નિજ પૌત્ર, પાર પરિજનનો નાવે;
ગણિ કો શકે ગણીતિ, નિશાચર જાતિ સુહાવે. ૨

૫ દૈત્ય. ૬ એનામનું કુબેરનું વેમાન.

૭ મેઘનાદ. ૮ એ નામનો રાવણનો દિકરો. ૯ એ નામનો રાવણનો દિકરો. ૧૦ રાવણનો દિકરો. ૧૧ રાવણનો દિકરો. ૧૨ રાવણનો દિકરો. ૧૩ રાવણનો દિકરો.

સૈન્ય વિલોકિ વિશાળ, રાય રાવણ અભિમાની;
બોલ્યો વચન સક્રોધ, મોહ મદ ભર્યાં ભવાની. ૩
સુણો દનૂજો સર્વ, આપણા અરિ સુરસરવે;
સન્મુખ થઇ નવલઢે, મહા રણ કારણ મરવે. ૪
દેખિ સબળ અરિસર્વ, જાય ભાગી ન જણાએ;
થશે તેમનૂં મરણ, કહૂં હૂં એક ઉપાયે. ૫
સમજાવી કહુ સાર, સુણો સાદર તે સરવે;
આપણને ઠિકથશે, મહાસુખ પછિ તે મરવે. ૬
દ્વિજભોજન મખ હોમ, પિતૃનાં શ્રાદ્ધ સરાવે;
કરો સર્વ જઈતમે, બંધ પૃથ્વીપર દાવે. ૭
ક્ષુધાક્ષીણ બળહીણ, સુરસહુ થશે સનારે;
ત્યારે તરત તમામ, આવિ મળશે વિખવાદે. ૮
તે અવસર તેમને, મારિશૂં કે તજિ દેશૂં;
ભલિભાંતિ તે પાસ, દંડ મન ગમતો લેશૂં. ૯
કરિ આજ્ઞા કહિએમ, સર્વ દૈત્યોને ત્યારે;
પછી લંક પુરપતી, હર્ષિ નિજ સુત હંકારે. ૧૦
મેઘનાદ મ્હારથી, ઉભો આવી નૃપ પાસે;
દિધી શીખ રાવણે, પુત્રને પરમ ઉલ્હાસે. ૧૧
સુર ચઢાવે રાય, દેવ દુશ્મનતા દાખી;
પુત્ર ધન્ય તૂં પેટ, ધન્ય જનની કુખ ભાખી. ૧૨
બુદ્ધિવાન બળવાન, દેવ લડવે ન ડરેછે;
નિજ ભુજબળનો ગર્વ, જેમને અધિક ઉરેછે. ૧૩
જીતિ રણમાં તેમને, બાંધિ આણો બળવંતા;
કહું શું તમને અધિક, પુત્ર મારા ગુણવંતા. ૧૪
ઉઠયોવીર ઘનનાદ, જનક અનુશાસન સાધી;
પુત્ર તમારો ખરો, આણું પળમાં સુર બાંધી. ૧૫
એવિ રિતે સર્વને, દશાનન આજ્ઞા દેઈ;
પોતે પણ ચાલિઓ, ગદા કરમાંહિ લેઇ. ૧૬
ધરાધ્રૂજિ અહિ ડગ્યો, ચાલતાં રાવણ રાજા;
ગાઢ કિધી ગર્જના, ખળભળયો દધિ તજિમાજા. ૧૭
વીરહાક સુણિ સદ્ય, ગર્ભ ગળતા સુરરમણી[૧૪];
દેવ હ્રદય અતિ ત્રાસ, પિડા આવીપડિ ખમણી. ૧૮
રાવણને આવતાં, સુરોએ સુણયો સકોપે;
તાકી વન ગિરિ ખોહ, ચાલિયા ભાગી એપે. ૧૯
ગયો લોક દિગ્પાળ, સુણ્યો રાવણ રિપુ આવ્યો;
ભાગ્યા સહુ તજિ ઠામ, એવિ રિત મદ મૂકાવ્યો. ૨૦

૧૪ દેવાંગના.

વળિવળિ કરિ હરિનાદ[૧૫], ગાજતો રાવણ ભારે;
દિએ ગાળ દેવને, થવા સામા પડકારે. ૨૧
રણમદમત્ત વિશેષ, ફરે જગમાહે ધાતો;
પ્રતિભટ મળ્યો ન કોઈ, સોધતાં કહિંયે ભુલાતો. ૨૨
સપ્તદ્વીપ નવખંડ, તથા વળિ સપ્ત તળાતળ;
વળિ નભલગિ સર્વત્ર, થયૂં રાવણબળ ખળભળ. ૨૩
કંપે ધરણી અધિક, ત્રાસ રત્નાકર મનમાં;
ભુજાબળે રાવણનિ, હાકવાગી ત્રિભુવનમાં. ૨૪
ફરતાં દશમૌલિને[૧૬], મળ્યા નારદ મારગમાં;
કહે રાવણ તેમને, અધિક મલકાઇ મનમાં. ૨૫
દેવ કયહાં મુનિરાજ, બતાવી દ્યો ઝટ અમને;
ગર્વવેણ સુણિ તેનું, ન મન ભાવ્યૂં નારદને. ૨૬
શ્વેતદ્વીપ તેહને, મોકલ્યો તર્ત ત્યહાંથી;
સાગર ઉતરી પાર, ગયો રાવણ ભડભાથી. ૨૭
નારિવૃંદ ત્યાંજઇ, દેખતો હુવો દશાનન[૧૭];
કહે રાવણ તેમને, સાંભળો હે અબળાજન. ૨૮

## હરિગીત છંદ.

પતિપાસ જઇ પ્રિછવો તમે સહુ, નાથ નિશિચર આવિયો;
કરતો વિજય સહુ જગત તમસૂં, જુધ નિરોપ કહાવિયો,
જીતિ તેહને સંગ્રામમાં હૂં, ભુજબળે ભલિભાતથી;
નિજધામ તમને લૈજઇશ પછિ, છુટવિ તે સંગાતથી. ૧
સુણતાં વચન રાવણતણાં અતિ, ગર્વ ભરિયાં સર્વથા;
વૃધ્ધા[૧૮] ડિસાણી એક છેકજ, વૃંદમાંનિ કહૂ કથા,
દાડી ગ્રહ્યા બે ચરણ તેણે, દૈત્ય પતિના રોષિ એ;
ઉડિ અંતરિક્ષ ગઈ ગગનમાં, ડાટ વાળ્યો ડોશિએ. ૨
ગઇ દૂર ધરિ ધરિ હચહચાવ્યો, શિશ મુગટ પટ ખેરવી,
અતિ જોરકરિનાંખ્યો પિસી રદ[૧૯], મધ્યદધિ શિર ફેરવી;
પોચ્યો પતાળ અચેત બનિયો, શુધ્ધિ નરહિ શરીરની,
ન મરે અકર્મી દ્વિજપ્રસાદે. ગતિ જુઓ સુરવીરની. ૩
ઉઠિ સાવધાન કરી ગરજના, હર્ષ ખેદ ન હ્રદયમાં;
ચાલ્યો ત્યહાંથી નાગપુરીમાં, બળિતણા સમુદાયમાં,
ત્યાંનાં મળિ લઘુબાળ સરવે, જીતિ લિધો દશમૌલિને;
પ્રભુએ સ્વબળ દીધેલ શિશુને, તર્ત તાજૂ તેદિને. ૪
ધાયાં સરવ શિશુ દૈત્યપૂઠે, પકડિઓ જઇ કેશથી;
લઇ આવિયા પુરમાં ત્યહાંથી, વિકટ રાવણ વેષથી,

૧૫ સિંહનાદ. ૧૬ દશમાથાનો રાવણ. ૧૭ દશમુખનો રાવણ ૧૮ ઘરડી, ડોસી. ૧૯ હોઠ કરડી.

દોડયાં નગર નરનારિ જોવા, વીશભુજ દશશિશ દિસે;
છે વાહ વિધિ આ ઘડતરી રૂડિ, આવિ કયાંની આદિશે.૫
ત્યાં બાંધિ રાખિ ખિજાવતા બહુ, શિશુમળી ટોળે સદા;
અતિમાર સહુન કરે ભલેપાણ, નામનિજ નકહે કદા,
મન લાજીઓ વામન વિલોકી, રાયરાવણ દુખખમે;
છોડાવિ મેલ્યો દિલ દયાધરિ, વામને ત્યાં તેસમે. ૬
ચાલ્યો તરત ત્યાંથી દશાનન, લાજ શંક ન મનવિષે;
નિર્લજ દયાહિણ અધિક હિંસક, રામવિમુખ અધિક દિસે,
દશકંઠ મ્હાશઠ ચાહ્ય જીત જગ, કેમ પામે કારમી,
અવસાન પામી પુર પરાભવ, રહે પછી મનમાં સમી. ૭
જવ જેહને વિધિવામ થાએ, તવ મુનીજી તેહને,
થઇજાય સોનૂ કાંચ સમપછિ, દામ કોડિ ન ઉપને;
ફરતાં કયહાં દ્વિજ સુર મળેતો, દંડ લે અતિ ત્રાસ દે,
એ આચરણ કરતો ફરેનિત, નવ ઠરે નિજવાસ જૈ. ૮
ઉતપાતિ ખળ અતિઘોરમય તે, પછિગયો પંપાપુરે,
જ્યાં વાળિ નામે કપિપતીછે, અતિબળાઢ્ય પુરે સુરે;
દીઠું સરોવર એક રમણિક, સ્વચ્છ નિર કંચનસમાં,
શોભા વિલોકી અધિક લોભે, મુનિતણાં મન કારમાં. ૯
ત્યાં કપિપતી નિજધ્યાન કરતો, અધિક સાદર તેસમે,
સંધ્યાવદન ગાયત્રિ ગંભિર, સૂર્યઅર્ઘ દઈ નમે;
જઇ ત્યાં ઉભો રજનીશ રાવણ, ઠોકિ ભુજ કરિગર્જના,
કપિશો વિલોકયૂં તેહભણિ હસિ, વાહનિશિચર વિર્જના.૧૦
નિજધ્યાન અવસર જાણિવાળી, રિસ વિસારીને ક્ષમે,
બોલ્યો અધિક મન ક્રોધ કરિને, રાય રાવણ તે સમે;
બકધ્યાનિ કપિ શઠ બોધ સુણતું, ધુર્તધ્યાન વિસારિને,
રણમાં જીત્યા પાખે મનેતૂં, ધ્યાન કર શૂં ધારિને. ૧૧
તજી ધ્યાન રણસંગ્રામ કર કપિ, સત્યકહુ સમજાવિને,
નહિંપામું દેવા અંજળીતૂં, યુધ કર્યાવિણ આવિને;
છે આણ અજ ઇશની તને કપિ, ઊઠ હોય ઉમંગ એ,
કાયર થઈ બકધ્યાન ધરતો, ધૈર્યના નહિં ઢંગએ. ૧૨
વાળી વદે તવવ્યંગ હસિ હાં ! બળતમારૂં એવુંછે?
રહું દેઈ હૂં અંજળિ સપ્રીતી, તારૂં બળપછિ સ્હેવું છે;
મુજને તું જા જીતિ રે ઉભો અહિં, થોડિ વાર સુધી ઠરી,
તવ રીશ અતિ લંકેશઆણી, ઠોકિબાહૂ ફિર ધરી. ૧૩
દે યુધ્ધ તજી કાયરપણૂ કપિ, વાત કહુ સાચી તને,
જીતવા હજીછે અધિક મારે, ખોટિ ના કર તૂં મને;
કપિનાથ તવ મનમાં વિચારે, નહિંમરે માર્યો કદા,
વરદાન એને શંભુનૂંછે, જેહ જગ પ્રભુ વિભુ સદા. ૧૪

દોહરા.

હે દશશીશ વિચારિને, જાઓ ઘર ગણિસાર,
સુણી તમારી અજયતા, શ્રવણે ચાર પ્રકાર. ૧
બહુ પ્રકાર બોલી ત્યહાં, સમજાવ્યો કપિરાય;
બોધન આવ્યો કોરિતે, રાવણને બળકાય. ૨
તજી સંધ્યા કરિ કોપ કપિ, ધાયો તવ ફિર વીર;
પકડયો રાવણ પાપિને, નેટ ઉતારણનીર. ૩
પકડિ કાખમાં દાબિયાં, રાવણનાં દશશીશ;
દિધિ અંજળિ મન વાણિથી, રવિને નામી શીશ. ૪
સપ્ત ઉદધિનાં નીરનૂં, કરિ આચમન કપીશ;
જપ્યા કર્મ મનવાણિથી, આદી શંકર ઇશ. ૫
તેહક્ષણે વીત્યોસમો, સંધ્યા વંદન સાર;
સપ્ત ઉદધિ ઓળંગિ કપિ, મહાન રણઝૂઝાર. ૬
આવ્યો ઘર કપિરાય તવ; કાખ રહ્યો લંકેશ;
વિત્યા માસષટ એરિતે, પામ્યો અતિશય કલેષ. ૭
કરે કલેષ વશ ક્રોડવિધ, રાવણ રાય ઉપાય;
ચાલે કશી ન ચતુરતા, દિનદિન શીશ દબાય. ૮
જામ્યો પરસેવો અધિક, કપિપતિને નિજકાખ;
ધામ થયો દુર્ગંધિવળિ, નવસ્હેવાએ નાક. ૯
અતિ આકુળ વ્યાકુળ થઇ, આણી રીશ અપાર;
દીધો ડંસ દશાનને, દાંતવડે તેવાર. ૧૦
કપિપતિને મન એમ ભ્રમ; જુકાં લિખનોડંસ;
વિસ્મૃતિ રાવણ કાખની; રૂખિવંશ અવતંસ. ૧૧
અંજળિ દેતાં ભાનુને, પ્લવંગપતિ કોવાર;
કાખ ઊંચિ કરવાથકી, રાવણ નિકળ્યો બ્હાર. ૧૨
બ્હાર નિકળિ વાળીપ્રતે, હોકિ બાહુ બળવાન;
ગંભિર કીધી ગર્જના, અંતરધરિ અભિમાન. ૧૩
ફરિ પકડી તવ તેહને, કપિ કરિને મનક્રોધ;
બાંધિલિધો બળવંતને, વાંચ્છે ફરિ ન વિરોધ. ૧૪
લૈ આવ્યો તવ કપિપતિ; પુત્ર પારણાપાસ;
રાવણને અતિ રોષથી, તન દેખાડયો ત્રાસ. ૧૫
વીશભૂજ દશશીશ શુભ, બંને ચરણ સહિત;
બાંધ્યો એકજ બંધને, જે લંકેશ અજીત. ૧૬
ઝુમરી કીધી લટકતી, બાંધી અંગદસેજ;
શોભે અતિ ઝુમરિરૂડિ, શિરમણિકેરે તેજ. ૧૭
પાટુ પ્રહાર કરે સતત, અંગદખેલી ખેલ;
કિલકિલ કિલકારા કરી, રાવણમુખ મુતરેલ. ૧૮
તારાએ ત્યાં ઓળખ્યો, દયામણૂં મુખ કીધ;
અબળા મન ઉપજી દયા, તર્ત છોડવી દીધ. ૧૯

જા જીવ લૈ લંકેશ ગ્રહ, આવિશ અહિં ન કદાય;
નહિંતો ફ્રરિવળિ પકડશો, કોપકરી કપિરાય. ૨૦
ત્યાંથિ ગયો રાવણ ત્યહાં, દેતો જગમાં ત્રાસ;
જે ઠામે સહસ્રાર્જુને, રૂડો બનાવ્યો રાસ. ૨૧
જળક્રીડા કરતો અતી, સંગ સકળ નિજનાર;
સુંદર શોભાધામની, વામા વિવિધ પ્રકાર. ૨૨
રચ્યો રાસમંડળ જ્યહાં, ત્યહાં આવિ તતખેવ;
સુરનર અહિ કરતા ઘણી, શુધ્ધ પ્રકારે સેવ. ૨૩
જઇ ત્યાં જોયૂં રાવણે, સુખ અતિ વિવિધપ્રકાર;
હર્ષિત થઇ નિજ હ્રદયમાં, માન્યૂ સૂખ અપાર. ૨૪

## વસંતતિલકા છંદ.

લંકેશ ત્યાં જઇ ચઢ્યો દિઠું શંભુદેર,
જાણે વિરંચિનું રચેલું રૂડૂ ઘણેર;
પુષ્પો તથા તુળસિ પત્ર બિલીતણાં લૈ,
તોડી લિધાં કમળપત્ર વળી ઘણાં જૈ. ૧
ક્ષોભીયુ વારિ સરિતા દશશીશ જાઇ,
સ્થંભાવ્યું મંત્ર સમરીશિવ સૂખદાઈ;
જ્યારે પ્રચંડજળ થંભ્યુ નદીનિમધ્યે,
લાગ્યો સમાજ બુડવા સહુ તે અવધ્યે. ૨
શંકાયુમંન સહસ્રાર્જુનનૂં અતીશે,
સર્વે સ્રિયોહ્રદય લાજ અપાર દીસે;
બોલી ત્રિયા નૃપતિ સાથ સમાજમાંની,
જે રાજપુત્રિ અતિ સુંદરિ બુધ્ધિશાણી. ૩
સુણો તમે જબર જોધ્ધજ કોઇઆવ્યો,
ઓચિંતિ તેથિ વધિ મ્હાનદિ આ પુરાવો;
વાચ્યો સુણી નૃપતિને અતિકોપ કાળો,
જેવો ત્રિલોચન ઉઘાડિ ત્રિપૂર બાળ્યો. ૪
દીઠો ત્યહાં જઈ દશાનનને ઉભેલો,
જેના સુમંત્રથકિ જાણું દધી[20] વધેલો;
માયા અતી પ્રબળ જોર જણાય ભારી,
લંકેશને પકડિ લીધ નૃપે પ્રચારી. ૫
બાંધી લઈ લઇગયો સ્રિસમાજ પાસે,
દેખી રૂડી ઘડતરી મન સૌ હુલાસે;
સ્નાનાદિ પૂજન નૃપે કરિ તેહકાળે,
બાંધ્યો દશાનન જઇ નિજ અશ્વશાળે[21]. ૬
લજ્જીત દુષ્ટ ગુપચૂપ સદા રહે ત્યાં,
મારી ઉરે રિસ સહૂ દુખ તે સહે ત્યાં;
હે શૈલજા અતિ રસાળ હવે કથા આ,
સુણો તમે શ્રવણ સાદર સર્વથા આ. ૭
બાંધ્યો દશાનન જઇ નિજ અશ્વશાળે,
સંકેલિ વીશભુજને દશશીશ વાળે;
સર્વે ત્યહાં પુરૂષ કામનિ આવિદેખે,
પાટૂપ્રહાર કરિહાંસિ[22] સહૂ ઉવેખે. ૮
સંકોચપામિ દશમૌલિ ન નામ કહેતો,
પૂછે સુજાણ નૃપતી બહુભાંતિએ તો;
રંભાદિ નારિ નિત નૃત્ય કરંતિ આવી,
રાજા સદાય રિઝતો નૃતિકા નચાવી. ૯
ત્યારે મુકે દશશીશો અતિદિવ્ય દીવા,
કંપે બિકે અધિક તે મરડે ન ગ્રીવા[23];
એવીરિતે દિવસ ત્યાં અતિશે ગુમાવ્યા,
પૌલસ્ત[24] ત્યાં નિજકુમાર પિછાનિ આવ્યા. ૧૦
છોડાવિયો વિનયથી દીન[25] રાવણાને,
ચાલ્યો વ્યહાંથિ દશમૂખ મહાભિમાને;
આવ્યો નજીક નળશ્રાપ[26] હવે ભવાની,
શ્રીરામના વિમુખ તે દુખિ લે તું માની. ૧૧
પંથે જતાં દિઠિ નિશાચર સ્વામિએ ત્યાં,
નારી અનૂપ અતિ સુંદર કામિએ જ્યાં;
પુષ્પો બિલ્લી તુળસિ ચંદન ચર્ચવાને,
સોવર્ણથાળ કર શોભિત ગૌરવાને. ૧૨
ચાલી જતી ઉરવશી[27] સજિ સોળઅંગે,
ગૌરીશના[28] પુજનકાજ અતી ઉમંગે;
સંકોચ પામિ નૃપરાવણને વિલોકી,
ત્યારે દશાનન વધો મૃદુવાણિ ટોકી. ૧૩
છો કોણ ક્યાં ગમન ગૌરત્રિયા તમારૂં?
ઉભાંરહી વચન એક સુણો અમારૂં;
જાણી વડીલ ઉર્વશી અતિલાજ પામી,
તાણીલિધો ઘુંઘટ પ્રીછિ કુપંથગામી. ૧૪
દીધો ન ઉત્તર તદા મુઢરાવણે ત્યાં,
જાઈ નજીક ભરિઅંક ગ્રહી લિએ ત્યાં;
કીધો ન કાંઇ મનવિચાર અપાર પાપી,
કુબેરપૂત્રવધુ[29] એ ન પ્રિછી તદાપી. ૧૫

---

૨૦ સમુદ્ર. ૨૧ ઘોડાર, અથવા ઘોડાઓનેબાંધ-વાની જગા.

૨૨ મશ્કરી. ઠેકડી. ૨૩ ડોક. ૨૪ એનામના ઋષિ રાવણનાદાદા. ૨૫ ગરીબ. ૨૬ નળકુબેરનોશાપ. ૨૭ નળની સ્રી. ૨૮ માહાદેવ. ૨૯ કુબેરના દિકરા નળની વહુ.

જાણી ત્રિયા ભલિરિતે જવ ભત્રિજાની,
સંકોચ આણિ મનમાં થયુ માકુ માની,
પસ્તાઇ ઘોર કરિકર્મ કુપંથગામી[30],
લંકેશ ત્યાંથિ પુરિલંક ગયો કુનામી. ૧૬
સંકોચ શોચ ઉરદાહ અપાર વાધે,
લંકાપતી નિત અતી દુખિ સાપરાધે;
ચાલી ત્યહાંથિ ઉર્વશી અતિ ક્રોધઆણી,
સ્વામીનિવાસ અલકાપુરિમાં પ્રમાણી. ૧૭
ત્યાં સૌ પ્રસંગ પતિને કહી સંભળાવ્યો,
સુણી કથા નળકુંબરે અતિક્રોધ આવ્યો;
દીધો અઘોરઅતિ શાપ સુલંકટોડે,
હોજો દશાનનતણો કુળક્ષે દિ થોડે. ૧૮

દોહરા.

શાપ ચાલિ ત્યાં આવિયો, નૌતમ નગરી લંક;
જ્યાં બેઠો નિશિચરપતી, અંતર અતી અશંક. ૧
આવિ ઉભો આગે ત્યહાં, નળકુબેરનો શાપ;
લંકેશ્વર કંપ્યો અધિક, ક્રોધવધ્યો પરિતાપ. ૨
સભિત સકોપ શરાપભણિ, ચિંતવે[31] પરસ્ત્રિચોર;
નળકુબેરનો સહુથિછે, સત્યશાપ અતિઘોર. ૩
અંગિકાર કરિ શાપ તવ, મનમાં કર્યો વિચાર.
દંડ્યા ઋષિઓને ન મેં, હજી લગી આવાર. ૪
રોષકરીને રાવણે, તેડાવ્યા દુત ચાર;
તરત મોકલ્યા તેમને, ઋષિઓને દરબાર. ૫
સુણ ભવાનિ આગળ કથા, પાવન પરમ રસાળ;
ગયા દૂત ઋષિઓ ઘરે, લેવા દંડ કરાળ. ૬
આવ્યા જવ ઋષિઓ ઘરે, દૂત ભયંકર દેહ;
દેખિ સર્વના દિલવિષે, ઉપન્યો અતિ સંદેહ. ૭
કહે દૂતને ઋષિજનો, વિસ્મિત વિકળ વિશેષ;
ક્યાં પગલાં ધરશો તમે, કહો કુશળ લંકેશ? ૮
કહે દૂત કરજોડિને, સુણો મહા મુનિરાજ;
કુશળ હવે વિપરિત થઇ, રાવણકુળક્ષય કાજ. ૯
માગે દંડ અભીત થઇ, હે ઋષિઓ તમપાસ;
લેઇરહ્યો જગ સર્વથી, અધિક બતાવી ત્રાસ. ૧૦
દિઓ દંડ કાં સ્થાન તજી, વસોજઇ ગિરિખોહ[32];
કહ્યૂં રિસાઇ રાવણે, સુણો ઋષીસંદોહ[33]. ૧૧

વચન સુણી દુખ પામિયા, સર્વ ઋષિજનો સ્હેજ;
પાત્ર અણાવ્યૂં એક ત્યાં. દેવા રક્ષ અવેજ, ૧૨
એકસ્થળે ત્યાં બેસિને, સહુમળિ કર્યો વિચાર;
ઘડો ભરીલઇ આવિયા, રૂધિર[34] ઋષય તેવાર. ૧૩
દૂતોને સોપ્યો ઘડો, રૂધિર તણો મનજાણિ;
બનિ સકોપ ઋષિઓ ત્યહાં, વદે વદન મૃદુવાણિ. ૧૪
થાશે ક્ષય ઘટ[35] ઉઘડતાં, સહિત સકળ પરિવાર;
કહેજો રાવણને તમે, વિપ્રકોપ ક્ષયકાર[36]. ૧૫

છપા.

નીતિ ન જે દરબાર, ત્યહાં ખળમંડળિ આવી;
વસે અહોનિશ સદા, ચાડિયાપણૂં ચલાવી;
દૂત લેઇ ઋષિદંડ, ત્યાંથિ અતિ વેગે વળિઆ;
જ્યહાં લંકપુરપતી, ત્યહાં તે આવી મળિઆ;
જવ દૂત દૂરથકિ આવતા, દરબારે દિઠ રાવણે;
ઉલ્હાસ થયો અતિ મનગમ્યો, લંકાપતિને તે ક્ષણે. ૧
નૃપઆગે ઘટઆણિ, ઉતાર્યો ધરણી જ્યારે;
લંકાપતિ અતિ મંન, દેખિ શંકાણો ત્યારે;
કહે વચન લંકેશ, ભેદ ભાગો આ ભાઈ;
ઘટ શાનો ક્યાંતણો? સુખદછે કે દુખદાઇ;
નૃપને સુણાવિ સહુ ત્યાં કથા, આ ઘટથી તુજક્ષય થશે;
સુણિવેણ દૂતનાં લંકપતિ, હૃદય કંપ અતિ મુખહસે. ૨
કહે રજનિચર નાથ, દૂતપ્રત્યે મન ક્લેષે;
આ ઘટને લઇજાવ, તરત ઉત્તરદિશિ દેશે;
જતન સમેત જરૂર, અગોચર[37] ઠામે ત્યાગી;
વળજો સત્વર તમે, અધિક મનમાં અનુરાગી;
નૃપવેણ સુણી દુત ચાલિયા, તરત ત્યાંથિ તે વેષમાં;
થોડે દિવસે આવી ચઢ્યા, જનકરાયના દેશમાં. ૩
મનવિચાર દુત ચાર, કરેછે મળિત્યાં ભારી;
ઉત્તમ થળ રાખિએ, ઘડો આ કુળક્ષયકારી;
ઉત્તરદિશિ અતિશ્રેષ્ટ, જનકનૃપદેશ કળેજ્યાં;
મનવિચાર કરિ ચાર[38], પ્રવેશકિધો સુથળેત્યાં;
ઘટ ત્યાંજ ઉતારી દાટિઓ, હેતુ શુભ ન રાવણતણો;
ક્ષયથાશે એઘટ યોગથી, વિપ્રદંડ નાગણફણો. ૩

---

૩૦ કુમાર્ગે ચાલનારો. ૩૧ જુએ. ૩૨ પર્વતની ગુફાઓમાં. ૩૩ ઋષિઓના ટોળાં.

૩૪ લોહી. ૩૫ ઘડો. ૩૬ નાશ કરનાર.
૩૭ એકાન્ત. જ્યાં કોઈ જંતુ આવતું ન હોય તેવી જગ્યા. ૩૮ દૂત.

### ગરબી.

સુણજો સતી ભવાનિ, પરમ રસાળ કથા ;
સહુમટે સુણ્યે સુખમાનિ, વિશ્વનિ વિકટવ્યથા. ૧
કીધો ત્યાં આરંભ, યજ્ઞ જનકરાયે ;
બહુ કનકકદળિના સ્થંભ, રચિ રાજી થાયે. ૨
કર્યો મેખળા ત્યાંહ, પુરિમણિમય જોડી ;
છે સોહામણિ ભુમિસાર, અતિ પાવન મોઢી. ૩
સતાનંદ કુળગોર, રાય વિદેહતણા ;
અતિ નમ્ર શીળ ભંડાર, વળી વિવેકિ ઘણા. ૪
પામિ તેનિ તતખેવ, અનુશાસન રૂડી.
રચ્યુ સુવર્ણ હળ અતિશ્રેષ્ટ, ખોદણ ભુમિઊંડી. ૫
સુવર્ણ હળથિ સુધારિ, ભોમિ રૂડી ભૂપે ;
ત્યાં પ્રગટ થઇ પ્રત્યક્ષ, રૂષિકુંવરી રૂપે. ૬
ભુજાનામ કહિસાર, નિકટ જનક ભૂપે ;
બાળાતેહ બોલાવિ, અતિ નૌતમ રૂપે. ૭
દેવઅને નરસર્વ, તરત ત્યહાં આવ્યા ;
અતિસાદર કર્યું સન્માન, ભુપને મનભાવ્યા. ૮
કંન્યા દેખિ અનૂપ, કારણરૂપ જાણી ;
નૃપમાની સુતાસમાન, નિજભોવન આણી. ૯
નામ જાનકી જોગ, પરમપવિત્ર ઘણી ;
કહિવળી નારદે આવિ, સીતા શિરોમણી. ૧૦

### ભુજંગી છંદ.

કહી ત્યાંવળી નારદે શાણિસીતા ,
સદા આધશક્તિ સહૂથી અભીતા ;
અહો રાય આધાંત[૩૯] મધ્યે સદેહે,
અતી સુજ્ઞ નીતીજ્ઞ છોજી વિદેહે. ૧
સદા નેતિ નેતી વદે વેદ વાણી,
વળી વિશ્વની કર્ણિ હર્ણી સુભર્ણી ;
ભુજા[૪૦] અર્ભકી[૪૧] એ પ્રિતેથી પધાર્યા,
પુરાં પૂર્વપૂણ્યો પ્રકાશ્યાં તમારાં. ૨
ત્રિલોકે રૂડી કીર્તિ વાધી તમારી,
સુતા જોગમાયા ભુજા જ્યાં પધારી ;
કહી નારદે સૌ કથા તે વખાણી,
વિદેહે ઉરે સત્ય લીધૂં પ્રમાણી. ૩
સુતા જક્તમાતા રમાગુણ શચ્યે,
સદ્ધા આધમાયા કહૂ સાચસાચે ;
કહે ત્યાં વિણાપાણિને જોડિપાણી,
પ્રભૂ વાંચ્છના[૪૨] પૂરિ થૈ મારિજાણી. ૪
પખાળી વિણાપાણિના ચર્ણરાયે,
સુઠામે થઇ રાજી બેસાડિ ધ્યાયે[૪૩] ;
સ્તુતી કીધિ વિસ્તારિ હેતે વખાણી,
વદેવેણ ઉલ્હાસ ગંભીરઆણી. ૫
ધરીશીશ મૂનીતણૂ ચર્ણવારી,
સુતાની પ્રભૂતા પ્રસંશો વધારી ;
કિધા ચર્ણ આપે મટ્યા દોષમારા,
મુની પાડ માનૂ હું શા શા તમારા. ૬
હવેમંન આવ્યો ભરોસો સુચિન્હે,
થયો ધન્ય હૂં ગૂણગાથા ગઇને ;
વદે ત્યાં વિણાપાણિ વાણી રૂડેરી,
કહૂં વાત હૂં શૂં તમો ભાગ્યકેરી. ૭
સદાસાધુ વૈદેહ શ્રીરાજ્યકેરી,
કહૂં ઊપમા હૂં બિજી શી ઘણેરી ;
તમો ઊપમા અન્ય સૌ ઊપમેઇ,
જયહાં ઊપની શક્તિ શ્રીરૂપલેઇ. ૮

### દોહરા.

જોગ ભોગમાં ગુપ્તમન, પ્રગટ પ્રભાવ ન કીધ;
થયા વિદેહ વિદેહ સુણિ, વિદાય મુનિએ લીધ. ૧
સિધાવિયા સહુ કહિકથા, જે નારદ મુનિરાય ;
સુણો કથા આગળહવે, સંશય સર્વે જાય. ૨
દૂત વળ્યા ઘટ દાટિને, આવ્યા જ્યાં લંકેશ ;
કહ્યૂં રાખિ આવ્યા અમે, ઘટ તિરહૂતી[૪૪] દેશ. ૩
શિવે ઉમાપ્રત્યે કહી, ભરદ્વાજ મુનિરાજ ;
અતિ રસાળ રાઘવકથા, સુણ્યે મળે સુખસાજ. ૪
સાધુ સાધુ મુનિજન કહે, છોજી પરમ કૃપાળ ;
વિસ્તારો વળિ આગળે, રાઘવકથા રસાળ. ૫
જક્ત સર્વ જીતીલિધૂં, બળિઓ લંક નરેશ ;
સ્વર્ગમૃત્યુ પાતાળમાં, વળિ વિખ્યાત વિશેષ. ૬
ચારસ્થળે હાર્યાથકી, લંકાપતિ મનત્રાસ ;
બાકિ સર્વ સૂરો કર્યા, લંકેશે નિજદાસ. ૭
રવિ શશિ પવન વરૂણ[૪૫]ધનદ[૪૬], કિન્નર સુરનર સર્વ;
સિધ્ધનાગના નિમિષમાં, મુકાવિ દીધા ગર્વ. ૮
બ્રહ્મસૃષ્ટિમાં જ્યાં લગી, વસે જેહ તનધારિ.

૩૯ આદિ અંત. ૪૦ સીતા. ૪૧ પુત્રી.

૪૨ ઈચ્છા. ૪૩ ધ્યાનકરે ૪૪ જનકરાજાનો દેશ.
૪૫ પાણીનો દેવતા. ૪૬ કુબેરભંડારી.

દશમુખ વશ વર્તે સહુ, દેવ દેવિ નરનારિ. ૯
આજ્ઞાએ અનુસરિ કરે, સકળસૃષ્ટિ ભયભીત;
નમે આવિને નિત્યતે, રાવણ ચરણ વિનીત. ૧૦
ભુજબળ જગ સહુ વશકરી, રાખ્યો કો ન સ્વતંત્ર;
મંડળીકમહિં લંકપતિ, રાજ્યકરે નિજમંત્ર. ૧૧
દેવયક્ષ ગંધર્વનર, કિન્નર નાગકુમારિ;
જિતિ પરણ્યો નિજ બાહુબળ, બહુસુંદરિ રૂપનારિ. ૧૨
આજ્ઞા દૈત્યોને દિધી, પૂર્વે જે લંકેશ;
સુણો હવે તેની કથા, વિશ્વે કેર વિશેષ. ૧૩
ઈંદ્રજીતને જે કહ્યું, કરવા કાંઈ કાજ;
કરિરહેલ જાણે પ્રથમ, અતુલિત બળ યુવરાજ. ૧૪
અન્ય અસૂરોને પ્રથમ, આજ્ઞા જેહ દિધેલ;
દૃષ્ટઆચરણ તેમનાં, જગમાં સુણો કિધેલ. ૧૫
પાપિ ભીમરૂપ દેખતાં, અસુરતણો પરિવાર;
સુરપરિતાપી સકળતે, ઘોર કર્મ કરનાર. ૧૬
કરે ઉપદ્રવ અસુર અતિ, અવનીપર એવાર;
ધરે રૂપ વિધવિધ વિધે, માયાકરી અપાર. ૧૭
જેહરિતે સહુ જગતમાં, થાય ધર્મ નિર્મૂળ;
તેહકરે સહુ રજનિચર, અતિશય શ્રુતિ પ્રતિકુળ. ૧૯

બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનૂં "એઢાળ"

કાળો કેર કરે અવનીતળે,
દારૂણ દૈત્ય જયહાં ત્યાં જાઇજો;
પાપી પકડે દ્વિજ ગૈ ગૌદરે,
સહુને અતિ દૈત્યો દુખદાઇજો; કાળો૦ ૧
દ્વિજ ગૈ પામે જે જે દેશમાં,
ત્યાંનાં ગ્રામ નગર પુર પોળજો;
આગ લગાડે અતિ ઉન્માદિયા,
એડાં બાળે વાળે રોળજો; કાળો૦ ૨
શુભ આચરણ ન થાય ક્યહાંકદી,
દ્વિજ ગુરૂ દેવ ન માને કોયજો;
નહિ હરિભક્તિ તથા જપ કો સ્થળે,
નહિંકહિં યજ્ઞ જગતમાં હોયજો; કાળો૦ ૩
સ્વપ્નેપણ તે અવસરમાં કદી,
સુણે ન શ્રવણે વેદ પુરાણજો;
ભ્રષ્ટાચાર જગતમાં જામિઓ,
વસ્તીપણ લાગે વેરાણજો; કાળો૦ ૪
જપ વૈરાગ યોગ તપ યાગને,
શ્રવણે સુણે કદી દશશીશજો;
પોતે ભંગ કરેજઇ જોરથી,
અંતરઆણી અતિશે રીશજો; કાળો૦ ૫
એવો ભ્રષ્ટાચાર વધ્યો ઘણો,
શ્રવણે ધર્મ કહીં ન સુણાયજો;
વેદપુરાણ કહેજો કો કદી,
તેને દેશ તજાવે રાયજો; કાળો૦ ૬
વરણિ ન જાય અનીતી તેસમે,
દારૂણ દૈત્ય કરેજે કાંયજો;
હિંસાપર અતિપ્રીતી તેમની,
મિતિ નહિ પાપતણી કેવાયજો; કાળો૦ ૭
વાધ્યા ખળ બહુ ચોર જુગારિયા,
જે લંપટ પરધન પરનારજો;
દેવ પિતા માતા માને નહીં,
સેવા સંતનિ ન કરે સારજો; કાળો૦ ૮
જેનાં એ આચરણ ઉમાસતી,
તે પ્રાણીછે દૈત્ય સમાનજો;
ધિક્ક અધિક લોલુપ પરનારનો,
તેને છેજ નરક નિદાનજો; કાળો૦ ૯
અતિશય દેખિ હાણી ધર્મની;
ભયપામી ભોમી અકળાઇજો;
મનમાં એમ વિચારેછે અતી,
દૈત્યો પાપી મ્હાદુખદાઇજો; કાળો૦ ૧૦
જેવો ભાર એક પરદ્રોહિનો,
માનૂં અહોનિશાં મન શૂળજો;
તેવો ભાર ન ગિરિનદિનો મને,
વળિ સહુ ઉદધી હળવા ફૂલજો; કાળો૦ ૧૧
વિસ્મિત ધર્મસકળ આકાળમાં,
રાવણબીકે કહે ન કોયજો;
ધેનૂરૂપ ધરાએ ધારિયૂં,
હૃદય વિચારી કારણ સોયજો; કાળો૦ ૧૨
ધેનૂરૂપ ધરા ધરિ ચાલિયાં,
છે જ્યાં સુરમુનિતણો સમાજજો;
નિજસંતાપ સુણાવ્યો રોઇનિ,
થાય ન કોથી કશુંએ કાજજો; કાળો૦ ૧૩

ઝુલણા છંદ.

સૂર ગંધર્વ મળિ સર્વતજી ગર્વને,
બ્રહ્મલોકો ગયા મુનિ વિચારી;

સંગ ગૌ[૧] તન ધરી, પરમવ્યાકુળ ધરા[૨],
શોક ભયભીત ચાલી બિચારી;
જાણ્યું સહુ વિરચિએ[૩], ઊર અનુમાનિને,
મારૂં એમાં કશૂંએ ન ચાલે;
જેનિ તૂં દાસિછે, તેહ અવિનાશિની,
સ્હાય તારે અમારે કુકાળે. ૧
ધીરમન ધરણિ ધર, શોચ મન શીદ કર,
એમ કુહે સમરિહરિ વિધિ ધરાને;
પીડ જાણે ઘણી, જનતણી ધરણિધણિ,
ભાગશે દુઃખ દારૂણ નિદાને;
બેસિ ત્યાં સુરમુની, ઉર વિચારે અતી,
પામિશૂં ક્યાં પ્રભૂને પુકારી;
કો કહે ચાલવા, પૂરિ વૈકુંઠમાં,
કો કહે ક્ષીરસાગર અધારી.[૪] ૨
જેવિ જેના ઉરે, ભક્તિને પ્રીતિ ભલી,
સતત પ્રત્યક્ષ પ્રભુ એહ રીતી;
સાંભળો શૈલજા, હુંય પણ ત્યાં હતો,
ન્યાળવા રામપ્રભુમુખ સપ્રીતી;
પામિ અવસર ઉમા, વચન કહ્યું એક મે,
વ્યાપ્ત[૫] સર્વત્ર[૬] હરિ છે સમાને,
પ્રેમ ત્યાં પ્રગટ છે, નેહ ત્યાં નિકટ છે,
સુર મુનિ સિધ્ધ યોગી સુધ્યાને. ૩
દશ અવસર દિશા, વિદિશામાં વિભુ પ્રભૂ,
છે નહીં એવું કો સ્થળ બતાવો,
વિશ્વમય વિશ્વપ્રભુ, સર્વ સચરાચરે,
રહિત સહુ હૃદય વિશ્વાસ લાવો;
પ્રેમથી પ્રગટશે, પવનથી આગ્ય જ્યમ,
હે સુરો પ્રેમના પૂર અંશે;
ભાવ્યું મન સર્વને, વચન મારૂં ઉમા,
સાધુ સાધૂ કહી વિધિ પ્રસંશે[૭] ૪
પ્રેમ મન બ્રહ્મને, રોમ ઊંચાં થયાં,
હર્ષઆંસૂ ઢળે અષ્ટનેત્રે;
સ્તુતિ કરજોડિને બ્રહ્મ ભાવે કરે,
ધીર મતિમાન શુભ બ્રહ્મક્ષેત્રે;
ધન્ય સુરનાથ જય, પ્રણતપાળક પ્રભૂ,
વિપ્ર ગૌના હિતૂ રામસ્વામી,
જય અસૂરારિ હરિ, સિંધુજા[૮] પ્રિયપતી,
વાણિ મન કર્મથી ત્વં[૯] નમામી[૧૦]. ૫
ભૂમિ સુરસાથને, નાથ ભર્તા ભલા,
કરણિ અદભૂત કર્તા તમારી,
મર્મ જાણે ન કો, પરમ પાવન પ્રભૂ,
દાઘલાં દાસનાં દુઃખહારી;
સ્હેજ કરૂણાળુ છો, દીનવત્સળ અતી,
નાથ આ અરજ લેજો સ્વિકારી,
સર્વ ઘટવાસિ જય, ધન્ય અવિનાશિ હરિ,
સચ્ચિદાનંદ નમુ નિર્વિકારી. ૬
છો જિ અવિગત પ્રભૂ, ગૂણગોતીત[૧૧] અતિ,
પરમ પાવન ચરિત્રો સહૂથી;
સર્વ માયારહિત, પૂર્ણપરિબ્રહ્મ છો,
તમ ચરિત્રો શૂં ચર્ચાય હુંથી;
જેહ અર્થે અતી, હૃદય અનુરાગિને,
મોહથિ વિરક્ત મુનિવૃંદ થઇને.
રાતદિન લિન બની, ગૂણગાણ ગાયછે,
સચ્ચિદાનંદ સુખકંદ કહિને. ૭
સૃષ્ટિ જેણે સૃજી, ત્રિવિધ તર્તીબ આ,
સંગ નહિં અન્ય કો સાહ્યકારી,
તેહ અઘહારિ હરિ, સુધ્ધ લ્યો અમતણી,
ભક્તિ પૂજા ન પ્રિછિએ તમારી;
વિશ્વભય ભંજતા[૧૨], રંજતા[૧૩] મુનિ મનો,
ગંજતા[૧૪] વિપતિસમુદાય સ્વામી,
વાણિ મન કર્મથી, ત્યાગિ સૌ શાણપણ,
શરણ સુરસર્વ હે હૃદયજામી. ૮
શેષ શ્રૃતિ શારદા, સર્વદા ઋષિજનો,
પાર પામે ન અનુમાનિ ધ્યાએ[૧૫],
વેદ વળિ જેહને દીનવત્સળ કહે,
પ્રસન થાઓ પ્રભૂ તે દયાએ;
વિશ્વઉદધી[૧૬] વિષે, મંદરાચળપ્રભૂ,
સુગુણ મંદીર સુખપુંજ સ્વામી,
સિધ્ધ મુનિ સર્વ સુર, ભુમિ ભયાતુર નમે;
નાથ તમચર્ણવારિજ[૧૭] પ્રણામી. ૯
પ્રિછિ ભયાતુર ભુમી, સૂર પુરવિપતિમાં,
વચન વળિ સ્નેહનાં સુણિ અતીસે,

૧ ગાય. ૨ પૃથ્વિ. ૩ બ્રહ્માએ. ૪ પાપનાશતુ-પાપહરનાર. ૫ વ્યાપક. ૬ સર્વ ઠેકાણે. ૭ વખાણે.

૮ લક્ષ્મી. ૯ તમને. ૧૦ હું નમુછું. ૧૧ ગુણઇંદ્રિઓથી અળગા. ૧૨ ભાગતા. ૧૩ રંજનકરના. ૧૪ ટાળતા. ૧૫ ધ્યાન કરે. ૧૬ ભવસાગર. ૧૭ ચરણકમળ.

ગગન ગંભીર થઇ, વાણિ સુખદ સદા,
શોક સંદેહ હરનારિ દીસે;
દુઃખહારી હરી, અરજ ધરિ ધ્યાનમાં,
વિપ્ર ગૌ સુર મુની દુઃખિ દેખી,
ત્યાગિ એવા પ્રભૂ, અંત સાહ્યક સદા,
સ્વલ્પ સુખ દો સડે લાભ લેખી. ૧૦

તમે ક્યાં રમિઆવ્યા રંગરસ, પ્રિતમ બોલોને
"એરાગ"

તમે સાદર શૈલકુમારિ, સુણો રામકથા;
સુરૂચે સહિત સુભાવ સુધારિ, વામે વિશ્વ વ્યથા. ટેક.
સ્તુતિ ભિય.તુર દેખી થઇ ત્યાં, ગગન ગિરા ગંભીરરે;
ડરશો નહિ મુની સિધ્ધ સુરેશા, ધરો ઉરે દ્રઢ ધીર.
સુણો રામકથા. ૧
તમમાટે નરવેષ ધરીને, લેશું મનુજ[૧૮] અવતારરે;
અંશ સહિત અવતરશું જૈને, હંસવંશ[૧૯] ઉદાર.
સુણો રામકથા. ૨
પૂર્વે કશ્યપ અદિતિએ તપ, કીધૂં છે મુજમાટેરે;
મેં વરદાન તેમને દિધુ છે, ઊર તજાવિ ઉચાટ.
સુણો રામકથા. ૩
દશરથ કૌશલ્યારૂપ તે બે, કશ્યપ અદિતી જેહ રે;
પ્રગટ અયોધ્ધાભૂપરૂપે ત્યાં, દંપતી ધાર્યો દેહ.
સુણો રામકથા ૪
તેમને ભોવન અવતરશૂં અમે, જરૂર જાણો જાઈરે;
રઘુકુળતિલકરૂપે તે ઠામે, ચતૂર ચારે ભાઇ.
સુણો રામકથા. ૫
વચન તિણાપાણીનાં પ્રેમે, સત્ય કરીશૂં સ્હેજ રે;
પરમશકિત સમેત અયોધ્ધે, અવતરશૂં તન તેજ.
સુણો રામકથા. ૬
ભે.મીભાર સહુ હરિશૂં હેતે, દૈત્યોનો કરિ નાશરે;
સૂર સમાજ સહુ નિર્ભય થાઓ, મન નવ પામો ત્રાસ.
સુણો રામકથા. ૭
ગગન બ્રહ્મવાણી સુણિ શ્રવણે, સુખદ સત્ય નિધિસર્વેરે
તરત ફર્યા સુર હૃદયઉદધિ તે, ઉલટયો આનંદપર્વ.
સુણો રામકથા. ૮
બ્રહ્માએ તવ ધૈર્ય ધરાવી, ધરણીને સમજાવિરે;
અભય થઇ અવની અંતરમાં, પ્રેમ પ્રતીતી આવિ.
સુણો રામકથા. ૯

સુર સર્વને શીખ દિધી ત્યાં, વિધિએ વિવિધ પ્રકારરે;
વાનર તન ધરિ ધરણીમધ્યે, સેવો હરિપદ સાર.
સુણો રામકથા. ૧૦
બ્રહ્મલોકમાં બ્રહ્મ ગયા કહિ, સર્વ સુરોને આમ રે;
સુરપુરિ દેવ ગયા મન પામી, ધરણિ સહિત વિશ્રામ,
સુણો રામકથા. ૧૧
આજ્ઞા ત્યાં સહુ સુર સમાજને, વિરંચીએ જે દીધ રે;
હર્ષે હૃદયમાં કરવાને ત્યમ, કાંઈ વિલંબ ન કીધ.
સુણો રામકથા. ૧૨
વાનર દેહ ધરી અવનીપર, અતિ પ્રતાપ બળ ધીર રે;
ગિરિ તરૂ નખ આયુધ્ધ એમનાં, વીરતણા પણ વીર.
સુણો રામકથા ૧૩
હરિ મારગ ચિતવે સહુ સાદર, દિલમાં બીક ન દુઃખરે;
ગિરિ વન જ્યાં ત્યાં ભરપુર વાનર, કરતા હૂકા હૂક.
સુણો રામકથા. ૧૪
નિજ નિજ સૈન્યા રચિ સૈન્યાધિપ, રહેતા સહૂ અભીતરે;
જુવે વાટ હરિ અવતરવાની, રામચરણ અતિ પ્રીત.
સુણો રામકથા. ૧૫
આ પવિત્ર ચરિત્ર ભાખિયૂ, મેં મુજ મતિ અનુસાર રે;
સુણો હવે જે રાખેલું વચમાં, ચરિત્ર અતિ સુખકાર.
સુણો રામકથા. ૧૬

## દોહરા.

નગરઅયોધ્ધે તે સમે, રઘુકુળમણિરૂપ રાય;
વેદવિહિત છે તેમનૂં, દશરથનામ સુહાય ૧
ધર્મ ધુરંધર ધરણિપતિ, ગુણનિધિ જ્ઞાનિ ગણાય;
હૃદય ભક્તિ અતિ હરિતણી, અતુલિત બળ મહિમાય. ૨
કૌશલ્યાદિક નારિપ્રિય, સુઆચરણ શુભરીત;
સ્વામી અનુકુળ પ્રેમદ્રઢ, હરિપદકમળ વિનીત, ૩
એકવાર નૃપમનવિષે, થઇ ગ્લાનિ અતિશેજ;
"પૂત્ર નથી મારે અરે," એ દુખ તન ઉકળેજ. ૪
ગયા રાય ત્યાંથી તરત, ગુરૂવસિષ્ઠને ઘેર;
ચર્ણે લાગિ કરિ વિનય અતિ, પ્રિછવી નિજદુખપેર. ૫
સંભળાવ્યુ નિજ દુઃખ સુખ, ગુરૂને નૃપે સપ્રેમ;
બહુવિધિ ભુપ સમજાવિયા, વસિષ્ઠ ગુરૂએ તેમ. ૬
ધરો ધિરજ તમને થશે, અતી ચતુર સુત ચાર;
ત્રિભુવનવિદિત વડા વળી, જન ભય દુખ હરનાર. ૭
બોલાવ્યા ઋષિ શૃંગિને, વસિષ્ઠ ગુરૂએ જાણ;
સુતમાટે શુભ યજ્ઞ કરિ, લેવા રૂડી લાણ. ૮

૧૮ મનુષ્ય. ૧૯ સૂર્યવંશ.

રાજસુવન મખ માંડિયો, દશરથ દિલ હરખાય;
ભકિત સહિત મુનિહાથથી, રૂડિ આહુતિ દેવાય. ૯
પ્રગટરૂપ અગ્ની થયો, ચરૂ[20] હાથમાં લેઇ;
વધો અગ્નિ નિજ કર ચરૂ, દશરથકરમાં દેઇ. ૧૦
અધિક પ્રેમસંયુત[21] રૂડી, વન્હી વાણિ વિશેષ;
અતિ પ્રસન્નતાની ભરી, વખાણિ જાય ન લેશ. ૧૧
જેહ વસિષ્ઠે હ્રદયમાં, કરેલ કાંઇ વિચાર;
સકળ કાર્ય તે સિધ્ધ થયૂં, નૃપ તમારૂ નિરધાર. ૧૨
આ હવિ[22] દ્યો જૈ વેંચે નૃપ, યથાયોગ્ય કરિ ભાગ;
પૂર્ણ થશે મનકામના. કહુછું સહિત અનુરાગ. ૧૩
કહુ અદ્રશ્ય પાવક થયો, સમજાવિ સહુ સભાય;
અતિ હર્ષિત ભુપ ભગવતી, ઉર આનંદ ન માય ૧૪
ત્યાં નિર્મળ દશરથનૃપે, બોલાવિઓ સ્વનાર[23];
કૌશલ્યાદિક રાણિઓ, આવિ ઉમંગિ અપાર. ૧૫
અર્ધભાગ હવિનો નૃપે, કૌશલ્યાને દીધ;
ઉભયભાગ કરિ અર્ધના, વિચાર અંતર કીધ. ૧૬
એકભાગ તેનો ત્યહાં, આપ્યો કેકઇ હાથ;
પતિ સેવામાં ચતુરણી, નારીને નરનાથ. ૧૭
ચતુર્થાશના[24] ઉભય કરી, ભૂપે રૂડા ભાગ;
સૌમિત્રા સામૂ જુએ, રાય સહિત અનુરાગ. ૧૮
કૌશલ્યા કેકઇતિણે, હાથે ધરિ તે ભાગ;
સૌમિત્રાને પ્રસન કરિ, દિધા ભાગ પ્રિછિ લાગ. ૧૯
એ વિધિએ તે દિવસથી, સહૂ સગર્ભા નાર;
થયા હ્રદય હર્ષિત અતી, સુખપણ અપરંપાર. ૨૦
જે દિનથી હરિગર્ભમાં, આવ્યા મન હરખાઇ;
તે દિનથી સહુલોકની, સુખસંપતી છવાઇ. ૨૧
મંદિરમાં સહુ રાણિઓ, વિરાજતિઓ વિશેષ;
શોભા તેજ સુશીળની, શકે શું વરણી શેષ. ૨૨
સુખસયુક્ત દિન વીતતાં, ગયા કાળ મુનિરાય;
પ્રભુને પ્રગટ થવાતણો, અવસર થયે. ઉપાય. ૨૩
યોગ લગ્ન ગ્રહ વાર તિથિ, સવ થયાં અનુકૂળ;
હર્ષયુકત સહુ સચરચર, રામજન્મ સુખમૂળ. ૨૪
ચૈત્ર પવિત્ર સુમાસની, નવમી તિથિ નિરધાર;
શુકલપક્ષ અભિજિત[25] વળી, પ્રભૂ પ્રગટ સંસાર. ૨૫

મધ્યદિવસ નહિં શીત અતિ, ઘણો તથા નહિં ઘામ;
અવસર અતિપાવન પરમ, સર્વલોક વિશ્રામ. ૨૬
શીતળમંદ સુગંધિમય, પવન બધે પ્રસરાય;
હર્ષિત સુરમુનિ સંતમન, સ્વાભાવિક અતિ થાય. ૨૭
અઢારભાર વનસ્પતી, ખિલિ વનમાં તેવાર;
ગિરિગણમણિખાણે ખચિત, ઝળહળ અતિ ઝબકાર. ૨૮
અમૃતધારાએ વહે, સહુ સરિતાનાં નીર;
ધિમિધિમિ સરિતા ગતિતણી, ઊઠે ધ્વનિ ગંભીર. ૨૯
તે અવસર વિધિએ સહુ, જાણ્યો મન જે વાર;
સકળસૂર વૈમાનસજિ, ચાલ્યા થઇ તૈયાર. ૩૦
ગગનભીડ સુર સર્વની, નહિં પગમેલ્યામાગ;
શોભે દિવ્ય વિમાનમાં, સૂર સહિત અનુરાગ. ૩૧
ગાતા ગુણ ગંધર્વયુથ, કહિ જય જય ભલિભાત;
અંજળે સહુ વરસાવતા, પુષ્પતણો વરસાત. ૩૨
દેવ વગાડે દુંદુભી, ગાજ્યુ ગગન ગડડાટ;
અસુરબધિર સુરહર્ષિયા, ઘડવા નિશિચર ઘાટ. ૩૩
કરે નાગ મુનિ દેવ સ્તુતિ, લાવિ વિવિધ નિજસેવ;
ઉમયાપ્રત્યે કહિ કથા, મગ્ન થયા મ્હાદેવ. ૩૪
સૂરસકળ વિનતી કરી, પોંચ્યા નિજનિજ ધામ;
પ્રગટયા જકતનિવાસ પ્રભુ, સર્વલોક વિશ્રામ. ૩૫

પદ.

બિગરી કોનસુધારે. "એરાગ"

પ્રગટ થયા પ્રભુ રામ ધામસુખ, કૌશલ્યા હિતકારીરે,
ઇષ્ટદેવ મમ અધમ ઉધ્ધારણ, સુણજો શૈલકુમારીરે.
પ્રગટ થયા. ટેક
અતિ હર્ષિત કૌશલ્યામાતા, અદભુત રૂપ વિચારીરે;
મુનિમનહારી રૂપ અનુપમ એ, નિરખે ધ.રી ધારીરે.
પ્રગટ થયા. ૧
તનઘનશ્યામ નેત્ર અભિરામા, નિજ આયુધ ભુજચારરે;
ભૂષણ વનમાળા ઉર રાજે, શોભાસિંધુ અપારરે.
પ્રગટ થયા. ૨
વિશાળનેત્ર ક્ષેત્ર મોહનિનાં, કરજોડિ કહે માતરે;
કોણ વિધે કરૂ સ્તુતી તમારી, અનંતપ્રભુ પ્રખ્યાતરે.
પ્રગટ થયા. ૩
માયા ગુણ જ્ઞાનાતીત પ્રભુ તમ, વરણે વેદ પુરાણરે;
કૃપા સૂખ સહુગુણસાગર હરિ, ગાવે સંત સુજાણરે.
પ્રગટ થયા. ૪

૨૦ દુધપાક. યજ્ઞમાંહોમવાનો. ૨૧ પ્રેમયુક્ત.
૨૨ યજ્ઞમાં હોમવાની જવ તલ આદિ સામગ્રી.
૨૩ પોતાની સ્ત્રીઓ. ૨૪ એક વસ્તુનો ચોથો ભાગ.
૨૫ એ નામનું નક્ષત્ર.

તે તમ મમ હિતમાટ પ્રગટ પ્રભુ, જનવત્સળ શ્રીકંતરે;
પ્રગટ થયાછો પરમભાવથી, મારાં ભાગ્ય અનંતરે.
પ્રગટ થયા. ૫

કોટિ કોટિ બ્રહ્માંડ રચાવે, જેની નિર્મિતમાયારે;
તે માયા પ્રતિરોમ તમારે, વેદ એ ગુણગાયારે.
પ્રગટ થયા. ૬

તે તમ મમ ઉરવાસિ જક્ત એ, અધિક થાય ઉપહાસ રે;
સાંભળતાં મતિ ધીર ન થિર રહે, ધન્ય રામ અવિનાશરે.
પ્રગટ થયા. ૭

ઉપજ્યુ એવું જ્ઞાન માતને, પ્રભુ મનમાં મલકાયા રે;
ચાહ્ય ચરિત્ર બહુવિધિ કરવા, પ્રેરિ જનનિ સુતમાયારે.
પ્રગટ થયા. ૮

બહુવિધ કથા સુણાવિ માતને, હ્યે જેવિધિ સુતપ્રેમરે;
ડોલિ જ્ઞાનમતિ કૌશલ્યાની, એ અવસર ત્યાં એમરે.
પ્રગટ થયા. ૯

બોલી માત આ રૂપ તજો સુત, શિશુલીલા[૨૬] શુભ કીજે રે;
અતિ પ્રિય શીળ પરમ સુખ અમને, દયા કરીને દીજેરે.
પ્રગટ થયા. ૧૦

માત વચન સુણિ રૂદન કર્યું પ્રભુ, થયા બાળ સુરભૂપરે;
આ ચરિત્ર જે ગાશે સુણશે, તે ન પડે ભવકૂપરે.
પ્રગટ થયા. ૧૧

હેતે હરિપદ તે જન પામે, ચરિત્ર પરમ રસાળ રે;
રામજન્મ સુખ વિશ્વ સકળને, કરૂણાનિધી કૃપાળરે.
પ્રગટ થયા. ૧૨

વિપ્ર ધેનુ સુર સંત હીત હરિ, લિધો મનુજ અવતારરે;
નિજ ઇચ્છા નિર્મિત તન રાઘવ, માયા ગુણ ગો[૨૭] પારરે.
પ્રગટ થયા. ૧૩

ગરબી.

મારગ મુકોની કહાના કહુંછું ક્યારની જો "એરાગ"

પ્રભુ પ્રગટયા સુરકાજ સૂર્યવંશમાં જો;
ક્ષત્રિકુળમાં ગણાય અવતંસમાં જો. પ્રભૂ૦ ૧
વાણિ પરમ વ્હાલિ શિશુ રૂદનનિ સાંભળીજો;
સંભ્રમ ચાલિ આવિ રાણિ તે ટોળે મળીજો. પ્રભૂ૦ ૨
દોડિ હર્ષભરી જ્યહાં ત્યહાં દાસિઓજો;
ઉર આનંદમગ્ન સર્વ નગરવાસિઓજો. પ્રભૂ૦ ૩

સુણી દશરથ સુતજન્મ શ્રવણ તે સમેજો;
બ્રહ્માનંદ તુલ્ય જાણ્યું મન બહુ ગમેજો. પ્રભૂ૦ ૪
પરમ પ્રેમ હૃદય ખડિ થઇ રોમાવળીજો;
ચાહ્ય ઉઠવા નૃપધીર શોચના ટળીજો. પ્રભૂ૦ ૫
જેનું સુણતાં શુભનામ શુભ થાયછે જો;
પ્રભૂ તેજ મમભુવન આવ્યા જણાયછેજો. પ્રભૂ૦ ૬
પરમ હર્ષથિ ભરપૂર ભૂપ તે સમેજો;
કહ્યું બોલાવિ દાસને ઉમંગમેજો. પ્રભૂ૦ ૭
વાજાં વિવિધ વગાડો હર્ષિ અંતરેજો;
ગયા હલકારા ગુરૂ વસિષ્ઠને ઘરેજો. પ્રભૂ૦ ૮
આવ્યા વિપ્રવૃંદ સહિત ભૂપભોવનેજો;
બાળ મુકયો ત્યાં નિરખવા ગુરૂકનેજો. પ્રભૂ૦ ૯
જોયો જાય નહીં બાળ અનુપ જાણિનેજો;
રૂપરાશિ ગુણ શકાય ન કહિ વખાણિનેજો. પ્રભૂ૦ ૧૦
નાંદીમુખ શ્રાદ્ધ કીધું આનંદ રંગમાંજો;
જન્મ કર્મ સર્વ કર્યું ભુપે ઉમંગમાંજો પ્રભૂ૦ ૧૧
ધેનુ વસ્ત્ર મણિ ઘણાંક મોઘા મુલનાંજો;
દિધાં દાન વિપ્રને ભુપે લેખા વનાંજો. પ્રભૂ૦ ૧૨
તોરણ પતાકા ધ્વજાથિ છવાઈ રહિ પુરીજો;
કહ્યો જાય ના બનાવ અધિક ચાતુરીજો. પ્રભૂ૦ ૧૩
થાય પુષ્પવૃષ્ટિ ત્યાં અતિ આકાશથીજો;
બ્રહ્માનંદમગ્ન સર્વકો વિલાસથીજો. પ્રભૂ૦ ૧૪
વૃંદ વૃંદ મળી ચાલિ ચતુર નારિઓજો;
સ્હેજ સોળ સજી ધાઇ પ્રેમકારિઓજો. પ્રભૂ૦ ૧૫
કનકકળશ મંગળથાળ માનુની ભરીજો;
ગાતિ ભુપને દરબાર સહૂ સંચરીજો. પ્રભૂ૦ ૧૬
કરી આરતી કુવરનિ નિછાવર[૨૮] કરેજો.
વારંવાર કુંવરને નમે ઉર ઊભરેજો[૨૯]. પ્રભૂ૦ ૧૭
ચારણ ભાટ ગુણિ ગંધર્વ રાજ્ઞ્ થાયછેજો;
પાવન ગુણ રઘુનાયકના મુખે ગાયછેજો પ્રભૂ૦ ૧૮
દિધું સર્વસ્વ દાન ભુપે ભાવથીજો;
મળ્યું તે ન રાખ્યું કાંઇ પુત્ર લ્હાવથીજો. પ્રભૂ૦ ૧૯
શેરિ શેરિ ગલી કુંચિ પોળમાં ઘણીજો;
થયો કિચડ કંકુ કસ્તુરિ ચંદનતણોજો. પ્રભૂ૦ ૨૦
ભુવન ભુવન વિમળ ચાલિ ત્યાં વધામણીજો;
શોભાધામ પ્રગટ રામ રઘુકુળમણીજો. પ્રભૂ૦ ૨૧

૨૬ બાળલીલા. ૨૭ ઇંદ્રીઓ.

૨૮ દ્રવ્યાદિક બાળકના માથાઉપર ઉતારીને દાન દેવું.
૨૯ ઉમળકો.

હૃદય હર્ષવંત નગર નરનારીતણાંજો ;
જીવો રાજકુંવર કહિ લ્યે વિવિધ વારણાંજો. પ્રભુ૦ ૨૨

### રાગ ચોપાઈ ત્રિતાળની

કૈકયી સુમિત્રા બંનેરાણી,
કહુ તેની કથા હું વખાણી ;
સુંદર સુત તેમણે જનમાવ્યા,
અતી અનુપમ રૂપ લૈ આવ્યા. ૧
એ સુખ સંપતિ સમય ને સાજ,
શકે કહિ ન શારદ શેષરાજ ;
શોભે નગરઅયોધ્યા એ ભાત,
પ્રભુને મળવા આવી જાણે રાત. ૨
દખિ રવિ જાણે મન સંકોચાણી,
તદપિ સંધ્યા ખિલીરહી જાણી ;
ધુપાગર[૩૦] જાણે અતિ અંધાર,
ઉડે અબિલ ગુલાલ અપાર. ૩
ખીલિ સંધ્યા જાણે તે તારો,
મંદિરમણિ જાણે તારા ભાસે ;
નૃપભોવન શિખરપર શોભે,
રૂડા કળશઇંદુ મન લોભે. ૪
દ્વની વેદની અતિ મૃદુ વાણી,
કરે દ્વિજ નૃપગૃહ રાગતાણી ;
જાણે સંધ્યા સમેના વિહંગ[૩૧],
બોલે મધુરાં વચન રાચિ રંગ. ૫
દખિ કૌતુક ભાનુ ભુલાણો,
એક માસ ન જાતાં જાણ્યો ;
માસ દિનનો દિવસ થયો એક,
કોઇ મર્મ ન જાણે તે છેક. ૬
સુર્ય સ્યંદન[૩૨] સહિતજ થાક્યો,
ફેરો સર્વ જનમનો પાક્યો ;
કેવીરિતે નિશા હવે થાશે,
વાછ્ થાક્યા તાણ્યા ન રહે રાશે. ૭
કોને આ વાતની ન પડિ પિછાન,
ચાલ્યો રવિ કરતો ગુણગાન ;
રામજન્મ મહોત્સવ[૩૩] દેખી,
પૂર્ણભાગ્ય પોતાનાં લેખી. ૮
વરણવતા ચાલ્યા સુર મુની નાગ,
સૌથી અધિક રૂડાં નિજભાગ્ય ;
વળી કહુ એક ચોરી અમારી,
સુણ શૈલજા દ્રઢમતી તારી. ૯
ભૃશુંડી સંગ ને અમે બેય,
નરરૂપ ન જાણે કો તેય ;
મનમગ્ન શેરિએ ફરતાં,
પડ્યા ભૂલા જ્યાં ત્યાં આથડતાં. ૧૦
એ ચરિત્ર જાણે પણ સોય,
કૃપા રામની જેપર હોય ;
તે સમે જેમ જેમ જે આવ્યૂં,
ભુપે દિધું જેને મન જેવું ભાવ્યું. ૧૧
ગજ રથ હેમ હીરા તુરંગ,
સવત્સીધેનુ[૩૪] સોનાર્ણશૃંગ[૩૫] ;
દીધાં વિવિધ નૃપે પટદાન[૩૬],
બની કલ્પતરૂની સમાન. ૧૨
મન સંતોખ્યાં સહુનાં નરેશે,
દેછે આશીષ સહુ ત્યાં વિશેષે ;
સકળ સુત નૃપના ઘણું જીવો,
કુંવર કૌશલ્યાનો કુળદિવો. ૧૩

### દોહરા.

દિવસ કેટલા એ રિતે, વીત્યા સહિતવિનોદ ;
નિશદિન જાતાં જાણિનહિં, કુંવરજન્મ મનમોદ. ૧
નામકરણનો[૩૭] સમયશુભ, જાણી દશરથરાય ;
મોકલિયા દુત તેડવા, જે જ્ઞાનિ મુનિ ગણાય. ૨
નામ પાડવા કુંવરનાં, આવ્યા ત્યાં મુનિરાય ;
પૂજા કરિ ભુપતિભણે, ઉર આનંદ ન માય. ૩
ધરો નામ મુનિરાય જે, વિચારિ રાખ્યૂં હોય ;
વદ વસિષ્ઠ વચનસુણી, સુણો રાય કહુ સોય. ૪
નામ અનૂપ અનેકછે, એહતણાં નરરાય ;
નિજમતિઅનુસારે કહૂ, હુતો પુરપતિમાય. ૫
જે ગુણપુંજ રૂપે રૂડા, વદનચંદ્ર ગંભીર ;
સાગર અતિ આનંદના, ચિન્હ સકળ રણધીર. ૬
વ્યાપક ચૌદભુવનવિષે, ધ્યાએ મુનિ ગુણગ્રામ ;
તેહ કુંવરનૂં ધારિયૂં, રામનામ સુખધામ. ૭

૩૦ ધુપઅગર. ૩૧ પક્ષિઓ. ૩૨ રથ.
૩૩ મોટો ઉત્સવ.
૩૪ વાછરડા વાળી ગાયો. ૩૫ સોનાનાં સિંગડાં વાળી.
૩૬ વસ્ત્રદાન. ૩૭ નામ પાડવાનો.

અખિલલોકને એ કુંવર, દાતા સુખવિશ્રામ;
ધન્ય ભાગ્ય નૃપ તમતણાં, દિવ્યકુંવર રૂપદામ. ૮
વિશ્વભરણ પોષણકરે, જે સુત વિષ્ણુસમાન;
નામ ભરત ભુપ તેતણું, અતિ મતિગતિ ગુણવાન. ૯
જેના સ્વરૂપ[૩૮] સ્મરણથકી, થાય વેરિનો નાશ;
નામ શત્રુઘ્ન તેતણું, નિર્મળ વેદ પ્રકાશ. ૧૦
લક્ષણધામ સુરામપ્રિય, સર્વજક્ત આધાર;
વસિષ્ઠ ગુરૂએ તેનું ધર્યું, લક્ષ્મણનામ ઉદાર. ૧૧
ધર્યાં નામ ગુરૂએ રૂડાં, હૃદય વિચારિ વિવેક;
વેદતત્વ નૃપ તમતણા, ચારે પુત્ર વિશેક. ૧૨
મુનિજનધનસર્વસ્વસમ, શિવને પ્રાણસમાન;
પુત્ર રામ તમ પુરપતી, બાળકેલિ રસદાન. ૧૩
તે અવસરથી જાણિ હિતુ, માની સેવ્ય સમાન;
રામચરણમાં લક્ષ્મણે, રતિ[૩૯] માની મતિવાન. ૧૪
ભ્રાત ભરત શુભ શત્રુઘન, સેવક સેવ્ય સનેહ;
અરસ્પરસ તે ઉભયને, પ્રીત બપૈયો મેહ. ૧૫
શ્યામ ગૌર સુંદર અધિક, જોડિ ઉભય અભિરામ;
નિરખે છબિ સહુ જનનિઓ, તૃણ તોડી તે ઠામ. ૧૬
શીળ રૂપ ગુણધામ સહુ, ચારે પુત્ર ચતૂર;
તોપણ સુખસાગર અધિક, સહુથી રામ જરૂર. ૧૭
હૃદયવિષે પ્રભુ રામને, અનુગ્રહઇંદુ પ્રકાશ;
સુચવે કિરણસમાન શુભ, મહા મનોહર હાસ્ય. ૧૮

રાગ હાલરડાનો.

માતા જશોદા બોલાવે જમવા લાલને "એરાગ"

માતા કૌશલ્યા હુલરાવે રઘુવર રામને;
કદિ પ્રિયલાલન અંતરમાંય અધિક હરખાય,
કદિ ઉછરંગ કદી પોઢાડિ કુંવરને પારણે;
ચુંબન કરતી હરતી ફરતી હાલા ગાય. માતા૦ ૧
વ્યાપક બ્રહ્મ નિરંજન નિર્ગુણ વિગતવિનોદ જે,
તે પ્રભુ ભક્તપ્રેમવશ કૌશલ્યાની ગોદ[૪૦];
કિલકિલ કિલકારા કરિ કૌશલ્યાને રીઝવે,
જોઈ મુખ માતા માને મનમાં અધિક પ્રમોદ માતા૦ ૨
કોટિક કામછબીસમ શ્યામ શરિરછે શોભતૂ,
વળિ ઘનગંભિર નીલકમળકાન્તી અનુસાર;
છે અતિ અરૂણાળી પદપંકજનખજ્યોતી રૂડી,
જાણે પંકજદળપર[૪૧] મોતી કાન્તીકાર[૪૨]. માતા૦ ૩
કરતળ રેખા કુલિશ[૪૩] ધ્વજા અંકુશ સોહામણાં,
નેપુર ધ્વનિ સુણિને મુનિમન અતિશે મોહાય;
કટિ કંદોરો ઘુઘરીયાળો ઘમકેછે ઘણો,
હરિના ઉદર ઉપર ત્રણરેખા રૂડિ સોહાય. માતા૦ ૪
ઊંડીનાભિ રૂડીનો મહિમા જાણે વીરલા,
બાહુવિશાળ ભુષણયુત ભરચક બાજુબંધ;
શોભા કેશરિનખની[૪૪] ઉરપર અતિ રળિઆમણી,
ઉર મણિહાર પદિકશોભા અતિ અતર સુગંધ. માતા૦ ૫
જોતાં ઉર ભૃગુલાંચ્છન મનલોભે શોભારૂડી,
શંખાકારે કંઠ દિસે દાઢી શુભ ડોળ;
વદન અનેકમદનછબિ જાણે રહી છવાઇને,
બે બે દાંત અધર અતિ ઓપે રાતાચોળ માતા૦ ૬
નિર્મળ રઘુવરની શોભેછે રૂડી નાસિકા,
શોભાપાર તિલકની કો વરણે કવિનામ;
શોભે ગાલ રૂપાળા સુંદર શ્રવણ[૪૫] સહૂવિધે,
અતિપ્રિય મધુર તોતળી બોલી બોલે રામ. માતા૦ ૭
નેત્ર વિશાળ ઉભય અંબુજસાં રાઘવનાં રૂડાં,
વાંકી ભૃકુટિ લટકણી મોતીમાળા ભાલ;
રૂડા ખીટલિયાળા કેશ વળેલા ગૂંછળે,
ઓળ્યા ચોળ્યા રાખે માતકહી પ્રિયલાલ. માતા૦ ૮
પીળા વસ્ત્રનું પેરાવ્યૂં છે જભલૂ અંગમાં,
જાણે રચ્યું બ્રહ્માએ પ્રભુમાટે નિજહાથ;
એવૂં રૂપ હરીનૂં કહિ ન શકે શૃતિ શારદા,
જાણે તે જેણે દીઠા સ્વપ્રે જગનાથ. માતા૦ ૯
સુખસંદોહ[૪૬] મોહથી અળગ સદા અવિનાશજી,
જ્ઞાનગિરાગોતીત નિરંતર છે જગરાય;
તે પ્રભુ પરમપ્રેમવશ દંપતિનાં દિલ રીઝવે,
કરિને બાળચરિત્ર પવિત્ર અધિક સોહાય. માતા૦ ૧૦

હરિગીત છંદ.

એવીરિતે જગતાત રઘુવર, મનુજ તનધરિ મનમુદા,
પૂરી અયોધ્યા વાસિઓને, અધિક સુખદાતા સદા;
રતિમાનિ જેણે રામચરણે, પ્રગટ મતિ તે લક્ષમાં,
રઘુનાથ વિમુખ અભાગિ જનછે, પાપકેરા પક્ષમાં. ૧

૩૮ પોડાઘણા. બહુજપોડા. ૩૯ પ્રીતિ. ૪૦ ખોળો.

૪૧ કમળનાં પાદડાંપર. ૪૨ શોભાદાર. ૪૩ વજ્ર. ઈંદ્રનું હથિયાર. ૪૪ સિંહનખ. ૪૫ કાન. ૪૬ ઘણાસુખ.

કોટી કરે તે યત્નસેવી, વિવિધ દેવી દેવને,
વણરામ છોડિ શકે કહો કુણ, વિશ્વબંધનભેવને ;
કરિ રાખતી વશ જીંવ ચરાચર, જેહમાયા નિજબળે,
અતિ માનતી ભય તેહ માયા, પ્રભુથકી વાળીવળે. ૨
ભૃકુટી વિલાસે નૃત કરાવે, જેહ માયા ઘોડિએ,
પ્રભુત્યાગિ એવા કોણને ભજીં, વિશ્વબંધન છોડિયે ;
તજીં વાણિ મન ક્રમથી ચતુરતા, એક સુરતાએ સદા,
ભજતાં કૃપારઘુનાથ કરશે. ટાળશે ભવઆપદા. ૩
સતિ પાર્વતી સુણિ શંભુવચનો, અતિ પ્રફુલ્લિત અંગમાં,
મુનિ સાંભળો આગળ કથા રૂડિ, રાચિ રાઘવ રંગમાં ;
એ વિધિથિ બાળવિનોદ કીધો, રામ પ્રભુએ રીઝથી,
સુખ દીધું સહુ પુરવાસિને બહુ, કહિશકાય ન તે કથી. ૪
ઉછરંગ લઇ ક્યારેક જનની, હેતથી હુલરાવતી,
કદિ પારણે પોઢાડિ પ્રભુને, જનનિ જોખ ઝુલાવતી ;
જાણે ન જાતાં દિવસ રાત્રી, મગ્ન કૌશલ્યા અતી,
સુતસ્નેહવશ માતા અધિક છે, વદન જોઈ વિરામતી. ૫
કરિ ગાન બાળલિલાતણાં બહુ, દિવસ સુખમાં નિર્ગમે,
ભુરિ ભાગ્યવંતિ ગણાય ભવમાં, રામમાતા તે સમે,
ભરતાદિ લક્ષ્માણ શત્રુઘનપણ, બાળકેલિ વિવિધ કરે,
કેકઈ સુમિત્રા અતિ પવિત્રા, સુત વદન જોઇ ઠરે. ૬

કન્યાએ ક્રોધ જણાવીઓ "એરાગ"

એકસમે રઘુનાથને, માએ નવરાવિ ત્યાંય ;
શૃંગાર કરિ પોઢાડિયા, પ્રભુ પારણામાંય.
એક સમે. ૧

નિજકુળઇષ્ટ અભિષ્ટ જે, સૂખપ્રદ ભગવાન ;
તેની પુજાકારણ કીધું, કૌશલ્યાજીંએ સ્નાન.
એક સમે. ૨

કરિને પૂજા બહુ કોડથી, ધરાવ્યૂં નૈવેદ;
પોતે પધાર્યાં રસોઇમાં, ઉરમાં અધિક ઉમેદ.
એક સમે. ૩

ચાલી આવી પછી ત્યાં પ્રીતે, રાણી કૌશલ્યામાય ;
ભોજન કરતા કોળીએ, દીઠા રાઘવરાય.
એક સમે. ૪

ધાતીગઈ માતા કૌશલ્યા, શિશૂપાસ સભીત ;
પોઢયો દિઠો પુત્ર પારણે, નિર્મળ નિદ્રાજીત.
એક સમે. ૫

આવી દિઠો સુતતે વળી, જમતો ભરિભરી ગ્રાસ[47];
ધીર ન રહિ મન માતને, તન ઉપન્યો ત્રાસ.
એક સમે. ૬

અહિં તહિં ઉભય બાળક કશા, કૌશલ્યા પામી ક્લેષ ;
મતિભ્રમ શૂં મારી થઇહશે. કેકાંઈ અન્યવિશેષ.
એક સમે. ૭

દીઠી રઘુવીરે તેસમે, અકળાણી માત ;
મંદ મધુર કર્યૂં હાસ્યત્યાં, પ્રભુએ ભલીભાત.
એક સમે. ૮

દેખાડ્યું માતને નિજતણૂં, અદ્ભુત રૂપ અખંડ ;
રોમ રોમપ્રતી રાજતાં, કોટી કોટી બ્રહ્માંડ.
એક સમે. ૯

અગણિત ભાનુને ચંદ્રમા, શિવ બ્રહ્મા વિશેષ ;
બહુ પર્વત નદી અંબુધી[48], ધરણિવન બહુ દેશ.
એક સમે. ૧૦

જ્ઞાન સ્વભાવ અવસરવળી, કર્મના કંઇ પ્રકાર ;
કદિએ ન સાંભળ્યું તે દીઠું, પ્રભુના મુખમોઝાર.
એક સમે. ૧૧

અદ્ભુત રચના માયા વડી, દેખી માત સભીત ;
ઊભી રહી કરજોડિને, ભુલી પુત્રની પ્રીત.
એક સમે. ૧૨

અંગે રોમ ઉચાં થયાં, વદને આવે ન વેણ ;
નેત્રમિચી શિર નામિયૂ, કહી શકતી ન કેણ.
એક સમે. ૧૩

જનની વિસ્મય જોઇને, થયા બાળ સ્વરૂપ ;
અસુરખરારી હરી રૂડા, કુંવર કૌશલભૂપ.
એક સમે. ૧૪

સ્તુતિ કરિ જાય ન ભયથકી, મન વીચારે માત ;
જગતપિતા મેં માનિયા, સુત કરિ ભલિભાત.
એક સમે. ૧૫

વિવિધ પ્રકારે સ્વમાતને, હરિએ સમજાવીસાર ;
ક્યાંય ન કહિશ હે માવડી, બની વાત લગાર.
એકસમે. ૧૬

વારે વારે વિસ્મયથઇ, સુત પ્રિછિ જગતાત ;
કોડધરી રાણિ કૌશલ્યા, કરે વિનતી અઘાત.
એક સમે. ૧૭

કરજોડી કહે રામને, હવે આજથી નાથ ;
કદિએ ન વ્યાપે પ્રભુ મને, માયા તારી અઘાત.
એક સમે. ૧૮

---

૪૭ કોળીયા. ૪૮ સમુદ્ર.

### વસંતતિલકા છંદ.

એવી રિતે શિશુચરિત્ર પવિત્ર કીધાં,
આનંદ દાસજનને અતિ સુખ દીધાં;
કાળક્રમે પરિજનાદિક સૂખદાઇ,
મોટા થયા રૂપશિરોમણિ સર્વ ભાઇ. ૧
ત્યાં બાળવાળ ગુરૂએ જઇ લેવરાવ્યા,
પામ્યા દ્વિજો અધિકદાન સ્વમંનભાવ્યાં;
ચારે કુમાર અતિપવિત્ર ચરિત્ર ચારૂ,
કર્તા ફરે અધિક હર્ષ ભરેલ વારૂ. ૨
જે છે અગોચર પ્રભુ મન કર્મ વાણી,
તે કૌશલેશ નિજચોકવિહારિ જાણી;
તેથી સ્વભાગ્ય અધિકાં મન એમ લેખે,
એ દંપતી ઘડિ ઘડી પ્રભુમુખ દેખે. ૩
બોલાવતા નૃપતિ ભોજન કાળ સાદે,
આવે ન રામ શિશુસાથ તજી સનાદે;
બોલાવવા જનનિ જાય ઉમંગિ જ્યારે,
ત્યાં ઠેકિ ઠેકિ પ્રભુ દૂર પળાય ત્યારે. ૪
પામ્યા ન પાર શિવ વેદ પુરાણપાને,
તેની પુઠે જનનિ દોડિજ ઝાલવાને;
મેલ કરેલ તન ધૂળવિષે રમીને,
તેડી લિધા કટિવિષે જનની નમીને. ૫
આણ્યા ભુપાળ સમિપે શિશુ સાથમાંથી,
ખોળે લિધા ભુપતિએ હસિ કેડમાંથી;
છે ચિત્ત ત્યાં ચપળ ભોજન રામ કર્તા,
ભાગ્યા સુલાગ મિટ ચોરવિ જક્તભર્તા. ૬
શ્વાસોભર્ય જઇમળ્યા નિજ જોડિયાંને,
આવ્યોછું એમ કહિને પ્રભુ સૂખમાને;
એ બાળકેલિ અતિરમ્ય સુહાયસારી,
ગાયે સદા નિગમ શંકરનિર્વિકારી. ૭
જેનું ન રાચ્યુ મન એસુ વિમોહમાતા,
કીધા વૃથા કુજન તે જગમાં વિધાતા;
હે શૈલજા કહુ કથા ધરિભાવ આગે,
શ્રીરામવર્ણન તું સાંભળ સાનુરાગે. ૮

### દોહરા.

કુમારવસ્થાએ થયા, જ્યારે એ સહુભ્રાત;
દિધાં જનોઇ હરખિઉર, મળી ગુરૂ પિતુમાત. ૧
ભણવાગયા જગતપતી, ગુરૂ વશિષ્ઠને ઘેર;
અલ્પકાળમાં આવડી, સહુવિદ્યા શુભપેર. ૨
જુએ ઉમાજે જેમની, સહજ શ્વાસ શ્રુતિચાર;
તેમજ ભણવા સંચર્યા, કૌતુક એ સુખકાર. ૩
વિદ્યા વિનય નિપૂણ અતિ, ગુણશીળ બળધામ;
રાજરમત રાઘવ કરે, સર્વ સુખદ વિશ્રામ. ૪
ધનુષબાણ નિજપાણિમાં, અતિ અનુપમ સોહાય;
જોતાં રૂપ ચરઅચરનાં, મન અતિશે મોહાય. ૫
જેહ શેરિએ સંચરે, ચતુર ભ્રાતા ચાર;
થાકિ જાય રૂપ જોઇને, શેરિતણાં નરનાર. ૬
નગરઅયોધ્યાવાસિ જે, નરનારી વૃધ બાળ;
પ્રાણથી અતિપ્રિય લાગતા, સહુને રામ કૃપાળ. ૭
મિત્ર બંધુ બોલાવિ કરિ, સંગલેઇ પ્રભુરામ;
ખેલે જઇ મૃગયા નિતે, વનમાં સખા તમામ. ૮
પાવન મૃગ જીવ જાણિને, મારે રઘુપતિ રાય;
આણિ બતાવે દિનપ્રતી, નૃપતી અતિ હરખાય. ૯
જે મૃગ પ્રભુબાણે મરે, તે તનતજી તતખેવ;
અમરાવતિ વાસોકરે, જ્યહાં પુરંદર દેવ. ૧૦
અનુજ મિત્ર સાથે સદા, ભોજનકરે સુભાવ;
આજ્ઞાંકિત માબાપના, લે જનની સુતલાવ. ૧૧
સદ્ય થાય સુખિ જે રિતે, નગરતણાં નરનાર;
કરે તેજ કરૂણાનિધી, ઉચિત અધિક સુખકાર. ૧૨
મન લાવી નિત સાંભળે, નિર્મળ વેદપુરાણ;
સમજાવે સહુ અનુજને, કહે આપ પરમાણ. ૧૩
ઉઠિ પ્રાતઃકાળે પ્રભૂ, જેહુ અખિલ જગદીશ;
ગુરૂ પિતુ માતાને પ્રથમ, નમાવતા જઇ શીશ. ૧૪
આજ્ઞામાગી અનુસરે, કરે સર્વ પુરકાજ;
નિછિ ચરિત્ર મન હરખતા, કૃપાળ કૌશલરાજ. ૧૫
વ્યાપક અજ અનવદ્યપ્રભુ, નિર્ગુણ નામ ન રૂપ;
ભક્તહેતુ વિધવિધ કરે, ચારૂ ચરિત્ર અનૂપ. ૧૬
આ સહુ કથા સતી ઉમા, કહિ મેં મતિઅનુસાર;
ચિતધરિ સુણ આગળ કથા, પાવન પરમ ઉદાર. ૧૭
વિશ્વામિત્ર મહામુની, જ્ઞાન નિધાન ગણાય;
વસે તેહ શુભ આશ્રમે, સ્વચ્છ જાણિ વનમાંય. ૧૮
યજ્ઞ જોગ તપ ત્યાં કરે, મુનિમન શુદ્ધ સદાય;
નિચ મારીચ સુબાહુથી, ડરે મંન મુનિરાય. ૧૯
યજ્ઞ દેખતાં નિશિચરો, તરતે કરે તે ભંગ;
કરે ઉપદ્રવ તેથિ મુનિ, પામે દુઃખપ્રસંગ. ૨૦
મનમાં વિશ્વામિત્રને, ચિંતા વ્યાપિ અપાર;
નિશિચરપાપી નહિમરે, હરી વિના આવાર. ૨૧

તવ મુનિએ મનમાં કર્યો, વેગે વિમળ વિચાર ;
જન્મ્યાછે નરતન ધરી, પ્રભુ ભુમિભંજનભાર. ૨૨
દૈત્યવિદારણમિષ કરી, પ્રભુપદ દેખૂં જાઇ,
કરિ વિનતી દશરથતણી, આણિશ બંને ભાઇ. ૨૩
જ્ઞાન તથા વૈરાગ્ય ને, સકળ સુગુણના ક્ષેત્ર,
તે પ્રભુ અખિલ જગતપિતા. ન્યાળિશ ભરિભરિ નેત્ર.૨૪
કરતા મનોર્થ ઉર અતી, જતાં ન લાગી વાર,
કરી સ્નાન સરજૂતિરે[1], ગયા ભૂપ દરબાર. ૨૫

છપા.

સુણ્યુ નૃપ મુનિઆગમન, દિવ્ય દરબારે જ્યારે ;
દ્વિજસમાજ લૈ ભૂપ, ગયો મળવાને ત્યારે,
કિધા દંડવત સમ, મુની સનમાન્યા સ્નેહે ;
બેસાર્યા આણિને, નિજાસનપર નિજગેહે,
મુનિચર્ણ પખાળ્યા નૃપતિએ, કોડ ધરી પૂજાકરી;
નહિ ધન્ય અન્ય આજે હું સમ, દેખૂં પદ લોચનભરી. ૧
ભોજન વિવિધ પ્રકાર, કરાવ્યાં મુનિવરકાજે ;
ઉરપામ્યા અતિહર્ષ, કિધાં ભોજન મુનિરાજે,
નૃપે પછી ધરિ નેહ, ચરણ મેલ્યાસુતચારે;
દેખિ રામ રૂપધામ, વિરતિ મુનિ વિસર્યા ત્યારે,
મુનિમગ્ન થયા મનમાં અધિક, મુખશોભા શુભજોઇને;
જયમ પૂર્ણચંદ્ર નિરખી અને, રહ્યું ચકોરચિત પ્રોઇને. ૨
કૌશલેશ મન હરખિ, વદે શુભ વચનો ત્યારે;
એવિ કૃપા મુનિરાય, કરી નહિં મુજપાર ક્યારે,
કોણહેતુ આગમન, અહો મુનિનાથ તમારૂ ;
કહો તેહ કરતાં હું, વાર ન લગાડૂ વારૂં,
તવ વિશ્વામિત્ર કહે વચન, દૈત્ય ઉપદ્રવ અતિ કરે ;
તેમાટ આવિયો યાચવા, નૃપ તમને આ અવસરે. ૩
અનુજ સહિત રઘુનાથ, દિઓ નૃપતી સતવાદી ;
દૈત્યનાશ દઇત્રાશ, કરે પ્રભુ આદિ અનાદી,
હૂંપણ થાઉ સનાથ, સગુણરૂપ સુંદર જોઇ ;
દો તમ દિલ હરખિને, મોહ મમતા સહુ ખોઇ,
છે ધર્મ સુયશ નૃપ તમતણો, અધિક મંગળિક એમને ;
એ આશિરવાદ અમોતણો, ક્ષેમ નેમ વશ પ્રેમને. ૪
અળખામણિ સુણિ અતી. રાય મુનિમુખની વાણી;
કૌશલેશઉર કંપ, વદનકાન્તી કુમળાણી,
ચોથેપણ[2] સુતચાર, પામિઓ સેવિ પુરારી ;

અહો નાથ દ્વિજરાજ, વચન નવ કહ્યાં વિચારી,
મુનિ માગો ધન ધેનૂ ભુમી, દેઉ સર્વ સહરેષમાં ;
નથિ પ્રાણથિપ્રિય કશું કોઇને,દેઉ તેય મુનિ નિમિષમાં.૫
પણ સહુ સુત પ્રિયઅતી, વિપ્રવર પ્રાણપ્રમાણે ;
તેમાં વળિ પ્રિય રામ, અધિક સહુથી આ ટાણે,
તે આપ્યો ક્યમજાય, સત્યમુનિ માનો મનમાં ;
ક્યમ શકાય સહિવિરહ, વિવિધ દુખ સુતને વનમાં,
અતિ ઘોર કઠોર દનુજ ક્યહાં, કિશોરવય ક્યાં કુવરની ;
ક્યમ મોકલતાં જીવ કહ્યું કરે; વધ્યા એમ કૌશલધણી. ૬
સુણી વાણિ ભુપતણી, પ્રેમરસ પૂર્ણ ભરેલી ;
માન્યો ઉર અતિહર્ષ, દેખિ મુનિએ પ્રિત છેલી,
સમજાવ્યા નૃપસાર, વસિષ્ઠે વિવિધ પ્રકારે ;
તવનૃપઉર સંદેહ, નાશ પામ્યો નિરધારે;
અતિ આદરથી બે તનુજ નિજ, બોલાવ્યા ત્યાં તે સમે,
ઉરલાવિ શિખામણદિધિ વિવિધ, મોકલતાં મન નાગમે.૭

રાગ ચોપાઈ ત્રિતાળની

મારા પ્રાણજીવન સુત બેય, મુની તેના પિતાજી તમેય,
મોકલછું ભરોસે તમારે, સ્વામી સાચવજો સુપ્રકારે. ૧
કહી સોપ્યા કુંવર કૌશલેશે, શીખ આશિષ દેઈ વિશેષે,
ગયા માતકૌશલ્યાપાસે, માગવાને વિદાય ઉલ્હાસે. ૨
જઈલાગ્યા પગે પ્રભુરામ, બોલ્યા વચન મૃદુ અભિરામ,
માજી દો શિખઆશિષસારી,આવિશું મુનીકાજ સુધારી. ૩
લેઇ વારણાં મન હરખાએ, દિધી આશિષ કૌશલ્યામાએ,
ચાલ્યા સહુને શીશનમાવી, મુનિકાજ અંતરમાં લાવી. ૪
નર સિંહછે બંનેવીર, ચાલ્યા મુનિભયહરવા ધીર,
કૃપાસાગર મ્હામતિવંત, જેનો મહિમા જગતમાં અનંત. ૫
રક્તનેત્ર ઉર બાહુ વિશાળ, નીલકમળસુ તન શોભાળ,
વિંટાળેલું કેડે પિતુપટ, ભાથા ભીડી લીધેલ સુભટ. ૬
બંને હાથે ધનૂષનેબાણ, શોભે ફેરવતાં શુભપાણ,
શ્યામ ગૌર બે સુંદર ભાઇ, દીસે રૂડી પરમ પ્રભુતાઈ. ૭
વિશ્વામિત્ર મહાનિધિ પામ્યા,રૂપઅતિ અનુપમ અભિરામા.
પ્રભુબ્રહ્મણ્યદેવમેંજાણ્યા,વિમળમહિમાનજાએવખાણ્યા.૮
મારા હિતહેતુ પ્રાણસમાન, તજ્યાં માત પિતા ભગવાન,
દેખાડી મુનિએ પંથજાતાં, આ પેલિ તાડિકા આવેધાતાં.૯
ત્યાંતો ક્રોધ કરી તે ધાઇ, ગયા મુનિ પ્રભુઓથે લપાઇ,
તતક્ષણ કીધું બાણસંધાણ, તેના એકે બાણે લિધાપ્રાણ. ૧૦
જાણી દીન તેને તે ઠામ, રામે દીધું દિવ્ય નિજધામ,
તેસમે ઓળખ્યા નિજનાથ, ઉભા વિશ્વામિત્ર જોડીહાથ.૧૧

1 અયોધ્યાના પાદરમાં એ નામની નદી છે.
2 વૃધ્ધાવસ્થામાં.

વિધાનિધિને વિધા દીધી, વિશ્વામિત્રે કૃપા અતિ કીધી;
જેથી લાગેન ક્ષુધા પિયાસ[3], અતીબળ તન તેજ પ્રકાશ. ૧૨
સહુ આયુધ્ધ રામને આપી, નિજ આશ્રમ આણ્યા પ્રતાપી;
દીધું ભોજન કંદ મુળફળ, ભકતહિતજાણિ હરિને સબળ. ૧૩

### હરિગીત છંદ

રઘુનાથજીએ મુનિમતે પછિ, કીધું પ્રાતઃકાળમાં,
નિર્ભય કરો જઈ યજ્ઞમુનિ તમ, હૂં ઉભોપ્રતિપાળમાં;
મુનિવૃંદ લાગ્યા હોમ કરવા પ્રભુ રહ્યા રખવાળિએ;
સંધ્યાગ્નિશર શુભ ધનુષઊપર, અનુજ સહિત નિહાળિએ. ૧
અતિ ધુમ્ર ગોટાગોટ દેખી, વેદ ધ્વનિએ ધ્યાયતા,
ધાયો લઇ સહુ નીચ મારિચ, રજનિચરની સાહ્યતા;
મુનિદ્રોહિ અતિ વિકરાળ ક્રોધી, નાખિ મુખવિરહાક ત્યાં,
રૂષિવૃંદ સહુ ભયભીત અતિશે, શ્રવાણ પડિઆ ધાકત્યાં ૨
મુકયું બાણ રામે ફળ વિનાનૂં, નીચ મારિચને યદા,
ઉડિ ઉદધિપાર પડ્યો જઇ તે, તરત સતજોજન તદા;
અગનાસ્ત્ર માર્યું સુબાહુને દહ્યુ, દૈત્ય દળ સહુ લક્ષ્મણે,
છે કુંવરવય પણ કારમૂ બળ, મુનિ વખાણે ક્ષણક્ષણે. ૩
મારી અસુર નિર્ભય કર્યા મુનિ, સ્તુતિ કરે રૂષિ દેવતા,
જયજય કૃપાળ દયાળ રાઘવ, સુરમુની સિધ સેવતા;
તે આશ્રમે મુનિસંગ રાઘવ, કેટલા દીવસ રહ્યા,
કરિ વિપ્રપર કરૂણા અધિક પ્રભુ, અનુજસહિત સુખીથયા. ૪
શુભ ભક્તિહેતુ કથા પુરાતન, કીધિ મુનિઓએ મળી,
રઘુનાથસાનુજ શ્રવણ કરતા, પ્રેમ આણી વળિવળી;
સાદર કહ્યૂં સમજાવિ મુનિએ, રામપાસે તેડિને,
ચાલો ચરિત્ર નિહાળીએ જઇ, સર્વશંક નિવેડિને. ૫
સુણિ ધનુષમખ[4] મુનિસંગ સાનુજ, હર્ષિ ચાલ્યા ભુપમણી
જાતાં નિહાળયો એક આશ્રમ, ચકિત નિરખે તે ભણી;
ન વિહંગ મૃગ જીવજન્તુ ત્યાંહે, પડિ શિલા પ્રભુધારિને,
પૂછ્યૂં પછી મુનિનાથને પ્રભુ, નરચરિત્રનુસારિને. ૬
સમજાવિ સહુ મુનિએ કથા ત્યાં, રામને બહુ રીઝથી,
છે નાથ એ ગૌતમત્રિયા સતિ, શાપવશ પતિપતિજથી. ૭
ધરિ ઉપલદેહ[5] ચરણકમળરજ, ચાહ્યછે પ્રભુ આપની,
રઘુવીર ચરણપરશ કરો કરી, અતિ કૃપા નિષ્પાપની. ૮

### છંદ ઝુલણા.

સ્પર્શતાં પ્રભુચરણ, અધિક પાવન પરમ,
શોક સમુદાય હરનાર એવા ;
પ્રગટ પ્રત્યક્ષ ઉભિ, તેજ તપપુંજની,
વદતિ મુખ ધન્ય દેવાધિદેવા ;
જોઇ રઘુનાથ જે, ભક્ત સુખપ્રદ પ્રભૂ,
ઊભિ કરજોડિ સનમૂખઆવી ;
અધિક પ્રેમે થઇ, અહલ્યા અધિરણી.
સ્તુતિ કરતી સતી શિશનમાવી. ૧
વચન આવે ન મુખ, હર્ષના વિવશથી,
રૂષિત્રિયા પૂરિ ભુરિ ભાગ્યવંતી ;
લાગિ રહિ ચરણમાં, લલિત બે લોચને,
ધાર આનંદ આંસુનિ ખરંતી ;
ધારિ મન ધિરજ અતિ, ઓળખ્યા રામને,
પામિ ભક્તી શ્રીરાઘવ કૃપાએ ;
વાણિ નિર્મળ વડે, સ્તુતિ કરતી સતી,
જયતિ રઘુનાથ ગુણવેદગાએ. ૨
જગતપાવન પ્રભૂ, નારિ હું અપાવની,
સુખદ સર્વત્ર જયરાવણારી ;
નેત્રપંકજ રૂડાં, વિશ્વભય ભંજતા,
નારિ તમશરણ સ્વામી અઘારી ;
સારૂ કિધું શ્રાપ દિધ, ગૂણનિધિ ગૌતમે,
પરમ અનુગ્રહ હું પ્રભુ હૃદયમાનૂ,
જોઉ ભરિ લોચને, વિશ્વભયહરણને,
જે વળી ભાનુકુળકમળભાનૂ. ૩
લાભ આ શિવપ્રિછે, ભક્તિ મન જે ઇછે,
રંક અકળંક કરિ પદપરાગે ;
વિનતિ પ્રભુ મારિ એ, હૂં છું મતિ ભોળિપણ,
એક વરદાન દો દાસિમાગે ;
નાથપદકમળરજ, રસવિષે માનિ રતિ,
મૂજમનમધુપ કરિ પાન ભાવે ;
જક્ત જંજાળ આ, કાળ વિકરાળથી,
થાય નિર્ભય ચરણ ચિત્તલાવ્યે. ૪
જેહ ચરણેથિ થઇ, પ્રગટ પાવનરૂડી,
ગંગ શિવશીશધરિ ગુણવધાર્યા ;
તેજ પદકંજ પ્રભુ, વિષ્ણુ અજ પૂજતા,
ધન્ય મમશીશ તે ચરણધાર્યા ;

3 તૃષા. 4 ધનુષયજ્ઞ. 5 પત્થરનું શરીર.

એ રિતે સ્તુતિકરી,ગૂણિ ગૌતમત્રિયા,
વળિવળી રામને ચરણલાગી ;
ગઇ પતીલોકમાં, હૃદય આનંદ ભરિ,
પામિ વર મનગમ્યો આર્તભાગી. ૫

## દોહરા.

એવા પ્રભુ દીનબંધુ હરિ, કારણ રહિત કૃપાળ,
હે શઠનર તેનેભજ્જો, ત્યાગિ કપટ જંજાળ. ૧
ચાલ્યા ત્યાંથી તે સમે, લક્ષ્મણને શ્રીકંત,
મુનિસંગે શોભે ઉભય, કોટિક કામવસંત. ૨
ગયા જયહાં જગપાવની, ગંગ ઉતંગ તરંગ,
સાનુજરામ પ્રણામ કરિ, સુખ અતિ પામ્યા સંગ. ૩
પુછયું પછિ વિશ્વામિત્રને, શિરનામી શ્રીરામ.
સુરસરિની[૬] ઉત્પતિ કહો, હે મુનિતાત તમામ. ૪
કહે મુની પ્રભુરામને, સુણો ઉત્પતી સાર,
તમકુળમાં એક ભૂપતી, નામ સગર નિરધાર. ૫
નામ વિદિત ત્રૈલોકયમાં, ધર્મશાળિ રણધીર,
તે નૃપને બે રાણિઓ, અતિ સકુમારિ શરીર. ૬
કેશિનિ જેષ્ટ[૭] સુમતિ લધુ[૮], પ્યારી અતિ રઘુરાજ,
સહુપ્રકાર શોભિત અતી, ગુણ શોભીત ઘણાજ. ૭
પુત્રવિના નૃપ મનવિષે, વિસ્મય નિત્ય વિશેષ,
ધિક્ક પુત્રવિણ વિશ્વમાં, નિરાશ થાય નરેશ. ૮
એકસમે બે નારિઓ, સગર લેઇ નિજસાથ,
વન તપકારણ સંચર્યા, સુણજ્જો હે રઘુનાથ. ૯
સુફળવૃક્ષ ઘાટાં ઘણાં, સુંદર વિવિધ સમાજ,
ત્યાં તપતેજનિધાન મુનિ, વસે ભલા ભૃગુરાજ. ૧૦
સહિતનારિ નૃપ મુદિતમન, રહ્યા વરસ સતએક;
તપ કીધૂં ઠિક દેખિ ભૃગૂ, સ્તૂતી કિધી અનેક. ૧૧
કહિ નિજદુખ ભૃગુનાથને, કીધો નૃપે પ્રણામ;
આશિષદઈ વરદાન દિધું, મુનિએ નૃપને આમ. ૧૨
નૃપરાણીપ્રત્યે વધા, ભૃગુરૃષિ એહપ્રંકાર;
લ્યો વરમાગી મનરૂચી, જે જેની આવાર. ૧૩
સુણિ મુનિચરણે તેમણે, સઘ નમાવ્યૂં શીશ;
જે તમ મનભાવે રૂડૂ, તે આપો મુનિઇશ. ૧૪
એકે માગ્યો એકસુત, બિજીએ સાઠહજાર;
ગુણ સુંદર રૂપ તેજ બળ, મહિમા અપરંપાર. ૧૫

૬ ગંગા. ૭ મોટી. ૮ નાની.

તથાસ્તુ કહ્યું મુનિએ ત્યહાં, સુણિ હરખ્યાં નૃપરાણિ;
પામિ સુભગવર પ્રસન થઇ, મુનિચરણેચિતઆણિ. ૧૬
આવ્યા નારિસહિત સગર, નગર અયોધ્યામાંય;
દિવસ ગુમાવ્યા કેટલા, હર્ષિત થઇને ત્યાંય. ૧૭
પ્રસવ્યો અસમંજસ તનુજ, કેશિનિએ તે વાર;
પ્રસવિ સુમતિએ તુંબડી, માયા પ્રભુનિ અપાર. ૧૮
પ્રગટ્યા તે તુંબીથકી, સુત સહુ સાઠહજાર;
દાનદિધાં ભૂપેઘણાં, હર્ષિત થઈ તિવાર. ૧૯
દ્વિજ ગુરૂ ગૌરી ગાણપતી, પૂજ્યા પ્રીત સહીત;
પુત્ર પ્રસવ ઉત્સવકર્યો, ગાય ગોરિ સહુ ગીત. ૨૦
તરત આણાવ્યૂં ઘૃત મધૂ, સુંદર એકીશર્તે;
સર્વ પુત્ર નૃપતી સહિત, ન્હાયા તેમાં તર્ત. ૨૧
થયા સર્વ સુત એ રિતે. પુરિથઇ સહુમનકામ;
જાય દિવસનિશિ હર્ષવશ, સુણોરામ ઘનશ્યામ. ૨૨
પરિજન સહુનૃપ રાણિનો, અધિક હૃદય આનંદ;
કલેષ મટયો જન્મ્યા કુંવર, સકળ કૂળ સુખકંદ. ૨૩
બાળરમત કરતા થયા, કોડે સર્વ કુમાર;
લીલા કરતા અગમ અતિ, રાજી નગર નરનાર. ૨૪
મન ચિતવ્યાં કારજબને, હરખે જોઇ નરેશ;
દિવસ વિત્યાબહુ એ રિતે, સુખ લે સમરિ ગણેશ. ૨૫
સુણોકથા રઘુનાથજી, આગળની આવાર;
વહે સરજુનદિ સમિપત્યાં, નગરઅયોધ્યે સાર. ૨૬
નિર્મળ નિર ઉત્તરદિશે, ખળખળવહે પ્રવાહ;
પ્રજાલોકનાં બાળકાં, કરે સ્નાન નિત ત્યાંહ. ૨૭
અસમંજસ સુત નૃપતણો, લાવી આરે નાવ;
બાળ ચઢાવિ બુડાડતો, ઉંડેધરે પ્રિછિ દાવ. ૨૮
પ્રજા પરમદુઃખીથઇ, બાળકવધ સુણિ કાન;
ગઇ રાવ કરવા પ્રજા, સુણોરામ ભગવાન. ૨૮
બેઠા જયહાં સગર નૃપતિ, ત્યાંજઇ નામીશીશ;
બોલ્યા વચન વિવેકનાં, જોડિપાણિ તે દીશ. ૩૦
તજવો દેશ હવે ભલો, સુણજ્જો સગર નરેશ;
વિના તજ્યે મટશેનહીં, કોઇપ્રકારે કલેષ. ૩૧
ચહો તમે પ્રતિપાળવા, પ્રજા તમામ ભુપાળ;
પણ તમકુંવર પ્રજાતણો, થયો કાળ વિકરાળ. ૩૨
તમકુંવરે કર્યું પાપ બહુ, માર્યાં બાળકવૃંદ;
તમને પ્રાણસમાન સુત, સહુને સુત શૂં મંદ. ૩૩

### કાવ્યછંદ તથા રોળાવૃત

પ્રજાવાણિ સુણિ શ્હાણિ, ધૈર્યતા દીધી રાયે;
દિધો દેશવટ વિકટ, કુંવરને નૃપે ત્વરાએ. ૧

અસમંજસનો કુંવર, જકતબાધ્રિ જાણીતો;
અંશુમાન શુભનામ, સકળ ગુણનિધિ શોભીતો. ૨
વસે સગરને હૃદય, કુંવર તે ગુણનિધિ કેવો;
મીન જેમ જળમાંય, ફણીધરને મણિ જેવો. ૩
નિજ નિજ ઘરગઈ સર્વ, પ્રજા મનમાં વિશ્રામી;
ગયો શોચઉર સર્વ, કૃપા નૃપકેરી પામી. ૪
પછી નૃપતિએ હૃદય, કયા વીચાર વરાંસી[૯];
આવ્યું ઘડપણ ગાઢ, હરીભકતીવિણ હાંસી[૧૦]. ૫
વિચારિ બોલાવિયા, મંત્રિ દ્વિજ ગુરૂ સુતસરવે;
સાજ સજી સહુતર્ત, ગયા હિમગિરિગમ હળવે. ૬
રૂચિર વેદિકા એક, બનાવી વરણિ ન જાએ;
યજ્ઞતણો આરંભ, માંડિયો ત્યાં ઝટ રાએ. ૭
વેગવંત સમઉરગ[૧૧], તુરંગ અધિક તરવરિઆ;
છોડયો ત્યાંથી છેક, પુઠળ રક્ષક પરવરિઆ. ૮
મહાયજ્ઞ સુણિઇંદ્ર, હૃદય અનુમાન કરીને;
લિધો અશ્વ આવિને, મર્મ કો પ્રિછે ન ફરિને. ૯
લોલુપ કપટસુ નિપટ, ઇંદ્ર અહનિશ જીવઊંચે;
રખે જાય અધિકાર, વિનાકારણ દુખ ખૂંચે. ૧૦
રાખ્યો આણી અશ્વ, કપિલ[૧૨] મુનિપાસે ત્યાંથી;
જાણ્યૂંનહિ કોઇએ, ગતી નહિં કોતણિ કયાંથી. ૧૧
સુભટ જેહ રખવાળ, પરમશાણા હયપૂઠે,
લેતાં હય નવ દિઠો, તેમણે સુરપતિ રૂઠ્યે. ૧૨
ફર્યા સર્વ રખવાળ, આવિ કહ્યું નૃપને તેવૂં;
ડરિએ કહેતાં નાથ, અશ્વ ખોવાયો એવૂં. ૧૩
લેતાં અનુપમ અશ્વ, કોઇએ જાણ્યું ન જરિએ;
કહો હવે મહરાજ, થાય આજ્ઞા તે કરિએ. ૧૪
વિસ્મય પામ્યો નૃપતિ, વચન જવ એ સાંભળિયાં;
બોલાવ્યા તતકાળ, સર્વસુત અતિ ભુજબળિયા. ૧૫
શોધોજઇ તુરંગ, સર્વસુત આજ્ઞાકારી;
ચાલ્યા શીશ નમાવિ, તેહ સહુ અતિ બળધારી. ૧૬
સુરપતિ સમ બળવીર, ધનુર્ધર સહુ રણવંકા;
અવની અતિ અકળાણિ, ચાલતાં દઇને ડંકા. ૧૭
પુષ્પવાડિ વનબાગ, નદી કુપ વાવ્ય તળાવે;
નગરગ્રામ પુર શ્હેર, મુની આશ્રમ શોધાવે. ૧૮
ગિરિવન ગુફા અનેક, શોધિવળિયા બળવંતા.
જડયો ન તોય તુરંગ, વળ્યા પાછા ગુણવંતા. ૧૯

૯ પસ્તાઇને. ૧૦ મશ્કરી. ૧૧ સર્પજેવો.
૧૨ કર્દમરૂષિના પુત્ર. એ પાતાળમાંધ્યાનસ્થ બેઠાહતા.

આવિ કહે નૃપપાસ, ચરણમાં શીશ નમાવી;
નથી અશ્વ કો ઠામ, શોધતાં શકયા ન ફાવી. ૨૦
ફરી મોકલ્યા ત્યાંથિ, શોધવા અશ્વ સરવને,
ચાલ્યા સાઠહજાર, મુકાવે ઇંદ્ર ગરવને. ૨૧
આવ્યા પૂર્વ દિશિએ, મહા દારૂણભટ જેવા;
વજ્રસમા તેમના, બાહુ બળવંતા એવા. ૨૨
યોજનભર મહિસર્વ, ખોદવા માંડી જ્યારે;
અતુલિતબળ દેખિને, ડર્યા સુર સરવે ત્યારે. ૨૩
હાય હાય શૂં થશે, આવિ લેશે ઇંદ્રાસન;
સમજાવ્યા સરવને, વિરચિએ કરિ નિર્ભયમન. ૨૪
મરશે ધીરજધરો, ડરો નહિં હૃદય લગારે;
પામ્યા સુરવિશ્રામ, હૃદય હરષીને ત્યારે. ૨૫
સર્વ અશ્વ શોધતા, આવિ પોંચ્યા પાતાળે;
દેખી દિગ્ગજદેવ, પગે લાગ્યા તે કાળે. ૨૬
પુછ્યું તેને કહ્યું સર્વ, ત્યાંથિ દક્ષિણદિશિ વળિઆ;
દિઠો અન્ય દિગ્પાળ, ત્યહાં શુધ કરી ન કળિઆ. ૨૭
કરી પ્રણામ સપ્રેમ, વિમળ મહિમા જાણીને;
ચાલ્યા પશ્ચિમપાસ, આશ અંતર આણીને. ૨૮
દિઠો ત્રિજો દિગ્પાળ, વિમળ સહુજગ હિતકારી;
કરિ પ્રદક્ષણા તેનિ, લીધિ ઉત્તરદિશિ ધારી. ૨૯
ત્યહાં શ્વેતદિગ્પાળ, દેખિ સુખપામ્યા સરવે;
સહૂ કપિલ મુનિપાસ, ચાલિઆવ્યા અતિગરવે. ૩૦
યોજનભર ખોદલિ, ધરણિ જે સગર સુતોએ;
થયો ચારદિશિ તેજ, સરસ સાગર ભરતોયે[૧૩]. ૩૧
દિઠો આવિ બાંધેલ, તુરંગ કપિલ મુનિપાસે;
બોલ્યા વચન સક્રોધ, સગરસુત અતી ઉદાસે. ૩૨
સહુનો થવા વિનાશ, ચાહ્ય ભાવીબળ ભારે;
સુણોરામ રઘુનાથ, કથા આગળ વિસ્તારે. ૩૩

હરિગીત છંદ.

બોલ્યા સક્રોધ મુનીપ્રતે ત્યાં, સગરસુત સહુ સામટા,
ખોદી અમે ભુમિ ચારદિશિની, શોધિઓ બહુ જોગટા;
રે દુષ્ટ બકધ્યાની કહે કો, કો કહે વળિ એ રિતે,
દીઠા ઘણા જગ ચોરપણ આ, સમ ન કો અતિ કપટિતે. ૧
સુણતાં વચન મુનિ કપિલનાથે, જોયું જવ સહુની ભણી,
બળિ ભસ્મ ક્ષણમાંહે થયા સહુ, તેસમે રઘુકુળમણી;
સમજી ન વચન વદે ઉમા જે, તેહનો ક્રમ ડોલિને,
વિષથાય હોય પિયૂષ[૧૪] પાસે, દોરિ અહિ ઢંઢોળિને. ૨

૧૩ પાણીથી ભરેલો. ૧૪ અમૃત.

જાણી અનળ તન ઝંપલાવે, કયમ બળે ન ગુમાનિ તે,
સંગ્રહ કરે જાણી ગરળજે[૧૫], કયમ મરે ન ભવાનિ તે ;
અવિચાર કરિ જવ ક્રોધ કીધો, બળિ થયા મુનિક્રોધના,
કહુ સત્ય ક્રોધરૂપી અનળ તે, વિશ્વ અધિક વિરોધના. ૩
આવ્યા ન સાઠહજારસુત તવ, નૃપતિ હૃદય વિચારિને,
બોલાવિ અંશૂમાનને ઝટ, મોકલ્યો ધિરધારિને ;
દિધિ નૃપતિએ આશીષ અતિ તવ, વારવાર અધિકહિતે,
વળજે તું વેગે અશ્વ લઇ સુત, પ્રાણજિવન તું છું પ્રિતે. ૪
શિશનામિ ચાલ્યો કુંવર ત્યાંથી, વિષ્ણુભક્ત અનૂપછે,
મુનિધામ જ્યાં કહિં નિરખતો તહિં, કરિ પ્રણામ ખબરપુછે;
મુનિઓનિ પામ્યો એવિ આશિષ; શીઘ્ર જા મળશે તને,
અતિ શીઘ્ર કરતાં એમ પંથે, જાય કુંવર કાનને[૧૬]. ૫
સુમતીતણો ભ્રાતા ગરૂડ તે, માર્ગમાં મળિઓ જ્યહાં,
ચરણે પડચો તેને કુંવર તવ; દીધિ આશિષ શુભ ત્યહાં ;
ગરૂડે કહી સહુ વાત તેને, ભસ્મ જે રીતે થયા,
નૃપપુત્ર સાઠહજાર ક્ષણમાં, ક્રોધથી વેગેવહ્યા. ૬
સુણતાં વચન અતિ શોચના થઇ, અંશુમાનતણા ઉરે,
જળથળ બતાવ્યૂં ગરૂડજીએ, સ્નાન કર્યું તેમાં સુરે ;
દીધી અનુક્રમથી તિલાંજળિ, સર્વને તેણે સમે,
પછિ બોલિઓ બ્યાલારિ[૧૭] સુણકહુ, વાત કર તે આસમે. ૭
કર પુત્રતેહ ઉપાય તૂં જ્યમ, ગંગ[૧૮] આવે અવનિમાં,
દર્શન કર્યે અઘપુંજકુંજર[૧૯], નાશ થાયે નિમિષમાં ;
નૃપપુત્રસાઠહજાર એથી, ઉધરશે ગંગાથકી,
શુભ પરમપાવનિ પામિ ગંગા, અંશુમાન કહૂ નકી. ૮
મુણિવચન એવાં ભાવિયાં સહ ગરૂડ આવ્યા મુનિકને,
ગરૂડે નમાવ્યૂં મુનિચરણ શિશ, સ્તુતિ કરી નિર્મળમને ;
નૃપકેરિ પૂર્વકથા સુણાવી, ત્યાં ખગેશે[૨૦] કપિલને,
આશીષ દેઇ તુરંગ દીધો, પ્રસંશી સુતશીળને. ૯
હરખી હૃદય ચાલ્યા ત્યહાંથી, પુરસમિપ પોચાડિયા,
નૃપકુંવર અંશૂમાનપર કરિ, ગુણનિધી ગરૂડે દયા ;
નિજપૌત્ર[૨૧] આવ્યો અશ્વલેઇ, સગર સુણિ આનંદિયા,
શિરનામતો દીઠો કુંવર તવ, હર્ષઆંસૂ આવિયાં. ૧૦
નૃપપુત્ર સાઠહજારનૂં ત્યાં, સંભળાવ્યું મરણજદા,
વિસ્મય વિવશનૃપ મન થયોઅતિ, સુણ્યુ ચરિત્રશ્રવણતદા;
સહુવાત મેલિ વિસારિને પણ, યજ્ઞ ત્યાં પૂરણ કર્યો,
પછિ રાજકરવાકારણે નૃપ, પુરવિષે પાછો ફર્યો. ૧૧

૧૫ ઝેર. ૧૬ વનનેવિષે. ૧૭ સર્પનોશત્રુ. ગરૂડ. ૧૮ ગંગા. ૧૯ પાપનાઢગલારૂપી હાથી. ૨૦ સર્વ પક્ષિઓનોરાજા. ગરૂડ. ૨૧ દીકરાનો દીકરો.

કરિરાજ સુખિ રૈયત કરી સહુ, ભૂપ સહુને ભાવિયા,
દઇ રાજ અંશૂમાનને પછિ, સ્વર્ગલોક સિધાવિયા ;
મળ્યુ રાજ અંશૂમાનને પણ, પળ ન વિશ્રામે કદા ;
આવ્યાવિના સુરસરિ અવનિમાં, મન ઉદાસ અધિકસદા ૧૩

## દોહરા.

તેનો તનુજ દિલીપ જવ, થયો રાજ્યને યોગ્ય ;
અંશુમાન તપહેતુ તવ, વન વિચર્યો તજીભોગ. ૧
ઉત્તરદિશિ ભણિ સંચર્યા, અધિક અગમતપ કીધ ;
થયા કાળવશ તેયપણ, મનકામના ન સિધ્ધ. ૨
પ્રભુતા દિલીપતણી અતી, કહુ કો વિધિ રઘુરાજ ;
સેવે સહુ નૃપ આવિને, સર્વથિ ગણિ શિરતાજ. ૩
પ્રસન્નરાખે સુરપતી, જેની નિત કરિ સેવ ;
મહિમા તેનો કોણકવિ, કહી શકે સુરદેવ. ૪
પુત્રભગીરથ તેતણો, થયો મહાગુણધામ ;
પિતાપ્રમાણે નીતિ અતિ, હૃદય વસેલ તમામ. ૫
બોલાવી તેને નૃપે, દિધૂં સર્વ નિજરાજ ;
પોતે ચાલ્યો વનવિષે, ત્યાગિરાજ તપકાજ. ૬
મનમાં કર્યું અનુમાન ત્યાં, દિલીપભૂપે એમ ;
ગંગા લાવું ન અવનિમાં, તો તન તજૂ સપ્રેમ. ૭
જ્યમ અંશૂમાને દિધૂં, નિજતન ગંગાકાજ ;
ત્યમદઉં હૂં નહિં બીક ધરૂં, સુણો રામ રઘુરાજ. ૮
અવનીમાં આણ્યાવિના, ગુણનિધિ પાવનગંગ ;
નામ ન લેઉં નગરજવા, કો વિધિ કોઈપ્રસંગ. ૯
કરિ વિચાર એવીરિતે, ભલો દિલીપ ભુપાળ ;
જઈ વનમાં તપ માંડિયૂં, પાવન પરમ વિશાળ. ૧૦
પ્રચંડ તપકરતાં વિત્યા, નૃપને દિવસ અનેક ;
દેહતજી પણ પ્રગટનહિં, થયો દેવ કો એક. ૧૧
અંશુમાન દેવાંશિ ભુપ, દિલીપ દેવસમાન ;
ગંગામાટે તનતજ્યાં, ધીરવીર બળવાન. ૧૨
એકવાર તે ગંગમાં, જો ન કિધૂં શુભસ્નાન ;
ધિક્ક અધિક એથી કિયો, નર જગમાં નાદાન. ૧૩
ભગીરથે મનમાં કર્યો, વેગે વિમળ વિચાર,
પિતા ન આવ્યા હજૂંલગી, વીત્યે દિવસ અપાર. ૧૪
કકુત્સ્થ નામે તનુજનિજ, સોંપી તેને રાજ ;
શિખવી નીતિ અમીત નૃપ, ચાલ્યો વન તપકાજ. ૧૫
પૂર્વકથા સુતને કહી, આશિષ દઇ નરનાથ;
નિકળ્યો પુરબાહર નૃપતિ, થયા શુકન ભલિભાત. ૧૬

અતિધાર્મેવન ગુણનિધી, ભલો ભગીરથ ભૂપ;
આવ્યો મન હરખ્યો અતી,ઉપવન નિરખિ અનૂપ.૧૭
ગંગહેતુ તપ માંડિયૂ, દ્રઢતા મનમાં લાવિ;
એક ચરણ ઊભેરહ્યો, બંને ભુજા ઉઠાવિ. ૧૮
રવિ સનમુખ ચિતવેસદા, કેવળ તપ તદ્રૂપ;
ગંગામાટે તપકરે, ભલો ભગીરથ ભૂપ. ૧૯
વીત્યા એરીતે ત્યહાં, સંવત એકહજાર;
જાતાં મન જાણે નહી, રાત્રીદિવસ લગાર. ૨૦
દેખિ ઉગ્રતપ નૃપતણૂ, આવ્યા ત્યાં વિધિરાજ;
વદેવચન વિધિ ભુપપ્રતે, કહો હોય જે કાજ. ૨૧
મનઇચ્છો જે મહિપતી, લ્યો વર તે ધરિહામ;
બોલ્યો નૃપ વિધિવાણિ સુણિ, કરિને દંડ પ્રણામ. ૨૨
જે છે મારે માગવૂં, તે જાણો વિધિરાજ.;
શૂં પૂછો પ્રભુ દાસને, લાજુ માગતાં આજ. ૨૩
તોપણ પ્રભુ જો પ્રસન છો, દો શુભ અતિ સંતાન;
ગંગા આવે અવનિમાં, એ બિજુ દો વરદાન. ૨૪

### વસંતતિલકા છંદ.

ત્યાં એવમસ્તુ કહિને કહ્યું વીધિરાએ,
દઉં હું ગંગ પણ કોથિ નહીં ઝિલાએ;
જાશે રસાતળ વિષે છુટિને ત્વરાએ,
તો ભુતળે[22] ન ફરશે નૃપતી કદાએ. ૧
માટે કરો કહુ ઉપાય હું એક તેનો,
શંભૂ દયાળ અતિછે સુસ્વભાવ જેનો;
ગંગા મહેશથકિ રાખિ શકાય તેથી,
સેવો તમે જઈ કરી શિવને પ્રીતિથી. ૨
તો કાજ સિધ્ધથયું એમ ગણો સદાથી,
બ્રહ્મા થયા વળતિ અંતરધ્યાન ત્યાંથી;
માંડ્યૂં ત્યહાં ભગિરથે તપ શંભુકેરૂં,
અંગુષ્ઠ ટેકિ સુરવર્ષ[23] જપ્યા સહેરૂં. ૩
ત્યાં વારવાર શિવનામ ઉચારવાથી,
પ્રત્યક્ષ શંકર થયા નૃપને દયાથી;
દેખી દિવ લોચનભરી ત્રિપુરારિ સ્વામી,
કીધી સ્તુતી જયકૃપાળ પ્રભૂ નમામી. ૪
રાખીશ ગંગ કહ્યું એમ શિવે સપ્રીતી[24],
કૈલાશમાં શિવગયા દઈને પ્રતીતી;
ત્યાં એમ ગંગ મનવિચાર કરેછ ભાવે,
જાણીદિધો વર શિવે નૃપને સદાવે. ૫
જાઉં રસાતળ હું શંકરસોત[25] લેઇ,
ઊતારૂ નાદ શિવનો જઈ ઝદ્દેઇ;
કીધો ઉપાય શિવ અંતરજામિએ તો,
બાંધી જટા અગમ શિશનિ તે સમેતો. ૬
કીધી અહીં ભગિરથે સ્તુતિ પાણિજોડી;
વાણી મૃદૂ સુણિ મુકે વિધિ ગંગ છોડી;
છુટયે થયો અધિક દારૂણ સોર એવો,
ડોલ્યો અહી ચકિત દિગ્ગજ[26] સર્વદેવો. ૭
ગંગા સમાઈ ગઈ શંભુજટા વિષેત્યાં,
ભૂલી પડી વરષ એક નહિં દિસે ત્યાં;
કૌતુક દેખિ સુર સૌ હરખ્યા સુવેષે,
વર્ષાવિયાં સુમન ધન્ય કહી વિશેષે. ૮
સ્તુતી કિધી ભગિરથે વળિ પાછિ જ્યારે,
દીધૂં શિવે તરત એકજ બુન્દ[27] ત્યારે;
ધારા થઇ ત્રણ અતીરૂડિ બુન્દમાંથી,
આકાશ એક ગઈ એક પતાળ ત્યાંથી. ૯

### ભુજંગી છંદ.

ગઇ અભ્ર તે પાપને છે ભૂજંગા,
ત્યહાં નામ મંદાકિની દેવગંગા;
બિજી જેહધારા ગયેલી પતાળે,
ઠર્યૂં નામ પાતાળગંગા વિશાળે. ૧
સહૂ દુઃખ ને પાપહર્ણી સદા તે,
ટળે નામથી વિશ્વની આપદા તે;
રહી ભૂમિધારા રૂડેનામ ગંગા,
સહૂ દેવ સંતોતણી સૂખસંગા. ૨
ત્યહાં આવિ ભાગીરથે શીશનામ્યૂ,
તદા બોલિ ગંગા સહૂ દુઃખવામ્યૂ;
તમે રથ્થ આણો રૂડો વેગવંતો,
સદા સ્વારિમાં જોતરો જે સુહંતો. ૩
જુતો વાયુવેગી રૂડા વાજી એવા,
ગતી ભાનુઅશ્વોતણી હોય તેવા;
ચઢી તે રથે ચાલ તૂં મારિ આગે,
પુઠે આવું તારી હું તો સાનુરાગે. ૪

૨૨ જમીનતળ. ૨૩ દેવતાઓનું એક વર્ષ. ૨૪ વિશ્વાસ.
૨૫ શંકરસહિત. ૨૬ દિશાના દિગપાળો. ૨૭ ટીપુ. જરા.

સુણી તે ભુપાળે રૂડોરથ આણ્યો,
ચઢયો હાથમાં રાશ ને લૈ પરાણો;
કર્યું સ્મરણ ત્યાં ઇષ્ટિકેરૂ ભુપાળે,
થજો સાહ્ય હે ઇષ્ટદેવા સુકાળે. ૫
કરી અગ્ર ચાલી પુઠે ગંગમાતા,
કરી પુષ્પવૃષ્ટી સુરો રાજીથાતા;
ન વર્ણાય ગંગાતણી સૂમભાઓ,
તુટે ચાલતાં શૈલ વૃક્ષો શિલાઓ. ૬
કરે ઘોર પોકાર જે જીવ ઝાઝા,
થયા વ્યાકુળા કાચબા નક્ર[૨૮] સાજા;[૨૯]
કરે સ્નાન તેમાં સુરો આવિ આરે,
મુનીવૃંદ સિદ્ધો રહ્યા ત્યાં કિનારે. ૭
રૂડી છાપરી તાડપત્રે છવાઇ,
રહ્યા રૂષિ કાંઠે ઘણા આવિ ધાઇ;
કરે જાપ લાવી રૂદે ભાવ હોંસે,
અતીહર્ષ વારી વિલોકીજ તોષે[૩૦]. ૮
પળાએ મહાપાપ તે દર્શનેથી,
તરે વિશ્વથી ગંગના સ્પર્શને થી;
કરે સ્નાન જો કો કદી ગંગમાંહિ,
ન તેનૂં વખાણ્યૂ જતૂં ભાગ્ય કોએ. ૯
દિપેછે રથારૂઢ[૩૧] ત્યાં ભૂપ કેવો,
અતી તેજવંતો રવી હોય તેવો;
ઉગંધે ગિરી દેશને ખંડ ઝાઝા,
પુઠે ગંગ અગ્રે[૩૨] ભગીરથ્થ રાજા. ૧૦
હરદ્વારકેરી સમીપે ગઇ જ્યાં,
વિલોકી રૂડૂતીર્થ ગંગા ઠરી ત્યાં[૩૩];
વળી તીર્થને ત્યાં થયૂ સૂખ લાગે,
પછી પ્હોચિ જૈ પાપહારી[૩૪] પ્રયાગે. ૧૧
કિધે સ્નાન ત્યાં ભાવથી દુઃખ જાએ,
પછી કાશિએ આવિ ગંગાત્વરાએ;
પુરી શંભુની સ્હેજ તે સૂખદાઇ,
ન વર્ણાય લાલિત્યતા કોથિ ગાઇ. ૧૨
બિજાં તીર્થ નાનાપ્રકારે પિછાણી,
ગઈ ત્યાં કહો કેમ જાએ વખાણી;.
કરંતી સસ્વામીનિ સૌ માર્ગલોકો,
નદીજાય ચાલીનહીં ઉર ધોખો. ૧૩

૨૮ એક પ્રકારના જળજંતુ. ૨૯ સર્વ.
૩૦ સંતોષપામે. ૩૧ રથપર બેઠેલો. ૩૨ આગળ.
૩૩ ઉભી રહી. ૩૪ પાપ હરનારી ગંગા.

પછી જૈ મળી તે સમુદ્રે સપ્રીતે,
સમુદ્રેય હર્ષ્યો રૂદામાં અમીતે;
ભગીરથ્થને ઊદધીએ[૩૫] વખાણ્યો,
તું જેવો બિજો ધન્ય કોઈ ન જાણ્યો. ૧૪

દોહરા

એવો યશ કીધો તમે, કરશે ફરી ન કોય;
તપમહિમા બળ પ્રબળથી, કહો કેમ નવહોય. ૧
સાઠહજાર સગરકુવર, તર્યા ત્યહાં તતકાળ;
હર્ષવંત હૃદયે થયો, ભગિરથ જેહ ભુપાળ. ૨
બિજા હતા જે કુળવિષે, જેનો નહિ ઉધ્ધાર;
તેપણ તેમનિ સંગને, ઉધર્યા ત્યાં નિરધાર. ૩
સર્વદેવ સાથે ત્યહાં, વેગેજઈ વિધિરાજ;
ભુપભગિરથપ્રત્યે કહી, વાત એવિ સુખસાજ. ૪
ધન્ય ભગીરથ ભૂપતી. જગમાં જશ બહુલીધ;
તમસમ નૃપ કો નવથયો, દેશે ડંકો દીધ. ૫
સત્ય પ્રતિજ્ઞા કરિ તમે, નિજતણિ સહુ નિરધાર;
શ્રુતિસંમત સહુનૂ તમે, કીધૂં મગળકાર. ૬
ગંગાસાગર જગસહૂ, કેશે નામ જરૂર;
પાપઉલુક રવિદેખતાં ડરી રહે જ્યમ દૂર. ૭
ભાવસહિત ભાગીરથી, લેશે સહુકો નામ;
સુર નર કિન્નર નાગમુનિ, ગાશે સુયશ તમામ. ૮
બ્રહ્મલોકમાં વિધિગયા, કહીએવુ મુખકેણ;
સુખપામ્યા ભગિરથ અતી, વિધિનાં સાંભળિ વેણ. ૯
પૂજા કરિ ગંગાતણી, પામી સુખમનમાંય;
આશિષ દિધિ આનંદ થઈ, ભુપ ભગિરથને ત્યાંય. ૧૦
આ ગંગા ઉત્પતિતણી, પાવન કથાપ્રમાણ;
કેશે ગાશે શ્રવણશે, લેશે તે શુભ લાણ. ૧૧
પ્રતીતિ પ્રીતિ સહીતજે, કરશે આવી સ્નાન;
તો તે નર નારીતણૂ, મટશે ઉરઅજ્ઞાન. ૧૨
સુણી રસાળકથારૂડી, થયા રાજીમન રામ;
કૌશિકને કરજોડિને, કીધો દંડપ્રણામ. ૧૩
દીધો લક્ષ્મણ રામને, આશિર્વાદ સુઅંશ;
જીવો હંસઅવતંસ પ્રભુ, મહેશમાનસહંસ ૧૪
કૌશિક આશિષ અમિસમી[૩૬], હરખ્યા સુણિ રઘુનાથ;
સુખપામ્યા અંતર અધિક, ચાલ્યા મુનિસંગાથ. ૧૫

૩૫ દરિઆએ. ૩૬ અમૃતજેવી.

રાગ ચોપાઈ ત્રિતાળની.

કથા કૌશિક[૩૭] સહુ સંભળાવી,
જેરિતે ગંગા અવનીમાં આવી;
રૂષીસહિત કર્યું હરિએ સ્નાન,
પામ્યા વિપ્રો વિધવિધ દાન. ૧

મુનિવૃંદ આવ્યા સહુ સાથે,
કીધા નિર્ભય સહુ રઘુનાથે;
આવ્યું નજીક વિદેહનગર,
આનંદ ઓચ્છવ છે ઘરઘર. ૨

પુર સુંદરતા દિઠી જ્યારે,
સાનુજ રામ હર્ષ્યા અતિત્યારે;
કુવા વાવ્ય સરોવર શોભે,
જોતાં મ્હામુનિનાં મનલોભે. ૩

જળ અમૃત જેવાં ભરિયાં,
સુંદરઘાટ મણિનાં પગથિયાં;
સુંદર મધુકર કરતા ગુંજાર,
કુંજે વિવિધિ વિહંગ અપાર. ૪

વરણ વરણ કમળ ખિલ્યાં અમિત,
વાયુ સુખદ ત્રિવિધ વહે નિત્ય;
પુષ્પવાડિઓ ઉપવન બાગ,
વસે વિહંગ વિપુલ[૩૮] જોઈલાગ. ૫

ફળફુલ પલ્લવિત[૩૯] રૂડાંવૃક્ષ,
શોભે નગર ચોપાસ અલક્ષ;
પુર શોભા ન વરણી શકાય,
જ્યહાં જઇએ ત્યાં મન લોભાય. ૬

સુંદર અધિક બજારો બાણીછે,
વળી વિચિત્ર અટાળી ઘણીછે;
મણિમય અતિશોભા સારી,
જાણે વિધિએ સ્વહાથ સુધારી. ૭

છે ધનાઢચ વણિક ત્યાંના એવા,
શિવપુત્રકુબેરની જેવા;
વાગે છપ્પનપર ભારી ભેર,
કોટિધ્વજ તો ઘેરઘેર. ૮

માંડી બેઠા બજારો તે સર્વ,
જાણે પ્રેમનો ઉલટયો પર્વ;
સુંદર ચોટાંને ગલિઓ શોભાતી,
રહે નિત્ય સુગંધે સિંચાતી. ૯

મંગળમય સહુનાં ભવન પવિત્ર,
જાણે કામે સ્વકર[૪૦] ચિત્રિત;
નરનારી નગરનાં સુસંત,
ધર્મશીળ જ્ઞાની ગુણવંત. ૧૦

અતી અનુપ જ્યાં જનકનિવાસ,
થાકે દેવ વિલોકી વિલાસ;
ચિત્ત ચકિત સુકોટ વિલોકી,
ચૌદભુવન શોભા જાણે રોકી. ૧૧

ધવળધામ[૪૧] ભિંતે મણિ ઝળકે,
જરિના નેજા શિખરપર ફરકે;
સીતાને રેહેવાનો સુંદર મ્હેલ,
જાણે વિધિએ સ્વહાથે રચેલ. ૧૨

શોભા કેમે કહી નવજાય,
સીતાકેરો નિવાસ સોહાય;
સુંદર દ્વાર સહુ કુલિશકપાટ[૪૨],
ભીડ નૃપ નટ ચારણ ભાટ. ૧૩

અશ્વ ગજશાળા બનિ છે વિશાળ,
હય ગજ રથ અતિ તે કાળ;
સૂર સચિવ સેનપ[૪૩] છે ઘણાક,
સૌનાં ભુવન વિચિત્ર અથાક. ૧૪

નૃપસદન સમાન તે શોભે,
જોતાં સુરપતિનાં મન લોભે;
સરિત સર પુરબાર સમીપ,
ઉતર્યા જ્યાં ત્યાં અગણિત મહિપ. ૧૫

જોઇ એક અનુપ અમરાઇ[૪૪],
રહ્યું મન મુનિનૂં ત્યાં લોભાઇ;
દીઠી સગવડ[૪૫] ત્યાં સહુપ્રકારે,
મુનિજી કહે મનભાવ્યું મારે. ૧૬

ઠીક નાથ કહી પ્રભુ રામ,
મુનિને કરિ દંડવત પરણામ;
ઉતર્યા મુનિવૃંદ સમેત,
અમરાઇ કીધું ત્યાં નિકેત.[૪૬] ૧૭

૩૭ વિશ્વામિત્ર. ૩૮ ઘણાક. ૩૯ નવાં પાંદડાં આવેલાં.

૪૦ પોતાને હાથે. ૪૧ ધોળાં ચુને છોએલાં. ૪૨ વજ્રનાં બારણાં ૪૩ સેનાધિપતિ. ૪૪ આંબાનાં જેમાં ઘણાં વૃક્ષો, આંબાવાડિયું. ૪૫ અનુકુળતા. ૪૬ નિવાસ.

આવ્યા વિશ્વામિત્ર ઋષેશ,
સમાચાર પામ્યા મિથિલેશ[1];
સંગ મંત્રિ પાવનભટ ભારે,
ગુરૂજ્ઞાતિવિપ્રો લેઇ ત્યારે; ૧૮
ચાલ્યા મળવા મુનિને મ્હા પ્રીતે,
મનઆનંદ નૃપતિ એ રીતે;
કર્યો રાયે ત્યાં દંડ પ્રણામ,
આશિષ દિધિ મુનિએ અભિરામ[2]. ૧૯
મુનિયુથ સહુ સાદર વંધા,
ભાગ્ય ગણિ મોટુ ભુપ આનંધા;
કુશળ પ્રશ્ન કરી વારોવાર,
વિશ્વામિત્ર જણાવે પ્યાર. ૨૦
બેસાડ્યા મુનિએ મિથિલેશ,
તપ ગુણ ને છે જ્ઞાન વિશેષ;
તે સમે આવ્યા બંને ભાઇ,
જોવા ગયેલ પ્રથમ અમરાઇ. ૨૧
શ્યામ ગૌર છે જુગલકિશોર,
નેત્ર સુખદ વિશ્વચિતચોર;
ઉઠ્યા સહુ આવ્યા રાઘવ જ્યારે
બેસાડ્યા પાસે કૌશિકે ત્યારે. ૨૨
જોડી કુંવરની નેત્ર જોઈ,
સભા સહુનાં રહ્યાં મન મોહી;
ચિત્ત સહુનાં ત્યાં ચિત્રલિખીત,
હર્ષાશ્રુ નેત્રે તન પુલકીત. ૨૩
જોઇ મધુર મનોહર મૂરતી,
ભુલ્યા જનક ત્યાં બ્રહ્મની સુરતી[3];
થયા વૈદેહ સત્ય વિદેહ,
મનઉદધિમાં ઉમગ્યો સ્નેહ. ૨૪

દોહરા.

પ્રેમ મગન મન જાણિ નૃપ, કરિ વિવેક ધરિ ધીર;
બોલ્યા મુનિપદ નામિ શિશ, જનક ગિરા ગંભીર. ૧
કહો તમે મુનિનાથજી, આ બે સુંદર બાળ;
મુનિકુળતિલક અનૂપ રૂપ, કે ભુપાળકુળપાળ; ૨
સગુણ અગુણ જે બ્રહ્મ છે, નિગમ નેતિ કહિ ગાય
ઉભય વેષ ધરિ તેહ શું, અહિં આવ્યા મુનિરાય. ૩
છે મમ મન વૈરાગ્ય રૂપ, સ્હેજ જાણ જગ કોર[4];
થાકિ જાય મન તેહ જ્યમ, ચંદ્ર વિલોકિ ચકોર. ૪
તેમાટે તમને પ્રભૂ, કરૂં પ્રશ્ન સદભાવ;
રખે ગુપ્ત પ્રભુ રાખતા, કહો સુણી લહુ લાવ. ૫
જુગલ જોડ જોતાં રૂડી, અંતર અતિ અનુરાગ;
જોરાવરિએ બ્રહ્મસુખ, મન મારે કર્યૂં ત્યાગ. ૬
મંદ હસીને ઋષિ કહે, સત્યકહ્યૂં નૃપસાર;
વચન તમારૂં અસત્ય નહિં, સહુપ્રકાર સુખકાર. ૭
એ અતિ પ્રિયછે સર્વને, જ્યહાંલગી તન પ્રાણ;
મનમાં ને મનમાં હસ્યા, સુણી રામ મુનિવાણ. ૮
રવિકુળકમળઅમળરવી, એ દશરથના બાળ.
મમહિત કારણ મોકલ્યા, રાયે મખરખવાળ. ૯
રામ લક્ષ્મણ બંધુ બે, રૂપશીળ ગુણધામ;
મખ રાખ્યો સહુ સાક્ષિ જગ, જીતિ અસુર સંગ્રામ. ૧૦
મુનિ તમચરણો દેખિને, લેઉ રૂડો હૂં લાવ;
કહિ ન શકૂ હૂં મમતણો, પ્રૌઢો પુણ્ય પ્રભાવ. ૧૧
શ્યામ ગૌર સુંદર અધિક, ગુણનિધિ બંને ભ્રાત;
દાતાપણ આનંદને, ઉર આનંદ અઘાત[5]. ૧૨
પ્રીતિ પરસ્પર પાવની, એ ઉભયનિ આવાર;
મનભાવનિ સોહામણી, કહિ ન જાય સંસાર, ૧૩
સુણો નાથ મન મુદિત થઇ, કહે એમ વૈદેહ;
બ્રહ્મ જીવ સમ એતણો, સ્હેજ જણાતો સ્નેહ. ૧૪
વારવાર રઘુવર ભણી, જોતા જનક વિદેહ;
પુલકગાત્ર ઉરમાં અધિક, વધતો જાય સનેહ. ૧૫
મુનિને પ્રસંશિ[6] અધિક ત્યાં, ચરણ નમાવી શીશ;
ચાલ્યો સાથે લેઇને, નગરવિષે અવનીશ. ૧૬
સુંદરસદન[7] સુખદ પરમ, સગવડ સહૂ પ્રકાર;
નિવાસ ત્યાં દીધો નૃપે, ધન્ય ગણી અવતાર. ૧૭
સેવકાઇ સહુ વિવિધકરિ, પૂજ્યા મુનિના પાય;
ગયા રાય દરબારમાં, વિનવી માગિ વિદાય. ૧૮
ઋષીસંગ રઘુવંશમણિ, કરિ ભોજન વિશ્રામ;
બેઠા સાનુજ રામપ્રભુ, દિવસ રહ્યો ભરજામ[8]. ૧૯
લક્ષ્મણને ઉર લાલસા, વધિ છે ત્યહાં વિશેષ;
જોઇ આવિયે નગર જઇ, ખ્યાતિ[9] જેનિ સહુદેશ. ૨૦
પ્રભુભય ભીતરમાં વળી, મુનિથી સંકોચાય;
મનઘોળે લક્ષ્માણ અતી, પ્રગટ ન કશું કેવાય. ૨૧
રામે લક્ષ્મણ મનતણી, ગતિ જાણી અતિસાર;
ભક્તવછળતા હૃદયમાં, હુલસાણી[10] તેવાર. ૨૨

૧ જનકરાજા. ૨ સુંદર, સારી. ૩ ધ્યાન. ૪ તરફ ભણી.

૫ અતિશય. ૬ વખાણીને. ૭ રળિઆમણું ઘર. ૮ પહોર જેટલો. ૯ વિખ્યાતી. ૧૦ ઉલ્હાસ પામી પ્રગટ થઇ.

પરમવિનિત સંકોચઅતિ, રઘુપતિ રાઘવરામ;
પામિ ઋષિનિ આજ્ઞાવદે, વચન સુખદ વિશ્રામ. ૨૩
ચાહદેખવા જનકપુર, નાથ લક્ષ્મણ આજ;
પ્રભુસંકોચે મનડરી, કહે ન પ્રગટ સ્વકાજ. ૨૪
પામૂ આજ્ઞા આપની, જો હું મહા મુનિનાથ;
નગર બતાવી તરત હૂં, લૈ આવૂં મુજસાથ. ૨૫
વાણિ વિનિત સુણિ રામની, વદે મુનીશ સપ્રેમ;
ધર્મસેતુપાળકપ્રભૂ, રાખોછો નિતિ નેમ. ૨૬
નિજ સેવકના પ્રેમવશ, સુખદાતા શ્રીરામ;
ગુણસુશીળતાસિંધુપ્રભુ, સર્વલોક વિશ્રામ. ૨૭
નગર જોઇ આવોતમે, સુખનિધાન[11] બેભ્રાત;
કરો સુફળ સહુનાં નયન, દેખાડી મુખ તાત. ૨૮
મુનિપદવંદી ચાલિયા, બંને ભ્રાત સુવેષ;
નેત્રપંથી નરનારિના, રવિકુળકમળ દિનેશ. ૨૯
મુખશોભા દેખી અધિક, બાળકવૃંદ[12] વિશેષ;
મન લોચન લોભીરહ્યાં, લાગ્યાં સંગ ઋષેશ. ૩૦
કમરકસેલ પિળેપટે, કટિભાથા ભીડેલ;
કર ધનૂષશર શોભતાં, કિશોરવય રૂપરેલ. ૩૧
વિશાળબાહૂ સ્કંધહરિ[13], ઉરે નાગમણિમાળ;
સુભગશ્રવણ શોભે ભલા, લોચનકમળ વિશાળ. ૩૨
ત્રિવિધતાપમોચન ભલો, રામચંદ્ર મુખચંદ્ર;
મુનિમનકાનનકુમુદની[14], ન્યાળિ પ્રફુલ્લ મુનિંદ્ર. ૩૩
કનકફૂલ શુભ કાનમાં છબિ આપે તે છેક;
જાણે ચિત ચોરી લિએ, જોતાં વારૂ વિવેક. ૩૪
ભૃકુટિવાંકિએ ઝાંખતા, ચિંતવનિ[15] છે પુનીત[16];
તિલકરેખ શો ભા અધિક, ચટકિ લગાડે ચિત્ત. ૩૫
રૂચિર રાજટોપી શિરે, કાળા ભમ્મર કેશ;
નખશિખ સુંદર બંધુ બે, શોભા સકળ સુદેશ. ૩૬
જોવા આવ્યા નગર આ, બંને ભૂપકુમાર;
સમાચાર નરનાર પુર, પામ્યાં ત્યાં તેવાર. ૩૭
ધાયાં સહુ તજીં ધામને, કોણે મૂકયાં કામ;
નિધિ લુટવા લાગ્યાં અધિક, જાણે રંક તમામ. ૩૮
નિરખિ સહજ સુંદર અધિક, રઘુકુળહરિ[17] બે ભ્રાત;
પામિ નેત્રફળ સુખિથયા, નગર નારિનર જાત. ૩૯
જુએ ઝરૂખે આવિને, સરખિ સરખિ સખિ સર્વ;
રામરૂપે અનુરાગિને, મુકે સર્વ મનગર્વ. ૪૦

તારૂ ગોકુળ જોવાને આવ્યરે મથુરાનાવાસી " એરાગ"

કહે વચન અન્યોન્ય[18] સપ્રેમરે, સુણો સાણિ સાહેલિયાં;
સંભળાવું હું સહુને તેમરે, સુણો સાણિ સાહેલિયાં ટેક.
એક કહે સખી સાંભળોરે, આ બંને ભોગી ભ્રાત;
કોટિકકામછબિ છતીરે, વારૂ વદનજોઇ રળીયાતરે.
સુણો સાણિ સાહેલિયાં. ૧
સુરનર કિન્નર નાગમાંરે, અસુર તથા મુનિમાંય;
શોભા આવિ સોહામણીરે, સખિ સાંભળિએ નહી કયાંયરે.
સુણો સાણિ સાહેલિયાં. ૨
ચારવદન વિધિને વળીરે, વિષ્ણુને ભુજછે ચાર;
વિકટવેષ પંચમુખનારે, દિસે ન્યાળિજોતાં ત્રિપુરારરે.
સુણો સાણિ સાહેલિયાં, ૩
અન્યદેવ અવનીવિષેરે, છે કો અધિક રૂપવંત;
આ છબિસુ સરખાવિયેરે, જાણું રૂપવંત કો ન દિસંતરે.
સુણો સાણિ સાહેલિયાં. ૪
કિશોરવય સુખમાસદનરે[19], શ્યામ ગૌર સુખધામ;
અંગ અંગપર વારિએરે, સખિ કોટિ કોટિ શતકામરે.
સુણો સાણિ સાહેલિયાં. ૫
કહે સખિ એવો કોણછેરે, તનધારી જગમાંય;
જે ન મોહાય આ રૂપથીરે, મહા ગંભિરવદન જણાયરે.
સુણો સાણિ સાહેલિયાં. ૬
કોઇ સપ્રેમ બોલિ સખિરે, વાણી મૃદુલ વિશેષ;
સાંભળો જે મેં સાંભળ્યુંરે સહુ સખિઓ સુંદરવેષરે.
સુણો સાણિ સાહેલિયાં. ૭
એ બંને રઢિયાળા રૂપનારે, દશરથનૃપના કુમાર;
બાળહંસણિના[20] બેટડારે, જોડિજીવો જાઉં બલિહારરે.
સુણો સાણિ સાહેલિયાં. ૮
મુનિકૌશિકતણા યજ્ઞનારે, રૂડા એ બે રખવાળ;
અજય[21] નિશાચર જેમણેરે, રોળ્યારણમાં અંતરિયાળરે.
સુણો સાણિ સાહેલિયાં. ૯
મનહર શ્યામલ ગાત્રછેરે, જેનું જો ભાળ વિશાળ;
જે સુબાહુ મારીચનારે, મદમોચન લોચનલાલરે.
સુણો સાણિ સાહેલિયાં. ૧૦

૧૧ સુખના ભંડાર. ૧૨ બાળકનાં ટોળાં. ૧૩ સિંહના જેવી જેની સ્કંધ છે. ૧૪ મુનિઓના મનરૂપી કુમુદનીનુંવન. ૧૫ દેખણી. ૧૬ પવિત્ર. ૧૭ રઘુકુળના બે સિંહરૂપ કુમાર.

૧૮ પરસ્પર. ૧૯ શોભાનુંઘર. ૨૦ હંસણિની ચાલ ચાલનારી રાણિઓ. ૨૧ ન જીતાય એવા.

તે છે રાણિ કૌશલ્યાતણારે, કુંવર મહા સુખખાણ;
રામ એવું એનું નામછેરે, કર શોભે જો ધનુષને બાણરે.
સુણો સાણિ સાહેલિયાં. ૧૧
ગૌરવરણ રૂડા રૂપનારે, કિશારવયના કુમાર;
ધનુષબાણ શોભે પાણમાંરે, ચાલે રામ પાછળ બલિહારરે.
સુણો સાણિ સાહેલિયાં. ૧૨
રામના એ લઘુભ્રાતછેરે, સોમિત્રા તેમનાં માત;
લક્ષ્મણનામ ઊદારછેરે, કુળદીપક બંને ભ્રાતરે.
સુણો સાણિ સાહેલિયાં. ૧૩
વિપ્રકાજ કરી બંધુ બે રે, પંથે મુની સ્ત્રી ઉધારિ;
ધનુષયજ્ઞ જોવા આવિયારે, સુણી હરખી ત્યાં સહૂ નારિરે;
સુણો સાણિ સાહેલિયાં. ૧૪

તમે આળન કરશો એવડી અલબેલાજી "એરાગ"

દેખિ રામ છબિ છેલ, કહે કામનિ કોઇ;
છે આ વર જાનકિ જોગ, કહુ સુખરૂપ જોઇ. ૧
જો સખિ દેખે રાય, સ્વરૂપ કુમારતણૂ;
"પણ" પરહરિ કરે વિવાહ, સખી હૂં કહુ શું ઘણૂં. ૨
ઓળખિયાછે એમને, તિરહુતિરાએ[૨૨];
સહમુનિ સાદર સનમાનિયા, કહિ ગુણગાએ. ૩
સખિ પરન્તુ પણ નહીં તજે, ભૂપતિ દાવે;
વિધિવશ હઠિને અવિવેક, ભજશે ભુપ ભાવે. ૪
કોઇ કહે સખિ એમ, બ્રહ્મા હોય ભલો;
ફળ ઉચિત સહુને દેનાર, સાંભળિએ સવળો. ૫
તો જાનકિજી જોગ, આ વર ઝટ મળશે;
સખિ નથિ એમાં સદેહ, શોચ સરવ ટળશે. ૬
દૈવયોગ સંયોગ, બનિઆવે આવો;
તો કૃતાર્થ થઇએ સર્વ, લઇએ શુભ લાવો. ૭
અતિ આરત એક અમારિ, સખિ સાંભળ સાણી;
કહુ તુજને તે નિરધાર, જાણીં બલિહારી. ૮
પરણે કદિ રઘુરાજને, નૃપતીકુંવરી;
તો તે સગપણથી ફેર, પવિત્ર કરે નગરી. ૯
નહિંતો સખિ રઘુરાજનું, દરશન અમને;
થયું દૂર જરૂર હવેથિ, સત્યકહૂ તમને. ૧૦
થાય યોગ્ય સંયોગ, એ તો સખિ ત્યારે;
પુર પેલાભવનાં પૂણ્ય, હોય અધિક જ્યારે. ૧૧
બોલી બિજી ત્યાં એમ, સજની ઠીકકહૂં;
અતિહિત વિવાહમાં સર્વનું, તે સત્ય લહૂ. ૧૨

શંકરધનુષ કઠોર, કોઈ કહે આલી[૨૩];
એ કોમળ ગાત્ર કિશોર, સજની જો ન્યાળી. ૧૩
મન મુઝવણ એ સૌ કરે, સખિઓ શાણી;
સુણિ અવર સખિ ત્યાં એક, વદિ કોમળ વાણી. ૧૪
કોઈ કોઈ એવૂં કહે, સખિઓ મારી;
છે જોતાં એ લઘુજોડ, ધીર ધનુર્ધારી. ૧૪
પણ પ્રભાવ પ્રૌઢો મહા, એ કુંવરતણો;
શૂં વરણિ કરૂ વિસ્તાર, છે અશરણશરણો. ૧૫
પદપંકજરજ સ્પર્શિને, ગૌતમ તરિયા;
તરિ અઘકૃતપુંજનિ જેહ, યશ મુનિ ઊચરિયા. ૧૬
તેહ રામ સુખધામ, રૂપ બળ તેજતણા;
શું રહે શિવધનુ તોડયાવિના, બળવંત ઘણા. ૧૮
પ્રતીતિ એ નહિં ત્યાગશો, ભુલિને કદિએ;
પ્રિછિ મહિમાવંત કુમાર, સખિ સાચૂ વદિએ. ૧૯
જે વિધિએ રચિ સીત, રૂપ આપી ભારી;
તે વિધિએ વર ઘનશ્યામ, રચિઓ વીચારી. ૨૦
એ સખિનાં સુણિવેણ, સરવે હરખાણી;
સૌ કે એવુંજ ડિકથાવ, વદિ કોમળ વાણી. ૨૧

દોહરા.

ઉરહરખે વરષાવતી, પૂષ્પ સુલોચનિ વૃંદ;
જાય જયહાં જ્યાં બંધુ બે, ત્યાં ત્યાં પરમાનંદ. ૧
નગર પૂર્વદિશિએ ગયા, ગુણનિધિ બંને ભ્રાત;
ધનુષયજ્ઞભૂમી જયહાં, બનાવિછે ભલિભાત. ૨
અતિ વિસ્તારે રંગભુમિ, સુંદર છો[૨૪] ઢાળેલ;
વિમળ વેદિકા એક ત્યાં, રચના કરી રચેલ. ૩
અધિક દિવ્ય ચારેદિશે, કંચનમંચ વિશાળ;
રચિ રાખ્યાછે ત્યાં અધિક, બેસે જ્યાં મહિપાળ. ૪
તે પાછળ ચારેદિશે, સમીપ કંચનમંચ;
સચિવમંડળી[૨૫] માટએ, શોભિત બનિયો સંચ. ૫
વળિ ઊંચા કઈ એથકી, સહુપ્રકાર સોહાય;
બેઠક ત્યાં પુરલોકની, કરાવિછે નરરાય. ૬
તેનિ નિકટ સુંદર અધિક, વળિ છે અધિક વિશાળ;
ધવળધામ બહુ વરણનાં, બનાવિયાં મહિપાળ. ૭
જુએ જયહાં બેસી સહૂ, મિથિલાપુરિની નાર;
યથાયોગ્યતે ભુવનથી, નિજ નિજકુળ અનુસાર. ૮
કહિ કહિ મૃદુવચનો મુખે. હર્ષપામિ પુર બાળ;
રચના સાદર રામને, બતાવતા ધરિવ્હાલ. ૯

૨૨ તિરહુતિ દેશના જનકરાજા.
૨૩ સખી. બેનપણી. ૨૪ ચુનો. ૨૫ કારભારી મંડળી.

સહુ શિશુ એ મિષ[૨૬] પ્રેમવશ,સ્પર્શિ મનોહર ગાત[૨૭];
હર્ષઘણો હૈડાવિષે, દખિ દખિ બે ભ્રાત. ૧૦
સર્વ બાળને પ્રેમવશ, જાણી રઘુકુળભાણ;
પ્રીતિસમેત નિકેતનાં[૨૮], વિધ વિધ કર્યાં વખાણ. ૧૧
નિજ નિજ રૂચિએ બાળસહુ, બોલવે નિજપાસ;
સ્નેહસહિત ત્યાં ભ્રાત બે, જાય પામિ ઉલ્હાસ. ૧૨
દેખાડે પ્રભુ અનુજને, રચના જે અતિસાર;
કહિ મૃદુ મનહર મધુર અતિ, વચનો વિવિધ પ્રકાર. ૧૩
જેની અનુસાશન થકી, માયા જેહ પ્રચંડ;
લવનિમેષમાંહિ રચે, પ્રૌઢાં અતિ બ્રહ્માંડ. ૧૪
ભક્તહેતુ ભગવાનતે, ચિતવે બની ચકોત;
ધનુષયજ્ઞશાળા રૂડી, પુરી જાણાવી પ્રીત. ૧૫
ચાલ્યા કૌતુક દેખિસહુ, સાનુજપ્રભુ ગુરૂપાસ;
જાણિ વિલંબ થયો ઘણો, તેનો મનમાં ત્રાસ. ૧૬
જુઓ જેહના ત્રાસથી, ડરને ડર લાગેય;
ભજન પ્રભાવ બતાવતા, ઉમા રામ પ્રભુ તેય. ૧૭
કહિ વાતો મૃદુ મધુરઅતિ, બાળક કર્યાં વિદાય;
સંગ ત્યાગવો નવગમે, પુઠ શિશુ સહુ પળાય. ૧૮
બળાતકારે તેમને, સાદર કરિ સન્માન;
વળાવિયાં બાળક સહૂ, ઉમા રામ ભગવાન. ૧૯
સભય સપ્રેમ વિનીત અતિ, દશરથ રાજકુમાર;
બેઠા ગુરૂપદ નામિશિશ, આજ્ઞા પામિ ઉદાર. ૨૦
નિશિ પ્રવેશનો સમય પ્રિછિ, સંધ્યા વંદન કાજ;
આજ્ઞા દિધિ પ્રભુરામને, જે કૌશિક મુનિરાજ. ૨૧
કેતાં કથા વિવિધ અતી, વળિ ઇતિહાસ પુરાણ;
સુંદરરજની મધ્ય વિતિ, જાગે રઘુકુળભાણ. ૨૨
જઇ મુનિવરે તેસમે, શયન કર્યૂં ભલિભાત;
ચરણ ચાંપવા લાગિયા, રઘુકુળહરિ બે ભ્રાત. ૨૩
કરે વિવિધ જપજાપ અતિ, ધરિ વૈરાગ્ય સમાજ;
જાગતે જગમાં જેમના, ચરણકમળને કાજ. ૨૪
જાણ્યે તે બે બંધુએ, જીત્યો પ્રેમ અમીત;
ગુરૂપદકમળ પલોટતા, પૂરણ પ્રીત સહીત. ૨૫
વારંવાર ઋષેશ્વરે, પ્રેમે આજ્ઞા દીધ;
જઇને ત્યારે જુગતિથી, શયન રઘુવરે કીધ. ૨૬
પ્રભુપદચાંપે તેસમે, મ્હાવિર લક્ષ્મણ ભ્રાત;
સભય સપ્રેમ પ્રતીતિએ, સુખપામ્યા તે રાત. ૨૭
રામકહે ત્યાં વળિવળી, સુવો ભ્રાત જઇ સેજ;
ધરિ ઉર પોઢયા પદકમળ, લક્ષ્મણ મ્હાતન તેજ. ૨૮

લક્ષ્મણ પ્હેલા જાગિયા, સુણિ કુરકટધ્વનિ[૨૯] કાન;
જાગ્યા ગુરૂથિ પ્રથમપ્રભૂ, ઉમા રામ ભગવાન. ૨૯
શૌચક્રિયા કરિ સકળપછિ, સાનુજ કરિયૂં સ્નાન;
નિત્યકર્મ કરિ ગુરૂપદે, શિશ નમાવ્યું ભગવાન. ૩૦

### રાગ ચોપાઈ ત્રિતાળની.

પુજાસમય ગુરૂતણો જાણી,
માગશે પુષ્પ મનમાં પ્રમાણી;
ગુરૂઆજ્ઞા લેઈ તતકાળ,
ચાલ્યા પુષ્પ લેવાને દયાળ. ૧
સૌમિત્રેયછે પણ નિજ સાથે,
કર ધનુષ બાણ ભર્યાં ભાથે;
નૃપબાગ વિલોકિએ જાઇ,
જ્યાં વસંત રહ્યો લોભાઇ. ૨
લાગ્યાં તરૂ મનહર હારોહાર,
સંકુલ ફળફુલ નાનાપ્રકાર;
લતામંડપ વરણવરણના,
જયહાં જોઇએ ત્યાં નૌતમ રચના. ૩
ફળફુલ પલ્લવિત સોહાવે,
નિજસંપતિ સુરતરૂને લજાવે;
ચાતક કોકિલ કીર[૩૦] ચકોર,
કુંજે ખગ કલ નાચે મોર. ૪
મધ્યબાગે તળાવ પવિત્ર,
તેની રચના અધિક છે વિચિત્ર;
જળ અમૃત જેવાં ભરિયાં,
સુંદર ઘાટ મણીનાં પગથિયાં. ૫
ખિલ્યાં કમળજળે રિધરંગ,
જળપંખી કુંજેગુંજે ભૃંગ;
જોઈ હરખ્યા સરોવર બાગ,
પ્રભુ સાનુજ ત્યાં સાનુરાગ. ૬
પરમ રમ્ય આરામ છે એજ,
સુખ દે પ્રભુ રામને તેજ;
જોયો ચારદિશે ફરિબાગ,
ઉરમાં સાનુજ હર્ખ્યા અથાગ. ૭
પુછી માળિને લે દળ પુષ્પ,
પરમાનંદ શ્રી કૌશલભૂપ;
તે સમે ત્યહાં જાનકી આવી,
પુજવા ગૌરી માએ મોકલાવી. ૮

૨૬ બાને. ૨૭ શરીર. ૨૮ ઘરનાં.

૨૯ કુકડાના શબ્દ. ૩૦ પોપટ.

સંગે સખિ સહુ સુંદરી શાણી,
ગીત ગાય મનોહર વાણી;
સર નિકટ ગૌરી મંદિર સોહે,
વરણવું જાય ન જોઈ મન મોહે. ૯
કરી સ્નાન સસજની ચાલી,
ગૌરીગૃહ નૃપબાળી રૂપાળી;
કરી પૂજા અધિક સાનુરાગે,
સુંદર વર નિજ અનુરૂપ માગે. ૧૦
એકસખિ તજી સીતાનો સંગ,
જુએ ફુલવાડી અંગે ઉમંગ;
જઇ જોયા તેણે બંને ભ્રાત,
રૂપ નિરખી થઇ રળિઆત. ૧૧
ધાતી ધાતી જાનકી પાસે,
આવી તે સખી અતિ ઉલ્હાસે;
સહુ સખિઓ દશા જોઇ તેની,
હર્ષાશ્રુએ આંખ ભીજી જેની. ૧૨
કહે હેતુ નિજ હર્ષકેરો,
પુછે સૌ મળિ લઇને હેરો;
વદી તે સખી કોમળવાણી,
સુણો સૌ અતિ આદર આણી. ૧૩

હરિગીત છંદ.

સખિઓ સુણો મુજ હર્ષકારણ, વિદિત કરૂ તમને સહૂ,
ફુલબાગ જોવા નૃપકુંવર બે, આવિયા રૂપ શૂં કહૂ;
છે વયકિશોર અનૂપ રૂપના, સર્વવિધિ સોહામણા,
તન શ્યામગૌર ધનૂર્ધારી, રૂપમાં નહિં કશિ મણા. ૧
કેમ કહુવખાણિ ગિરા અનયન[31], નયનવાણિવિના અલી
પણ દેખતાં એ રૂપ કુંવરનાં, મનતણી પ્હોચી રળી;
સહુ સાણિ સખિઓ હર્ષિ સુણિને, તે સખીની વાતડી.
કહ્યુ ધન્ય અતિ તેં તો કરીજો, સૌનિ શીતળ છાતડી. ૨
સીતા હૃદય પ્રફુલિત થયૂં અતિ, જાણિ આતુરતા ઘણી,
સખિ એક વદતી તેસમે કહિ, નૃપકુંવર રઘુકુળમણિ;
નૃપપુત્ર જે મુનિસંગ કાલે, નગર આવ્યા સાંભળ્યા,
અતિ રૂપ મનહર કર ધનુષધર, સખિ જનક તેનેમળ્યા. ૩
નરનારિ નિજવશ કરિલિધાં નિજ, રૂપ મોહનિ નાખિને,
સહુલોક જ્યાં ત્યાં છબિ વરણવે, હૃદયઅતિ અભિલાખિને;
છે જરૂર જોવા જોગ સખિઓ, જોડ ચાલો જોઇએ,
અતિ રૂપ ભૂપકુંવરનું નિરખી, સર્વ સંશય ખોઇએ. ૪
સુણિ વેણ તેનાં જાનકીમન, ભલિરિતે અતિ શોભિયાં,
રઘુનાથના દરશનનિ માટે, લલિત લોચન લોભિયાં;
કરિ અગ્ર સખિને ચાલિ જાનકિ, હંસગતિ પગમાંડતી,
પ્રીતી પુરાતનિ કો પ્રિછે નહિં, નેત્રશર અતિ છાંડતી. ૫
સંભારિ નારદવચન[32] સીતા, પ્રીતિપાવન ઊપની,
સહુદિશિ વિલોકતિ ચકિત જાણે, બાળમૃગિ ભયભિતબની;
કટિ મેખળા કંકણતથા વળિ, ધ્વનિ સુનેપુરતણિ સુણી,
લક્ષ્મણપ્રતે વદતા મુખે હરિ, રામ સુખદ હૃદય ગુણી. ૬
દિધિ દુદુંભી આ જાણું મદને, જગવિજય મનસાકરી,
કહિ એવું તેળણિ જોયું ફરિને, અતિ ઉમંગ ઉરેધરી;
અતિરૂપ જોબનમાતિ સતિ તે, દામની દ્યુતિ હારણી;
શૂં રૂપ રાજકુમારિનૂં એ, વાહ બાગ વિહારણી. ૭
સીતાવદન શશિ સ્વચ્છ નિરખી, થયાં નેત્ર ચકોર ત્યાં,
લોભાઈ રહ્યું મન રામકેરૂ, ચિતવની ચિત ચોરજ્યાં;
લોચન અચંચળ થઇ રહ્યાં અતિ, વદન શોભાછે વડી,
સંકોચિ નિમિએ[33] તજ્યું દૃગંચળ[34], તરતજાણે તેઘડી. ૮
સીતા લલિતતા દેખિ અતિશે, સહુવિધે સુખ પામિયા,
કરતાં વખાણ ન વચન આવે, વદન જોઇ વિરામિયા;
સહુ નિજ નિપુણતા વિરચિએ રચિ, પ્રગટ દાખવિ જક્તને,
અતિ રમ્યતાને રમ્યકરતી, મોહની આશક્તને. ૯
છબિભવન દીપશિખા[35] બળેજયમ, શોભતી નૃપતીસુતા,
ઉપમા સહૂ કવિની પડે જુઠ, અલખ રૂપની અદભુતા;
ઉપમા કહો કઇ આપિએવી, જાનકિસુ સરખાવિએ,
સીતાસમાન ન અન્ય કોઇ, એક સીતા કાવિએ. ૧૦
મનવરણિ શોભા જાનકીતણિ, નિજદશા વીચારિને,
લક્ષ્મણપ્રતે બોલ્યાવચન શુભ, તેસમય અનુસારિને;
લક્ષ્મણ જનકતનયાજ આ તે, ધનુષમખ જે કારણે,
આવી સખી લૈ ગૌરિપુજવા, વાહ રૂપ જઉં વારણે. ૧૧

31 આંખવિનાની.

32 એકસમે જાનકીજી ગિરિજા પૂજવાના નિમિત્તે જાતી હતી. ત્યાં માર્ગમાં નારદરૂષી મળ્યા, જાનકીએ દંડવત કરીને કહ્યું કે મહારાજ હું દેવીની પૂજા કરવા જાઉં છું. તે સાંભળી નારદ પ્રસન્ન થયાને સીતાને આશિર્વાદ દીધો કે હે જાનકી આ ગિરિજા બાગમાં શ્રીરામચંદ્ર તારો પતિ તને મળશે. જાનકિએ પુછ્યું કે મહારાજ હું કેમ ઓળખીશ! નારદ બોલ્યા કે આ બાગમાં જેને જોવાને તારૂ મન અધિક લોભિત થઇ જાય; તેનેજ તારે જાણવો કે આ મારો સ્વામિ છે. 33 નેત્રના દેવતા. 34 પાંપણ. 35 દીવાની સગ.

તુળસીકૃત રામાયણ.
રજીસ્ટર નંબર ૨૯ સને ૧૮૯૨.
સામેની ગલી ઘર નંબર ૯૮

કરતી પ્રકાશજ હરતિ ફરતી, સહસખી ફુલબાગમાં,
શોભા વિલોકી અતિ અલોકિક, જેહની અનુરાગમાં;
મનમારૂં સ્હેજ પવિત્ર તેપણ, જોઈ મુખને ક્ષોભતૂ,
કારણ સહૂ તે વિરચિ જાણે, સુભગતન મમ ફરકતૂ. ૧૨

દોહરા.

રઘુવંશીનો હેવિરા, છે એ સહજ સ્વભાવ;
મન કુપંથ પગ નવ ધરે, કદિએ જોતાં દાવ. ૧
મને પ્રતીતિ અતી ઘણી, મુજમનની આવાર;
સ્વપ્ને પણ પરનારિને, ચિતવી નથી લગાર. ૨
પીઠ જુએ નહિં જેમની, રિપુ રણાંગણે ભ્રાત;
મન દીઠી લાવેનહીં, પરનારીની વાત. ૩
માગણ જેના મુખથકી, ના નવલહે કદાય;
તેવા નરવર અધિક નથિ, જગ થોડાજ જણાય. ૪
કરી વાત એવીરિતે, ભ્રાત સાથ ભલિભાત;
લોભાણૂ મન રામનૂં, સીતારૂપ અઘાત. ૫
મુખપંકજ મકરંદ[૩૬] છબિ, કરે ભ્રમરજ્યમ પાન;
રામરૂપ અનુરૂપ દિસે, સીતા સતી સમાન. ૬
ચકિત ચિતવતી ચોદિશે, સીતાસહિત સનેહ;
ક્યહાં ગયા નૃપબાળ બે, મુજમનમાન્યા જેહ. ૭
જ્યહાં વિલોકે શશિમુખી, શિશુ મૃગનયની સીત;
જાણું કમળસિતશ્રેણિ ત્યાં, વરષે અમિત અમીત. ૮
લતાનિઓથે બેયને, સખિએ કરિને સાન;
બતાવિયા તેણેસમે, સાનુજ રામ નિદાન. ૯
શ્યામલ ગૌર કિશોરવય, વદનચંદ્ર ઝળકાય;
દેખિ અનુપરૂપ કુંવરનાં, સિયલોચન લલચાય. ૧૦
જાણે નિજનિધિ ઓળખી, હરખે હૃદય હમેશ;
દેખિરામ થાકયાં નયન, તજી પલકેય નિમેષ. ૧૧
અધિક સનેહે એસમે, ભોળી થઈ ગઇ દેહ;
શર્દચંદ્રને જ્યમ જુએ, ચકિત ચકોરી જેહ. ૧૨
લોચનપંથે રામને, ઉરઘરમાંહે આણિ;
દીધાં પલકકમાડ ત્યાં, સીતા અતિશય શાણિ. ૧૩
સીતા જવ પ્રિછિ પ્રેમવશ, સહુ સખિઓએ ત્યાંય;
મન સંકોચાએ અધિક, કહિ ન શકે તે કાંય. ૧૪
પ્રગટ્યા લતાભવનથકી, તે અવસર બે ભ્રાત;
નિકળ્યાબે જ્યમ વિમળવિધુ, તજી ઘનપડળ અઘાત. ૧૫
શોભાસીમ સુભગ અતી, સુખનિધાન બે વીર;
નીલ પીતવારિજસમા, શોભિત શુધ્ધ શરીર. ૧૬
કાનશિયા શોભે ભલા, સુંદરતા દે સાર;
મધ્ય મધ્ય ફુલકળિતાણા, ગુચ્છા શોભાદાર. ૧૭
ભાલતિલક શ્રમ બિંદુ[૩૭] શુભ, શોભે અતિ રમણીક;
શ્રવણ સુભગ ભૂષણ વિવિધ, ઠરીરહ્યાંછે ઠીક. ૧૮
વાંકિ ભૃકુટિ ભાસે ભલી, ખીટલિયાળા કેશ;
લોચનલાલ કમળસમાં, રાતાં રમ્ય વિશેષ. ૧૯
ભાળ નાસિકા દાઢિ શુભ, હરિનો હાસ્યવિલાસ;
તેતો સહુ જગનેકરે, દામ વિનાનાં દાસ. ૨૦
કહિ ન જાય મુખછબિ હુંથી, કોટિક કામ લજાય;
ઉર મણિમાળા ઓપતી, ઝળક ઝળક ઝળકાય. ૨૧
શંખાકારે શોભતી, ગ્રીવા પ્રભા મહંત;
કામકલભ[૩૮] સુંઢનીસમા, બાહુ અધિક બળવંત. ૨૨
વામ બાહુ શોભે ભલો, દડિઓ પૂષ્પ ભરેલ;
શ્યામકુંવર જો હે સખી, મોહનિરૂપ અતિ છેલ. ૨૩
કટિકેશરિ પટ પીતધર, સુખમા શીળ નિધાન;
દેખિ ભાનુકુળ ભુષણને, સખિ સહુ ચિત્ર સમાન. ૨૪
એકશાણિ સખિ ધૈર્યધરિ, જાનકિનો ગ્રહિહાથ.
બોલિ વચન રળિઆમણાં, સતિ સીતા સંગાથ. ૨૫
કર તું ધ્યાન પછિ ગૌરિનૂં, જે જગજનની ગણાય.
જોઇ લેતિ નથિ કુંવર ક્યમ, જે તુજ સમિપ જણાય. ૨૬
નયન ઉઘાડ્યાં તેસમે, સંકોચાઈ સીત;
સન્મુખ બે રઘુસિંહને, જોયા અધિક સપ્રીત. ૨૭
નખશિખ શોભા રામની, દેખિ જાનકી માત;
ક્ષોભપામિ સંભારિને, "પણ" પિતાનું મુનિતાત. ૨૮
જવ પરવશ સીતાપ્રિછી, સખિઓએ તેવાર;
કહે સહૂ ભયભીત થઇ, થયો વિલંબ અપાર. ૨૯
આવશું ફરિ સરવે અહીં, આજ સમે સખિ કાલ;
એમકહી સખિ એકલ્યાં, મંદ હસી તતકાળ. ૩૦
ગિરા ગૂઢ સુણિ જાનકી, મનપામી સંકોચ;
વાર થઈ મા ખીજશે, સતિને મન તે શોચ. ૩૧
રામ આણિ ઉર ધીરધરિ, ફરી તરત તેકાળ;
નિજતા પિતુવશ જાણિને, જાનકિ રૂપ વિશાળ. ૩૨
મૃગવિહંગ બહુ રંગના, ભૃંગ કમળ તરૂરાય;
જોવા મિષ કરિ જાનકી, વળિ વળિ જોતી જાય. ૩૩
નિરખિ નિરખિ રઘુવરછબી, પૂરણ વાધે પ્રીત;
હે સખિ શ્યામલ નૃપસુતે, ચોરી લીધૂં ચિત્ત. ૩૪

૩૬ ફુલમાંનો રસ.

૩૭ પરસેવાનાં ટીપાં. ૩૮ કામદેવનો હાથી.

જાણિ કઠણ શંકરધનુષ, ચિંતા કરતી ચાલિ;
શ્યામલ મૂરતિ રાખિ ઉર, સરસ રિતે સંભાળિ. ૩૫
જાતાં દિઠિ જવ જાનકી, શોભા ગુણ રૂપ ખાણ;
જુએ તેહભણિ ચકિતથઇ, રાઘવ રઘુકુળ ભાણ. ૩૬
પરમ પ્રેમમય અધિક મૃદુ, કરી સાહિ[39] ધરિ વ્હાલ;
પવિત્ર ચિતભીતર ભલે, લખી લીધિ તેકાળ. ૩૭
ગઈભવાનિ મંદિરપછી, સીતા સહિતઉમંગ;
ચરણવંદિ વદિ જોડિકર, ગૌરિસુ તેહ પ્રસંગ. ૩૮

બિગરી કોન સુધારે "એ રાગ."

જય જય જય ગિરિરાજ કિશોરી, શિવમુખચંદ્ર ચકોરીરે;
જય ગજવદન[40]ષડાનન[41]માતા,જય જય જયજગદંબારે;
જય દામનિધુ તિગાત્રણિ ગિરિજા,અખિલ વિશ્વઅવલંબારે.
જય જય જય ગિરિરાજ. ૧
નહિં તુજ આદી મધ્ય ભવાની, નહિં વળિ કદિએ અંતરે;
અમિત પ્રભાવ ન વેદ પ્રિછે કશું, સેવે સિધ મુનિ સંતરે.
જય જય જય ગિરિરાજ. ૨
ભવ સંભવ પાલણ કરનારી, તૂજ પરાભવકારણિરે;
વિશ્વમોહની સ્વવશવિહારણિ, તૂજ અધમ ઉધ્ધારણિરે.
જય જય જય ગિરિરાજ. ૩
પતિ દેવતા શંભુઅખિલેશ્વર, તુજ યશ જગ જ્યાં ત્યાંહિરે;
માત પ્રથમ રેખા તુજ કેરી, સર્વ ત્રિયાનીમાંહિરે.
જય જય જય ગિરિરાજ. ૪
મહિમાતણી સિમા નહિં માતા, વરને વર વરદાનીરે;
તુજ પ્રભાવ શારદ શેષાદિક, કહિ નવશકે ભવાનીરે.
જય જય જય ગિરિરાજ. ૫
શુધ્ધ ભાવથી તુજને સેવ્યે, અતિ સુલ્લભ ફળ ચારરે;
વરદાયણિ ત્રિપુરારીપ્યારી, મમ વિનતી ઉરધારરે.
જય જય જય ગિરિરાજ. ૬
હે દેવિ તુજ ચરણ કમળ પુજું, સુરનર કિન્નર નાગરે;
સિદ્ધ મુની સંતો અતિ સુખિયા, સમરિ સાનુરાગરે.
જય જય જય ગિરિરાજ. ૭
માત મનોરથ મારા જે શુભ, જાણોછો સહુ તેહરે;
વસો સદા ઉર પૂર સર્વને, સદા ભકતપર સ્નેહરે.
જય જય જય ગિરિરાજ. ૮
માટે કારણ પ્રગટ કરૂં ન તે, તૂં સર્વજ્ઞા સારીરે;
ગ્રહ્યા ચરણ કહિ એવું ભુજાએ[42],વિનતી અધિક ઉચારીરે.
જય જય જયગિરિરાજ. ૯

દોહરા.

બોલી ગૌરી હર્ષ ધરિ, અંતરમાંય અમીત;
આશિષ સત્ય સુણો સતી, દેઉ પૂરણ પ્રીત. ૧
પુરી થશે મનકામના, જાનકિ તુજ મન જેહ;
પામિશ વર વરણાગિયો, નહિં એમાં સંદેહ. ૨
નારદ વચન સદા શુચી, સત્ય અને સુખકાર;
મન રાચ્યૂ જેની ઉપર, મળશે તે ભરથાર. ૩
સહેજ સુંદર શામળો, મળશે સ્વામીતેહ;
દયાનિધાન સુજાણ હરિ, જાણે તુજ શિળ સ્નેહ. ૪
એહ ભાંતિ પાર્વતિતણી, સુણી સત્ય આશીષ;
સીતા સહિત હર્ષિત ઉરે, સખિઓ સહુ તેદીશ. ૫
વળિ વળિ અધિક પુજા કરી, ગૌરીની તે કાળ;
મંદિર ચાલી મુદિત મન, સીતા રૂપ રસાળ. ૬
કહ્યો જાય નહિં હર્ષ ઉર, જાણિ ગૌરિ અનુકૂળ;
વામઅંગ ફરકે બહૂ, સુંદર મંગળમૂળ. ૭
સીતા સુંદરતા અધિક, વખાણતા ઉર આમ;
ગરૂ સમીપ બંને ગયા, ભ્રાતા લક્ષ્મણ રામ. ૮
કહ્યું વૃતાંત રામે સહૂ, મુનિકૌશિકની પાસ;
સરળ સ્વભાવ ન કપટ કશૂ, સીતા નિપુણતાવાસ. ૯
પામિ પૂષ્પ પૂજા કરી, દિધિ મુનિએ આશીષ;
બંને ભ્રાતાને ભલી, સુણો તમે મુનિઈશ. ૧૦
સુફળ તમારા સહુ થશે, મનોર્થ જે અતિ સાર;
મુનિ આશિષસુણિભ્રાતબે,સુખિઆ થયા અપાર.૧૧
કરિ ભોજન કૌશિકમુની, જ્ઞાન નિધાન સુજાણ;
કેવા લાગ્યા કોડથી, કથા પવિત્ર પુરાણ. ૧૨
દિવસ અસ્ત જ્યારે થયો, પામિ રજા મુનિતાત;
સંધ્યા કરવા સંચર્યા, ગુણનિધિ બંને ભ્રાત. ૧૩
પૂર્વદિશાએ પ્રગટિયો, ચંદ્ર અધિક તેજાળ;
જોઈ સીતામુખ સારખો, સુખ પામ્યા તે કાળ. ૧૪
વળિ વિચાર મનમાં કરયો, ચંદ્ર ભલે અતિ તેજ;
પણ સીતામુખસમ નહી, જોતાં હિમકર એજ. ૨૫
જન્મ સિંધુવળિ બંધુ વિષ, દિન મલીન સકલંક;
સીતામુખસમ કયમકરી, ચંદ્ર બાપડો રંક. ૧૫

૩૯ લખવાની રૂષનાઈ. ૪૦ ગણપતિ.
૪૧ કાર્તિકસ્વામી.
૪૨ સીતાએ.

### વસંત તિલકા છંદ.

વાધે ઘટે દુખદ વિર્હહિણિને વિશેષે,
રાહૂ ગ્રહે નિજમુખે તુજને કલેષે;
તું કોકશોકપ્રદ પંકજદ્રોહિ ભારે,
છે ચંદ્રમા અવગુણો અતિશોજ તારે. ૧
વૈદહિ વક્ત્ર સમતા તુજનેજ દીધે,
તો દોષ થાય અતિ એમ અયોગ્ય કીધે;
સીતાનિ વક્ત્રછબિ ચંદ્રમિષે વખાણી,
ચાલ્યા પછી ગુરૂકને અતિ રાત્રિ જાણી. ૨
કૈશીકચર્ણકમળે નમિ બેઉ ભ્રાતા,
આજ્ઞા લઈ જઈ સુતા મન રાજી થાતા;
જાગી ઉઠ્યા વિગતરાત્રિ પછી શ્રી રામ,
બંધૂ વિલોકિ વદતા વદનેથિ આમ. ૩
ઊગ્યો દિવાકર વિલોક્ય રૂડો તું ભાઈ,
છે કોક લોક વળિ પંકજ સૂખદાઇ;
બોલેછ લક્ષમણ જોડી દ્વિપાણિ[43] વાણી;
શ્રીરામસૂચકપ્રભાવ અતી વખાણી. ૪
સંકોચઇ કુમુદની અરૂણોદયેથી,
નક્ષત્રયૂથતણિ જ્યોતિ મલીન એથી;
હે નાથ આગમન જેમ સુણી તમારૂં,
સેજે થઆ નૃપ સહૂ બળહીણ વારૂ. ૫
નક્ષત્રભૂપતિ[44] ઉજાસ કરે અતીશે,
ટાળી શકે ન કદિ એ તમચાપ[45] રીશે;
નાના વિહંગ કમળો અલિ કોક કોકી.
હર્ષ્યા ઉરે રજનિઅંત સહૂ વિલોકી. ૬
એવીરિતે પ્રભુજી ભક્તજનો તમારા,
થાશે સુખી ધનુતુટ્યે[46] હિત ઇચ્છનારા;
સૂર્યોદયે તમવિનાશ વિનાશ્રમેથી,
નક્ષત્ર ગુપ્ત જગ ભાનુ પ્રકાશ તેથી. ૭
સૂર્યે નિજોદયમિષે સહુ આ ભુપોને,
દેખાડિયો પ્રભુ પ્રતાપ અમાપ જોને;
છે બાહુશક્તિ મહિમા તમ[47] ઊદઘાટી,[48]
રીતી તમારિ ધનુ ભંજન પ્રગટ સાટી. ૮

### દોહરા.

બંધુ વચન સુણિ મૃદુ અતી, મંદ હસ્યા ભગવાન;
શૌચક્રિયા સરવે કરી, સ્હેજે કરિયૂં સ્નાન. ૧
નિત્યક્રિયા કરિ ગુરૂકને, આવ્યા બંને ભાઇ;
ચરણ કમળમાં સુભગશિર, નમાવિયૂ હરખાઇ. ૨
બોલાવ્યા જનકે ત્યહાં, સતાનંદ કુળગોર;
તરત મોકલ્યા તેમને, કૈશિકમુનિની કોર.[49] ૩
જનકવિનતિ જઈ તેમને, સંભળાવિ મુનિરાય;
હર્ષે બોલાવી લિધા, બંને ભ્રાત સુકાય. ૪
સતાનંદપદ વંદિને, બેઠાજઈ ગુરૂપાસ;
રામ લક્ષમાણ રીઝથી, અંતર ધરિ ઉલ્હાસ. ૫
ચાલો તવ કૈશિક કહે, મોકલિયા મહિપાળ;
આવ્યા છે મુનિ તેડવા, વિશેષ ધરિને વ્હાલ. ૬
સીતા સ્વયંવર જોઇએ, જઇને જુગતે આજ;
કોને ઇશ મોટમ દિએ. મળિયા ભૂપસમાજ. ૭
કહે લક્ષ્મણ હેમુની, જેપર કૃપા તમારિ;
યશભાજન તે જાણવો, વેગે કહૂ વિચારિ; ૮
હરખ્યા સુણિ સહુ મુનિવરો, વચનો વિનય સપ્રીત;
સુખ માની સરવે દિધી, આશિષ ઉચિત અમીત. ૯
પછિ મુનિવૃંદ સમેત હરિ, ચાલ્યા જોવાકાજ;
ધનુષ યજ્ઞશાળા રૂડી, જ્યાં મહિપાળ સમાજ. ૧૦
રંગભોમિએ ભ્રાત બે, આવ્યા મુની સહીત;
સમાચાર પુરવાસિઓ, પામ્યા જવ ધરિ પ્રીત. ૧૧
કામધામ તજી સંચર્યાં, જોવા રાજકુમાર;
બાળક વૃધ્ધ જુવાનિયાં, નગરતણાં નરનાર. ૧૨
જોયૂં જનકે તેસમે, ભારે થયલી ભીડ;
સુચિ સેવક બોલાવિ લિધ, રાએ પાડી રીડ.[50] ૧૩
તરત જાવ કહ્યું તેમને, નગરલોકની પાસ;
દ્યો આસન સહુને ઉચિત, આવ્યા જોવા આશ. ૧૪
કહિ મૃદુ વચન વિનીત અતિ, બેસાર્યાં નરનાર;
ઉત્તમ મધ્યમ નીચ લઘુ, નિજ નિજથળ અનુસાર. ૧૫

### છપા.

રાજ કુંવર તે સમે, આવિયા રંગભુમીમાં;
જાણું લલિતતાછબી, છવાઈ રહિ રૂપ સીમા;

૪૩ બેહાથ. ૪૪ રાજારૂપી નક્ષત્ર. ૪૫ ધનુષરૂપી અંધકાર. ૪૬ ધનુષ તુટવાથી. ૪૭ તમારો. ૪૮ ઉદયાચળ પર્વત.

૪૯ તરફ. ભણી. ૫૦ હોંકારોપાડ્યો.

ગુણનિધિ નાગર વીર, મનોહર શ્યામલ ગોરા ;
મહા રૂપ બળ તેજ, અચળ સંગ્રામે સૂરા ;
ઉડુગણમાં[1] જયમ યુગશશિ[2] પુર્યા, શોભે રાજ સમાજમાં
તન ગૌર લક્ષમણ લાલનૂં, અધિક રૂપ રઘુરાજમાં. ૧
નિજમનમાં જેમને, ભાવના હતિઓ જેવી ;
પ્રભુ મૂરતિ તેમણે, દીઠિ દ્રષ્ટે ત્યાં તેવી;
દેખે નૃપ રણધીર, જાણુ વિરરસ તનધારી ;
દેખી પ્રભુને ડરે, કટિલનૃપ રહે વિચારી ;
જાણે ભયંકરી મૂાતે છે, ધનુષધારિ ધરણી ધાણી ;
સહુ કુટિલનૃપે પ્રભુ એ રૂપે, દીઠા શ્રી રઘુકુળમણી. ૨
હતા અસુર નૃપવેષ, જેહ છળ કપટિ સુરારી ;
પ્રભુ મૂરતિ તેમણે, કાળસમ નિરખી ધારી;
નગરલોક નિરખતા, પરમનાગર બે ભાઇ ;
નરવિભુષણ નિરધાર, અધિક લોચન સુખદાઇ;
નારી વિલોકતી હરખિ ઉર, નિજનિજ રૂચિ અનુરૂપના ;
ધરિ મૂર્તિ જાણુ શૃંગારરસ, કુમાર કૌશલભૂપના. ૩
વિરાટમય પ્રભુરૂપ, બ્રહ્મજ્ઞાનીને ભાસે,
બહુમુખ કર પદ નેત્ર, અધિક શિશ દિસે વિલાસે;
જુએ જનકજાતિનાં, રામને ઉમંગ સોતાં ;
લાગે સજ્જન સગાં, અધિક વ્હાલાં જયમ જોતાં ;
સહભૂપ[3] વિલોકતિ રાણિ ત્યાં, શિશુસમ પ્રીતિ અધીકતા ;
રઘુકૂળતિલક સહુ યોગિને, પરમ તત્વમય ભાસતા. ૪
સંતોનાં શુધ હૃદય, પ્રકાશરૂપે પ્રભુ સ્હેજે ;
ઇષ્ટદેવ સમ સુખદ, જુએ હરિજન સહુ તેજે ;
ચિતવે પ્રભુરામને, જાનકીજી જે ભાવે ;
તે સનેહ સુખ અધિક, જાય વરણ્યૂ નહિં દાવે ;
ઉર અનુભવતી ન કહે મુખે, સીતા પણ તે સુખ ગાણી.
કવિ કોઇ કહે કેવીરિતે, વરણી એકમુખે ભાણી. ૬
એવિ રિતે જેમના, ભાવ પ્રભુ પ્રત્યે જેવા ;
તેવિ રિતે તેમણે. દિઠા કૌશલપતિ તેવા ;
કૌશલરાજકિશોર, રાજતા રાજ સમાજે ;
સુંદર શ્યામલ ગૌર, તેજ તન અધિક વિરાજે ;
અતિ વિશ્વવિલોચનચોર યુગ, સ્હેજ મનોહર મૂર્તિ બે ;
વળિ કોટિકામ ઉપમા લઘૂ, રાજ તેજ મુખ પૂર્તિછે. ૬

## દોહરા.

શર્દચંદ્ર નિંદક વદન, શોભાધામ સ્વરૂપ ;
અતી લલિત લોચનકમળ, કુમાર કૌશલભૂપ. ૧
મનહર ચિંતવની રૂડી, મનસિજ[4] મદ હરનારિ ;
હૃદય ભાવતી અતિ લલિત, વરણિ ન જાય વિચારિ. ૨
કલકપોળ[5] યુગ ડોળમાં, શુભશૃતિ કુંડળલોળ[6] ;
રદ સુંદર ચારૂ ચિબુક, બહુમનહર વળિ બોલ. ૩
ચંદ્રકિર્ણે નિંદક રૂડો, હરિનો હાસ્ય વિલાસ ;
ભૃકુટિ વિકટ ભાસે ભલી, નમણુ નાક સુખવાસ. ૪
ભાળ વિશાળ તિલક વળી, ઝળક ઝળક ઝળકાય ;
કેશ વિલોકી ભ્રમરગણ, લક્ષ પ્રકાર લજાય. ૫
પિળી રાજટોપી રૂડી, શિરપર અતિ સોહાય ;
મધ્ય મધ્ય ફુલ કળિ વળી, બનાવિછે મુનિરાય. ૬
ગ્રીવા શંખાકાર શુભ, રૂચિર રાજતીરેખ;
જાણે ત્રિભુવનમાં રૂડા, સુંદરતા સિમ લેખ. ૭
ગજમણિ પેર્યા કંઠમાં, ઉર તુળસીની માળ;
વૃષભકંધ હરિચાલણી, બળનિધિ બાહુ વિશાળ. ૮
કટિ તરકસ[7] તાણી લિધા, પીત વસ્ત્ર ધ્રુતિકાર;
ધનુષ વામકાંધે ધર્યૂં, હાથ બાણ હથિઆર. ૯
પીત યજ્ઞઉપવિત વળી, રાજે અતિ રમણીક ;
નખશિખ સુંદર બંધુ બે, વિવિધ આભુષણ ઠીક. ૧૦
જોઇ જોડ સુખિયા થયા, પુર નર નારિ તમામ ;
એક ટગે ન્યાળી રહ્યા, લોચનપંથી રામ. ૧૧
હરખ્યા અતિ મિથિલેશ પણ, દેખી બંને ભાઈ;
મુનિપદકમળ ગ્રહ્યા જઇ, તેહ સમે હરખાઇ. ૧૨
કરિ વિનતી સહુ નિજ કથા, સંભળાવિ ઋષિપાસ;
રંગભોમિ દરશાવિ સહુ, અંતર ધરિ ઉલ્હાસ. ૧૩
જયાં જયાં જાય કુમાર બે, શોભા રૂપ ગુણ ખાણ ;
ત્યાં ત્યાં ચકિત બની સહૂ, નિરખે રઘુકુળભાણ. ૧૪
નિજ નિજ રૂચિએ રામને, જોયા સર્વે સાર ;
કોઇ ન જાણે મર્મ કશું, માયા હરિનિ અપાર. ૧૫
ભલિ રચના કૌશિક કહે, જનક ભૂપને જેમ ;
મહા મુદિત મનમાં થઇ, માને સુખ નૃપ તેમ. ૧૬
એક મંચ સહુ મંચથી, સુંદર વિશદ વિશાળ ;
મુનિ સમેત બે બંધુ ત્યાં, બેસાર્યા મહિ પાળ. ૧૭

## વસંતતીલકા છંદ.

દેખી શ્રી રામ નૃપ સૌ ઉરમાંહિ હાર્યા,
પૂર્ણેંદુ ઉદયસમે જયમ તેજ તારા
એવી પ્રતીતિ સહુ ને મન વીરવંકા,
એ તોડશે ધનુષ સત્ય ધરો ન શંકા. ૧

---

૧ તારા. ૨ બે ચંદ્ર. ૩ રાજાસહિત.

૪ કામદેવ. ૫ ગાલ. ૬ ચંચળ. ૭ ભાથો.

તોડયા વિના શિવધનૂષ અતી વિશાળા,
આરોપશેજ સિય[૮] રાઘવઊર માળા;
એવૂં વિચારી સહુ ભાઈ ઘરે પધારો,
આવ્યો પ્રતાપ જય તેજ જવા કુવારો. ૨

અંધાભિમાનિ અવિવેકિ ભૂપો હતાજે,
એ વેણ સાંભળિ હસ્યા મન તે સમાજે;
તોડયેય ચાપ અતિ દુર્ઘટ લગ્ન ધારો,
તોડયા વિના કુંવરિ કો વરશે વિચારો. ૩

જો એક વાર અતિ કાળ કરાળ હોએ.
સીતા હિતે સમરભોમિ છતીશું સોએ[૯];
વાણી સુણી અવર[૧૦] ભૂપતિ મૂસકાણા,
જે ધર્મ શીળ હરિભક્ત હતાજ શાણા. ૪

સીતા વિવાહ કરશે રઘુરાજ સાથે,
સૌ ભૂપગર્વ કરિ દૂર પ્રતાપિ હાથે;
જીતી શકે સમર કો દઈ ઘાવ ડંકા,
છે કૌશલેશ સુત બે રણવીરવંકા. ૫

મિથ્યા મરો ન નિજ ગાલ વગાડિ વાધ્યે,
ક્ષૂધા[૧૧] ટળે ન મનમોદક[૧૨] ખૂબ ખાધ્યે;
સૂણો પવિત્ર શિખ જે હિતની તમારે,
સીતા ગણો જગતમાત તમે વિચારે. ૬

છે જક્તતાત રઘુનાથ સદા વિચારી,
લ્યો ન્યાળિ લોચનભરી છબિ સૂખકારી;
એ સર્વને સુખદ સુંદર ગૂણરાશી,
છે બંધુ બે સતત શંકરઉર વાસી. ૭

ત્યાગી સુધા દધિ સમીપ સદા ભરેલો,
ધાઇ મરો ન મૃગવારિ[૧૩] વિલોકિ રેલો;
જાઈ કરો હ્રુદય ભાવતું જેહને જો,
પામ્યા સુજન્મફળ આજ સહૂ અમેતો. ૮

એવૂં કહી ભુપતિ અંગ ઉમંગ ભારે,
શ્રી રામનૂં અનુપ રૂપ જુએ વિચારે;
દેખે સહૂ નભ રહી વિબુધો વિમાને,
વર્ષાવતા સુમન સ્નેહ વધારિ ગાને. ૯

તેડાવિ જાણિ સુસમો જનકે સીતાને,
આવી સખી સહિત સુંદરિ ગૌરવાને;
મુગ્ધા કિશોરિ નવયૌવન કોઇ શ્યામા,
સીતા સખી અતિ અનૂપ સ્વરૂપધામા. ૧૦

ચાલી લઇ ભર ઉમંગ ભરેલ સર્વે,
આનંદપર્વ ઉલટયો મન જાણું ગર્વે;
કોઇ સખી કટિ મરોડતિ જાય ચાલી,
કોઇ કટાક્ષ કરતી નૃપને નિહાળી. ૧૧

૫૬

બિગરિ કોન સુધારે "એરાગ"

સીતા સુંદરતા રૂપ શોભા, મુખે ન જાય વખાણીરે;
કોણ ગણતિ સીતા રૂપ આગે, ઉમા રમા બ્રહ્માણીરે.
સીતા સુંદરતા. ટેક

જગદંબા ગુણસ્વરૂપનિધાની, અતિ અનુપમ અલબેલીરે
ઉપમા સકળ મને લઘુલાગી, ઉપમા સહુ સંકેલીરે.
સીતા સુંદરતા. ૧

પ્રાકૃત નારિ અંગ અનુરાગી, ઉપમા દઉ સીતાનેરે;
કુકવિ કહે એવો અપયશ કુણ, લે જગ નેટ નિદાનેરે.
સીતા સુંદરતા. ૨

જો કરિએ તુલના સીતાસમ, પ્રાકૃત નારીકેરીરે;
જગ કયાં લલના લલિત[૧૪]એવિ કો, જોયું બધે મન હેરીરે.
સીતા સુંદરતા. ૩

ગિરામુખર[૧૫]તનઅર્ધભવાની, રતિદુખિઅનંગપ્રિછિપતિરે;
કયાં તે કો તનમન દુખિઆરી, કહો કયહાં સીતાસતિરે.
સીતા સુંદરતા. ૪

વિષ વારૂણી[૧૬] બંધુ પ્રિય જેના, રમા એવિ રૂપવંતીરે;
પણ તેસમ કયમ કરિ કહેવાએ, જાનકિ રૂપ ગુણવંતીરે.
સીતા સુંદરતા. ૫

જો છબિસુધાપયોનિધિ[૧૭]હોએ,કમઠ[૧૮] પરમરૂપમયનોરે;
શોભાનેતરાં વળિ શૃંગારમય, મંદરભુધર[૧૯] સમયનોરે.
સીતા સુંદરતા. ૬

નિજ કરકમળે કામ વલોવે, એ છબિસુધાપયોનિધિરે
ઉપજે રમા રમ્યતા સુખમુળ, જયારે જગમાં એ વિધિરે[૨૦].
સીતા સુંદરતા. ૭

તદપિ હ્રુદય સંકોચ સહિત કવિ, કહે સીતાસમ તૂલયરે;
એ અદભુત રૂપ જાનકી કેરૂં, શૂં વરણે કવિકૂળરે.
સીતા સુંદરતા. ૮

૮ સીતા. ૯ તેપણ. ૧૦ બીજા. ૧૧ ભૂખ.
૧૨ લાડુ. ૧૩ ઝાંઝવાનું પાણી.

૧૪ સ્ત્રી. ૧૫ વાચાળ. બહુબોલનારી.
૧૬ પીવાનો દારૂ. ૧૭ છબિઅમૃતનોસાગર.
૧૮ કાચબો. ૧૯ મંદરાચળ. ૨૦ એરિતે.

### હરિગીત છંદ

લઇ સંગ ચાલી શાણિ સખિઓ, ગાતિ ગિત મૃદુ વાણિએ,
શોભે નવલતન અધિક મનહર, જગત જનની જાણિએ;
ભૂષણ સકળ શોભિત બનાવ્યાં, અંગ અંગ રચી સખી,
જવ રંગભોમિ પધારી સીતા, થઇ સભા ચિત્રે લખી. ૧
રૂપ દેખિ મોહ્યાં નારિ નર સહુ, વાગિયાં નભ દુંદુભી,
થઇ પુષ્પવૃષ્ટિ અપાર જય જવ, મધ્યમંડપ જઇ ઉભી;
વૈમાન ચઢિ સહુ અપ્સરાઓ, ગાતિ ગિત મધુરે સ્વરે,
શોભે સીતાકરકમળ મધ્યે, વિજયમાળ અનૂપરે. ૨
જોતા સકળ મહિપાળ જાનકિ, મોહવશ સહુ નૃપ અતી,
સીતા ચકિત ચિત રામ ઇચ્છે, નજર ફેરવિ ન્યાળતી;
મુનિપાસ બેઠેલા દિઠા બે, રૂપ અનુપ રઘુસિંહને,
કર ધનુષ કટિ ભાથા બિડેલા, શ્યામ ગૌર અનીહને[21]. ૩
લાગ્યાં લલકિ લોચનકમળ બે, ન્યાળવા રઘુરાજને,
આનંદ ઉર ન સમાય જાનકિ, પણ પડી વશ લાજને;
નિજવડિલ ગુરૂજન લાજ વળિ ત્યાં, જોઇ રાજસમાજને,
સંકોચિ સીતા મનવિષે અતિ, નિરખતાં રઘુરાજને. ૪
અવિલોકવા લાગી સખી તન, આણિ ઉર રઘુનાથને,
હે આલિ "આ" મમપ્રાણપતિ કહે, શાન માં સખિ સાથને;
નિરખી છબી સીતાતણી વળિ, રામ રૂપ સુવેષને,
નર નારિઓએ પરહરચા ત્યાં, નેત્રકમળ નિમેષને. ૫
કરિ શોચ સંકોચાઇ વદતાં, વિધિ વિનય કરિ મનવિષે,
જડતાઇ જનકનિ હે વિરચિ તું, વેગથી હર કો મિષે;
મતિ જેવિછે અતિ રૂડિ અમારી, તેવિ દે નૃપને ખરે,
તો તરત પણ તજિ રામ સિયને, રૂડિ રિતે વીવાકરે. ૬
જગ ભલુ થયું કહેશે વળી છે, સર્વને મન ભાવતૂં,
નહિતો નિદાન કિધે અધિક હઠ, દાહ ઉર સૌમાં છતૂં;
વર શામળો છે યોગ્ય જાનકિ, લોકને એ લાલસા,
મન મગ્ન જોવા રામરૂપ કો, આવતા અતિ ધસમસ્યા. ૭
બોલાવિયા ત્યાં બંદિજનને[22], જનકરાએ તે સમે,
વિરદાવળી મુખ ઉચરતા તે, આવિ નૃપચરણે નમે;
કહ્યું જનકરાએ બંદિજનને, "પણ" અમારૂં જઇ કહે,
ઉર હર્ષિ ચાલ્યો ભાટ ત્યાંથી, લાભ જન્મતણો લહે. ૮

### દોહરો.

વદે બંદિજન વચન શુભ, સુણો સકળ મહિપાળ;
કહિએ અમે વિદેહ "પણ" ભુજા ઉઠાવિ વિશાળ. ૧
નૃપભુજબળ શશિસ્વચ્છ જયમ, શિવ ધનુ રાહુ સમાન;
અતિ કઠોર ભારે વળી, છે સહુકોને જાણ. ૨
રાવણ બાણાસુરસમા, મહાસુભટ બળવાન;
દેખી ધનુષ સિધાવિયા, એ નિજનગર નિદાન. ૩
તેજ ધનુષ ત્રિપુરારિનૂં, અતિશય ઘોર કઠોર;
રાજસમાજે આજ જે, તોડે કરિ બહુ જોર. ૪
તો તો ત્રિભુવન જય સહિત, વૈદેહી રૂપ સાર;
હઠિને પણ તે તેહને, વરશે વિના વિચાર; ૫
સુણિ "પણ" સર્વ ભુપાળને, ઉર ઉપન્યો અભિલાખ;
ભટમાની મન ક્રોધ કરિ, ઉગ્ર કરી વળિ આંખ. ૬
કમર બાંધિ અકળાઇને, ઉઠ્યા એક પછિ એક;
ઇષ્ટદેવને નામિશિરા, ચાલ્યા ચિત ધરિ ટેક. ૭
સરોષ[23] તાકી તાકિને, ધરતા શિવકોદંડ[24];
ડગે ન ડગભર કોવતી, કરતાં પ્રબળ પ્રચંડ. ૮
હતો જેમના મનવિષે, કશોય વિમળ વિચાર;
ચાપ સમીપ મહીપતે, ગયા ન થવા ગુમાર. ૯
સરોષ ધનુ મુઠ નૃપ ધરે, ડગે ન પછિ લજવાય;
પિનાક સાથે નાક ગયુ, જાણી મન કચવાય. ૧૦
જાણે ભટભુજબળ અધિક, પામી શિવધનુ સાર;
અધિક અધિક ભારે થયૂં, ડગે ન કોથિ લગાર. ૧૧
દશસહસ્ર ભુપ સામટા, મળિને એકીવાર;
ઉઠાવવા લાગ્યા ધનુષ, પણ ન ખસ્યૂં તલભાર. ૧૨
કામિવચન સતિમનનિ જયમ, ડગે ન શિવકોદંડ;
થાકયા ભુપ ભુજબળ કરી, પિનાક ચાપ પ્રચંડ. ૧૩
મહીપ તેહ સમે થયા, સર્વ યોગ્ય ઉપહાસ;
જેમ હૃદય વૈરાગ્યવણ, હાસ્ય યોગ્ય સન્યાસ. ૧૪
કીર્તિ વિજય સુરવીરતા, વળિ બાહૂબળ વિશાળ;
સરવસ હારિ ગયા સહૂ, ચાપ સમિપ મહિપાળ. ૧૫
શ્રીહત થઇ ઉર હારિને, બનિ નિરાશ સહુ રાય;
બેઠા નિજ નિજ આસને, અતિ મનમાં લજવાય. ૧૬
સહુ નૃપને અવિલોકિને, અકળાયા મિથિલેશ;
બોલ્યા વચન સરોષભર, કરિને કલેષ વિશેષ. ૧૭
દ્વીપ દ્વીપના ભૂપતી, આવ્યા અહિં અગણિત;
"પણ" અમારૂ સાંભળિ શ્રવણ, જેહ મહારણજીત. ૧૮
દેવ દનુજ ધરિ મનુજતન, વિપુલ વીર રણધીર;
આવ્યા કુંવરી કારણે, શોભિત શુધ્ધ શરીર. ૧૯
કુંવરિ મનોહરિ વિજય વડ, કીર્તિ અધિક સુખકાર;
પામનારપણ કોઇવિધિ, રચ્યો ન ધનુ દમનાર; ૨૦

21 ચેષ્ટારહિત. બોડખાંપણ વિનાના. 22 ભાટલોકો. 23 રોષસહિત. 24 શિવનું ધનુષ.

કહુ કશું મન આ કોઇને, ભાવ્યો નહિ શુભ લાભ;
શિવધનુ તોડ્યું ન કોઇએ, ભલે ઉંડળ લો આભ. ૨૧
રહ્યું ચઢાવવું તોડવૂં, ફેરવવૂં પણ ફોક;
પણ તલભર ન ડગાવિયૂં, હસાવિયા પુરલોક. ૨૨
કોઇ હવે અણિ સુભટમન, કરશો નહિં કદિ ગર્વ;
વીર વિનાની અવનિ મેં, જાણીલીધી સર્વ. ૨૩
ત્યાગી આશ નિરાશ થઇ, જાઓ સહુ નિજઘેર;
લખ્યો ન વિધિવૈદેહિનો, વિવાહ રૂડી પેર. ૨૪
જો મમ "પણ" હૂં ત્યાગુતો, સુકૃત સરવે જાય;
કુંવરી કૂંવારી રહો, કરવો કશો ઉપાય. ૨૫
જો હું પ્રથમ મન જાણતે, અવની વીર વિનાનિ;
તો "પણ" લઈ ન હસાવતે, સર્વ લોક સુખમાનિ. ૨૬
જનક વચન સાંભળિ અને, દેખિ જાનકિ ઉદાસ;
સહુ નર નારી દુખિ થયાં, તજી વિવાહ વિશ્વાસ. ૨૭
ક્રોધવંત લક્ષ્મણ થઈ, કુટીલ ભ્રુકુટી કીધ;
અધર ફરકવા લાગિયા, નયન રીશ ભરિ દીધ. ૨૮
કહિ ન શકે રઘુવીર ડર, લાગ્યાં વાયક બાણ;
શિશ નમાવિ રઘુવીરપદ, બોલ્યા ગિરા પ્રમાણ. ૨૯

ઝુલણા છંદ.

જો રઘુવંશિનો, હોય કો આરથળે,
બાળ કદિ વર્ષ શુભ પાંચકેરો.
તો ન કો કહિ શકે, મૂખ થકિ ઉચરિ,
બોલ આવો જ અનુચિત ઘણેરો;
જેવિ જનકે કહી, વાણિ અનુચિત અતી,
જાણિ રઘુકુળમાણી વિદ્યમાને;
તેવિ જો અન્યકો, મુખથિ ઉચરી શકે,
ખબર પાડૂ હૂં મમતીરપાને.[૨૫] ૧
નાથ રઘુનાથજી, એક છે વિનતિ મમ,
સાંભળો ભાનુકુળકમળભાનુ,
સ્હેજ કહુ આસમે, કરુ ન અભિમાનૂ ઉર,
અન્યનો રોષ વિધિ કોપ માનૂ;
પામુ આજ્ઞા પ્રભૂ, આપની આ સમે,
તો દડા જેમ બ્રહ્માંડ તોડૂ,
ફોડુ કાચો ઘડો, જેમ ઝટ વારમાં,
તેમ બ્રહ્માંડ મિથ્યા ન બોલૂ. ૨
મેરૂ મૂળાપણી, જેમ તોડી શકૂ,
સ્હાય માગૂ ન કદિ અન્ય કોની.
તો શું પછિ બાપડૂ, શંભુધનુ જૂનું આ,
જાણિ આજ્ઞા રઘૂનાથ દાની;
નાથ બેઠા જુઓ, એહ કૌતક કરૂ,
આપ આજ્ઞા હું કદિ પામુ સારી,
કમળના નાળ જ્યમ, શિવ ધનુ ચઢાવિને,
ચારસો ગાઉ લઇ ધાઉ ધારી. ૩

દોહરો.

તોડૂ છત્રકદંડ[૨૬] જ્યમ, તમ પ્રતાપબળ નાથ;
પ્રભુપદ સોગન જો ન કરૂં, ફરિ ન ધરૂં ધનુ હાથ. ૧
લક્ષ્મણ વચન સકોપ જવ, બોલ્યા ધરિ મન ધીર;
ડગમગ થઈ અવની બધી, ડોલ્યા દિગ્ગજવીર. ૨
ડર્યા લોક સહુ મહિપતી, હરખિ જાનકી ઊર;
સંકોચાણા જનક મન, પ્રીછિ પ્રતાપી પૂર. ૩
ગુરૂ કૌશિક રઘુપતિ વળી, સર્વ મુની મનમાંય;
અતિ આનંદિત તેસમે, ફરિ ફરિ ઉર હરખાય. ૪
ઉતરાવ્યૂ ત્યાં શાનમાં, લક્ષ્મણ કોપ નિશાન;
બેસાડ્યા પ્રીતી સહિત, નિકટ રામ ભગવાન. ૫
સમય જાણિ શુભ કૌશિકે, સ્નેહ જણાવી સાર;
કહ્યાં વચન મૃદુ વાણિએ, પ્રભુ પ્રત્યે સુખકાર. ૬
ઉઠો રામ સુખધામ તમ, ભાગો શંકરચાપ;
તરત મટાડો આ સમે, જનકતણો પરિતાપ. ૭
સુણિ ગુરૂ વચન સુખદ પરમ, ચરણ ધરીને શીશ;
હર્ષ વિષાદ ન હૃદય કશું, ઉભા રામ જગદીશ. ૮
થયા ઉભા ત્યાં સહજ પ્રભુ, કમર કસી તે કાળ;
ઉઠવાની રિતિ જોઇને, લજાય કેશરિબાળ. ૯
ઉદય ઉદયગિરિમંચપર, રઘુવર બાળ પતંગ[૨૭];
ખીલ્યાં સંત કમળ વનો, હર્ષ્યા લોચન ભૃંગ. ૧૦
નાઠિ સર્વ ભૂપતિતણી, આશાનિશિ નિરધાર;
નથી વચનનક્ષત્રનો, કહીં પ્રકાશ લગાર. ૧૧
અભિમાની નૃપકુમુદની, કુમળાણી તે કાળ,
સંતાયા ભુપઘુડ કપટિ, વગાડતા જે ગાલ. ૧૨
થયા વિશોક સુકોક મુનિ, તથા તેમ સહુ દેવ;
પુષ્પવૃષ્ટિ કરિ નભથકી, જણાવતા સહુ સેવ. ૧૩
ગુરૂપદ વંદી પ્રેમથી, રામ નામ સુખધામ;
માગિ રજા મુનિઓકને, ધરી ઊર પુર હામ. ૧૪
સ્હેજ ચાલિયા ત્યાં થકી, સકળ જગત આધાર;
મત્ત મંજુ ગજગામિ પ્રભુ, મહિમા અપરંપાર. ૧૫

૨૫ ફણી, ભાલોડું.

૨૬ હાડિયા કરષણનો ડાંડો. ૨૭ સૂર્ય.

જતા જોઇ પ્રભુ રામને, નગરતણાં નર નાર;
મહા ઉછાહ ઉરે થયો, પામ્યાં સૂખ અપાર. ૧૬
વંદિ પિતૃ સુર સુકૃતો, સંભારી મનમાંય;
જો કઇ પૂણ્યપ્રભાવ અમ, હો કરનાર સહાય. ૧૭
તો આ તક[28] શિવ ધનુ થજો, કુમળુ કમળજડ જેમ;
તોડે રામ ગણેશ હે, સહુ સેવીશું સપ્રેમ. ૧૮
પ્રેમ સહિત રાઘવ પ્રિછી, તેડી સખિઓ પાંસ;
સીતામાત સનેહવશ, વદતી હૃદય ઉદાસ. ૧૯
હે મમ સજનો શ્હાણિઓ, કૌતુક સહુ જોનાર;
વળિ કહાવતા જે હિતૂ, અમના[29] અપરંપાર- ૨૦
તે કો કહે ન નૃપકને, સમજાવી સખિ આજ;
હઠ ભલિ નહિ એ બાળથી, કેમ સુધરશે કાજ. ૨૧
રાવણ બાણાસુર સમા, ગયા હારિ બળવાન;
ભૂપ સકળ બળ કરિ અને, બેઠા અજા[30] સમાન. ૨૨
તે ધનુ રાજકુમારને, કહો તોડવા કાજ;
બાળમરાળ[31] શું લઇ શકે, મંદરભૂધર આજ. ૨૩
ભૂપ શાણપણ સર્વ ગયુ, વિધિ ગતિ જાણિ ન જાય;
હે સખિ સમજાવો તમે, જઇને તિરહુતિરાય. ૨૪
રાણિ વાણિ સુણિ શાણિ સખિ, બોલી કોમળ વાણિ;
તેજવંતને લઘુ કરી, ગણિએ નહિ પટરાણિ. ૨૫
અગસ્ત કયાં અંબુધિ કયહાં, વેગે કરો વિચાર;
શોષ્યો સ્હેજે પલકમાં, સુયશ સકળ સંસાર. ૨૬
રવિમંડળને દેખતાં, લાગે લઘુ નિરધાર;
ત્રિભુવનમાં તેનો ઉદય, ટાળે તિમિર[32] અપાર. ૨૭
મંત્ર પરમલઘુ જેહ વશ, વિધિ હરિ હર સુર સર્વ;
મહામત્ત ગજરાજનો, ટાળે અંકુશ ગર્વ. ૨૮
કામ કુસુમધનુબાણ લઈ, સકળ ભુવન વશ કીધ;
શિવ સનકાદિક દેવ મુનિ, મહાન યોગિ પ્રસિધ્ધ. ૨૯
જાણિ એવું સંશય તજો, દેવિ ધરો વિશ્વાસ;
રામ ધનુષ એ ભાગશે, ઉર નવ થાવ ઉદાસ. ૩૦

### રાગ ચોપાઈ ત્રિતાળની.

સખી વચન એવાં સુણી રાણી,
આવ્યો વિશ્વાસ સત્ય પ્રમાણી;
મટયો ખેદ પ્રીતિ વધી ભારે,
ચિતવે રામને સ્નેહ અપારે. ૧

તે સમે જોઈ રામને સીતા,
જેને તેને વિનવતી સભીતા;
મનાવે મનમાં દુખમાની,
થાજો પ્રસન મહેશ ભવાની. ૨
કરો સુફળ આપની સેવકાઈ,
હરો ચાપ તણી ગરૂઆઇ[33];
ગણનાયક વરદાતા દેવ,
કરી આજ લગી તમ સેવ. ૩
વાર વાર વિનતી સુણી મારી,
કરો ધનુષ ભાર થોડો ધારી;
વારે વારે ન્યાળિ રામ તન,
મનાવે દેવ ધરિ ધીર મન. ૪
પ્રેમઆંસુ ભરાયાં લોચન,
સીતા નિરખતી રામવદન;
નિરખિ સ્વરૂપ સુંદર મન લોભે,
પિતા "પણ" સમરી મન ક્ષોભે. ૫
અરે તાત દારૂણ હઠ લીધી,
સમજે નહિ કશું હાણિકે વૃધ્ધી;
મંત્રિ સભય ન શિખ દે કોય,
આતો અતિશે અનુચિત હોય. ૬
કયાં ધનુષ વજ્રથીય કઠોર,
કયાં શ્યામલ મૃદુ ગાત્ર કિશોર;
કો રિતે પાડું વિધિ જીવ ધીરો,
કઠણ પૂષ્પ શું વિંધશે હીરો. ૭
સભા સહુનિ મતી થઇ ભોળી,
શકે શું શિવ ચાપ એ તોળી;
હવે તો હે શંકરધનુ સાર,
રહ્યો તારો મારે આધાર. ૮
નિજ જડતા લોકોપર ટાળી,
થાજે હળવું શ્રી રામને ન્યાળી;
સીતા મનમાં કલેષ અતિ થાય,
લવ નિમિષ તે યુગસમ જાય. ૯
જુએ પ્રભુને વળી મહિ ન્યાળે,
શોભે ચંચળ નેત્ર વિશાળે;
રમે જાણ્યે બે સ્મરમીન[34] ભાવે,
મુખચંદ્રમંડળના તળાવે. ૧૦
મુખાંબુજ ગિરામધુકરી રોકી,
પ્રગટ લાજનિશા અવલોકી;

૨૮ સમે, વેળાએ. ૨૯ અમારા. ૩૦ બકરી.
૩૧ બાળહંસ. ૩૨ અંધકાર.
૩૩ ભારેપણું, ભાર. ૩૪ કામદેવનાં માછલાં.

નેત્રજળ નેત્રખુણ રહ્યું મ્હોનૂં,
જેવું પરમ કૃપણનું સોનૂ. ૧૧
સંકોચાઇ વ્યાકુળતા જાણી,
ધર્યૂં ધૈર્ય પ્રતીતિ ઉર આણી;
તન મન વચને જો મુજ મન સાગૂ,
રાઘવપદકમળે હોય રાચ્યૂં. ૧૨
તો છે શિવ જે સકળ ઉર વાસી,
મને કરશે તે રામની દાસી;
જેનાપર જેનો સત્ય સનેહ,
મળે તે તેને નહી સંદેહ. ૧૩
કરિ વિનતી સીતા જેની તેની,
ચિતવે રાઘવ તન મૃગનેની;
દ્રઢ પ્રેમનું પણ કર્યૂં વ્હાલે,
જાણ્યું સર્વે તે રામ દયાળે. ૧૪
પ્રભુએ જાનકીજીને વિલોકી,
તાકયુ ધનુષ કેવું પ્રશોકી;
ચિતવે ગરૂડ ક્રોધે લઘુ વ્યાલ,
તાકયુ ત્યમ આપ દીનદયાળ. ૧૫

કાવ્ય તથા રોળાવૃત.

તાકયૂં શિવકોદંડ, રામ રઘુમણિએ જ્યારે;
ચરણ ચાંપિ બ્રહ્માંડ, વદે લક્ષ્મણવિર ત્યારે. ૧
ઠોકિ બાહુ બળવાન, જાણુ ઘન શ્રાવણ ગાજ્યો;
થઈ સભા સહુ સ્તબ્ધ, સમાજ મહિપનો લાજ્યો. ૨
અહો દિશાકુંજરો, કોલ અહિ કમઠ સનાદ;
ધરો ધરણિ ધરિ ધીર, ડોલશો નહિ ધનુનાદ. ૩
રામ ચાહ્યછે આજ, શંભુ ધનુ તોડણ કાજે;
આજ્ઞા સુણિ મમતણિ, સજગ[૩૫] થાજો સહુ આજે. ૪
આવ્યા ચામ સમીપ, રામ રઘુનંદન જ્યારે;
મનાવિયાં સુકૃતો, દેવ દેરાં નર નારે. ૫
સહુનો ઉર સંદેહ, તથા અજ્ઞાન અતીશે,
મંદ મહીપોતણો, ગર્વ જે અપાર દીસે. ૬
ભૃગુપતિ[૩૬] કેરી જેહ, ગર્વ જડતાનિ અધિકતા;
દેવ મુનિવરો તણી, અધિક મનની કાયરતા. ૭
સીતાનો મન શોચ, જનકકેરો પસ્તાવો;
મિથિલેશીને મન, જેહ દારૂણ દુખદાવો. ૮
તે સહુ ચઢયાં પ્રથમથિ, શંભુધનુ વ્હાણે આવી;
રામ બાહુબળતણા, સિંધુમાંહે ઝોકાવી. ૯
સંઘ કાઢિ સહુ જાય, રામ ભુજબળદષ્ટિ જોને;
ચહે પામવા પાર, કિનારો જડે ન કોને. ૧૦
દિઠા સર્વે લોકને, ચિત્રવત શ્રીરઘુરાજે;
જાણી વિકળ વિશેષ, જાનકી તેહ સમાજે. ૧૧
વિકળ દષ્ટિ વૈદેહિ, વિતે પળ યુગસમ તેને;
વિચાર કરતા રામ, પ્રેમ પરીપૂરણ જેને. ૧૨
વારિ વિના જન તૃષિત, દેહ ત્યાગે જવવારૂ;
મુવા પછિ શું કરિ શકે, સુધાકમળાકર[૩૭] સારૂ. ૧૩
ખેતિ સુકાયા પછી, કશી જળવૃષ્ટી ઝાઝી;
સમય ચુકયા પછી કર્યૂં, હ્રદય પસ્તાવૂં દાઝી. ૧૪
જાણિ એવું મનમાંય, જોઇ સીતા જગદીશે;
થયા રાજી તનરામ, જાણિને પ્રીત અતીશે. ૧૫
મનમાંને મનમાંય, ગુરૂને વંદન કીધૂં;
અતિ લાઘવતાથકી, ધનુષ ઊઠાવી લીધૂં. ૧૬
દમકે જ્યમ દામિની, લિએ વારિદ[૩૮] તતકાળે;
વળિ નભ મંડળ સમૂ, થયૂં શિવધનુ તે કાળે. ૧૭
લિએ ચઢાવી ચઢ, ખેંચતા પ્રભુ બળ ગાઢે;
જાણ્યૂં નહિં કોઇએ, ઉભા સહુ જુએ સનાદે. ૧૮
ત્યહાં તેહ ક્ષણ મધ્ય, તોડયું શંકરધનુ રામે;
ધ્વનિ અતિ ઘોર કઠોર, રહ્યો પુરિ ભુવન તમામે. ૧૯

દોહરા.

પુરી રહ્યો ત્રિભુવનવિષે, ધનુ ધ્વનિ ઘોર કઠોર;
સૂર્યઅશ્વ મારગ તજી, ચાલ્યા બીજી કોર. ૧
સુણિ ધ્વનિ કરતા ચો દિશે, દિગ્ગજ[૩૯]અતિ ચિક્કાર;
અવની લાગી ડોલવા, સળકયો શેષ અપાર. ૨
કોલ કમઠ પણ ખળભળ્યા, સુણી ધનુષ ટંકાર;
સુરાસૂર મુનિએ દિધા, કરકાને તેવાર. ૩
સહુ બનિ વિકળ વિચારતા, ભાગ્યૂં શિવકોદંડ;
જય રઘુ વચન ઉચારતા, ધ્વનિ પુરિરહિ નવખંડ. ૪
સાગર રઘુવરબાહુબળ, શંકરચાપ જહાજ;
ચઢયાં પ્રથમ જે મોહવશ, બૂડયો સકળ સમાજ. ૫
કરિ વિભાગ બે નાખિયૂં, શિવધનુ ભુમિ જેવાર;
જાણિ લોક સહુ સુખિ થયા, કરતા ખુશિ પોકાર. ૬
પાવન કૌશિકરૂપ હૃદિ, પ્રેમનું વારિ અથાગ;
ન્યાળિ રામરૂપ પુર્ણશશિ, ઉમગિ લ્હેર અનુરાગ. ૭

૩૫ સાવચેત, હુશિયાર. ૩૬ પરશુરામ.

૩૭ અમૃતસરોવર. ૩૮ મેઘ. ૩૯ દિશાનાહાથિઓ.

પુલકાવળિ મોજા મહા, હૃદયખંડક અથડાય ;
ઓટ ન થાતો હદતજી, લોચનખાડિ ભરાય. ૮
દેવ વગાડે દુંદુભી, વળિ ગડગડ્યાં નિશાન ;
નૃત્ય કરતિ અનુરાગિને, દેવનારિ કરિ ગાન. ૯
બ્રહ્માદિક દેવો તથા, સર્વે સિદ્ધ મુનીશ ;
પ્રભુને પ્રિતે પ્રસંશિને, દેતા રૂડિ આશીષ. ૧૦
વરષે ફુલ બહુ રંગનાં, ગજરા વળિ ફુલમાળ ;
કિન્નર ત્યાં અતિ હર્ષથી, ગાતા ગીત રસાળ. ૧૧
રહિ પુરિ ત્રિભુવનમાં બધે, જય જય વાણિ વિશેષ ;
ધનુષ ભંગ ધ્વનિ જાય નહિં, જાણી કોથી લેશ. ૧૨
અતિ આનંદિત જ્યાં ત્યહાં, કહે નગર નરનાર ;
ભાગ્યું શંભુધનુ ભારિ જે, દશરથ રાજકુમાર. ૧૩
બંદી માગધ સૂત ગાણ, વિર્દ વદે મતિ ધીર ;
કરે નિછાવરિ લોક સહુ, હય ગજ ધન મણિ ચિર. ૧૪
ભેરિ ઢોલને દુંદુભી, નાદતણા રણકાર ;
ઝાંઝ મૃદંગ સુશંખ વળિ, સરણાઈ અતિસાર. ૧૫
વાગે બહુ વાજાં વિવિધ, કાન પડ્યૂં ન સુણાય ;
શશિવદની મૃગલોચની, માનુની મંગળ ગાય. ૧૬
સખી સહીત હર્ષિત અતી, નિજમનમાંહે રાણિ ;
સુકતા અનાજ છોડપર, પડે જેમ ઘન પાણિ. ૧૭
શોચ ત્યાગિ સુખ લિધું અધિક, જનકભુપે તેવાર ;
તરતાં થાકયાસમય જયમ, કશો પામિ આધાર. ૧૮
ધનુ તૂટચે શ્રીહત થયા, ગર્વિત જેહ ભુપાળ ;
દિવસસમે જયમ દીપછબિ, શોભે ઝાંખિઝરાળ. ૧૯
હૃદય સૂખ સીતાતણૂ, વરણૂ કોણ પ્રકાર ;
સ્વાતિ બિંદુ જયમ પામિને, ચાતકિ ચિત કિલકાર. ૨૦
લક્ષ્મણજી અવિલોકતા, નિજ બંધવની કોર ;
શશિને નિરખે હેતથી, જેમ ચકોર કિશોર. ૨૧
દિધી સતાનંદે ત્યહાં, આજ્ઞા અતિ સુખકાર ;
રામ પાસ ચાલી સીઁતા, મનમાં હર્ષ અપાર. ૨૨
સંગ સખી સુંદરિ ચતુરિ, ગાતી મંગળ ચાર ;
ગઇ ત્યાં બાળમરાળ ગતિ, સુખમા અંગ અપાર. ૨૩

હરિગીત છંદ

સખિ મધ્ય સીતા શોભતી જયમ, મ્હા છબી છબિગણવિષે,
કરકમળમાં જયમાળ શોભે, વિશ્વજય શોભા દિસે ;
સંકોચ તન ઉત્સાહ મન અતિ, ગૂઢ પ્રેમ ન કો પ્રિછે,
હરિવદનિ ચાલી હંસગતિએ, રામ દરશન મન ઇછે. ૧
જઇસમિપરામછબીનિરખિરહિ, ચિત્રલખિજયમજાનકી ;
જયમાળ ઉર ધર વદતિ જાણી, શાણિ એક ચતુર સખી ;
સખિ વચન સુણતાં બેઉ હાથે, વિજયમાળ ઉઠાવિને ;
ગૂઢ પ્રેમવશ પેરાવિ જાય ન, રામ સમિપે આવિને. ૨
શોભે સનાળાંમ્બૂજ[40] કરયુગ, અધિક પ્રફુલિત એસમે ;
જયમાળ શશિને દે સભિત જયમ, ગૂણનિધિમન બહુગમે ;
અલબેલિ સખિ છબિ જોઈ ગાતી, હર્ષ ભરિ ભરિ અંગમાં
જયમાળ મેલી રામઉર ત્યાં, જાનકી ઊમંગમાં. ૩
જયમાળ રઘુવર કંઠ જોઈ, પૂષ્પવૃષ્ટિ સુરો કરે ;
સંકોચ પામ્યા ભુપતિ સહુ જયમ, રવિ વિલોકિ કુમદબરે ;
પુર વ્યોમ[41] વાજાં વિવિધ વાગે, નાદ ભેરિ નફેરિના ;
ખળ મલિન મનમાંહે થયા સહુ, જેમ જનમુખ શ્રીવિના. ૪
સાધૂ ભુપતિ ગાજે ઘણામન, અધિક હર્ષાતુર બણી,
સુર નાગ નર કિન્નર સુમુનિવર, વદે જય આશિષ ઘણી
દેવાંગનાઓ હર્ષે દિલમાં, ગીત ગાતી નાચતી;
થઈ વારવાર સુપૂષ્પવૃષ્ટી, વરણિ જાય ન હૂં વતી. ૫
દ્વિજ વેદધ્વનિ કરતા જયહાં ત્યાં, બંદિ વિર્દાવળિ ભણે ;
પાતાળ પૃથ્વી નાગલોકે, વ્યાપિયો યશ ચોખુણે ;
વરિ રામને ગુણિ સાણિ સીતા, ભાગ્યું શિવધનુ રંઘુવરે ;
કરિ આરતી નરનારિ નગરનિ, નિછાવરિ વિત[42] ભુલિકરે. ૬
રૂડિ જોડિ રામ સીઁતાનિ શોભે, અધિક મનહર એ સમે ;
જાણે છબી શૃંગારરસની, એક ઠામ ઉભી રમે ;
સખિ સીયને સમજાવતી કર, સ્પર્શો પ્રભુપદ પ્રીતથી ;
ભયભીત સીતા મનવિષે થઇ, ચરણ પરશ કરતિ નથી. ૭
દશ મુદ્રિકા દશ આંગળેછે, મણિ જડિત્ર મહામુલી ;
વળિ પોખરાજ પિરોજ રત્નો, અધિક ગણતાં જઉ ભુલી ;
કરૂં જો હું ચરણપરશ કદાપી, થાય સૌ સ્ત્રી રૂપનાં ;
પદકમળ કામણ ટુમણનાં છે, કુંવર કૌશલ ભૂપનાં. ૮
પદકમળ સ્પર્શી મુદ્રિકાઓ, શોકય થઇ સાલે મને ;
માટે ન કરવો સ્પર્શ પ્રભુપદ, હે સખી કહુંછૂં તને ;
ગૌતમત્રિયા શીલા હતી પણ, નારિ બનિ પદસ્પર્શથી ;
સખિ કામ શૂં પદ સ્પર્શવાનૂં, કૃત થયાં મુખદર્શથી. ૯
પ્રીતી અલોકિક જાણિ રઘુમણિ, મન વિહંસ્યા તે ઘડી ;
મુખચંદ્ર અતિ તેજસ્વિ જોઇ, મોહવશ જાનકિ પડી ;
તે અવસરે સીતા વિલોકી, અવર ભુપ અભિલાષિયા ;
જે ક્રૂર કપટી કપુત મુઢમતિ, અધિક હૃદય દુભાશિયા. ૧૦
પેર્યાં ઉઠી ઉઠિ કવચ કોડે, અધિક વિશ્વ અભાગિયા ;
જ્યાં ત્યાં અધર ફફડાવતા તે, ઊંઘમાંથી જાગિયા ;

૪૦ નાળસહિત કમળ. ૪૧ આકાશ. ૪૨ પૈસો.

કોઇ કહે કન્યા પડાવો, કો કહે વળિ એ રિતે ;
નૃપબાળ બે બાંધી લિઓ પછિ, શું થશે વીવા વિત્યે. ૧૧
તોડ્યું ધનુષ શું સરિયુ તેમાં, કાજ એ રઘુરાજનું ;
અમજીવતાં કન્યા વરે કો, ભાગ્ય રાજ સમાજનું ;
જો જનક સ્હાય કરે કશીતો, સમર જીતિએ ભ્રાત બે ;
સુણિ વાણિ સાધૂ નૃપતિ બોલ્યા, તેહ પ્રત્યે વાત એ. ૧૨
તમ લાજ લાજી નૃપસમાજે, શિદ હવે મિથ્યાબકો,
રઘુસિંહ બે જ્યાં અધિક બળિયા, શું તમે રણમાં ટકો ;
તમ બળ પ્રતાપ વડાઇને વળિ, પ્યારિજે સુરવીરતા,
ગયુ નાક સહિત પિનાક સંગે, મન ધરો અવ ધીરતા. ૧૩
તે સૂરતા હમણાં શું આવી, સહુ હતા ક્યમ આંધળા !
મતિ એવિ તો મસ ચોપડી મુખ, અતિ ન થાવ ઉછાંછળા ;
ભરિ નેત્ર ન્યાળો રામને તજી, મોહ મદ ઇર્ષા સહૂ,
પ્રિછિરોષલક્ષ્મણનોઅનળસમ, કિટ[૪૩]થશોનહિએકહૂ. ૧૪

દોહરો.

ચહે કાગ જ્યમ ગરૂડબળિ, જ્યમ સસલો હરિભાગ ;
કુશળ અકારણ ક્રોધિજ્યમ, ઇચ્છે અતિ અનુરાગ. ૧
શિવદ્રોહી સુખસંપદા, ઇચ્છે જેમ અપાર ;
લોલુપ લોભી જ્યમચહે, કીર્તિ અધિક સુખકાર. ૨
કામિ શું લે અકળંકતા, એ સૌ વ્યર્થ વિચાર ;
હરિપદવિમુખ શું લઇ શકે, પરમ ગતી કો વાર ! ૩
તેમ તમારી આ સમે, લાલચ હે મહિપાળ ;
પણ ક્યમ કેશરિબાળને, જીતી શકે શિઆળ. ૪
સુણિ કોળાહળ જાનકી, સંકાણી મનમાંય ;
સખિઓ મળિ તેડી ગઇ, મિથિલેશી છે જ્યાંય. ૫
રામ સુભાવે સંચર્યા, કૌશિક ગુરૂની પાસ ;
મનમાં વરાણવતા અધિક, સીતા સ્નેહ વિલાસ. ૬
તાકે લક્ષ્મણ આમત્યમ, ભૂપ વચન સુણિ કાન ;
બોલી શકે ન રામડર, કરતા હરિને શાન. ૭
રક્ત નેત્ર ભૃકુટી કુટિલ, નૃપ ભણિ જુએ સ્વરૂપ ;
જાણું મત્તગજગણ નિરખિ, હરિકિશોર રહિ ચૂપ. ૮
ખળભળ દેખિ વિકળ થયાં, નારી નર વૃધ્ધ બાળ ;
સહુ મળિ દેતાં મુખથકી, તે મહિપોને ગાળ. ૯
તે અવસર શ્રવણે સુણી, શંકરનું ધનુભંગ ;
આવ્યા અતી ઉતાવળા, ભૃગુકુળકમળપતંગ. ૧૦
ગૌર શરીર વિભૂતિ ભલિ, સહુ પ્રકાર શોભાય ;
ભાળ વિશાળ ત્રિપુંડ[૪૪] વળિ, તે વરણ્યૂં ક્યમ જાય. ૧૧
શીશજટા શશિવદન શુભ, મુનિ તપ તેજ નિધાન !
રિશવશ કશું રાતા થઇ, આવ્યા ત્યહાં નિદાન. ૧૨
ભૃકુટિ વિકટ ભાસે ભલી, રિશવશ લોચન લાલ ;
સહજ જુવે જ્યમ રીશથી, ભાગ મળ્યા ભૂપાળ. ૧૩
વૃષભકંધ ઉર બાહુ પણ, અતિ વિશાળ તેજાળ ;
વનમાળા ઉપવિત રૂડી, મુનીવેષ મૃગછાળ[૪૫]. ૧૪
કટિ મુનિપટ ભાથા ભલા, બાંધ્યા છે બે પાસ !
ધનુષ બાણ કર ફરસિરૂડિ, સ્કંધ ધરી ભૂપત્રાસ. ૧૫
સંત વેષ કરણી કઠણ, વરણ્યૂ ન જાય સ્વરૂપ ;
ધરિ મુનિ તન જ્યમ વિરરસ, આવ્યો જ્યાં સહુ ભૂપ. ૧૬
જોતાં ભૃગુપતિ વેષને, અતિશય કાળ કરાળ ;
ઉઠ્યા સકળ ભય વિકળ થઇ, ભલ ભલાપ મહિપાળ. ૧૭
પિતા સહિત કહિ કહિ મુખે, આપ આપનાં નામ ;
લાગ્યા કરવા કારણે, મુનિને દંડ પ્રણામ. ૧૮
જે ભણિ જુવે સુભાવથી, હિત જાણી ભૃગુરાજ ;
તે જાણે મન એમ જ્યમ, આવરદા ખુટિ આજ. ૧૯
શીશ નામ્યું જનકે ત્યહાં, આવીને તે ઠામ ;
તેડાવી સીતા તરત, કરાવિયો પરણામ. ૨૦
આશિષ દિધિ પરશૂધરે[૪૬], હરખાણો સખિ સાથ ;
સીતા આપ સમાજમાં, લૈ ચાલી સંગાથ. ૨૧
વિશ્વામિત્ર મળ્યા વળી, આવીને એવાર ;
ચરણ કમળમાં મેલિયા, બંને રાજકુમાર. ૨૨
રામ લક્ષ્મણ એ ઉભય, કુમાર કૌશલરાય.
દિધિ આશિષ પરશૂધરે, જાણિ જોડ હરખાય. ૨૩
રામ જોઇ થાક્યાં નયન, રહ્યા ન્યાળિ ઘણિવાર ;
મનસિજમદમોચન સ્વરૂપ, અતિ લોચન સુખકાર. ૨૪
પછી વિલોકિ વિદેહ ભણિ, કહે શાનિ ભિડ વીર ;
પૂછે જાણ અંજાણ જ્યમ, વ્યાપ્યો કોપ શરીર. ૨૫
સમાચાર જનકે કહી, સંભળાવિ સહુ વાત ;
જેહ કારણે મહિપ સહુ, આવ્યા છે ભલિભાત. ૨૬
જોયૂં ફરિ બિજી પાસ તવ, જનક વચન સુણિ કાન ;
દીઠં શિવ ધનુભંગ ત્યાં, કડકા બેય સમાન. ૨૭
અતિ રિશ અંતર આણિને, બોલ્યા વચન કઠોર ;
કહે જનક જડ કોણ આ, તોડનાર ધનુ ઘોર. ૨૮

૪૩ પતંગિયાં.

૪૪ શિવની આડ. ૪૫ હરણનું ચામડું.
૪૬ પરશુરામ.

વેગે તે દેખાડને, નહિંતો હે મુઢ આજ ,
ઉલટાવી નાખૂં અવનિ, જયહાં લગી તુજ રાજ. ૨૯
અતિ ડર ઉત્તર નવ દિએ, વિદેહ સંકોચાય ;
કુટિલ ભૂપતિ તે સમે, મનમાંહે હરખાય. ૩૦
સુર મુનિ કિન્નર નાગ વળિ, નગરતણાં નર નાર ;
સકળ શોચતાં મનવિષે, ઉપન્યો ત્રાસ અપાર. ૩૧
મનમાંહે પસ્તાતિ અતિ, સીતાકેરી માત ;
વિધિએ સર્વ સુધારિને, વળિ બગાડિ આ વાત. ૩૨
સુણિ સીતા ભૃગુપતીતણો, અતિશય ક્રૂર સ્વભાવ ;
અધનિમેષતે કલ્પસમ, વીતે દારૂણ દાવ. ૩૩
સભય વિલોકે લોક સહુ, જાણિ જાનકી ભીર[1];
હ્રદય ન હર્ષ વિષાદ કશું, બોલ્યા શ્રી રઘુવીર. ૩૪

### વસંતતિલકા છંદ.

હે નાથ શંકરતણૂ ધનુ તોડનારો,
હોશેજ એક તમ સેવક કો વિચારો;
કેતા નથી કયમ મને કશિ આપ આજ્ઞા,
બોલ્યા સુણી રિશધરી મુનિ ક્રોધિ સંજ્ઞા. ૧
જે દાસ તે નિત કરે રૂડિ સેવકાઈ,
શત્રૂનિ કર્ણિ કરિ તો કરિએ લડાઇ ;
હે રામ જે શિવતણૂ ધનુ તોડનારો,
તે છે હજારકર[2] સમાન રિપુ અમારો. ૨
નોખો[3] કરો સહુ સમાજથિ માનિ માઝા[4],
માર્યા જશોજ નહિંતો અહિં સર્વ રાજા ;
એ સાંભળી વચન લક્ષ્મણજી હસીને,
બોલ્યા મુનીનું અપમાન કરી ધસીને. ૩
તોડ્યાં અમેં ધનુષ બાળપણે અમાપે,
આવી ન રીશ કદિએ કરિ નાથ આપે ;
આ ચાપમાંય મમતા અતિ કોણ હેતૂ,
સૂણી રિસાઇ વદતા ભૃગુકૂળકેતૂ. ૪
હે હે તું કાળવશ બાળ ભુપાળ આજે,
સંભાળિ બોલ નહિંતો મરશો સમાજે ;
સૌ ચાપ તુલ્ય શિવચાપ શુ તેં પ્રમાણ્યૂ,
સંસાર જાણ સહુ તે કયમ તેં ન જાણ્યૂ. ૫
સૌમિત્રયે[5] હસિ કહ્યૂં અમ જાણમાંએ,
છે સર્વ ચાપસમ શંકરચાપ આએ ;
શૂં હાણિ લાભ ધનુ આ જુનુ તૂટવાથી,
રામે વિલોકયુ નવુ જાણિ કમાનમાંથી. ૬
તૂટીગયૂ ધનુષ આ કર પર્શતામાં,
નિર્દોષિ છે રઘુપતી કહુ આ સમામાં ,
શામાટ કાજવિણ રોષ કરો રૂષીજી,
બોલ્યા વિલોકી પરશૂ[6] ભણિ મૂનિ ખીજી. ૭
તેં સાંભળ્યો નથિ શું મૂઢ સ્વભાવ મારો,
આવ્યો હવે નજીક કાળ ખરેજ તારો ;
મારૂ તને ન સમજી મન બાળબોલી,
જાણ્યો મને શું જડ તેં મુનિમાત્ર ડોળી[7]. ૮
હૂં ક્રોધિ ને શિશુપણાથિ છું બ્રહ્મચારી,
સૌજાણ ક્ષત્રિકુળદ્રોહિ હું જકત ભારી ,
કીધી ભુમી ભુજબળે ભુપહીણ જોને,
બૈ વાર આ અવનિ મેં દિધિ બ્રાહ્મણોને. ૯
આ જો સહસ્રકર છેદનહાર ફર્સી,
હે ભૂપબાળ સુખ લે પછિ ઊર હર્ષી ;
કોના બળે કર લવારિ અપાર આજે,
થૈ શૂં શકે લવરિ આ તુજ કાળ કાજે. ૧૦

### દોહરો.

માત પિતા તુજ શોચવશ, કર ના મહિપકિશોર ;
ગર્ભનાંય અર્ભક[8] દળણિ, ફરસિ મારિ અતિ ઘોર. ૧
હસિ બોલ્યા લક્ષ્મણ તદા, કોમળવાણિ વિશેષ ;
જ્યાં ત્યાં એકજ આપછો, સુરવિર અહો મુનેશ. ૨
ફરિ ફરિ મને બતાવતા, ફરશુશસ્ત્ર જે ગાઢ,
ચાહો મુની ઉડાવવા, એકી ફુંકે પહાડ. ૩
પણ અહિં થતુકોળૂ[9] ન કો, સુણો મહામુનિરાય ;
જે આંગળી બતાવતાં, અકસ્માત મરિજાય. ૪
સાભિમાન[10] કહ્યૂં મેં કશૂં, દેખિ વેષ તમ છેલ ;
ફરશી બાણ ધનુષ વળી, ભાથા કમર કસેલ. ૫
જોઇ જનોઈ ત્રાગડો, સમજી ભૃગુકુળરાજ,
રિશમારી સહુ[11] જે કહો, એથી કરિને આજ. ૬
દેવ વિપ્ર હરિજન અને, ગુણ અગણિતની ગાય ;
ચાલે નહિં અમ કૂળનૂં, એપર સુરપણ પ્રાય. ૭
કોટિવજ્રસમ વચન તમ, વૃથા ધરો ધનુ બાણ ;
કહ્યું અયોગ્ય જો હોય મેં, ક્ષમજો ચતુર સુજાણ. ૮

૧ ભયભીત થએલી. બીકણ. ૨ સહસ્રાર્જુન. ૩ જુદો. વેગળો. ૪ મર્યાદા. આજ્ઞા. ૫ લક્ષ્મણ.

૬ શસ્ત્ર. ૭ વેષધારી. ૮ બાળક. ૯ થતું કોહોળુ એની તરફ કોઇ આંગળી કરી બીજાને બતાવે તો તેને લાધે તે ક રમાઇ જઈ ખરી પડે છે. ૧૦ અભિમાન સહિત. ૧૧ સહન કરૂ.

વેષ વિલોકી મેં કહ્યું, અહો મહામુનિ ધીર ;
સુણિ સરોષ ભૃગુવંશમણિ, વદે વાણિ ગંભીર. ૯

### હરિગીત છંદ.

કૌશિક સુણો આ મંદ બાળક, કૂળઘાલક નિજતણૂ,
અતિ કુટિલ એ છે કાળવશ કચમ, લઘુમુખે[12]બોલે ઘણૂ;
રવિવંશરૂપિ શશિપૂર્ણને છે, આ કલંકરૂપી કશો,
અતિ નિપટ અબુધ અને નિરંકુશ, વળિ અધીક અશંકસો.૧
ક્ષણમાંહ થાશે આ કુંવર કહુ, કાળકેરો કોળિઓ,
પોકારિ કહુ નહિં ખોડ મારી, સુતો હરિ ઢંઢોળિઓ;
વારો ચહાવ ઉગારવા જો, દઇ પ્રબોધ મુની તમે,
કહિ બળ પ્રતાપ અધિક અમારો, રોષ જે જગ સહુ દમે.૨
લક્ષ્મણ વદે તવ હે મુનિશ્વર, કીર્તિ સર્વે આપની,
વરણી શકે શૂં તમછતાં કો, સિમા આપ પ્રતાપની ;
નિજ કરણિ વરણી નિજમુખે તમ, વાર ઘણિ ઘણિ વીધિએ;
સંતોષ જો નહિં હોય થાનો, તો ફરીથિ વખાણિએ. ૩
રિશ રોકિ દુસહ ન દુઃખ સ્હેશો, ક્યો વખાણ કરૂ વળી,
તમ વીર ધિર અક્ષોભ[13]મુનિજી, અવનિ બધિ આપે ગળી;
પામો ન શોભા ગાળ દેતાં, અવ વિચારી બોલજો,
કહુ સત્ય જોવાજેવું થાશે· તે સમે બળ તોળજો. ૪
યુધ કરણિ કરશે સુર હશે તે, આપ નવ જાણવે બળે;
કાયર પ્રલાપ[14] કરે મુખે રણ, વિધમાન રિપૂ મળ્યે;
લાવ્યા ન હો જ્યમ હે મુની તમ, હાંકિ કાળ કરાળને,
બોલાવતા વળિ વારવારે, મંદ કહિ કહિને મને. ૫
સુણિ લક્ષ્મણનાં વચન એવાં, અતિ કઠોર ન મનગમે,
લિધિ હાથ ઘોર સુધારિ ફરશી, પરશુરામે તે સમે ;
નહિ દોષ દેશો લોક મુજને, સત્ય કહુછૂં હૂં હવે,
વધયોગ્ય આ કટુવાદિ[15]બાળક, લવરિ મૂખે બહુ લવે.૬
સહ્યુ મેં ઘણૂ બાળક વિલોકી, રીશ મારી અંતરે,
પણ બાળ આ અવ કાળવશ તે , કેમ કરિને ઊગરે ,
કૌશિક કહે અપરાધ આનો, નાથ આપ ક્ષમો સહી;
બાળકતણા ગુણ દોષગણ મન, સાધુજન લાવે નહીં. ૭
હેનાથ તમ ફરશી મુખે હૂં, આપની આગે ઉભો ;
ગુરૂદ્રોહિ હૂં મારો મને કહુ, શીદ આપ વૃથા દુભો ;
ત્યાગૂ વિના માર્યે હું એને, જોઈ ઉત્તર આપતો,
કૌશિક તમારા શીળ માત્રે, જાવ મુકુછૂં જીવતો. ૮

૧૨ નાને મોંઢે. ૧૩ નિશંક. ૧૪ મિથ્યા ભાષણ, મિથ્યા બોલવું. ૧૫ કડવું બોલનાર.

નહિંતો હું કાપી એહને આ,ફરશિ ઘોર થકી રિસે,
હુ સમાન ઓરણિયા[16] ગુરૂના, જગતમાં થોડા દિસે ;
કૌશિક હસે ઉર પરશુધરને, સમજ રિપુનિ ન સૂઝતી,
ધનુ ભાગ્યુ જ્યમ ગજ ઇક્ષુ તોડે,બુઝ અબુઝ નથિ આવતી.૯

### છપા.

કહે લક્ષ્મણ હસી, અહો મુનિ શીળ તમારૂ ;
વિદિત સકળ સંસાર, કોણ નથિ પ્રિછતુ વારૂ ;
માત પિતાના થયા, ઉરણિયા અતિશે સારા ;
શિવ ગુરૂનૂં રણ રહ્યૂં, શોચ તેના મન ભારા ;
તે રણ જાણે અમશિર ઉપર, કાઢ્યૂ આપે કોડમાં ;
વળિ વ્યાજ વધ્યૂ દિન બહુ થયે, આવ્યા લેવા હોડમાં. ૧
તેડી લાવો હવે, ગામવેપારીટોળી ;
દઉં તમને તતકાળ, કોથળીનૂં મોં ખોલી;
સુણિ કટુવચનો વ્યંગ, ફરશિ પરશુધર સુધારે ;
કરિને હાહાકાર, નારિ નર સહુ પોકારે ;
લક્ષ્મણ વદતા મુનિ બહુ દિઠાં, એવાં તો ફરશૂ અમે ;
નૃપદ્રોહિ જતામુક આપને, વિપ્ર વિચારી આ સમે. ૨
મળ્યા ન કદિએ કોઈ, સુભટ રણગાઢે તમને ;
વિપ્ર વધ્યા ઘરથકી; એવું ભાસે છે અમને ;
અનુચિત કહિ સહુ લોક, કુળાહળ કરિ પોકારે ;
રામચંદ્ર સાનમાં, અનુજનો કોપ નિવારે ;
લક્ષ્મણ ઉત્તર આહુતિ પડે, કોપઅનળ ભૃગુપતિતણે;
વધતો વિલોકિ જળસમ વચન, બોલ્યા રામ વિનય ઘણે. ૩
કરો નાથ તમ દયા. બાળપર આજ અતીશે ;
એ દુધમલપર કશૂં, ભૃગુપતિ ભરાવૂં રીશે ;
જો પણ જાણ્યો હોત, આપ પરતાપ કશોએ ;
તો શું બરાબરિ કરત, અજાણે વેણ ભસ્યોએ ;
કશિ કરે દુષ્ટતા બાળકો, લાડપણે મતિમંદતા;
ગુરૂ માત પિતા મન માનિલે, એ અતિશય આનંદતા. ૪
કરો કૃપા મુનિરાય, શિશૂ સેવક મન જાણી ;
તમસમ શિળ ધિર જ્ઞાનિ, અન્ય કો કહુ શું વખાણી;
થયા શિતળ મુનિ કાંક, વિનય સુણિ રઘુનંદનનો ;
કહિ લક્ષ્મણને કશૂં, રોષ ઊતાર્યો મનનો ;
જઈદૂર હસે લક્ષ્મણ અધિક, દખિ વ્યાપિ રિશ નખશિખે;
હે રામ અનુજ તુજ પાપિ અતિ, ડરે ન હઉં મારી બિકે.૫
છે રૂડુ ગૌરશરીર, શ્યામતા મનમાં ઝાઝી;
દુધમુખનહિંદુધમલનું,કાળકુટમુખ[17]અતિપાજી[18]

૧૬ કરજ રહિત. ૧૭ ઝેરવાળુંમોં. ૧૮ નીચ. જેના બોલવાથી માણસને ક્રોધ ચઢે.

વાંકો તુજથી સ્હેજ, નહી એ તુજ અનુસારે;
નીચ મને સમદૃષ્ટ, નિહાળે છે હજુ ખારે[૧૯];
લક્ષ્મણે કહ્યું હસિ હે મુની, ક્રોધ પાપનું મૂળછે;
જે વશ જન અતિ અનુચિત કરે, તેને જગ પ્રતિકૂળ છે. ૬
હું મુનિવર તમતણો, જુઓ તો હું અનુગામી;
પરહરિ સઘળો કોપ, કરો કરૂણા અવ સ્વામી;
તૂટેલું આ ધનુષ, નહીં સંધાય રિસાએ;
બેસો હેઠા હવે, પિડાતા હોશો પાયે;
કરિએ ઉપચાર[૨૦] કશોય જો, અતિશય પ્રિય ધનુ હોયતો;
મ્હાગુણી તેડિ સંધાવિશૂં, એવો મળશે કોયતો. ૭
લક્ષ્મણ વદતા જાણિ, જનકમન અતિશે ડરતા;
છાના રહો કુમાર, આથિ કશું ભલુ નથિ કરતા;
અતિ અનુચિત કેવાય, જનકરાજા સમજાવે;
થરથર કંપે કાય, પૂર નરનારી દાવે;
નાનાકુમાર અતિ ચાવળા, રહે ન છાના આ સમે;
વળિ ભૃગુપતિ સુણિ નિર્ભય વચન,રિશે બળેતન મન ભમે.૮
બળહાણી થતિજાય, વદે વળિ ભૃગુપતિ રીશે;
જાણવિ રામને પાડ, રોષમય મુનિવર દીસે,
ઊગારૂંછું હું વિચારિ, રામ બંધુલઘુ તારો;
કેવળ તુજશિળતાથિ, ક્રોધ સમિઓછે મારો,
મન મલિન શરિર સુંદર અધિક, કેવૂ તુજભ્રાતાતણૂ;
વિષભર્યૂં જેવું કંચન ઘડે, દેખીહું અચરત ભણૂ.

દોહરો.

સુણિ લક્ષ્મણ હસિયા વળી; નેત્ર તરેડ્યાં રામ;
ગયા સકુચિ ગુરૂની સમિપ, પરહરિ વાણી વામ. ૧
અતિ વિનીત મૃદુ મંજુ વળિ, શીતળ વાણિ વિશેષ;
બોલ્યા જોડી હાથ બે, રવિકુળકમળદિનેશ. ૨
સુણો નાથ તમ સ્હેજ છો, અતિ સુજાણ ભગવાન;
લાડપણાનાં શિશુવચન, કદિ ધરિએ નહિં કાન. ૩
ગંડુ[૨૧] અને બાળકતણો, એક સ્વભાવ સુહંત;
ભેદ ન મનમાં એમને, સરખા સંત અસંત. ૪
વળી જુઓ એ બાળકે, નથિ બગાડ્યું કશું કાજ;
અપરાધી હૂં આપનો, સુણો મહા મુનીરાજ. ૫
કૃપા કોપ વધબંધ હૂં, ઊભો છૂં પ્રભુ આજ;
સેવકસમ ગણિને મને, કહો નાથ જે કાજ. ૬

વદો નાથ વેગે તમે, જે વિધિએ રિશ જાય;
કરિએ તેજ જતન કરી, હે મુનિરાય ઉપાય. ૭
કહે મુનિશ રિશ જાય કયમ, હજુ પણ તુજ અનુજ;
મમભણિ જુએ કુદૃષ્ટિએ, અતિશે દિસે અબૂઝ. ૮
એના કંઠ ઉપર ન દિધ, આ ફરશૂ કરિ ચોંપ;
તો મેં આ અવસર કહે, કર્યું શૂં કરિને કોપ. ૯
ગર્ભગળે નૃપરાણિના, સુણી ફરશુ ગતિ ઘોર;
ફરશુ છતાં દેખૂં જીવત, વેરી ભૂપકિશોર. ૧૦
રિશે બળે છાતી અધિક, ચાલે નહિં કશું જોર;
બૂઠૂ થયું નૃપઘાતિ આ, શસ્ત્ર મારૂં જે ઘોર. ૧૧
થયે વામવિધિ તો ફર્યો, ક્રોધિ સ્વભાવજ સોય;
નહિં તો વળિ મારે હૃદય, કૃપાજ કયાંથકિ હોય. ૧૨
આજ દયા દુખ દુસહ થયુ, જતા મુકચે અવનીશ;
સુણી વચન લક્ષ્મણ વદે, ચરણે નામી શીશ. ૧૩
નાથ તમેતો છો વળી, કૃપામૂર્તિ અનુકૂળ;
વદો વચન જે વદનથી, ઝરે અધિક જયમ ફૂલ. ૧૪
બળે ગાત્રજો આપનૂં, આવી કૃપાવડેજ;
ક્રોધ ભર્યા રાખો વિધી, મુનિ નિધાનતપતેજ. ૧૫
જુઓ જનક આ બાળ હઠિ, ચાહ્ય જવા જમપૂર;
કરો એહને આસમે, મમ નેત્રોથી દૂર. ૧૬
મુનિ પ્રત્યે હસિને કહ્યુ, લક્ષ્મણજી એ સોય;
આંખ મિચો મુનિરાયજી, નહિ દેખો પછિ કોય. ૧૭
પરશુરામ તવ રામપ્રતિ, બોલ્યા વચન સક્રોધ;
શંભુ સરાશન[૨૨] તોડિશઠ, કરે મને તું પ્રબોધ. ૧૮
તુજ સંમતથી[૨૩] કટુવદે, તુજઅનૂજ તુજદાસ;
તૂં છળ વિનય કરે બહુ, કરજોડી મુજ પાસ. ૧૯
કર સંતોષ હવેમને, કરિને રણસંગ્રામ;
નહિંતો તજુંદે આજથી, કેવરાવવૂં રામ. ૨૦
છળ તજું હે શિવદ્રોહિ તૂં, કર સન્મુખ સંગ્રામ;
બંધુ સહિત નહિં તો હવે, મારૂં તને આ ઠામ. ૨૧
કહી એમ રઘુરાજને, ઉઠાવિ ફરસી હાથ;
મન વિહંસિ શિરનામિને, વદે રામ રઘુનાથ. ૨૨

પદ.

નાથ કેસે ગજકો બંધ છુડાયો. "એરાગ"

રામ વદે ભૃગુપતિપ્રત્યે વિચારી;
પ્રભુ ધર્મ ધુરંધર ધારી, રામવદે ભૃગુપતિ પ્રત્યે વિચારી. ટેક

૧૯ ધર્ષાએ. અદેખાઇથી ૨૦ ઉપાય.
૨૧ ગાંડો.

૨૨ ધનુષ. ૨૩ વિચાર. સલાહ.

લક્ષ્માણના અવગૂણે અમોપર, નાથ કરો રોષ ભારી ;
દોષ સુધાપણમાંય[૨૪] અતિશે, જોઇ રીત તમારી.
રામવદે. ૧

ઓસરે[૨૫] પાછા વંક જાણી સહુ, રીત એવી સંસારી,
વક્ર[૨૬] ચંદ્રને રાહુ ગ્રંહે નહી, સુધાનો ભક્ષકારી.
રામ વદે. ૨

રામ કહે રોષ ત્યાગો મુનિશ્વર, હે પ્રભુ પરશુધારી ;
આ શિશ કરફરશુની આગે, નાથ લ્યો નાખો મારી.
રામ વદે. ૩

જાય જેથી રીશ કરીએ તે સ્વામી, સરસ ઉપાય સુધારી ;
જાણો મને આજ્ઞાંકિત આપનો, હૃદય હેત વધારી.
રામ વદે. ૪

સેવ્ય સેવકને યુધ્ધ કશૂ તજો, રોષ વિપ્ર ગુણધારી ;
દોષ ન બાળનો કહ્યુ કશું તમને, વેષ વિલોકી વિચારી.
રામ વદે. ૫

દિઠા કમર કસેલા ભાથા, ફરશુ બાણ ધનુધારી ;
ઉપની રીશ ઉર રાજકુંવરને, વીર તમોને વિચારી.
રામ વદે ૬

નામ જાણે પણ ઓળખિયા નહીં, બાળ મતી કરીધારી ;
વંશ સ્વભાવે ઉત્તર દિધો તેને, ક્ષમજો વાંક વિસારી.
રામ વદે. ૭

જો આવ્યા હોત તમ મુનિવેષે, અંગ મુનીપટ ધારી ;
તો પદરજ શિર ધરત શિશૂ તમ, બોલ ન શકત ઉચારી.
રામ વદે. ૮

અજાણ્યાનો અપરાધ ક્ષમો પ્રભુ, મહાત્મતા[૨૭] સંભારી;
જોઇએ વિપ્રઉર કરૂણા ઘણેરી, આપતો પરઉપકારી.
રામ વદે. ૯

કેમ બરાબરી થાય કદાપી, નાથ તમારી અમારી ;
કયાં તો ચરણ કહો કયાં મુસ્તક, અંતર એટલો ધારી.
રામ વદે. ૧૦

રામ માત્ર રઘુનામ અમારૂં, તમ સેવક અનુસારી ;
પરશુસહિત મોટુ નામ તમારૂં, પૂર્ણ પ્રભૂતા તમારી.
રામ વદે. ૧૧

એક ધનુષ ગુણનાથ અમારો, આપજુઓને વિચારી !
નવગુણ પરમ પવિત્ર તમારા, અધિક બાળ બ્રહ્મચારી.
રામ વદે. ૧૨

હાર્યા અમે તમથી સૌ પ્રકારે, ધર્મ અમારો ધારી ;
ક્ષમા કરો અપરાધ અમારા, હોય કીધા જે ભારી.
રામ વદે. ૧૩

વાર વાર કહ્યુ વિપ્ર મુનિશ્વર, રામે મૂખ ઉચારી ;
બોલ્યા પરશુધર રોષ ધરીને, તુંય તુજ અનુજનુસારી[૨૮].
રામ વદે. ૧૪

### કાવ્ય તથા રોળાવૃત્ત.

નિપટ વિપ્ર કરિ મને, રામ તૂં મનમાં જાણે ;
સુણાવુ જશ વિપ્રના, સત્ય તુજને આ ટાણે. ૧
ચાપરૂપી મમ સ્રવો[૨૯] આહુતીશર હૂં જાણૂ ;
ઘોર કોપ મમતણો; એહ પાવક પરમાણૂ. ૨
ઇંધણ સૈન્ય ચતુરંગ, ખોરિ બાળી નિત લાવી ;
મહા મહિપતી જેહ, થયા પશુ બળિ ત્યાં આવી. ૩
મેં આ ફરશૂ વડે, આપિ બળિ કાપી કોડે;
કર્યા કોટિ રણયજ્ઞ, જગત બાધામાં હોડે. ૪
મમ પ્રભાવ નહિં વિદિત, તને અહિં કોઇ પ્રકારે ;
વિપ્ર ભરોસે અભિત, બોલ ગર્વના ઉચારે. ૫
ભાગ્યું ચાપ એટલે, દાપ નિજ વધ્યો વડેરો;
જાણે જીતિ જગ રહ્યા, થયો મન ગર્વ ઘણેરો. ૬
રામ કહે મુનિનાથ, બોલજો હવે વિચારી ,
રિશ અતિ વધી તમારિ, નાથ લઘુ ભૂલ અમારી ૭
પિનાક તુટયુ પરશતાં, જૂનુ હતું ઝાઝૂ માટે ;
કોણ હેતુ કરૂ ગર્વ, નાથ હૂં અધિક ઉચાટે. ૮
સુણો સત્ય ભૃગુનાથ, નિડર વિપ્રથી અમેજો ;
સભિત નામિએ શીશ, સુભટ જગમાં કો કેજો. ૯
નમતા નથિ ગણિ સુભટ, પૂજીએ દ્વિજ પ્રભુતાએ ;
અમે ન ડરિએ કોથિ, ન નમિએ શુરને પ્રાયે. ૧૦
દેવ દનુજ ભૂપતી, સુભટ જગ વિવિધ પ્રકારે ;
સમબળકો બળ અધિક, ગમેતો હો ભટભારે. ૧૧
મુનિ અમને જો કોઇ. યુધ્ધભોમિમાં પ્રચારે ;
લડિ શકે ન હો કાળ, લડેતો અંતે હારે. ૧૨
ક્ષત્રિવંશ તનધરી, યુધ્ધમાં સંકોચાયા ;
કૂળકલંક તે રંક, વૃથા જનનીએ જાયા. ૧૩
કહૂં સ્વભાવિક વાત, નહીં નિજવંશ પ્રસંશી ;
કાળથિ પણ નવડરે, રણાંગણમાં રઘુવંશી. ૧૪

૨૪ પાંસરાપણુ. ૨૫ હટે. ૨૬ વાંકો. ૨૭ મોટાપણુ.

૨૮ ભાઇના જેવો. ૨૯ યજ્ઞની. સામગ્રી હામવાને.

ભૃગુલાંચ્છનભણી ફરી, નજર રાઘવ તે ટાણે ;
વદે પરશુધરપ્રતે, સુણો મુનિચતુરસુજાણે. ૧૫
વિપ્રવંશની જુઓ, પરમ પ્રભુતાઇ આવી ;
અભય હોય પણ તેહ, ડરે તમથી ભય લાવી. ૧૬
સુણિ મૃદુ મંજૂ ગૂઢ, વચન એવાં રઘુપતિનાં ;
ખુલ્યાં પડળ તે કાળ, તરત પરશૂધર મતિનાં. ૧૭
રામ રમાપતિ પ્રભૂ, હાથ ધનુ ધરો હુલાસી ;
મારો સંશય મટે, અવધભૂપતિ અવિનાશી. ૧૮
આપે ચઢિ ગયું ચાપ, આપતાં પ્રભુ શર હાથે ;
પરશુરામ તે સમે, થયા વિસ્મય મનસાથે. ૧૯
જાણ્યો રામ પ્રભાવ, દેહ પ્રફુલિત ત્યાં થાતો ;
વદે વચન કરજોડિ, પ્રેમ નવ હૃદય સમાતો. ૨૦

### પદ.

### બિગરી કોન સુધારે. "એરાગ"

જયજયજય અધમોદ્ધારણપ્રભુ, દશરથ ચોક વિહારીરે.
જય. ટેક.

જય રઘુકૂળકમળવનભાનૂ, મહેશમાનસહંસરે;
ગહન અસુરકુળદહન અનળસમ, અખિલજકતઅવતંસરે.
જય જય જય. ૧

જય સુર વિપ્ર ધેનુ હિતકારી, જકતપતી જગદીશરે ;
જય મદ મોહ ક્રોધ ભ્રમહારી, નાથ નમાવૂ શીશરે.
જય જય જય. ૨

વિનય શીળ કરૂણા ગુણસાગર, નર વિભુષણ તનધારીરે;
આપ વચન રચનામાં નાગર, સદા સેવ્ય ત્રિપુરારીરે.
જય જય જય. ૩

સેવક સુખદ સુભગ સહુ અંગે, કરજોડૂ કરૂણાળરે ;
જય તન છબિ કંદર્પ કોટિસમ, પ્રણતપાળ રઘુબાળરે.
જય જય જય. ૪

એક મુખે શું વખાણ કરૂ તમ, શેષ નપામે પારરે ;
સખા સ્વામિ સેવક સતિપતિના[30], બહુ પ્રકાર બલિહારરે.
જય જય જય ૫

બહુ અનુચિત મેં કહ્યૂં અજાણે, રખે નાથ મનલાવોરે.
ક્ષમજો ક્ષમાભુવન બે ભાઈ, કરૂણાસિંધુ કહાવોરે.
જય જય જય. ૬

જય રઘુવંશ વિભૂષાણ કહિ કહિ, વળિ વખાણિ મહિમાયરે
ભૃગુપતિ વન તપકારણ તહિંથી, વિનતી કરિને જાયરે.
જય જય જય. ૭

ભય પામ્યા સહુ કુટિલ ભૂપતી, વગાડતા જે ગાલરે ;
નાઠા કાયર ભૂપ ત્યહાંથી, સજિ સજિને તતકાળરે.
જય જય જય ૮

### દોહરા.

દિધિ દેવોએ દુંદુભી, વરષે પ્રભુપર ફૂલ ;
હરખ્યાં પુર નરનારી સહુ, મટ્યૂ મોહમય શૂળ. ૧
વાજાં વાગે વિવિધ્ર અતિ, વળિ ગડગડે નિશાન ;
મંગળ સાજ સરવ કરે, મનહર લતાવિતાન[31]. ૨
વૃંદ વૃંદ મળિ વિધુવદનિ, મૃગનયની વળિ સર્વ ;
મધુર ગાન કરતી સુણી, મુકે કોકિલા ગર્વ. ૩
વરણ્યૂ જાય ન જનક સુખ, મનમાં બહુ મલકાય ;
જાણે જન્મદરિદ્રિ જન, નિધિ પામી હરખાય. ૪
વિગતત્રાસ સુખિઆરિ થઈ, જાનકિ મનમોઝાર
જાણું ચકોર કિશોરિ તે, ચંદ્રઉદયથિ અપાર. ૫
કૌશિકને જનકે કર્યો, પ્રીતે દંડ પ્રણામ ;
આપ કૃપાએ હે મુની, ધનુષ ભાગ્યું આ રામ. ૬
કૃત્ય કૃત્ય મુજને કર્યો, એ બે ભ્રાતે આજ ;
કહો હવે જે ઉચિત તે, કરિએ કોડે કાજ. ૭
સુણો કહે કૌશિક ત્યહાં, હે નરનાથ પ્રવીણ ;
સીતા રામતણો વિવા, રહ્યો ધનુષ આધીન. ૮
થયો વિવા ધનુ તૂટતાં, એમાં નહિં સંદેહ ;
સુર નર નાગ મુનિશ્વરો, વિદિત સર્વને એહ. ૯
તોપણ જાઈ કરો હવે, યથા વંશવ્યવહાર ;
પુછી વિપ્ર કુળ વૃદ્ધ ગુરૂ, વેદ વિદિત આચાર. ૧૦
કંકોતરિ જઈ મોકલો, લખી અયોધ્ધા ગામ ;
આવે નૃપ દશરથથજી, જેના સુત શ્રીરામ. ૧૧
અતિ આનંદિત નૃપ થઈ, કહિને ભલે કૃપાળ ;
દૂત તેડિને મોકલ્યા, અવધપૂર તતકાળ. ૧૨
પછી મહાજન સર્વને, બોલાવ્યા મહિપાળ ;
આવ્યા સહુ સાદર ત્યહાં, વદે જનક તે કાળ. ૧૩
હાટ વાટ ઘર ગલિ કુંચી, દિવ્ય દેવમંદીર ;
શણગારો ચોપાસ પુર, તથા સરિત સર તીર. ૧૪
હૃદય હર્ષિ સહુ ચાલિયા, નિજ નિજ ઘર નિરધાર ;
લાગ્યા પુર શણગારવા, નૌતમ અતિ સુખકાર. ૧૫
પછિ અનુચર બોલાવિને, મોકલિયા તે વાર ;
કારીગર બોલાવવા, કળા નિપૂણ અપાર. ૧૬

30 મહાદેવના.

31 લતામંડપ.

મનહર રચજો માંડવો, અતિ વિચિત્ર વિસ્તાર ;
ઉજમ પામિ શિર ધરિવચન, ચાલ્યા અનુચર સાર. ૧૭
તેડી લાવ્યા અતિ ગુણી. શહાણા અને સુજાણ ;
જે મંડપ રચવે કુશળ, વિધ વિધ થાય વખાણ. ૧૮
સમરિ ગજાનન વંદિ વિધિ, કરિ મંડપ આરંભ ;
રચ્યા કનક કદળીતણા, શોભીતા બહુ સ્થંભ. ૧૯
નિલમણિઓનાં પત્ર ફળ, પદ્મરાગનાં ફૂલ ;
રચના દેખિ વિચિત્ર અતિ, ભુલે બ્રહ્મ મુનિ કૂળ. ૨૦

અનિરૂધ્ધજીની ઘોડલી. "એ રાગ."

બનિયો અધિક વિચિત્ર વિશાળ, જનકરાયનો માંડવો :
વરણું શોભા હું તેની રસાળ, જનક રાયનો માંડવો. ટેક.
મણિમય લીલાવાંસ સરવે, બનાવિયાછે બેશ ;
પત્ર સહિત સ્વભાવિકસમારે, જાય ઓળખ્યા નહિં લવલેશ.
જનકરાયનો માંડવો. ૧
કનકકેરી નાગવેલિની, નૌતમ રચના નેટ ;
ઓળખી જાય ન આંખથીરે, શોભે સારી સપત્રે લપેટ.
જનકરાયનો માંડવો. ૨
કનકતણા વળિ બંધ બનાવ્યા, મધ્ય મધ્ય મોતીદામ ;
શોભા ત્રણભુવનતણી જાણે, રોકી રાખી તે ઠામ.
જનકરાયનો માંડવો. ૩
માણકય મરકત વજ્રમણીવળી, પોખરાજ પિરોજ.
ચીરી ઘાટ ઘડી અને રચ્યાં, અતિ મનહર અંભોજ[32].
જનકરાયનો માંડવો. ૪
કર્યા ભૃંગ વળિ અધિક રંગના, વિવિધ પ્રકાર વિહંગ ;
ગુંજારવ કુંજારવ કરેરે તે સહુ, પવનતણેજ પ્રસંગ.
જનકરાયનો માંડવો. ૫
કોરી કાઢી સહુ સુરપ્રતિમાઓ, સ્થંભે ઝાકઝમાળ ;
મંગળદ્રવ્ય[33] જયહાં ત્યહાંરે, વર્ગબંધ મુકાવ્યાં ભૂપાળ.
જનકરાયનો માંડવો. ૬
કોરિ કર્યાં દળ[34] નીલમણીનાં, અતિ મનહર તરૂઅંબ ;
હેમ મોર મરકતણા મરવા[35] તે, દેખી સૌ થાએ અચંબ.
જનકરાયનો માંડવો. ૭
રેશમ દોરિએ બાંધેલા તે, હાલે પવન પ્રસંગ ;
કૃત્રિમવિહંગ[36] બેરવે ખાખટીરે,ડાળે ટૌકે કોયલ કાળેરંગ.
જનકરાયનો માંડવો. ૮

તોરણ આસોપલ્લવતણારે, બાંધ્યાં આખે પૂર ;
જાણે મનોભવફંદ[37] રચ્યો એતો, મ્હોવાને સૂરાસૂર.
જનકરાયનો માંડવો. ૯
પટ ચામરને ધ્વજા પતાકે, નગર રહ્યું છે છવાઇ ;
મણિમય દીપ મનોહર દીપે તે, લોચનને સુખદાઈ.
જનકરાયનો માંડવો. ૧૦
વરણ્યો જાય ન વિચિત્રતાએ, મંડપ અતિ અભિરામ ;
શોભા ચૌદભુવનતણી જાણે, ઠીક ઠરી તે ઠામ.
જનકરાયનો માંડવો. ૧૧
જે મંડપમાં કન્યા જાનકિ તે, મંડપ ક્યમ વરણાય ;
કોણ કવીતણી મતિ એવી જ્યહાં, શેષ સમા હારિ જાય.
જનકરાયનો માંડવો. ૧૨
રઘુવર જ્યાં વરરાજ્યાંરે, સ્વરૂપ સુગુણ નિધાન ;
તે મંડપ ત્રણલોકમાં રે ઉજવળે, અલકાપુરીની સમાન.
જનકરાયનો માંડવો. ૧૩
જેવી શોભા નૃપભુવનતણીરે, ઝાઝી મહા ઝાતકાર ;
ઘરોઘરની તેવી દેખીએરે, રૂડી નૌતમ રચના પ્રકાર.
જનકરાયનો માંડવો. ૧૪
તેહ સમે જેણે નજરે ન્યાળ્યું, મનહર મિથિલાપૂર ;
ચૌદભુવન લઘુ લાગીયાંરે તેને, મોહ્યા સકળ જે સૂર.
જનકરાયનો માંડવો. ૧૫
જે સુસંપદા અતી રૂડીરે, શોભેછે નિજ ઘેર ;
તે ત્યહાં જોઇ મોહી રહ્યોરે, નિજમનમાં સુરેંદ્ર સુપેર.
જનકરાયનો માંડવો. ૧૬

દોહરા.

વસે જેહ નગરે રમા, કપટ નારિ કરિ વેષ ;
તે પુરશોભા વરણતાં, હારે શારદ શેષ. ૧
પાવન રામપુરીવિષે, પોચ્યા દૂત પ્રમાણ ;
હરખ્યા પુરશોભા નિરખિ,વિધવિધ કરી વખાણ. ૨
ખબર કરી જઇ તેમણે, દશરથને દરબાર ;
બોલાવ્યા સાદર દુતો, અવનીપે[38] એ વાર. ૩
લગ્નપત્રિકા તેમણે, કરિ પ્રણામ કર દીધ ;
અતિ આનંદિત નૃપ થઈ, આપે ઉઠિને લીધ. ૪
તેત્રે જળ આનંદનાં, પત્ર વાંચતાં વાર ;
હૃદય ભરાઈ આવિયૂં, સાંભરિયા સ્વકુમાર. ૫
રામ લક્ષ્મણ કરતણા, લખેલ રૂડા લેખ ;
કેતાં રહી ન ખાટિ મિઠિ, વદને વાત વિવેક. ૬

૩૨ કમળ. ૩૩ મંગળિક વસ્તુઓ. ૩૪ પાંદડાં. ૩૫ આંબાની ખાખટી. ૩૬ બનાવટનાં પક્ષિ.

૩૭ કામદેવની મોહજાળ. ૩૮ રાજા.

વળિ વાંચી ધરિ ધૈર્ય મન, સુણે સભા સહુ તેમ;
સાચિ વાત સુણિ સહુ સભા,હરખી હૃદય સપ્રેમ.૭
રમતા રાજકુંવર જ્યહાં, ખબર જાણિ તે ઠામ;
આવ્યા અતિ ઊતાવળા, ભરત શત્રુઘન નામ. ૮
બેઠા જઇ નૃપતી કને, ચરણ નમાવી શીશ;
પૂછે સંકોચાઇને, ભૂપ ભરત તે દીશ. ૯
તાત કયહાંથી આવિ એ, પરમ પત્રિકા આજ;
કુશળ પ્રાણપ્રિય બંધુ બે, લક્ષ્મણને રઘુરાજ! ૧૦
કહો કોણ દેશે વસે, ભ્રાતા બેય સુવેષ;
સુણિને સ્નેહભર્યાં વચન, વાંચી વળી નરેશ. ૧૧
સુણી લગ્નપત્રી રૂડી, હરખ્યા બંને ભ્રાત;
સમાય નહિં ઉર તેમને, પ્રીતી સ્નેહ અઘાત. ૧૨
પવિત્ર પ્રીતિ ભરતતણી, દેખી ત્યહાં વિશેષ;
સુખમાન્યૂં હૃદયે અધિક, સભા સહીત નરેશ. ૧૩
તવ ભૂપે તે દૂતને, બેસાડી નિજપાસ;
મધુર મનોહર વચન મુખ, ઉચર્યા સહિત હુલાસ. ૧૪
કહો ભાઇ છે કુશળ મમ, રૂપનિધાન બે બાળ;
તમે શું નિજ નેત્રે દિઠા, કહો સરસ સંભાળ. ૧૫
શ્યામલ ગૌર શરીરના, કટિ તરકશ ધનુ હાથ;
વય કિશોર બે કુંવર છે, કૌશિક મુનિની સાથ.૧૬
કહો સ્વભાવ કુંવરતણા, જો ઓળખિયા હોય;
પ્રેમ વિવશ દશરથ થઈ, પૂછે ફરિ ફરિ સોય. ૧૭
જે દિનથી એ કુંવરને, લેઈ ગયા મુનિરાજ;
સમાચાર તે દિવસથી, સાચા પામ્યા આજ. ૧૮
કહો વિદેહે કયમ કરી, ઓળખિયા બે ભ્રાત;
સુણિ પ્રિય વચનો દૂત મન,હરખ્યા ત્યહાં અઘાત.૧૯
સુણો મહીપ મુકુટમણી, તમ સમ ધન્ય ન કોય;
જેના લક્ષ્મણ રામ સુત, વિશ્વ વિભૂષણ સોય.૨૦
પુછવા યોગ્ય ન તમ કુંવર, મહા રૂપ બળ ધામ;
પુરૂષસિંહ ત્રણભુવનમાં, પ્રસિધ્ધ ઠામોઠામ. ૨૧
સર્વ લોકને જેમના, યશ પ્રતાપ આગેજ;
લાગે ચંદ્ર મલીન અતિ, શીતળ ભાનૂ સ્હેજ. ૨૨
કહો નાથ તમ તેમને, કયમ ઓળખિયા રાય;
કર દીપક લેઈ કહો, રવિ જોવા કો જાય. ૨૩
સીતાતણા સ્વયંવરે, શુર અવનીપ અનેક;
મળ્યા હતા રણવાંકડા, સુભટ એકથી એક. ૨૪
શંભુશરાસન કોઇએ, ટાળ્યૂં નહિં તે કાળ;
હારિ ગયા સહુ એ સમે, ભલભલાય ભૂપાળ. ૨૫
સુભટ જેહ ત્રણલોકમાં, સત્ય મનાતા સ્હેજ;
સહુનિ શક્તિ ભાગી ગઈ, શંકરધનુ આગેજ. ૨૬
ઉઠાવિ શકતા એક કર, મેરૂ સૂર અસૂર;
તે પણ ઉર હારી ગયા, રહ્યા ચાપથી દૂર. ૨૭
જેણે કૌતકમાત્રમાં, કર ઉચક્યો કૈલાસ;
તેય પરાભવ પામિયો, થયો સભા ઉપહાસ. ૨૮
ત્યહાં રામ રઘુવંશમણિ, સુણો મહા મહિપાળ;
ભાગ્યૂ ચાપપ્રયાસવિણ[૩૯],જયમગજપંકજનાળ.૨૯
ધનુ ધ્વનિ સુણિ ત્યાં આવિયા, સરોષ પરશૂરામ;
બહુપ્રકાર વળિ તેમણે, આંખ બતાવી આમ. ૩૦
જોઈ રામબળ તેમણે, નિજ ધનૂષ કર દીધ;
બહુ પ્રકાર કરિ વીનતી, ગમન કાનને[૪૦] કીધ.૩૧
રાજે જેવા અતુલિબળ, રાઘવ રઘુકુળભાણ;
તેજપુંજ લક્ષ્મણ વળી, છે તેવાજ પ્રમાણ. ૩૨
વળિ જોવાથી જેમના, કંપે સહુ મહિરાય;
હરિકિશોર ને તાકવે, કંપે જયમ ગજ કાય. ૩૩
દેખિ દેવ તમ કુંવર બે, યશ પ્રતાપ ગુણધામ;
આંખતળે આવે નહીં, અવનીપર કો આમ. ૩૪
દૂત વચન રચના રૂડી, લાગી પ્રીય અપાર;
પ્રેમ પ્રતાપ અમાપની, ભરી વીરરસ સાર. ૩૫
સભા સહીત મહીપને, ઉપન્યો મન અનુરાગ;
દિએ ભુપ શિરપાવ ત્યાં, લેખી રૂડો લાગ. ૩૬
કહિ અનીતિ કર કાનદે, નાથ ઘટે નહિંઆજ;
કન્યાભણિના કયમ લિજે, સુણો ભૂપશિરતાજ ૩૭
ધર્મ વિચારી સહુ જણે, મન સુખ માન્યુ અપાર;
ઉઠયા ભુપ તે તક વદે, ખમા ખમા છડિદાર. ૩૮

રાગ ઓખાહરણની ઢાળનો.

ગુરૂ વસિષ્ઠ તેડાવિયા ત્યાં, દૂતદ્વારે પ્રિતિ ધરી.
કથા કહિ સહુ દીધિ કરમાં, કંકુ છાંટિ કંકોતરી;
વાંચિ પત્રિ વિવાનિ સુણિને, વાત દશરથ મુખતણી,
બોલ્યા મુનિ અતિસૂખપામી,જે પ્રથમ મહિસુરમણી.૧
પૂણ્યવાન પુરૂષને છે, સુખે છાઇ સહુ ધરા,
તેમ તમ બે રાજકુંવરને, મહી[૪૧] સરવે મનહરા;
જઇ મળે છે સર્વ સરિતા, જેમ જળનિધિ સાગરે,
કામના નહિં તેહને પણ, નેહ નદિઓ સહુ ધરે. ૨
તેમ વણબોલાવ્યાં સરવે, સુખ અને રૂદ્ધિ સંપદા;
ધર્મશીળ પુરૂષ પાસે, આવતાં રહે છે સદા;

૩૯ મેહેનતવિના. ૪૦ વનમાં. ૪૧ પૃથ્વિ.

વિપ્ર ગુરૂ સુર ધેનુને તમ, થાઓ સુખી એવી,
તેવાં પરમ પવિત્ર છે વળિ, જુઓ કૌશલ્યા દેવી. ૩
સુકૃતિ તમ દંપતિ સમાને, કહૂં સત્ય જગતવિષે,
છે નહીં કો નવ થયો કો, થનાર પણ કો નવ દિસે,
અધિક સુકૃત કોતણાં કહો, તમ કરતાં આ ટાણે,
રામ સરખા કુંવર જેના, વેદ જેને વખાણે. ૪
વીર ધીર વિનીતને વળી, ધર્મ વૃતના ધારી,
ગુણ સાગર ચાર કુંવરો, ચતુર ચોક ચિહારી;
સર્વ કાળ સુમંગળિક છે, થાવ સુખિ સુખ લેઇ,
સજો જાન નિશાન બજાવી, ધાવ ડંકે દેઇ. ૫
સુખદ વચન સુણી ગુરૂનાં, ચાલ્યા વેગે રાય,
ઠીક પ્રભુ કહિ નામિ મસ્તક, ભુવન ભૂપ પળાય;
દેવરાવિ નિવાસ દુતને, હૃદય હેત જણાવી;
હર્ષ ભરિયા આલિયા નૃપ, ઉમંગ ઉરે લાવી. ૬
ભૂપતીએ ભવન જઇને, રાણિ સહુ બોલાવી,
જનક નૃપની પત્રિકા રૂડિ, વાંચિ સહુને સુણાવી;
સંદેશો સાંભળિ સુખદ તે, રાણિ સહુ હરખાણી,
અવર સર્વ કથા ભુપતિએ, વિવિધ પેર વખાણી. ૭
પ્રેમ પ્રફુલિત અમિત અંગે, ભૂપ ભૂપતિરાણી,
મોર મન જાણે ઉમંગે, સાંભળી ઘનવાણી[૪૨];
મુદિત મન આશીષ આપે, ગુણનિધી ગુરૂનારી,
આનંદ મગ્ન જનનિઓ સરવે, યશ પ્રતાપ સંભારી.૮
લે પરસ્પર પત્રિકા તે, પ્રેમ મગ્ન સૌ થાતી,
હૃદય ચાંપી વારવારે, શિતળ કરતિઓ છાતી;
રામ લક્ષ્મણ કેરિ કીરતિ, કરણિ મનહરણી સહૂ,
વરણિ ભૂપે વારવારે, બળ પ્રતાપ સુયશ બહૂ. ૯
મુનિ કૃપા કહિ સુખ ચાલ્યા, દશરથ નૃપ દરબારે,
રાણિઓએ તેડાવિયા દ્વિજ, દેવા દાન અપારે;
આનંદ સહિત સુદાન દીધાં, ઉમંગ ઉરમાં ધારી,
ચાલ્યા આશિષ આપતા દ્વિજ, પ્રેમથી પોકારી.

દોહરો.

કર્યાં તેડિ શુભદાન બહુ, યાચક લોક અપાર;
ચક્રવર્તિ દશરથતણા, ચારે જિવો કુમાર. ૧
વસ્ત્ર પેરિ વિધ વીધનાં, યાચક વદતા જાય;
નિશાન ગગડે વિવિધ વિધિ, હૃદય સર્વ હરખાય. ૨
સમાચાર સહુ પામિયાં, નગરતણાં નરનાર;
છુટિ વધાઇઓ ઘરઘરે, ઉમગ્યો હરખ અપાર. ૩

ચૌદભુવનમાંહે બધે, ભરિ પુરિ રહ્યો ઉછાહ;
જનકસુતા રઘુવીરનો, વિમળ સાંભળિ વિવાહ. ૪
સાનુરાગ સહુ લોક ત્યાં, સુણી વિવાની વાત;
રાજમાર્ગ ગૃહ ગલિ કુંચી, સુધારતા ભલિભાત. ૫
યદપિ અયોધ્યાનગરિ છે, સોહામણી સદાય;
મંગળમય પાવની પરમ, રામપૂરી વખાણાય. ૬
તદપિ પ્રીતિની રીતિ રૂડિ, જાણિ પ્રજા મનમાંય;
રચના રચી વિચિત્ર અતિ, જોતાં ચિત લોભાય. ૭
ધ્વજા પતાકા પટ અને, ચામર ચારૂ અપાર;
છવાઈ રહ્યું તેણે બધૂ, પરમ વિચિત્ર બજાર. ૮
કનકકળશ તોરણ અને, મહા રૂડિ મણિજાળ;
હળદર દૂધ દહીં અને, અક્ષતવળિ ફૂલમાળ. ૯
મંગળમય નિજ નિજભવન, લોકે રચ્યાં બનાવિ;
સીંચાવી ગલિ અતરથી, ચોકે મોતિ પુરાવિ. ૧૦
વૃંદ વૃંદ મળિ જ્યાં ત્યહાં, સજી શોળ શણગાર;
સહુ દ્યુતિ દામિનિ ભામિની, વિધુવદની રૂપસાર.૧૧
કુરંગાક્ષિ બહુ કામિની, જગ શોભાની ખાણ;
રૂપે રતિમદમોચની, કોયલ કંઠ પ્રમાણ. ૧૨
મંગળ ગિત મધુરે સ્વરે, ગજગામનિઓ ગાય;
સુણી મધુરસ્વર તેમનો, કોકિલ કંઠ લજાય. ૧૩
ભૂપ ભવન રચના રૂડી, તે વખાણિ ક્યમ જાય;
વિશ્વ વિમોહન માંડવો, જોતાં ચિત ચોરાય. ૧૪
મનહર મંગળ દ્રવ્ય બહુ, રાજે લતાવિતાન;
ગંભિર નોબત ગર્જના, વળિ ગડગડે નિશાન. ૧૫
મંગળગિત ગાતી સહૂ, સુંદરિ રૂપ અભિરામ;
લૈ લૈ સીતા રામનૂં, નિર્મળ રૂડૂ નામ. ૧૬
ઘણો ઉછાહ ભુવન લઘૂ, સમાય ક્યમકરિ સાર;
ચાલ્યો ઉમગી ચારદિશિ, જાણ્ય ઉછાહ અપાર. ૧૭
શોભા દશરથ ભુવનની, કો કવિ વરણે પાર;
જ્યહાં સર્વ સુરશીર્ષમણિ, રામે લિધ અવતાર. ૧૮

ચોપાઈ ત્રિતાળની.

ત્યહાં ભરતને તેડિ તે કાળ,
કહે એમ મુખે મહિપાળ;
હય ગજ રથ જઇ શણગારો,
આવ્યો લાભ રૂડો લેવા વારો. ૧
ચાલો વેગે રામની જાને,
હર્ષ્યા ભ્રાત બે સુણિ વાત કાને;

૪૨ મેઘ ગડગડાટ.

ભરતે તેડ્યા સર્વ સૈન્યાપતી,
દીધી આજ્ઞા કરી વાત છતી. ૨
દોડ્યા ભરતની સાંભળી વાણ,
માંડ્યાં ઉત્તમ અશ્વે પલાણ;
વરણ વરણના વાજી[1] વિરાજે,
માંડ્યાં સાજ કુંવરને કાજે. ૩
સહુ સુંદર શું શકુ વરણી,
છે વાજીતણી ચંચળ કરણી;
બળતા લોહને હોય પરશતા,
ત્યમ વાજી પૃથ્વિ પગ ધરતા. ૪
નાનાભાંતિ અશ્વ અલબેલા,
હિંડે હણહણી જયમ જળરેલા;
નિંદિ પવનગતી જાણે હાસ્યે,
અશ્વ ઉડવાને ચ્હાય આકાશે. ૫
થયા સહુ તેપર છેલ અશ્વાર,
ભરત સરખા સૌ રાજકુમાર;
સહુ સુંદર ભૂષણ ધારી,
કર શર ધનુ કટિ ભાથા ભારી. ૬
છડા છેલ છબીલા સમાન,
શુરવીર સુજાણ જુવાન;
બે બે પદચર[2] પ્રતિ અશવારે,
જે કૃપાણકળા[3] જાણ ભારે. ૭
બાંધ્યાં વિવિધ આયુધ કુંવરોએ,
વીર રણભોમિના જાણે હોએ;
ઉભા નીકળીને પૂરબાર;
રૂપે મોહ્યાં નગર નરનાર. ૮
ફેરવેછે ચતૂર તુરંગ,
અતિ આનંદ તેમને અંગ;
પવનવેગી પાખરિઆ[4] ભણે,
શબ્દ સુણિ વાજાંના હણહણે. ૯
રથ સારથીઓએ બનાવ્યા,
અતિ વિચિત્ર શૂર મન ભાવ્યા;
ધ્વજ પતાકા જરીના ઝળકે,
મણી ભુષણજડિત રથ ચળકે. ૧૦
ચારૂ ચમર કંચનકિંકીની,
ઝણણણ ઝણણણ ઉઠેછે ધ્વની;

1 ઘોડા. 2 પગે ચાલનારા. 3 તરવારની કળામાં.
4 ઘોડા.

જોઇ શોભા સ્યંદનની[5] રૂપાળી,
રવિ રથ્યે ગર્વતા ટાળી. ૧૧
અગણિત અશ્વ હતા શ્યામકર્ણ,
મહામનહર તેમનો વર્ણ;
તે તે રથ્યે જોતરિઆ સારથિએ,
શોભા એક મુખે શું કથિએ. ૧૨
સુંદર સર્વ અલંકૃત સોહે,
જેને જોતાં મુનીમન મોહે;
ચાલે જળપર સ્થળની પ્રમાણે,
બુડે નાળ ન ગતિ શું વખાણે. ૧૩
સજી અસ્ત્ર શસ્ત્ર સહુ સાર,
કર્યા રથ સારથીએ તૈયાર;
ચઢી ચઢી રથપર પુર બ્હાર,
જાન થાવાલાગી તૈયાર. ૧૪
જેહ કારણ સરવે જાય,
સુંદર શુકન તેમને થાય;
હરખે શુકન દેખી રથ ખેડે,
હય હણહણી શંકા નિવેડે. ૧૫

દોહરા.

અતિ મનહર અંબાડિઓ, સર્વ સુવર્ણ ઘડેલ;
હોંસે ગજહોદ્દે ધરી, વરણવવૂં નહિ સ્હેલ. ૧
ચાલ્યા મદોન્મત્ત ગજ, ગાજે ઘંટ અઘાટ;
જાણે શ્રાવણ સુભગ ઘન, ધ્વનિ ગાજે ગડડાટ. ૨
વાહન અવર અનેકવિધિ, કયમ કરિ વરણૂ પાર;
પાલખિ સુભગ સુખાસનો, આરૂઢને[6] સુખકાર. ૩
ચાલ્યા તેપર ચઢિચઢી, તપનિધાન દ્વિજવૃંદ;
જાણે તન ધરિ ચાલિયા, સુભગ સકળ શૃતિછંદ[7]. ૪
ચતૂર ચારણ ભાટવળિ, ગુણ ગાનાર સપ્રીત;
ચાલ્યા વાહનપર ચઢી, જેને જેહ ઉચીત. ૫
ખચ્ચર ઉંટ ઉંચિડોકનાં, વળી વૃષભ બહુ જાત;
ભરિ ભરિ અગણિત વસ્તુઓ, ચલાવિયા ભલિભાત. ૬
કોટિક ભરિ ભરિ કાવડી, ચાલ્યા ભોઇ અપાર;
વિવિધ વસ્તુઓ તેહમાં, કો કવિ વરણેપાર. ૭
ચાલ્યું પારવનું પાયદળ, અસ્ત્ર શસ્ત્ર સજિ સાજ;
અગણિત અનુચર ચાલિયા, કરિ નિજ સાજ સમાજ. ૮
સહુને ઉર નિર્ભર હરખ, પ્રીતી પ્રેમ અઘાત;
ન્યાળશું કયારે નેત્રભરિ, રામ લક્ષ્મણ ભ્રાત. ૯

5 રથ. 6 બેસનારને. 7 વેદના છંદો.

ઘોરધ્વની ગજઘંટનો, ગાજે ઘન[8] સમાન ;
ચારે દિશિ હય હણહણે, રથ કિંકિનિ ધ્વનિ તાન.૧૦
નિંદી ઘનને ગર્જતાં, અતિશય ઘોર નિશાન ;
આપ પરાયું એ સમે, સંભળાય નહિં કાન. ૧૧
મહાભીડ તે અવસરે, દશરથકેરે ધ્વાર ;
પથ્થર પાણ જન પાયથી, ધૂળ થાય નિરધાર. ૧૨
ચઢિ અટારિએ નિરખતી, નારી રૂપ રસાળ ;
કરે આરતી ક્રોડવિધ, કરકંચન શુભથાળ. ૧૩
ગીત ગાય ગજગામની, મનહર સ્વરે મધુર ;
જાય વખાણ્યો કયમકરી, હૃદય મોદ ભરપૂર. ૧૪
ત્યહાં સુમંત[9] તે સમે, બે રથપર કરિ સાજ ;
રવિહયનિંદક[10] જોતર્યા, અનુપ અશ્વઅધિરાજ.[11] ૧૫
તે બે રથ રળિઆમણા, આણ્યા ભૂપતિ પાસ ;
શકે ન શોભા કહિ મુખે, શારદ થાય નિરાશ. ૧૬
સ્યંદન રાજસમાજનો, એ બેમાંનો એક ;
તેજપુંજ સુંદર બિજો, મુકે જોઇ રવિ ટેક. ૧૭
વસિષ્ઠને તે રથ ઉપર, હરખિ ચઢાવિ નરેશ ;
આપ ચઢ્યા રથ સમરિને, હર ગુરૂ ગૌરી ગણેશ.૧૮
સહિત વસિષ્ઠ ભુપાળ તે, શોભે કેવા સાર ;
સુરગુરૂ સંગ સુરેંદ્ર જયમ, શોભે અપરંપાર. ૧૯
કરિ કુળરીતી પ્રીતિએ, હરખી કૌશલરાવ ;
દેખિ સર્વનો તે સમે, બહુધા બેશ બનાવ, ૨૦
સમરિ રામ હર ગૌરિસુત[12], ગુરૂ આજ્ઞાથી રાવ ;
રથ ઉપર ચઢિ ચાલિયા, દેઈ નગારે ઘાવ. ૨૧
જાન જોઈ હરખ્યા વિબુધ, પુષ્પવૃષ્ટિ કરિ સાર ;
અતિ સુમંગળિક ભૂપને, ઉમગે હર્ષ અપાર. ૨૨
હણહણાટ હયનો[13] ઘણો, ગજનિ[14] ગર્જના ઘોર ;
થયો કુળાહળ એ સમે, રાજે રાજકિશોર. ૨૩
અમર રહી આકાશમાં, દિએ દુંદુભી ઘાવ ;
વાગે વાજાં જાનમાં, જુઓ મહીપ પ્રભાવ. ૨૪
સુર નર નારિ મધુરસ્વરે, મંગળ ગીતો ગાય ;
શરણઇના શુભ રાગમાં, મુનિનાં મન મોહાય. ૨૫
શકાય નહિં વરણી મુખે, ગજઘંટા ધ્વનિ ઘોર ;
નાખિ નાખિ કરિ પાયગા, ચાલે રાજકિશોર. ૨૬
કરે વિદૂષક[15] તેસમે, કૌતક વિવિધપ્રકાર;
મધુરગાન પ્રવિણ સહુ, હંસવંશ[16] ઉદાર. ૨૭
અશ્વ નચાવે કુંવર વર, સુણી મૃદંગ નિશાન ;
નટનાગર[17] ચિતવે ચકિત, અશ્વભુલે નહિં તાન. ૨૮

### હરિગીત છંદ

બનિ જાન વરણી જાય નહિ લવ, શેષ કવિ શારદ પ્રતી,
શુભ થાય શુકન સુમંગળિક અતિ, ભર ઉમંગે ભૂપતી ;
નિલકંઠ પક્ષી વામ દિશિએ, અતિ મધુરસ્વર ઊચરે,
જાણે સકળ મંગળ કહે મુખ, જાન હર્ષ ઉરે ભરે. ૧
વળિ મંગળીક સુખેત[18] વાયસ,[19] ડાબિ કોર ધ્વની કરે,
સહુ કોઇ દરશન પામિયા ત્યાં, નોળિઆનું સુખદ ખરે ;
શુભ શિતળ મંદ સુગંધિમય તવ, વાયુ સાનૂકુળવહે,
શિર બેહુ કટિએ બાળ લઇ સ્ત્રી, આવતી સન્મુખ લહે. ૨
લાવર[20] દરશ ફરિ ફરિ નિરખતા,હરખતા ઉરમાં ઘણા,
આવે સવત્સીગાય[21] સન્મુખ, શુકનમાં પછિ શી મણા ;
મૃગપંક્તિ ડાબીકોર ઉતરી, અધર કૈકતિ ઊછળી,
દેખાડિ દિધું મંગળ સકળજયમ, શોચના સરવે ટળી. ૩
અતિક્ષેમ ક્ષેમકરી[22] કરી ધ્વનિ, જાનનેજ જણાવતી,
બેઠેલિ જોઇ દેવચકલી, અંબ તરૂપર રાજતી ;
સન્મૂખ સાગર મીન આવ્યા, તે સમે ત્યાં નિજરૂપે,
કર ગ્રંથ દ્વિજ બે નિપુણ જોઇ, ચાલવા કહ્યું ત્યાં ભુપે.૪
કલ્યાણમય અતિ મંગળિક વળિ, ઇચ્છયું ફળ દેનાર એ,
સાચા થવા સહુ શુકન જાણે, થયા એકીવાર એ ;
મંગળ શુકન શુભ સુગમ તેને, સાંભળો તમ શૈલજા,
સુંદર સગુણ પરિબ્રહ્મ જેને, પુત્ર રાજે કુળધ્વજા. ૫
વર રામ સરખા અધિક મનહર, જાનકી કન્યા જયહાં,
દશરથ જનક સરખા સબંધી, વળિ વળિ મળશે કયહાં ;
એવો વિવા સુણિ શુકન સરવે, ઉર ઉમંગે નાચિયા,
વિધિએ કર્યા સાચા અમોને, જોડિ કર બે જાચિયા. ૬

### મહીદીપ છંદ.

એ રિતે કર્યું પ્રયાણ, જાન સર્વ માનો ;
ગાજતા તુરંગ હાથિ, ગડગડે નિશાનો ;
જાણિ આવતા ભુપાળ, ભાનુકુળકેતૂ ;
શુભ રચાવિ દીધ જનક, સરિત ઉપર સેતૂ. ૧
વાસ મધ્ય મધ્ય રચ્યા, અધિક રમ્ય એવા ;

૮ મેઘ. ૯ પ્રધાન. ૧૦ સૂર્યના ઘોડાને નિંદે એવા. ૧૧ ઘોડાઓમાં શ્રેષ્ઠ. ૧૨ ગણેશ. ૧૩ ઘોડાનો. ૧૪ હાથીઓની. ૧૫ પંડિત. મશ્કરા. ૧૬ સૂર્યવંશ.
૧૭ ચતુર નટવા. ૧૮ એક જાતનું પક્ષી. ૧૯ કાગ. ૨૦ લાવરાં. ૨૧ વાછરડા સહિત. ૨૨ એ જાતનું પક્ષી.

સંપતિ સુર નગર સરખિ, છાઇ સૂખદેવા ;
વસ્ત્ર શયન ભક્ષ રૂડાં, રૂડિ રિતે રચાવ્યાં ;
હયે ઉમંગ ભેર સર્વ, નિજ નિજ મન ભાવ્યાં. ૨
નિત્ય નવા ભોગ જાણિ, અતિ અનુકુળ એવા ;
જાન સર્વ ભૂલિ સદન, પ્રાશિ મિષ્ટ મેવા ;
જાન આવિ જાણિ સૂણિ, ગડગડ્યાં નિશાનો ;
સૈન્ય ચતુરંગિ સજી, હય ગજ રથ માનો. ૩
સામઇએ જાય સર્વ, જાન તેડવાને,
હર્ષ પરમ હૃદયવિષે, તે સમે સહુ માને ;
શ્રેષ્ઠ કળશ કનકતણા, રાજતો રૂપાનો,
શ્રેષ્ઠ કુપરથાળ મધ્ય, અમૃત પકવાનો. ૪
ભાતભાતનાં અનેક, જાયના વખાણ્યાં ;
સર્વ તે સુધા સમાન, જાય જુગતિ જાણ્યાં,
વસ્તુ સારિ એ વિનાય, ફળ અનેક ભાવ્યાં ;
ભેટ કાજ ભૂપતિએ, અધિક મોકલાવ્યાં. ૫
વસ્ત્ર ભુષણ રત્ન મણી, ખગ મૃગ હય હાથી ;
વાહનો અનેક વળી, ગતિ રૂડી ત્વરાથી ;
મંગળીક શુકન કાજ, વસ્તુ શુભ સુગંધી ;
મોકલિ બહુ ભાત ભુપે, સુર ગણેશ વંદી. ૬
દૂધને પુંઆ અપાર, ઉપહાર કાજે ;
ભોઈ કાવડયો ભરિભરિ, ચાલતા સમાજે ;
એ વિના અનેક વસ્ત, વરણિ શું શકાએ ;
કૌશલેશ કાજ ત્યાંથિ, ભરિભરિ સહુ જાએ. ૭

દોહરા.

જોઈ જાન જવ આવતી, ઉર આનંદ ન માય ;
હર્ષે રોમાવળિ રૂડી, સર્વતણી ખડિ થાય. ૧
સજનો સામૈયાતણા, દીઠા સહિત બનાવ ;
નિશાન ગગડયાં જાનમાં, ભાટ ભણેછે ભાવ. ૨
હર્ષથકી અન્યોન્ય ત્યાં, પ્રીતે મળવા કાજ ;
ચાલ્યા કાંક ઉતાવળા, બંને રાજ સમાજ. ૩
જાણે મોદ સમુદ્ર બે, મર્યાદા તજી છેક ;
ઉલટયા મળવા કારણે, જોતાં વારૂ વિવેક. ૪
પુષ્પવૃષ્ટિ કરિ અપ્સરા, ગાય ગીત ધરિભાવ ;
આનંદિત થઇ અમર સહુ, દુંદુભિએ દે ઘાવ. ૫
સકળ ભેટ નૃપ આગળે, મુકિ મન આનંદીત ;
વિનય કરયો બહુ તેમણે, પૂરણ પ્રીત સહીત. ૬
પ્રેમ સહિત નૃપ લેઇને, ભેટ જેહ ભલિભાત ;
માગણને તે દઇ દિધી, ઉર આનંદિ અઘાત. ૭

કરી વડાઈ માન્યતા, પૂજા પરમ ઉલાસ ;
લઈ ચાલ્યા પછિ ત્યાં થકી, સહુને જાનીવાસ. ૮
વસ્ત્ર વિચિત્ર અમુલ્ય જે, પાટ પાથરે તેહ,
દેખિ ધનદ[23] મદ પરહરે, ધન વૈભવ શુભ એહ. ૯
નૃપદશરથ તેપર ધરે, પૂરણ પ્રેમે પાય ;
અમર સર્વ જય જય કરે, પુષ્પવૃષ્ટિ શુભ થાય. ૧૦
અતિ સુંદર સહુને દિધા, જુગતે જાની વાસ ;
જ્યાં સહુને સવગડ રૂડી, સેવા કારણ દાસ. ૧૧
જાનકિને જવ જાણ થઇ, આવી પુરમાં જાન ;
નિજ મહિમા પ્રગટ્યો તદા, ભરદ્વાજ ભગવાન. ૧૨
હૃદય સ્મરણ કરિ સર્વ સિધિ, બોલાવી તે વાર ;
પરોણાઇ કરવા ભુપનિ, મોકલિ સિધ્ધી સાર. ૧૩
આજ્ઞા શિર ધરિ સિધિ સહુ, ગઇ જ્યાં જાનીવાસ ;
લેતા સહુ સુખ સંપદા, સુરપુર ભોગવિલાસ. ૧૪
નિજ નિજ વાસ વિલોકિને, દેવ સૂખ સહુ સ્હેલ ;
સહુ પ્રકાર સવગડ રૂડી, મહા મનોહર મ્હેલ. ૧૫
વૈભવભેદનિ કોઇને, જુગતે પડી ન જાણ ;
કરે જાન સહુ જનકનાં, વિધવિધ પેર વખાણ. ૧૬
સીતાનો મહિમા સહૂ, જાણી રઘુકુળભાણ ;
હેતુ પ્રીછિ હર્ષ્યા હૃદય, મર્મથિ અન્ય અજાણ. ૧૭
પિતાતણૂ આગમન સુણિ, હરખ્યા બંને ભ્રાત ;
હૃદયાનંદ સમાય નહિં, જુગતે જાણી વાત. ૧૮
કહિ નવ શકે મુખે કશું, ગુરૂથી સંકોચાય ;
લાલચ તાત દરશતાણી, મનમાં અતિશે થાય. ૧૯
વિનય જોઇ બે ભ્રાતનો, વિશ્વામિત્ર વિશેષ ,
પામ્યા મન સંતોષ અતિ, વખાણિને અવધેશ. ૨૦
હર્ષથિ હૃદયે ભીડિઆ, ગુણનિધાન બે ભ્રાત ;
લોચન જળ આનંદનાં, વરષે જયમ વરષાત. ૨૧
ચાલ્યા જ્યાં દશરથતણો, જુગતે જાનીવાસ ;
જાણે તૃષાર્ત વેગથી, જાય સરોવર પાસ. ૨૨
જોયા મુનિને આવતા, પુત્ર સહિત અનુરાગ ;
ઉઠ્યા હર્ષિ સુખસિંધુમાં, ચાલ્યા લેવા તાગ. ૨૩
કર્યા દંડવત કોડથી, મુનિને હરખિ મહીશ ;
વાર વાર વેગે ધરી, ચરણકમળરજ શીશ. ૨૪
કૌશીકે પણ ભૂપને, ભીડ્યા હૃદયા સાથ ;
પુછે કુશળતા ફરિ ફરી, આશિષદઈ મુનિનાથ. ૨૫
દીઠા કરતાં દંડવત, દશરથ નીજ કુમાર ;
સુખ સમાય નહિં હૃદયમાં, હરખે વારંવાર. ૨૬

૨૩ કુબેર ભંડારી.

હૃદય લાવિ સુત બેયને, દુસહ દુઃખ કર્યું દૂર ;
મૃતક શરિરને પ્રાણ જ્યમ, ભેટચે સુખ ભરપૂર. ૨૭
વળિ વસિષ્ઠ પદકમળમાં, નેહે નામ્યૂ શીશ ;
મુનિવર પ્રેમાનંદ થઈ, ઉર લઇ દે આશીષ. ૨૮
વિપ્રવૃંદપદ વંદના, સાનુજ કીધી રામ ;
આશિષ દિધિ મન ભાવતી, હર્ષી રૂષી તમામ. ૨૯
સાનુજ ભરતે ભાવથી, કીધો દંડ પ્રણામ ;
ઉઠાવિ લઈ ઉરલાવિને, મળ્યા રમાપતિ રામ. ૩૦
લક્ષ્મણ મન હરખ્યા ઘણૂ, દેખી બંને ભ્રાત ;
મળ્યા પ્રેમ પરિપૂર્ણથી, આનંદથી અઘાત. ૩૧
પુરજન પરિજન જાતિજન, યાચક મંત્રી મીત્ર ,
મળ્યા યથાવિધિ સર્વને, પરમ કૃપાળ ચરિત્ર. ૩૨

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

દેખી રાઘવ જાન શીતળ થઇ, નેત્રો ભરી નિર્ખતી ;
પ્રીતી રીત પ્રસંશિ જાય નહિં તે, હૈડે ઘણી હર્ષતી ;
શોભે ભૂપ સમીપ ચાર કુંવરો, રૂપે રૂડા રાજતા ;
જાણે મોક્ષ ધનાદિકો તનધરી, વિશ્વે પડ્યાછે છતા. ૧
દેખી કૌશલ ભૂપ સાથ કુંવરો, એ ચોર સૌ ચિત્તના ;
આનંદ્યાં નરનારિ સૌ નગરનાં, જે વિશ્વ વીમોહનાં ;
વાગે દુંદુભિ દેવનાં નભવિષે, વૃષ્ટી સુપુષ્પોતણી ;
નાચે છે નૃતિકા સુગાન કરિને, રૂપે રતીસી બાણી. ૨
વિપ્રો મંત્રિસમાજ શક્ર સરખા, શાણા સતાનંદજી ;
બંદી માગધ સૂતને વિદુષકો, પ્રીતીનિ રીતી સજી ;
સન્માની સહભૂપ જાન સરવે, રૂડા ઉતારા દઈ ;
આજ્ઞા માગિ વળ્યા સહૂ હળિ મળી. સામૈયુ સાજી લઈ.૩
આવી લગ્ન અગાઉ જાન સજિને, તેથી મિથીલાપૂરે ;
ઘેરે ઘેર પ્રમોદઉત્સવ[૨૪] થયો, હર્ષ્યા સહૂ ત્યાં ઉરે ;
બ્રહ્માનંદ સમાન સૂખ ગણતાં, સૌ લોકતો વીનવે ;
હે બ્રહ્મા તું વધારજે દિનનિશા, એ માગિએ સૌ હવે. ૪
શોભા સીમ સુજોડ રામસિયની, ભૂમી તળે એકછે ;
સુકૃત્યોસિમ બે મહીપતિ ભલા, સૌથી રૂડો ટેકછે ;
જ્યાં ત્યાં એમ કહે સહૂ પુરજનો, અન્યોન્ય વાતો ઘણી ;
જીવો રાજકુમાર રાઘવ રૂડા, ભૂપાળ ચૂડામણી. ૫
સીતા સુકૃત મૂર્તિ આ જનકની, ભાસેછ જોતાં ભલી ;
રાજે રામ સુમૂર્તિ સુકૃતતણી, દશરથ્થની શામળી ;
આરાધ્યા નથિ એ સમાન શિવને, સૃષ્ટીવિષે કોઇએ ;
સાધ્યાં ના ફળ કોઇએ ભુપસમાં, આ લોચને જોઇએ. ૬
આ વિશ્વે નથિ આલિ એહ સમ કો, ભૂપાળ ચૂડામણી ;
છે ના કો કહિંએય કો નહિં થશે, હોયો ન કો ભૂધણી ;
છૈએ આપણ સર્વ સૂફળ અને, સુકૃતની રાશિઓ,
જન્મી આ જગમાં થયા રૂડિરિતે, આ પૂરના વાસિઓ.૭
સીતા રામનિ જેમણે નિરખિ આ, રૂડી છબી રાજતી ;
કો સુકૃતિ અમો સમાન અતિશો વણ શું ગીરામતી ;
દેખી શૂં વળિ રામ જાનકિતણો, વીવાહ નેત્રો ભરી ;
હે બ્રહ્મા લઇશૂં સુલાવ સરવે, ઊમંગથી આદરી. ૮
અન્યો અન્ય કહે મુખે હરખિને, કોકીલ કંઠી ત્રિયા ;
આ વીવાહ રૂડો વડો સુનયની, લ્યો લાવ પ્રેમે પ્રિયા.
મોટાં ભાગ્ય બનાવિ વાત વિધિએ, કીધી કૃપા કોડથી ;
નેત્રોના અતિથી[૨૫] થશે કુંવર બે, મૂખે શુંવાણૂં કથી ; ૯

## દોહરા.

વારંવાર સનેહ વશ, સીતા શોભા સાર,
તેડાવશે પિયરવિષે, જનકભૂપ નિરધાર. ૧
રામ લક્ષ્મણ આવશે, જાનકિ લેવાકાજ ;
કોટિ કામ સુંદર છબી, દરશન દેશે રાજ. ૨
કરશે નિતનિત વિવિધરિત, પરોણાઇ સહુ કોય ;
સાસરિએ એવા કુંવર, કોને પ્રિય નવ હોય ? ૩
તદા તદા અવિલોકિને, લક્ષ્મણને શ્રીરામ ;
થઇશૂં સહુ પુરજન સુખી, પ્રમોદ ઠામોઠામ. ૪

## પદરાગ કાફી.

ચતુરા ચેટક એવું જાણીરે. "એરાગ"

રૂપાળી જોડિ રાજકુંવરની,
આલી શું લાલિત્યતાની ભરી—છે રૂપાળી. ટેક.
રામ લક્ષ્મણ જેવી જોટી,
રૂપ અનુપ કંદર્પ કોટી ;
નિરખ્યા તેવા કુંવર બે નૃપ સાથરે,
છબિ છે છબીલિ મદનમદહરી—છે રૂપાળી. ૧
શ્યામલ ગૌર અંગ શોભે,
જોઇ ત્રિલોકનાં મન લોભે ;
નિરખ્યા જેણે કહે તે મુખે એમરે,
જગ સુંદરતા સહુ આવિ મુખે ઠરી—છે રૂપાળી. ૨
એવે બોલી એક આલી,
આજમેં નિરખ્યા નિહાળી ;

૨૪ આનંદ ઓચ્છવ.

૨૫ મેહેમાન.

રચ્યા જાણે વિરચીએ નિજ હાથરે,
ભુપ ભરત કાન્તિ રામ અનુસરી—છે રૂપાળી. ૩
ઓળખિ શકે ન સ્હેજે ;
નારિ નર તેમને તેજે ;
દિપે દિવ્ય દેહડિ નેહનિવાસરે ;
મનડૂતો મારૂં જોઈ રહ્યું ઠરી.—છે રૂપાળી જોડી. ૪
શત્રુઘન લક્ષ્મણ સારા ;
સ્વરૂપ એક કામણગારા ;
સખિ નખ શિખ સૌ અંગ અનુપરે,
કસિ કમર કર ધનુષને ધરી.—છે રૂપાળી જોડી. ૫
ભાવે મન રૂપ રૂડેરૂં ;
વર્ણાય ન મુખ ઘણેરૂં ;
નથિ કોઈ સૃષ્ટિમાં એ સમાનરે ;
ઉપમા ન મળે ત્રિભુવને ખરી—છે રૂપાળી જોડી. ૬
કવિ કોવિદ શું કહે ;
એ સમાન એજ લહે ;
વિધા શિળ બળ વિનયધિ વિરરે ;
સખિ સ્વરૂપ સાગર શકુ શું હૂં તરી—છે રૂપાળી. ૭
પુરનર નારી સારી ;
માગેછે ખોળા પસારી ;
વિધિ થજો ચારેનો અહિં વિવાહરે ;
ગિત મંગળ ગાશૂં વદન ઊચરી—છે રૂપાળી. ૮
અન્યો અન્ય એમ કહે ;
આંખે આનંદાશ્રુ વહે ;
સખિ શંભુ પુરશે આપણિ આશરે ;
ભુપ બેય પુણ્યપયોધિ[૨૬] જો ફરી—છે રૂપાળી. ૯

## વસંત તિલકા છંદ.

એવી રિતે સકળ સ્વચ્છ મનોર્થ કર્તા ;
આનંદને ઉમગિ ઊમગિ ઊર ભર્તા ;
જે ભૂપ જાનકિ સ્વયંવરમાં પધાર્યા ;
તે દેખિ બંધુ સહુને નિજનેત્ર ઠાર્યા. ૧
શ્રી રામના યશ રૂડા વદતા મુખેથી ;
સૌ ભૂપ નીજ નિજ ઘેર ગયા સુખેથી ;
વીતીગયા દિન કઇ તહિં એવિરીતે ;
આનંદ પૂર જન જાનવિષે અમીતે. ૨
આવ્યો સુલગ્નદિન મંગળ મૂળ એવો ;
હીમંતરૂતુ રૂડિ માગ્શર માસ તેવો ;
નક્ષત્ર યોગ તિથિ વાર ગ્રહો રૂપાળા ;
સોધ્યૂં સુલગ્ન વિધિએ કરી કુંકુવાળા. ૩
તે લગ્નને લખિ વિણાધર[૨૭] સાથ સ્નેહે,
ત્યાં મોકલાવ્યું વિધિએજ વિદેહ ગેહે ;
ગુણી હતા ગણક જેહ વિદેહ કેરા,
સૂણાવ્યું લગ્ન સહુને હર્ખ્યા ઘણેરા. ૪
સૌ લોક એમ વદતા મન રાજી થાતા,
જોષી જુઓ સુરજવંશિતણા વિધાતા;
ધેનૂવળે નગર પાદરથી ચરીને,
વેળા રૂડી વિમળ એ ઉર લો ધરીને. ૫
છે સર્વ મંગળ સમો કહ્યુ વિપ્રરાજે,
વૈદેહને સમય જાણિ વિવાહ કાજે;
કીધૂં ભુપે નિજ પુરોહિતને સુતોને,
હાવા વિલંબતણુ કારણ શૂં કહોને. ૬

## દોહરા.

સતાનંદજીએ તરત, બોલાવ્યા પરધાન ;
સકળ સુમંગળ સાજિને, લાવ્યા સહૂ સુજાણ. ૧
ઢોલ દદામા દુંદુભી, વાગે શંખ નિશાન ;
ગડગડાટ સુણિ તેહનો, મુકે મેઘ નિજમાન. ૨
મંગળ કળશ ભરાવિયા, શુકન વસ્તુ શુભ જેહ ;
કરિ તૈયાર ઉતાવળે, તરતિબ શોભે તેહ. ૩
સુભગ સકળ સૌવાસણો, મંગળ ગીતોગાય :
પવિત્ર વિપ્ર વદનથકી, વેદ ધ્વની રૂડિ થાય. ૪
એરીતે આદર સહિત, લેવા ચાલ્યા જાન ;
વાજાં વિધવિધ વાગતાં, વળિ ગડગડે નિશાન. ૫
કૌશલપતિનો તે સમે, જોઈ સર્વ સમાજ ;
અતિ લઘુ લાગ્યો તેમને, વૈભવિ જે સુરરાજ. ૬
થયો સમય જાણી હવે, ધરોપાય મહિનાથ ;
ગડુડુડુ નિશાન ગડગડ્યાં, સુખદાયક સુણિ વાત. ૭
પુછિ ગુરૂને કરિ કુળરિતી, કોડે કૌશલરાજ ;
ચાલ્યા નિજ સંગે લઇ, મુનિ સાધુના સમાજ. ૮
ભાગ્ય વિભુતિ અવધેશની, દેખિ બ્રહ્મ સુરલોક ;
સહસ્ત્ર મુખે વખાણતા, જાણિ જન્મ નિજ ફોક. ૯
અવસર જાણિ સુમંગળિક, દેવો ચઢિ વૈમાન ;
અધિક પૂષ્પ વરષાવતા, વિમળ વગાડિ નિશાન. ૧૦
શિવ બ્રહ્માદિક વિષ્ણુ પાણ, ત્યમ સહુ અમર સમાજ;
ચઢિ વિમાન ચિત ચકિત બનિ, જોતા કૌશલ રાજ૧૧

૨૬ પૂણ્યસાગર.

૨૭ નારદ ઋષિ.

આહોરકાર નવી કાપડ બજારની સામેની ગલી ઘર નંબર. ૭૮ મુંબઈ, ૩૦ મી નવેમ્બર ૧૮૯૨. અંક ૪૯ મો.
તુળસીકૃત રામાયણ. રજીસ્ટર નંબર ૪૧ સને ૧૮૯૨.

પરમ પ્રેમભર સર્વ તન, અતિશય હૃદય ઉછાહ;
ચાલ્યા જોવા કારણે, સીતા રામ વિવાહ. ૧૨
જોઈ જનકપુર સર્વ સુર, નિરખે અતિ અનુરાગ;
લાગ્યા નિજનિજ લોક લઘુ, શોભા પરમ અથાગ. ૧૩
ચિતવે ચકિત ચિતે બની, અતી વિચિત્ર વિતાન;
અલોકીક રચના સહૂ, મુકે પુરંદર માન. ૧૪
રૂપનિધાન પુરનારિ નર, સુઘડ સુધર્મ સુજાણ;
સુશિળ સર્વ એવાં રૂડાં, થાય ત્રિલોક વખાણ. ૧૫
સુર સુરાંગના સર્વ તે, પ્રિછિ તેમનો વિલાસ;
થયાં સર્વ નક્ષત્ર જ્યમ, ઝાંખાં ચંદ્ર ઉજાસ. ૧૬
વિધિપણ મન અચરજ થયો, એ અવસરે વિશેષ;
નિજ કરણી કહિંએય પણ, જોઈ નહિં લવલેશ. ૧૭
સમજાવ્યા સહુ સુર શિવે, ભુલો ન મન ગણિ વાહ!
હૃદય વિચારો ધીર ધરિ, સીતારામ વિવાહ. ૧૮
જેનું નામ લેતાં જરા, જગમાં યશ પરકાશ;
સકળ અમંગળ મૂળ જે, પળમાં પામે નાશ. ૧૯
ચાર પદારથ હાથપર, જેના રૂડા પ્રતાપ;
તે રઘુવરને જાનકી, સહુ જગનાં માબાપ. ૨૦
કહી એમ ત્રિપુરારિએ, સમજાવ્યો સુરસાથ;
ચલાવિયા આગળ પછી, નિહાળવા રઘુનાથ. ૨૧
દેવે દિઠ દશરથ જતા, ઉર આનંદ ન માય;
સંગે સાધુ સમાજ દ્વિજ, મહા મનોહર કાય. ૨૨
જાણે તનધરિ સૂર સહુ, સેવા કારણ સાર;
શિવ સુરાદિ સહુ મુખ વદે, ધન્ય ભૂપ અવતાર. ૨૩
શોભે દશરથ સાથમાં, ચતુર સુભગ સુતચાર;
જાણે સહુ અપવર્ગ તે, તનધારી નિરધાર. ૨૪
મરકત કનક વરણતણી, જુગતે બંને જોડ;
નિરખી શિવ સુર સર્વના, પોચ્યા મનના કોડ. ૨૫
વળિ વિલોકિ રઘુનાથને, ઉરમાં સહુ હરખાય;
પૂષ્પવૃષ્ટિ કરતા રૂડી, વખાણિ દશરથરાય. ૨૬
રામ રૂપ સુંદર સુભગ, નિરખી વારંવાર;
હૃદય હર્ષ લોચન સજળ, ઉમા સહિત ત્રિપુરાર. ૨૭

### હરિગીત છંદ.

શિખિકંઠદ્યુતિ શ્યામલ સુભગતન, તડિતનિંદક[૨૮] પટ ભલાં,
સહુ તન અલંકૃત વિવિધ ભૂષણ, થઇ રહ્યૂં જગ ઝળહળાં;
સહુ ભાંતિ મંગળમય બિરાજે, રૂપ રૂડુ રઘુવીરનૂં,
નિર્મળ શરદ મુખચંદ્ર શોભે, મોહ મુનિ મન ધીરનું. ૧
યુગનેત્ર નવલ કમળ લજાવણ, અધિક લલિત કપાળ છે,
સહુતન અલોકિક મદનમદહર, પ્રણતપાળ કૃપાળ છે;
વરણાય નહિં રૂપ એક વદને, અધિક મનમાં ભાવતૂં,
જ્યરામ રૂપ શિવ ઉર તડાગે, હંસરૂપ વિરાજતૂં. ૨
નિજબંધુ મનહર સંગ શોભે, તિલક રમ્ય કપાળમાં,
શુભઅશ્વ જાય નચાવતા વર, રૂડિ પ્રકાર રવાલમાં[૨૯];
રૂડિ વેદ ધ્વનિ દ્વિજ ઉચરતા મુખ, વિરદ ભાટ સુણાવતા;
ત્યમ ત્યમ હરખભર રાજકુંવરો, ચપળ વાજિ નચાવતા. ૩
સુખધામ રામ વિરાજતા જે, અશ્વ ચપળ ઊપર ચઢી;
ગતિ તેનિ જોઈ ગરૂડ લાજ્યો, મરૂતિ[૩૦] આગે શીં હડી[૩૧];
કહ્યું જાય નહિં સહુ ભાંતિ શોભે, ચપળ હય રઘુવીરનો,
જાણે ધર્યો હય વેષ કામે, રામ હિત મતિ ધીરનો. ૪
શુભરામ રૂપ અનુરૂપ ગુણ ગતિ, સકળ ભુવન વિમોહનો,
વળિરામ બળ સમ અધિક બળિઓ, અશ્વ સુખ સંદોહનો;
ઝગમગ પલાણ જડાવ જ્યોતી, મોતિ મણિ માણક ખુલ્યાં;
કિંકિણિ લગામ લલિતવિલોકી, સિધ્ધ સુરનર મુનિ ભુલ્યા. ૫
રઘુનાથના મન સાથ લયલિન, અશ્વનૂં મન એસમે;
ચાલે રવાલે ચરણ ઠેકી, મેદની મનબહુ ગમે;
જે વાજિપર આરૂઢ રઘુવર, તે તુરંગતણી છટા;
વરણી શું શકશે શારદા મુખ, શેષ શિવ હરિ સામટા. ૬
રૂપ રામને અનુરાગિયા શિવ, તે સમેનું નિહાળિને;
પંદર નયન અતિ પ્રીય લાગ્યાં, પ્રણતપાળ કપાળિને;
હરિ સહિત હિત જવ રામ નિરખ્યા, નીજ નેત્રકમળવતી,
તવ મોહ મનમાં પામિયા અતિ, રમા સહિત રમાપતી. ૭
છબિન્યાળિ રામનિ હર્ખિયા વિધિ, મનવિષે તે અવસરે;
નિજ નયન આઠજ જાણિને પણ, શોચ કરતા અંતરે;
ઉરછાહ બહુ ઉર અગ્નિભવને[૩૨], વધ્યા વિધિથિ વિલોચને;
ચિતવે સુરેશ સુફળ ગણી મન, શાપકેરા શોચને; ૮
ગૌતમનું ભલું થાજો જગતમાં, પરમહિત જેણેકર્યૂં;
રૂપરામનૂં આ નિરખવા તક, પૂણ્ય મારૂં સહુ તર્યૂં;
સહુદેવ સિધ ગંધર્વ સરવે, ઇદ્રનેજ વખાણતા;
નહિં કોઈ આજે ઇદ્ર સમ જગ, પેખિ નેત્ર પ્રમાણતા; ૯
મન મુદિત અમર સરવ વિશેષે, જોઇ રઘુવર મૂખડૂ;
અતિ હર્ષ રાજ સમાજ યુગને, કહિ શકાય ન સૂખડૂ;
વાગેછ રાજ સમાજ યુગ ભણિ, દુંદુભી ગર્જતિ ઘણી;
વરષાવતા સુર પૂષ્પ કહિ જય, જય તિજય રઘુકુળમણી. ૧૦

---

૨૮ વિજળીના પ્રકાશને નિંદે એવાં દિવ્યવસ્ત્રો.
૨૯ ઘોડાઓની સરસમાં સરસ ચાલને રવાલ કહેછે.
૩૦ હનુમાન. ૩૧ દોટ. ૩૨ કાર્તિકસ્વામી.

એ ભાંતિ જાણી જાન આવતિ, વિવિધ વાજાં વાગતાં;
સૌભાગ્યવંતી તેડિને ત્યાં, રાણિ મન આનંદતાં;
સહુ સાજ સજતી પોંખવાનો, અતિ ઉમંગે એ સમે;
સજિ આરતી વળિ વિવિધ રીતે, રાણિને મન બહુ ગમે. ૧૧

દોહરા.

મંગળ કળશ સમારિને, ગજ ગામનિ શુભનાર;
ચાલિ મુદિતમન પોંખવા, વર રઘુવર નિરધાર. ૧
મૃગરિશુલોચનિ વિધુવદનિ, સહુ નિજ છબિ અતિ સાર;
રતિ મદમોચનિ નારિ સહૂ, સજી શોળ શણગાર. ૨
પેર્યાં વરણ વરણતણાં, ચતુરાંએ શુભ ચીર;
સકળ વિભૂષણ મણિજડિત, સજિયાં સર્વ શરીર. ૩
કરી બિંદિ કસ્તૂરિની, કુમકુમ કેસર આડ;
સકળ સુમંગળ અંગનિજ, લલના કરતી લાડ. ૪
ગાન કરે ગજગામની, કોકિલ કંઠ લજાય;
કર લટકાથિ કટાક્ષથી, મુનિનાં મન મોહાય. ૫
નેપુર કંકણ કિંકિણી, ધ્વનિ વિછુઆની સાર;
મદનદુંદુભી વાગતાં, જાણે એ નિરધાર. ૬
ચતુરા ચાલ વિલોકિને, સ્મરકુંજર[૩૩] લજવાય;
ઝણણ ઝણણ કટિમેખળા, ઉપમા કયમ વરણાય. ૭
વાગે વાજાં વિવિધવિધિ, નગર અને આકાશ;
સુમંગળિક સર્વે સ્થળે, હાસ્ય વિનોદ વિલાસ. ૮
શચિ[૩૪] ભારતી[૩૫] ઉમા રમા, ત્રિલોત્તમા રૂપસાર;
વળિ જે સ્હેજ પવિત્રણી, શાણિ ઘણી સુરનાર. ૯
કપટ નારિનો વેષ કરિ, તે સહુ અતી ઉમંગ;
રાણિ વાસમાં જૈ મળ્યાં, વર પોંખવા પ્રસંગ. ૧૦
કરે ગાન કોકિલસ્વરે, મંગળમય વદિ વાણિ;
હર્ષ વિવશ ત્યાં તેમને, શક્યાં ન છે કો જાણિ. ૧૧
ચાલિ પોંખવા બ્રહ્મવર, સહુ સ્ત્રી સજિ સણગાર;
મધુર ગાન નિશાન વળિ, વૃષ્ટિ પૂષ્પનિ અપાર. ૧૨
સુર ચઢિ ચઢિ વૈમાનમાં, શોભેછે આકાશ,
ધન્ય ધન્ય આ જનકપુર, રઘુવર વિવા પ્રકાશ. ૧૩
વિલોકિ વર આનંદમુળ, ઉર હર્ષિત સહુ પ્રાય;
લોચન જળ આનંદનાં, રોમાવળિ ખડિ થાય. ૧૪
જે સુખ થયુ મિથિલેશિમન, દેખી રઘુવર વેષ;
તે ન શકે કહિ કલ્પ શત, સહસ્ર શારદ શેષ. ૧૫

ગરબી

રોકી રાખ્યાં નીર, નેત્રે આવતાં;
મંગળ સમય વિચારિ, મંગળ ગાવતાં. ૧
અતિ મન થઈ આનંદ, વરને પોંખતો;
સીતાકેરી માત, જમાઇ ઝાંખતી. ૨
કુળ વ્યવહાર પ્રમાણ, શ્રુતિ વિધિ અનુસરી;
કરિયૂં સઘળૂં કાજ, હરખ ઉરે ભરી. ૩
પંચ શબ્દ ધ્વનિ શ્રેષ્ઠ, મંગળ ગાન થતાં;
સહુકો મોદ નિમગ્ન, હૃદય ઉમંગતાં.. ૪
વિવિધવિધિ શુભ વસ્ત્ર, પાટે પાથરે;
કરિ આરતિ દિધ અર્ઘ, હૃદય ઉમંગ ભરે. ૫
મંડપ ચાલ્યા રામ, રૂપે રાજતા;
રૂપ આગે કોટીકામ, હીંડે લાજતા. ૬
દશરથ સહિત સમાજ, અતિ શુભ રાજતો;
વૈભવ જોઈ વિશેષ, લોકપતિ લાજતો. ૭
સમય સમય સુર સર્વ, ફુલ વરષાવતા;
શાન્તિ ભણે દ્વિજદેવ, અતિ અનુકૂળતા. ૮
નગર અને આકાશ, કુળાહળ થાય બહૂ;
કોય સુણે નહિં કાન,આપ પરાયુશું કહૂ. ૯
અર્ઘ દેઈ આસન્ન, બેસાડયા પ્રીતે;
રાઘવ મંડપ મધ્ય, આવ્યા એહ રિતે. ૧૦

શાર્દૂલ વિક્રીડિત છંદ.

બેસાડી શુભ આસને રૂડિ રિતે, કીધી રૂડી આરતી;
પામે સૂખ અપાર ન્યાળિ વરને, સૌ પૂન્ય સંભારતી
ભારે ભૂષણ વસ્ત્ર વીવિધ મણી, ઊતારતી મસ્તકે,
ગાતી મંગળ ગીત નારિ સરવે, એ હર્ષ કો કહે શકે. ૧
બ્રહ્માદી સુર વિપ્રવેષ લઇને, કૌતૂક જોતા સહૂ,
વીલોકી રઘુકુળઅંબુજરવી, આનંદ માને બહૂ;
લેખે જીવન સૂર સૂફળ સહૂ, પૂષ્પોનિ વૃષ્ટી કરી;
દેતા દુંદુભિ ઘાવ લાવ લઇને, શ્રીરામ ધ્યાને ધરી. ૨
પામી રામ નિછાવરી નટ અને, નાપીક ભાટો ભલી,
આનંદે શિરનામિ આશિષ દઇ, થૈ ઊભિ રોમાવળી,
ભેટયા બે અવધેશને જનકજી; હર્ષી અતી પ્રીતિએ;
લોકાચાર તથા સુવૈદિકતણી, રૂડી સહુ રીતિએ. ૩
બંને ભૂપ વિરાજમાન મળતાં, વર્ણી શકે શું કવી,
શોધી શોધિ સુઊપમા નવજડયે, લાજ્યો કવી અનુભવી;
હારીને ઉર આણિ એજ ઉપમા, એની સમા એજ છે,
દેખી બેય સબંધિ દેવ હરખ્યા, જેનૂં રૂડૂ તેજ છે. ૪

૩૩ કામદેવનો હાથી. ૩૪ ઇંદ્રાણી. ૩૫ સરસ્વતી.

વર્ષાવી ફુલવૃષ્ટિ ગાન કરતાં, મુખે વદે એ સમે,
ગંધર્વો અમરો સુકિન્નર નરો, સુણો ભવાની તમે;
બ્રહ્માએ અદભૂત વિશ્વ રચ્યુંછે, જુકતે વળી જ્યારથી,
દીઠા છે નજરે સુણ્યાય શ્રવણે, વીવા ઘણા ત્યારથી. ૫
સર્વે ભાંતિ સમાન રાજ સુખદા, સંબંધિઓ સારખા,
દીઠા આજ અમે અમારિ નજરે, પ્રેમે રૂડા પારખ્યા;
સાચી વાણિ સુણી સહૂ સુરતણી, આકાશમધ્યે જ્યહાં,
બંને રાજ સમાજમાં પ્રિતિ વધી, વાગે નિશાનો ત્યહાં. ૬

## દોહરા.

જનકરાય બહુ જુગતથી, હૃદય ન હર્ષ સમાય;
સાદર દશરથ ભૂપને, લાવ્યા મંડપમાંય. ૧
વિચિત્ર રચના રૂચિરતા, મંડપતણી અપાર;
ઠગાય મન મુનિઓતણાં, રચના જોતાં સાર. ૨
નિજ હાથે સહુકોઇને, તેડી આણિ પ્રમાણુ;
બેસાડે સિંહાસને, જનક ચતૂર સુજાણ. ૩
ઇષ્ટ સમાન વસિષ્ઠને, પૂજ્યા આણી પ્રીત;
વિનય કરિ આશિષ લિધી, અતી ઉમંગ સહીત. ૪
કૌશિકના મ્હાકોડથી, પૂજ્યા પ્રેમે પાય;
તે પ્રીતીની રીતિ રૂડિ, કયમ કવિથી કેવાય. ૫
વામદેવ આદિક ઋષિનિ, પૂજા કરી મહીશ;
સિંહાસન દઇ સર્વને, લિધિ સર્વનિ આશીષ. ૬
કિધિ પછિ કૌશલપતિતણી, પૂજા પરમ પ્રકાર;
જાણી કેવળ ઇશિસમ, ભાવ ન બિજો લગાર. ૭
વિનય વડાઇ જોડિકર, કરે જનક સુખદાઇ;
કરિ નિજ વૈભવ ભાગ્યની, બહુધા બેશ વડાઇ. ૮
પૂજી વળિ સહુ જાનને, જનક નૃપે તેવાર;
સબંધિસમ સાદર વળી, સહુને સરવ પ્રકાર. ૯
આપ્યાં આસન સર્વને, જેને જેહ ઉચીત;
કહો કહૂં શૂં એક મુખ, એ ઉચ્છાહ અમીત. ૧૦
જનક ભુપે ત્યાં તે સમે, ગણિને પૂજ્ય સમાન;
દાન માન સન્માનથી, સંતોખી સહુ જાન. ૧૧
વિધિ હરિ હર દિશિપતિ રવી, જાણે રામ પ્રભાવ;
કપટ વિપ્રનો વેષ ધરિ, જોતા રૂડો બનાવ. ૧૨
અતી ઉજમ ઉર પામિને, જોતા કૌતક સાર;
પૂજ્યા જનકે તેમને, ધન્ય ગણી અવતાર. ૧૩

## રાગ એખાહરણની ઢાળનો.

નિજ સુધિ ભોળિ થઈ સહુની, ઓળખે ત્યાં કોણ કોને,
જોઇ આનંદકંદ રઘુવર, આનંદ મન સહુકોને;
ઉભયદિશી આનંદધિ ઉલટ્યો, હરખેછે પુર નરનારી;
ઓળખ્યા દેવ રામ સુજાણે, આવ્યા જે દ્વિજ વેષ ધારી. ૧
પૂજા કરિ માનસિક[36] દિધાં આસન, સૂર્યવંશિઅવતંસે,
દેખી શીળ સ્વભાવ અમર સહુ, પ્રેમે પ્રભૂને પ્રસંશે;
રામચંદ્ર મુખચંદ્ર છબી રૂડી, લોચન ચપળ ચકોર,
અમિરસ પાન કરે તે સાદર સહુ, કહિ ધન્ય રાજ કિશોર. ૨
જાણિ સમય વસિષ્ઠ બોલાવ્યા, આવ્યા સાદર સતાનંદ,
વેગે કુંવરી હવે પધરાવો, કહ્યું વસિષ્ઠ સુખકંદ;
ચાલ્યા મન આનંદિત થઈ મુનિ, જઇને કહ્યૂં રાણીને,
સીતા મંડપમાં પધરાવો, સમય થયો જાણીને. ૩
રાણી પુરોહિતની સુણી વાણી, મન આનંદ ન માયે,
આનંદિત નિજ સખિઓ સહિત તે, મંગળ ગીતો ગાયે;
વિપ્રવધૂ કુળવૃધ્ધા બોલાવી, કરિઓ કૂળાચાર;
મંગળ ગાતિ મુખે સહુ સજિને, શોભિત શુભ શણગાર. ૪
નારી વેષે જે દેવ સુંદરિઓ, સર્વ સ્વભાવની સારી,
કોકિલ કંઠે સુગાન કરે છે, પ્રેમ વધારી વધારી;
તેને નિરખિ ઉત્કંઠિત અતિશે, પામે સુખ સહુ નારી;
વિના ઓળખ્યે સહુના મનમાં, લાગેછે પ્રાણથી પ્યારી. ૫
વારેવાર સન્માન કરેછે, જનકતણી પટરાણી;
ઇંદિરા ઉમા શારદ સમમાનિ, પ્રેમ અપાર પ્રમાણી,
સીતાને શણગાર ધરાવ્યા, કરિ સૌએ મળિ તૈયાર,
આનંદિત થઇ મંડપ મધ્યે, લઈ ચાલી સૌ નાર. ૬
સખિઓસહુ સાદર ચાલિ આગે, જે જે સૌભાગ્યવંતી
મંગળ સાજ સજેછે સરવે, ગોરી સહુ ગુણવંતી;
સુંદરી સહુ શોભે સજીને, મત્તકુંજર ગામીની;
રૂપધામ લલિત સહુ લલના, તરૂણિ દ્યુતી દામીની. ૭
ગાએ ગીત મધુર સ્વરે સરવે, સુણતાં મુની ધ્યાન ત્યાગે;
કોટી કામને કોકિલ લાજે, સ્વર સુણીને અનુરાગે;
નેપુર વિછુઆ કંકણની ધ્વની, તાલ ગતીમાં વાગે;
રૂમઝુમ રૂમઝુમ ઝણકારા થાએ, પરમ મનોહર લાગે. ૮
શોભે વનિતા વૃંદનીમધ્યે, સ્હેજ સોહામણી સીતા;
છબિલલનાગણ મધ્યે જાણે, સુંદર નારી શોભીતા;
સીતાકેરી સુંદરતા અતી, કેમે ન વરણી જાએ;
લઘુ મતિ મુજ બહુ મનહરતાઈ, પાર તે કેમ પમાએ. ૯
જાન સઘળિએ આવતી દીઠી. જાનકી રૂપ રસાળ;
સહુ પ્રકાર પવિત્ર ચરિત્રાણી, ભાગ્યવંતુ જેનુંભાળ;
કીધો મનમાં ને મનમાં પ્રણામ, જાનકીજીને સરવે;
પુરણકામ થયા જોઈ રાઘવ, જુગતે જોડૂ મળવે; ૧૦

૩૬ મનથી સંકલ્પ કરી પૂજા કરવી.

હર્ખ્યા દશરથ પુત્ર સહિત અતી, પુત્રવધૂ[1] પેખીને;
કહ્યો જાય ન આનંદ ઉરનો, લાભ રૂડો લેખીને;
પૂષ્પવૃષ્ટિ કરે સુર સરવે, પ્રેમે કરી પરણામ;
દે આશિષ મુનિવર ઉર હરખી, વેદધ્વની અભિરામ; ૧૧
ગાન નિશાન કુળાહળ ભારી, પ્રેમાનંદ નરનારી;
એરિતે સીતા મંડપ આવી. શાંતિ ભણે મુનિ ધારી;
કુળ વ્યવહાર કર્યા સહુ વિપ્રિએ, વેદાચાર વળિત્યાં;
સતાનંદ વસિષ્ઠ એ બે જણ, કુળગુરૂઓ મળિત્યાં; ૧૨

દોહરા.

ગુરૂ ગૌરી ગણપતિ અને, વિપ્ર પુજ્યા ધરિ પ્રીત;
પુજા લિએ સુર પ્રગટ થઈ, દે આશિષ અતિ હીત. ૧
શુભવસ્તૂ મધુપર્કમાં[2], જેહ સમય અનુસાર;
મુનિજન મનમાંહિ ચહે, તેહ મળે નિરધાર. ૨
ભર્યા કનક કોપરતણા, કળશ મહા મુલદાર;
ઉભા લેઈ નૃપ દાસ સૌ, વસ્તૂ વિવિધ પ્રકાર. ૩
કુળ રીતી અતિ પ્રીતિએ, કહે સૂર્ય ધરિ કોડ;
સાદર તેહ કરે સહૂ, વરકન્યા શુભ જોડ. ૪
દેવ પુજાવી એ રિતે, સીતા પાસે સાર;
દીધૂં સિંહાસન સુભગ, શોભિત સર્વ પ્રકાર. ૫
સીતા રામતણૂં નિરખિ, મનહર જોડુ વિશેષ;
પ્રેમ પરસ્પર તેમનો, જાણે કો લવલેશ. ૬
મન ક્રમ બુદ્ધી વાણિથી, એહ અગોચર વાત;
પ્રગટ કહે કેવીરિતે, મતિ કવિની ન અઘાત[3]. ૭
હોમ સમય તન ધરિ અનળ, લે આહુતિ ધરિ હીત;
વિપ્ર વેષ ધરિ વેદ સહુ, કહે વિવાની રીત. ૮
જનકપાટ પટરાણિ રૂડિ, જગ જાણેતિ સદાય;
જનની જગજનનીતણી, કેમ વખાણી જાય. ૯
સુયશ સૂખ સુકૃત અને, સુંદરતા જગ છેક;
સર્વ સાર લઈ વિરચિએ, રચી જગતમાં એક. ૧૦
સમય જાણિ ગોરાણિએ, તેડાવી પટરાણિ;
સુણતાં સહુ સોવાસણો, સાદર તેડી આણિ. ૧૧
જનક વામદિશિએ દિપે, સુનયનિ[4] સીતામાત;
મેના હિમગિરિ સંગમાં, શોભે જયમ ભલિભાત. ૧૨
કનક કળશ મણિજડિત શુભ, રૂડા કોપર થાળ;
પવિત્ર મંગળ જળ ભર્યાં, અતી સુગંધ રસાળ. ૧૩
રાય રાણિ નિજ હાથથી, ઉપાડિ તે જળપાત્ર;
આણિ રામ આગે ધર્યાં, દંપતિ જુએ જમાત્ર[5]. ૧૪
મુનિવર મંગળ વાણિએ, ભણે વેદ ભલિભાત,
અવસર જાણી ગગનથી, વરષ્યો ફુલ વરષાત. ૧૫
દંપતિ મન અનુરાગિયાં, જોઇ જમાત્ર સુકાય,
લાગ્યાં પ્રિતે પખાળવા, અતિ પવિત્ર વર પાય. ૧૬

હરિગીત છંદ.

લાગ્યાં ચરણપંકજ પખાળણ, ખડિ થઈ શેોભાવળી;
નભ નગર ગાન નિશાન જયધ્વનિ,ઉમગિ ચોદિશફરિવળી;
જે પદકમળ શિવ ઉર સરોવર, શુભ સદૈવ વિરાજતૂં,
જે વિમળ મન સંભારવાથી, દોષ દુખ અળગૂ થતૂં ૧
જે સ્પર્શિ મુનિ વનિતા લહી ગતિ, પાપમય જે જગહતી;
મકરંદ જેનો શંભુ શિરપર, શૂચિતાઅવધી[6] અતી;
કરિમધુપ મુનિમનજોગિજનસહુ,સેવિ અભિમત ગતિ[7]લહે;
તે પદ પખાળે ભાગ્યભાજન[8], જનક ભુપ સુરજય કહે. ૨
કર મેળવી વર કુંવરિકેરો, બેય કુળગુરૂ મૂખથી;
કરતા સુશાખોચ્ચાર[9] જય જય, સુર વદેછે સૂખથી;
પાણી ગ્રહણ અવિલોકિ વિધિ સુર, મનુજ મુનિ આનંદમાં;
કહિ ધન્ય ગુજ અન્યોન્ય કરતા, સહુ સહૂ નિજ વૃંદમાં. ૩
સુખરૂપ વર રઘુવર વિલોકી, દંપતિનું કારજ સિધૂ;
કરિ લોક વેદાચાર કન્યાદાન નૃપ ભુષણે કિધૂં;
શિવને ઉમા હિમગીરિએ જયમ, દીધિ કન્યાદાનમાં;
હરિને રમા જયમ સાગરે દિધિ, ધારિને નિજ ધ્યાનમાં. ૪
ત્યમ રામને જનકે સમર્પી, સતિ શિરોમણિ જાનકી;
કરિ વિશ્વમાં કીર્તી નવી રૂડિ, યદ્યપી[10] રહિ છે ટકી;
વૈદેહ વિનય કરે અધિક ત્યાં, રામ મૂરતિ શામળી;
સહુ વિશ્વ ધન્ય થયો હવે હૂં, શોચના સરવે ટળી. ૫

દોહરા.

કરી હોમ વિધિવત વળી, જોડિ ગાંઠ તે વાર;
મંગળ ફેરા ફેરવે, કુળગુરૂઓ નિરધાર. ૧
જય ધ્વનિ બંદી વેદ ધ્વનિ, મંગળ ગાન નિશાન;
સુણિ સુર ફુલ વરષાવતા, સુરતરૂવરથિ[11] નિદાન. ૨
મંગળ ફેરા ત્યાં ફરે, વર કન્યા રૂપધામ;
નયન લાભ સાદર સુભગ, લેતા ત્યહાં તમામ. ૩

૧ દિકરાની વહૂ. ૨ ઘણા ખાનાવાળો થાળ. ૩ ઘણી, વધારે. ૪ સારાં નેત્રવાળી.

૫ જમાઇ. ૬ પવિત્રતાની સીમા. ૭ ઇચ્છિત ગતી. ૮ ભાગ્યનું સ્થાન, ભાગ્યપાત્ર. ૯ કુળશાખાના ઉચ્ચાર કરવા. ૧૦ હજીપણ. ૧૧ કલ્પવૃક્ષથી.

વરાણી જાય ન હૂં થકી, મનહર જોડિ વિશેષ;
જે ઉપમા કશુ કહું મુખે, તેહ ગણૂં લવલેશ. ૪
સીતા રામતણાં રૂડાં, ઉભય સુભગ પ્રતિબિંબ;
ઝગમગતાં મણિસ્થંભમાં, જગ મનહરતા સીમ. ૫
જાણે મદન અને રતી, ધરી ધરી બહુ રૂપ;
રામ વિવા નેત્રે જુએ, અતિશય જેહ અનૂપ. ૬
દરશનતણિ મન લાલસા, વળિ મન સંકોચાય.
ફરિ ફરિ નિરખી વર કુંવરિ, પ્રગટ થાય સંતાય. ૭
થયા મગ્ન જોનાર સહુ, જે મતિ જ્ઞાન નિધાન;
જનક સમાપણ તે સમે, ભુલ્યા તનનૂં ભાન. ૮
મંગળ ફેરા ફેરવ્યા, મુનિએ મન આનંદ;
હાપાં[12] સહિત સહ રિતી, નિવેડિ મળિ મુનિવૃંદ. ૯
સીતા શિર સિંદુર દિએ, રામ નામ સુખધામ;
કહિ ન જાય શોભા મુખે, તેહ સમેનિ તમામ. ૧૦
અરૂણપરાગ કમળ રૂડૂ, મણિધર મન અમિ લોભ;
શશિયરને[13] સિંદુર દિએ, નહિ મનમાંહે ક્ષોભ. ૧૧
પછિ વસિષ્ઠ અનુસાશને, જે મ્હામંગળકાર;
એક આસને વર કુંવરિ, બેઠાં ત્યાં નિરધાર. ૧૨
જોઈ એક આસન ઉપર, મનહર સીતા રામ;
દશરથનૃપ રાજી થયા, સહુ પરિપૂરણ કામ. ૧૩
નિજ સુકૃત તરૂ ફળ નવાં, વવિવળિ નિરખી નેત્ર;
મન આનંદધિ ઊલટયો, ન્યાળિ મોહનાં ક્ષેત્ર. ૧૪
ભરી રહ્યો ત્રિભુવનવિષે, રામ વિવાહ ઉછાહ;
કહે એમ સહુકો મુખે, એ આનંદ અથાહ. ૧૫
કોણ પ્રકારે વરણિ સહુ, વખાણું રસના એક;
મંગળ મહા વિવાહમાં, પાર ન પામૂં છેક. ૧૬
વસિષ્ઠ આજ્ઞા પાળિને, જનક રાય તે કાળ;
વિવા સાજ સર્વે કર્યો, સરસ લેઈ સંભાળ. ૧૭
માંડવિ[14] શ્રૃતિકીરતિ[15] અને, ઉર્મીલા[16] વળિ જેહ;
બોલાવી સર્વે કુંવરિ, શોભિત સુંદર દેહ. ૧૮
નિજ બંધવ કુશકેતુની[17], કન્યા માંડવિ સાર
શશિવદના ગુણ શીળમય, સુંદરિ સર્વ પ્રકાર. ૧૯
સહુ રિત પ્રીત સહીત કરિ, જોડી બંને હાથ;
તે કન્યા પરણાવિ ત્યાં, ભૂપ ભરત સંગાથ. ૨૦
જાનકિ અનુજા[18] સુંદરી, સતી શિરોમણિ સાર;
લક્ષ્મણને પરણાવિ તે, કરિ સહુ કૂળાચાર. ૨૧
જેનું નામ શૃતિકીરતી, સુમુખી નેત્ર વિશાળ;
સુંદર સહુ ગુણ આગળી, ગતિ જ્યમ બાળ મરાળ. ૨૨
શત્રૂઘનની સાથ તે, પરણાવી ભલિભાત;
રૂપ શિળ કુળ અજવાળણી, જાય વખાણિ ન વાત. ૨૩
વર કન્યા અનુરૂપ સહૂ, જાણિ પરસ્પર લોક;
ઉર હરખે સંકોચતા, નહિ મન કોને શોક. ૨૪
સુંદરતાનાં સર્વજણ, વિધવિધ કરે વખાણ;
સુરગણ વરષાવે સુમન, લેવા રૂડી લાણ. ૨૫
સુંદરિ કન્યા સર્વછે, અધિક એકથીએક;
વર સુંદર વરણાગિયા, જોતાં વારૂ વિવેક. ૨૬
એક માંડવે સહુ મળી, વિરાજમાન અમીત;
(જાણે) ચાર અવસ્થા જીવ ઉર, શોભે ભુવન સહીત. ૨૭
મુદિત અવધપતિ સકળસુત, દેખિ વધુ સહિત સાર;
પામ્યાજ્યમમહિપાળમણિ, ક્રિયાસહિતફળચાર[19]. ૨૮

### વસંતતિલકા છંદ.

જેવી રિતી વરણિ રામ વિવાનિ નેહે,
પણ્યા સહૂ કુંવર તે વિધિએ સનેહે;
પેરામણી વરણિ જાય ન ભૂરિ[20] સોચે,
પૂરી રહ્યો કનક રત્નથિ માંડવોએ. ૧
વસ્ત્રો વિચિત્ર ઉન રેશમનાં પટોળાં,
તે સૌ અમૂલ્ય બહુ ભાંતિ તણાંજ શોળાં;
હાથી તુરંગ રથ દાસ અપાર દાસી,
ધેનૂ અલંકૃતિત[21] કામદુધાસી[22] રાશી. ૨
વસ્તૂ અનેક કસ્યું જાય ન કોથિ લેખૂ,
જાણે સુજાણ નર જે નજરેથિ દેખ્યૂં;
પેરામણી નિરખિ લોકપતી વખાણે,
લીધી ભુપાળમણિએ સહુ તેહ ટાણે. ૩
દઈ દિધૂં સરવ યાચકને ઉલાસે,
આવ્યૂં કશૂં ઉગર્યૂં તે સહુ જાનિવાસે;
બોલ્યા ત્યહાં જનક ભૂપતિ જોડિ પાણી,
સન્માનિ જાન સહુ નીજ સબંધિ જાણી. ૪
દેઇ સુદાન સનમાન વધારિ સ્નેહે,
આનંદકંદ મુનિવૃંદ પુજ્યા સનેહે;

૧૨ ગોરને લેવાદેવાની રીત. તથા ગોરનો હક્ક.
૧૩ ચંદ્રમાને. ૧૪ એ નામની જનકના ભાઈ કુશકેતુની રાજપુત્રી. ૧૫ એ નામની સીતાજીની નાનીબેન. ૧૬ એનામની જનકરાજાની રાજપુત્રી. ૧૭ જનકનો ભાઈ.
૧૮ નાનીબેન. ૧૯ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.
૨૦ વધારે. ૨૧ શણગારેલી. ૨૨ કામધેનુ જેવી.

સંપૂટ[૨૩] હાથ કરિ દેવ મનાવિ રાયે,
સૌને કહે હું કૃત આજ તમો કૃપાએ. ૫
મોટા ચહેછ જનભાવ સદૈવ ભાવે,
દેઠી શું નાથ પરિપૂર્ણ તમો સુદાવે;
સંતોષિએ શું લઇ અંજળિ સિંધુમાંથી;
સિંધૂ સદાય રિઝતો જન ભાવનાથી. ૬
હે નાથ તેમ મુજભાવથિ રાજિ રેજો,
જાણિ સદાય તમ દાસ નિભાવિ લેજો;
બંધૂ સહીત કરજોડિ સિતાપિતાજી,
બોલ્યા ત્યહાં અવધનાથ પ્રતે સરાજી[૨૪]. ૭
સદ્દભાવ શીળ વિનયી અતિ સ્નેહ વાળાં,
બોલ્યા મનોહર અતી વચનો રૂપાળાં;
સંબંધ રાજ તમનો અમસૂં થવેથી,
મોટા અમે સહુ વિધી જગમાં હવેથી. ૮
આ રાજ સાજ સહ[૨૫] સેવક નાથ જાણો,
લીધેલ દામવિણ અંતર એમ આણો;
આ પુત્રિઓ મમતણી ગણિ આપ દાસી,
હે નાથ પાળણ તમે કરજો ઉલાસી. ૯
બોલાવિ કષ્ટ દિધું મેં તમને અતીશે,
એ વાંક નાથ ક્ષમજો કહું કોઈ મીષે;
સૂણી રૂડી વિનતિ ભૂપતિ ભાનુવંશી,
સન્માનિયા સહુ વિધી સ્વસગા પ્રસંશી. ૧૦
અન્યોન્ય જાય કહિ ના વિનતી અતીશે,
પ્રેમે પરીપુરણ ઊર ભરેલ દીસે;
દેવો સહૂ સુમન વૃષ્ટિ કરે વિલાસે,
ચાલ્યા ભુપાળમણિ ત્યાંથકિ જાનિવાસે. ૧૧
દૂંદૂભિ શબ્દ વળિ વેદ ધ્વની અપારે,
આકાશને પુર કુતોહળ છે વધારે;
આજ્ઞા થયે મુનિતણી સખિઓ મળીને;
ગાતી સુમંગળ ગિતો મુખ ઊચરીને. ૧૨
કન્યા સહીત વર લેઇ સુગાન ગાતી,
વીવાતણા અધિક કૌતક ઘેર જાતી;
શોભા અપાર વર કૂંવરિની વિલોકી,
દેવો રહ્યા નિરખિને પટનેન[૨૬] રોકી. ૧૩

દોહરા.

ફરિ ફરિ સીતા રામને, ચિતવે મન ગણિ એન;
હરિત મનોહર મીનછબિ, પ્રેમ તૃષારત નેન. ૧
શ્યામ શરિર સોહામણૂ, સ્હેજ મનોહર સાર;
કોટીકામ લજાવણી, મુખશોભા સુપ્રકાર. ૨
મૈદીયુત પદકમળ શુભ, શોભા વારૂ વિવેક;
મુનિમન મધુપ રહે જયહાં, છવાઈને તે છેક. ૩
પીત પવિત્ર મનોહરી, ધોતી અતિ શોભીત;
રવિ દામનિ જ્યોતીહરણિ, પેખત ઉપજે પ્રીત. ૪
કલ કિંકિણિ કટિસૂત્ર શુભ, મહા મનોહર તેહ;
બાહુ વિશાળ ભુષણસહિત, દિવ્ય દીપતી દેહ. ૫
પિત ઉપવિત છબિદે મહા, જગ મનહરતા સાર;
ચિત ચોરે કર મુદ્રિકા, મોહ્યાં સુર નર નાર. ૬
વિવાહનાં આભૂષણો, શોભિછે સહુ સાજ;
ઉર વિશાળપર ભુષણ બહુ, રાજેછે રઘુરાજ. ૭
પીત ઉપર્ણો કાખમાં, અમળ નેત્ર અંબૂજ;
કુંડળ લટકે કાનમાં, શોભે શોભાપૂંજ. ૮
સહુ સૌંદર્યનિધાન મુખ, વિકટ ભૃકૂટિ વિલાસ;
ભાળ તિલક શુભ નાસિકા, શુચિવળિ રૂચિરનિવાસ. ૯
શોભે મનહર મોર શિર, મંગળમય નિરધાર;
મણિ મુક્તાએ ગ્રથિત શુભ; શોભા અપરંપાર. ૧૦
સર્વ અંગ વર મંગળિક, ચોરી લે જનચિત્ત;
વર સુંદર નિરખે સ્ત્રિઓ, તૃણતોડી સહપ્રીત. ૧૧
વસ્ત્ર મણી આભૂષણો, શિરપર વારિ ઉતારિ;
કરે આરતી કોડવિધ, મંગળ ગાતી નારિ. ૧૨
સુર સહુ ફુલ વરષાવતા, સુણાવતા યશ સૂત;
મધુરસ્વરે ગિત ગાતિ સહુ, માનુનિ મંગળયૂત. ૧૩
વિવાહના કૌતકઘરથિ, આણ્યાં વર કન્યાય;
સુખપામી સોવાસણો, અંતર અતિ હરખાય. ૧૪
અતિ પ્રીતે લૌકિક રિતી, મંગળ ગાતી નાર;
કરવા લાગી કોડથી, તેહ સમે નિરધાર. ૧૫
લઈ કોરે રઘુરાજ ને, ગૌરી શિખવે રીત;
સીતાને સાદર કહે, પૂર્ણ વધારી પ્રીત. ૧૬
હાસ્ય વિલાસ સુરસ વશે, સર્વે રાણી વાસ;
જન્મતણૂં સુખ સહુ લહે, અંતર ધરી હુલાસ. ૧૭
નિજ કર મણિમાં દેખિ પ્રતિ, મૂરતિ સ્વરૂપ નિધાન;
જોઈ ચાલતી ભુજલતા, સિતા વિરહવશ માન. ૧૮
પ્રેમ પ્રમોદ વિનોદ વળિ, કૌતક એ તક જેહ;
કહ્યૂં જાય નહિ કોવતી, જાણે સખિઓ તેહ ૧૯
વર કુંવરી સુંદર સુભગ, કરતાં હાસ્ય વિલાસ;
લઈ ચાલી સખિઓ મળી, જુગતે જાની વાસ. ૨૦
તે તક જ્યાં ત્યાં સૂણિએ, નગર અને આકાશ;
આશિષથી આનંદ પણ, ઉમગ્યો ચારે પાશ. ૨૧

૨૩ હાથ જોડવા. ૨૪ રાજીસહિત. ૨૫ સહિત.
૨૬ નેત્રનાં પડળ.

ચારે જોડિ ચિરંજિવી, રહો એહુ આશીષ ;
દેવ વગાડે દુંદુભી, જોઈ રામ જગદીશ. ૨૨
નિજ નિજ લોકવિષે સહૂ, પ્રેમે ત્યાંથિ પળાય.
યોગિ સિધ્ધ મુનિ દેવપણ, અંતરમાં હરખાય. ૨૩
સહિત વધૂ સહુ કુંવર વર, આવ્યા પીતા પાસ ;
જાણે શોભા મોદધી, ઉલટયો જાનીવાસ. ૨૪

છપો.

જુગતે બહુ વિધ જમણ, થયાં તૈયાર અનોપમ ;
બોલાવી સહુ જાન, જનક ભૂપે અતિ નૌતમ ;
પડે પાટ શુભ વસ્ત્ર, ભૂપ તેપર પગ દેતા
ચાલ્યા પુત્ર સમેત, વિપ્ર આશીષો લેતા ;
સાદર પખાળિ પગ સર્વના, જનક ભુપે અતિ ભાવમાં ;
બેસાડયા ઉચિત સુઆસને, લક્ષ પ્રકારે લાવમાં. ૧
કૌશલેશના ચરણ, પખાળ્યા જનક ભુપાળે ;
શિળ સનેહ વરણવ્યો, જાય નહિં તે કો કાળે ;
પછિ રઘુવર પદકમળ, પખાળ્યા જનકે પ્રીતે ;
જે હરઉરઅંબુજ, ગુપ્ત છે પ્રેમ પ્રતીતે ;
ત્રણ ભાઇ રામસમ જાણિને, ધોયા ચરણ જનક ભુપે ;
આસનો ઉચિત સહુને દિધાં, મોહ્યાં નરનારી રૂપે. ૨
પિરસનાર સહુ જેહ, જનક ભૂપે બોલાવ્યા ;
સાદર તે સહુ ઝટ, લેઇ પતરાળાં આવ્યા.
કનક સળી મણિપત્ર, જોડિ પતરાળાં કીધાં ;
મૂકયાં હારોહાર, જનકનાં કારજ સીધાં ;
ઘી ગૌરિ ગાયનાં જમણ બહુ, સુંદર સ્વાદ અપારછે ;
ક્ષણમાંય સર્વ પિરસી ગયા, ચતૂર પીરસનાર છે. ૩
પંચગ્રાશ કરિ જાન, લાગિ જમવા તેવારે ;
ગાળ ગાન સુણિ સર્વ, હૃદય અનુરાગે ભારે ;
અનેક વિધિ પકવાન, સ્વાદ અમૃતના જેવો ;
વખાણ કયમ કરિ થાય, અધિક વળિ મીઠો મેવો ;
પકવાન પિરસવા લાગિયા, સુઘડ પિરસનારા સહૂ ;
શુભ શાક વિવિધ વિધિનાં બહૂ, કહો વરણિ હૂં શૂં કહૂં. ૪
ભોજનવિધિ ભલિભાત ચારવિધિ વરણી જેવી ;
એક એક વિધિ તેહ, જાય વરણી નહિં તેવી ;
ખટરસ ભોજન શ્રેષ્ઠ, શાક છે બહુ જાતીનાં ;
એક એક રસ અધિક, સ્વાદ સહુ વિવિધ ભાંતિના ;
જમતાં દે ગાળ મધુરસ્વરે, ગજગામનિઓ ગીતમાં ;
લૈ નામ પુરૂષને નારિનૂં, પદમણિ પૂરણ પ્રીતમાં. ૫

સમય સુહામણિ ગાળ, વિરાજેછે શુભરીતે ;
હસે રાય સુણિ ગાળ, સમાજ સહિત અતિ પ્રીતે ;
સર્વે એ રીતથી, કર્યૂં ભોજન બહુ ભાવે ;
લીધૂં પછિ આચમન, સહિત આદર શુભ લ્હાવે ;
દઈ પાન પુજેછે જનકભુપ, દશરથ સહિત સમાજ જે ;
જાનીવાસે આનંદ થઈ, ગયા ભૂપ શિરતાજ જે.

હંસ ભણેહો ભગની મારી, ભીમકરાજ કુમારીરે
"એરાગ"

નિત્યે નવમંગળ પુરમાંહે, નિમિષસમો દિન જાયરે
વિતે યામિનિ અર્ધ નિમિષસમ, નગર મંગળ વરતાયરે. ૧
પ્રાતઃકાળે ભુપતિમાણી જાગ્યા, યાચક ગુણગાણ ગાએરે ;
દેખી કુંવર વધુ સહિત ભુપતિનો, આનંદ કયમ વરણા એરે. ૨
પ્રાત ક્રિયાકરી ભૂપતિ ચાલ્યા, ગુણનિધિ ગુરૂજી પાસેરે ;
મ્હાપ્રમોદ પ્રેમ મનમાંહે, વધ્યો વિવાહ વિલાસેરે. ૩
કરિ પ્રણામ પુજા કરિ કોડે, ઊભાછે જોડી પાણરે ;
બોલ્યા વાણી અમૃતભરિ જાણે, ભૂપતિ રઘુકુળભાણરે. ૪
આપકૃપાએ થયુ મમ પૂરણ, મુનિવર સર્વે કાજરે
નાથ હવે સહુ વિપ્ર બોલાવો, દેઉ દાન હું આજરે. ૫
સુણીવાત ભૂપાળની ગુરૂએ, કરિ મહિપાળ વખાણરે,
બોલાવ્યા મુનિવૃંદ સરવને, જે તપતેજનિધાન રે. ૬
વામદેવ અને દેવઋષિ વળી, વાલમીક જાબાળીરે ;
આવ્યા કૌશિક આદિક સરવે, મ્હાતેજ તપ શાળીરે. ૭
દંડ પ્રણામ સરવને કીધો, ભૂપતિએ ધરિ ભાવરે ;
પૂજ્યા પ્રેમે સુઆસન દીધાં, લેવા રૂડો લાવરે. ૮
ચાર લક્ષ શુભધેનુ મગાવી, કામદુધાસી ડાહીરે ;
સહુરિતે સૌ અલંકૃત કરિને, રાજીથઈ મનમાંહીરે. ૯
દાનમાં સહુ ઋષિઓને દીધી, વિનતિ કરી મહિપાળેરે ;
જિવતર લાભ લીધો જગમાંહે, આજ અમે આકાળેરે. ૧૦
પામી આશિષ મહિશ આનંદિત, અંતરમાંય અપારરે ;
યાચકવૃંદ બોલાવ્યા પછી ત્યાં, દેવા દાન ઉદારરે. ૧૧
કનક મણી હય ગજ રથ વસ્ત્રો, જેનો જેને ભાવરે ;
મોંમાગ્યું દિધું રવિકુળભૂપે, યાચક લે જગ લાવરે. ૧૨
ચાલ્યા ભણતા ગુણગાથા ગણતા, યાચકવૃંદ અપારરે ;
જય જય જય દિનકરકુળનાયક, દશરથ ભૂપ ઉદારરે. ૧૩
રામ વિવાહ ઉછાહ એરીતે, વરણી શકે નહિ શેષરે ;
તોકવિકુળ કયમ વરણી શકશે, નિર્મળ મહિમા નરેશરે ૧૪
વારોવાર કૌશિક પદ લાગે, કોડે કૌશલરાવરે ;
આ સહુ સુખ મુનિરાજ તમારા, કૃપા કટાક્ષ પ્રભાવરે. ૧૫

તુળસીકૃત રામાયણ.
રજીસ્ટર નંબર ૪૧ સને ૧૮૭૨.
બાહાકોર નવી કાપડ બજારની સામેની ગલી ઘર નંબર. ૧૮
મુંબઈ, ૭ મી ડિસેંબર ૧૮૭૨.
અંક ૧૫ મો.



## દોહરા.

જનક કરણિ શિળ સ્નેહ ને, વૈભવ જે ભલિભાત ;
વખાણતા નૃપ નિજ મુખે, બહુધા સારીરાત.[૨૭] ૧
દિન દિન ઊઠિ અવધપતી, માગે ત્યહાં વિદાય ;
સાનુરાગ રાખે જનક, કહો કેમ કરિ જાય. ૨
નિત્ય નવલ આદર અધિક, કોડે કરે ભુપાળ ;
દિનપતિ સહસ્રભાંતિની, પરૂણાઈ તે કાળ. ૩
નિત આનંદ ઉછાહ અતિ, તે વરણ્યો કયમ જાય ;
દશરથનૂં જવું કોઇને, કદિએ નવ સોહાય. ૪
વિત્યા એ રિતે દિવસ બહુ, માગે ભૂપતિ માન ;
સ્નેહદોરડે બાંધિ લિધિ, જાણે સરવે જાન. ૫
સતાનંદ કૌશિક મુની, ગયા જનકની પાસ ;
સમજાવી કહ્યું તેમણે, વિદાય કરવા આશ. ૬
દો દશરથ નૃપને હવે, વિદાય હે વૈદેહ ;
યદ્યપિ નવ ત્યાગી શકે, સરળ તમારો સ્નેહ. ૭
ઠીક નાથ કહિ નૃપતિએ, બોલાવ્યા પરધાન ;
કહિ જય શીશ નમાવિયૂં, પ્રધાન બુદ્ધિનિધાન. ૮
ચાહ્ય ચાલવા અવધપતિ, કરજો અંદર જાણ ;
થયા પ્રેમવશ સચિવ સુણિ, જનકરાયની વાણ. ૯
જાનનિ તૈયારી સુણી, વિકળ નગર નરનાર ;
પુછે પરસ્પર પ્રેમવશ, આતુરવાત અપાર. ૧૦
સત્ય ગમન સુણિ જાનનૂં, વિકળ સકળ જન થાય ;
જેમ કમળ સંધ્યાસમે, શરમાં સંકોચાય. ૧૧
જયહાં ઉતારા જાનના, તૈયારી ત્યાં થાય ;
જોઈ જોઈ જન સર્વ તે, મનમાં સંકોચાય. ૧૨
વિવિધભાંતિ મેવા અને, અતિ ઉત્તમ પકવાન ;
જાય વખાણ્યું ન કો રિતે, ભૂલે ભારતિ ભાન. ૧૩
ભરિ ભરિ વસ્તૂ વિવિધ વિધિ, ભોઇ કરી તૈયાર ;
મોકલાવિ જનકે ત્યહાં, વાટ ખરચિ તે વાર. ૧૪
લક્ષ તુરંગ સુરંગના, રથ સહસ્ર પચ્ચીશ ;
સબળ સર્વ શણગારિયા, નૌતમવિધિ નખ શીશ. ૧૫
મદોન્મત સીંદૂરિઆ, ગજ સહસ્રદશ સાર ;
દિગ્ગજ જોઇ જેમને, લાજે મન નિરધાર. ૧૬
કનક વસ્ત્ર મણિ ભરિ ભરી, વાહન વિવિધ અનેક ;
મહિષિ[૨૮] ધેનુ બહુ વસ્તુઓ, પાર ન પામૂ છેક. ૧૭
પેરામણિ અગણિત વળી, કવિથિ ન વરણિ શકાય ;
દિધિ વૈદેહે વાલમાં, ઉર આનંદ ન માય. ૧૮
જે અવિલોકી લોકપતિ, મનમાં કરે વિચાર ;
એ આગળ મુજ સંપદા, ગણતાં કોણ પ્રકાર. ૧૯
સહુ સમાજ એ રીતથી, બનાવિ જનક ભુપાળ ;
બારોબાર અવધપુરી, મોકલિઓ તતકાળ. ૨૦
ચાલિ જાન સુણિ રાણિઓ, વિકળ સકળ મનમાંય ;
જળ થોડામાં મીન જયમ, વિકળપણે વરતાય. ૨૧
વળિ વળિ સીતાને સહૂ, ભેટી લે ઉછરંગ ;
આશિષ દઈ શિક્ષા દિએ, અંતર ધરી ઉમંગ. ૨૨
થઈશિ નિરંતર સ્વામિને, વ્હાલિ અધિક આદીશ ;
એવાતણ તારૂં સદા, રહેશે અમ આશીશ. ૨૩
ગુરૂ સાસૂ સસરાતણી, સેવા કરજે સાર ;
પુત્રિ શાણિ ઘણિ લાડકી, શૂં શિખવૂં આચાર. ૨૪
પતિની મન ગતિ પ્રીછિને, આજ્ઞા પામિ ઉદાર ;
અનુસરજે મુજ અર્ભકી[૨૯], ભલો રહેશે ભાર. ૨૫
સખિ શાણી અતિ પ્રેમવશ, શિખવે નારી ધર્મ ;
કોમળ વાણિથિ તે સમે, સીતા ડાપણ પર્મ. ૨૬
સાદર સકળ કુમારિને, સમજાવી દિધિ શીખ ;
વારવાર ઉર લાવિને, દે રાણી આશીષ. ૨૭
વળિ વળિ ભેટે માવડી, કહે મુખે તે વાર ;
જગ શિદ રચી વિરંચિએ, પરવશ સ્ત્રી અવતાર. ૨૮
તે અવસર બંધૂ સહિત, રામ ભાનુકુળ ભાણ ;
ચાલ્યા સસરાને ભુવન, વિદા માગવા જાણ. ૨૯

## ચોપાઈ ત્રિતાળની.

ચારે ભ્રાતછે મનહર કાયે, જોવા પુર નરનારી ધાએ ;
ચાહ્ય ચાલવા કો કહે આજ, કર્યો જનકે વિદાયનો સાજ. ૧
લ્યો નિહાળી નયનભરી રૂપ, પ્રિય પ્રહોણા કુંવર વર ભૂપ ;
કો જાણે કીએ સુકૃતે શાણી, નેત્ર અતિથિ કર્યા વિધિઆણી. ૨
મરણશિળ જયમ અમૃત પામે, વ્યથા વિકટ સરવ જે વામે ;
પામે સુરતરૂ જન્મનો ભૂખ્યો, દેહ તેનો રહે પછી પોખ્યો. ૩
પામે હરિપદ નરકાધિકારી, શાણી સજની જુઓને વિચારી ;
દરશન એમનું અમને એવૂં, ધાઓ જન્મનું ફળ હોય લેવૂં. ૪
ન્યાળીરામશોભાઉરધારો, નિજમનફણિમૂર્તિમણિસ્વિકારો ;
દેતા સૌને નયન ફળ એમ, રાજગૃહ ગયા કુંવરો સપ્રેમ. ૫
રૂપ સાગર સહુ બંધુ જાણી, ઉર હરખી ઉઠ્યાં સહુ રાણી ;
લેતાં વારણાં આરતિ કરતાં, સાસુ આનંદ મનમાં ભરતાં. ૬
જોઈ રામ રૂપ અનુરાગે, પ્રેમવશ ફરિ ફરિ પદ લાગે ;
પ્રીતિ ઉમગ્યે રહી નવલાજ, ન કથાય સ્નેહ સુખસાજ. ૭

[૨૭] સઘળી રાત. [૨૮] ભેંસ.

[૨૯] દીકરી.

પૂર્ણ પ્રેમ ત્યાં નવ રહે નેમ, રહે નેમ ત્યહાં કશો પ્રેમ ;
નવરાવ્યા સૌને ઉમંગ સમેતે,ભોજનસરસજમાડ્યાંહિતે. ૮
બોલ્યા રામ સુઅવસર જાણી, શીળ સ્નેહ સંકોચિત વાણી ;
ભૂપ ચાહ્ય અવધપુર જાવા, અમને મોકલ્યા વિદાયથાવા.૯
આજ્ઞા દો માતા આનંદ આણી,નિત કરજો નેહબાળજાણી;
રાણી વાસ થયો સહુખિન્ન, જવાનું સુણી નૃપ ભૌવન.૧૦
પ્રેમવશ વદી નવ શક્યાં વાણી, સાસુ અંતરમાં અકળાણી;
સહુકુંવરીહૃદયઆણીલીધી,સોંપીસ્વામિનેવિનતીકીધી. ૧૧

### શાર્દુલવિક્રીડિત છંદ.

જોડી હાથ ફરી ફરી મુખ કહે, સોંપી સિતા રામને ;
જાણી વારિ હું તાત યોગ્ય તમતો, સર્વજ્ઞના નામને ;
સૌની છે ગતિ જાણ રામ તમને, ભર્તા સદા જક્તના,
હર્તા દોષ દરિદ્રતા સ્વજનના, કલ્પતરૂ ભક્તના. ૧
છે સીતા પરિવાર પૂરજનને, ભૂપાળને મૂજને,
વ્હાલી પ્રાણસમાન જેમ પ્રિયતા, ભાનુસુ અંબૂજને ;
હે ભાનૂકુળભાનુ મારિ વિનતી, આ અંતરે આણવી ;
સીતા શીળ સનેહ જાણિ નિજની, દાસી કરી માનવી. ૨
છો નિત્યે પરીપૂર્ણ કામ તમતો, સૌને દયાધામછો,
હર્તા દોષ અનંત કોષ જનના, સીતાતણા શામછો ;
જાણી ભાવ શિરોમણી કહ્યું અમે, હે તાત વારી જઊં,
એવું રાણિ કહી રહી પદ ગ્રહી, શું સૂખ લેખી લઊં. ૩
જાણે વાણિ સમાણિ પ્રેમકિચડે, મૂખે ન આવે પ્રિતે,
વાણી સ્નેહ ભરી સુણી રઘુપતી, સન્માનિ સાસૂ રિતે ;
માગે રામ વિદાય જોડિ કર બે, હે માત સર્વે મળી,
દ્યો વીદાય કરી પ્રણામ ફરિને, આશીષ પામ્યા વળી. ૪
ચાલ્યા ભાઈ સહીત શ્રી રઘુપતી, ભૂપાળ ચૂડામણી,
તે મૂર્તી ઉર આણિ રાણિ સરવે, સ્નેહે શિથીળા બણી ;
ધારી ધૈર્ય ઉરે વળી કુંવરિને, બોલાવતી માવડી,
ભેટીલ્યે જ્યમ વત્સ જાતું નિરખી, સ્નેહે ભરી ગાવડી. ૫

### દોહરા.

વળાવિ વળિ ફરિ ફરિ મળે, વધી પરસ્પર પ્રીત ;
કોણ શકે કહિ એક મુખ, વિરહ વેદના રીત. ૧
સખિઓ મળતી ફરિ ફરી, વળગિ વળગિ ભરિ બાથ;
બાળ વત્સ જ્યમ ધેનુને, મળે વિરહ સંગાથ. ૨
પ્રેમવિવશ નરનારિ સહુ, સખિઓ રાણીવાસ ;
જાણ્યે કર્યો વિદેહપુર, કરૂણા વિરહે વાસ. ૩
સીતાનાં શુક સારિકા, જેની ઉત્તમ જાત ;
કનકપિંજરે રાખિને, ભણાવેલ ભલિભાત. ૪
જાનકિ વિરહે તે સહૂ, વ્યાકુળ બની વિશેષ ;
કહે ક્યહાં વૈદેહિ અમ, એ વિણ ગમે ન લેશ. ૫
વાણિ સુણી એ પંખિની, કોણ તજે નહિં ધીર ;
શોક વિવશ શુક સારિકા, નયણે ચાલ્યાં નીર. ૬
થયાં વિકળ ખગ મૃગ સહૂ, જાનકિ વિરહે એમ ;
મનુષ દશા કહિ જાય ક્યમ, જેને પૂરણ પ્રેમ. ૭
તેહ સમે બંધવ સહિત, વિદેહ આવ્યા ત્યાંહ ;
પ્રેમધિ ઉમગ્યે ચાલિઓ, લોચન નીરપ્રવાહ. ૮
સીતાને અવિલોકિને, થયો ધૈર્યતા ત્યાગ ;
જગમાં રહે કહાવતા, સદાય મન વૈરાગ. ૯
લપટાઈ ઉર જાનકી, પિતા પુત્રિને હેત ;
મ્હા મર્યાદા જ્ઞાનની, મટિ ગઈ મળતાંવેંત. ૧૦
પરમ શાણિ મમપુત્રિ તૂં, સાસરૂ પામિ સુજાણ ;
પણ તુજ દુસહ વિરહ સહો, કયમ રહેશે મમપ્રાણ. ૧૧
ગદગદ કંઠે ગુણનિધી, વેણ ન ઉચરિ શકાય ;
પિતા પુત્રિ અન્યોન્યનો, પ્રેમ કહ્યો નવ જાય. ૧૨
સમજાવેછે સચિવ સહુ, શાણા ચતુર સુજાણ ;
અનઅવસર પ્રિછિ એસમે, કર્યો વિચાર પ્રમાણ. ૧૩
વારવાર ઉર લાવિને, સીતા પુત્રિ સપ્રીત ;
સજિ મગાવિ શુભ પાલખી, સુખાસને શોભીત. ૧૪
પ્રેમવિવશ પરિવાર સહુ, જાણિ સુલગ્ન નરેશ ;
કુંવરિ ચઢાવી પાલખી, સમરી સિધ્ધ ગણેશ. ૧૫
સમજાવી નિજ પુત્રિને, ભૂપતિએ બહુ રીત ;
નારિધર્મ કુળરીતિ સહુ, શિખવાડી સહપ્રીત. ૧૬
દાસી દાસ અધિક દિધાં, જે તન મનથિ પવિત્ર ;
સીતાને પ્રિય જે હતાં, સેવા સુખદ ચરિત્ર. ૧૭
સીતા જતાં નિહાળિને; વ્યાકુળ પુર નર નાર ;
થાય શુકન શુભ મંગળિક, ત્યમ ત્યમ હરખ અપાર.૧૮
વિપ્રવૃંદ સુખકંદ જે, સચિવ સહીત સમાજ ;
વળાવવા ચાલ્યા જનક, કોડે કૌશલરાજ. ૧૯
રથ ગજ અશ્વ અનુપ ઉપર, માંડ્યાં મનહર સાજ ;
જાન થઈ તૈયાર સહુ, સમરી શિવ રઘુરાજ. ૨૦
એ અવસર અવિલોકિને, દિધા નગારે ઘાવ ;
ઉપડી જાન ઉતાવળે, કરિને બેશ બનાવ. ૨૧
દશરથભૂપે વિપ્ર સહુ, બોલાવ્યા તે વાર ;
દાન માન સન્માનથી, કર્યા પૂર્ણ ધરિ પ્યાર. ૨૨

ચરણ કમળરજ શીશ ધરિં, નમ્યા વિપ્ર ને પાય ;
આશિષ પામ્યા વિપ્રની, હર્ષિત કૌશલરાય. ૨૩
સમરિ ગજાનન ગુણનિધી, પ્રેમે કર્યું પરિયાણ ;
થયા વિવિધ મંગળ શુકન, હરખ્યા રઘુકુળભાણ. ૨૪
વરષાવે ફુલ હર્ષિ સુર, કરે અપ્સરા ગાન ;
ચાલ્યા દશરથ અવધપુર, મુદિત વગાડિ નિશાન. ૨૫

## માલિની છંદ.

નૃપકરિ વિનતી ને, ફેરવ્યા મ્હાજનોને ;
પછિથિ સકળ સ્નેહે, તેડિયા માગણોને ;
ભુષણ વસન વાજી, દાનમાં હાથિ દીધા ;
પ્રિતિથકિ પરિતોષી,[૩૦] સર્વને રાજી કીધા.
રઘુપપતિ ગુણગાથા, ભાવથી વિર્દ ભાખી ;
જન સકળ ફર્યાંત્યાં, રામને ઊર રાખી ;
વળિ વળિ કહ્યું મૂખે, કોડથી કૌશલેશે ;
જનક ન મન ચાહે, ફરવું પાછાં વિશેષે. ૨
ફરિ કહ્યૂં અવધેશે, અર્જ ઊરે ધરોને ;
અતિ ઘણું દુર આવ્યા, ભૂપ પાછા ફરોને ;
રથથિ ઉતરિ ઊભા, ભૂપતી ત્યાં પછીતો ;
નૃપતિ અવ વળોને, વીનવૂં પ્રેમ બ્હીતો. ૩
નયન પ્રતિ વધ્યાંત્યાં, પ્રેમવારી પ્રવાહે ;
અરસ પરસ ડૂબ્યા, પ્રેમ અંબૂધિમાંહે ;
તિરહુતિ કર જોડી, બોલિયા તેહવારે ;
વચન અમિ ભરેલાં, સ્નેહનાં સુપ્રકારે. ૪
કરૂ વિનય હું સ્વામી, કોડથી કેવિરીતે,
દિધિ અધિક વડાઈ, મૂજને આજ પ્રીતે ;
નિજ સજન સબંધી, પ્રેમિ હિતેચ્છુ પેખી,
સહુ વિધિ સનમાન્યા, કૌશલેશે સુલેખી. ૫
અરસ પરસ પ્રીતી, ઉરમાં ના સમાતી,
મળણ વિનય પેખી, જાન સૌ રાજી થાતી ;
તિરહુતિ શિશ નામે, સૌ મુનીના સુપાદે,
અતિ સુખ નૃપ માને, ઋષિ આશીરવાદે. ૬

## દોહરા.

સાદર પછિ જામાત્રને, ભેટયા ભુપ ભલિભાત ;
રૂપ શીળ બળ ગુણનિધી, ન્હાણા સરવે ભ્રાત. ૧
જનક જોડિ કરકમળ બે, વદે રામ સંગાથ ;
વચન પ્રેમભર અતિ વિનિત, સુણો રામ રઘુનાથ. ૨

## તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાના વાસી.

"એરાગ."

વદે જનક શ્રી રામની સાથરે, પરીપૂરણ પ્રેમે,
સુણે સાદર શ્રી રઘુનાથરે, પરીપૂરણ પ્રેમે. ટેક
કરૂ વખાણ કેવી રિતેરે, ભૂપતી ભાનૂવંશ ;
મુનિ મન મીન પયોનિધીરે, છોમહેશ્વર માનસ હંસરે
પરીપૂરણ પ્રેમે. ૧
યોગીજનો યોગ સાધતારે, કોડથી જેને કાજ ;
મદ મમતા મોહ ક્રોધનોરે, તનથિ ત્યાગ કરી ધરી લાજરે
પરીપૂરણ પ્રેમે. ૨
વ્યાપક બ્રહ્મ બ્રહ્માંડમાંરે, અલખ અને અવિનાશ ;
નિર્ગુણ પણ ગુણપુંજછોરે, ચિદાનંદ સકળ ઉરવાસરે.
પરીપૂરણ પ્રેમે. ૩
જાણી શકે નહી જેમનેરે, વાણી સહિત મન કાય ;
તર્ક ન પ્હોચે કોયનોરે, અનુમાની સકળ જન ગાયરે.
પરીપૂરણ પ્રેમે. ૪
મહિમા નિગમ નેતિ કહીરે, સંત નિરંતરગાય ;
જે ત્રણકાળ બ્રહ્માંડમાંરે, રહે નિત્ય એકરસ પ્રાયરે.
પરીપૂરણ પ્રેમે. ૫
તે તમ નેત્રગોચર થયારે, સર્વ મને સુખમૂળ ;
સહુને સુલભ જગજીવનેરે, અખિલેશ્વર છો અનુકૂળરે.
પરીપૂરણ પ્રેમે. ૬
દીધી વડાઈ તમે મનેરે, સુલ્લભ સર્વ પ્રકાર ;
નિજજન જાણી દયાકરીરે, વાર વાર જાઊં બલિહારરે.
પરીપૂરણ પ્રેમે. ૭
દશ સહસ્ર મળી શારદારે, સહસ્ર મળિ વળિ શેષ ;
કોટિક કલ્પ લગી કથેરે, વરણિ વરણિને વદને વિશેષરે.
પરીપૂરણ પ્રેમે. ૮
પણ મારાં ભૂરિ ભાગ્ય ને રે, આપતણા ગુણગાથ;
વિધિએ વખાણિના કહિ શકેરે, સુણો સાદર શ્રી રઘુનાથરે.
પરીપૂરણ પ્રેમે. ૯
હું કશું કહુંછું મારે બળેરે, અન્ય ન જાણું વાત ;
રીઝ્યા તમે રઘુનાથજીરે, થોડે પવિત્રસ્નેહે ભલિભાતરે.
પરીપૂરણ પ્રેમે. ૧૦
વારંવાર હૂં માગુછૂંરે, કરજોડી આકાળ ;
તમ ચરણે મન માહરૂંરે, રહે લાગ્યું સતત પ્રતિપાળરે.
પરીપૂરણ પ્રેમે. ૧૧

---

૩૦ સંતોષ પમાડીને.

સુણિ રચના વચનોતણીરે, પ્રેમજળે તે વાર;
સસરાનું મન સંતોષિયુંરે, પૂર્ણ કામ રામ ઊદારરે;
પરીપૂરણ પ્રેમે. ૧૨
સનમાન્યા સસરાને બહુ વિધેરે, વિનય કરી રઘુનાથ;
કૌશિક તાત વસિષ્ઠ સમરે, જાણી વડિલ જોડી બે હાથરે.
પરીપૂરણ પ્રેમે. ૧૩
વિનતિ કરીબહુ ભરતનીરે, જનક ભુપે એ વાર;
પ્રેમે હળીમળી તેમનેરે, દીધી આશિષ અતિ સુખકારરે.
પરીપૂરણ પ્રેમે. ૧૪
લક્ષ્મણ રિપુ સૂદનનેરે, ભેટ્યા નૃપ ભલિભાત;
પ્રેમ વિવશ અન્યોન્ય ત્યાંરે, નામે શિશ ફરી જોડી હાથરે.
પરીપૂરણ પ્રેમે. ૧૫

દોહરા.

વારંવાર વિવિધ વિધી, કરિને વિનય વડાઇ;
સજિને રઘુપતિ ચાલિયા, સંગ સકળ નિજ ભાઇ. ૧
જઈ જનકે કોડે ગ્રહ્યા, કૌશિક મુનિનાપાય;
ચરણરેણુ શિરપર ધરી, વીનતિ કરતા રાય. ૨
સુણો મુનિશ તમ દરશને, અગમ ન કશું આવાર;
પ્રતીતિ એ મન માહરે, સદૈવ છે સુખકાર. ૩
જે સુખ સુયશ સુસંપદા લોકપતી મન ચ્હાય;
મનોર્થ કરતાં મનવિષે, અતિશે સંકોચાય. ૪
તે સુખ યશ સુલ્લભ મને, નાથ આપ પરતાપ;
તમ દરશન અનુગામિ હૂં, મારાં ભાગ્ય અમાપ. ૫
કરી વિનય ફરિ ફરિ વળી, નમાવિ નેહે શીશ;
વળાવિ વળિઆ મહિપતી, પામિ મુનિનિ આશીષ. ૬
ચાલિ જાન સહુ જુગતિથી, ગડગડાવિ નીશાન;
નાનો મોટો સાથ સહુ, ચઢિ ચઢિને નિજ યાન. ૭
નિરખિ રામમુખ ગામનાં, નિર્મળ નર ને નાર;
પામિ નેત્ર ફળ સુખિ થયાં, વળ્યાં ત્યાંથિ નિરધાર. ૮
મધ્ય મધ્ય શુભ વાસકરિ, પંથલોક સુખદાન;
અવધ સમીપ પવિત્રદિન, આવિ પ્હોચિ સહુ જાન. ૯
નિશાન ગગડ્યાં વિવિધ વિધિ, ભેરિ શંખ ધ્વનિ ઢોલ;
હણહણાટ હય ગજ ધ્વની, થઈ રહ્યું ઝાકમઝોળ. ૧૦
ડમ ડમ ઝાંઝ મૃદંગ અતિ, શરણઈના શુભ રાગ;
જે સાંભળિ મુનિ બ્રહ્મની, સુરતા કરતા ત્યાગ. ૧૧
પુરવાસી નરનારિઓ, સાંભળિ આવતિ જાન;
ગાત્ર પ્રેમ પરિપૂર્ણમાં, સહુ મન મુદિત સમાન. ૧૨
નિજ નિજ ઘર મનહર અધિક, શણગાર્યાં સુપ્રકાર;
હાટ વાટ પુરદ્વાર સહુ, બહુ વિધ બન્યાં બજાર. ૧૩
સીંચિ અરગજાએ સહૂ, ગલિઓ શેરી પોળ;
ચોકે મોતિ પુરાવિયાં, જ્યાં ત્યાં ઝાકમઝોળ. ૧૪
બન્યૂં બજાર વિવિધ વિધી, તે વખાણ્યું નવ જાય;
ધ્વજા પતાકા તોરણો, લતાવિતાન સુહાય. ૧૫
સફળ ઝાડ સોપારિનાં, કોમળ કદળિ રસાળ;
રમણિક રોપા રોપિઆ, બકુલ કદંબ તમાલ. ૧૬
લચી રહ્યાં ધરણીં ભણી, સુભગવૃક્ષ શુભ પાટ;
મણિમય ક્યારા ને કુંડાં, ઠામો ઠામ સુઠાઠ. ૧૭
મંગળ કળશ ભવન ભવન, રચ્યાંપ્રેમ સંગાથ;
સુર બ્રહ્માદિ વખાણતા, ન્યાળી વળિ રઘુનાથ. ૧૮
ભૂપ ભુવન તે અવસરે, અતિ અનુપમ સોહાય;
રચના દેખી મદન મન, ધન્ય ગણી મોહાય. ૧૯
મનહરતા સહુ મંગળિક, ઋધિ સિધિ સુખ શોભાય,
સુર સુરેંદ્ર હરિ હરતણાં, હૃદય એથિ લોભાય. ૨૦
જાણે દશરથ ભુવન સહુ, મનહર જગત ઉછાહ;
તનધરિ જોવા આવિયા, સીતા રામ વિવાહ. ૨૧
જોવા સીતા રામનાં, નિર્મળ નૌતમ રૂપ;
કોને થાય ન લાલસા. કહે એમ કવિભૂપ. ૨૨
વૃંદ વૃંદ મળિ ચાલિઓ, સહુ સોવાસણનાર;
નિજ છબિ રતિ મદ મોચની, ભામનિ રૂપ ભંડાર. ૨૩
સજે સુમંગળ આરતી, તર્તિબ તરૂણિ તમામ;
ભારતિ ધરિ બહુ વેષ જ્યમ, ગાય રામ ગુણગ્રામ. ૨૪
થાય કુળાહળ નૃપ ભુવન, સમય સૂખ તે સાર;
વરણ્યૂં જાય ન શેષ પ્રતિ, કવિ ક્યમ કરિ લ્યે પાર. ૨૫
કૌશલ્યા કેકઈ અને, સુભગ સુમિત્રા માત;
પ્રેમવિવશ નિજ તનદશા, ભુલ્યાં સર્વે ભલિભાત. ૨૬
દિધાં દાન બહુ વિપ્રને, પુજિ ગણેશ ત્રિપુરાર;
હર્ષિત પરમ દરિદ્રિ જ્યમ, પામિ પદારથ ચાર. ૨૭

હરિગીત છંદ.

મનમોદ પ્રેમપ્રમોદવશ યશ, પાત્ર માત સકળ ત્યહાં;
ચાલે ન ચરણ શિથિળ વિથળતન,જાનઆવવુંસુણ્યુંજ્યહાં;
નિજ રામ દરશન હેતુ ફરિ ફરિ, રાણિ અતિ અનુરાગિઓ;
સહુ પોંખવાનો વિવિધ વિધિએ, સાજ સજવા લાગિઓ. ૧
શુભ શંખ ભેરિ નફેરિ નોબત, વિવિધ વાજાં વાજતાં;
આનંદ મન મંગળ સકળ ત્યાં, શુભ સુમિત્રા સાજતાં;
દાધ દ્રો હરિત[31] હળદર સુપલ્લવ, પૂષ્પ સહુ અનુકૂળનાં.
તંબોળ મંગળ પુંગિફળ[32] દળ,[33] સકળ મંગળ મૂળનાં ૨

૩૧ લીલી દ્રો. ૩૨ સોપારી. ૩૩ પાંદડાં.

અક્ષત જવારા દિવ્ય રોચન, ધાણિ કુમકુમ ચોખલા ;
તુળસી વિરાજતિ મંજુ મંજરિ, સકળ મંગળમય કળા ;
પુરિ મંગળિક સામગ્રિ સરવે, સુભગ હાટકઘટવિષે[1];
જાણે રચ્યો સ્મરપંખિડાનો,[2] શોભિતો માળો દિસે. ૩
ન વખાણિ જાય સુગંધિ મંગળ, સાજ સજતી રાણિઓ ;
રચિ આરતી ગિત ગાતિ મનહર,શાણિ સજનિ સમાણિઓ;
ભરિ કનકથાળ સુમંગળિક ત્યાં, કરકમળ માતાલઈ;
પ્રફુલ્લિત્ત તન આનંદ મનથી, પોંખવા પ્રેમે ગઈ. ૪
ઘનઘોર નભ ધુપ ધુમ્ર ગોટે, જાણું શ્રાવણ માસનો ;
સુર સુમનવૃષ્ટિ સુરંગ જાણે, મેઘપંક્તિ વિલાસનો ;
અગણીત મણિમય શોભિતાં છે, મદનમદહર તોરણો ;
આકર્ષ્યું જાણ્યે ધનુષ ઇંદ્રે, કહું પ્રભાવ શું તેતણો. ૫
સંતાપ પ્રગટ જણાય જુગતે, ભુવન ઝરૂખે ભામિની ;
જાણ્યે ચતુર ચંચળ મનોહર, દમકતી છે દામિની ;
ધ્વનિશંખ દુંદુભિ ઝાંઝ જાણ્યે, ઘોરઘન નભ ગર્જતો ;
યાચક સુચાતક મોર દાદુર, જાણું કોળાહળ થતો. ૬
સુર ગંધ વૃષ્ટિ પવિત્ર કરતા, હર્ષભર આકાશથી ;
જાણ્યે પયોધર[3] વારિ વરષે, કવિ કહે શું સુખ કથી ;
સુખિ સકળ પુર નરનારિ શશિરૂપ, મોદવાદળમાં રહી;
જયરામ જય રઘુરાજ જય જય, રાજીથાય કહી કહી ;૭
જાણી સમય શુભ દીધિ આજ્ઞા, ગુરૂ વસિષ્ઠે તે સમે ;
અવધેશ નગર પ્રવેશ કરતાં, ગુરૂચરણકમળે નમે ;
ગિરિજા ગણેશ મહેશ સમરી, નિજ સમાજ સહીતથી ;
રઘુકૂળમણિએ સદ્ય કીધો, પુર પ્રવેશ સુપ્રીતથી. ૮
થાએ શુકન શુભ સુમન વરષે, દેવ દુંદુભિ વાગતાં ;
દેવાંગના નૃત કરતિ થૈ થૈ, ગીત મંગળ ગાવતાં ;
નટ ચતુર માગધ[4] સૂત[5] બંદી[6], દાન માન લઈ સુખે ;
ઉજ્વળ સુયશ ત્રણલોક જેના, ગાવતા તે યશ મુખે. ૯
જય શબ્દ નિર્મળ વેદતણિ વળિ, વિપ્ર વદનથકી ધ્વની ;
સુણિએ દશોદિશ મંગળિક અતિ, ગાતિ ગિત ગજગામની ;
શરણાઇ દુંદુભિ આદિ વાગ્યાં, વિવિધ વાજાં વાગવા ;
અનુરાગિયા નભ દેવ પુરજન, ભૂપ ભાગ્ય વખાણવા.૧૦
બનિ જાન વરણી જાય નહિં બહુ,શેષ કવિ શારદ પ્રતી ;
ન સમાય મન આનંદ સુખતે, પ્રેમથી સુણ પાર્વતી ;
પરણામ કીધો પુરજનોએ, ભૂપને તે અવસરે ;
સુખિઆ થયા સહુ રામ નિરખી, પૂર્ણ પ્રીતી અંતરે. ૧૧

દ્યે વારણાં મણિ ચીર શિરપર' વારિ બલિહારિ જઈ;
હર્ષાશ્રુ લોચન ગાત્ર પ્રફુલિત, સહુ પ્રજા સુખાણી થઈ;
ગિત ગાતિ આનંદીત આરતિ, કરતિ પુરની નારિઓ ;
હરખે કુંવરવર ચાર નિરખી, મોહ બાણનિ મારિઓ.૧૨
સુખપાલ સુભગ ઉઘાડિ પડદા, નારિ સરવે નગરની ;
વહુઓ વિલોકિ અનૂપ રૂપની, સૂખાણી સરવે બની ;
આવ્યા મુદિત મન રાજગૃહમાં, સૂખ દેતા સર્વને ;
માતા મુદિત મન પોંખતી ત્યાં, વધુ સહીત કુમારને. ૧૩

## દોહરા.

કરે આરતી ક્રોડ વિધ, માતા વારંવાર ;
પૂરણ પ્રેમ પ્રમોદનો, કો કવિ વરણે પાર. ૧
ભૂષણ મણિગણ કનકવળિ, વિવિધ વસ્ત્રની જાત ;
શિરપર વારિ ઉતારતી, અંબા[7] અગણિત ભાત. ૨
વધૂ સહિત અવિલોકિને, ચતૂર સુત નિજ ચાર ;
માતા પરમાનંદ મન, વાર વાર બલિહાર. ૩
વળિ વળિ સીતા રામની, છબિ વિલોકિ રૂપધામ ;
સકળ જીવન જગ લેખિને, આનંદિત મન આમ. ૪
સીતા મુખ સૈયર સરવ, વળિ વળિ જોવા ચ્હાય ,
વખાણિ નિજ સુકૃત અને, ગીત મધૂરાં ગાય. ૫
ક્ષણ ક્ષણ ફુલવૃષ્ટી કરે, આકાશે રહિ દેવ ;
ગાતા નૃત કરિ નાચતા, વિવિધ લાવતા સેવ. ૬
અવિલોકી એ અવસરે, મનહર જોડી ચાર ;
ઉપમા સહુ શોધી વળી, શારદ પામી હાર. ૭
દેતાં ઉપમા ભારતી, સંકોચાઈ સ્હેજ ;
અન્ય ન એ સમ અવનિપર, એ સમાનતો એજ ;
રહી એક ટગ ન્યાળિને, શારદ મન હરખાય;
જીવો જોડિ જગ અમર રહિ, હર્ષિત કૌશલ રાય. ૯
વેદનીતિ કુળરીતિ કરિ, અતિ ઉમંગભર માત ;
વધૂ સહિત સુત પોંખિ સહુ, લઈ ચાલી સંગાત. ૧૦
રાજમ્હેલ મણિમય જડિત, શોભા અપરંપાર ;
ધરતા પદ પટ પાથર્યે, ચાલ્યા ચતુર કુમાર. ૧૧
સુભગ ચાર સિંહાસનો, થાકે જોતાં નેત્ર ;
જાણ્યે કામે નિજ કરે, રચ્યાં મોહનિ ક્ષેત્ર. ૧૨
તે ઉપર વર કુંવરિને, બેસાડ્યાં ધરિ હીત ;
સાદર પાય પવિત્ર પછિ, પખાળિઆ અતિ પ્રીત. ૧૩
ધૂપ દીપ નૈવેદ સહુ, કર્યૂં વેદ વિધિ સાર ;
વર કન્યા મંગળનિધી, પૂજ્યાં પ્રેમ અપાર. ૧૪

---

૧ સોનાના ઘડામાં. ૨ કામદેવના પક્ષિનો. ૩ મેઘ. ૪ વંશાવળી જાણનાર. ૫ ઈતિહાસ જાણનાર, વહિવંચા. ૬ વખાણકરનાર.

૭ માતા.

શિરપર વારિ ઉતારતી, મંગળ વસ્તુ અનેક;
માગણ મોજે માણતા, વખાણતા સુવિવેક. ૧૫
વાર વાર આરતિ કરે, ચમર ઢળે વર શીશ;
માતા પરમાનંદ મન, શકે ન વરણિ અહીશ. ૧૬
જાણ્યે પામ્યા યોગિજન, પરમ તત્વ પ્રભુસાર;
સતત રોગિજનને મળ્યો, જાણ્યે સુધાઅહાર. ૧૭
પારશ જાણ્યે પામિઓ, જન્મ દરીદ્રી જંત;
પામ્યો જાણ્યે આંધળો, લલિત લાભ લોચંન. ૧૮
જાણ્યે મુંગા મુખે વસી, સહુવિધિ શારદ માત;
રણમાં જય શુર પામતાં, થાય જેમ રળિઆત. ૧૯
એ સુખથી શતકોટિ સુખ, અંબા મન આનંદ;
ભ્રાત સહીત વિવાહઘર, આવ્યા રઘુકુળ ચંદ. ૨૦
લોકરીતિ જનની કરે, વર કન્યા શરમાય;
મોદ વિનોદ વિલોકિ બહુ, રામ હસે મનમાંય. ૨૧

### ચોપાઈ ત્રિતાળની.

દેવ પિતૃ પૂજ્યા સારી રિતે, મન સંપૂર્ણ ભાવ સહીતે;
માગે શિવપાસે બંદી સુજાણ, ભ્રાત સહિત રામને કલ્યાણ. ૧
અંતરહિત સુર આશીષ દેતા, અંબા અંચળ ભરિ ભરી લેતાં;
ભૂપે બોલાવી સરવે જાન, આપ્યાં વસ્ત્ર ભુષણ મણિ યાન. ૨
આજ્ઞા પામી ધરી ઊર રામ, રાજી થૈ ચાલ્યા નિજનિજધામ;
પુર નરનારી સૌને બોલાવી, દે પેરામણી જે મન ભાવી. ૩
જે જે યાચતા યાચક વૃંદ, તે તે દે ભુપ સહ આનંદ;
વાજાં વાળાને સેવક સહુને, દાન માનથી સંતોષ્યા બહુને. ૪
દે આશીષ કરી પરણામ, ગાતા દશરથના ગુણગ્રામ;
ગુરૂ સહિત પછી કૌશલેશ, કીધો પ્રેમે ભોવન પ્રવેશ. ૫
જે વસિષ્ઠે આજ્ઞા દીધી, લોક વેદ વિધિ સહુ કીધી;
ભીડ બ્રાહ્મણોની જોઈ રાણી, ઉઠિ સાદર સદ્‌ભાગ્ય જાણી. ૬
પ્રેમે સૌના પખાળ્યા પાય, સૌને સ્નાન કરાવ્યાં ત્યાંય;
પૂજા કીધી પછી ભલિ રીતે, કરાવ્યાં ભુપે ભોજન પ્રીતે. ૭
પરીપૂર્ણ કર્યા દાનમાને, ચાલ્યા આશીષ દેતા નિદાને;
બહુ વિધિએ વિશ્વામિત્રકેરી, ભૂપે પૂજા કીધી ઘણેરી. ૮
મમ સમ ધન્ય અન્ય ન નાથ, કહિ દશરથે જોડ્યા હાથ;
ભૂપે કીધી અનેક પ્રસંશા, જયજય ગાધીકુળ[૮] અવતંસા. ૯
રાણિ સહિત પ્રેમે તે દીશ, મુનિની પદ રજ ધરિ શીશ;
મ્હેલ મધ્ય દીધો શુભ વાસ, મહા મનહર ધામ પ્રકાશ. ૧૦

નૃપરાણી વૈભવ ભોગવતાં, રહે મુનિનું મન જોગવતાં;
પૂજ્યા પછિ ગુરૂપદ અતિ પ્રેમ, કર્યો વિનય વળી બહુ એમ;
વધૂ સહિત સકળ કુમાર, રાણિ સહિત મહીશ ઉદાર;
વારેવારે ગુરૂપદ વંદે, દે આશીષ મુનિશ આનંદે. ૧૨
કર્યો વિનય હૃદય અનુરાગે, સુત સંપદા સૌ મેલિ આગે;
લાગા[૯] માગી લિધા મુનિરાએ, દેઇ આશિષ મનહર ખાએ. ૧૩
રાખી ઉર રામ સીતા સમેત, હર્ખિ ચાલ્યા વસિષ્ઠ નિકેત[૧૦];
વિપ્રવધુ કુળવૃધ્ધા બોલાવ્યાં, સુંદર ચીર ભુષણ પેરાવ્યાં. ૧૪
પછી બોલાવી સૌ સોવાસણી, રૂચિ વિચારી દે પેરામણી;
હક્ક સહિત યોગ્ય સહુલે છે, ભાવ સહિત ભૂપમણિ દે છે. ૧૫
પ્રિયપૂજ્ય અતિથિ સમમાને, સનમાન્યાં નૃપે માનેદાને;
દેવો નિરખીને રામવિવાહ, ફૂલવરષાવે ધન્ય ઉછાહ. ૧૬

### શાર્દુલ વિક્રીડિત છંદ.

ચાલ્યા પામિ અપાર સૂખ અમરો, દુંદુભિ દેતા ઘણી;
કેહતા સૌ યશ રામના નિજમુખે, આનંદ રૂપે બણી;
સૌરીતે નરનાથને સરવને, આનંદ આનંદતા,
એ ઉચ્છાહ ઉરે રહ્યો ભરિપુરી, શ્રી શંભુને વંદતા. ૧
ધાર્યો પાય પ્રિતે ભુપાળમણિએ, રાણી નિવાસે રૂડે,
જોયા ત્યાં વધુઓ સહીત કુંવરો, આનંદ નેત્રો વડે;
ખોળે મોદ સહીત લીધ મહિશે, ન્યાળે સુનેત્રો ભરી,
વર્ણીને કહિ કો શકે સુસુખને, શેષાદિ ગ્રંથો કરી. ૨
બેસાડી વહુઓ ભુપાળમણિએ, ખોળે મહા ખાંતથી;
વારંવાર વહૂ સહૂ હરખતી, એ લાડ જોઈ અતી;
રાણી વાસ સહૂ સમાજ નિરખી, આનંદમાને બહૂ,
સૌ આનંદ વિલાસના ઉદધિમાં, વર્ણી કહો શું કહૂં. ૩
કેહેછે ભૂપ મુખે થયો જયમ વિવા, પ્રેમે સહૂ રાણિને,
સૌને તે સુણિ હર્ષ થાય અતિશે, જુક્તે રૂડૂ જાણિને;
પ્રીતી રીતિ વડાઇ જે જનકની, દેવેંદ્રસી સંપદા,
સૌથી શીળ સનેહ ગૂણ ગરવા, સંબંધિને સૂખદા. ૪
તે સૌ ભાટનિ જેમ ત્યાં બહુવિધે, વર્ણ્યું ભુપે ભાવથી,
રાણી સૌ મનમોદ કર્ણિ સુણિને, લેખી રૂડા લાવથી;
ઊમંગે સહપુત્ર સ્નાન કરિને, ભૂપાળ ચૂડામણી,
બોલાવ્યા ગુરૂજ્ઞાતિ વિપ્ર સહુને, જે સર્વ શીર્ષોમણી. ૫
કીધૂં ભોજન ત્યાં અનેક વિધિએ, પકવાન સૂધાસમાં,
રાત્રી ગૈ ઘડિપંચ તેહ સમયે, સૌ લોક આનંદમાં;
ગાયા મંગળ ગાન ગાતિ હરખે, જાણ્યે ગિરા કોકિલા,
રાત્રી સૌ સુખમૂળ તે બનિ રહી, રાણી સહૂ સૂશિળા. ૬

૮ ગાધી રાજાના પુત્ર વિશ્વામિત્ર. એ પ્રથમ રાજા હતા અને પછવાડેથી ઋષી વર્ગમાં ગણાયા. એમનું વૃતાંત કોઈ બીજે પ્રસંગે વિસ્તારથી આપશું.

૯ હક્ક. દાપાં. ૧૦ ઘેર.

### હરિગીત છંદ.

આચમન સર્વ જનો લઈ ત્યાં, ઊઠિઆ આસનથકી,
તંબોળનો મુખવાસ કરિ સહુ, રામ દરશ રહ્યા છકી;
અત્તર સુગંધતણા ફુવારા, અધિક ઊંચા ઊડતા,
ઘર પૂષ્પ વાસિત વાસ લઇ તે, સર્વ જન રાજી થતા. ૧
સુખધામ રામ નિહાળિ સરવે, પામિ આજ્ઞા ભુપની,
શિર નામિ સૌ નિજ ઘર ગયા, બલિહારિ રામ સ્વરૂપની;
સુવિનોદ પ્રેમ પ્રમોદ અતિશે, મહિપ મોટાઇ વળી,
એ સમય સાજ સમાજ રમણિક, અધિક મનહરતા વળી. ૨
કહિ ના શકે શૃતિ શારદા અહિ, વેદ વિધિ હર ગજવદન,
કહુ કોણ વિધિ વરણી હું તે સહુ,કળિ કવી મુઢતાસદન[૧૧];
ભુમિનાગ[૧૨] શિર ધરણી ધરે શૂં! ત્યમ ગજૂ શૂં માહરૂં,
પ્રભુતા પ્રભૂતણી પ્રેરણાકર, તે પ્રતાપથિ ઊચરૂં. ૩
સન્માનિ સહુ વિધ સર્વને ભુપ, રાણિઓ પ્રત્યે કહે,
સુખ સાજ મૃદુવાણી ઉચરિને, ભૂપ સુખ માની લહે;
પરઘેર એ સહુ આવિઓ છે, પૂત્રવધુઓ[૧૩] લાડકી,
માટે નયનનાં પલકની જ્યમ, રાખજો કહુંછૂં નકી. ૪
નિદ્રાવિવશ પરિશ્રમિત છે એ, કુંવર લાડકડા સહૂ;
જઈ શયન સદ્ય કરાવજો તમ, સત્ય વાત હું એ કહૂં;
કહિ એવું નૃપ વિશ્રામગૃહ ભણિ, જઇ કરી વિશ્રામિયા;
ચિત લાવિ રામચરણકમળમાં,અવનિપતિત્યાં પોઢિયા. ૫

### દોહરા.

સહજ સુભગ નૃપ વચન સુણિ, પથરાવિઓ પલંગ;
મણીજડિત્ર સુવર્ણમય, લાજે જોઇ અનંગ. ૧
કામધેનુપય ફીણ સમ, શુભ ઓછાડ સફેત;
તળાઇ કોમળ અતિ અનુપ, હરખ નિરખતાં ચેત. ૨
તર્તિબ તકિયા રૂ ભર્યા, ન વરણાય મતિ ધીર;
અત્તર સુગંધિમય સદન, મણિ ઝળકે મંદીર. ૩
સુંદર ચંદરવા રૂડા, રત્ન દીપ રમણીક;
જોયા તે જાણે સહૂ, કેતાં બને ન ઠીક. ૪
રૂચિર સેજ રચિ રામને, ઊઠાડ્યા અતિ હેત;
પોઢાડિયા પલંગમાં, માએ પ્રેમ સમેત. ૫
આજ્ઞા દિધિ સહુ ભ્રાતને, શયન કાજ રઘુરાજ;
નિજ સેજે જઈ તિમણે, શયન કીધ સુખસાજ. ૬

દેખિ શ્યામ કોમળ અને, મનહર તન ભલિભાત;
કહે સપ્રેમ ઉમંગભર, વચન સુખદ સહુ માત. ૭
પંથે જતાં બિહામણી, વક્ર વક્રિત્ર ગતિ ઘોર;
મારિ તાડિકા કોણવિધિ, તાત કરી બહુ જોર. ૮
ઘોર નિશાચર નિકટ ભટ, વિકટ રૂપ અતિ નીચ;
માર્યા સહિત સહાય ક્યમ,[૧૪] ખળ સુબાહુ મારીચ. ૯
મુનિ પ્રસાદ બલિહારિછે, તાત તમારી ખ્યાત;
દેશોદેશ પ્રસરિ છે, મધુર વચન કહે માત. ૧૦
કરિ રખવાળી યજ્ઞની, બંને ભ્રાત સુધીર;
ગુરૂ કૃપાથિ વિદ્યા સહૂ, પામ્યા હે રઘુવીર. ૧૧
તમ પદરજ શુભ લાગતાં, મુની ત્રિયા તરિ આપ;
ભરિપુરિ રહિ બ્રહ્માંડમાં, કીર્તિ તમારિ અમાપ. ૧૨
કમઠપીઠ વળિ વજ્રસમ, નગશૃંગસૂં[૧૫] કઠોર;
નૃપમંડળમાં શિવધનૂ, તોડ્યું એવું કરિ જોર. ૧૩
વિશ્વ વિજય યશ જાનકી, પામ્યા સુત ભલિભાત;
આવ્યા પરણીને ભુવન, ચતૂર ચારે ભ્રાત. ૧૪
સકળ અલૌકિક કર્મ તમ, સુધર્યાં સર્વ પ્રકાર;
કેવળ કૌશિક મુનિ કૃપા, જાણો મન નિરધાર. ૧૫
આજ સફળ જગ જન્મ અમ, સહુ વિધ પામ્યાં સુખ;
દેખિ તાત વિધુવદન[૧૬] તમ,દુસહ વિરહ ટળ્યું દૂખ.૧૬
જે દિન તમ દીઠા વિના, ગયો તાત ગુણધામ;
તે વિરંચિ લેખી શકે, શું મુખ કહું બહુ આમ. ૧૭
સંતોષ્યાં સહુ માતને, કહિ વિનીત શુભ વેણ;
સમરિ શંભુ ગુરૂ વિપ્રપદ, નિદ્રાવશ કિધ નેન. ૧૮
નિદ્રાવશ શોભે વદન, જગ મનહરતા ધામ;
જેવૂં સાંજ સમે દિપે, કમળ જળે અભિરામ. ૧૯
કરે ઘરોઘર જાગરણ, વનિતા રૂપવિશાળ;
દિએ પરસ્પર પ્રેમથી, માનુનિ મંગળગાળ. ૨૦
રજની અતિ રળીઆમણી, પુરિ રાજતી વિશેષ;
કહે રાણિ સજની જુઓ, ઘરઘર મોદ પ્રવેશ. ૨૧
સાસુ સુતાં લઇ સેજમાં, વધુ સ્વરૂપ ભરપૂર;
મણિધર જ્યમ નિજ શિરમણી, સુવે છુપાવી ઊર. ૨૨
જાગ્યા પ્રભુ પ્રાતઃસમે, કુરકટ[૧૭] ધ્વનિ સુણિ કાન;
જાણયે હરિગુણ ગાવતા, મધુર કંઠ લઇ તાન. ૨૩
બંદી માગધ સૂત તે, ગાય રામ ગુણગ્રામ;
પુરજન આવ્યા દ્વાર સહુ, કરવાને પરણામ. ૨૪
વંદિ વિપ્ર સુર શંભુ ગુરૂ, માત તાત ભલિભાત;
આશિષ પામ્યા સર્વની, મનાનંદ સહુ ભ્રાત. ૨૫

૧૧ અજ્ઞાનનું ઘર. ૧૨ પૃથ્વિપર ફરનારા સર્પ.
૧૩ દીકરાની વહુઓ.
૧૪ કેવીરીતે. ૧૫ પર્વતના શિખર જેવું.
૧૬ મુખચંદ્ર. ૧૭ કુકડા.

વદન વિલોકૂ જનનિએ, આશિષ દ સુખકાર;
ભૂપતિ સંગે ભ્રાત સહુ, આવ્યા જ્યાં નિજ દ્વાર. ૨૬
ભપ રહ્યા ત્યાં ભાવથી, ગયા સરજુ સહુ ભ્રાત;
શૌચક્રિયા સ્હેજે કરી. સ્નાન કર્યા સંગાત. ૨૭
પ્રાતક્રિયા કરિ ભ્રાત સહુ, આવ્યા તાતનિપાસ;
સ્હેજ શોભતા કુંવર સહુ, શોભાધામ પ્રકાશ, ૨૮

### વસંતતિલકા છંદ.

ભૂપે વિલોકિ ઉર લાવિ લિધા ભવાની,
બેઠા જઈ હરખિ પામિ રજા પિતાની;
દેખી સભા શિતળ રામનું રૂપ જાણી,
આ નેત્રલાભતણિ એ અવધી પ્રમાણી. ૧
આવ્યા વસિષ્ઠમુનિ કૌશિક હર્ષિને ત્યાં,
બેસાડિયા મુનિવરો શુભ આસને ત્યાં;
પૂત્રો સહીત પુજીને નૃપ ચર્ણ લાગ્યા,
બંને ગુરૂ નિરખિ રામરૂપેનુરાગ્યા. ૨
કહેછે વસિષ્ઠ ઈતિહાસ સુધર્મ કાણી,
સૂણે મહીશ સહ રાજકુમાર રાણી;
કૌશીક કર્ણિ મુનિમંન અગંમ ઝાઝી,
વાણી વસિષ્ઠમુનિએ અતિશે સરાજી. ૩
ત્યાં વામદેવ વદિયા કહિ સર્વ સાચી,
સર્વત્ર કીર્તિ મુનિની રહિ સત્ય રાચી;
આનંદ ઊર સહુનેજ થયો સુણીને;
ઉચ્છાહ ઊર અતિ સાનુજ રામ ગુણિને. ૪
નિત્યે ઉછાહ અતિ મંગળમૂળ એથી,
આનંદમાં દિન જતા સહુના સુખેથી;
આનંદ ભેર અતિ નિત્ય પુરી અયોધ્ધા,
જાણ્યે દિસે ઉમગિ મોદતણી પયોધા. ૫
શોધી સુદિન કર કંકણ છોડિયાં ત્યાં,
થોડો ન એ મન વિનોદ પ્રમોદસોતાં;
નિત્યે નવૂં સુખ સુરો નિરખી વખાણે,
યાચેછ જન્મ અવધે વિધિપાસ પ્રાણે[18]. ૬

### હરિગીત છંદ.

મન ચાહ્ય વિશ્વામિત્ર મુનિવર, નીજ આશ્રમ ચાલવા;
રઘુનાથના સુંદર વિનયવશ, મુનિ રહે પ્રિત પાળવા;
નિત નિત્ય શતગુણં ભાવ નૃપનો, વાધ્રતો મુનિ ઊપરે;
પરૂણાઈ મુનિવર મુખ વખાણે, હર્ષિને નિજ અંતરે. ૧
મુનિરાય માગિ વિદાય પછિ તો, રાયપણ અનુરાગિયા;
નિજસુત સહિત આગે ઉભા કર, જોડિ ચરણે લાગિયા;
મુનિનાથ આ સુત સંપદા તે, આપ કેરી જાણવી;
સુત ચાર સહિત હું દાસતમનો, પ્રીતિ ઉર અતિ આણવી. ૨
કરજો સતત તમ સ્નેહ મુનિવર, પુત્રપર અતિ ભાવથી;
દરશન મને દેતા રહે મુનિ, માગું તમપાસે કથી;
કહિ એવું નૃપ સુત રાણિઓસહ, મુનિતણે પદ લાગિયા;
આવે ન વાણિ મુખે કહે કશું, તમ પ્રતાપ સભાગિયા. ૩
મુનિનાથ આશિષ દેઇ વિધવિધ, ચોપ કરિને ચાલિયા;
કહિ જાતિ નથિ પ્રીતીનિ રિતિ રૂડિ, સહિત સ્નેહ વળાવિયા;
સહુ ભ્રાત સંગ સપ્રેમ રઘુવર, વળ્યા ઋષિ વળાવિને;
મનમાંય અતિ આનંદ રાઘવ, મુનિચરણ ચિત લાવિને. ૪
નૃપભક્તિ રામનું રૂપ અદભુત, વળિ વિવાહ ઉછાહને;
જાતા મુનીશ વખાણતા મન, અધિક વળિ નરનાહને,
રઘુકૂળ ગુરૂ અતિ જ્ઞાનિ ગંભિર, વામદેવ મહામુની;
કૌશિક કથા સહુ તેમણે કહિ, દશરથે તે સહુ સુણી. ૫
ગાધીતનયના સુયશ સુણિ મન, કૌશલેશ વખાણતા;
નિજ પૂણ્ય ભાગ્ય પ્રભાવ અદકો, જાણિ મન રાજી થતા;
પામી રજા પુરજન વળ્યા સહુ, સુત સહિત નૃપ ઘરગયા;
જ્યાં ત્યાં વિવાગુણગાવતા જન, રામ નીરખિ સુખિથયા. ૬
અતિશે પવિત્ર સુયશ ત્રિલોકે, વ્યાપિઓ રઘુરાજનો;
આનંદ વરણિ શકાય નહિં મુખ, અવધરાજ સમાજનો;
પરણી પધાર્યા રામ નિજ ઘર, અતિ ઉમંગે જ્યારથી;
આનંદ આવિ વસ્યા અવધપુર, સર્વ સુખપ્રદ ત્યારથી. ૭
ઉચ્છાહ રામ વિવાહથી અતિ, સર્વ જગ જેવો થયો;
શ્રૃતિ શારદા શિવ શેષ હરિથકિ, યથાસ્વં[19] જાયન કહ્યો;
કવિકુળ જિવન પાવન પ્રમાણી, મતિનુસાર ઉમંગથી;
રઘુનાથ સીતાના સુયશ અતિ; વરણવ્યા બહુ રંગથી. ૮
પ્રભુતા પ્રભુનિ પ્રભુગૂણ કથવા, પ્રેરનાર પ્રમાણછે;
હૂં તો છું કેવામાત્ર જડમતિ, પૂજ્ય રઘુકુળભાણછે;
મમ અધમ વાણિ પવિત્ર કરવા, રામયશ વરણી કહ્યા;
હરિભક્ત પ્રેમદ[20] **પ્રેમદાસ** પ્રતાપ લાયક ગુણ લહ્યા. ૯

### દોહરા.

રામ ચરિત્ર પવિત્ર અતિ, વારિધિ એહ વિશાળ;
પાર ન પામ્યા કો કવી, રચના કરી રસાળ. ૧
ઉપવિત વિવા ઉછાહ અતિ, સકળ સુમંગળ મૂળ;
ગાશે સુણશે તેહને, સદા રામ અનુકૂળ. ૨

૧૮ બળાત્કારે.

૧૯ યથાયોગ્ય. ૨૦ પ્રેમ આપનાર.

સીતા રામ પ્રતાપથી, તે જન આ જગમાંય ;
સદા સર્વદા પામશે, સુખની શીતળ છાંય. ૩
યાજ્ઞવલીક મુની કહે, ભરદ્વાજ મુનિરાજ ;
કથા શિવે ગિરિજા પ્રતે, કહી સર્વ સુખકાજ. ૪
નિત્ય પ્રીતિ સુણતાં નવી, હરિગુણ ભક્તિ અનૂપ ;
પામિ પાર્વતી પ્રીતથી, કહે એમ મુનિભૂપ. ૫
કઠણ કાળમળ ગ્રસિત જન, સાધન કાંય ન થાય ;
એવું માનિ રઘુવર ભજે, ગુણનિધિ તેજ ગણાય. ૬
મહા મોહનિશિમાં સુતાં, વીત્યા અગણિત કાળ ;
હરિપદ પ્રીતિ કરો હવે, ત્યાગિ કપટ જંજાળ. ૭
જે સપ્રેમ સાદર સુણે, સીતા રામ વિવાહ ;
તે ન પડે ભવકૂપ ફરિ, નિત તેમને ઉછાહ. ૮
**સપ્તકાંડ સાગર સુધા,** ભર્યા **રામગુણગ્રામ ;**
**તુળસિદાસકૃત સેતુ** ચઢિ, એક ઉતરિયા આમ. ૯
દિધ **પ્રસિદ્ધતા** રાણિના, દાણતણા સહુ દામ ;
**મોદીકુળભૂષણ** મહા, નિર્મળ **ત્રિભુવન** નામ. ૧૦
કવિ કુળ અમળ કુમૂદની, **મોદિ** અખંડિત **ચંદ ;**
**રઘુકેસરિ ઉર** અભ્ર જ્યાં, નહિત્યાં તિમિરગયંદ. ૧૧
નિર્મળ વંશપરંપરા, ઉદારતા અભિરામ ,
ચાલતિ આવી ચતુર્વિધ, કુળ અજવાળણ કામ. ૧૨
વરણવું શાં સહુ પૂણ્ય કૃત, સંક્ષેપે કહું સાર ;
સમાન દ્રષ્ટિથિ સુજનને, પોખે પરમ ઉદાર. ૧૩
દુર્ગમગઢ દુખિ મિત્રના, લેવા મન વિશ્રામ ;
પૂજ્ય અતીથી સમગણે, કવિજન કૂળ તમામ. ૧૪
લઘુ ઉમ્મરમાં લક્ષ બહુ, રઘુપતિ ચરણ સરોજ ;
શ્રીમદ નહિં સ્વપ્ને કદા, સ્તુતિ લાયક મનમોજ. ૧૫
સદ્સંગતિની પંક્તિમાં, મન લોભાય સદાય ;
વિદ્યા વિનય વિવેકમાં, ભડ ભરપૂર ભણાય. ૧૬
**સુધરે ભાષા ગુર્જરી, રાજિ થાય રઘુરાજ ;**
**કવિ નિભાવવા નિમિત આ,** એક પંથ દો કાજ. ૧૭
સદા કીર્તિ વૈભવ સુયશ, સુખ સંપદા સુપૂત્ર ;
વધજો જયમ શુદપક્ષમાં, વધે ચંદ્ર ઘરસૂત્ર. ૧૮
સદા સાનુકુળ એ ઉપર, રહો અહોનિશ ઇશ,
માગૂં શિવપદ વંદિ એ, કૃપાળ કૌશલધીશ. ૧૯
નૌતમ પ્રાંત્ત પુરાતનો, અતિ રસાળ **ગુજરાત ;**
ચારૂ **ચરોતર** તેહમાં, વિશ્વવિષે વિખ્યાત. ૨૦
અનુપ **ઉતરસંડાવિષે,** કવી કુટૂંબ નિવાસ.
પિતા ધનેશ્વરનો હું નિત, દામ વિનાનો દાસ. ૨૧
ઔદિચ ટોળકિયા અને, કશ્યપ ગોત્ર વિશાળ ;
શાખા માધ્યનિ સૌથિ શુભ, એ કુળ કવિ શિવલાલ ; ૨૨
રચ્યું મુંબઇ પુરિમાં રહી, રઘુવર બાળચરિત્ર ;
**પરમાનંદ** પ્રતાપથી, મળ્યે **મોદિ સન્મિત્ર.** ૨૩
હું છૂં કવિકુળ ચરણરજ, સૌને નામૂ શીશ ;
કવિતા ભેદ ન જાણું કશું, કરજો ક્ષમા કવીશ. ૨૪
સંવત ઓગણિસેં રૂડો, ઊપર ઓગણત્રીશ ;
પ્રેરી પ્રભુતા પ્રેમથી, કૃપાળ કૌશલધીશ. ૨૫
પોષમાસ શુદ પૂર્ણિમા, ચંદ્રવાર તણિ રાત ;
બાળકાંડ પદબંધ આ, પૂર્ણ થયો ભલિભાત. ૨૬
સીતા રઘુવર સૌથિ શુભ, સુખપ્રદ જગ માબાપ;
બોલો જય સહુ તેમની, કાપે ભવ પરિતાપ. ૨૭
દશરથ ચોક વિહારિ હરિ, માયા પતિ બ્રહ્માંડ ,
પ્રથમ સ્મરણ કરિ તેનું અવ, કહિશું અયોધ્યા કાંડ. ૨૮

બાળકાંડ સમાપ્ત.

તુળસીકૃત રામાયણ.
રજીસ્ટર નંબર ૪૧ સને ૧૮૭૨.
બાહારકોટ નવી કાપડ બજારની સામેની ગલી ઘર નંબર. ૧૮
મુંબઈ, ૧૪ મી ડિસેંબર ૧૮૭૨.
અંક ૧૬ મો.

# અયોદધા કાંડ.

## પ્રારંભ.



### શાર્દુલવિક્રીડિત છંદ.

વામાંકે જ પાર્વતી સતિ શિરે, ગંગાજી રાજે સદા ;
ભાલે બાળ શશી ગળે ગરળ છે, સર્પો ઉરે સર્વદા ;
કાન્તી ચંદ્ર સમાન ગૌરવરણી, સૌ સૂર શિરોમણી ;
હે સર્વજ્ઞ સદાય શંકર વિભો, રક્ષા કરો હૂં તણી. ૧

### દોહરા.

પ્રસન વદન ન થયૂં સુણી, અતિ શુભ રાજ્યભિષેક ;
ગ્લાનિ ન મુખ વનવાસ દુખ, મુખચર્યા સ્થિતિ એક- ૧
સદાય સ્હેજ પ્રસન વદન, મંગળપ્રદ મંજૂલ ;
ધનુષધારિ તે રઘુમણી, સતત રહો અનુકૂળ. ૨
નીલ કમળ શ્યામલ સુભગ, કોમળ અંગ કૃપાળ ;
વામઅંગ શોભિત સદા, સીતા રૂપ રસાળ. ૩
ધનુષ બાણ શુભ પાણમાં, રાજે શ્રીરઘુવીર ,
નમામિ રઘુકુળ નાથ,જગ, કરણ ભરણ રણધીર. ૪
શ્રી ગુરૂપદપંકજ રજે, મન દરપણ કરિ સાર ;
વરણૂં રઘુવર વિશદ યશ, જે દાયક ફળ ચાર. ૫
આશ્રયનૂં આ અવસરે, માગું કોટિ કલ્યાણ ;
વિમળ વાણિ દેજો મને, રાઘવ રઘુકુળ ભાણ. ૬
શ્રવણ કરો શ્રોતા સહૂ, ઉર ધરિ પતિ બ્રહ્માંડ ;
રામનામ ગુણગ્રામનો, અમળ અયોધ્યા કાંડ. ૭
આવ્યા પરણી જ્યારથી, અવધપુરીમાં રામ ;
નિત્ય નવલ મંગળ સકળ, પુર આનંદ તમામ. ૮
ચૌદ ભુવન ભૂધર ઉપર, વરષે સુકૃત મેહ ;
સુખવારી સર્વ સ્થળે, નિર્મળ મન જન દેહ. ૯

ઋદ્ધિ સિદ્ધિ સંપતિ નદી, ખળખળ પૂર પ્રવાહ;
ઉલટિ અવધ અંબુધિ ભણી, આવી મળી અથાહ. ૧૦
અવધ ઉદધિમાં રત્ન મણિ, પુર નરનારી જાત;
સુંદર સ્વચ્છ અમુલ્ય સહુ, શોભેછે ભલિભાત. ૧૧
કહિ ન જાય કશિ હૂં વતી, નગર વિભૂતિ વિશાળ;
જાણ્યે વિધિની એટલિજ, કરતૂતી એ કાળ. ૧૨
સહુ વિધિ સહુ પુરવાસિઓ, સુખિઆ સૌથી સાર;
રામચંદ્ર મુખચંદ્ર શુભ, નિહાળિને નિરધાર. ૧૩
આનંદિત અંબા સહૂ, સખિ સાહેલિ સહીત;
જોઇ મનોર્થલતા ફૂળિત, પૂરણ વાધે પ્રીત. ૧૪
શીળ સ્વભાવ સ્વરૂપ ગુણ, શ્રેષ્ટ સરવમાં રામ;
નિરખિ સાંભળી રાય મન, આનંદિત અભિરામ. ૧૫
એવી સહુ ઉર લાલસા, કહે મનાવિ મહેશ;
આપછતાં યુવરાજ પદ, દે રામને નરેશ. ૧૬

લાલ તમારો લટકો જોઈને, ચટકી લાગી મને પ્રેમતણી. "એરાગ"

એક સમે સતી જાનકિ સાથે, રાજ રૂપાળા રઘુકુળમણી;
બેઠાછે નિજ સુંદર ભોવન, જુગલ રૂપ સમાન બણી.
એક સમે સતી. ૧
ભુજ પ્રલંબ અને ઉર નેત્રો, વિશ્વ વિમોહ વિશાળ ઘણાં;
પિત વસન તન શ્યામલ શોભે,મનહરતામાં કશિ ન મણા.
એક સમે સતી. ૨
કોટિક કામ મોહાય વિલોકી, છેલછબીલી રામ છબી;
સીતાકર ચામર શુભ શોભે, શી ઉપમા કહું જોડિ નવી.
એક સમે સતી. ૩
તેહ સમય રૃષિ નારદ આવ્યા, સુરહિત મોકલિયાવિધિએ;
તેજ પુંજ તન કરતળ વીણા, હરિગુણ ગાતા ગુણનિધિ એ.
એક સમે સતી. ૪
દેખી રામ દુરથી નારદને, સહસા ઉઠિ ધાયા શ્રીહરી;
ભુજભરિ ભેટયા મન ક્રમ વચને, પ્રેમે દંડ પ્રણામ કરી.
એક સમે સતી. ૫
સાદર નિજ આસન બેસાડયા, હર્ષ હ્રદયમાં અધિક ધરી;
જાનકિએ તવ ચરણ પખાળ્યા, નિરખે મુનિવર નેત્રભરી.
એક સમે સતી. ૬
સીંચાવ્યૂં તે શુધ ચરણોદક, રઘુપતિએ નિજ ભુવનવિષે;
જગપાવન હરી શિશ ચઢાવ્યૂં, મન પ્રેમે પરિપૂર્ણ દિસે.
એક સમે સતી. ૭

સુણો તમે મુનિવર રઘુવર કહે,વિષયનિરત[૧] જે પ્રાણિ અતી;
અમ સરખા જે દેહભિમાની, અહનિશ મન કુપંથ ગતી.
એક સમે સતી. ૮
સદસંગત તવ થાય તેમને, જવ પ્રભુ સંતજ કૃપા કરે;
સંત પ્રતાપ અમાપ થકી તે, સ્હેજે વિશ્વ સમુદ્ર તરે.
એક સમે સતી. ૯
કારણ વિણ સંતો પ્રિય લાગે, જેને અંતરમાં અતિશે;
તે નરને નહિં ભવ આગે ફરી, હે મુનિનાયક કોઈ મિષે.
એક સમે સતી. ૧૦
તે કારણથી હું હે મુનિકુંજર,[૨] મ્હાભાગી તમ દરશનથી,
યદ્યપિ ગૃહકુટુંબ અનુરાગી, વિષયનિરત તન મન ધનથી.
એક સમે સતી. ૧૧
સુણિહરિવચનમધુરપ્રિયમુનિવર,અંતર અધિક વિચારકરે;
પરમ કૃપાળ લોકહિત માટે, રઘુવર મુખ એવૂં ઉચરે.
એક સમે સતી. ૧૨

## રાગ રામગ્રી.

પઢોરે પોપટ રાજારામના. "એરાગ"

સાંભળો શ્રીરઘુનાથજી, કહે મુનિ કરજોડી;
શી ઉપમા દઉં આપને, દઉં તેટલી થોડી. સાંભળો. ૧
તમ મહિમા રઘુનાથજી, કોથી વરણી શકાએ?
જાણુંછું હૂં કાંઈ જરા, કેવળ આપ કૃપાએ. સાંભળો. ૨
પ્રાકૃત પુરૂષની જેમ આ, કહ્યાં વચન વિવેકે;
તેથી ન કાંઈ ઘટી ગઇ, પ્રભુ પ્રભુતાઇ એકે–સાંભળો. ૩
ચાલી આવી છે સદાયની, ચાલ એ સુખદાઈ;
નિજ લઘુતા નિજ ભક્તની, કરો નાથ વડાઈ–સાંભળો. ૪
સ્હેજ સ્વભાવ છે આપનો, જન પ્રણતાનુરાગી;
જનહિત નરતન ધાર્યું છે, સદા વિષય વિરાગી.–સાંભળો.૫
માયા ગુણ ગો[૩] જ્ઞાનથી, છો અતિત અવિનાશી;
અજિતનામ અખિલેશ્વરા, દાસી છીત્યા તપાસી–સાંભળો.૬
જે પ્રભુ સમ કો નહિં અતી, વ્યાપક અજ[૪] સર્વત્ર;
સચરાચરને ઉદર ધરી, સુતા સુર શીરછત્ર–સાંભળો. ૭
અંબાના સ્તનનૂં જે પ્રભુ, પય પીવાને રોયા;
તે પ્રભુ કૌશલ્યાના કુંવર, મારી નજરે મેં જોયા–સાંભળો.૮
મમતા વિકાર રહીત જે, કોટી બ્રહ્માંડત્રાતા;
દશરથ સુત તે કહિ અમે, ગાઇએ સુખદાતા–સાંભળો. ૯

૧ વિષયમાં ગરક થઈ ગએલા. ૨ મુનિઓમાં શ્રેષ્ટ એવા. ૩ ઈંદ્રિઓ. ૪ અજન્મા. જેનો જન્મ નથી.

જપ તપ વ્રત યજ્ઞ યોગને, ધ્યાન દાન સટેકે[1];
વિમળ વૈરાગ્ય વિજ્ઞાનને, વળિ જ્ઞાન વિવેકે-સાંભળો. ૧૦
જતન કરે જોગેંદ્ર જે, પણ પામેછે કોય;
દીઠા પ્રગટ પ્રભુ અમે, ભક્તને વશ સોય.-સાંભળો. ૧૧
હઠ વશ સઠ સાધન કરે, અવનીમાં અનેક;
ભક્તિ વિના ભવસિંધુનો પાર પામે ન છેક-સાંભળો. ૧૨
જાણી શકે તે જાણજો, નિર્ગુણ સગુણ સ્વરૂપ;
મમ ઉરઅંબુજ[2]ભૃંગ[3]સમ, વસો કોશલ ભૂપ-સાંભળો. ૧૩
બ્રહ્મભુવન અવ[4] હું રહું, મારા રાજ રૂપાળા;
તમ ગુણગણ નિત્યગાવતાં,કાઢું દિવસ સુખાળા-સાંભળો. ૧૪
ઇચ્છા એવી મને ઊપજી, મમ અંતઃકરણ;
દીઠા ન દિવસ ઘણાથયે, સુખપ્રદ પ્રભુ ચરણ-સાંભળો. ૧૫
યદ્યપિ પ્રભુ સર્વ સ્થળે, છે સમાન સદાએ;
સગુણરૂપે મનમાન્યું મમ, જેને શંકર ધ્યાએ[5]-સાંભળો. ૧૬
આપ ભણી મને આવતાં, ચતુરાનને[6] જાણ્યો;
વિનય કીધો તેણે કોડથી,તેનો સંદેશો આણ્યો-સાંભળો. ૧૭
અંતરજામી શ્રી રામછો, જાણો સહુ મનકેરી;
ભક્તિવિવશ વીનતી કરૂં, માનીલેજો ઘણેરી-સાંભળો. ૧૮
જેને માટે પ્રભુ અવતર્યા, ધરી મનુજની કાય;
વેગે કરો હવે તે તમે, નિર્મળ નાથ ઉપાય-સાંભળો. ૧૯
વાર વાર કરી વીનતી, કાવ્યું છે કોશલેશ;
વિરંચિની વારે ચઢો, વળતું કહું શું વિશેષ,-સાંભળો. ૨૦

દોહરા.

સુણી વચન મુનિવરતણાં, મંદ હસ્યા પ્રભુ રામ;
હે મુનિ હજી વિરંચિ શું, ભય માને મન આમ? ૧
કશુંક દિવસ વીત્યા પછી, આવિ દેખશું વાત;
બ્રહ્માને સમજાવિને, કહેજો હે મુનિતાત. ૨
વાર વાર શિર નામતા, રામચરણ મુનિરાય;
બ્રહ્માનંદ અતુલ્ય તે, હૃદયવિષે ન સમાય. ૩
રામ રૂપ ઉરમાં ધરી, નારદ મુની નિદાન;
વિશદ રામ ગુણગ્રામનૂં, ચાલ્યા કરતા ગાન. ૪
સીતાને સમજાવ્યું તવ, રઘુપતિએ નિરધાર;
કરવા ચાહ્ય ચરિત્ર તે, સર્વ લોક હિતકાર. ૫
કરિએ સુરહિત માટ સતિ, અતિ ઉત્તમ ઊપાય;
પરહરિ ઠકરાઈ સહૂં, જઇએ અવ વનમાંય. ૬
જગસંભવ અસ્થીતિ લય, જેની ભૃકુટિ વિલાસ;
તે પ્રભુ યત્ન વિચારતા, કો વિધિ દૈત્ય વિનાશ. ૭

૧ ટેક સહિત. ૨ હૃદય રૂપી કમળ. ૪ હમણાં.
૫ ધ્યાન કરેછે. ૬ બ્રહ્મા.

## પ્રભાત.

જીભલડીરે તને હરીગુણ ગાતાં. "એરાગ"

એક સમે નૃપ રાજ સભામાં, સહિત સમાજ વિરાજેરે;
શોભા જોઈ તે રાજ સભાની, ઇંદ્ર સભા પણ લાજેરે.
એક સમે નૃપ રાજ સભામાં. ૧
સકળ સુકૃતની રૂડિ મૂર્તિ, દશરથકેરી શોભેરે;
રામ સુયશ સુણિ હર્ષ અતિશે, રૂપ અનુપ મન લોભેરે;
એક સમે નૃપ રાજ સભામાં. ૨
નૃપ રહે સહુ અવધપતીની, કૃપાના અભિલાખીરે;
લોકપતી પણ પ્રીતિ સંપાદે, રહેતા મરજી રાખીરે.
એક સમે નૃપરાજ સભામાં. ૩
ત્રિભોવને ત્રણકાળે જગતમાં, દશરથ સમ મ્હાભાગીરે;
કોય થયો નહિં થાશે નહિં કો, છે નહિં કોઈ સોહાગીરે.
એક સમે નૃપરાજ સભામાં. ૪
જેના સુત મંગળમુળ રઘુવર, કોટિક કામસી કાન્તીરે;
જે કશું કહિએ તે થોડું એને, છે સહુ સુકૃતપાંતિરે.
એક સમે નૃપરાજ સભામાં. ૫
સ્હેજે ત્યાં નિજરાજ સભામાં, દરપણ લીધૂં હાથેરે;
વદન જોઈ મુગટ ઠિક કીધો, હોંસે અયોધ્યાનાથેરે.
એક સમે નૃપરાજ સભામાં. ૬
કાન સમિપ શ્વેત[7] કેશ થયેલો, દીઠો તેહ નરેશેરે;
જાણ્યે ઘડપણમાં એરીતે, કેશ વિશેષ ઉપદેશેરે.
એક સમે નૃપરાજ સભામાં. ૭
દ્યો યુવરાજની પદવિ રામને, હે નૃપ મ્હા સદભાગીરે;
જીવન જન્મ સફળ કરી લ્યોને, શિવશંકર અનુરાગીરે.
એક સમે નૃપરાજ સભામાં. ૮
આણિ વિચાર ભુપે ઉર એવો, સુદિન સુઅવસર શોધીરે;
જૈ સંભળાવ્યૂં ગુરૂ ગણનિધિને, ભૂપતિ પૂણ્યપયોધીરે.
એક સમે નૃપરાજ સભામાં. ૯

તારૂં ગોકુળ જોવાને આવ્યરે, મથુરાના વાસી.
"એરાગ"

કહે ભૂપ સુણો મુનિ નાથરે, ગુણવંતા ગુરૂજી;
તમ ચરણ કમળ જોડું હાથરે, ગુણવંતા ગુરૂજી. ટેક.
સર્વ પ્રકારે આ સમેરે, રામ થયા સહુ યોગ્ય;
વૃદ્ધાપણું હવે માહરૂંરે, માટે ના ઘટે રાજ્યના ભોગરે.
ગુણવંતા ગુરૂજી. ૧

૭ ધોળા.

સેવક મંત્રિને સૌ પ્રજારે, પુરવાસી નરનાર ;
જે અરિ[૮] મિત્ર અમોતણારે, વળિ જેહ ઉદાસી અપારરે.
ગુણવંતા ગુરૂજી. ૨

સહુને વ્હાલો મારો રામછેરે, મારા થકીય વિશેષ ;
જાણ્યે આશિષ એ આપનીરે, ધરિ દેહ વિરાજે સુવેષરે.
ગુણવંતા ગુરૂજી. ૩

સપરિવાર વિપ્રો સહૂરે, હે મુનિ આપ સમાન ;
પ્રીતિ કરે રામ ઊપરેરે, સૌને વ્હાલો લાગે સમ પ્રાણરે.
ગુણવંતા ગુરૂજી. ૪

જે ગુરૂ પદ પંકજતણીરે, ધારે રજ નિજ શીશ ;
તે જાણ્યે વૈભવ જક્તનારે, કરે નિજવશ નાથ મુનીશરે.
ગુણવંતા ગુરૂજી. ૫

મારા સમાન આ સૃષ્ટિમાંરે, અન્ય થયો નહિં કોય ;
તમપદરજ પુજી પામિઓરે, સૌથિ વૈભવ ઉત્તમ સોયરે.
ગુણવંતા ગુરૂજી. ૬

નાગર ગુણસાગર કહીરે, વેદ અહોનિશ ગાય ;
તેહ આવ્યા મમ ભોવનેરે, મહા ભાગ્ય મારૂં ન વરણાયરે.
ગુણવંતા ગુરૂજી. ૭

જેષ્ઠ સુપુત્ર શ્રીરામછેરે, સર્વ જગત હિતકાર ;
સકળ વખાણતા સ્નેહથીરે, પુર નર નારી અપરંપારરે.
ગુણવંતા ગુરૂજી. ૮

નાથ હવે મન માહરેરે, એક રહ્યો અભિલાષ ;
તમ અનુગ્રહથી પુરો થશેરે, મને અંતર એવીછે આશરે.
ગુણવંતા ગુરૂજી. ૯

જાણિ પ્રસન્ન મુનિવરે, સ્હેજ સુધો જોઇ સ્નેહ ;
કીધું નરેશને કોડમાંરે, દ્યો રજા આપું માગો જેહરે.
ભણ્યા ભૂપતિ ભાવે. ૧૦

નામ સુયશ નૃપ આપનારે, છે અભિમત દાતાર ;
ફળ સૌ અનુગામી આપનારે, અભિલાષ શો મનમોઝારરે;
ભણ્યા ભૂપતી ભાવે. ૧૧

જાણિ સાનુકુળ સૌવિધેરે, પ્રથમ મહીસુરનાથ[૯] ;
બોલ્યા મૃદુ વાણી રાયજીરે, હસિમંદ જોડી બે હાથરે.
ગુણવંતા ગુરૂજી. ૧૨

હે મુનિનાથ શ્રીરામનેરે, દઉં હું પદ યુવરાજ ;
કરિને કૃપા પ્રભુજી કહોરે, તો તો કરિયે સાજ સમાજરે.
ગુણવંતા ગુરૂજી. ૧૩

ઉચ્છાહ એ થાય હું છતાંરે, લે લોક લોચનલાવ ;
શંકર સહુ સારૂં કરેરે, મુનિ આપ પ્રસાદ પ્રભાવરે.
ગુણવંતા ગુરૂજી. ૧૪

એ લાલસા મન માહરેરે, પછિ તન રહે કે જાય ;
શોચ નહીં તેનો કશોરે, પાછળ પસ્તાવો જેથી નથાયરે.
ગુણવંતા ગુરૂજી. ૧૫

આજ્ઞા માગી શ્રીરામનીરે, કુંવર ભરત સાનૂજ ;
પશ્ચિમ દેશે છે પરવર્યારે, મામાના હિતમાટ આવારરે.
ગુણવંતા ગુરૂજી. ૧૬

કરતાં વિચાર કશી રિતેરે, કરશો નહિ કાંઈ વાર ;
વળિ ઘડપણ થયું માહરૂંરે, ક્ષણભંગુર તન નિરધારરે.
ગુણવંતા ગુરૂજી. ૧૭

## દોહરા.

સુણિ મુનિ નૃપ દશરથતણાં, વચન સુભગ સુખકાર ;
મંગળમુળ આનંદમય, ભાવ્યાં હૃદય અપાર. ૧
સુણો ભુપતિ રહિ જેહના, જન વિમૂખ પસ્તાય ;
જીવનિ બળતરા જેહના, ભજન વિના નવજાય. ૨
થયા કુંવર તે તમતણા, હે સહુ ભુપ શિરતાજ ;
પરમ પ્રેમ અનુગામિ તમ, પવિત્ર તન રઘુરાજ. ૩
કશો વિલંબ કરો ન નૃપ, જઇ સહુ સજો સમાજ ;
સુદિન સુમંગળ તેજ જવ, રામ થાય યુવરાજ. ૪
આનંદિત થઇ મહિપતી, આવ્યા નિજ મંદીર ;
સેવક સચિવ સુમંત્રને, બોલાવ્યા મતિ ધીર. ૫
કહિ જય શીશ નમાવિયૂં, આવ્યા સહુ તે ઠામ ;
નૃપે સુમંગળ વચન તવ, સૂણાવિયાં તમામ. ૬
પ્રમુદિત થઈ ગુરૂએ મને, કહ્યાં વચન શુભ આજ ;
હે નૃપ દ્યો અવ રામને, પ્રેમે પદ યુવરાજ. ૭
માટે જો સહુ પંચમત, ઉચિત લાગતૂં હોય ;
કરો હર્ષે ઉર રામને, રાજ્યતિલક સહુકોય. ૮
આનંદિત મન મંત્રિનાં, સુણિ પ્રિયવાણી એજ ;
અભિમત જળ જાણ્યે પડ્યૂં, શુષ્ક છોડપર સ્હેજ. ૯
સચિવ સર્વે તેણે સમે, કરે વિનતિ કરજોડ ;
જય જય જય રઘુકુળમણી, જીવો વરષ કરોડ. ૧૦
જગમંગળ ભલું કાજ આ, વિચારિયૂં સુખકાર ;
નાથ તેહ વેગે કરો, કરશો નહિં કશિવાર. ૧૧
સુણી સુભાષણ સચિવનાં, આનંદિત મહિપાળ ;
વધે જેમ વેલી રૂડી, પામિ સુભગ તરૂડાળ. ૧૨
કહ્યું પછિ જઇ મુનિરાજને, ભૂપતિએ ધરિ ભાવ ;
આજ્ઞા જે જે આપની, કરિએ લેવા લાવ. ૧૩
રામ રાજ્યઅભિષેક હિત, આજ્ઞા આપો આજ ;
વેગેકરિ અતિ પ્રીત ધરિ, સજિએ સર્વે સાજ. ૧૪

[૮] શત્રુ. [૯] બ્રાહ્મણ.

હરખિ કહે મૃદુ વાણિથી, મ્હા ગંભીર મુનીશ ;
સકળ તીર્થનાં અમળજળ, આણો હે અવનીશ. ૧૫
ઔષધિ મૂળ સુમંગળિક, ફૂલ તથા ફળપાન ;
કહ્યાં નામ મંગળ ગણી, મુનિ તપતેજનિધાન. ૧૬
ચામર ચમર સુવસ્ત્ર શુભ, રેશમિ અધિક સુરંગ ;
અગણિત ગાલીચા રૂડા, દેખી થઇએ દંગ. ૧૭
મણિગણ મંગળ વસ્તુઓ, આણો તમે અનેક ;
જે જે યોગ્ય જગતવિષે, ભૂપતિને અભિષેક. ૧૮
વેદવિધી કરવા કહ્યૂં, સહુ મુનિ ગુણનિધાન ;
કહ્યૂં રચો વળિ પુરવિષે, વિધવિધ લતાવિતાન. ૧૯
સૌરભ[10] સોપારીતણાં, તથા સહિત દળ કેળ ;
રચો શેરિએ શેરિએ, પુર ચોપાસ સુવેલ. ૨૦
ચોકે મોતિ પુરાવિને, રચો રૂડા મણિસ્થંભ ;
બજાર સુભગ બનાવજો, થાય અનંગ અચંબ. ૨૧
પૂજો ગણપતિ ગૌરિને, કુળગુરૂ વળિ મ્હાદેવ ;
કરો સર્વ વિધિ ભૂપતી, સર્વ વિપ્રની સેવ. ૨૨
ધ્વજા પતાકા તોરણો, કનક કળશ સમ ચંદ ;
સજો અનોપમ અશ્વરથ, ઘણા વિચિત્ર ગયંદ. ૨૩
શિર ધરિ મુનિનાં વચન સહુ,લાગ્યા નિજનિજ કાજ;
હર્ષ સર્વને ઉર અધિક, રામ થાય યુવરાજ. ૨૪
સુણિ હર્ષ્યા નિજ હૃદયમાં, સર્વ સુમંત પ્રધાન ;
જીવન જન્મ સુફળ કરી, માને સહુ મતિમાન. ૨૫
જ્યાં ત્યાં કોટિક કાશદા, મોકલિયા તે વાર ;
સકળ સુમંગળ વસ્તુઓ, લૈ આવ્યા નિરધાર. ૨૬
કનક કળશ સજિ શોભિતા, ધરિઆ દ્વારે છેક ;
ગજ રથ શુભ શણગારિઆ,અનુપમ અશ્વ અનેક. ૨૭
બહુ વિધિ તોરણ બાંધિયાં, પટ મણિ ધ્વજા પતાક ;
નેજા જરિનાં ઝળહળે, જાણ્યે પ્રેમવિપાક. ૨૮
બન્યૂં નગર બહુ વીધિએ, વરણ્યૂં જાય ન આમ;
શોભા ચૌદભુવનતણી, છવાઈ રહિ તે ઠામ. ૨૯
જ્યાં જે આજ્ઞા મુનિવરે, દીધી સજવા સાજ;
ત્યાં તે જાણ્યે પ્રથમ કર્યું, કોડ ધરી સહુકાજ. ૩૦
મુનિ મનમાં પામે નહીં, ઇચ્છા કરવા કાંય;
સુમંત[11] તે વસ્તૂ પ્રથમ, લૈ આવેછે ત્યાંય. ૩૧
વિપ્ર સાધુ સુર ગૌરિ શિવ, પૂજે કૌશલરાજ ;
કરે રામહિત કોટિ વિધ, મહિપતિ મંગળ કાજ. ૩૨
સુણતાં અતિ સોહામણો, રામ રાજ્યઅભિષેક ;
વાજાં વાગે પુરવિષે, ચાલિ વધાઈ વિવેક. ૩૩
સીતા રામતણાં સુભગ, ફરકે મંગળ અંગ ;
સુકન જણાય સુહામણા ; અતિશે એહ પ્રસંગ. ૩૪
પ્રફુલિત થઈ અન્યોન્ય ત્યાં, કહેછે પ્રેમ સહીત ;
ભરથ આગમન સુચક આ,શુકન થાય અતિ હીત.૩૫
ભ્રાત ગયે બહુ દિન વિત્યા, ફિકર મને મન નેટ ;
સુકન પ્રતીતી એવિ મન, થાશે પ્રિયની ભેટ. ૩૬
ભરત સમાન જગતવિષે, વ્હાલૂં કોણ વિશેષ ;
માટે એજ શુકનનું ફળ, અન્ય નથી લવલેશ. ૩૭
શોચ હૃદયમાં રામને, બંધુતણો દિનરાત ;
કાચબિને ઇંડાંતણો, હૃદય શોચ જે ભાત. ૩૮
એ તક મંગળ પરમ સુણિ, હરખ્યો રાણિવાસ ;
શોભિત શશિપ્રિછિ જયમ વધે,વારિધિ લ્હેર વિલાસ.૩૯

### રાગચોપાઈ ત્રિતાળની.

જઈ પ્રથમ જેણે રાણિવાસે, ખાધી વધામણી ઉલ્હાસે ;
વસ્ત્ર ભૂષણ પામ્યા તે ભારી, શું હું વરણી શકું તે વિચારી.૧
પ્રફુલિત તન મન અનુરાગી,મંગળસાજ સૌ સજવા લાગી;
પુર્યાં ચોકે મોતી અપાર, શાણાં માત સુમિત્રાએ સાર. ૨
દીપે મણિમય વિધવિધ રીતે,શોભા ચૌદ ભુવનની એવી તે;
આનંદ મગ્ન કૌશલ્યા દેવી, તેડાવિ દ્વિજ દે દાનસેવી.૩
પુજ્યા ગ્રામદેવ સુર નાગ, માની માનતા વળિ બળિભાગ
વારંવાર કૌશલ્યા વંદે, ગૌરિ પુત્ર ગણેશ આનંદે. ૪
પુરા કરજો મનોરથ મારા, હે ગજાનન ગુણગાઉં તારા ;
પ્રભુ પ્રેરજો જઈ ભુપ ઉર, મતિ દ્રઢ એવી રહે ભરપૂર. ૫
જે ઇચ્છા રહી મનમાં ઠસી, કરજો પુરી પ્રભુ ઊર વસી;
જે રીતે હે ગણેશ સુજાણ, મારા રામને હોય કલ્યાણ. ૬
કૃપા કરીને તે દ્યો વરદાન, નથી માગતિ હું કશું આન ;
કોકિલ કંઠી સુમંગળ ગાય, ચંદ્રવદના ચિત હરખાય. ૭
બાળમૃગનયની સ્વર મધુરે, સરખી સખિઓ મળી રાગપૂરે;
સુણી રામને રાજ્યભિષેક, હરખ્યા ઉર નરનારી વશેક. ૮
સજવા લાગી મંગળ સહુ નારી, વિધિને અનુકુળ વિચારી;
તે સમે ત્યાં વસિષ્ઠને પ્રીતે, બોલાવ્યા મહિપતીએ હીતે. ૯
મોકલ્યા શિખ દેવાને સારી, રામચંદ્રના ભુવને વિચારી ;
સુણી ગુરૂનું આગમનશ્રીરામ,દ્વારઆવીકર્યોપરણામ. ૧૦
દઈ અર્ઘ સાદર ઘેર આણ્યા, ષોડશ ભાંતિ પુજી સનમાન્યા;
ગ્રહ્યા ચરણ સીતાસોત દોડી,બોલ્યા રામ કમળકરજોડી.૧૧
સેવક ઘર સ્વામિનૂં આગમન, મંગળ મૂળ અમંગળ દમન;
તો પણ રીત છે એહ ઉચીત, હે ગુરૂજી કહું તે સમીત. ૧૨

૧૦ આંબો. ૧૧ એ નામનો પ્રધાન.

તેડાવીએ સેવક નિજ ઘેર, એ છે સ્વામીતણી શુભપેર ;
તજી પ્રભુતા કીધા પ્રભુ સ્નેહ,થયુ પવિત્ર આજ મમગેહ.૧૩
આજ્ઞા હોય તે કરિએ કાજ, છું શેવક તમનો મુનિરાજ,
સુણી સ્નેહ ભર્યા શુભ વચન,મુની મનમાં થયાછે પ્રસન્ન૧૪
રઘુવરનો વિવેક વખાણ્યુ, મુનિવર મન આનંદ માણ્યુ,
વદ્દા વચન વિવેક પ્રકાર, સૂર્યવંશીના છો શણગાર. ૧૫

દોહરા.

વરાણી શીળ સ્વભાવ શુભ, રઘુવરનો મુનિનાથ,
બોલ્યા પ્રેમે પ્રફુલ્લ થઈ, મુનિ રઘુવર સંગાથ.
ભૂપ સજેછે ભાવથી, અભિષેકનો સમાજ,
ચાહ્ય તમોને આપવા, ભૂપતિ પદ યુવરાજ. ૨
પાળો વૃત્ત[12] વિવિધ વિધી, રામ તમેતો આજ,
જેથી નિર્વિઘ્ન વિધી, સર્વ નિવેડે કાજ. ૩
ગુરૂ વસિષ્ઠ શિખ દેઇને, ગયા રાયની પાસ,
વિસ્મય પામ્યા રામ મન, જે અખંડ અવિનાશ. ૪
સાથે જન્મ્યા ભ્રાત સહુ, ભોજન શયન ક્રિડાય,
કર્ણવેધ ઉપવિત વિવા, સાથે સર્વ સદાય. ૫
સંગ સંગ ઉચ્છાહ સહુ, કીધા મળિ સહુ ભ્રાત,
પ્રેમ પરસ્પર સર્વનો, વખાણાય નહિંવાત. ૬
વિમળ વંશમાંહે શું આ, અનુચિત જોઊં એક,
જેષ્ઠ કુંવરને બંધુ તજીઁ, કરવો રાજ્યભિષેક. ૭
પ્રેમ સહિત પસ્તાવું તે, રઘુપતિકેરૂં વિશેષ,
હરે ભક્ત મન કુટિલતા, સતિને કહે મહેશ. ૮
લક્ષ્માણ આવ્યા તે સમે, મગન પ્રેમ આનંદ ,
સન્માન્યા પ્રિય વચન કહિ, રવિકુળ કુમુદનિ ચંદ. ૯
વાજાં વાગે વિવિધ વિધિ, પુર ઘર ઘર આનંદ,
જાય વખાણ્યો કયમ કરી, કળિનો કવિ મતિમંદ. ૧૦
ભરત આગમન સર્વ જન, મનાવતાં મન સાથ,
લોચન ફળ સહુ પામશું, દેખિ ભરત ભલિભાત. ૧૧
હાટ વાટ ઘર ગલિ કુંચી, બેઠક તથા બજાર,
કહે પરસ્પર પ્રેમવશ, નગરતણાં નરનાર. ૧૨
પ્રાતયોગ[13] અભિષેકનો, કાલ જતાં શી વાર ;
પુરશે વિધિ અભિલાષ અમ, અતિશય બની ઉદાર. ૧૩
સકળ કહે અન્યોન્ય ત્યાં, કયારે થાશે કાલ;
વિઘ્ન મનાવે દેવ સહુ, જેમનિ અતી કુચાલ. ૧૪
અવધ વધાઇ તેમને, ભાવિ ન મન ભલિભાત ;
ચિત ભાવે નહિ ચોરને, કહિએ ચાંદનિ રાત. ૧૫
બોલાવી ત્યાં શારદા, કર્યો વિનય સહુદેવ ;
વારંવાર ચરણ પડી, સુર સહુ કરતા સેવ. ૧૬
વિપતિ અમારિ વિલોકિ અતિ, માત કરો એ કાજ;
રામ જાય વન રાજતજિ, થાય સકળ સુરકાજ. ૧૭

છપા.

સાંભળિ સુરનો વિનય, ઉભી ભારતિ પસ્તાતી,
થઈ હિમરાત્રી હૂંજ,કમળવનકેરી ઘાતી,[14]
શારદ મનનો શોચ, દેખિ કહે દેવ વિચારી,
નથી થોડિપણ બોડ, શારદા માત તમારી,
છે રામ હર્ષ વિસ્મય રહિત, મોહરહિત માયાપતી,
જાણોછો રામસ્વભાવ તમ, માત શારદા શુભમતી. ૧
જીવ કર્મવશ સર્વ, દુઃખસુખના છે ભાગી.
જાવ અવધપુર માત, દેવના હિત અનુરાગી,
વારવાર પદગ્રહ્યા, શારદા સંકોચાઇ,
સુરમતિ ભુંડી વિચારિ, ચાલિ રવિકુળ દુખદાઇ,
છે વાસ ઊંચ કરતૂતિ નિચ, દેવ અદેખા છે અતી,
ન શકે વિલોકિ પર સંપદા, શારદ હૃદય વિચારતી. ૨
આગલું કાજ વિચારિ, શારદા મન ખુશિથાતી,
કરશે મુજ ચાહના, કુશળ કવિએ બહુભાંતી,
હર્ષિ હૃદયમાં એમ, આવિ દશરથપુર ધાઇ,
જાણ્યે પડિ ગ્રહદશા, અધિક દુઃસહ દુખદાઇ,
કૈકઈનિ દાસિ હતિ મંથરા, મંદબુધ્ધિનિ કહે કવી,
અપયશનિ પેટિ કરિ તેહને, ગઇ ભારતિ મતિ ફેરવી. ૩
શણગારાયલૂં નગર, મંગળિક સુંદરતાઇ,
વાગે વાજાં વિવિધ, ઘરોઘર ચાલિ વધાઇ,
દેખિ એવું મંથરા, લોકને પ્રેમે પૂછે,
શો ઉચ્છાહ અપાર, કહો કારણ આ શૂંછે,
કહ્યૂં કારણ તેનૂં કોઇએ, રાજ્યભિષેક શ્રિ રામને,
સુણિ રામતિલક ઉરદાહ અતિ, ધિક્ક મંથરા નામને. ૪
કરે વિચાર કુબુધ્ધિ, મંથરા દાસિ કુભાંડી,
કો વિધિ થાય અકાજ, રાત એકજ રહિ આડી,
દેખી મધુમધ[15] માટ, કુટિલભિલડી મદભારે ,
તાકે જયમ તે ભણી, તોડવા દાવ વિચારે,
અતિ ક્લેષ પામતી મંથરા, ગઈ ભરત માતાકને,
કયમ અતિ ઉદાસિ કહિ રાણિ હસિ, કારણ કહે તું સહુમને.૫

૧૨ રાજગાદીપર બેસનારને રાજ્યભિષેક થતા પેહેલાં સંયમ વૃત પાળવું પડેછે. ૧૩ સવારનું મુહૂર્ત.

૧૪ ઘાત કરનારી. ૧૫ મીઠું મધ.

ડુસકાં ભરી અપાર, નિશાસા ઊંડા નાખે,
સ્ત્રી ચરિત્ર કરિ રૂએ, દાસિ ઉત્તર નવ દાખે,
કહે હસી કૈકેઈ, છૂં તું બોલકણી ભારે,
મારિ હશે લક્ષ્મણે, એવું ભાસે મન મારે,
તો પણ ન બોલિ તે મંથરા, મંદમતી અતિ પાપણી,
નાખતી નિશાસા શ્વાશલઇ, જાણયે કાળી સાપણી. ૬
ભરત માત તે કાળ, પામિ ભય મનમાં ભારે,
પુછે અધીરણિ થઇ, મંથરાને તે વારે,
કહે કેમ નથિ કહેતિ, કુશળ મમ રામરૂપાળો?
કુશળ મહિપતી ભરત, શત્રુઘન છે સૂખાળો?
સુણિ ક્ષેમ પૂછતી રાણિને, ઉર દાઝે દાસી ઘણી,
વદતી વચનો પછિ વિષભર્યાં, પેરે પેરે પાપણી. ૭
શું સૌભાગ્યભિમાનિ, સુઇ રહેછે હે રાણી,
નિકટ મહાભય નેટ, તોય મન તું ન ડરાણી,
શિક્ષા કો દઈ શકે, અમોને કારણ પાખે,
કોનૂં બળ પામિને, ગાલ કરિએ અભિલાખે,
કોને કુશળ પુકિ રામને, મહાભાગિ જે આજછે,
યુવરાજ કરે ભુપ જેહને, અનુકુળ કૌશલરાજ છે. ૮
દૈવ પાંસરો પડ્યો, દેવિ એ કૌશલ્યાને,
જોતાં ગર્વ ન રહે, કોઇને હૃદય નિદાને,
જોતાં કયમ નથિ જઈ નગર શોભા અતિનૌતમ,
જે જોતાં મમ હૃદય, ક્ષોભ પામ્યૂં કહું ખઈ સમ
નહિં શોચ હૃદય તમને કશો, પૂત્ર ભરત પરદેશ છે,
નિજવશ નૃપતીને જાણતાં, પણ અતિ કપટિ નરેશછે. ૯

દોહરા.

ઊંઘ વ્હાલિ બહુ આપને, સૂવો સેજ તળાઇ;
જાણો નહિં મનમાં જરા, ભૂપ કપટ ચતુરાઇ. ૧
સુણી વચન પ્રિય દાસિનાં, જાણી હૃદય કુટીલ;
કહે રોષ કરિ કુંવરિને, રાણી મહા સુશીલ. ૨
ફરિ એવૂં ઘર ખોદિયણ, કદિએ જો ઉચરીશ;
તો ધરિ જીભ વઢાવું તુજ, હે રંડા આદીશ. ૩
કાણી ખોડી કૂબડી, કુટિલ કુચાલિ કુજાત;
સ્ત્રી વિશેષ વળિ દાસિ કહિ, હસ્યાં ભરતની માત. ૪

રામરામગ્રી.

પહોરે પોપટ રાજારામના. "એરાગ"

સાંભળ માનિતી મંથરા, મને પ્રાણથી પ્યારી;
વ્હાલા બોલી વિચારિ જો, શીખ દીધી મેં સારી.—સાંભળ. ૧
સ્વપ્ને મને તારી ઊપરે, ચઢે કદિએ ન ક્રોધ;
ઓછું લાવિશ નહીં અંતરે, દેતાં પ્રેમે પ્રબોધ.—સાંભળ. ૨
સુદિન સુમંગળ માનજે, તારે તનમન તેજ;
સત્ય થાય તારૂં કહ્યું, જયારે જુગતે સહેજ.—સાંભળ. ૩
જેષ્ઠ કુંવર સ્વામી થાયછે, સેવક સહુ લઘુભાઇ;
એ રવિકુળની રીતિછે, સહૂને સુખદાઈ.—સાંભળ. ૪
રામ તિલક સાચે હોય જો, કૂળભૂષણ કાલ;
માગ્યું દેઊં મન ભાવતૂં, તો તને તતકાળ.—સાંભળ. ૫
કૌશલ્યા સમ સહુમાવડી, રામને પ્રાણપ્યારી;
તેમાં અધિક મારી ઊપરે, સ્નેહ રાખે વિચારી.—સાંભળ.૬
ગુણવંતા મારા રામની, પ્રીતિ જોઇ મેં તપાસી;
ભિન્નભાવ મેં ન ભાળિઓ, સરખી પ્રીતિ પ્રકાશી.—સાંભ.૭
જો વિધિ જન્મદે જકતમાં, સૌ રિતે ચહિ સારૂં;
રામ સરખા દેજો દીકરા, સીતા સરખી વહુવારૂ.—સાંભ.૮
અધિક રામ આ અવસરે, પ્રિય પ્રાણથી મારે;
તેને રાજ્યતિલક સુણિ, ક્ષોભ મન કેવો તારે.—સાંભળ.૯
ભરત સોગન તને સત્ય કહું, ત્યાગી કપટ તપાસી;
હર્ષ સમે વિસ્મય કશું, કારણ કહે મને દાસી.—સાંભ.૧૦
સુણતાં વચન એવાં મંથરા, રાણીપર તે રિશાણી;
બોલી છળ કપટે ભરી, કુબડી વ્યંગ વાણી.
સાંભળો દેવી સુલક્ષણા.૧૧
એકી વારે સૌ પૂરીથઇ, મારી અંતર આશ;
હોય હવે બીજી જીભતો, કહૂં વાત પ્રકાશ.—સાંભળો.૧૨
ફોડવા યોગ્ય અભાગિયૂં, કુડૂ મારૂં કપાળ;
કહેતાં ભલૂં દુઃખ લાગિયૂં, આપને આકાળ.—સાંભળો.૧૩
વાત કહે કોઈ આવિને, જુઠી સાચી બનાવી;
તે તમને પ્રિયપ્રાણથી, હૂંય કરિશ એવું આવી.—સાંભ.૧૪
રાજને ભાવતી આજથી, કરિશું વાત વિવેકે;
નહિતો દિવસ રાત્રી હવે, મુનિવૃત્ત લેશું ટેકે.—સાંભ.૧૫
કુબડી કરી વિધિએ મને, પરવશ જનમારો;
વાચા શાલ દીધું વળિ, દૂબળો દૈવ મારો.—સાંભળો. ૧૬
થાઓ ગમે તે ભૂપતી, અમને કશી હાણી;
દાસી ફીટી ન થવાનિ હૂં, પાટની પટરાણી.—સાંભ. ૧૭
બાળવા જોગ બળે નહિં, આ સ્વભાવ વિચારૂં;
જોયૂં જાય ન હૂં વતી, ભુંડુ થાતૂં તમારૂં.—સાંભળો. ૧૮
તેથી કશીક કરી અમે, વાત આ અનુસારી;
કરજો ક્ષમા દેવી કરગરૂં, મહાચૂક અમારી.—સાંભ. ૧૯



અંક ૧૭ મો. } મુંબઈ, ૨૨ મી ડિસેંબર ૧૮૭૨. { તુલસીકૃત રામાયણ.
ભાટવાડીઆ નવી કાપડ બજારની સામેની ગલી ઘર નંબર. ૧૮ રજીસ્ટર નંબર ૪૧ સને ૧૮૭૨.

## દોહરા.

ગૂઢ કપટ પ્રિય વચન સુણિ, ત્રિયા અધરમતિ[1] રાણિ;
સુરમાયા વશ વેરિને, મિત્ર માનિ પત[2] આણિ. ૧
સાદર ફરિ ફરિ તેહને, પુછે રાણિ મતિમાન;
મૃગલી જાણ્યે મોહિપડિ, ભીલણિનૂં સુણિ ગાન. ૨
ફરી બુદ્ધિ પણ તેવિ તવ, જેવો બનવાકાળ;
ઘાત ભલી ફાવી રહી, દાસી કપટ કરાળ. ૩
તમે પુછો કેતાં હું ડરૂં, અંતરમાંય અપાર;
ધર્યૂં મારૂં ઘરઓદિયાણ, નામ તમે નિરધાર. ૪
કહે રાણિ કૈકઇ ત્યહાં, અંતર ઓછું ન આણ;
વિસરી આગલિ વાતને, વદ હિત વાત પ્રમાણ. ૫
દ્રઢ વિશ્વાસ આણાવિને, ઘડી છોલિ બહુ પેર;
અવધ સાઢસતિ[3] બોલિ તવ, કરવા અકરો કેર. ૬
સીતા રામ કહ્યાં તમે, પ્રાણથિ પ્રિય અતિશય;
સત્ય વાણિ વળિ રામને, અતિશય પ્રીય તમેય. ૭
પણ તે તો સહુ પ્રથમના, વિત્યા દિવસ અવ માય;
સમય પામિ સ્નેહી સગાં, વ્હાલાં વેરી થાય. ૮
જુઓ કમળના ફૂળને, રવિ છે પોષણહાર;
તેજ કમળને પાણિ વિણ, કરે બાળિને છાર, ૯
ઉખેડવા મુળ આપનાં, સોક્ય તમારી ચ્હાય;
રોકો કરિ માટે હવે, શુભ નિરરૂપ ઉપાય. ૧૦
શોચ ન મન શોભાગ્ય બળ, નિજ વશ જાણો રાવ;
નૃપ મન મેલા મુખ મિઠા, છો તમ સરળ સ્વભાવ. ૧૧
રામતણી માતા જુઓ, મહા ચતુર ગંભીર;
નિહાળિ અવસર નિજતણૂં, કાર્ય સાધ્યુ ધરિ ધીર. ૧૨
મોકલિયા મોસાળભણિ, ભરતનિ ભિડ કરિ દૂર;
ચતુર તમારે જાણવી, રામનિ માત જરૂર. ૧૩
સર્વ સોક્ય સેવે મને, ઓશિયાળિ રહિ આજ;
ગર્વિત માતા ભરતની, પતિવશબળ સુખસાજ. ૧૪
રામ થાય યુવરાજ તો, ઝાઝુ વધે મુજ જોર;
કેકઇનો પછિ ક્રોડવિધ, તરત તોડું સહુ તોર. ૧૫
કૌશલ્યાને કાળજે, શાલ તમારૂં માત;
ચતુર તેથિ સહુ કપટ એ, જાણ પડે ન અઘાત. ૧૬
તમપર કૌશલનાથની, પ્રીતી પૂર્ણ વિશેષ.
સોક્ય સ્વભાવે એ સહૂ, દેખી ખમે ન લેશ. ૧૭
કરી પ્રપંચ મહીપને, પોતાને વશ કીધ;
રામતિલકને કારણે, લગન લખાવી લીધ. ૧૮
આ કુળમાં એ ઉચિત છે, ટિલાત[4] તે યુવરાજ;
શુભ સૌનેય મનેય પણ, લાગે ઉચિત સુકાજ. ૧૯
પણ ભય મન ભારે મને, આગલિ સમજી વાત.
દેજે ફળ એનેજ વિધિ, જેનિ અદેખી જાત. ૨૦
કરિ કરિ કોટિક કુટિલતા, કીધો કપટ પ્રબોધ;
કહી કથા શત સોક્યની, જેથી વધે વિરોધ. ૨૧
ભરતમાતને ભાવિ વશ, આવ્યો ઉર વિશ્વાસ;
પૂછે નિજ સોગન દઈ, રાણી બુદ્ધિ વિનાશ. ૨૨

## છંદ હરિગીત.

પૂછો શું તમ હજુએ ન જાણ્યૂં, છેક ભોળાં શૂં થયાં;
નિજહીત અનહિત પશુયપણ મન, ઓળખે જે વન રહ્યાં,
સજતા દિવસ પંદર થયા સહુ, સાજ અધિક ઉલાસથી
પામ્યાં શું તમ આજેજ તેની, ખબર મારી પાસથી.
ખાદ્યે પિદ્યે દિપવાળિ[5] તમને, ઊગરે ઊચાટ છે;
કહું સત્ય હૂં નહિં દોષ મારો, શત્રુ શીર અઘાટ છે;
કશું કેહતિ હોઉં બનાવિ જૂઠ્ઠ, જો હું આ અવસર કદા;
દેશે સજા વિધિરાજ મુજને, વિવિધ વેઠિશ આપદા. ૨
કાલે થશે યુવરાજને કહિ, રાજ્ય તિલક પ્રમાણજો;
તમકાજ વિધિએ રોપિયૂં બિજ, વિપતિકેરૂં જાણજો;
કહુ ખેંચિ રેખા ભાખિ બળમમ, રામ પદ જો પામશે;
દુધમાં તમોને માખિરૂપ ગણિ, દૂર કાઢી નાખશે. ૩
સુત સહિત કરશો સેવના જો, સોક્યકેરી સર્વદા;
ખાઓ પિઓ ઘર મોજ માણો, તોજ પરવડશે સદા;
દુખ દીધ વિનિતાને[6] વિવિધ જ્યમ, કદ્રુએ[7] લેખાવનાં;
ત્યમ દેવિ કૌશલ્યા તમોને, દુઃખ દેશે દોહ્યલાં. ૪
તમ પુત્ર ભરત પ્રતાપિ તેપણ, બંદિખાનૂ સેવશે;
છે લક્ષમણ તો રામ પ્રિતિધન, તેથિ તે રાજી થશે;
સુણતાં શ્રવણ કટુવાણિ એવી, હબકિ કૈકયનંદની[8];
કહિ ના શકે મુખવેણ કશુંએ, ટાળિ ઘડિ આનંદની. ૫
મુખ શુષ્ક તન પરિસ્વેદ[9] ચાલ્યો, કદળિની જ્યમ કાંપતી;
કહિ મંથરા તવ અરર મુખથી, જીભ દાંતે ચાંપતી;
કરિ કઠણ મનની કૈકઇને, કપટ પાઠ ભણાવિને;
ફરિ ના નમે જ્યમ કાષ્ટ સૂકૂ, ઉર પ્રતીતિ આણાવિને. ૬

---

૧ હોઠ બુધ્ધી. ૨ વિશ્વાસ. ૩ સાઢાસાત વર્ષની મોટી પનોતી.

૪ સહુથી મોટા કુંવરને ટિલાત કેહેવાનો ચાલ છે. અને તેનેજ રાજગાદી મળેછે એવી રાજનીતિછે. ૫ દીવાળી. ૬ ગરૂડની મા અને દક્ષ પ્રજાપતીની દીકરી. ૭ નવ કુળ નાગની માતા અને દક્ષની દીકરી. એ અને વનિતા બે સોક્યો હતી. કદ્રુએ કોઇ કારણથી વનિતાને ઘણાં દુખ દીધાં હતાં. ૮ કૈકય રાજાની પુત્રી. ૯ પરસેવો.

સુણતાં વચન ભય માન્યું અતિશે, ભરતમાતે તેસમે ;
મતિ ભ્રમિત થઈ અતિ દુષ્ટ સંગે, કલહ[10] જેને બહુ ગમે ;
અતિ ધર્મનિરતણિ ભરતમાતા, જ્ઞાન મતિ ગંભીરની ;
મતિધીર થીર ન રહિ કુસંગે, માતજે શુરવીરની. ૭
ફર્યું દૈવ લાગિ કુચાલ વ્હાલી, કુમતિ કૈકેયીતણી ,
જાણયે વખાણે બગલિને બહુ, હોંસ ધરિ મન હંસાણી ;
સુણ મંથરા તુજ વાત સાચી, કહુંછું કરિ મન મોકળૂ[11] ;
નિત આંખ ડાબી ફરકતી મમ, અધિક અંતરમાં બળૂં. ૮
દિનદિન પ્રતે નિત રાત્રિમાં હૂં, દેખું સ્વપ્નાં ભયભર્યાં ;
મમ મોહવશ નથિ કહેતિ તુજને, દૈવથી રહિએ ડર્યાં ;
સખિ શૂં કરૂં ભોળે સ્વભાવે, જાણું નહિ શૂં થાયછે ;
જાણયો ન વાંકો દૈવ કદિએ, કપટ કેવું રચાયછે ? ૯

દોહરા.

આજલગી મમ ચાલતાં, કર્યું ન કોયનું અહીત ;
તો પછિ આ કુણ પાપથી, દુખ દિધ દૈવ અમીત.૧
એકીવારે આલિ ઓ, દુસહ ન દુખ સહ્યુ જાય ;
ખરેજ વિધિ વાંકો થયો, થિર મન મારૂં નથાય ૩
જન્મ ગાળું મૈયરવસી, આ સુખ કરિ સૌ દૂર ;
સોકય સેવકાઇ ન કરૂં, જીવતાં હું તો જરૂર. ૩
દૈવ જીવાડે જેહને, અરિવશ[12] સખી સુજાણ ;
તે જીવવા કરતાં ભલૂં, પ્રાણે દેવા પ્રાણ. ૪
હૂં અહિંયાં નહિં રહું હવે, લઇશ પિયરનો પંથ ;
ખાય પિયે ખુબિઓ કરે, ભલે સોકયને કંથ. ૫
દીનવચન બહુ વિધિ કહ્યાં, રાણીએ કરિ રોષ ;
સુણિ મનમાંહે મંથરા, સઘ પામિ સંતોષ. ૬
તરિયા માયા તેસમે, રચિ દાસિએ અપાર ;
સૂંર્યવંશિની સાઢસતિ, વદતી કરી વિચાર. ૭
એવૂં કેમ કહો તમે, માનિ ઓછું મનમાંય ;
દિન દિન બમણૂં આપને, સુખ શૌભાગ્ય સદાય. ૮
જેણે સૂંડૂ તાકિયૂં, આપતાણૂં બહુ આમ ;
તેજ પામશો પૂર્ણવિધિ, આ ફળનૂં પરિણામ. ૯
જયારથિ સ્વામિનિ એમની, કુમતિ સુણી મેં કાન;
ત્યારથિ ભુખ દિવસે નહીં, નહિં નિશિ નિદ્રાભાન.૧૦
પૂછ્યું જોષિને મેં જઈ, ભરત પામશે રાજ ?
મેષ મકર ધન કુંભ મિન, વેઢા ગણિ કહ્યું આજ. ૧૧

૧૦ ક્લેશ કંકાસ. ૧૧ ખુલ્લુ. ૧૨ શત્રુને આધિન.

સાચિ વાત તેણે કરી, ભરતજ થશે ભુઆલ[13] ;
માનિતિ થઇશ તું મંથરા, કેકઇની આકાળ. ૧૨
કરો દેવિ જો કોડથી, તો કહું એક ઉપાય ;
સેવાવશછે આપને, સહુવિધિ કૌશલરાય. ૧૩
કૈકેયી તે સુણિ કહે, તૂજ વચનને કાજ ;
પડૂં કુવે વળિ પૂત્ર પતિ, ત્યાગી શકુ સહસાજ. ૧૪
કુંવરી કારણ તેહનૂં, કહું તજી સર્વે ઊચાટ ;
કહે તું મુજ દુખ દેખિ અતિ, કયમ ન કરૂં હિતમાટ. ૧૫
બાંધિ લિધી બોલે પ્રથમ, કૂબડિએ કૈકેઇ ;
ઉર પથરે ઘસિ કપટ છરિ, ભાર ભલી રિત દેઇ. ૧૬
દાવાનળ દુખ નિકટ પણ, રાણિ ન જાણે કેમ ;
ચરે લિલોતરિ હોંસથી, બહુધા બળિપશુ[14] જેમ. ૧૭
સુણતાં કોમળ વાત એ, અંતે અધિક કઠોર ;
મધમાં વિષ ઘોળી દિએ, જાણયે કરિ બહુ જોર. ૧૮
દેવિ શુધિ છે કે નહીં ? કહે દાસિ કરિ હાસ ;
કહ્યૂં હતૂં સ્વામિનિ તમે, પ્રેમે કરિ મુજપાસ. ૧૯
થાપણ છે ભૂપતિ કને, બે વરદાન તણીજ ;
માગી લ્યો આજેજ તે, રાય પમાડી રીઝ. ૨૦
રાજ ગાદિ સુત ભરતને, રાઘવને[15] વનવાસ ;
ઘો તમ દુખ લ્યો સોકયનો, સત્વર સરવ હુલાસ. ૨૧
ભૂપ લિએ જવ રામના, સોગન સર્વે પ્રકાર ;
ત્યારે વર તમ માગજો, વચન ટળે ન લગાર. ૨૨
વિતશે નિશિ જો આજની, થાશે સહૂ અકાજ ;
વચન મારૂં ખરૂં માનિને, કાઢી લેજો કાજ. ૨૩
મ્હા કુઘાત કરિ પાપણી, બોલિ મંથરા વેણ ;
જાઓ કોપભુવન[16] તમે, કરિ કાજળવિણ નેણ. ૨૪

૧૩ રાજા. અથવા ભુઆલ એટલે "જમીનમાં ખાડો ખોદી રેહેનાર" પણ થાય. રામને વનવાસ થયો ; એનુ કારણ હું પોતેજ છું એમ સમજી તથા અન્યોન્ય સ્વામી સેવકનો સંબંધ. એટલે રામચંદ્ર હમેશાં પૃથ્વી પર શયન કરે તેમ હું પણ પૃથ્વીપર શયન કરૂં તો મેં તેમની બરોબરી કરી કહેવાય. એમ સમજી નંદીગ્રામમાં જઇ જમીન પર ઉંડો ખાડો ખોદી રામના વનવાસની મુદતસુધી તેમાંજ રહી દિવસ નિર્ગમ્યા. માટે ભરત ભુઆલ એટલે "રાજા થશે" એ મંથરાનુ કહેવું અસત્ય થઇ ભુઆલ એટલે "જમીનમાં ખાડોખોદી રેહેનાર" એ કહેવું સત્ય થયું. ૧૪ ભોગ થનાર પશુ. ૧૫ રામચંદ્ર. ૧૬ શયન ગ્રહથી થોડે દુર રીસાવાનું ઘર દરેક રજવાડાઓમાં હોય છે તેને કોપગૃહ કહે છે. એકાદા કારણસર કોઈ રાણીને રીસાવું હોય ત્યારે તે આભુષણો કાઢી નાખી જાડાં અને જુનાં વસ્ત્રો પહેરી તે ઘરમાં જઇ બેસેછે.

થઇને સજગ સુધારજો, કોડે આ બે કાજ ;
પતિઆરો[17] નહિં લાવશો, શ્હાણાં થઇ સહસાજ.૨૫

### રાગ ચોપાઈ ત્રિતાળિનો.

દાસિને પ્રાણપ્રિય જાણી રાણી,વારવાર મ્હા બુદ્ધિ વખાણી;
તારા જેવું મારે હિતકાર, ન મળે કોઇ આ સંસાર. ૧
દુઃખ સાગર પુર હું તણાતી, તું આધાર થઈ હિતમાતી ;
મારા પુરે મનોરથ કાલ્ય, દૈવ મારાઉપર થઇ દયાળ. ૨
તો હુંતો તુજને મારી આલી, નેત્ર પૂતળિ કરિ રાખું વ્હાલી;
આદર દાસિને બહુરીતે દેઈ, કોપભુવન ચાલી કૈકેઇ. ૩
બીજ વિપતિનું ત્યાં રોપાયૂં, દાસિરૂપિ વર્ષાઋતુએ સિંચાયૂં;
થઇ ભોમિ કુમતિ કૈકેયીની,કપટ જળથી રહે નિત્ય ભીની.૪
ફુટયો ફણગો તરતજ તત્ર, બે વરદાન રૂપી બે પત્ર ;
ફળ દુખપરિણામે પ્રમાણ, જાણે ના કશું રઘુકુળભાણ. ૫
સહુ કોપ સાજ સજી સૂતી, મતીધિરણિ ને દાસીએ ધૂતી;
સુખે કરતીતી રાજ રૂપાળી, વગોવાઇ કુમતિ કરી કાળી. ૬
અયોધ્યામાં કોળાહળ હોય, આ કુચાલ ન જાણે કોય;
આનંદિત સહુ પુર નરનાર, સ્ત્રીઓ સજીને સુમંગળ ચાર.૭
એક નિસરે ને એક પ્રવેશે, ભીડ નૃપ દરબાર વિશેષે ;
સુણી રામને રાજ્યભિષેક, હરખે બાળસખાઓ અનેક. ૮
દશ પાંચ મળી રામપાસે, જાએ પૂરણ પ્રેમ પ્રકાશે ;
કરે આદર રામ તેમનો, પ્રેમ ઓળખી લેખાવનો. ૯
પૂછે કુશળ ક્ષેમ મૃદુ વાણી, શકાએ નહિ હર્ષ વખાણી;
પ્રભુની આજ્ઞા લઈ વળે ઘેર, કરે રામ વડાઈ સુપેર. ૧૦
પરસ્પર મુખે વદતા આમ, શુભ વચન સુખદ અભિરામ;
રામ સરખાછે કોણ સંસાર, શીળ સ્નેહ નિભાવણહાર. ૧૧
ભમિએ જે જે યોનિએ કર્મવશ, ત્યાંત્યાંઅમનેદેજોઆઇશ;
સેવકઅમસ્વામીસીતાનાથ, હોજોએભવોભવભલિભાત. ૧૨
કુળદેવી તું અભિમત દાની, વળી કેવાણી ગુણનિધાની ;
પૂરજે તે તું પ્રેમે અમારા, મનના મનોરથ સહુ સારા. ૧૩
સહુને હૃદય એવો અભિલાખ, કૈકઇને ઊર દાહ અથાક;
મતિ ગઇ ન કોની દુષ્ટ સંગે, ચુકે પડી ચતુરઇ એ પ્રસંગે. ૧૪
હતી અતિશે સુશીળ ગંભીર, કૈકયી રાણી મહા મતીધીર;
દુષ્ટ મંથરાકેરી સંગતે, મતિ ભ્રમિત થઇ દિન જતે. ૧૫

### દોહરા.

સાંજ સમે સાનંદ નૃપ, ગયાં કૈકયી ગેહ,
કઠોરતા ઘર ગમન કર્યું, જાણયે તન ધરિ સ્નેહ. ૧
કોપ ભવન કૈકયિ સુણી, સંકોચાયા રાય ;
ભયવશ ઝટ ઉપડે નહીં, પુરપતિકેરા પાય. ૨
જેના ભુજાબળે વસે, સુરપતિ પણ સુરધામ ;
નરપતિ રહે સરવ સદા, મરજી રાખિ મન આમ. ૩
શ્રી રિશાણિ સુણિ તે ભુપતિ, ગયા સુકાઈ સ્હેજ ;
દખો કામ પ્રતાપની, પૂરણ પ્રભુતા એજ. ૪
શુળ[18] અસિ[19] વજથિ[20] જેમનાં, અંગ ન ભંગ જરૂર;
તે રતિનાથે પૂષ્પ શર, ચોળિ કર્યા ચકચૂર. ૫
સભય ભૂપતી તે સમે, ગયા પ્રિયાની પાસ ;
દારૂણ દુખ દખી થયું, પ્યારિનિ દશા ઉદાસ. ૬
ભૂમિ શયન થુળ[21] વસ્ત્ર તન, જૂનાં કરિ પરિધાન;
અંગ ઉપરનાં આભુષણ, નાખિ દિધેલ નિદાન. ૭
એ કુમતણિને કરૂપતા, કેવિ ફાવિ તેવાર ;
ભાવિ સુચક જાણયેજ એ, રંડાપો નિરધાર. ૮
નજીક જઈ નૃપતી કહે, કોમળ વાણિ પ્રમાણ ;
પ્રાણ પ્રિયા કુણ કારણે, રીશાણી તું સુજાણ. ૯
એમ કહી અવનીપતી, હાથ પરશવા જાય ;
તરછોડી નાખે તરત, છણકો કરિ છછણાય. ૧૦
જાણયે એહ સરોષભર, નાગણ માંડી ફેણ ;
વિષમભાંતિ ભૂપતિ ભણી, જોતિ વક્ર કરિ નેણ. ૧૧
રસના બે જે વાસના, રદ[22] લેવા વરદાન ;
દખે દેવા ડંસ તક, મહિપનું મર્મસ્થાન[23]. ૧૨
નૃપતી વશ ભવિતવ્યતા[24], જાણે કૌતુક કામ ;
ફેણ માંડિ ફુફવાટતી, નાગણ કૈકયિ નામ. ૧૩
સુમુખિ સુનેત્રી પિકસ્વરી[25], વાર વાર કહે રાવ ;
ગજ ગામિનિ નિજ કોપનું. કારણ મને સુણાવ. ૧૪

### રાગ હોરી.

સાંવરો અજહું નહીં આવ્યો (એ રાગ.)

માનિતી મને પ્રાણથી પ્યારી . ટેક.
અનહિત તારૂં પ્રિયા કોણે કીધું, વેગે કહે તે વિચારી ;
કોણ બે માથાતણો ભુમંડળમાં
ચહિને લીધી જમબારી, છેડ છબીલી કરિ તારી. માનીતિ.૧

૧૭ વિશ્વાસ.

૧૮ શંકરનું ત્રિશુળ નામનું હથિયાર. ૧૯ ઇંદ્રનું હથિઆર. ૨૦ દેવીની તરવાર. ૨૧ જાડાં. ૨૨ દાંત. ૨૩ જે ઠેકાણે થોડું વાગવાથી પણ પ્રાણ જાય એવો માણસના શરીરનો એક ભાગ. ૨૪ બનવા કાળ. ૨૫ કોયલના સ્વર જેવો જેનો મધુર સ્વર.

કામનિ કહે કોણ રંકને આજે, દશાપતી કરૂં ધારી;
દશવટો દઊં કોણ ભુપતિને,
વ્હાલી કહે તું વિચારી, જાઊં તુંઉપર બલિહારી. માની ૨
શત્રુ હશે તારો અજરઅમર પણ, તેને શકિશ હું મારી;
તો પછી ગણતિમાં કોણ બિચારાં,
કીટ સમાં નરનારી, તથા ભલે હો ધીર ધારી. માનિતી. ૩
જાણેછે મારો સ્વભાવ સલુણી, કહું શું વધારી વધારી;
તુજ વદનેંદુ ચકોર આ મુજ મન,
જોવા ચહે ગુણધારી, નિરંતર સ્નેહ વધારી. માનિતી. ૪
પ્રાણ પ્રિયા સુત સર્વસ્વ મારૂં, તે તુજ આજ્ઞાનુસારી;
પરિજન[૧] સકળ પ્રજા વશ તારે;
કહું ના કપટ આ ઉચારી,રામસમ શત લેઉંધારી.માનિતી.૫
માગ્ય હસી મનભાવતી વસ્તૂ, ખોલી ઘુંઘટ મોહકારી;
અંગ આભૂષણ ધર ભલીભામા.
વેળા કવેળા વિચારી, જુવો મન સ્નેહ વધારી.માનિતી.૬

## વસંતતિલકા છંદ.

વેગે કુવેષ તજીને દે મમ પ્રાણપ્યારી;
વક્ત્રેંદુ[૨] સ્વચ્છ નિરખૂં અતિ મોહકારી;
એવું સુણી મન ગણી સમ રામકેરા;
ઊઠી હસી કુમતિ કૈકયિ લેઈ હેરા. ૧
આભૂષણો સજતિ સુંદર સર્વ જાણયે;
જોઈ મૃગો ભિલડિ ફંદ રચે પ્રમાણે;
રાજા કહે સુહૃદ[૩] જાણિ રૂદે પ્રમાણી;
પ્રેમે પ્રફુલ્લિત થઇ મૃદુ મંજુ વાણી. ૨
ભામીનિ તારૂં મન ભાવ્યું થયુંજ આજે;
આનંદ પૂરણ ઘરોઘર જો વિરાજે;
હૂં રામને કરૂંછું કાલ પટાભિષેક;
સાજો સુલોચનિ સુમંગળ સાજ નેક. ૩
એ વેણ સૂણિ છણકો કરિ ઊઠિ સોયે;
પાકે ક્ષતે[૪] સ્પરશ જેમ થયો ન હોયે?
એવી પિડા હૃદય ગુપ્ત વિહંસિ રાખી;
રૂએ ન જેમ પ્રગટ ચોરનિ માત ભાખી. ૪
ચાતૂર્યતા કપટ જાણ્યું નહીં ભુપાળે;
જે મ્હા કુટીલ ગુરૂપાસ ભણેલિ વ્હાલે;
જો કે નિતી નિપુણ ભૂપ સુજાણિતોછે;
નારી ચરિત્ર જળધી[૫] તરી કો શકયોછે. ૫

૧ દાસ દાસી વિગરે. ૨ મુખચંદ્ર. ૩ મિત્ર. ૪ પાકેલે ગુમડે. ૫ દરિઓ.

પ્રીતી અને કપટ સ્નેહ વળી વખાણી;
બોલી હસી નયન મૂખ મરોડિ રાણી;
કહોછો સદાય મુખ માગ તું માગ ભૂમે;
કયારેય ના દિધું તમે નહિં વાવર્યૂં મેં. ૬
દેવા કહ્યાં નૃપતિ બે વરદાન[૬] આપે;
તે માગું દ્યો નૃપતિ તો ઉર હર્ષ વ્યાપે;
દ્યો તો જીવૂં હું નહિં તો તજુ પ્રાણ પ્રાણે;
સૂણી હસ્યા ભુપતિ એ વચનો વખાણે. ૭

## દોહરા.

મર્મ જાણિ રિશનો કહે, હસિને કૌશલરાય;
તુજથી શૂં મારે અધિક, વ્હાલૂં આ જગમાંય. ૧
થાપણ જે રાખેલિ તેં, માગિ ન કદિ આવાર;
સ્વભાવ ભોળો મમતણો, વિસરી ગયો વિચાર. ૨
જૂઠો દોષ ન દઇશ તૂં, અમને હે અર્ધાંગિ;
બે કાં ચાર તું માગિને, કયમ નથિ લેતિ સુરંગિ. ૩
રઘુકુળકેરી રીતિ એ, ચાલતિ આવિ સદાય;
પ્રાણ જાય પણ વચન નિજ, કદિએ વૃથા ન જાય. ૪
નહિં અસત્ય સમ અવનિમાં, પાપ પુંજ બિજું જાણ.
તે અસત્ય કયમ ઊચરે, રૂડા રઘુકુળભાણ. ૫
સહુ સુકૃતનૂં સત્ય મુળ, ઊંડૂ દ્રઢ અતિશેજ;
વેદ પુરાણ વિદિત વળી, ગાય મહા મુનિ એજ. ૬
તે ઊપર વળિ રામના, સોગન લીધા સાર;
સુકૃત સ્નેહતણી સિમા, એ મમ પ્રાણાધાર. ૭
દ્રઢ વાત કરિ કૈકયી, બોલી પછિ હસિનેજ;
કુમતિ વિહંગનું પાંજરૂં, ઉઘાડિ જાણયે સ્હેજ. ૮
ભૂપ મનોરથ સુભગવન, સુખ સુવિહંગ સમાજ;
ભિલડિ ચાહ્ય જયમ છોડવા, વચન ભયંકર બાજ. ૯
સુણો પ્રાણપતિ માહરા, હૃદયભાવતા નેક;
દિઓ એક વરદાન એ, ભરત રાજ્ય અભિષેક. ૧૦
બીજો વર માગૂં હવે, જોડી જુગતે હાથ;
પુરો મનોરથ માહરા, સાચે સલુણા નાથ. ૧૧

૬ દશરથરાજા જ્યારે શુક્રાચાર્ય સાથે યુદ્ધ કરવા ગએલા ત્યારે કૈકયી પણ જોડે ગઇ હતી તે યુદ્ધ પ્રસંગે રાજાના રથનો આંક ભાગી જવાથી કૈકયીએ યુદ્ધ થતાં સુધી પોતાનો હાથ આંકને ઠેકાણે ભરાવી રાખ્યો હતો. એ તેનું અદભૂત કૃત્ય જોઇ યુદ્ધ જીતી આવ્યા પછી રાજાએ પ્રસન્ન થઇ જારે માગે ત્યારે બે વરદાન આપવાનું કહ્યું હતું તે વરદાન આ પ્રસંગે કૈકયી માગેછે.

તાપસ વેષ વિશેષ વળિ, ધરિને વેષ ઉદાસ;
ચૌદ વરષ આ અવધ તજી, જાય રામ વનવાસ. ૧૨
સાંભળિ તરિયાનાં વચન, થયો ભૂપ ઉર શોક;
શશિયર ઉદિત સમે વિકળ, થાય જેમ મન કોક[૭]. ૧૩
સંભ્રમ મૂર્છાગત થઇ, ઢળ્યા ધરણિ નૃપ કેમ[૮];
પાંખો વાઢયે ફડફડી, પડે ધરણિ ખગ જેમ. ૧૪
અતિ વ્યાકુળ તન ભૂપનું, વળિ વિવર્ણ[૯] શિરકેશ;
ધીરજ ધરિ ઊઠ્યા પછી, નિષ્પાપી અવધેશ. ૧૫
હબકી ગયા ભુપાળમણિ, કહ્યો ન જાય ઉચાટ;
જાણ્યે તેતર વનવિષે, બાજે મારિ ઝપાટ. ૧૬
છેકજ થયા વિવરણ તન, દશરથ જે મહિપાળ;
બાળ્યૂં જાણ્યે વિજળિએ, વડનૂં વૃક્ષ વિશાળ. ૧૭
આંખો મિચિ ત્યાં મહિપતી, શિર કર દઇ સાક્ષાત;
શોચજ લાગ્યો શોચવા, જાણ્યે તનધરિ તાત. ૧૮
મમ મનોર્થ શુભ કલ્પતરૂ, ફાલ્યૂં ફુલ્યુ ફળ ફૂલ;
ફળતાં જાણ્યે હાથણી, નાખ્યું ઉખેડિ સમૂળ. ૧૯

હરિગીત છંદ.

કીધી અવધપુરિ ઉજડ કૈકયિ, દેઇ નિશ્ચળ દુખ દહ્યા;
શૂં ધાર્યું હતું શૂં થઇ ગયૂં રે, નારિ વિશ્વાસે વહ્યા,
શુભયોગ સિદ્ધી ફળ સમે જયમ, જોગથકિ યતિ કોઇને;
આ રી અવિદ્યા નાશ કરતાં, રહે બિચારો રોઇને. ૧
એવી રિતે મનમાં મહીપતિ, કલેષ અતિશય પામતા;
દેખી ફફળતા કુમતિ કૈકયિ, બોલિ ફરિ મુખ શામતા;
નથિ શૂં ભરત તમ પૂત્ર સુજને, આણિ શૂં મુલ ખર્ચિને;
સુણિ એવું જે શર[૧૦] લાગ્યું તમને, પડયા મુર્છા ખાઇને. ૨
સંભાળિ વચનો કયમ વધા નહિ, વેષ કરવાતા જદા;
ઉત્તર દિઓ કાં ના કહો પછિ, અળગિ થાશે આપદા;
રઘુકૂળમાં તમ સત્યસિંધું, દાનિ અઢળક સૌ મતી;
મેરૂ ચળે પણ વચન ન ચળે, એવિ તમ પ્રભુતા અતી. ૩
દેવા કહ્યાં વરદાન બે નૃપ, જાવ ના દેશો હવે;
તજી સત્ય અપયશ લ્યો જગતમાં, શૂં રહ્યૂં પછિ સતજવે;
દેવા કહ્યાં વરદાન બે વળિ, સત્ય અમિત વખાણિને;
લેશે ચવેણૂં માગિ જાણ્યે, આપગૂં ઝટ આણિને. ૪
દધિચી બળી શિબિરાય મહિપો, સત્ય તેમનું ભાખિયૂં;
તન ધન તજી સહુ તેમણે નિજ, વચનનૂં પણ રાખિયૂં;
કટુ વચન કહેતી કૈકયી જયમ, ડામ દાઝયા પર દિએ;
જાણ્યે વળી લુણપાણિ[૧૧] છાંટે, કઠણ મનની કાવિએ. ૫

૭ એ નામનું પક્ષી. ૮ કેવી રીતે. ૯ વિખરાઇ ગએલા. અવ્યવસ્થિત. ૧૦ બાણ. ૧૧ મીઠાનું પાણી.

દોહરા.

ધર્મ ધુરંધર ધીર ધરિ, નેત્ર ઉઘાડ્યાં રાવ;
શિર ધુણાવિ લિધ શ્વાસ અતિ, માર્યો મને કુઘાવ. ૧
આગે ઉભિ બળતી દિઠી, રામા અતિ રિશ ભેર;
જાણ્યે ઉભી ઉઘાડિને, રોષતણી શમસેર[૧૨]. ૨
મૂઠ કુબુધિ કૈકયિતણી, નિર્દયતા ફુલધાર[૧૩];
બનાવિ કુંવરિ શિકલગરે[૧૪], મહિપતિ દેવા માર. ૩
જાણ્યૂં મનમાં મહિપતી, કૈકયિ કાળ કઠોર;
સત્ય જીવન મારૂં હવે, લેશે એ કરિ જોર. ૪
કઠણ છાતિ કરિ રાયજી, બોલ્યા વચન વિવેક;
સારિ ન લાગે રાણિને, વાણી વિનય વિવેક. ૫

## રાગ પરજ.

અરે કોણ આદમી એવોરે "એઢાળ."

માનુનિ તું માનને મ્હારૂંરે, ચિત્તે ચ્હાતિ હોય જો સારૂ. ટેક.
તારા સમજો તારૂણિ મારે, રામ ભરત બે આંખ;
સત્ય કહૂં મારિ રાણિ સલુણી, શંકરની કરિ સાખ.
માનુનિ તું માનને મ્હારૂંરે. ૧
શીદ કહેછે કઠોર વચન તૂં, પ્રાણપ્રિયા પરમાણ;
રીતિ પ્રતીતિ અને પ્રીતિકેરો, ગુણવંતિ વાળી ઘાણ.
માનુનિ તું માનને મ્હારૂંરે. ૨
મોકલ્યું તારે મહિઅર માનીતિ, દૂતને પ્રાતઃકાળ;
આવશે ઉતાવળા સુણિ આજ્ઞા, લાડકા બે બાળ.
માનુનિ તું માનને મ્હારૂંરે. ૩
શોધિ સુદિન સહુ સાજ સજીને, જોષીને પુછી જોષ;
રાજ્ય વડાઇ હું દઇશ ભરતને, મૂકીદે મનનો રોષ.
માનુનિ તું માનને મ્હારૂંરે. ૪
ભરત કુંવર તુજ રાજ કરો શુભ, સાંભળ રાણી વાત;
રામ રહે ઘર એવું ઉચર તૂં, રામા થઇ રળિઆત.
માનુનિ તું માનને મ્હારૂંરે. ૫
લોભ ન રામને રાજ્યતણો કશો, બહુજ કરેપરપ્રીત;
નાના મોટાનો વિચાર કરી મેં, રાજ્યનીતિનિ કરી રીત.
માનુનિ તું માનને મ્હારૂંરે. ૬
રામવિના પળ એક હે પ્યારી, જીવન મારૂં ન જાણ;
જો તું વિચારી પ્રાણપ્રિયા ઉર, કાંઇક કરૂણા આણ.
માનુની તું માનને મ્હારૂંરે. ૭

૧૨ તરવાર. ૧૩ સરસવાઢ. ૧૪ સરાણીયો.

રામના સમ મને રામની માએ, કીધૂં નથી કશુંએય ;
શીદ અંદેશો તું એપર આણે, જાણે નહિ કશું તેય.
માનુની તું માનને મ્હારૂંરે. ૮

કીધૂં પુછયાવિના તારૂણિ તુજને, કોડ ધરી આ કાજ ;
તેથી મનોરથ સરવે મારા, છુટિ પડયા સહસાજ.
માનુની તું માનને મ્હારૂંરે. ૯

રીશ તજી સજ સ્નેહ ધરી અવ, માનીતિ મંગળ સાજ ;
થોડા દિવસ પછિ કોડે કરિશ હૂં, ભરત કુંવર યુવરાજ.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૦

દુ:ખ લાગ્યું એક વાતનું મુજને, વાલી કહૂં શૂં વાણ ;
માગ્યો વર પરિતાપ ભર્યોબિજો, માગ્યો જાણ્યે મમ પ્રાણ.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૧

હૃદય ધિખે હજીએય હઠીલી, ઉની એનિ બહુ આંચ ;
રીશ કરી કાં હાસ્ય કરે તૂં, કે પછી સાચોસાચ.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૨

રોષ તજી વદ વ્હાલી હવે તૂં, રામતણો અપરાધ ;
સર્વ કહેછે રામ નિરંતર, સદગુણસિંધુ અગાધ.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૩

તુંય વખાણ કરે છે અહોનિશ, સરળ જણાવી સ્નેહ ;
તારે મુખે સુણિ વાત હવે આ, થાય મને સંદેહ.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૪

જેનો સ્વભાવ અરિનેય પણ છે, અહર્નિશાં અનુકૂળ ;
તે ક્યમ કોણ હેતુ હઠિને નિજ, માત કરે પ્રતિકૂળ.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૫

પ્રાણપ્રિયા રિશ હાસ્ય તજી દે, માગ્ય વિચારિ વિવેક ;
જેણે કરી લોચન ભરિ જોઊં, ભરતનો રાજ્યભિષેક.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૬

જો તું વિચારી જીવે વાર ઝાઝી, મીન શું વારિ વિહીન?
ફણિધર મણિવણ શીશ પછાડી, દેહ તજે થઈ હીન.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૭

કહું છૂં સરળ ભાવે હે સલુણી, કપટ ન મન કશું જાણ ;
જીવન મારૂં ન રામ વિનાનૂં, પ્રાણે તજીશ હું પ્રાણ.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૮

પ્રિયા પ્રવિણ તું મન જો સમજી, વાત નથી એ નવીન ;
જીવન મારૂં છે આ જગતમાં, રામ દરશ આધીન.
માનુની તું માનને મ્હારૂંરે. ૧૯

દોહરા.

યદ્યપિ અતિશે કરગરી, કહ્યૂ નૃપે ઘણિ વાર ;
કૈકયિ હૃદય કઠોરની, માને નહીં લગાર. ૧

સુણિ મૃદુ વચન કુમતિ અતી, બળે રોષ ભર ત્યાંહ ;
જાણ્યે ધૃત આહુતિ પડી, બળતા અનળનિ માંહ. ૨

કરતા કાં નથિ કોટિ કહું, જે મન ગમ્યા ઉપાય ;
પણ તમારિ માયા અહીં, નહિં લાગશે જરાય. ૩

ઘો વર કાં હ્યો જગતમાં, અપયશકેરો સંચ ;
મને ન રમતાં આવડે સોકય સમાન પ્રપંચ. ૪

સાધુ તમે છો સહુવિધે, વળિ સાધૂ શ્રી રામ ;
પણ નૃપ રામનિ માતને, જગ ઓળખે તમામ. ૫

કૌશલ્યાએ જેવું મમ, ભલુ તાકયૂં થઇ સોકય ;
તેનૂં ફળ દઉં તેહને, જેમ જુએ સહુ લોક. ૬

પ્રાત થતાં મુનિવેષ ધરિ, જો ન રામ વન જાય ;
સત્ય મરણ મમ સુયશ તમ, હૃદય સમજજો રાય. ૭

ઊઠી ઉભિ થઇ એવું કહિ, કુટિલ કૈકયી નામ ;
જાણું રોષસતરંગનદિ[૧૫], છોળ્યો નાખતિ આમ. ૮

પાપ પહાડથિ તે નદી, પાપણિ પ્રગટ થયેલ;
જાય ન જોયૂં ક્રોધજળ, અતિશય ડહોળાએલ. ૯

તટ[૧૬] તેની વરદાન બે, ઉંચે કઠણ હઠ ધોધ ;
કુવરિ વચનનાં વમળ જળ, કોણ કરે અનુરોધ[૧૭]? ૧૦

તટનાં તોડી નાંખતી, ભૂપરૂપ તરૂમૂળ ;
ઉલટિ વિપતવારિધિ ભણી, અધિક જેહ અનુકૂળ. ૧૧

સત્યવાત એ સમયની, મનમાં જાણિ મહીશ ;
તરિયાતણું આ મીષ[૧૮] કરિ, મોત નાચ્યું મમશીશ. ૧૨

શિખિરણી છંદ.

નિચે બેસાડીને, ગ્રહિ કર કરી વીનતિ અતી ;
કુહાડી ના થા તૂં, રવિકુળવિષે ધારિ કુમતી ;
તને માગ્યૂં દઊં, શિશ મમ હવે જો મુખ કહે ;
મને જો ના મારે, રઘુકુળમણી રામ વિરહે. ૧

કહે જે તે રીતે, નિજ ભુવન રાખૂં રઘુપતી ;
નહીંતો આ છાતી, જનમભર રહેશેજ બળતી ;
વિલોકી વ્યાધી તે, અતિ ઘણિ અસાધ્ય સ્વકરણી[૧૯] ;
ઢળ્યા પૃથ્વીમધ્યે, નિજશિર ધુણાવી નૃપમણી. ૨

દોહરા.

કહેતા અતિ આરત વચન, રામ રામ રઘુનાથ ;
ઢળ્યા ધરણિ ધરણીપતી, કૈકયિએ કરિ ઘાત. ૧

---

૧૫ તરંગ સહીતની નદી. ૧૬ કિનારા. ૧૭ અટકાવ. ૧૮ બ્હાનૂ. ૧૯ પોતાના મનનું ધાર્યું કરનારી.

શિથિળ ગાત્ર થયુ સર્વ વિધિ, વ્યાકુળ મહિપતિ સોય;
હાથણિએ જયમ કલ્પતરૂ, ફાંસિ પાડયું ના હોય? ૨
આવી વાણિ ન મુખવિષે, શુષ્ક કંઠ નરરાય;
જયમ પાણી વિણ દીન મિન, તડફડ તડફડ થાય. ૩
કહે કડવું વળિ કૈકયી, નિર્દય મનની નાર;
મર્મ ગુમડે વિષ દિએ, જાણે એ નિરધાર. ૪
જો અંતે આવૂં હતું, કરતવ[૨૦] હે મહિપાળ;
માગ માગ કોના બળે, કીધૂં તમે કૃપાળ. ૫
બેય શું એક સમે બને, જુઓ વિચારિ ભુપાળ;
ખડખડાટ હસવૂં અને, વળિ ફુલાવવા ગાલ. ૬
દાનિ કેિવરાવવું અને, કરવી બહુ કૃપણાઇ;
આપનિ ક્ષેમ કુશળ ચહો, જે તમને સુખદાઇ. ૭
વચન તજો કાં ધિર ધરો, પણ આ અબળા જેમ;
કરો ન મન કલ્પાંત બહુ, સોકય પૂત્રને પ્રેમ. ૮
પ્રિયા તનુજ તન ધામ ધન, તથા ધરણિય નિદાન;
સત્ય સિંધુ તમ સરવને, વરણ્યૂં તૃણા સમાન. ૯
ફરિ માગે દઇ દાન નૃપ? લોક શ્રૃતિનિ તજી લાજ;
કાંક વિચારો કુળભુષણ, કોડે કૌશલરાજ. ૧૦
પ્રાત થતા પ્હેલાં કદી, જો સુત વન નહિં જાય;
ચોથેપણ નૃપ અયશ તમ, મારો મરણ ઉપાય. ૧૧
મર્મ વચન સુણિને કહે, ભૂપતિ સાચોસાચ;
વાંક કશો નહિં તાહરો. વળગ્યો તને પિશાચ. ૧૨
બોલે તુજ દિલ આવિને, માનુનિ મારો કાળ;
પિશાચ રૂપે પાપણી, કહે ન વચન કરાળ. ૧૩
રહાય ન ભરત ભુપતિ થવૂં. શંખણિ સ્વપ્ને સ્હેજ;
વિધિવશ કુમતી ઉર વસી, રે પાપણી તનેજ. ૧૪
તે સહુ મારાં પાપનૂં, પાપણિ છે પરિણામ;
અરરર નીચ નખોદિયણ, વામ થયો વિધિ આમ? ૧૫
વસશે ફરી અવધપુરી, હતી તેમની તેમ;
રામ સકળ ગુણધામની, વધશે પ્રભુતા એમ. ૧૬
સકળ ભ્રાત કરશે સદા, સેવકાઇ બહુ બેશ,
ચૌદ ભુવનમાં રામની, થશે વડાઇ વિશેષ. ૧૭
પણ પસ્તાવો મમતણો, કકશા તારૂં કલંક:
એ બે મર્યેય નહિ મટે, જશે ન ધોયા અંક. ૧૮
હવે સારૂં લાગે તને, કર તું કરકશા તેહ;
અળગી ટળ આંખોથકી, સંતાડી મુખ દેહ. ૧૯
જયાંલગિ જીવૂં ત્યાં લગી, કહૂં તને કરજોડિ;
કશું ન કહિશ ફરિ તૂં મને, ઘરૂણી હે ઘરફોડિ. ૨૦

ફરિ અંતે તું અભાગિયણ, પસ્તાઇશ મન કાય,
મારી વાઘરિ માટ જયમ, ગુણ અગણિતની ગાય. ૨૧

## રાગમેવાડો.

દેખાડિને દીધી હો, કળીએ સુંદરી "એઢાળ"

પડ્યા પુરપતી હો, ધરણીએ ઢળી,
કહ્યૂં કોટિ વિધી હો, કૈકયિને કળકળી,
અંતે એ શું કરશે હો, પ્રેમદા પાપણી;
કપટ શહાણિ હો, બોલે ન કશું બાણી. ૧
જાગતી મશાણ હો, એવિ એ ઉભી જુએ,
અનરથ એવો હો, શીરિતે સુખે સુએ;
રામ રામ રટી હો, વ્યાકુળ મહીપતી,
જાણ્યે પાંખ પાખેહો, આકુળ વિહંગ અતી. ૨
હ્રુદય મનાવે હો, વ્હાણું થાશો નહીં,
રામને જવાનું હો. કહેશો નહિ કો સહી,
રવિ રવિકુળના હો, ગુણવંતા ગુરૂ,
ઉદય ન કરશો હો, કરજોડિ કરગરૂ. ૩
અવધ ઉજાડિ હો, અવિલોકી આપને,
ઉરે શુળ થાશે હો, જતા જોઇ રામને,
નિર્દયતા કૈકયિની હો, પ્રીતિ નૃપની ખરી,
વિધિએ રચી બનાવિ હો, ઉભયની અવધપુરી. ૪

## રાગવેરાડી.

એ રિતે કલપાંત કરતાં વીતિ આખી રાતરે,
નૃપતિ રવિને વિનવતા પણ, હુવો હઠિલો પ્રભાતરે;
વેણુ વીણા શંખધ્વનિ અતી, થાય નૃપ દરબારેરે,
ભાટ મુખ ભાવન ભણે શુભ, ગાયક ગુણ ઉચારેરે. ૧
તેહ સુણિને નૃપતી ઉરમાં, લાગે જાણ્યે બાણરે,
અરર રવિ શિદ ઊગિયો તૂં, લેવા મારા પ્રાણરે;
મંગળ સકળ મહીપતીને, કેવિરિતે ન સુહાયરે;
જેવિ રીતે ન ગમે વિભુષણ, સાત થનારિને કાયરે. ૨
કોઇનિ નહિં આવી નિદ્રા, પુરવાસિને તે રાતેરે,
લાલસા ઉર રામ દરશાનની, વ્હાણું થાય ગુણ ગાતેરે;
કયારે ભાનૂ ઉદય થાશે. પ્રેમે પડશે પ્રભાતરે;
લોચનભરિ જે દેખિએ પ્રભુ, હ્રદય થઈ રળિઆતરે. ૩
ગજ આરૂઢ અનુજ શ્રી સંગે, ધરણિપતિ ધનુધારીરે,
શોભા કોટી કંદર્પસી તન, બહુ જાઇએ બલિહારીરે;

૨૦ કરવાપણું.

સેવક સચિવની ભીડ ભારે, થઈ નૃપને દરબારેરે.
ઉદિત રવી દેખી કહે સહુ, અન્યો અન્ય તેવારેરે, ૪
જાગિયા હજીએય ક્યમ નથી, હોસે અયોદ્ધાનાથરે,
કારણ તેનું વિશેષ શૂં હશે, વિચારે સઘળો સાથરે.

## દોહરા.

પ્હોરપાછલી રાતના, જાગે નિત નરરાજ;
જોઇ વાર અમને મહા, અચરત લાગ્યૂં આજ. ૧
હે સુમંત જાઓ તમે, જઇ જગાડો રાજ;
આજ્ઞા પામી એમની, કરિએ સરવે કાજ. ૨
ગયા સુમંત ઉતાવળા, મહિપતિને મંદિર;
દેખિ ભયાનક ભવનસ્થિતિ, જતાં બિહેછે ધીર. ૩
જાય ન જોયૂં લોચને, સામૂં ખાવા ધાય;
જાણ્યે વિપતિ વિષાદનો, વાસ જરૂર જણાય. ૪
પુછ્તાં કોઈ પુરણ રિતે, ઉતર ન દે સહુ ચૂપ;
ગયા પછી કૈકયિ ભુવન, રહ્યા રાત જ્યાં ભૂપ. ૫
કહિ જય નાથ સુમંત્ર ત્યાં, બેઠો નામી શીશ;
જોતાંવેંત સુકઇ ગયો, ભૂપતિ ગતિ તેદીશ. ૬
શકે ન સભિત પુછી સચિવ, બોલિ કૈકઇ કરાળ;
આખીરાત ઉંઘ્યા નથી, એક ઘડિય મહિપાળ. ૭
રામ રામ રટિ પ્રાત કિધ, કારણ કહ્યું ન મહીશ;
હે સુમંત એ વાતનો, મર્મ પ્રિછે જગદીશ, ૮
બોલાવી લાવો જઇ, વેગે રઘુપતિ રામ;
સમાચાર પછિ આવિને, પુછજો તમે તમામ. ૯
નૃપતિનિ મરજી જાણિને, ચાલ્યો સચિવ ચતૂર;
જાણ્યું કૈકયી રાણિએ, કરિ કુચાલ કશિ ક્રૂર. ૧૦
શોક વિકળ રસ્તે જતાં, ઉપડે નહિ નિજ પાય;
બોલાવી ત્યાં રામને, શૂં કહેશે નરરાય? ૧૧
ઉર ધરિ ધૈર્યે સુમંત તે, ગયો રાજ દરબાર;
મુખ ઉતર્યૂં જોઇ સહૂ, પુછે વાત વિસ્તાર. ૧૨
સમાધાન કરિ સર્વનૂં, તે સુમંત પરધાન;
ગયો જ્યહાં રવિકુળ રવી, રામ સ્વયં ભગવાન. ૧૩
જોયા નિજ ભણિ આવતા, રામે સચિવ સુજાણ;
આદર કરિ પિતુસમ ગણી, પૂછે વાત પ્રમાણ. ૧૪
નિરખિ વદન કહિ નૃપતિની, આજ્ઞા અતી ઉદાર;
લઇ ચાલ્યા સાથે સચિવ, રઘુમણિને તેવાર. ૧૫
જતા કુવેષે જોઇનિ, રામ સચિવ સંગાથ;
લોક સર્વ મન ખિન્ન થઇ, કરતા જ્યાં ત્યાં વાત. ૧૬
દીઠા જઈ રઘુવંશમણિ, નરપતિ નિપટ કુસાજ;
જોઇ સિંહણ હબકી પડયો, જાણું વૃદ્ધ ગજરાજ. ૧૭
રામ રામ રટતા મુખે, સમિપ કૈકયિ કઠોર;
દેખિ રાનિ મંજારિને, ડરે જેમ મન મોર. ૧૮

## હરિગીત છંદ.

સહુ અંગ ને ઉરદાહ ભુપને, અધર સૂકાતા અતી,
જાણ્યે ભુજંગ મણી વિનાનો, દીન એવી નૃપગતી;
જોઇ સમિપ સહ રોષભર અતિ, કુટિલ કૈકયિ કરકશા,
જાણ્યે ગણી લ્યે મોત ઘડિઓ, એવિ ભૂપતિની દશા. ૧
કરૂણાળુ મૃદુ રઘુનાથકેરો, છે સ્વભાવ સરળ સદા,
નહિ પ્રથમ દુઃખ દિઠેલું કે નહિં, સાંભળેલું શ્રવણ કદા;
તોપણ ધરી ધીરજ હૃદયમાં, સમય તેહ વિચારિને,
પુછિ મધુર વચને વાત સરવે, માતને મન ધારિને. ૨
હે માત આ મમ તાત દુખનૂં, કહો મને કારણ તમે,
કરિએ યતન જેથી કરીને, ઝટ નિવારણ આ સમે;
હે રામ કારણ એજ છે તે, સાંભળો કહુ હૂં હવે,
બહુ સ્નેહ તમપર રાજનો છે, તેથિ લવરી બહુ લવે. ૩
દેવા કહ્યાં વરદાન બે નૃપ, પ્રથમ મુજને પ્રેમથી,
માગ્યાં મને જે મન ગમ્યાં તે, આજ મેં મુજ મૂખથી;
તે સાંભળી ઉર શોચનૃપને, અધિક આજે થાય છે,
સંકોચતજી ન શકે તમારો, સત્ય તજવા ચ્હાય છે. ૪
અહિં સુત સનેહ અપાર ઉદધી, વચન એક તરફ઼વળી;
પડયું ધર્મ સંકટ અવધપતિને, જેમ અહિ છછુંદર ગળી;
આજ્ઞા ધરો શિશ સહિશકો જો, કલેષ હોય મટાડવો,
નહિતો અયશ નૃપનો થશે મમ, જીવ પણ સાથે જવો. ૫
કટુવાણિ કૈકયનંદની મુખ, બેધડક થઇ બોલતી,
અકળાણિ તે સુણિ કઠણતાપણ, અન્ય શૂં કહિએ અતી;
જિવ્હા કમાન સમાન કુવચન, બાણ ઉર ભાથે ભર્યાં,
જાણ્યે નિશાન મહીપનૂં મૃદુ, કહું શું કૈકયિનાં કર્યાં. ૬
ધરિ તન કઠોરપણૂંજ જાણ્યે, ધનુષ વિદ્યા શીખતૂં,
મૃદુ લક્ષનૂં તન ચિત્ત તાકિ, ભડાક દઇને બેદતૂં;
સરવે પ્રસંગ સુણાવિયો ત્યાં, રાણિએ રઘુનાથને,
જાણ્યે ધરી તન બેઠિ ક્રૂરતા, શોકમય કરિ સાથને. ૭
મનમાં હસ્યા સુણિ વાત સરવે, ભાનુકુળભૂષણ હરી,
આનંદધીછે રામ સ્હેજે, પ્રસન મુખ પ્રેમે કરી;
બોલ્યા વચન સહુ રહિત દૂષણ, હર્ષ મનમાં પામિને,
જાણ્યે સુભગ મૃદુ વાણિવિભુષણ, માતને શિર નામિને. ૮



તુળસીકૃત રામાયણ.
રજીસ્ટર નંબર ૪૧ સને ૧૮૭૨.

### રાગ પરજ.

સંતસાધુને હું નમૂ, વણઝારારે "એઢાળ"

સાંભળો સ્નેહે માવડી, સુખદાતારે;
મહાભાગિ તે પુત્ર પ્રમાણ, માયાળુ માતારે;
જે માત તાતના વચનનો, સુખદાતારે,
અનુરાગી અધિક સુજાણ, માયાળુ માતારે. ૧
માત પિતાને પ્રેમથી, સુખદાતારે,
મન હર્ષી પોષણહાર, માયાળુ માતારે;
દુર્લભ એવા દીકરા, સુખદાતારે,
મળવાને આ સંસાર, માયાળુ માતારે. ૨
મુનિગણ મળશે વનવિષે, સુખદાતારે,
સહુ વિધે હિત મારૂ એજ, માયાળુ માતારે;
તેમાં વળી આજ્ઞા તાતની, સુખદાતારે,
વળિ સંમત માજીતણેજ, માયાળુ માતારે. ૩
ભરત પ્રાણપ્રિય પામશે, સુખદાતારે.
આ અયોધ્યાનગરીનું રાજ, માયાળુ માતારે;
સર્વ રિતે દૈવ માહરો, સુખદાતારે,
મને અનુકુળ દિસે આજ, માયાળુ માતારે. ૪
જો ન જનુની હું વન જઊં, સુખદાતારે,
પિતાનું વેણ પાળવા કાજ, માયાળુ માતારે;
તો તું પ્રથમ ગણજે મને, સુખદાતારે,
મતિમંદ મૂઢ સમાજ, માયાળુ માતારે. ૫
સુરતરૂ સેવવું ત્યાગિને, સુખદાતારે,
સેવે એરંડો જે કદિ કોય. માયાળુ માતારે;
પિયૂષ પરહરી પ્રેમથી, સુખદાતારે,
વિષ માગી લેનારો હોય, માયાળુ માતારે. ૬
તે પણ ચૂકે ન ચિત્તથી, સુખદાતારે,
આવો સમય મહા સુખકાર. માયાળુ માતારે;
જનનિ મન વિચારી જુઓ, સુખદાતારે,
હું અર્ભક આજ્ઞાકાર. માયાળુ માતારે. ૭
અંબા એક દુખ અંતરે, સુખદાતારે,
મને સાલેછેજ વિશેષે, માયાળુમાતારે;
નિપટ વિકળ તન ચોથપણ, સુખદાતારે,
એવા દુખીનેજ નરેશ. માયાળુ માતારે. ૮
થોડીવાત સારૂં તાતને, સુખદાતારે,
થાયછે મન દુઃખ અપાર, માયાળુ માતારે;
પ્રતીતિ એમના પંડની, સુખદાતારે,
મને આવતી નથી લગાર, માયાળુ માતારે. ૯
ધીરજવંત ધરણિપતી, સુખદાતારે,
જેના ગુણ ઉદધી અગાધ, માયાળુ માતારે;
મારાથી કાંઇ થયો હશે, સુખદાતારે,
એમનો અનુચિત અપરાધ, માયાળુમાતારે. ૧૦
જેથી કરી મને રાયજી, સુખદાતારે,
મુખે કહિ શકતા નથી કાંય, માયાળુ માતારે;
મારા સમ તમને કહું ખરૂ, સુખદાતારે,
નથી કપટ કશૂં મનમાંય માયાળુમાતારે. ૧૧

### દોહરા.

સ્હેજ સરળ રઘુપતિ વચન, ગણે કપટ તજી ભાન;
હિંડે જોંક જયમ વક્રગતિ, યદ્યપિ નીર સમાન. ૧
રામ મરજી જાણી લઇ, કૈકયિ રાણિ કુટીલ;
જણાવિ કપટ સનેહ શુભ, બોલિ તજી સહુ ઢીલ. ૨
સોગન તમના રઘુપતી, કે પછિ ભરતનિ આણ;
હેતુ બિજો મમ જાણમાં, નથી કશોય પ્રમાણ. ૩
વાંક જોગ નથિ તાત તમ, વ્હાલાછો બહુ આમ;
જનનિ જનક સહુ બંધુને, સુખદાતા શ્રીરામ. ૪
જે કશું કહું તે સત્ય સહુ, રાજકુંવર કુળભાણ;
પિતુ માતાનાં વચન તમ, પાળનાર પરમાણ. ૫
કહો તાત બલિહારિ જઉં, સમજાવી સહુવાત;
પિતા તમારાને પ્રથમ, ભાગિ ભેદ ભલિભાત. ૬
જેથિ અવસ્થાએ હવે, નૃપનો અયશ ન થાય;
સત્યસિંધુ રઘુવંશમાં, કુળભૂષણ કેવાય. ૭
તમ સરખા જેને દિધા, દૈવે સુકૃતિ સપૂત;
ઉચિત ન તેને તજવું સત, અવની યશ અદભૂત. ૮
કેવાં શોભે કુમતિ મુખ, વચન સુભગ તે ત્યાંય;
જેવાં તીર્થ ગયાદિકો, મઘાક્ષેત્રની માંય. ૯
મનભાવી સહુ રામને, માત વચન રચનાય;
જેવું તેવું પણ ગંગમાં, જળ જયમ આવ્યું સુહાય. ૧૦
ટળિ મૂર્છા જવ મહિપની, સમરિ રામ રઘુનાથ;
પાસુ ફેરવ્યૂં પુરપતી, જોડયા સચિવે હાથ. ૧૧
રામ આગમન કહિ કર્યો, સુવિનય સમય સમાન;
સુણો ઉમા સદભાવથી, કહે શંભુ ભગવાન. ૧૨

### રાગ દેશાખ.

સુણ સાહેલડીરે, મારે નંદકુંવરસૂં નેહ "એઢાળ"

સાંભળિ રાયજીરે, આવ્યા મુજપાસે રઘુવીર;
નેત્ર ઉઘાડિને રે, જોતા રાય ધરી મન ધીર. ૧

સચિવે તે સમેરે, બેસાડ્યા સંભાળી રાય;
નિહાળ્યા રામનેરે, ચરણે પડતા ભૂપે ત્યાંય. ૨
વિકળ સ્નેહે થઈરે, લિધા ઉર આણી હૃદય અધીર;
ગઇ મણિ પામિ ચોરે, જાણ્યે ફણિધરશિથિળશરીર. ૩
ઝાઝૂ જોઈ રહ્યારે, રામભણી દશરથ નરનાહ;
ચાલ્યે તે સમેરે, નૃપને લોચન નીર પ્રવાહ. ૪
અધોમુખ કરી અનેરે, ધ્રુસકે રોતા કૌશલરાય;
અરરર દૈવડારે, દિલમાં કાંઇ ન આણ દયાય? ૫
ઉષ્ણાશ્રૂ નિરેરે, જાણ્યે નવરાવી નિજ બાળ;
દશાવટો દિએરે, કારણ પાખે જેમ કૃપાળ. ૬
શોકવિવશ બહુરે, ક્યમ કરિ વરણી લ્યે કવિ પાર;
હૃદય લગાવતારે, અધિરા થઇ નૃપ વારંવાર. ૭
વિધિને વંદિનેરે, મહિપ મનાવે મનમાં આમ;
વન નવ વિચરોરે, મારો રૂપ રઢિયાળો રામ. ૮
સમરિ મહેશનેરે, વિનતી કરતા ભૂપ વિશેષ;
સદાશિવ સાંભળોરે, પ્રાણ જીવન સહુંના પ્રાણેશ. ૯
અઢળક દાનિછોરે, આશૂતોષ અખિલ અવિનાશ;
સંકટ શોષજોરે, જાણી જગતપતી નિજદાસ. ૧૦
પ્રેરક છો તમેરે, સહુના હૃદય વિષે મતિસાર;
માટે વીનવૂંરે, અઢળક દાની શંભુ ઉદાર. ૧૧
વચન મારૂં તજીરે, પરહરિ શીળ સ્નેહ સહસાજ;
રામ રહે ઘરેરે, એવી મતિ દેજો મહરાજ. ૧૨
અયશ થાઓ ભલેરે, પામો જગથિ સુયશ મમ નાશ;
પડુ નરકે ભલેરે, તથા વળિ પામૂ સુરપુર વાસ. ૧૩
સહ્યાં જાશે સહૂરે, એ દુખ દુસહ મને ઉરહામ;
અળગો આંખથીરે, થશો નહિં રૂપ રઢિયાળો રામ. ૧૪
બોલ્યા નહિં મુખેરે, એવૂં મન ગણિ નેટ નિદાન;
મનડોલ્યૂં ત્યહાંરે, નૃપનૂં પીંપળ પાન સમાન. ૧૫
પ્રેમવિવશ પિતારે, જાણી મનમાં શ્રીરઘુનાથ;
અંબને અનુસરીરે, કહ્યું વળી કાંઇક જોડી હાથ. ૧૬
સમયને શોભતૂંરે, જોઇ દેશ કાળ સ્થિતિ સાર;
વચન સુધા સમારે, બોલ્યા કરિને વિનય વિચાર. ૧૭

વસંતતિલકા છંદ.

હે તાત હૂં કહુ કશૂં કરૂં મૂરખાઈ;
તે વાંક આપ ક્ષમજો પ્રિછિ શીશુતાઇ;
પામો અપાર દુખ થોડિજ વાત સારૂ,
સૂણાવિયૂ પ્રથમ કેમ મને ન વારૂ. ૧
દેખી સ્થિતી તમનિ મેં પુછ્યું મારિ માને,
સૂણી પ્રસંગ રિત ગાત્ર થયૂં નિદાને;
હે તાત સ્નેહવશ ભદ્રસમે તમે આ,
ત્યાગો સહૂ હૃદય શોચ મને ગમે ના. ૨
આજ્ઞા દિઓ હૃદય હર્ષિ અતી ઉમંગે,
એવૂં કહી પ્રભુ થયા પ્રફુલ્લિત અંગે;
છે ધન્ય જન્મવું ભુમીતળમાંય તેનૂં,
પીતા પ્રમોદ મન સૂણિ ચરિત્ર જેનૂં. ૩
ચારે પદાર્થ કરમાંય સદાય તેને,
માતાપિતાજી પ્રિય પ્રાણસમાન જેને;
આજ્ઞા હું પાળુ ભવ સાર્થક થાય જેથી,
ઘોજી રજા વળિશ સત્વર કાનનેથી. ૪
આવૂં વિદાય મમ માતનિ પાસ માગી,
ચાલીશ હૂં પછિ વને તમ ચર્ણે લાગી;
એવૂં કહી ગમન કીધ કૃપાળ રામે,
ભૂપે ન શોચવશ ઉત્તર દીધ હામે. ૫

દોહરા.

વાત વ્યાપિ ગઇ નગરમાં, તિક્ષણ અતિ દુખદાય;
સ્પર્શ થતામાં વીછિ જયમ, સહુ શરિરે ચઢિ જાય. ૧
સુણતાં શ્રવણ કુવાતડી, વિકળ સકળ નરનાર;
લાગ્યો દવ તરૂવેલિપર, જાણ્યે એ નિરધાર. ૨
જે જ્યાં સુણતાં તે ત્યહાં, ધુણાવતાં નિજ શીર;
મહા ખેદ મન પામતાં, ધરી શકે નહિં ધીર. ૩
શુષ્ક વદન વરષે નયન, ભર ભાદરવો મેહ,
શોક પ્રવાહ હૃદયનિકે[૨૧], સમાય નહિ બહુ તેહ. ૪
જાણ્યે કરૂણારસ તણૂં, વિકટ કટક કુબનાવ;
ઉતરી પડ્યૂં અવધપુરી, દઈ નગારે ઘાવ. ૫
ભલી બનાવિ બગાડિ વળિ, વાત વિરિંચિએ સ્હેજ;
ગાળ ભાંડતાં ભાળિએ, જ્યાં ત્યાં કૈકયિનેજ. ૬
એ પાપણિને શૂં સુજ્યૂ, વાળ્યો વેરણ લાગ;
છાયા ઘરપર એણિએ, ધિખધિખતી ધરિઆગ. ૭
કાઢી નિજકર નેત્ર નિજ, પાપણિ જોવા ચ્હાય;
પિયૂષ પરહરિ પ્રેમથી, વીખ ચાખવા ધાય. ૮
કુટિલ કઠોર કુબુદ્ધિણી, ભામિની અતિ દુર્ભાગ્ય;
એ રઘુવંશતણી થઈ, જેવિ વાંસ વન આગ. ૯
ડાળે બેશી ડાહ્યણી, મૂળ કાપવા ચ્હાય;
શોક ઠાઠ કરિ સુખવિષે, ઊભી રૂપ અન્યાય. ૧૦

૨૧ હ્રદય રૂપી વાટ.

પ્રાણુથિ પ્રિય છે એહને, રામકુંવર રૂપધામ ;
કકશાએ કુણ કારણે, અવલિધ ભિમપણ[22] આમ. ૧૧
સત્ય કહે કવિઓ સહૂ, નારીતણો સ્વભાવ ;
સહુવિધિ અગમ અગાધ છે, અતિશે કપટ બનાવ. ૧૨
નિજ પ્રતિબિંબનું રૂપ તે, જાય ગ્રહ્યું કોવાર ;
પણ હે ભાઇ ન જાણિજતિ, નારિનિ ગતિ નિરધાર. ૧૩
શૂં ન અનળ બાળીશકે? શૂં ન સમુદ્ર સમાય?
અબળા પ્રબળ કરે ન શૂં! કોને કાળ ન ખાય? ૧૪

( એક અનુભવી કવિના સ્ત્રીવિષે વિચાર. )

છપ્પો.

સર્વ શંશયી રૂપ, ભુવન અવિનયનૂં ભાસે,
સાહસકેરૂ શેહેર, દોષનો કોષ નિવાસે ;
ક્રોડ કપટનૂં ધામ, ક્ષેત્ર અપતિજનૂં પેખો ;
સુજનથકી ન તજાય, કંડ માયાનો દેખો ;
વનિતા રૂપી વિષ વિશ્વમાં, ધર્મ લોપવા કારણે ;
સૃજનાર સુધામય કો હશે? ધારિ જોઉ શૂં ધારણે. ૧
રહસ્ય મુનિનૂં જેહ, હૃદય સુણ તે શુભવાણી ;
સમિપ ન રેવૂં સત્ય, નારિ નાગણ રૂપ જાણી ;
કુરંગાક્ષ રૂપિ બાણ, ભાલુ તેનૂંજ ભભકતૂં ;
શાન્તી બખ્તર શ્રેષ્ટ, ભેદિ મન હારદ હરતૂં ;
ઉત્તમ ભલેય પણ ભેદશે, સમજી સમિપે ના જવૂં ;
ગણિ નાગણરૂપે નારિને, જરૂર દૂર તેથી થવૂં. ૨

દોહરા.

શૂં સુણાવિ શું સુણાવિયૂં, અરર ઓચિંતૂં આમ ;
દખાડિ શું દખાડિયૂં, હે વેરણ વિધિ વામ. ૧
એક કહે એવી રિતે, ભૂપે ભલૂં ન કીધ ;
નહિ વિચારિ એ કુમતિને, વર મન ભાવ્યો દીધ. ૨
હઠ એ હઠિલિથિ થઇ પડી, અરે સકળ દુખપાત્ર ;
ગયાં જ્ઞાન ગુણ નારિવશ, રહી શોચતા માત્ર. ૩
એક ધર્મ રિતિ જાણિને, દે નહિ નૃપને દોષ ;
જે અતિ શહાણા વૃદ્ધજન, કરે રાણિપર રોષ. ૪
શિબિ દધિચી હરિચંદની, વળિ બળિરાય તણીજ ;
કહે કહાણિ પરસ્પરે, વદન વખાણિ ઘણીજ. ૫
એક ભરત સંમત કહે, રામ પ્રાપ્ત વનવાસ ;
એક એહ સાંભળિ રહે, કરિને ભાવ ઉદાસ. ૬

૨૨ ભયંકર પણ.

કાન હાથ દઇ કોટિ વિધ, દાંતિ ગ્રહિ જીભ એક ;
કહે વાત એ જૂઠિછે, જુઓ વિચારિ વિવેક. ૭
સુકૃત જાશે તમતણાં, વદતાં એવી વાણ.
દિસે ભરતતો રામને, પરમ પ્રાણપ્રિય જાણ. ૮
વરષાવે શશિ અનળકણ, થાય પિયુષ વિષતૂલ ;
કરે ન પણ સ્વપ્નેય કદિ, ભરત રામપ્રતિકૂળ. ૯
એક દુષણદે દૈવને, વખોડિ વિધિ જે વામ ;
જેણે સુધા બતાવિને, દખાડયૂં વિષ આમ. ૧૦
ખળભળ નગરવિષે થયૂં, શોચ ગ્રસિત સહુ કોય ;
મટયો ઉછાહ અપાર જે, દુસહ દાહ ઉર હોય. ૧૧
વિપ્રવધૂ કુળમાન્ય જે, વૃદ્ધા ડાહિ વિશેષ ;
જે કૈકયિની પરમપ્રિય, કહ્યું સુણનારિ હમેશ. ૧૨
લાગી દેવા શીખતે, વખાણિ રાણિનું શીળ ;
વચન બાણ સમ લાગતાં, કૈકયિ કુબુધિ કુટીલ. ૧૩

## રાગ વસંત.

બરસાનેકી ગ્વાલની મિલિ, ખેલત ફાગ બસંતહો.
" એઢાળ "

સુણ સાહેલી શીખ નૈતમ, શાણિ પરમ સલૂણિ હો ;
કૈયે અમે જે કામનીરે, કરજે પછી તું તે સૂણિહો. સુણ. ૧
ભરત કુંવર ન પ્રીય મુજને, રામ કુંવર સમાનહો ;
તૂં કહે નિત એવું વદને, જાણે જક્ત પ્રમાણહો. સુણ. ૨
સ્નેહ કરતિ સદાય તૂંતો, રામ પર સખિ સ્હેજહો ;
શા અપરાધે આજ તેને, વન વિચર્યાનું કહેજ હો સુણ. ૩
કયારેય જાણ્યું ન સૌકય સગપણ; માને છે કરિ બેનહો ;
પ્રીતિ પ્રતીતી પારખી તેં, આ શું વિચારિ વદિ વેણહો. સુણ. ૪
કૌશલ્યાએ બગાડયું શૂં અવ, તે તું હૃદય વિચારહો ;
જેને સારૂ તે અવધપુરીને, મારિયો વજ્રમારહો. સુણ. ૫
સીતા પતિસંગ ત્યાગશે શૂં? લક્ષ્મણ રહેશે શું ધામહો?
ભોગવશે શૂંરાજભરતજી? નૃપજીવશે શું વણરામહો? સુણ. ૬
ઉર વિચારી એવું તૂં અવ, ત્યાગ ક્રોધ કરાળહો ;
કોટિ કલંક ન થૈશ શોકનૂં, કૈકેયી તું આ કાળહો. સુણ. ૭
દશે અવશ્ય તુજ સુત ભરતને, ભૂપ પદ યુવરાજહો ;
વન વિચર્યાનું શ્રીરામજીને, કહે સખી કુણ કાજહો. સુણ. ૮

સખી આવેલો કારતક માસ " એરાગ "

નથી રામ ભુખ્યા સખી આજ, આ રાજના કર્મના ;
છે વિષયરસ વૃત્તી ઉદાસ, ધુરંધર ધર્મના. ૧

ગુણવંતા ગુરૂજીને ઘેર, રહે રામ ઘર તજી;
એવો વર બિજો નૃપનીપાસ, માગી હયે મન સજી. ૨
રામ સરખા કુંવર વન જોગ, સખી શું ઘેલી થઈ?
શું કહેશે તને સાંભળી લોક, મતી તારી કયાં ગઇ? ૩
કહ્યું માનીશ નહિં જો અમારૂં, વિચારિને વ્હાલમાં;
નહી આવે કશું તારે હાથ, કૈકયી આ કાળમાં. ૪
જો તેં કીધૂં હોએ કશું હાસ્ય, પતી પ્રેમ પીછવા;
તો તે કહિ દે તું પ્રગટ જણાવિ, હૃદય અમ રીઝવા. ૫
ઊઠ વેગે તું કર તે ઉપાય, તજી રીશ આ સમે;
જે રીત ટળે શોક કલંક, ગુણીને મન ગમે. ૬

દોહરા.

જેહ રિતે આ શોકનું, જાય કલંક કરાળ.
કરિ ઉપાય તે ક્રોડ વિધ, કામનિ થા કુળપાળ. ૧
હઠિને પણ રઘુનાથને, વન જાતા તું વાળ;
વાત કરીશ નહીં બિજી, શોક સર્વનો ટાળ. ૨
જેમ દિવાકર વીણ દિન, પ્રાણવિના જ્યમ દેહ;
ચંદ્રવિના જ્યમ જામની; દીપક પાખે ગેહ. ૩
તેમ અવધપુરિ રામવણ, શોકે ગ્રસિત સદાય;
મન વિચારિ જો માનુની, રામવિરહ ન ખમાય. ૪
સખિઓએ શિખ દિધિ સુણી, મધુર હીત પરિણામ;
શિર ધુણાવતી "ઉહું" કરી, આમ થયો વિધિ વામ. ૫
પ્રથમ પઢેલી પ્રેમથી, કુટિલ મંથરા પાસ;
કયમ ભુલિજાય ભણેલું તે, નૃપનો કરવા નાશ. ૬
ઉતર ન દે દુખ દુસહ રત, જોતી નયન વિરંગ;
જાણ્યે ભૂખી ભીલડી, જુએ કુરંગનું અંગ. ૭
અસાધ્યવ્યાધિનિ[1] જાણિને, ત્યાગિ તેમણે તેહ,
ચાલિ કહેતિ મતિમંદણી, અભાગણી ધિક દેહ. ૮
રાજ્ય કરતિ હતિ ખાઇ પી, ઉપજિ કુબુદ્ધી સોય;
જેવૂં કર્યું એણે કુકૃત, કરે ન એવૂં કોય. ૯
વિલપે એ વિધિ પૂરનાં, નારી નર વૃધ બાળ;
દિએ કુચાલણિને મુખે, લક્ષ કરોડો ગાળ. ૧૦
બળે વિષમજ્વર નાંખતાં, ઊંડા અતિ નિશ્વાશ;
અરરર રામ વિના હવે, જીંવવાની શી આશ? ૧૧
અધિક વિયોગે સહુ પ્રજા, અકળાણી અતિશેજ;
જ્યમ જળચરગણ મન વિકળ, નીર સુકાતાં સ્હેજ. ૧૨
અધિક ખેદવશ એ સમે, પુર નરનારિ તમામ;
કૈશલ્યા પાસે ગયા, સુગુણ સ્વરૂપનિધિ રામ. ૧૩
પ્રસન્ન મુખ ચિત ચોગણો, ઉછાહ શોચ રહીત;
રખે હવે નૃપ રાખતા, સત્ય તજી ધરિ પ્રીત. ૧૪
નવગજેંદ્ર[2] રઘુવંશ મણિ, રાજ્ય અલાન[3] સમાન;
છુટયું જાણ્યે વન ગમન સુણિ, ઉર આનંદ નિદાન. ૧૫
રવિકુળ રવિ રઘુનાથજી, જોડી બંને પાણ,
મુદિત માતપદ નામ્યું શિશ, પૂત્ર પરમ પ્રિય પ્રાણ. ૧૬

રાગ હાલરડાનો.

નિરખે નેન ભરી કૈશલ્યા રામ કુમારને;
ઉઠિને મસ્તક કર મુકિ દેતી રૂડિ આશીષ;
હૃદય લગાવતિ વારંવાર કુંવરને કોડમાં;
મારા લાડકડા કુળદિપ લક્ષણ બત્રીશ.—નિરખે નેન. ૧
ભુષણ વસ્ત્ર કુંવરના શિરપર વારિ ઉતારિને;
દીધાં દાન અનેક વિવેક કરી શુભપેર;
વારંવાર રૂપાળા ગાલ ઉપર કર ફેરવી;
કરતી ચુંબન અંબા અતિશે આનંદભેર.—નિરખે નેન. ૨
પ્રફુલિત તન લોચન જળ ઝરતાં અતિશે નેહનાં;
લીધા ખોળે વળિ ફરિ ભિડતી હૃદયા સાથ;
શ્રવતૂ પયદ પ્રેમરસકેરૂ અતિ સોહામણું;
ભિંજવ્યા પ્રેમ પયદમાં માતે શ્રીરઘુનાથ.—નિરખે નેન. ૩
પ્રેમ પ્રમોદ ન જાય કહ્યો જુગતે કવિ કોઇથી;
જાણ્યે રંક ધનદપદવી[4] પામી હરખાય;
સાદર સુંદર ચંદ્રવદન ન્યાળીને નેહથી;
બોલી માતા મધુર વચન મનમાં મલકાય.—નિરખે નેન. ૪
મારા લાડકડા મરિજાઊં લેઈ મીઠડાં;
બાપૂ બલિહારી જાએ જનની આવાર;
કયારે મુહુરત રાજ્યતિલકનૂં તે મુજને કહો;
જે છે અખિલલોકને અતિ મુદ મંગળકાર—નિરખે નેન. ૫
મારાં સુકૃત શીળ તથા સુખસીમા શોભતી;
મારા જન્મ લાભની અવધી એ અતિશેજ;
જોઊં જ્યારે નેત્ર ભરી બેઠેલા ગાદિએ.
ભાઈ ભાગ્યવંતિ હું તો છૂં તૂજ વડેજ—નિરખે નેન. ૬
વૃષ્ટી શર્દરૂતૂમાં સ્વાતી બુંદતણી રૂડી;
ચાતક ચાતકિ અધિક તૃષિત ચાહે મન જેમ;
ઇચ્છે નરનારી સહુ અતિ આતુર થઈ આ સમે;
તમને પટાભિષેક થયેલો જોવા તેમ—નિરખે નેન. ૭
બાપૂ બલિહારી જઊં સ્નાન કરો વેગેહવે;
જે મન ભાવતી કાંઇ કરો ને મધુર ફરાળ;

૧ પારધણ.
૨ નવો શ્રેષ્ટ હાથી. ૩ ગજબંધન. ૪ કુબેરનોઅધિકાર.

જાજો પછિથી પીતાપાસ તમો બહુ પ્રીતથી ;
થઈ ઘણિવાર વાટ જોતા હોશે મહિપાળ—નિરખે નેન. ૮
એવાં માત વચન સુણિ અતિ અનુકુળ આનંદનાં ;
જાણ્યે સ્નેહ વિબુધતરૂ[5] મુખથી ઝરતાં ફુલ ;
સુખ મકરંદ ભર્યા અતિ એમાં મોંઘામૂલનો ;
નિરખી રાઘવમન ભમરે નવ ખાધી ભુલ—નિરખે નેન. ૯

### દોહરા

ધર્મ ધુરંધર ધર્મ ગતિ, જાણિ પર્મ પરકાશ ;
અતિ કોમળ વાણી વડે, કહ્યું માતની પાસ. ૧
દીધું મને પિતાજીએ, અતિ રૂડુ વનનું રાજ ;
જયહાં સર્વ વિધિ મમતણું, ક્રોડ પ્રકારે કાજ. ૨
આજ્ઞા મન આનંદ થઇ, દો મુજને તમ માત ;
જેથી કરિ મુદ મંગળિક, વન જાતાં ભલિભાત. ૩
સ્નેહવિવશ ડરશો નહીં, ભુલિને હૃદય કદાય ;
અંબા આપ અનુગ્રહે, છે આનંદ સદાય. ૪
ચૌદ વર્ષ વનમાં વસી, કરૂં પિતુ વચન પ્રમાણ ;
સુયશ વધે અવધેશના, મુનિવર કરે વખાણ. ૫
સત્ય વચન સુણિમમતણાં, આજ્ઞા આપો માય ;
પીતા વચન પ્રમાણ કરિ, આવી નમશું પાય. ૬
કરીશ નહિં મન મલિન તું, આ અવસર હે માત ;
મન આનંદવડે મને, આજ્ઞા દ્યો ભલિભાત. ૭
વિનિત મધુર રાઘવ વચન, માતા હૃદય નિશાન ;
સરરરરરર કરતાંકને, વાગ્યાં શલ્ય[6] સમાન. ૮
હબકિ સુકાઈ ગઇ સહજ, સુણિ શીતળ સુત વાણ ;
જેમ જવાસાપર પડ્યું, જળધર પાણિ પ્રમાણ. ૯
કહિ ન જાય કશિ વાત એ, હૃદય વિશેષ વિષાદ ;
જાણ્યે હબકી હાથણી, સાંભળિ કેશરિનાદ. ૧૦
આંશ્રુઓઘ ચાલ્યા નયન, થરરરર કંપીકાય ;
નુતનવૃષ્ટિફિણ[7] મીન ખઇ, કેઈ જયમ ફંપાય. ૧૧
ધૈર્યધરી સુત વદન શુભ, ન્યાળીને તે વાર ;
ગદગદ વચન જનનિ કહે, નેત્ર વહે જળ ધાર. ૧૨

### શ્વાસભરી પુછે સતી વેપારીરે, "એરાગ"

પ્રાણપ્યારા તમ તાતને, હો વ્હાલારે ;
મહા મોંઘા છો વળિ માતને, હો રૂપાળારે. ૧
દેખિ મુદિત ચિત્ત ચોગણું, હોવ્હાલારે ;
અતિ પવિત્ર ચરિત્ર તમોતણું, હોરૂપાળારે. ૨
સાધ્યો સુદિન રાજ્ય આપવા, હોવ્હાલારે ;
કીએ વાંકે કહ્યું વનમાંજવા, હોરૂપાળારે. ૩
સંભળાવ્ય તાત તું તે મને, હોવ્હાલારે ;
કોણ આગ થયું ભાનુકૂળ વને, હોરૂપાળારે. ૪
ન્યાળી રામ રૂખ તે ઘડી, મુનિરાયરે ;
કહી સચિવ સુતે સહુ વાતડી, મુનિરાયરે. ૫
પ્રસંગ સુણી મૌન્ય ગ્રહિ રહી, મુનિરાયરે ;
એ દશા વરણી ન જાએ કહી, મુનિરાયરે. ૬
રાખી શકે ન જાઓ કહિ શકે, મુનિરાયરે ;
ઉરદારૂણ દાહ બે ભાંતિએ, મુનિરાયરે. ૭
લખતાં સુધાકર આળખી મુનિરાયરે ;
મહા દુખદ રાહુને ગયો લખી, મુનિરાયરે. ૮
સહુકોને વામ વિધિનિ ગતી, મુનિરાયરે.
અંક ધોયા ન જાય કોથી રતી, મુનિરાયરે. ૯

### દોહરા.

ધર્મ સ્નેહ બે ઉભયથી, મતિ ઘેરાણી માત ;
સાપે ગળ્યૂં છછુંદરૂ, થઇ તેવી ગતિ તાત. ૧
હઠ કરિ વન જાતો કુંવર, અટકાવું ધરિ પ્રીત ;
ધર્મ જાય વળિ થાય બહુ, બંધુ વિરોધ ખચીત. ૨
જો વન જાવાનું કહું, તો પણ મોટી હાણ ;
સંકટ શોચ વિકળ થઇ, રાણી મહા સુજાણ. ૩
પછિ સમજી સ્રી ધર્મ શુભ, શહાણાં રામનિ માત ;
રામ ભરત બે પુત્ર સમ, જાણીને ભલિભાત. ૪
સરળ સ્વભાવે તે સમે, કૌશલ્યા મતિસાર ;
બોલિ વચન અતિ ધીર ધરિ, સહુ પ્રકાર સુખકાર. ૫

### રાગ પરજ

બેડો બાઈ બુડતો તારોરે. "એ ઢાળ"

રંગીલા રામ રૂપાળા રે, મનોહર મૂર્તિવાળા ; ટેક
બાપુ જાઉં બલિહારી તમે તો, કામ સારૂં આ કીધ ;
તાતની આજ્ઞા પરમ ધર્મ એ, લાવ લાખેણો લીધ.
રંગીલા રામ રૂપાળા. ૧
રાજ દેવાનું કહી વન દીધૂં, તેનું ન દુખ મને લેશ ;
પણ તમ પાખે પ્રજા ભુપ ભરતને, થાશે પ્રચંડ કલેશ ;
રંગીલા રામ રૂપાળા ૨
જો કદિ કેવળ તાતની આજ્ઞા, વીચરવા વનવાસ ;
તો ન જશો જાણિ માતને મોટી, રહેજો મારી પાસ ;
રંગીલા રામ રૂપાળા ૩

૫ કલ્પવૃક્ષ. ૬ તીરની અણી. ૭ નવા વરસાદનું ફીણ.

પુત્રની ઊપર તાતના કરતાં, માતના બહુ ઉપકાર ;
જાણોછો સુત સુજાણ કહૂં શું , આવે મુખે ન ઉચાર ;
રંગીલા રામ રૂપાળા. ૪
જો માત તાતે મળિને કહ્યું કદિ, જાવાને વંન જરૂર ;
તો વન છે શત અવધપુરી સમ, કે પછિ અલકાપૂર.
રંગીલા રામ રૂપાળા. ૫
માત ત્યહાં વનદેવિ તમારે, તાત વળી વનદેવ ;
બંધુ વિહંગ કુરંગ તે કરશે, ચરણ કમળની સેવ.
રંગીલા રામ રૂપાળા. ૬
એતેય ઉચિત દિસે અવનીમાં, અવનિપને વનવાસ ;
વન વિચર્યાનૂં વય અવિલોકી, હોય હૃદયમાં હુલાસ.
રંગીલા રામ રૂપાળા. ૭
મ્હાભાગી વન અવધ અભાગી, હુંય અભાગણ આજ ;
ત્યાગી તમે જેને રવિ કુળદીપક, ગુણી ગરીબ નિવાજ.
રંગીલા રામ રૂપાળા. ૮
જો સુત હૂં કહું હઠ કરીને, લ્યો મુજને વનસાથ ;
સંદેહ થાય અપાર તમારા, હૃદય વિષે રઘુનાથ ;
રંગીલા રામ રૂપાળા. ૯
પુત્ર પરમ પ્રિયછો તમ સહુને, શું ઘણું કહું મુખ આમ ;
જીવ જીવન પ્રાણના પ્રાણ મારા, રૂપ રંગીલા રામ ;
રંગીલા રામ રૂપાળા. ૧૦
તે તમ કુહોછો હું વન જાઉં માતા, આજ્ઞા આપો માય ;
સાંભળિને હું ઉભી પસતાઊં, ચાલે ન મારૂ કાંય ;
રંગીલા રામ રૂપાળા. ૧૧
ફાટે ન મારૂં કઠોર કાળજડું, પાપી ન જાતા પ્રાણ ;
નેત્ર મારાં વન જાતો નિરખવા, કર્તા દૈવ અજાણ.
રંગીલા રામ રૂપાળા. ૧૨
એવું વિચારિને હઠ કરૂં નહિ, જુઠો વધારી સ્નેહ ;
ઉજ્જડ અવધપુરી મારે આજથી, એમાં નહિ સંદેહ.
રંગીલા રામ રૂપાળા. ૧૩
અંબ સબંધ વિચારિને મારી, સુરતિ વિસારશો ન વીર ;
આ હું અભાગણિને યાદ કરિને, વળજો વ્હેલા રઘુવીર.
રંગીલા રામ રૂપાળા. ૧૪
દેવપિતૃ સહુ રાખે તમોને, નેત્ર પલકની જેમ ;
અવધસલીલ મીન પરિજન પ્રિય, તમ કરૂણાકર તેમ ;
રંગીલા રામ રૂપાળા. ૧૫
એવું વિચારિને અંતરમાંહે, કરજો તેજ ઉપાય ;
જેથિકરી સહુ જીવતાં સહુને, ભેટો આવિ રઘુરાય.
રંગીલા રામ રૂપાળા. ૧૬
જાઓ સુખે વન જઉં બલિહારી, તોડી સરવનો સાથ ;
અવધપુરી તથા જન પરિજનને, સૌને કરીને અનાથ ;
રંગીલા રામ રૂપાળા. ૧૭
આજ સુકૃત ફળ વીત્યાં સરવનાં, તેથી કરો તમે ત્યાગ ;
કુશળસમે થયું વિમિત અતિશે, સૌથિ મારાં દુર્ભાગ્ય.
રંગીલા રામ રૂપાળા. ૧૮
બહુ વિધિ કળકળી દેવિ કૌશલ્યા, લપટાણી સુત પાય ;
પરમ અભાગણિ પોતાને જાણી, મૂખે કરેછે હાય.
રંગીલા રામ રૂપાળા. ૧૯
દારૂણદાહ દુસહ ઉરવ્યાપ્યો, પ્રૌઢ વધ્યો પરિતાપ ;
વરણ્યા ન જાય કદી કવિ કોથી, એહ વિલાપ કલાપ.
રંગીલા રામ રૂપાળા. ૨૦

દોહરા.

ઉઠાડિ પગ પડતી જનનિ, ઉર લાવી પ્રભુ રામ ;
સમજાવી બહુવચન કહિ, આ તક કરો ન આમ. ૧
સમાચાર તે સમય સુણિ, અકળાઈ ઉઠિ સીત ;
વંદિ સાસુ પદકમળ યુગ, જઇ બેઠી સહ પ્રીત. ૨
આશિષ દિધિ શુભ સાસુએ, મૃદુવાણીથિ વિશેષ ;
અકળાણી અવિલોકિને, અતિ સકુમારિ સુવેષ. ૩
બેઠિ અધોમુખ કરિ અને, સીતા શોચ અપાર ;
સ્વામી પ્રેમ પવિત્રણી, ભામનિ રૂપ ભંડાર. ૪
ચાહ્ય ચાલવા વનવિષે, નિર્મળ જીવન નાથ ;
કિયાં સુકૃતથી થાય અવ, સ્વામીકેરો સાથ. ૫
લેશે સાથે પ્રાણ તન, કે પછિ કેવળ પ્રાણ ;
વિધિ કરતવ્યનિ કોઇનિ, જુગતે પડે ન જાણ. ૬
નેપુર વિછુઆ મધુર અતિ, વરણે કવી વિવેક ;
ચારૂ ચરણ નખથી લખે, ધરણીપર શુભ લેખ. ૭
જાણ્યે પ્રેમ વિવશ થઇ, વિનતી કરે વિશેષ ;
હે સીતાના ચરણ શુભ, અમને તૂં ન તજેશ . ૮
લોચનનાં જળ લૂંછતી, અતિ મનહર સતિ સીત ;
કૌશલ્યા અવિલોકિ તે, બોલી વચન સમીત. ૯
તાત સુણો સીતા સુભગ, અતિ સકુમારિ શરીર ;
પરિજન સાસુ શ્વસૂરને, પ્રાણપ્યારિ રઘુવીર. ૧૦
પીતા જનક ભુપાળમણિ, શ્વસુર ભાનુકુળભાણ ;
પતિ કુળ કૈરવવન શશી, ગુણ રૂપ ધામ સુજાણ ;
હૂં વળિ સુતવધુ પામિ પ્રિય, રૂપ ગુણશિળ ભંડાર ;
નેત્ર પૂતળી કરિ અને, પ્રીત વધારિ અપાર. ૧૨
આવી તે દિનથી અહીં, પાળી પ્રાણ સમાન ;
લાડ લડાવ્યાં વિવિધ વીધિ, સીતા સ્વરૂપ વિધાન. ૧૩

કલ્પવેલિ જ્યમ કોડથી, લડાવિ કરિ પ્રફુલીત;
સીંચિ સ્નેહ જળ સરસ બહુ, પ્રતિપાળી સહપ્રીત. ૧૪
ફુલતાં ફળતાંમાં થયો, વેરણ વિધિ બહુ વામ;
જાણ્યો ન જતો જુગતિથી, આખર શો પરિણામ. ૧૫
ગાદિ પલંક સુઅંક મમ, તજી હિંદોળો તેમ;
દિધો ન અવનિ કઠોરપર, ચરણ સિતાએ એમ. ૧૬
જીવન મુળિ જ્યમ જુક્તિથી, સાચવિએજ સદાય;
દીપ વાટ સંકોરવા, કહ્યું મેં નથી કદાય. ૧૭
તે સીતા સકુમારિ વન, ચ્હાય ચાલવા સાથ;
આજ્ઞા કશી કહો હવે, રૂડા હે રઘુનાથ. ૧૮
ચંદ્રકિરણ રસ રસિકણી, ચતુર ચકોરી જેહ;
નજર કેમ માંડી શકે, રવી કિરણપર તેહ. ૧૯
ગજ ગજારિ નિશિચર ફરે, વન નિચ જંતુ તમામ;
શોભે શૂં વિષ વાડિમાં? જીંવનમૂળિ અભિરામ. ૨૦
કોળી ભિલનિ કિશોરિઓ, વનહિત કરી વિચાર;
રચિ વિરંચિએ એમને, ભોળિ વિષયરસ સાર. ૨૧
પથરાના જીંવ સહજ જ્યમ, કાયે કઠણ વિશેષ;
વન વસતાં તો તેમને, કદી ન ઉપજે કલેષ. ૨૨
કે પછિ તપસ્વિની ત્રિયા, વિશેષછે વન જોગ;
તપ કારણ જેણે તજ્યા, આ ભવકેરા ભોગ. ૨૩
વસશે વનમાં વત્સહે, સીતાજી કઇ રીત;
ચિત્રિત કપિ દેખી ડરે, વળગે મને સભીત. ૨૪
માનસરોવરના સુભગ, વનમાં જે ફરનારિ;
વેરણ ભાલ વિદેશ તે, યોગ્ય શું હંસકુમારિ. ૨૪
એવું વિચારી વત્સહે, આજ્ઞા જેવી હોય;
સીતાને શિખ દેઉં હૂં, સરસ પ્રકારે સોય. ૨૬
ગુણનિધાનકી જાનકી, રહે ઘેર કહે અંબ;
થાય મને તો સહુવિધે, પ્રીય પ્રાણ અવલંબ. ૨૭
વાણી પ્રિય અંબાતણી, સુણિને શ્રીરઘુવીર;
શીળ સનેહ સુધાભરી, વિમળ વાણિનૂં હીર. ૨૮
કહિ પ્રિય વચન વિવેકમય, અંબને કરિ સંતોષ;
લાગ્યા કહેવા સીતને, પ્રગટ વિપિન ગુણ દોષ. ૨૯
માત સમિપ કહેતાં મુખે, રઘુપતિ સંકોચાય;
સમય સમજિ મનમાંય પછિ, વદે વચન સુખદાય. ૩૦

તારૂં ગોકુળ જોવાને આવ્યરે, મથુરાના વાસી

"એરાગ"

સુણો શીખ સુખદ સૌ પ્રકારરે, રૂડાં રાજ કુમારી;
મન ગણશો ન બીજું લગારરે, રૂડાં રાજ કુમારી. ટેક.

મારૂં તમારૂં આ સમેરે, ચાહો ભલું જો ચીત્ત;
તો મમ વચન માની તમેરે, રહો ઘેર કહું છું ખચીતરે.
રૂડાં રાજ કુમારી. ૧
આજ્ઞામારિથિ કરજો તમેરે, સાસુની શુભ સેવકાઇ;
સહુવિધિએ સુણો શામનીરે, રહો ઘેર તેમાંજ ભલાઇરે.
રૂડાં રાજ કુમારી. ૨
એથી અધીક ન અવનિમાંરે, ધર્મ બિજો સુખદાત;
સાદર સાસુશ્વસુરનીરે, પુજા ચરણની ધરમ અઘાતરે.
રૂડાં રાજ કુમારી. ૩
જ્યારે જ્યારે મને માવડીરે, સંભારશે મનમાંય;
થાશે પ્રેમાકુળ તાહરેરે, એને કળ પડશે નહીં કાંય.
રૂડાં રાજ્ય કુમારી. ૪
ત્યારે ત્યારે પાસે રહિ તમેરે, કહિને કથા સુ પુરાણ;
સમજાવજો શાણાં સુંદરીરે, વદી કોમળ વદનથી વાણરે.
રૂડાં રાજ્ય કુમારી. ૫
કહુંછું સુભાવે આ સહુરે, મુજને સમ શત એક;
માતના હિત માટે માનુનીરે, રાખું તમને કરીને વિવેકરે.
રૂડાં રાજ્ય કુમારી. ૬
ગુરૂ શ્રૃતિ સંમત ધર્મ ફળરે, પામીએ કલેષ વિનાય;
હઠવશતો દુખ સહુ સહેરે, જેમ નહુષ ગાલવ નરરાયરે.
રૂડાં રાજ્ય કુમારી, ૭
શાણિ સુમુખિ તમે સાંભળોરે, વેગે હું વનથી વળીશ;
પીતાની વાણી પ્રમોદથીરે, કરિ કોઠે પ્રમાણ મળીશરે.
રૂડાં રાજ્ય કુમારી. ૮
દિવસ જતાં નહીં લાગશેરે, કામની કરિએ વાર;
સૂણો શિખામણ સુંદરીરે, સુખકારછે સર્વ પ્રકારરે.
રૂડાં રાજ્ય કુમારી. ૯
પ્રેમવિવશ થઇ પ્રેમદારે, જો હઠ કરશો આજ;
તો પરિણામે પામશોરે, અતિ વિકટ દુઃખનો સમાજરે.
રૂડાં રાજ્ય કુમારી. ૧૦
કઠણ અરણછે કામનીરે, ભારે વળી ભયકાર;
વાશે ઉન્હા બહૂ વાયરારે, ઘોર ઘામ વળી હિમકારરે.
રૂડાં રાજ્ય કુમારી. ૧૧
દર્ભ કાંટા ને કાંકરારે, પદમણિ ચાલતાં પંથ;
મળશે ત્યહાં ક્યાંથી મોજડીરે, તમે કાયર કરશો કંથરે.
રૂડાં રાજ્ય કુમારી. ૧૨
કોમળ સુંદર સહુ વિધેરે, ચરણ કમળ તમ સ્હેલ;
માનુની આવશે મારગેરે, મોટા પર્વત અગન પ્હાચલરે.
રૂડાં રાજ્ય કુમારી. ૧૩

ઊંચા સરાડા ને કોતરરિ, નાળાં નદીનદ ખોહ;
જાય જોયાં નહીં નેત્રથીરે, છે અગાધ એ દુખ સંદોહરે.
રૂડાં રાજ્ય કુમારી. ૧૪
રીંછ વરૂ ગજ કેશરીરિ, વાઘ તથા બહુ વ્યાલ;
ઘોરનાદ કરતા ઘણારે, સુણી ભાગે ધિરજ તતકાળરે.
રૂડાં રાજ્ય કુમારી. ૧૫
વલ્કલ પટ[1] ભુમી સેજડીરે, ખાવાને ફળ કંદમૂળ;
તેય શું નિત મળશે વળીરે? સર્વે સતત સમય અનુકુળરે.
રૂડાં રાજ્ય કુમારી. ૧૬

### મુકો મુકો ઘોડીલાગી વાગરેહો કુંવરી રાવતણી

"એરાગ"

નર આહારી દૈત્ય ફરે ઘણારે હો, કુંવરી રાવતણી;
કરે કોટી કપટ વેષ બિહામણરે હો, કુંવરી રાવતણી. ૧
લાગે પર્વતનાં પાણી વિશેષરે હો, કુંવરી રાવતણી;
વનની વિપતિ વખાણી જાય ન લેસરે હો, કુંવરી રાવતણી. ૨
વનમાં વ્યાલ[2] કરાળ ખગ ઘોરરે હો, કુંવરી રાવતણી;
દૈત્ય દારૂણ નારીનર ચોરરે હો, કુંવરી રાવતણી. ૩
શુદ્ધી આવ્યે ડરે ધીર તેજરે હો, કુંવરી રાવતણી;
મૃગયાં નયની તમ બીકણ સ્હેજરે હો, કુંવરી રાવતણી. ૪
હંસા વદની તમે ન વન જોગરે હો, કુંવરી રાવતણી;
સુણી અપયશ દે મને લોકરે હો, કુંવરી રાવતણી. ૫
માનુની માન સરોવરે સ્હેજરે હો, કુંવરી રાવતણી;
પ્રતી પાળેલી સુધા નીર વડેજરે હો, કુંવરી રાવતણી. ૬
એવી ચતુર સુહંસણી હોયરે હો, કુંવરી રાવતણી;
જીવે ખારે સમુદ્રે શું સોયરે હો, કુંવરી રાવતણી. ૭
રૂડા નવ રસાળ વનમાંયરે હો, કુંવરી રાવતણી;
કરનારી વિહાર કોકિલાયરે હો, કુંવરી રાવતણી. ૮
શોભે તે શું કેરડા કેરે વનરે હો, કુંવરી રાવ તણી.
તમે માનુની વિચારોને મનરે હો, કુંવરી રાવતણી. ૯
એવૂં ઉર વિચારી રહો ઘેરરે હો, કુંવરી રાવતણી;
ચંદ્ર વદની દુખ વનમાં મેરરે હો, કુંવરી રાવતણી. ૧૦
સુહૃદસ્વામી ગુરૂની શુભ શીખરે હો, કુંવરી રાવતણી;
માને નહીં તે આખર માગે ભીખરે હો, કુંવરી રાવતણી. ૧૧
પૂરણ પસ્તાઇ થાયે હિત હાણરે હો, કુંવરી રાવતણી;
માટે માનો તમે પ્રિયા પ્રાણરે હો, કુંવરી રાવતણી. ૧૨

### દોહરા.

સાંભળિ સ્વામીનાં વચન, મૃદુ મનહર સહપ્રીત;
આંસુ ભરાઈ આવીયાં. સીતા નેત્ર લલીત, ૧
શીતળ શિખ દાહક થઈ, કેવિ રિતે કહું તેહ;
શર્દ ચાંદની નિરખી જયમ, ચકવી ઉર સંદેહ. ૨
ઉતર ન મુખ આવે કશો, વિકળ હૃદય વૈદેહિ;
તજવા ચ્હાય અરે મને, પરમ પ્રાણ પ્રિય સ્નેહિ. ૩
બળાતકારે[3] નયનનાં, રોકી રાખ્યાં નીર;
ગુણ નિધાનકી જાનકી, ધરી હૃદય બહુ ધીર. ૪
સાસુનાં પદકમળ નમી, કહે જોડિ બે પાણ;
અતિ અવિનય મારો તમે, ક્ષમજો દેવિ સુજાણ. ૫

### દામોદર દુખડાં કાપોરે, પાવલે લાગું "એરાગ"

મન ગમતા હે રઘુલાલારે. રાજ્ય રૂપાળા;
મૃદુ મનહર મૂર્તી વાળારે, દીન દયાળા. ટેક.
વાલાજી તમે શીખ દીધી મને સારી;
હોંસીલા હીત વિચારીરે, રાજ્ય રૂપાળા૰ મન૰ ૧
વાલાજી જેથી પરમ હીત થાય મારૂં;
એવૂં શિખ વચન તમારૂંરે, રાજ્ય રૂપાળા૰મન૰ ૨
વાલાજી વળી મેં પણ વિચારી જોવું મનમાં;
ત્યારે ભાસે દુખ તનમાંરે, રાજ્ય રૂપાળા૰મન૰ ૩
વાલાજી જગમાં સ્વામી વિજોગ દુઃખ જેવૂં;
તરૂણીને નહિં બિજું તેવૂંરે; રાજ્ય રૂપાળા૰મન૰ ૪
વાલાજી તમે કરૂણાસાગર સુખદાતા;
મનહર સુજાણ જગત્રાતારે, રાજ્ય રૂપાળા૰મન૰ ૫
વાલાજી તમ રવિકુળ કુમુદ શશી પાખે;
સુરપૂર નરક દુઃખ દાખેરે, રાજ્ય રૂપાળા૰મન૰ ૬
વાલાજી માતતાત ભગનીને પ્રિય ભ્રાતા;
સુહૃદ પરિજન સુખદાતારે, રાજ્ય રૂપાળા૰મન૰ ૭
વાલાજી સાસુ સસરા સજ્જન પ્રિય સરવે;
શિળ સુંદર જે સુખ કરવેરે, રાજ્ય રૂપાળા૰મન૰ ૮
વાલાજી જ્યાં લગિ નેહ સગપણ સંસારે;
પતીસાથે નારી હોય ત્યારેરે રાજ્ય રૂપાળા૰મન૰ ૯
વાલાજી તે સૌ પતિ વિણ સ્રીને અણરાગે;
અતી ઉષ્ણ સૂર્ય સમલાગેરે, રાજ્ય રૂપાળા૰મન૰૧૦
વાલાજી તન ધામને ધન શુભ ધરણી;
પુરરાજ્ય શકાયન વરણીરે, રાજ્ય રૂપાળા૰મન૰ ૧૧

૧ વસ્ત્ર. ૨ સાપ.

૩ જોરાવરીએ.



તુળસીકૃત રામાયણ. રજીસ્ટર નંબર ૪૧ સને ૧૮૭૩. બાહારકોટ નવી કાપડ બજારની સામેની ગલી ઘર નંબર. ૧૮ } મુંબઈ, ૪ થી જાનેવારી ૧૮૭૩. અંક ૧૯ મો.

વાલાજી તે સૌ શોક સમાજ પતી પાખે;
નહિં સુખ મદ વાત લાખેરે, રાજ્ય રૂપાળાં૦મન૦૧૨
વાલાજી ભલા ભોગતે રોગ સમજાણું,
આભૂષણ ભાર પ્રમાણુંરે, રાજ્ય રૂપાળાં૦ મન૦૧૩
વાલાજી આ સંસારતે જમ મંડળિ જેવો;
તમપાખે લાગે તેવોરે, રાજ્ય રૂપાળાં૦ મન૦ ૧૪
વાલાજી તમ પાખે જગતમાં અમારો;
કુણ આંસુંનોલો નારો, રાજ્ય રૂપાળાં૦ મન૦ ૧૫
વાલાજી મને સુખપ્રદ કહિંએ વન કોઇ;
તમ મુખ સામુ રહું જોઇરે, રાજ્ય રૂપાળાં૦મન૦૧૬
વાલાજી જેવી પ્રાણ વિનાની છે કાયા;
તમે સાંભળો સાસુ જાયારે, રાજ્ય રૂપાળાં૦મન૦૧૭
વાલાજી વળી જેવીનદી વણવારી;
તેવિજ પુરૂષવિણ પ્યારીરે, રાજ્ય રૂપાળાં૦મન૦ ૧૮
વાલાજી મને સર્વ સુખો તમ સાથે;
મને દુઃખ નહીંકો વાતેરે, રાજ્ય રૂપાળાં૦મન૦ ૧૯
વાલાજી નિર્મળ શરદ શશી મુખ ન્યાળી;
રહિ શું સરવે સંભાળીરે, રાજ્ય રૂપાળાં૦મન૦ ૨૦
વાલાજી મારી નજરો આગળ તમે રહેશો;
મને ચરણ સેવ્યાનું કહેશોરે, રાજ્ય રૂપાળાં૦મન૦ ૨૧
વાલાજી એવું જાણી સાથે લ્યો અનુરાગી;
કહિ જાનકિ ચરણે લાગીરે, રાજ્ય રૂપાળાં૦મન૦૨૨

દોહરા.

ખગ મૃગ પરિજન નગર વન, વલ્કલ વિમળ દુકૂળ[૪];
નાથસાથ સુંદર સદન, પર્ણકુટી સુખ મૂળ. ૧
વનદેવી વનદેવના, અતિશો નેહ ઉદાર;
કરિશ સાસુ સસરાનિ સમ, પ્રાણથિ પ્રીય અપાર. ૨
દર્ભ તથા કિશલયતણી[૫], સરસ પથારી સ્હેજ;
પ્રભુ સંગે મનહર સુભગ, કામ તળાઈ તેજ. ૩
કંદમૂળ ફળ સકળતે, અમિ અહાર રઘુભાણ;
રાજ્ય મ્હેલશત સમ ગણૂં, સરસ પ્હાડ પરમાણ. ૪
પળપળ પ્રભુ પદકમળ શુભ, મમ લોચન અવિલોકિ;
રહિશ હૃદય આનંદ જ્યમ, દિવસ સમે મન કોકિ[૬]. ૫
વનનાં દુખ આપે કહ્યાં, અતિશો દુસહ સુજાણ;
ભય વિષાદ ભરિયાં[૭] વળી, પણ હું રઘુકુળ ભાણ. ૬
પ્રભુ વિયોગ લવલેશ સમ, એ બહુ દુખ મળિ આજ;
થાય ન કહિએ ક્રોડવિધ, કૃપાધામ રઘુરાજ. ૭

સુજ્ઞ શિરોમણિ સ્વામિ મમ, જાણિ એવું મનસાથ;
ત્યાગ ન કરશો માહરો, સંગે લ્યો રઘુનાથ. ૮
કહું શું અતિ વિનતી કહો, છો જી ચતુર સુજાણ;
કૃપાધિ અંતર જામિ તમ, રૂડા હુ રઘુભાણ. ૯
ચૌદ વર્ષની અવધ લગિ, રાખો જાઓતોજ;
રહે વિરહથી પ્રાણમમ, એવું જાણતા હોજ. ૧૦
દીન બંધુ સુંદર સુખદ, શીળ સનેહ નિધાન;
તમ પાખે ત્રિભુવનપતી, સુરપુર નરક સમાન. ૧૧
હારિ ન જઇશ હું હૃદયમાં, પ્રિતે ચાલતાં પંથ;
ક્ષણક્ષણ ચરણ કમળ અમળ, હરખિ રહિશહેકંથ.૧૨
સર્વ પ્રકાર વિકાર તજી, સ્વામિ કરિશ હું સેવ;
સકળ પંથ શ્રમ હરિશ ત્યાં, પ્યારા હુ પતિદેવ. ૧૩
સાથ બેસિ તરૂ છાંયડે, પ્રિતે પલોટિશ પાય;
સુખ દુઃખની વાતે સહૂ, કરશું મુદિત મનમાંય. ૧૪
પ્રસેવબિંદુ સહિત સુભગ, શ્યામલ તન દીઠેજ;
દુખ ક્યાં રહેશે દાખવો પતિ સન્મુખ પેખેજ. ૧૫
તરૂપલ્લવ કુશ[૮] પાથરી, નિંદ્રા કરશો રાય;
આખિરાત તમ દાસિ ત્યાં, નિત પલોટશે પાય. ૧૬
વારંવાર મૃદુ મૂર્તિ તમ, જોઇશ હું ભરિ નેત્ર;
તેથિ મને નહિ લાગશે, ઉષ્ણ પવન વન ક્ષેત્ર. ૧૭
કોણ મને પ્રભુ સંગમાં, કુદ્રષ્ટિએ જો નાર?
શશક[૯] શિઆળ શું સિંહણ ભણિ,નજરમાંડિ શકનાર?૧૮
હું સુકુમારિ કહ્યું તમે, અને આપ વન જોગ;
ઉચિત આપને વનવળી, યોગ્ય મને સહુ ભોગ. ૧૯
એવાં વચન કઠોર સુણિ, જો મમ હૃદયથિ જીવ;
અળગો નહિં થાશે કદા, ભોક્ત, દુઃખ અસીવ. ૨૦
તો પ્રભુ વિષય વિયોગ દુખ, સ્હેશે પામર પ્રાણ;
ઢળિ પડિ ધરણી એવું કહિ, ત્રાહ ત્રાહ વદિવાણ. ૨૧

લલિત છંદ.

વિકળ જાનકી, એવું ઊચરી,
વચન વિર્હનાં,સાંભળી ડરી;
નિરખિએદશા,જાનકી તણી,
ઉરવિચારતાં,શ્રીરઘુમણી. ૧
હઠકરી પ્રિયા રાખશું અહીં,
મમવિયોગથી જીવસે નહીં;
સુમુખિ પ્યારિતો,પ્રાણત્યાગશે,
વિરહબાણથી,વ્યાકુલીથશે. ૨

૪ વસ્ત્ર. ૫ નવાંકુર જાડના કુંમળાંપાત્રાં. ૬ કોકી કોમળ. ૭ બેદ.

૮ દરભ. ૯ સસલો.

કહ્યું કૃપાળુ એ, કામની પ્રતે,
પરહરી સહૂ, શોચ હે પ્રિયે;
તરૂણિ ચાલજો, વંનમાં તમે,
પતિનિ સાથમાં, તર્ત આ સમે. ૩
સમય આજનો, ખેદનો નથી,
પરમ પ્યારિહે, શૂં કહૂં કથી;
વનજવા તણો, સાજ સૌ સજો,
હઠયિ ત્યાં તણી, સૌ જુઓ મજો. ૪
વચન વ્હાલનાં, વ્હાળિને કહી,
જનનિને પગે, લાગિયા તહીં;
અધિક આશિષો, દતિ માવડી,
ઉભિ રૂએ ત્યહાં, જેમ ગાવડી. ૫
હૃદય લાવિને, પૂત્ર પ્યારથી,
ઉચરતી મુખે, તે સમે કથી;
વનથિ આવિને, વેગથી કહૂં,
દુખ પ્રજાતણાં, ટાળજો સહૂ. ૬
ઉર કઠોરની, આ હું માતને,
વિસરી ના જશો, હે વિરાવને;
શુધરશે શું હે? દૈવ માહરી,
સુત વિયોગની, આદશા ફરી. ૭
સુભગ જોડિઆ, લોચનો ભરી,
નિરખ શું કદા, હે હરી ફરી?
સુદિન સૂઘડી, રામ માહરે,
અવધિમાં થશે, બાપુ કયાહરે? ૮
વદન ચંદ્ર આ, ન્યાળિને સદા,
જનનિ જીવશે, એ થશે કદા?
ફરિથિ વત્સહે, લાલહે કહી,
રઘુપતી તથા, હે રઘૂ સહીં. ૯
દુરથિ હૂં કરી, સાદ એ રિતે,
ઉર લગાડિને, પૂત્રને પ્રિતે;
નિરખિ ગાત્રને, હર્ખું સર્વદા,
અરર એ દિનો, આવશે કદા. ૧૦
ઉરથિ ના મુકે, પૂત્ર રામને,
વિસરિ માંવડી, દેહ ભાનને;
ભરતિ ડૂસકાં, ભોગજો ભર્યાં,
વહિ મુખે રડે, દવિ કૌશલ્યા. ૧૧

દોહરા.

જાણિ માતને સ્નેહ વશ, અતિ કાતર નિજઉર;
વચન નઆવે વિકળ થઈ, અંખા ત્યહાં જરૂર. ૧
કિધો પ્રબોધ કૃપાબ્ધિએ, સુવિનિતે વિવિધ પ્રકાર;
જાય વખાણ્યો નહિજરા, સમય સ્નેહ સુખકાર. ૨
જઈજાનકિ તવ સાસુને, પગેલાગિ સુખકાજ;
સુણો માત હૂં તો અરે, પરમ અભાગણ આજ. ૩
સેવા સમય સમે મને, દૈવે આ વન દીધ;
મમ મનોર્થ મનમાં રહ્યા, સહુ વિધિ સફળ ન કીધ. ૪
ક્ષોભ તજો તમ માવડી, ઉતારશો નહિં સ્નેહ;
કર્મ કઠણ મમ હૂં શું કરૂં, દોષ ન મારો એહ. ૫
સુણિ સીતાના વચન મૃદુ, સાસૂ અતિ અકળાણિ;
તેહ દશા હૂં કોણ વિધિ, કહૂં પ્રમાણ વખાણિ. ૬
વાર વાર ઉર લાવિ લિધિ, કૌશલ્યાએ સીત;
ધીરજ ધરિ શિખ દીધિ શુભ, વળિ આશિષઅગણીત. ૭
અહિ વાતણ વહુ લાડકી, થજો અચલ તુજસાર;
જયાં લગિ જમુના ગંગની, વહે અવનિ જળધાર. ૮
સીતાને શિખ આશિષો, દિધિ સાસુએ અપાર;
ચાલિ નમી પદ પદ્મશિર, અતિ હિત વારંવાર. ૯
સમાચાર જવ પામિયા, લક્ષ્મણ લક્ષણ ધામ;
વ્યાકુળ વદન ઉદાસિકરિ, ઉઠિ ધાયા જયાં રામ. ૧૦
કંપારાથી પુલકતન, નયન ભરેલાં નીર;
ગ્રહ્યા ચરણ જઈરામના અતિશે પ્રેમ અધીર. ૧૧
કહિ ન શકે કશું વદનથી, ઉભા જુએ સન્મૂખ;
બ્હાર કાઢયું જયમ જળ થકી, દીન મીન મન દુઃખ. ૧૨
અરે દૈવ આતે શું કર્યું, ઉરમાં શોચ અથાગ;
સહુ સુખ સુકૃત અમતણાં, ઉઠાડિ તેમાં આગ. ૧૩
શૂં કહેશે મુજને હવે, પ્રાણતપાળ રઘુનાથ;
સમજાવિ ઘેરરાખશે, કે લેશે વન સાથ. ૧૪
સ્તબ્ધ જોડિ કર બંધુને, દિઠો ઉભેલો રામ;
તૃણ સમાન તન ભુવન ગણિ, તથા સુરાજ્ય તમામ. ૧૫
લક્ષ્મણ શિરપર કર દઇ, ઉભા રામ સુખ દેણ;
કનક કોષ પર જયમ ઉભો, ફણિધર માંડી ફેણ. ૧૬
ન્યાય પ્રવિણ રઘુનાથજી, બોલ્યા વચન વિચાર;
શીળ સ્નેહભર સરળ વળિ, સુખસાગર સિમ સાર. ૧૭
બાપુ પ્રેમવશ આસમે, કાયર ન થશો કાંય;
પરિણામે ઉચ્છાહ અતિ, સમજીને મનમાંય. ૧૮
માત પિતા ગુરૂ સ્વામિની, શિખ ધરિ શીશ સુજાણ;
કરિ સદભાવે સહુ વિધિ, ભ્રાત પાવ કુળભાણ. ૧૯
લાભલિઓ ત્રણ જન્મનો, નહિંતો જન્મ વૃથાય;
માત પિતા ગુરૂ સ્વામિ શિખ, જગ જો કધિ ન પળાય. ૨૦

એવું જાણિ ઉર ભ્રાતહે, સુણો તમે શિખ સાર ;
કરજો માત પિતા તણી, પદસેવા-નિરધાર. ૨૧
ભરત શત્રુઘન ભુવન નથિ, રાય વૃદ્ધ અતિશેજ ;
દુઃખ મનમાં મારે ઘણું હે લક્ષ્મણ વિર એજ. ૨૨
હું વન વિચરૂ આ સમે, લેઇ તમોને સાથ ;
થાય જુઓ એવૂં કર્યે, સહુ વિધિ અવધ અનાથ. ૨૩
ગુરૂ ગુણનિધિ માતા પિતા, તથા પ્રજા પરિવાર ;
દુસહ દુઃખ સહુને પડે, વીરા કરો વિચાર. ૨૪
અહિં રહિ કરજો સર્વને, સહુ પ્રકાર સંતોષ ;
નહિંતો એવું કર્યા થકી, થાય ભ્રાત મ્હાદોષ. ૨૫
જેના રાજ્ય વિષે પ્રજા, પામે દુઃખ અપાર ;
અવશ્ય તે અવનીપને, નિદાન નરક ધિકાર. ૨૬
એવી નીતિ વિચારિને, રહો ઘેર તમ ભ્રાત ;
અતિ વ્યાકુલ લક્ષ્મણ થયા, સુણિને શિખની વાત. ૨૭
શોષઇ ગયા સહજ ત્યહાં, શિતળ વેણ સુણિનેજ ;
હીમ પરશતાં કમળ જયમ, સુકાઇ જાએ સ્હેજ. ૨૮
ઉતર ન આવે પ્રેમવશ, ગ્રહ્યા વિકળ થઇ ચર્ણ ;
નાથ દાસ હૂં સ્વામિ તમ, આવ્યો સમજી શર્ણ. ૨૯
તજશો તો મારૂં કશૂં, ચાલવાનું તમ પાસ ;
હૂંતો મનક્રમ વચનથી, દામ વિનાનો દાસ. ૩૦

હરિગીત છંદ.

દીધી મને શિખ સારિ સ્વામી, આ સમે આપે નકી,
લાગી મને અતિ અગમ તે પણ, મારિ કાયરતા થકી;
નરવર સુધર્મે ધિર ધુરંધર, તમ પ્રતાપ સુ સૂખદા ;
છો નિગમનીતિ તણા તમે શુભ, અખિલ અધિકારી સદા. ૧
પ્રતિપાળ તમ પ્રીતી તણો હૂં, છેક બાળક સર્વદા,
લેઇ શકે શૂં મેરૂમંદર, હંસ હઠ કરી કદા ;
ગુરૂ માત તાત ન જાણું કશુંએ, સાંભળો રઘુનાથજી,
તમ આણ કહુંછું સુભાવથી હૂં, લ્યો મને વન સાથજી. ૨
છે સ્નેહ સગપણ જયાંલગી જગ, માત તાત સુભાતનું,
પ્રીતી પ્રતીતિ નિતી નિપુણતા, સર્વ વિધિ સુખદાતનૂં ;
મારે સહૂ તે એક તમ પ્રભુ, જાણું નહિ બીજૂં જરા ;
હે દીનબંધુ દયાળ રઘુવર, અંત તમ એકજ ખરા. ૩
શુભ ધર્મ નીતિનિ રીત અતિશો, શિખવિએ તેનેજ તે ;
રૂડિકીર્તિ સુગતી ભક્તિ નવધા, અધિક પ્રિત જેનેજ તે ;
હૂં તો છું મમ મનક્રમ વચનથી, ચરણરત ગતિ જાણિને,
કરૂણાબ્ધિ તેને ત્યાગિએ શૂં, સુત પ્રમાણુ પ્રમાણિને. ૪
સુણિ મૃદુ વિનીત સુબંધુ કેરા, વચન આ રતનાં ભર્યા,
જાણી સનેહ સભીત ઉર લઇ, રામ સમજાવે ડર્યા ;
માગી વિદાય સુમાત પાસે, જઈ તમે પછિ આવજો,
વેગે વિરા વન સાથ ચાલો, વન સમાજ સહૂ સજો. ૫
આનંદ મન સુણિ રામ વાણી, પરમ પ્રીતિ દયા ભરી,
મટિ ગ્લાનિ લાભ થયો ઘણો કહું, તે સમે નો કયમ કરી;
હર્ષિત હૃદય નિજજનનિ પાસે, લાલ લક્ષ્મણ આવિયા,
ફરિ અંધ લોચન પામિયો જયમ, માતને ઉર ભાવિયા. ૬
જઇને જનનિ પદ શિરનમાવ્યૂં, લક્ષ્મણે ત્યાં તે સમે ;
મન રામ જાનકિ સાથ તન ત્યાં, ચિત્ત મિન સરમાં રમે ;
મન મલિન જોઈ પૂછયું માતે, લક્ષ્મણે કહિ સહુ કથા,
હુબકી ગઇ સુણિ વચન એવાં, અતિ કઠોર મહાવ્યથા. ૭
જાણ્યે કુરંગણિ ચાર દિશિએ, દવ બળેલો દેખિને ;
અતિ સભિત મન વ્યાકૂળ એવૂં, પ્રાણ સંકટ લેખિને ;
અનરથ થયો અતિ આજ આતો, જાણ્યૂં મનમાં લક્ષ્મણે;
કરશે અકાજ સને હવરા આ, અરર જનની આક્ષણે. ૮
અતિ સભય શંકોચાય મનમાં, વન વિદાઇ માગતાં ;
કહેશે જવાને સંગ કે નહિં, અંબ અતિ અનુ રાગતાં ;
સમજી સુમિત્રા રામ સિયનો, રૂપ સુશિળ સ્વભાવ ત્યાં;
નૃપ સ્નેહ જાણી શિશ ધુણાવ્યૂં, ડાકણી લિધ દાવ આ. ૯

દોહરા.

જાણિ કુસમય ધિરજ ધરી સહજ સુહૃદ મૃદુવાણ ;
બોલિ સુમિત્રા દેવિ ત્યાં, સમરી રઘુકુળ ભાણ. ૧
બાપૂ બલિહારી જઉ. સીતાજી તમ માત ;
પરમ સ્નેહિ બહુ ભાંતિએ, રઘુવર સમાં સુતાત. ૨
ત્યહાં અવધપુરિ જાણવી, જ્યાં રામનો નિવાસ ;
ત્યહાં દિવસ મન જાણવો, જયહાં ભાનુ પરકાશ. ૩
જો કે સીતા રામજી, વન વિચરે સુખ સાજ ;
તો પછિ અવધપુરી વિષે, શું છે તમારૂ કાજ. ૪
ગુરૂ પિતુમાતા બંધુ સુર, તથા સ્વામિ સુખદાત ;
પુત્ર પ્રાણ સમ સેવિએ, એ સહુને ભલિભાત. ૫
જીવ જીંવન અતિ પ્રાણ પ્રિય, સુખદાતા શ્રીરામ ;
સ્વાર્થ રહિત સહુના સખા, નિર્મળ જેનૂં નામ. ૬
પૂજ્ય પરમ પ્રિય જેહ છે, હે સુત તેહ તમામ ;
મનમાં અતિ હિત માનિએ, જેવૂં સગપણ રામ. ૭
જાણિ એવું જીવમાં સુખદ, જાઓ વનમાં સંગ ;
લ્યો જગ જીવન લ્હાવશુભ, પ્રેમે રૂડે પ્રસંગ. ૮

પૂર્ણ ભાગ્યભાજન[1] થયા, વારિ જાઊં હું સમેત
જે તમ મન સહુ ત્યાગિ છળ, કર્યું પ્રભુ ચરણનિકેત. ૯
પુત્રવંતિ યુવતી સતી, સત્ય જગતમાં સોય;
ભક્તરાજ રઘુવરતણો, પુત્ર જેહનો હોય. ૧૦
નહિતો ભલિ એ વાંઝણી, વૃથા પ્રસવપિડ[2] લીધ;
રામવિમુખ સુત જણિ અને, નિજ હિત હાની કીધ. ૧૧
તમારેજ ભાગ્યે કરી, રામચંદ્ર વન જાય;
અન્ય હેતુ અંતરવિષે, મને કશો ન જણાય. ૧૨
સકળ સૂખ સુકૃતતણૂ, હે સુત ફળ છે એહ;
સીતારામ ચરણવિષે, સહજ સુધો શુભ સ્નેહ. ૧૩
રાગ રોષ ઇર્ષા અને, કામ ક્રોધ મદ મોહ;
થશો ન એ વશ કદિ તમે, દાતા દુખસંદોહ. ૧૪
સર્વ પ્રકાર વિકારનો, તન મનથી કરિ ત્યાગ;
કરજો મન ક્રમ વચનથી, સેવકાઈ સદભાગ્ય. ૧૫
વનમાં તમને હે વિરા, સહુ પ્રકાર સુખધામ;
જનનિ જનક જગ જાણિતાં, સંગે સીતારામ. ૧૬
જેણેકરિ વન રામજી, કદી ન લે મન કલેશ;
તે ઉપાય કરજો તમે, હે સુત એ ઉપદેશ. ૧૭

## રાગ ચોપાઈ ત્રીતાળનો.

એ હું દઉં સત્ય ઉપદેશ, મારા પરમપુત્ર પ્રાણેશ;
તમથી રામ સીતા સુખ પામે, વનનાં વિકટ દુઃખથી વિશ્રામે. ૧
કરજો એહ ઉપાય ઉલ્હાસે, નહિતો કુખ મારી લજવાશે;
પિતામાત સુહૃદ પરિવાર, સુરદુર્લભ પુર સુખ સાર. ૨
વનમાં વિસરાવજો સૌની સુરતી, વારંવાર જો જો મૃદુ સુરતી;
એવી શોખ લક્ષ્મણને દઈ, આજ્ઞા આપી ઓવારણાં લેઇ. ૩
આપે આશિષ સુભગ સુમિત્રા, નાગપુત્રી પરમપવિત્રા,
રતિ હો અવિરલ નવી રોજ, સીતારઘુવર-પદપાથોજ. ૪
તમને મોકલતાં વનની વાટે, મારૂં કઠોર કાળજડુ ન ફાટે;
સંગે છે સીતા ને રઘુનાથ, માટે મોકલુછું વન સાથ. ૫
પંથે પજવણી કરશો ન પ્યારા, પુરશે લાડ કોડ તમારા.
અવધે અવધપુરી ભણી વળજો, આ હું દુખિઆરી માને મળજો. ૬
પ્રેમ આંસુએ આંખ ભરાણી, લાવિ ઉર શિર ફેરવો પાણી;
માત ચરણે નમાવી શીશ, પામી વિવિધ પ્રકાર આશીષ. ૭
સંકિત હૃદયે શ્રીલક્ષ્મણ ચાલ્યા, જ્યાં દિનકર કુળ દયાળા;
મૃગબંધન તોડાવી ત્યાગી, ભાગ્યવશ જાણે મૃગ જાય ભાગી ૮

## દોહરા.

ગયા લક્ષ્મણ ત્યાંથકી, જ્યહાં જાનકીનાથ;
થયા મુદિત મનમાં ઘણા, પામિ સુભગ પ્રિય સાથ. ૧
સીતારામતણા રૂડા, ચરણ સુભગ ધરિ શીર;
સંગ ચાલી સહુ આવિયાં, મહિપતિને મંદીર. ૨
કહે પરસ્પર ખેદવશ, પુર નર નારી જાત;
વિધિએ ભલી બનાવિને, વળિ બગાડિ આ વાત. ૩
કૃશાંગ[3] મન દુખ અતિ ગહન, વદન મલીન વિશેષ;
જ્યમ ક્ષિણમધુમાં[4] માખિનો, વિકળ દિસેછે વેશ. ૪
શિર ધુણાવિ કર કરડિને, પુરજન સહુ પસ્તાય;
વિહંગ પાંખ વિનાનું જ્યમ, અતિ અંતર અકળાય. ૫
ભીડ થઈ ભારે ત્યહાં, દશરથને દરબાર;
ક્યમ કરિ વરણે કો કવી, એહ વિષાદ અપાર. ૬
ઉઠાડિ સચિવે તે સમે, બેસાડ્યા નરરાય;
રામ પધાર્યા રાજવી, કહ્યાં વચન સુખદાય. ૭
જોયા જાનકિ સહિત શુભ, બેય કુંવર રૂપવાન;
વ્યાકુળ થયા વિશેષ ત્યાં, ભૂમીપતિ તજ્યું ભાન. ૮

## વસંતતિલકા છંદ.

સીતા સહીત અતિ સુંદર બેય ભ્રાતા,
તે દેખિ દેખિ અકળાય ભુપાળ જ્ઞાતા;
લે ઊર લાવી નૃપતી સુત વાર વારે,
એ વેદના વિરહની કહું કો નિવારે. ૧
બોલી શકે ન અતિ વ્યાકુળ ભૂપ ત્યાંહે,
શોકે કરી હૃદય દારૂણ દાહ દાહે;
પીતાપદે શિશ નમાવિજ સાનુરાગે,
શ્રી રામચંદ્ર તવ ઊઠિ વિદાય માગે. ૨
હે તાત આશિષ તમારિ હું આજ માગૂં,
આજ્ઞા દિઓ અધિક હર્ષથિ પાય લાગૂં;
ખૂશી સમે અધિક વિસ્મય કેમ કીજે,
આનંદથી દઈ રજા યશ જકત લીજે. ૩
હે તાત પ્રીતિવશ પ્રેમપ્રમાદ[5] કીધે,
સદ્કીર્તિ જાય જગથી અપવાદ લીધે;
વાણી સુણી સુતનિ ઊઠિ ભુપાળ સ્નેહે,
બેસાડિયા રઘુપતી ગ્રહિ બાંહ્ય નેહે. ૪

---

૧ ભાગ્યનું પાત્ર. ૨ પ્રસુતવેદના, જણવાની વેદના.

૩ દુબળુ થએલું શરીર. ૪ થોડા મધમાં. ૫ પ્રેમેકરીને ગાફલતાઈ કરવી તે.

હે રામચંદ્ર તમને મુનિઓ કહેછે,
શ્રીરામ તો જગ ચરાચર સ્વામિજી છે ;
કર્મો શુભાશુભ કરે જન માત્ર જેવાં,
દછે વિચારિ ફળ ઇશ સદાય તેવાં. ૫
જે કર્મકાર ફળ તેજ ગ્રહેછ જોઈ,
નીતી શ્રુતી નિત કહે વળિ સર્વ કોઈ;
કોઈ અપાર અપરાધ સદા કરેછે,
બીજોજ કોઈ ફળ તેહનું ભોગવેછે. ૬
એવી વિચિત્ર ભગવંત ગતીજ લાગે,
જાણું કહો કુણ હવે કહું કોનિ આગે;
એવી રિતે નૃપતિ ત્યાં કલપાંત કર્તા,
શ્રીરામરામ મુખથી અતિશે ઉચર્તા. ૭

## રાગ ઓખાહરણનો.

રાયે રામને રાખવા માટે, અતિશે હૃદય અનુરાગી ;
અધિક ઉપાય કર્યા વિધવિધના, મનના સહુ છળ ત્યાગી;
રહેવાની મરજી ન જણાઈ, કરતાં કોટી ઉપાય ;
ધર્મ ધુરંધર ધીર રઘુવીર, સત્ય સમુદ્ર સદાય. ૧
તેહ સમે ભૂપતિએ સીતાને, ઊરમાં આણી લીધી ;
રાખવા ભુવનવિષે બહુ રીતે, શુધ્ધ શિખામણ દીધી ;
વનનાં દુખ દુસહ સહુ સુણાવ્યાં, કહિને કથા ત્યાં અનેક;
સાસુ સસરા ને માતપિતાનાં, સુખ સમજાવ્યાં વિવેક. ૨
રામચરણ મન જાનકીકેરૂ, અતિશે દિસે અનુરાગ્યુ ;
તેથી ભવન સુગમ નહીં ને, વન પણ વિષમ ન લાગ્યું ;
અન્ય સર્વ જાણાંએ મળીને, સીતાને બહુ સમજાવી ;
કહિ કહિ વનની વિકટ વેદના, ભારે ભય ઉપજાવી. ૩
સચિવનારી ગુરૂનારીઓ શાણી, ગુણનિધાનિ ગોરાણી ;
સ્નેહ સહિત સહુ સીતાને શિખ દે, વદને વદી મૃદુ વાણી;
તમને તો વનવાસ દીધો નથી, હે તે હરજો ફરજો;
સાસુ સસરો ગુરૂ ગુણનિધિ જે, કામ કહે તે કરજો. ૪
શીતળ હીત મધુર મૃદુ શિખએ, સુણિ સીતાને ન સુહાઈ;
શરદચંદ્રની ચાંદની નીરખી, જાણે ચકવિ અકળાઈ;
સંકોચ વશ સીતા ઉત્તર નવ દે, અંદેશો મનમાં આણી;
તે સુણી તર્ત તમકો ઊઠી, કૈકઈ કપટશહાણી. ૫

## દોહરા.

મુનિપટ ભૂષણ જે ભલાં, આણી ભાજન એહ
મુખ આગે ધરિ કૈકઈ, વદિ મૃદુ વાણી તેહ. ૧
ભૂપતિ ને હે રઘુપતી, છો તમ અતિ પ્રિયપ્રાણ;
ભીડ ન મુકશો સ્નેહવશ, કુંવર તમે કુળભાણ. ૨
સુકૃત સુયશ કુઓ ભલે, શોક થાય પરલોક;
તોપણ તમને વન જવા, કહે ન નૃપ નિજશોક. ૩
એવું વિચારિ વિવેકનિધિ, કરો ભાવ્યું જે તેજ;
પામ્યા સુખ સુણિ જનનિ શિખ, રામચંદ્ર મન સ્હેજ. ૪
વચન બાણસમ લાગિયાં, ભૂપતિ હૃદય નિશાન ;
અરરર પ્રાણ અભાગિયા, કરતો નથિ પરિયાણ. ૫
શોક વિકળ મુર્છિત થઈ, ઢળ્યા ધરણિ નર રાય;
શું કરિએ કશું કોઇને, સુજે ન કાંય ઉપાય. ૬
સત્વર રામે તે સમે, ધરિ મુનિવેષ વિશેષ;
જનનિ જનકને નામિ શિશ, ચાલ્યા સમરિ ગણેશ. ૭
સજિ વન સાજ સમાજ સહુ, વનિતા ભ્રાત સમેત;
નમિ દ્વિજ ગુરૂ પદ ચાલિયા, કરિ સર્વને અચેત. ૮

## રાગ ચોપાઈ ત્રિતાળની.

નિકળી ઊભા વસિષ્ટને દ્વાર, લાગ્યાં સંગે પ્રજા પરિવાર;
દીઠા લોક વિરહ દવે બળતા, નયણે આંસુ પ્રવાહ નિગળતા. ૧
સહુને સમજાવ્યા કહિ પ્રિય વેણ, સ્નેહસિંધુ રામ સુખ દેણ;
બોલાવ્યો પછી વિપ્ર સમાજ, પદ વંદે પ્રીતે રઘુરાજ. ૨
સ્નેહે સહુને વરષાશન દીધાં, આદર દાન વિનય વશ કીધા;
દાનમાને યાચકને સંતોષ્યા, સ્નેહિ જનને પ્રેમે પરિપોષ્યા. ૩
દાસી દાસ પછીથી બોલાવી, ગુરૂ ગુણનિધિને સૌ ભળાવી;
નાથ સાંભળો વિનતી થોડી, બોલ્યા રામ કમળ કર જોડી. ૪
સહુનો સાર સંભારી હે સ્વામી, મને જાણી આપ અનુગામી
કરજો માતપિતાની પ્રમાણે, માગુ એટલું હું આ ટાણે. ૫
વારંવાર જોડી યુગ પાણી, કહે રામ સૌને મૃદુવાણી ;
સૌવિધે તેજ મમ હિતકારી, કહું સર્વને સત્ય ઉચારી. ૬
જેનાથી રહે સૂખી નરેશ, સૌથી વ્હાલો મને તે વિશેષ;
માતા સરવે મારે વિયોગે, દુખી થાય ન કદિએ શોકે. ૭
તે ઊપાય તમે સહુ કરજો, પુરજન પરમ પ્રવિણ ચિત ધરજો;
સૌને સમજાવ્યા એ રીતે રામ, હર્ષી ગુરૂ પદ કરી પરણામ; ૮
ગૌરી ગિરિશ ગણેશ મનાવી, પામ્યા આશિષ અતિ મન ભાવી
ચાલ્યા સહુને કમળ કર જોડી, રૂડિ અવધપુરીને છોડી. ૯
જતા જોઈ રામને વનવાસ, થયા પુર નર નારી ઉદાસ;
થયો કારમો કોળાહળ, સૌને નેત્રે વહે બહુ જળ. ૧૦
થયો સ્હોર બકોર અપાર, સુણ્યા જાય ન પીડપોકાર;
અપશુકન લંકાવિષે થાય, શોક અવધપુરીમાં જણાય. ૧૧

હર્ષ ખેદ વિવશ સુરલોક, દીસે ગગન વૈમાનના થોક;
મુર્છા ગઈ ત્યારે ભૂપતિ જાગ્યા, મંત્રિપ્રત્યે ઉચરવા લાગ્યા.૧૨

## લલિત છંદ

વિપિન ચાલિયા, રામ નિર્ખતાં;
અરર પાપિ આ, પ્રાણ ના જતા;
તનવિષે રહે, શા સુખે અરે;
વિરહ વેદના, કેમ વીસરે? ૧
અરર આ થકી, કો વ્યથા વડી;
સહિ અને જશે, પ્રાણ તરફડી;
ધિર ધરી ઉરે, ભૂપતી કહે;
કયમ રહી શકૂ, રામ વીરહે. ૨
રથ લઈ અને, સંગ જા સખે!
સુત વિયોગથી, દેહ આ ધખે;
કુંવર બે મૃદૂ, રૂપ કારમાં;
જનક અંગજા, તેય તે સમાં. ૩
રથ ચડાવિ ને, એ ત્રણેયને;
વન બતાવજે, વ્હાલપ ઘણે;
દિવસ ચાર ત્યાં, વનમાં રહી;
સુત મનાવિને, લાવજે અહીં. ૪
નવ ફરે કદી, ભ્રાત બેયજો;
જળધિ સત્યના, અપ્રમેયજો;
વિનય તો તમે, વેગથી કરી;
કહ્યું સુણાવજો, મૂખ ઊચરી. ૫
"જનક અંગજા, પાછિ મોકલો;"
"પિતુતણી પ્રભૂ, શીખ સાંભળો;"
વિપિન દેખિને, જાનકી જદા;
ભય ધરે ઉરે, જોઇ આપદા. ૬
સમય પામિને, ત્યાં ઉચારજે;
શિખ અમારિ આ; સંભળાવજે;
"શ્વસુર સાસુની, શીખ સાંભળો;"
"કહુંછું હું હવે, ઘેર જો વળો." ૭

## દોહરા.

"વળો પુત્રિ પુર ભણિ તમે, કાનન અતિશે કલેષ;
"ક્યમ નજરે જોયા જશે, પર્વત પ્હાડ વિશેષ." ૧
"કદિ પિતુ ઘર કદિ સાસરે, અભિરૂચિ જ્યહાં તમારિ;"
"રહેજો ત્યાં બહુ રીઝથી, હે શાણી સકુમારિ." ૨

એહ રિતે સુમંત્ર હે, ઉપાય કરજો જાણ;
ફરશે સીતા તો થશે, પ્રાણાધાર પ્રમાણ. ૩
નહિતો પરિણામે થશે, મારૂં મરણ ખચીત;
કશું ન ચાલતું રે હવે, વિધિ થયોજ વિપરીત. ૪
એવૂં કહિ મુર્ચ્છિત થઈ, પડ્યા પૃથ્વિ નૃપ સોય;
રામ લક્ષ્મણ જાનકી, આણિ બતાવો કોય. ૫
શિશ નમાવિ પામી રજા, રથ બનાવિ ભલિભાત;
ગયા જ્યહાં પુર બ્હાર છે, સહસીતા બે ભ્રાત. ૬
સંભળાવિયાં નૃપ વચન, સુમંત્રિએ સુખસાજ;
કરિ વિનતી રથ ઊપરે, ચઢાવિયા રઘુરાજ. ૭
બંને ભ્રાત સીતા સહિત, ચઢિ રથ બનિ તૈયાર;
અવધપુરીને નામિ શિશ, ચાલ્યા મન ગણિ સાર. ૮
વન જાતા રઘુનાથને, જાણી અવધ અનાથ;
વિકળ અઢારે વર્ણ થઈ, ચાલી સહુ સંગાથ. ૯
સમજાવે બહુ વિધિવડે, કૃપાસિંધુ રઘુરાજ;
ફરે પ્રેમવશ વળિ ફરી, આવે સર્વ સમાજ. ૧૦

"તારૂં ગોકુળ જોવાને આવરે. મથુરાનાવાસી" એરાગ.

લાગે અવધ ભયાનક ભારીરે, રઘુનાથને વિરહે,
જાણે કાળરાત્રી અંધારીરે, રઘુનાથને વિરહે. ટેક—
પુરનાં સહુ નર નારિઓરે, જાણે છે જંતુ ઘોર;
એક બિજાને નિહાળીનેરે, ડર પામે કરે બહુ સ્હોરરે
રઘુનાથને વિરહે. ૧
ઘર સમશાન સમાનછેરે, પરિજન જાણે ભૂત
મિત્ર પવિત્ર ને બાળકરિ, જાણે હોય એ જમનાં દૂતરે
રઘુનાથને વિરહે, ૨
બાગ અને તરૂ વેલડીરે, કરમાણી સહુ પ્રાય;
સરિત સરોવર આંખથીરે, જાય જોયાં નહીં એ જરાયરે.
રઘુનાથને વિરહે. ૩
હય ગજ કોટિક સ્થાનકેરે; માનિતા મૃગ પાળેલ;
પુર પશુ ચાતક એ તકેરે, સહુના દીસેછે ગાત્ર ગળેલરે
રઘુનાથને વિરહે. ૪
કોયલ ને શુક શારિકારે, મહા મનોહર મોર;
અન્ય ઘણા વળિ એ વિનારે, શુદ્ધ સારસ હંસ ચકોરરે.
રઘુનાથને વિરહે. ૫
વ્યાકુળ રામ વિયોગથીરે, ઝૂરે સહૂ ત્યાં સ્હેજ;
ચિત્રલિખિત જાણે જ્યાં ત્યહાંરે, વળી દેખાય સહુ નિસ્તેજરે
રઘુનાથને વિરહે. ૬

નગર સઘન વન જાણિએરે, ખગ મૃગ પુર નર નાર;
લિલડિ તે કૈકઈ ભામનીરે, મુકયો રામ વિરહનો અંગારરે
રઘુનાથને વિરહે. ૭
દવ એ દુસહ દશો દીશથીરે, ધીખી ઉડયો ચોફેર;
રામ વિરહાગ્નિની વેદનારે, સહી કોણ શકે દુખભેરરે.
રઘુનાથને વિરહે. ૮
ભયભિત થઈ સહૂ ભાગિયારે, વ્યાકુળ બનિને વિશેષ,
ધિક્ક હે કૈકયી કામનીરે, આજ અકળાવ્યા અવધેશરે.
રઘુનાથને વિરહે. ૯
કીધો વિચાર વિચારિનેરે, સર્વ જને મનમાંય;
રામ લક્ષ્મણ વિના જાનકીરે, સુખ સંસારે દીસે ન કાંયરે
રઘુનાથને વિરહે. ૧૦
રામ જ્યહાં ત્યહાં આપણેરે, સંગે સરવ સમાજ;
રઘુવીર પાખે વિચારતાંરે, આ અવધપુરીમાં શું છે કાજરે.
રઘુનાથને વિરહે. ૧૧
એવું દ્રઢ વીચારિનેરે, ચાલ્યા સહુ પ્રભુ સંગ;
સુરદુર્લભ સુખ ઘરતણાંરે, કરી ત્યાગ તેનો તે પ્રસંગરે.
રઘુનાથને વિરહે. ૧૧

## દોહરા.

અતિ પ્રિય અંતર જેમને, રઘુવિર પદપાથોજ;
વિષય ભોગ કયમ તેમને, વશ કરિ શકે કહોજ. ૧
તજિ ગૃહ બાળક વૃદ્ધ બહુ, સહુ જન ચાલ્યા સાથ;
વાસ કર્યો તમસા તિરે, પ્રથમ દિવસ રઘુનાથ. ૨
પ્રજા પ્રેમવશ દેખિ અતિ, રઘુપતિએ તેવાર;
સદય હૃદય શ્રીરામને, દુખ થયું અપરંપાર. ૩
કરૂણામય રઘુનાથજી, વિચારતા મનમાંય;
પીડ પામશે આ પ્રજા, વન સુખ દિસે ન કાંય. ૪
પ્રેમ સહિત મૃદુવચન શુભ, કહિને કથા અનેક;
સમજાવ્યા સહુ લોકને, વિમળ વિચારિ વિવેક. ૫
કર્યો પરમ ઉપદેશ બહુ, પણ ઉપાય સહુ ફોક;
ફરે નહીં તે ફેરવ્યા, પ્રેમવિવશ સહુ લોક. ૬
શીળ સ્નેહવશ સહુ પ્રજા, તેથી તે ન તજાય;
દુખધા વશ તે અવસરે, સદય હૃદય રઘુરાય. ૭
લોક શોક શ્રમ વશ થયા, સુરમાયા વળી કાંય;
ભોળવાઈ મતિ તે થકી, નિંદ્રાવશ સહુ ત્યાંય. ૮
વીતિ જામ જુગ જામિની, જ્યારે ત્યહાં જરૂર;
કહ્યું સમ્પ્રીતિએ સચિવને, રામે તેડી દૂર. ૯
આડે રસ્તે આ સમે, રથ હાંકો ભલિભાત;
અન્ય ઉપાયે વનવિષે, નહિં જવાય હે તાત. ૧૦
રામ લક્ષ્મણ જાનકી, ચઢિ રથપર તેવાર;
શિવ પદ કમળ નમાવિ શિશ, ચાલ્યાં બનિ તૈયાર. ૧૧
સચિવે રથ હાંકયો તરત, એ તક આડે પંથ;
ચપળ તુરંગ ચલાવિયા, રિઝયા જાનકી કંથ. ૧૨
જાગ્યા પ્રાતઃકાળમાં, શયન કરી સહુ લોક;
રઘુપતિ ગયા વિલોકિને, થયો સ્હોર અતિ શોક. ૧૩

## રાગ કાફી.

નંદનો કુંવર પરણાવ, એ ઢાલ.

લોક પોકારતા આમરે, રામ વિના ફોક તમામરે. ટેક.
કહિંએય રથનો પંથ જડે નહીં;
વિયોગી ન લે વિશરામરે, રામ વિના. ૧
રામરામ કહી ચોદિશ દોડે;
ભુલી તન ભાન ધન ધામરે, રામ વિના. ૨
વ્હાણ જાણયે ભરદરિએ ડૂબિયું
વિકળ વણિકવૃંદ આમરે, રામ વિના ૩
દે ઉપદેશ ત્યાં એક બિજાને;
તજી ગયા શુંદરશ્યામરે, રામ વિના. ૪
ત્યાગ્યા આપણને કલેશ વિચારિ પ્રભુ;
ઠરવાતણો ન રહ્યો ઠામરે, રામ વિના. ૫
મીનની પ્રીત વખાણે નિંદી નિજ,
ધિક્ક જીવન વણ રામરે, રામ વિના ૬
પ્રિય વિરહ કિધ તો કયમ દીધું નહીં;
માગ્યૂં મરણ વિધિવામરે, રામ વિના. ૭
કરતા પ્રલાપ કલાપ એ રીતે;
લેતા મુખે હરીનામરે, રામ વિના. ૮
આવ્યા અવધ પરિતાપ ભર્યા સહૂ,
સુજે નહીં કોને કશું કામરે, રામ વિના. ૯

## દોહરા.

વિષમ વિરહ રઘુવરતણો, તે વરણવ્યો ન જાય;
અવધિ આશવશ સહુ પ્રજા, પ્રાણ રાખતાં પ્રાય. ૧
કરવા લાગ્યાં નારિ નર, અતિ પ્રેમે વૃત નેમ;
રામ દરશહિત કારણે, તજી નિજ તનનૂં ક્ષેમ. ૨
કોક કોકિ અંબૂજ જ્યમ, દીન દિવાકર હીણ;
ત્યમ રઘુનાથ વિના દિસે, પુરજન પરમ પ્રવીણ. ૩

## છપા.

સીતા સચિવ સહીત, ધીર વીર બને ભાઈ;
શૃંગવેરપુર સમિપ, પ્હોચિયા જગ સુખદાઈ;
ઉતરયા રથથી રામ, દેવનદી દેખિ દયાળે;
કરયો દંડવત પ્રથમ, અધિક હર્ષે એ કાળે;
લક્ષ્મણ અમાત્ય સીતાજીએ,કરયો પ્રણામ હરખ ભરે;
સહુ સહિત અધિક સુખ પામિયા, રામચંદ્ર એ અવસરે.૧
નિર્મળ ગંગાનીર, મોદમૂળ મંગળકારી;
સહુ સુખ કરણી સરિત, હરણિ સહુ શુળ સંસારી;
કોટિક કથા પ્રસંગ; કહી કહિ અનુજ પ્રિયાને;
ન્યાળે ગંગ તરંગ, રામ શુધ્ધ હૃદય નિદાને;
નિજ સચિવ અનુજ પ્રિય નારિને, સંભળાવિ તેણે સમે;
મહિમા અધીકતા સુરસરિનિ,જે ગુણનિધિ મન બહુ ગમે. ૨
ગયો પંથ-શ્રમ સર્વ, સ્નાન સુર-સરિમાં કીધે;
થયું મુદિત મન સ્હેજ, નીર અતિ પાવન પીધે;
જેને સ્મરતાં સહજ, મટે ભવનાં દુખ ભારે;
પંથજ-શ્રમ[1] તેમને, એહ લૌકિક વ્યવહારે;
શુધ્ધ સરળ સચ્ચિદાનંદમય, રામ ભાનુકુળકેતુ છે.
વળિ નામ જેનું નિર્મળ મહા, સંસૃતિસાગરસેતુ છે. ૩
ગુહનિષાદ એ શુધ્ધિ, પામિઓ પ્રીતે જ્યારે;
બોલાવ્યા પ્રિય બંધુ, મુદિત મન કરિને ત્યારે;
કંદ મૂળ ફળ અમળ, ભેટ એ વિણ ભરિ ભારે;
હરખી હૃદય અપાર, ચાલિઓ મળવા ત્યારે;
મૂંકિ ભેટ પ્રભૂ મુખ આગળે, કર્યો દંડવત કોડથી;
પ્રભુને વિલોકતો બહુ પ્રીતિ, હૃદય હર્ષ માતો નથી. ૪
સહજ સ્નેહવશ રામ, ભકત આશ્રિત અસુરારી;
કુશળ ક્ષેમ પૂછિયું, નિષાદ નિકટ બેસારી;
નાથ કુશળ નિરધાર, પ્રીતે પદ-પંકજ પેખ્યે;
થયો ભાગ્ય-ભાજન હું, આજ જગ જનના લેખે;
હે દેવ ધરણિ ધન ધામ આ, એહ આપનું જાણજો;
જનનીચ સહિત પરિવાર હું,આપતણો મન આણજો.૫
કૃપા-ધામ કરિ કૃપા, પ્રીતથી નગર પધારો;
સહુને કરો સનાથ, વિનય પ્રભુ એહ અમારો,
સત્ય કહ્યું તે સર્વ, સખા મમ સુજ્ઞ વિવેકી;
આજ્ઞા તાતનિ અન્ય, તેહ ક્યમ શકિએ છેકી;
વસિ ચૌદ વર્ષ વન-વાસમાં, મુનિવૃત વેષ અહાર પણ;
નહિ ગ્રામવાસ અવઉચિત તવ, ગુહને દુખ થયુ સુણિ કરણ.

[1] રસ્તે ચાલવાથી ઉપજેતો શ્રમ.

## રાગ દેશાખ.

સીતા રામનાંરે, અદ્ભુત રૂપ નિહાળી સ્હેજ;
લક્ષ્મણ-ગૌરતારે, વળિ મુખપરનૂં તરતિબ તેજ. ૧
પ્રેમ સહિત કહેરે, નિર્મળ નગરતણાં નરનાર;
સખિઓ સાંભળોરે, સુંદર વેણ સમય સુખકાર. ૨
તે માબાપનાંરે, કેવાં હે સખિ હૃદય કઠોર;
જેણે મોકલ્યારે, વનમાં બાલક યુગલ-કિશોર. ૩
એક કહે ત્યહાંરે, ભૂપતિએ બહુ સારૂં કીધ;
વિધિએ કરી કૃપારે, લોચન લાભ અમોને દીધ. ૪
ઉર અનુમાનિનેરે, જાણી મનહર શીશમ-વૃક્ષ;
ગુહરાયે ત્યહાંરે, ભોમિ સુધારી અધિક અલક્ષ. ૫
લઈ રઘુનાથનેરે, ઠામ બતાવ્યો કરવા વાસ;
સહુ રીતે રૂડોરે, રામે કહ્યુ વિલોકી વિલાસ. ૬
પ્રીતિ પ્રણામિનેરે, પુરજન આવ્યા પછિ નિજઘેર;
રઘુવર સંચર્યારે, સંધ્યા કારણ કરિ શુભપેર. ૭
ગુહરાયે પછીરે, સરસ બનાવી સાથરિ સ્હેજ;
કુશ કોમળ અનેરે, કુમળાં પત્રતણી વિધિએજ. ૮
મૃદુવાણી વદીરે, શુચિ ફળ મૂળ મધુર ગુહરાય;
બમણું ભરી ભરિરે, આણિ રખાવ્યૂં રામ રીઝાય. ૯
સચિવ અનુજ અનેરે, સીતા સહિત મૂળ ફળ ખાઈ;
પ્રભુ પછિ પોઢિયારે, પાય પલોટે લક્ષ્મણ ભાઈ. ૧૦
લક્ષ્મણ ઊઠિઆરે, ઊંઘ્યા જાણી શ્રીરઘુનાથ;
કહ્યું મૃદુવાણિએરે, સચિવને નિંદ્રા લેવામાટ. ૧૧
કશુક જઈ વેગળેરે, સજીને ધનુષ બાણ રણધીર;
બેશિ વિરાસનેરે, ચોકી કરતા લક્ષ્મણ વીર. ૧૨
વિશ્વાસૂ વડારે, તેડી પ્હેરેગિર બળધામ;
ગુહરાયે પ્રીતેરે, ચોકી મૂકી ઠામોઠામ. ૧૩
જઈ બેઠા પછીરે, લક્ષ્મણ પાસે ગૂહ નરેશ;
કટિ ભાથા ભિડીરે, ધનુષપર બાણ ચઢાવી બેશ. ૧૪
સુતા જોઈ પ્રભૂરે, નિજમનમાંહે ગૂહનિષાદ;
પ્રેમ વિવશ થઈરે, કરવા લાગ્યો અધિક વિષાદ. ૧૫
નયણે નીર ઝરેરે, દોહ્યલું મનમાં સમજી દૂખ;
વચન સપ્રેમથીરે, લક્ષ્મણપ્રત્યે વદતા મૂખ. ૧૬

## રાગ પરજ.

શેઠ સગાળશા સાધુને સેવે; વાણિયો પાળે વૃત્ત (એરાગ.)
જુઓ વિધિ વામની કરણીરે,શકાય ન કોઇથી વરણી.ટેક—

ભૂપતિ ભોવન સુંદર એવાં, વિશ્વ-વિમોહન સ્હેજ;
ઇંદ્ર સદન ન બરાબરી પામે, મણિમયકેરે તેજ;
રચ્યાં જાણુ કામે સ્વપાણીરે, શોભા ચૌદલોકથી તાણી. ૧
અધિક પવિત્ર વિચિત્ર રૂપાળો, જાણ્યે અનંગ પલંગ;
પુષ્પ સુગંધ સુવાસિત સઘળે, જ્યાં મણિદીપ સુરંગ
શોભીતા સર્વ પ્રકારેરે, વખાણતાં ભારતી હારે. ૨
સુંદર ચંદરવા શુભવસ્ત્રના, તકિઆ ને રૂડી તળાઈ
ફૂલેલિ દૂધના ફીણ સમી મૃદુ, સર્વ રિતે સુખદાઈ
શય્યા કામદેવની જાણેરે, કવિ મુખે શૂં વખાણે. ૩
રામ સીતાજી તેહ સ્થળે નિશિ, નિત્ય શયન કરનાર;
નિજ છબિએ રતિ કામતણો અતિ, રૂપનો મદ હરનાર;
મનોહર માત સીતાજીરે, રૂપાળા રામ પિતાજી. ૪
ભૂમિ પથારિએ રામ સીતા તે, પોઢયાં વિલોકી હાય;
શ્રમિત અને પટ પાથર્યા પાખે, નજરે જોયું નવ જાય;
કોને દોષ કર્મની વાતેરે, અરે દૈવ શું કર્યુ આ તેં. ૫
માત પિતા પરિજન પુરવાસી, મિત્ર દાસી અને દાસ;
જાળવતાં જેને પ્રાણ પ્રમાણે, પ્રેમે રાખી પાસ;
સુતા મહિ રામ તે આજેરે, દેખી મારૂં કાળજ દાઝે. ૬
જનક જનક જગ જાહેર મહિમા, સુરપતિ મિત્ર શ્વસૂર;
નાથ રઘુનાથ તેહ સીતાજી, ભોમિએ સુતી જરૂર,
જુઓ વિધિ વામની કરણીરે, શકાય ન કોયથી વરણી. ૭
કાનન યોગ્ય શું રામ સીતાજી! સ્વપ્ને ન દુઃખ દિઠેલ;
કર્મ પ્રધાન અસત્ય નહીં એ, ખોટા વિધિના ખેલ.
શુભાશુભ કર્મ ફળેછેરે, ઋણાનુબંધે સૌ મળેછે ૮
કૈકય નંદની મંદમતિણિએ, કુટિલ કઠણ પણ કીધ.
જેણિએ રામને જાનકિને આ, સુખ અવસર દુખ દીધ;
વિરોધે વનમાં કાઢ્યાંરે, આ દારૂણ દુખ પમાડયાં. ૯
થઇ રવિવંશ-વિટપને કુહાડી, વિશ્વ દુખાળી કીધ;
ધરણિ શયન જોઇ રામ સીતાનું, જે સહુ જકત પ્રસીધ.
વિષાદ નિષાદને ભારીરે, કૈકયની કુમતી વિચારી ૧૦

રૂડા રામને મેલીને બીજા કોને ભજીએ (એ રાગ.)

મધુર મનોહર કોમળ અતિશે, લક્ષ્મણ બોલ્યા વાણી;
જ્ઞાન અને વૈરાગ્ય ભક્તિ રસ, મિશ્રિત કહું શું વખાણી.
રૂડા ગૂહ હે ગુણવંતા સુણો શીખ આ સારી; ૧
કહો કોણ કોને સુખ દુખનો, દાતા આ સંસારે;
નિજકૃત-કર્મતણા ભોકતા સહુ, જોતાં જ્ઞાન વિચારે.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૨
યોગ વિયોગ ભોગ અને વળી, ભલૂ નઠારૂ ભાવી;
હીત વળી અનહિત મધ્યમ ભ્રમ, ફંદ શકૂ શું ગણાવી.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૩
જન્મ મરણની વળી જ્યાંલગી, જક્તતણી જંજાળો;
સંપતિ વિપતિ કર્મ કાળ વળિ, ધરણિ ધામ ધન ન્યાળો.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૪
જ્યહાં લગી વ્યવહાર જગતનો, સ્વર્ગ નરક પરિવાર;
સુણિએ ગુણ ગણિએ મનમાંહે, નજરે જોઇ નિરધાર.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૫
એહ સર્વછે મોહતણૂં મુળ, નહિં પરમારથ પેખો;
પરમારથ પરિબ્રહ્મ અકળ જગ, રામ અનાદી લેખો.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૬
સ્વપ્ને થાય ભિખારિ નૃપાધિશ, રંક સ્વર્ગપતિ થાયે;
જાગ્યે લાભ ન હાનિ કશી ત્યમ, જકત પ્રપંચ જણાયે.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૭
એવું વિચારી અંતઃકરણે, કદી રોષ નવ કરિએ;
વૃથા કોઇને દોષ ન દઇએ, રામ હૃદયમાં ધરિએ.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૮
મોહ-રાત્રિમાં સર્વ સુનારા, જકત જીવ લઘુ મોટા;
સ્વપ્ન અનેક પ્રકારતણાં અતિ, ખરાં જુએ પણ ખોટાં.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૯
આ જગ જામિનિમાંહે જાગે, કોઇક અબધુત યોગી;
પરમારથી પ્રપંચ રહિતનો, વિષય વ્યસનથિ વિયોગી.
રૂડા ગૂહા હે ગુણવંતા. ૧૦
આ જીવ જાગ્યો જકતજાળમાં, એમ જાણિએ ત્યારે;
સર્વ વિલાસ વિષયથી વિરહિત, જરૂર જણાએ જ્યારે.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૧૧
થાય વિવેક અનેક પ્રકારે, મોહ અને ભ્રમ ભાગે;
તવ રઘુપતિના પદ-પાથોજે, મન અતિશે અનુરાગે.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૧૨
સખા પરમ પરમારથ જોતાં, એહ અચળ જગ દીસે;
મન ક્રમ વચને રામચરણમાં, થાએ સ્નેહ અતીસે.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૧૩
રામ પૂર્ણ પરિબ્રહ્મ અકળ જગ, પરમારથ રૂપ કહિએ;
અવિગત અખિલ અનાદિ અનુપછે,જાણિ ચરણ ચિત દઇએ
રૂડા ગૂહ હે ગુણવંતા. ૧૪
સકળ વિકાર રહિત અવિનાશી, માયા ગુણ ગોતીત;
વેદ અહોનિશ નેતિ નેતિ કહિ, નિરૂપણ કરે સપ્રીત
રૂડા ગૂહ હે ગુણવંતા. ૧૫

ભક્ત ભોમિ સુરભી સુરહિત વળિ, બ્રાહ્મણમાટ કૃપાળ;
કરે ચરિત્ર ધરી નર તન શુભ, શુણ્યે મટે જગ-જાળ.
રૂડા ગૂહ હે ગુણવંતા. ૧૬

## દોહરા.

સખા સમજી એવૂં ઉરે, પરહરિ મોહ અથાગ;
સીતા રઘુવર ચરણ તમ, અધિક કરો અનુરાગ. ૧
પ્રાતઃકાળ થયો ત્યહાં, કથતાં પ્રભુ ગુણ સાર;
જાગી ઉઠયા જગતપતી, જગ મંગળદાતાર. ૨.
સકળ શૌચ-ક્રિયા કરી, સ્નાન કર્યૂં શ્રીરામ;
શુધ્ધ દૂધ વડ-વૃક્ષનૂં, મંગાવ્યૂં તે ઠામ. ૩

## ચોપાઇ ત્રીતાળની.

મંગાવ્યૂં વડ-વૃક્ષનુ દુધ, હર્ષ શોકવિવશ સૌ વિબુધ;
સહિત લક્ષ્મણ શ્રીજગનાથે, શીર જટા બનાવી હાથે. ૧
કરે નર ચરિત્રો અદભૂત, બન્યા નાથ જોગી અબધૂત;
જોઈ જોગી સ્વરૂપ સુમંત, નીર લોચને અધિક વહંત. ૨
ઉર દાહ ને વદન મલીન, કરજોડી વચન કહે દીન;
નાથ કહ્યું છે એવૂં નરનાથે, રથ લઈ જાઓ રામની સાથે.૩
"ગંગા નવરાવી વન બતાવી, લાવો ભ્રાત બે પાછા વળાતી;"
"લક્ષ્મણ રામ સીતા લાવોતેડી, સંશયસકળસંકોચનિવેડી"૪
એવું કાવ્યું છે કૌશલનાથ તમે સાંભળો હે રઘુનાથ;
કરો નાથ તે જઉં બલીહાર, સર્વ જકતના પ્રાણ આધાર. ૫
કરી વિનતી સુમંત પડયો પાય,દીન બાળની જ્યમ રોતો જાય;
કરો તેજ કૃપા કરી નાથ, જેથી અવધ ન થાય અનાથ. ૬
સુણી વિનતી ને સ્નેહ પ્રમાણી, પ્રેમ આંસુએ આંખ ભરાણી;
પગે પડતો ઊઠાડી શ્રીરામે, દીધો બોધ સુમંત્રને શ્યામે. ૭
તમે ધર્મપંથજ્ઞ[1] છો તાત, તેની કહુ શું વિસ્તારી વાત;
દધિચિ શિબિ હરિશ્ચંદ્રનરેશ, સહ્યાં ધર્મકારણ કોટી કલેશ.૮
રંતીદેવ વળી બળીરાજા, ધાર્યો ધર્મ સંકટ સહિ ઝાઝાં;
સત્યસમધર્મનહિં અન્યતાત,આગમનિગમપુરાણ પ્રખ્યાત.
પામ્યો ધર્મ સુલભ કરી સોય,ત્યાગુ તો અપયશ જગ હોય;
પ્રતિષ્ઠિતને રે અયશથી નિદાન,દારૂણ દુખ કોટિમરણ સમાન.
બહુ કહું શું તાત તમ આગે, ઉત્તર દેઉ ફરી પાતક લાગે;
પિતા પદ ગ્રહી કોટી પ્રકાર,કરજો કરજોડી વિનય અપાર૧૧
કેહજો કાવ્યુંછે રામે આમ, મારા પ્રેમી પિતા પરણામ;
"ફશી વાતની ચિંતા વિચારી,તાત કરશોનહીં કદીમારી."૧૨

## દોહરા.

"કરશો નહિં કશિ વાતની, ચિંતા મારિ અઘાત;"
"હૂં સુખિ વનમાં સર્વ વિધ, તમ પ્રતાપ હે તાત." ૧
હે સુમંત વળિ છો તમે, પિતુ સમ મમ હિતકાર;
કરજોડી કરૂ વીનતી, તમ પાસે આવાર. ૨
દુઃખ ન પામે નૃપતિ કદિ, કરિ મન મારો શોચ;
તેજ તમારે કરવું નિત, તજી હૃદય સંકોચ. ૩
સુણી સચિવ રઘુનાથનો, અરસ્પરસ સંવાદ;
પરિજન સહિત વિકળ અતી, ગુણિયલ ગુહનિષાદ. ૪
કહ્યું લક્ષ્મણે તે સમે, સચિવ સાથ સંદેશ;
"સ્રીવશ થઈ વન કાઢિયા, શો અવ વૃથા કલેશ." ૫
"મનામણાં મિથ્યા કશાં, શા મિથ્યા સંતાપ;"
"શા મિથ્યા સંદેશરા, પ્રથમ વિચાર્યું ન બાપ." ૬
અતિ અનુચિત જાણી પ્રભૂ, રાખે વારિ વિશેશ;
હે લક્ષ્મણવિર શૂં વદો, પિતા પામશે કલેશ. ૭
સંકોચાઈ સહસ્રવિધ, નિજ શોગન દઈ રામ;
કહે સચિવ પ્રત્યે સુખે, વચન સુખદ અભિરામ. ૮
લક્ષ્મણ-સંદેશો તમે, જઈ નવ કહેશો કાંય;
અતિશય ઓછૂં આવશે, મહિપતિને મનમાંય. ૯
કહે સુમંત્ર પછિ તે સમે, ભૂપતિનો સંદેશ;
સહિ નહિં શકશે જાનકી, કાનનના અતિ કલેશ. ૧૦
જે વિધિ અવધપુરી ભણી, વળિ આવે સીતાય;
તે રઘુવીર તમો કરો; અતિશય ઉચિત ઉપાય. ૧૧
"નહિં તો હે રઘુપતિ નિપટ, હૂં આધાર વિહીન;"
"જીવિશ નહિં તમ વિરહથી, જ્યમ જળ પાખે મીન."૧૨
મૈયર સાસરિએ સદા, સર્વ પ્રકારે સૂખ;
પ્રાણ પ્રમાણે પાળશે, નહિ કો વાતે દૂખ. ૧૩
જવ જ્યાં મન માને ત્યહાં, સુખે રહે સીતાય;
જ્યાં લગિ દુખના દોહ્યલા, આ દિન સહુ વિતિ જાય.૧૪
વીનતિ ભૂપતિએ કરી, સરળ ચિત જે ભાત;
આરત પ્રીતિ ભરી ભલી, કહિ ન જાય તે વાત. ૧૫
સુણિ સંદેશો તાતનો, રઘુપતિ કૃપાનિધાન;
સીતાને શિક્ષા દિએ, કહિ કહિ કોટિ વિધાન. ૧૬
સાસૂ સસરો ગુરૂ અને, પ્રિય પરિજન પરિવાર;
વળો તમે તો સર્વનો, શાંત વિરહ-અંગાર. ૧૭
સુણિ પતિ વચન કહે પછી, વૈદેહી મુખ વાત;
પરમ સનેહી પ્રાણપતિ, સુણો તમે સાક્ષાત. ૧૮
કરૂણામય પ્રભુ છો તમે, પરમ વિવેકિ પ્રમાણ;
તન તજી છાયા વેગળી, રહે ક્યહાં રઘુભાણ? ૧૯

---
૧ કીર્તીવાળા પુરૂષને

પ્રભા જાય ક્યાં ભાનુ તજિ? ચંદ્રીકા તજી ચંદ?
હું અર્ધાંગા આપની, ક્યાં જઉં તજિ તમ સંગ? ૨૦
નિજ પતિને અતિ પ્રેમમય, વિનતિ સુણાવી સીત;
વદે સચિવ પ્રત્યે રૂડી, મૃદુ વાણી સહુ પ્રીત. ૨૧

## હરિગીત છંદ.

મૃદુ વાણિએ સીતા કહે ત્યાં, સચિવપ્રત્યે વાતડી;
હિતકારિછો પિતુ શ્વસુર સમ તમ, દેખિ શીતળ છાતડી;
દેશો ઉતર અનુચિત અતી પણ, તેથી વિસ્મિત ના થશો;
આરતવશે સન્મુખ થશો તે, ઓછું મન નવ લાવશો. ૧
સહુ આર્ય સુતપદકમળવણ, સગપણ વૃથા સંસારનું;
અનુજા અનુજ મા તાત વળિ સહુ, સુજ્ઞજન પરિવારનું;
વૈભવ વિલાસ પિતાતણા શુભ. જક્તમોહન જે દિઠે;
નૃપ મુકુટમણિ સરખા ઘણા નિત, આવિ નમતા પદપિઠે. ૨
માવિત્ર સુખ ભંડાર એવાં, જક્તજાહેર માહરે;
પણ પ્રાણનાથ વિના ન ભાવે, એહ મુજને અંતરે;
સસરો સબળ કોશલપતીછે, ચક્રવર્તિ મહાબળી;
જેનો પ્રગટમહિમા જગતમાં, ચૌદભુવનવિષે વળી. ૩
લે જેહને સુરનાથ સાદર, આવિ પ્રીતે આગળે;
દે અર્ધ સિંહાસન સુ આસન, ભેટી ભુજ ભરિને મળે;
સસરા સબળ એવા પ્રતાપી, અવધ વાસ અતી ભલો;
છે જનનિસમ સાસૂ તથા પરિવાર પ્રિય અતિ ઉજવળો. ૪
રઘુનાથ પદપાથોજ રજ વણ, સુખદ નહિ સ્વપ્રેય કો;
સુખધામ મન વિશ્રામ રામજી, એ વિના નથિ અન્યકો;
આ અગમ પંથ અનંત પર્વત, વન ભયંકરિ ભોમિકા;
ગજ કેશરી નદિઓ સરોવર, છે ભયંકર મુળથકા. ૫
તન પુષ્ટ ભીલ વરાહ હરણાં, વળિ વિહંગ વડા ઘણા;
સહુ સુખદ પ્રિયપતિ સંગ મુજને, ભાગ્યમાં કહો શી મણા;
મુજ માટ સાસૂ શ્વસુર પાસે, વિનય કરજો પદગ્રહી;
મમ શોચ કંઈ કરશો ન સુખિ વન, તમપ્રતાપે હું અહીં. ૬
પ્રિયનાથ સાથ દયાળ છે વળિ, દિયર લક્ષ્મણ લાડકા;
અતિ ધીર વિર બાણાવળી બહુ, મારિ જેણે તાડિકા;
અતિ પંથશ્રમ ભ્રમ વિપત વડિ કશિ, મનવિષે મારે નહીં;
મમમાટ હે સસરાજિ મનમાં, શોચ કંઈ કરશો નહી. ૭
મા તાત સમ મમ સાસુ સસરો, તેમને કહેજો તમે;
તમ આશિષે કરિ છૂં આધિક, પતિ સંગ સુખિ હૂં આ સમે;
સેવા સમય દેવે દિધો વનવાસ, આશ ઉરે રહી;
મમ સાસુને કહેજો તમે, તમ દાસિએ વિનતી કહી; ૮

## દોહરા.

સુણિ સુમંત્ર સીતાતણી, શીતળ વાણિ વિશેષ;
થયો વિકળ જ્યમ મણિ વિના, વ્યાકળ મણિધર વેશ. ૧
સુજે ન નયને આંસ્રુથી, શુણે ન કશુંએ કાન;
કહિ ન શકે વદને કશૂં, અતી વિકળ મતિમાન. ૨
દિધો બોધ બહુ ભાંતિએ, રઘુપતિએ તે વાર;
તદપિ ન શીતળ છાતિ થતિ, હૃદય વિરહઅંગાર. ૩
સાથમાટ રઘુનાથશૂં, કીધો યત્ન અનેક;
યોગ્ય ઉતર રામે દિધો, પડ્યા હેઠ કર છેક. ૪
ઓળંઘી ન શકાય શુભ, રામ-રજા તે વાર;
કઠણ કર્મ ગતિથી કશૂં, ચાલે નહિ નિરધાર. ૫
સાનુજ રામ સીતાતણે, ચરણ નમાવી શીર;
ફર્યો સચિવ જ્યમ વણિક નિજ, મુડિ ગમાવિ તજિ ધીર. ૬
રથ હાંકયો સચિવે જ્યહાં, સજિને સર્વે સાજ;
નિરખિ નિરખિ હય રામ તન, હણહણાટ કરતાજ. ૭
વાગ ન માને વાજિ શુભ, જે નિત આજ્ઞાકાર;
હમ રાશ તોડાવતા, માને નહિ ડચકાર. ૮
કેશવાળિ ખંખેરતા, હાંકે જવ દઈ ત્રાસ;
દે ફલંગ દડબડ કરી, તાણિ જાય પ્રભુ પાસ. ૯
વિરહ વેદના વાજિની, અધિક જોઈ રઘુનાથ.
પ્રેમે હય પિઠ થાબડે, કેશવાળિ ગ્રહિ હાથ. ૧૦
અતિ વિષાદ ઉર આણિને, ચલાવિ આપ્યા પંથ
વિરહ ભર્યા હય હણહણે, નિરખે જાનકિ કંથ. ૧૧
રઘુવીર વાજિ દશા નિરખિ, નિષાદ હૃદય વિષાદ;
શિર ધુણાવિ પસ્તાય બહુ, મૂકિ માન મરિયાદ. ૧૨
જેના દુસહ વિયોગથી, વિકળ પશૂ પણ એમ;
તો પછિ માત પિતા પ્રજા, જીવશે સર્વે કેમ. ૧૩
બળાત્કારે સચિવને, અવધ મોકલી રામ;
ચાલિ આવિયા આપ પછિ, ગંગાતીર અભિરામ. ૧૪
મગાવિ આણ્યૂં નાવ ત્યાં, સત્વર માછી પાસ;
આવિ કહે તે એ રિતે, સુણો રામ અવિનાશ. ૧૫

શામલિએ યારને, મેરી મટુકી છિના લીનીરે. (એરાગ—)

રૂપાળા રંગીલા રઘુનાથ ચઢો ન નાવેરે ટેક.

ચરણકમળરજ નાથ તમારી;
દીસેછે એ અતિશે કામણ ભરીરે, રૂપાળા રંગીલા. ૧

મૂળી મનુષ્યકરણિ કશી એ છે;
રહિએ તેથી અહનિશાં મન ડરીરે, રૂપાળા રંગીલા. ૨
સ્પર્શ થતાં શલ્યા થઈ ગઇ અહલ્યા;
કહો પ્રભુ તે શું કામણ વિનારે? રૂપાળા રંગીલા. ૩
પ્હાણથકી નથી કાષ્ટ કઠણ આ;
વિચારો મન રઘુપતિ રંગભીનારે, રૂપાળા રંગીલા. ૪
નાવ નારી થઇ જાય સ્પરશતાં
કહો પછી નાથ હું કયમ કરૂંરે? રૂપાળા રંગીલા. ૫
વાટ પડે મારી નાવ વણસતાં;
દયાળ હું દિલમાં તેથી ડરૂંરે, રૂપાળા રંગીલા. ૬
એણે કરી પરિવાર સૌ પોખું;
જાણું ન હુન્નર હું બિજો કશોરે, રૂપાળા રંગીલા. ૭
જો પ્રભુ જરૂર પાર જવા ચાહો.
વિવેકે વિભો મમ ઉર વસોરે. રૂપાળા રંગીલા. ૮
ચરણકમળ ધોઈ નાવે ચઢાવું;
કશી ઉતરાઇ ઇચ્છું નહીંરે. રૂપાળા રંગીલા. ૯
આપની આણ કે સમ દશરથના;
કહું સત્ય સહુ ગંગજળ ગ્રહીરે. રૂપાળા રંગીલા. ૧૦
લક્ષ્મણ મારો તીરે ભલે પણ;
ધોવા ન દો પદ જ્યાંલગી તમેરે. રૂપાળા રંગીલા. ૧૧
ત્યાંલગી નાથ હું પાર ઉતારૂં ન;
કૃપાળુ કરો જેહ મન ગમેરે. રૂપાળા રંગીલા. ૧૨

## દોહરા.

પ્રેમ લપેટલ અટપટાં, શુણી માછીનાં વેણ;
જોતા અનુજ સીતા ભણી, રઘુપતિ અતિ સુખદેણ, ૧
કૃપાસિંધુ રઘુનાથજી, વદ્યા મંદ હસિ પ્રાય;
જેથિ જાય નવ નાવ તુજ, કર તું તેજ ઉપાય. ૨
વેગે જળ આણી અને, પદ પખાળ આ વાર;
થાય વિલંબ અતી ઘણો, ઝટપટ પાર ઉતાર. ૩
જેનું નામ લેતાં મુખે, અતિ હિત એકજ વાર;
ઉતરે નર ભવસિંધુ અતિ, પામી દુખનો પાર. ૪
તે કૃપાળુ આ માછિનું, કરે સવાસલુ સ્હેજ;
ત્રિલોક પદ અતિ અલ્પછે, માછિભાગ્ય આગેજ. ૫
ચરણ ચારૂ નખ કાંતિ શુભ, નિરખિ હરખિ મન ગંગ;
પ્રભૂ વચન સુણિ મોહમતિ, ગત થઇ તેહ પ્રસંગ. ૬
રામરજા પામી અને, મૂકિ માછિયે દાટ;
લાવ્યો જળ ગંગાતણું, ભરી કાષ્ટકથરોટ. ૭
અતિ ઉમંગ આનંદ અતિ, વળિ અનુરાગ ઘણોજ;
પખાળવા લાગ્યો પ્રીતિ, રઘુવર પદ-પાથોજ. ૮
પુષ્પવૃષ્ટિ કરિ સર્વ સુર, વદને કરે વખાણ;
પુણ્યપુંજ એ સમ ન કો, લિધી જગતમાં લાણ. ૯
પદ પખાળિ જળપાન કરિ, આપ સહિત પરિવાર;
પિતૃ પાર કરિ રામને, મુદિત ઉતાર્યા પાર. ૧૦
ઉતરિ ઉભા નદીરેતમાં, અતિ હોંસે રઘુનાથ;
ગૂહનિષાદ અનુજ અને, સીતાજી સંગાથ. ૧૧

## રાગ ગોપીચંદાખ્યાનમાંનો.

ગોપિચંદ ચરિત તુમ સુનોરે મેરે ગુનરાશી. (એઢાળ)

ઉતરિ દંડપ્રણામ શ્રીરામને, માછિએ કીધો;
સંકોચાયા શ્રીપતિ મન એમ, ન દોકડો દીધો. ૧
પતી હૃદયની વાત સીતાજી, સ્નેહે જાણનારી;
મણિ મુદ્રિકા મન આનંદે, આંગળીથી ઉતારી ૨
કહે માછીને રામ હેભાઇ!, તું લે ઉતરાઈ;
માછિએ ગ્રહ્યા પદ-પાથોજ, હૃદય અકળાઈ. ૩
આજ પામ્યો ન શું રઘુનાથ, કહો આ કાળે;
મટયા દરિદ્રદોષ દુઃખદાહ, લોચન ભરી ન્યાળ્યે. ૪
કીધી અગણિત કાળ કૃપાળ મેં, અતિશે મજૂરી;
દીધી આજ મને દીનાનાથ, વિધિએ ભરી પૂરી. ૫
જોઇએ ન કશું હવે મારે, સ્વામી આ સંસારે;
દીનાનાથ દયાળ અનુગ્રહ, ઉચિત તમારે. ૬
વળતી વાર જો કશુક કૃપાળ, કૃપા કરી દેશો;
તે પ્રસાદ હું શિર ધરી લઇશ, લેવાનું જો કહેશો. ૭
રામ લક્ષ્મણે આગ્રહ અતિશે, માછીશુ કીધો;
ઉતરાઈનો દોકડો તોય ન, એકે લીધો. ૮
ભક્તી વિમળનો વરદેઈ કીધો, વિદાય શ્રીનાથે;
ધન્ય ભાગ્ય પ્રસંશે દેવ, ઉધર્યો હરી હાથે. ૯
કર્યું સ્નાન શ્રીરઘુકુળનાથ, અનુજ પ્રિયા સાથે;
કરી પાર્થિવ પૂજા સપ્રીત, નમ્યા સ્વામિનાતે. ૧૦
કરજોડી કહેછે સીતા, સુરસરિને સપ્રીતે;
માતા પુરજો મનોરથ મારા, આનંદ સહિતે. ૧૧
પતિ દિયરતણી સંગાથ, કુશળતાથી આવી;
ફરી પૂજા કરૂં મા તમારી, પૂરણ પ્રેમ લાવી. ૧૨
સીતા વિનતી સુણી અતિ પ્રેમ, રેણુ કરી રેણી;
નિર્મળ જળથી વિમળ થઈ વાણિ, અધિક સુખદેણી. ૧૩

સુણ રઘુવર પ્રાણપ્રિયા સતી, જાનકી વાણી
જોતાં વિદિત પ્રભાવછે તારો, સકળ ગુણખાણી. ૧૪
રંક લોકપતી થાય જો તું, કૃપાદ્રષ્ટિ ન્યાળે ;
સેવે સર્વ સિદ્ધિ કર જોડી, તને આ કાળે. ૧૫
અતિ વિનય સુણાવ્યો મને, મૃદુ વચન ઉચારી ;
દીધી મુજને વડાઈ તેં આજ, કૃપા કરી ભારી. ૧૬
તદપિ દેવિ હું દેઉં આશિષ, આનંદ ઉર આણી ;
થવા સફળ સર્વવિધિ સત્ય, મધુરમય વાણી. ૧૭
પતિ દિયર સહિત આવિ ક્ષેમ, કોશલપુરમાંહે;
થાશે પૂર્ણ સહુ મનકામ, સુયશ જગ માંહે. ૧૮

## તોટક છંદ

સુણિ મંગળમૂળ સુગંગ ગિરા, અનુકૂળ અતી સમજી ચતુરા;
પ્રભુએ કહ્યું ગુહને પછિથી, ઘર જાવ સખા અવતો અહિંથી૧
સુણિ શુષ્ક મુખે ઉર દાહ થયો, રઘુનાથ વિયોગ ન જાય કહ્યો;
દીનવાણિ કહે કરજોડિ અતી, રઘુનાથ સુણો મુજની વિનતી ૨
રહિ સાથ બતાવિશ હૂં રસતા, દિન ચાર કરી પદસેવકતા;
જઈ વાસ કરો પ્રભુ જેહ વને, મન પર્ણકુટી[1] કરવાનું મને. ૩
તવ જેવિ રજા કરશો મુજને, કરૂં તે રઘુવીરનિ આણ મને;
પ્રિછિ સ્હેજ સનેહ સુ તેહતણો, ગુહસંગલિધો જઉલાસ ઘણો ૪
ગુહનાતિ સહૂ નિજ તેડિ લિધા. કરિને પરિતોષ વિદાય કિધા;
ગણનાથ તથા શિવને સમરી. શિર નામિ પ્રિતેહરિસૂરસરી. ૫
સહ સીય અનૂજ સખા સહિતે, વનમાં વિચર્યા રઘુનાથ પ્રીતે;
તરૂ હેઠ રહ્યા પ્રભુ તે દિવસે, ડડમેટ કરી અનુજે અતિશે. ૬
કરિ પ્રાત ક્રિયા ઉઠિ પ્રાત સમે, પ્રભુ જાય કૃપાય સુપંથ ક્રમે;
પ્રભુએ દિઠ તીરથરાજ ભલો, મહિમા જગમાં અતિશે ઉજળો. ૭
શુભ સત્ય અમાત્ય શ્રધા સુપ્રિયા, હિતકારક માધવમિત્ર થયા;
ભરચાર પદાર્થથિ કોષ ભલો, અતિપૂણ્ય પ્રદેશ સુદેશ મળ્યો. ૮
ગઢ ગાઢ અભંગ સુક્ષેત્ર સદા, પ્રતિપક્ષિ ન કો સ્વપનેય કદા;
સહુ તીરથ સૈન્ય સુવીર બહૂ, દળનાર કલુષ સમૂહ સહૂ. ૯
હરિઆસન[2] સંગમ જેહ સ્થળે, વડ અક્ષય છત્ર કદી ન ચળે;
જમુના જળ ગંગ તરંગરૂપી; શિર ચંમર નિત્ય ઢળે યદપી. ૧૦
દુખ દોષ દરિદ્ર અભંગ ઘણા. સહુ ભંગ પ્રયાગ જનારતણા;
જન સુકૃતિ સાધુ સુસેવ કરે, મનકામ સહૂ અભરેજ ભરે ૧૧
નિત વંદન વેદ પુરાણ કરે, ગુણગ્રામ કથ્યે પતિતો ઉધરે;
કહિ કો શકનાર પ્રભાવ ઘણો. સુખદાયક જેહ પ્રયાગતણો ૧૨

## દોહરા.

કલુષપુંજકુંજર ઉરે; મહાઘાતિ મૃગરાજ;
સેવક જન સદભાગિયા, કર્યું જગત શુભકાજ. ૧
તીર્થરાજ એવૂં દિઠું, સોહામણું સહસાજ;
સુખસાગર સુખ પામિયા, હૃદયવિશે રઘુરાજ. ૨
શ્રીમુખ તીરથરાજની, વિમળ વડાઇ સપ્રેમ;
કહિ સુણાવિ સિય અનુજને, વળિ નિષાદને તેમ. ૩
કરિ પ્રણામ જોતાં સહૂ, વન ઉપવન શુભ બાગ;
કહે મહાતમ શ્રીમુખે, રઘુપતિ અતિ અનુરાગ. ૪
આવિ ત્યહાં એવી રિતે, જોઇ ત્રિવેણી સાર;
સકળ સુમંગળદાયણી, સ્મરતાં જેહ લગાર. ૫
સ્નાન કર્યું આનંદ મન, સ્નેહે કરિ શિવ સેવ;
પુજ્યા યથાવિધિ એ સમે, તર્તિબ તીરથ દેવ. ૬
પછિ આવ્યા રઘુપતિ જ્યહાં, ભરદ્વાજ મુનિરાય;
કરતા જોઇ દંડવત, મુનિ ઉર લઇ હરખાય. ૭
મુનિ મનનો આનંદ અતિ, કહ્યો ન જાય કદાય;
જાણ્યે બ્રહ્માનંદ ઢગ, પામિ નિરખિ હરખાય. ૮
આશિર્વાદ દિધો રૂડો, મન હરખાઇ મુનીશ;
અંતરમાં અનુમાનતા, મારાં ભાગ્ય અતીશ. ૯
લોચનગોચર સુકૃત ફળ, જાણ્યે વિધિએ આજ;
કર્યાં કોણ પૂણ્યે કરી, જે દીઠા રઘુરાજ. ૧૦

## વસંતતિલકા છંદ.

દૈ આસનો કુશળ પ્રશ્ન કરી પ્રમોદે;
પ્રેમે પરીપૂરણ કીધ પુજ્યા વિનોદે;
અંકૂર કંદ ફળ મૂળ અપાર આણી;
દીધાં ત્યહાં અમિસમાં મુનિએ વખાણી. ૧
સીતા તથા અનુજ ગુહ સમેત રામે,
ખાધાં અતી રૂચિથિ મૂળ ફળો સુઠામે;
શ્રીરામ સૌ શ્રમ જતાંજ થયા સુખાળા,
ઊચારતા મુનિ મૃદૂ વચનો રૂપાળાં. ૨
વૈરાગ ત્યાગ તપ તીરથ જોગ મારો.
તે આજ સૌ સફળ ધન્ય પ્રભૂ વિચારો;
સર્વે સુસાધન ફળીત કૃતાર્થ હોઉં,
હે રામ આજ તમને નજરે હું જોઉં. ૩
બીજી ન લાભ સુખની અવધીય આથી,
સૌ આશ પ્હોંચિ તમને પ્રભુ દર્શવાથી;
હે નાથ દો વર કૃપા કરિને હવેથી,
ચર્ણામ્બુજે સહજ સ્નેહ વધેજ જેથી. ૪

[1] છાપરી. [2] સિંહાસન.

ત્યાગી સહૂ કપટ ને મન કર્મ વાણી,
જ્યાં સૂધિ થાય તમનો નહિ ભક્ત જાણી;
ત્યાં સૂધિ સૂખ સ્વપને કદિએ ન તેને,
કોટી ઉપાય કરતાં નહિ શાંતિ એને. ૫
સૂણી મુની વચન રાઘવ સંકુચાયા,
આનંદ ભક્તિ શુભ ભાવથિ તે ધરાયા,
રામે પછી મુનિતણા સુયશો વખાણ્યા,
કોટીક ભાંતિ કથિને સહુને સુણાવ્યા. ૬
તે મોટ તેજ ગુણપુંજ પ્રમાણ સ્વામી,
જેને મુનીશ તમ આદર દ્યો સુનામી;
અન્યોન્ય રામ મુનિનાથ નમે કહેછે,
વાણી અગોચર અતી સુખ લાવ લેછે. ૭
પામ્યા શુધી સરવ કોઇ પ્રયાગ વાસી,
મૂની બટૂક સિધ્ધ તાપસ નેં ઉદાસી;
આવ્યા સહૂ મુનિશ આશ્રમમાંય ધ્યાતા,
જોવા કુમાર નૃપના અતિ રૂપવંતા. ૮
રામે પ્રણામ કિધ પ્રીતથિ સર્વકોને,
આનંદ લાભ દઇ લોચન સૌ જનોને;
આશીષ દેઇ ગણિ શ્રેષ્ટ અતી અતીથી,
સૌ કો વખાણ કરતા વળિયા તહીંથી. ૯
વિશ્રામ કીધ નિશિએ સુખધામ રામે,
પ્રાતઃસમે કરિ સનાન પ્રયાગ ધામે;
ચાલ્યા સીતા અનુજ ગુહ સમેત રામ,
સ્નેહે મુનીશ ચરણે કરિને પ્રણામ. ૧૦

## ભુજંગી છંદ.

ઋષીને કહેછે ધરી પ્રીત હૈયે,
અમો નાથ કોને કિયે પંથ જૈયે;
હસી મંદ ઋષી કહે રામ પાસે,
સહૂ પંથ સ્હેલા તમોને પ્રવાસે. ૧
કહી શિષ્ય બોલાવિયા સાથ સારૂ,
સુણી હર્ષિ આવ્યા પચાશેક વારૂ;
અતી સર્વનો પ્રેમ શ્રી રામ અર્ણે,
દિઠો છે અમે પંથ સૌ એમ વર્ણે. ૨
બટૂ ચાર દીધા પ્રભુ સંગ ત્યારે,
કરચાં જેમણે સુકૃતો જન્મિ ભારે;
પ્રણામી મુનીપાય આશીષ પામી,
ઉરે આણિ આનંદ ચાલ્યા સુનામી. ૩
યદા નીસરે ગ્રામની પાસ જાઈ,
નરો નારિ સૌ દર્શને જાય ધાઈ;
લઈ લાભ આ જન્મનો એ પ્રસંગે,
વળે દુઃખિ થૈ મોકલી મન સંગે. ૪
બટૂ ચાર વીદાય કીધા સુક્ષેમે,
ફર્યા સૌ મનોઇચ્છા કરી પૂર્ણ પ્રેમે;
નહાયા જમુના નિરે ઊતરીને,
દિસે જે સ્વદેહી સમી વાન ભીને. ૫

## દોહરા.

તીર્થ વાસિ આગમન સુણિ, નરનારી સહસાજ;
જોવા રાજકુંવર સહૂ, ધાયાં તજિ નિજ કાજ. ૧
લક્ષ્મણ રામ સીતાતણી, સુંદરતાઈ સાર;
દેખિ હરખિ નિજ ભાગ્યની, કરે વડાઈ અપાર. ૨
અતિમન સહુને લાલસા, રાજકુંવર રૂપ દામ;
સંકોચાઈ પુછે સહૂ, નામ ગામ નેં ઠામ. ૩
જે તેમાં વય વૃદ્ધના, અતિશે શાણા સ્હેજ;
તેણે રઘુપતિ ઓળખ્યા, અધિક યુક્તિ કરિનેજ. ૪
સર્વ કથા કહિ તેમને, શ્રીમુખ ગણિ હરિ દાસ;
તાત રજાએ ત્રણ જણાં, વન નિકળ્યાં તજિ વાસ. ૫
સુણિ સવિષાદ સકળજનો, પ્રેમે અતિ પસ્તાય;
રાય રાણિએ ભલુ ન કર્યું, કહિ સહુ મન અકળાય. ૬
આવ્યો એ અવસર ત્યહાં, તાપસ એક અનૂપ;
તેજપુંજ લઘુવયતણો, અતિશય લલિત સ્વરૂપ. ૭
કવિથી અલખિત ગતિ અને, વૈરાગીને વેષ;
મન ક્રમ વચને રામપદ, એ અનુરાગિ વિશેષ. ૮
સજળ નેત્ર તન હર્ષભર, ઇષ્ટદેવ પરમાણિ;
પડ્યો દંડવત રામપદ, દશા ન જાય વખાણિ. ૯
ઉલટભેર ઉર આણિ લિધ, રામે બટુક નિશંક;
શુભ પારશમણિ પામિયો, જાણ્યે જન અતિ રંક. ૧૦
પ્રેમ અને પરમાર્થ એ, મળતાં ધરિઓ દેહ;
કહે એમ સહુકોઇ જન, સરળ જણાવિ સનેહ. ૧૧
લાગ્યો પછિ લક્ષ્મણપદે, તાપસ તે નિરધાર;
ઉઠાવિ લીધો ઉરવિષે, ઉમગી પ્રીત અપાર. ૧૨
સીતા પદપાથોજની, રજ તાપસ ધરિ શીશ;
શિશુ જાણી જગ જનનિએ, દીધી રૂડિ આશીષ. ૧૩
કર્યો નિષાદે તેહને, પ્રીતિ દંડ પ્રણામ;
રામ સનેહી મુદિત મન, મળ્યા ભેટિ ભુજ આમ. ૧૪

પિયે નેત્ર પડિએ રૂડે, રૂપ પિયૂષ પ્રમાણ;
પામિ સુભોજન મુદિત જ્યમ, જન ક્ષુધાર્થી જાણ. ૧૫
હે સખિ તે માતા પિતા, કેવાં હૃદય કઠોર;
વન મોકલિયા જેમણે, આવા કુંવર કિશોર. ૧૬
લક્ષ્મણ જાનકિ રામનું, સ્વરૂપ નિહાળિ અપાર;
શોચ સનેહ વિકળ થયાં, તીર્થવાસિ નર નાર. ૧૭
પછિ રઘુનાથેપ્રેમથી, બહુ વિધિએ શિખ દીધ;
ગુણનિધિ ગુહ નિષાદને, હૃદય આણિ વળિ લીધ. ૧૮
રામ રજા નિજ શીશ ધરિ, ભવન ગમન તવ કીધ;
વિરહયુક્ત ગુહ ચાલિયો, પીડા જક્ત પ્રસીદ્ધ. ૧૯

## ચોપાઈ ત્રિતાળની.

પછી રામ સીતા ને અનંત, કર કમળ જોડી ભગવંત;
કીધો જમુનાને પ્રેમે પ્રણામ, મુખે વરણવતા ગુણગ્રામ.૧
ચાલ્યા સીતાસહિત બંનેભાઇ, રવિતનુજાની કરતા વડાઇ;
વટેમાર્ગુ મળે પંથ જાતા, રૂપ જોઇ સહુ અચરત થાતા.૨
કહે પ્રેમે પથિક સહુ વાત, સુણો લક્ષ્મણ ને રઘુનાથ;
જોઇ અંગ અવેવ તમારા, શોચ પામે છે હૃદય અમારાં.૩
પંથે વીચરતા પગપાળા, સીતા લક્ષ્મણ રામ રૂપાળા;
અમે જાણ્યાં જુઠાં જયોતિષ, આ શો કોપ અરે જગદીશ.૪
રૂપ કરતળ પદતળ રેખા, જોતાં આશ્ચર્ય દેવ અદેખા;
પંથ અગમ શૈલ વન ભારી, વળી સાથ નારી સકુમારી.૫
સિંહ ગજ વન જોયા ન જાય,તળપી વ્યાઘ્ર તો સામા ધાય;
આજ્ઞા હોયજો આપની સ્વામી,સંગે ચાલિએ હે શુભનામી.૬
જાઓ જ્યાંલગી ત્યાં પ્હોંચાડી,સુધો પંથ હે નાથ દેખાડી;
પછી વળશૂં અમો અમ ઘેર, શીરનામી તમોને સુપેર. ૭
પુછે પ્રેમ વિવશ એ રીત, નેત્ર સજળને હૃદય મુદિત;
રામ તેમને પાછા વળાવે, મૃદુ વચન કહી સમજાવે. ૮
પંથે જેહ નગર પુર ગ્રામ, રહે રાત સાનુજ સીતારામ;
તે નગરને નાગ સુર નગરી, પ્રસંશે મોહમતિ પરહરી.૯
કિએ સુકૃતિએ થવા સારૂં, કઈ ઘડિએ વસાવેલ વારૂં!
ધન્ય નગર પૂણ્યમય ગ્રામ,જ્યાં નિશાએ લે રામ વિશ્રામ૧૦
રામ ચરણેચાલીજ્યાંજ્યાંજાય,તેસમ અમરાવતી ન કહેવાય;
પુન્યેશ્વરી પંથ સમિપ નિવાસી,વખાણે તેને સુરપુરવાસી.૧૧
ભરી નેત્ર વિલોકે જે રામ, સહસીતા અનુજ ઘનશ્યામ;
જેહ સર સરિતે ભગવાન, કરે સાનુજ જાનકી સ્નાન.૧૨
તેમને સુરસરિ સરોવર, વખાણેછે વળી સૌ અમર;
પ્રભુ જે તરૂતળ બેસે જાઈ, કરે કલ્પતરૂથિ તે વડાઈ. ૧૩
સ્પર્શી રઘુપદ પદમ પરાગ,માને ભોમી ભૂરી[1] નિજ ભાગ્ય;
કરે છાયા ગગન ઘન ઘોર, મેઘાડંબરિત રાજકિશોર. ૧૪
કરતા પૂષ્પવૃષ્ટી સહુ સૂર, પ્રસંશે છે પ્રેમભરપૂર.
જોતા ગિરિ વન ખગ મૃગ ધીર,ચાલ્યા જાય પંથે રઘુવીર૧૫

## રાગ રામગ્રી.

પઢોરે પોપટ રાજારામના (એ ઢાળ.)

રઘુવીર વન પાવન કરે, ધન્ય વન ભૂમિ ભાગ્ય;
રજપ્રભુપદ-પાથોજની, સ્પર્શતા સાનુરાગ.
રઘુવીર. ૧
ગ્રામ સમિપ થઇ નિકળે, સીતા લક્ષ્મણ રામ;
સહુ વૃદ્ધ બાળક નારિ નર, ધાએ તજી નિજકામ.
રઘુવીર. ૨
રામ લક્ષ્મણ સીતાતણાં, રૂપ જોઇ રૂપાળાં;
નેત્ર સફળ થયાં જાણીને, સર્વ થાય સુખાળાં.
રઘુવીર. ૩
સજળ નયન સહૂ કોઇનાં, ઊર ઉત્જમ અતીશે;
મગ્ન થયાં સહૂ જોઇને, બંને અતિ દિવ્ય દીસે.
રઘુવીર. ૪
વરણી ન જાએ તેમની, દશા કોઇ પ્રકારે;
પારશ ઢગ જાણ્યે લિધો, કોઇ રંક બિચારે.
રઘુવીર. ૫
બોલી એવું શિખ દે સહૂ, એક એકને એવી;
લોચન લાભ લો આ ક્ષણે, છબિ છે જોવા જેવી.
રઘુવીર. ૬
એક વળી જોઇ રામને, અતિશે અનુરાગે;
જોતા ચાલ્યા જાય સંગમાં, પ્રીતે પ્રભુપદ લાગે.
રઘુવીર. ૭
લોચન પંથેથિ એક તો, છબિ ઉરઘર આણી;
થાય શિથિળ અતિ સ્નેહથી, તન મન ક્રમ વાણી.
રઘુવીર. ૮
પાથરી મૃદુ તૃણ પાંદડાં, જોઈ શુભ વડછાયા;
એક કહે એવી રિતે, બેસો રવિકૂળજાયા.
રઘુવીર. ૯
છાયા શીતળ છે આ ભલી, સ્થિર થઈ થાક ખાઓ;
પ્રાત ઉઠી પંથ ચાલજો, રાત અહિં રહી જાઓ.
રઘુવીર. ૧૦

[1] ઘણું.

એક કળશ ભરી લાવતો, પ્રેમે નિર્મળ પાણી ;
સૂધાચમન કરો હે પ્રભૂ, કહે કોમળ વાણી.
રઘુવીર. ૧૧
વચન વલ્લભ પ્રીતિ અતી, જોઈ સહુની તે કાળે;
સીતા શ્રમિત મન જાણિને, પ્રભુ દીનદયાળે.
રઘુવીર. ૧૨
ઘડિક વિલંબને કારણે, બેઠા પ્રભુ વડછાંએ;
બેઠાં સરવ ટોળે મળી, નરનારી સોહાએ.
રઘુવીર. ૧૩
શોભા જુએ નરનારિઓ, અતી મન આનંદે;
લોભ્યાં નયન મન રૂપથી, હેતે હરિ ગુણ વંદે.
રઘુવીર. ૧૪
એક ટગે જોતાં સહૂ, યુગ રાજકિશોર ;
રામચંદ્ર મુખચંદ્રશુ, ચિત્ત સહુનાં ચકોર.
રઘુવીર. ૧૫
તરૂણ તમાલના વર્ણનૂં, તન સુંદર શ્યામ;
થાય મોહિત જોતાં જેહને, કોટિ કોટિક કામ.
રઘુવીર. ૧૬
વિદ્યુત[1]વરણી દેહડી, લક્ષ્મણની રૂપાળી;
નખ શિખ સુંદર ભાવતી, છબિ અતિશે રસાળી.
રઘુવીર. ૧૭
કટિ મુનિપટ ભાથા ભલા, કસી બાંધ્યાછે કોડે;
શોભેછે શુભ તીર કામઠાં, હસ્તકમળમાં હોડે.
રઘુવીર. ૧૮

## ઝુલણા છંદ.

હસ્તકમળે ધનૂ તીર, રણધીર છે;
સુભટ શીશે જટા મુકુટ શોભે,
ઊર ભુજ નયનની, અધિક વીશાળતા;
લલિત વિધુવદનથી ચિત્ત લોભે,
સુભગ પરિસ્વેદકણ,[2]સમુહ શોભી રહ્યાં;
જાણિએ એહ અમિઝરણ ભાસે,
તાપ પરિતાપ જન, પાપના પુંજતો;
જોઇને જેહને ત્રાસિ નાશે. ૧
જાય વરણી નહીં, જોડિ મનહરણિ એ ;
અમિત શોભા મતી થોડિ મારી,
સર્વે ચિતવે મતી, મંન ચિત લાવિને,
સ્વરૂપ સિય રામ લક્ષ્મણનું ભારી;
સ્વરૂપ જોઇ સહૂ, હરખિ મન થાકિયાં;
એક ટગ નિરખિ આનંદ માને,
જાયછે જાનકી, સમિપ સહુ ગ્રામત્રિય
પૂછતાં અધિક સંકોચ પામે. ૨
પાય લાગે સહૂ, ફરિ ફરી પ્રેમથી;
સરળ મૃદુ વચન સરવે સુણાવે,
રાજતનયા અમો, વિનય કરિને કશૂં;
પૂછતાં બ્હીનિએ સ્ત્રી સ્વભાવે,
દેવિ કરજો ક્ષમા, અમ અવીનયતણો ;
ગામડાનાં વિના ગુણ જાણી,
સ્હેજ સલુણા ઉભય, રાજ સુતને રૂપે;
કાન્તિ લિધ હેમ મરકતનિ તાણી. ૩
અધિક તન શ્યામ વળિ, ગૌર કીશોરવય;
લલિત શોભાનિ આભા અતીશે,
સુભગ શશિશરદમુખ, સુખદ સંસારને;
શરદ જળ કમળસાં નેત્ર દીસે
કોટિ કંદર્પનો, દર્પ દળનાર આ,
સુમુખિ તે કોણ થાએ તમારે,
સાંભળી સ્નેહમય, વાણી મનહર સીતા;
લજ્જિત થઇ મંદ હસિ મન વિચારે. ૪
તેમને જોઇને, જોતિ ધરણી ભણી;
બેય સંકોચથી સંકુચાતી,
બાળ મૃગનયનિ શરમાતિ સહપ્રેમથી;
બોલિ મૃદુ વેણ હર્ષીત થાતી,
સ્હેજ સદ્ભાવ તન, ગૌર સુંદર અધિક,
નામ લક્ષ્મણ લઘૂ દિયર મારા.
પ્રીતિધન મમપતિકેરૂંએ પરમછે;
સર્વદા સ્નેહ સુખ આપનારા, ૫
વળતિ વિધુ વદનપર, ઢાંકિ અંચળ અમળ;
કમળનયની જુએ કુટિલ નયને.
પ્રાણપતિના સુભગ, તન ભણી ભાવથી;
વાણિ વદતી મુખે પીકવચને.
"એહ મમ પ્રાણપતિ," એમ મુખ ઓચરી;
શર્મના શેરડા વદન ભાસે.
ગ્રામનારી થઇ, મુદિત જ્યમ રત્ન ઠગ;
લૂટતાં લાભ લેવા ઉલાસે. ૬

## દોહરા.

પ્રિતે સીતાને પાય પડિ, બહુ વિધ દે આશીષ;
સદા તું રહે સુહાગણી, જ્યાંલગિ મહિ અહિશીષ. ૧

[1] વિજળી. [2] પરસેવાનાં બિંદુ.

પારવતી સમ સ્વામિને, હોજો અતિ પ્રિયપ્રાણ;
કૃપા ન ત્યાગિશ દેવિ હે, અમપર થઇ અજાણ. ૨
કરતાં કરજોટી સહૂ, વળિ વળિ વિનય અપાર;
આ પંથે તમ પરવરો, ફરજો વળિ કો વાર. ૩
દર્શન તમ અમ સર્વને, દેજો પ્રિછિ નિજ દાસિ;
જાણિ સીતાએ સર્વને, પ્રેમતૃષાર્ત ઉલાસિ. ૪
સંતોષી સ્ત્રી સર્વને, મધુર વચન કહિ સ્નેહ;
જાણયે પરિતોષી પ્રિતે, કુમુદનિ ચાંદનિએ જ. ૫
તવ રઘુવરની મરજિ પ્રિછિ, કહ્યુ લક્ષ્મણે વૃતાંત;
વટેમાર્ગુ જન સર્વની, ભાગી મનની ભ્રાંત. ૬
અતિ દુખિયારાં સૌ થયાં, વાત સુણી નરનાર;
હૃદય શોચ લોચન સજળ, વિકળ સકળ એ વાર. ૭
મટયો ઊર આનંદ સહુ, દુઃખે મૂખ મલીન;
જાણયે વિધિ નિધિ દેઇને, પડાવિ લેતાં દીન. ૮
સમજી કર્મતણી ગતી, ધીરજ ધરિ મનમાંય;
સુગમ પંથ શુભ તેમણે, શોધિ બતાવ્યો ત્યાંય. ૯
લક્ષ્મણ જાનકિ સહિત તવ, ગમન કીધ રઘુનાથ;
વળ્યાં સહૂ પ્રિય વચન કહિ, તન અહિં મન પ્રભુ સાથ. ૧૦
વળતાં પાછાં નારિ નર, અતિ મનમાં પસ્તાય;
દોષ દિએ સહુ દૈવને, મનમાં વ્યાકુળ થાય. ૧૧

## રાગ ધનાશ્રી.

ખિન્ન કરિ મન સર્વ જન ત્યાં, કહે અન્યોન્ય વિચારીજી;
દૈવ કરતવ્ય સર્વ ઉલટાં, શું કરિએ સખિ મારીજી;
છે નઠોર નિશંક નિરંકુશ, અંતર નહિં ઓસારોજી;
ચંદ્રને સકલંક રોગી, જે વિધિ કરનારોજી. ૧
કલ્પતરૂ કર્યું વૃક્ષ જાતી, જે અભિમત દેનારૂંજી;
વંક વિધિ કરતવ્ય સઘળાં, સાગર નીર કર્યૂં ખારૂંજી;
મોકલ્યા વન રાજકુંવરો, તેજ વિધિએ તપાસીજી;
માત તાતનો વિરહ પડાવ્યો, વેષ ધરાવ્યો ઉદાસીજી. ૨
આ રૂપાળા રાજકુંવરને, વિધિએ દીધો વનવાસજી;
તો શીદ કરિઆ વિરંચિએ જગ, મિથ્યા ભોગ વિલાસજી;
વીના ઉપાન કાનન વિચરતા, રાજકુંવર રૂપવંતજી;
નિરર્થક રચ્યાં વિરંચિએ જગ, વાહન વિવિધ અનંતજી. ૩
એ સુવે જો ધરણિ ઊપર, કુશ પત્રને પાથરીજી;
તો શીદ વિધિએ શુભ સજ્યાની, મિથ્યા માથાકુટ કરીજી;
વાસ તરૂતળ એમને દિધો, વેરણ વિધિએ વારૂંજી;
ધવળ ધામ રચ્યાતણો શ્રમ, કર્યો કોના સારૂંજી. ૪
જોએ મુનિપટ જટાધર. સુંદર અતિ સકુમારજી;
વિવિધ વસ્ત્ર ભૂષણ જગતમાં, મિથ્યા કર્યાં કરતારજી;
મૂળ ફળ વળિ કંદ ખાઈ, એ દિવસ નીભાવેજી;
અમૃત ભોજન આ જગતમાં, મિથ્યા વિધિ ઉપજાવેજી. ૫
એક જણ એવૂં કહે વળિ, આ અનુપ રૂપ લાવ્યાજી;
આપે પ્રગટ થયા દિસેછે, વિધિતણા ન બનાવ્યાજી;
વેદ જ્યાંલગિ વરણવેછે, વિધિ કરણિ વિસ્તારીજી;
શ્રવણ મન વળિ લોચન ગોચર, કરતવ્ય અદભૂતકારીજી. ૬
ચૌદભુવનવિષે ભમીને, શોધિ જુઓ વીચારીજી;
ક્યાં પુરૂષ આવા ક્યહાં વળિ, નારિ આવિ સકુમારીજી?
નિરખિ એમને સ્વરૂપ સુંદર, હૃદય વિધિ અનુરાગીજી;
અન્ય ઉપમા જોગ રચવા, લાગિયો શ્રમ ત્યાગીજી. ૭
શ્રમ અપાર કર્યો ખરો પણ, બન્યા ન એકે બનાવ્યાજી;
તે ઇર્ષાએ આણિ આ વન, છળ કરીને છુપાવ્યાજી;
એક જણ એવૂં કહે બહુ, જાણિએ નહિં કાંયજી;
આપને અતિ ધન્ય કરિને, માનિએ મનમાંયજી. ૮
તેજ કૃત્ય કૃત્ય છે અમ લેખે, જન્મ સાર્થક કીધાજી;
જે જુએ જોશે કુંવર વળિ, જેમણે જોઈ લીધાજી;
એ રિતે સહુ પ્રિય વચન કહે, લુંછિ નયનનાં નીરજી;
કેમ ચાલશે અગમપંથે, સુંદર શ્યામ શરીરજી. ૯

## રાગ વેરાડી.

શુકજી કહે સાંભળ નરપતિ (એ઼ઢાળ)

નારિ સ્નેહ વિકળ સહુ થતી, અરરર કહિ આંસૂ પાડતી;
જ્યમ ચકવી મન સંધ્યા સમે, ચંદ્ર ઉદય ચિતમાં નવ ગમે. ૧
કોમળ ચરણકમળ અતિ ઘણા, પંથ કઠણ વન ભોમીતણા;
જાણિ હૃદય અતિશે દુખ ધરે, ગદગદ કંઠ વાણી ઊચરે. ૨
અરૂણ મૃદુલ પદનો સ્પર્શ થતાં, રાજકુંવરને વન ચાલતાં;
ધરણી પણ મન સંકોચતી, સંકોચાય જ્યમ અમઉર અતી. ૩
જો પ્રભુ વન દીધૂં એમને, ફુલમય પંથ ક્યમ ન કર્યો વને;
જો વિધિ પાસે માગ્યું પામિએ, શોચ તજી મન વિશ્રામિએ. ૪
રાજકુંવર આ લોચનવિષે, રાખિ લૈએ હે સખિ કો મિષે;
જે તકે નાવ્યાં નારીનર સજી, જોવા ન પામ્યાં તે સિતારામજી. ૫
અતિ અદભૂત સ્વરૂપ સાંભળી, પૂછેછે અકળાઇ વળી;
ગયા હશે હજી લગી કેટલે, "ઓપેલા જાય" સુણે જેટલે. ૬
સમરથ ધાઇ મળે જુએ જઇ, ફરે મુદિત લોચનફળ લઇ;
બાળક અબળા વૃધ્ધ રાંકડાં, હાથ ઘસે પસતાય બાપડાં. ૭
ક્યાંથકી કર્મ અમારાં રૂડાં, વિલપે એમ વૃધ્ધ જન બાપડાં;
એમ પ્રેમવશ લોકો થતા, જ્યાં જ્યાં રામ ચરણ ધારતા. ૮

દેખિ રવિકુળકુમુદનીશશી, ગામગામ આનંદ રહ્યા વસી ;
પામે ખબર કો ખાંતિ કરી, વન નિકળ્યાના કારણની ખરી. ૯
તે દોષ દેછે નૃપ રાણિને, વય વિલોકિ અનુચિત જાણિને;
એક કહે ભૂપે કર્યું અતિ ભલૂં, મ્હાદુર્લભ દરશન ધન મળ્યૂં. ૧૦
લોચન લાવ દિધો જેમણે, કેમ કૈયે ભુંડું કર્યું તેમણે;
પરસ્પર નર નારિ પ્રીત ધરે, સરળ સનેહે વાતો કરે. ૧૧
ધન્ય પિતા જનની જેણે જણ્યા, દોષ દરિદ્ર આપણનાં હણ્યાં;
ધન્ય સુકૃત સખિ તે ગામના, આવ્યા જ્યહાંથી આ ભુરિ ભાગ્યના. ૧૨
ધન્ય ગામ વન શૈલ દશને, જોયા જેણે સુંદર વેશને;
ધન્ય જ્યાંજ્યાં જાય તેઠામને, નિરખ્યા નજરે ઘનશ્યામને. ૧૩
હર્ષિત વિધિ રચિ દેહ તેમના, આ સહુ ભાંતિ સનેહિ જેમના;
રામ લક્ષ્મણના પંથનિ કથા, ચાલી રહી પંથ વન સર્વથા. ૧૪
રઘુકુળકમળરવી એ રિતે, પંથ લોકને સુખ દેતા પ્રિતે;
જાય જોતા વન પ્રમુદિત મને, સીતા અનુજ સહિત કાનને. ૧૫

### દોહરા.

વિચરે આગળ રઘુપતી, લક્ષ્મણ પાછળ જાય;
તાપસ વેષ વિરાજતા, અતિશય મનહર કાય. ૧
ઉભય મધ્ય સીતા સતી, શોભે કેવી સાર;
જેવિ બ્રહ્મ જિવની વચ્ચે, માયા રૂપ ભંડાર. ૨
વળિ કહું છબિ જેવી સુભગ, મન વસિ રહી અનૂપ;
મદન વસંતનિ મધ્ય જ્યમ, શોભે રતી સ્વરૂપ. ૩
ઉપમા વળિ કહું અન્ય શુભ, હૃદય વિચારિ વિશેષ;
બુધ વિધુ[1] મધ્યે રોહણી, સોહામણી સુવેષ. ૪
પ્રભુ પદ રેખા રૂચિર અતિ, મધ્ય મધ્ય સતિ સીત;
પંથવિષે પગ માંડતી, ચાલતિ જતી સભીત. ૫
બચાવિ સીતા રામના, ચરણઅંકતણિ રેખ;
લક્ષ્મણ જમણી બાજુએ, ચાલે ધરી વિવેક. ૬
સીતા રામ લક્ષ્મણતણી, પરમ પ્રીતિ સોહાય;
વચન અગોચર સર્વથા, ક્યમ કરિને કહિ જાય. ૭
મગ્ન વિહંગ કુરંગ મન, દેખિ મૂર્તિ ઘનશ્યામ;
વટેમાર્ગું જન સર્વનાં, ચિત ચોરિલે રામ. ૮
પ્રીતધિ જેમણે જેમણે, જોયા પ્રીય પથીક;
સીતા લક્ષ્મણ રામજી, અતિ મનહર છબિ ઠીક. ૯
અગમ પંથ ભવવનતણો, તે આનંદ સહીત ;
ઉતરિ રહ્યા પરિશ્રમ વિના, જન જોનાર સપ્રીત. ૧૦

[1] ચંદ્રમા.

### છપા.

હજિ પણ કદિ સ્વપ્નેય, જેહના હૃદય કમળમાં,
વસે રામ જાનકી, સહિત લક્ષ્મણ ભૂતળમાં ;
રામધામનો પંથ, પામશે તેહ ઉલાસે ;
જેહ પંથ કદિ કોઈ, પામતા મુની પ્રયાસે;
પરિશ્રમિત જાણિ તવ જાનકી, રઘુવીર અંતર જાણિએ ;
મનમાંય વિચાર કરે પ્રભૂ, કોણ ઠામ વિશ્રામિએ. ૧
જોઈ સમિપ વડવૃક્ષ, સરોવર શીતળ વારી ;
વસિ ત્યાં ફળ મુળ કંદ, જમ્યા રઘુપતિ ધનુધારી;
પ્રાત સમે કરિ સ્નાન, પુજી પાર્થિવ થઈ રાજી;
ચાલ્યા રઘુપતિ રામ, સહિત લક્ષ્મણ સીતાજી;
દેખતા શૈલ્ય વન શોભતાં, તથા સરોવર જળ ભર્યાં;
મુનિ વાલમીકના આશ્રમે, આવ્યા પ્રભુ કારજ સર્યાં. ૨
જોતા પ્રભુ મુનિવાસ, અધિક શોભિત રચનાએ;
સુંદર ગિરિ વન રમ્ય, વારિ પાવન સ્થિરતાએ;
શુભ સરોવરે કમળ, વૃક્ષ નવપલ્લવ ફૂલ્યાં;
ભ્રમર કરે ગુંજાર, કમળ જળ જોઇ અમૂલ્યાં ;
અતિશે વિહંગ મૃગ વિચરતા, કરે કુળાહળ સુસ્વરે;
નિર્વૈર મુદિત મન વનચરો, તે વનમાં ચરતાં ફરે. ૩
આશ્રમ પાવન રમ્ય, નિરખિ હરખ્યા અનુરાગે;
સુણિ મુનિ પ્રભુ આગમન, આવિયા લેવા આગે.
કર્યા દંડવત પ્રથમ, પ્રીતે મુનિને રઘુનાથે;
દીધો આશિર્વાદ, રૂડો અતિશે મુનિનાથે ;
ઘનશ્યામ રામ છબિ નિરખિ શુભ, નયન શિતળ મુનિનાંથયાં;
સનમાન કરી આશ્રમવિષે, આણ્યા પ્રભુ દુખ સહુ ગયાં. ૪
પામ્યા મુનિ પ્રિયપ્રાણ, અતિથિ દુર્લભ જગમાંહે;
કંદ મૂળ ફળ મધુર, મગાવ્યાં ભરિ ભરિ ત્યાંહે;
અતિ હર્ષિત મુનિ હૃદય, પરોણાચાર કરેછે;
આરોગો રઘુનાથ, મુનીજન મુખ ઉચરેછે;
સતિ સીતા લક્ષ્મણ રઘુપતી, ખાધાં ફળ ખાંતે કરી;
મુનિએ આસન દીધાં પછી, અતિ ઉમંગ ઉરમાં ધરી. ૫
વાલમીકને હૃદય, હર્ષ આનંદ ઘણેરો;
મંગળ મૂર્તિ નિહાળિ, લાભ લે લોચનકેરો;
જોડી યુગકરકમળ, વદે રઘુપતિ મુનિ સાથે;
ત્રિકાળજ્ઞ તમ નાથ, ઔર જ્યમ જગ તમ હાથે;
કહિ એવું રઘુપતિએ પછી, વખાણિ સર્વે નિજ કથા,
વનવાસ પ્રાપ્ત આ તક થયો, કૈકયિ યોગે કરિ યથા. ૬

સત્યવર્તિ મમતાત, માત હિતકારી મારે;
ભરત સમો જગ ભ્રાત, સ્નેહઆર્ણવ છે ભારે;
થવું દરશન આપનૂં, મુદ મૂળ મંગળકારી;
સહુ મમ પૂણ્ય પ્રભાવ, સત્ય ઉચરૂંછું વિચારી;
તમ પાય દેખિ મુનિરાયજી, જે અભિમત દાતા અતી;
મમ સુકૃત સફળ થયાં સહૂ, વધ્યા એમ મુખ રઘુપતી. ૭
હવે જ્યહાં મુનિનાથ, આપની આજ્ઞા હોએ;
મનમાંહે ઉદ્દેગ, ન પામે મુનિજન કોએ;
મુનિ તપશ્વિ જેનાથિ, પામતા દુ:ખ લગારે;
તે નરેશ વાણ અનળ, દહાય સતત સંસારે;
મુદમંગળ મૂળ જગતવિષે, વિપ્ર ત્રિવિધ સંતોખવા;
કુળ કોટી દહન દ્વિજ રોષથી, તપોબળે જે પુજ્ય હવા. ૮
જાણિ એવું મુનિ હૃદય, ઠામ તે આપ બતાવો;
સીતા લક્ષ્માણ સહિત, જઈ વસુ જ્યાં શુભ લાવો;
રચી ત્યહાં અતિ રમ્ય, પર્ણતૃણશાળા પ્રીતે;
કરૂં વાસ કશું કાળ, કૃપાળ સુખે દિન વિતે;
સુણિ સ્હેજ સરળ વાણી પ્રભુનિ, સાધુ સાધુ બોલ્યા મુનિ;
કયમ ન કહો એવું રઘુકુળરવી, તમ શૃતિપુલપાળક ધણી. ૯

## વસંતતિલકા છંદ.

હે રામ પાળક તમે શૃતિસેતુ સારો,
માયા તમારિ સતિ જાનકિ છે વિચારો;
તે પાળતી સૃજતિ જક્ત હરંતિ હોડે,
પામી તમારિ કરૂણામિટ નાથ કોડે ૧
જે છે હજાર શિરના અહિ ધર્ણિ ધર્તા,
સૌમિત્ર[1] તેહ સચરાચરનાથ ભર્તા;
સૌ દેવકાજ નરરાજનિ દેહ ધારી,
ચાલ્યા પ્રભૂ દલણ દૈત્યનું સૈન્ય ભારી. ૨
હે રામ છે સ્વરૂપ સુંદર જે તમારૂં,
વાણી અગોચર મતીથિ અતીત વારૂ;
નિત્ નેતિ નેતિ નિગમાગમ તે ઉચારે,
તૂં છે અવીગત અકથ્ય અપાર ધારે. ૩
આ જક્ત પેક્ષણ[2] તમે પ્રભુ પેખનારા,
બ્રહ્મા હરી જટિલશંભુ નચાવનારા;
જાણે ન તેય પ્રભુ મર્મ કશો તમારો,
છે કોણ અન્ય તમને પછિ જાણનારો. ૪
જેને તમે જણવિ દો જન તેહ જાણે,
થૈ જાય તેહ તમરૂપ તમો પિછાને;
જાણે તમારૂં રૂપ તે તમની કૃપાએ,
ભક્તો સદા થઈ પ્રફુલ્લિત ગૂણ ગાએ. ૫
આનંદ રૂપ પ્રભુ આપનું હીતકારી,
જાણેજ યોગિજન કો મન નિર્વિકારી;
ધાર્યૂં મનુષ્ય તન સંત વિબૂધ કાજે,
કહોછો કરો જિ જયમ પ્રાકૃત રાય આજે. ૬
દેખી સુણી પ્રભુ ચરિત્ર રૂડાં તમારાં,
મોહાય મૂઢ મતિવાન સુખી થનારાં;
જેજે કહો સરવ તે કરશોજ સાચૂ;
જેવો સવાંગ[1] જગ તેવુંજ જોય નાચ્યૂં. ૭

## દોહરો.

પુછ્યું મને કે રહું કયહાં?, હૂં પુછતાં શરમાઉં;
જ્યાં ન તમે તે ઠામ કિયું?, કહો પછી હું બતાવું. ૧
પરમ પ્રેમ રસનાં ભર્યાં, સુણિ મુનિ વચનો ત્યાંય;
હસ્યા રામ શરમાઇને, મનમાં ને મનમાંય. ૨
વાલમીક હસિને કહે, અતિ મન આણી પ્રીત;
અમૃત રસ બોળેલિ શુભ, વાણી મધુર ઉચીત. ૩

પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાશે (એરાગ.)

રઘુપતિ દરશાવૂં સ્થળ સારૂં, વસજો ત્યાં ત્રણ રૂપ વારૂં
રઘુપતિ દરશાવું ટેક.
શ્રવણ સમુદ્ર સમાન જેમના, અતિ ગંભિર ગુણકારી;
મળે જ્યહાં તમ[2] કથાસરિત બહુ, પ્રેમવારિ વ્હેનારી.
રઘુપતિ. ૧
નિત્ય ભરાય શ્રવણસાગર પણ, પુરો ન થાએ તોયે;
તેના હૃદયે સદન તમારૂં, સદા સર્વદા હોયે.
રઘુપતિ. ૨
લોચન ચાતક રૂપ જેમણે, સતત કરીને રાખ્યાં;
રહે તમારા દરશનઘનનાં, અંતરમાં અભિલાખ્યાં.
રઘુપતિ. ૩
તુચ્છ ગણે નદિ સાગરનાં જળ, અમળ અતીસે દીસે;
તમ રૂપ બિંદૂ જળથી સુખિઆ, અંતરમાંય અતીશે.
રઘુપતિ. ૪
તેહતણા શુભ હૃદયસદનમાં, સુખદાયક તમ સ્વામી;
વસો જાનકી લક્ષ્મણસુદ્ધાં, રઘુનાયક શુભનામી.
રઘુપતિ. ૫
યશ તમ નિર્મળમાનસરોવર, હંસણિ જીવ્હા જેને;
ચરે મોતિ તમગુણગણકેરાં, વસો રામ ઉર તેને.
રઘુપતિ. ૬

૧ લક્ષ્મણ. ૨ જોવાની વસ્તુ.

૧ વેશ. ૨ તમારી.

અતિ પવિત્ર પ્રભુ–પ્રસાદ વાસિત, ધૂપ દીપ સૂગંધી;
લહે નાસિકા નિત્ય વાસના, જન એવા વૃતબંધી[1]
રઘુપતિ. ૭

પ્રથમ ધરી નૈવેદ્ય તમોને, ભોજન કરે સુભાવે;
પટ આભૂષણ પ્રસાદ પ્રભૂને, ધરે ચિત્ત નિત્ય ધ્યાવે.
રઘુપતિ. ૮

દેખી સુર ગુરૂ વિપ્ર સરવને, શીશ નમાવે ભાવે;
કરે વિનય અતિ પ્રીતથકી નિત, સમજીને સુખદાવે.
રઘુપતિ. ૯

હસ્તકમળથી કરે પુજા નિત, રામજાનકીકેરી;
રામ ભરૅાસો હૃદયકમળમાં, આશા નહીં અનેરી.[2]
રઘુપતિ. ૧૦

રામતીર્થ જ્યાં ત્યાં અતિ ભાવે, ચરણે ચાલી જાએ;
હે રઘુપતિ તમ વસો તેમના, હૃદયસદન સદાએ.
રઘુપતિ. ૧૧

રામે નામનો મંત્ર જપે નિત, રસવાળી રસનાએ;
સહ પરિવાર પુજે પ્રભુ તમને, ગુણગણ વદને ગાએ.
રઘુપતિ. ૧૨

તર્પણ હોમ અનેક પ્રકારે, કરે કરાવે ભાવે;
વિપ્ર જમાડી દાન દિએ બહુ, ધર્મી નામ કહાવે.
રઘુપતિ. ૧૩

સદગુરૂને તમથીય અધિક ઉર, જાણી કરે સુસેવા;
સર્વ ભાવથી કરે વંદના, જ્ઞાન લાભ શુભ લેવા.
રઘુપતિ. ૧૪

માગે સહુ સુકૃતનું એક ફળ, રતિ પ્રભુપદ--પાથોજે;
વસો તેમના મન મંદિરમાં, રઘુનંદન તમ રોજે.[3]
રઘુપતિ. ૧૫

કામ ક્રોધ નહિ માન મોહ મદ, લોભ ન ક્ષોભ લગારે;
રાગ દ્રોહથી રહિત સદાએ, પ્રભુમય જક્ત વિચારે.
રઘુપતિ. ૧૬

કપટ દંભ માયા ન જેમને, ભક્ત તમારા ભાવી;
તમે તેમના હૃદય કમળમાં, વસો પ્રેમ મન લાવી.
રઘુપતિ. ૧૭

સહુને પ્રાણથકી પ્રિય ઝાઝા, વળિ સહુના હિતકારી;
દુખ સુખ સમ સમ ગાળ પ્રસંશા, સદા પ્રસન મુખ ભારી.
રઘુપતિ. ૧૮

કહે સત્ય પ્રિય વચન વિચારી, ધરિને તમને ધ્યાને;
શરણું તમારૂં સુતાં જાગતાં, ગુરૂ સાધુને સન્માને.
રઘુપતિ. ૧૯

તમને ત્યાગી ગતી ન બીજી, વિર્દ ભરોસો ભારે;
સતત તેમના ઊરઘરમાંહે, વસવૂં નાથ તમારે.
રઘુપતિ. ૨૦

જનની સમ પરનારી જાણે, પરધન વિષ પરમાણે;
હરખે નિરખી પરસંતતિ શુભ, દુખિ દુખ પરને જાણે
રઘુપતિ. ૨૧

વળિ જેને તમ પ્રાણથિ પ્રિય છો, સદાકાળ જગસ્વામી;
નાથ તમારૂં સદન તેમના, હૃદયવિષે શુભનામી.
રઘુપતિ. ૨૨

સ્વામિ સખા માબાપ ગુરૂ સહુ, એક તમે છો જેના;
સીતા સહિત બે ભ્રાત ધનુર્ધર, વસો ઊરઘર તેના.
રઘુપતિ. ૨૩

અવગુણ તજી સરવ ગુણગણને, જન ગૃહણ કરનારા;
વિપ્ર ધેનુ હિત વિકટ સંકટો, સ્હેનારા નર સારા
રઘુપતિ. ૨૪

નીતિ નિપુણ જેમનિ જગ સીમા, ક્ષમાઢાલધર પ્રાયે;
તેહતણૂં મન તે તમ મંદિર, અતિ સુંદર રચનાએ.
રઘુપતિ. ૨૫

સમજે જે તમ ગુણ નિજ દોષો, જ્ઞાન મતી અતિશેથી;
સર્વપ્રકાર ભરોંસો તમનો, છે જેમને ક્રમેથી.
રઘુપતિ. ૨૬

રામભક્ત જેમને જગતમાં, હૃદયવિષે પ્રિય લાગે;
સહિત જાનકી વસો તેમના, હૃદયભુવન અનુરાગે.
રઘુપતિ. ૨૭

જ્ઞાતીપાંતી ધર્મવડાઇ, વૈભવ ધન જગમાંહે;
અધિક પ્રીય પરિવાર મિત્ર ગણ, શૂં વરણવું સહાએ.
રઘુપતિ. ૨૮

તજી સર્વ તમ સાથ નિરંતર, લયલિન મનને રાખે;
વસો તેમને હૃદય રામ તમ, પરમ પ્રેમ અભિલાખે
રઘુપતિ. ૨૯

સ્વર્ગ નર્ક વસિ મોક્ષધામ સહુ, સમાન અંતર લેખે;
જ્યાં ત્યાં રઘુપતિ બાણ ધનુર્ધર, જ્ઞાન દ્રષ્ટિએ દેખે.
રઘુપતિ. ૩૦

મન ક્રમ વચને જે જન જગમાં, રામ તમારા ચેલા;
કરો તેમના હૃદયવિષે તમ, ડેરા સહુથી પ્હેલા.
રઘુપતિ. ૩૧

કશું ન કદિ જોઇએ જેમને, માત્ર સ્નેહ તમ વારૂં;
વસો નિરંતર તેના ઉરમાં, તે પ્રભુ સદન તમારૂં.
રઘુપતિ. ૩૨

૧. વૃત્તવાળા. ૨. બીજી. ૩. હમેશાં.

## દોહરા.

એહ રિતે દખાડિયાં, સદન મુનિવરે સ્હેજ;
વચન સપ્રેમ શ્રીરામ મન, ભાવ્યાં અતિશે તેજ. ૧
કહે મુનિશ્વર સાંભળો, રવિકુળરવિ તમ રામ;
સમય સૂખદાયક કહૂં, આશ્રમ અતિ અભિરામ. ૨
ચિત્રકૂટ પર્વત ઉપર, નેહે કરો નિવાસ;
ત્યાં તમને સહુ ભાંતિએ, સગવડ તથા સમાસ. ૩
શૈલ્ય સહજ સોહામણો, વન સુંદર વિસ્તાર;
ગજ કેશરી કુરંગ અતિ, કરે વિહંગ વિહાર. ૪
અતિશે સરિત પવિત્રછે, વેદ પુરાણ વખાણ;
નિજ તપોબળે આણિ મહિ, અત્રિપ્રિયાએ જાણ. ૫
નામ સુભગ મંદાકિની, સુરસરિકેરી ધાર;
જે સહુ પાતકબાળને, ડાકણ રૂપ નિરધાર. ૬
અત્રિ આદિ બહુ મુનિવરો, રહે ત્યહાં કરિ ગેહ;
કરે યોગ તપ જપ અતી, કષ્ટ વેઠિ તન તેહ. ૭
જાઓ ત્યહાં સફળ કરો, આશ્રમ પરમ ઉલ્હાસ;
ગિરિવરને ગૌરવ દિયો, અહો રામ અવિનાશ. ૮
ચિત્રકૂટ મહિમા અતી, કહ્યો મુનિવરે ગાઇ;
આવિ નહાયા નદીવિશે, સીતા સહિત બે ભાઇ. ૯
કહ્યું રામે લક્ષ્માણપ્રતે, ભલો ભ્રાત આ ઘાટ;
કરો કહિંક અહિયાં હવે, ઠરવાકેરો ઠાઠ. ૧૦
જુએ લક્ષ્માણ જળતણો, ફાંટો ઉતર કરાડ;
ચારે દિશિએ ધનુષ્ય જ્યમ, ફરી રહી નદી ફાડ. ૧૧
શમ દમ દાનતણાં શરો, પણછ નદી છે સાર;
સહુ કળિકલૂષ—વ્યાઘ્રના, પ્રાણ હાણ કરનાર. ૧૨
ચિત્રકૂટ જાણ્યે અચળ, પ્રવિણ પારધી ધીર;
ચોટ ન ચૂકે વામ ભરિ, મારે તાકી તીર. ૧૩
એવું કહિને લક્ષ્મણે, ઠામ બતાવ્યો ઠીક;
સ્થળ વિલોકિ રઘુનાથજી, પામ્યા સૂખ અધીક. ૧૪
રામ હૃદય રળિઆત થયું. જાણીને સહુ દેવ;
ચાલ્યા સુરપતિ સચિવ સહ, કરવા પ્રભુની સેવ. ૧૫
કોળી ભિલનો વેષ ધરિ, આવ્યા સહુ તે ઠામ;
રચ્યૂં પર્ણતૃણસદન શુભ, મદનધામસમ કામ. ૧૬
વરણી જાય ન પર્ણકુટિ, ઉભય અધિક અભિરામ;
એક લલિત લઘુ એક વળિ, વિશાળ પ્રભુ વિશ્રામ. ૧૭
લક્ષ્માણ જાનકિ સહિત પ્રભુ, રાજે પર્ણનિકેત;
દિપે મદન મુનિવેષ જ્યમ, રતિ રૂતુરાજ[1] સમેત. ૧૮
અમર નાગ નર કિન્નરો, દિશાતણા દિગ્પાળ;
ચિત્રકૂટ આવ્યા સહૂ, મળવાને તે કાળ. ૧૯
સર્વ કોઇને સ્નેહથી, રામે કર્યો પ્રણામ;
લોચન લ્હાવ લિએ સહૂ, દેવ મુદિત મન આમ. ૨૦
પૂષ્પવૃષ્ટિ કરિ દેવતા, કહે જોડિને હાથ;
નાથ થયા અમ આજ સહુ, તમને જોઈ સનાથ. ૨૧
વિનવી કરિને દુસહ દુખ, સરવ સુણાવ્યાં સોય;
હર્ષિત થઈ નિજ સદન ભણિ, સિધાવિયા સહુકોય. ૨૨
ચિત્રકૂટ રઘુનાથજી, વસ્યાકરીને વાસ;
સમાચાર સુણિ સુણિ અને, મુનિ આવ્યા પ્રભુ પાસ. ૨૩
દખિ આવતા દુરથકી, તપનિધાન મુનિવૃંદ;
કર્યો દંડવત મુદિતમન, રાઘવ રઘુકુળ ચંદ. ૨૪
મુનિઓ રઘુવરને પ્રીતે, આણી લ્યે ઉરમાંય;
સફળ થવા સારૂ દિએ, આશિષ અતિશે ત્યાંય. ૨૫
સીતા રામ લક્ષ્મણતાણી, છબિ વિલોકિ રૂપધામ;
સાધન સર્વ સફળ કરી, લેખે મુની તમામ. ૨૬
યથાયોગ્ય સન્માનિ પ્રભુ, વિદા કર્યા મુનિવૃંદ;
કરે યોગ તપ યજ્ઞ જપ, નિજ આશ્રમે સ્વછંદ. ૨૭
કોળી ભિલ આ ખબર સુણિ, હરખ્યા અતિશે મંન;
જાણ્યે આવીને વસી, નવનિધિ નીજ સદંન. ૨૮
કંદ મૂળ અંકૂર ફળ, બમણાં ભરિ ભરિ શર્ણ;
ચાલ્યા જાણે રંક જન, લુટવાને સોવર્ણ. ૨૯
તે માંહે વળિ જેમણે, દીઠા બંને ભ્રાત;
બિજા તેમને પૂછતા, માર્ગ જતા જન વાત. ૩૦
કહેતા સાંભળતા શ્રવણ, રઘુવર સુંદરતાઈ;
આવીને સર્વે જણે, દીઠા બંને ભાઈ. ૩૧
કરિ પ્રણામ અતિ પ્રીતથી, મુખ આગળ ધરિ ભેટ;
જોતા અતિ અનુરાગથી, છબિ દુખહરણી નેટ. ૩૨
જ્યાં ત્યાં સર્વ ઉભા રહ્યા, ચિત્ર લખ્યા ના હોય?
નેત્ર નેહ—જલ પ્રફુલતન, આનંદિત સહુકોય. ૩૩
રામે જાણ્યા તે સમે, સ્નેહમગ્ન સહુ લોક;
સન્માન્યા પ્રિય વચન કહિ, અંતર સરવ અશોક. ૩૪
વળિ વળિ પ્રભુને પ્રણમિને, વચન કહે કરજોડ;
નાથ સનાથ થયા અમે, પોચ્યા મનના કોડ. ૩૫
દખિ પાય રઘુરાયજી, હર્ષિત મન અમ થાય;
અમ ભાગ્યે આગમન તમ, આ વન કૌશલરાય. ૩૬

## રાગ ગરબી.

તમે આળ ન કરશો એવડી અલબેલાજી (એઢાલ.)

ધન્ય ભોમિ વન પંથ, પર્વત પ્રૌઢ ઘણે;
તમ જ્યાં જ્યાં જાનકિ કંથ, ચાલિ ગયા ચરણે. ૧

[1] વસંત.

ધન્ય વિહંગ કુરંગ, જે કાનનચારી;
પ્રભુ નિરખિ તમારૂં અંગ, જન્મ સફળકારી. ૨
ધન્ય અમે બહુ આજ, સહપરિવાર સહૂ;
ભરિ લોચન દરશન રાજ, કરિએ પ્રેમ બહૂ. ૩
ઠામ વિચારી ઠીક, વાસ કર્યો રૂપાળો;
તમ રહો સુખેથિ અધીક. સહુ રૂતુ અહિં ગાળો. ૪
ગજ કેશરિ વરૂ વાઘ, ફણિધર ક્રૂરવતા;
વન ખગ સારંગ અથાગ, વિવર ગુફા રસતા. ૫
બચાવિ સહુથી સ્હેજ, કરિશું સેવકતા;
પ્રભુ લ્હાવો અમને એજ, ઉરહર્ષીત થતા. ૬
પ્રભુ અમારૂં સહુ તેહ, પગ પગ જોએલૂં;
આ વનમાં ધરિને દેહ. આયુષ ખોએલૂં. ૭
ત્યાં ત્યાં તમને નાથ, ખેલાવિશું મૃગયા;
દેખાડિશું થળ સહુ સાથ, સર ઝરણાં સમયા. ૮
સહુ પરિવાર સહીત, અમ સેવકવાસો;
આજ્ઞા કરતાં કિંચીત, નાથ ન શરમાશો. ૯
મુનિમન અગમ અપાર, શ્રુતિ વચનેય તથા;
તે પ્રભુ કરૂણા કરનાર, સુણતા ભીલ કથા. ૧૦
સુણે તાત શિશુવેણ, થઈ ગાંડા ઘેલા;
ત્યમ રામ સુણે સુખદેણ. ભિલ વચનો વ્હેલા. ૧૧
પ્રેમ માત્ર પ્રિયપ્રાણ, રાઘવને રૂડો;
જાણી લેજો જન જાણ, એ ભાવાર્થ ઉંડો. ૧૨
રામે સહુ વનચારિ, સ્નેહે સંતોષ્યા;
મૃદુ મંજુલ વચન ઉચારિ. પ્રેમે પરિપોષ્યા. ૧૩
કર્યા વિદા સકરૂણ, નમિને સીધાવ્યા;
કહેતા સુણતા પ્રભુ ગુણ, સૌ નિજ ઘર આવ્યા. ૧૪
આવિ રહ્યા રઘુરામ, જ્યારથિ વિપિનવિષે;
મંગળપ્રદ વન તમામ, ત્યારથિ તેહ મિષે. ૧૫

## તોટક છંદ.

ફુલતાં ફળતાં વન વૃક્ષ ઘણાં, અતિ સુંદર શોભિ રહ્યાં ખમણાં;
શુભવેલિ વિતાન લતા ઝુકતી, નવપલ્લવ વૃક્ષ ફરી વળતી. ૧
બહુકલ્પતરૂ સમશોભિરહ્યાં, તજિઇંદ્ર વિપીન શું આવિ રહ્યાં;
બહુભોગિમધુપ અનૂપઅતી, કરતાસુખગુંજ ઉચાર અતી. ૨
શુભમંદ સુગંધિ અનીલ વહે, સુખદાયક જ્યાં રઘુનાથ રહે;
ચિત ચોર ચકોર સુમોર ઘણા, કલકંઠ વખાણું શું તેહતણા. ૩
શુક ચાતક ચક્ર વિહંગ બહૂ, સ્વરથી ચિતના સદચોર બહુ;
ગજ કેશરિ કોલ કુરંગ કપી, વિચરે નિરવેર સહૂ યદપી. ૪
છબિરામનિ જોઇ રૂપાળિબહૂ, સમિપે ફરતી મૃગ પંક્તિસહૂ;
અતિ થાય પ્રમૂદિત ઊરવિષે, સ્વપ્રેય ન બીક કશીય દિસે. ૫
જગજ્યાંલગિ કાનનદેવતણૂં, વનરામનું શોભિતન્યાળિઘણૂં;
કહિધન્ય વખાણ કરે વદને, તજીને મનમોહ તથા મદને. ૬
સુરગંગ સરસ્વતિ ને યમુના, વળિ ગૌતમિગંગ સુમેકલજા;[1]
નદિ સિંધુ સરસ્વતિ સર્વમળી, નદિનાળ વખાણકરેજ વળી. ૭
ધન મંદાકિનીતુજ સ્વચ્છ નિરે, રઘુનાથ નિવાસિત તારિ તિરે;
ઉદયાચળ અસ્ત પુરારિ ગિરી, વળિ મેરૂ સુમંદર ધ્યાનધરી. ૮
વદતા મુખ રાઘવ આવિ વસ્યા, કિધચિત્રકુટેશુભકૃત્ય કશાં;
સુર ઊરવિષેઅતિરાજીથતા, શ્રમવીણમળીઅતિશેમહતા. ૯
મૃગને ખગ સૌ ચિત્ર કૂટતણાં, વળિ વેલિ તરૂતૃણ જાતિ ઘણાં;
સહુધન્ય સુપૂણ્ય નિધાન વળિ, દિનરાતકહેસુરએવૂંમળી. ૧૦

## રાગ મારૂ.

ભવભયમોચન લોચનગોચર, શ્રીપતિ રામ સુનામી,
શોકરહિત જન સરવે થયાં મન, જન્મતણું ફળ પામી;
પદપંકજરજ સ્પરશી સચરચર, સુખિયાં થયાંછે ભારી,
ધન્ય ભાગ્ય થયાં આપણ સરવે, પરમપદના અધિકારી. ૧
તે વન શૈલ સહેજ સોહામણાં, મંગળમય ભાગ્યભૂરી.
પાવન પાવન નિજમન ગણતાં, આશ ન એકે અધૂરી;
મહિમા મહત્ કહું કવિ રીતે, એક વદનથી પ્રસંશી,
વાસ કર્યો જ્યાં સુખના સાગરે, જેહ રાય રઘુવંશી. ૨
અવધપુરી તજી તજી સુખસંપત, રાજ્ય વૈભવ અદભૂત,
આવી રહ્યા જ્યહાં રઘુપતિ પોતે, ભ્રાત પ્રિયા સંયૂત;
પરમ લાલિત્યતા તે વનકેરી, જેવી ન તેવી કથાય,
જો શતસહસ્રતણોસહસાનન.[2] હોય જગતમાં કદાય. ૩
તો હુ અલ્પજ્ઞ કહું કેવી રીતે, વન શોભા વરણી વિશેષે,
કૂપકેરો કાચબો પિઠપર, શૂં મંદરાચળ લેશે;
સેવા કરે મન કર્મ વાણીથી, લક્ષ્માણ શ્રી રઘુવીરની,
શીળ સનેહ ન જાય વખાણ્યો, કોણ મતી કવિશ્વરની. ૪
ક્ષણક્ષણ રામસીતા પદ ન્યાળી, જાણી પોતાપર સ્નેહ,
લક્ષ્મણ મન સ્વપને ન સંભારે, જનનિ જનક બંધુ ગેહ;
પ્રાણપતિ રઘુપતિની સાથે, સુખમાં સીતા દિનકાઢે,
પુર પરિજન ગૃહ સુરતિ વિસારી. મન આનંદ પમાડે. ૫
રામચંદ્ર મુખચંદ્ર નિહાળી, ક્ષણક્ષણ પ્રીત વધારી,
આનંદિત મનમાંય અતીશે, જાણ્યે ચકોરકુમારી;
સ્વામિ સ્નેહ નિત્ય વધતો વિલોકી, સુખમાં ગણે નહિ બાકી,
નિજ મનમાં હર્ષિત જ્યમ રહેતી, દિવસ સમે ચક્રવાકી. ૬
જાનકિનૂં મન રામચરણમાં, અતિશે દિસે અનુરાગ્યૂ;
સહસ્ર અયોધ્યા સમ વન વસવું, પ્રાણથકી પ્રિય લાગ્યૂ;

---

૧. નર્મદા. ૨. દશહજાર મુખનો શેષ નાગ.

પર્ણકુટી રૂડી પાવન તે પ્રિય, પ્રાણપતીતણી સંગે;
ખગ મૃગ પ્રિય પરિવાર પ્રમાણે, પાળે પોષે ઊમંગે. ૭
ઋષિવર ઋષિપત્નિઓને સીતા, સાસૂ શ્વસુર સમ જાણે;
કંદ મૂળ ફળ અમૃત ભોજન, સીતા મુખ વખાણે;
નાથની સાથ પથારી સોહામણી, કુશપત્ર કિશલયની;
સુખદાયનિ શત સહસ્ત્રવિધિએ,જાણયે સય્યા મયનની[1].૮
જેના જોવાથી લોકપતી થાએ, સુખમાં દિવસ જન કાઢે;
વિષય વિલાસ અધિક તુચ્છ જે, તેને શું મોહ પમાડે?
રામ રટણ કરી ત્યાગ કરે જન, તૃણસમ વિષય વિલાસ;
રામપ્રિયા જગ જનની જાનકી, તે શૂં પડે મોહપાશ! ૯

## લલિત છંદ.

અનુજ જાનકી, ભૂલિ આપદા, સુખલહે ઉરે, જે રિતે સદા;
રઘુપતી કહે, તેજ તે કરે, રિત રૂડી ઘણી,રામ આદરે. ૧
નિત પુરાતની, કહાણિયો કથા,સ્વમુખથી કહે,સૂખ લે યથા;
અનુજ ને પ્રિયા,નિત્ય સાંભળે,સુખ ગણે અતી બેયતેપળે.૨
અવધિની શુધી,થાય જ્યાહરે.નિરજનેત્રથી[2],આંસુઓ ખરે;
સમરિ માતને,સ્નેહ તાતનો, શિળસનેહ જે,ભર્ત ભ્રાતનો.૩
પ્રિત પ્રજાતણી,સર્વથી ઘણી, ઘડિ ન વીસરે, મ્હા મુની મણી;
દુખ ધરે ઝરે,નીર લોચને, શમન[3] જે સદા,સર્વ શોચને.૪
પરિજનાદિકો, પ્રેમ ઘેલડાં, સતત સાંભરે, રામને ઘણાં;
નિજ વિયોગથી,તે સહૂતણી,દીનદશાહશે દુઃખણી ઘણી. ૫
પ્રભુ વિચારિને, એવૂં અંતરે. સતત સ્નેહનૂં દુઃખ તે ધરે;
સમજિ ફૂસમો,ધૈર્ય ધારતા, વિધિ ગતીગણી, સૌવિસારતા.૬
વિકળ થૈ જશે, ભ્રાત જાનકી. મમતણી દશા,જોઇને નકી;
જ્યમ અનૂસરે. છાંય દેહને, દમક દામની,જેમ મેહને.૭
વિર પ્રિયાતણી,જાણિ એ ગતી,ધિરજ ધારતા શ્રી રમાપતી;
પરમ પાવની,ત્યાં કહે કથા, સુણિ સુખોલહે એહ બે યથા.૮

## દોહરા.

સાનુજ સીતા સહિત પ્રભુ, શોભે પર્ણનિકેત;
જ્યમ વાસવ સુરપુર વસે, શચી જયંત સમેત. ૧
કેવી જાળવણી કરે, પ્રિયા ભ્રાતની રામ;
જેમ પલક નિત સાચવે, લોચનને સુખધામ. ૨
સેવે રઘુવરને સદા, જાનકિ લક્ષ્મણ ધીર;
અવિવેકીજન જેમ નિત, ઠઠમટ કરે શરીર. ૩
એહરીતે અતિ સૂખથી, વસતા વનમોઝાર;
સુર તપસ્વિ ખગ મૃગતણા, હજાર વિધ હિતકાર. ૪

કહ્યું રામ વન ગમનનૂં, આ અતિ વિશદ વૃતાંત;
સુણો મંત્રિ જ્યમ અવધ અવ, આવ્યો તજિ શ્રીકાંત. ૫
ફર્યો નિષાદ વિષાદવશ, મ્હોંચાડી રઘુનાથ;
દીઠો સચિવ સહીત રથ, આવીને ભલિભાત. ૬
વિકળ વિલોકી મંત્રિને, નિષાદના મનમાંય;
વિશ્વાદ એવો ઉપજ્યો, કહિ શકાય નહિ કાંય. ૭

## રાગ વેરાડીની ચોપાઈ.

શુકજી કહે સાભળ નરપતી, (એઢાલ.)

રામ રામ લક્ષ્મણ જાનકી, પોકારી ગુહનૃપ મુખથકી;
પડ્યો અવનિતળ વ્યાકુળ અતી,અરે ઓ લક્ષમણ રઘુપતી.૧
દેખિ દક્ષિણ દિશિ હયહણહણે,ચાલે ન પાચે ધરણી ખણે;
પાંખ વિના જ્યમ પંખિની ગતી, વિકળ ફણીધર મણિ હિણઅતી. ૨
તેવી ગતી અશ્વની તેસમે, રામવિયોગ કુરોગજ દમે;
પિયે ન જળ મુખ તૃણ નવચરે, ઝુરે નયન અતિ આંસુભરે.૩
વ્યાકુળ અતિશે મન ગુહપતી, રઘુવર અશ્વની ન્યાળી ગતી;
ગુહ કહે તવ ધીરજ ધરી, સુણો સુમંત્ર શોચ પરહરી. ૪
મુકો વિષાદ હૃદયથી હવે, દૈવ દુર્બળ આપણો પ્રભુ જવે;
પંડિત નીતિ નિપુણ તમ ઘણા, જ્ઞાતા છો પરમારથતણા. ૫
જાણી વિમુખવિધિનેધિરધરો, પાછાં અવધપુરી પગલાંભરો;
વિવિધ કથા કહિને અતિ ઘણી, કોમળ વાણી ગુહનૃપ તણી.૬
બળાતકારે રથપર રૂડે, આણિ બેસાડ્યા મંત્રિ વિનય વડે;
શોક શિથિળ તન મંત્રિનું અતી, હાંકી શકાય ન રથ તેવતી.૭
રઘુપતિ વિરહ વ્યથા ઉરવિષે, તે થકી પાધરો પંથ ન દિસે;
ચાલિ શકે ન હય અતિ તડફડે, પંથ તજિ ઊપંથે આખડે. ૮
વનમૃગ જાણયે આણિ રથ જોતર્યા, વાજીરઘુપતી વિરહે ભર્યા;
ચમકિચમકીને પાછૂંજુએ, વિહ્વ વ્યાકુળ ભરેનેત્રઆંસુએ. ૯
રામ વિયોગની વેદના વડી, પંપાળિ હાંકે પિઠ થાબડી;
"ચાલો બાપ મારા આ સમે,શિદ સોરણ મન કરતા તમે"૧૦
જે કોઇ રામ સિતા મુખ ભણે,લક્ષ્મણ નામ કહી ગુણ ગણે;
હણહણાટકરી હય તે ભણી, જોતા અતિશે આતુરપણી.૧૧
કાન ઊડાવીને ગુણ સાંભળે, હાંકે તો બે પગે ઊછળે;
વાજી વિરહગતિ કહિ નવ જતી, મણિ વિણ ફણિધરની જેવિ ગતી. ૧૨
ખેદ વિવશ થયા મન ગુહપતી,સચિવ તુરંગની દેખી ગતી;
ચાર શેવક તવ બોલાવિયા, સુમંત્રને સંગે આપિયા. ૧૩

૧. કામદેવની. ૨. નેત્રકમળથી. ૩. સમાવનાર.

## રાગ દેશાખ.

વળાવિ સુમંત્રનેરે, પાછો વળિઓ ગુહનિષાદ;
જાય ન વરણવ્યોરે, રઘુપતિકેરો વિરહવિષાદ. ૧
રથ લઇ ચાલિયારે, ભીલ વળાવા કૌશલપૂર;
ક્ષણ મન મગ્નમાંરે, ક્ષણમાં ખેદ હૃદય ભરપૂર. ૨
શોચ સચીવનેરે, વ્યાકુળ દુખથી અતિશે દીન;
ધિક્ક જિવન અરેરે, સીતા લક્ષ્મણ રામ વિહીન. ૩
અંતે નહીં રહેરે, કોટિ ઉપાયે અધમ શરીર;
યશ પણ ના લિધોરે, ઠળ્યું નહિં ત્યાગિ જતાં રઘુવીર. ૪
અયશ અઘપાત્રનોરે, નિપટ થયો મમ પાપી પ્રાણ;
કપટિ શા કારણેરે, કરતો નથિ તનથી પરિયાણ. ૫
અરરર પાપિયારે, અવસર ચૂકયો હે મતિમંદ;
હજિય થતા નથીરે, નિર્દય હૃદયતણા બે ખંડ. ૬
હાથ ઘસી અનેરે, મસ્તક ધુણાવિને પસ્તાય;
ધન ભંડારનેરે, ગુમાવી કૃપણ જેમ અકળાય. ૭
વીર કહાવતોરે, અતિશે વિર્દ વંદનિય જેહ;
રણમાં હારિનેરે, જાણ્યે નાઠો ભટ જન તેહ. ૮
શ્રુતિજ્ઞાતા સદારે, વિપ્ર વિવેકી સાધુ સુજાણ;
ધોખો મન ધરેરે, જ્યમ તે કરિ મદપાન અજાણ. ૯
સચિવની શોચનારે, એહ રિતેછે અંતરમાંય;
અવધપુરી જવૂંરે, રામ વિના નવ સૂજે કાંય. ૧૦
કુલિન કો કામનીરે, મન ક્રમ વચને પતિપદ રાગ;
કર્મવશે રહેરે, તે સતિ પતિથી થઈ પરિત્યાગ. ૧૧
શોચિત સર્વદારે, જ્યમ તે તરૂણી નિજ મનમાંય;
હૃદય સચીવનેરે, ત્યમ અતિ દારૂણદાહ ત્યહાંય. ૧૨
લઘુ દ્રષ્ટી થઈરે, આવ્યાં ઝળઝળિયાં લોચંન;
શ્રવણે સુણે નહીંરે, વિકળ મતિમંદ ભોળુ થયું મંન. ૧૩
અધર સુકાઈ ગયેરે, લાગ્યૂં મુખડે તાળુ વિશેષ;
શૂં કહું તે સમેરે, સચિવતણો પ્રભુ વિરહે વેષ. ૧૪
છુટ જાતો નહીંરે, ચૌદ વરસરૂપિ અવધ કમાડ;
ઉરઘરમાંયથીરે, સજડ દિધેલ ન વચમાં ફાડ. ૧૫
વિવર્ણ સહુ વિધેરે, સચિવતણી ગતિ જોઈ ન જાય;
જાણ્યે મારિયાંરે, માત પિતાને ક્રુર અસિ ઘાય. ૧૬
પાય ન ઊપડેરે, અવધપુરી ભણિ જાતાં એમ;
રામવિના અરેરે, શ્યામ વદન લઈ જાઊં કેમ. ૧૭
વ્યાપી મનવિષેરે, હાની ગ્લાની દુખ સંકોચ;
જ્યમ મન પાપિનેરે, યમપુરપંથે જાતાં શોચ. ૧૮
વચન ન આવતુંરે, હૃદયવિશે અતિશે પસ્તાય;
અવધપુરી અરેરે, જઈને જોવું શિદ આ થાય. ૧૯
જે રથ દેખશેરે, રામ રહિત આ ખાલિ ખચીત;
તે સંકોચથીરે, જોશે મુજ ભણિ ગણિ અનહીત. ૨૦
ધાઈ પૂછશેરે, વિકળ વિશેષ નગર નરનાર;
ક્યાં રઘુનાથજીરે, લક્ષ્મણ જાનકિ પરમ ઉદાર? ૨૧
અરરર તે સમેરે, ઉત્તર સહુને દઇશ અશંક;
કઠણ કરિ કાળજૂરે, વજ્ર ઉરે ધરિ વિધિ ગણિ વંક. ૨૨

## લલિત છંદ.

જનનિ કૌશલા, દુઃખમાં બુડી; ખબર પૂછશે, રામની રૂડી;
વનનિ વાટડી, સર્વ માવડી; જ્યમ નિહાળતી, વચ્છ ગાવડી. ૧
અરર દૈવડા, આ હું તેમને; કહિશ શું મુખે, ના સુજે મને;
જનનિપૂછશે, લક્ષ્મણતણી; ખબરજ્યાહરે, થૈઅધીરણી. ૨
કહું નિરોપ શો, ત્યાં હું તેમને; અરર શોચ એ, છેવડો મને;
જનનિ રામની, ધાઇ આવશે; ખબર પૂછવા, આકળી થશે. ૩
સમરિ વત્સને, જેમ ગાવડી; ત્યમ ઊતાવળી, રામ માવડી;
ઉતર તેહને, દેશ પૂછતાં; નિઠુર નેત્રનાં, આંસુ લૂછતાં. ૪
"અનુજ જાનકી, સંગ લેઇને; પ્રભુ ગયા વને, વિર્હુ દઇને;"
ખબર રામની, જેહ પૂછશે; ઉતર તેમને, દેશ જે હશે. ૫
અવધ જાઇને, વેગથી હવે; સુખ સહુજ એ, લેઉં આ ભવે;
દુખથિ દીનતા, આવિ રાયને; ખબર રામની, પૂછશે મને. ૬
જિવન જેમનૂં, રામ સ્વાધિને; વિરહ વેદના, વાધિ એમને;
શુમુખ લેઇને, તેમને અરે; ઉતર દેઇશૂં, શોચ અંતરે. ૭
"કુશળ આવિયા, પૂર પાધરા; વન વળાવિને, પુત્ર માહરા;"
ઉચરશેમુખે, ભૂપએરિતે; ક્યમ જશે સુણી, વાણિ એવિતે. ૮
રઘુપતી તથા, જાનકીતણો; સુણિ નિરોપ આ, જે દયામણો;
તરત ભૂપતી, દેહ ત્યાગશે; તૃણ પ્રમાણનો, જાણિને રિશે. ૯

## દોહરા.

કઠણ હૃદય નથિ ફાટતૂં, અરર રામવિણ હાય;
કાદવ જ્યમ પ્રિય જળ વિરહ, સુકાઇને તરડાય. ૧
જાણૂંછૂં દૈવે દિધી, જન્મ આપિ ભવમાંય;
આ દુખિઆરી દેહડી, કળ ન પડે મન કાંય. ૨
કરતાં એ રિત પંથમાં, પસ્તાવો મન પૂર;
તમસાતટ રથ આવિયો, સચિવ શોચ ભરપૂર. ૩
કર્યા વિદાય વિનય કરી, ભિલ સહુને ભલિ રીત;
વળ્યા પાય પડિ વિકળમન, અતિશે શોક સહીત. ૪

પુર પ્રવેશ કરતાં ઉરે, સુમિત્ર સંકોચાય;
જાણ્યે માર્યા નિજ કરે, ગુરૂ બ્રાહ્મણને ગાય. ૫
છોડી રથ તરૂતળ વસી, કાઢ્યો દિન કરિ કલેશ;
સાંજ સમે અવસર મળ્યો, કરવા પૂર પ્રવેશ. ૬
અંધારે સચિવે કર્યો, પુર પ્રવેશ નિરધાર;
ભૂપ ભવનમાં પેસતાં, વનરથ રાખ્યો દ્વાર. ૭
ખબર જેમણે જેમણે, સુણિ શ્રવણે તે વાર;
રથ જોવા સહુ આવિયા, દશરથને દરબાર. ૮
ઓળખિ રથ હય વિકળ ગતિ, એ અવસર ત્યાં એમ;
ગળે ગાત્ર જન માત્રનાં, બરફ તાપથી જેમ. ૯
વ્યાકુળ પુર નર નારિઓ, અતિશે અંતરમાંય;
જળ થોડે જ્યમ મીન ગણ, કળ પડે ન મન કાંય. ૧૦
સચિવ આગમન સુણિ સહૂ, વ્યાકુળ રાણીવાસ;
ભવન ભયંકર લાગતું, જાણ્યે પ્રેતનિવાસ. ૧૧
પૂછેછે સહુ રાણિઓ, અતિ આરત ધરિ મંન;
ઉતર ન આવે મુખ કશો, વિકળ સજળ લોચંન. ૧૨
સચિવ સુણે શ્રવણે નહીં; સુજે ન આંખે કાંય;
જેને તેને પૂછતો, કહો કયહાં નરરાય. ૧૩
દખિ વિકળતા દાસિએ, સચિવતણી અતિશેજ;
કૌશલ્યાગૃહ લઈ ગઈ, હાથ ઝાલિ નિસ્તેજ. ૧૪
જઈ જોયા કૌશલપતી, સચિવે કેવે વેષ;
શશિ નિસ્તેજ અમી રહિત, દિપે ન જાણ્યે લેશ. ૧૫
નહિં નિંદ્રા ભોજન કશું, ભૂપ વિભૂષણ હીન;
પડ્યા ધરણિતળ તરફડે, છેક શરીર મલીન. ૧૬
એહ રિતે કૌશલપતી, શોચ કરે લઈ શ્વાશ;
જ્યમ યયાતિ[1] સુરપુર થકી, ખસ્યો થઇજ નિરાશ. ૧૭
ઉંડા નિશાશા નાખતા, સમરિ પુત્ર પ્રતિબિંબ;
પાંખ બળ્યે સંપાતિ[2] જ્યમ, પડ્યો ધરણિપર ધીબ. ૧૮

"કહે રામ રાઘવ મુખે, પરમ સ્નેહિ મમબાળ;"
વળી રામ લક્ષ્મણ સીતા, મુખે વદે મહિપાળ. ૧૯
જોઈ ભૂપ સચિવે કર્યો, પ્રીતે દંડ પ્રણામ;
ઉઠ્યા આકળા થઈ નૃપતિ, "કહે સચિવ ક્યાં રામ.?" ૨૦
આણી લીધો ઉરવિષે, નૃપે સચિવ તેવાર;
જાણ્યે જળમાં બૂડતાં, મળ્યો કાંઇ આધાર. ૨૧
સ્નેહ સહીત સચીવને, બેસાડી નિજ પાસ;
પુછે રાય અધિરા થઈ, અંતર બહૂ ઉદાસ. ૨૨
"તાત કુશળતા રામની, કહો મને પ્રિય પ્રાણ;"
"કયહાં રામ લક્ષ્મણ સીતા, રાઘવ રઘુકુળભાણ?" ૨૩
"આણ્યા ફેરવિ આ સમે, કે વન ગયા કુમાર!"
સુણતાં વાત સચીવને, લોચન વહિ જળધાર. ૨૪
શોક વિકળ થઈ પૂછતા, અધિરે મન અવધેશ;
"સીતા રામ લક્ષ્મણતણો, કહો સુખદ સંદેશ." ૨૫
રામ સ્વરૂપ ગુણ સુશિળતા, સુખપ્રદ શાંત સ્વભાવ;
સંભારી સંભારિ ઉર, શોચ કરેછે રાવ. ૨૬
"રાજ્ય આપવું સુણાવિને, દીધૂં વન દુખપાત્ર;"
"સુણિ એવું મન નવ થયો, હર્ષ શોક તલમાત્ર." ૨૭
"તે સુત તજતાં તનથકી, પાપી ગયા ન પ્રાણ;"
"મુજ સમાન કો પાપિઓ, લેવા રહું જગ લાણ." ૨૮
"લક્ષ્મણ જાનકિ રામ જ્યાં, ત્યાં મુજને પોચાડ;"
"સખા પ્રાણપ્રિય તાહરો, એમે માનિશ પાડ." ૨૯
"નહિંતો ચાહ્ય જવા હવે, આ અભાગિ મમપ્રાણ;"
"તજતાં રામ સમક્ષ તન, જીવ્યૂં થાય પ્રમાણ." ૩૦

## શિખરિણિ છંદ.

પુછે વારે વારે, દશરથ સમાચાર સુતના;
સુણાવો સંદેશા, પ્રિયતમ સખા હે સપુતના;
ઉપાયો યોજો તે, તમ મમ હિતાર્થે પ્રિય સખે;
બતાવો વેગેથી, રઘુવર સીતા લક્ષમણને. ૧
વદે સૂમંત્રી ત્યાં, ધરિ ધિરજતા વાણિ મધુરી;
તમે તો છો જ્ઞાની, કશિ ન તમથી વાત અધુરી;
મહાબાહો આજે, શુર સુધિર ધૂરંધર તમે;
સદા સાધૂ સંતો, પુજિ યશ લિધો આ શુભ સમે. ૨
સહુ દુઃખો સૂખો, વશ અધિક જન્માંતર કૃતે;
વળી હાની ગ્લાની, પ્રિય મળણ વીયોગ વરતે;
થતૂં સૌ તે સ્વામી, કરમવશ ને કાળવશથી;
અહોનીશા થાતાં, પરવશ પ્રમાણે પ્રથમથી. ૩

---

૧. એ નામનો હસ્તીનાપુરનો ચંદ્રવંશી રાજા.

૨. એ નામનો ગૃધરાજ. જટાયુનો મોટો ભાઈ. ઉડવાની શકતીના અભિમાને એ અને જટાયુ બંને ભાઇઓ સૂર્ય પાસે જવાની હીમત કરી સાથે ઉડ્યા. સુર્યની અસહ્ય ગરમીથી જટાયુ તો થોડે દુર ઉડી પૃથ્વીપર પાછો આવ્યો; પરંતુ સંપાતી સૂર્ય સમિપ જવાની ધારણાથી ઉડતો ચાલ્યો. અતિશય તાપે કરી અને સુર્યની ગરમીથી તેની બંને પાંખો બળી ગઈ અને પૃથ્વીપર પડ્યો. સીતાની શોધમાં ગએલા કપિઓને તે સમુદ્ર કિનારે મળ્યો હતો તે વખતે રામદુતના દર્શન પ્રભાવથી તેને ફરી પાંખો પ્રાપ્ત થઈ હતી.

સુખે હર્ષે મૂઢ, દુખ અવસરે ખેદ ધરતા.
ગણે જે બે સરખાં, ધિરનરતણી તેજ ધિરતા,
વિચારીને સ્વામી, હૃદય અતિશે ધીરજ ધરો;
ભલૂ કર્તા સૌના, વિરહ દુખ વેગે પરહરો. ૪

## દોહરા.

પ્રથમ વાસ તમસા તિરે, બીજો ગંગાતીર;
સ્નાન કર્યું જળપાન કરિ, સીતા સહિત બે વીર. ૧
સેવકાઈ કરિ સહુ વિધે, ગુણવંતો ગુહરાય;
તે રાત્રી ગાળી પ્રભૂ, શૃંગવેરપુરમાંય. ૨
મંગાવ્યૂં પ્રાતઃ થતાં, વિશદ વડતણૂં દૂધ;
જટા મુકુટ નિજ શિશ કરિ, આપ બન્યા અબધૂત. ૩
રામસખાએ તે સમે, મંગાવ્યૂં શુભ નાવ;
પ્રિયા ચઢાવી પ્રથમથી, ચઢયા પછી રઘુરાવ. ૪
ધનુષ બાણ શુભ પાણમાં, ધરિને લક્ષ્મણ ધીર;
ચઢયા નાવપર નેહથી, પામિ રજા રઘુવીર. ૫
વિકળ મને અવિલોકિને, મુજપ્રત્યે રઘુવીર;
બોલ્યા મધુર વચન સુખદ, ધરિ મનમાંહે ધીર. ૬

## રાગ પરજ.

તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાના વાસી. (એરાગ.)

ધરી મનમાં ધિરજ અનુરાગ રે, સુણો રામસંદેશો ;
સહુ શોચ કરી તન ત્યાગરે, સુણો રામસંદેશો. ટેક—
મુજને કહ્યું મીઠી વાણિએરે, અંદેશો તજિ સંદેશ;
તાત તમે મારા તાતનેરે, કહેજો ચિંતા કરે ન મારી લેશરે
સુણો રામસંદેશો. ૧
વારંવાર મારી વતીરે, ગ્રહિ નૃપપદ-પાથોજ;
કરજો વિનય સુવિવેકથીરે,"સુખી અમ જો કૃપા હશે તોજરે"
સુણો રામ સંદેશો. ૨
"અમને કુશળ વન પંથમાંરે, મંગળમય મહિપાળ;"
"તાત અનુગ્રહ તમતણેરે, હોશું જ્યાં ત્યાં સુખી સદાકાળરે"
સુણો રામસંદેશો. ૩
"આપ અનુગ્રહે હે પિતારે, વીચરતાં વનપંથ;"
"સર્વ સુખો અમે પામશૂંરે, તમે કરશો નહી કલપાંતરે."
સુણો રામસંદેશો. ૪
"આજ્ઞા પાળીને આપનીરે, કોડે કુશળ ક્ષેમ;"
"તમ પદપંકજ પેખવારે, આવિશૂં ફરી વનથી સપ્રેમરે."
સુણો રામસંદેશો. ૫
માયાળુ સૌ મારી માવડીરે, સંતોખજો પડિપાય;
કરજો વીનંતી મારી વતીરે, મારે વિરહે જેથી ન મુઝાયરે
સુણો રામસંદેશો. ૬
"કરજો ઊપાય તે સૌ મળીરે, માયાળુ મારાં માત;"
"કુશળ રહે જેવી રીતિએ, મારા પ્રાણપ્રિયોત્તમ તાતરે."
સુણો રામસંદેશો. ૭
ગુરૂ ગુણનિધિને પાયે પડીરે, કહેજો મારો સંદેશ;
"શોચ મારો ન કરે રાયજીરે,એવો કરજો તમે ઉપદેશરે."
સુણો રામસંદેશો. ૮
પુરજન પરિજન સર્વનેરે, થાશે હુંપર ઉપકાર;
વિનતી સરવને સુણાવજોરે, તમે મારી વતી આવારરે.
સુણો રામસંદેશો. ૯
તેજ સરવ રિતે માહરોરે, માનિશ હૂં હિતકાર;
જેનાથકી નરનાથજીરે, રહેશે સુખી અયોધ્યામાંઝારરે.
સુણો રામસંદેશો. ૧૦
આવ્યે ભરતજી મોશાળથીરે, કહેજો મારો સંદેશ;
"લેશ નીતિ નવ ત્યાગશોરે,પામો જ્યાહરૂ પદવિ નરેશરે"
સુણો રામસંદેશો. ૧૧
"પાળજો મન ક્રમ વાણિએરે, પ્રેમીપ્રજા પ્રીત આણી;"
"સેવજો સ્નેહની રિતિએ, સહુ માત સમાન પ્રમાણીરે."
સુણો રામસંદેશો. ૧૨
"નિભાવજો વળી નેહથીરે, ભાઇપણૂં હે ભ્રાત;"
"માતપિતા ગુરૂજીતણીરે, સેવા કરજો તમે ભલિભાતરે."
સુણો રામસંદેશો. ૧૩
"ભ્રાત એ ભાંતિએ રાખજોરે, કોડથી કૌશલરાય;"
"શોચ ન જેથી મારો કરેરે, સુખધામ પિતાજી કદાયરે."
સુણો રામસંદેશો. ૧૪
વચન કઠોર કહ્યાં કશ્યાંરૂ, લક્ષ્મણજીએ ત્યાંય;
વારિ રાખ્યા રઘુનંદનેરે, તમે કાન ન ધરશો કાંયરે.
સુણો રામસંદેશો. ૧૫
નિજ સમ દેઈને વારિયોરે, રામે વારંવાર ;
કહેવિ ન ત્યાં હે સુમંત્રજીરે, લક્ષ્મણતણી વાત વિચારરૂ.
સુણો રામસંદેશો. ૧૬

## રાગ સીતાજીના મહીનાનો.

કહ્યો સંદેશો સીતાએ સાર, આણી ખેદ અંગમાં;
મારી ચિંતા ન કરશો કાંય, સૂખિ હું સ્વામી સંગમાં. ૧
સ્નેહ સંભારી સાસુ શ્વસુરનો, શિથિળ થઇ જાનકી ;
ગદગદિત વાણી વદન પ્રસ્વેદ, નીર લોચનથકી. ૨

આજ્ઞા પાળી એ તક રઘુવરની, ઉતાવળી માછીએ;
હોડી ચલવી પછી પેલે પાર, વળી નહિ પાછી એ. ૩
ચાલ્યા રઘુકુળમણિ એ રીત, લેઈ વનવાટડી,
જોયાં કીધું ઉભાં ઊભાં તીર, કરી વજ્ર છાતડી. ૪
મારા મનનો આ અવસરનાથ, કલેષ કહું કયમ વડો,
જીવતો વળ્યો ઘર ભણિ લેઈ, પ્રભુનો સંદેશડો. ૫
કહું શું ઘણી વરણીને મૂખ, આ પ્રાણ કઠોરતા,
તન ઘર તજી ના ગયો પ્રાણ, જિવન વન જોઇ જતા. ૬
કહી એવું સચિવ તે વાર, બંધ થયો બોલતો,
હાની ગ્લાની શોચવશ ઊર, નિશાશા નાખતો. ૭
સુણી રામ નિરોપનાં વેણ, મંત્રિમુખ મહિપતી,
પડ્યા મૂર્છાગત થઈ ભોમ, હૃદય દાહ છે અતી. ૮
મોહવ્યાકુળ થઈ અવધેશ, અતીશે તરફડે,
જાણ્યે મીનને વ્યાપીકેફ, નુતનવૃષ્ટિ ફિણવડે. ૯
કરી વિવિધ વિલાપ અમાપ, રૂએ સહૂ રાણિઓ,
મહા વિપતી વરણવી ન જાય, શોકવાસ જાણિઓ. ૧૦
દુઃખને પણ મન લાગ્યું દુઃખ, વિલાપ એ સાંભળી,
નૃપશોચ દેખીને એવાર, ધિરજની ધીરજ ટળી; ૧૧
થયો અવધપુરીમાં એમ, કોળાહળ તે સમે,
સુણી રાય રાણીતણા સ્હોર, દુઃખ સહુને દમે. ૧૨
જાણ્યે પડિયુંછે વજ્ર કઠોર, શું ઘોર નિશાવિષે,
વિપુલ વિહંગતણા વનમાંય, રોળ મચવ્યો રીશે. ૧૩
થયા પ્રાણ કંઠગત ભૂપ, વિયોગના રોગથી,
જ્યમ વ્યાકુળ અધિક ભૂજંગ, મણીવીના ભોગથી. ૧૪
સર્વે ઇંદ્રિ વિકળ થૈ વિશેષ, નરેશની તે સમે,
જાણ્યે દેવનું અંબૂજવન, વિના નીર કૃશ ક્રમે. ૧૫
કૈશલ્યાએ દીઠી નૃપકેરી, અવશ્ય અવશાનતા,
જાણ્યે આથમ્યો રવિકુળભાણ, આજ તેજહિણ થતા. ૧૬
રામજનની ધરી ઊર ધીર, નેત્ર નીર ખાળિને,
બોલી વચન સમય અનુસાર, રીત સંભાળિને. ૧૭
નાથ સમજી તમે મનમાંય, વિચારો ને વેગથી;
રામવિરહપયોધી અપાર, અંત તેનો નથી. ૧૮
નાથ નાવિક તમ નિરધાર, અવધપુરી વ્હાણ છે,
ચઢિ આવ્યો પ્રિય વણિક સમાજ,અધિક જે સુજાણછે૧૯
ધરશો ધીરજતો પામશો પાર, આ રામ વિરહધિનો,
નહિંતો બુડશે સરવ પરિવાર, છેક આશ્રય વિનો. ૨૦
ધરશો મમ વિનતી મનમાંય, વિચારીને ખરી,
તો તો લક્ષમણ જાનકી રામ, વળી મળશે ફરી; ૨૧

## દોહરા.

પ્રિયા વચન મૃદુ સાંભળી, તે અવસર મહિપાળ;
જોતા આંખ ઉઘાડિને, સરવ કરે સંભાળ. ૧
મીન મલિન જ્યમ તરફડે, સિંચ્યે શીતળ નીર;
પ્રિયા વચન સુણિ તેમ નૃપ, વિના રામ રઘુવીર. ૨
ધીરજ ધરિ અંતરવિષે, ઉઠિ બેઠા મહિપાળ;
"કહે સુમંત્ર કયહાં ગયા, રઘુમણિ રામ કૃપાળ?" ૩
"કયહાં લક્ષ્મણ ગુણનિધી, પરમ સ્નેહિ ક્યાં રામ;?"
"ક્યાં પ્રિય સુતબંધૂ અને, વૈદેહી રૂપ ધામ.!" ૪
વિલપે રાય વિકળ થઈ, કરિ વિલાપ બહુ ભાત;
થઈ યુગ જેવડિ તે સમે, વેગે વિતે ન રાત. ૫
શ્રવણ-પિતાના શાપની, શુધિ આવી તે કાળ;
કૈશલ્યાને સહુ કથા, સંભળાવિ મહિપાળ. ૬
થયો વિવર્ણ વિકળ અતી, એ તકનો ઇતિહાસ;
રામ રહિત ધિક જગતમાં, જિવતરકેરી આશ. ૭
"હવે રાખિ હું શું કરૂં, અતિ અભાગિ આ દેહ;"
"નિભાવ્યું નહિ જેણે જરા, મારૂં પ્રેમપણ નેહ." ૮
"પરમ પ્રાણપ્રિય માહરા, હે રઘુનંદન હાય;"
"તમ પાખે જિવતાં મને, વિત્યા દિવસ બહુ હાય." ૯
"હાય લક્ષ્મણ જાનકી,હે રઘુનંદન હાય;"
મમદુખનાશક નાથ તમ, તમવિણ જિવ્યૂં વૃથાય. ૧૦
રામ રામ કહિ રામકહિ, રામ રામ રટિ રામ;
તન તજિ રઘુવરને વિરહ, રાય ગયા સુરધામ. ૧૧
જિવન મરણ ફળ પામિયા, દશરથ નૃપ ભલિભાત;
યશ અનેક બ્રહ્માંડમાં, વિમળ થયો વિખ્યાત. ૧૨
જિવ્યા રામશશિવદન શુભ, નિરખિને નિરધાર;
મરણ સુધાર્યું જગતમાં, રામવિરહ ભરિ ભાર ૧૩
રામ જનનિ ત્યાં તેસમે, વ્યાકુળ બની વિશેષ;
વિલાપ વળિ ઉરતાડના, કરતી છુટે કેશ. ૧૪

## રાગ પરજ.

અરે કોણ આદમા એવાર (એઢાળ.)

પતિ મારા, શોકમાં સૂક્યાંર, અમને એકલાં મૂક્યાં—ટેક.
પ્રાણપતિ મારા પરમ સનેહી, ભૂપતિમાં તમ પ્રાણ;
કાળનિશા નડિ નાથ તમોને, તલસેછે મારા પ્રાણ.
પતિ મારા. ૧
તેજ પ્રતાપ પ્રભાવ તમારો, ધીર ધુરંધર રાય;
દિગ્વિજયી તમે આજ ઘવાયા, પુત્રવિરહ અસિ ઘાય.
પતિ મારા. ૨

બાહુ બળે દળ દારૂણ દૈત્યનાં, શળતા રણમાં રાજ;
વિરહ અરિથી પરાભવ પામી, આમ શું પોઢયા આજ.
પતિ મારા. ૩
જન પરિજન પ્રિય પુત્ર સુમંત્રિ, ત્યાગિ સરવનો સાથ;
સ્વર્ગ નિવાસ કર્યો મારા સ્વામી, અમને કરીને અનાથ.
પતિ મારા. ૪
વાજિ વિયોગે રૂવે હયશાળે, એનો ગયે અસવાર;
ગરિબનિવાજ ગયે ઘણું રોતી, દાસી બધી દરબાર.
પતિ મારા. ૫
લક્ષ્મણ રામ સીતા વન વસિયાં, સાનુજ ભરત મોસાળ;
કર્મ અમારાં કોપી ઉઠયાં અમે, ઝૂરિએ અંતરિયાળ.
પતિ મારા. ૬
પુત્રવિયોગ ભરી તમે પોઢયા, આ અવનીપર આજ;
હુંજ અભાગણી જિવતિ રહીછું, શું સુખ લેવાકાજ.
પતિ મારા. ૭

## શિખરણી છંદ.

રૂવે રાણી સર્વે, નિજ હૃદય શોકે વિકળતા;
વખાણીને મૂખે, સ્વરૂપ બળ ને તેજ શિળતા;
કરે છાતી કૂટી, વિધવિધ વિલાપો રડિ રડી;
પડે વારે વારે, ભુમિતળવિષે સૌ તરફડી. ૧
રૂએ દાસી દાસો, વિકળ બનિ ગૂણો ગણિ સહૂ;
કરે ઘેરે ઘેરે, રૂદન પુરવાસી જન બહૂ;
અરેરેરે આજે, રવિકુળરવી અસ્ત જગથી;
રૂપે ગૂણે રૂડો, ધરમ અવધી ધીર ધરથી. ૨
કહે કૈકેયીને, ભુંડિ સરવ ગાળો દઈ ઘણી,
કર્યુંછે જોણીએ, જગ નયન વીના કુમતણી;
વિતી રાત્રી એવી, વિવિધ વિધિ વીલાપ કરતાં,
પ્રભાતે સૌ આવ્યા, મુનિજન મહા જ્ઞાન ધરતા. ૩
વસિષ્ઠે તેવારે, સમય સમ જ્ઞાને કરિ હવે,
નિવાર્યો સર્વેનો, નૃપમરણનો શોક સરવે;
ભરી તેલે હોડી, નૃપ શરિર રાખ્યું રૂડિ રિતે,
દુતો બોલાવીને, પછિ કહ્યું વસિષ્ઠે અતિ પ્રિતે. ૪

## દોહરા.

દોડો અતિ વેગે તમે, જાઓ ભરતનિ પાસ;
કહેશો નહિં કોને કહીં, કરિ નૃપમરણ પ્રકાશ. ૧
જઇને કહેજો એટલુંજ, ભરત પાસ સુખસાજ;
ગુરૂએ બંને ભાઇનિ, તેડાવ્યાછે આજ. ૨
સુણિ મુનિ આજ્ઞા તે દુતો, દોડયા કૈકયદેશ;
પવન વેગિ હય જોતર્યા, રથ બનાવિને બેશ. ૩

## રાગ મેવાડો.

દેખાડીને દીધીહો, કળીએ સુંદરી. એઢાલ.

અનરથ અયોધ્યેહો, આરંભાયો જ્યારથી;
અપશુકન થાતાહો, ભરતને ત્યારથી. ૧
ભયંકર સ્વપ્નાં હો, શું થાશે કૃપાઘના?
કરે જાગી મનમાંહો, ફોટી કટુ કલ્પના. ૨
વિપ્રને જમાડીહો, દાન દિયે દીનને;
કરાવે શિવકેરાહો, અભિષેક આતુર મને. ૩
મહેશ મનાવી હો, માગે કરજોડિને;
શિવશિવ કર્તા હો, વિઘ્ન નાખો તોડિને. ૪
માત તાત મારાંહો, પરિજન ભ્રાતને;
કુશળ સૌને હોજો હો, કરજોડિ કહૂં તને. ૫
શોચ મન કરતાહો, ભરતજી જેટલે;
દૂત આવી પ્હોંચ્યાહો, નિજ પાસે તેટલે. ૬
ગુરૂકેરી આજ્ઞાહો, શ્રવણે સાંભળી;
ગણેશ મનાવીહો, ચાલ્યા મામાને મળી. ૭
વાજી વાયુવેગીહો, ચાલ્યા જાય હાંકતા;
શૈલ વન વાંકાંહો, નદિઓ ઓળંઘતા. ૮
અંતર ભરતનું હો, એનીમેળે બળે;
કારણ કશું તેનું હો, કયમે કરી ના કળે. ૯
જાણે એવું જીવમાં હો, ઉડિ જાઉં અવધપુરી;
ઉતાવળા હંકાવે હો, પવનવેગી તૂરી. ૧૦
નિમેષ નિવરતેહો, વરસના જેવડી;
આવ્યા એમ કરતાંહો, અયોધ્યે એ ઘડી. ૧૧
અપશુકન થાતાહો, પુરમાં પ્રવેશતાં;
ભયાનક બોલેહો, પંખિ પોળે પેસતાં. ૧૨
પ્રતિકુળ બોલેહો, રાસભ[1] શિયાળવાં;
સુણિ સ્હેર તેનાહો, ઊપજે કુતર્કો નવા. ૧૩
ભરતને ઊરે હો. સુણી શૂળ થાયછે;
મન એનીમેળેહો, બળિ બળિ જાયછે. ૧૪
સરોવર નદિઓહો, વન ઉપવન વળી;
શ્રીહત સૌ લાગેહો, વાટિકા ઉધાંધળી. ૧૫
નગરી વિશેષેહો, લાગેછે ભયંકરી;
ઉદવસ્ત[2] એવોહો, પુરપોળો પાધરી. ૧૬

૧ ગધેડાં. ૨. ઉજ્જડ.

વિહંગ કુરંગો હો. ગજ અને વાજિયા;
જોયા નવ જાતાંહો, દુઃખે દિસે દાઝિયા. ૧૭
રામના વિયોગેંહો, સર્વ દિસે દુર્બળાં;
ચરે નહિ ચારોહો, ગાત્ર દિસે ગળ્યાં. ૧૮
છેક દુખિઆરાં હો, નગર નરનારિયો;
જાણ્યે સૌની સરવેહો, સંપતિ હરાઇયો. ૧૯
પુરજન મળે પંથેહો, પણ ન કશું કહે;
નમી નમી સરવેરે, વેગે ત્યાંથકી વહે. ૨૦
ભરત કુશળતાહો, કોઇ ના પુછી શકે;
ખેદ થયો મનમાંહો, ભરતને તે તકે. ૨૧

## દોહરા.

હાટ વાટ ઘર ગલિ કુંચિ, નજરે જોયું ન જાય;
જાણ્યે પુર દશ દીશિયે, લાગિ આગ અન્યાય. ૧
સુણિ હરખી સુત આવતાં, નિર્દય હૃદયનિ નાર;
રવિકુળકમળનિ ચાંદની, કૈકેયી તે વાર. ૨
સજિ આરતિ પ્રમુદિત થઈ, ઉઠી દોડિ ત્યાં એમ;
ભેટી દ્વાર ભવનવિષે. લઇઆવી સઃપ્રેમ. ૩
જોયો ભરતે તે સમે, દુખિત સકળ પરિવાર;
જાણ્યે હિમ પડયું કમળવન, કો દુખ વરણે પાર. ૪
શોચ સહિત સુત જોઇને, મન મારી તે વાર;
"છે કુશળાં મમ પિયરિયાં!" પૂછતિ કૈકયિનાર, ૫
"સરવ કુશળ છે" એમ કહિ, સુણાવિયોસંદેશ;
પછિ પૂછી નિજ કુળતણી, કુશળ ભલાઇ વિશેષ. ૬
"કહે તાત ક્યાં માહરા, ગયાં કયહાં સહુ માત?"
"કયહાં લક્ષ્મણ જાનકી, કયહાં રામ પ્રિય ભ્રાત?" ૭
સુણિ સુત વચન સનેહમય, કપટનીર ભરિ નેણ;
ભરત શ્રવણ મન શૂળસમ, પાપણિ બોલી વેણ. ૮

## રાગ વેરાડીની ચોપાઈ.

ઉચરિ વેણ પાપણિ તેસમે, તાત સુધારી સરવ વાત મેં;
સ્હાય થઈ બાપડી મંથરા, સરવ વિચાર એથી સૂધર્યા. ૧
કાજ કશુંક વચમાંહે જરી, દૈવે બગાડી દીધું ફરી;
તાત તમારા નૃપ-શિરોમણી, સિધાવિયા સુરપતિપુર ભણી ૨
ભરત ખેદવિવશ ત્યાં થયા, વાણી સુણી હોંસ ઉડી ગયા;
કેશરીનાદ શ્રવણ સાંભળી, જેમ પડે ગજ હબકી ઢળી. ૩
"હાય પિતા ઓ પિતાજી અરે, સુત તમારો સુનાસાદ જ કરે;"
કરે વિલાપ દીનવાણી વડે, વ્યાકુળ બનિ ભોમીતળ પડે. ૪
"જોવા ન પામ્યો મરણાવસરે, મુખ તમારૂં તાતજી અરે;"
"દિઠા ન પાય સુરપુર ચાલતાં, તે સંભારી દુખ મનમાં થતાં." ૫
"સોંપ્યોય નહિં મુજને રામને, તાત કહુ દુઃખ કોનીકને;"
'મરતાંતજોયુમુખઆપનુંઅરે, એદુખેપ્રાણમારાનનિસરે.' ૬
ધીરજ ધરી સંભારી કરી, ઉઠયા ભરત લોચન નીર ભરી;
કારણ કવણ મરણનું માવડી, વિસ્તારીને કહે તું આ ઘડી. ૭
સુણિ વચન સુતનાં સ્નેહ ભર્યાં, કૈકેયી કહે નિજ આદર્યાં;
મર્મ ઊપર જાણ્યે મયા વના, કાળકુટ દેતી હોયના! ૮
આદિથિસહુકરણીનિજતણી, વરણી કઠોર મુદિતમનઘણી;
રામ સીતાનું વનગમન સુણિને, તાત મરણવિસર્યું ભરતને. ૯
સૌ અનરથ હેતૂ નિજતણો, જાણી ભરત મૂઝાએ ઘણો;
હાબો થઇ મુન્ય ધર્યું તેસમે, માતનું મુખ જોવૂં ના ગમે. ૧૦
વિકળ અધીક વિલોકી સુતને, કૈકયિ રાણી કપટી મને;
શિખ દઇને સમજાવતી, દાધા ઉપર જાણ્યે ડામતી. ૧૧
તાત ન શોચવા યોગ્ય ભૂપતી, વિવિધ સુકૃત જગ કીધાં અતી;
ભોગ કીધા ભલિ ભાતે ઘણા, સુયશસુકૃત કીધામાં ન મણા ૧૨
જીવતાં જન્મનૂં ફળ પામિયા, અંત અમરપુર સીધાવિયા;
શોચ એવૂં માની પરહરો, સહિત સમાજ રાજ પુર કરો. ૧૩
વાણી સુણિ અતિશે નિર્દયા, રાજકુંવર મન હબકી ગયા;
લાગ્યો અનળજાણ્યે પાકે ગૂમડે, એવૂં દુખ મા વચનોવડે. ૧૪
નાખિ નિશ્વાશ ધિરજમન ધરી, ક્રોધથી લોચન રાતાં કરી;
કરિ તીરસ્કાર માતાતણો, બોલે વચન થૈ વ્યાકુળ ઘણો. ૧૫
સર્વ પ્રકાર તું હે પાપણી, કુળનિકંદની કાળી સાપણી;
જો કે કુમતિ ઉપજી આવી તને, પ્રસવતાં ક્યમ માર્યોનમને. ૧૬
સિંચી પલ્લવ તેં મુળ છેદિયૂં, જીવાડવા મીન જળ ઉલેચિયૂં;
દશરથ તાત સમાનથી થવા, રામલક્ષ્મણ સરખા બંધવા. ૧૭
રવિકુળ જન્મ જાચે સુરપતી, ક્યાંથી તને આવી કૂમતિ;
માત થઇને વગોવ્યો મને, દોષ હવે શો દેઉં દૈવને. ૧૮

## છપા.

જ્યારથિ હે કુમતાણી, હતા ઉર આવા ભડકા;
થઈ ગયા નહિં કેમ, હૃદયના કડકે કડકા,
વર માગતાં વિચારિ, થઇ ન મનમાંહે પીડા;
જિભ બળિ પડી ન તારિ, કુમતિ મુખ પડયા ન કીડા,
ભૂપે પ્રતીતિ કયમ તારિ કરિ, ક્યમ હાંકી નહિં કહિ હડે;
શૂં મરણ કાળવશ ભૂપતિનિ, મતિ હરિ લીધી દૈવડે? ૧
જાણિ નહિં શું વિધિએય, હૃદયગતિ નારીકેરી,
અગુણ કપટ અઘખાણ, ગણે વ્હાલાંને વેરી;

ભૂપતિ ધર્મ નિમગ્ન, સરળ સુશિળ ને દાના,
તે જાણે ક્યમ કરી, સ્વભાવ કપટણિ ત્રિયાના;
જગમાંય કોણ એવો દિસે, જીવજંતુ નિરભાગિયો.
જેને ન રામ પ્રિયપ્રાણ સમ, વિષય મોહ અનુરાગિયો. ૨
તે તુજને અતિ અહિત, રામ રઘુનંદન રૂડા,
કોણ છે તું કહે મને? તર્ક ત્યાગી સહુ કુડા;
જે હોઇશ તે હો તું, મૂખ ખરડયૂં તે મેશે,
વેગળિ ટળ આંખોથિ, બેસ દુર જાઇ કુવેશે;
પ્રભુ રામ વિરોધણિ હૃદયથી, પ્રગટ કર્યો વિધિએ મને;
જગ હૂં સમાન કો પાતકી, વૃથા કહુંછું કશું હૂં તને. ૩
માતકુટિલતા સુણી, શત્રુઘ્નને ઉર સાલે;
રિશે બળે તન અધિક, પરંતૂ કશૂં ન ચાલે;
તે અવસર આવિ ત્યાં, મંથરાદાસી હરખી;
વિવિધ વસ્ત્ર ભૂષણો, સજી બણિઠણિ શુભ સરખી;
શત્રુઘન જોઈ તે કુંવરિને, રિશે ભરાયો ત્યાં અતી;
બળતા અગનીમાં જ્યમ પડયે, ઘણિ વિધિએ ઘૃત આહુતી.૪
મારિ તાકિ કુદિ લાત, દાંત પિસિને દાસીને,
પડી પૃથ્વિ મુખભેર, કરે પોકાર બ્હિનીને;
ફૂટી ગયૂં કપાળ, વિચારૂ કુંવરજિ વ્હેલા,
દાંત સર્વ પડિ ગયા, જાય મુખ શ્રોણિત રેલા;
ઓ હાય દૈવ મેં કાંય ના, લાભ લિધો આ અવસરે;
શુભ કરતાં કુંવરતણૂં જુઓ, અપયશ પામી હૂં અરે. ૫
શત્રૂઘન તે સુણી, ખોટિ નખશિખથી જાણી,
પકડિ દાસિના કેશ, રોળવા માંડી આણી;
ભરત દયાનિધિએજ, દીધિ છોડાવિ પરાણે,
ગયા કૌશલા કને, બેય ભાઈ તે ટાણે;
અતિ વિવર્ણ વિકળ મલીન પટ, કૃશ શરીર દુખાણી સહી;
સોવર્ણ કલ્પવર વેલિવન, જાણયે હિમ વૃષ્ટી થઈ. ૬

## શિખરણી છંદ.

ઉઠી દોડી માતા, દુરથિ અવિલોકી ભરતને;
પડી મૂર્છા ખાઈ, અવનિતળ શુદ્ધિન તનને,
દશાદેખી એવી, ભરત અતિ વ્યાકુળ તનથી,
પડચા માતા પાયે, નિજતનદશા ભૂલિ મનથી. ૧
બતાવી દ્યો માડી, પુરથકિ ગયા ક્યાં મમપિતા,
ગયાં કીએ દેશે, રઘુવર તથા લક્ષ્મણ સીતા;
અરે ક્યાંથી જન્મી, કુટિલ મમ કૈકેયિ જનની,
રહી ના એ વંઝા, શરદનિશિ અંબૂજ વનની. ૨

## દોહરા.

જનમાવ્યો જગ જેણિએ, કુળ કલંક હું સમાન;
પરમદ્રોહિ પ્રિયજનતણો, અપયશ પાત્ર પ્રમાણ. ૧
હૂં સરખો કો ત્રિભુવને, અભાગિઓ છે આજ;
ગતિ આવી તારી અરે, જનનિ જેહને કાજ. ૨
તાત માહરા અમરપુર, વન રઘુવર સુખપુંજ;
એહ સર્વ અનરથતણો, કેવળ કારણ હૂંજ. ૩
ધિક્ક મને મારે ઉઠી, વેરિ વેણુવન આગ;
દુસહ દાહ દુખ દુષણનો, કર્તા હુંજ દુર્ભાગ્ય. ૪
માત ભરતનાં વચન મૃદુ, સુણિ ઉઠિ ધરિ મન ધીર;
ઉઠાવિ લઇ ઉર લાવિને, લુએ નેત્રનાં નીર. ૫
સરળ સ્વભાવે જનનિએ, ભરત આણિ લિધ ઊર;
જાણયે અતિ હિત આવિયા, વનથી રામ જરૂર. ૬
ભેટિ શત્રુઘનને પછી, કૌશલ્યા મતિસાર;
શોક સનેહ સમાય નહિં, હૃદયવિષે એવાર. ૭
દેખિ સ્વભાવ પ્રભાવને, કહે મુખે સહુકોય;
રામ જનનિ આવી રૂડી, કહો કેમ ના હોય? ૮
માતાએ ત્યાં ભરતને, બેસાડી નિજ અંક;
આંસુ લુંછિ મૃદુ વચન શુભ, ઉચર્યાં વિધિ કહિ વંક. ૯

## રાગ પરજ

કોને કૈયે કર્મની વાતોરે, રૂઠયો મને દૈવડો આતો; ટેક
વત્સ હવેતો ધરો ઉરમાં ધીર, બાપુ જઊં બલિહાર;
અનઅવસર સમજી શોક મુકો, કોપી ઉઠયો કરતાર;
કોને કૈયે. ૧
માનશોમાં મન હાની ગલાની, ચાલે ન દૈવથી જોર.
કાળ ને કર્મતણી ગતિ અઘટિત, લાડિલા કુંવરકિશોર;
કોને કૈયે. ૨
કોઇનિ દોષ ન દેશો કુંવરજી, ભાવિ તે કેમ ટળાય;
વામ થયો વિધિ સહુવિધ મુજને, એ દુખે જીવ ન જાય.
કોને કૈયે. ૩
જો આટલા દુખમાં મને દૈવે, જીવતિ રાખી જરૂર;
કોણ જાણે હજીએ તેના મનમાં, કરતવ્ય હોશે શું ક્રૂર.
કોને કૈયે. ૪
તાત આજ્ઞાએ ભૂષણ વસ્ત્રો, ત્યાગિ દઈ રઘુવીર;
હર્ષ ન શોક ઉરે કશો આણી, પેરી લીધાં વનચીર.
કોને કૈયે. ૫
વદન પ્રસન્ન નહીં મનમાંહે, રાગ તથા વળી રોષ;
સર્વપ્રકારે સર્વતણો કરી, પ્રેમથકી પરિતોષ.
કોને કૈયે. ૬

ચાલ્યા પછી રઘુનંદન વનમાં, સરવતણો તજી સાથ;
પુરનરનારિ સખા પરિજનને, અમને કરીને અનાથ.
કોને કૈયે. ૭
તેહ સમાચાર સાંભળી સીતા, રાઢ લઇ ગઇ સંગ;
રામ પદામ્બુજમાં ચિત જેનું, અહોનીશ રૂપ ભૃંગ.
કોને કૈયે. ૮
સાંભળતાં એ સમાચાર લક્ષ્મણ, ચાલિ ઉઠ્યા પ્રભુસંગ;
યત્ન કર્યો રઘુનાથે ઘણો પણ, ના રહ્યા તેહ પ્રસંગ.
કોને કૈયે. ૯
તે અવસર સહુને શિરનામી, રૂપ રંગીલા રામ;
સંગે અનુજ સીતાજીને લેઈ, ચાલ્યા વન સુખધામ.
કોને કૈયે. ૧૦
વિચરિયા વન લક્ષ્મણ જાનકી, રાઘવ રઘુકુળભાણ;
હુંય ન સંગ ગઇ ને ગયો નહિં, મોકલ્યો મારો પ્રાણ.
કોને કૈયે ૧૧
એ સર્વે નથી આંખની આગળ, સ્વર્ગ ગયા વળી રાય;
તોય જતો નથી જીવ અભાગી, ત્યાગ કરી આ કાય.
કોને કૈયે. ૧૨
લાજ મને ન સ્વનેહ નિહાળી, કોને કુંવર કહું વાત;
રઘુવર સરખા પૂત્રતણી હું, નિર્દય હૃદયની માત.
કોને કૈયે. ૧૩
જાણ્યું ભલું જગ જીવવું મરવૂં, અવનીપે આવાર;
મારૂં હૃદય શત વજ્ર સમાને, છેક કઠોર કુમાર.
કોને કૈયે. ૧૪
દેવિ કૌશલ્યાનાં વચન સુણીને, ભરત સહિત રાણીવાસ;
વ્યાકુળ થઇને વિલાપ કરે સહૂ, જાણ્યે શોક નિવાસ.
કોને કૈયે. ૧૫
વ્યાકુળ થઇને વિલાપ કરેછે, ભરત શત્રુઘન ભાઈ;
કૌશલ્યાદેવિયે હૃદયમાં લીધા, દેખિ દશા દુખદાઈ.
કોને કૈયે. ૧૬
સમજાવિયા સુત છાના રહો કહિ, દઈ ઉપદેશ અનેક;
સંભળાવ્યાં બહુ સ્નેહ ધરીને, વિમળ વચન વિવેક.
કોને કૈયે. ૧૭

## દોહરા.

ભરતે પણ સહુ માતને, સમજાવ્યાં દઈ શીખ;
કહિ પુરાણ શ્રુતિની કથા, અતિ સોહામણિ ઠીક. ૧
છળ વિનાની સાંભળિ ભલી, વાણી વિમળ વિશેષ;
બોલ્યા કરજોડી ભરત, અતિ વ્યાકુળ મન વેશ. ૨
માતપિતા સુતને હણે, અતિશે થઈ ઉર ક્રૂર;
ગુંદરો બાળે ગાયનો, બાળે ભુસુરપૂર[1]. ૩
વળિ જે અઘ તરૂણિ કરે, બાળક વધ ધરિ વેર.
મિત્ર અને મહિપાળને, જે જન આપે ઝેર. ૪
વળિ પાતક જગ જેટલાં, ઉપપાતકો અપાર;
મન ક્રમ વચને ઉપજતાં, વળિ કવિમુખ વિસ્તાર. ૫
તેહ સર્વ પાતક મને, દેજો દૈવ સદૈવ;
જો મમ મત આ હોય મા, સાક્ષી ભોળો શીવ. ૬
જે તજિ હરિપદરતિ ભજે, ઘોર ભૂતગણ જેહ;
તેમનિ ગતિ દો વિધિ મને, જો મા મુજ મત એહ. ૭

## છપ્પા.

વેદ ધર્મ વેચિ દે, પિશુન[2] પર અઘ કથનારો;
ક્રોધી કપટી કુટિલ, કલહને પ્રિય કરનારો;
શ્રુતિનિંદક જગદ્રોહિ, લોભિ લંપટ્ટ લબાડી;
પરસ્ત્રિ પરધન ઉપર, અધિક આશક્ત કુબાંડી;
ગતિ ધરિ તેમની જનનિ હે, પામૂં હૂં આ અવસરે;
જો હોય મત્ત આ માહરો, મહાઅનર્થ થયો અરે. ૧
જે ન કરે સતસંગ, અધિક અંતર અનુરાગી;
પરમારથને પંથ, વિમુખજન જેહ અભાગી;
જે ન ભજે હર હરી, પામિ જગ મનુષા દેહી;
જેને હરિહર સુયશ, ગમે નહિ વિષય સનેહી;
તજિ વેદપંથ અતિ શ્રેષ્ટને, વામમાર્ગ ચાલે સહીં;
જગને છળતા ખળ જેહ વળિ, ઠગ બગવેષ ગુરૂ થઈ. ૨
શંકર દો સાક્ષાત, તેમની ગતિ મા મુજને;
જો હું જાણતો હોઉં, ભેદ આમાંના રજને;
સરળ સ્વભાવે સત્ય, ભરત ઉચર્યા શુભવાયક;
માતા મન આનંદ, વચન સુણિને સુખદાયક;
પ્રિય પ્રાણ તાત તમ રામને, સદા વચન મન કાયથી;
કૌશલ્યા ભરતમતે કહે, વચન સુભગ અતિશે કથી. ૩
રામ પ્રાણ કરતાંય, પ્રાણપ્રિય તમને ભારે;
તમે રામને અધિક, પ્રાણથી પ્રિય ગુણ સારે;
શશિથી વિષ કદિ ચુએ, અનળ વરસે હિમમાંથી;
પડે જૂદુ જળથકી, મીન કદિ મન ભ્રમણાથી;
થયું જ્ઞાન તોય કદિ ના મટે, મમતા મોહ સમૂળથી;
થાઓ ન રામ પ્રતિકુળ તમે, ભરત ભાઇ કદિ ભૂલથી. ૪
આમાં મત તમતણો, જેહ જગમાં કો કહેશે;
તે સ્વપ્નેય કદાય, સૂખ સદગતિ નહિં લેશે;

૧. બ્રાહ્મણોનું ગામ. ૨. ચાડિયો.

કહી એવું જનનિએ, ભરતને લીધા હૃદયે;
સ્તનથી વહિ પયશેર, નીર લોચન તે સમયે;
કરતાં વિલાપ અતિ એ રિતે, પતિ વિરહે કુટિ છાતડી;
બેઠાં બેઠાં સહુ વિતિ ગઇ, અતિશય વેરણ રાતડી. ૫

## રાગ ચોપાઇ ત્રીતાળી.

વામદેવ વસિષ્ટજી આવ્યા, મ્હાજન મંત્રી સહુને બોલાવ્યા;
બહુ ભાંતિએ ત્હાં મુનીશે, ઉપદેશ્યા ભરતને અતીશે. ૧
કહી પરમારથતણી વાતો, ઉપદેશ સમય શોભાતો;
તાત ઊર ધીરજ ધરી આજ, કરો કરવાનું જે છે કાજ. ૨
ઉઠયા ભરત વચન સુણી વ્હેલા, કરવા કારજ ગુરૂનાં કીધેલાં;
નૃપતન વેદ વિધિ નવરાવ્યૂં, પરમ વિચિત્ર વૈમાન બનાવ્યૂં ૩
ગૃહી પદ ભરતે સહુમાતા, સતિ થાતાં વાળી કરી શાતા;
રહી રામદર્શન અભિલાખી, જેમ અલિનીચંપકવનરાખી. ૪
અગર ચંદન કાષ્ટ અનેક, સુગંધીતણો વારૂ વિવેક;
સરજુતીરેચિતારચીવરણી, જાણેસ્વર્ગેજવાનીનિસરણી. ૫
એમ દાહક્રિયા સહુ કીધી, સ્નાન કરિને તિલાંજળી દીધી;
શોધી સ્મૃતિ શૃતિ ને જે પૂરાણ, ભરતે કિધ દશગાત્ર વિધાન. ૬
આજ્ઞા જેવી જ્યાં મુનિવરે દીધી, સહસ્રભાતી રીત સૌ કીધી
થયા શુધ્ધ દીધું બહુ દાન, ધેનુ વાહન ગજ ગતિમાન. ૭
સિંહાસન પટ ભૂષણ સાર, અન્ન ધન ઘર ધરણી અપાર;
ભરતે દિધ લિધ વિપ્ર તમામ, થયૂં સૌ પરીપૂરણ કામ. ૮
તાત હિત કીધી જેવી કરણી, લાખવદને ન જાયે વરણી;
શોધી સુદિન મુનિવરો આવ્યા, મ્હાજન સચિવ સહુને બોલાવ્યા. ૯
બેઠા રાજસભા સહુ જાઇ, તેડાવ્યા ત્યાં ભરત બેય ભાઇ;
વસિષ્ઠે ભરતને નિજ પાસે, બેસાડયા ત્યાં અધિક ઉલ્હાસે. ૧૦
નીતિ ધર્મસંયુત શુભ વચન, ઉચર્યા મુનિજંન વદન;
પેહેલાં તે કથા મુનિવરે વરણી, કૈકેયીએ કરી જેવી કરણી. ૧૧
ધર્મવૃત ને સત્ય નૃપતિનાં, વખાણ્યાં મુનિકુંજરે રિતિનાં;
તન પરહરી પ્રેમ નિભાવ્યો, સત્ય ધર્મ જકત પ્રવર્તાવ્યો. ૧૨
કેહેતાં રામના ગુણ ને સ્વભાવ, સજળ નેત્ર પ્રફુલ મુનિરાવ;
સીતા લક્ષ્મણની પ્રીત વખાણી, શોક સ્નેહમગ્ન મુનિ જ્ઞાની. ૧૩
ભાવી પ્રબળ ભરત તું તપાસ, મુનિનાથે કહ્યું થઇ ઉદાસ;
હાની લાભ ઉદય ને અસ્ત, યશ અપયશ છે વિધિ હસ્ત. ૧૪
એવું વિચારી મનમાં તું જોને, વ્યર્થ દોષ તે દૈયે કોને;
મિથ્યા કરિએ કોનીપર રોષ, દૈવ હાથ ત્યાં કોનો દોષ. ૧૫
કરો મનમાં વિચાર વિશેષ; શોચ યોગ્ય નહીં અવધેશ;
જગે શોચવા લાયક જેહ, તમને હું ગણાવું તેહ. ૧૬

## છપા.

વિપ્ર શોચવા યોગ્ય, વેદનો ભેદ ન જાણે;
વિષયવિષે લયલીન, તજી નિજ ધર્મ પરાણે;
શોચ યોગ્ય નૃપ તેહ, જેહ કશિ નીતિ ન જાણે;
જેને નહિ જગમાંય, પ્રજા પ્રિયપ્રાણ સમાને;
ધનવાન વૈશ્ય સુમ હોયતો, તેહ શોચવો નિત ખરે;
શિવભક્તિ ન જેને સ્વપનમાં, અતિથિનો ન આદર કરે. ૧
શુદ્ર શોચવા યોગ્ય, વિપ્રનો જે અપમાની,
મુખરમાન નાદાન, સદા નિજ જ્ઞાન ગુમાની;
કુટિલ કલહપ્રિય વાળિ, નારિ પતિને ઠગનારી,
તેહ શોચવા યોગ્ય, વળી નિજ ઇચ્છાચારી;
શોચવા યોગ્ય બહુ તેહછે, જે નિજ વૃતને પરહરે;
વળિ જે ગુણનિધિ ગુરૂજીતણી, આજ્ઞાને નહિં અનુસરે. ૨
ગૃહસ્થાશ્રમી તેહ, શોચવા યોગ્ય સરવથી,
કર્મ માર્ગનો ત્યાગ, કરે વશ મોહ મમતથી;
યતિ પ્રપંચરત જેહ, વિચાર વિવેક રહિતનો,
તેહ શોચવા યોગ્ય, જગતમાં ગણિ અનહિતનો;
જન વાનપ્રસ્થને શોચિએ, ભોગ ભાવતા તપ તજી;
વળિ પિશુન અકારણક્રોધિજન, સદા શોચિએ તે હજી. ૩
જનનિ જનક ગુરૂદ્રોહિ, શોચિએ પરઅપકારી,
નિજ તન પોષક જેહ, હૃદય નિર્દયતા ભારી;
સર્વ રિતે શોચિએ, તેહ જનનેજ સદાએ,
જે ન ત્યાગિ છળ કપટ, હેતથી હરિજન થાએ;
શોચવા યોગ્ય સ્વપ્નેય નહિ, રવિકુળરવિ કોશલપતી;
જેહનો ચૌદભૂવનવિષે, પ્રગટ પ્રભાવ પ્રબળ અતી. ૪

## રાગ સોરઠ.

આંસુ ભરતી ભામની કરે વાણાનો વીચાર. એઢાલ.

થાશે નહીં ને થયો નથી, નથી થાવાનો નૃપ કોય;
જેવા પિતા ભરત તમતણારે, કહોએવાતેક્યાંથીહોય.? કુંવરજી
મનમાં વિચારી જોય, કુંવરજી
આવ્યું જાવાનું સોય, કુંવરજી
કયમ ન તજો શોક તોય, કુંવરજી. ૧

વિષ્ણુ મહેશ ને વિરંચીરે, ઇંદ્ર અમર અભિરામ;
વરણે સહુ સરખી રીતેરે, મુખે દશરથના ગુણગ્રામ. કુંવરજી
સહુને સુખદ વિશ્રામ. કુંવરજી
પ્રાતઃકાળનું નામ. કુંવરજી
સદગુણ રૂપ બળધામ કુંવરજી. ૨
તેની વડાઇ કેવિ રિતેરે, કોઇ કરી શકનાર;
જેના સપુત સુત ચારછેરે, રામ લક્ષ્મણાદિ તમ સાર. કુંવરજી
રૂપગુણના ભંડાર. કુંવરજી
મહિમા જગતમાં અપાર. કુંવરજી
આજ્ઞાએ અનુસરનાર. કુંવરજી. ૩
સર્વ પ્રકારે વિચારતાંરે, થૈ ગયા નૃપ મ્હાભાગ્ય ;
તેમને માટેહેભરતજીરે, મિથ્યાશોકઆકરવો અથાગ. કુંવરજી
શોચતણો કરો ત્યાગ. કુંવરજી
સમજીને મન સાનુરાગ. કુંવરજી
ના વિસરે દિલદાધ. કુંવરજી ૪
ભૂપતિયે તમને દિધુંરે, પ્રેમે પદ યુવરાજ ;
તાત વચન સત્ય પાળવુંરે, તેથી સુધરતાં સહુ કાજ. કુંવરજી
આજ્ઞા પાળોને આજ; કુંવરજી;
થાય સુખી સૌ સમાજ; કુંવરજી
શિર ધરો રાજનો તાજ; કુંવરજી. ૫
જે વેણ કારણ ત્યાગિયારે, રાઘવ રઘુકુળભાણ;
રામવિરહતનત્યાગિયુંરે, ગણિવચનઅધિકપ્રિયપ્રાણ. કુંવરજી
હેતે કરી જીવ હાણ. કુંવરજી
માટે કરો હે સુજાણ. કુંવરજી
તાત વચન પરમાણ. કુંવરજી. ૬
પાળો રજા તમે પ્રેમથીરે, ભૂપતણી ભલિભાત ;
છે તમને સહુ ભાંતિએરે, ભવમાંય ભલાઇ અઘાત. કુંવરજી
પાળીને આજ્ઞા તાત. કુંવરજી
પરશુરામે માર્યાં માત. કુંવરજી
એ ઇતિહાસ વિખ્યાત. કુંવરજી. ૭
પુરૂએ પિતાને આપિયું, નિજ તન જોબન નિરધાર;
તાતનીઆજ્ઞાએજકતમાંરે, નથયોઅઘઅયશલગાર. કુંવરજી
તેને જઇએ બલિહાર. કુંવરજી
તાત આજ્ઞા પાળનાર. કુંવરજી
તેજ સગુણભંડાર. કુંવરજી. ૮
અનુચિત ઉચિત વીચારને, તજિ પાળે જે તાતનું વેણ ;
તે સુખ સુયશનૂં પાત્રછેરે, વસે અંતે સ્વરગ સુખદેણ. કુંવરજી
કોડે માનો આ કેણ. કુંવરજી.
સૂખ સુયશ શુભલેણ. કુંવરજી
છો સહુ વાતે પ્રવીણ. કુંવરજી. ૯

વચન અવશ્ય નરેશનાં, તમે સત્ય કરો તજી રોષ;
પાળો પ્રજા તજો શોકનેરે, સ્વર્ગે નૃપ પામશે પરિતોષ. કુંવરજી
તમને નથી કશો દોષ. કુંવરજી.
સુયશ સુકૃતના કોષ. કુંવરજી
હે તે ધરો મન હોંસ. કુંવરજી. ૧૦

## દોહરા.

વેદ વિદિત સંમત રૂડો, સર્વતણો ભલિભાત;
જેને કહે પિતા પ્રીતે, તેજ કુમાર ટિલાત. ૧
કરો રાજ તજિ મ્લાનિ આ, માનો મારૂં વેણ;
સુણિ મનમાં સુખ પામશે, રામ સીતા સુખદેણ. ૨
અનુચિત પંડિતજન કદી, કહે ન તમને કોય;
પિતા વચન શુભ પાળતાં, હરકત શાની હોય.? ૩
કૌશલ્યાદિક માત સહુ, સુખિ થાશે મનમાંય;
સુખ પામતિ જોઈ પ્રજા, કદી ન દુખ મન કાંય. ૪
જ્યારે તમનો જાણશે, સર્વ મર્મ શ્રીરામ;
તે સહુ વિધિએ તમતણૂં, ભલૂં માનશે આમ. ૫
આવ્યે રામ અવધપુરી, પ્રીતે સોંપજો રાજ;
સેવા કરજો સ્નેહથી, સુખ શુભ લેવા કાજ. ૬
આજ્ઞા અવશ્ય ગુરૂતણી, પાળો કહે પ્રધાન;
કરજોડીને તે સમે, મંત્રી માગે માન. ૭
આવ્યે રઘુપતિ ઉચિત જયમ, ત્યારૂ કરજો તેમ;
સમજાવેછે ભરતને, મંત્રિ સર્વ સઃપ્રેમ. ૮
કૌશલ્યા પણ તેસમે, આણિ ભરતપર પ્રીત;
દે ઉપદેશ કલેશ તજિ, ઇચ્છિ હૃદયમાં હીત. ૯

## રાગ પરજ.

તારૂં ગોકુળ જોવાને આવ્યરે, મથુરાના વાસી. એરાગ.

તજો શોક લાડકડા વિચારીરે, મારા ભરત કુંવરજી;
ગુરૂ ગુણનિધિ આજ્ઞાનુસારીરે, મારા ભરત કુંવરજી. ટેક-
છે ગુરૂઆજ્ઞા સોહામણીરે, પાળવા યોગ્ય ન ફોક;
હિતજાણિકહિતેતોઆદરોરે, કાળક્રમજાણિ તજિ સહુ શોકરે.
મારા ભરત કુંવરજી. ૧
વન વસિયા રઘુનાથજીરે, પુરપતિ સુરપતિ ધામ;
તાત તમે વળી શોકથીરે, જ્યારે કાયર થાઓ આમરે.
મારા ભરત કુંવરજી. ૨
સચિવ તથા સહૂ માતનેરે, પ્રેમી પ્રજા પરિવાર;
પરિજનને વળી સર્વથારે, છે તમારો સરવને આધારરે.
મારા ભરત કુંવરજી. ૩

વામવિધિ જાણી સહુ વિધેરે, કાળ કઠણતા અપાર;
ધીર ધરો મારા લાડિલારે,જાએ જનનિ પ્રીતે બલિહારરે.
મારા ભરત કુંવરજી. ૪
શિર ધરિને ગુરૂજીતણીરે, આજ્ઞાએ અનુસરો આજ;
પાળો પરીજન સૌ પ્રજારે, હરો દુખ થઈ ગરિબ નિવાજરે
મારા ભરત કુંવરજી. ૫

## દોહરા.

એહ પ્રકારે ગુરૂતણાં, વચન વખાણી માત;
ભરત કુંવરને શિખ દિધી, અનુસરવા ભલિભાત. ૧
સચિવે વળી વખાણિયાં, ગુરૂનાં વચન સપ્રીત ;
સુણતાં જાણે ભરત ઉર, હિતચંદન અતિ શીત. ૨
સરળ સ્નેહ શિળ રસ ભરી, વળિ મૃદુ મધુર અપાર;
સાંભળિ વાણી માતની, ભરતે અતિ સુખકાર. ૩

## શિખરિણિ છંદ.

સુણી માની વાણી, સરળ રસ મિશ્રીત મધુરી ;
થયા સ્નેહે સારે, ભરત મન વ્યાકુળજ અતી ;
ઝરે નેત્રામ્બુજો, વિરહ ઉર અંકૂર કુટિયા,
દશા દેખી એવી, સહુજન ખગાક્ષર બનિયા. ૧
સહૂને તે કાળે, વિસરિ ગઇછે શુદ્ધિ તનની;
વખાણેછે સર્વે, સહજ સિમ માયાળુ મનની;
વદે સૌની પ્રત્યે, ભરત કરજોડી શિર ધરી;
દિસે જાણ્યે વાણી, અમિરસ ભરી પૂરિ મધુરી. ૨

## રાગ વેરાડીની ચોપાઈ.

દિધો ઉપદેશ ગુરૂએ મને ઘણો, સંમત સચિવ પ્રજા સૌ તણો;
માતાએવળિમમહિતગણી, આજ્ઞાઉચિતદીધીશિરોમણી.૧
અવશ્ય તે શિર ધરિ સહુ રિતે, પાળવી જોઇએ બહુ પ્રિતે;
ગુરૂ માબાપ ને સ્વામીતણી, પરમહિત વાણી મન ગણી. ૨
સાંભળી હૃદય પ્રમોદ બહુ ધરી,જાણી ભલુ કરીએ આદરી;
યોગ્ય અયોગ્યનો વિચાર કરે, ધર્મ ટળે શિર પાતક ઠરે. ૩
દેતા તમેતો સરળ શિખ મને, જે આચર્યે હિત મારૂં બને;
યદ્યપિ હુંય સમજુંછું શુદ્ધ મને, તદપિ ન થાય સંતોષ જીવને.૪
અવતમવિનયમારોશુણિલિયો,મુજનેઅનુસરતિ શિખદિયો;
ઉતર દેઊં સામો થઇ આસમે, તે અપરાધ ક્ષમો સહુ તમે.૫
દુખિત થકી દોષગુણ કાંઇ બને,સાધુ પુરૂષ તે મન નવ ગણે;
પિતા સ્વર્ગ સીતારામ વને, રાજ્ય કરવાનું કહોછો મને. ૬

એ તે જાણું મારા હિતહેતુ વિષે, કે તમ સહુના સુખને લિધે;
હિત મારૂંતો જાણું હું સહુ વિધે, સીતાપતિની શેવકતા કિધે.૭
તે તો માત કુટિલતાએ કરી, શેવકતા મારી લીધી હરી;
મેં અનુમાની જોયું મનવિષે, અન્ય ઉપાયે ન મમ હિત દિસે.૮
શોક સમાજ આ રાજછે અરે, કોણ લેખામાં તે માહરે;
લક્ષ્મણ રામ ને સીતાજીના,ચરણ કમળ શુભ પેખ્યા વિના.૯
ભુષાણભાર વૃથા જ્યમ દિસે, વસ્ત્ર વિના ક્યમ પગલું ખિસે;
બ્રહ્મવિચાર વિના શિ વીરતી,માયા લપસણે લપસે યતી.૧૦
રોગી શરીર વૃથા બહુ ભોગ,હરિ ભક્તિ વણ જપ તપ યોગ;
જીવવિનાજેવીકાયા શોભતી, તેમ વૃથા મારે વણરઘુપતી.૧૧

## હરિગીત છંદ.

જઉં રામ જ્યાં સુખધામ મમના, શીખ દ્યો સરવે મળી;
મમહીત એકજ અંક એ શુભ, સરવ જન લ્યો સાંભળી;
કરિને મને નૃપ જેહ જન મન, આપનૂં હિત ચ્હાયછે;
કહું તેહને અતિ સ્નેહ જડતા, વશ પરાણે થાયછે. ૧
કૈકેયિ સુત મતિ કુટિલ નિર્લજ, વિમુખ રામથિ જોઇને;
દઇ રાજ અધમ હુંને ચહો સુખ, મોહ વશ યશ ખોઇને ;
કહું સત્ય ગુરૂજી અમાત્ય માતનિ, વાણિ સુણિ સમ ખાઇને;
નૃપ જોઇએ અતિ સુશિળ ધાર્મિક,આ અવધિની ગાદિએ. ૨
હઠિને મને જન સર્વ મળિ કદિ, રાજ્ય દેશો જ્યાહરે;
અવની રસાતળ વળિ વિતળ તળ, સદ્ય જાશે ત્યાહરે;
હું સમાન કો અઘપુંજકુંજર, સચરચર કો ના જુએ;
જે માટ સીતા રામ વસિ વન, દિવસ દુખમાંહે ખુએ. ૩
વન આપ્યું રઘુપતિને નૃપતિએ, ખેદ ધરિને અંતરે;
તન ત્યાગિ વિરહવ્યથા સહી અતિ, અમરપુર વાસ્યૂં અરે;
મમ જન્મ વ્યર્થ અનર્થ સહુનો, હેતુ શઠ હૂં સર્વથા;
સુણે વાત સરવ અચેત થઇ વળિ, શોક દરસાવૂં વૃથા. ૪
રઘુવીર વણ અવિલોકિ નજરે, આ અવાસ ઉદાસથી;
ઉપહાસ જગમાં તેજ જિવ આ, ટકિ રહ્યો શી આશથી;
સુખધામ રામ પવિત્ર વળિ ન ભુખ્યા વિષયરસરોગના;
લંપટ કપટિ છળ ભેદિ જે જગ, ભૂપ ભુખ્યા ભોગના. ૫
કહું ક્યાં લગી નિર્દય હૃદયની, કષ્ટદાયિ કઠોરતા;
મહતા લિધી નિંદી કુલિશને, ઇંદ્ર મન સંકોચતા.
કારજ કઠણ કારણથકી અતિ, દોષ નહિં મારો રજે;
અસ્તીથિ[1] વજ્ર ઉપલથિ[2] લોહૂં, અતિ કઠોરજ ઉપજે. ૬
કૈકેયિ કુખથી જનમિઓ જગ, પરમ પામર હૂં ઘણો;
હું અભાગિ બંધુ વિરોધિ દ્રોહી, લોભિ શુભ વૈભવતણો;

૧ હાડકામાંથી. ૨ પથરામાંથી.

કુળનાશિની કૈકેયિને પ્રિય, વિરહ જ્યે પ્રિય લાગિયો;
સુગશે હવે બહુ દુખશે વળિ, પ્રાણપતિ નિજ ત્યાગિયો.૭
લક્ષ્મણ સીતા રઘુનાથને વન, દૈવહિણિએ દીધુંછે ;
નૃપતી અમરપતિ સદન મોકલિ, હીત આપનું કીધું છે;
વિધવાપણું લિધું માગિ મુખથી, આપનો અપયશ કિધો;
પરિજન પ્રજા પરિવારને પરિતાપ શોક સહૂ દિધો. ૮
મુજને સુયશ શુભ રાજ્ય સુખ બહુ,વાહ દિધું જઉં વારણે;
સહુની વતિનું કર્યું એમ સરવે, કાજ મુજ હિત કારણે;
એથી ભલૂં શું કહો હવે મમ, દૈવ શિદ દુર્બળ લહો;
વળિ તે ઉપર તમ સર્વ મળિને, રાજ્યતિલકતણૂં કહો. ૯
કૈકેયિ કુખ જનમ્યો જગતમાં, આ હું સહુ તેને તમે;
મન ભાવ્યું કહેતાં તે ન અનુચિત, યોગ્ય સરવે આ સમે ;
સહુ વાત મારિ સુધારિ વિધિએ, સહુ પ્રકાર સુરીતિએ;
કરશો શિ પંચ પ્રજા સરવ મળિ, સ્હાય મારી સપ્રીતિએ! ૧૦
ગ્રહથી ગ્રસિત વળિ વાયુવશ જન, તેહને કરડ્યો વિંછી;
પિવરાવિ વારૂણિ તેહને પછિ, શો ઉપાય કહો પ્રિછી;
કૈકેયિ સુત જગ યોગ્ય જોઇ, સર્વથા અનરથ મુળી;
રચિઓ મનેજ વિરંચિએ ગુણ, આપવા ન ગયો ભુલી.૧૧
રઘુનાથનો લઘુભાઇ દશરથ કુંવર, નામે ઓળખે;
દીધી વૃથા વિધિએ વડાઇ, એજ મુજને આ તકે;
સરવે મળી વળિ મુખ કહોછો, તિલક રાજ્યનું સારવા;
સહુનું થશે ઠિક એથિ કરિને, એ વિચાર શું લાવવા. ૧૨
દઉં ઉતર કો વિધિ સર્વ જનને, જડતિ નથિ મુજને કુંચી;
ઠિક ભાઇ સર્વ કહો સુખે તમ, જેવિ જેમનિ અભિરૂચી;
મુજને કુમાત સમેત મુકિ દુર, ગણિ કહો સહુ ગુણનિધી;
નરદેહ ધરિ કોણ સુભગ આ, જગ ભલાઇ ના કિધી. ૧૩
સચરાચરે છે કોણ મમ વિણ, અતિ અભાગી જન અરે;
જેને ન જાનકિ રામ રઘુપતિ, પ્રાણપ્રિય નિજ અંતરે ;
છે પરમ હાનિ મનેજ સહુને, લાભ અતિશય સજ્જનો;
દિન વંક છે મુજનાજ સહુ વિધિ,દોષ નથિ ત્યાં કોયનો.૧૪
સહુ છોજિ સંશય પ્રેમ શિળવશ, ભેદ અન્ય ન મન લહો;
તેથી કરી સહુ ઉચિત સહુ જે, મન ગમ્યૂં મુજને કહો;
છે રામમાત પવિત્ર વળિ ચિત, સરળ હૃદય દયાળણી;
અતિપ્રેમ મુજપર તેથિ કહ્યું કશું દેખિ દિનતા મુજ તણી.૧૫
પણ જેહ ગુરૂજિ વિવેક સાગર સુજ્ઞ જગ વિખ્યાત છે;
કરઆરસમ આ વિશ્વ સઘળૂ, જેમને ભલિભાત છે;
ગુરૂ તેય મુજને તિલક કરવા, યત્ન મન તનથી કરે;
પ્રતિકૂળ વિધિ તવ સર્વ પ્રતિકુળ, એમ અરરર માહરે. ૧૬
વન પ્રાપ્ત જાનકિ રામને થયું. તેહ જન સહુ જગતમાં,
કોઇ ન કહેશે મુજતણો મત, નહિ હતો એ વાતમાં ;
સુખ માનિ સુણિશ સહીશ તે હૂં, દૈવ કોપ્યો જાણિને;
જળ જ્યાં ત્યહાં અંતે કિચડ છે, એવું અંતર આણિને. ૧૭
જગ સૌ કહેશે કે ભુંડો છે, ભય ન તે મુજને જરી;
પરલોકનો પણ શોક મુજને, મન નથિ કહુંછું ખરી;
પણ છેક એકજ દુસહ દવ ઉર, પરમ દુખપ્રદ પરજળે;
મુજ માટ દુખિઆરાં થયાં અતિ, રામ સીતા મહિતળે.૧૮
ફળ સકળ પામ્યા લક્ષમણ સહુ, જન્મનાં બહુ રીતથી;
તજિ સર્વ રામ ચરણકમળ મન, મધુપ રૂપ કિધ પ્રીતથી ;
મમ જન્મ કારણ રામ સિયને, વન વિષે રખડાવવા;
કહું જાૂઠુ પસ્તાઊં અભાગિ હું, ઉપરનૂં દેખાડવા. ૧૯
સહુને કહું સમજાવિ મુજતણિ, દીનતા દારૂણ જરા;
રઘુવીર પદ પેખ્યા વિના નથિ, જાતિ જીવની બળતરા;
ન સુજ્યો ઉપાય મને બિજો કઇ, સર્વ સજ્જન સાંભળો;
રઘુવરવિના ઘટવાત કેરો, જાણતો કો આંબળો. ૨૦
મનમાંય નિશ્ચય એક છેકજ, ટેક તજિ તે હૂં ભાણૂં;
પ્રભુપાસ પ્રાતઃકાળમાં જવું. ઉચિત એ સહુથી ઘણૂં;
અપરાધિ બંધુ વિરોધિ યદ્યપિ, તદપિ રામ પતી રમા;
સનમૂખ શરણ વિલોકિ કરશે, વાંક વિસરિને ક્ષમા. ૨૧
કરશે કૃપા અતિ શીળ પાવન, રામ સરળ સ્વભાવના;
રઘુનાથ સ્નેહ કૃપાસદન ધન. અતિ પ્રતાપ પ્રભાવના;
નથિ કીધું રામે અરિતણૂં પણ, ભૂંડુ ભવમાંહે કદા ;
પ્રતિકૂળ યદ્યપિ બાળ સેવક, હૂં રમાપતિનો સદા. ૨૨
સહુ પંચ તમ મુજકેરૂ ભલું ચહિ, સર્વ સંશય ત્યાગિને;
શુભ વાણિએ આશિષ દઇ. આજ્ઞા દિઓ અનુરાગિને;
સુણિ વિનય જન મન જાણિને પ્રભુ, જેથિ કરિ વનને તજી;
વળિ આવશે આ અવધ પુરિમાં, સાજ સર્વ રૂડો સજી.૨૩
હું કુમાતુથી જન્મ્યો છું યદ્યપિ, શઠ સદોષ ભર્યો સદા ;
ભરૂસો મને પ્રભુનો સ્વજન પ્રિછિ, ત્યાગશે નહિ એ કદા;
વનથી મનાવી લાવૂં રઘુપ્રતિ, તો હૃદય શાતા વળે;
નહિંતો વિરહ દુખને દુસહ દવ, સતત અંતર પરજળે. ૨૪

## રાગ ઓખાહરણનો.

વિનય વચન એવાં કુંવર ભરતનાં, સર્વને મન પ્રિય લાગ્યાં;
રામ સ્નેહ અમૃતનાં ભર્યાં જાણ્યે, સોક સંશય સૌનાં ભાગ્યાં;
લોક રામ વિયોગ કુરોગના, વિષમ દુખે દાધેલા;
મંત્ર સજીવન શ્રવણે પડતાં, જાગ્યા જાણ્યે વ્હેલા વ્હેલા.૧

માતા સર્વ સચિવ ગુરૂ ગુણનિધિ, નગરતણાં નરનારી;
સર્વ સ્નેહવિકળ થયાં મનમાં, ભરત દશાને વિચારી;
સૌ વખાણિ વખાણિ વદેછે, ભરતપ્રત્યે અતિ ભાવે;
રઘુપતિ પ્રેમની મૂરતિ જાણ્યે,છો તમ મન એમ આવે. ૨
તાત ભરત તમ સદગુણનિધિછો, શા માટ એવું કહો ના;
પ્રાણ સમાન છો રામને વ્હાલા, કુડિ વાત લહો ના;
જે પામર અઘ અવગુણ ભરિયો, તે આપની જડતાએ;
માત કુટિલતા મળતી તમારી, નિંદા કરશે કદાએ. ૩
તે શઠ કોટિક પિતૃ સહિત નિજ, ઓટિ નિંદા પ્રૌઢ પાપે,
નર્ક થળ વસશે તે કલ્પ શત, દુખ પામશે પરિતાપે;
સર્પ દર્પ પાપ અવગુણને, મણિ કદિએ નથિ લેતો,
ઝેર હરે ડંસથી વળિ હરતો, દારિદ્ર દુખ મણિ એતો. ૪
ચાલો નિશ્ચય જે વન રઘુપતિ, ઠીક વિચાર એ કીધો,
શોકસિંધુમાં બુડતાં સરવને, આધાર આપે દીધો;
જે દિવસથી ગયા પ્રભુ ત્યાગી, આ અવધપુરીમાંથી,
સર્વ વિયોગ કુરોગેછે દુખિયા, સુખ લૈયે કહો ક્યાંથી ૫

## દોહરા.

થયો સર્વના મનવિષે, અતિશય હર્ષ મુનીશ;
જેમ ગગનઘન ધ્વનિ સુણી, ચાતક મોર અહીશ. ૧
ચાલવાનું પ્રાતઃ સમે, નિર્ણય જાણી ઠીક;
ઘરઘરથી સહુ ચાલતાં, દુખ મટયું જિવનું અધીક. ૨
ધન્ય ભરત જિવતર ભલૂં, જગમાં સુભગ જણાય;
શીળ સનેહ વખાણતાં, જન સઘળાં ઘર જાય. ૩
કહે પરસ્પર સર્વજન, થયૂં મહા શુભ કાજ;
સર્વ ચાલવાનો કરે, તેહ સમયપર સાજ. ૪
"ઘર સાચવવાને રહે," કહે જેહને એમ;
તે મનમાં એવૂં ગણે, ગરદન માર્યા જેમ. ૫
કોને ન કહ્યું કોઇએ, રહેવા ઘર તે વાર;
કોણ જન્મફળ ના ચહે, સજ્જન જગમોંઝાર. ૬
ભળો સુસંપતિ સદન સુખ, મિત્ર ભ્રાત પિતુ માય;
સન્મુખ થાતાં રામપદ, જે નવ કરે સહાય. ૭
ઘરઘર વાહન વિવિધ વિધિ, સજતા સર્વ સુજાણ;
હર્ષ હૃદય પરભાતમાં, ચિત્રકૂટ પરિયાણ. ૮
વિચાર્યું ભરતે ભવન જઇ, નગર વાજિ ગજ સાર;
સંપતિ સહુ તે રામની, ભવન તથા ભંડાર. ૯
યત્ન કર્યા વણ એહનૂં, તજિ ચાલૂં જો તેમ;
તો પરિણામે નહિં કશી, મારિ ભલાઈ એમ. ૧૦
સ્વામિદ્રોહિ અઘશિર્ષમણિ, કહેશે જન સહુકોય;
યત્ન કરૂં સહુનું પ્રથમ, અંતે માઠું ન હોય. ૧૧
કરે સ્વામિ હિત યત્ન બહુ, શેવક તેજ ગણાય;
છો પછિ દૂષણ દે જનો, લવરીમાં લેખાય. ૧૨
બોલાવ્યા સેવક રૂડા, વિચારિ એવૂં ઊર;
જે સ્વપ્રેય સ્વધર્મથી, ચળે નહીંજ જરૂર. ૧૩
કહ્યો મર્મ સહુ ધર્મ વળિ, સમજાવીને સાર;
જે જ્યાં લાયક તે ત્યહાં, રાખ્યા કરી વિચાર. ૧૪
કરી યત્ન શુભ રીતથી, રાખીને રખવાળ;
રામજનનિ પાસે ગયા, ભરતકુંવર તે કાળ. ૧૫
આતુર જનની જાણિ સહુ, ભરત આણિ મન પ્રીત;
કહ્યું સજાવવા પાલખી, સુખાસને શોભીત. ૧૬
ચક ચકવી જ્યમ પુરતણાં, નરનારી નિરધાર;
ચાલવાનું પ્રાત:સમે, આરત હૃદય અપાર. ૧૭
આખિ રાત જાગ્યા સહૂ, સ્હેજે થયો સવાર;
સુજ્ઞ મંત્રિ બોલાવિયા, ભરતે કરી વિચાર. ૧૮
કહ્યું તેમને લ્યો તમે, સરવે તિલક સમાજ;
મુનિવર દેશે વનવિષે, શ્રી રઘુપતિને રાજ. ૧૯
મુનિને કહો વેગે હવે, ચાલે થઇ તૈયાર;
સચિવ સુણી નમિ ચાલિયો, ઉરમાં હર્ષ અપાર. ૨૦
સત્વર સજવા લાગિયો, રથ તુરંગ ગજ સાર;
સચિવ બુદ્ધિનિધિ સર્વમાં, રાજ્યનું હિત ઇછનાર. ૨૧
અરૂંધતી[1] આદિક સહુ, રૂષિપત્નિનો સમાજ;
ચઢિ ચઢિ રથપર પ્રથમથી, મહા તેજ મુનિરાજ. ૨૨
વિવિધ વાહનોપર ચઢી, વિપ્રવૃંદ તે સ્થાન;
ચાલ્યા સરવે ચોંપથી, અતિ તપ તેજનિધાન. ૨૩
સજિ સજિ વાહન નગર જન, લેવા દરશન લાણ;
કીધૂં અતિશય કોડથી, ચિત્રકૂટ પરિયાણ. ૨૪
પાલખિ અતિ સુંદર બધી, મુખે ન જાય વખાણિ;
ચઢિ ચઢિ સહુ ચાલતિ થઇ, રામ નિરખવા રાણિ. ૨૫
શુચિ શેવકને સોંપિ પુર, સાદર કહિ શિખ વાત;
ચાલ્યા સમરી રામપદ, ભલા ભરત બે ભ્રાત. ૨૬
પ્રભુ દરશનને કારણે, સર્વ નારિનર ધીર;
જાણ્યે હાથણિ હાથિયા, ચાલ્યાં તાકી નીર. ૨૭
વનમાં સીતા રામજી, સમજીને મનમાંય;
ભરત શત્રુઘન ભ્રાત બે, વન પગપાળા જાય. ૨૮
જોઇ સ્નેહ ત્યાં લોકને, ઉર ઉપજ્યો અનુરાગ;
ઉતરી ચાલ્યા સર્વજન, હય ગજ રથ કરિ ત્યાગ. ૨૯

૧. વસિષ્ઠની સ્ત્રી.

જઈ ત્યાં સમિપ રખાવિને, નિજ પાલખિ નિરધાર;
બોલી રામજનનિ ફરી, મધુરવાણિ સુખકાર. ૩૦
બાપુ ચઢો રથપર તમે, જાય માત બલિહાર;
દુખિઆ થાએ આપણો, જુઓ પ્રીય પરિવાર. ૩૧
તમ ચાલતાં સરવ જનો, ચાલે મન ધરિ શોક;
પંથયોગ્ય નથિ લોક સહુ, તન કૃશ રામવિયોગ. ૩૨
શિર ધરિ માત વચન સુભગ, ચરણ નમાવી શીશ;
રથ ચઢિ ચાલ્યા ભ્રાત બે, ધર્મ ધુરંધર ધીશ. ૩૩
તમસાતીર પ્રથમ દિવસ, વચમાં કીધો વાસ.
બીજો ગોમતિતીરપર, નેહ કર્યો નિવાસ. ૩૪
કરે રામહિત નેમ વૃત, પરહરિ ભૂષણ ભોગ;
ફળાહાર કરતાં સુખે, તન કૃશ રામવિયોગ. ૩૫
પ્રાત થતાં ચાલ્યા સહૂ, મન ઉમંગ નવ માય;
શૃંગવેરપુર સમિપ સહુ, આવ્યા કરી ઉપાય. ૩૬
સમાચાર તે સાંભળ્યા, રઘુવરમિત્ર નિષાદ;
કરે વિચાર કરોડ વિધ, આણી હૃદય વિષાદ. ૩૭
કોણ કારણે ભરતજી, વેગે વનમાં જાય;
છે ખરોજ કાંઇકપણ, કપટ ભાવ મનમાંય. ૩૮
જો જિવમાં કશિ હોત ના, કપટ કુટિલતા નેટ;
તો સંગે ચતુરંગણી, સૈન્યાને શિદ લેત. ૩૯
જાણ્યે મારી રામને, અનુજ સહિત આ વાર;
કરૂં અકંટક રાજ્ય હૂં, સુખે પછી નિરધાર. ૪૦
રાજ્યનીતિ ઉર આણિ આ, ભરતકુમાર સુજાણ;
તવ કલંક બિરદ્રોહનૂં, હવે જીવની હાણ. ૪૧
સકળ સુરાસુર પ્રબળ બળ, તુટે સામટા તોય;
રણભોમીમાં રામને, જિતનારો નહિં કોય. ૪૨
શું આશ્ચર્ય ભરત કરે, આવૂં અનુચિત કામ;
અમૃતફળ કયાંથી ફળે, વિષવેલીને ઠામ. ૪૩
એવું વિચારી અંતરે, તેડિ સર્વે નિજ નાત;
થાઓ કહ્યું ત્યાં તેમને, સજગ આજ ભલિભાત. ૪૪
નિજ હાથે સહુ હોડિઓ. બોળો જળનીમાંય;
બંધ ઘાટ સરવે કરો, ધરો ન ડર મનકાંય. ૪૫

### કાવ્ય તથા રોળાવૃત.

રોકિ વળો સહુ ઘાટ, સજગ થઈ પ્હોંચી પાળા;
ઉભા રહો ત્યાં સકળ, મરણિયા થઈ મતવાલા. ૧
સનમુખ લો સમશેર, ભરત સાથે ભલિભાતે;
ઉતરવા ન દેશોજ, દેવનદિ હજાર વાતે. ૨
રણભોમીમાં મરણ, વળી આ સુરસરિતીરે;
રામકાજ ધૂમવૂં, જુઓ ક્ષણભંગ શરીરે. ૩
ભરત રામલઘુભાઈ, હુંતો જન નીચ તથાપી;
મહાભાગ્ય એ હાથ, પામિએ મોત કદાપી. ૪
રામ સ્વામિને કાજ, રાઢ રણમાંય કરીને;
ચૌદભુવનમાં આજ, સુયશ અતિ લેઉં ભરીને. ૫
રામકાજ તજુ પ્રાણ, દ્વિકર મુદમોદક મારે;
સ્વામિ ભક્ત હું કહાવું, સ્વર્ગમાં વસુ સુખ સારે. ૬
સાધુ સમાજે નહીં, જેમનૂં લેખુ લગારે;
રામ ભક્તમાળમાં, જેનિ રેખા નહિ જ્યારે. ૭
વૃથા જિવે જગ તેહ, ભાર ભોમીને કરવા;
જનનીજોબનવૃક્ષ, તણો કૂહાડો ઠરવા. ૮
ખેદ રહિત ગુહપતી, વધાર્યો ઉમંગ સહુનો;
ભરત ઉપર તેવાર, રોષ વાધ્યો જન બહુનો. ૯
સમરિ રામ રઘુનાથ, તરત તિર તરકસ બખ્તર;
માગી લીધાં ધનુષ, ટકોરે પણછ ધનુષપર. ૧૦
વેગે હે ભાઇઓ, સજગ થાઓ ડર ખોઇ;
સુણી રજા મમતણી, થશો નહિ કાયર કોઇ. ૧૧
ભલે નાથ કહિ સાથ, સર્વ હર્ખ્યો મન ભારી;
એક એકને શૂર, ચઢાવે કરિ કિલકારી. ૧૨
નમી નમી ત્યાંથકી, ચાલિયા ભિલ ભડ ભારે;
સકળ વીર રણધીર, ભકત રઘુપતિના ભારે. ૧૩
પદપંકજપાવડી, સમરિ મનમાં રઘુવિરની;
ભાથા કસિ કટિ સાથ, ચઢાવે ધનુ અણિ તિરની. ૧૪
કવચ પેરિ કરિ ટોપ, લોહનો શિરપર ધરતા;
ફરશિ બરછિ વાંસલા, સાફ આયુધ સહુ કરતા. ૧૫
પટાબાજ કેટલા, કુશળ હળ મૂશળ ધરવે;
કુદે ગગન કેટલા, ભોમિ તજિ જાણ્યે હળવે. ૧૬
નિજ નિજ સાજ સમાજ, બહૂ વિધ રૂડો બનાવી;
ગુહરાવતને સહૂ, નમી જાતા ત્યાં આવી. ૧૭
દેખિ સુભટ સરવને, યોગ્ય રણજંગે જાણી;
લઈ લઈ સૌનાં નામ, કરે સન્માન વખાણી. ૧૮
હે ભાઇ ન લાવશો, કશો મનમાંહે ધોખો;
આજ કાજ વડુ મારૂં, ઘાટ સરવે જઇ રોકો. ૧૯
સુણિ સરોષ સહુ સુભટ, બોલિયા એકીવારે;
વીર અધીર ન થાય, ચઢયા રણભોમી જ્યારે. ૨૦
રઘુવરતણે પ્રતાપ, નાથ વળિ બળે તમારે;
ભટ હય વિનાનું કટક, ભરતનું કરિશું ભારે. ૨૧
જિવતાં તો આ સમે, પાય પાછા નહિ ધરશૂં;
રૂંડ મુંડમય સરવ, મેદની લડિને કરશૂં. ૨૨

દેખીને ગુહપતી, ટોળુ ભલુ નિજનું ઝાઝું;
કહે વગાડો હવે, વેગથી રણતુર વાજૂ. ૨૩
એટલું કેતામાંજ છીંક થઈ ડાબી કોરે ;
કહે શુકન પારખું, નહીં રણક્ષેત્ર ગણોરે. ૨૪
કહે વૃદ્ધજન એક, સુકન સુવિચારી ભારે;
ભરતથિ મળવૂં થશે, નહીં રણરાઢ લગારે. ૨૫
જાય મનાવા ભરત, રામને અતિ ઉલ્હાસે;
શુકનથિ એવું જણાય, કશો નહિં વિગ્રહ થાશે. ૨૬
ગુહરાવત સુણિ કહે, ઠીક વૃધજંન કહેછે;
સહસા કરિ જન મૂઢ, પૂર્ણ પસ્તાવ લહેછે. ૨૭
ભરત શીળ સદ્ભાવ, વિના જાણ્યે વઢવાથી ;
બહુહિત હાણી થાય, એવું કૃત આચરવાથી. ૨૮
સર્વ એકઠા મળી, ઘાટ રોકો ભટ ભારે;
લેઉં મર્મ જઈમિળી, ભરતકેરો આવારે. ૨૯
જાણિ મિત્ર અરિ ગતી, રામપ્રતિ ભરત ભૂપતિનિ;
તેવો કરશું ઉપાય, સઘ ત્યારે નહિં બ્હીની. ૩૦
સ્નેહ તથા સદ્ભાવ, તરત તેહનો જણાશે;
વૈર પ્રીતી નહિં કદી, છુપાવી તેહ છુપાશે. ૩૧

### દોહરા.

એવૂં કહિ સહુ સુભટને, સજવા લાગ્યા સાજ;
કંદ મૂળ ફળ ખગ મૃગો, લિધાં ભેટને કાજ. ૧
ભરિ ભરિ ભોઈ કાવડયો, મીન પીન પાઠીન ;
આણીને હાજર કર્યા, ગુહરાવને નવીન. ૨
સકળ સાજ સજિ ગુહપતી, મળવા કારણું જાય;
મંગળમૂળ અતુલ્ય શુભ, સુકન સર્વને થાય. ૩
દેખિ દૂરથિ વસિષ્ઠને, નિષાદ કહિ નિજનામ;
મુનિકુંજરને ત્યાં કર્યો, પ્રીતે દંડ પ્રણામ. ૪
જાણિ રામપ્રિયમિત્રને, દીધી રૂડિ આશીષ;
સમજાવી કહ્યું ભરતને, મ્હા ગંભીર મુનીશ. ૫
રઘુપતિતણો સખા સુણી, રથકેરો કરિ ત્યાગ;
તરત ભરત ચાલ્યો ત્યહાં, ઉર ઉમગે અનુરાગ. ૬
ગામ જાત ગુહ નામ નિજ, સંભળાવિ તે વાર;
શિર નમાવિને ભરતને, જુગતે કર્યો જવાર. ૭
જુહાર કરતો દેખિ ગુહ, ભરતે લિધ ઉરમાંય ;
જાણ્યે ભેટ અનુજશુ થઈ, પ્રેમ ન હૃદય સમાય. ૮

### રાગ ઓખાહરણનો.

ભૂજ ભરિ ભેટયા ભરતજી, પરમ પ્રીતિએ તેહને ;
લોક સર્વ વખાણતા બહુ, પ્રેમરીતના સ્નેહને ;
ધન્ય ધન્ય ધ્વની પુરી રહિ, મંગળમુળ મુદવર્ધની ;
પૂષ્પ વૃષ્ટિ અમર કરે સહુ, સ્નેહ જોઈ સિથિળ બની. ૧
લોક વેદથિ સર્વ ભાંતિ, નીચ જે નિરધારછે;
છાંટ લૈયે જેનિ છાયા સ્પર્શ્યે, એવો વળિ આચાર છે;
તેહને રઘુભ્રાત લઘુ જે, ભેટિઆ બે ભૂજ ભરી ;
પ્રેમ પરિપૂરણભર્યા વળિ, અંતરથી આદરકરી ૨
રામરામ કહી મુખે વળિ, જેહ ખાય બગાસૂં ;
તેહના અઘપુંજ સરવે, થાય જગમાં ફાંસૂં ;
ગુહપતિને તો લિધો ઉર, લાવિ શ્રી રઘુનાથે ;
કુળસહિત પાવન કર્યું નિજ, જિવન મળતા સાથે ; ૩
કર્મનાશાનદિતણૂં જળ, સુરસરીમધ્યે પડે ;
તેહને શિશ ના ધરે કહો, કોણ જન એવો જડે ;
જાણ છે સહુ જગતને જપિ, નામ ઉલટૂં જેહનું ;
બ્રહ્મ સમ વાલિમક થયા જગ, કીધું સાર્થક દેહનું. ૪
યવન અતિ ચંડાળ જે વળિ, પામર કોળી ભીલડાં;
રામ કહેતાં પરમ પાવન, થાય ત્રિભુવનમાં વડાં;
આશ્ચર્ય નહિં એમાં કશું, યુગ યુગ ચાલતું આવ્યું છે;
કોને ન દીધ વડાઇ રામે, જેહ નિજ મન ભાવ્યું છે. ૫
રામ નામતણો સુમહિમા, દેવ સહુ કહે શ્રીમુખે;
સુણી સુણી તે અવધપુરિના, લોક સર્વ રહે સુખે;
રામના અતિ પ્રિયસખાને, મળ્યા ભરત સપ્રેમથી;
કુશળ ક્ષેમ પુછે પ્રીતિથી, હર્ષ ઉર માતો નથી. ૬
દેખિ ભરતતણો અધિક શુભ, શીળ પ્રીત સનેહ;
ગુહરાવત તો તેસમે થયો, હૃદયમાંય વિદેહ;
સ્નેહને સંકોચ આનંદ, ઉરવિષે વાધ્યો અતી;
એક ટગ ઊભો જુએછે, ભરત ભણી ત્યાં ગુહપતી. ૭
ધૈર્ય ધરિ પદવંદના કરિ, સંશય સર્વે છોડિને,
પ્રેમ સહિત વિનય કરે બહુ, નિજ કમળકરજોડિને;
આર્ય સુત પદકંજ પેખી, જે કુશળ મુળ સર્વદા;
કુશળ હૂં ત્રણુકાળ મન ગણું, અળગિ કરિ સહુ આપદા. ૮
પરમ અનુગ્રહ આપને પ્રભુ, અહનિશાં મારે હવે;
કોટિ કૂળ સહીત મંગળ, આપનાં દરશન થવે;
સમજી મારૂં કૂળ કરતુતી, જોઇ પ્રભુ મહિમા ઉરે;
જે ન ભજે રઘુવીરપદ જગ, તેહ ઠગ સહુથી ઠરે. ૯

### છપા.

કાયર કપટિ કુજાતિ, કુમતિયા કુડિ કરતૂતી;
લોક વેદની બ્હાર, સર્વ ભાંતી નિચ સહુથી;
રામે કિધ જ્યારથી, મને પોતાનો જગમાં;
થયો ત્રિભોવનતણો, ભૂષણ રૂપ ત્યારથિ વગમાં;

અતિ દેખિ પ્રીતિ સુણિ વિનય શુભ, મળ્યા શત્રુઘન ભુજ ભરી;
ન સમાય પ્રેમ તે સમયનો, અંતઃકરણ રહ્યું ઠરી. ૧

કહિ નિષાદ નિજ નામ, મધુર વાણિથી વિવેકે;
સાદર સહુ રાણિને, નામ્યું શિશ પ્રીત અલેખે;
લક્ષમણ સમ જાણિને, રાણિ સહુ આશિષ દેતી;
જિવજો વરષ કરોડ, વારણાં ફરિ ફરિ લેતી;
નિરખી નિષાદપતિને પ્રિતે, નગરતણાં નરનારિઓ;
સુખિ જાણ્યે લક્ષમણને નિરખિ, ઉર આનંદ વધારિઓ. ૨

કહે લિધો શુભ લાવ, ગુહે સહુ મન ગુણ ગાવે;
રઘુપતિના લઘુભાઇ, ભુજ ભરિ ભેટ્યા ભાવે;
સુણિ નિષાદ સંવાદ, લેખિ નિજ ભાગ્ય વડાઇ;
લઇ ચાલ્યો સર્વને, હર્ષિ મન પ્રભુ ગુણ ગાઇ
નિજ સેવક સહુને શાન કરિ, સ્વામિ મરજિ પ્રિછિ ચાલિયા;
ઘર તરૂતળ વન ઉપવન વિષે, મનહર વાસ બનાવિયા. ૩

શૃંગવેરપુર સરસ, દીઠું ભુપ ભરતે જ્યારે;
થયા સ્નેહવશ અતી, શિથિળ સહુ અંગે ત્યારે;
શોભે ભરત નિષાદ, સખા વળગ્યા બેલડિએ;
જ્યમ સુવિનય અનુરાગ, કાય ધરિ જાય સુઘડિએ;
એરિતે ભરત નિજ દળ સહિત, પ્રીત અમિત ધરિ અંતરે;
જગપાવનિ ગંગ ઉમંગથી, જઇ જોઇ તે અવસરે. ૪

રામઘાટને કર્યો, પ્રિતે ભરતે પરણામ;
મનમાં મંગળ થયૂં, મળ્યા જાણ્યે રઘુરામ;
પ્રીતે કરે પ્રણામ, નગરનાં સહુ નરનારી;
મન આનંદિત અતી, બ્રહ્મમય નિરખી વારી;
કરિ સ્નાન જોડિ કર માગતાં, સર્વ નગર નરનારિઓ;
રઘુનાથ ચરણપંકજવિષે, પ્રીત અધિક ગંગા દિઓ. ૫

ભરત કહે ગંગને, માત તુજ પદરજ સારી;
સહુ સેવકને સુખદ, કામધેનૂ સમ ધારી;
જોડીને કર કમળ, માગું વર વર વરદાની ;
સિતારામપદ સ્નેહ, સ્હેજ દે સુગુણનિધાની;
એ રિતે સ્નાન કરિ ભરતજી, ગુરૂની આજ્ઞા પામિને;
સહુ માત નહાઇ જાણિને, ચાલ્યા તંબુ ઉડાવિને. ૬

જ્યાં ત્યાં કર્યો નિવાસ, સર્વલોકે તેવારે;
લિધિ તપાસ સર્વની, ભૂપ ભરતે સુવિચારે;
ગુરૂ સેવા કરિ સાર, પામિ આજ્ઞા ઉલ્હાસે;
ગયા ભરત બે ભાઇ, રામજનનીની પાસે;
ત્યાં ચરણ શેવકાઇ કરી, કહિ કહિ મૃદુ વાણી અતી;
ભરતે સન્માનિ જનનિ સકળ, સંભારી શ્રી રઘુપતી. ૭

સેવકાઇ માતની, ભ્રાતને સોંપી ભરતે;
પોતે લિધ બોલાવિ, ગૂહપતિને અતિ પ્રીતે;
બેલડિએ વળગિને, ચાલિયા બંને જોડે;
શિથિળ શરિર સ્નેહથી, ભર્યાછે અતિશય કોડે;
દેખાડ ઠામ તે હે સખા, જ્યહાં શયન પ્રભુનું હવૂં;
જેથી કરિ નિજ મન નયનની, જરા બળતરા ઓલવૂં. ૮

જ્યહાં રામ જાનકી, લક્ષમણ સૂતા રાતે;
ઝળઝળિયાં આવિયાં, એવું કથતાં અકળાતે;
ભરત વચન સાંભળી, થયો મન ખેદ અતીશે;
તરત ભરતને ત્યાંથિ, ગયા લઇ ગુહ તે દીશે;
જ્યાં શીશમતરૂ પાવન પરમ, જ્યાં નિશિ રામ વિરામિયા ;
થળ જોઇ સ્નેહ સાદર ભરત, શીશ નમાવિ પ્રણામિયા. ૯

કુશાપથારિ શુભ ન્યાળિ, ભૂપ ભરતે અતિ પ્રીતિએ;
પ્રદક્ષણા કરિ ચાર, કર્યો પરણામ પ્રતિતિએ;
ચરણરેખરજ રૂડી, નયન પર ફેરવિ નેહે;
વરણિ કહે પ્રીતિની, અધિકતા પ્રફુલિત દેહે;
નિંદ્રાવશ સતી લલાટની, કનક ટિલડિ રેખા ખરી;
બે ચારક મળિતે ભરતને, સિય સમાન ગણિ શિર ધરી. ૧૦

## દોહરો.

સજળ નયન ગ્લાની હૃદય, જોઇ રઘુપતિ સેજ
કહે સખા પ્રત્યે વચન, કોમળ વાણિ વડેજ. ૧

મારે દીવાળી થઈ આજ, હરી મુખ જોવાને;
વ્હાલે સાર્યાં સેવકનાં કાજ, ભવદુખ ખોવાને (એરાગ.)

તમે સાંભળો ધરી મન ધીર, ગુહરાવત રૂડા.
સાલે દુઃખતણા મારા વીર, અંતર ઘા ઊંડા.
સીતા વિયોગ શ્રીહત દીસે આ, કનકબિંદુ કાંતીહીનરે;
જેમ અવધ નરનારીકેરાં, મૂખ વિરહથી મલીન.
ગુહરાવત રૂડા. ૧

પિતા જનક ઊપમા દઉ કોની, તુલ્ય તેની નકો થાયરે;
કરતળ ભોગ ને જોગ જગતમાં, જેમને જોતાં જણાય.
ગુહરાવત રૂડા. ૨

દિનકરકુળરવી ભૂપ શ્વસુર જેના, પ્રોઢ પ્રતાપ પ્રભાવરે.
અમરાવતી પતી નિત્ય પ્રસંશે, જેમને અતિ સદભાવ.
ગુહરાવત રૂડા. ૩

પ્રાણપતી જેના શ્રી રઘુપતિ છે, સર્વ જગત આધારરે;
જેહ વડાઇ તે રામ પ્રતાપે, વરણવું કોણ પ્રકાર.
ગુહરાવત રૂડા. ૪

દેવપતિવાળિ સીશિર્ષોમણી, તે સીતાની જોઇ સેજરે;
ફાટતું નથિ આ ઉર હબકિને છે, વજ્રથી કઠણ વિશેષ.
ગુહરાવત રૂડા. ૫

લાડ લડાવવા યોગ્ય લક્ષ્મણજી, કોમળ કાય કુમારરે;
છે નહિં એવા ભાઇ જગતમાં, થયા નથી ને થનાર.
ગુહરાવત રૂડા. ૬

લાડકવાયા માત પિતાને અતી, પુરજનને પ્રિયપ્રાણરે;
રામ સીતાને તો પ્રાણથી વ્હાલા, કુંવર એ કુળભાણ.
ગુહરાવત રૂડા. ૭

કનક વરણની કોમળ મૂરતી, સ્વભાવ કોમળ સ્હેજરે;
ઉષ્ણ વાત કદિએ નથી લાગી, રૂપ અનૂપ સુતેજ.
ગુહરાવત રૂડા. ૮

તેજ હવે વન સર્વ પ્રકારે, વિપત્તિ વેઠે કિશોરરે;
કોટિક વજ્રને નિંદિ વળી આ, છાતી છેક કઠોર;
ગુહરાવત રૂડા. ૯

રામ જન્મે જગ ઉજ્વળ કીધું, સુખદ સર્વ પ્રકારરે;
સ્વરૂપ શીળ શોભા ગુણસાગર, નાગરનર નિરધાર;
ગુહરાવત રૂડા. ૧૦

પરિજન માતપિતા ગુરૂ વળી, નગરતણાં નરનારરે;
સુખપ્રદ રામ સ્વભાવ સરવને, પ્રેમે અતિ પ્રિયકાર.
ગુહરાવત રૂડા. ૧૧

મુનિએ વ[illegible]ણ તેય શ્રીરામની, કરશે વડાઇ વિશેષરે;
બોલણી મળણી મનહરણી વળી, વિનય ન ઓછો લેશ.
ગુહરાવત રૂડા. ૧૨

કોટિક શારદ નારદ આદી, સહસ્રમુખે શત શેષરે;
કરી શકે નહિં પ્રભુ ગુણ લેખું, દિનકરવંશ દિનેશ.
ગુહરાવત રૂડા. ૧૩

સુખ સ્વરૂપ રઘુવંશમણી એ, મંગળમોદ નિધાનરે;
પાથરી તે કુશ મહિતળ પોઢે, દૈવગતી બળવાન.
ગુહરાવત રૂડા. ૧૪

દુખ તથા વન સાંભળ્યું નથિ કદી, રામે સ્વપ્નમોઝારરે;
જીવનવૃક્ષની જેમ સાચવતા, અવધપતી નિરધાર.
ગુહરાવત રૂડા. ૧૫

પલક નયનને ફણિધર મણિને, સાચવે જે ભાતરે;
સાચવતી ત્યમ સર્વ જનનિઓ, રઘુપતિને દિન રાત.
ગુહરાવત રૂડા. ૧૬

તેહ હવે ફરે વન પગપાળા, રાઘવ રઘુકુળભાણરે;
કંદ મૂળ ફળ ફુલ અહારી, તોય જતા ન મમ પ્રાણ.
ગુહરાવત રૂડા. ૧૭

ધિક્ક કૈકેયિ કુમાત કુમતણી, સર્વ અમંગળમૂળરે;
પ્રાણપ્રિયોતમને થઇ પાપણી, પેરે પેરે પ્રતિકૂળ.
ગુહરાવત રૂડા. ૧૮

હું ધિક ધિક અઘપુંજકુંજરછું, અરરર અભાગી છેકરે;
સહુ ઉત્પાત થયો જેને સારૂં, હું જેવા જગ ન અનેક.
ગુહરાવત રૂડા. ૧૯

કુળકલંક કરિ મને સરજ્યો, વેરણ વિધિએ હાથરે;
સ્વામિદ્રોહી મને કીધો કુમાતે, એ દુઃખે જીવ ન જાય.
ગુહરાવત રૂડા. ૨૦

### વસંત તિલકા છંદ.

સુણી સપ્રેમ કરૂણામૃતવાણિ એ જ્યાં,
સ્નેહે રૂડે ગુહપતી સમજાવતા ત્યાં;
હે નાથ વ્યર્થ શિદ ખેદ ઉરે ધરોછો,
નેત્રામ્બુજે નિર તમે શિદને ભરોછો. ૧

છો રામને પ્રિય તમે અતિશે અનાદી,
શ્રીરામ પ્રીય તમને જ્યમ ભૂપ ગાદી;
નિર્દોષ એ સરવ દોષ વિરંચિ માથે,
જેણે લિધો અયશ સર્વતણો સ્વહાથે. ૨

જેણે મતી ભ્રમિત કીધ જનૂનિકેરી,
જેથી કરી સ્વજન તેજ થયાં કુવેરી;
તે રાત્રિ તો વળિ વળી પ્રભુ શ્રીમુખેથી,
સ્નેહે કરી તમ વખાણ રહ્યા સુખેથી. ૩

શ્રી રામને તમસમાન ન કોઈ વ્હાલૂં,
કેવા દિએ મુખ બકે જન જેહ ઠાલું;
જાણી સુમંગળવિપાક[૧] અથાક અંતે,
ધારો ઉરૂ ધિર તમે રહિ ખુશિ ખંતે. ૪

શ્રીરામ તો સતત અંતરજામિયા છે,
સંકોચ પ્રેમવશ ધામ કૃપાતણા છે;
વિશ્રામ કાજ અવ ત્યાગિ વિષાદ ચાલો,
આણી વિચાર દ્રઢ આ તજિ શોક ઠાલો. ૫

સૂણી સખા વચન ધૈર્ય ઉરે ધરીને,
ચાલ્યા પ્રભૂસમરિ વાસવિષે ફરીને;
શ્રી શૃંગવેરપુરનાં નર તેમ નારી,
પામ્યાં રૂડી ખબર હર્ષ વધારનારી. ૬

ચાલ્યાં સહૂ નિરખવા અતિ આર્ત રાખી,
સૌ કામ ધામ તજિને દરશાભિલાખી;
પ્રેમે પ્રદક્ષણ કરી કરતાં પ્રણામ,
કૈકયિને અધિક ખોડ દિય તમામ. ૭

૧. સારો, મંગળકારી પરિણામ.

નેત્રે અધીક નિર સર્વ ભરી ભરીને,
દ દેવને દુષણ ગ્લાનિ ઉરે ધરીને;
ત્યાં એકતો ભરતસ્નેહ મુખે વખાણે,
કોઇ વળી નૃપતિ નેહ રૂડો પ્રમાણે. ૮
નિંદી સ્વનેહ ગુહ ધન્ય વદંતિ લોકો,
તે મોહ ખેદ શકનાર કહો કહો કો?
એવી રિતે જન સહુ નિશિ સર્વ જાગ્યા,
પ્રાતઃ થયે ઉતરવા નદિ સર્વ લાગ્યા. ૯
સ્નેહે સુનાવપર ગુરૂજિને ચઢાવ્યા,
માતા ચઢાવિ સહુ નાવ નવે સિધાવ્યા;
સો દંડ ચારમહિં ઊતરિ પાર પામ્યા,
સંભાળ લીધ ભરતે સરવે વિરામ્યા. ૧૦
આગે કરી દિધ સહૂ ભિલ ભોમિયાને,
દીધૂં ચલાવિ દળ ત્યાંથિ પછી નિદાને;
આગે કર્યા ગુહપતી અતિ પ્રેમ લાવી,
માતાનિ પાલખિય તેનિ પુઠે ચલાવી. ૧૧
કીધૂં પ્રયાણ ગુરૂએ સહુ વિપ્ર સોતાં,
ડંકો બજાવિ દળ ઊપડ્યું જોત જોતાં;
બોલાવિ લીધ નિજ સાથ લઘૂવિરાને,
રૂપે ગુણે ભરત ભૂપતિ સૂખ માને. ૧૨
ગંગાજિને સમરિ રામ કર્યો પ્રણામ,
સંભારિ જાનકિઉ લક્ષ્મણ ગુણધામ;
પ્રાતઃ ક્રિયા કરિ ગુરૂપદ શીશ નામી,
માતાતણા ચરણ વંદિ કરી સુનામી. ૧૩

## દોહરા.

સંભારી સીતાપતી, ભરતે કર્યું પરિયાણ;
પગપાળા તે પરવરે, ભૂપતિ ભરત સુજાણ. ૧
ભરચક ભૂષણના ભર્યા, પવનવેગિ સુતુરંગ;
સાજિત મખમલ અશ્વ તે, જાય દોરાયા સંગ. ૨
કહે સુશેવક ભરતને, વંદી વારંવાર
થાઓ નાથ કૃપા કરી, અશ્વ ઉપર અશ્વાર. ૩
પગપાળા પ્રભુ પરવર્યા, ભરત કહે વનવાટ;
રથ ગજ હય દીસે રચ્યાં, મનહર મારે માટ.? ૪
શિરભર જાવું ઉચિત અતિ, પણ તન સાથ ન જોર;
સહુથી છે સંસારમાં, સેવકધર્મ કઠોર. ૫
દખિ ભરતમનની ગતી, સાંભળિ વાણિ મધૂર;
ગ્લાનિથિ મન ગળગળિ ગયાં, સહુ સેવકનાં પૂર. ૬
ત્રિજે પ્હોર ભરતે કર્યો, પ્રિતે પ્રવેશ પ્રયાગ;
કહે રામશ્રી રામશ્રી, ઉમગિ ઉમગિ અનુરાગ. ૭
ફોલ્લા ઝળકે પદકમળ, કેવા કહૂં અધીક;
ઝાકળ બિંદુ કમળ ઉપર, ઠરી રહ્યાં જ્યમ ઠીક. ૮
પગપાળા આવ્યા ભરત, શૃંગવેરથી આજ;
દુખિત થયો દિલમાં ઘણો, સાંભળિ સર્વ સમાજ. ૯
ખબર લીધિ સહુ લોકની, કરિયાં સ્નાન શરીર;
કરી પ્રણામ પ્રયાગને, આવ્યા ત્રિવેણિ તીર. ૧૦
વિધિથી શિત નિર્મળ જળે, સ્નેહે કરિયાં સ્નાન;
સંતોષ્યા સહુ વિપ્રને, દઈ દાન સનમાન. ૧૧
શ્યામ ધવળ દેખી રૂડા, અતી ઉતંગ તરંગ;
કરે સ્તુતી કરજોડિને, ભરત પ્રફુલ્લિત અંગ. ૧૨

જોગેંદ્રપણું શિવજી તમારૂં મે જાણ્યું. એ ઢાળ.

તીર્થરાજ નમી આજ અષ્ટાંગથી,
વિનતી કરૂં કરગરિ તનમનથી. તીર્થરાજ ૧
સહુ કામપ્રદ સુખદાતા કહાવે;
જકત સર્વ શિશ તુજને નમાવે તીર્થરાજ ૨
પ્રગટ પ્રભાવ જગત સહુ જાણે,
વેદ વિરંચી મહેશ વખાણે. તીર્થરાજ ૩
ઉર અનુરાગી પ્રથમ પદ લાગું;
ત્યાગી સ્વધર્મ આજ ભીખ માગું. તીર્થરાજ ૪
પીડીત પાપકર્મ શૂં ન કરશે;
દુખથિ વ્યાકુળ જ્યાં ત્યાં દીનતા ઉચરશે. તીર્થરાજ ૫
હે સુખદાતા અંતર એવું જાણી;
સફળ કરો જગ યાચક વાણી. તીર્થરાજ ૬
અર્થ ન ધર્મ ન કામ રૂચી કશી;
મોક્ષગતી ન ચહૂં મન હરષી. તીર્થરાજ ૭
ભવોભવ રઘુવરપદ અનુરાગૂ;
એ વરદાન દ્યો અન્ય ન માગૂં. તીર્થરાજ. ૮
માનો કુટિલ મને રામ કહો કો;
ગુરૂસ્વામિદ્રોહી ભલે કહે લોકો. તીર્થરાજ. ૯
પણ સીતારામચરણ પ્રીતિ મારી;
વધજો નિરંતર કરૂણા તમારી. તીર્થરાજ. ૧૦
સુરતી ભુલે ઘન ભવભર ભાવે;
માગતાં જળ પથરા વરસાવે. તીર્થરાજ. ૧૧
તોએ ઘટે ના ચાતકની રટણતા;
એથી તો પ્રેમ વધિ લહે પૂરણતા. તીર્થરાજ. ૧૨

બાળ્યે કનક જયમ અતિશે તેજસ્વી;
ત્યમ પ્રિય તમપદ પ્રેમ યશસ્વી. તીર્થરાજ. ૧૩
તું સુખદેણી ત્રિવેણી હે માતા;
ગુણ તારાના નથી પાર પમાતા. તીર્થરાજ. ૧૪

## દોહરા.

ભરત વચન સુણિ વાણિ શુભ, થઇ ત્રિવેણિમાંથીજ;
મંગળદાનિ મધુર અતિ, બહુધા સહુ સુખબીજ. ૧
તાત ભરત તમ સહુવિધે, સાધુ પુરૂષ છો સ્હેજ;
રામચરણ અનુરાગ અતિ, મન ક્રમ વચને છેજ. ૨
વૃથા ગ્લાનિ મન નવ કરો, સમજી શુભ પરિણામ;
તમ સમાન પ્રિય રામને, કોય નથિ અભિરામ. ૩
તન પ્રફુલ્લ ઉર હર્ષ સુણિ, ત્રિવેણિ વેણ અનુકૂળ;
ધન્ય ધન્ય કહિ ભરતને, સુર વરષાવે ફૂલ. ૪
અતિ આનંદિત મનવિષે, તીર્થ તીર વસનાર;
વાનપ્રસ્થ ગૃહસ્થાશ્રમી, બટુક ઉદાસિ અપાર. ૫
કહે પરસ્પર તે સમે, મળિને જન દશ પાંચ;
ભરત શીળ ને સ્નેહ શુચિ, સર્વરિતે છે સાચ. ૬
રામતણા ગુણગ્રામ શુભ, સુણતાં અધિક સુપ્રીત.
ભરત ભરદ્વાજનિ કને, આવ્યા સૈન્ય સહીત. ૭
મુનિએ દીઠા દૂરથી, કરતાં દંડપ્રણામ;
મૂર્તિવંત નિજભાગ્ય ગણિ, આતુર મુનિ અભિરામ. ૮
ધાતા મુનિ જાતા ત્યહાં, ઉઠાવિ ઉરમાં લીધ;
આશિષ દિધિ બહુ ભરતને, જન્મ કૃતારથ કીધ. ૯
આસન આપ્યું પ્રસન્ન મન, બેઠા નમિ શિરતાજ;
ચ્હાય જેમ સંકોચગૃહ, ભાગિ પેસવાકાજ. ૧૦
મુનિકુંજર કશું પૂછશે, એ અતિશે મન શોચ;
બોલ્યા હસિ ઋષિ તે સમે, જાણિ શીળ સંકોચ. ૧૧
સુણો ભરત પામ્યા અમે, સર્વ ખબર સહસાજ;
વંક દૈવ કરતવ્યપર, ચાલે નહિં કશું આજ. ૧૨
સમજિ માત કરતૂતિ તમ, ઉર નવ ધરશો રોષ;
ભારતિ મતિ ધૂતી ગઈ, કૈકેયિનો નથિ દોષ. ૧૩

## શાર્દુલ વિક્રીડિત છંદ.

એ કેતાંય ભલૂં નહીં જગ કહે, છે સંમતો બે નકી,
લોકાચાર વડો શૃતીમત વળી, જીતાય ના કો થકી;
ગાશે જે યશ નિર્મળા તમતણા, નીવેડિ સૈ સંશયો,
લેશે લોક શૃતીથિ તેજ મહતા, આ જકત જીતી ગયો. ૧
કેછે લોક શૃતીનિ સંમતિથકી. સર્વે જનો સામટા,
જેને રાજ્યપિતાજી દે હરખિને, તે પૂત્ર લ્યે સર્વથા;
રાજા સત્ય શિરોમણી નૃપમણી, તેડી તમોને ત્યહાં,
સર્વે રાજ્ય વડાઈ દેત હરખી, બોલ્યા મુખેથી જ્યહાં. ૨
છે સૈ મૂળ અનર્થનૂં વનવિષે, શ્રીરામજી સંચર્યા,
જે સૂણી સહુ વિશ્વને શુળ થયૂં, સૈ લોક વિહ્રે ભર્યા;
તે સૈ ભાવિવશે થયૂં ભરતજી, રાણીય શાણી ઘણી,
પસ્તાણી પછિથી કુચાલ કરિને, ને આશિયાળી બની. ૩
તેમાં અલ્પ ન વાંક તાત તમનો. એવૂં અમે જાણિયે,
કાઢે વાંક કદાપિ જે અધમ તે, અજ્ઞાનિ લેખી લિયે;
સૂખે રાજ્ય કરોત તોય તમનો, કો દોષ ના કાઢતે,
સીતારામ ઉરેય થાત અતિશે, સંતોષ એ સૂણતે. ૪
હાવાં કીધ અપાર ઉત્તમ તમે. શ્રીરામચર્ણે પ્રિતી;
સૌથી મંગળમૂળછે જગતમાં. સૈ સાધનોની મિતી;[૧]
તે છે જીવનપ્રાણ ધન્ય તમનૂં, કેયે ખરૂં સૈ મળી;
છે ના કો ભુરિભાગ્યશાળિ તમથી, વીચારિ જોતાં વળી. ૫
ના આશ્ચર્ય કશૂંય તાત તમને, સંસ્કારિ છો આદિય;
છો શ્રી કૌશલનાથના કુંવરજી, શ્રીરામભ્રાતા પ્રિય;
સીતા ને રઘુનાથના મનવિષે, હે ભર્તજી સાંભળો;
છે ના કો પ્રિતિપાત્ર આપ સરખૂ, મ્હાવેગથી જે મળો. ૬
સીતા રામજિ ને શ્રિલક્ષમણશુ, ગાઢી તમારી પ્રિતી;
આનંદે તમનાં વખાણ કરતાં, સૂખે નિશા તે વિતી;
જાણ્યો મર્મ અમે શ્રિરાઘવતણો, ન્હાતાં ત્રિવેણીવિષે;
સંકલ્પે તમ નામ સાંભળિ અને, મ્હામગ્ન પોતે દિસે. ૭
એવો છે અતિ સ્નેહ રાઘવતણો, જોતાં તમો ઊપરે;
જેવો જીવન સૂખમાં જડતણો, છે સ્નેહ ભારે ઉરે;
એ કાંઇ રઘુવીરની ન મહતા, જગ્દીશ કેવાયછે;
છે શર્ણાગત પાળનાર પ્રભુજી, શૃતી ગુણો ગાયછે. ૮
મારો તો મત એહછે ભરતજી, જાણ્યે તમે જકતમાં;
ધારી રામ સનેહદેહ રૂડિ આ, શિરોમણી ભક્તમાં;
કહોછો આ તમ તો કલંક અમ સૈ, કેયે સુશિક્ષા દિસે;
સ્નેહે સિદ્ધિ ગણેશ આ શુભ થયા, શ્રીરામ ભકતી રસે. ૯

## હરિગીત છંદ.

યશચંદ્ર નિર્મળ નવિન તમનો, શત્રુ નિશિતમઘોરને;[૨]
સુખદાત રઘુવરના સુભગ અતિ, દાસ કુમુદ ચકોરને;
નહિ અસ્ત કદિ પૂરણ ઉદિત નિત, પ્રેમ અમિ વરષાવતો;
જગનભવિષે બમણોજ નિત નિત, શુકલ પક્ષ દ્રશાવતો. ૧

૧. છેડો. ૨. ઘોરઅંધારી રાત્રીને.

અવિલોકિ કોક ચકોરકિંકર, રામના અતિ પ્રિત કરે ;
પ્રભુના પ્રતાપરૂપી રવી યશચંદ્ર છબિને ના હરે;
સહુને સુખદ અતિશે નિરંતર, પૂર્ણ સોળકળાથકી;
કૈકેયિકરતલરાહુ જેને, ગ્રસિ શકે ન કદી નકી. ૨
પરિપૂર્ણ રાઘ પ્રેમપિયુષે, અધિક સ્વચ્છ અહોનિશે,
નહિ દોષ ગુરૂ બૃહસ્પતિતણા, અપમાનનો કદિ કો મિષે;
અતિશે શ્રિરાઘવભક્તિરસઅમિ, જેહમાં ભરિ ભાવથી,
વસુધા ઉપર સુલ્લભ સુધારસ, કીધ ભક્તિ પ્રભાવથી. ૩
તમકૂળ ભૂપ અનુપ ભગિરથ, દેવનદિ આણી અહીં,
કરતાં સ્મરણ મંગળ સકળની, ખાણ એ સહુથી સહી;
ગુણગણ ન વરણિં શકાય જરિએ, શ્રેષ્ઠ દશરથ ભૂપતી,
કહું શું અધિક પણ જેહ સમ હજિ, ભૂપ અન્ય થયો નથી.૪
રઘુનાથ પ્રગટ્યા આવિ જેના, સ્નેહવશ રવિવંશમાં,
નિરખ્યે નયન મન તૃપ્ત થાય ન, હંસ જે કૂળ હંસમાં;
યશચંદ્ર કીધ તમે અનોપમ, ઉદિત જગનભમાં સદા,
જ્યાં રામપ્રેમકુરંગ રૂપ શુભ, આવિ વસિઓ મન મુદા. ૫
મન ગ્લાનિ તાત વૃથા કરો નહિં, સર્વ સાધન કૃત ફળ્યે,
દુર નાખિ દાજ દરિદ્ર જનને, જેમ પારશ મણિ મળ્યે;
કહિએ અમે ન અસત્ય કહિએ, સુણો ભરત સુચિત્તથી,
વસિએ તપસ્વીવેષ વનમાં, વળિ ઉદાસિન વૃતિથી. ૬
શુભ સકળ સાધનનું સુફળ અતિ, આજ વિશ્વ વિરામિયા,
રઘુનાથ સીતા લક્ષમણતણું, દિવ્ય દરશન પામિયા;
તે ફળથકીજ તમારૂં દરશન, ફળ સકળ મંગળ સદા,
અમ સહિત આજ પ્રયાગકેરૂં, અતિ સુભાગ્ય મુની વધા. ૭
તમ ધન્ય ભરત જગતવિષે લિધ, કીર્તિ સહુથિ શિરોમણી,
કહિ એમ પ્રેમનિમગ્ન મુનિવર, પ્રીતિ ઉર વ્યાપી ઘણી;
મુનિ વચન સાંભળિ સહુ સભાસદ, હર્ષ અનહદ પામિયા,
કરિ પૂષ્પવૃષ્ટિ અકાશથી સુર, હર્ષ પામિ વિરામિયા. ૮
ધ્વનિ ધન્ય ધન્ય ગગનવિષે વળિ, સુણિ પ્રયાગ નિવાસિની,
મનમગ્ન ભરત ભગીરથે જ્યમ, આણિ અહિં મંદાકિની;
પ્રફુલ્લીત તન ઉર રામસીતા, નેત્રકમળ નિરે ભર્યાં,
કરિને પ્રણામ મુનીસમુહપ્રતિ, વચન ગદ્ગદ્ ઓચર્યાં. ૯

## રાગ રામગ્રી.

પદોરે પોપટ રાજારામના. (એઢાળ.)

હે મુનિવર મારૂં સાંભળો, પ્રીતે તમ પાય લાગૂં;
અનુગામિ હું પ્રભુ આપનો, પેખી પ્રિત અનુરાગૂ.
હે મુનીવર મારૂં સાંભળો. ૧
મુનિવરમંડળી આ વળી, તીર્થરાજ વડેરૂં;
સાચાય સમ ખાઇયે અહીં, થાયે પાપ ઘણેરૂં.
હે મુનિવર મારૂં સાંભળો. ૨
તો પછી આ સ્થળનેવિષે, બનાવી કશૂં બોલૂં;
તે સમ નહિ અઘ અધમતા, સમજિ મનથી ન ડોલૂં.
હે મુનિવર મારૂં સાંભળો. ૩
તમ સર્વજ્ઞ શિરોમણી, કહોછો સદભાવે;
અંતરજામી શ્રીરામછે, ગુણનિધિ ગુણ ગાવે.
હે મુનિવર મારૂં સાંભળો ૪
માતના કરતવ્યનો મને, નહી શોચ લગારે;
ભૂંડો ભલે જગ જાણશે, તેય દુઃખ ન મારે.
હે મુનિવર મારૂં સાંભળો. ૫
ભય નથી મન મારે કશો, બગડ્યે પરલોક;
તાત મરણનો નહિ મને, સ્વલ્પ મનમાં શોક.
હે મુનિવર મારૂં સાંભળો. ૬
સુકૃત સુયશ અધીક એ, કરી સ્વર્ગ વિરામ્યા;
રામ લક્ષ્મણ સરખા દીકરા, પૃથ્વીતળ પામ્યા.
હે મુનિવર મારૂં સાંભળો. ૭
રામવિરહ ભરિ ભૂપતી, તજ્યું તન ક્ષણભંગ;
મહિપતિને શોચવાતણો, કહો કોણ પ્રસંગ.
હે મુનિવર મારૂં સાંભળો. ૮
પણ સીતા લક્ષ્મણ રામજી, વિના પોજડી પાયે;
મુનિવેષે વન વન આથડે, સાંભળી શૂળ થાયે.
હે મુનિવર મારૂં સાંભળો. ૯
મૃગ ચર્મ અંગે ધારિને, ફળ ફૂલ અહારી;
પૃથ્વિ ઊપર નિત્ય પોઢતા, કુશ પત્ર પથારી.
હે મુનિવર મારૂં સાંભળો. ૧૦
વસિ તરૂતળ ત્રણેજણાં, સહે હિમ ઘન વૃષ્ટિ;
ઉષ્ણ તાપ ઉના વાયરા, કાયાથી થાય કષ્ટી.
હે મુનિવર મારૂં સાંભળો. ૧૧
એ દુઃખ દુસહના દાહથી, બળેછે નિત્ય છાતી;
ભુખ નિંદ્રા નહીં દિનનિશા, શાતા ચિતમાં ન થાતી.
હે મુનિવર મારૂં સાંભળો ૧૨
ઔષધ નથિ એ કુરોગનું, ધનવંતરી પાસે;
શોધી જોયું મનવિશ્વમાં, જેથી એ રોગ નાશે.
હે મુનિવર મારૂં સાંભળો ૧૩
માતા કુમત અઘમૂળનો, શોકદાતા સુથાર;
કીધો તેણે મારા હિત રૂપી, વાંસલો લોહધાર.
હે મુનિવર મારૂં સાંભળો ૧૪

કલેષરૂપી કુડા કાષ્ટનો, કર્યો ઘડિને કુયંત્ર;
દાટયો અવધપુરી પાદરે, ભણી કઠણ કુમંત્ર.
હે મુનિવર મારૂં સાંભળો ૧૫
મારે માટે એ કુઠાઠને, રોપ્યો સુથારૂ આપે;
જગ બારેવાટ થઈગયૂં, એ કુયંત્ર પ્રતાપે.
હે મુનિવર મારૂં સાંભળો ૧૬
એહ કુરોગ મટે તદા, પ્રભુ ફરિ જો પધારે;
અવધ ઊજાડી વસે ફરી, અન્ય નહિં ઉપચારે.
હે મુનિવર મારૂં સાંભળો ૧૭

## દોહરા.

ભરત વચન સુણિને મુની, સુખ પામ્યા મનમાંય;
સર્વ જણે બહુ ભાંતિ કરિ, ભરત વડાઇ ત્યાંય. ૧
કરો ન શોચ વિશેષ મન, ભરતકુંવર અભિરામ;
પેખ્યે પ્રભુપદકંજ શુભ, ટળશે દુઃખ તમામ. ૨
દઇ પ્રબોધ મુનિવર કહે, થાઓ અતિથિ સપ્રીત;
ફળ ફુળ મુળ દૈયે અમે, લ્યો કરિ કૃપા મુદીત. ૩
સુણિને મુનિનાં વચન એ, ભરતકુંવર મન શોચ;
અનઅવસર આવી પડયો, થયો કઠણ સંકોચ. ૪
જોયૂં ભરતે ગુરૂ ભણી, ગુરૂ મરજી પ્રિછિ સાર;
ચરણ વંદિ કરજોડિને, વદે ભરત તે વાર. ૫
શિર ધરિ આજ્ઞા તમતણી, પ્રતિપાળિએ પ્રમાણ;
પરમ ધર્મ એ અમતણો, હે મુનિનાથ સુજાણ. ૬
ભરતવચન રચના રૂડી, ભાવી મુનિવર મંન;
બોલાવ્યા નિજ પાસ સહુ, પવિત્ર શેવકજંન. ૭
પરોણાઇ રૂડિ ભરતની, કરિ જોઇએ સપ્રીત;
લાવો જઇ ફળ કંદ મુળ, થઇ મન આનંદીત. ૮
ભલે નાથ કહિ તેમણે, મુનિપદ નામ્યૂં શીશ;
નિજ નિજ કાજ સિધાવિયા, મન આનંદ અતીશ; ૯
વડા પરોણા નોતર્યા, મુનિ મન શોચિત એમ,
જોઇએ જેવા દેવતા, તેવી પુજા સપ્રેમ. ૧૦
સમરણ કરતાં ઋદ્ધિસિધિ, આવી અણિમાદિક;
થાય આપ આજ્ઞા રૂડી, તે અમ કરિએ ઠીક. ૧૧
ભરદ્વાજ મુનિવર કહે, સુણજો સિદ્ધિસમાજ;
ભરત પરોણાગત હિતે, તેડયાં તમને આજ. ૧૨
રામવિરહ વ્યાકુળ ભરત, સાનુજ સર્વ સમાજ;
પરોણાઇ કરિ શ્રમ હરો, કહ્યું હર્ષી મુનિરાજ. ૧૩
ઋદ્ધિસિદ્ધિ શિર ધરિ સુભગ, મુનિવરકેરી વાણિ;
મહાભાગ્યવતિ આપને, ઉર અનુમાનિ સુજાણિ. ૧૪
કહે પરસ્પર તેસમે, સર્વ સિદ્ધિ સંગાત;
પ્રિય અતીથિ મળિયા જુઓ, રામતણા લઘુભ્રાત. ૧૫
મુનિપદ વંદી સર્વજણ, કરિએ તેજ સુકાજ;
થાય જે રિતે ભરત સહ, સુખિ સહુ રાજસમાજ. ૧૬
એવૂં કહિ રચિયાં રૂચિર, નાનાવિધ ઘર દિવ્ય;
જે વિલોકિ વૈમાન પણ, પામે ખેદ અસીમ. ૧૭
ભોગ વિભૂતી અતિઘણી, ભરિ ભરિ રાખી ત્યાંય;
જોતાં જેને અમર સહુ, અભિલાખે મનમાંય. ૧૮
દાસી દાસ સમાજ સહુ, તત્પર સેવન કાજ;
મનનિ સાથ મનદેઇને, જુગવે રાજ સમાજ. ૧૯
સજિ લીધો પળમાત્રમાં, સિધિએ સર્વ સમાજ;
જે સુખ સુરપુરનેવિષે, સ્વપ્ને નહિં સહસાજ. ૨૦
પ્રથમ વાસ સહુને દિધા, અતિ સુંદર સુખકાર;
જેવિ જેનિ અભિરૂચિ રૂડી, હરખ્યાં પુરનરનાર. ૨૧
પછી સપરિજન ભરતને, એવૂં રૂડુ ગૃહ દીધ;
વિધિવિસ્મય કૃત વૈભવો, મુનિવર તપ બળ કીધ. ૨૨
ભરતે મુનિપ્રભાવ જવ, જોયો જાજુલમાન;
લાગ્યા લઘુ સહુ લોકપતિ, ચૌદલોક નિદાન. ૨૩

## રાગ ગરબી.

જમુનાની તિરે મારો વાલો, (એરાગ.)

રૂડો નિર્મ્યો વસંત વરણાગિયો,
જેને જોતાં ભરત અનુરાગિયોરે. રૂડો નિર્મ્યો, ટેક.
સુખી સમાજ ન જાય વખાણ્યો.
અનહદ મદ સૈનો ભાગિયોરે. રૂડો નિર્મ્યો. ૧
જોતાં જ્ઞાની મુની વિરતી વિસારે;
દિન જામિનિ કામ રહે જાગિયોરે.રૂડો નિર્મ્યો. ૨
આસન સેજને વસ્ત્ર ચંદરવા;
મનહર મંડપે વેલિ લાગિયોરે, રૂડો નિર્મ્યો. ૩
વન વાટિકા ને વિહંગ કુરંગ ભૃંગ;
નિર્વૈર ભય સહુનો ભાગિયોરે, રૂડો નિર્મ્યો. ૪
ફળફુળ અમિસમ વિમળ જળાશયો;
ભ્રમર કમળરસ ભાગિયોરે, રૂડો નિર્મ્યો. ૫
દેવ અપસરાશી સુરત સરવની;
ઇંદ્ર તે જોઈ અભિલાષિયોરે, રૂડો નિર્મ્યો. ૬
શિતળ સુગંધિ મંદ પવન વહેછે;
ત્રિવિધ વ્યાધી સહુનિ ત્યાગિયોરે,રૂડો નિર્મ્યો. ૭

ચારે પદાર્થ છે સુલભ સરવને;
વસ્તુ મળે મુખે માગિયારે, રૂડો નિર્મ્યો. ૮
ચંદન પૂષ્પમાળા સ્ત્રિ વિલાસો;
ઉડે ત્યાં કામરૂપી આગિયારે, રૂડો નિર્મ્યો. ૯

## દોહરા.

દખિ હર્ષ વિસ્મયવિવશ, અવધલોક અભિરામ;
મુનિપ્રભાવ મનમાં ગણે, ત્યાં સજ્જનો તમામ. ૧
સંપતિ ચકવી ભરત ચક, મુનિ રજાથિ રમનાર;
તે નિશિ આશ્રમપિંજરે, રાખ્યે થયો સવાર. ૨
કર્યું સ્નાન સરવેજણે, પ્રયાગ તીરથરાજ;
ભરદ્વાજપદ નામ્યુ શિશ, ભરતે સહિત સમાજ. ૩
મુનિ આજ્ઞા આશીષ શુભ, શિર ધરિ ભરત સુજાણ;
અષ્ટાંગથિ કરિ દંડવત, વધ્યા વિનયભરિ વાણ. ૪
લિધા પંથના ભોમિયા, પરિજન પ્રજા સહીત;
ચિત્રકૂટ ચિત દેઇને, ચાલ્યા ભરત સપ્રીત. ૫
એલડિએ વળગ્યા ત્યહાં, ગુહ ભરત ભલિભાત;
જાણ્યે પ્રિતિ તન ધરિ સુભગ, ચાલેછે સંગાત. ૬
નહિ ઉપાન નિજ પાયમાં, છાયા નહિ કશિ શીર;
પ્રેમ નેમ વ્રત ભરત શુભ, ધર્મ ધુરંધરધીર. ૭
લક્ષ્માણ સીતા રામની, પંથ કહાણિ પ્રમાણ;
પુછે સખાને પ્રીતથી, કહે તેહ મૃદુવાણ. ૮
રામ વાસ થળ વૃક્ષ શુભ, અવિલોકી મ્હાભાગ્ય;
રંહે ન રોકયો કોવતી, ઉર ઉમગે અનુરાગ. ૯
ભરતદશા અવિલોકિ સુર, વરષાવેછે ફૂલ;
કોમળ થઈ ધરણી રૂડી, પંથ સુમંગળમૂળ. ૧૦
મેઘાડંબર શિર ધરે, સુખપ્રદ વહે સમીર;
રામ રામ મુખ ઉચરતા, જાય ભરત બે વીર. ૧૧
જેવી જાતાં ભરતને, વનની કોમળ વાટ;
તેવી રામ જતાં ન થઈ, ભકતી મહિમા માટ. ૧૨

## રાગ ચોપાઈ ત્રિતાળની.

જડ ચેતન જીવ ઘણેરા, જગમાંય એ પાખે અનેરા;
જેણે જોયા પ્રભુને સહીતે, રામે જોયા જેને સહપ્રીતે. ૧
થયા તે પર્મપદઅધીકારી, ભરત દરશનથી ભવહારી;
જન્મમરણ જરાદુખટળિયું, ભરતદરશનધન જેને મળિયું. ૨
વડિ વાત ન એહ ભરતની, સુણ હે શૈલજા શશિવદની;
રામ સંભારેછે જેને મનમાં, ગણિ પ્રથમ નામ નિજ જનમાં. ૩
એકવાર મુખે કહે રામ, જગમાં જન જે અભિરામ;
થાય તરણતારણ નરં તેહ, સતિ એમાં નહિ સંદેહ. ૪
રામપ્રિય લઘુભ્રાત ભરતતો, મંગળપ્રદ ક્યમ થાય ન રસ્તો;
સિધ્ધ સાધુ મુની એવું કેછે, નિરખી ભરતને હર્ષ લહેછે. ૫
ઇંદ્રને શોચ દેખી પ્રભાવ, સાધે દુર્જનતો નિજ દાવ;
ગુરૂપ્રત્યે કહે સુરરાય, રામ ભરતની ભેટ ન થાય. ૬
એવો નાથ કરોજ ઉપાય, હું તો લાગું તમારે પાય;
રામ પ્રેમવિવશ શરમાળ, ભરત પ્રેમપયોધી વિશાળ. ૭
બની વાત બગડવાને બેઠી, મારી ઇચ્છા પડે સહુ હેઠી;
કરો યત્ન કશો છળ શોધી, નાથ છો તમે બુદ્ધિપયોધી. ૮
સુણી વચન ગુરૂ હસ્યા મંદ, સહસ્રાક્ષને મન જાણ્યો અંધ;
કહે સહસ્રાક્ષને બૃહસ્પતી, મિથ્યા ક્ષોભ કપટ તજ મનથી. ૯
અહિં વિઘ્ન કેવી રિતે પાડું, કીધ્યે કપટ થશેજ કબાડું;
માયાપતિ રઘુપતિના શેવકથી, છળ કરવો છાજતો નથી. ૧૦
કરિએ છળતો ઉલટુ દુઃખ દેશે, યશ આપણો છળ એ લેશે;
વન કાઢયા છળે વજ્ર પાણી, તે તો રામતણી રૂચી જાણી. ૧૧
હવે કરિએ કશી જો કુચાલ, થાય હાની આપણને આ કાળ;
સુણ રામ સ્વભાવ સુરેશ, નિજ વાંકે રિસાય ન લેશ. ૧૨
ભક્તનો અપરાધ જો કરિએ, રામરોષપાવકમાં પ્રજળિએ;
લોક વેદ વિદિત ઇતિહાસ, રઘુપતિ દુભે દુભ્યા જો દાસ. ૧૩
ઋષિ દુર્વાસા આ મહિમાને, નિજ મન ભલિભાત પિછાને;
રામસ્નેહિ જગત બધે નર ખો, નહિ હોય ભરતના સરખો. ૧૪
જગ આખુ જપે મુખે રામ, તેજ રામ જપે જેનું નામ;
તેની ઊપર માયા ચલાવો, કાંઇ શુદ્ધ ઠેકાણે લાવો; ૧૫
મન આણિએ નહિં સુરરાજ, રામભક્તનું એમ અકાજ;
એથી થાય અયશ આ લોક, દિન દિન પરલોકે શોક. ૧૬

## વસંતતિલકા છંદ.

સૂણો સુરેશ ઉપદેશ રૂડા અમારા,
શ્રીરામને સતત સેવક પ્રાણપ્યારા;
માને સુસેવકનિ સેવકતાથિ સૂખ;
જો વેર સેવકથિતો ગણતા વિમૂખ. ૧
ના રાગ રોષ યદપી સમદ્રષ્ટી વાળા;
એ પાપ પુણ્ય ગુણ દોષ ન ગ્રાહનારા. ૨
પ્રાધાન્ય કર્મ જગમાં કરિ રાખ્યું છે તે;
જે જેવું કર્મ કરતા ફળ તેવું લે તે. ૩
તોએ કરે સમ વિષમ વિહાર પ્રીતે;
ભકતો અભકત અનુસાર રમાપતી તે. ૪

નિર્માન ઍકરસ રામ સદા અગૂણ;
તે ભક્તપ્રેમવશ રામ થયા સગૂણ. ૫
શ્રીરામ તો જનતણી રૂચિ રાખિ રેછે;
સાધૂ પુરાણ શૃતિ દેવ સદા વદેછે. ૬
ત્યાગી સહૂ કુટિલતા મન એવું જાણી;
પ્રીતી ધરો ભરતચર્ણવિષે વખાણી. ૭
છે રામભક્ત પરહીતવિષે પ્રિતાળુ;
દેખી બિજાનું દુખ દુઃખિ ઉરે દયાળૂ. ૮
શિર્ષોમણી ભરત ભક્તવિષેજ ભારે;
તેનાથિ હે સુરપતી ન બિહો લગારે. ૯
છે સત્યસિંધુ પ્રભુજી સુર હીતકારી;
આજ્ઞાનુસારિ પ્રભુનો ભરતેય ભારી. ૧૦
થાઓ તમે વિકળ સ્વાર્થવશે વિચારો;
એ દોષ ના ભરતનો તમ મોહ ધારો. ૧૧
સૂણી સુરેશ ગુરૂવાણિ રૂડી વિશેશે;
ગ્લાની મટી હૃદય હર્ષ થયો અતીશે. ૧૨
હર્ખ્યો સુરેશ ફુલવૃષ્ટિ કરે નિદાને;
લાગ્યો મુખે ભરતગુણ વખાણવાને. ૧૩
એવી રિતે ભરત જાય સુપંથ કાપ્યો;
દેખી દશા સિધ્ધ મુનીઉર હર્ષ વ્યાપ્યો. ૧૪
લે શ્વાશ રામ કહિને જવ ભર્ત પ્રાયે;
જાણ્યે સુપ્રેમ ઉમટે અતિ ચોદિશાએ. ૧૫
સુણી રૂડાં ભરતવેણ મૃદૂ મયાળુ;
જાએ ગળી કુલિશ પથ્થર નિર્દયાળૂ. ૧૬
ના જાય પ્રેમ પુરવાસિતણો વખાણ્યો;
તે સર્વ રામમય થૈ ગયલાજ જાણો. ૧૭
વચ્ચે નિવાસ કરતા જમુનાજિ આવ્યા;
ન્યાળી સુવારિ નયને નિરતો ભરાયાં. ૧૮
કાન્તી શ્રિરામતનશી જળ જુમનાની;
ન્યાળી રૂડી ભરત એ મન સૂખ માની. ૧૯
થૈ મગ્ન વિહ્ધિવિષે સસમાજ જાણ્યે;
સર્વે ચઢ્યાં ઉતરવા સુવિવેક વ્હાણે. ૨૦
કીધો નિવાસ યમુનાતટ તેહ દાડે;
પામ્યાં સહૂ સુખ સમાસમ સૌ વરાડે. ૨૧
ત્યાં ઘાટ ઘાટતણિ હોડિ અપાર રાતે;
આવી ન જાય વરણી કહું કોણ ભાતે. ૨૨
પ્રાત: સમે ઉતરિયા સહુ ખેપ એકે;
સંતોખિયા સરવનેય ગુહે વિવેકે. ૨૩
ચાલ્યા નહાઈ શિશ સ્નેહથિ નામિ પાળા;
સાથે નિષાદપતિ ભ્રાત લઘુ રૂપાળા. ૨૪
આગે સુરમ્ય મુનિવાહન છે અલેખે;
જાએ પછાડિ સહુ રાજસમાજ વેગે. ૨૫
તે પાછળે ઉભય બંધવ પાયપાળા;
સાદા પવિત્ર પટ ભૂષણ શ્રેષ્ટ વાળા. ૨૬
સન્મિત્ર સેવક અમાત્ય અપાર સાથે;
સૌમિત્ર રામ સિયને સ્મરતા જતા તે. ૨૭
જ્યાં જ્યાં શ્રિરામવિશરામનિવાસ દેખે;
પ્રીતે પ્રણામ કરિ ત્યાં ભુરિભાગ્ય લેખે. ૨૮
સૌ પંથવાસિનરનાર સુણી સુવાણી;
રૂડા અધીક નૃપબાળક બે પ્રમાણી. ૨૯

## રાગ ગરબી.

કારતગ માસે કાન, ગયા મન મેલીરે "એઢાળ."

પંથવાસિ નરનાર, સરવે સ્નેહેરે;
સાંભળિ આવતા કુમાર, વિવર્ણ દેહેરે. ૧
કામ ધામ તજિ ધાય, પાવન થાવારે;
કોઇ રોતાં મુકિ નિજ બાળ, નિકળિ નિરખવારે. ૨
દેખી સ્વરૂપ અનૂપ, ભૂપકુંવરનાંરે;
અતિ સ્નેહવિવશ મન શ્રેષ્ટ, નારી નરનાંરે. ૩
આનંદિત મનમાં, થયાં નરનારીરે;
રૂડુ જન્મતણૂં ફળ પામિ, સુખ લઇ ભારીરે. ૪
ઉચરે પ્રેમ સહીત, સંશય આણીરે;
સહુ એક એકની પાસ, મનહર વાણીરે. ૫
રામ લક્ષ્મણ જોડ, કનક ઘન વરણીરે;
સખિ તે હોય કે ન હોય! સ્મરમદહરણીરે. ૬
વય તન વરણ સ્વરૂપ, તેજ દિસેછેરે;
સખિ શીળ સનેહ સમાન, સમગતિએછેરે. ૭
વેશ ન તે નથિ આજ, સુંદરિ સંગીરે;
જો આગળ ચાલી જાય, અનિ ચતુરંગીરે. ૮
નથી પ્રસન્ન વદન, મન કલેશિતછેરે;
સખિ એ ભેદ સંદેહ, ચિત્ત ભ્રમિતછેરે. ૯
તર્ક તેતણો તર્ત, ગુણિ ગજગામારે;
મનમાની સત્ય વિશેષ, વદિ સહુ વામારે. ૧૦
શાણિ ન તુજ સમ કોય, કહિને વખાણીરે;
બિજિ બોલી મધુર વચન, સુંદરિ શાણીરે. ૧૧
કહિ સહુ કથા પ્રસંગ, પ્રેમ સહીતેરે;
રામરાજ્યરસભંગ, થયો જે રીતે રે. ૧૨
વખાણવા પછિ લાગિ, ભરતકુંવરનેરે;
અતિ શીળ સનેહ સ્વભાવ, ભાગ્ય સુંદરનેરે. ૧૩

ફળાહાર કરિ ચાલતા, પગ પાળારે;
તજિ રાજ્ય પિતાનું દિધેલ, ભોગ રૂપાળારે. ૧૪
જાય મનાવા કાજ, વન રઘુવરનેરે;
જગ છે કો ભરત સમાન, સખિ તું ઉચરનેરે. ૧૫
ભરત આચરણ ભકિત, ભ્રાતપણું કળતારે;
દુખ દુષણહરણ નિરધાર, કેતાં સુણતાંરે. ૧૬
જે કશું કહિયે થોડું, સખિ ગણિ સેવારે;
રઘુવરના લઘુવિર કેમ, હોય ન એવારે. ૧૭
સાનુજ ભરત વિલોકિ, એમ અબળા સહુરે;
યુવતીજન લેખામાંય, ધન્ય દરશન લહુરે. ૧૮
સુણિ વિચારિ જોઈ નેત્ર, ભરત દશા ભલિરે;
સહુ માનનિ મન પસ્તાય, જે ટોળે મળિરે. ૧૯
"કૈકયિ જનની જોગ, આ દિકરા નહિંરે;
સજનો કહુંછૂં હૂં સત્ય, ગુણ લેખી લહિરે. ૨૦
કોઈ કહે ત્યાં એમ, સુણ સખિ વહિયેરે;
નથિ રાણિતણો કઇ દોષ, શિદ મન લહિયેરે. ૨૧
દૈવ આપણો પાંશરો, પ્રીત ધારીરે;
દરશન ભરતનૂં કરાવ્યું, જો ભવહારીરે. ૨૨
લોક વેદથી નીચ, કર્મહિણ ઘેલાંરે;
નિચકુળવાળી સ્ત્રી જાત, કરતવ મેલાંરે. ૨૩
વસિયેછિયે કુદેશ, ગામ કુઠામેરે;
આચાર વિહિન અતિશેજ, આપ તમામેરે. ૨૪
કહો કયહાં નિચકર્મિ, આપણ એવાંરે;
કયાં દરશન પુણ્યવિપાક, નેત્રે લેવાંરે. ૨૫
અચરજ ને આનંદ, એ પ્રતિગ્રામેરે;
જાણ્યે મરૂ ભોમનિમધ્ય, સુરતરૂ જામ્યેરે. ૨૬

## દોહરા.

ભરતદરશ દીઠે ખુલ્યાં, પંથલોકનાં ભાગ્ય;
જયમ સિંહલદ્વિપ વાસિને, વિધિવશ સુલભ પ્રયાગ. ૧
નિજગુણ સહ શ્રીરામના, સુણતાં શુભગુણગાથ;
જાય હૃદય સંભારતા, પ્રણતપાળ રઘુનાથ. ૨
તીર્થ તથા મુનિઆશ્રમો, શોભા પુર સુરધામ;
ન્હાતા વળી વિલોકતા, કરતા દંડપ્રણામ. ૩
મનમાંને મનમાંય સ્તવિ, માગેછે વર એહ;
સીતા રઘુવરપદકમળ, સહજ સરળ શુભસ્નેહ. ૪
મળે ભીલજન માર્ગમાં, વનવાસી વળિ કોય;
વાનપ્રસ્થ બહુ યતિજનો, ઉદાસીન કો હોય. ૫
પુછે જેહને તેહને, પ્રથમ કરી પરણામ;
વશે કિયે પાવન વને, સીતા લક્ષ્મણ રામ? ૬
સમાચાર પ્રભુના સહુ, કહેતા કરી વખાણ;
દેખિ ભરતને તે જનો, લહે જન્મફળ લાણ. ૭
જે જન કહે દિઠા અમે, રઘુપતિ કુશળ ક્ષેમ;
સીતા લક્ષ્માણ રામસમ, તે પ્રિયપ્રાણ સપ્રેમ. ૮
એ રિત સહુનિ સુવાણિથી, જાણેછે સહુ વાત;
સુણતા પ્રભુ વનવાસની, શુભ કહાણિ ભલિભાત. ૯
તેહ રાત્રિ વસિ પ્રાતમાં, ચાલ્યા સમરી રામ;
પ્રભુ દરશનની લાલસા, ભરત સમાન તમામ. ૧૦
શુકન સુમંગળ સકળને, થળ થળથી ઠિક થાય;
સુખદ બાહુ લોચન વળી, ફરકેછે શુભ કાય. ૧૧
સહિત સાથ શુભ ભરતને, અંતર અધિક ઉછાહ;
મળશે રઘુવર સર્વના, મટશે દારૂણ દાહ. ૧૨
મનોર્થ કરતા જાયછે, જેવો જે મન ટેક;
સ્નેહસુધારસ પૂર્ણમાં, સર્વ છકેલા છેક. ૧૩
પંથે ડગમગ ડોલતા, શિથિળ અંગ સહુકોય;
બોલે ઉમંગભર વચન, પ્રેમવિવશ બનિ સોય. ૧૪
રામસખાએ તે સમે, દરશાવ્યો ધરિ નેહ;
સહજ દિસે સોહ્યામણો, શૈલ શિરોમણિ જેહ. ૧૫
જેનિ સમિપ સરિતાવહે, તટ શુભ નિર્મળ નીર;
વસે જ્યહાં જાનકિ સહિત, સાનુજ શ્રી રઘુવીર. ૧૬
દંડ પ્રણામ કરે સહુ, દુરથકી તે દીશ;
કહિ જય જાનકિજિવન તમ, ધન્ય કૈશલાધીશ. ૧૭
પ્રેમ મગન છે એમ મન, સઘળો રાજ સમાજ;
જાણ્યે ફરિને આવિયા, અવધ ભણી રઘુરાજ. ૧૮
ભરતપ્રેમ તે સમયનો, જેવો અંતરમાંય;
શેષ ન તેવો કહિ શકે, ક્રોડ પ્રકારે કાંય. ૧૯
કવિને તો અતિશે અગમ, કથતાં ભરત સુપ્રેમ;
અહ મમતાથી બ્રહ્મસુખ, અગમ જનોને જેમ. ૨૦
રઘુવરના સ્નેહે શિથિળ, સર્વ પ્રજા પરિવાર;
દિવસ અસ્ત થાતે ગયાં, બેજ કોશ નિરધાર. ૨૧
જળ થળ દેખી ઉતરિયા, સ્હેજે વીતી રાત;
કર્યું ગમન રઘુનાથ પ્રતિ, પ્રેમે થતાં પ્રભાત. ૨૨
એહ કથા રહિ એટલે, સુણજો સર્વ સુજાણ;
ચરચૂ રામ ચરિત્ર અવ, ખરે મહા સુખખાણ. ૨૩
પાછલિ રાત પરોઢિયે, સ્વપ્ન લાગ્યું સ્હેજ;
જાગી ઝબકી જાનકી, કહેવા લાગી તેજ. ૨૪

શંકર વસેરે કૈલાસમાં (એઢાલ.)

પ્રિતમ પાછલે પરોઢિએ, એવું સ્વપ્ન લાગ્યું આજરે;
અવધપુરીથી જાણ્યે આવિયા, ભરત સહીત સમાજરે.
પ્રિતમ પાછલે પરોઢિએ ૧
નાથ વિરહાગ્નિકેરિ આંચમાં, જાણ્યે તાવેલાં છે તનરે;
સકળ મલીન દીન દુઃખિઆં, અતિશે ઉદાસિ મનરે.
પ્રિતમ પાછલે પરોઢિએ ૨
દિઠિ મેં સાસુ સહુ કૃશ તને, પ્રાપ્ત વૈધવ્ય થયેલરે;
મ્હા દુખિઆરિયો વિયોગથી, કેશ શિથિળ ભર્યા મેલરે.
પ્રિતમ પાછલે પરોઢિએ ૩
સ્વપ્ન સિતાનું એવું સાંભળી, સાંભર્યાં માત તાત ભ્રાતરે;
આંસુ ભરાઇ અતિ આવિયાં, થયા શોચવશ શ્રીનાથરે.
પ્રિતમ પાછલે પરોઢિએ ૪
દારૂણ સ્વપ્ન લક્ષ્મણ છે આ, કદી સારૂં ના કેવાયરે;
અશુભ વાત કશિક આ સમે, સંભળાવશેજ પ્રાયરે.
પ્રિતમ પાછલે પરોઢિએ ૫
સાનુજ સ્નાન કર્યું એવું કહિ, પુજ્યા પ્રેમથી પુરારીરે;
સાધુ સરવ સનમાનિયા, નીજકૂળધર્મ ધારીરે.
પ્રિતમ પાછલે પરોઢિએ ૬

ઉપેંદ્રવજ્રા છંદ.

પુજી પુરારી સનમાનિ સાધુ, મુનીપદે વંદન વારૂ કીધું;
વિલોકતા ઉત્તર દીશિ સામા, બિરાજિયા સાનુજને સરામા. ૧
નિચે દિસે વાદળ જેટલેથી, ફરેલ દ્રષ્ટી દુર તેટલેથી;
વિહંગ વારૂ મૃગપંક્તિત્યાંથી, બિનીબિચારાંબહુરાનમાંથી. ૨
શિથીળ અંગે વડિ ફાળ દેતે, ત્વરાથિ આવ્યાં પ્રભુ આશ્રમેતે;
વિલોકતા ઊઠિ રમાપતી તે, ચકીત થૈને અતિશે સ્વચિત્તે. ૩
અરે શું આ કારણ રાન છાંડી, વળિ વિલોકે દુર મીટ માંડી;
સહૂ સમાચાર ઉતાવળેથી, કહ્યા ભિલોએ જઇને વનેથી. ૪
સુણી મહામંગળ વેણ ત્યારે, પ્રફુલ્લ અંગે મન હર્ષ ભારે;
ભર્યા ત્યહાં નેહ નિરેથિ નેત્રા, જુઓ ઉમા એ પ્રભુનાંચરિત્રા. ૫
પછી થયા શોચવશે અતીશે, રમાપતિ રામ ઉદાસિ દીસે;
હશે કશૂં કારણ આ સમાનૂં, અરે વિરાને વન આવવાનૂં. ૬
ત્યહાં કહ્યું એવુંજ આવિ એકે, સુસૈન્ય સંગે ચતુરંગિ છે કે;—
નિહાળતાં ભીતિ અધિક લાગે, તુરંગ તાણ્યા ન રહે સુવાગે. ૭

દોહરા.

તે સાંભળિ મન રામને, થયો અતીશય શોચ;
એક તરફ તાતનું વચન, બિજી ગમ વિરહ સંકોચ. ૧
સમજી ભરત સ્વભાવને, મનમાંહે નિરધાર;
સ્થિતિ પામે નહિ રામ ચિત, કરતાં કોઇપ્રકાર. ૨
સમાધાન મન રામનૂં, પામ્યૂં એહ પ્રકાર;
ભરત કહ્યામાં છે ભલો, સાધુ સુજ્ઞ આચાર. ૩
હૃદય ક્ષોભ પ્રભુને પ્રિછી, લક્ષ્મણ લક્ષણધામ;
કહે સમયસમ નીતિ શુભ, કરિ રામને પ્રણામ. ૪
પુછ્યા વિના કશું કહું પ્રભૂ, કરૂં અતિશે અવિવેક;
એ સેવકસમ મુરખતા, દિઠી ન જગમાં છેક. ૫
તમ સર્વજ્ઞ શિરોમણી, રૂડા ઘણા રઘુરાજ;
હૂં કશું કહું મુજ સમજણે, તમ અનુગામી આજ. ૬
સરળ પવિત્ર સુચિત્ત તમ, શીળ સનેહનિધાન;
સહુપર પ્રીત પ્રતીતિ મન, જાણો આપ સમાન. ૭

કાવ્ય તથા રોળાવૃત.

સુણો પરન્તૂ સ્વામિ, આપનો હું અનુગામી;
હું અજાણ સર્વથી, આપતો અંતરજામી. ૧
વિષયિ જીવ જગતણા, પામિ પ્રભુતા પરતાપે;
મૂઢ મોહવશ તેહ, જણાય થએલા આપે. ૨
ભરત નીતિમાં નિપુણ, સાધુ વળિ સુજ્ઞ અતીશે;
પ્રભુપદ પ્રેમ અપાર, સકળ જગને શુભ દીસે. ૩
તેય ભરત પણ આજ, રાજપદ પામી પોતે;
ચાલ્યો તજિ ધર્મની, સિમાને જોતે જોતે. ૪
કુટિલ કુબંધુ કુસમય, તર્ત તનમનમાં તાકી;
જાણિ રામ વનવાસ, હશે વસતા એકાકી. ૫
કરિ મનમાં કુવિચાર, આજ સજિ સમાજ સરવે;
નિષ્કંટક નિજરાજ, આવિઓ કરવા ગરવે. ૬
કોટિ પ્રકારે કપટ, કઠોર કુટિલતા મનમાં;
દળ એકઠું કરિ જુઓ, વીર બે આવ્યા વનમાં. ૭
જો જિવમાં નવ હોત, કુચાલ કપટ વીકીયા;
શિદ લાવત નિજસાથ, વાજિ ગજ રથ લડવૈયા. ૮
વૃથા દોષ શો દિએ, ભરતને કોઈ કદાએ;
રાજ્યપદવિ પામિને, જન બહૂ મદે ભરાએ. ૯
ચતુર ચંદ્ર પદ પામિ, કામિએ ગુરૂઘર માર્યૂં;
દ્વિજ શિર ધરિ પાલખી, કર્યૂં નહિં નહુપે વાર્યૂં. ૧૦
કોણ વેનસમ અધમ, લોક શૃતિની તજિ માજા;
સહસ્રબાહૂ વળી, સુરપતી ત્રિશંકુ રાજા. ૧૧
પામિ રાજ્યપદ મદે, કલંક દિધૂં નહિ કોને?
સુણો રમાપતિ રૂડા, આપ અંતર સમજોને. ૧૨

કિધ આ ઉચિત ઉપાય, ભરત ભૂપે મન લહિએ;
રિપુકેરૂં રણ રંચ, રાખવૂં નહિં જગ કહિએ. ૧૩
એક કર્યું નહિ ભલું, ભુલ્યો ભુપ ભરત જણાએ;
જાણિ રામ અસહાય, અનાદર કિધ મનમાંએ. ૧૪
સમજાણ પડશે તેહ, આજ અતિશે આણુલેખી;
રણભોમિમાં સરોષ, અધિક રઘુવર મુખ દેખી. ૧૫
એટલું કેતામાંય, નીતિરસ ભુલિ સમૂળ ;
શમાવળિ ખડિ થઇ, જેમ રણરસ તરૂ ફૂલ્યૂં. ૧૬
પ્રભુપદ વંદિ વિશેષ, નીજ શિશપર રજ રાખી ;
વદિઆ તે અવસરે, સહજ નિજબળ મુખ ભાખી. ૧૭
અનુચિત અતિ આ તકે, માનશો નાથ ન કાંઇ;
ભરતે અમ અપરાધ, કર્યો નથિ થોડો કાંઇ. ૧૮
કરી સહન ક્યાંલગી, મારિ મન રહિએ ત્યારે;
નાથ તમેછો સાથ, વળી ધનુ હાથ અમારે. ૧૯
લાત મારતાં ધૂળ, તેય પણ શિર ચઢિ બેસે;
અબળ તોયપણ જુઓ, જુલમ તો સહે ન રેશે. ૨૦
ક્ષત્રિજાતિ છું હું તો, રૂડે રઘુકુળ અવતરિઓ;
રામઅનુજ જગ વિદિત, કાળથિય હજિ નથિ ડરિઓ. ૨૧
શાયક મારાં સરવ, દુષ્ટ શ્રોણિતનાં તરશાં;
હમણાં પ્રજળિત થશે, કાળરૂપી મણિધરશાં, ૨૨
રહ્યા ચળવળી હાથ, નાથ વારશો ન મુજને ;
ચઢાવિ જિતવાવટો, દેઉં યશ ઝાઝો તમને. ૨૩
રજા માગિ કરજોડિ, રામપદકમળે લાગ્યો ;
જાણ્યે એ હમણાંજ, વીરરસ સૂતો જાગ્યો. ૨૪
જટાબાંધિ શિર ઝટ્ટ, કમર કસિ તિર ભરિ ભાથે;
ચઢાવિ ધનુષનિ પણછ, કાળશાયક ધર્યું હાથે. ૨૫
આજ લેઉં યશ અતી, રામ શેવકતાકેરો;
યુધ્ધ શિખામણ દેઉં, ભરતને ખિલવિ ઘણેરો. ૨૬
રામઅનાદરતણું, પામિને ફળ દુખદાઈ;
રણશય્યામાં આજ, શયન કરશે બે ભાઈ. ૨૭
આવિ મળ્યોછે ભલો, સમાજ સકળ આ વનમાં ;
પ્રગટ કરીશ પ્રમાણ, પાછલી રિશ મુજ મનમાં. ૨૮
જેમ દળે કેશરી, હાથિદળયુથને તળપી ;
લે લપેટિ જ્યમ બાજ, તેતરાંને ગ્રહિ ગળચી. ૨૯
તેમ ભરતને આજ, સૈન્ય સાનુજ રણભોમે;
કરિ નિપાત નિરધાર, દિપાવિશ રણ મમ જોમે. ૩૦
જો સહાય કારણે, આવશે શંકર વ્હારે ;
રામદુહાઈ મને, તોય જો મારૂં ન ત્યારે.! ૩૧
અતિ સરોષ લક્ષ્મણે, વાણિ કોહે એવી જ્યારે;
વળિ સુણિ સોગન સત્ય, લોકપતિ ડરિઆ ત્યારે. ૩૨
દિગ્ગજ કરિ ચિક્કાર, સભય અવિલોકે સરવે;
સ્હાય સરવ પાડવા, ભડકિ ભંગાણજ હળવે. ૩૩
પડતાં જગ ભંગાણ, ગગનમાંહે થઈ વાણી ;
અતુલ્ય ભુજબળ અચળ, લક્ષમાણતણૂ વખાણી. ૩૪
અહો તાત આ સમે, પ્રતાપ પ્રભાવ તમારો;
કહો કોણ કહિ શકે, કોણ જગમાં પ્રિછનારો.? ૩૫
પણ અનુચિત કે ઉચિત, કામ કશું હોએ ભારી;
સમજી કરિએ તોજ, સર્વ ભલું કહે વિચારી. ૩૬
સહસા કરિને પછી, થાય પસ્તાવો ન્યાળી;
કહે વેદ જન સજન, તેહ જન નહિં મતિશાળી. ૩૭
સુણિ સુર વચનો સત્ય, લક્ષમાણ સંકોચાયા;
સાદર સન્માનિયા, જાણવિ સિયરામે માયા. ૩૮

## રાગ રામગ્રી.

ધેદાંભ વનમાં વલવલે. (એરાગ.)

સાંભળ સોહાગી બંધવા, મારો તૂં પ્રિય પ્રાણ;
દારૂણ દુઃખનો ભાગિઓ, કુળમાં કુળભાણ.
સાંભળ સોહાગી. ૧
બાપૂ કહી તમે બહુ વિધે, નીતિ પરમ ઉચીત;
સહુથી કઠણ સંસારમાં, રાજ્યમદ અનહીત.
સાંભળ સોહાગી. ૨
સાધુ સભા નહીં જેમણે, સેવી સ્વપ્ને કદાય;
તે નૃપ પદવી પામીને, છતમાં છાકી જાય.
સાંભળ સોહાગી. ૩
સાંભળ લક્ષ્માણ સલક્ષણા, ભલો ભરત સમાન;
વસુધા વિરંચિ પ્રપચમાં, દીઠો કે ન સુણ્યો કાન.
સાંભળ સોહાગી. ૪
રાજ્યનો મદ ભાઈ ભરતને, કોઈ કાળે ન થાય;
વિધિ હરિ હર પદ પામતાં, તેને તુચ્છ જણાય.
સાંભળ સોહાગી. ૫
કદિએ શું કાંજી બિંદુ પડયે, ક્ષીર સાગરમાંય ;
ગણસાડિ શકશે હે વિરા,! મન વીચારો કાંય.
સાંભળ સોહાગી. ૬
તરૂણઅરૂણને તિમિર કદી, જોતામાં ગળિ જાય;
ગગનમંડળ વળી મેઘમાં, સહસાજ સમાય.
સાંભળ સોહાગી. ૭
ગૌપદજળમાં બુડે કદી, ઋષિરાજ અગસ્ત;
સહજ ક્ષમા ધરણી તજે, વળી પ્રલય સમસ્ત.
સાંભળ સોહાગી. ૮

મચ્છર ફૂંકે વળી કદી, ઊડે મેરૂ આકાશ ;
તોય ન થાય એ ભરતને, નૃપમદ આભાસ.
સાંભળ સોહાગી. ૯
લક્ષ્મણ સોગન તમતણા, કે પિતાજીની આણ;
ભરત સમાન સુબંધવો, નહિં કોય સુજાણ.
સાંભળ સોહાગી. ૧૦
સદગુણક્ષીર અઘાતછે, અવગુણજળ સંચ ;
મેળવી રચિઓ વિરંચિએ, જકતરૂપી પ્રપંચ.
સાંભળ સોહાગી. ૧૧
રવિકુળરૂપી તળાવનો, હંસ ભરત સુજાણ;
જનમી કર્યા ગુણ દોષના, બે વિભાગ પ્રમાણ.
સાંભળ સોહાગી. ૧૨
જળઅવગુણ તજીને ગ્રહ્યા, સદગુણદુધ શુદ્ધ;
ઉજવળ કીધા જગત બધે, નિજ યશ અદભૂત.
સાંભળ સોહાગી. ૧૩
કહેતાં ભરત ગુણ શીળતા, સુસ્વભાવ વિશેષ;
મગ્ન સુપ્રેમપયોધિમાં, અતિશે અવધેશ.
સાંભળ સોહાગી. ૧૪

## હરિગીત છંદ.

સુણિવાણિ વળિ અવિલોકિ રામનિ, પ્રીતિ ભરત ઉપર અતી,
સુર સરવ એમ વખાણતા મુખ, વાહ રામ રમાપતી !
પ્રભુ કો કરૂણાધામ રામ સમાન, અન્ય જગતવિષે,
નિજભક્ત પ્રાણસમાન પ્રિય અતિ, જેહને જોતાં દિસે. ૧
નહિં હોત જન્મ ભરતતણો જગ, ધુરંધર સહુ ધર્મનો,
અહિ કોતણા સત્યે ધરત શિર, ભાર અગણિત ધરણિનો;
કવિને અગમ અતિશે વરણવા, ભરતગુણગાથા ભલી,
રઘુનાથ તમ પાખે જગતમાં, અન્ય કો જાણે વળી. ૨
સુરવાણિ શુભ સુણિ લક્ષમણજી, રામ સીતા રીઝિયાં,
અતિશે લિધું સુખ અંતરે ગણિ, વળિ વચન વખાણિયાં;
અહિયાં ભરત સહુ સહિત સંગે, અતિ ઉમંગી અંગમાં,
કર્યું સ્નાન અતિપ્રિતધારિ મનમાં, ગુણનિધાની ગંગમાં. ૩
સહુ લોક નદિનિ સમિપ રાખી, કરિ સુઆદર મનગમે,
માગી સુમાત અમાત્ય ગુરૂની, ઉચિત આજ્ઞા તેસમે;
ચાલ્યા ભરત જ્યાં રામ લક્ષ્મણ, જોગી રૂપ જગતપતી,
નિજસાથ લઘુબંધવ અરિદમન, ગુહપતિ મતિમાં અતી. ૪
નિજમાત કરતવ સમજિ મનમાં, ભરત સંકોચાયછે,
ઉરમાંય કોટિ કુતર્ક કરતા, ચતુર ચાલ્યા જાયછે;
મમ નામ સાંભળિ રામલક્ષ્મણ, જોગમાયા જાનકી,
નહિંજાય અન્ય થળે શુંઅરરર, ઊઠિને એ સ્થળથકી.?૫
મમમાત જેવો ગણિ મને કદિ, મનવિષે રઘુનાથજી,
કહેશેજ જેટલું તેટલું ઘણુંથોડું, સહુ સંશય તજી;
અપરાધ સર્વ ક્ષમા કરી અવ. સ્નેહથી બોલાવશે,
નિજવિર્દ મન સંભારિ સમજી, કાંક કરૂણા લાવશે. ૬
જાણી મને અતિ મલિન મનનો, કરિ અનાદર પરહરે,
કાં જાણિ સેવક નિજતણો મન, સ્નેહથી આદર કરે;
પણ શરણું મારેતો જગતમાં, એક પ્રભુપદપાવડી,
શુભ સ્વામિ રામજ બાકિ જનનો, દોષ ભરિઆ ઘડિઘડી.૭
યશપાત્ર ચાતક મીન જગમાં, પ્રિય વિયોગ ન સહિશકે,
નિજપ્રેમ નેમ નિપૂણ અતિશે, બાકિ જનનો બહુ બકે;
મન એવું ગણતા પંથ જાતા, ભરત આચરણ શું ભણું,
ઓસાર અંતર શિથિળ સ્નેહ, ગાત્રછે પોતાતણું. ૮
મન ફેરવેછે માતકૃત કુડ, શું મુખ લઈ સન્મુખ જઉં,
ધિર ધોરિ નિજભક્તિતણું બળ, ચાલતો લેખી લઉં;
સમજે સ્વભાવ શ્રિરામનો જવ, જે રૂપે ઘનશામળા,
પંથે દિસે પડતા તદા શુભ, ભરત પાય ઉતાવળા. ૯
તે અવસરે ભરતનિ દશા કહું, કેવિ તે સુણજો સતી,
જળનો પ્રવાહ અથાહ વળિ જ્યમ, જળ ભ્રમરકેરી ગતી;
અવિલોકિ શોચ સનેહ અતિશય, ભરતનો ભલિભાતથી,
તે તક નિષાદ વિદેહ બનિયા, કહું મુખે શું હૂં કથી. ૧૦

## દોહરા.

થવા લાગિયા શુકન શુભ, સુણિ ગુણિ કહે નિષાદ;
મટશે શોચ થશે હરખ, પછિ પરિણામ વિષાદ. ૧
સેવક વચનો સત્ય સહુ, જાણી નિજ મનમાંય;
જઈ પ્હોંચ્યા આશ્રમ સમિપ, વસે રમાપતી જ્યાંય. ૨
ભરતે અવિલોકયો ત્યહાં, 'કાનન શૈલસમાજ;
આનંદિત મન ક્ષુધિત જન, પામિ જેમ સુઅનાજ. ૩
જાણ્યે અતિ વૃષ્ટી થયે, દુખાણી પ્રજા અપાર;
પિડિત ત્રિવિધતાપે વળી, ગ્રહગ્રસીત નિરધાર. ૪
તે સુખિઆરી થાય જ્યમ, જઈ સુદેશ શુભરાજ;
તેને અનુસરતી થઈ, ભરતદશા સહસાજ. ૫
રામનિવાસથિ રૂડિ થઈ, વનની સંપતિ સાજ;
સુખી પ્રજા જાણ્યે થઈ, પામિ સુરાજા આજ. ૬
સચિવ યોગ વૈરાગ્ય શુભ, વળી વિવેક નરેશ;
વનરૂપ અતિ રળિયામણો, ઓઢો પાવનદેશ. ૭
સુંદર સુભટ સુયમ નિયમ, રાજધાનિ વડ શૈલ;
શાન્તી સુમતિ પવિત્ર અતિ, સુંદરિ ગણિ સુશીળ. ૮
સકળ અંગ સંપન રૂડો, શુભ વિવેક નરરાય;
રામચરણ આશ્રિત અતી, મન ક્રમ વચન સુકાય. ૯

મોહ નૃપતિનું દળ જિતી, સહિત વિવેક ભુપાળ;
કરે અકંટક રાજ્ય શુભ, સુખ સંપદા સુકાળ. ૧૦
વનપ્રદેશમાં મુનિતણા, ઉચિત વાસ અતિશેજ;
જાણે પૂર નગર રૂડાં, ગ્રામ ગામડાં એજ. ૧૧
વિચિત્ર નેત્ર સુખદ સદા, અધિક વિહંગ કુરંગ;
જાય વખાણ્યા ક્યમ કરી, પ્રજાસમાજ સુરંગ. ૧૨
ગજ ગેંડા કપિ કેશરી, વાઘ વરાહ અપાર;
ભેંસ બળદ આદિક રૂડાં, વન પશુઓ નિરધાર. ૧૩
આદ્યવેર વિસરી જઈ, ચરે સર્વ પશુ સંગ;
જ્યાં ત્યાં જાણ્યે નિરખિએ, રૂડિ સેન્યા ચતુરંગ. ૧૪
નિર્મળ નદિ ઝરણાં ઝરે, ગાજે મત્તગયંદ;
જાણ્યે નિશાન વિવિધ વિધિ, વાગેછે દળવૃંદ. ૧૫
ચાતક શુક કોયલ સમુહ, ચક ચકોર સહસાજ;
સુંદર હંસ મુદિત મને, કુંજારવ કરતાજ, ૧૬
ઘુણુંણું કરે મધુકરનિકર, મધુરા નાચે મોર;
જાણ્યે મંગળ ચોદિશા, સુરાજ્યને અંકોર. ૧૭
વેલી વૃક્ષ લિલાં તૃણો, સકળ સફૂલ પ્રફૂલ;
સર્વ સમાજ દિસે રૂડો, મનહર મંગળમૂળ. ૧૮
ચિત્રકૂટ શોભા નિરખિ, ભરત હૃદય અતિ પ્રેમ;
તપસ્વિ તપફળ પામિ સુખિ, વિત્યે નિયમ નિજનેમ. ૧૯

## દ્રુતવિલંબિત છંદ.

કહ્યું ભિલે દુરથી શુભ દેખિને, ભરતને નિજ ભુજ ઉઠાવિને;
વિટપ પેલુંવિશાળપ્રભુજુઓ, અતિરસાળતમાલસુજંબુઓ. ૧
વડનું વૃક્ષ વચે અતિ શોભતૂં, નિરખિ રમ્ય ઘણૂં મન લોભતૂં;
નુતન પત્ર દિસે શુભ દૂરથી, સઘનરૂપનિમાંય મણા નથી. ૨
પરમ રમ્ય જુઓ ફળ લાલછે,અચળ છાંય રૂડી સહુકાળ છે;
તિમિરરક્તસમૂહજ્જાણિયે, વિરચિયેરચિકેલિવખાણિયે.૩
સરિત તે તરૂની સમિપે જુઓ,ભરતજી મન સંશય સૌ ખુઓ;
સુભગ પર્ણકુટી રચિ રાઘવે, દુરથિ તે નિરખાય બધી હવે. ૪
તુળસિ ને ડમરા સુસુહાવિયા,વિવિધ એ વિણ છોડ ઉછેરિયા;
શિતળ વારિ સિંચી કરિ ક્યારડા, કહિંદિસેલઘુનેકહિંનોવડા. ૫
કહિંકતો સિય રામથિ ઊછર્યા, લખમણે કઇ સિંચિ શુધા કર્યા;
નિરખિએ વડછાંય સુવેદિકા, શુભ રચેલિ દિસે મન તોષિકા.૬
નિજકરે અતિહર્ષિ સિતાજિએ,રૂચિર ચોરિદિસેછબનાવિએ;
મુનિ સમાજ સહિતવિરાજતે,સુઘડરામસિતાનિતજ્યાંપ્રિતે.૭
શ્રવણતાં સુકથા ઇતિહાસને, નિગમ આગમ સર્વ પુરાણને;
સુભગ આશ્રમ સર્વથિ શોભતૂં,નિરખિતેમનમૂનિનુંલોભતૂં.૮

## નરકુટ છંદ.

વચન સુણી રૂડૂ, નિજ સખાનું તરૂ નિરખી,
ભરત વિલોચને, ઉમગ્યુ વારિ અતી હરખી;
દુરથિ પ્રણામતા, વિચરતા યુગવીર વને,
પ્રિતિ કથતાં મુખે, સરસ્વતી શરમાય મને. ૧
પ્રભુપદ અંકને, નિરખતાં હરખે મનમાં,
જ્યમ જનરંક, પારશમણી લઇને તનમાં;
રજ શિશધારિ લોચન ઉરે લઈ રાજિથતા,
રઘુવરને મળ્યા, સમ સુખો મનમાં ગણતા. ૨
ભરત ગતી અતી, અકથ ન્યાળિ ન જોઈ મણા,
મગન સુપ્રેમમાં, ખગ મૃગો જડ જીવ ઘણા;
ભિલ પણ સ્નેહને, વશ થઈ રસતો ભુલતા,
ફુલ વરસાવિને, સુર સુપંથ બતાવિ જતા. ૩

## દોહરા.

નિરખી સિધ્ધ સાધક ઉરે, અતિ ઉપજ્યો અનુરાગ;
વખાણવા લાગ્યા સહુ, સહજ સનેહ અથાગ. ૧
જો ન હોત ભૂતળવિષે, ભાવ ભરતનો સાર;
અચર સચર ચર અચર તે, કરત કોણ નિરધાર. ૨
પ્રેમામૃત મંદરવિરહ,[1] ભરત જળધિ ગંભીર;
મથિ પ્રગટ્યૂ સુર સાધુહિત, કૃપાસિંધુ રઘુવીર. ૩
સખા સહિત શોભે ભલી, મનહર જોડિ પવિત્ર;
વન ઓથે જાણ્યા નહી, સૌમિત્રે નિજ નેત્ર. ૪
પ્રભુ આશ્રમ પાવન પરમ, ભરતે દિઠ હરખેજ;
સકળ સુમંગળમૂળનાં, સદન શોભિતાં સ્હેજ. ૫
દુખના દાવા સહુ મટ્યા, કરતાં પ્રિતે પ્રવેશ;
પામ્યો જાણ્યે યોગિજન, શુભ પરમાર્થ વિશેષ. ૬
લક્ષ્મણજી પ્રભુ આગળે, ભરતે દિઠ ભરિ નેત્ર;
દ પ્રત્યુતર પુછ્યાતણો, કર જોડી તે ક્ષેત્ર. ૭
શીશ જટા શશિવદન શુભ, કટિ મુનિપટ બાંધેલ;
કર તિર તરકસ કસિ કમર, સ્કંધ ધનુષ્ય ધરેલ. ૮
દિપે વેદિકાપર રૂડો. મુનિ સાધુનો સમાજ;
સીતા સહિત વિરાજતા, રૂપાળા રઘુરાજ. ૯
જટાધારિ જગદીશ પ્રભુ, વલ્કલપટ ઘનશ્યામ;
જાણ્યે ધર્યો જગતવિષે, મુનીવેશ રતિ કામ. ૧૦
ફેરવતા હસ્તાંબુજે, ધનુષ તીર રણધીર;
હરિ લે જીવની બળતરા, હસિ જોતાં રઘુવીર. ૧૧

[1] ૧. વિયોગરૂપી મંદરાચળ.

તપનિધાનમુનિસમુહમાં, મધ્ય સીતા રઘુરાય;
શોભા કહું તે સાંભળો, ભરદ્વાજ મુનિરાય. ૧૨
જાણયે જ્ઞાનસભાવિષે, તન ધરિ શોભાવૃંદ;
ઉતર્યાછે અવની ઉપર, ભક્તિ સચ્ચિદાનંદ. ૧૩
સાનુજ સખા સહીત અતિ, મગ્ન થાય મનમાંય;
હર્ષ શોક સુખ દુઃખ ગણ, વિસરિ ગયા સહુ ત્યાંય. ૧૪
પાહિ પાહિ રઘુનાથજી, કહિ કરૂણાળૂ વેણ;
કરતા દંડપ્રણામ શુભ, નેહે ભિંજવી નેણ. ૧૫
વચન ઓળખ્યાં લક્ષ્મણે, પૂર્ણ પ્રેમ અભિરામ;
જાણ્યા જિવમાં ભરતને, કરતા દંડ પ્રણામ. ૧૬
વેદમંત્રધ્વનિ વિપ્ર મુખ, સ્વાહા કહે સુજાણ;
આહુતિ દેછે અગ્નિને, રાઘવ રઘુકુળભાણ. ૧૭
સેવા કારણ તે સમે, લક્ષ્મણ લક્ષણધામ;
ઉભા રહ્યા કરજોડિને, કહે રામ કશું કામ. ૧૮
અહિંઆં બંધુ સનેહ શુભ, તે ભણિ સ્વામિનિ સેવ;
ઓછું અદકું એકે નહીં, સુણો મહા મુનિદેવ. ૧૯
તજિ સેવા મળ્યું જાય નહિં, ન બને કરવૂં જાણ;
લક્ષ્મણ મનની મતિ ગતિનું, કરે સુકવી વખાણ. ૨૦
રહ્યા રાખિ સેવા ઉપર, અતિશય દ્રઢ વિશ્વાસ;
ખેંચી લે ખેલાડિ જ્યમ, ચઢિ પતંગ આકાશ. ૨૧

## રાગ કેદારો.

શીશ નામિ સપ્રેમ કહેછે, લક્ષ્મણ જોડી હાથ;
ભરતભાઇ પ્રણામ કરતા, આવેછે હે રઘુનાથ;
સાંભળી શુભ વચન ઊઠ્યા, રાઘવ પ્રેમ અધીરા;
કહિં રહ્યું પટ કહિં તીર ધનુષ્ય ને, ભાથાનું ભાન ન જરા.૧
છૂટિ ચાલે ચાલતામાં, દીધી દોટ દયાળે;
હર્ષ આંસુ નેત્રકમળથી, ધીર રઘુવીર ઢાળે;
બળાત્કારે નિજ બંધવને, ઉઠાડિ ઉરમાં લીધો;
પૂર્ણપ્રેમ સહિત બે બંધવે, સ્નેહ સુધારસ પીધો. ૨
અન્યો અન્યનાં અંગ ભીંજ્યાં, અઢળક આંસુપ્રવાહે;
કાય કૃશ અન્યોન્યકેરી, વિરહ દારૂણ દાહે;
ભેટ વિલોકિ બે ભ્રાતકેરી, પૂર્ણપ્રેમ અતીશે;
વિસર્યા સર્વ પોતાપણું ત્યાં, ચિત્ર આળેખ્યા દીસે. ૩
ભેટ પ્રીતિની રિત રૂડેરી, જાએ કેમ વખાણી;
કવિકૂળને અતિશે અગમ તે, શુદ્ધ મન ક્રમ વાણી;
પરમપ્રેમ સંપૂર્ણ ભરિઆ, ગુણનિધાન બે ભ્રાત;
બુદ્ધિ મન ચિત અહમતીને, વિસરિ જઇ ભલિભાત. ૪

કહો સુપ્રેમ પ્રગટ કરીને, કોણ કથી શકનાર ?
કવિ મતિ કેઇ છાયાએ કહો, કેમ અનુસરનાર ?
અર્થ ને અક્ષરતણા બળનો, કવિઓને અંકોર;
તાલગતિને અનુસરિને જ્યમ, નાચે નટ ચઢિ દોર; ૫
અગમ અપાર સરળ સનેહ તે, રામ ભરતનો ભાસે;
જ્યાં ન પોચે મન હરિહરનૂં, વિધિ પણ જોઇ વિમાસે;
તે સુપ્રેમ પ્રગટ કરિને હું, કુમતિ કહૂં કેવિ રીતે;
વાજું સુરાગે વાગી શકે શું, દર્ભદોરડીનીવતે. ૬
ભેટ વિલોકી ભરત રાઘવની, સુરગણ સરવે સભીત;
ઉથડકે અંતર એમ વિચારે, આપણું થાશે અહીત;
સમજાવ્યા સુર ગુરૂએ જ્યારે, મોહનિંદ્રા તજી જાગ્યા;
પુષ્પવૃષ્ટિ વિશેષ કરિને, ગુણ પ્રસંશવા લાગ્યા. ૭

## ચોપાઇ ત્રિતાળની.

શત્રુઘનને મળ્યા સપ્રેમ, રામ ભીલને મળિઆ તેમ;
ભેટયા ભરત વળી અભિરામ, લક્ષ્મણ કરતા ત્યાં પ્રણામ.૧
લઘુભ્રાતને લક્ષ્મણ લલકી, ભરી ભૂજ ભેટયા ભાવથકી;
અતિ સ્નેહે પછી ગુહનાથ, ઉર આણિ લીધા ભરિ બાથ. ૨
બંને ભાઈ પછી અનુરાગે, મુનિવૃંદને પાયે લાગે;
પામ્યા અભિમત આશિષ રૂડી, રહ્યા મોદ સમુદ્રમાં બુડી.૩
સાનુજ ભરત પછી સાનુરાગે, ઉભાં જોઈ સીતાજી આગે;
મહા આનંદમય થઈ મનમાં, હર્ષ આંસુ આણિને નયનમાં. ૪
ચર્ણકમળપરાગ સીતાની, ધરી શીશ સાનુજ સુખમાની;
કરતા વારંવાર પ્રણામ, ઉઠાડે જાનકી અભિરામ. ૫
શીરપર કરકમળને સ્પર્શી, બંનેને બસાડ્યા મન હર્ષી;
દીધી આશિષ સીતાએ મનમાં, સ્નેહમગ્નનહીશુદ્ધિતનમાં.૬
સહુરીતે સીતા સાનુકુળ, જાણી અંતરમાંય અતુલ્ય;
શોચરહિત થયા બેય ઊર, રહ્યો નિજડર ઊરથી દુર. ૭
કોઇએ પુછ્યું ન કહ્યું કશું કોઇએ, સહુપ્રેમ મગનમાં જોઇએ;
તેસમે ગુહ ધરિ મન ધીર, કરજોડી કહે નામિ શીર. ૮
તમે સાંભળો હે રઘુનાથ, માત પુરજન મુનિવર સાથ;
સચિવ સેવક સૈન્યાપતી, ન શક્યા સહિ વિરહ અતી. ૯
આવ્યા સર્વે અયોદ્ધા નગરિથી, ભયપામી વિયોગ અરીથી;
સુણિશિળસિંધુગુરૂઆગમન, સીતાપાસેરાખિરિપુદમન. ૧૦
ચાલ્યાવેગે રાઘવ તેકાળે, દીધી દોટ ત્યાં દીનદયાળે;
ગુણસાગર નાગર વીર, બંને દિસેછે પ્રેમ અધીર. ૧૧
દખિ દુરથિ ગુરૂને સાનૂજ, પ્રીતી ઉમટી ભ્રમર અંબૂજ;
લાગ્યા કરવા દંડ પ્રણામ, અતિ પ્રીતિ સાનુજ શ્રીરામ. ૧૨

પ્રેમે મફૂલ ગુહે કહિ નામ, કર્યા દૂરથિ ગુરૂને પ્રણામ;
ઋષિરાય ભેટીઆ પરાણે, અતી હેતથી રામસખાને. ૧૩
જાણ્યે લુંટે ગૌરસ સહસ્નેહ, નથિ રાખ્યો કશો સંદેહ;
રામ ભક્તિ સુમંગળમૂળ, વખાણિ સુર વરષાવે ફૂલ. ૧૪
એહસમ ન કો નીચ વરગમાં, વડો વસિષ્ટ સમો કો જગમાં;
જાણિ અધિક લક્ષમણથી પ્રાય, જેને મળિઆ મુદિત મુનિરાય. ૧૫
તે સીતાપતિ ભજનનો ભાવ, જુઓ પ્રગટ પ્રતાપ પ્રભાવ;
જાણ્યા લોકને આરતવાન, કૃપા સિંધુરામ ભગવાન. ૧૬
જે રિતે જેહ મન અભિલાખી, તેવિ તેવિ તેની રૂચિ રાખી;
મળ્યા પળમાં સહુને સાનૂજ, કોને ભેટયા ભરી બેભૂજ. ૧૭
કર્યો દુર દુખ દારૂણ દાહ, ચાલ્યો નેત્ર હર્ષાશ્રુપ્રવાહ;
મળ્યા પળમાં સહૂને સત્રાત, નહિરામની એવડિ વાત. ૧૮
કોટિ બ્રહ્માંડમાં એક ભાણ, સાથે કરતો પ્રકાશ પ્રમાણ;
મળ્યા નિષાદને સાનુરાગ, પુરજન તો પ્રસંશે ભાગ્ય. ૧૯

### લલિત છંદ.

સરવ માવડી, દુઃખાણી ઘણી; નિરખતા ત્યહાં, શ્રી રઘુમણી;
કૃશ વપૂ દિસે, સર્વ કોયનાં; હિમનિ મારિઓ, વેલિ હોયના! ૧
પ્રથમ ભેટિઆ, રામ ત્યાં પ્રિતે; જનનિ કૈકયી, ને રૂડી રિતે;
સરળભાવથી, માતૃભક્તિએ; પરમપ્રેમથી, યોગ્યજુક્તિએ. ૨
કિધ પ્રબોધત્યાં, લાગિને પગે; વિધિ શિરે દઈ, ખોડ સૌ વગે;
કઠણ કાળને, કર્મને અતી; પ્રગટ દોષદે, શ્રી રઘુપતી. ૩
સરવ માતને, રામ ભેટિયા; કરિ પ્રબોધત્યાં, પૂર્ણ તોષિયાં;
ગતિ સહૂ દિસે, ઇશ સ્વાધિને; જનનિના દિએ, દોષ કોઇને. ૪
ગુરૂત્રિયાતણા, ચર્ણ વંદિયા; ગુણધિ ભ્રાતબે, સૂખિયા થયા;
અવરએવિના, આવિ સંગમાં; ઋષિત્રિયાઘણી, જેઉમંગમાં. ૫
સરવના પ્રિતે, ચર્ણ વંદિયા, ચતુર ભ્રાતબે, સૂખિયા થયા;
પ્રિતનિરીત તે, જાયના કહી; કવિમુખે કદી, વર્ણિને સહી. ૬

### દોહરા.

ગંગા ગૌરીસમ ગણી, સહુનું કર્યું સનમાન;
દે આશિષ મૃદુવાણિથી, મન મુદિત થઈ માન. ૧
કરે સુમિત્રા માતને, ગ્રહિપદ વંદન બેય;
મળિ સંપતિ અતિ રંકને, જાણ્યે જગમાં તેય. ૨
પછિ કૌશલ્યા ચરણમાં, ગુણનિધાન બે વીર;
પડયા પ્રેમવ્યાકુળ થઈ, શુદ્ધિ ન રહી શરીર. ૩
અતિ અનુરાગે જનનિએ, આણી લીધા ઊર;
નવરાવ્યા ત્યાં નેત્રના, સ્નેહસલિલને પૂર. ૪
તે અવસરકેરો મહા, અંતર હર્ષ વિષાદ;
કવિવર ક્યમ વરણી શકે, જેમ મુંગાને સ્વાદ. ૫
સાનુજ મળિને જનનિને, કૃપાધામ રઘુરાય;
ગુરૂપ્રત્યે કહ્યું પ્રેમથી, નાથ ધારિએ પાય. ૬
આજ્ઞા પામી ગુરૂતણી, પુરજન થોકે થોક;
જળ થઈ જોઈ રૂડાં ઘણાં, ઉતર્યા સર્વે લોક. ૭
દ્વિજ અમાત્ય માતા ગુરૂ, ઘણા લોક લઈ સાથ;
પાવનાશ્રમે ગમન કિધ, સાનુજ શ્રી રઘુનાથ. ૮
મુનિપદ લાગી આવિને, સીતાજી સહપ્રીત;
મન ગમતી અતી આશિષો, લીધી અધિક ઉચીત. ૯
મુનિત્રિયસહ ગુરૂપત્નિને, સીતા મળી સપ્રેમ;
કહ્યો જાય નહિં કવિ વતી, પ્રેમ વરણવી એમ. ૧૦
વંદિ વંદિ પદ સર્વના, પ્રિયજનના પરમાણ;
આશીર્વાદ અપાર લ્યે, સીતા શોભાખાણ. ૧૧
જાનકિએ જવ નિરખિઓ, સર્વ સાસુ નિજ નેત્ર;
આંખ મીચિ ગઈ હબકિને, સકુમારિ અતિ પવિત્ર. ૧૨
પારધિવશ જાણ્યે પડી, હંસણિઓ સહુ હાલ;
અરરર કરતારે જુઓ, આશી કરી કુચાલ. ૧૩
નિરખિ તેમણે જાનકી, નિપટ પામિયાં દુઃખ;
દૈવે દિધ દિન દોહલા, સહિએ તે તજી સુખ. ૧૪
જનકસુતાએ તેસમે, ધરિ ઉરમાંહે ધીર;
નીલકમળલોચનવિષે, નેહથિ ભરિયાં નીર. ૧૫
જઇમળિ સરવે સાસુને, અતિ અંતરને હેત;
તે તક કરૂણામતિ બધે, છવાઈ ભાવ સમેત. ૧૬
સહુને પદ નમિ જાનકી, ભેટી અતિ અનુરાગ;
ઉર આશિષ દે પ્રેમવશ, રહેજે ભરિ સૌભાગ્ય. ૧૭
વિકળ સ્નેહવશ જાનકી, સર્વે રાણી સમાજ;
કહ્યું સહુને ગરૂ જ્ઞાનિએ, નિચે બેસવાકાજ. ૧૮
પ્રથમ જગત ગતિ મુનિવરે, કહિ સુણવા રઘુવીર;
કહિ કશિ પછિ પરમાર્થની, ગુણગાથા ગંભીર. ૧૯
નૃપતિનું સુરપતિ પુરજવૂં, સંભળાવ્યું સવિષાદ;
દુસહદુઃખ સુણિ પામિયા, રામ તાત કરિ યાદ. ૨૦

### શિખરિણી છંદ.

અરેરે ઓ પીતા, કહિ નિરભર્યાં નેત્રકમળે;
હૃદે મારૂં નિર્દે, સુણિ અશુભ વાર્તા પ્રરજળે;
નથી સેવા કીધી, દુખ દિધું ઘણૂં લાડપણમાં;
કૃતઘ્ની હાહા હું, તજિ જનક આવ્યો અરણમાં. ૧

ક્યહાં ક્યારે થાશે, જનક તમ મેળાપ જગમાં !
મુકી માયા મારી, પ્રિયકર વસ્યા જૈ સ્વરગમાં ;
પિતામૃત્યૂહેતૂ, નિજ વિરહ વીચારિ મનમાં ;
થયા ત્યાં તે વારે, તજિ ધિરજ વ્યાકૂળ તનમાં. ૨
કટૂ વાણી સૂણી, વજરસમ જેની કઠણતા ;
રૂવે સર્વે રાણી, વળિ વિલપતાં લક્ષ્મણ સિતા;
અતી શોકે સર્વે, વિકળ થઈ વીલાપ કરતાં ;
મુવા જાણ્યે આજે, સુત સુત મુખેથી ઉચરતાં. ૩

## દોહરા.

સમજાવ્યા શ્રીરામને, શિખ દઈ મુનિએ સાર ;
સહિત સમાજ સુગંગમાં, નવરાવ્યા નિરધાર. ૧
તે દિન વૃત્ત નિરંબુ પ્રભુ, શોક ધરી મન કીધ;
કહ્યું નહીં મુનિએય પણ. જળ કોઇએ ન લીધ. ૨
પ્રાત થયે રઘુનાથને, જે આજ્ઞા મુનિ દીધ;
શ્રદ્ધા ભક્તિ સહિત પ્રભૂ, સાદર તે સહુ કીધ. ૩
તાતક્રિયા સરવે કરી, વેદ વરણી જેમ;
થઇ પવિત્ર અઘતિમિરને, દિનકર રૂપે તેમ. ૪
પાપ રૂને પાવકરૂપી, નિર્મળ જેનૂં નામ;
મંગળમુળ સંભારતાં, સર્વ સુખદ વિશ્રામ. ૫
સાધુ સંમતે તે પ્રભૂ, શુધ્ધ થયા કહુ એમ;
ગુણનિધિ ગંગાતીર્થમાં, તીર્થાવાહન જેમ. ૬
દિવસ બે વીત્યા પછી, શુદ્ધ થયા શ્રીનાથ;
બોલ્યા ગુરૂગુણનિધિ પ્રતે, રઘુવર જોડી હાથ. ૭
નાથ લોક સહુ આસમે, છે દુખિઆરાં છેક;
કંદ મૂળ ફળ નીરનો, અહિં આહાર વિવેક. ૮
સાનુજ ભરત અમાત્ય સહુ, અંબા પુર નર નાર;
પળ જુગ જેવડિ જાયછે, નિરખિ મારિ નિરધાર. ૯
સહુ સહીત પ્રભુ પુરભણી, ધરો પાય સવિવેક;
આપ અહીં નૃપ અમરપુર, સુનું અયોધ્યા છેક. ૧૦
અધિક કહું જે આસમે, મુરખાઇ કરૂં નાથ;
ઉચિત હોય ત્યમ પ્રભુ કરો, સર્વ આપને હાથ. ૧૧
ધર્મસેતુ કરૂણાનિધિ, હંસ વંશ અવતંસ ;
કયમ ન કહો એવું તમો, મુનિમન માનસ હંસ ૧૨
લોક સર્વ તજિ શોકને, બે દિનથી આઠામ;
પ્રસન વદન સુખસદન તમ, વિલોકિ લ્યે વિશ્રામ. ૧૩
રામવચન સુણિ તે સમે, ભયભિત સર્વ સમાજ;
જાણ્યે મધ્ય સમૂદ્રમાં, ઝાઝુ ડોલતું જહાજ. ૧૪
સુણતાં મુનિવરની મધુર, વાણિ સુમંગળમુળ;
જાણ્યે થયો જરૂર ત્યાં, અનિલ સુખદ અનુકૂળ. ૧૫
પાવન ગંગાજળવિષે, ત્રિકાળ સરવ નહાય ;
જે નિરખ્યે અઘપુંજ સૌ, પળમાં પ્રલે થાય. ૧૬
લોચન ભરિ ભરિ નિરખતાં, મંગળમૂર્તિ વિશેષ ;
કરિ કરિ પ્રીતિ દંડવત, હરખે સરવ હમેશ. ૧૭
નિત્ય જાય સહુ નિરખવા, રામશૈલ વન શ્રેષ્ટ;
જ્યહાં સકળ સુખવાસ છે, કિંચિત ન મળે કષ્ટ. ૧૮
ઝરે ઝરણ શુભ વરણનાં, અમૃત સરખાં નીર;
ત્રિવિધતાપહરતો વહે, સરલ ત્રિવોધ સમીર. ૧૯
વૃક્ષ લતા તૃણ શોભતાં, લીલાંછમ બહુ જાત ;
ફળ ફુલ ફૂલ્યાં ફાલિયાં, પલ્લવ વળી અઘાત. ૨૦
સુંદર છિપરો ચોરસી, વૃક્ષ ઘટા ઘનઘોર;
કોનિ પાસ કહું વરણિને, સુખદ સર્વ ચિતચોર. ૨૧
સુંદર સરવ સરોવરો, કમળ જળે રિઘરંગ;
વિહંગ કુંજારવ કરે, ગુંજારવ ગુણિ ભૃંગ. ૨૨
વૈર વિસારી વિચરતાં, વનમાં તેહ પ્રસંગ;
ચરે એકઠાં વ્યાઘ્ર અજ, મૃગ વિહંગ બહુરંગ ૨૩
કોળી ભિલ વનવાસિ જે, પ્રભુ સન્મૂખ થયેલ;
કંદ મુળ ફળ ભરિ ભરી, ઝુંપડિમાં રાખેલ. ૨૪
મિષ્ટ પવિત્ર મનોહરાં, અમૃત સરખો સ્વાદ;
પુરજન પરિજન કારણે, નિર્મળ મને નિષાદ. ૨૫
દે સહુને બહુ વિનય કરિ, વળી પ્રિતે પરણામ;
સ્વાદ ભેદ ગુણ કહિ કહી, નિર્મળ લેઇ નામ. ૨૬
દેઇ મૂલ સહુ ફૂલ ફળ, લેછે લોક તમામ;
રામદુહાઇ દેઇને, દેછે પાછા દામ. ૨૭
સ્નેહ મગ્ન મૃદુ વાણિ શુભ, કહે કોળિ ભિલ સર્વ;
પ્રેમ પિછાની તેમનો, મુકે સર્વ જન ગર્વ. ૨૮

## રાગ રામગ્રી.

વૈદર્ભી વનમાં વલવલે, (એ ઢાળ.)

વચન કહે વનવાસીઓ, નીચ જાત નિષાદ;
પામ્યા દરશન તમતણૂં, રૂડા રામપ્રસાદ.
વચન કહે. ૧
અગમ અમોને તમોતણૂં, દિવ્ય દરશન આજ;
જેમ અગમ મરૂ દેશમાં, દેવધૂણી સમાજ.
વચન કહે. ૨
રામ કૃપાળુ નિષાદના, ગુણી ગરિબનિવાજ;
ઉચિત નૃપતિ જ્યમ પામિયા, પ્રજા પરિજન આજ.
વચન કહે. ૩

જાણી એવું જીવમાં તમે, તજી સરવ સંકોચ;
કરિએ કૃપા જાણિ સ્નેહને, શાને કરતાં શોચ.
વચન કહે. ૪
કરવા કૃતારથ કારણે, અમને આવાર;
ફળ તૃણ અંકુર હયો તમે, માનીશું ઊપકાર.
વચન કહે. ૫
પ્રિય પરૂણા તમે વનવિષે, આવ્યા અતિ સાનુરાગ;
સેવવા યોગ્ય ન અમતણાં, દીસે દુર્બળ ભાગ્ય.
વચન કહે. ૬
દઇએ શું અમે આ સમે, તમને તતખેવ;
કોળિની મિત્રતામાં જુઓ, કાષ્ટ પત્રની સેવ.
વચન કહે. ૭
લૈયે નહીં વસ્ત્ર વાસણો, કરી તસ્કરનું કામ;
એજ અમારિ વડિ સેવના, હસ્યા લોક તમામ.
વચન કહે. ૮
જડ નિચ જિવગાગુઘાતીયા, અમે વનચર છેક;
કુટિલ કુમતિયા કુજાતિના, વારૂ ન મળે વિવેક.
વચંન કહે. ૯
રાત દિવસ જાય અમતણી, નિચા કર્મમાં નેટ;
વસ્ત્ર મળે નહિં પેરવા, પુરૂ અંન ન પેટ.
વચન કહે. ૧૦
સ્વપ્ને ન ધર્મ બુદ્ધિ કશી, સુણોસર્વ સમાજ;
આ બુદ્ધિ રામપ્રભાવથી, આવીછે હમાણાંજ.
વચન કહે. ૧૧
જ્યારથી પ્રભુપદકમળને, નિરખ્યાં ભરી નેત્ર;
દોષ અમંગળ અમતણા, મટયા જે અઘક્ષેત્ર.
વચન કહે. ૧૨
સુણતાં વચન પુરજન ઊરે, ઉપન્યો અનુરાગ;
લાગ્યાં વખાણવા તે સમે, તેમનાં સદભાગ્ય.
વચન કહે. ૧૩

## દોહરા.

લાગ્યાં સરવ વખાણવા, ભીલજનોનાં ભાગ્ય;
વચન સુણાવે સ્નેહનાં, અંતરને અનુરાગ. ૧
બોલવું મળવૂં તેમનૂં, સીતારામપદ સ્નેહ;
જાણી સહુ સુખ પામતાં, પ્રેમે પ્રફુલિત દેહ. ૨
નિંદેછે નિજ નેહને, નગરતણાં નરનાર;
કોળી ભિલની વાણિ સુણિ, અતિશય જેહ ઉદાર. ૩
કૃપા સર્વ રઘુનાથની, ભીલજનોપર પ્રાય;
વ્હાણ લેઈ જયમ લોહને, સાગર ઉતરી જાય. ૪

## ઉપેંદ્રવજ્રા છંદ.

ફરે જનો સૌ વન ચોદિશાએ, અધીક આનંદિત ચિત્તમાંએ;
થયાં દિસે મેઘથિ પૂષ્ટ પ્રીતે, મયૂર ને મેડક જેવિ રીતે. ૧
અતીપ્રિતે મગ્ન પુરૂષ નારી, નિહાળિને શ્રીમુખકાંતિ સારી;
વિતી જતો દી પળની પ્રમાણે, સહૂજનો સ્વર્ગનું સૂખ માણે. ૨
સીતાજિ સાસૂ પ્રતિ વેશ લેઈ, કરે સુસેવા સમ ચિત્ત દેઈ;
વિના રમાનાથ સુમર્મ એનો, ન જાણિઓ કોઈજિનેસમેનો. ૩
સીતાજિમાયાસહુએમ જાણો, શ્રિરામમાયાપતિને વખાણો;
પ્રિતેથિ સેવાવશ સાસુ કીધી, રૂડી બહુ આશિષ સૌનિ લીધી. ૪
વખાણતીસૌઅતિસાનુરાગે, સીતાજિ સહુને પ્રિયપ્રાણ લાગે;
વિલોકિ જાણી સરળ સ્વભાવે, સજાનકી સાનુજ રામ હાવે. ૫
કુટીલ રાણી પસતાતી ભારે, અરે શિરે એ કું કલંક મારે;
હવેઉરે યાચતિ એવું રાણી, વિરંચિ પાસે મન ઓછું આણી. ૬
અરેભુંડા મોત મને ન દેતો,? અતી કહું શૂં વિધિ હૂં તનેતો;
શૃતી તથા લોક વિદીત એવૂં, કવી વળી મૂખ કહેછ કેવૂં. ૭
વિમૂખ જે રામથિ જંન રેહતો, વિરામ તે ના નરકેય લેતો;
સુણો ઉમા રામકથા રસાળી, વિમોહતા સંશય સર્વ ટાળી. ૮
સહૂ ઉરે સંશય થાય એવો, કહૂં તમોને કથિ પ્યાર તેવો;
રમાપતી ગુરૂતણા પ્રબોધે, શું આવશે કે નહિં એ અયોધ્યે? ૯

## દોહરા.

નિંદ્રા નાવે નિશિવિષે, ભૂખ ઉપર નહિં ભાવ;
ભરત વિકળ ભીતર અતી, બનવો કેમ બનાવ? ૧
નીચ કિચડમધ્યે મગન, જેમ મીન બહુ દીન;
નીર સુકાઇ જવાતણે, સંકોચે તન ક્ષીણ. ૨

## ભૂજંગી છંદ

કરી માતકેરા મિષે રોષ આણી, કુડી ચાલ કાળે પુરૂં વૈર જાણી;
ભિતીએવિત્યાંભર્તનેઊરહોયે, જાંણ્યેહોયનાપાપશાળીપુરોએ ૧
અભીષેક શ્રીરામને રાજ્ય કેરો, થશે કેવિ રિતે પ્રિતથી રૂડેરો;
સુજે ના મને છેક ઊપાય એકે, કરૂંશોહું વીચાર એનો વિવેકે. ૨
ઉરેમાનિઆજ્ઞાગુરૂનીવિચારે, અયોદ્ધાભણીરામતોતોપધારે;
પરન્તૂ મુનીનાથતોપ્રેમઆણી, કહેકાંઇતેરામનીરૂચિજાણી ૩
વળે રામ જો માતપ્રેમે પ્રબોધે, તજીવંન આસર્વ આવે અયોધ્યે;
કરેહઠશૂં રામકેરી સુમાતા,? વિચારી કહે સર્વ એ સૂખદાતા. ૪
અનૂગામિ હૂં વાત તેની શિ વારૂં, વળી દૈવ ને કાળ વાંકો વિચારૂં;
કરી શૂં શકૂ હઠ લેઈ હું પર્મ, કરૂં હઠ તો છેક થાએ કુકર્મ. ૫

સુસ્વામીનિસાથેનહીહઠસારી.સતીશોચતાભર્તજીએમભારી
નએકેયયુક્તીઠરીત્યાંહૃદામાં.વિતીરાત્રિએ ભર્તનેશોચનામાં.
ઉઠીને સવારે કરી સ્નાન દેહે,નમ્યા જે પ્રભૂને અતીશે સનેહે;
ઉતારે પધારી પછીથી નિદાને, દુતો મોકલ્યા ગુરૂને તેડવાને.૭
પ્રધાનોદ્વિજો મ્હાજનો સર્વ ત્યારે પ્રિતે આવિયાભર્તકેરેઉતારે;
ગુરૂચર્ણમાં શીશ સ્નેહેથિ નામી, બિરાજ્યા ત્યહાં ભર્ત આજ્ઞા સુપામી. ૮

### ૫૯.

બિગરી કોન સુધારે. "એરાગ."

સર્વ સભાસદ સહિત ભરતજી, સુણો વાત સુખકારીરે;
વધ્યા એમ મુનિવર નિજ મુખથી,સમય સમાન વિચારીરે.
સર્વ સભાસદ સહિત. ૧
ધર્મધુરંધર સુંદર સ્વરૂપે, ભાનુકુળમાં ભાણરે;
સ્વવશ રામ ભગવાન સદાએ, વારૂ કરૂં શું વખાણરે.
સર્વ સભાસદ સહિત. ૨
સત્યસિંધુ દીનબંધુ જગતમાં, શ્રુતિસેતૂપાળકછેરે ;
રામ જન્મ જગ મંગળ કારણ, અંનદાતા અઢળકછેરે.
સર્વ સભાસદ સહિત. ૩
માત પિતા ગુરૂ વચનતણા એ, અનુસારી અનુરાગીરે;
ખળદળને દળનાર દયાળૂ, સુરહિતેચ્છુ મ્હાભાગીરે.
સર્વ સભાસદ સહિત. ૪
નીતિ રાજ્યની પ્રીતિ સ્વજનની, પરમારથ વળિ સ્વારથરે;
કોઈ ન જાણે રામ પ્રમાણે, જન જગતમાં યથારથરે.
સર્વ સભાસદ સહિતરે. ૫
હરિ વિરંચિ હર ચંદ્ર દિવાકર, તથા સર્વ દિગ્પાળરે;
માયા જીવ કર્મ જગમાંહે, તથા વળી કળિ કાળરે.
સર્વ સભાસદ સહિત. ૬
સહસ્ર મુખ શેશાદિક વળિછે, જ્યહાં લગી પ્રભુતાઇરે;
યોગ્ય સિદ્ધિ નિગમાગમમાંહે, ગુણ વરણીને ગાઈરે.
સર્વ સભાસદ સહિત. ૭
કરી વિચાર અપાર હૃદયમાં, જુઓ તમે આદીશરે;
રામરજા સહુના શિરા ઉપર, કુંવર કૌશલાધીશરે.
સર્વ સભાસદ સહિત. ૮
આપણ સર્વતણૂં હિત હોશે, રામ રજા રૂખ રાખેરે;
સહુમળિ સંમત તેજ કરો અવ, સમજિ સુજ્ઞ અભિલાખેરે.
સર્વ સભાસદ સહિત. ૯
સુખદ રામ અભિષેક સરવને, મનહર મંગળદાતારે;
સર્વ મોદમુળઅનુકુળ એથી, રામ સકળ પરિત્રાતારે.
સર્વ સભાસદ સહિત. ૧૦
કોણ રિતેથી અવધપુરી ભણિ, ચાલે શ્રી રઘુરાયરે ;
કહો સમજિ સહુ સુજ્ઞ સભાસદ, કરિએ તેજ ઉપાયરે.
સર્વ સભાસદ સહિત ભરતજી. ૧૧

### રાગ ચોપાઈ ત્રિતાળની.

સુણી મુનિવર વાણી સપ્રીત, ન્યાય સ્વાર્થ પરાર્થ મિશ્રીત;
મુખે ઉત્તર એકે ન આવે, ભુલ્યા લોક મતી ભરમાવે. ૧
તે સમે શિશનામી પ્રમોદી, બોલ્યા ભરત કમળકર જોડી;
થયા નૃપ રઘુવંશી ઘણેરા, અતિ એકથી એક વડેરા. ૨
જન્મદાતા સૌને પિતામાતા, દે શુભાશુભકર્મ વિધાતા ;
દળી દુઃખ સરવને સુજાણ, લહે ભુપ સહુ કોટિ કલ્યાણ.૩
એવી આશિષ આપની નાથ, જાણે જક્ત બધુ ભલિભાત;
વૈવસ્વતમનુજા નામ ઇલા, મહાપરમ પવિત્રા સુશીળા.૪
તેને નિજ તપ બળથી જેમણે, કરી પુત્ર જગત જન ભણે;
એવી વિધિ ગતી જેમણે ટાળી,ન કોથી ટાળી શકાવા વાળી.૫
પુછો તે તમે મુજને આવાર, કાંઇ આ વાતનો ઉપચાર;
તે સૌ મારાં દિસે દૂર્ભાગ્ય, સુણી ગુરૂ મન ભવ અનુરાગ.૬
સ્નેહમય વચનોને વખાણે, મુની આનંદ મનમાં માણે;
વાત સાચી એ રામકૃપાની, કહે ભરતપ્રત્યે ગુરૂ જ્ઞાની. ૭
રામ વિમુખ જગત જન કોય, તેને સ્વપ્ને સિદ્ધિ ન હોય;
ડાહ્યાજનની એવી છે રીત, સુણો ભરતકુંવર સહપ્રીત. ૮
એક વાત કહું સંકોચાતાં, તજે અર્ધને સરવશ જાતાં ;
તમે વન જાઓ બંને ભ્રાત, અતી હૃદય થઇ રળિઆત.૯
સીતા લક્ષ્મણ ને શ્રીરામ, ફરવો પાછા વનથી આમ;
ગુરૂવચન સુણી સુખદાઇ, હરખ્યા મનમાં બંને ભાઇ.૧૦
પરિપૂર્ણ સુપ્રેમ નિમગ્ન, અતિ પ્રફુલિત દીસે તન;
મન અધિક પ્રસન્ન એવાર, તન તેજ વિરાજે અપાર.૧૧
જાણયે જીવતા થયા નૃપ છેક, થયો રામને રાજ્યાભિષેક;
એવો હર્ષ બેયના મનમાં, આવી ન શકે કવિ વરણનમાં.૧૨
લાભ બહુ લોકને લઘુ હાણી, લેખે સુખ દુખ સમ સહુ રાણી;
કહે ભરત સુણો મુનિરાય, કહ્યું આપે એમ જો થાય. ૧૩
તો તો ફળ જગજીવન કેરૂં, દીધું અભિમત આપે ઘણેરૂં ;
જન્મભર કરૂં જૈ વનવાસ, અયોદ્ધાની ન રાખું આશ.૧૪
રઘુપતિ મમ સ્વામી અનાદી, જો સંભાળે અયોદ્ધાની ગાદી;
એથી નાથ કરૂં શું અધીક, કહ્યાં વચન તમે બહુ ઠીક.૧૫
સીતા રામ પ્રતાપ અમાપ, સર્વજ્ઞ સુજાણછો આપ;
વદતા હો જો સાચીવાણ, નિજ વચન કરોજી પ્રમાણ.૧૬

### છપા.

ભરત વચન ભલિભાત, સાંભળી સ્નેહ વિલોકી;
સભા સહિત મુનિનાથ, થયાજ વિદેહ વિશોકી;
ભરતકુંવરનો ભલો, મહા મહિમા જળરાશી,
મહામતી મુનિવરનિ, તીર ઊભી અબળાસી;
મતિ પાર જવા મન ચાહ્યછે, યત્ન કરી જોયો સહી ;
નવ પામતિ હોડિ ન નાવશુભ, ગોળો તુંબ નહીં કહી. ૧
અન્ય કરે કો રીત, વડાઈ ભરતનિ વિશેશે,
શીરિત સિંધુ સમાય, સીપ નદિનીમાં સ્હેજે;
ભાવ્યા મુનિમન ભરત, જોઈ મતિ વાદ વિલાસે,
સહસમાજ મુનિરાજ, આવિયા રઘુવર પાસે;
પ્રભુએ પ્રણામ કરિ પ્રેમથી, ઉચિત સુઆસન આપિયૂં;
બેઠા સહુ મુનિ આજ્ઞાથિ મુનિ, વિશેષ સુખ ઉર વ્યાપિયૂં.૨
વદતા મુનિવર વચન, વિમળ મનમાંય વિચારી,
દેશ કાળ સ્થિતિ જોઈ, અધિક અવસર અનુસારી;
સુણો રામ સુખધામ, સુજ્ઞ સર્વજ્ઞ સદાછો,
ધર્મનીતિ ગુણ જ્ઞાન, તણા ભંડાર ભલાછો;
સહુના ઉર અંતરમાં વસો, જાણો ભાવ કુભાવને;
જન જનનિ ભરત હિત હોયતે, કહો ઉપાય કહું આપને.૩

### દોહરા.

આરતવાન ન કદિ કરે, મન વિચાર સદભાવ;
જન જુગારિને તો સુજે, દિલમાં નિજનો દાવ. ૧
સાંભળિ મુનિવરનાં વચન, વદતા શ્રીરઘુરાય;
નાથ તમારા હાથમાં, અતિશે ઉચિત ઉપાય. ૨
રાખ્યે મરજી આપની, સર્વતણૂં હિત થાય;
વદો સત્ય મન મુદિત સહુ, પાળિશું તમ આજ્ઞાય. ૩
આજ્ઞા પ્રથમ તમોતણી, થશે મને જે ઠીક;
શિશ ચઢાવિ કરૂં સઘ તે, શિક્ષા ઉચિત અધીક. ૪
પછિ જેને જેવૂં તમે. કહેશો મુનિવર કાજ;
કરશે તે સહુ ભાંતિએ, તમ શેવકતા આજ. ૫
કહે નાથ રઘુનાથને, વદ્યા સત્ય તમ સાર;
ભરત સનેહ વિલોકતાં, રાખ્યો નથી વિચાર. ૬
કહું તેથી હૂં વળિ વળી, ભરત ભક્તિ અતિશેજ;
મમ મતિકૃત તે આગળે, ભુલૂ પડેછે સ્હેજ. ૭
રાખી રૂચી ભરતતણી, કરો કામ તે ઠીક;
એવું મારિતો જાણમાં, શંકર સાક્ષિ અધીક. ૮
સુણો પ્રથમ આ ભરતનો, સાદર વિનય વિશેષ;
કરો વિચાર પછી તમે, રૂડા હે અવધેશ. ૯
સંમત સાધૂ લોકનો, લેઇ કરો પછિ કાજ;
નૃપનીતિ નિગમ નિચોવિને, રૂડૂં તત્વ રઘુરાજ. ૧૦
અતિ અનુરાગ ગુરૂજિતણો, દેખિ ભરતપર સ્હેજ;
રામ હૃદય આનંદ અતિ, કહિ શકાય નહિ તેજ. ૧૧
ધર્મ ધુરંધર જાણિને, ભરતનેય ભલિભાત;
નિજ સેવક તન મન ધને, અન્યન ગતી અઘાત. ૧૨
ઉચર્યા પછિ ગુરૂજીતણી, આજ્ઞાને અનુકૂળ;
વચન રમ્ય અમૃતભર્યાં, કોમળ મંગળમૂળ. ૧૩
સોગન મુનિજન તમતણા, પિતા ચરણની આણ;
ભરત સમાન સુબંધવા, ત્રિલોકમાં ન સુજાણ. ૧૪
જે ગુરૂપદઅંબુજતણો, અનુરાગી અહનીશ;
લોક શ્રુતિથિ વળિ સર્વથી, તે મ્હાભાગિ મુનીશ. ૧૫
જેપર આવો આપનો, અધિક દિસે અનુરાગ;
કહો કોણ મુખ કહિ શકે, તેહ ભરતનૂં ભાગ્ય. ૧૬
જાણી મન લઘુબંધવો, બુદ્ધી સંકોચાય;
વડાઈ કરતાં ભરતની, મૂખ ઉપર મુનિરાય. ૧૭
ભરત કહે ત્યમ આદર્યે, અતિ ભલાઈ મુનિ આજ;
એવૂં કહિ છાના રહ્યા, અતિ રૂડા રઘુરાજ. ૧૮
બોલ્યા મુનિ તવ ભરતપ્રતિ, સર્વ શરમ તજિ તાત;
કૃપાસિંધુ પ્રિયભ્રાતપ્રતિ, કહો હૃદયની વાત. ૧૯
સુણિને મુનિવરનાં વચન, પામિ રામ આજ્ઞાય;
સ્વામી ગુરૂ અનુકુળ અતી, સમજ્યા ભરત મનમાંય. ૨૦
સર્વ ભાર નિજ શીશપર, જાણી હૃદય જરૂર;
કરે વિચાર ન કહિ શકે, પ્રેમ હૃદય ભરપૂર. ૨૧
પ્રફુલ્લ તન લોચનકમળ, વર્ષ્યાં નેહનાં નીર;
સભામધ્ય ઊભા થયા, ભરત શિથીળ શરીર. ૨૨

### રાગ અષ્ટપદી.

ધીર સમીરે યમુનાતીરે, વસતિ વને વનમાલી. એઢાળ.

સુણજો સભાસદ અવિનય અનહદ, આણશો ન મનમારો;
સન્મુખ ઉત્તર દેઉ સ્વતંતર, ક્ષમજો ધર્મ તમારો.
સુણજો સભાસદ. ૧
કહેવું મારૂં જે આ સભામાં, મુનિવર તે સહુ જાણે;
એથી અધીકૂ શૂં અન્ય કહૂં હૂં, હે સજ્જનો આટાણે.
સુણજો સભાસદ. ૨
જાણુંછું હું મારા નાથકેરો, સરળસ્વભાવ સદાએ;
જન અપરાધી ઉપર એતો, કરતા ન ક્રોધ કદાએ.
સુણજો સભાસદ. ૩

શ્રીરઘુવરવરનો મારા ઉપરંતો, સ્નેહ દિસેછે વિશેષ;
બાળપણામાં સંગે રમતાં, નિરખિ ન ઈર્ષા લેશ;
સુણજો સભાસદ. ૪
બાળપણાથિ એ પ્રિયબંધુનો, પરહરિઓ નથી સંગ;
કીધું નથી કૃપાધામ કૃપાળે, મન મારૂં કદી ભંગ.
સુણજો સભાસદ. ૫
શુધ્ધ કૃપા રીતિ રઘુવરની, મનમાં લીધી મેં જાણી;
હારિ ખેલ જીતાવતા મુજને, પ્રીત અપૂર્વ પ્રમાણી.
સુણજો સભાસદ. ૬
હું પણ સ્નેહ સંકોચવિવશ થૈ, કહિ ન શકૂં આ ક્ષેત્ર;
દરશનની તૃપ્તિ ન હજીલગી, પ્રેમનાં તરશ્યાં નેત્ર;
સુણજો સભાસદ. ૭
સહી શક્યો નહિ દૈવમારાં, લલીત સુલાડ અલેખે;
વચમાં વળી જનનિતણા મિષથી, સુખ મારાં સૌ ઊવેખે.
સુણજો સભાસદ. ૮
એવુ મુખ કથતાંય આજે, શોભા ન મુજને લગાર;
આપની સમજે સાધુજન કો, કેમ કેવાય સંસાર?
સુણજો સભાસદ. ૯
માત મંદમતીનિ વળિ હૂં, સાધુ ને સદાચારી;
આણું એવી કોટિક ઉરમાં, કલ્પના કુડિ ભારી.
સુણજો સભાસદ. ૧૦
અન્યનો સ્વપનેય દોષ ન, કલેષ પણ ન જરૂર;
મમ અભાગ્યસમુદ્ર અનહદ, દુઃખજળ ભરપૂર,
સુણજો સભાસદ. ૧૧
નિજપાપવિપાક પૂર્ણને, મનમાં સમજ્યા પાખે;
વ્યંગ વદિ ને બાળુ મિથ્યા, જનનીને વાત લાખે.
સુણજો સભાસદ. ૧૨
અધિક વિચારીને ભવ આખે, હૃદયવિષે હૂં હાર્યો;
એક પ્રકારે ભલે ભલુ મારે, વિમળ વિચાર વિચાર્યો.
સુણજો સભાસદ. ૧૩
ગુણનિધિ ગુરૂ શીશ છાજે, સ્વામી સીતારામ;
એજ મુજને અંતર ભાસે, આખર શુભ પરિણામ.
સુણજો સભાસદ. ૧૪
સાધુ સભા ગુરૂસ્વામિ સમીપે, કહુછું હૂં સતભાવ;
પ્રેમ પ્રપંચ કે સત્ય અસત્યની, જાણે મુનિ રઘુરાવ;
સુણજો સભાસદ. ૧૫

## લલિત છંદ.

નૃપતિએ વસી, સધ સ્વર્ગમાં; પણ સુપ્રેમનૂં, રાખ્યું વર્ગમાં;
જનનિએ કરી, કૂમતી અતી; જગત સાક્ષિછે, હે રઘુપતી. ૧
જનનિઓ સહૂ, વિહૂ વ્યાકુળી; સુત વિયોગના, દુઃખમાં ડૂલી;
નથિ જતી હુંથી, નિર્ખિઓ સદા; વિવિધ વેઠતી, વિહૂઆપદા.૨
પુર પ્રજાતણાં, દુઃખના ટળે; દુસહ વિહૂના, તાપમાં બળે;
સહુ અનર્થનૂં, મૂળ હૂંજછું; સમજિ સર્વ તે, શૂળને સહૂ. ૩
ગમન વંનમાં, કીધ સાંભળી; રઘુપતીતણું, હે સુમંડળી;
જનકજા વળી, સૌમિત્રેયને; પ્રભુ ગયા વને, સંગ લેઇને. ૪
જગપતી લઇ, જોગી રૂપને; પરહરી પ્રિતે, સૂસ્વરૂપને?
પગરખાં વિના, પાય ચાલતા; સ્વજન માતને, રોવરાવતા. ૫
શિવજિ સાક્ષિછે, એહ ઘા ઉરે; અધિક સાલતો, હે મુની અરે;
વળિ નિહાળિને, નેત્ર માહરે, ગુહપતીતણા, સ્નેહને ખરે. ૬
કઠણ વજ્રશા, આ ઉરે અડ્યો, પણ અરે ઉરે, વેહ ના પડ્યો;
નિરખુ હું હવે, અત્ર આવિને; નયન નિર્દયી, બે ફુટારિને. ૭
સહુ સહાય છે, તોય ના જતો; જડ અતી જુઓ, જીવ જીવતો;
નિરખિ જેહને, વીંછિસાપણી; જનઅઘોરિને, ક્રૂર ડાકયણી. ૮
વિષમ વોષ સૌ, તર્ત ત્યાગતાં; અધિક અંતરે, રાજિ એ થતાં;
અધિક તિવ્રતા, તામસી તજે; સરળ ભાવથી, સ્નેહ તે સજે. ૯

## દોહરા.

અનહિત લાગ્યાં જેણિને, તે લક્ષ્મણ શ્રીરામ;
તેનો તન તજિ દુસહ દુખ, દ કોને વિધિ આમ.? ૧
સાંભળિ અધિક વિકળ સુભગ, ભરત વાણિ ભલિભાત;
પ્રીતિ પીડ અતિ વિનયભરિ, મીશ્રિત નીતિ અઘાત. ૨
શોકમગ્ન સરવે સભા, ક્ષોભ પામિ સુણિ વાણ;
જાણયે કમળવિપિનવિષે, પડ્યું હીમ પરમાણ. ૩
કહિ અનેક વિધિએ કરી, કથા પુરાની છેક;
મુનીજ્ઞાનિએ ભરતને, કિધો પ્રબોધ અનેક. ૪
અધિક ઉચિત એ અવસરે, વધા વચન રઘુનંદ;
દિનકરકુળકૈરવતણા, નિષ્કલંક શુભ ચંદ. ૫

## રાગ પરજ.

તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાના વાસી. એઢાળ.

શીદ શોચ કરો મનસાથરે, મારા પ્યારા ભરતજી;
વદે વચન રૂડાં રઘુનાથરે, મારા પ્યારા ભરતજી. ટેક—
ભાઇ ન ધરશો આ સમેરે, દુઃખ તમે કશું ચિત્ત;
ઇશ્વરસ્વાધિન જીવનીરે, ગતી જાણી સરવદા ખચીતરે.
મારા પ્યારા ભરતજી. ૧
ત્રણેય કાળ ત્રિભોવનેરે, સંમત મારે સ્હેજ;
પુણ્યશ્લોકતન તમતણુંરે, તમ સમતો દિસોછો તમેજરે.
મારા પ્યારા ભરતજી. ૨

આંણે કુટિલતા ઊરમાંરે, તાત તમોપર જેહ;
આ લોક ને પરલોકમાંરે, સુખ સંપતિ પામે ન તેહરે.
મારા પ્યારા ભરતજી. ૩
દોષ દે જનનિને જગતમાંરે, ઝાઝો જડનર તેજ;
સેવીન સ્વપ્રેય જેમણેરે, ગુરૂ સાધુસભા શુભ સ્હેજરે.
મારા પ્યારા ભરતજી. ૪
પાપ પ્રપંચ મટે સહુરે, અખિલ અમંગળ ભાર;
આ લોકે યશ સુખ સ્વર્ગમાંરે, તમ નામ સંભારતાં સારરે.
મારા પ્યારા ભરતજી. ૫
સત્ય કહું સદભાવથીરે, શંકરની કરી શાખ;
ભરત તમારિ રાખિ રહેરે, આ ભોમિ તમ સત્યવિપાકરે.
મારા પ્યારા ભરતજી. ૬
કોટિ કુતર્ક કરો નહીંરે, વીર વૃથા મનસાથ;
છુપાવ્યાં છુપાં રહે નહીંરે, વેર પ્રેમ સંપતિ ને અનાથ.
મારા પ્યારા ભરતજી. ૭
ખગ મૃગ જાય જુઓ તમેરે, મુનિવરમંડળી પાસ;
વેગળાં નાસે વિલોકીનેરે, દુઃખદાયક પારધીવાસરે.
મારા પ્યારા ભરતજી. ૮
પશુ પંખી પણ જાણતાંરે, નિજહિત અનહિત પ્રાય;
તો પછિ મનુષ્ય તો સર્વથીરે, ગુણ જ્ઞાન નિધાન ગણાયરે.
મારા પ્યારા ભરતજી. ૯
જાણું છું હું મન માહરેરે, ભાઈ તમોને ભલાજ;
શું કરૂં વીર હું આસમેરે,! પડયું ધર્મસંકટ આવી આજરે.
મારા પ્યારા ભરતજી. ૧૦
સત્યને સાચવી રાખિયુંરે, ત્યાગિ મને મહિપાળ;
પ્રેમસંકલ્પને પાળવારે, તન પરહરિયૂં તતકાળરે.
મારા પ્યારા ભરતજી. ૧૧
તેમનું વચન ઊથાપતાંરે, થાય મહા મન શોચ;
તેથિય અધિક તમોતણોરે, મારા અંતરમાંય સંકોચરે.
મારા પ્યારા ભરતજી. ૧૨
તેપર વળિ ગુરૂએ મનેરે, આજ્ઞા દીધી આજ;
અવશ્ય જેહ કહો હવેરે, ઇચ્છું કરવાને આજ તે કાજરે.
મારા પ્યારા ભરતજી. ૧૩

## દોહરા.

નિજ મન વદન પ્રસન્ન કરિ, સર્વ તજી સંકોચ;
કહો કરિશ તે આજ હૂં, અતિશય હૃદય નિશોચ. ૧
સત્યસિંધુ રઘુવરતણી, વચનકેરિ રચનાય;
સુણિને સર્વ સભાસદો, સહિત સુખી મુનિરાય. ૨
ભયભિત ભીતરમાં અતી, સુરસમાજ સુરરાજ;
એમ હૃદયમાં શોચતા, બેહૂ થવા અકાજ. ૩
વિવિધ વિચાર કરે ઉરે, સુજે ઉપાય ન કાંયે;
રામશરણું ભયહરણું જે, વસી ગયૂં મનમાંય. ૪
પછી વિચારિ પરસ્પરે, કહે એમ સહુ વાત;
ભક્તભક્તિવશ રઘુપતી, ભેદ જડયો ભલિભાત. ૫
દુર્વાસા અંબરિષની શુદ્ધી કરિ મન સાથ;
નિપટ નિરાશ થયા ઉરે, સુરસમાજ સુરનાથ. ૬
ઘણાકાળ દેવે સહ્યો, અતિશય હૃદય વિષાદ;
નરહરિએ ધરિ વિનતિ ઉર, પ્રગટ કર્યો પ્રલ્હાદ. ૭
શિશ ધુણાવિ સરવે કહે, લાગિ લાગિ શૃતિ સાથ;
કાજ હવે સહુ દેવનૂં, ભરતભકતને હાથ. ૮
અન્ય ઉપાય ન અવનિમાં, દેખિ જુઓ સહુ દેવ;
રાચે રામ રમાપતી, સદા સુસેવક સેવ. ૯
સુર સહુ સેવો ભરતને, ઉર સહપ્રેમ નિદાન;
જેનિજ ગુણ શિળતાથિ નિત, સ્વવશ કરે ભગવાન. ૧૦
સુણિ સુરમત સુરગુરૂ કહે, ભલું તમારૂં મ્હાભાગ્ય;
સકળ સુમંગળમૂળજગ, ભરતચરણઅનુરાગ. ૧૧
સીતાપતિ સેવકતણી, સેવકતા સંસાર;
કામધેનુસમ હે સુરો, ફળ અભિમત દાતાર. ૧૨
ભરતભક્તિ ભલિભાતથી, આવી તમ મન આજ;
વિધિએ વાત બનાવિ ઠિક, શોચ તજો સુરરાજ. ૧૩
ભરત પ્રતાપ પ્રભાવને, જુઓ તમે સુરરાય;
સ્હેજ સુભાવથિ આ સમે, સ્નેહવિવશ રઘુરાય. ૧૪
સ્થિર મન કરો સરવ સુરો, ભય ન ધરો ઉર કાંય;
જાણો ભાવથિ ભરતને, રામતણી પરછાંય. ૧૫
સુણિ સિક્ષા સુરગુરૂતણી, સહુ સુર સંમત શોચ;
અંતરજામી રામને, અધિક હૃદય સંકોચ. ૧૬
ભરતે મનમાં જાણિઓ, નિજ શિર સરવે ભાર;
અતિ સંકલ્પ વિકલ્પ મન, કરૂ ત્યહાં નિરધાર. ૧૭
કરિ વિચાર નિશ્ચય કર્યૂં, નિજ મનમાંહે તેજ;
આજ્ઞા પાળવિ રામની, આપણું ભલું તો એજ. ૧૮
નિજ પણ તજિને મ્હારૂં પણ, રાખિ રહ્યા રઘુરાય;
સ્નેહ કૃપા સુખપ્રદ મયા, થોડિ ન કરિ કેવાય. ૧૯
કર્યો અનુગ્રહ અતિ ઘણો, સહુ વિધિ સીતાનાથ;
કરિ પ્રણામ બોલે ભરત, જોડિ કમળયુગહાથ. ૨૦

## રાગ રામગ્રી.

વૈદાભિ વનમાં વલવલે. (એરાગ.)

હાથ જોડી રઘુનાથને, વદે ભરત વચંન;
કેવરાવો છો શૂં હવે, વેણ મારે વદંન.
હાથ જોડી રઘુનાથને. ૧

અંતરજામિ સ્વામી તમે, કૃપાસાગર સાર;
શૂં તમે તે નથી જાણતા? નોધારાંના આધાર?
હાથ જોડી રઘુનાથને. ૨

ગુણનિધિ ગુરૂજી પ્રસન્નછે, સ્વામિ તમ અનુકૂળ;
મનથી મલીન મટી ગયા, સર્વ કલ્પિત શૂળ.
હાથ જોડી રઘુનાથને. ૩

નિજભયથી ભય પામિયો, રૂડા હે રઘુરાજ;
દોષ નહીં રવિદેવનો, ભુલ્યા ભ્રમથી દિશાજ.
હાથ જોડી રઘુનાથને. ૪

માત કુટિલતા અતિઘણી, પૂર્ણ મારાં અભાગ્ય;
વિષમ વિશેષ દૈવોગતી, કોથી થાય શું ત્યાગ?
હાથ જોડી રઘુનાથને. ૫

સર્વે મળી મને ઘાલિઓ, બાંધી રૂંધી કુબંધ;
પ્રણતપાળક પણ આપનૂં, પાળ્યૂં પ્રેમસબંધ.
હાથ જોડી રઘુનાથને. ૬

એ નવી રીત ન આપની. વેદ વિદિત છે વાત;
ગુપ્ત ન લોક સમસ્તથી, સુસ્વામી સાક્ષાત.
હાથ જોડી રઘુનાથને. ૭

એક ભલા તમે સ્વામિછો, જકત તો માયાજાળ;
પાર ભલાની ભલાઈનો, ન પમાય કો કાળ,
હાથ જોડી રઘુનાથને. ૮

કલ્પતરૂ સમ આપનો, છે સ્વભાવ સદાય;
સન્મુખ વિમુખ ન મનવિષે. ગણો સ્વપ્ને કદાય.
હાથ જોડી રઘુનાથને. ૯

સમિપ ગયે ઓળખાયછે, સત્વર તરૂ સૂર;
શોચ સરવને સમાવતી, જેની છાંયા જરૂર.
હાથ જોડી રઘુનાથને. ૧૦

માગતાં મો માગ્યું પામતાં, જકતમાં જે જે સૂખ;
રંક ભુપાળ ભલા ભુંડા, રૂડુ એ કલ્પરૂખ.
હાથ જોડી રઘુનાથને. ૧૧

જાણિ સહૂ રિતે આસમે, ગુરૂ સ્વામિનો સ્નેહ;
મારો મહામોહ મટિ ગયો, ગયા મનના સંદેહ.
હાથ જોડી રઘુનાથને ૧૨

કરૂણાધામ કશ હવે, તેજ રૂડો ઉપાય;
જન હિત જેથકી આપને, મન ક્ષોભ ન થાય,
હાથ જોડી રઘુનાથને ૧૩

સંકોચ ઉપજાવે સ્વામિને, જેહ શેવક ભારી;
નિજ હિત મનમાં ચાહ્યછે, મતિ તેની નઠારી.
હાથ જોડી રઘુનાથને. ૧૪

સ્વામીતણી રૂડી સેવના, તેજ સેવક હીત;
સહુ સુખ લોભ વિસારિને, કરવી સઃપ્રીત.
હાથ જેડી રઘુનાથને. ૧૫

સ્વારથ નાથ સહુતણો, વળો વારૂં જો આજ;
આજ્ઞા કરો તોએ ભલૂં, રૂડા હે રઘુરાજ.
હાથ જોડી રઘુનાથને. ૧૬

વિનતી સુણો એક માહરી, કહું આપને જેહ;
યોગ્ય દિસે કદિ તો પછી, કરજો પ્રભુ તેહ.
હાથ જોડી રઘુનાથને. ૧૭

તિલક સમાજ સરવ સજી, આણ્યોછે અહિં સાથ;
સફળ કરો સનમાનિને, રૂડા હે રઘુનાથ.
હાથજોડી રઘુનાથને. ૧૮

અનુજ સહિત મને મોકલો, વનમાંય વિશેષ;
સૌને સનાથ કરો તમે, અવધ જઈ અવધેશ.
હાથ જોડી રઘુનાથને. ૧૯

નહિં તો લક્ષ્મણ અરિદમનને, ફેરવો પાછા આજ;
સાથે આવીશ હું હે પ્રભૂ, પદ સેવન કાજ.
હાથ જોડી રઘુનાથને. ૨૦

નહિં તો વિચરિએ વનવિષે. અમે ભ્રાત ત્રણેય;
સીતા સહિત પાછાવળો, માગ્યું દ્યો એ અદેય.
હાથ જોડી રઘુનાથને. ૨૧

મંન પ્રસન થાય જે રિતે, આપનું પ્રભુ આજ;
તેજ કૃપાસાગર તમે, કરો કોડથી કાજ.
હાથ જોડીને રઘુનાથને. ૨૨

ભાર મૂકયો મારાપર સહૂ, આપે તો આવાર;
મુજને ન ધર્મ નીતિતણો, કશો વિમળ વિચાર.
હાથ જોડી રઘુનાથને. ૨૩

વચન કહૂં સહુ સ્વાર્થનાં, આર્તબંધુ હે નાથ;
ચિતમાં રહે નહિં ચેતના, ગરજુને ભલિભાત.
હાથ જોડી રઘુનાથને. ૨૪

સ્વામીની આજ્ઞા સાંભળી, દે પ્રત્યુતર જેહ;
લાજ લજાણી મનવિષે, જાણી સેવક તેહ.
હાથ જોડી રઘુનાથને. ૨૫

અવગુણસાગર અતિ ઘણો, એવો છું હું આજ;
સ્વામિ સનેહ વખાણતા, સર્વ સાધુ સમાજ.
હાથ જોડી રઘુનાથને. ૨૬
હે કૃપાળુ મને હવે, મત મન ભાવ્યો તેજ;
સંકોચ મન સ્વામીતણું, જેથી પામે ન સ્હેજ.
હાથ જોડી રઘુનાથને. ૨૭

## દોહરા.

પ્રભુ તમ પદ સોગન લઇ, કહું સદભાવ સહાય;
જગ મંગળ હિત આહછે, હે રઘુરાય ઉપાય. ૧
કહું તમને કરજોડિ તે, સુણો ગરીબનિવાજ;
રવિકુળકમળવિપિનતણા, હે રવિરૂપ રઘુરાજ. ૨
મન પ્રસન્ન કરિને હવે, સર્વ તજી સંકોચ;
દેશો જેવી જેહને, આજ્ઞા હૃદય નિશોચ. ૩
તે આજ્ઞા શિર ધરિ ધરી, કરશે જન સહુ આમ;
મટશે સહુ અન્યાય અમ, તથા કુપેચ તમામ. ૪
ભરતવચનરચના સુણી, મુનિમન હરખ અતુલ્ય;
સાધૂ સરવ વખાણતા, સુર વરષાવે ફૂલ. ૫
દુગ્ધાવશ દિલમાં બહૂ, અવધવાસિ અભિરામ;
તાપસ ને વનવાસિઓ, પ્રમુદિત હૃદય તમામ. ૬
છાના રહી ગયા પ્રભૂ, મન પામી સંકોચ;
રઘુપતિની ગતિ નિરખિને, સભા સર્વ મન શોચ. ૭
જનક દૂત તે અવસરે, આવ્યો તેણે ઠામ;
સુણિ તેડાવ્યો નિજકને, ગુરૂએ ત્યાં અભિરામ. ૮
કરિ પ્રણામ મુનિરાયને, નિરખ્યા જાનકિનાથ;
વેષ દેખિ તે દુખિ થયો, દૂત નિપટ મન સાથ. ૯
પૂછી મુનિનાથે પછી, જનકદૂતને વાત;
કહે વિદેહનૃપતિતણી, પ્રમુદિત મન કુશળાત. ૧૦
પામ્યો મન સંકોચ સુણિ, ચરણકમળ ધરિ શીશ;
વદે દૂત કરજોડિને, સુણજો મહામુનીશ. ૧૧

## રાગ વેરાડીની ચોપાઈ.

શુકજી કહે સાંભળ નરપતિ (એઢાળ.)

"સ્નેહ ધરી મુનિજન સાંભળો, ત્યાગકરી કહું મન આંબળો"
પુછો કુશળતા સાદર તમે, તેજ કુશળ હેતૂ આસમે. ૧
નહિંતો નાથ અવધપતિતણી, સાથ કુશળતા ગઇ બાણી ઠણી;
જકત અનાથ થઇને ગયૂં, મિથિલાપુરીમાં જાય નરહ્યું. ૨
કૈશલ્યાપતિની ગતી સાંભળી, જનક સંબંધિતણી મંડળી;
ગાંડાં જેવાં સહુજન શોકમાં, વ્યાપ્યૂં દુઃખ પ્રજા લોકમાં. ૩
જેણે દિઠા તે સમે જનકને, લાગ્યા વિદેહ સત્ય તેમને;
નામ વિદેહ અસત્ય ન કદા, કેમ ન લાગે એવા તદા. ૪
રાણિ કુચાલ સુણિ ભુપાળને, સુજે ન જ્યમ મણિવણવ્યાલને;
ભરતકુંવર થયો રાજ્યનો ધણી, વનવિચર્યા શ્રીરઘુકુળમણી. ૫
શોક થયો ઉર મિથિલેશને, સાંભળિ રામના મુનિવેશને;
સચિવ સમાજ મતિવંતને, વાત પુછી નૃપે મ્લાનિ મને. ૬
કરિ વિચાર કહો સહુ તમે, કરવું યોગ્ય કશૂં આ સમે;
જનકતણાં વચનો સાંભળિ, શોકનિમગ્ન સચિવમંડળી. ૭
ચાલવું કે રેવું કોઇએ ન કહે, અન્યોન્ય મુખ સામુજોઈ રહે;
હૃદય વિચાર કરી થિર ધરી, ભાવિ વિચારી શોક પરહરી. ૮
જાસુસ ચાર ચતુરતા ઘણી, મોકલ્યા નગરી અયોધ્યા ભણી;
ભાવ કુભાવ ભરતજીતણો, સમજીને મનમાંહે ઘણો. ૯
આવજો વેગે દિન વહી જતા, ત્યહાં તમે પડશો નહિં છતા
ગયા અવધ દૂત વેગે અતી, સાંભળિ ન્યાળિ ભરતમતિગતિ. ૧૦
ચિત્રકોટ ચાલ્યા ભરતજી, દૂત ચાલ્યા તિરહૂતી સજી;
આવિ દૂતોએ મન અનુભવી, ભરતની કરણી વરણવી. ૧૧
જનક સભામધ્યે યથામતી, માંડિ કહ્યુ સહુ અથઇતી;
મુનિ ગુરૂ પુરજનવાસિઓ, સચિવ ભુપાળ દાસદાસિઓ. ૧૨
સ્નેહ વિકળ જન સરવે થતાં, શોચ કરે તે ન જોયાં જતાં;
ભરત વડાઈ કરી ત્યાં અતી, ધીરજ મનમાં ધરિ મહિપતી. ૧૩
બોલાવિ લીધા ત્યાં તે સમે, સુભટ દરોગા જે મન ગમે;
ઘર પ્રદેશવિશે શુભ મતી, રાખી લિધા રખવાળા અતી. ૧૪
હય ગજ રથ અધિક વાહનો, સાજ સજ્યો સહુ લેખાવનો;
લગ્નસાધી તતક્ષણ ચાલિયા, વાટેયના નૃપ વિશ્રામિયા. ૧૫
આજ સવારે પ્રયાગનિવિષે, ન્હાયા સહુ હરખી અતિશે;
યમુનાજી ઉતરવા લાગિયા, રામ ચરણ સહુ અનુરાગિયા. ૧૬
'લેવાખબરઅમનેનૃપતિએ, મોકલ્યા આગળ અતિ પ્રીતિએ'
વાત કહી એવી તેમણે, શીશ નમાવ્યુ મુનિવરચરણે. ૧૭

## હરિગીત છંદ.

શિશ નામ્યું મુનિપદકમળ અમળે, વિમળ કહિને વાતડી;
દિધ સાથ કોળિ છ સાત મુનિએ, કિધ વિદા ચર તે ઘડી;
સુણતાં જનક આગમન હરખ્યા, સર્વ અવધ નિવાસિઓ,
મન રામને સંકોચ અતિ સુર, સાથ શોચિત ભાસિઓ. ૧
મન ગ્લાનિ કૈકયિ કુટિલણીને, શોચ કરતી તે સમે;
કરૂં શૂં હવે દઉં દુષણ કોને? કુડિકૃતી મન બહુ દમે;

પુર નારિ નર અંતર મુદિત અતિ, એવું મનમાં આણિને;
દિન ચાર રેહવાનું અધિક થયું, જનક આવ્યા જાણિને. ૨
વીતી ગયો દિન એવિ રીતે, એય મન આનંદમાં,
પ્રાતઃસમે ઉઠિ લાગિયા સહુ, સ્નાન કરવા ગંગમાં;
કરિ સ્નાન દાન પુરૂષ નારી, પૂજતાં આતુર મને;
ગણનાથગુણનિધિ ગૌરિ શંકર, શુભ પ્રભાકર સૂર્યને. ૩
પછિ શ્રીરમણપદવંદના કરિ, વિનવતાં કર જોડિને;
વળિ માગતાં ખોળા પસારી, સર્વ સંશય તોડિને;
"પટરાણિ જાનકિ રામ રાજા, અવધપુરિની ગાદિએ;"
આનંદકંદ ચરણ કમળને, નિત અમે અભિવાદિએ. ૪
ફરિ સહસમાજ સ્વતંત્ર સુખનિધિ, સુખિ કરે પરિવારને;
યુવરાજ પદ દે રામ હરખથિ, સુભગ ભરત કુમારને;
સહુકોઇનિ એ સુખસુધા સિંચિ, દેવ એવિ કરી દયા;
દો લાવ જગજીવનતણો શુભ, જાણિશૂં સુખિયા થયા. ૫
ગુરૂરાજ ગરિબનિવાજ, ભ્રાત સમાજ સઃરઘુનાથનૂં;
સહુ સુખદ રાજ્ય થજો અવધપુર, ભવ બધે ભલિભાતનૂં;
નૃપ રામ અવધનિગાદિએ શુભ, વિદ્યમાનજ હોયને;
"તમ પાસ મૃત્યુ યાચિએ અમ, એજ દો સહુકોયને." ૬
સુણિ સ્નેહમય પુરજનતણી, મૃદુવાણિ વિમળસુધાભરી;
નિજ યોગ વિરતી જ્ઞાનિ મુનિજન,નિંદતા ધન્યોચરી;
કરિ નિત્યકર્મ ક્રિયા સુભગ અતિ, સર્વ પુરજન એ રિતે,
કરતા પ્રણામ રમારમણને, તન પ્રફુલ્લિત પ્રભુ પ્રિતે. ૭
અતિ ઊંચ નિચ મધ્યમ વરગનાં, નારિ નર વિશ્રામતાં,
નિજનીજ અભિરૂચિસમ સરવદા, રામ દરશન પામતાં;
સનમાન પ્રભુ સાદર કરે નિત, સ્વર્ગ સુખ સૌ માણતાં,
ગુણધામરામ રમારમણને, સર્વકોઈ વખાણતાં. ૮
રઘુવરનિ વાણી વિમળ મનહર, બાળપણથી ભાવતા,
પ્રિતિ ઓળખી નિતિ પાળતા પ્રભુ, દુસહ દુઃખ તજાવતા;
સંકોચ શીળ સમુદ્ર રઘુવર, સરવને સુખદાવના,
મન વદન પ્રસન સદા સુલોચન, સહુથિસરળસ્વભાવના.૯
કથતાં મુખે શ્રીરામગુણગણ, હૃદય જન અનુરાગિયાં,
નિજભાગ્ય સુભગ વખાણવા મુખ, લાભ જાણી લાગિયાં;
જગમાંય શૂં થોડાં અમે સહુ, પુણ્યપુંજ કહી વદે;
નિત માનતા પોતાતણાં કરિ, જેમને રાઘવ રૂદે. ૧૦
સહુ પ્રેમ મગનજ તે સમે સુણિ, આવતા મિથિલેશને;
સંભ્રમ ઉઠ્યા સસભાશ્રિરઘુવર, વાહ જોગી વેશને;
નિજ ભ્રાત સરવ અમાત્ય પુરજન, સાથ ગુરૂજન ગુણનિધી;
આગળ ગમન કર્યું રાઘવે શુભ, જાય સર્વે એવિધી. ૧૧
અવિલોકિઓ મહિપાળ જનકે, ચિત્રકુટને જ્યારથી;
કરતા પ્રણામ ઉમંગભર મન, ત્યાગિ રથને ત્યારથી;
ઉર લાલસા ઉત્સાહ અતિશે, રામ દરશન કારણે;
નહિ પંથશ્રમનો કલેષ લેશય, કોઇને ઉર ધારણે. ૧૨
મન ત્યાં જ્યહાં રઘુનાથ સીતા, શોચવશ સહુ કોયછે;
મનલીણ તનના દુઃખ સુખની, શુદ્ધિ કોને હોયછે;
આવે જનક ત્યાં એવિરિતે, પાયપાળા ચાલતા;
સસમાજ સહુ પરિપૂર્ણપ્રેમે, નેહ નજરે ન્યાળતા. ૧૩
આવ્યા નિકટ અન્યોન્ય જવ સહુ, મનવિષે અનુરાગિયા;
સાદર સરવજન પરસ્પર ત્યાં, પ્રિતથિ મળવા લાગિયા;
ન શકાય કહિ મુખ શેષ કવિથી, ભારતિય ભૂલી પડે;
અન્યોન્ય રાજસમાજ સ્નેહજ, મુખે કથતાં નાવડે. ૧૪

## દોહરા.

મુનિગણના પદ વંદવા, લાગ્યા જનક ભુપાળ;
રઘુનંદન પરણામતા, ઋષિઓને તેકાળ. ૧
સહિત ભ્રાત સહુ રઘુપતી, મળ્યા જનકને જાઇ.
ચાલ્યા લેઇ સમાજને, પૂર્ણપ્રેમ અધિકાઇ. ૨
આશ્રમ સાગર શાંતરસ, પૂર્ણ સુપાવન પાથ;
સૈન્ય જાણું કરૂણાનદી, લઇ ચાલ્યા રઘુનાથ. ૩
મહા જ્ઞાનવૈરાગ્યની, તોડિ નાખતી તીર;
વચન સશોચરૂપી મળે, નદિ નાળાંનું નીર. ૪
શોચ તથા વિશ્વાસરૂપિ, પવન તરંગ અતૂલ્ય;
ધૈર્યરૂપી તટપરતણાં, તોડતિ વૃક્ષ સમૂળ. ૫
ધારા તિવ્ર વિષાદ રૂપ, તોડે તટ તરૂ સાર;
ભય સંશય ભ્રમરાવળી, પ્હોળો પટ નિરધાર. ૬
મહાબુદ્ધિ રૂપિ માછિએ, વિદ્યાનાવ વિવેક;
ઝોકાવ્યૂં જન સહુ ભરી, આવી નહિં તટ એક. ૭
વનચર કોળી ભીલડાં, કરે વિલોકિ વિચાર;
પથિક સર્વ ઉર હારિયા, નહીં પામશે પાર. ૮
ઘુઘુઘુ કરતી જઇ મળી, આશ્રમસાગર ઠેઠ;
ઉઠયો ઉદધિ અકળાઇને, જાણયે થાતાં ભેટ. ૯
શોક વિકળ વ્યાકુળ દિસે, બંને રાજ સમાજ;
જ્ઞાન વિવેક રહ્યાં નહીં, દ્રઢ ધીરજ રજ લાજ. ૧૦

## શિખરિણી છંદ.

વખાણી તેવારે, નૃપતિમતિ[૧] સદ્ગુણ શિળતા;
નહાઇ શોકાબ્ધી, રૂદન કરિ સર્વે કકળતા;
ઉરે શોચે લોચે, પુરૂષ પ્રમદા વ્યાકુળ અતી;
અરેરે ઊચારી, નયન નિર લૂંછે પટ વતી. ૧

૧ દશરથ રાજાની બુદ્ધિ.

વદે સર્વે રોષે, દઇ અધિક દોષો ગુણનિધી;
અરે આ શું કીધું, અહનિશ તું વાંકા ફટ વિધી;
તપસ્વી યોગીઓ, સિધ્ધ સુર મુનીરાય મનમાં;
દશા દેખી દુ:ખી, જનકનૃપની આવિ વનમાં. ૨
ઉરે લાગ્યૂં એવું, પ્રભુ પ્રિત સરીતા જળમહા;
ત્રિલોકે તો જોતાં, સમરથ ન તે કો ઉતરવા;
મહાદુ:ખી દેહે, મુનિ સહુ ખગાકાર બનિયા;
અરેરે ઉચ્ચારી, નયન નીર લુંછેછ દુખિયા. ૩

## વસંતતિલકા છંદ.

જેના સુજ્ઞાનરવિથી ભવરાત્રિ નાસે,
સૂવેણકિર્ણથિ મુનીકમળો વિકાસે;
તેને શું મોહ મમતા નિકટે ઘણેરી,
૧ આ તો વડાઇ સિય રામ સનેહકેરી.
છે જકતમાં વિષયિ સાધક સિદ્ધ શાણા,
એવા ત્રિવીધ જિવને શૃતિએ વખાણ્યા;
જેના ઉરે પ્રભુ સનેહ રૂડો ઘણોછે,
૨ સાધુ સભાનિમધ્ય આદર તેતણોછે.
શોભે ન જ્ઞાન કદિ રાઘવપ્રેમ પાખે,
સૂકાનિ વીણ જયમ વ્હાણય વાત લાખે;
વીદેહને મુનિવરે સમજાવિયા ત્યાં,
૩ સૌ રામઘાટ કરિ સ્નાન સુખી થયા ત્યાં.
સૌ લોક શોકમય નારિ નરો અયોકે,
તે દી વિત્યો જળ વિના સહુનો સશોકે;
કીધો અહાર ન વિહંગ ખગો મૃગોએ,
૪ તો શો વિચાર પ્રિય પ્રેમિજનોતણોએ.
બંને સમાજ સહ રામ રમાપતી તે;
પ્રાત: સમે સરિત સ્નાન કર્યું સપ્રીતે;
બેઠા સહૂ વડતરૂનિ તળે નહાઇ ;
૫ છે મંન તો મલિન ગાત્ર ન સૂખદાઇ.
જે વિપ્રછે અવધપૂરિતણા નિવાસી;
જે મીથિલેશપુરના તપજ્ઞાનરાશી ;
જે હંસવંશઅવતંસ ગુરૂ ગુણાબ્ધી;
૬ જેછે પુરોહિત વિદેહતણા અનાદી
જેણે સદાય જગમાં પરમાર્થ શોધ્યો;
સંસારસારઅનુસાર સુબોધ બોધ્યો;
લાગ્યા સહૂ સદુપદેશ[1] અનેક કહેવા ;
૭ સદ્ધર્મ નીતિ વિરતી સુવિવેક જેવા.

ત્યાં કૌશિકે કહિ મુખે સુકથા પુરાણી,
સર્વે સભા સુજનને સમજાવિ વાણી;
કૌશીકને રઘુપતી મુખ એવું કહેછે;
હે નાથ કાલ જળવીણ સહુ રહ્યાછે. ૮
કહેછે મુની ઉચિત કીધું સુહીત કાજે,
વીતી ગયો દિન વળી અઢિ પ્હોર આજે;
જાણી ગુરૂ નૃપ વિદેહ કહે સુવાણી,
ના યોગ્ય આંહિ ફંદ ખાવું અનાજ આણી. ૯
ભૂપે કહ્યું સરવને અતિ લાગ્યું સારૂં,
ન્હાવા ગયા સરવ પામિ રજાજ ચારૂં;

## દ્રુતવિલંબીત છંદ.

ફળ ફુલો દળ મૂળ વિવીધનાં, ભરિ ભરી રૂડિ કાવડ ભીલડાં;
અશનકાજઅપારજલાવિયા,ભિલજનોસહુનેમનભાવિયા.૧
ગિરિ થયો શુભકામદસર્વથી, જગત સ્વામિશ્રીરામપ્રસાદથી;
પરહરે મનખેદ વિલોકતાં, નિરખિ તે જનસૌસુખિયાંથતાં. ૨
વન નદી વળિ સ્વચ્છ સરોવરાં,ભુમિ વિભાગ રૂડાસહુશોભતા;
મનપ્રિતાળદિસેસહુકોયનાં, હરખ ઊલટિઓ અતિ હોયના?૩
વિટપ વેલિ રસાળ સહૂ દિસે, સફળ ફુલ સહીત અહર્નિશે;
ખગ મૃગો વદતા અનુકૂળમાં, ત્રિવિધ વાયુ સુમંગળ મૂળમાં.૪
શિતળ મંદ સુગંધિ વહે વને, અતિ ઉછાહ ઉરે જન સર્વને;
વરણિ જાય ન સુંદરતા અતી, હ્રદય થાકિ જતીજ સરસ્વતી.૫
કરતિ હોય ન ભોમિ અતિ પ્રિતે, જનકની પરૂણાઇ રૂડિ રિતે;
સરવ લોક નહાઇ નહાઇને, જનક રામરજા રૂડિ પામિને.૬
નિરખિઝાડ રૂડાં હરખી મહા.પુરજનોઉતર્યા સહુ જ્યાંત્યહાં;
ફળ ફુલો દળ કંદ અનેક ત્યાં, સુભગ પાવન સ્વાદ સુધા સમાં.૭
સરવને અતિ સાદર તે સમે, ગુરૂવસિષ્ટજિએ મન જે ગમે ;
ભરિભરીરૂડીકાવડમોકલ્યો,અધિકભારઅહારતણોગળ્યો.૮
અતિથિ પિતૃ ગુરૂ સુર પૂજિને, ફળ અહાર કરે જન સૌ વને;
હ્રદય મોદ અપાર સમાજને, નિરખતાં પ્રિતથી રઘુરાજને.૯

## ચંદ્રક્રીડા છંદ.

વિત્યા દી રૂડા ચાર સૌના સુખે એવિરીતે વને ત્યાં,
નરો નારિ સૌ સુખિઆરાં વિલોકી રમાનાથને ત્યાં ;
રૂચી એવિ બંને સમાજે સદા સાર સંસારકેરી;
ભલૂ ના વિના જાનકી રામ ફરૂં હ્રદે જોયું હેરી. ૧
સિતા રામ સંગે વને વાસ ચારૂ વિચારો સહીરે;
સદા કોટિછે ઇંદ્રપૂરી સમી સગવડો સૌ અહીંરે;

૧. સારો ઉપદેશ.

તજી રામ વૈદેહિ સૌમિત્ર જે પુન્યશાળી પવિત્ર;
ઉરે ભાવતું જેહને ગેહ તેને વિધી વંક મિત્ર. ૨
હશે પાંશરો દૈવ સૌનો સનાદ અનાદીથિ જ્યારે;
થશે ત્યાહરે રામ પાસેજ રેવાનું સુખે અમારે;
ત્રણે કાળ મંદાકિની સ્નાન સારૂં ત્રણે પાપ હર્તા,
વળી રામના દર્શને મોદમાંગળ્ય કલ્યાણકર્તા. ૩
તપસ્વી સ્થળે ચિત્રકોટે વને સૌ સુખે વિચરોછો,
વળી કંદ મૂળો ફળાહાર સૂધાસમાં સૌ કરોછો;
સુખે વીતિ જાશેજ ચૌદય એ સંવતો જોત જોતે,
ન જાતાં કદા જાણશૂં જીવમાં મંન આનંદસોતે. ૪

### દોહરો.

એ સુખ યોગ્ય ન લોક સૌ, કહે એવું કયાં ભાગ્ય?
બંને રાજ સમાજનો, રામ ચરણ અનુરાગ. ૧

### રાગ ઓખાહરણનો.

કરતાં મનોરથ જન સકળ ત્યાં, અંતરમાં એવીરીતે;
પ્રેમ સહિતનાં વચન સાંભળતાં, મન હરિ લે અતી પ્રીતે;
તેહ સમે શાણાં સીતાની માતે, મોકલી અવસર જોવા;
દાસી દોડતી આવી જઈને, નિજપર મન સહુ મ્હોવા. ૧
સર્વ સીતાજીની સાસુઓને, સાંભળીને સાવકાશ;
મળવામાટે આવ્યો ઉઠીને, જનકતણો રાણીવાસ;
સાદર કૌશલ્યાદેવીએ સહુનું, સન્માન કીધું સારૂં;
આસન આપ્યાં સમયસમ સહુને, વિવેક કહૂં શું વારૂ. ૨
શીળ સનેહ નિમગ્ન દિસેછે, રાણિઓ બંને કોર;
સાંભળિ વચન વિલોકિ તન કૃશ, પીગળે વજ્ર કઠોર;
નેત્રકમળથી નીર ઝરેછે, શિથિળ શરીરે સરવે;
અધોમુખ કરી મહિ ખ્રણતાં નખે, સોચવા લાગી સરવે. ૩
દીસે રામ સીતા પ્રેમકેરી, સરવે સલુણી મૂરતી;
વેષ બહુ ધરિ જાણયે કરૂણા, શોચ હૃદયમાં ધરતી;
ધીર ધરી સીતામાત કહે ત્યાં, વાંકી વિધિની મતિ ધારો;
દૂધના ફિણને જયમ ફોડીનાખે, વજ્રની કરચ વિચારો. ૪
સાંભળિએ શ્રવણેતો સુધાપણ; વિષમ નિરખિએ વીષ;
એવાં સર્વ કરાળછે કરતુક, વિરંચિનાં અહનીશ;
કાક ઉલુક બગ જ્યાં ત્યહાં ભાસે, વિરંચિના આ પ્રપંચે;
કોઈકિ તમ સરખાં હંસરૂપે, જે સહુ સદ્ગુણ સંચે. ૫
સંકોચ પામિ કહે તેહવારે, સદ્ગુણી દેવિ સુમિત્રા;
દુર્બળ દૈવતણી ગતિ છે નિત, અતિ વિપ્રીત વિચિત્રા;
સરજે વળી પ્રતિપાળે પછી તો, વેગે કરેછે વિનાશ;
બાળરમત સમ ભાસે મનેતો, વિરંચિ બુદ્ધિ વિલાસ. ૬

### દોહરો.

દોષ ન કોઇતણો કરશો, કૌશલ્યા વદિ વાણ;
ભાગ્યતણેવશ દુઃખ સુખ, લાભ તથા વળિ હાણ. ૧

### રાગ રામગ્રી

પધારે પોપટ રાજા રામના; (એઢાળ.)

સાંભળો દેવિ સુલોચના, શાણાં સીતાની માતા;
કઠણ આ કર્મતણી ગતી, એક જાણે વિધાતા.
સાંભળો દેવી સુલોચના. ૧
જેહ શુભાશુભ કર્મનો, દિવ્ય છે ફળદાતા;
શું કહિએ સખી તેહને, ભેદ જાણ્યા ન જાતા.
સાંભળો દેવી સુલોચના. ૨
સર્વતણા શિશ ઉપરે, ઇશ આજ્ઞા અતીશે;
ઉત્પતી સ્થિતિ લય ને વળી, વિષ પિયૂષને શીશે.
સાંભળો દેવી સુલોચના. ૩
મોહવિવશ થૈ શોચિએ, મન આણી કુસંચો,
અચળ અનાદિ એવા દિસે, વિરંચિના પ્રપંચો,
સાંભળો દેવી સુલોચના. ૪
મરણ જિવન મહિપાળનૂં, અતિ અંતર આણી;
ખિન્ન થઈ મન શોચિએ, જાણી નિજ હિત હાણી.
સાંભળો દેવી સુલોચના. ૫
સીતાની માત કહે સત્ય એ, વધ્યાં દેવી સુવાણી;
સુકૃતની સીમા તમે, અવધેશનાં રાણી.
સાંભળો દેવી સુલોચના. ૬
લક્ષ્મણ સીતા રામજી, વિચરે વન જો એ;
સારો મને નથી લાગતો, પરિણામ ભુંડો એ.
સાંભળો દેવી સુલોચના ૭
ખેદ હૃદય આણીને વદે, દેવી કૌશલ્યા ડાહ્યાં;
ભરતતણો મને શોચછે, દારૂણ દુઃખે સમાયાં.
સાંભળો દેવી સુલોચના. ૮
ઇશપ્રસાદ પ્રતાપથી, તમ આશીર્વાદ;
સુત સુતવધુ શુભ પામિ હૂં, પુજી પ્રેમે રંનાદ.
સાંભળો દેવી સુલોચના. ૯
ખાધા નથી મેં મુખે કદી, રામના સમ હાવે;
શોગન લઈ તેના કહું હવે, હે સખી સદભાવે.
સાંભળો દેવી સુલોચના. ૧૦

વિનય વડાઈ સુશીળતા, મારા વ્હાલા ભરતની;
ભક્તિ ભલાશ વિશ્વાસ ને, વળી રીત ભાયપની.
સાંભળો દેવી સુલોચના. ૧૧

કહેતાં મતી પિગળી જતી, શેષ શારદકેરી;
સાગરને ઊલેચાયશું, સીપથી જ્યમ શેરી.
સાંભળો દેવી સુલોચના. ૧૨

"કુળદીપક સદા જાણજે, ભાઈ ભરતને ભાવે;"
વારંવાર કહેતા મને, મહિપાળ સુભાવે.
સાંભળો દેવી સુલોચના. ૧૩

કસિ જોઇએ કનક કસોટિએ, મણિ હાથ ઝવેરી;
પુરૂષ પરિક્ષા દુખ સમે, એથકી ન અનેરી.
સાંભળો દેવી સુલોચના. ૧૪

કહેવું એવું આજ માહરૂં, અનુચિત છે અતીશે;
શોકસનેહે શાણપણ, સખી થોડુંજ દીસે.
સાંભળો દેવી સુલોચના. ૧૫

ધીરધરી કહે કૌશલ્યા, સુણો હે મિથિલેશી;
કોણ વિવેકનિધિ શકે, તમને ઉપદેશી.
સાંભળો દેવી સુલોચના. ૧૬

લાગ જોઈ રાણી રાયને, સમજાવજો સ્નેહે;
આવ્યા અહીં તે ઉચિત કર્યું, સૌ પ્રકાર વિદેહે.
સાંભળો દેવી સુલોચના. ૧૭

લક્ષ્માણને તજી ભરતને, રઘુનાથ લે સાથે;
ભાવતું હોય જો ભુપમને, કરતાં કોઈ વાતે.
સાંભળો દેવી સુલોચના. ૧૮

તો ભલો યત્ન વિચારિને, કરજો એહ કામ;
શોચ મને બહુ ભરતનો, પ્રેમ ઓળખી આમ.
સાંભળો દેવી સુલોચના. ૧૯

ગૂઢ સનેહ ભરતતણો, મનમાંય વિશેશે;
શુભ પરિણામ અહીં રહ્યે, લાગતો નથી લેશે.
સાંભળો દેવી સુલોચના. ૨૦

## રાગ દેશાખ.

વરષાઋતુ વહીગઈરે, એવે આવ્યો આશ્વિનમાસ (એઢાળ)

જાણિ સ્વભાવનેરે, સાંભળિ સરળ સુવાણિ વિશેષ;
મગ્ન થયાં સહુરે, કરૂણારસ ભરપુર ઉદ્દેશ. ૧
ફુલવૃષ્ટી થઈરે, નભથી દૂનિ વળિ ધન્ય સુધન્ય;
સિધ્ધ યોગી મુનીરે, સ્નેહ શિથિળ ધરી મુખ મુન્ય. ૨
રાણીવાસ ત્યાંરે, અચરજ પામ્યાં મન અતિશેજ;
સહુ છાનાં રહ્યાંરે, કોઇ ન બોલે મુખ કશું સ્હેજ. ૩
સુમિત્રા તે સમેરે, કહેછે ઉર ધરિ ધીર અપાર;
વીતી ગઇ જુઓરે, જામનિ બે ઘડિ અતિ સુખકાર ૪
સુણિ તે વાતડીરૂ, ઉઠયાં કૌશલ્યા સઃપ્રીત;
ઉર સંકોચતારે, વદતાં સદભાવે શુભરીત. ૫
ઉતારે વેગથીરે, દેવિ પધારો નિશિ વિતિ જાય;
વળિ સહુ આવજોરે, કરિને અમઊપર કરૂણાય. ૬
આ અવસર હવેરે, અમને તમને સૌને પ્રાય;
ઇશ આધારછેરે, કે પછિ છે મિથિલેશ સહાય. ૭
વચન વિનય ભર્યાંરે, સાંભળિ જાણી સ્નેહ અપાર;
જનકપ્રિયા ત્યહાંરે, ચરણે લાગો કરતિ ઉચાર. ૮
વિનય તમોતણોરે, એવો ઉચિત દિસે અતિસાર;
દશરથનાં પ્રિયારે, રઘુવરકેરાં માત ઉદાર. ૯
નિત આદર કરેરે, મોટાજન નિજના નિચનૂંચ;
ગિરિ શિર તૃણ ધરેરે, પાવક ધુમ્ર ધરે શિરશોય. ૧૦
સેવક તમતણારે, મન ક્રમ વચને છે મિથિલેશ;
તમનેતો સદારે, સ્હાય અપાર ભવાનિ મહેશ. ૧૧
છે કો જકતમાંરે, તમ સમ યોગ્ય કહો તમ તેજ;
દીપનિ સ્હાયતારે, શોભે શું દિનકરને સ્હેજ. ૧૨
રામ વને જઈરે, કરિ સુરકેરાં સરવે કાજ;
અચળ અવધપુરીરૂ, કરશે તે પછિ કોડે રાજ. ૧૩
રામભુજાબળેરે, નર કિન્નર ને સુર સહુ નાગ;
નિજથળ તે સહુરે, વસશે સુખમાં સાનુરાગ. ૧૪
આગળથિ એ સહુરે, કહ્યુંછે યાજ્ઞવલિક ઋષિરાય;
મુનિવાણી રૂડીરે, કદિએ કોથી વૃથા ન થાય. ૧૫
કહિ એવું મુખેરે, ચરણે નમતી પ્રેમ સહીત;
વિનય સુણાવિયોરે, મિથિલેશીએ અધિક ઉચીત. ૧૬
સીતાને મોકલોરે, મળિ મહિયરીયાંને સદયાય;
પાછી આવશેરે, દેવિ કરો એટલિ કરૂણાય, ૧૭

## દોહરા.

કૌશલ્યાદેવી કહે, સુખે સીતાને આજ;
તેડી જાઓને તમે, પુછવાનું શું કાજ. ૧
સીતા સહિત સુલોચના, ચાલ્યાં પામિ રજાય;
સુણો હવે સદભાવથી, રામકથા ઋષિરાય. ૨
પ્રિય પરિજનને જઈ મળી, વૈદેહી તેવાર;
જે જ્યમ યોગ્ય જણાય શુભ, તેને તેહ પ્રકાર. ૩
અવિલોકી એ અવસરે, સીતા તપસ્વિનિ વેશ;
થયાં સ્નેહવ્યાકુળ સહુ, હૃદય વિષાદ વિશેષ. ૪

રામ વસિષ્ઠતણી રૂડી, આજ્ઞા પામિ ઉદાર;
નિજ ઊતારે આવિયા, જનકભૂપ નિરધાર. ૫
આવી અવિલોકી ત્યહાં, પુત્રી પરમ પવિત્ર;
પિતા પુત્રિ મેળાપનું, વરણવું સુખદ ચરિત્ર. ૬
ઉર આણી લિધિ જાનકી, જનકભુપે ભલિભાત;
જે પરશણિ પ્રિયપ્રાણની, પાવનિ જગવિખ્યાત. ૭
હૃદયથિ ઉમટયો એ સમે, સાગર શુભ અનુરાગ;
મહિપતિમન થયુ ઠીક ત્યાં, જાણ્યે તીર્થ પ્રયાગ. ૮
અક્ષયવડ ત્યાં વાધતો, સીતાસ્નેહરૂપિ સાર;
રામપ્રેમશિશુ તે ઉપર, શોભે જગ પ્રિયકાર. ૯
મુનિ માર્તંડ ચિરંજીવી, તે રૂપી મ્હાજ્ઞાન;
જાણ્યે વિકળ વિલોકિને, સ્નેહનું જળ બળવાન. ૧૦
રામપ્રેમશિશુનો ગ્રહ્યો, બુડતાં શુભ આધાર;
ઉગર્યા તેથી એ સમે, જ્ઞાનઋષી નિરધાર. ૧૧
મોહમગ્ન મતિ છે નહીં, નૃપ વિદેહનિ કદાય;
સીતા રઘુવર સ્નેહનો, મ્હા મહિમા મુનિરાય. ૧૨
સીતાનાં માતાપિતા, વિકળ સ્નેહવશ ભારિ;
ધરણી સુતા ધિરજ ધરે, સમય સુધર્મ વિચારિ. ૧૩
જનકભૂપતી જોઇને, જાનકિ તાપસ વેશ ;
થયો પ્રેમ પરિતોષ શુભ, ઉર આનંદ વિશેશ. ૧૪
પવિત્ર કીધાં પુત્રિ હે, બહુધા બંને કૂળ;
ઉજવળ સુયશ જગતવિષે, કહે સૌ મંગળમૂળ. ૧૫
ગંગાસમ શુભ કીર્તિ તુજ, પ્રિય પાવન કરનાર;
ગઈ અનેક બ્રહ્માંડમાં, પાપહરણિ સુખકાર. ૧૬
ત્રૈણ વડાં સ્થળ અવનિમાં, ગંગાનાં ગુણધામ;
તુજ કીર્તિસરિતાતણાં, સર્વથળે શુભઠામ. ૧૭
કહ્યું પિતાએ સત્ય સૌ, સ્નેહ સુવાણિથિ સ્હેજ;
શરમાણી સીતા ઉરે, પિતાવાણિ સુણિનેજ. ૧૮
વળિ ઉરમાં આણી લિધી, માત પિતાએ સીત;
હિતશિક્ષા આશિષ દિધી, પૂરણ પ્રેમ સહીત. ૧૯
વદતી સંકોચાતિ સતિ, અતિ મનમાં એવાર;
રાત રહ્યે જનક સ્થળે, નહીં ભલૂં નિરધાર. ૨૦
મરજિ જાણિને રાણિએ, કહિ વિદેહને વાણ;
શીળ સનેહ વખાણિને, નિજ ઉરમાંય પ્રમાણ. ૨૧
વારંવાર મળી કરી, ભેટી સતિ ભરિ ભૂજ;
વિદાય કરિ સન્માનિને, પુત્રિ મહાગુણપુંજ. ૨૨
મધુર વાણિએ રાણિએ, લક્ષથિ જોઈ લાગ;
કહી ભૂપને ભરતગતિ, અતિ મનને અનુરાગ. ૨૩
સ્વચ્છ રમ્ય અમૃતશશી, ભરતતણો વ્યવહાર;
સુણિ હરખ્યા મિથિલેશ મન, બહુપ્રકાર બલિહાર. ૨૪
મીંચ્યાં સજળ નયનકમળ, તન પ્રફુલ્લ તતકાળ;
લાગ્યા સુયશ વખાણવા, મુદિત હૃદય મહિપાળ. ૨૫

## રાગપરજ.

તારૂં ગોકુલ જોવાને આવ્યરે, મથુરાના વાસી. (એ ઢાળ)

સુણ સુમુખી થઇ સાવધાનરે, મારી શાણી સલુણી;
તારાં વચન છે સુધા સમાનરે, મારી શાણી સલુણી. ટેક.

ભરત કથા ભવબંધનરે, છોડાવનારી છેક;
કહિ તે ખરી તેં કામનીરે, પામી રૂડો પ્રસંગ વિવેકરે.
મારી શાણી. ૧

રાજયનીતિ રૂડી સર્વથીરે, ધર્મ સુબ્રહ્મવિચાર;
તેહસ્થળે હે તારૂણીરે, છે યથામતિ મારો પ્રચારરે.
મારી શાણી. ૨

ભરત સુમહિમા આગળેરે, તે મતિ મારી સાર;
પ્હોંચી ન શકતી પ્રેમદારે, કહુ શું હું તને વારંવારરે.
મારી શાણી. ૩

ગુણનિધિ ગણપતિ શારદારે, સહસ્રમુખનો શેશ ;
કોવિદ કવિ શાણાજનોરે, વળિ બુદ્ધિ નિપૂણ મહેશરે.
મારી શાણી. ૪

ભરત પવિત્રચરિત્રનેરે, કીર્તિ તથા કર્તવ્ય;
ધર્મ શીળ ગુણ શોભતારે, વડિ વિમળ વિભૂતિ સુદ્રવ્યરે.
મારી શાણી. ૫

સુણતાં સમજતાં સર્વનેરૂ, સર્વથા સુખદ સદાય;
ભરત ભક્તિરૂપી ગંગમાંરે, ગણિ અમૃત સહુજન ન્હાય રે.
મારી શાણી. ૬

સુગુણ અનંત છે એહનારે, નિરૂપમ પુરૂષ વિશેષ;
ભરત સમાનતો ભરતનેરૂ, જાણે વિધિ સુર મુની મહેશરે.
મારી શાણી. ૭

મેરૂ સમાન શું માનિએરે, તુલ્ય કરી એક શેર;
કવિકુળમતિ એવું જાણિનેરે, સંકોચાય સદા શુભપેરરે.
મારી શાણી. ૮

અગમ સરવને છે સદારે, વરણિને કહેતાં વાત;
જ્યમ જળહિણધરણીતણારે, મીનગણદુઃખકહ્યુંનવજાયરે.
મારી શાણી. ૯

ભરતતણો મહિમા અતીરે, જાણી શકે મન રામ;
પણ તે ન વરણી શકે મુખેરે, મેરૂ તુલ્ય સુમહિમા તમામરે.
મારી શાણી. ૧૦

વરણવી પ્રેમ પ્રમોદથીરે, ભરત સુમહિમા રાય;
જાણિ રૂચિ પ્રિયાપ્રાણનીરે, કહે વચન રૂડાં સુખદાયરે.
મારી શાણી. ૧૧
લક્ષ્મણ પાછાવળે પ્રિતેરે, જાય ભરત વન સાથ;
સહુનું ભલુ એમાં ભામનીરે, મત માને જો શ્રી રઘુનાથરે.
મારી શાણી. ૧૨
દેવિ પરંતુ દેખતાંરે, ભરત રઘુવર સ્નેહ;
પ્રીતિ પ્રતીતી પ્રેમનીરે, વાત કલ્પી શકાતી ન તેહરે.
મારી શાણી. ૧૩
જોકે જોતાં દિસે રામજીરે, શીળ ને સમતા સીમ;
ભરતેય ભાસે ભલા મનેરે, સ્નેહ મમતાની સીમ અનીમરે.
મારી શાણી. ૧૪
સ્વારથકે પરમાર્થનેરે, કે સુખ લેવા સાર;
સ્વપ્ને ન ઇચ્છતો સ્નેહમાંરે, ભલો ભરતતણો વ્યવહારરે.
મારી શાણી. ૧૫
સાધનસિદ્ધિ એ ઇચ્છતોરે, રામ પદાર્વિંદ સ્નેહ;
જાણ પડયે મને તો પ્રિયારે, ભલો ભરતતણો મત એહરે.
મારી શાણી. ૧૬
ભુલીને કદિએય ભરતજીરે, રામ રજા મનમાંય;
ઊથાપશે નહિં આ સમેરે, સ્નેહવશ શોચ કરિએ ન કાંયરે.
મારી શાણી. ૧૭

## રાગ ચોપાઈ ત્રિતાળનો.

રામ ભરતતણા ગુણ ગ્રામ, વરણવતાં સપ્રીત તમામ;
રાત્રી વીતી પલકની પ્રમાણે, જાતાં દંપતિ તે નહિંજાણે. ૧
પ્રાતઃકાળ થયે મુનિરાજ, જાગી ઉઠયા બે રાજસમાજ;
કરી સ્નાન ગયા ગુરૂપાસે, રઘુનાથ મહા ઉલ્હાસે. ૨
વંદિ ચરણકમળ અભિરામ, વધ્યા વચન.રામ સુખધામ;
નાથ ભરત સપરિજન માતા, શોક વિકળ દુખે દિનજાતા. ૩
વનવાસ વસી દુખિઆરાં, નિકળેલાં ન ઘરથી બારાં;
સસમાજ આપ મિથિલેશ, બહુ દિનથી સહોછો કલેષ. ૪
યોગ્ય હોય કરો તે નાથ, હિત સૌનુંછે આપને હાથ;
એવી યુક્તિ કહી શ્રી વચનમાં, સંકોચાયા રઘુવર મનમાં. ૫
તન પ્રફુલિત અતિ મુનિરાવ, જાણી રામનો શીળ સ્વભાવ;
તમ પાખે હે ગુણનિધિ રામ, સુખસાજ સમાજ તમામ. ૬
નેટ નરક સમાન કથનમાં, બંને રાજ સમાજના મનમાં;
જીવનાજીવ પ્રાણનાપ્રાણ, સુખનાસુખ તમ રઘુકુળભાણ. ૭
તજી તમને ગમે ઘર જેને, હશે વાંકો વિધિ સત્ય એને;
બળિ જાઓ તે કર્મ સુધર્મ, શીળ ડાપણ નીતી પર્મ. ૮
જ્યાં ન ભાવ નવો નવો રોજ, સીતા રઘુવર પદપાથોજ;
યોગ કુયોગ જ્ઞાન અજ્ઞાન, જ્યાં ન રામનો પ્રેમ પ્રધાન. ૯
તમ પાખે દુખી જન જેહ, વળી સુખિયા અધિક નિજદેહ;
તેને જાણો તમે રઘુનાથ, વિરંચિના પ્રપંચ તમ હાથ. ૧૦
આપ આજ્ઞા સરવ શીશ સ્હેજ, સૌનિ ગતિછે વિદિત તમનેજ;
આપ આશ્રમગમ ધરોપાય, થયાસ્નેહશિથિળમુનિરાય. ૧૧
નમી રામ સીધાવ્યા વાસે, મુનિ આવ્યા જનકનૃપ પાસે;
રામ વચન રૂડાં મન ભાવ્યાં, વસિષ્ઠે તે જનકને સુણાવ્યાં. ૧૨
શીળસ્નેહ સોહામણાં સ્હેજ, મુખે વરણ્યાં ન જાએ તેજ;
મહારાજ કરો અવ સોય, સૌના ધર્મસહિત હિત હોય. ૧૩
જ્ઞાન ધામ સુજાણ પવિત્ર, ધર્મ ધીર નૃપાળ સુમિત્ર;
ટાળનાર દુઃખો તમ પાખે, કો સમર્થ જોતાં જગ આખે. ૧૪
સુણીને મુનિ વચન રસાળાં, ભાવ્યાં નૃપને જાણી ગુણવાળાં;
ગતિ જાણિ આણી ઉર ધ્યાન, ભુલ્યા જનક વૈરાગ્ય સુજ્ઞાન. ૧૫
સ્નેહે શિથિળ ચિતવે મનમાંએ, આવિ અહિં ન કર્યું ભલુંકાંએ;
નિજ સત્ય સંકલ્પ પળાવા, કહ્યું રામને નૃપ વન જાવા. ૧૬
પ્રિય પ્રેમ સંકલ્પ પ્રમાણ, કર્યો સ્વર્ગનું કરિ પરિયાણ ;
હવે આવી અમે સાનુરાગે, વનથિ મોકલશું વન આઘે. ૧૭
આનંદિત થઇ વળશૂં ઘેર, સુવિવેક વધારી સુપેર;
એવીજનકતણીસુણીવાણી, વળિસ્નેહશિથિળગતીજાણી ૧૮
મુની તાપસ ગુરૂ વસિષ્ટ, થયા પ્રેમ વિકળ બનિ કિલષ્ટ;
સમજિ સમય ધરિ ધીરરાય, સસમાજ ભરત ભણી જાય. ૧૯
આગળ આવિને ભરતે એવારે, તેડી આણ્યા સૌ નિજ ઉતારે;
આસનઆપ્યાંસમયસમજાણી, વધ્યાવેગેવિદેહસુવાણી. ૨૦
તાત ભરત તમોને વિદીત, રઘુવરનો સ્વભાવ સપ્રીત;
સત્યવૃત ને ધર્મનિરત, શીળ સ્નેહની સુભગ મૂરત. ૨૧
સહે સંકટ તે નિજ મનમાં, અતિ સંકોચવશ આ વનમાં;
માટે મનગમતી કહો વાત, શોચશમન તમારે હાથ. ૨૨
સુણી જનકભુપાળની વાણી, તન પ્રફુલ નયન આણિપાણી;
ધીર અંતર ધારી અપાર, બોલ્યા ભરત સમય અનુસાર. ૨૩

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

સીતારામ સદાય પૂજ્ય મુજનાં, પીતા સમાછો તમે,
માબાપેય નહીં હિતેચ્છુ જગમાં, ગુરૂ સમા આ સમે;
કૌશીકાદિ મુનીશ સુજ્ઞ સચિવો, જ્ઞાનાંબુધી આપ તો,
આજ્ઞાનો અનુગામિ સેવક હુંતો, મિથા પરીતાપતો. ૧
દો આજ્ઞા મળિ સર્વ સ્વામિ મુજને, પાળીશ તેહૂં પ્રિતે,
ત્યાગીશોચ સહૂય આપ મનનો, બોલોજિ રૂડી રિતે;

આવા જ્ઞાન સમાજના થળવિષે. પૂછો મને પ્રેમથી,
ગાંડૂ ઘેલું હુંતો મલીન મનનો. બોલીશ નિર્નેમથી. ૨
મોટી વાત કહૂં કરી લઘુમુખે, દુ:ખે કરી દાઝતો,
મારો દુર્બળ દૈવ જાણિ ક્ષમજો, બોલું હું તો લાજતો;
છે પ્રખ્યાત પુરાણ વેદ નિગમે, સંસાર સારે વળી,
સેવા ધર્મ સહૂથિ તે કઠણછે, હે જ્ઞાનિની મંડળી. ૩
સ્વામી ધર્મ સ્વઅર્થને જગતમાં, વીરોધ લેખાવનો,
અંધો આંખથિ ને બધીર જનને, શો બોધ દો પ્રેમનો;
રાખી રામનિ મર્જિ ધર્મવૃતને, સૌહીત સૌ સંમતે,
જાણી પ્રેમ કરો સુકાર્ય અતિ તે, પૂછો શું એમાં મને. ૪
વીલોકી સુસ્વભાવ સાંભળિ વળી, સદ્વાકય એ ભર્તનાં,
વેગે રાય વખાણતા સહુ મળી, વાકયો રૂડાં આર્તનાં;
જોયો પ્રેમ અનેમ ક્ષેમ કરતા, શ્રીરામની ઊપરે ;
મ્હાભાગી અનુરાગિઆ ભરતનો, વીદેહ ત્યાં ઊચરે. ૫

## દોહરા.

સુણતાં તો અતિ સુગમછે, કોમળ સુંદર સ્હેજ;
હૃદય સમજતાં તો દિસે, અતી કઠોરજ એજ. ૧
અગણિત અર્થ વચનતણા, અક્ષર અતિ થોડાજ ;
એવાં માર્મિક વચન શુભ, ભરદ્વાજ મુનિરાજ. ૨
જ્યમ મુખ દરપણમાં દિસે, દરપણછે નિજ પાણ;
પણ તે મુખ ગ્રહ્યું જાયના, એવી અદભુત વાણ. ૩
ભૂપજનક વળિ ભરતજી, મુનિવર સાધુ સમાજ ;
ગયા જ્યહાં સુરકુમુદના, શરદચંદ્ર રઘુરાજ. ૪
સમાચાર એ સાંભળી, શોચવિવશ સહુ લોક;
નવા પાણિના યોગથી, જેવો મીનમન શોક. ૫
કુળગુરૂગતિ દેખી પ્રથમ, સર્વ સુરોએ સાર ;
સ્નેહ અતૂલ્ય વિદેહનો, અવિલોકયો એવાર. ૬
રામ ભક્તિમય ભરતને, જોયા જદા જરૂર;
અતિશે ઉર ગભરાઈને, હાર્યા ઉર સહુ સૂર. ૭
રામપ્રેમમય સર્વને, નિરખી નજરે દેવ ;
સર્વે શોચવિવશ થયા, તજી સર્વ અહમેવ. ૮
રામસ્નેહ સંકોચવશ, કહે સશોચ સુરરાજ;
રચો પ્રપંચ સુપંચ મળિ, નહિંતો થયૂં અકાજ. ૯
સમરિ સુરોએ શારદા, વિધ વિધ કરી વખાણ;
દેવિ દેવ સહુ તુજ શરણ, પાહિ પાહિ વદિ વાણ. ૧૦
ફેરવ ભરતમતી હવે, કરિ નિજમાયા માત ;
પાળ્ય અમરકુળ છળ કરી, હે ભારતિ ભલિભાત. ૧૧
શાણી દેવી શારદા. દેવવિનય સુણિ કાન;
સુર સ્વારથિ જડ જાણિને, બોલી વચન નિદાન. ૧૨
મુજમત્યે કહો ભરતની, "મતિ ફેરવ હે માત;"
સુજે ન સહસ્ર નયન છતાં, શુભ સુમેરૂ સાક્ષાત. ૧૩
વિધિ હરિ હર માયા મહા, જગમોહની અપાર;
તે ન ભરતમતિ સાંમું કદિ, નિરખી શકે લગાર. ૧૪
તે મતિ ફેરવવા મને, કહો તમે સહુ કામ;
ચાંદનિ કદિ શૂં કરિશકે, ચંદ્રચોરિ અભિરામ. ? ૧૫
ભરત હૃદયમધ્યે સદા, સીતારામ નિવાસ ;
ત્યહાં તિમિર શૂં રહિશકે, જ્યાં રવિતણો પ્રકાશ. ૧૬
એમ કહી ગઈ શારદા, અતિ વેગે વિધિલોક;
વિકળ દેવ જાણ્યે દિસે, નિશિપ્રવેશ મન કોક. ૧૭
સુર સ્વારથિયા મલિનમન, કર્યો કુમંત્ર કુઠાઠ;
રચિ પ્રપંચ માયા પ્રબળ, ભય ભ્રમ આર્ત ઉચાટ ; ૧૮
કરી કુમાયા શોચતા, સર્વ સુર સુરરાજ;
ભરતહાથછે આપણૂં, સર્વે કાજ અકાજ. ૧૯
ગયા જનક પછિ ત્યાંથકી, શ્રી રઘુનાથ સમીપ;
સનમાન્યા સહુને ત્યહાં, રાઘવ રઘુકુળદીપ. ૨૦
નિર્વિરોધ શુભ ધર્મજે, સમજી સમય સમાન;
રઘુકુળગુરૂ મુખ ઓચર્યા, જે તપ તેજનિધાન. ૨૧
જનક ભરત સંવાદ શુભ, સુણાવિયો સુખકાર;
ભરત ઉક્તિતણિ યુક્તિ કહિ, મુક્તીપદ દાતાર. ૨૨
આજ્ઞા જેવી દો તમે, હે રઘુવર ધરિ સ્નેહ;
શિશ ચઢાવિ સહુ પાળશે, મારો મતછે એહ. ૨૩
સાંભળિ ગુરૂવાણી સુખદ, જોડિ હાથ રઘુનાથ;
સત્ય સરળ મૃદુવાણિ શુભ, વધ્યા વસિષ્ઠનિ સાથ. ૨૪
વિધમાન અહિં આપછો, મહાજ્ઞાનિ મિથિલેશ ;
મારૂં કહેવું તમ આગળે, નિપટ સનિંધ વિશેષ. ૨૫
આપનિ અને વિદેહની, આજ્ઞા જેવી હોય;
તમ સોગન પ્રભુ આ સમે, સહિ શકીશ શિશ સોય. ૨૬
રામતણા સમ સત્ય સુણિ, મુનિવર મન મિથિલેશ;
સંકોચાયા સર્વજન, સભા સહીત વિશેષ. ૨૭
ભરતમૂખભણિ નિરખતા, જન સહુ વારંવાર;
બને ન ઉત્તર આપવો, કોઇથિ કોઇ પ્રકાર. ૨૮
સભા સર્વ સંકોચવશ, નીરખી ભરત કુમાર;
ધરી ધિરજ ઉરમાં અતી, સમજિ સમય અનુસાર. ૨૯
કુસમય નિરખી સ્નેહ નિજ, સંભાળ્યો મનમાંય ;
જ્યમ વધતા વિંધ્યાદ્રિને, નિવારિઓ ઋષિરાય. ૩૦

શોકરૂપી હિરણાક્ષ ત્યાં, હરિ મતિમહિ પાતાળ;
જગધોનિ ગુણગણ વિમળ, કરિ વિચાર તે કાળ. ૩૧
ભરતવિવેક વરાહરૂપ, અતિ વિશાળ તેજાળ;
મતિપૃથ્વી પાતાળથી, ઉધારિ શ્રમવિણ હાલ. ૩૨
કરિ પ્રણામ સહુને ભરત, કરજોડી તે કાળ;
રામ રાય ગુરૂ સાધુપ્રતિ, ઉચરે વચન રસાળ. ૩૩
અતિ અનુચિત અવિવેક મમ, ક્ષમજો સર્વ સુજાણ;
કહુ કોમળ વદનેથિ હૂં, અતિ કઠોર આ વાણ. ૩૪
હૃદય સમરિ શુભ શારદા, મન માનસથી તેહ;
મુખપંકજ આવી વસી, શોભિત સુંદર દેહ. ૩૫
શુભ વિવેક વળિ ધર્મદ્રઢ, નીતિશાળિ નિરધાર;
ભરતભારતી હંસણી, સહુજનને પ્રિયકાર. ૩૬
નિરખિ વિવેક સુલોચને, શિથિળ સનેહ સમાજ;
કરિ પ્રણામ બોલ્યા ભરત, સમરિ સીતા રઘુરાજ. ૩૭

## રાગ મારૂની ચોપાઈ.

પ્રભુ માત પિતા ગુરૂસ્વામી, પૂજ્ય અતિ હિત અંતરજામી;
સ્વામી સરળ તે શીળનિધાન, આર્તબંધુ રામ ભગવાન. ૧
શરણાંગતના હિતકારી, ગુણગ્રાહક અવગુણહારી;
સ્વામિસરખાજછેસ્વામીનાથ, ભવઆખેજોતાંભલીભાત.૨
હુસમાનતો હુંજ છું જગમાં, સ્વામી આજ્ઞા કરી કહુ વગમાં;
સ્વામીઆજ્ઞા પિતાતણાંવચનો, મોહવશઉથાપીભર્યોમદનો૩
આવ્યો અહિં હું સમાજ સંકેલી, મોહવશ મરજાદા મેલી;
ભલાભુંડાઊંચાનિચજગમાં, મોટા અમીર કે રંક વરગમાં.૪
મનમાંય કદી ભુલિ ભાને, ઉથાપી હોય રામ રજાને;
કહિંએય એવો જન કોય, સાંભળ્યો કે ન જોયો સોય. ૫
એવો તો હું જોતાં જગ સારૂ, કીધી મુરખતા સૌ પ્રકારે;
આપેઅનુચિતકરણિઓને,માનીસ્નેહસેવકતાજુઓને.૬

## રાગ ગરબી.

મારા ગુણનિધ ગરિબનિવાજી, બળવંતા સ્વામી;
રીત જોઈ તમારી થયો રાજી, અંતરજામીરે. ૧
રૂડી આપકૃપા સુભલાઈ, બળવંતા સ્વામી;
ભલુ કીધુ મારૂં ગુણગાઈ, અંતરજામીરૂ. ૨
સહુ દૂષણ ભૂષણ સરખા, બળવંતા સ્વામી;
થયા આપકૃપાએ મેં નિરખ્યા, અંતરજામીરે. ૩
નીતિ વાણી તમારી વડાઇ, બળવંતા સ્વામી;
જકતવિદિત નિગમાગમે ગાઇ, અંતરજામીરૂ. ૪
જન ક્રૂર કુટીલ ખળ ભારે, બળવંત સ્વામી;
નીચ કુબુદ્ધિ કલંકી સંસારે, અંતરજામીરે. ૫
અતી હોય અશંક શઠ જેવો, બળવંતા સ્વામી;
જન શરણે આવે કોઇ એવો, અંતરજામીરે. ૬
એકવાર તો તેને કૃપાથી, બળવંતા સ્વામી;
કરી માનો પોતાનો સદાથી, અંતરજામીરે. ૭
દોષ લાખો તેનામાં હોય જાણો, બળવંતા સ્વામી;
તોય રંચ ઉરે નવ આણો. અંતરજામીરે. ૮
એવા ગુણનિધિ સ્વામી જગ જાણે, બળવંતા સ્વામી;
સુણી સાધુ સમાજ વખાણે, અંતરજામીરૂ. ૯
કોણ સ્વામી એવા જગ જોતાં, બળવંતા સ્વામી;
સદા દાસનિવાજી પ્રેમ સોતાં, અંતરજામીરે. ૧૦
આપથીય અધીક કરી રાખો, બળવંતા સ્વામી;
દોષ દાટી ને ગુણ સહુ દાખો, અંતરજામીરે. ૧૧
નિજ કરતુત સ્વપને ન હેરો, બળવંતા સ્વામી;
સુખદાતા જે દાસને ઘણેરો, અંતરજામીરૂ. ૧૨
શોચ દાસ સંકોચનો તમને, બળવંતા સ્વામી;
જ્યમ ઇંડાનો ઊર કાચબિને, અંતરજામીરૂ. ૧૩
તેવા સ્વામી ન અન્ય સંસારે, બળવંતા સ્વામી;
કહું સત્ય ભૂજા ઠોકી ભારે, અંતરજામીરે. ૧૪
નાચે પશુ શુક પાઠ ભણેછે, બળવંતા સ્વામી;
ગુણ ગતિ નટગુરૂ આધિનેછે, અંતરજામીરે. ૧૫
એમ સંભાળી લીધી સહુ મારી, બળવંતા સ્વામી;
સનમાન કરી સૌથી ભારી, અંતરજામીરે. ૧૬
કર્યો સાધુશિરોમણી સારો, બળવંતા સ્વામી;
ધન્ય કીધો મારો જનમારો, અંતરજામીરે. ૧૭
કોણ પાળે કૃપાળુ વિના એવી, બળવંતા સ્વામી;
મહા વિર્દાવળી રહુ સેવી, અંતરજામીરે. ૧૮

## ઈંદ્રવજા છંદ.

સશોક કે સ્નેહ શિશૂસ્વભાવે, તજીઅયોદ્ધાઅતિદુઃખદાવે;
રમાપતિઆપરજાઉથાપી,અહીંહુંઆવ્યોછુંજુઓતથાપિ.૧
કૃપાળુ આપેનિજસામુંજોઈ,ગણ્યોનહીં વાંક સુસ્વામીદ્રોહી;
સહૂ પ્રકારે ભલું મારૂં માન્યૂં, સુસ્વામિનૂ હેત રૂડુ પિછાન્યું.૨
પદાંબુજેમંગળમુળનાણ્યા,સુ સ્વામિ સાનુકુળ સ્હેજ જાણ્યા;
બધી રિતેથી મમલાડ પાળ્યાં, કુમોહથી સંભવ દુઃખ ટાળ્યાં.૩
સ્વભાવ ને આપનિ સુભલાઈ, કરી ઘણી મેં પ્રભુ મૂરખાઈ;
સમાજસંકોચતજીતમારા,અહીંહુંઆવ્યોઅતિદુઃખમાર્યો.૪

વિવેક અવિવેક ન ઊર આણી, ક્ષમાકરોજીઅતિઆર્તજાણી;
સુજાણસ્વામી સનમિત્ર પાસે, બહૂ કહ્યામાં અવગુણ ભાસે. ૫
હવે રજા દો પ્રભુ રૂડિ રીતે, સુધારિ મારી સહુ વાત પ્રીતે;
સદાય સંસારનું સાર જેમાં, સહૂ સુકૃત્યોતણી સુખસીમા. ૬
પ્રભુપદારવિંદપરાગ એવી, કરી દુહાઈ રૂડિ તેની સેવી;
કહૂં સહુવાત હું હૈયું ખોલી, સહુ પ્રકારે મુખ સત્ય બોલી. ૭
રૂચી સદા જાગૃત સ્વપ્નકેરી, પ્રકાશું આજે પ્રભુ તે રૂડેરી;
સુસેવના સ્વામિનિ સ્હેજ સ્નેહ, સદા દિજે હે વિધિરાજ એહ. ૮
તજાવિ સર્વે છળ દંભ સ્વાર્થ, તમા ન ચારે મળવા પદાર્થ;
નહી સુંઆજ્ઞા સમ સ્વામિ સેવા, પ્રસાદ તે લે જન દેવ જેવા. ૯
ગણીશહૂંભાગ્ય અપાર મારાં, સુણી સુઆજ્ઞા વચનો તમારાં;
ક્ષમાકરીદોષઅપારસ્વામી; સુખેસુઆજ્ઞાઉચરોસુનામી. ૧૦

## હરિગીત છંદ.

કહિ એમ પ્રેમવિવશ થયા બહુ, ભરત ઊચરતા રહ્યા;
તન પ્રફુલ લોચન સજળ અતિશે, પ્રેમ સરિતામાં વહ્યા;
પ્રભુપદકમળ જઇને ગ્રહ્યા અતિ, પ્રેમ વ્યાકુળ અંતરે,
વરણ્યો નજાય કવી વદન કદિ, સમય સ્નેહ અનંતરે. ૧
સનમાન કરિ મૃદુવાણિએ અતિ, દીનદયાળે તે સમે,
બેસાડિયા ગ્રહિ હાથ સમિપે, ભરતભાઈ મન ગમે;
સુણિ નિરખિ ભરતસ્વભાવ સુવિનય, અપ્રમેય સુપ્રેમથી,
સ્નેહે શિથિળ સસભા રમાપતિ, શુદ્ધિ તન મનની નથી. ૨
મિથિલેશ મુનિ સ્નેહે શિથિળ અતિ, ભરતભક્તિ પ્રભાવને,
મનમાંય સરવ વખાણતા જન, ભાવથી સુસ્વભાવને;
મન મલિન સુર વરષાવતા ફુલ, ભરતરીત વખાણિને,
સહુલોક વિકળ કમળ જળે કરમાય, જ્યમ નિશિ જાણિને. ૩
અતિ દીન દુખિઆરાં નિરખિ જન, બેય રાજસમાજનાં;
મંગળ ચહે મારી મુવાંને, ઇંદ્ર અતિ નિર્લાજનો;
અતિ કપટ કાર્ય કુચાલમાં, સુરરાજ સર્વ શિરોમણી;
કરિપરઅકાજ સ્વકાજ પ્રિયમન, નવ જુએ પરહિતભણી. ૪
રિતિ કાક સમ છે પાકરિપુની, દ્રષ્ટિ પણ તેવી સદા;
છળ મન મલીન વિવેક હિત નહિ, કોઇની પ્રતિતી કદા;
અતિ કુમતિથી રાખેલું કરિ જે, પ્રથમ કપટ અતીઘણૂં;
મેલ્યો ઉચાટ સરવતણે શિર, તેહ મુખ હૂં શૂં ભણૂં. ૫
મનમોહ પામ્યા લોક સહુ ત્યાં, અધિક સુર માયાવડે;
તજિ ના શકે અતિ પ્રેમ પ્રભુનો, ઘાટ સહુ મનમાં ઘડે;
અતિશે ઉચાટ થયો હૃદયમાં, કોઇ જન નહિં સ્થિર મને;
ક્ષણ રૂચિ વન વસવાનિ વળિ ક્ષણ, સાંભરે ઘર સર્વને. ૬
જન દ્વિવિધ મનગતિથી દુખિત અતિ, શોચમન નરનારિએ;
સાગર સરિત સંગમ થળે જ્યમ, વારિગતિ વીચારિએ;
સંતોષ જન મન નવ લહે કદિ, જે દ્વિચિત્ત જણાયછે;
એકેકને નથિ મર્મ કહેતાં, મન ઉદાસી થાયછે. ૭
ગતિ જાણિ જનતણિ ઉરવિષે હસિ, કહે કૃપાઘન તેસમે;
આ પાકશાસન શ્વાન સમ કરિ, માનું જે મુજ જન દમે;
મુનિ સચિવમંડળિ ભરત ભૂપતિ, સાધુ મુકિ સહુકોઇને;
લાગી પ્રબળ ત્યાં દેવમાયા, જન રહ્યા સહુ જોઇને. ૮

## દોહરા.

અતિ સુરપતિછળ એસમે, નિજ સનેહ ભરપુર;
દુખિઆરાં સહુ લોકને, જાણી રામ જરૂર. ૧
સભા રાય ગુરૂ ગુણનિધી, મહિસુર મંત્રિ અનેક;
ભરતભક્તિએ જડિ લિધી, સર્વતણી મતિ છેક. ૨
જુએ રામભણિ સર્વજન, ચિત્ર લખ્યા ના હોય!
જાણ્યે શિખવાડ્યાં વચન, વદે લાજિ સહુકોય. ૩
ભરત પ્રીતિ અતિ નીતિ રૂડિ, વિનય વડાઇ સુવેષ;
સાંભળતાં તો સુખદ પણ, કથતાં કઠણ વિશેષ. ૪
અવિલોકીને જે તણી, સ્વામિભક્તિ લવલેશ;
પ્રેમમગ્ન મુનિમંડળી, મહાજ્ઞાનિ મિથિલેશ. ૫
કહો કેમ કવિ કહિ શકે, મહિમા તેનો મેર;
ભક્તિ પ્રભાવે પ્રગટ થઈ, કવિઉર સુમતિ સુપેર. ૬
મહિમા અતિશય આપ લઘુ, જાણી માનિ જરૂર;
કવિકુળ વરણનની સિમા, સંકોચાઇજ પુર. ૭
કહિ ન શકે ગુણ રૂચિતણી, છેક અધિકતા આમ;
બાળ વચન સમ મતિ ગતિ, કવિકુળકેરિ તમામ. ૮
ભરત વિમળયશ સ્વચ્છશશિ, સુમતિ ચકોરિ સુહોય;
જન ઉરઅભ્રે ઉદિત શુભ, એકટગે રહિ જોઈ. ૯
નિગમાગમને સુગમ નહિ, ભરત પ્રભાવ પ્રતાપ;
લઘુમતિ ચંચળતા કવિનિ, ક્ષમજો સજ્જન આપ; ૧૦
કથતાં સાંભળતાં શ્રવણ, ભરતભાવ અતિશેજ;
થાય ન હૃદય પ્રિતાળુ કો, સિતારામ પદ સ્હેજ? ૧૧
સ્મરતાં રાઘવ ભરતનો, પ્રેમ અતૂલ્ય તમામ;
સુલભ ન જેને રામપદ, તે સમાન કો વામ? ૧૨
નિરખિ દશા સહુકોયની, દીનદયાળ દિનેશ;
સુજ્ઞરામ સર્વજ્ઞ પ્રિછિ, જન ઉર પીડ વિશેષ. ૧૩
ચિદાનંદઘન ચતુરવર, ધર્મ ધુરંધર ધીર;
સત્ય સનેહ સુશીળના, સુખસાગર ગંભીર. ૧૪
દેશ કાળ સ્થિતિ જાણિને, નિરખી સમય સમાજ;
નીતિ પ્રીતિપાળક પ્રભૂ, વધ્યા વાણિ રઘુરાજ. ૧૫

પરમપાવની વાણિ શુભ, અધિક હીત પરિણામ ;
સુણતાં અમિનિધિ કિરણસમ, વદે રમાપતિ રામ. ૧૬

## રાગ રામગ્રી.

વૈદાંભ વનમાં વલવલે. (એ ઢાળ.)

ભાગ્યશાળી ભાઈ ભરતજી, ધોરી ધર્મના આપ;
પરમ પ્રવિણ સહુ વાતમાં, પૂર્ણ ભક્તિ પ્રતાપ.
ભાગ્યશાળી. ૧

કર્મ વચન મન કાયથી, વદુ સાચી હું વાત;
તમની સમાન તમેજછો, લોક વેદ વિખ્યાત.
ભાગ્યશાળી. ૨

ગુરૂ ગુણનિધિ મુનિમંડળી, મહા જ્ઞાની ગણાય ;
તેહ સમિપ ગુણ બંધુના, કુસમય ક્યમ કહ્યા જાય.
ભાગ્યશાળી. ૩

જાણોછો તાત તમે બધી, રવિકુળતણી રીત;
સત્યસિંધુ પિતાજી તણી, પૂર્ણ કીર્તિ સુપ્રીત.
ભાગ્યશાળી. ૪

સમય સમાજ જે આજનો, ગુરૂજનતણી લાજ;
હિત અનહિત ઉદાસિનતણી, મનની વાત સુકાજ.
ભાગ્યશાળી. ૫

વિદિત તમોને હે વીરા, સહુનો મનમર્મ ;
મારો તમારો જે વળી, છે પરમહિત ધર્મ.
ભાગ્યશાળી. ૬

ભાઈ ભરોસો તમતણો, મને સર્વ પ્રકાર ;
તોપણ કહું કશું આપને, અવસર અનુસાર.
ભાગ્યશાળી. ૭

તાત વિના ભાઈ આપણી, સહુ વાત સાક્ષાત ;
માત્ર મુનીશ કૃપાવડે, સુધરી ભલીભાત.
ભાગ્યશાળી. ૮

નહિંતો પ્રજા પરિજન અને, પ્રૌઢ પ્રિય પરિવાર;
ધુળ મળત અમ સહિત સૌ, વીરા મારા વીચાર.
ભાગ્યશાળી. ૯

ઊભા રહ્યાનો અવનીમાં, કોઈ રહેત ન ઠામ;
અધિક કહું શું આપને, વધ્યા એમ શ્રી રામ.
ભાગ્યશાળી. ૧૦

અવસરવણ જો આથમે, દિવ્ય તેજ દિનેશ;
થાય ન ક્યમ જગ સર્વને, કહો કોટી કલેશ.
ભાગ્યશાળી. ૧૧

ભ્રાત તેવો ઉતપાત આ, કર્યો વિધિએ વિશેષ;
સાચવી લિધું સહુ આંસમે, મુનિવર મિથિલેશ.
ભાગ્યશાળી. ૧૨

રાજ સમાજ સુકાજ સૌ, ધન ધરણી ધામ ;
આપણી લાજ સુધર્મજે, સર્વથી અભિરામ.
ભાગ્યશાળી. ૧૩

ગુરૂપ્રભાવ એ સર્વને, પાળે પૂરણ પ્રીત ;
આખર સર્વ સારૂં થશે, એવી પૂર્ણ પ્રતીત.
ભાગ્યશાળી. ૧૪

સર્વ સમાજ અમોતણો, તમારો જે કાંય;
ગુરૂની કૃપા રખવાળ છે, ઘરમાં વનમાંય.
ભાગ્યશાળી. ૧૫

માતપિતા ગુરૂ સ્વામીની, આજ્ઞા સુખદ વિશેષ;
ધર્મસીમા જેના પુણ્યથી, ધરણી ધરે શેષ.
ભાગ્યશાળી. ૧૬

તે તમે પાળો પ્રીતથી, પળાવો મને આજ;
રવિકુળપાળક હે વીરા, થાઓ તજિ સુખસાજ.
ભાગ્યશાળી. ૧૭

સાધન એક તાર્તાન રજા, સહુ સિદ્ધિ દેનાર;
કીર્તિ સુગતિ શુભ વૈભવો, સુખદાની અપાર.
ભાગ્યશાળી. ૧૮

એવું વિચારિને અંતરે, સંકટ સહિને અનેક;
સુખી કરો પ્રજા પરિજનો, વીરા ધારી વિવેક.
ભાગ્યશાળી. ૧૯

વેંચી લિધી મારી વિપતિઓ, મળિ ભ્રાત સમાજ;
અધિક કઠણ એમાં આપને, અયોદ્ધે કરવું રાજ.
ભાગ્યશાળી. ૨૦

જાણી કોમળ તમને કહૂં, વીરા કામ કઠોર ;
અનુચિત નહિં એમાં કશું, કુસમય ત્યાં કશું જોર.
ભાગ્યશાળી. ૨૧

માડીજાયો મહારણવિષે, પડે જ્યાં અસિઘાવ;
આવી ત્યાં હાથ આડો ધરે, એવો પ્રેમ પ્રભાવ.
ભાગ્યશાળી. ૨૨

સેવક કર પદ નેત્ર સમ, મૂખ તે સ્વામી હોય;
પ્રીતની રિત સુણી સુકવી, વખાણે મુખ સોય.
ભાગ્યશાળી. ૨૩

## દોહરા.

અતિશય રઘુવર વાણિ શુભ, પ્રેમાંબુધિ સુખસાર;
જાણ્યે અમૃતરસવિષે, બોળીકાઢી બ્હાર. ૧

સાંભળિ સભા સમાજ સહુ, સમાધિ લાગિ સનેહ;
દેખિ દશા શારદમુખર, છાની રહિ પણ તેહ. ૨
થયો ભરતના મનવિષે, પ્રીતે પરમ સંતોષ;
સ્વામીની સન્મુખ થયે, વિમુખ સર્વ દુખ દોષ. ૩
વદન પ્રસન મનથી મટયો, અતિ વિષાદ ઉત્પાત;
જાણયે મુંગા મુખે વસી, સહુવિધ્ધ શારદમાત. ૪
કરિ પ્રણામ પ્રેમે ભરત, વધા કમળકરજોડ ;
સાથ ગયાનું સુખ થયું, પોચ્યા મનના કોડ. ૫
લાભ મળ્યો જગ જન્મનો, હવે રજા જે હોય;
કરૂં શીશ ધરિ સર્વથા, સાદર સ્વામી સોય. ૬
દો મુજને સુદયા કરી, તર્તિબ તે આધાર;
જેને સેવિ શહુસાધા, પામૂં અવધી પાર ૭
ગુરૂઅનુસાશન પામિને, કરવા શુભ અભિષેક ;
તીરથજળ અહિં આણિયૂં, તેનો કરો વિવેક. ૮
એક મનોર્થ મને વડો, જાય કહ્યો નહિં આજ;
"કહો તાત" સુણિ ભરતજી, વધા વાણિ સુખસાજ. ૯
ચિત્રકૂટ મુનિઆશ્રમો, તીર્થ સુવિપિન અનેક ;
ખગ મૃગ રમ્ય સરોવરાં, નદિ ઝરણાં સુવિવેક. ૧૦
પ્રભુપદઅંકિત અવનિ એ, પાવન પરમ અનૂપ;
નિરખિ આવું જો હોયતો, આજ્ઞા કૌશલભૂપ. ૧૧
અત્રિમુનિનિ આજ્ઞા લઈ, ભરત ભાઈ ભલિભાત;
વિચરો સુખે વિપિનવિષે, નિર્ભય થઈ મન સાથ. ૧૨
મુનિપ્રસાદથી વન બધું, સહુ મંગળ દાતાર;
પાવન અતિ સોહામણું, ત્રિવિધ તાપ હરનાર. ૧૩
મુનિપુંગવ આજ્ઞા દિએ, જ્યહાં તમોને ભ્રાત;
તીર્થતોય રાખો ત્યહાં, વધા એમ રઘુનાથ. ૧૪
સુખ પામ્યા મન ભરતજી, સુણિ રઘુવરની વાણ;
શિશ નમાવ્યું મુનિપદકમળ, આનંદિત મન જાણ. ૧૫
ભરત રામ સંવાદ સુણિ, સકળ સુમંગળમૂળ;
સુર સ્વારથી વખાણીને, વરષાવે નભ ફૂલ. ૧૬
ધન્ય ભરત જય રામ પ્રભુ, કહે હરખિ સહુદેવ;
પુષ્પવૃષ્ટિ કરિ નભથકી, જણાવતા સહુ સેવ. ૧૭
મુનિવર વળિ મિથિલેશજી, સર્વ સભા મનમાંહ;
ભરતવચન સુણિને થયો, અતિશય વિમળ ઉછાહ. ૧૮
ભરત રામ ગુણગ્રામ શુભ, સરળ પરમ વળિ સ્નેહ;
વખાણતા મલકાઈને, વિધવિધ વિધિથિ વિદેહ. ૧૯
સેવક સ્વામિ સ્વભાવ શુભ, ક્યમ કરિ વરણૂં પાર;
પાવન પાવન પેખતાં, નેમ પ્રેમ નિરધાર. ૨૦
મતિ અનુસારે એ સમે, સચિવ સભાસદ સર્વ;
વખાણવા લાગ્યા પ્રિતે, ઉમટયો આનંદ પર્વ. ૨૧
શ્રવણિ શ્રવણિ શ્રવણે સુભગ, રામ ભરત સંવાદ;
બંને રાજ સમાજ ઉર, દિસતો હર્ષ વિષાદ. ૨૨
સુખ દુખ સમાન જાણતાં, રૂડાં રામની માત;
કહિ ગુણ દોષ પ્રબોધતાં, સૂમિત્રા સાક્ષાત. ૨૩
એક કરે રઘુવરતણી, વિમળ વડાઇ વિશેષ;
એક વખાણે ભરતની, શુભ ભલાઇ શુભ વેશ. ૨૪
કહ્યું અત્રિએ ભરતને, શૈલ નિકટ શુભ કૂપ;
રાખો તીરથ જળ ત્યહાં, પાવન વિમળ અનૂપ. ૨૫
અત્રિનિ આજ્ઞા પામિને, ભરતે ત્યાં ભલિભાત;
ચલાવિ દીધાં તેસમે, તીર્થતણાં જળપાત્ર. ૨૬
અત્રીમુનિ સાધૂ બધા, સ્નેહે સાનુજ આપ;
ગયા જ્યહાં કુપ અનુપછે, જેનો પ્રૌઢ પ્રતાપ. ૨૭
રાખ્યાં સહુ પૂણ્યાશ્રમે, પાવન જળભાજંન;
મુદિત અત્રિમુનિ બોલિયા, એવાં વિમળ વચંન. ૨૮
અનાદિ સિદ્ધસ્થળ રૂડુ, એજ પ્રભાવ અમીત;
ઘણાકાળ વીતી ગયા, નહિં કોઇને વિદિત. ૨૯
સરસ ઠામ અવિલોકિને, સેવકજન મળિ સર્વ,
કર્યો તોર્થજળ મૂકવા, કૂપ વિશેષ સુપર્વ. ૩૦
વિધિવશ વિશ્વવિષે થયો, પ્રીતે પરમ ઉપકાર;
સુગમાગમ અતિ ધર્મનો, જાણયે વિમળ વિચાર. ૩૧
કહેશે લોક હવે સહૂ, ભરતકૂપ ભલિભાત;
તીર્થતણા જળ યોગથી, અતિ પાવન પ્રખ્યાત. ૩૨
પ્રેમ સુનેમ સહીત જન, કરશે એમાં સ્નાન;
કર્મ વચન મન કાયથી, વિમળ મૂઢ વિદ્વાન. ૩૩
કથતાં કુપમહિમા સકળ, ગયા જ્યહાં રઘુરાવ;
સંભળાવિયો રામને, મુનિએ તીર્થપ્રભાવ. ૩૪

## વસંતતીલકા છંદ.

કહેતાં સુધર્મ ઇતિહાસ સપ્રેમ પ્રીતે,
પ્રાત: થયો વિતિ સુરાત્રિ રવી ઉદીતે;
સૌ નિત્યકર્મ કરિ બેય વિરો બનીને,
આજ્ઞાસુ અત્રિ ગુરૂ રામતણી લઇને. ૧
સર્વે સમાજ સજિ સાજ સુવેશ સાદે,
ચાલ્યા શ્રિરામવનમાં ફરવા પયાદે;
ચાલે ઉપાનવિણ કોમળ ચર્ણકંજે,
સંકોચ પામિ ભુમિ થૈ મૃદૂ ત્યાં સહેજે. ૨

કાંટા કુશાગ્ર વળિ કંકર ખાઠ ઓમે,
સંતાડિ સૌ કટુ કઠોર કુવસ્તુ ભોમે;
કીધો મૃદુ સુભગ માર્ગ ત્યહાં પળાતા,
વાયૂ વહે ત્રિવિધ તે સુખ શાન્તિ દાતા. ૩
દેવો કરે સુમન વૃષ્ટિ સુમેઘ છાંયા,
ફાલ્યાં ફુલ્યાં તરૂ મૃદુ તૃણ ઊપજાવ્યાં;
નેત્રે નિહાળિ મૃગ પક્ષિ વદી સુવાણી,
સેવે સહૂ ભરતને પ્રભુપ્રીય જાણી. ૪
ખાતાં બગાસુ જન રામ કહે મુખેથી,
તેને સહૂ સુલભ સિદ્ધિ રહે સુખેથી;
શ્રીરામનો ભરતને પ્રિયપ્રાણ જેવા,
તેની કહો કયમ ફરે નહિ દેવ સેવા! ૫
એવી રિતે ભરતજી વનમાં ફરેછે,
એ નેમ પ્રેમથિ મુની મન આસરેછે;
રૂડાં જળાશય વળી ભુમિના વિભાગો,
પંખી મૃગો તૃણ તરૂ વન શૈલ બાગો. ૬
શોભાયમાન સુવિચિત્ર પવિત્રશાળી,
પૂછી લિએ ભરત દિવ્ય થળો નિહાળી;
અત્રીમુની સુણિ કહે મન હર્ષિ ભારે,
પ્રેમે પ્રભાવ ગુણ નામય સૂવિચારે. ૭
કોઈ સ્થળે કરિ પ્રણામજ પાય લાગે;
કયાં સ્નાન શૂભ કરતા મન સાનુરાગે;
કોઈ સ્થળે વિપિન રમ્ય વિલોકતા તે,
આનંદ પામિ મનમાંય વખાણતાતે. ૮
એસે કહીં મુનિરજા શુભ પામિ પ્રીતે,
સંભારતા ઉભયભ્રાત સિતા સહીતે;
ન્યાળી સ્વભાવ શુભ સ્નેહ સુસેવનાઓ,
દે આશિષો મુદિત સૌ વનદેવતાઓ. ૯
પાછા ફરે દિવસ પોર અઢી ગયેતે,
ન્યાળે પ્રભૂચરણપંકજ આવિ હેતે;
જોયાં સુતીર્થ થળ સૌ ભરતે સનેહે,
સાનૂજ ધીર ધરિને દિન પાંચમાંહે. ૧૦
કેતા હરીહરતણા સુયશો સહેતે,
વીતી ગયો દિવસ સાંજ થઈ સમેતે;
નિંદ્રા કરે સરવ લોક અશોક વ્હેલા,
શ્રીરામના પુરણ સ્નેહવિષે ફુલેલા. ૧૧

## રાગ ચોપાઈ ત્રિતાળનો.

પ્રેમે ઉઠીને પ્રાતઃકાળ, કર્યાં સ્નાન લઇ સંભાળ;
સર્વ ભેગો થયો ત્યાં સમાજ, વિપ્ર ભરત નેં તિરહુતિરાજ.૧
શુભદિન આજ છે માની મનમાં, રામ કહેતાંસંકોચાયમનમાં;
ગુરૂ ગુણનિધિ જનક ને ભરત, સભા સામું જોઇ પ્રભુ તરત.૨
પામી સંકોચ મનમાં અતીશે, જોયું અવની ભણી અવનીશે;
શોચ પામિ સભા સહુ તેહ, શીળ પ્રભુનું વખાણી સસ્નેહ. ૩
રામસમ સ્વામિ સંકોચવાળા, દીઠા નહિ કોઇ દીનદયાળા;
સુજ્ઞ ભરત રામ રૂચી જાણી, ઉઠયા પ્રેમે ધીરજ મન આણી.૪
કોડે કરિ પ્રભુપદ દંડવત, કરજોડી વદે વીર ભરત;
રાખી સકળ રૂચી નાથ મારી, સહી સંકટ સ્નેહે ભારી. ૫
મારે માટે સહ્યા સૌ સંતાપ, દુખ પામ્યા છો બહુધા આપ;
હવે આજ્ઞા દો મુજને એવી, પામુ અવધિપાર જેને સેવી. ૬
જે ઉપાયે ફરી તમ પાય, જન સહુને ઝટ નિરખાય;
શીખ દો તે અવધ લગી આજ, ગુણવંત ગરીબનિવાજ. ૭
પ્રજા પુરજન પરિજન ભાઇ, સહુની સરખી સનેહ સગાઇ;
ભલો ભવદુખ દારૂણ ઘાય, તમસંગે જો વસિએ સદાય. ૮
તમ પાખે પરમપદ લાવ, એતો દારૂણ દુખનાદાવ;
સ્વામી સુજ્ઞજાણોસહુ કોની, રૂચિ લાલસા રહેણી જનોની.૯
પાળો પ્રણતપાળ સહુકોને, બંને તરફ વિચારી જનોને;
એવો સહુ વિધિ આપનો સ્વામી, ભરોંસો મનેઅંતરજામી.૧૦
કરતાં વિમળ વિચાર ન શોચ, વળી મનમાં કશોય સંકોચ;
પીડામારીકૃપાઅતીતમની, તેબેએકઠી કરી અનહદની. ૧૧
હઠી કીધો મને ભગવંત, કેવળ મુર્ખ આ મુર્તિમંત;
એહ દોષ દૂર કરી સ્વામી, શિખવો ન્યાય નીતી ઉરજામી.૧૨
એવો ભરત વિનય સુણી સાર, સભા સરવ વખાણે અપાર;
ક્ષીર નીર જુદાં કરે હંસ, એવો વિનય જકત અવતંસ. ૧૩
સુણી દીનબંધુ બંધુ વાણી, છળહીણ દીન મન જાણી;
દેશ કાળ સમય અનુસરતા, રઘુનાથ વચંન ઊચરતા. ૧૪

## રાગ કેદારો.

તાત તમારી અમારી સ્વજનની, પુરજન પરિજનકેરી;
ગુણનિધિ ગુરૂ મિથિલેશને ચિંતા, ઘર વનકેરી ઘણેરી;
ગુરૂ મુનિજન મિથિલેશ માબાપસા, શિરપર ગરિબનિવાજી;
કલેશ ન સ્વપને મુજને તમોને, વ્હાલા મારા વિરાજી. ૧
મારો તમારો પરમ પુરૂષારથ, સ્વાર્થ પરાર્થ સુધર્મ;
પાળજો પ્રીતે બંને ભાઈ, તાતની આજ્ઞા પર્મ;
એમ કર્યે અવનીવિષે વળી, વેદ રહે ગુણગાઇ;
મંડળિક મહિપાળોમાં આપણી, થાશે વિવિધ ભલાઈ. ૨
માત પિતા ગુરૂ સ્વામીતણીજો, શિખપાળે સુખરૂચે;
ચાલતાં નિત્ય સત્ય સુપંથે, પગ ન પડે કદિ નીચે;

એવું વિચારી અંતર ભાઈ, શોચ સરવે ત્યાગી;
વન અવધી લગી નગરી અયોધ્યા, પાળો મન અનુરાગી. ૩
દેશ પ્રેમીપ્રજા સુપરિજન, રોકડ રાજ્યભંડાર;
ગુરૂ પદરજ શિશ ઉપર સહુનો, ભાઇ વિચારો ભાર;
ગુરૂજી માત અમાત્યકેરી, શિખ તમેતો શુધ્ધમાની.
પાળજો સર્વ પ્રજા પૃથ્વીને, રૂડી વળી રાજ્યધાની. ૪
મુખિઆ રાજ્યમાં મુખજેવા જોઇએ, ખાનપાન મુખ એક;
પાળે પોખે અંગ સકળને, વારૂ ધરિને વિવેક;
રાજ્યધર્મનો મર્મ સરવશ, હે વીરા એટલોજ;
જયમ મનમાંય મનોરથ છુપા, રાખી સર્વ રહોજ ૫

## દોહરો.

કર્યો પ્રબોધ બહુ રિતે, ભરત ભાઇને સાર;
પણ સંતોષ ન શાન્તિમન, વિના કશો આધાર. ૧
ભરત શાન્તસાગર ગુરૂ, સુજ્ઞ સચીવ સમાજ
સ્નેહ તથા સંકોચવશ, રઘુવર ગરિબનિવાજ. ૨
કૃપાસાગરૂ કરિ દયા, દિધિ પાદુકા શ્રિકાર;
સાદર ભરતે શિશ ધરી, લીધી તે નિરધાર. ૩
ચરણપાદુકા પ્રભુતણી, અત્યૂત્તમ સ્વાધીન;
પ્રજાપ્રાણના એ રૂડા, જાણ્યે બે જામીન. ૪
ભરતસનેહરતનતણા, સંપુટ એ બે શ્રેષ્ઠ;
અક્ષર બે જાણ્યે રૂડા, જીવ યત્નના જેષ્ઠ. ૫
કુશળકર્મનાં મંગળિક, જાણ્યે વજ્ર કમાડ;
સેવા સુધર્મનાં રૂડાં, વિમળ નેત્ર નિરધાર. ૬
આનંદિત મન ભરતજી, લીધા તે આધાર;
સિતા રામ જાણ્યે રહ્યાં, એવું સુખ થયું સાર. ૭
ઉઠિ કરજોડી એ સમે, માગે ભરત વિદાય;
અતિ સ્નેહે ઉર લાવિને, ભેટેછે રઘુરાય. ૮
કુટિલ કુઅવસર પામિને, સર્વ લોકને શીર;
ઉચાટ મુકયો અમરપતિ, સુણો મહામુનિ ધીર. ૯
તે કુચાલ સહુને સુખદ, મળી અવધની આશ;
જીવ જિવન આશા અમર, નેટ ન કર્યા નિરાશ. ૧૦
નહિંતો લક્ષ્મણ રામજી, વળિ જાનકીવિયોગ,
લોક કુરોગે હરખડી, મરત કરમને ભોગ. ૧૧
રામકૃપાએ સુધરિઓ, સુરપતિતણો કુપેચ;
ધાર્યું સુરનું થયું ગુણદ બહુ, સાહ્યકારિ એ પેચ. ૧૨

## લલિત છંદ.

ભુજ ભરી ભરી, રામ ભેટતા; ભરત ભાઇને, મ્હા ખુશીથતા;
રસ સુ પ્રેમનો, રામનો લહ્યો; કવિ મુખે કદી, જાય ના કહ્યો. ૧
ઉમગિ પ્રીતડી, રૂડિ એ સમે; વચનથી વળી, સદ્મને ક્રમે;
ધીરમહા ઉભે, ધૈર્ય ત્યાગિને; ગળગળા થયા, ઊર લાગિને. ૨
અતિઅન્યોન્યનાં, આંસુઓલુએ; ભઇભઇકહી, મૂખડાંજુએ;
નિરખિએ દશા, ભ્રાત બેતણી; સુર સભાસહૂ, દીલ દુઃખાણી. ૩
ગુણનિધિ ગુરૂ, મુનિ મંડળી; નૃપનિએય ત્યાં, ધૈર્યતા ઢળી;
અનળ જ્ઞાનમાં, મંન જેમનાં; કનકશાં કસ્યાં, પૂર્ણ પ્રેમનાં. ૪
અળગ જેમને, ઊપજાવિયા; વિરચિએ જુઓ, જકતથી સદા;
કમળનીરની, જેમ જકતમાં; વરતતા સદા, કહાવિ વ્યકતમાં. ૫
નિરખિ તેય ત્યાં, ભર્તરામની; પ્રિતડિ મ્હાવડી, સૂખધામની;
હૃદયમાં અતી, મગ્ન સૌ થયા; શુભવિરાગ ત્યાં, વેગળા રહ્યા. ૬
ગુરૂમતીગતી, તિર્હૂતીતણી; ભુલિ પડી જ્યહાં, વ્યાકુળીબણી;
ઉચરવી કશી, પ્રીતડી ત્યહાં; અવર લોકની, હે મુની મહા. ૭
ભરત રામના, એ વિયોગને; વરણતાં મુખે, કહે કવિ મને;
ઉર કઠોરનો, લોક જાણશે; સુણિ વિયોગ આ, વ્યાકુળા થશે. ૮
મન સંકોચ તે, મૂજને ઘણો; અકથ આ વળી, વિહુ બે તણો;
સમય સ્નેહ તે, યાદ આણિને; શરમ આવતી, શુદ્ધ વાણિને. ૯
શુણ પ્રિયા ઉમા, પર્મ પાવની; પ્રભુકથા મહા, દુખ નશાવની;
ભુજભરીમળ્યા, ભરતભાઇને; શિખદિધીરૂડી, ગૂણગાઇને. ૧૦
હરખિ તે પછી, શત્રુઘ્નને; હૃદય આણિને, વ્યાકુળા બને;
પજવશો નહી, પૂરમાં ગયે; ભરતભાઇને, ચાલજો કહ્યે. ૧૧

## રાગ સીતાજીના મહીનાનો.

જાણી ભરતની મરજી તેવાર, સેવક સચિવો સહૂ,
લાગ્યા જઈ તેહ નિજનિજ કાજ, સંક્ષિપમાં તે કહું;
સુણી ઘર પરિયાણ પ્રમાણ, બે રાજ સમાજને,
અતિ દારૂણ દુખ થયું મંન, કહે કોની કને. ૧
સાજ સજવા લાગ્યા સહુલોક, અધિક ઉર સોરતા,
રહ્યા મનમાં ને મનમાંય; અંતરના ઓરતા;
વંદી પ્રભુપદકમળ વિશેષ, પ્રીતે બેય બંધવા,
પ્રભુ આજ્ઞા ધરી શિશ શ્રેષ્ટ, ચાલ્યા નિજ પુર જવા. ૨
મુની તાપસ વનદેવી દેવ, સૌનો પાડ માનિને,
વારંવાર કર્યૂં સનમાન, સરવનું સુજાણીને;
ભુજભરિ ભેટયા ભરત સુભાવ, લક્ષ્મણને તે સમે,
સીતાપદરજ ધરી નિજ શીશ, તન મન વચ ક્રમે. ૩
મહા સકળ સુમંગળ મૂળ, સપ્રેમ આશિષ રૂડી,
સુણી ચાલ્યા બે વિર બળવાન, વદૂ પ્રીત શી વડી;
શીશનામ્યું નૃપતિને તેવાર, સાનુજ રામે પ્રેમથી,
કરિ બહુધા ત્યાં વિનય વડાઈ, કહૂં મુખ કયમ કથી. ૪

પામ્યા દેવ દયાવશ દુઃખ, અધિક આ અવસરે,
આવ્યા વનમાં વળી સસમાજ, આણી પ્રેમ અંતરે;
દેઈ આશીષ પુર ધરો પાય, પ્રીતે હવે તો તમે,
ધરી ધીર ચાલ્યા મહિપાળ, નમી પ્રભુને તે સમે. ૫
ગુરૂ ગુણનિધિ સાધુ ભુદેવ, સનમાની નેં હિતે,
જાણી મન હરિ હરની સમાન, વિદાય કર્યા પ્રિતે;
સાસુ પાસ ગયા બંને વીર, ઉભા કરજોડિને,
વંદિ પદ પામી આશિષ શ્રેષ્ઠ, વળ્યા ત્યાં વળાવિને. ૬
વામદેવ જાબાળી કૌશીક, મહાગુણધામના;
પૂરજન પરિજન સન્મિત્ર, સચિવ શુભ કામના;
કરિ વિનય પ્રણામ વિશેષ, યથાયોગ્ય સરવને;
સાનુજ રામે કર્યા સૌ વિદાય, સુણો મુની શુદ્ધ મને. ૭
નર નારી નાનાં મોટાં સર્વ, પ્રેમી પ્રભુપદતણાં;
કર્યાં વિદાય રામે સપ્રેમ, સાદર સન્માની ઘણાં;
સનમાન કરિ નીષાદપતિનું, પ્રભુ વિદાય કરે પ્રિતે,
અતિ વિરહવ્યાકુળ હૃદયમાં ગુહ,ચાલિયો શિશનામિને. ૬
વનવાસિ કોળિ ભિલ્લ ફરિયા, સૌ જુહારિ જુહારિને,
વટછાંય શ્રી સાનૂજ બેઠા, વિરહ દુખ સંભારિને;
પ્રિય વિરહ વ્યાકુળ અકળ અજ, અનવદ્ય અંતરમાં અતી,
મુખ શુષ્ક સ્નેહ વિચારિ વિરનો, શોચવિવશ રમાપતી. ૭
શુભ ભરતસ્નેહ સ્વભાવ સુંદર, મધુર વાણિ ઉલાસથી,
નિજ અનુજ પ્રાણપ્રિયાપ્રતિ કહે, પ્રસંશી મુખ હાસ્યથી;
શુભ પ્રીતિ અધિક પ્રતીતિ કરણી, વચન મન ક્રમ સાદરે,
પ્રિયપ્રેમવશ શ્રીમૂખ વરણી, સાંભળો સતિ રઘુવરે. ૮
તે અવસરે ખગ મૃગજનો સહુ ચર અચર ભૂધરઘણા,
રઘુવરદશા અવિલોકિ સહુતે, દુખિથયા મનમાં ઘણા;
નિરખી દશા રઘુનાથની સુર, વારૂ ફુલ વરષાવિને,
ગતિ સર્વ કહિ ઘરઘરનિ વરણી, વિવિધ સેવા લાવિને. ૯
દીધો ભરોંસો રઘુવરે ત્યાં. કરિ પ્રણામ સપ્રીતથી,
ચાલ્યા મુદિત નિર્ભય થઈ મન, ડર રહ્યો ન કહીંયથી;
મઢિમાં બિરાજે શ્રી અનુજ સહ, રામ સુખદ રમાપતી,
વૈરાગ્ય ભકતી જ્ઞાન જાણ્યે, તનધરી શોભે અતી. ૧૦

## હરિગિત છંદ.

પછિ ભરતમાતતણા સુભગપદ, વંદિ પ્રભુએ પ્રીતથી;
મળિ ભેટિ સુભગ સજાવિ પાલખિ, કરિ વિદાય સહીતથી;
અતિ શોચ નેં સંકોચ મનનો, સહુ મટાડયો માતનો;
કરજો ક્ષમા કૈકયિ જનની, રોષ નહિં કશિ વાતનો. ૧
મળિ માત તાત સ્વજન સરવને, જાનકી ઊદાસમાં;
પ્રિયપ્રાણ પ્રેમ પવિત્રણી ઘણિ, આવિ ફરિ પતિપાસમાં;
સહુ સાસુને મળિ ભેટિ ભુજ ભરિ, કરિ પ્રણામ પ્રીતાંકુરે;
આનંદ થાય ન તેહ વિહુનિ, પ્રીત કથતાં કવિ ઉરે. ૨
સુણિશીખઅભિમતપામિઆશિષ, સ્તબ્ધ રહિ શાણીસિતા;
પતિ પ્રીતમાં વળિ સાસુ પ્રિતમાં, સમાઇ રહિ વીનિતા;
સુંદર મગાવિ સજાવિ પાલખિ, સ્નેહથી રઘુપુંગવે;
પ્રેમે ચઢાવી માત સરવે, કરિ પ્રબોધ ઉમા હવે. ૩
ફરિ ફરિ હળી મળિ ભાઇ બંને, ચરણ શિર ધરિ સાદરે;
સમ સ્નેહથી પોહોચાડિઓ સહુ, જનનિઓ મન દુખ ધરે;
સજિ સાજ ગજવાહન વિવિધ વળિ, વાજીં અનુપમ ઓપતા;
પરિયાણ કર્યું ભુપ ભરતને દળ, સકળ મન સંકોચતા. ૪
પ્રિય રામ લક્ષ્મણ જાનકી ઉર, સ્નેહથી સંભારતા;
સરવે અબોલા થઇ અચેતન, પંથપ્રતિ ચાલ્યા જતા;
ગજ વાજિ પશુ ઉર હારિયાં સહુ, વિરહ દુખનાં દાવિયાં;
ચાલ્યાં જતાં પરવશ પ્રમાણે, સર્વજન મન મારિયાં. ૫
ગુરૂના વળી ગુરૂ નારિના પદ, વંદિ શ્રી સાનુજ પ્રભૂ,
આનંદ વિસ્મય સહિત વળિને, આવિયા મઢિમાં વિભૂ;

## દોહરા.

નૃપ ગુરૂ ભરત ભુદેવનું, સુણો હવે વરતાંત;
રામવિરહ સહુ સાજ ત્યાં, શિથિળ નહીં મન શાન્ત. ૧
મનમાંહે સંભારતા, રઘુવર સુગુણનિકાય;
છાનામાના સર્વકો, પંથે ચાલ્યા જાય. ૨
યમુના પાર થયા સહુ, ઉતરીને એ વાર;
તેહ દિવસ ભોજન વિના, વિત્યો મહા દુખકાર. ૩
બિજે દિવસ ઉતર્યા સહૂ, ગુણનિધિ ગંગા તટ;
સગવડ સર્વ કરી દિધી, રામ સખાએ શ્રેષ્ટ. ૪
ગોમતિ ન્હાયા ઉતરિને, ત્રિજે દિવસ સહુ ત્યાંય;
ચોથે દિવસે આવિયા, નગર અયોદ્ધામાંય. ૫
રહ્યા ચાર દિન જનકનૃપ, અવધપૂર એવાર;
રાજકાજ સંભાળિ સહુ, જવા થયા તૈયાર. ૬
સોંપિ સચિવ ગુરૂ ભરતને, રૂડુ અવધપુરિ રાજ;
તિરહુતિ દેશે ચાલિયા, જનકરાજ સજિ સાજ. ૭
નગર નારિ નર સર્વજન, ગુરૂ શિખ માનિ સશોક,
રામરાજ્યધાનીવિષે, વસતા સર્વેલોક. ૮
પ્રભુ દરશનને કારણે, કરે વૃત્ત ઉપવાસ.
તજિ તજિ ભૂષણ ભોગ સુખ,જિવે અવધની આશ. ૯

સમજાવ્યા ભરતને, સચિવ સેવક સૌ મળિને;
સર્વે લિધું સંભાળિ, નીજ નિજ કાજ કળીને;
બોલાવી લઘુભ્રાત, શીખ દિધિ ભરતે સારી;
સોંપી શુભ સેવના, સર્વ માતનિ સુખકારી;
તેડાવિ સર્વ મહિદેવને, કરજોડી ભરતજિ નમે;
વળિ વિનય કર્યો સહુથી રૂડો, કરિ પ્રણામ તેણે સમે. ૧

ભલૂં ભૂંડું ઉંચ નીચ, કાર્ય શુભ લાગે તમને;
કરશો નહિ સંકોચ, રજા દેતાં મુનિ મુજને;
પરિજન મ્હાજન પ્રજા, તર્ત તેડાવી સહુને;
સમાધાન તેમનું, કરી સંતોખ્યા બહુને;
પછિ સાનુજ ગુરૂગુણનિધિઘરે, ગયા ભરતજી ભાવથી.
કરજોડિ કહે કરિ દંડવત, મુનિવશ પ્રેમ પ્રભાવથી. ૨

આજ્ઞા આપનિ થાય, તો હું રહું નેમ લઇને;
બોલ્યા મુનિ સુણિ વાણ, પ્રફુલ પ્રેમે બહુ થઇને;
સમજો કહો સદાય, કરોછો મન બહુ કોડે,
ધર્મ સાર જગ જેહ, હોય તે જોઇ હોડે;
મુનિની શિખ આશિષ પામિ રૂડિ, જોષિ તેડિ દિન સાધિને;
સિંહાસનપર પ્રભુપાદુકા, બેસાડી નિરૂપાધિને, ૩

કૌશલ્યાપદકમળ, ગુરૂપદપદ્મ પ્રણમિને;
પ્રભૂપાદુકાકેરિ, સુભગ આજ્ઞા પામીને;
મઢિ બનાવિ મનહરી, નંદિગ્રામે તપ કરવા;
કર્યો નિવાસ ત્યહાંજ, ધ્યાન ધરણિધરનું ધરવા,
શિર જટા બનાવિ મહા સુભગ, મુનિપટ અંગ ઉપર ધર્યાં,
મહિ ખોદિ પથારિ કરી રૂડી, વિવિધ વૃત્ત ત્યાં આદર્યાં.૪

ભોજન પટ આસન, નેમ વૃત વિવિધ પ્રકારે,
કરે કઠણ વૃત ધર્મ, સહિત પ્રેમે એવારે;
ભૂષણ વસ્ત્ર સુભોગ, સૂખ અતિશે સૌ હળવે,
મન ક્રમ વચને તેહ, તોડિ તૃણ તજિયૂં સરવે;
નિત રામ રામ રટતા મુખે, દુખે વિરહ દિન નિર્ગમે;
દિન ગણે રામ આગમનના, શોક કહો શીરિત સમે. ૫

અવધરાજ સુરપતી, પ્રસંશે નિજનું ઉવેખે,
લાજે જાણિ કુબેર, ધંન દશરથનું અલેખે;
તેહ નગરમાં વસે, ભરત પ્રીતી હિણુ મનમાં,
વસે ઉદાસી જેમ, ચંચરિક ચંપકવનમાં;
જન મહાભાગિ અનુરાગિજે, રામચરણપંકજરજે;
સુરમાવિલાસ મન ત્રાસિને, વમનધાન્યની જયમ તજે. ૬

## દ્રુતવિલંબિત છંદ.

દિન દિને દુબળી થતિ દેહડી, મુખછબી બળ તેજ પ્રભા વડી;
નિતનવો પ્રભુ પ્રેમ સુનેમથી, અધિક પુષ્ટ થતો ઘટતો નથી. ૧
ધરમનૂં બળ વાધતું જાયછે, મન મલીન કદી નવ થાયછે;
જયમ પ્રકાશતિ શર્દરૂતુ રૂડી, જળ ઘટી જઇ નિર્મળ તે વડી. ૨
નભદિપે રજની નિતર્યા પછી, અધિક શોભિતજેમસુઆરસી;
સુભગ સંયમ નેમ ઉપાસના, સમ અને દમ તારક દાસના. ૩
ભરતના ઉર સ્વચ્છ અકાશમાં, ઝળકતા અતિ તેજ વિલાસમાં;
અચળ ધ્રૂવ ઝગે વિશવાસનો; અવધિસોળકળાધરગ્લોઘણો.૪
સુરતિ સ્વામિનિ તે સુરપંથ છે; અધિક શ્વેત અપાર ગુણંત છે;
શશિ સુશોભિત રામ સુપ્રેમનો; અચળદોષવિનાકુળક્ષેમનો. ૫
અધિક સ્વચ્છસમાજ સહીત તે; નથિ મણા કશિનેહવિલોકતે;
ભરતરેણિ રૂડી કરતૂતિને; વિરતિ ભક્તિ ગુણો સુવિભૂતિને. ૬
વરણવે કવિ ઓસરિ સૌ મને; ગમ ન શેષ ગણેશ ગિરાયને;
નિત પ્રતી પુજતા પ્રભુપાવડી; હૃદય પ્રીતિ સમે ન ઘડી ઘડી.૭
બહુ પ્રકાર પદે નિત લાગિને; લઇ રજા સહુ કાજ કરે દિને;
પ્રફુલ ગાત્ર ઉરે સિયરામ છે; નયન નીર જિભે પ્રભુ નામ છે. ૮

## દોહરા.

સીતા લક્ષ્મણ રામજી, વસે જુઓ વનવાસ;
ભરત ભુવન વસિને કસે, તપથી તન થઇ દાસ. ૧
બંને તરફથિ સમજિને, કહે લોક સહુ જોગ;
સહુપ્રકાર આ ભરતની, વિધ્રિ વખાણવા યોગ્ય. ૨
નેમ વૃત્ત સુણિ ભરતનાં, સાધૂ સંકોચાય;
દખિ દશા મુનિરાય પણ, મનમાંહે લજવાય. ૩
પરમપવિત્ર ભરતતણાં, એ આચરણ અપાર;
મધુર મનોહર સુખદ શુભ, મુદ મંગળ કરનાર. ૪
કઠણ પાપ કળિયુગતણા, તથા કલેષ હરનાર;
મહામોહની રાત્રિને, દિનેશ સમ દળનાર. ૫
પાપપુંજકુંજર પ્રતી, મ્હાબળાઢય મૃગરાજ;
સમાવનાર સરસ દિસે, સૌ સંતાપસમાજ. ૬
જનમનને રંજન કરે, ભંજન આ ભવભાર;
રામસ્નેહઅમૃતતણો, શશિ સૌને સુખકાર. ૭
જાનકિ રામ સુપ્રેમનૂં, પિયૂષ પરમ પ્રવીણ;
ભરતજન્મ આ ભવવિષે, જો ન હોત છળહીન. ૮
મુનિમન અગમ નિયમ વિષમ, શમ દમ યમ વૃત જેહ;
કોણ આચરત તો કહો, ઉમયા તજિ સંદેહ. ૯

દુખ દરિદ્ર ભવદાહને, દૂષાણ દંભ અનેક;
કોના સુયશમિષે કહો, હરત રામ સવિવેક? ૧૦

શઠ કળિયુગના જે ઘણા, વેદવિરૂદ્ધ વિમૂખ;
કોણ કરત ભરતજિ વિના, હઠિને પ્રભુ સન્મૂખ? ૧૧

ભરતચરિત્ર પવિત્ર અતિ, સાંભળશે ધરિ સ્નેહ;
ચાર પદારથ પામશે, જન આ જગમાં તેહ. ૧૨

સીતા લક્ષ્મણ રામપદ, વધશે સ્નેહ સહેજ;
ભવસંભવદુખ ભાગશે, ભકતી મોક્ષ અવેજ. ૧૩

સમજી ભાણુતાં ભાવથી, બ્રહ્માનંદ અખંડ;
રામનામ સંભારતાં, દુર તેને જમદંડ; ૧૪

નિષ્કલંક શંકર સદા કોડે વસિ કૈલાસ;
કથા સર્વથા વરણિ કહિ, પ્રેમે ઉમયા પાસ. ૧૫

ભરદ્વાજ મુનિરાજને, કાક ભૃસુંડિ ખગેશ;
કહ્યો **અયોધ્યાકાંડ** આ, બહુધા બનિયો બેશ. ૧૬

**સપ્ત કાંડ સાગર સુધા, ભર્યા રામ ગુણગ્રામ;**
**તુળસિદાસકૃતસેતુ ચઢિ, બીજા ઉતર્યા આમ.** ૧૭

શશિ[1] નિધિ[9] ભુજ[2] ભકતી[9] તણો, સંવત અતિ સુખકાર,
અષ્ટમિ વદ આશ્વિનતણી, મહા સુભગ શશિવાર. ૧૮

તે દિન ભરતચરિત્રનો, અમળ અયોદ્ધાકાંડ;
પૂર્ણ કર્યો બહુ પ્રીતથી, ઉરધરિ પતિ બ્રહ્માંડ. ૧૯



### શ્રી ગ ણે શા ય ન મઃ

# અરણ્યકાન્ડ પ્રારંભ.

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

આદી ધર્મ સુવૃક્ષનું મુળ રૂડૂ, જે જક્તમાં સર્વથા,
પૂર્ણેંદૂ સુવિવેકસાગરતણા, આનંદદાતા તથા;
વૈરાગ્યાંબુજના રવીરૂપ રૂડા, અજ્ઞાન સૌ બાળતા,
સંસારાતપ સૌ અઘોઘ તમને, ટેકે રૂડે ટાળતા. ૧
વાયૂરૂપ કુમોહમેઘયુથને, નાખે વિખેરિ નિતે,
કહાવે શ્રીપરિબ્રહ્મકૂળમણિ જે, આરોપ હર્તા પ્રિતે;
સ્વામી સેવક સ્નેહિ રાઘવ ઉરે, વ્હાલૂ ન કો જે સમૂં,
એવા શ્રી અકલંક શંકર પદે, સ્નેહે સદા હૂં નમૂં. ૨
ઘાટા મેઘસમાન શ્યામ શરિરે, આનંદદાતા અતી,
શોભીતાં પરિધાન પીત પટ સૌ, શેષાદિ માયાપતી;
શોભેછે ધનુ બાણ પાણિ યુગમાં, ભીડેલ ભાથો કટી,
નેત્રાંબૂજ વિશાળ ભાળ ઝળકે, ગ્લૌ કાન્તિ જેથી ઘટી. ૩
ધારેલી સુજટા શિરે રૂપસિમા, ગંભીર જોતાં ગુણે,
સીતા સાનુજ માર્ગમાં વિચરતા, સૌની પિડાએ સુણે;
સીતાવલ્લભ જીવ જીવન રૂડા, જગ્દીશ જોગેશ્વરા,
એવા રામ ભજુ તજી સુખ સહૂ, જે સ્વામિ માયા પરા.૪
જે છે મિત્ર દુખે દુખી દિલવિષે, સૂખે સુખાળા સદા,
નિઃસ્વાર્થી પરમાર્થમાં રત ઘણા, દૂભે ન કોને કદા;
પર્માનંદ પમાડનાર મિતમાં, કૂપંથ છોડાવતા,
સત્પંથે નિજ મિત્રને ચલવતા, શ્રી રામને ધ્યાવતા. ૫
એવા જે મુજ મિત્ર પાવન મતી, સૌ દુઃખ વિશ્રામના,
માગું શ્રે પ્રભુપાસ તેમનું અતી, ભાડે ભિડે કામના;
આરાધી ઉત્તરાપુરી મુજતણી, જે જન્મભોમી ઘણી,
આરંભૂ હૂં અરણ્યકાન્ડ ઉજળો, હે શ્રી અયોદ્ધાધણી. ૬

## દોહરા.

રામતણા ગુણ ગૂઢ તે, સુણો ઉમા સદભાવ;
જે સુણિ પંડિત મુનિજનો, પામે વિરતિ પ્રભાવ. ૧
હરિવિમૂખ જન જક્તજે, ધર્મ વિમુખ વળિ ધીટ;
પામે મોહ વિમૂઢ તે, દીપ દખિ જયમ કીટ. ૨
પૂરણ પ્રીત ભરતતણી, મેં મુજ મતિ અનુસાર;
વરણવિ વારૂવિવેકથી, અનુપમ જગ સુખકાર. ૩
અતિપાવન અવ સાંભળો, પ્રભુચરિત્ર ધરિ પ્રીત;
જે સુર મુનિ મન રંજનિક, વન વસિ કરૂ સુરીત. ૪
એક વાર વિણિ પુષ્પ શુભ, નિજકરકમળ સુજાણ;
શિરવેણી ઉરહાર શુભ, બનાવિયાં રઘુભાણ. ૫
સાદર તે ભૂષણ સરસ, પેરાવ્યાં ધરિ પ્રીત;
જાનકિને જગદીશ્વરે, સુણો ઉમા શુભરીત. ૬
સ્ફટિક શિલાપર દંપતી, બેઠાં બુદ્ધિનિધાન;
શોભાખાણ શિરોમણી, કોટિક કામ સમાન. ૭
સુરપતિ પુત્ર જયંતજે, વાયસનો ધરિ વેષ;
રઘુપતિબળ જોવા ચહે, મ્હાશઠ મન ઉદ્દેશ. ૮
કીડિ ચહે જયમ કોટિવિધ, લેવા સાગરપાર;
પર્વત ચઢવા પાંગળો, ગુણ રસ કાવ્ય ગુમાર. ૯
ચાંચ મારિ સીતા ચરણ, ભાગ્યો મહા અભાગ્ય;
અતિ વિમૂઢ મતિમંદનો, કારણ રૂપનો કાગ. ૧૦
ચાલ્યું રૂધિર ત્યાં ચરણથી, રઘુવરને થઈ જાણ;
ચઢાવિ ધનુષનિ પણછ પછિ, બાણ કર્યૂં સંધાણ. ૧૧
અતિ કૃપાળ રઘુલાલજી, સદા દીનપર સ્નેહ;
આવિ તેણું છળ કીધ સતિ, મૂરખ અવગુણગેહ. ૧૨
વિનાપરાધે કોઇને, હણે ન પ્રભૂ કદાય;
પણ રાહુય શશિને ગ્રસે, સમય પડે જો પ્રાય. ૧૩
ધનુષ બાણ લિધું પાણમાં, છોડયૂં જ્યારે છેક;
જાણિ ક્રોધ જગદીશનો, થયૂં અનળ સમ એક. ૧૪
પ્રેરિત મંત્ર સુબ્રહ્મશર, ધાયું કરતું રમકાર;
અંતર ભય પામી અતી, નાઠો કાગ ગુમાર. ૧૫
ધરિ નિજ રૂપ જયંત તવ, ગયો તાતની પાસ;
રામવિમુખ સુણિ તેમણે, ઉભો ન રાખ્યો પાસ. ૧૬
થયો નિરાશ નિપટ કપટિ, ઉપન્યો ઉરમાં ત્રાસ;
ઋષિ દુર્વાસા ચક્રભય, જેમ નિરાશ ઉદાસ. ૧૭
બ્રહ્મભુવન શિવલોકમાં, ફરી વળ્યો સહુ લોક;
અતિશય વ્યાકુળ અંતરે, સભય હૃદય અતિ શોક. ૧૮
ઉભો ન રાખ્યો એહને, કહ્યું ન કોઇએ બેશ;
કહો કોણ રાખી શકે, રામદ્રોહિ મ્હાનેશ. ૧૯

## છપ્પો.

માતા લેખે મરણ, તાત યમતુલ્યજ તેને;
થાય હળાહળ ઝેર, સુધા વસુધાપર એને.
સારે શતરિપુતાણી, ગરજ સન્મિત્ર સહેજે
વૈતરણી તેહને, થાય સુરસરિતા જે જે.
સહુ જક્ત તેહ જન દ્રોહિને, અનળથિ તમ અતી ઘણું;
જે રામ વિમુખ અપરાધિઓ, અભાગ્ય તેનાં શું ભણું. ૧

## દોહરા.

જ્યમ જ્યમ નાસે ઇંદ્રસુત, વ્યાકુળ અતિ દુખ દીન;
ત્યમ ત્યમ ધાએ રામશર, પાછળ પરમ પ્રવીણ. ૨૦
ઉગરે સર્પ કદાપિ જો, ખારે ગ્રહે ખગેશ;
રામબાણથી ઉગરવું, એને બહુ અંદેશ. ૨૧
વ્યાકુળ જોઇ જયંતને, સભય શ્વાશ નવ માય;
કોમળ ચિત નારદજી, ઉપજે ઉર કરૂણાય. ૨૨
વેગળેથિ બુમ પાડતા, તિષ્ટ તિષ્ટ ગુણવંત;
પ્રભુપ્રભુતા કથતા મુખે, નાઠો જાય જયંત. ૨૩
સમજાવ્યો બહુ નાસતાં, કહિ પ્રભુપ્રભુતા સાર;
તરત મોકલ્યો તેહને, રામ પાસ નિરધાર. ૨૪
ત્યહાં જઇને શક્રસુત, વિનતી કરે અપાર;
પ્રાણતપાળ રઘુબાળ હે, સાહ્યકાર સંસાર. ૨૫

## શિખરણી છંદ.

"કહે પોકારીને, પ્રાણતહિતકર્તા મુખ દીને;
ગ્રહ્યા પાદામ્બુજો, સભય અતિ આતુર થઇને.
પ્રભુ ત્રાહી ત્રાહી, રઘુપતિ દયાળુ સુરમણી;
ઉગારીને હાવાં, પ્રભુ પિડ હું પામ્યો અતિઘણી. ૧
ન જાણ્યૂં મેં પેહલાં, અતુલિત પ્રભૂતા બળ અતી;
મતીમંદા ઘેલો, બહુ હું અપરાધી રઘુપતી;
ભિતી પામ્યો ભારે, નિજકરમના સંભવ દુખે;
હવે આવ્યો શર્ણે, પ્રભુ તમકને હૂં સનમુખે. ૨
ઉગારો કે મારો, રઘુપતિ નિવારો દુખ સહૂ;
ભૂલ્યો સ્વામી ભારે, મતિ ભ્રમિત મોહાંધ હું બહૂ;"
સુણી વાણી એવી, સદય ઉરથી આરત ભરી;
તજ્યો તેને ત્યારે. નયન રિશથી એકજ કરી. ૩

## દોહરા.

કર્યો મોહવશ દ્રોહ અતિ.સુરેશકપૂત જયંત;
હતો ઉચિત વધ તેહનો. કોઇ ન રૂડુ કહંત. ૧
પણ પ્રભુએ કરિને દયા, તજી દિધો તેવાર;
કોણ કૃપાળૂ રામ સમ, સતી કહો સંસાર. ૨
ચિદાનંદ વસિ ચિત્રકુટ, કરે ચરિત્ર અનેક;
વેદવિદિત અમૃત સમાં, વારૂ ધરી વિવેક. ૩
અનુમાન્યું એવૂં પછી, રઘુપતિએ નિજ ઊર;
ભીડ થશે ભારે અહીં, જાણી મને જરૂર. ૪
માગિ સર્વ મુનિઓકને, વિદાય શ્રીરઘુરામ;
શ્રી સાનુજ ચાલ્યા પછી, કોટિકામ ઘનશ્યામ. ૫
અત્રિ મુનિશના આશ્રમે, ગયા પ્રભૂ ગુણધામ;
આવ્યા પ્રભુ સુણિ મ્હામુની, ઉર હર્ષ્યા અભિરામ. ૬
પ્રફુલ્લગાત્ર અત્રીમુની, ઉઠિ ધાયા એવાર;
આતુર સત્વર આવિયા, નિરખિ રામ નિરધાર. ૭
કરે દંડવત ભ્રાત બે, મુનિએ લીધા ઊર;
નવરાવ્યા બે બંધુને, નેત્ર પ્રેમજળ પૂર. ૮
વિલોકિ રામ છબી રૂડી, નેત્ર શિતળ નિરધાર;
આદર સહિત નિજાશ્રમે, આણ્યા પ્રભુ એવાર. ૯
પૂજા પરમ પ્રિતે કરી, કહ્યાં વચન શુભ સ્હેજ;
આપ્યાં મૂળ સુપૂષ્પ ફળ, પ્રભુ મન ભાવે તેજ. ૧૦
આસનપર બેઠા પ્રભૂ. સીતા અનુજસહીત;
લોચન ભરિભરિ મુનિ જુએ, શોભા ધામ સપ્રીત. ૧૧
જોડિ પાણપંકજ ઉભે, મુનિવર પરમ પ્રવીણ;
કરે સ્તૂતિ રઘુલાલની, ઉપની પ્રીત નવીન. ૧૨

## વસંતતિલકા છંદ

હે ભક્તવત્સળ કૃપાળ દયાળ ડાહ્યા;
દુર્લભ્ય સેવન સુલભ્ય શ્રુતી ગવાયા;
દાતા અકામિજનને નિજધામ વારૂ;
સ્નેહે નમી ભજુ પદાંબુજ આ તમારૂં. ૧
નિષ્કામ શ્યામ તન સુંદર દર્પ હર્તા
છો મંદરાદ્રિ ભવસાગરના સુભર્તા;
નેત્રામ્બુજ પ્રફુલ્લ દોષ મદાદિ હર્તા;
આનંદકંદ રઘુનંદન જક્તકર્તા. ૨
બાહૂ વિશાળ બળ વૈભવ અપ્રમેય;
ત્રૈલોક્યનાથ સુપ્રભા સુર સર્વ સેવ્ય;
ભાથો કટી કરવિષે ધનુબાણધારી.
આનંદકંદ રઘુનંદન દુ:ખહારી. ૩
શ્રી હંસવંશ અવતંસ નિશાચરારી;
છો ચાપખંડક મહેશતણુંય ભારી;

મુનીંદ્ર સંત જન રંજન દેહ ધારી;
આનંદકંદ રઘુનંદન નિર્વિકારી. ૪
વિશૂધ્ધ બોધ શુભ શોધતણા પ્રસારે;
હર્તા સમસ્તદુષણો જનના સદારે;
કામારિ વંદનિય સેવ્ય અજાદિદેવે;
આનંદકંદ રઘુનંદન સૂખ સેવ્યે. ૫
લક્ષ્મીપતી સુખનિધાન નમામિ સ્વામી;
આનંદદાયક ઉદાર અપાર નામી;
ભ્રાતા રમા સહપ્રભૂ તમને ભજેછે;
વત્રારિ નેં શચિ જયંત સુલાવ લેછે. ૬
જે જંન મત્સર વિના તમચર્ણ ધ્યાયે,
તે આ ભવાર્ણવવિષે ન પડે કદાયે;
વીતર્ક તર્ક લહરી ઘસડે ન તેને,
આનંદકંદ રઘુનંદન પ્રીય જેને. ૭
સૌ વાસના તજિ ભજે જગ જે તમોને,
દાતા સુમુક્તિ ઉર હર્ષિત થૈ જનોને;
ઇંદ્રયાદિ સૌ સુખ તજી ભજતા સુભાવે,
તેને સ્વયંગતિજ પ્રાપ્ત થતી સુદાવે. ૮
તૂં એક અદ્દ્ભુત નિરીહ વિભો વિરાગી,
બ્રહ્માંડના ગુરૂ સનાતન છો સુહાગી;
એવા પ્રભૂ ભજુછું હૂં નિત પ્રેમભાવે,
જેકો કુયોગિજનને સ્વપનેય નાવે. ૯
જે કલ્પવૃક્ષ નિજભક્તજનોતણાછે,
જ્ઞાના નિરંતર સુસેવ્ય કૃપાઘનાછે;
શિર્ષોમાણી સરવભૂપ અનૂપ રૂપે,
સીતાપતો નમુ ગણી અમિ વિશ્વકુપે. ૧૦

## દોહરા.

વિનતી કરિ મુનિ નામિ શિશ, કહે પછી કરજોડ;
તજો ન કદિ તમપદકમળ, મતિ મારી હઠિ હોડ. ૧
અનુસૂયા અત્રીપ્રિયા, પરમસતી મતિવંતિ;
પગે લાગિ ત્યાં તેહને, જાનકિ અતિ હરખંતિ. ૨
ઉઠાડિ તેને ભેટિ પડિ, અનુસૂયા એવાર;
સીતા વિનય સુશીળની, ભામનિ રૂપભંડાર. ૩
અધિક સૂખ ઋષિપતિનમન, સુણજો મહા મુનીશ;
પાસે બેસાડી પ્રીતે, ઉચિત દિયે આશીષ. ૪
સકળ લોક સુખદાનિ જે, વારૂ રૂપ વૈદેહિ;
જનનિ કોટિ બ્રહ્માંડની, જેના પ્રભુ પ્રિયસ્નેહિ. ૫
મુનિવર સુંદરિ મ્હાસતી, મળવાથી તે માત;
સુખી થઇ જ્યમ કુમુદની, રાત પામિ ભલિભાત. ૬
નિરખિ જેહને નેત્રથી, દુખ સૌ દૂર પળાય;
ગરૂડ નિરખિ જ્યમ સર્પ સૌ, ભયભિત નાઠા જાય. ૭
દિવ્યવસ્ત્ર ભૂષણ રૂડાં, કરાવિયાં પરિધાન;
નિત્ય નવાં શુભ સ્વચ્છ જે, સીતા રૂપ સમાન. ૮
એવાં પવિત્ર વિચિત્ર પટ, જાનકિને દિધ્ર આણિ;
સનમાની પ્રિય વચન કહિ, પ્રીતિ ન જાય વખાણિ. ૯
કોમળ વાણિ વિમળ સરળ, કહે ઋષિપતિન વિશેષ;
નારિધર્મ કોઇ મિષે, વખાણિને બહુ બેશ. ૧૦

## રાગ ગરબી.

રઘુપતિ રામ રૂદેમાં રેહેજોરે, (એરાગ.)

સાંભળ રૂડી શીખ રાજકુમારીરે.
મહાપરમપાવનિપતિપ્યારી.સાંભળરૂડીશીખરાજ્યકુમારીરે.
માત તાતને ભ્રાત જે સારાંરે, આપણું અતિ હિત ઇચ્છનારાંરે;
તેતોપણથોડાસુખનાંદેનારાં.સાંભળરૂડીશીખરાજકુમારીરે૧
સુખદાતા નારી સરવેનેરે, નિજનાથ અધિક કહું એનેરે;
નીચ નારી સેવે ન જે તેને,સાંભળ રૂડી શીખ રાજકુમારીરે.૨
ધર્મ ધીરજ સ્નેહિ સંસારેરે, નીજ નારી સુદ્ધાં એ ચારેરે;
પરખાયવિપતવેળાજ્યારે, સાંભળરૂડીશીખરાજકુમારીરે. ૩
વૃદ્ધરોગીવિના ધનવાળોરે, બેરો અંધો કે જડ ક્રોધી કાળોરે;
અતીદીનલંપટ કપટાળો, સાંભળ રૂડી શીખ રાજકુમારીરે.૪
નીજનાથ એવાનુંય નારીરે, અપમાન જે અતિ કરનારીરે;
યમપુરદુ:ખબહુપામનારી,સાંભળરૂડીશીખરાજકુમારીરે.૫
નારીધર્મ સુનેમ સરવનેરે, દિસે એકજ તે કહું તમનેરે;
પ્રેમ પતિપદ મન ક્રમવચને, સાંભળરૂડીશીખરાજકુમારીરે.૬
પતિવૃત્તા જગત મન મ્હોતાંરે, દીસે ચારપ્રકારની જોતાંરે;
સંત કહે શૃતિ સંમત સોતાં. સાંભળ રૂડી શીખ રાજકુમારીરે.૭
ઉતમ મધ્યમ નેં નીચ નારીરે, ચોથી લઘુપતિવૃતા વિચારીરૂ;
કહુસમજાવીસૌ વિસ્તારી. સાંભળ રૂડી શીખરાજકુમારીરે.૮
મુજસ્વામિવિનાજગઆખેરે,અન્યપુરૂષજનથિઅભિલાખેરે
ઉત્તમસતિએવુંદ્રઢકરિરાખે,સાંભળરૂડીશીખરાજકુમારીરે.૯
નિજ ભ્રાત પિતા સુત જેવારે, દેખે પરપતિને નિત તેવારે;
મધ્યમ સતિના રૂડા ગુણ એવા, સાંભળ રૂડી શીખ રાજ
કુમારીરે. ૧૦
કુળધર્મ વિચારી રહેછેરે, આડે પંથે ન પગલુ ભરેછેરે;
તેકનિષ્ટત્રિયાશૃતિ કહેછે, સાંભળ રૂડીશીખ રાજકુમારીરે.૧૧

વિનાસમય અને ભય માથેરે, રહે તેથી રીઝી સ્વામિસાથેરે;
જાણોઅધમસતિભલિભાતે,સાંભળરૂડીશીખરાજકુમારી૧૨
નાથને ઠગનારી નઠારીરે, પરપતિમાં રતી કરનારીરે;
ઘોરનર્કમાં તે પડનારી, સાંભળ રૂડી શીખ રાજકુમારીરે.૧૩
ક્ષણસુખ સારૂ દુખ વ્હોરિ લેવુંરે, કોટીજન્મલગીપછીસ્હેવુંરે;
નિચકોણજેસમજેનએવું,સાંભળરૂડીશીખરાજકુમારીરે.૧૪
પતિવ્રતધર્મ જેહ ગ્રહેછેરે, છળ ત્યાગી શુદ્ધ આચરેછેરે;
વિનાશ્રમતેતોશુભગતિલેછે,સાંભરૂડીશીખરાજકુમારીરે.૧૫
પતિવિમુખાણી પતિને ભાંડેરે, બીજે જન્મ જ્યાંજે ઘરમાંડેરે;
ભરજોબનમાં તે રાંડે, સાંભળ રૂડી શીખ રાજકુમારીરે, ૧૬
નેટ સહજ અપાવનિ નારીરે, સ્વામિ સેવ્યે લહેગતિસારીરે;
છે હજીય તુળસિ હરિને પ્યારી, સાંભળ રૂડી શીખ રાજ કુમારીરે. ૧૭
સુણી નામ તમારૂં સરવેરે, અબળા પ્રતિવૃત આદરવેરે;
થશેશ્રેષ્ઠસોસુખસંઘરવે, સાંભળરૂડીશીખરાજકુમારીરે. ૧૮
તમેતો પ્રિયપ્રાણ રાઘવનેરે, કથા વરણવિ કહિ જે તમનેરે;
તેતો સંસાર હિતહરિવદને, સાંભળરૂડીશીખરાજકુમારી.૧૯

## ચંદ્રીકા છંદ.

સુણી શીખ સારી અતી સુખ પામ્યાં રૂડાં જાનકીજી,
પદાંબુજમાં શીશ સ્નેહે નમાવ્યૂં ઋષીનાર રીઝી;
કૃપાધામ શ્રીરામ સ્નેહે કહે મૂનિપ્રત્યે વિચારી,
બિજે વંન જાઉં મુની હોય આજ્ઞા રૂડિ જો તમારી. ૧
કૃપા રાખજો નાથ નિત્યે તમો હું કહૂં જોડિ પાણી,
કદાપી નહીં ત્યાગશો નેહ મારો મને દાસ જાણી;
પ્રભૂ ધર્મના ધોરિ જે તેતણી સાંભળી શૂભવાણી,
સપ્રેમે મહામુનિ જ્ઞાની વધ્યા અંતરે પ્રીત આણી. ૨
જુઓ જેમની સુકૃપા ચાહ્ય પર્માર્થવાદી અજાદી,
તમે રામ તે દીનબંધૂ મૃદૂ બોલિયા અપ્રમાદી;
હવે જાણિ મેં શ્રી ચતૂરાઇ સર્વે સુણો નાથ તે તે,
સહુ દેવ ત્યાગી તમોને ભજીશૂં રમાનાથ હેતે. ૩
નહીં જે સમાને અતી કોય સંસાર સારે સદાય,
ખરે તેમને શીળતા આવિ તે કેમ ના હોય પ્રાય!
કહૂં કેવિ રીતે હવે સ્વામિ જાઓ તમે મૂખ મારે;
કહો નાથ છો આપતો ઉરજામી અનામીય જ્યારે. ૪
કહી એવું મ્હાધીર મૂની ત્યહાં શ્રી પ્રભૂને વિલોકી,
પ્રફૂલ્લિત્ત દેહી વહે નેત્રથી નીર ઊરે પ્રશોકી;
મુખાંબૂજ સામૂ પરીપૂર્ણ પ્રેમે ભરી નેત્ર જોતા.
મહા રાજિ રાજી મુનીરાયજી થાય સૌ શંકખોતા. ૫
કર્યાં મેં કશ્યા જાપ ને તાપ તાપ્યો અહોરાત્રિ અત્રે,
દીઠા આજ સાક્ષાત શ્રીરામ જે ગૂણગોતીત નેત્રે;
અતી પૂણ્ય ને દાન સદ્ધર્મ વૈરાગ્યવાળો વિરામે,
ભુરી ભાગ્યશાળી દિસે જંન તે મુક્તિદા ભક્તિ પામે. ૬
કવી મૂખ ગાએ સદા રામનાં સૂચરિત્રો પવિત્ર,
મટે સૌ અસંભાવના સંસૃતી કુવૃતી હે સુમિત્ર;
સહૂ કલેષ સંતાપને છેદતા રામના સૂયશોજે,
સુણે સાદરે જે રહે તેપરે રામ પ્રીતાળુ રોજે. ૭

## દોહરા.

અતિ કઠોર પાપૌઘ કળિ, નહીં યોગ તપ જ્ઞાન;
તજી અન્ય વિશ્વાસ નર, ચતુર ભજે ભગવાન. ૧
મુનિઓની સ્તુતિ કરિ પ્રભુ, દીધું સુભગ વરદાન;
પૂષ્પવૃષ્ટિ થઈ નભથિ કહિ, જયજય કૃપાનિધાન. ૨
મુનિવરચરણકમળવિષે, સ્નેહે નામી શીશ;
ચાલ્યા વનમાં ચોંપથી, જે સુરનર મુનિ ઇશિ. ૩
આગળ રઘુવર પાછળે, અનુજ સ્નેહસંયૂત;
અલખરૂપના અવનિપતિ, જોગિવેષ અબધૂત; ૪
ઉભયભ્રાત મધ્યે દિપે, સીતા રૂપ અપાર;
જેવિ બ્રહ્મ જિવની વચ્ચે. શોભે માયા સાર. ૫
ઉપમા કહું વળિ આ સમે, જાણીને ઉરમાંય
જેવી શશિ બુધ મધ્ય શુભ. રોહણિ ઘણિ શોભાય. ૬
નદી શૈલ વન શોભતાં. અવઘડસ્થળો અઘાટ;
સ્વામિ જાણિ સાદર સહૂ. વિમળ આપતા વાટ. ૭
જયહાં જયહાં જુગતે કરી, જાય રામ અતિવેગ;
કરે ત્યહાં ત્યાં નભવિષે. છત્ર છાંય શુભમેઘ. ૮
આશ્રમ એક વિશાળઅતિ, વિલોકિયો વનમાંય;
સુરપતિસદન ન તેનિસમ, જોતાં માણા ન કાંય. ૯
અતિશુભ આંબાવાડિયાં, બાગ અનેક વિશાળ;
મુનિઓએ સુબનાવિયા, વિવિધ પ્રકાર રસાળ. ૧૦
દિવ્યવૃક્ષ દીપે બહુ. સફળી સફૂલી સપત્ર
જોતાં સુણતાં સર્વનાં, મનમોહાયજ તત્ર. ૧૧
પાર વિનાનાં પક્ષિ શુભ. નિર્મળ ને નવરંગ;
મધુર શબ્દ મોહિત કરે, કુંજે વિવિધ વિહંગ, ૧૨
નિજ નિજ આશ્રમ અભિનવા, તેપર તુળસીછોડ;
શ્રી સાનુજ રઘુરાજત્યાં; બિરાજિયા મહાકોડ. ૧૩
આપિ સુઆસન મુદિતમન, પુજિ પરૂણાઈ કીધ;
કંદ મૂળ ફળ અમિ સમાં, આણિ રામને દીધ. ૧૪
જાનકિ લક્ષ્માણ સહિતપ્રભુ. ભોજન કર્યું ભલિભાત;
દિધાં સુભગ વરદાનત્યાં, જેને જેવો ભાવ, ૧૫

તે દિવસે ત્યાં રઘુવરે, નેહે કીધ નિવાસ;
કરિ પરૂણાગત રૂડિરિતે, મુનીઓએ નિજવાસ. ૧૬
પ્રાતઃ કાળે ઉઠિકરી, રૂડા રઘુકુળદેવ;
શૌચક્રિયા કરિ સ્નાનકરિ, પ્રેમે પાર્થિવસેવ. ૧૭
સહુ મુનિઓને તેસમે, નામ્યૂં શિશ રઘુરાય;
આશિર્વાદ સરવતણો, પામ્યા પ્રફુલિત કાય. ૧૮
સમરિ ગૌરિ શિવ સ્નેહથી, સુખપ્રદ સિદ્ધ ગણેશ;
ચાલ્યા પ્રભુ પછિ પ્રેમથી, સુણો કથા સુખગેશ. ૧૯
વન અનેક અતિ શોભિતાં, ગિરિ સુંદર ગુણધામ;
ચાલ્યા જાય ઉલંઘતા, શ્રી સાનુજ પ્રભુરામ. ૨૦

## કાવ્ય તથા રોળાવૃત છંદ.

ચાલ્યા જાય નિશંક, જાનકી લક્ષ્માણ સાથે;
કરમાંહે કોદંડ, ભરેલા તિર બહુ ભાથે. ૧
જતાં પંથમાં મળ્યો, વિરાધ અસુર મદમાતો;
ઘોર રવે ગરજતો, હૃદયમાં અધિક રિસાતો. ૨
જાણ્યે કાળસ્વરૂપ, ભયંકર ભ્રકુટી ભાસે;
ધાયો વેગે ધીર, ઉડાણઅહિ જેમ વિકાસે. ૩
આકાશે સહુદેવ, મહામુનિઓ ત્યમ વનમાં;
તેહક્ષણે ઉરહારિ, માન્યું ભય અતિશે મનમાં. ૪
ઘોર કઠોર ત્રિશૂળ, કર્યુંછે ધારણ કરમાં;
મારેલા કેશરી, બાંધિ લીધેલ કમરમાં. ૫
તેહ તરત લૈ ગયો, સીતા ચાલતાં ઉપાડી;
પામ્યા વિસ્મય રામ, જેહ ગુણધામ અનાદી. ૬
સમજિ હૃદય તે સમે, કુટિલ કૈકયિની કરણી;
સંભળાવિ અનુજને, બહુ વિધ શ્રીમુખ વરણી. ૭
અરે ભ્રાત આ જુઓ, આવિ હઠ લઈ વન અબળા;
કરવૂં કશું આ સમે, હાથથી ગઈ કરિ નબળા. ૮
"મુકો કરવિ કરૂણાય, નાથ કરતવ્ય વિચારો;"
"ભુલે ન ભવિતવ્યતા, એમ આવે નહિં આરો." ૯
"હરખડવૂં કશું હવે, ભાર શો અસૂરકેરો;"
"ચોળિ કરૂં ચકચૂર, રોળિ રણમાંહ ઘણેરો." ૧૦
"બેઠા જુઓ બનાવ," એમ કહિ ભ્રકુટિ ચઢાવી;
પંચબાણ છોડિયાં, ક્રોધ અંતરમાં લાવી. ૧૧
ઉપરા ઉપરી બાણ, તાકિ તાકીને મારે;
વ્યાકુળ કર્યો વિરાધ, રામઅનુજે એવારે. ૧૨
સીતાને તેવાર, રાખિ આવ્યો કહિં જઈને;
વિરોધ આણિ વિરાધ, ઉઠયો ત્રીશૂળ ગ્રહીને. ૧૩
મૂકયું ક્રોધ કરિ ત્રિશુળ, લક્ષમાણપર લક્ષીને;
જાણ્યે કે જમદંડ, આવતો ધાતે. ખસિને. ૧૪
વિકળ સર્વ ખગ મૃગો, બાપડાં બીની ભાગ્યાં;
તેજપુંજ તે ત્રિશુળ, સર્વા કો બીવા લાગ્યાં. ૧૫
અવિલોકી એવાર, આવતૂં લક્ષ્મણ ઊપર;
ક્રોધવંત થઈ હૃદય, ધનુષ લૈ ધાયા રઘુવર. ૧૬
બાણ કરી સંધાણ, શ્રવણ લગિ તાણિ તેવે;
કાપિ નાખ્યું આવતાં, ત્રિશુળને શ્રી રઘુદેવે. ૧૭
રજસમ કરિ રઘુવીર, ક્રોધ અંતરમાં આણી;
માર્યુંબાણ વળિ એક, કાળ મણિધરશુ તાણી. ૧૮
ભમરિ ખાઈ ભોમિમાં, પડયો નિજ શીશ ધુણાવી;
ઉડયો વળી ગરજતો, આવિયો જ્યાં રઘુ દાવી. ૧૯
ઊગરશો નહિં હવે, ખાઉં તમને હું પિડાતો;
એવૂં કહેતાં મૂખ, અસુર અતિવેગે ધાતો. ૨૦
પ્રબળ પર્વતાકાર, આવિયો રઘુવર સામે;
થશે હવે શૂં કહે? ક્ષોભ સુરગણ મનપામે. ૨૧
સો પવનની સમાન, વેગ ને તેજ તેનું વર;
તૂટી પડતાં વૃક્ષ, ઉડી જાએ અતિ પથ્થર. ૨૨
જીવ જંતુ જ્યાંલગી, રહેતાં હતાં જેટલાં;
ભય પામી ભાગિયાં, થઈ વ્યાકૂળ તેટલાં. ૨૩
સંધાણી શર સાત, કાળરૂપી મણિધરશાં;
હણ્યો હરીએ હાથ, આવતામાં તિર પરશાં. ૨૪
નિજરૂપે થઈ પડયો, રૂપ અનુપમ તે પામી;
દેખી દુખિ નિજધામ, મોકલ્યો રામ અનામી .૨૫
ખોદી ઘાલ્યાં ખાડ, હાડ નિજ હસ્તે તેનાં;
જાણી પ્રભુ કરણિને, મુદિત મન મુનિ સરવેનાં. ૨૬
ઝટ જાનકિ લપટાણિ, રામપદકમળે જઈને;
અનુજ સહિત હે ઉમા, ચાલિયા પ્રભુ ખુશિ થઈને. ૨૭

## હરિગીત છંદ.

શરભંગમુનિના આશ્રમે પછિ, આવિયા રઘુનાથજી;
સુંદર અનૂજઅનંત જાનકિ, તેહપણ નિજ સાથજી;
શરભંગને આશ્રમ હવે પ્રભુ, જાણિ મનમાં આવશે;
સુરનાથ પ્રથમ ગયેલ ત્યાં "મુનિ, રામને સમજાવશે." ૧
દિશિ ભેદ બળ વસતોજ્યહાં વળિ, સુરરિપૂ રાવણ સદા;
દરશાવજો મુનિનાથ પ્રભુને, અમતણી અતિ આપદા;
સુરનાથના સંશય તિમિરયુથ, રામતેજ દિનેશછે;
વળિ રાત્રિસમ રાવણજિવનજ્યાં, ત્યાંસુધી બહુ કલેષછે. ૨
એવી શિખામણ રામને મુનિહસ્તુ દેવા સુરપતી;
આવેલ અધિક ઉતાવળેથી, સાંભળો ઉમયાસતી;
સુરનાથને રઘુનાથજીએ, તેક્ષણે દીઠા ત્યહાં,
તપ તેજપુંજ મહા સુભગ રૂપ, મૂનિ મન મોહિત જ્યહાં. ૩

અતિ વેગવંત મરૂતસમ બળ, અશ્વ ચાર અનૂપછે;
રથ જોઇ વિસ્મય પામિએ મન, તે ઉપર સુરભૂપછે;
સ્પર્શે ન રથ પૃથ્વી ઉપર પણ, અંતરિક્ષજ ઊડતો;
શિર ઢળતુ શ્વેત સુછત્ર ચામર, વેગથી સ્વર્ગે જતો. ૪
સુરનાથને અવિલોકિઓ ત્યાં, એ રિતે અતિઆદરે;
સુખ પામિયા અતિશે રમાપતિ રામ મગ્ન સ્વઅંતરે;
સુરનાથનો મહિમા સુગુણ રૂપ, વારૂપ્રભુતા નિજમુખે;
પ્રિયપ્રાણ જાનકિને અનુજને, સંભળાવિ કહી સુખે. ૫
જે કારણે આવ્યો ત્યહાં છે, સ્વર્ગમાંથી સુરપતી;
કહ્યું તે ન કારણ કાંય પ્રભુએ, સાંભળો ઉમયાસતી;
વચમાંજ પ્રભુ આગમન સુણિને, ઝટ સુરેશે તેસમે;
સારથિ કને રથ ફેરવાવ્યો, દૂરથી પ્રભુને નમે. ૬
કરિ વાર વાર પ્રણામ પ્રભુને, ચિત્ત દઇ ગુણગ્રામમાં;
મન હર્ષ પામિ સુરેશ અતિશે, પછિગયો નિજધામમાં;
પ્રભુ આવિયા મુનિઆશ્રમે પછિ, અધિક હૃદય ઉમંગમાં;
બળધામ ભ્રાત અનંત વળિ સતિ, જાનકીપણ સંગમાં. ૭
અવિલોકિ રામવદનકમળને, મુનિનયનઅલિ એ સમે;
સાદર કરે રૂપરસનું પાન તપેશ્વરી ચિત જે રમે;
અતિ ધન્ય જન્મ સરવ કહે મુખ, સર્વથા શરભંગનો,
પરિબ્રહ્મ સગુણ સ્વનેત્ર ન્યાળે, હર્ષ અનહદ અંગનો. ૮
રઘુવીર ધીર કૃપાળ સુણજો, મુનિ કહે મન લાજતા,
શંકરતણા મનમાનસરના, હંસરાજ વિરાજતા;
પ્રભુ બ્રહ્મલોકવિષે જતાં વળિ રહિગયો. તમકારણે,
સુણ્યું શ્રવણ જે પ્રભુ આવતા વન,વાહ રૂપ જઉં વારણે. ૯
દિનરાત પંથ નિહાળતો હૂં, સાંભળો પ્રભુ વાતડી,
અવિલોકિ તે પ્રભુ આજ મુજની, અવ શિતળ થઇ છાતડી;
હૂં તો છું સૌ સાધનવિહિન હરિ, તોય મન દીનજન ગણી,
કરિનાથ અધિક કૃપા હું ઊપર, ભાગ્યમારૂં શું કહું ભણી. ૧૦
મ્હારો ન લવ ઉપકાર એમાં, કહું ખરૂં પ્રભુ આપને,
બિરદાવળી વદિ આપની હરનાર, જન પરિતાપને;
આ આશ્રમે દીન હીત કારણ, ત્યાં લગીજ રહો તમે,
તન ત્યાગિ જ્યાં લગિ મળુ તમોને, એહું માગૂં આ સમે. ૧૧
વ્રત યોગ જપ તપ યજ્ઞ કીધા, તે સમરપી રામને,
શુભ ભક્તિનૂં વરદાન લીધૂં, આપનારૂં વિરામને;
રચિ ભક્તિ મુનિશરભંગ એ વિધિ, સંગ સરવે ત્યાગિને,
ધ્યાનસ્થ તત્ર બિરાજિયા વળિ, મોક્ષ મનમાં માગિને. ૧૨
સીતા અનૂજ સહીત પ્રભુ તન, નીલવારિજશ્યામજી,
વસજો નિરંતર મમ હૃદય તમ, સગુણરૂપ શ્રીરામજી;
કહિ એવું યોગાનળવિષે તન, બાળિને તે ઠામજી,
વૈકૂંઠ વાસ કર્યો જઇમુનિ, કરિ કૃપા શુભ રામજી. ૧૩
હરિમાં ન લીન થયા કહૂં કારણ હું તેહતણું નકી,
પ્હેલાંથિ નિર્ગુણસગુણભક્તિ, ભિન્નભાવ ગણ્યાથકી;
ઉમયા રમાપતિરામસમ અતિ, કોણ કરૂણાધામછે,
સંસારસાગર વિષમહા, પિયૂષ પ્રભુનૂં નામછે. ૧૪

## દોહરા.

ઋષિઓ સહુ અવિલોકિને, મુનિવરગતિ તેવાર;
સુખી થયા અતિશે સહુ, નિજનિજ ઉરમોઝાર. ૧
કરે સ્તુતી કરજોડિને, તેજપુંજ મુનિવૃંદ;
પ્રણતપાળ રઘુબાળ જય, જય જય કરૂણાકંદ. ૨
ચાલ્યા વળિ આગળ વને, ઉમા રામ રઘુનાથ;
મુનિકુંજરયુથ તેયપણ, ચાલ્યા સહુ પ્રભુસાથ. ૩
અસ્થિસમૂહ અતીઘણો, અવિલોકી રઘુરાય;
પુછ્યું મુનિઓને પ્રેમથી, ઉર ઉપની કરૂણાય. ૪
શૂં પૂછો સ્વામી તમે, જાણોછો સહુ વાત;
સમદરશી ઉરજામિ તમ, હે રૂડા રઘુનાથ. ૫
ટોળાં રજનીચરતણાં, મહાક્રૂર ઉરનાંય;
શોધિ શોધિને તેમણે, ખાધા સહુ મુનિરાય. ૬
આમિષ ભક્ષિ રૂધિરપિએ, હાડ ચર્મ તજિ દૂર;
ઢગ તેનો ધરણીપતી, જાણો તમે જરૂર. ૭
દીન વચન એવાં સુણી, રઘુપતિને એવાર;
આંસુ ભરાઇ આવિયાં, નેત્ર વહે જળધાર. ૮
ફરકિ ઉઠચા ભુજદંડ બે, ખળ વિશાળ તેજાળ;
નેત્ર થયાં આરક્ત અતિ, વ્યાપ્યો ક્રોધ કરાળ. ૯
પણ લીધું પ્રભુએ ત્યહાં, કોકિ બેય ભુજદંડ;
મુછે તાલ દઇ તે સમે, બોલ્યા વચન પ્રચંડ. ૧૦
નિશિચર હિન પૃથ્વી કરૂં, એ "પણ" મારૂં પ્રમાણ;
જો ન કરૂં તો જનનિને, પેટ પડચોતો પ્હાણ. ૧૧
ચાલ્યા ચૌદભુવનધણી, ત્યાંથી કહિને તેમ;
સહુ મુનિને આશ્રમ જઇ, સુખ આપ્યું સહપ્રેમ. ૧૨
મુનિઅગસ્તકેરો હતો, શિષ્ય એક મતિમાન;
નામ સુતિક્ષણ તેતણૂં, પ્રેમી પદભગવાન. ૧૩
રામચરણસેવક સદા, મન ક્રમ વચને પ્રાય;
અન્ય દેવનો ઉરવિષે, નહિં વિશ્વાસ કદાય. ૧૪
પ્રભુઆગમન શ્રવણ સુણી, સુખ પામ્યો મન સ્હેજ;
કરતાં વિવિધ મનોર્થ શુભ, આતુર ધાયો એજ. ૧૫

હે વિરંચિ આ અવસરે, દીનબંધુ રઘુરાય;
હું સમાનપર હેતથી, કદિ કરશે કરૂણાય? ૧૬
અનુજ સહિત હિત મારૂં ચહિ, રામસ્વામિ સુખધામ;
નિજ શેવક ગણિને મને, મળશે શું અભિરામ? ૧૭
મુજને દ્રઢ વિશ્વાસ મન, નથી આવતો છેક;
કારણ ભક્તિ ન જ્ઞાન ઉર, વીરતિ તથા વિવેક. ૧૮
કર્યો નથી સતસંગ કદિ, યોગ જાપ તપ જાગ;
નહિં દ્રઢ અંતરથી અરે, ચરણકમળ અનુરાગ. ૧૯
એક વાણિ પણ રામની, સેવકસુખપ્રદ સાર;
તે પ્રિય જેને પ્રાણથી, તેને નહિ સંસાર. ૨૦
પ્રભુ સમરણ કરનાર નર, કદિએ સ્વપ્ને કોય;
તે પ્રભુને ઉર પરમપ્રિય, ભલે પાતકી હોય. ૨૧
એવા પ્રભુ પ્રફુલિત ઉરે, નિરખિશ નેત્રે આજ
ભાગ્યશાળિ હું સમાનકો, સુધર્યાં સર્વે કાજ. ૨૨
જે પદકમળ પરાગને, મુનિ અનેક મનમાંય;
ધ્યાન ધરે પણ તે કદા, પાર ન પામે કાંય. ૨૩
તેહ રામ રઘુવંશમણિ, નિજ ભક્તને સુપ્રેમ.
સુખ પામે મનમાં સદા, પ્રેમ પાસ શા નેમ. ૨૪
સુણો ગરૂડ શુભપ્રેમ સમ, સુખદ ભજન નહિં આન;
એવું માનિ મુનિ વળિ વળી, કરતા પ્રભુગુણગાન. ૨૫

## રાગ ચોપાઈ ત્રિતાળની.

થશે આજ સફળ મમ નેત્ર, ન્યાળી રામવદન રૂપક્ષેત્ર;
ભવમોચન શ્રીમુખકંજ, હર્તા ત્રિવિધતાપ તેજપુંજ. ૧
નિરખીશ તે રામ સમાયા, કૌશલ્યાના કુંવર લાડવાયા;
મહાપ્રેમ મગન મુનિજ્ઞાની, કહે શંકર સુણજો ભવાની. ૨
તે દશા ન કોઇથિ કહી જાય, શેષ શારદ ઉર હારી જાય;
દિશા વિદિશા કે સુધો પંથ, મિછે નહિં જ્યાં મિછ્યા સીતાકંથ. ૩
કોણ હું ચાલુછું કેણીમેર, તેનું ભાન રહ્યું ન સુપેર;
ગુણગાઈ નાચેછે ક્યારેક, પ્રેમભક્તિતણે સુવિવેક. ૪
ક્યારે તો વળી આગળ દોડે, પાછો વળિને ક્યારેક કરજોડે;
વૃક્ષ ઓથે લપાઈ ક્યારૂક, જુએ પ્રભુને મુની સવિવેક. ૫
અતી પ્રીતિ જોઇ રઘુવીર, પ્રગટયા હૃદયવિષે રણધીર;
એટલે તો મુનિનિ પંથમાંજ, અવસ્થા થૈ અચંચળ ત્યાંજ. ૬
પ્રફુલ્લિત્ત રોમાવળી તનની, ગતિ સોહમ્ થઇ નિજમનની;
રઘુનાથ સમિપ તવ આવ્યા, દશા દેખી મુની મન ભાવ્યા. ૭
રામ નિજ ભકતના સાહ્યકાર, દુખ દારિદ્રને હરનાર;
મુનીપ્રત્યે કહ્યુ એવું આવી, સુણજો ઉમયા ઉરલાવી. ૮
કોણ રામ સમાન કૃપાળૂ, વિર્દ જન પ્રતિપાળક વાળૂ;
ઉઠો ઉઠો તમે દ્વિજરાય, મને પ્રાણથી વ્હાલા પ્રાય ૯
સમાધિસ્થ જગાડયો ન જાગે, ધ્યાનસંભવસુખ અનુરાગે;
ભૂપરૂપ હૃદયથી છુપાવી, રામે અકળકળાત્યાં ચલાવી. ૧૦
દેખાડયૂં ચતુર્ભૂજ સ્વરૂપ, સુતિક્ષણના હૃદયમાં અનૂપ;
મુનિરાય વ્યાકુળથઇ ત્યારે, જાગી ઉઠ્યા તરત તે વિચારે ૧૧
મણી વિના ફણિધર જેમ, શોધે ભૂપરૂપ મુની તેમ;
આગે ઉભા દીઠા તનશ્યામ, સીતા સાનુજત્યાં શ્રીરામ. ૧૨
પગેલાગતા મન અનુરાગી, પ્રેમમગ્ન મુનિ મહાભાગી;
લાંબો હસ્ત કરી રઘુભાણે, ઉઠાડયા મુનિરાય પરાણે. ૧૩
અતી પ્રીતિ ઉર આણી લીધા, મહાકોડે કૃતારથ કીધા;
શોભે મળતાં મુની ને કૃપાળ, જાણયે હેમતરૂ ને તમાલ.૧૪
રૂડુ રામવદન અવિલોકી, મુનિ સ્તબ્ધઉભા થૈ પ્રશોકી;
જાણયેચિત્રઆળેખ્યાદીસે, સુખમમતાહૃદયમાંઅતીશે. ૧૫
ધીર ધારી હૃદયમાં ત્યારે, પ્રભુપદ ગ્રહી વારંવારે;
નિજઆશ્રમે પ્રભુનેઆણી, ઉભામુનિ ત્યહાંજોડિપાણી.૧૬
કરિ પૂજા વિવિધપ્રકારે, મુનીરાય વિનંતી ઉચારે;
સુણો વિનતી તમે સ્વામીમારી, કરૂંકોવિધિસ્તુતી તમારી.૧૭
મહિમા અતિશે છે તમારો, મતિ તો મારિ થોડિ વિચારો;
રવિસન્મુખ ખદ્યોત જાશે, તેજે તેને તેતો અંજવાશે. ૧૮

## રાગ પ્રભાતી.

તને રોકી રહિ રાધિકા રંગભર્યો પ્રાણે. એઢાળ.

સુખધામ શ્રીરામ તનશ્યામ અભિરામના, આમ ગુણ ગ્રામ વિશ્રામ દાતા;
સર્વદા સર્વના સર્વ ઉપદ્રવને, ગર્વને ટાળતા દેઈ શાતા સુખધામ. ૧
શીશશોભેજટામુકટસોહ્યામણો, પંડપરિધાનમુનિચીરવારૂ,
પાણિમાંબાણધનુકમરતરકસદિસે,ચોરિલેચિત્તરૂપએવુંચારૂ સુખધામ. ૨
મોહસંદેહવનદહનકારણઅનળ, સંતવારીજવનભાનુજેવા;
દૈત્યદારૂણગજયૂથના કેશરી, શ્રી રઘુવીર નમિ માનું તેવા. સુખધામ. ૩
જકતપ્રતિપાળ રઘુબાળઆકાળમાં,બાજભવતૈતરાનાતમેતો;
રકત અંબૂજ રૂપક્ષેત્ર બે નેત્રશુભ, સ્વામિ સર્વોપમાજોગજોતાં. સુખધામ. ૪
વારૂ વૈદેહિલોચનચકોરીતણા, શરદશશિ શોભિતા સર્વરીતે;
હોંસિલાહંસશિવઉરસરોવરતણા, ભવ્યઉરભૂજનમુંરામપ્રીતે. સુખધામ. ૫

સર્પસંશયઅહારીગરૂડગુણનિધિ,સર્વસંતાપપરિતાપહર્તા;
જકતભય ભાગતા દેવમન રંજતા, જોડિ કર વીનવૂં જગતકર્તા.
સુખધામ. ૬

રૂપ સમ વિષમના સગુણ નિર્ગુણ પ્રભુ, અનુપ હરિ જ્ઞાન ગોતીત સ્વામી;
અમળ અનવદ્ય અતિ અખિલ ભુમિ ભારને, ભાગનારા ભલા જે નમામિ. સુખધામ. ૭

ભાસતા ભકતના કલ્પતરૂ કામના,લોભ મદમોહ વર્જાવનારા;
સેતુ અતિશ્રેષ્ઠ ભાસો ભવાં બુધિના, ભાનુકુળ કેતુ દીપાવનારા.
સુખધામ. ૮

બાહુબળધામઅતિશે પ્રતાપીવળી,નામપરતાપથીપાપભાગે;
કવચ શુભધર્મનું ધારનારા તમે, સંત રક્ષા કરો સાનુરાગે.
સુખધામ. ૯

સર્વ વ્યાપક અવિનાશિ અજ આપછો,સર્વદાસર્વને ઊરવાસી;
તોયસાનુજશ્રીસહિતમમહૃદયમાં,રામવસજોઅતીશેહુલાસી
સુખધામ. ૧૦

## દોહરા.

જે જાણે તે જાણજો, નિર્ગુણ સગુણ સ્વરૂપ;
પણ મમ હૃદયવિષે સદા, વસજો કોશલભૂપ. ૧
ધનુષધારિ કટિ પીતપટ, નિર્મળ રાજિવનેત્ર;
તેહ રામ મમ હૃદયમાં, વસજો કરિને ક્ષેત્ર. ૨
માયાવશ જગજીવ જ્યમ, રહે સદા મનમગ્ન;
ત્યમ લાગો તમ સાથ મમ, લાયક મન લગંન. ૩
હું સેવક રઘુનાથનો. મમસ્વામી રઘુનાથ;
એવું મન અભિમાન મમ, તજો ન કદિ કો વાત. ૪
રામભકિત તજિ હૃદયથી, ચહે જેહ કલ્યાણ;
તે નર અધમ શિયાળસમ. પામર છેક પ્રમાણ. ૫
હે મુનિ પરમપ્રસન્ન મન. જાણી મને નિદાન;
માગો દઉં તમને હું તે. મનભાવ્યૂં વરદાન. ૬
સુભગ વચનરચના સુણી. મુનિ મન હર્ષ અપાર;
ઉર લીધા મુનિ રઘુવરે. સુણો સતી સુખકાર. ૭
માગ્યું ન મેં વરદાન કદિ. કોઇ પાસ મનમાંય;
જૂઠા સાચાની મને. સમજ પડે નહિ કાંય. ૮
ઠિક લાગે જે આપને. હે રઘુવર આવાર;
તે આપો નિજ દાસને. સુખકારક સંસાર. ૯
અવિરલ ભકિત અનોપમી. વીરતિ ને વિજ્ઞાન;
આપૂં વર થાજો તમે. સહુ ગુણ જ્ઞાનનિધાન. ૧૦
પામ્યો આપે આપ્યું જે, તે હું સુભગ વરદાન;
મુજ મન ભાવે તે હવે, દો મુજને ભગવાન. ૧૧
લક્ષ્મણ જાનકિ સહિત પ્રભુ, ધનુષબાણધર રામ;
મમ ઉરઅભ્રે ચંદ્ર જયમ, સદા વસો સુખધામ. ૧૨

## રાગ ચોપાઈ ત્રિતાળની.

એવમસ્તુ અહો મુનિરાય, દીનબંધુ કહિ સદયાય;
મનહર્ષ પામીને ઉલ્હાસે, ચાલ્યા મુની અગસ્તની પાસે. ૧
સુતિક્ષણ તવ કરિને પ્રણામ, કરજોડી કહે સુણો રામ;
એક વિનતિ નાથછે મારી, કરૂં વિદિત હું તમને વિચારી. ૨
મને ગુરૂતણાં દર્શન પામ્યે, ઘણા દિવસ થયા આ ઠામે;
હવે આજ પ્રભુ તમ સંગે, આવું ગુરૂજી પાસ ઉમંગે. ૩
નાથ એમાં ન તમ ઉપકાર, હુંતો સત્ય કહૂં સુખકાર;
રસ્તે જાતાં થશે મનમોજ, નીરખિશ તમ પદપાયોજ. ૪
જેણે વિરાધમદને ભાગ્યો, તે પદાબ્જે છું હું અનુરાગ્યો;
જોઈ રામ મુનિચતુરાઈ, લીધા સાથ હસી બંને ભાઈ. ૫
પંથે નિજકથા કથતા અનૂપ, પોંચ્યા મુનિઆશ્રમે સુરભૂપ;
દીઠો આશ્રમ રમ્ય અતીશે, વન ગિરિ નદિ સરોવર દીસે. ૬
વનચર જળચર જીવ ઝાઝા, વૈર વિહિન ફરેછે સમાઝા;
તરૂ પલ્લવિત્ત નવરંગ, બોલે વિવિધ કુરંગ વિહંગ. ૭
વસે સિદ્ધ મુની તપેશ્વરી, તપ તેજપુંજ તપે કરી;
તતક્ષણ સુતિક્ષણ ગુરૂપાસે, ગયો ધાતો મહા ભર્યો શ્વાસે. ૮
કરિ કરજોડિ દંડપ્રણામ, વદે વચન મહા અભિરામ;
નાથ કોશલેશના કુમાર, આવ્યા મળવાને વિશ્વાધાર. ૯
શ્રી સાનુજ રઘુવર સરવેને, દિન રાત્રિ જપોછો જેને;
ઉઠિ ધાયા અગસ્ત એવાર, સુણી વચન મહા સુખકાર. ૧૦
અવિલોકિ રામ રૂપક્ષેત્ર, હર્ષ આંસુ ભરાયાં નેત્ર;
મુનિવરને મહાસાનુરાગે, બંને ભાઇ ત્યહાં પગે લાગે. ૧૧
ઋષિનાથે પ્રીતિથી ઉઠાવી, બંને ભ્રાત લિધા ઉર લાવી;
મુનિજ્ઞાની અતીશે સપ્રેમ. પુછે રામને કુશળ ક્ષેમ. ૧૨
બેસાડ્યા આણી આસનપર. નિરખે નેત્ર ભરી રઘુવર;
કરી પૂજા કહી દિન ધન્ય. ભાગ્યવંત ન મમ સમ અન્ય. ૧૩
ત્યાં હતા જે અવર મુનિવૃંદ. તેય હરખ્યા નિરખિ રઘુનંદ;
મુનિ મંડળીમાં સુરમાણી. બેઠા સન્મુખ સર્વની ભાણી. ૧૪
જાણ્યે જોઇ સુખી મુખચંદ્ર, અતિ ચારૂ ચકોરનાં વૃંદ;
પામીજળસ્થળ હર્ષિતમીન. પામિપારશસુખિજનદીન. ૧૫
જોઇપ્રભુ મુખસુખ એહભાંતી, પામિચાતકજ્યમજળસ્વાતી;
વધા તે સમે શ્રી રઘુવીર, સુણો મુની મહામતિ ધીર. ૧૬

નથિ તમથી કશું છાનું મારે, દિઠું મુનિઓતણું દુખ ભારે;
તમે જાણોછો હે મુનિરાજ, વન નિસર્યો હું જેને કાજ. ૧૭
માટે નાથ ન કહું સમજાવી, કરવું શું હવે અહિં આવી;
કહો વિચાર હવે મને જોઇ, જે પ્રકારે હણું સુરદ્રોહી. ૧૮
નહિ વંચે હવે વિબુધારી, મુનિનાથ હું નાખિશ મારી;
જ્યમ હેમઋતુ આવિ મળે, વેગે પંકજવન પરજળે. ૧૯
મુનિ મંદ હસ્યા સુણી વાણી, પૂછો નાથ તમે શું જાણી;
તમ ભજન પ્રભાવ અપાર, સુર સર્વના હે હિતકાર. ૨૦
માટે જાણુંછું હું મનમાંય, તમારો મહિમા પ્રભુ કાંય;
ઉમરડાતરૂ રૂપ વિશાળ, તમ માયા હે દીનદયાળ. ૨૧
ફળરૂપ બ્રહ્માંડ અનેક, તેનો ગણતાં ન આવે છેક;
ચરાચર જીવજંતુ સમાન, વસે અંદર જાણે ન આન. ૨૨
તેહ ફળને ભક્ષણહાર, કઠણ કાળ કરાળ અપાર;
તમારા ભયથી તેહ કાળ, ડર પામે સદા હે દયાળ. ૨૩
તેવા તમ જેને વેદ વખાણે, પુછો પ્રાકૃત નરની પ્રમાણે;
સ્વામિ સર્વોપમાજોગ આપ, હરનારા વિશ્વપરિતાપ. ૨૪
માગું નાથ હું એ વરદાન, વસો ઉર શ્રીસાનુજ ભગવાન;
ભક્તિ અવિરલ દેજો અખંડ, સતસંગ વિરતી રઘુચંદ ૨૫
પ્રીતિ અતિ તમ પદપાથોજે, હોજો મારી અચળ રોજરોજે;
યદપિ બ્રહ્મ અખંડ અનંત, મ્હાનુભાવ ગમ્ય ભજે સંત.૨૬
એવું રૂપ તમનું રઘુરાય, જાણુંછું ને વખાણું સદાય;
તોય ફરિફરિ હું રતિ માનું, સગુણ બ્રહ્મને શ્રેષ્ઠ પિછાનું. ૨૭
જેહ જીવ ઉપર તમ માયા, રહે રાત દિવસ તે કમાયા;
તેનો મહિમા કહ્યો નવ જાય, સગુણ બ્રહ્મ હે કોશલરાય.૨૮
નિજ જન તો છે પ્રાણવલ્લભ, જેની સેવનાએ છો સુલભ;
એવા કોણ પ્રભુ જગ અન્ય, દીઠા નેત્ર ભરી દિન ધન્ય.૨૯

## દ્રુતવિલંબિત છંદ.

સતત મોટમ દો જનને અતી, પુછિયું તેથિ મને શ્રિરઘુપતી;
પરમરમ્ય પ્રભૂ શુભઠામ છે, અમળ પંચવટી રૂડુ નામ છે. ૧
સમિપ ગૌતમિગંગ નદી વહે, પ્રસિધ ચાર યુગે અઘ સૌ દહે;
દિલ દયા ધરિ દંડકવનને, પરમપાવન આપ કરોજને. ૨
અધિક શાપ હરો મુનિરાયનો, શુભપ્રતાપ સુચાર્ણ પસાયનો;
તમ નિવાસ પ્રભૂછઁ કરો ત્યહાં, મુનિવરો તપધામ રહે જ્યહાં.૩
સહુ મુની ઉપરે કરૂણા કરો, દનુજસંભવદુઃખ સહૂ હરો;
મુનિરજા લઇ રાઘવ ચાલિયા, તરત પંચવટી સમિપાવિયા. ૪
પરમ દિવ્યલતા તરૂ શોભિતાં, ઉર ગમ્યાં પ્રભુનેય નિહાળતાં;
નિરખિરાઘવનેદિપિનીકળ્યાં, દુખહવેમુનિરાયતણાંટળ્યાં.૫
સતિ અનંત પ્રભૂ પદ ન્યાળિને, વિપિન પાપ ઉભું ન રહ્યું વને;
સુખદ સુંદર ઇંદ્રપુરી સમૂ, વન થયૂ મુનિઓમન તે ગમ્યૂ.૬
સુખદ ભેટ થઇ ગૃધરાજથી, પ્રિત દ્રઢાવિ અપાર સુ કાજથી;
સમિપગૌતમિગંગતણીત્યહાં, રચિસુપર્ણકુટીજરહ્યાત્યહાં.૭
કરિ નિવાસ રહ્યાતહિંજ્યારથી, સહિતલક્ષ્મણશ્રીકમળાપતી;
મુનિતાણાશુભનાશકત્રાસના. સુખિથયામુનિતેહનિવાસના. ૮
વિપિનશૈલ્યનદીસુસરોવરાં, અમળસૌનિજરિદ્ધિસિધીભર્યાં;
દિન દિને અતિથાય સુહામણાં, પરમ સુંદરસૌસુખધામનાં.૯
ખગ મૃગો ખુશિથી વનમાં રહે, મધુર ભૃંગ સુકંઠ છબી લહે;
વનપ્રભા વરણી ન શકે મુખે; ફણિધરેય સદા રહિને સુખે.૧૦
પ્રગટ જ્યાં રઘુવીર વિરાજતા, વિપિનનામહિમા ન કહ્યાજતા;
શિતળ મંદ સુગંધિ મરૂત વહે, વરણવી કવિ કો મુખથી કહે.૧૧

## દોહરા.

એકવાર પ્રભુ એ સ્થળે, સુખે બિરાજિત સ્હેજ;
લક્ષ્મણ તેહસમે કહે, છળહિણ વચન સુએજ. ૧
સ્વામી સચરાચરતણા, સુરનર મુનિવરનાય;
પુછું હૂં પ્રભુ આપને, નિજપ્રભુ સમ ગણિ પ્રાય. ૨
સમજાવી મુજને કહો, તેજ તમે રઘુદેવ;
જેથી કરિ સહુ ત્યાગિને, કરૂ ચરણરજ સેવ. ૩
કહો જ્ઞાન વૈરાગ્યની, વળિ માયાની વાત;
કરો કૃપા કઇ ભક્તિથી, કહો તેય ભલિભાત. ૪
ભેદ જીવ ઇશ્વરતણો, સમજાવી કહો પ્રાય;
જેથિ થાય તમ ચરણરતિ, શોક મોહ ભ્રમ જાય. ૫
સાંભળ વીર સલક્ષણા, વિમળ પૂછિ તેં વાત;
સર્વ જગતહિતકારણે, કહું વિસ્તારી તાત. ૬
થોડામાં સમજાવિ કહું, માયા ઇશ જિવ ભેદ;
મતિ મન ચિત ધરિ સાંભળો, અંતર ધરી ઉમેદ. ૭
હૂં કરૂંછું ધન મારૂં આ, પૂત્ર તથા પરિવાર;
તું તારૂં મન માનવૂં, માયા તેહ અપાર. ૮
વિશ્વજીવને જેણિએ, વશ કરિ લીધા સ્હેજ;
મ્હામાયા લક્ષ્મણ વિરા, અંતર માનો એજ. ૯
બાહ્યકરણ અંતઃકરણ, ચારૂ ચતુર્દશ જેહ;
મન જાએ વળિ જ્યાંલગી, માયા જાણે તેહ. ૧૦
ભાખું ભેદ હું તેતણા, સ્નેહે સાંભળ તાત;
વિદ્યા એક અને બિજી, નામ અવિદ્યા ખ્યાત. ૧૧
એક દુષ્ટ દુખ રૂપ અતી, જે વશ જીવ અનૂપ;
પેખિ પેખિને બહુ પડે, ભૂલવાઇ ભવકૂપ. ૧૨
મોહઆવરણ શક્તિથી, આત્મન રૂપ અગોપ;
વિષય પ્રકાશ કરાવતી, એ માયા ધરિ ચોપ. ૧૩

એક મહા સુખરૂપ દિસે, વારૂ શક્તિ વિક્ષેપ;
સહુ સદગુણ વશ જેહને, સદા તેહ નિર્લેપ. ૧૪
સદગુણ મહત્વતાતણી, જનની તેહ જરૂર;
નિજબળ પણ નહિં તેહને, પ્રભુપ્રેરિતબળ પુર. ૧૫
જ્ઞાન માન વિજ્ઞાન વળિ, એકે નહિં જે ઠામ;
બ્રહ્મરૂપ સહુમાં જુએ, સચરાચર અભિરામ. ૧૬
પરમ વિરાગી તેહને, કહિએ સહઅનુરાગ;
તૃણ સમાન સિદ્ધિ ગણે, ત્રિગુણ ત્યાગિ મ્હાભાગ્ય. ૧૭
ધર્મેથિ વિરતિ પ્રકાશતી, યોગથકી શુભજ્ઞાન;
જ્ઞાન મોક્ષદાતા ગણો, શૃતિ પણ કરે વખાણ. ૧૮
પણ હે ભાઈ હું જે થકી, વેગે થાઉં પ્રસન્ન;
તે મુજ ભકતી ભકતને, સુખદાતા નિજમન. ૧૯
સ્વતંત્ર ભકતી તે સદા, અન્ય નહીં અવલબ;
તે આધિન સહુ જ્ઞાનછે, એમાં નહીં અચબ. ૨૦
સહુથી ભક્તિ શિરોમણી, છે અનુપમ સુખમૂળ;
મળ કોઈ મ્હાભાગિને, હોય સંત અનુકૂળ. ૨૧
ભક્તિતણાં સાધન ભલાં, વખાણિ કહું આ વાર;
મુજપદ પ્રાણી પામશે, સુગમપંથથી સાર. ૨૨
સાધન પ્રથમ સુભક્તિનૂં, વિપ્રચરણ અનુરાગ;
નિમગ્ન નિજનિજ ધર્મમાં, વેદ વિધિથિ મ્હાભાગ્ય. ૨૩
વિષયત્યાગછે તેતણૂં, ફળ અમુલ્ય સુખમૂળ;
તવ મમપદ ઉપજે પ્રીતિ, હૂં તેપર અનુકૂળ. ૨૪
શ્રવણાદિક નવધા રૂડી, ભક્તિ મુક્તિદાતાર;
હૃદય દ્રઢાવી રાખવી, સંસારે સુખકાર. ૨૫
મમચરિત્ર લીલા મહા, તેપર ધરિ અતિ પ્રીત;
મનચિંતન કરવૂં સદા, પૂરણ ભક્તિ સહીત. ૨૬
સંતચરણપંકજવિષે, પૂરણ ધરવો પ્રેમ;
મન ક્રમ વચન વિવેકથી, કરવું ભજન દ્રઢ તેમ. ૨૭
ગુણનિધિ ગુરૂ માતાપિતા, બંધુ સ્વામિ કુળદેવ;
સર્વરૂપ જાણી મને, કરવિ નિરંતર સેવ. ૨૮
ગુણ મારા ગાતાં મુખે. પ્રેમે પ્રફુલ શરીર;
ગદગદ કંઠ ગિરાવળી, નેત્ર વહે શુભ નીર. ૨૯
કામ ક્રોધ રિપુ મોહ મદ, નથિ જેને સ્વપનેય;
તાત નિરંતર તેમને, વશ રહુંછું હું સુરસેવ્ય. ૩૦
મન ક્રમ વચને મારિ ગતિ, ભજન કરે નિષ્કામ;
તેના હૃદયકમળવિષે, કરૂં સદા વિશ્રામ. ૩૧
સુણિ સુખ પામ્યા અંતરે, ભક્તિ યોગ મુખ રામ;
પ્રભુપદ શીશ નમાવિયૂં, લક્ષ્મણ લક્ષણધામ. ૩૨
સાંભળિ પ્રભુ ઉપદેશ તમ, ગત મમ સહુ સંદેહ;
જ્ઞાન થયૂં ઉરમાં અતી, તમપદ ઉપજ્યે નેહ. ૩૩
ભ્રાતવચન મન ભાવિયાં, રઘુવરને શુભરીત;
હર્ષ આણિ ઉરમાં લિધા, પૂર્ણ બતાવે પ્રીત. ૩૪
વિત્યા કેટલા દિવસ ત્યાં, અતી સુખે એ રીત;
જ્ઞાન તથા વૈરાગ્યની, ચરચા કરતાં નીત. ૩૫
સુણો ઉમા અવ સ્નેહથી, પાવન પરમ ચરિત્ર;
રૂડિ રસાળ રાઘવકથા, પાપી થાય પવિત્ર. ૩૬
સુર્પનખા રાવણતણી, ભગની સુરદુખમૂળ;
દુષ્ટા દુષ્ટ હૃદયનિ અતિ, પાપણિ સાપણિ તુલ્ય. ૩૭

## રાગ કેદારો.

પાપણી તે ગઇ પંચવટીમાં, નકટી થવા નિરધાર,
દેખિ વિકળ થઈ હૃદયવિષે અતી, યુગલ રાજકુમાર;
ભ્રાત તાત કાં પુત્ર શેવક, હોય ગમે તે વાને,
યુવતિ પરંતુ નિરંતર જોતી, મરદનિ મનહરતાને. ૧
રમ્યતા જોઈ રામ લક્ષ્મણની, વિકળ થઈ તે વિશેષ,
ચંદ્રમણી જ્યમ ચંદ્રપ્રભાને, દેખિ દ્રવેછે સુવેષ;
ક્રુર કુટિલણી દારૂણ દૈત્યાણી, કરવા ચાલી પરિહાસ,
ભાવી પ્રાબલ્ય થવા હવે એહો, દૈત્યમાત્રનો નાશ. ૨
સુંદરી સુંદર રૂપ ધરીને, વિચરી રાઘવ પાસ,
મંદ હસી મૂખ ઠાવકું રાખી, કરતી વચન વિલાસ;
તમ સરખો નથી પુરૂષ જગતમાં, મુજસરખી કો નારી,
આપણ બેનો સંયોગ થવો, વિધિએ લખિઓ વિચારી. ૩
શોધી વળી હૂં સૃષ્ટિબધીમાં, તેમ વળી ત્રયલોકે,
રૂપે રંગે મુજરૂપ અનુરૂપ, પુરૂષ ન જગ કો વિલોકયે;
આજસુધી એ માટે રહીછું, પતિ પરણ્યા વિનાની,
જોઇ તમોને કાંઇક મારૂં, મંન રહ્યું છે માની. ૪
ઉર્વિજા ભણી આંગળી કરી, રાઘવ તેને બતાવે,
પરણેલોછું હૂં આ પ્રમદાશુ, શાને તૂં સમજાવે;
આ પેલો લઘુબંધવ મારો, હજિએ બાળકુમારો,
પૂછ તું એને પરણવું હોયતો, ઘડિયાં લગન નિરધારો. ૫
લક્ષ્મણ પાસે ગઇ સુર્પનખા, રામ કરે અણસાર,
અગસ્ત વચને ઓળખી અનંતે, રિપુભગની તે વાર;
રામ ભણિ અવિલોકિ લક્ષ્મણ, વદન ઠાવકું રાખી,
મધુર વાણી સુર્પનખાપ્રતી, બોલ્યા યશ અભિલાખી. ૬
સાંભળો તમ સુંદરવદની, હુંતો છું એનો દાસ,
પરાધિન હું તેથિ તારે, સુખતણી શી આશ;

કૌશલપુરપતી એતો સમર્થછે, રૂડે ઠામ વિરાજે,
જેહ કરે કાંઇ કોડ ધરી તે, એમને સરવે છાજે. ૭
કેશરી સમ હાથિકેરૂ, કામનિ બળ તે ક્યાંથી,
તેતર કોટી ટોળે મળે પણ, બાજ સમાન ન ભાથી;
પ્રભુ સેવકમાં અંતર એટલો, કામનિ માનો કેણ,
વચન પ્રમાણ અસત્ય નહીં છે, એ તમને સુખદેણ. ૮
ન્હાય શેવકજંન મન સુખ, ભિક્ષુક ઇચ્છે માન,
દુર્વ્યસની ધન પરત્રિયગામી, સુખદ ગતી અવસાને;
વિશ્વમાં યશ લોભિ ચાહે, લોકપ્રીતિ અભિમાની,
આકાશ દોહી દુધ ઇચ્છેછે, એટલા જન અભાગી.. ૯
પાછિ વળિ પ્રભુપાસ આવી, સુર્પનખા સુણિ વેણ,
લક્ષ્મણ પાસે પાછિ મોકલી, કહિને એવાં કેણ;
જાજા જુવતી હું કહુછું હવે, લગન કરો નિરધાર,
"પરણજે ભાઇ આ રૂપવંતિને, મળશે નહિં બિજીવાર." ૧૦
આવિ લક્ષ્માણ પાસ આતુર, કમર મરોડતિ કોડે,
અન્યો અન્ય આણસાર કરી હસે, ભ્રાત બંને હોડે;
લક્ષ્માણ મંદ હસી વધા ત્યાં, ચતુરા તું કાં ચૂકે,
તે વરે તને જે તૃણતોડી, લાજ નેવે મૂકે. ૧૧
એવું સાંભળિ આણિ રિશ ઉર, વિચરી રાઘવ પાસે,
રૂપ ભયંકર પ્રગટ કરીને, દરશાવ્યૂં મ્હાત્રાસે;
કેશ છુટા વડમુળી જેવડા, વદન મહા વિકરાળ,
વિકટ ભયંકર ભૃકુટી ભાસે, દેવા લાગી ગાળ. ૧૨
ભયભિત જાનકી સ્વામિની સોડમાં, લાગ જોઈ લપાતાં,
પ્રાણનાથ આ પાપણીનૂં, મૂખ જોઈ દુખ થાતાં;
સભય નીરખી જાનકીને, રાઘવને ઉર આવ્યું,
કાપવા શૃતિ ઘ્રાણ ભ્રાતને, શાનમાં સમજાવ્યૂં. ૧૩
જાણિ મનગતી રામકેરી, લઘુબંધવ લક્ષ્મણ,
આણિ રિશ ઉર ઊઠિયા તે, તેહસમે તતક્ષણ;
લક્ષ્મણે લઘુ લાઘવી કરી, સુર્પનખાની સાથે,
નાક કાન વિનાની કીધી, નકટી તેને નિજહાથે. ૧૪
નાક કાન વિનાનિ થઈ જવ, દિસે વિશેષ વિક્રાળ,
ગેરૂધારા ગરતી જાણે, શૈલ શિખરથી લાલ;
જોતાં જાણ્યે સ્વરૂપ સઘન ઘન, ઘોરઘટાશુ દીસે;
તે ઉપર જાણ્યે ઇંદ્ર ધનુષ ઉગ્યું, એવું રકત અતીશે. ૧૫

## દોહરા.

ખર દૂષણ પાસે ગઈ, વિધવિધ કરતિ વિલાપ;
ધિક ધિક તુજ બળ પુરૂષતા, એવૂં ઉચરે આપ. ૧
પૂછયું તેમણે તે સમે, સમજાવી કહ્યું સર્વ;
સેન્યા સજિ સુણિ તેમણે, ઘણો લાવિ મન ગર્વ. ૨
ચૌદહજાર મહા સુભટ, સંગ લિધા વળિ તેય;
દિધેલિ પીઠ ન જેમણે, સમરભોમિ સ્વપ્નેય. ૩
ધાયૂં દારૂણ દૈત્યદળ, જાણ્યે પંખ સહીત;
અંજનગિરિસંદોહ અતિ, ઉપડયા મુખ વિપરીત. ૪

## કાવ્ય અથવા રોળાવૃત.

વિધ વિધ નાનાકાર, વાહનો વડાં વિરાજે;
કર અનેક આયુધો, ઘોર અતિ રણધિર ગાજે. ૧
સુર્પનખા લિધિ સંગ, સેન્યમુખઆગે માની;
અશુભ રૂપની અધિક, નાક ને કાન વિનાની. ૨
અરસ્પરસ સહુ મળી, આપ આપણનું અતિશે;
સંભળાવતા મખળ, યુદ્ધઆતુર સહુ દીસે. ૩
લાગ્યું વાગવા તરત, ઘોર રણવાજૂ ઝાઝૂં;
હર્ષ ન હૃદય સમાય, જોર પામ્યા વળિ તાજૂં. ૪
અધિક થાય અપશુકન, ભયંકર ચોદિશ ભાસે;
ગણે ન તે મ્હામૂઢ, કાળવશ યશની આશે. ૫
કરે ગર્જના ઘોર, દેઇ વિરહાક વડેરી;
પાટુ મારિ પૃથ્વિમાં, ઉડે ગગને સુરવેરી. ૬
દેખીને દળ સકળ, સુભટ અતિ મનમાં હરખે;
મારો મારો મૂખ, ઉચરતાં હૃદય ઉધડકે. ૭
કોઇ કહે મુખ એમ, ભાઇ બે જીંવતા પકડો;
ખૂંચી લ્યો નારિને, માર મારી ખુબ રગડો. ૮
કોઇ કહે સાંભળો, સત્ય કહિએ અમ કળિયા;
વનમાંહિ ફરનાર, વીર બે છે કો બળિઆ. ૯
એક કહે જન એમ, રહો છાના લવ કરતા;
ખર આગળ આ વાત, રખે મુખથકી ઉચરતા. ૧૦
બહુ વિધ્ર કહેતા એમ, સકળ રણધીર અધીરા;
આવ્યા જ્યાં રઘુવીર, ઉચરતા અશુદ્ધ ગિરા. ૧૧
છવાઇ રહ્યું આકાશ, દૈત્યદળપદરેણૂએ;
અંધકાર આવરણ, સુજે નહિં કોને કશુંએ. ૧૨
બોલાવી તેવાર, લાલ લક્ષ્માણને પાસે;
કહે રામ શુભ કથન, સાંભળો વીર હુલાસે. ૧૩
સીતાને લઇ સાથ, ગમન કરોઁ ગિરી ગુફામાં;
કટક ભયંકર ભારિ, દૈત્યનાં આવ્યાં સામાં. ૧૪
રે'જો સજગ સુરીત, સાંભળી પ્રભુની વાણી.
ચાલ્યા સીતા સહિત, લક્ષ્મણ શરધનુ પાણી. ૧૫

ચાલ્યું આવતું જોઇ, શત્રુદળને રઘુનાથે;
બાણ કર્યું સંધાણ, કાળમણિધરશુ હાથે. ૧૬

ચાપ ચઢાવી કઠણ, જટા કટિ બાંધતિ વેળા;
શોભે કેવા અંગ, રામ આયુદ્ધ સજેલા. ૧૭

મરકતપર્વત ઉપર, દામનીદ્યુતિ જ્યમ દમકે;
યુગ ભુજ ભુજગ સમાન. તેહમાં શરરવ રમકે. ૧૮

કસિને બાંધી કેડ. ભીડિઆ ભાથા ભારે;
ચઢાવિ ધનુષનિ પણચ, હાથ ગ્રહિ તિર તેવારે. ૧૯

જુએ વક્રદ્રષ્ટિથી, દૈત્યસૈન્યાભણિ દાઝે;
જાણ્યે ગજયુથ નિરખિ, જોયું તેભણિ મૃગરાજે. ૨૦

આવી પોચ્યા દૈત્ય, લગોભગ અંતર થોડે;
ચઢાઈ કરિ કરિ ચાંપ, સુભટ રઘુવરભણિ દોડે. ૨૧

પકડો પકડો કહે, જોઇ શું રહ્યા જુઝારી;
લિધા ઘેરિ ચોમેર, દૈત્ય દારૂણ ભયકારી. ૨૨

અવિલોકી એકલા, બાળરવિરૂપ રઘુરાજા;
દૈત્યરાહુયુથ મળી, ઘેરિ લિધ તજિને માઝા. ૨૩

ઘેરિ ઉભા ત્યાં ઘોર, દૈત્યદળ અતિ બળ ગર્વે;
ખગ મૃગ ભાગ્યાં સભિત, દંડકારણ્યથિ સર્વે. ૨૪

રઘુવરને અવિલોકિ, બાણ મુકી નથિ શકતા.
હારિ ગયા ઉર સર્વ, રૂપની જોઇ અદભુતતા. ૨૫

બોલાવી પરધાન, દૈત્ય ખર દૂષણ પાસે;
કહે કથી તેમતી, સુણો મતિવંત ઉલ્લાસે. ૨૬

આ કોઇ નૃપબાળ, પુરૂષભૂષણ ભાસેછે;
તેજવાન તરતીબ, મોહનીરૂપ જન એછે. ૨૭

સુરાસૂર નર નાગ, જેટલા મુનિજન જગમાં;
દિઠા સાંભળ્યા શ્રવણ, ઘણા ગંધર્વ વરગમાં. ૨૮

સુણો પરતૂ સચિવ, જન્મભરમાંય અમેતો;
દીઠી નહિં કો દેશ, આવિ સુંદરતા એતો. ૨૯

યદ્યપિ અમ ભગનિને, કરીછે કરૂપ અતીશે;
તદપિ ન આ વધયોગ્ય, પુરૂષભૂષણ રૂપ દીસે. ૩૦

આપે જો તતકાળ, નારિ નિજ સંતાડેલી;
તો જિવતા ઘર જાય, ભાઇ બંને મન મેલી. ૩૧

એવું કેવું માહરૂં, તેમને જઇ સુણાવો;
ઉતર સુણિ તેહનો, તરત તમ અહિયાં આવો. ૩૨

મહામૂઢ જન થયો, કાળવશ અતિશે આપે;
ઓળખ્યા ન રામને, વિશ્વાસે વાણી પ્રલાપે. ૩૩

મહામેરૂ ક્યમ ઉડે, અધિક લઘુમચ્છર ફૂંકે;
સુણો ગરૂડ ગુણવાન, ભાવિવશ જન ને ચુકે. ૩૪

રામપ્રતી જઇ કહ્યો, દૈત્યસંદેશો દૂતે;
સુણી રામ બોલિયા, હાસ્યરસના સંયૂતે. ૩૫

આજ ભાગ્ય ઊઘડ્યાં, અમારાં અતી સહીતે;
આવો કર્યો વિચાર, તમારા પ્રભુએ પ્રીતે. ૩૬

સુણો પરંતૂ તમે, અમે ક્ષત્રાણીજાયા;
મૃગયા રમવામાટ, આવિયા વન સહમાયા. ૩૭

તમ સરખા ખળમૃગો, શોધતા ફરિએ જ્યાં ત્યાં;
મળ્યા ભલે સામટા, લાગ આવો મળશે ક્યાં. ૩૮

શત્રુ દેખિ બળવંત, અમે નહિં દિલમાં ડરશૂં;
એકવાર તો ખચિત, કાળ સાથે પણ લડશૂં. ૩૯

યદ્યપિ અમે મનુષ્ય, દૈત્યકુળનિર્મુળ કર્તા;
પાળક મુનિબાળને, અમે ખળજનના હર્તા. ૪૦

બળ ન હોય બાહુમાં, જાવો ઘર પાછા ફરિને;
રણવિમૂખને અમે, મારિએ નહિં રિશ ધરિને. ૪૧

સમરભોમિમાં ચઢી, કરવિ જે કપટચતુરતા;
વળી શત્રુપર કૃપા, તેહ અતિશે કાયરતા. ૪૨

સમાચાર તે સર્વ, કહ્યા દૂતે જઈ જ્યારે;
સળગી ઉઠિ ઉરજ્વાળ, દુષણ ખરને તે વારે. ૪૩

અતિ રિશ અંતર આણિ, વદેછે અતિ ક્રુરવાણી;
દોડો દોડો દૈત્ય, તરત પકડી લ્યો તાણી. ૪૪

ધનુષ બાણ તરવાર, ચમકતી વિજળી જાણ્યે;
તોમર શકિત ત્રિશૂળ, પરિઘ ફરશી કો પાણે. ૪૫

વિકટ સુભટ સૌ અસુર, રામપર એકીવારૂ;
કરિ ચઢાઈ ઉર કોપિ, કોપિયા રઘુપતિ ત્યારે. ૪૬

કર્યો ધનુષ ટંકાર, પ્રથમતો પ્રભુએ પોતે;
સુણિ તે ઘોર કઠોર, પામિયા ભય દનુજો તે. ૪૭

વ્યાકુળ સુભટો સકળ, બન્યા એ ગ બળવંતા;
જ્ઞાન ન રહ્યું તે સમે, પડ્યા કહિં આયુધ સોતા. ૪૮

સાવધાન થઈ વળી, પડ્યા તૂટી રઘુવરપર;
અસ્ત્ર શસ્ત્ર સામટાં, નાખતા રિશ ધરિ અંતર. ૪૯

સબળ રિપૂ સમજિને, દૈત્યયુથ સચેત થઇને;
કટકટાઈ સામટા, પડ્યા તુટિ આયુધ લઇને. ૫૦

## દોહરા.

સાંભળ ઉમા છે એહવો. નિજપ્રભુવશ સહુકોય;
મહાભાગ્ય વળિ એમનાં, સમજાવી કહું સોય. ૧

વિના જોગ જપ જાગ શુભ, વળિ શુભ કરણિ વિનાય;
ભવથી તરવા ચાહ્ય એ, પ્રભુબાણે કરિ પ્રાય. ૨

આયુધ દૈત્યતણાં અતી, આવે નિજભણિ જેહ;
કોપ કરી કાપી કરે, તલ સમાન પ્રભુ તેહ. ૩

તાણી ધનુષ શ્રવણ લગી, બાણ કરી સંધાણ;
મુકે મહા રિશ આણિને, વળે દૈત્યનો ઘાણ. ૪

## રાગ મારૂની ચોપાઈ.

ચાલી બાણ કરાળની વૃષ્ટી, દીનાનાથે કરી વક્રદ્રષ્ટી;
જાતાં થાય ધ્વની સુસવાટ, જાણ્યે ફણિધરમુખફુફવાટ. ૧
અગ્નિ ઝરતાં આવતાં તીર, લાગ્યે માગે ન પીવા નીર;
પૂર્ણ ક્રોધવંત રઘુબાણ, દૈત્યદળમાં પડ્યું ભંગાણ. ૨
જોઈ આવતાં તાતાં તીર, પાછે પગલે નાઠા દૈત્યવીર;
તનમાં ટચ દઈ તીર વાગે, તે સમે તે ભલો જે ભાગે. ૩
કોઈ કોઇની શુદ્ધ ન લેતા, રણભોમી સુભટ તજી દેતા;
અતિ આરત વચન ઉચરતા, હાયમાત હા તાતજી કરતા. ૪
વિલોકી નિજદળ વિકળાઈ, ક્રોધવંત થયા ત્રણે ભાઈ;
ભટ જે રણથી ભાગી જાશે, મારે હાથે તે નિશ્ચે મરાશે. ૫
ક્રોધે કાપી હું નાખિશ શીશ, જીતવા છે આજ જગદીશ;
ફર્યા સુભટ થઇને મરણિયા, ભયંકાર ને નાના વરણિયા. ૬
કર આયુદ્ધ નાનાપ્રકાર, સનમુખ જૈ કરે પડકાર;
સિંહનાદ કરે શુરધીર, ઘેરી લીધા વળી રઘુવીર. ૭
વાગી રહિછે ત્યાં વીરહાક, સુણી શ્રવણે પડતા ધાક;
રિપુ કોપ્યા જાણી રઘુબાણ, ધનુપર કર્યું બાણ સંધાણ. ૮
મૂકે વામ ભરી ભરી રીશે, પૂર્ણક્રોધ કર્યો જગદીશે;
તાકી મારેછે દૈત્યના તનમાં, રાણિજાયો ઘુમે રણાંગણમાં. ૯
દળ દૈત્યનું લાગ્યું કપાવા, ભટ લાગ જુએ ભાગી જાવા;
ઉર ભેદે પડે ધિબ ધરણી, સતિ શું કહું વરણી વરણી. ૧૦
કર ભૂજ ચરણ તન નરવા, લાગ્યાં જ્યાં ત્યાં પૃથ્વીપર પડવા;
રમકાર ધ્વનિ તીર કરતાં, દૈત્ય દળ દેખિ દુરથી ડરતાં. ૧૧
જ્વર દુરથિ દેખી મૈંગળ, ચીસ પાડતો જેમ સબળ;
નાખે કારમીચિશ ભટલોક, પોતે પોતાની દે મૃત્યુપોક. ૧૨
ધડ ધરણી ઉપર જાય પડી, પડ્યો પર્વત જાણ્યે ગગડી;
પાવકબાણ લાગતાં પ્રચંડ, શુરાતનના થતા શતખંડ. ૧૩
કરતા ઊઠી પ્રૌઢ પાખંડ, ચઢ્યું ચાકે સકળ બ્રહ્માંડ;
શીશ ભૂજ ઉડેછે આકાશે, રણભોમિ ભયાનક ભાસે. ૧૪
ધડ ધાય ઘાણાં શિર પાખે, રામ બાણે ઉડાડી નાખે;
કાકગીધ ત્યાં જૈને ઝઝૂમે, દિતિજાયા જ્યહાં રણઘૂમે. ૧૫
કર આંતરડાં ચંચુવડે, ગ્રહિ આકાશમાં ઝટ ઊડે;
ચંચુમાંથી જાયછે લપસી, પડતાં પકડી લિએછે ચપસી. ૧૬
ઘોરરવ તેમનો અતિ થાય, સુભટોનાં શુરાતન જાય;
ભૂત પ્રેત રહ્યા દંત કરડી, કર ખપ્પરમાં લે ઉસરડી. ૧૭
સુભટોના શ્રોણિતતણે સ્વાદે, ઉનમત્ત ભર્યા ઉનમાદે;
વીર બાવન ને વૈતાળ, ઘાયલ દૈત્યનાં લેઇ કપાળ. ૧૮
તાળ વગાડી મનમાં રાચે, ચોસઠ જોગણિ થૈથૈ નાચે;
રઘુબાણનાં બાણ પ્રચંડ, શુરવિરના થતા શતખંડ. ૧૯
ઉર ભૂજ શીશ કટ કાપે, જેવી કરણી તેવાં ફળ આપે;
ધીબ પડતા જ્યહાં ત્યહાં ભટ, ઉઠિ લડતા શુરા ધરિ વટ. ૨૦
મારો મારો કહેછે મુખેથી, ધાતા રામઉપર વેગળેથી;
સિંહનાદ કરી રણગાજે, વીરહાક વડેરી વાજે. ૨૧
અંતરાવળી ગિધ લઇ ઉડે, ધાય પિશાચ તેની કેડે;
એમ શોભી રહ્યો સંગ્રામ, ઉપમા કહુંછું અભિરામ. ૨૨
જાણ્યે નગ્રવાસી બાળ ગરવા, ઉડાડે છે આકાશ કનકવા;
માર્યાધરણિપછાડ્યાઘણાક, છરભરિયાનાછોડાવ્યાછાક. ૨૩
કોને અદસસ્તા કરી મૂકયા, તેતો આવે ન હાવાંઢુકા;
નિજદળ અવિલોકી વિકળ, ખર દુષાણાદિને ચઢ્યો વળ. ૨૪
વિકટ સુભટકટક કડકડી, સંગ લેઈ ધાયા મુખે ગગડી,
પૂર્ણ ક્રોધકરી મહા શૂર, સનમુખનાં લીધાં બળ પૂર. ૨૫
શર શકિત તોમર તરવાર, ફરશી બરછી ત્રિશુળ નવધાર;
એકીવારે કરી કિલકાર, મૂક્યાં રઘુવરપર નિરધાર. ૨૬
બાણ શત્રુતણાં નિજ સામાં, છેદીનાખ્યાં તરત આવતામાં;
પછીપૂર્ણ ક્રોધ ઉર આણી, ધાયા પડકારો કરિ ધનુપાણી. ૨૭
મુકયાં વામ ભરી ભરી બાણ; ભલા સુભટે તજ્યા તવ પ્રાણ;
માર્યાં દશ દશ બાણ ગણીને, ધીંગા દારૂણ દૈત્ય ધણીને. ૨૮
પૃથ્વી પડતા વળી ભટ ભીડે, હણવા જગદિશને હીંડે;
કરે પ્રૌઢ પ્રભંજન માયા, ન બિએ રણ ક્ષત્રાણિજાયા. ૨૯
ડર દેવ પામેછે મનમાં, એકલા પ્રભુ જોઈ રણાંગણમાં;
દારૂણ દૈત્ય છે ચૌદહજાર, રખે રામતણો સંહાર. ૩૦
દેખી સભય સુર મુનીસાથ, એક કૌતક કિધ માયાનાથ;
જુએ દૈત્ય પરસ્પર રામ, સામાસામી કરે સંગ્રામ. ૩૧
લડી મૂવું એમ રિપુસૈન્ય, સુર સર્વ કહે ધન્ય ધન્ય;
રામ રામ કહી તન ત્યાગે, મોક્ષપદ પામે સાનુરાગે. ૩૨
રિપુ માર્યા કરી એ ઉપાયે, એક ક્ષણમાંહે રઘુરાયે;
ફુલવૃષ્ટિ કરે સુર હરખી, નેત્ર ભરિ રઘુવરને નરખી. ૩૩
વાજે દુંદુભી દિવ્ય ગગનમાં, સુર સર્વનાં મન મગનમાં;
શોભે સુર વિવિધ વિમાને, સંગ ગુણવંતિઓ ગોરવાને. ૩૪
સ્વર મધુર મધુર તાણી ગાતી, જોઈ રામને રાજી થાતી;
સ્તુતીકરિકરિનિજનિજમુખે, સુરચાલ્યારવભોવનસૂખે. ૩૫

### દોહરા.

રણમાં રિપુ જય રઘુવરે, જીત્યા કરિને જોર;
સુર નર મુનિવર સરવનાં, ઘણાં વિત્યાં દુખ ઘોર. ૧
લક્ષ્મણજી લઈ આવિયા, સીતાને તેવાર;
પદલાગતા ઉઠાડિને, લીધા ઉરમોઝાર. ૨

શ્યામલ કોમળ ગાત્ર શુભ, નિરખી રૂપ રૂપક્ષેત્ર;
પરમ પ્રેમમય પદમાણી, તૃપ્ત ન થાતાં નેત્ર. ૩
વસિને પંચવટીવિષે, રઘુકુળનાયક રામ;
કરે ચરિત્ર પવિત્ર જે, સુર મુનિને સુખધામ. ૪
દેખિ મૃત્યુ ખર દૂષણનું, વિધવિધ કરતિ વિલાપ;
સત્વર નકટી સંચરી, રાવણુ પાસે આપ. ૫
બેઠો સિંહાસન ચઢી, વિકટ વેશ લંકેશ;
ભ્રકુટિ વિલોકે લોકપતિ, અતિશે સભય સુરેશ. ૬
બોલિ વચન બેબાકળી, કરિને પૂરણ ક્રોધ;
વિસર્યો સુરતી રાવણા, દેશ કોષ પુર શોધ. ૭
રાતદિવસ ઘોરે ઘણો, મૂખે કરિ મધુપાન;
સમર્થ રિપુ ગાજે શિરે, તેનું ન તુજને ભાન. ૮

## છપ્પા.

વિના નીતિનું રાજ્ય, નાશ પામે દિન થોડે;
ધર્મ વિના ધન કશું, ભેળું કર્યું લાખ કરોડે;
વિના પ્રાણિ સતકર્મ, કયુ કૃષ્ણાર્પણ કીધે;
વિવેકહિણુ વિદ્યાય, વૃથા જાણો જન વીધે;
યતિ સંગતિથી બગડે સદા; પામે નાશ વિલાસથી;
ભુંડા સચીવથી ભૂપતી. રાજ્યભ્રષ્ટ કહુંછું કથી.. ૧
જાય જ્ઞાન માનથી, વ્યસનતો લાજ તજાવે;
પ્રેમવિનાની પ્રીત, જાણવી ચપળ સ્વભાવે;
ગુણિજન અતિ મનમદ, કીર્તિહિણુ થાય કોટિધા;
શ્રુતિસંમત જગવિદિત, શેરડા નીતિના સીધા;
અરિ અગ્નિ રોગ પ્રભુ પાપ અહિ, લઘુ પણ લઘુ ગાણવા નહીં;
કરિ વિવિધ વિલાપ રૂદન કરે, આવી ત્યાં એવું કહી. ૨

## દોહરા.

વસુધાપર થઇ વ્યાકુળી, નીર ભરેલે નેણુ;
સભામાંજ સહુ દેખતાં, પડી એવું કહિ વેણ. ૧
રાવણને રોઇ કહે, સુણો ઉમા કહું સોય;
તુજ જિવતાં વિર મુજતણી, આવી ગતિ શું હોય.!.૨
સુણતાં વચન સભાસદો, મ્હાવ્યાકુળ મનમાંય;
સુર્પનખા સમજાવિને, ઊઠાડી ગ્રહિ બાંહ્ય. ૩
કહે લંકપતિ તુજતણી, વાત કહે આવાર;
કોણે તારાં કાપિયાં, નાક કાન નિરધાર. ૪
સુર્પનખા તે સાંભળી, વદવા લાગી વેણ;
સાંભળ વીર સલક્ષણા, કોડે મારાં કેણ. ૫

## રાગરામગ્રી.

વૈદર્ભિ વનમાં વલવલે. એ ઢાળ.

વીર સાંભળ મારી વાતડી, ધીરો થઇને ધીર;
સબળ થયો શીર શત્રુછે, શુદ્ધિ રાખ્ય શરીર.
વીર સાંભળ ૧

અવધપતિદશરથતણા, છે પરાક્રમી પૂત્ર;
મૃગયા કારણ વન આવિયા, નરકુંજર સુત્ર.
વીર સાંભળ. ૨

ખબર પડ્યાં મને એમનાં, કરતવ્ય જે ક્રૂર;
"નિશિચર હિણ ધરણી કરૂં, જેમ તેમ જરૂર."
વીર સાંભળ. ૩

તેમના અકળ ભૂજબળે, કોને ભીતિ ન કાંય;
નિર્ભય થઈ સુખે સંચરે, મુનિજન વનમાંય.
વીર સાંભળ. ૪

દીસે જોતાં બંને બાળકા, પણ કાળ સમાન;
ધીર ધુરંધર વીરછે, ધનુર્વેદિ ધીમાન.
વીર સાંભળ. ૫

તેજ પ્રતાપ અતુલ્યના, બળવાન બે ભ્રાત;
સુર મુનિને સુખપ્રદ સદા, ખળ હવણે પ્રખ્યાત.
વીર સાંભળ. ૬

સંસારસાર શોભાનિધિ, રામ એવું છે નામ;
સુંદરી તેમનિ સંગમાં, રૂપાળી રૂપધામ.
વીર સાંભળ. ૭

સુંદરી તે સકુમારીછે, વારૂં કરૂં શાં વખાણ;
સરખાવવા એશુ સૃષ્ટિમાં, જુવતી કો ન જાણ.
વીર સાંભળ. ૮

જોયું મેં મનમાં વિચારિને. જેને ઘર એવી નાર;
તેહ સમાન સંસારમાં, નહિં કોઈ નિરધાર.
વીર સાંભળ. ૯

જોઇશ જવ જઈ ત્યાં હજી, નારી તારે નેત્ર;
થઇશ વિકળ વશ તેહને, મોહની રૂપક્ષેત્ર.
વીર સાંભળ. ૧૦

જીવનમુક્ત તે જગતમાં, તેને વશ સહુલોક;
જુવતિ એવી જગ જેહને. નિર્મળ નમણે નાક.
વીર સાંભળ. ૧૧

ભામની રૂપભંડારની, રચિ બ્રહ્માએ હાથ;
કોટિક રતિ રૂપઆગળે, ઉભી રહે જોડી હાથ.
વીર સાંભળ. ૧૨

તે રામના લઘુબંધવે, કાપ્યાં નાક ને કાન;
ભગની સુણો ભાઈ તાહરી, હસી કર્યું અપમાન.
વીર સાંભળ. ૧૩

દૂષણ ખર ત્રિશિરા મળી, ધાયા કરવા વ્હાર;
સકળ કટક કાપી તેમનૂં, પોચાડ્યા યમધ્વાર.
વીર સાંભળ. ૧૪

કોઇ ન ઉગર્યો કટકવિષે, નાઠી ત્યાંથી સભીત;
એવી અભાગણી હૂં વીરા, વારૂ કરતાં વિમીત.
વીર સાંભળ. ૧૫

## દોહરા.

સાંભળિ સુર્પનખામુખે, વિસ્મિત દારૂણવાત;
ખર દૂષણ ત્રિશિરાતણી, થઈ નરને કર ઘાત. ૧
બળી ઉઠયો સહુ અંગથી, શંકાણો લંકેશ;
રખે પ્રગટિયા હોયના,? નરતન ધરી સુરેશ. ૨
અનુજાને સમજાવિકરિ, ખળ વખાણિ બહુ ભાત;
સદન સંચર્યો શોચવશ, ઊંઘ ન આવી રાત. ૩

## ચંદ્રક્રીડા છંદ.

સુરાસૂર કે નાગલોકે ન એવો કદી કોઈ ભાળ્યો,
જુઓ જેમણે માહરા દાસનોએ જરા ગર્વ ટાળ્યો;
ત્રિશીરાદિ તો હૂં સમા જોરવાળા સુરારી સદાએ,
કહો તેમને કોણ મારી શકે રામ પાખે કદાએ. ૧
રૂડા દેવના મંનને રંજનાર્થે ભુમી ભાર હર્વા,
હશે જન્મિઆ જક્તકર્તા કદી જો મહા ગૂણ ગર્વા;
હઠીને કરૂં વેર તો હૂં જઈ વેર ભાવે ભજીને,
મરી રામહસ્તે તરી જાઉં આ વિશ્વધી સૌ સજીને. ૨
હવે સાર સંસારમાં ના કશો જે વસૂ ચારૂ અર્ણે,
પ્રભૂ હાથથી મોત માગી મરૂં તો મળે મોક્ષ મર્ણે;
ભજાશે નહીં રામ આ તામસી દેહથી સ્નેહ રાખી,
સદા મંત્ર છે એહ નિશ્ચે ત્રિવીધા વિધીરાખ્યું ભાખી. ૩
હશે માનવીરૂપ જો ભૂપતીસૂત તો ત્યાં હૂં જૈને,
હરી લૈશ નારી સકૂમારિ એને જુધે જીતિ લૈને;
વિચારી ચઢી રથ્થ ચાલ્યો પછી એકલો આપ ત્યાંહે,
રહે નીચ મારીચ મામો જયહાં દંડકારણ્યમાંહે. ૪
રૂડે રથ્થ જોડયા રૂડા ખચ્ચરો ચાર છે વેગવંતા,
ગતી લાજ પામે વિહંગેશની નેં જતા ફાળદેતા;
જતો રથ્થ આકાશમાર્ગે મહા ઊપમા ના કથાય,
શિરે છત્ર શોભી રહ્યું એવું તેની કહૂ ઊપમાય. ૫
ઘટા મેઘનીમાંય જાણ્યે વિરાજે રૂડૂ શ્વેત ચંમરૂ,
મુવેશે જતો રાયલંકેશ જેને વશેછે દિગંબરૂ;
નદી શૈલ્ય વાવ્યો અરણ્યો અતી શોભિતાં બાગ વાડી,
મુનીમંનમોહાય એવાં રૂડાં શ્હેર આવે અગાડી. ૬
રૂડો રાયલંકેશ ઓળંઘતો જાય સૌ એવિ રીતે,
મહા ઊરઆનંદ એવો હરીલાવું જે નારિ પ્રીતે;
તળાવો ઘણાં તેડ પક્ષી મૃગો મારતાં ફાળ છેટે;
વદે સુસ્વરે સૌ જુદી જૂદિ રીતે ત્યહાં તે ત્રિભેટે. ૭
પુરા ચારસો ગાઉ આવ્યો અહીં સિંધુકેરે કિનારે;
કર્યો દંડકારણ્યમાંહે પ્રવેશ પછી ફૂવિચારે;
સુણો વંનશોભા વખાણૂં મુનીરાય આનંદ આણી;
વસે ત્યાં ઘણી જાતિના જીવ નિર્વૈર નિષ્પાપિ પ્રાણી. ૮
કરે શબ્દ રૂડા અહોરાત્રિ કો ગર્જતા કો કુદેછે;
ન વર્ણ્યૂં જતૂં જોર જે તેમનૂં સૌ રૂડો લાવ લેછે;
રૂડી હેમ જેવી નદીવેળુ જ્યાં ત્યાં જઇ સર્વ બેસે;
વળી ત્યાંનિ રૂડી ગુફામાંથિ કો નીસરે કો પ્રવેશે. ૯
નદી તેડ વૃક્ષો લતા દિવ્ય દેખ્યે તૃષા ભૂખભાગે;
મુનીનાથનાં મંન મોહાય જે દેખતાં સાનુરાગે;
બનાવી ગુફા સૌ રહેછે સુખે તે વને સાથ સારે;
મુખે વર્ણતાં શારદાબુદ્ધિ સંકોચતી સૌપ્રકારે. ૧૦
જ્યહાં જોઇએ ઋષિઓના નિવાસો ત્યહાં તેહ કાળે;
રહે દૈત્યદારૂણ પાપી નિવાસી મુનીવાસ ટાળે;
સહૂ ઊર સંકોચ પામ્યા વિલોકીજ લંકેશને ત્યાં;
હતા નિર્જિવો જીવવાળા વડા પ્રાણિઓ જે ઘણા ત્યાં. ૧૧

## દોહરા.

અહિંયાં રઘુનાથે હવે, બનાવિ યુક્તી બેશ;
સુણો ઉમા તે શુભકથા, વરણવિ કહૂં વિશેષ. ૧
વન લક્ષ્મણ જવ વીચર્યા, લેવા ફળ મુળ કંદ;
જાનકિપ્રત્યે જક્તપતિ, હસિ બોલ્યા સુખકંદ. ૨
સાંભળ પતિવૃતા પ્રિયા, સુંદરિ સુશિલા સીત;
કરવા ચહું અવ કામની, નરલીલા હું લલીત. ૩
જ્યહાં લગી આ જગતથી, નિશિચરનો કરૂં નાશ;
ત્યહાં લગી પાવકવિષે, નેહે કરો નિવાસ. ૪
સ્વામિવાણિ સુણિને કર્યો, પાવકમાંય પ્રવેશ;
ચિત રાખી પ્રભુચરણમાં, હે ગુણવંત ખગેશ. ૫
નિજ પ્રતિબિંબ સુનિર્મળૂ, રાખ્યું સીતાએ ત્યાંય;
તેવા શીળ સ્વરૂપનૂં, કસર ન દીસે કાંય. ૬

મર્મ પરમ આ લક્ષ્મણે, જાણ્યો નહિં મુનિરાજ;
જે ચરિત્ર રચ્યું જગદિશે, નિશિચરકુળક્ષય કાજ. ૭
ગયો હવે દશમુખ જ્યહાં, મામો નિજ મારીચ;
શિશ નમાવ્યું જઈ તેહને, સ્વાર્થ પ્રીય અતિ નીચ. ૮
નમવું નિચનું દુખદ અતિ, સતિ ધરિ ચિત સુણ આજ;
જ્યમ ધનુષ અંકૂશ અહિ, નમે પ્રાણવધ કાજ. ૯
પ્રિય વાણિય ખળ પુરૂષની, ભયદાયક નિરધાર;
જન ફાંસિએ જનારને, કુસુમ કર્ણિકાહાર. ૧૦
પૂજા કરિ મારીચ તવ, સાદર પુછિ સહુ વાત;
કોણ હેતુ મન વ્યગ્ર અતિ, અહિં ક્યમ આવ્યા તાત. ૧૧
સાભિમાન કહિ સહુ કથા, મામા મારિચપાસ;
નિરખી લાગ અભાગિએ, પાપ કર્યું પરકાશ. ૧૨
મામા થા તું કપટમૃગ, છળકારક વળિ છેક;
જેથી કરિ હરિ લાવું હું, નૃપનારી ધરિ ટેક. ૧૩
મામો કહે સુણ ભાણુજા, દૈત્યપતી દશશીશ;
નરરૂપ નારાયણ નિપટ, એ સચરાચર ઇશ. ૧૪
વૈર ન છાજે એહશું, સાંભળ વાત સહેજ;
માર્યાં મરિએ જેહના, જીવાડ્યા જિવિએજ. ૧૫
ગયા હતા જવ કુંવર એ, મુનિમખ થૈ રખવાળ;
ભાલોડા વિણ તિર મને, માર્યું હતુ રઘુબાળ. ૧૬
શતયોજન આવી પડ્યો. ખરે અહીં ક્ષણમાંય;
વેર તેશુ કરવે કદા; ભલૂ ન નિપજે કાંય. ૧૭
ભ્રમણ થઈ ભાસે મને; તે દિનથી તતકાળ;
જયહાં ત્યહાં હું જોઉછું, એ બંને રઘુબાળ. ૧૮
જો હોશે નર તોયપણ, ધનુર્વેદિ રણધીર;
પુરા ન પડિએ આપણે, વેર તેશુ કરિ વીર. ૧૯
સુબાહુબળે સુબાહુને, માર્યો મ્હોકમમાર;
મારિ તાડિકા મ્હાબળી, જાણે સહુ સંસાર. ૨૦
ભરીસભામાં ભાગિયું, ધુર્જટિતણૂ ધનૂષ;
હણિયા ખર દૂષણ ત્રિશિર, મ્હાબળ એ શું મનુષ્ય! ૨૧
કુશળ ઘેર જા કરગરૂં, હોય પાધરો ઇશ;
સુણતાં બળિ ઊઠ્યો બહૂ, દિધી ગાળ દશવીશ. ૨૨
ગુણહીણગુરૂની પઠે, બહુધા કરતો બોધ;
કહે કોણ જગ હું સમો, જોરાવર મ્હાજોધ. ૨૩
ઉર અનુમાન્યૂં એરિતે, મારીચે તે વાર;
આટલાંથિ અરિપણું કર્યે, નહિં કલ્યાણ લગાર. ૨૪
શસ્ત્રધારિ મર્મજ્ઞ શઠ, ધનુર્વેદિ પ્રભુ ધીર;
શ્રુતિવંધક નિસ્પેહિ ગુણિ, સદા નામિએ શીર. ૨૫
ઉભય પ્રકારે નિજતણૂં જોયૂં મરણ જરૂર;
શરણું તાક્યું તવ રામનું, અભય થઈ નિજ ઊર. ૨૬
દેતાં ઉતર અભાગિયો, મારિ નાખશે નેટ,
ક્યમ ન મરૂં તવ રામશર, થાય મોક્ષની ભેટ. ૨૭
જીવમાં એવું જાણિને, સ્નેહે દશમુખસંગ;
ચાલ્યો પ્રભુપદકમળમાં, મધુકર પ્રેમ અભંગ. ૨૮
જણાવતો ન દુહિતૃને, નિજમન હર્ષ અપાર;
પરમસ્નેહિ લોચન ભરી, નિરખિશ આજ ઉદાર. ૨૯

## દ્રુતવિલંબિત છંદ.

નિરખિ પ્રીતમ નેત્ર ભરી ભરી, સફળ નેત્ર કરૂં ઝટ સંચરી;
સહિત શ્રી લઘુબંધુ કૃપાઘના, જનતણાસુખનાઅનુરાગના. ૧
ચરણ તેહતણાં ચિત લાવશૂં, જનમ મર્ણનું દુઃખ તજાવશૂં;
પુરણ ક્રોધ પરંતુ હરીતણો, જરૂર કૈવલમોક્ષદ છે ઘણો. ૨
અવશ એ વશ ભક્તિથિ આ ભવે, શિદ ઉરે ભય માનું વૃથા હવે;
નિજકરે શર સાંધિ ભરી ભરી, જરૂર તે મુજને હણશે હરી. ૩
મુજ પછાડિ ત્વરાથકિ દોડતા, દુરથિ વામ ભરી શર છોડતા;
ધનુષધારિ રમાપતિ આવશે, અકળ નાથ અનાથ મુકાવશે. ૪
ફરિ ફરી નમનેત્ર ભરી ભરી, વળિ વળી અવિલોકિશ એ હરી;
મુજસમાનનધન્યજઅન્યકો.જનમમર્ણજઆમદહન્યકો. ૫
સહિત શ્રી લઘુબંધુ રઘુપતી, સુખથિ જે વનમાં વસતા સતી;
નિકટ રાવણ તે વનની ગયો. કપટનો મૃગ મારિચ ત્યાં થયો. ૬
કનક દેહડિ દિવ્ય મણાનહીં, અતિવિચિત્રજડિત્રમણીમહીં;
મહુલિપાસ થઈ વનમાં વળ્યો. કહિંધિરે કહિં જાય ઉતાવળો. ૭
પરમ રમ્ય કુરંગ સુઅંગનો. નિરખિઓ સતિએ નવરંગનો;
અવયવો સહુ શોભિત જોઇને. જનકજામનથીરહિમોહિને. ૮
સુભગ સ્વામિ નમામિ પદામ્બુજે. વિનતિ દાસિનિ એક સુણો સુખે;
પરમ રમ્ય સુચર્મ મણાવનૂ, દિસતું આ મૃગનૂ અતિમૂલ્યનું. ૯
વધકરી પ્રભુ એહતણો તમે. અજિન આણિ દિયો મુજને ગમે;
સરવ હેતુ પિછયો રઘુપુંગવે, ઝટઉઠ્યા સુરકાજ સુધારવે. ૧૦
કટિ કસી સુનિષંગ તિરે ભરી, ભિડિલિધો મૃગને નિરખી કરી;
પણછ ઝટ્ટ ચઢાવિ ધનૂતણી, વિશિખ સાંધ્યુ ત્વરાથિ રઘુમણી. ૧૧
અનુજને કહ્યું સૌ સમજાવિને, રઘુવરે મમતા ઉર લાવિને;
નિશિચરો વનમાં ફરતા બહૂ, કશુંક તેથિ વિરા તુજને કહૂં. ૧૨
જનકજાતણિ વીર ઘણી રીતે, સુરખવાળિ તું તો કરજે પ્રિતે;
બળ વિવેક સુબુદ્ધિ વિચારિને, સમય રંગ સમાનસુધારિને. ૧૩

કહિજ એવું ગયા પ્રભુજી ત્યહાં, કપટ નીચ કુરંગ હતો જ્યહાં;
વિબુધ વિસ્મય હર્ષવશે દિસે, વિજળિથી જ્યમ ચાતક તો હિંસે. ૧૪

## દોહરો.

ચિત ચાતક રાજી થતો, દામનિ દમકતિ દેખિ;
વૃષ્ટિ થશે પરિપૂર્ણ અવ, ત્યમ સુરઆશ અલેખિ. ૧
અવિલોકી પ્રભુ આવતા, ચાલ્યો ભાગિ કુરંગ;
બાણ કરી સંધાણ પ્રભુ, ધાયા તેહ પ્રસંગ. ૨
નિગમ નેતિ શિવ ધ્યાનમાં, પામે નહિં કદિ પાર;
માયાવૈ મૃગ પાછળે, ધાયા તે નિરધાર. ૩
નિકટ થઇ કદિ નિસરતો, વળિ કદિ દુર મ્હાનીચ;
કદી પ્રગટ કદિ ગુપ્ત વળિ, માયામૃગ મારીચ. ૪
સંતાતો વળિ પ્રગટતો, છળ કરતો અતિ છેક;
લેઇ ગયો દુર રામને, એવિ રિતે ધરિ ટેક. ૫
તાકિ માર્યું તિર તેસમે, રામે અતી કઠોર;
પડ્યો પૃથ્વિપર લથડિને, ઘણો શબ્દ કરિ ઘોર. ૬
પ્રથમ નામ લક્ષ્મણતણૂં, મારિચ લેઈ મૂખ;
મન સમર્યા માયાપતી, પછિ જે દાતા સૂખ. ૭
પ્રાણ જવા તક પ્રગટિયો, દિપ્યમાન નિજદેહ;
સમર્યા રામ શહસ્ત્રધા, હૃદય સહીત સનેહ. ૮
અંતર પ્રેમ અતીઘણો, જાણીને જગદીશ;
મુનિદુર્લભગતિ રઘુવરે, આપી ત્યાં અહનીશ. ૯
વિબુધ પૂષ્પવૃષ્ટી કરે, ગાતા પ્રભુગુણગાથ.
દીધું નિજપદ દૈત્યને, દીનબંધુ રઘુનાથ. ૧૦
મારિ દુષ્ટને ત્યાંથકી, વળ્યા તરત રઘુવીર;
શોભેછે કર ચાપ શુભ, કટિ ભાથો ગંભીર. ૧૧
સુણો હવે આગળ સરસ, રામકથા ઋષિરાય;
જો શુધ્ધ મનથી સાંભળે, પતીત પાવન થાય. ૧૨
મારિચ મરતી વખત મુખ, લક્ષ્મણનું લિધ નામ;
તેહ શબ્દ સીતા શ્રવણ, પડ્યો જઈ તે ઠામ. ૧૩
સીતાએ પ્રિછ્યુ સ્વામિને, પડી ભીડ પરમાણ;
તેડેછે તે કારણે, લક્ષ્મણને રઘુભાણ. ૧૪
લક્ષ્મણપ્રત્યે લક્ષથી, સીતા કહે સભીત;
સાંભળ શાણા દિઅરિયા, વનમાં થયું વિપરીત. ૧૫
સંકટ પડ્યું તમ ભ્રાતને, વિચરો વેગે તાત;
જનનિ જાનકી સાંભળો, હસિ લક્ષ્મણ કહે વાત. ૧૬
જેના ભૃકુટિ વિલાસથી, સૃષ્ટિ પ્રલય થઇજાય;
સંકટ પડે શું તેમને,? સ્વપ્નામાંય કદાય.? ૧૭
થાપણ સોંપિ ગયા મને, જતિ વખતે રઘુરાય;
જો હૂં તજિને જાઉં પણ, ઉર સંતોષ ન થાય. ૧૮
એવું જાણી જિવવિષે, સુણો તમે મુજમાત;
પૂછે રઘુપુંગવ કશું, વદૂં તો હું શી વાત. ૧૯
મર્મ વચન જવ જાનકી, બોલી ધરિ મન રીશ;
હરિપ્રેરિત લક્ષ્મણતણી, ડોલી મતિ તે દીશ. ૨૦
આણ દેઈ નિજ બાણની, કરિ રેખા કહિ એમ;
"આવનાર કુડ કપટથી, તે ન જશો ઘર ક્ષેમ." ૨૧
પર્ણકુટી ચોફેર કરિ, શિલિમુખરેખા સાર;
સતિચરણે શિશ નામિને, લક્ષ્મણ વારંવાર. ૨૨
દિશાતણા સહુ દેવને, વળિ સોંપી વનદેવ;
રાવણશશિરાહૂ જ્યહાં, ત્યાં ચાલ્યા તતખેવ. ૨૩
વળિ વળિ પાછું વિલોકતા, સીતાભણિ એ રીત;
નિજ જનનીને ત્યાગતાં, બાળવત્સ બહુ પ્રીત. ૨૪
હૃદય એક ડર રામનો, એથી ડરે અનંત;
અન્ય જાનકી એકલી, ચિંતા અતિશે ચંત. ૨૫
તેજહીણ તન તે તકે, લક્ષ્મણ લક્ષણધામ;
વાઢેલી દવવેલિ જ્યમ, ઉમા સુણો અભિરામ. ૨૬

## રાગકેદારો.

સુન્યસ્થળ સુનાં સીતાજી, દેખિને દશમૂખ,
જોગી વેશે જાનકી હરવા, આવ્યો નિકટ ચહી દુખ;
જેના ડરથી સુર અસુર સહુ, દિલમાં ડરે દિગપાળ,
નિરાંતે નિંદ્રા ન લ્યે નિશિ, કષ્ટે કાઢે કાળ. ૧
ભોજન કરતાં સભય સરવ તે, દોહ્યલા દિન કાઢે,
આ આવ્યો આ આવશે હમણાં, દુઃખ એવું દહાડે;
તેહ રાવણ અતિ રણવાંકો, શ્વાનની જેમ સંતાતો,
આમ તેમ અવિલોકિ બ્હીતો, ચોરીએ ચાલ્યો જાતો. ૨
જેમ ડગ ભરતાં કુપંથે, સાંભળો હે ખગેશ,
તેજ બળ તન ના રહે લવ, બુદ્ધિ પણ લવલેશ;
આંગણે જઇને અલેખ જગાવ્યો, કરિને કપટ અનેક,
માગી ભિક્ષા રાવણે જઇ, સન્યાસીને ભેખ. ૩
જાણી અતિથિ જોગિજનને, અંતરમાં અનુરાગી,
કંદ મૂળ ફળાદિ જાનકી, જઇને દેવા લાગી;
છળ કરી સતિછેતરવાને, વિમળ બોલ્યો વાણી,
હે ગૃહસ્થનિ સદ્ગુણિ સુંદરી, ચંદ્રવદના શાણી. ૪
બાંધિ ભીખ અમે ન લૈયે, દારૂણ થાએ દોષ,
ઉમારે ઓળંઘી બ્હાર આવો, થાય મન સંતોષ;
દૈવગતિ ઉલટી મતીથઈ, કાળતણી કઠણાઈ,
શિલિમુખરેખા ઓળંઘી સીતા, ઊમરા બ્હાર આવી. ૫

વિશ્વભરણિ અઘોઘદળાણી, જાનકી જોગમાયા,
સર્વ સુરનું શ્રે કરનારી, કામનિનિ ધરિ કાયા;
જાણ્યું નહિં મન તેણિએ કશું, તે સમે નિરધાર,
કપટ ભેખ લંકેશ લંપટ, આવિ ઉભોછે બા'ર ૬
વિવિધ કથા વરાણી કહી જવ, આવી જાનકિ બા'ર,
રાજ્યનીતિ પ્રીતી ભય અતી, દેખાડી તેવાર;
ક્રોધ કરી કહે જાનકી તમે, સાંભળો યતિ વાત,
દુષ્ટની જેમ આ વચન વદો શાં, ધર્મ સંભાળો તાત. ૭
રાવણે તવ રૂપ બતાવ્યું નિજ, વિકટ ને વિક્રાળ,
નામ સુણાવ્યું જવ સભિત થઈ તવ, પેટમાં પડી ફાળ;
ગાઢ ધૈર્ય ધરી કહે પછિ, વૈદેહી સવિરોધ,
ઊભો રહે ખળ આ આવ્યામારા, સ્વામીનાથ સક્રોધ. ૮
પીટયા તું પાખંડ કરી મને. છેતરેછે આ ક્ષેત્ર.
સ્વામિ સલુણા પાસે હું તારાં, ખેંચિ કઢાવિશ નેત્ર;
કેશરીવધુને ચહે જયમ. શુદ્ર શશલો કુવેશ;
કાળવશ દીસે થયો ત્યમ. તુંય હે લંકેશ. ૯
ચ્હાય કાગ બરાબરી કરવા, ગુણનિધિ ગરૂડની સાથે;
સિંધુસમ કયમ કયાંથિ હોએ, ક્ષુદ્રનદી ભરપાથે;
કામદુર્ગાસમ કેમ કહિએ, ગુણહીણિ ગધાડી;
જા કુશળ નિજ ભવન અભાગી, હે અબુદ્ધિ અનાડી. ૧૦
વચન સુણતાં વૈદેહીનાં, લાજ્યો મન લંકેશ;
વંદિ પદપાથોજ મનમાં, સુખ માન્યું હે ખગેશ;
ક્રોધવંત થઈ તવ લીધી, ઉર્વિજાને ઉપાડી,
ચાલ્યો ગગનપંથે ઉતાવળો, રમા રથે બેસાડી. ૧૧
ભિતર ભય રઘુનાથનો અતિ, રથ હાંકયો નવ જાય;
વિલાપ કરવા લાગી વૈદેહી, સંભારી રઘુરાય;
દૈત્યમાત્ર નિકંદન થાવા, કુળક્ષયકેરૂં કાજ;
કરિયું રાવણે ક્રોધ કરીને, સાંભળો મુનિરાજ. ૧૨

### ઈંદ્રવજા છંદ

સુણો સતી જાનકિના વિલાપો. બાહૂ મને થાય કહ્યું બળાપો;
અરે અરે આ જગદીશ દેવા. પતીત ઇચ્છે મન મોક્ષ લેવા. ૧
હરી કરો વા'રજ હાય હાય. અહીંથિ પાપી હરિ કોઇ જાય;
શશોજુઓસિંહાણસામુઝાંખે, વિસારિમાયાપ્રભુકોણવાંકે. ૨
સદા તમે આરતહર્ણ સ્વામી, અધીક શર્ણાગત સુખધામી
દિનેશ ભાનૂકુળકંજકેરા. શૂં આજ હા નાથ થયા નમેરા. ૩
દિયેરજી દોષ નહીં તમારો. રૂઠયો મને દુર્બળ દૈવ મારો;
કહ્યું તમોને કરિ રોષ ભારી, હું તેહ પામી ફળ દુઃખકારી. ૪
ઉદાર થૈ વાંક હવે વિસારી, ચઢોજિ વ્હારે ધનુબાણ ધારી;
વિયોગવ્હાલા હુંથિ નાખમારો, જરૂર મારા ઝટ જીવ જાશે. ૫
રહેલું બાકી દુખ આપવામાં, કશુંક કૈકેયિતણા રૂદામાં;
દિધું મને દારૂણ દૈવડાએ, ખરેજ તે આજ કશાઅન્યાએ. ૬
જિવોય જે સૌ જળનાં નિવાસી, ખગો મૃગો પંચવટી વિલાસી;
દુખી થયાં તે કરતાં બળાપો, સુણી સિતાના દુખના વિલાપો. ૭
વિલાપ વૈદેહિ કરે અતીશે, કૃપાળુ તો દૂર ઘણાજ દીસે;
સુણાવજો કોપ્રભુને અનંતી, વિયોગણી દુઃખિણિની વિનંતી. ૮
ગયો ચહે યજ્ઞપ્રસાદિ ખાવા, સ્વકૂળકેરૂંજ નખોદ જાવા;
વિલાપ એવા સુણિ જાનકીના, દુખી થયા જીવ ચરાચરોના. ૯

### દોહરા.

બહુ વિલાપ કરતી સતી, લઇ ચાલ્યો દશશીશ;
નબિ'એ વર પામેલ ખળ, આપ્યો જે અજ ઇશ. ૧
અતિ આરતવાણી સુણી, જે જટાયુ ગૃધરાજ;
ઓળખિ રઘુવરની પ્રિયા, સીતાને સહસાજ. ૨
અધમ દૈત્યપતિ છળ કરી, સુંદરિને હરિ જાય;
જયમ કસાઇવશ બાપડી, ગુણનિધિ કપિલાગાય. ૩
અહહ પ્રથમના જેટલું. નહિં બળ મમ તનમાંય;
તોપણ અવ બળ તેહનું, જોઉં વળી જઇ ત્યાંય. ૪
હે સીતાપુત્રી હવે, ત્રાશ કરિશ નહિં કાંય;
કરિશ નાશ નિશિચરતણો, હું હઠિ હેલામાંય. ૫

### કાવ્ય અથવા રોળાવૃત.

હઠિને હેલામાંય, નાશ કરૂં નિશિચરકેરો;
એવું કહિ એવાર, આણિ ઉર ક્રોધ ઘણેરો. ૧
ધાયો ઝટ ગૃધરાજ, જતો જ્યાં રાવણનિશિચર;
વેગથિ છુટયું જ્યમ વજ્ર, પલકમાંહે પર્વતપર. ૨
તિષ્ટ તિષ્ટ હે દુષ્ટ. જાય કયાં ટાળો દઈને.?
નથિ જાણતો શું મને. જઇશ કયાં નિર્ભય થઈને. ૩
દુરથિ આવતો દેખિ, ક્રોધથી કૃતાંત જેવો;
કરતો મન અનુમાન, પાછું ફરિ રાવણ એવો. ૪
શુ એ ગિરિ મૈનાક,? હશે શૂં ખગપતિ પોતે;?
પણ એતો જાણતા, મારૂં બળ નિજપતિ સોતે. ૫.
આવે નહિં એ અહીં, મારિ સામા કદિ લડવા;
રણમાં વિમુખ થયેલ, ફરી રણમાંહે પડવા. ૬
ઘરડો ગીધ જટાયુ, જાણિયો જ્યારે મનમાં;
કરિ વિચાર કહે એમ, ઘણે દુર રહી ગગનમાં. ૭

મમભુજતીર્થસ્થળે, દેહ તજશે આવીને;
જશે શું એહ જટાયુ. યુદ્ધમાંહે ફાવીને.! ૮
જાણે નહિં મન કાંય. ભુજાબળ મારૂં ભારે;
આવે મરવા કાજ. સ્હાય કરવા ચઢિ વ્હારે. ૯
જુધ કરશે તો જરૂર, મૂઢને નાખિશ મારી;
જાશે નહિં જીવતો, સદન નિજ દેહ ઉગારી. ૧૦
આવ્યો ત્યાં એટલે, ગીધ ક્રોધાતુર ધાઇ;
"સાંભળ હે લંકેશ, શીખ મારી સુખદાઇ." ૧૧
ત્યાગિ દેઇ જાનકી, કુશળ ઘર જા તું વિચારી;
નહિતો ખંડિત થશે, ભુજા વિશ તારી ભારી. ૧૨
અતિશે ઘોર કઠોર, રોષપાવક રઘુવરનો;
"પતંગ થાશે સકળ, વંશ તારો નિશિચરનો." ૧૩
પ્રત્યુત્તર નવ દીધ, કશો લંકેશે જ્યારે;
ક્રોધ કરી ગૃધરાજ, જટાયૂ ધાયો ત્યારે. ૧૪
પકડિ કેશ પાપિના, વિરથ કરિ ધરણિ પછાડ્યો;
સીતાપુત્રિ સંભાળિ, મૂકિ આવી વળિ ત્રાડ્યો. ૧૫
ઉઠિ રિસાઇ લંકેશ, બાણ સંધાણ કરીને;
મુકે વામ ભરિ જેમ, આવિયો ગૃધ નભ ફરિને. ૧૬
કાપી નાખ્યૂં કટ્ટ, બાણ ધનુ સોતાં ધાઇ;
ચાંચવડે મારિને, ભેદિ કાયા હે ભાઇ. ૧૭
એક ઘડી એથકી, આવિ મુર્છા મહિ પડિઓ;
જુદ્ધો મહા જટાયુ, ક્રોધ કરિને ગડગડિઓ. ૧૮
જે લંકેશે ઝટ્ટ. કર્યા નિજવશ નિજબળથી;
મુનિગણ સિદ્ધ સુરેશ, શુભ વિખ્યાત સકળથી. ૧૯
તે રાવણ સંગાથ, જટાયૂ જુધમાં ઝૂઝે;
વીર ધીર ગૃધ્રરાજ, પ્રતાપી રઘુવર પૂજ્યે. ૨૦
વિતિ મુર્છા જેવાર, ક્રોધ કરિ ધાતો આવ્યો;
મારી ગૃધ્રને માર, તેનિ સન્મુખ તે આવ્યો. ૨૧
બહુ વિધ કરિયું યુદ્ધ, હતું તેટલું બળ કાઢી;
પણ ઘરડો ગૃધ્રરાજ, ગયો થાકીજ પછાડી. ૨૨
થાક્યો જાણિ સક્રોધ; દૈત્યપતિ પડિ ખસિયાણે;
તાતિ કાઢિ તરવાર, જીભ સાપાણની જાણે. ૨૩
કાપિ પાંખ ગૃધ્રતાણી, પડ્યો ખગ ઘુમી ધરાણી;
સમરિ રામ રઘુવરનિ, હૃદયમાં અદભુતકરાણી. ૨૪
રથ ચઢાવિ જાનકી, પછી નભપંથે પળિઓ;
ચાલ્યો ઊતાવળો, હૃદય ત્રાસિત મ્હાબળિઓ. ૨૫
વિલાપ કરતી જતી, રથે નભપંથે સીતા;
પારધિવશ પડિ જેમ, બિચારી મૃગલિ સભીતા. ૨૬
ઋષિમુકપર્વત ઉપર, ન્યાળિ કપિટોળૂં બેઠૂં;
લઇને પ્રભુનું નામ, વસ્ત્ર નાંખ્યું ત્યાં હેઠૂં. ૨૭
સીતાને એ રીત, ગયો લઈ રાવણ પાપી;
અશોકવનનીમાંય, રાખિ આવ્યો પરિતાપી. ૨૮

## દોહરા.

થાક્યો દુષ્ટ અનેક વિધિ, દેખાડી ભય પ્રીત;
પછિ અશોકતરૂની તળે. રાખિ યત્ન કરિ સીત. ૧
અહિયાં મન એવૂં હવે, અનુમાની વિધિરાજ;
સુરપતિને તેડાવિ ત્યાં, કર્યો વિચાર સુકાજ. ૨
હે સુરપતિ સીતાકને, તમેજ વિચરો ત્યાંય;
ખબર જેમ તે નવપડે, નિશિચરપતિને કાંય. ૩
સુંદર યજ્ઞપ્રસાદિ શુભ, આણી કહિને એમ;
સોપી સુરપતિકર વદે, મૃદુવાણી સહપ્રેમ. ૪
તષા ભૂખ નહિં લાગશે, આ હવિ ખવરાવ્યેજ;
એહ હજાર વરસલગી, સંશયનાશ સહેજ. ૫
તે પ્રસાદ લઈ પ્રેમથી, વિધિનિ પામિ આજ્ઞાય;
ચાલ્યો ઉર સંભારતો, વિબુધપતી રઘુરાય. ૬
કશિક ઇંદ્રની અભિનવી, માયાથકી સમોહ;
ઘેરાણા અતિ ઘેનમાં, સહુ રક્ષકસંદોહ. ૭
તોપણ મન.ડર પામતો, આવ્યો સીતાપાસ;
કરિ પ્રણામ નિજનામ શુભ, સુણાવિયો ઇતિહાસ. ૮
નિશ્ચય મનમાં જાણિને, ચતુરસુજાણ સુરેશ;
પિતા જનક દશરથ સમો, માન્યો કહે મહેશ. ૯
અતિ સંતોષ પમાડિને, દુર કરાવિ સહુ શોક;
યજ્ઞપ્રસાદિ જમાડિને, ઇંદ્ર ગયો નિજલોક. ૧૦
જે વેપે જગદિશ ગયા, કપટ કુરંગનિ સંગ;
ધાતા ધરિ કર બાણ ધનુ, કટી કસેલ નિષંગ. ૧૧
તે છબિ ઉર ધરિ હરિવદનિ, ગજગામનિ રૂપધામ;
રાત દિવસ રટતી મુખે, નિર્મળ રઘુવર નામ. ૧૨
સુણો ખગેશ રસાળ આ, રામકથા સુખધામ;
વળ્યા રામ મૃગ મારિને, કોટિકામ ઘનશ્યામ. ૧૩
અનુજ આવતો દેખિને, રઘુપતિ નિજ મનમાંય;
ચિંતા કરતા ચોગણી, કળ પડતી નથિ કાંય. ૧૪
"જનકસુતા મુકિ એકલી, વારૂ લક્ષ્મણ આમ;"
વચન ઉવેખી મુજતણૂં, આવ્યો અહિં શે કામ.! ૧૫
દારૂણ ટોળાં દૈત્યનાં, વનમાં ફરે વિશેષ;
આશ્રમમાં સીતા નથી, મુજ મન પામે કલેષ. ૧૬

અરર તાત તેં આ સમે, કર્યું ભલું નહિં કાંય;
જીવન મમ જાનકિ વિના, નિશ્ચય નથિ ભવમાંય. ૧૭
અથિ કોણ વિપતી મહા, ભાઇ કહો ધરિ હામ;
"વન આવી વૈદહિને, ગુમાવિએ જવ આમ." ૧૮
પ્રભુપદકમળ અનંત ગ્રહિ, કહે કમળકરજોડ;
નાથ નથી એમાં કશી, તલભર મારી ખોડ. ૧૯
ગયા ત્યહાં પ્રભુ વેગથી, સાથ અનૂજ સમેત;
ગોદાવરિતટ જ્યાં હતું, નિર્મળ નીજ નિકેત. ૨૦
આશ્રમ સુનું એ અવસરે, દેખિ જાનકી હીન;
વ્યાકુળ થયા વિશેષ પ્રભુ, જયમ કો પ્રાકૃત દીન. ૨૧
વિપિન સરોવરરૂપ શુભ, ચકચકવી સિયરામ;
વિરહદાનિ રાવણનિશી, દુખની ચારે જામ, ૨૨

## રાગ વેશડીની ચોપાઈ

પરદુખ શોક હરણ સર્વદા, તેવા પ્રભુને મન થઇ આપદા;
હાય હાય ગુણપુંજનિ પ્રિયા, વારૂ રૂપનિ સુરવંદનિયા. ૧
શિયળ વૃતની અતિ પવિત્રાણી, હાય હાય ચારૂ ચરિત્રાણી;
હાય તારૂણિ ત્રિલોકમોહની, સ્વામિને સુખ સંદોહની. ૨
સમજાવે લક્ષ્માણ આવિ ઢુકે, તોય માયાપતિ મોહ ન મુકે;
વૃક્ષ વિશાળ રૂડી વન લતા, ચાલ્યા જતા તેને પૂછતા. ૩
હે ખગ મૃગ મધુકર મધુકરી, દીઠી તમે કઇ સીતા સુંદરી;
કુરંગનયની એ કામની, હાય તજ્યો મને ગજગામની. ૪
પ્રગટ ઝટ થા હે પ્રેમદા, વેઠાય ના મુજથી વીપદા;
ખંજન મૃગ શુક મિન ચંચળા, ભૃંગ કપોત પ્રવિણ કોકિલા.૫
કુંદકળી દાડમ દામની, શરદકમળ શશિ અહિ ભામની;
વરૂણપાશ ધનુષ કામનૂં, હાસ્ય કર જાણ્યે રામનું. ૬
કેશરી ગજગતિ શુભ હંસલા, નિર્ભય થઇ વનમાં નિકળ્યા;
પોતપોતાના શ્રેષ્ઠ અંગની, સ્તુતી સાંભળતા લેખાવની. ૭
અધિક શોભિતકરિ ત અંગને, આવી આવી ખીજવતા મને;
શ્રીફળ કનક કદળી મનવિષે, હર્ષ પામ્યાં એતો અતીશે. ૮
સંકોચ રંચ ન શંકા કશી, હે વૈદેહિ તું ક્યાંજઈ વસી;
તારાવિના સાંભળ જાનકી, નિજ વખાણ સાંભળવાથકી. ૯
હરખ્યાં સૌ જાણ્યે પામિ રાજને, લક્ષણવંતી કંઈ લાજને;
તારાથકી એ કયમ સહીજતી,ઇર્ષા અનંત હે સુંદરીસતી.૧૦
વેગે પ્રગટ કયમ થાતીનથી, કામની કેટલું કહું કથી;
ફણિધરહીણમાણીહીનદિસે, વારિ વિનાનાં મીન ભૂવિષે.૧૧
તેમ વ્યાકુળ લક્ષ્માણ મન અતી, રઘુવરકેરી જોઇ ગતી;
ધીરજધરિ બહુ સમજાવતા.ત્યમત્યમરાઘવવ્યાકુળથતા.૧૨
હાય જાનકી ગઈ હાથથી, ત્રિલોકમોહની મળવાની નથી;
વિવિધ પ્રલાપ કરતા શોધતા. લઘુબંધુ લક્ષ્માણ પ્રબોધતા. ૧૩
માયાપતી મન મોહ ન મુકે, આંસુ પ્રવાહથી સાગર સુકે;
જાણ્યે મહા કામી વીરહી.મનુષ લીલા નવ જાએ કહી.૧૪
લક્ષ્માણ આગળ જઇને જુએ, રામ પ્રિયા સંભારી રૂએ;
પ્રિયાવિરહના દુખ પ્રચંડમાં, ચિત્ત ચઢિ ગયું બ્રહ્માંડમાં. ૧૫
શુદ્ધિ રહી નહિં કો વાતની, નાતની કે જાતની ભાતની;
લક્ષ્માણજી શોધી પાછાવળ્યા, માયાપતિને જઇને મળ્યા. ૧૬
કરી પ્રણામ કહે જેટલે, રઘુવર મૂખ વધ્યા તેટલે;
કોણતમે ક્યાંથી આવિયા,? કોણતણા વંશ દિપાવિયા.?૧૭
આશ્ચર્ય મન લક્ષ્માણને અતી, આ શું વદેછે અયોદ્ધાપતી;
કોઇ દિવસ "તમે" કહિ મને, બોલાવ્યો નથિ નિજદાસને.૧૮
"નાથ દાસ લક્ષ્માણ તમતણો,આજ્ઞાંકિત અહર્નિશઘણો;"
"દાસમારો લક્ષ્માણ" હું પુછું, એવો જન તે "હું કોણ છું".!૧૯
નાથ તમેછો અયોદ્ધાધણી, સર્વ નૃપના શિરોમણી;
લાડવાયા કોશલ્યાતણા, ભૂપ ભરતને વ્હાલા ઘણા. ૨૦
ત્યારે આપણ તજી અવધને, આવી ચઢ્યા ક્યાંથી આવને;
તાતવચન કારણ આવિયા,હા ભાઈ સ્વર્ગે તે સિધાવિયા." ૨૧
વારૂ કહે પછી વાત વિનવી, બોલ્યા અનંત ભૂષણકુળરવી;
સુંદરિ શાણી જગમોહની, સર્વને સુખસંદોહની. ૨૨
તેનું હરણકર્યું કો પાપિએ, વિશ્વ સકળના પરિતાપિએ;
આપણ ફરિએ તેને શોધતા, નાથ તમે કાં ભૂલીજતા.૨૩
સાંભળી વાણી લક્ષ્માણતણી, વળી વ્યાકુળ અયોદ્ધાધણી;
હાય હાય ક્યાં ગઈ કામની, સુંદરી મારી સોહ્યામણી. ૨૪
તુજવિના ક્ષણ જુગસમ વટે, કામની કોપ ન કરવો ઘટે;
આ વેળા મને નહિં વિસરે.પાપિ પ્રાણ ન દેહથી નિસરે.૨૫
પૂર્ણકામ રામ સુખરાશ, નરચરિત્ર કરે અવિનાશ;
સાંભળ સતિ આગળ શુભકથા, જે સુણતાં ભાગે ભવવ્યથા.૨૬

## વસંતતિલકા છંદ

શોધ્યાં સરોવર નદી ગિરિ કંદરાને;
શ્રીરામ લક્ષમણ પ્રાપ્ત વિરહદશાને,
જાએ કહ્યો ન ઉર શોચ અપાર દીસે,
વ્યાકૂળ પ્યારિવિરહે પ્રભુનો અતીશે. ૧
તૂટેલ આગળ ધનૂષ વિશીખ જોયૂં,
ઉભા રહ્યા રઘુપતી ચિત ત્યાં પરોયું;
કો કો સ્થળે રૂધિર છે ગણતી વિનાનૂં,
જાણ્યે ભરેલ જળ શ્રાવણ ભાદ્રવાનૂં. ૨
દેખાડિ લક્ષમાણને રઘુનાથ કે છે.
આ ઠામ યુદ્ધ કર્યું કોય જણે દિસેછે;

દીઠો જટાયુ ગૃધરાજ પડેલ આગે,
શ્રીરામચર્ણ સ્મરતો અતિ સાનુરાગે. ૩
સ્પર્શ્યો શિરે કરસરોજ કૃપાળ રામે,
શ્રીરામમૂર્તિ નિરખી દુખ સર્વ વામે;
કે'છે જટાયુ વચનો ધરિ ધીર ભારી,
હે રામ વિશ્વભયભંજન દુ:ખહારી. ૪
આવી ગતી કરિ ગયો દશમૂખ મારી,
તેણેજ જાનકિ હરી લિધિ આપનારી;
હે નાથ દક્ષિણ ગયો લઇ તે પરાણે,
સીતા ઘણી કકળતી કુરરી પ્રમાણે. ૫
રાખ્યોજ પ્રાણ પ્રભુદર્શન કારણે મેં,
હાવાં ચહે તનથિ જીવ જવાજ પ્રેમે;
રામે કહ્યું અમરકાય તું રાખ્ય ભાઇ,
મૂખે હસી ગૃધ્ર વદ્યો મૃદુ સૂખદાઈ. ૬
જેનું સુનામ મરતાં મુખમાંય આવે;
પાપીય મૂકત ભવથી શૃતિ એમ ગાવે;
તે નાથ આજ મમલોચગોચરાગે;
કો' કોણહેતુ તન રાખું હું સાનુરાગે. ૭
નેત્રે ભરી જળ કહે પ્રિતથી પ્રભૂતો,
પામે સુમુક્તિ નિજકર્મથિ તાત તૂંતો;
જેનાઉરે અપરહીત સદા વસેછે;
તેને શું દુર્લભ કશૂં જગમાં દિસેછે.! ૮
ચારે પદાર્થ કરમાંય સદાય તેને;
પર્માર્થપ્રીય ઉરમાંય અધીક જેને;
ત્યાગી તું તારૂં તન જા મમધામ ધાને;
દઊં તને શું પરિપૂર્ણ તું સર્વ વાતે. ૯
તે દેહ ત્યાગિ ચતુર્ભુજ સ્વરૂપ ધારી;
શોભીત પીત પટ ભુષણભાર ભારી,
શોભે ચતુર્ભુજ વિશાળ સુશ્યામ કાયા;
નેત્રે ભરી જળ સ્તુતી કરતો સમાયા. ૧૦

## પદ.

બિગરીકોન સુધારે. (એઢાળ:)

જય જય રામ અનૂપ ભૂપ રૂપ, નિર્ગુણ સગુણઅનંતરે;
ગુણપ્રેરક ગુણધામ રામ તમ, સેવ્ય શીવ સુર સંતરે.
જય જય રામ. ૧
દશમુખના વિશ ભુજ પ્રચંડને, ખંડક હરકોદંડરે;
ચૌદભુવનના ભૂષણ અદુષણ, માયાપતિબ્રહ્માંડ.
જય જય રામ. ૨
કમળગાત્ર શુભ પ્રફુલ મુખાંબુજ, લોચનકમળ વિશાળરે;
નમામિ રામ નિરંતર ધનુધર, બાહુપ્રલંબ કૃપાળરે.
જય જય રામ. ૩
અપ્રમેય બળ અકળસકળકળ, અનાદિ અજ અવિનાશીરે,
એક અગોચર તુજ અવ્યક્તછું. મહિમા સુખબળ રાશીરે.
જય જય રામ. ૪
વેદ લભ્ય ગોપર ત્રિગુણાતિત, રાગ દ્વેશ હરનારારે;
વિવિધ જ્ઞાનઘન ધન્ય ધરણિવર, પ્રાણજિવન પ્રભુ મારારે.
જય જય રામ. ૫
શિવ અનંત સુર સંત નિરંતર, રામમંત્ર જે જપતારે;
જનમનરંજન અસુરનિકંદન, વંદન તેપ્રભુ ગમતારે.
જય જય રામ. ૬
નમામિ રામ નિરંતર રઘુવર, અકામ પ્રીય અનામીરે;
કામાદિક ખળદળ દળનારા, સર્વ સૃષ્ટીના સ્વામીરે.
જય જય રામ. ૭
વ્યાપક બ્રહ્મ વ્યાધિહિન અજ કહિ, શૃતિ જેને નિતગાયરે;
ધ્યાન જ્ઞાન વૈરાગ યોગ કરિ, પામે જે મુનિરાયરે.
જય જય રામ. ૮
તે પ્રભુ નિકટ પ્રગટ કરૂણાકર, શોભાધામ શ્રીરામરે;
મમઉરપંકજભૃંગરંગઘન, વસજો કોટિક કામરે.
જય જય રામ. ૯
ભકતીથી ભક્તાધિન માટે, સુગમ તમે સંસારરે;
અન્ય સાધને અગમ નાથ તમ, સ્વભાવ નિર્મળ સારરે.
જય જય રામ. ૧૦
ભકત કારણે હે ભવતારણ, છો સમ વિષમ વિહારીરે;
જુએ યોગિજન મન ગો વશ કરિ, અકળ કળા તુજન્યારીરે.
જય જય રામ. ૧૧
તે તમ રામ રમાઉરવાસી, ભકતાધિન ત્રિભુવનમણિરે;
નેહથિ મમઉર વસો નિરંતર, દિનકુળપંકજ દિનમણિરે.
જય જય રામ. ૧૨
જન્મ મરણ ટાળણ કારણ હરિ, કીર્તી પાવન શોભિતરે;
નમામિ રામ નિરંતર રઘુવર, અકળ કળા બળ અકળિતરે.
જય જય રામ. ૧૩

## દોહરા.

વિવિધ સ્તુતી કરિ રામની, વદે રામ પછિ વેણ;
સીતાહરણ મમ તાતને, કહીશ નહિં જઈ કેણ. ૧
જો હું રામ છું યુદ્ધવિર, તો કુળસહલંકેશ;
કહેશે આવિ ઉતાવળો, હે ગુણધામ ગૃધેશ. ૨

અવિરલ ભકતી માગિ શુભ, ગૃધ્ર ગયો હરિધામ;
તેની ક્રિયા યથાસ્વયં, નિજકર કીધી રામ. ૩
કોમળ સદયહૃદયતણા, ઘણાજ ગરિબનિવાજ;
કારણવિના કૃપાળુ અતિ, રૂડા રામ રઘુરાજ. ૪
ગીધ અધમ પંખી ઘણું, માંસાહારિ સદાય;
સતિ તેને દિધ તેહ જે, જાચે જોગીરાય. ૫
સુણો ઉમા તે લોક સહુ, દિસે અભાગિ અથાગ;
થાય વિષયવશ વિશ્વ જે, તજિ હરિપદઅનુરાગ. ૬
વળિ સીતાને શોધતા, ચાલ્યા બંને ભ્રાત;
જોતા વન વન જગતપતિ, શોકનિમગ્ન અઘાત. ૭
ભરચક લતા અનેક તરૂ, વિપિન સઘન વિસ્તાર;
બહુ ખગ મૃગ ગજ કેશરી, તેહતણો સંચાર ૮
માર્યો પંથે આવતાં, કબંધને કરિ ક્રોધ;
કહિ તેણે મરતી વખત, શાપનિ વાત સશોધ. ૯
ઋષિદુર્વાસાએ રૂડી, દારૂણ દીધો શાપ;
પ્રભુપદ દેખી આજ તે, પ્રૌઢ મટ્યું મમ પાપ. ૧૦
રામ કહે ગંધર્વ સુણ, કહું તુજને હું સ્હેજ;
બ્રહ્મકૂળદ્રોહી મને, સ્વપ્ને ગમે ન સ્હેજ. ૧૧
મન ક્રમ વચને કપટ તજિ, કરે વિપ્રપદ સેવ;
હું સહીત શંકર વિધિ, વશ તેને સહુ દેવ. ૧૨
શાપે મારે ગાળ દે, તોય પૂજ્ય દ્વિજરાય;
ગાય નિરંતર સંતજન, શ્રુતિસંમતે સદાય. ૧૩
વિપ્ર શીલ ગુણહીણનો, પ્રથમ પુજાએ તોય;
શુદ્ર ભલે ગુણજ્ઞાનનિધિ, પણ પૂજાય ન કોય. ૧૪
સ્વધર્મ કહિ સમજાવિયો, વરણી વિધવિધ રીત;
મન ભાવ્યો રઘુનાથને, નિરખી નિજપદ પ્રીત. ૧૫
નિજગતિ પામિ ગગન ગયો, ગુણિ કબંધ ગંધર્વ;
સુણો ઉમા સમરો હરી, માયા છળ તજિ સર્વ. ૧૬
ગતિ આપી તેને રૂડી, અતિ ઉદાર રઘુરાજ;
શબરીના આશ્રમવિષે, આવ્યા ગરિબનિવાજ. ૧૭
"ભુવનેશ્વર ભવસેવ્ય શુભ, 'કોશલેશ કુળભાણ;'
"તે પ્રભુ મમગૃહ આવિયા," શબરીને થઇ જાણ. ૧૮
મુનિનાં વચન મુધા નહી, ભાવ્યા અતિ નિજ ઊર;
ઊઠ દોડિ આતુર થઈ, જોવા રામ જરૂર. ૧૯
વિશાળભુજ લોચનકમળ, જટામુકુટ જાજ્વલ્ય;
ઉર વનમાળા ઓપતી, મનહર મોંઘે મૂલ્ય. ૨૦
શ્યામલ ગૌર શરીરના, સુંદર બંને ભ્રાત;
શબરિ ચરણ લપટી પડી, અંતર હર્ષ અઘાત. ૨૧
પ્રેમ મગ્ન નાવે મુખે, વચન કશું તેવાર;
વળિ વળિ પ્રભુપદકમળમાં, શિશ નમાવતી સાર. ૨૨
જળલૈ પાય પખાળિઆ, સાદર સ્નેહ સહીત;
બેસાડિયા સુઆસને, લક્ષ્મણ રામ સપ્રીત. ૨૩
કંદ મૂળ ફળ સરસ અતિ, આપ્યાં પ્રભુને આણિ;
પ્રેમ સહિત ખાતા પ્રભુ, વારંવાર વખાણિ. ૨૪
આગે ઉભિ રહિ જોડિકર, નિરખે ભરિ ભરિ નેત્ર;
વાંધિ પ્રીત અતિ અંતરે, જોઈ પ્રભુ રૂપક્ષેત્ર. ૨૫
સ્તુતી કરૂં પ્રભુ તમતણી, કહો હું કેવી રીત;
અધમ જાતિ જડમતિ અતી, નહિં પ્રભુપદ કરિ પ્રીત. ૨૬
અધમથીય જગ અધમજે, અધમ નારિ તેથીય;
અતિનીચ હું તેમાંય પણ, નહિં પ્રભુપૂરણપ્રીય. ૨૭
કહે રામ સુણ ભામની, વારૂ વાણિ વિશેષ;
માનું માત્ર ભકતીતણો, સબંધ સહુથી બેશ. ૨૮
જાત નાત કુળધર્મ દ્રઢ, મહત્વતા અદભૂત;
ધન બળ પરિજન ગુણ રૂડા, સહુ વૈભવ સંયૂત. ૨૯
પણ તે ભકતીહીણ નર, શોભે કેવો સ્હેજ;
જેવો જળવિણ મેઘ વળિ, દિવસે શશિ નિસ્તેજ. ૩૦
નિર્મળ નવધાભક્તિ હું, કામનિ કહું તુજપાસ;
સાવધાન થઈ સુંદરી, સાંભળ ધરિ મન આશ. ૩૧

## રાગરામગ્રી.

વૈદાંભે વનમાં વલવલે. એરાગ.

સાંભળ શબરિ સલક્ષણી, માનુની મહાભાગ્ય;
સૌથી રૂડો તારો સર્વથા, મમપદ અનુરાગ.
સાંભળ. ૧
ભાસે પ્રથમ ભકતી ભલી, સતજનનો સંગ;
રતિ અતિ હરિકથા હોય જ્યાં, એ છે બીજી અભંગ.
સાંભળ. ૨
ગુરૂપદપંકજ સેવના, ત્રીજી ભકતી અમાન;
ચોથી કપટ તજીને કરે, ગુણ મારાનું ગાન.
સાંભળ. ૩
રામમંત્રજપ નિતજપે, આણી દ્રઢ વિશ્વાસ;
પાંચમી ભક્તિ તે પ્રેમદા, વારૂ વેદપ્રકાશ.
સાંભળ. ૪
ઇન્દ્રિયદમન અનેકધા, વીરતી શીળતાય;
ધર્મનિરત નિત્ય સુજનતા, પ્રાપ્ત છઠીએ થાય.
સાંભળ. ૫

સાતમી ભક્તિ સોહામણી, રામમય જગ જોય;
મારાથી સંત અધિક ગણે, આવાગમન ન હોય.
સાંભળ. ૬

અષ્ટમી ભક્તિ છે ઉજ્વળી, યથા લાભ સંતોષ;
સ્વપ્નેય પેખે ન પારકા, કદિ દારૂણદોષ.
સાંભળ. ૭

નવમી સરળ સહુથી ઘણી, હોય જો દંભહીણ;
એક ભરોંસો મારોજ ઊરે, પુરો તેતો પ્રવીણ.
સાંભળ. ૮

નવમાંથી એકેય કોઇને, પ્રાપ્ત થાય પ્રમાણું;
નારી પુરૂષ ચરઅચરને, મહાભાગી તે જાણ.
સાંભળ. ૯

તે અતિપ્રિય મને અંતરે, તેનો વેચ્યો વેચાઉં;
તુજમાં તો ભક્તિ નવે પછે, ગુણ તારા શું ગાઉં.
સાંભળ. ૧૦

મળવી મહા યોગિવૃંદને, ગતિ દુર્લભ જેહ.
તે તને આજ સુલ્લભ થઈ, ધન્ય ધન્ય તું દેહ.
સાંભળ. ૧૧

મમદરશન દિવ્યફળ દિસે, જગજન્મનું જાણ;
સહજ સ્વરૂપ નિજ પામતા, પામર જીવ પ્રમાણ.
સાંભળ. ૧૩

સર્વથા તૂં મહાભાગ્યની, મમપદઅનુરાગ;
તુજ મહિમા જેને ઉર વસે, તેનાં પણ મહાભાગ્ય;
સાંભળ. ૧૩

સુણિ શુભવચન શ્રીરામનાં;હર્ષ પામી અપાર;
બોલ્યા વળી રઘુનાથજી, વાણી મૃદુ સુખકાર.
સાંભળ. ૧૪

વારૂ વૈદહિની ભાળનાં, કહે કામની વેણ;
જાણે છે ક્યાં! ગજ ગામની, મૂજને સુખદેણ.
સાંભળ. ૧૫

## દોહરા.

કહે શબરિ જાઓ પ્રભૂ, પંપાસરની પાસ;
જ્યહાં રહે મુનિવર ઘણા, યોગીપતી ઉદાસ. ૧
મહિમા મુનિકુંજરતણો, ગુણ વળિ અતિશે સાર;
જીવ ચરાચર ત્યાં રહે, સુખિયા સૌ નિરધાર. ૨
વેર કોથિ કો નવ કરે, આદ્યવેર તજિ સર્વ;
સુખે રહે ત્યાં સર્વકો, ઘણો ગાઢ તજિ ગર્વ. ૩
શૈલ શિખર સોહામણાં, વન ફાલેલ ફુલેલ;
અનુકુળ ખગ મૃગ જીવને, શોભા સઘળી સ્હેલ. ૪
કરો સફળ આશ્રમ સહૂ, જઈ ત્યાં જગદાધાર;
થશે ત્યહાં સુગ્રીવથી, ગાઢો મિત્રાચાર. ૫
તે સહુ કહેશે માંડિને, સિતાનિ ભાળ સુધીર;
સૌ જાણતાં છતાં મને, પૂછોછો રઘુવીર. ૬
પ્રભુપદ શિશ નમાવિને, શબરી વારંવાર;
સંભળાવિ ત્યાં સહુ કથા, વર્ણવિ કરિ વિસ્તાર. ૭
હરિમુખ સન્મુખ જોઇ રહિ, હૃદયભૃંગ નવરંગ;
પ્રભુપદાબ્જ વનમાં મુકયો, સર્વ તજાવી સંગ. ૮
યોગાનળમાં દેહ તજી, હરિપદમાં થઇ લીન;
થાય ન મરવૂં જનમવૂં, જ્યાંથકિ કોઇ દિન. ૯
વિવિધ શાસ્ત્રમત કર્મ વળિ, ધર્મ અનેક પ્રકાર;
દુખપ્રદ એ તજી અવ કરો, પ્રભુપદ પ્રીત અપાર. ૧૦
દ્રઢવિશ્વાસ હૃદય ધરો, માત્ર રામનો મેર;
રામનામઅમૃત વિના, જગત બધેછે ઝેર. ૧૧
જાતી હિણ અતિશે અધમ, એવિ મુકત કરિ નારિ;
મહામંદ મન સુખચહે, એવા પ્રભૂ વિસારિ. ૧૨
ચાલ્યા રામ રમાપતી, ત્યાગી વળિ વન તેય;
અતુલિત બળ રૂપ અલખના, નવલ કેશરી બેય. ૧૩
વિરહાતુરની જેમ વિભુ, કરતા હૃદય વિષાદ;
કહે કથા લક્ષ્મણપ્રતી, શુભ અનેક સંવાદ. ૧૪

## રાગ રામશ્રી.

વૈદભિ વનમાં વલવલે "એઢાળ".

સાંભળ સોહાગી બંધવા, આ જો વનની શોભાય;
જોતામાં કોણતણા કહે, ઊરે ક્ષોભ ન થાય.
સાંભળ સોહાગી. ૧

આ જો સહુ ખગ મૃગતણાં, ટોળાં નારી સહીત;
જાણ્યે નિંદા કરે માહરી, એમાં નહિં અનુચિત.
સાંભળ સોહાગી. ૨

આપણને જોઈ મૃગતણાં, ટોળાં દુર દોડી જાય;
મૃગલી કહેછે મનાવીને, "તમને ભય ન જરાય."
સાંભળ સોહાગી. ૩

"શાને દોડોછો શ્વાસે ભર્યા, બીક રાખો ન મંન;"
"એ તો કંચનમૃગ શોધવા, વીર આવ્યાછે વંન."
સાંભળ સોહાગી. ૪

હાથણી હાથીને લેઈને, આવિછે નિજ સંગ;
જાણ્યે મને શિખામણ દિએ, પ્રિયાવિરહ પ્રસંગ.
સાંભળ સોહાગી. ૫

"જોઇએ ફરિ ફરિ જુગતિથી, શાસ્ત્ર જેહ શિખેલ;"
"ભૂપતિ વશ નહીં લેખવો, ભલે હોય સેવેલ."
સાંભળ સોહાગી. ૬

"યદ્યપિ યોષિતા ઉરવિષે, રાખીએ કરિ યત્ન;"
"પણ નૃપ શાસ્ત્ર ને નારિઓ, વશ નહિં નરરત્ન."
સાંભળ સોહાગી. ૭

આ જો વસંત સોહામણો, મારા દુખભાગી ભ્રાત;
પણ મને તો વૈદહિ વિના, કરતો કારી ઘાત.
સાંભળ સોહાગી. ૮

વિરહે વિકળ બળહિણ મને, જાણિ એકલો છેક;
જીત મેળવવાને જુગતિથી, વિના વૈદહી એક.
સાંભળ સોહાગી. ૯

સહિત આ વન ખગ મૃગ અલિ, સબળ સોઢાડી સૈન્ય;
કામે ઉતાવળ કરિ બહૂ, મૂજને દુખદેણ.
સાંભળ સોહાગી. ૧૦

જોઈ ગયો અહિં આવિને, નિજ ભ્રાત સહીત;
તેના દૂતનિ સુણી વાતને, સૈન્ય સજ્યું આ શોભીત.
સાંભળ સોહાગી. ૧૧

ડેરા દીધા જાણ્યે તેમણે, રચવા હુંથી રણસ્થંભ;
જીતી શકે ન જોગેશ્વરા, એવો વસંત આરંભ.
સાંભળ સોહાગી. ૧૨

વૃક્ષ વિશાળ લતા રૂડી, સારી શીતળ છાંય;
જાણ્યે વિવિધ રંગ માંડવા, તાણી લીધાછે ત્યાંય.
સાંભળ સોહાગી. ૧૩

કેળ હિંતાલરૂપી વડી, કેવી કેતૂ પતાક;
મોહે ન મન ધીર જેમનૂં, જોઈ જાણી વિપાક.
સાંભળ સોહાગી. ૧૪

વિવિધ પ્રકાર વિરા જુઓ, ફુલ્યાં વૃક્ષ અનેક;
જાણ્યે બની ઊભા મ્હારથી, રણમાં ધરી ટેક.
સાંભળ સોહાગી. ૧૫

વળિ કહીં કહિં સોહામણાં, વૃક્ષ જેતું વિવિધ;
જાણ્યે નોખા નોખા નીકળી, ઉભા સુભટો સન્નિધ.
સાંભળ સોહાગી. ૧૬

કાળી કોયળ કુંજારવ કરે, (જાણ્યે) મદઝરતા માતંગ;
ઠેક ઢેકાળા ઊંટડા; ભાર ભરવાને સંગ;
સાંભળ સોહાગી. ૧૭

મોર ચકોર ને પોપટા; જાણ્યે અશ્વ અનૂપ;
હંસ પારેવાં તેજી તુરી, એ કટક કામભૂપ.
સાંભળ સોહાગી. ૧૮

લાવર ને તેતરતણું, પાયદળ પરમાણ;
વરણાય નહિં કામભૂપનૂં, દળ દેશ વખાણ.
સાંભળ સોહાગી. ૧૯

શૈલશિલા રથ શોભીતા; મણા દીસે ન કાંય;
ઝરણધ્વની જાણ્યે વાગતાં, દુંદુભી દળમાંય.
સાંભળ સોહાગી. ૨૦

ગુણ વર્ણવે કામભૂપના; ચાતકચારણ ભાટ;
ભેરી નફેરી શરણાઇઓ, અલિમુખ ભલિભાત.
સાંભળ સોહાગી. ૨૧

વાય પવન મંદ મંદ આ, સુશીતળ ને સુગંધ;
વિષ્ટિ આવી જાણ્યે વેગમાં, યુધ્ધ રાખવા બંધ.
સાંભળ સોહાગી. ૨૨

સંગ લઈ ચતુરંગની, સૈન્ય એવી અનેક;
કરતો વિજય જગ વિચરે, સહુને હરવતો છેક.
સાંભળ સોહાગી. ૨૩

લક્ષ્માણ સૈન્ય જો કામનૂં, ભારે ભાસતૂં ભીષ્મ;
દેખી ધીરજ રહે તેમના; જગ મહિમાની સીમ.
સાંભળ સોહાગી. ૨૩

નારી પરમબળ એહનૂં, અવિલોકતાં એક;
ઊગરે જે તેથી રણવિષે, તે સુભટ જગ છેક.
સાંભળ સોહાગી. ૨૫

જગત રણાંગણમાં વિરા; ત્રણ દારૂણ દૈત્ય;
પ્રબળ ઘણા પુરૂષાર્થમાં, [illegible] હિંસક નિત્ય.
સાંભળ સોહાગી. ૨૬

કામ ક્રોધ વળી લોભછે, નષ્ટ તેમનાં નામ;
મુનિમન જ્ઞાનનિધાનને, કરે ક્ષોભિત આમ.
સાંભળ સોહાગી. ૨૭

લોભનું બળ તે અથોભછે, ઇચ્છા દંભ અનેક;
કામનું કેવળ કામની, તજાવતિ બહુ ટેક.
સાંભળ સોહાગી. ૨૮

વચન કઠોરનું બળ ઘણું, ક્રોધ બળને બચીત:
મોટા મુનીવરનૂં કહ્યું, મત શૃતિના સહીત.
સાંભળ સોહાગી. ૨૯

## દોહરા.

ગુણાતીત ચરઅચરના; સ્વામી રામ સુજાણ;
સહુના અંતરજામિ હરિ, સાંભળજો સતિવાણ. ૧

કામિજનોનિ બતાવિ આ, અતિ દીનતા ખરેશ;
ધૈર્યવંતના મનવિષે, વિરતિ દ્રઢાવિ વિશેષ. ૨
કામ ક્રોધ મ્હામંદ મદ, મ્હોકમ માયાજાળ;
છૂટે રામકૃપાથિ સહુ, જનમ મરણ જંજાળ. ૩
ઇંદ્રજાળસમ જગત આ, ભૂલા પડે ન તેહ;
અનુકુળ રઘુવરનટ રૂડા, જેપર પૂરણ સ્નેહ. ૪
મમ અનુભવ કહું હે ઉમા, સાંભળ ધરિ મન ધ્યાન;
સત્ય એક હરિ ભજનછે, જગ સહુ સ્વપ્ન સમાન. ૫
પછી ગયા પ્રભુ પ્રેમથી, સુભગ સરોવર તીર;
નિર્મળ પંપા નામનૂં, ઘણૂં જેહ ગંભીર. ૬

## રાગકેદારો.

સંતહૃદય જેવું સ્વચ્છ સુભગ છે, નિર્મળ પંપાનીર;
ઘાટ મનોહર ચાર બાંધેલા, સાંભળો હે મુનીધીર;
ચીંડો ચરી મૃગ વિવિધપીએ ત્યાં, નિર્મળ પંપાનાં વારી;
જાણ્યે ઉદાર ગૃહસ્થને આંગણે, ભિક્ષુકની ભીડ ભારી.૧
ઓદાણી ઊંડી અપાર દીસેછે, જળઆટ ઝાઝો જણાયે;
ઉંડાણનો એથી મર્મ જડે ના, જોતાં તપાસી ત્વરાએ;
કેવળ નિર્ગુણબ્રહ્મ દેખાય ન, મોહની માયાજાળે;
એમ એ નીર ઉંડાણુના મર્મની, જાણ પડે ન તે કાળે. ૨
મીન સુખી અતિશે ઉંડાજળમાં, સુખે દિવસો જાય;
ધર્મશીળ નરના જ્યમ જાએ, સુખમાં દિવસ સદાય;
ફુલ્યાં કમળ જળ વિવિધ રંગનાં, સુંદર એવાં તે શોભે;
મધુર ગુંજારવ મધુકર કરતા, જોતાં મુનિમન લોભે. ૩
હુંસબચ્ચાં જળકુકડી બોલે, સુસ્વર મધુરી તાણી;
જાણ્યે પ્રભુને જોઇ રિઝવતાં, ગુણગણુ વારૂ વખાણી;
ચક્રવાક બગલા ઠગ ઠિક ત્યાં, અન્ય વિહંગ વરૂથ;
વરણી શકાય ન જોઇ શકે પણ, શોભે સ્નેહ સંયૂત. ૪
પરમ મનોહર પંખીનાં ટોળા, વદતાં ગિરા શુભ ઘાણી;
જાણ્યે જતા પંથિજનને સનેહે, બોલાવિ લે નિજ ભણી;
સમિપ સરોવરની ગૃહ રૂડાં, મ્હામુનિઓએ કર્યાંછે;
પાળની ફરતાં ચારે દિશાએ, વૃક્ષ ઝઝૂમી રહ્યાંછે. ૫
ચંપક બકુલ તમાલ કદંબને, કેતકી ડોલરવેલા;
પનસ પલાશ શ્વેત રક્ત રંગી, દેખીને થઇએ ઘેલા;
નવપલ્લવિત તરૂ પુષ્પિત સઘળાં, જાણ્યે નંદનબાગ;
મધુકરશ્રેણિ સુગાન કરેછે, મ્હાલવાનો મળ્યો લાગ. ૬
શીતળ મંદ સુગંધ મનોહર, વાયુ નિરંતર વ્હેછે;
વૃક્ષને સ્પર્શી ધ્વની રૂડિ કરતો, સહુને ભલુ સુખ દેછે;
કહિં કહિં સૌરભવૃક્ષલતાએ, કાળી કોયલડી ટૌકે;
શબ્દ સુણી મુનિનાં ધ્યાન છૂટે, કામની સેજમાં ઝોકે. ૭
ફાલી ફુલી લતાઓ લચિ રહિછે, ભોંમીની સાથ ભલેરી;
પરઉપકારીપુરૂષ જ્યમ નમતો, સંપત્તિ પામી ઘણેરી;
સુંદર પાવન સરોવર નિરખી, રીઝ્યા ઘણું રઘુનાથ;
સાનુજ સ્નાન કરી સુખ પામ્યા, પીધું વખાણી પાથ. ૮
શીતળ સુંદર તરૂવર છાયા, નિરખી હરખી અપાર;
બેઠા અનૂજ સહિત ત્યાં જઇનિ, રઘુવર રામ ઉદાર;
આવ્યા ત્યહાં સહુ દેવ મુનીવર, મળ્યા રૂડા રઘુવરને;
સ્તુતી કરી નિજ ધામગયા કહી, સ્નેહ વ્યાપ્યો શશિધરને. ૯

## દોહરા.

બેઠા ત્યાં સાનુજ સહિત, પરમ પ્રસન્ન કૃપાળ;
કહે લક્ષ્મણને કથા, વિવિધપ્રકાર રસાળ; ૧
વિરહાતુર ભગવંતને, અવિલોકી એવાર;
શોચ થયો નારદહૃદય, એ તક અપરંપાર. ૨
"અંગિકાર કરિ શાપ મમ, નારિવિરહ ભગવાન;"
"સંકટ સહે અપાર અવ. અરે હું અતિ નાદાન." ૩
"એવા પ્રભુ હૂં જોઉં જઇ, મ્હાઉદાર રઘુરાય;"
"નહિં આવે આવો ફરી, અવસર સુભગ કદાય." ૪
એવું વિચારી અંતરે, વીણાપાણિ ધરિ વ્હાલ;
કર વીણા ગ્રહિને ગયા; જ્યાં રાજે રઘુલાલ. ૫
ગાતા રામચરિત્ર ગુણ; મધુર સ્વરે મુનિરાય;
પ્રેમ સહિત શુભ રીતિએ, વખાણિને મનમાંય. ૬
દીઠા કરતાં દંડવત, ઉઠાવિ લીધા ઊર;
રાખ્યા ઉર ઘણિવાર સુધિ, પ્રેમ હૃદય ભરપૂર. ૭
સ્નેહે પુછિને સ્વાગતા, બેસાડ્યા મુનિ પાસ;
સાદર પાય પખાળિયા, અનંત મન ઉલ્હાસ. ૮
વિવિધરિતે વિનતી કરી, પછિ પ્રસન્ન પ્રભુ જાણિ;
નારદ બોલ્યા વચન શુભ, જોડિ કમળયુગપાણિ. ૯
અતિ ઉદાર રઘુનાથ તમ, સુગમ અગમ શિરતાજ
વરદાયક વિશ્વેશ્વરા; સુણો નાથ મમ કાજ. ૧૦
એક માગું વરદાન તે, દો પ્રભુ દીનદયાળ;
યદ્યપિ અંતરજામિતમ, જાણો સહુ આ કાળ. ૧૧
રામ કહે મુનિનાથ તમ, જાણો મૂજસ્વભાવ;
ભક્તજનનિ સાથે કદી, કરૂં ન કપટ બનાવ. ૧૨
કોણ એવિ વસ્તૂ કહો, અતિ મુજને પ્રિયપ્રાણ;
જે શકતા નથિ માગિ તમ, હે મુનિ ચતુરસુજાણ. ૧૩
આ જગમાં મારે કશૂં, નિજજનને ન અદેય;
એવો દ્રઢવિશ્વાસ મન, તજશો નહિં ભુલિનેય. ૧૪

વદિયા તવ નારદઋષી, અંતર હર્ષ અપાર;
વર માગું કરૂં મુર્ખતા, સુણો રામ સુખકાર. ૧૫
જો પણ પ્રભુનાં નામ જગ, દીસે દિવ્ય અનેક;
વેદ કહછે વરણિને, અધિક એકથી એક. ૧૬
રામનામ સહુ નામથી, દીસે શ્રેષ્ઠ વિશેષ;
પાપપંખિગણપારધી, જનકુળકંજદિનેશ. ૧૭
તમભક્તીનિશિપૂર્ણિમા, રામનામ તે શોમ;
અન્ય નામ નક્ષત્ર સહ, બસો ભક્તઉરવ્યોમ. ૧૮
એવમસ્તુ કહ્યું મુનિપ્રત્યે, કૃપાસિંધુ રઘુવીર;
તવ નારદ ઉર હર્ષ અતિ, પ્રભુપદ નામ્યું શીર. ૧૯
અતિ પ્રસન્ન રઘુનાથને, જાણી મન મુનિરાય;
વળિ બોલ્યા વાણી મુખે, કોમળ ને સુખદાય. ૨૦
પ્રેરો જવ પ્રભુ આપની, માયા પ્રૌઢપ્રતાપ;
મુજને મોહ પમાડતી, સુણો રામ માબાપ. ૨૧
વિવાહ કરવા તેસમે, ઇચ્છયો મેં સુખબીજ;
કોણ કારણે પ્રભુ તમે, કરવા દિધો નહીંજ. ૨૨
સુણો મુની કહું તે કથા, તમપર કરિને રોષ;
થયો હશે નહિં હજિ લગી, તમને મન સંતોષ. ૨૩

## રાગ રામગ્રી.

વૈદર્ભી વનમાં વલવલે (એ ઢાળ.)

સાંભળો નારદ સ્નેહથી, ઋષીરાય સુજાણ;
ઉજમ તમોને હજી લગી, પરણ્યાનો પ્રમાણ.
સાંભળો. ૧
અન્ય ભરોંસો તજી મને, ભજતા ધરી ભાવ;
ધન્ય જનમ ધરણીવિષે, બન્યો પ્રભુ શું બનાવ.
સાંભળો નારદ. ૨
કોટિ રીતે કરૂં તેમની, રખવાળી હમેશ;
શિશુને સદા જયમ સાચવે, નિજ અંબા વિશેષ.
સાંભળો નારદ. ૩
ધીબ દેઇ ગ્રહ ધાઇને, શિશુ પાવક નાગ;
વારિ રાખે ત્યહાં માવડી, સૂતને સાનુરાગ.
સાંભળો નારદ. ૪
થાય મોટો જ્યારે ઠીક તે, સમજે હિત અનહિત;
પાછલી વાતની તે સમે, માતા ના કરે પ્રીત.
સાંભળો નારદ. ૫
તેમ મારે મહાજ્ઞાનિઓ, મોટાપુત્ર સમાન;
લઘુસુત સમ દાસ માહરે, ઉર જેને અજ્ઞાન.
સાંભળો નારદ. ૬
જેમને બળ એક માહરૂં, નહિ નિજબળ જ્ઞાન;
કામ ક્રોધ રિપુ તેમને, પજવેછે પ્રમાણ
સાંભળો નારદ. ૭
એવું વિચારી પંડિતજનો, ભજે મુજને સદાય;
જ્ઞાન પામે પણ ભક્તિને, નથિ તજતા કદાય.
સાંભળો નારદ. ૮
કામ ક્રોધાદિક લોભ તે, પ્રબળ મોહની ધાર;
તેમાં દુખદ દારૂણ અતી, માયારૂપણી નાર.
સાંભળો નારદ. ૯
સુણો મુની કહે સર્વકો, શૃતિસંમત સંત;
મોહઅરણ્યને માનુની, વિશેષેછે વસંત.
સાંભળો નારદ. ૧૦
જપ તપ નેમ જળાશયો, રૂડાં પ્રભુપદપર્વ;
ગ્રીષમઋતુ ગણો તેમની, શોષી લે નીર સર્વ.
સાંભળો નારદ. ૧૧
મત્સર મદ કામ ક્રોધના, મહા મેડક જેહ;
પ્રથમ વૃષ્ટી નારી તેમને, હર્ષદાનિ સનેહ;
સાંભળો નારદ. ૧૨
પોયણવન દુર્વાસના; કરવા પ્રફુલીત;
નારી શરદઋતુ શ્રેષ્ઠછે, અંતે કરણી વિપ્રીત.
સાંભળો નારદ. ૧૩
ધર્મ સકળ રૂપી કમળનાં, વન જેહ વિસ્તિર્ણ;
હેમંતઋતુરૂપી તેમને, નારી લોચન કીર્ણ.
સાંભળો નારદ. ૧૪
મમતાજવાસાને મ્હાલવા; નારી શિશિર સમાન;
જયમ જયમ સંગ પ્રસંગમાં, વધે ત્યમ ત્યમ વાન.
સાંભળો નારદ. ૧૫
પાપરૂપી ગણ ઘુવડના, તેમને સુખકાર;
ઘોરઅંધારી નારીનિશિ; વારૂ કરતાં વિચાર.
સાંભળો નારદ. ૧૬
સત્ય બુદ્ધિબળ શીળતા, એવાં મીન અનેક;
તેમને તો તરિયારૂપી, ગળ ગણવોજ છેક.
સાંભળો નારદ. ૧૭
અવગુણમુળ શુળપ્રદ ત્રિયા; સહુ દુખની ખાણ;
આપનારી નારી નરકને, ઋષિરાય પ્રમાણ.
સાંભળો નારદ. ૧૮
તેથી તમોને મેં તેસમે, આણી ઉર કરૂણાય;
ઊગારી લીધા એ ત્રાસથી, સુજ્ઞ હે મુનિરાય.
સાંભળો નારદ. ૧૯

## દોહરા

સુણિને મુનિ રઘુનાથનાં, વચન સુખદ વિશ્રામ;
તન પ્રફુલ્લ લોચન સજળ, ધન્ય રમાપતિ રામ. ૧
કહો કોણ પ્રભુકેરિ છે. રૂડી આ'વિ શુભરીત;
સેવકપર મમતા ઘણી, પવિત્ર પૂરણ પ્રીત. ૨
જે ન ભજે આવા પ્રભૂ, સંશય કરિ સહુ ત્યાગ;
જ્ઞાનરંક મતિમંદ તે, અતિશય વળી અભાગ્ય. ૩
સાદર વળિ નારદમુની, વધ્યા વાણિ ધરિ વ્હાલ;
સુણો રામ વિજ્ઞાનઘન, ડાહ્યા દીનદયાળ. ૪
સંતોનાં લક્ષણ સરસ, કહો મને રઘુવીર;
ભવભયભંજન ભક્તપ્રિય, કરણ ભરણ રણધીર. ૫

પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાશે, એઢાળ:

નારદ નેહ ધરી સંતગુણો
શ્રવણે શ્રીમુખ તમ સૂણો, નારદ નેહ ધરી સંતગુણો.ટેક.
કહૂં તમોને કોડ ધરીને. સંતગુણ સરવેથી;
સદાય હૂં વશ રહુંછું એમને, ગરવા એવા ગુણેથી.
નારદ નેહ ધરી. ૧
ષટવિકારજિત નિષ્પાપી નિત, અંતર સદા અકામી;
અતિ પવિત્ર મતિસાગર મોટા, સંત સદા સુખધામી.
નારદ નેહ ધરી. ૨
અતિશય બોધે પ્રબોધાયલા, વળિ પરમારથ ભોગી;
સત્યસિંધુ ડાહ્યા સુસાક્ષરા, માયાજાળવિયોગી.
નારદ નેહ ધરી. ૩
સાવધાન સંસારવિષેછે, હૂંપદ મદહિણ ભાસે.
ધર્મગતીમાં ધીર વીર દ્રઢ, પરમ પ્રવીણ પ્રકાશે.
નારદ નેહ ધરી. ૪
સહુગુણસંપન મન પ્રસન્ન નિત, સંત અનંત ન એવા;
રહિત વિશ્વદુખ ગત સંશય સહુ. મને ઘણા પ્રિય તેવા.
નારદ નેહ ધરી. ૫
તજિ મમપદપાથોજ પ્રીય મન, સકળ પદારથ દાતા;
દેહ ગેહની શુદ્ધિ ન કદિએ, ભક્તિભાંગ મદમાતા;
નારદ નેહ ધરી. ૬
સુણતાં નિજગુણતણી પ્રસંશા, મનમાં સંકોચાતા;
પ્રેમ સહિત પરગુણ સાંભળતાં, હૃદય મહા હરખાતા.
નારદ નેહધરી. ૭
સમાન શીતળદ્રષ્ટીવાળા, ત્યાગે નહિં કદિ નીતી;
સરળ સ્વભાવે સર્વનિ સાથે, પૂર્ણ રાખતા પ્રીતી.
નારદ નેહ ધરી ૮
જપ તપ વૃત્ત ઇંદ્રિદમનકર, સંયમ નેમે શૂરા;
ગુરૂ ગોવિંદ વિપ્રચરણામ્બુજે, પ્રેમ રાખવે પૂરા.
નારદ નેહ ધરી. ૯
શ્રધ્ધાવાન ક્ષમાળુ દયાળુ, સદા દીનના સંગી;
આનંદી મન મમપદપ્રીતી, ભક્તીરસના રંગી.
નારદ નેહ ધરી. ૧૦
વિરતિ વિવેક વિનયના નેં વળિ, પંથ જ્ઞાનનો જાણે;
બોધ યથારથ પ્રાપ્ત થએલા, વેદ પૂરાણ પ્રમાણે.
નારદ નેહ ધરી. ૧૧
દંભ માન મદ મત્સર કદિએ, કરે ન કોની સાથે;
પાય ધરે નહિં ભુલીનેય પણ, કદી કુપંથે જાતે.
નારદ નેહ ધરી. ૧૨
શ્રવણ કરે વળિ ગાય નિરંતર. મમલીલા નિજમૂખે;
કારણ રહિત સદા પરહિતમાં, પ્રીત અતી શિળ સૂખે.
નારદ નેહ ધરી. ૧૩
સુણો મુની તમ સંતપુરૂષના, ગુણ જેટલા સુકરણી;
કહિ ન શકે શારદા વેદ પણ, મુખે તેટલા વરણી.
નારદ નેહ ધરી. ૧૪
સુણિને ગુણ અનંત સંતના, નારદમુનિ પ્રભુવદને;
પ્રભુપદપંકજ પ્રેમાકુળ થઈ, ગ્રહ્યા રહિત મન મદને.
નારદ નેહ ધરી. ૧૫
એવા રઘુવર દીનબંધુ પ્રભુ, નિજજનના ગુણગરવા;
શ્રીમુખ વરણ્યા સ્નેહ ધરિને, મુનિમોહને હરવા.
નારદ નેહ ધરી. ૧૬
વારંવાર ચરણ શિશ નામી, બ્રહ્મલોકમાં ભાવે;
સિધાવિયા નારદજી સ્નેહે, જે મુનિપુંગવ કા'વે.
નારદ નેહ ધરી. ૧૭

## દોહરા.

ધન્ય તેહ એવા પ્રભૂ, ભજે રાખિ મન ભાવ;
આશ રહિત જન દાસ થઈ, લે સુજન્મનો લાવ. ૧
પાવનયશ પ્રભુજીતણા, ગાય સુણે જે લોક;
રામભક્તિ દ્રઢ પામશે, સ્વપ્ને નહિં મનશોક. ૨
વિના યોગ વૈરાગ્ય જપ, ભક્તીવશ ભગવાન;
એવું માનિ રઘુવર ભજે, મહા તેજ મતિમાન. ૩
દીપ શિખાસમ યોષિતા, મન નવ કરો પતંગ;
ભજો રામ તજિ કામ મદ, સદાકરો સતસંગ. ૪
શીખે સુણે મુખે કથે, દે પુસ્તકનૂં દાન;
તે નરનારિતણા સદા, ભવબેલી ભગવાન. ૫

સુણ્યા સતી સાદર સરસ, રામકથા ગુણગાથ;
કહિ ગરૂડ ગુણનિધિપ્રતી, ભૃશુંડિએ ભલિભાત. ૬
યાજ્ઞવલક્ય કેહ સુણ્યા, ભરદ્વાજ મુનિરાજ;
રામનામ સંસૃતિશમન, સર્વ સુખદ સહુસાજ. ૭
બોલો જય જય જયતિ જય, કુંવર કૌશલાધીશ;
કવિજન કોડ પુરો કરી, ચરણ નમાવે શીશ. ૮

**સપ્તકાંડ સાગરસુધા, ભર્યાં રામ ગુણગ્રામ;**
**તુળસિદાસકૃતસેતુચઢિ,ઉતર્યાત્રીજોઆમ.** ૯
સંવત ઓગણિ ત્રીશનો, સુભગમહા શનિવાર;
પંચમિ તિથિ વદપક્ષની, કાર્તિક અતિ સુખકાર. ૧૦
તે દિન દિનકરકુળતણા, દિનમણિગુણનો દિવ્ય;
ઉજવળ કાંડ અરણ્ય આ, પૂર્ણ કર્યો ભજિ શીવ. ૧૧

અરણ્યકાંડ સમાપ્ત. ૩.

॥ શ્રી ગ ણે શા ય ન મઃ ॥

# કિષ્કિંધાકાન્ડ પ્રારંભ.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

દીપે ડોલર, નીલવારિજ સમી, જે કોમળાંગે કળા.
શોભાધામ ઉભે બળાઢ્ય બહુધા, ગોરા અને શામળા;
સર્વોત્કૃષ્ટ ધનૂષધારિ હરિ જે, વેદ વખાણાયલા,
ગૌ વિપ્રો પ્રિય જેમને જગતમાં, સંપૂર્ણ શોભે કળા. ૧
સઃમાયા નરદેહ ધારિ હરવા. ભોમીતણા ભારને,
અંગે ધાર્યું સુધર્મના કવચને. શોભાવિ સંસારને;
સીતાશોધવિષેજ આતુર ઘણા; વ્યાકૂળ ફરતા વને,
એવા બે રઘુવંશભૂષણ મહા, દેજો સ્વભકતી મને. ૨
વેદામ્બૂધિથકી રૂડું પ્રગટજે, પોતાનિ મેળે થયું,
છે નાશાત્મક જે કળિમળતણું, ને પ્રેમપાત્રે રહ્યું;
પૂર્ણેંદ્રૂ સમતૂલ્ય શંકરતણા, શોભે મુખારવિંદમાં;
ભારે ભેષજ વિશ્વરોગતણું જે, વિબગૂયને વંધમાં; ૩
કર્તા સર્વ સુખોનું પ્રાણપ્રિયછે, સીતાજીને સર્વદા;
ઝાઝૂ જીવન જેહ જગ્ત જનનૂં, સેવ્યે મળે સંપદા;
એવૂં અમૃત રામનામનું રૂડૂં, વિશ્રામ વારૂ દિયે;
આ વિશ્વે જન તેહ ધન્ય સહુથી, જે તેહ પ્રેમે પિયે. ૪

### દોહરા;

અતુલ્યબળના ધામ જે, સુવર્ણગિરિશી કાય,
અસુરવિપિનને અનળસમ, અગ્ર જ્ઞાનિઓ માંચ ૧
સકળ ગૂણ સંપૂર્ણ જગ, વાનરપતિ હિતકાર;
રઘુવરના વરદૂત જે, નમામિ અનિલકુમાર. ૨
મહિમાવંતનિ મહિ મહા; મુકિત જન્મની માનિ;
જ્ઞાનખાણ વળિ જ્યાં વસે, સદાય શંભુ ભવાનિ. ૩
કોટિમૂળ કલ્યાણની, એવિ કાશિ અભિરામ;
કયમ ન સેવિયે તે કહો, તજિ જંજાળ તમામ! ૪
દેખી સુર સહુ દુઃખિયા, વિષમવીષ જે દીશ;
પાન કર્યું ત્રિપૂરારિએ, એવા ઉમયાઇશ. ૫
એવો કોણ કૃપાળ અતિ, શિવશંકર સમતૂલ્ય;
તે ન ભજે તે નરતણા, જિવતરમાં પડિ ધૂળ. ૬
સાંભળ સતિ સદભાવથી, રામચરિત્ર રસાળ;
જે સાંભળવાથી મટે, જન્મ મરણ જંજાળ. ૭
ચાલ્યા આગળ ચોંપથી, રિઝિ આવ્યા રઘુનાથ;
ઋષીમૂકપર્વત નિકટ, લક્ષ્મણ પણ સંગાથ. ૮
રહે ત્યહાં સુગ્રીવ કપિ, નિજ સચીવસંયૂત;
દીઠા તેણે આવતા, બળ સ્વરૂપ અદભૂત. ૯
અતિ સભીત થઇને કહે, "સુણ સચીવ હનુમાન;
આવે બે નરકેશરી; મ્હાબળિ સ્વરૂપનિધાન. ૧૦
બ્રહ્મચારિનૂં રૂપ ધરિ, જઈ ત્યાં જો તું જરૂર;
સમજી કહેજે શાનમાં, હે મારૂતિ રહિ દૂર. ૧૧
હોય વાળીના મોકલ્યા; મન મેલા મ્હાવીર;
તરત ભાગુ આ શૈલ તજિ, સુખમાં રાખું શરીર." ૧૨

### રાગ કેદારો.

સાંભળી સુગ્રીવનાં વચનો, વિપ્રવેશે હનુમાન,
આવિયો રઘુવીર પાસે, જ્ઞાન બુદ્ધિનિધાન;
શીશ નામિ કમળ કરજોડી, પુછે કપિ મતિભૂપ,
"શ્યામ ગૌર શરીરના તમ, કોણ કારણ રૂપ! ૧
મોહક્ષેત્ર આ ક્ષત્રિરૂપ ધરી, વનમાંહ વિચારોછો,
કૃપાદ્રષ્ટીની દશો દિશાપર, પિયૂષવૃષ્ટિ કરોછો;
પ્રકાશ કરતા પગ પગ જોતા, ધીરે પગલાં ભરોછો,
મારા મનના તો તમે સધ, ત્રિવિધ તાપ હરોછો. ૨
કુમકુમવરણા ચરણ સકોમળ, દુષ્ટહૃદયશી ધરણી,
કેમ ચલાયછે ચારૂ ચરણથી, વાડવને કહો વરણી;
કોણ કારણ આ અરણ્યમાં, વિચરોછો ધનુધારી,
કોણ અભાગિયા દેશને આપે, વિરહ દિધોજ વિચારી. ૩
મહા મનોહર કોમળ કાયા, રઢિયાળા રાણીજાયા,
દુસહ સહો વન ટાઢ તડકો, માત પિતાનિ તજી માયા;

શકે તમે ત્રણદેવ મધ્યે, કોઇએક કારણ રૂપ,
કે નિપટ નર નારાયણ છો, બેય તમ નરભૂપ. ૪
સંસારસાર શોભાનિધિ તમ, જોતાં જુગલકિશોર,
જોગિવેશે જગદિશ જાણું, મહામુનિચિતચોર ;
જકતભવદધિતારણ કારણ, ભંજન ભોમી ભાર,
કે તમેછો અખિલભુવનપતી, લીધો મનુજ અવતાર." ૫
સ્નેહ વચનો સાંભળી શુભ, રાજી થયા મન રામ,
"સાંભળો તમ વિપ્ર સાધુ, કર્મકથા અમ આમ ;
કોશલેશતણા અમે છૈએ, કોશલ્યાના કુમાર,
તાત વચને વનમાં નિકળ્યા, દિવ્ય તજી દરબાર. ૬
રામ લક્ષ્માણ નામ અમારૂં, છૈએ સહોદર ભ્રાત,
નારિ સકુમારિ અમ સંગે, વૈદેહી વિખ્યાત;
કોઈ દારૂણ દૈત્યે તેનું, હરણ કર્યૂં આ ઠામ,
શ્યામા સલુણીને શોધતા ફરિએ, વિપ્ર સુણો ગુણધામ.૭
માનનિ તો મળતી નથિ કહિંએ, ભાળ કહો ભુસૂર,
દીઠી હોય તમે કહિં નજરે, વિરહ વધે ભરપૂર;
અમે અમારી કર્મકથા કહી, વરણીને તમ પાસે,
તમ ચરિત્ર કહો દ્વિજ ચરચી, અંતરને ઉલ્હાસે." ૮
ઓળખિયા પ્રભુ અંતરજામી, હોંસ ધરી હનુમાને,
પ્રેમથી પદપાયોજ ગ્રહ્યા જઈ, જે મુક્તિપદ અવસાને;
તે સુખ વરણ્યું ન જાય કદાપી, સાંભળ સુમુખી ભવાની,
ભરદ્વાજ રઘુરાજ વિનય સુણી, મન રહ્યા સુખમાની. ૯
વચન ન આવે મુખ તન પ્રફુલિત, પ્રેમાકુળ કપિ ભારી,
રચના નિરખતાં મનહર વેષની, નેત્રભરી ધારી ધારી;
કીધી સ્તુતિ કરપંકજ જોડી, ધીરજ ધરિ કરિ ધ્યાને,
ઇષ્ટદેવ નિજ ઓળખ્યા નેહે, હર્ષ સહિત હનુમાને. ૧૦
"નાથ અજાણ્યે મેં તો આપને, પુછયું વૃતાંત તમારૂં,
અંતરજામી સકળજગસ્વામિ થૈ, આપે પુછયું કયમ વારૂં?
આપની અકળમાયાવશ હું તો, ભુલો ફરૂંછું બ્રહ્માંડે,
તેથી પ્રભુપદપંકજરજપર, મનડુ ચિત્ત ન માંડે. ૧૧
એક તો હું મહામોહમદવશ, કુટિલ હ્રદય અજ્ઞાન,
મુકયો વિસારી વળિ મને પ્રભુએ, દીનબેલી ભગવાન;
યદ્યપિ અવગુણ અતિશેછે મારા, નાથ જુઓને વિચારી;
સેવક પ્રભુને વિસારે પડે નહીં, હો ભલે અવગુણ ભારી.૧૨
નાથ આ જગના જીવ સરવે, મોહાંધ તમ માયાએ;
દિવ્યાંજન તમ કરૂણા કટાક્ષથી; નિસ્તાર તેહનો થાએ;
સેવક માત પિતા સુત પરિજન, વિશ્વાસ તેમનો રાખ્યે;
જીવ રહે અપવિત્ર જગતમાં, પ્રભુને સંતોષ્યા પાખે." ૧૩
એવું કહિ પડયો પાયપંકજમાં, કપિવર પ્રેમાકૂળ;
પ્રગટ પ્રીતિ ઉર રહી છવાઈ, જે સહુ મંગળમૂળ ;
ઉરમાં લીધો ઉઠાડિ રઘુનાથે, કપિવરને તેવારે ;
નિજ લોચનહર્ષાશ્રુ સિંચીને, ત્રિવિધ તાપ નિવારે. ૧૪
સાંભળ કપિવર તું નિજ અંતર, ઓછું ન કાંઈ આણીશ;
તું મને મારા લક્ષ્માણથીએ, વ્હાલો ઘણો આ દીશ;
સમદરશી મને સરવ કહેછે, વળિ વળી વેદ પુરાણ ;
અનન્ય ગતિ નિજ સેવક પ્રિયની, હોય સુણો હનુમાન.૧૫
અનન્યગતિ સમજાવિ કહુંછું, સેવક પ્રિયની સ્નેહ,
"સેવક હું સચરાચરભર પ્રભુ, રૂપરાશી મહા તેજ;"
એવી મતિ અતિશે નિરૂપમ, ટળે નહીં કોકાળ,
સત્ય અનન્ય ગતિપ્રિયભક્તની, એજ હે અંજનીબાળ" ૧૬

## દોહરા.

પવનસૂત તે અવસરે, પેખી પતિ અનુકૂળ;
હ્રદય હર્ષ અતિશે થયો, સર્વ ટળ્યૂં મનશૂળ. ૧
કહે પછી કરજોડી કપિ, "રૂડા હે રઘુવીર;
સાંભળજો સેવકતણી, વિનતિ એક મતિધીર. ૨
શૈલ ઉપર સુગ્રિવ રહે, કપિપતિ તે કે'વાય;
દાસ નિરંતર તમતણો, તેપર કરો કૃપાય. ૩
તેહ સાથ રઘુનાથ તમ; મૈત્રિ કરો કરિ મેર;
દીન જાણિ નિર્ભય કરો, હે સ્વામી શુભ પેર. ૪
તે શુભ શોધ કરાવશે, જાનકિતણી જરૂર;
મોકલશે મરકટ ઘણાં, જયહાં ત્યહાં બળ પૂર." ૫
કહી એ રિતે સહુ કથા, સમજાવીને સાર;
અઠાવિ લીધા બેયને, પીઠ ઉપર તે વાર. ૬
દૂરથિ દીઠા આવતા, કોટિકામ ઘનશ્યામ;
જન્મ ધન્ય કરિ માનિયો, સુગ્રીવે તે ઠામ. ૭
સાદર પદપંકજ રજે, મળ્યા નામિને શીશ;
ભેટયા સાનુજ રઘુપતી, જોગિવેશ જગદીશ. ૮
કપિવર મનમાંહે કરે, વિધવિધ વડા વિચાર;
"મુજ સાથે માયાપતી, પ્રીત શું કરશે સાર?" ૯
કહિ પછિ અન્યોઅન્યની, કથા સર્વ સમજાવિ;
મહાવીર મારૂતસુતે, અધિક પ્રીત ઉર લાવિ. ૧૦
સહસ્ત્રવિધ શાક્ષી દઇ, પાવકની પરમાણ;
ગાઢ પ્રીતિ બાંધી પછી, કોટી મુળ કલ્યાણ. ૧૧
બાંધિ પ્રીત દ્રઢ પ્રેમથી, રાખ્યુ ન અંતરકાંય;
રામચરિત્ર કહ્યું સહૂ, લક્ષ્માણભ્રાતે ત્યાંય. ૧૨

સાંભળિને સુગ્રિવ કહે, નયન કમળ ભરિની;
"રમળશે નિશ્ચય નાથ હે, સીતાજી સુશરીર." ૧૩
"એકવાર હું આ સ્થળે, સર્વ સચીવ સમેત;"
"વિચાર કરતોતો વિવિધ, હે પ્રભુ કૃપાનિકેત!" ૧૪
"જાતાં દિઠિ મેં જાનકી, પરાશ પ્રભુ નભપંથ;"
"બહુ વિલાપ કરતી હતી, હે દિએર હે કંથ." ૧૫
"હા રઘુપુંગવ રઘુપતી, પ્રૌઢ કરી પોકાર;"
"જોઇ મારિ ભણિ નાખિ દિધ, ચિર ફાડી તે વાર." ૧૬
માગ્યૂં રામે તેહ પટ, આપ્યું તરત કપીશ;
હૃદય ચાંપિ અતિ શોક કિધ, જુઓ ઉમા જગદીશ. ૧૭
કહે પ્લવંગપતી ત્યહાં, "સુણો તમે રઘુવીર;
તજો શોક સહુ લોકપતિ, ધરો હૃદયમાં ધીર. ૧૮
સહુ પ્રકાર કરિશૂં અમે, શેવકતા તમ સાર;
આવી મળશે જે રિતે, જાનકિ રૂપભંડાર." ૧૯
સખાતણાં સુણિ વચન શુભ, હર્ષ્યા હૃદય કૃપાળ;
"શા કારણ વનમાં વસે, હે સુગ્રિવ કપિપાળ! ૨૦
કારણ તેહ કહે મને, સાંભળવા હું અધીર;"
સુણી વચન સુગ્રિવ કહે, સુણો તમે રઘુવીર. ૨૧

## રાગરામગ્રી.

વૈદર્ભિ વનમાં વલવલે. એઢાળ.

"સાંભળો શ્રી રઘુનાથજી, પ્રીતિ કહું તમપાસ;
દોહલાં આપના દાસનાં, દુઃખ હે અવિનાશ.
સાંભળો. ૧
વાળી અને હું હે હરી, બંને જણ ભોગી ભ્રાત;
પ્રીત અપાર પરસ્પરે, વરણી જાય ન વાત.
સાંભળો. ૨
મયદાનવસુત તેતણું, દારૂણ દુંદુભી નામ;
એક સમે તે આવિયો, અમે રે'તા જે ગામ.
સાંભળો. ૩
મધ્યનિશાએ પુરબારણે, પ્રૌઢ કીધ પોકાર;
વાળિય મ્હારણવાંકડો, જોરાવર ઝૂંઝાર.
સાંભળો. ૪
શત્રુનું બળ ન સહી શકે, શુરોજન સ્વપનેય;
ધાયો વાળી રણધીર તે, નાઠો દાનવ તેય.
સાંભળો. ૫
દેખી કતાંત સરીખડો, વાળીકેરો વેશ;
ભાગીયો મન ભય પામિને, ઉભો ન રહ્યો નિમેષ.
સાંભળો. ૬
હું પણ બંધુ સાથે ગયો, ભીલ્લુ થૈ ભલિભાત,
જો થશે રણસંગ્રામતો, જઈ જીતૂં હું જાત.
સાંભળો. ૭
ગહનગુફા ગિરિવરતણી, પેઠો તે તેમાં ધાઈ;
વાળીએ કહ્યું મને તે સમે, સુણ સુગ્રીવભાઈ.
સાંભળો. ૮
વાટ જોજે વીરા માહરી, પક્ષ એક પ્રમાણ;
જો ન આવું તો તું જાણજે, મને માર્યો નિર્વાણ.
સાંભળો. ૯
એમ કહીને એ અવસરે, વાળી મ્હા રણધીર;
દનુજ પુઠે ઝટ પરવર્યો, કરી નાદ ગંભીર.
સાંભળો. ૧૦
બેસી રહ્યો બાર દિન લગી, હે ખરારી નૃનાહ;
એટલે નિસર્યો રૂધિરતણો, જોતાં પ્રૌઢ પ્રવાહ.
સાંભળો. ૧૧
તેહસમે મેં મનવિષે, વારૂ કીધો વિચાર;
જાણ્યું જે બંધુને મારિઓ, યુદ્ધમાં નિરધાર.
સાંભળો. ૧૨
વાળી માર્યો વળિ આવિને, મને મારશે આજ;
જાણી એવું મેં ત્યાં જુગતીથી, કર્યું એક સુકાજ.
સાંભળો. ૧૩
આડી ધરી શિલા એક ત્યાં, ગુફાકેરે દ્વાર;
ચાલ્યો પછી ત્યાંથી ચોંપથી, આવ્યો નગરમોંઝાર.
સાંભળો. ૧૪
સચિવોએ ગાદી સુની દીઠી, વિના વાળી નરેશ;
રાજ્ય વડાઇ દીધી મને, પ્રેમે કીધો પ્રજેશ.
સાંભળો. ૧૫
દુંદુભીદૈત્યને મારિને, વાળી આવિયો ઘેર;
રાજ્યગાદીપર જોઇ મને, ઝાઝુ ઉપન્યૂં ઝેર.
સાંભળો. ૧૬
શત્રુસમાન શહભ્રાતા, માર્યો મુજને માર;
સર્વસ્વ હરણ કરી લિધું, વળી લઇ લીધી નાર.
સાંભળો ૧૭
સહન કરી શક્યો હું નહીં, બેસુમાર એ માર;
નાઠો ત્યાંથી ભય પામિને, પુઠ વાળી ઝુંઝાર.
સાંભળો. ૧૮
ભયભીત ભાઇના ભયથકી, રૂડા હે રઘુનાથ;
ચૌદભોવનમાં ફરી વળ્યો, કોણે સાહ્યો ન હાથ.
સાંભળો. ૧૯

અહિંયાં ઋષિવૃંદ અહનિશાં, તપતેજનિધાન;
હરિરસ પી ચકચુર બની, ધરતા હરિ ધ્યાન.
સાંભળો. ૨૦

દુંદુભી દૈત્યને મારિને, વાળી મ્હા રણધીર,
ફેંક્યા માથાપર ફેરવી, પડ્યું અહિંયાં શરીર.
સાંભળો. ૨૧

અફળાતાં શૈલ્યની સાથ એ, ચુરેચૂરા શરીર;
છંટાયાં શરીર ઋષિતાણાં, દુંદુભીને રૂધીર.
સાંભળો. ૨૨

ઉગ્ર શાપ દીધો એ સમે, પૂરણ ક્રોધની સોત;
"આવતાં વેત આ સ્થળ થજો, વીર વાળીનું મોત."
સાંભળો. ૨૩

ઉગ્ર એવા ઋષિશાપથી, અહીંયાં ન અવાય;
વાળી નિરાશ થઈ વળ્યો, તેથી અહિં રહ્યું જાય.
સાંભળો. ૨૪

તો પણ સભિત હું સર્વદા, રહુંછું રઘુનાથ;
ભણકારા વાગેછે ભયતણા, કહુંછું જોડિ હાથ.
સાંભળો. ૨૫

## દોહરા.

સાંભળિને સેવકતણું, દુખ અતિ દીનદયાળ;
ક્રોધથકી કંપી ઉઠી, બંને ભુજા વિશાળ. ૧
દિલ અતિશે આણી દયા, વદે વાણિ ગંભીર;
સુગ્રિવપ્રત્યે સ્નેહથી, કૃપાધામ રઘુવીર. ૨

## છપય છંદ.

"સાંભળ હે સુગ્રીવ, વાળિને એકજ બાણે,
મારિશ હૂં નિરધાર, શોચ તજ સહુ આ ટાણે;
બ્રહ્મ રૂદ્ર ભગવાન, તણે શરણે કદિ જાશે,
તોય ન બચશે પ્રાણ, જાણ જે જિવથી જાશે.
કહું મિત્રધર્મ સમજાવિને, સાંભળ સખા સનેહથી;
સુણિ આચરશે જન જેહ કો, ભવફેરો તેને નથી." ૧

## રાગ મારૂની ચોપાઈ.

"જે ન મિત્રદુખે દુખિઆરો, બળો તેનો બધો જનમારો;
તેને જોતાં પાતક બેસે પ્રૌઢ, અંતરજામી રહેછે અરૂઢ. ૧
નિજદુખ પર્વતની સમાને, તેને રજ કરિ મનમાં માને;
મિત્રનું દુઃખ રજ કદિ હોય, મેરૂતુલ્ય માને મન સોય. ૨
જેમને એવી મતિ ન અંતરમાં, જન તેહ લેખો જનાવરમાં;
એવા શઠ સાથે હડિને અજાણે, કરે મિત્રતા શિદ કો પરાણે. ૩
તતકાળ કુપંથ તજાવે, પૂરણ સ્નેહે સુપંથે ચલાવે;
વિખ્યાતીમાં આણે સદ્ગુણ, એબ ઢાંકે ઢાંકે અવગૂણ. ૪
લેવા દેવાની વાતે કદાએ, ધરે શંકા ન કશિએ હૃદાએ;.
બળ સંપતિ સમ શુભ રીત, કરે મિત્રનું નિત્યે હીત. ૫
હોય મિત્ર વિપતવશ જ્યારે, શોગણો સ્નેહ દેખાડે ત્યારે;
સંત મિત્રના એ ગુણ જાણો, સદા વરણવે વેદ પુરાણો. ૬
જુઠાં કોમળ વચન બનાવી, કહે આગળથી પાસે આવી;
મનમાં તો કુટિલતા અતીશે, જેમાં આપણું અનહિત દીસે. ૭
પોકળ નિકળે એવું પાછળથી, ઘેરી લેતા દુખવાદળથી;
સર્પગતિ સમ જેમનું ચિત્ત, મહાવેરી તે મિત્ર નિમિત્ત. ૮
એવા હોય કુમિત્ર જે ભાઇ, તેને તજવે થશેજ ભલાઇ;
શઠસેવક કૃપણનરેશ, કપટિમિત્ર કુનારિ હમેશ. ૯
ઉરમાં શુળસમ ચારે સાલે, માટે ત્યાગવાં એ તતકાળે;
સખા સુગ્રીવ ત્યાગ તું શોચ, સ્વલ્પ રાખીશ નહિં સંકોચ. ૧૦
સૌ રીતે હું કરિશ કાજ તારૂં, વાળિને એકે બાણે વિદારૂં;"
કહે સુગ્રીવ હે રઘુવીર, સુણો શોભીત શ્યામશરીર. ૧૧
વાળી વીરનો વીર કહાવે, જકત બાધાને જોરે ધ્રુજાવે;
વીરહાકે સાગરજળ ખૂટે, ચમરબંધીતણા બંધ છુટે. ૧૨
ધારે વાળી તો ધોળે દહાડે, પૃથ્વીનું પડ ઊંધું પાડે;
સાત હિંતાલવૃક્ષ આ ન્યાળો, એકે બાણે જે વિંધવાવાળો. ૧૩
વીર વાળીને તે મારે રણમાં, મારા મિત્ર વિચારો મનમાં;"
રઘુનાથ ઉઠ્યા સુણી વાણી, ઉભા કમર કસી તીર તાણી. ૧૪
જાણી કારણ શ્રીજગદીશે, મૂક્યો ચરણ શેશને શીશે;
સીધા સરવે થયા તવ તાલ, બાણ આકર્ષ્યું તતકાળ. ૧૫
એકે બાણે વિંધી નાખ્યા નાથે, ઊંચા તાડ તે સાતેય સાથે;
જોઇ જગદીશનું બળ એવું, વાધ્યું હેત સુગ્રીવને તેવું. ૧૬
આવ્યો હૃદય અધિક વિશ્વાસ, સત્ય વાળીનો કરશે નાશ;
વારંવાર પ્રભુપદ ભાવે, સ્નેહે સુગ્રીવ શીશ નમાવે. ૧૭
જાણી "મિત્ર મારા જગદીશ," મન હર્ષ ન માય કપીશ;
જ્ઞાન ઉપન્યું અંતરમાં જ્યારે, વદે સુગ્રીવ વચનો ત્યારે. ૧૮
"રઘુવીર તમારી કૃપાએ, સ્થીર મંન થએલું જણાએ;
સુખ સંપતિને પરિવાર, મેલી મોટાઇ મનની આવાર. ૧૯
કરૂ સેવના પદરજકેરી, મતિ એવી મને તમે પ્રેરી;
સુખ સંપતિ એ સૌ નઠારાં, રામભક્તિઆડે આવનારાં. ૨૦
વદે એમ વેદતો સદાએ, વદે જે વળી તમપદ ધ્યાએ;
શત્રુમિત્રદુઃખસુખજગમાં, એવાંમાયાનાંઆવરણવગમાં. ૨૧

એમાં એકેય નહિ પરમાર્થ, શોધી જોતાં દીસેછે સ્વાર્થ;
પરમાર્થ પ્રભુતણું નામ, નિજજનને દાતાવિશ્રામ. ૨૨
વાળી મારો પરમ હિતકાર, મળ્યા મુજને જગદાધાર;
તેતો પૂરણ તેનો પ્રસાદ, પ્રભુ ભેટ થઇ સુખસ્વાદ. ૨૩
જેને કાજ મહાજન જોગી, વારૂ વિશ્વથી થૈને વિયોગી;
અહર્નિશ કાયાને કષ્ટ આપે, સોહમ્ રામ મુખેથી જાપે. ૨૪
તોય સ્વપ્ને ન દર્શન તેને, અભિલાખ અંતર અતિ જેને
તમે રામ તેહ કરૂણાળુ, આજ સાક્ષાત નજરે નિહાળુ. ૨૫
મારા ભાગ્યવિષે કશી ન્યુન્ય, મળ્યા જેને ઇચ્છે મહામુન્ય;
એ સૌ વાળીતણે પરતાપ, મારાં પ્રૌઢ મટી ગયાં પાપ. ૨૬
અપવર્ગનો હૂં અધિકારી, નિરખિ મનહર મૂર્તિ તમારી;
વાળી સાથે શાને હવે લડવૂં, હવે પ્રથમ તેને પદ પડવું. ૨૭
સ્વપ્ને થાય જેનાથી સંગ્રામ; ક્રોધ પુર્ણ વાધે વધકામ;
જાગીમનમાંવિચારીએજ્યારે, પૂર્ણસંકોચપામીએત્યારે. ૨૮
તેમ સંસારસ્વપ્નામાં મારે, થયો સંગ્રામ વાળીથી ભારે;
જાગીઉઠયો હું ઝબકિને જ્યારે, મળ્યા શોકહારીહરિત્યારે. ૨૯
સુખ ભોગવી લીધું સહુ મેંતો, કૃપા એવી કરોને હવેતો;
જક્ત જંજાળ સરવને ત્યાગી, સદા તમપદ રહું અનુરાગી. ૩૦
કરૂં ભજન તમારૂ સુભાવે, માયાબંધનથી જે મુકાવે;"
સુણી વૈરાગ્ય સંયુક્ત વાણી, કપિરાયની ભક્તિ પ્રમાણી. ૩૧
બોલ્યા હસિ હંસવંશના હંસ, "સુણ સુગ્રીવ કપિઅવતંસ;
કહ્યું મેં સહુ સત્ય તે થાશે, મારૂં વચન વૃથા નહિં જાશે, ૩૨
નટ મરકટ જેમ બહૂને, નચાવેછે આ વિશ્વ સહુને;
રામ સુત્રધાર સરવેમાં, દુઃખ માનવું નહિં મન તેમાં, ૩૩
વિશ્વનાટકમાં જેવો વેશ, તેવો ભાવે ભજવવો વિશેષ.
શોચત્યાગીસખાસંગચાલ્ય,' બોલ્યાએમત્યાંદીનદયાળ. ૩૪

## ભુજંગીછંદ.

લઈ સંગ સુગ્રીવ શ્રીરામ ચાલ્યા;
ધનુર્બાણ હાથે ધરીને દયાળા;
"જઇ જા કરી ગર્જના ઠાકે બાહૂ,
તું લે ઘેરિ વાળી શશી જેમ રાહૂ.' ૧
કહી મોકલ્યો એમ સુગ્રીવને ત્યાં;
રહે વાળિ વિશ્રામિ જે ભોવને જ્યાં;
કરી ગર્જના ગાઢ જૈને સમીપે;
રઘુનાથની મૈત્રિથી દેહ દીપે ૨
સુણ્યોનાદ સુગ્રીવનો જેહવારે;
ચઢયો ક્રોધ વાળીતણે ઊર ત્યારે;
મહા ક્રોધઆણી ઉઠી વાળિ ધાયો;
પગે લાગિને નારિએ હાથ સાહ્યો. ૩
વદે નેત્રમાં લાવિને નીર તારા,
"સુણોને સલૂણા પતી પ્રાણપ્યારા;
મળ્યો જેમને જાઈ ભાઈ તમારો,
દિસે બંધુ તે બે સહૂ ગૂણ આરો. ૪
શુરા એ પુરાછે મહા તેજવંતા,
મને નાથ એથી વધી આજ ચિંતા;
શકે જીતિ સંગ્રામમાં કાળનેય,
વિચારો તમે નાથજી ઊર તેય. ૫
રૂડા રામ નામે બિજાનૂં અનંત,
અયોદ્ધાપતીના સુતો ગૂણવંત;
જિતી કો શકે નાથ તેને વિચારો.
જતા જોઇને કંપતો પ્રાણ મારો. ૬
પડો શાન્ત પ્યારા હું છૂં આપ શર્ણે,"
મુકયો બાળ પાસે કહી એમ ચર્ણે;
કહે વાળિ હે બોકણી પ્રાણપ્યારી,"
સદા રામ છે સંમદર્શી ખરારી. ૭
નથી એમને કોઇ ઓછો વધારે,
તું લાવીશ ના બીક ઊરે લગારે;
કદાપી મને મારશે પક્ષ તાણી.
સસ્વામી હું તો થૈશ લે તું પ્રમાણી.' ૮

## કાવ્ય અથવા રોળાવૃત્ત.

એવૂં કહિ ચાલિયો, મહા અભિમાની ગુમાની;
તૃણ સમાન સુગ્રીવ, એવુ મનમાંહે માની. ૧
આવ્યા લથ્થો બથ્થ, ઉભય ભિલ્લ્ ભટ ભારે;
વાળિ મહા રણધીર, પરસ્પર મૂષ્ટ પ્રહારે. ૨
પાયતણે પડછંદ, ધરા ધમ ધમે અતીશે;
બાહુથાપથકિ શેશ, શળકતો તે તક દીસે. ૩
વાળી કપિકેશરી, કૂદિ રદ પીશી રીશે;
મારિ મુષ્ટિકા એક, સભય સુગ્રીવ અતીશે. ૪
વિકળ થઇ તેવાર, મારખઇ સુગ્રિવ ભાગ્યો;
મુષ્ટિપ્રહાર અપાર, વજ્ર જેવો તન લાગ્યો. ૫
મહાદીનતા લાવિ, કહે જઇ રઘુવર પાસે;
"સુણો રામ ઘનશ્યામ, જીવ મારો ઝટ જાશે. ૬
કહ્યું નહોતૂં નાથ, આપને મેં પરથમથી;
બંધુ ન એ મુજતણો, માત્ર છે કાળ સરવથી.' ૭
"બંને એક સ્વરૂપ, ભ્રાત તમ મુજને ભાસે;
તે ભ્રમથી વાળિને, મારતાં પડિઆ સાંસે. ૮

ફરી એમ કરસ્પર્શ, કર્યો સુગ્રિવતન રામે;
વજ્રદેહ થઇ તર્ત, પિડા દુર ટળી તમામે. ૯
સુકંઠકેરે કંઠ, પુષ્પ માળા પે'રાવી;
વિશાળ બળ દઇ ફરી, મોકલ્યો શૂર ચઢાવી. ૧૦
બાથ્યા બંને બંધુ, ફરી યુધ કરવા કારણ;
વિવિધ ભાંતિ એવાર, દ્વંદ યુધ ચાલ્યુ રાણાંગણ. ૧૧
તરૂઆથે રહિ ત્યહાં, જુએ રઘુવીર લડાઇ;
વીર ધીર દ્રઢ શૂર, બરોબરિયા બે ભાઇ. ૧૨
સન્મુખ જીતિ ન શકાય. વાળિને કોથિ કદાપી;
ઇંદ્ર નિજ જયમાળ, વાળિને સુત ગણિ આપી. ૧૩
પ્રભાવ તેનો કહું, સુણો મુનિકુંજર કાડે;
વાળી સન્મુખ વીર, હારિ જાતા બહુ હાડે. ૧૪
અર્ધ શકિત વાળિમાં, ભિલ્લુ સન્મુખની આવે;
નિજબળ અકળ અપાર, તેથિ સરવને હરાવે. ૧૫
અતિ છળ બળ કરિ છેક, થાકિઓ સુગ્રિવ જ્યારે;
મુકી જીત્યાની આશ, રામ ભણિ જોયૂં ત્યારે. ૧૬
અંતરજામી રામ. જનનિ પીડા મન જાણી;
હૃદયમાંજ વાળિના, માર્યું શર શ્રવાણશુ તાણી. ૧૭
વ્યાકુળ થઇ વિશેષ, શ્રેષ્ઠ રઘુવરને સમરી;
લાગ્યે શર સર્પશૂ, પડ્યો ભોંમી ખઇ ભમરી. ૧૮
વળિ ઉઠિ બેઠો થયો. ઉભા પ્રભુ આગે જોયા;
સુણો ઉમા જેહને, રૂપે મ્હામુનિવર મોહ્યા. ૧૯
જટાજૂટ જગદીશ, શ્યામ તન શોભિત સહુથી;
રિશે નેત્ર આરકત, બાહુ બળધામ બહૂથી. ૨૦
ચઢાવેલ શર ચાપ, શોભતૂં કર પંકજમાં;
વાળી વળિવળિ જોઇ, ચિત્ત દીધું પદરજમાં. ૨૧
સફળ જન્મ તેસમે, વાળિ મનમાંહે માને;
ઓળખિ રમાવિહારિ, ઉભા સનમુખ અવશાને. ૨૨
હૃદયપ્રીતિ અતિ ધરી, સુણો શ્રોતાજન સજનો;
જોઇ રામ ભણિ વાળિ, વદે મુખ કઠોર વચનો. ૨૩
"સુધર્મને સ્થાપવા, અવતર્યા છો અસુરારી;
પારધિસમ કરિ કપટ. મને કયમ નાખ્યો મારી.! ૨૪
સન્મુખ થઇ સુરનાથ, મારિયો હોત મને જો;
જાણત બળ હું તમારૂં, વિનતિ આ માની લેજો. ૨૫
શોક ન મનમાં કશો, મને જિવવા મરવાનો;
અંતનો આ અધમ, પંડ નિશ્ચે પડવાનો. ૨૬
પણ મન રહિ ગઇ હામ, જુદ્ધ જગદિશશૂ કરવા;
સનમુખ મરિ સંસૃતી, દુઃખ દારૂણને હરવા. ૨૭
જેહ કારણે તમે, મૈત્રિ કરિ સુગ્રિવ સાથે;
કહ્યું હોત જો મને, કામ કરવા તેનાથે. ૨૮
લંકાસહ લંકેશ ઉખાડી ત્રિકુટાચળને;
આણિ નમાવત અહીં, આપના ચરણ કમળને. ૨૯
શૌચક્રિયા કારણે, પ્રથમ લંકા જઉં પોતે;
નિત્ય નિયમ કરિ ત્યાંથિ, આવું અહિં જોતેજોતે. ૩૦
રહ્યો હતો ખટમાસ, મારિ કૂખે મનુજાદી;
એ રાવણકે અન્ય? અધમ અતિશે અપરાધી. ૩૧
સમદરશી સરવથી, નાથ નિર્મળ તમ કા'વો;
કર્યો કેમ તવતમે, અરે અન્યાયજ આ'વો! ૩૨
હું શું વેરિ તમતણો, સ્નેહિ સુગ્રિવ તમ સાચે;
મને કેમ મારિયો, કહો કારણ મન રાચે.!" ૩૩
વદે પછી રઘુવીર, "મૂઢ સાંભળ તજિ મમતા;
કરિ અન્યાય અપાર, આજ બકનો અમ સમતા. ૩૪
લઘુબંધવની નાર, ભગનિ સુતનારિ સ્વકન્યા;
એ ચારેય સમાન, ગણાય ન ગણતાં અન્યા. ૩૫
જેહ કોઇ એમને, કુનજરે નિરખે કદિએ;
તેહતણો વધ કર્યે, પાપ કશું થાય ન જરિએ. ૩૬
અતિ અંતર અભિમાન, મૂઢ તુજને હતુ મનમાં;
શિક્ષા સ્ત્રીની કશી, સાંભળી નહીં શ્રવણમાં. ૩૭
મમભુજબળઆશ્રીત. જાણિને દુખ દેતો તો;
અરે અધમ અભિમાની, મારવા વળિ ચ્હાતો તો." ૩૮
વદે વાળી પછિ વેણ, સર્વ અવશાનસમાશૂં;
સુણો ઉમા સદભાવ, રાજિ થઇને હૃદયાશૂં. ૩૯

## ઉપેંદ્રવજ્રા છંદ.

સુણો સુનામી શુભ રામ સ્વામી, તમો પદાંમ્બૂજવિપેનમામી;
કશી ચતુરાઈ ન મારિ ચાલે. પ્રભુજિ આગે વળિ અંતકાળે. ૧
પુરો હજી પાતકિ હૂં પ્રભૂજી, કર્યાં કૃતો ભોગવિ છૂટવૂજી;
તથાપિ પાપી જન જે અમાપી, સદાય જગ જે પરિતાપિદાપી. ૨
દિધેલિ તેનેય સુમુકિત આપે. પતીતપાવંન તમે પ્રતાપે;
બધાય અપરાધ વિસારિ મારા, ચહે ગતી જે જન છે તમારા. ૩
કરી કૃપા તે ગતિ આપ દેજો, સુવિર્દ સંભારિ નિભાવિ લેજો;
કરૂં હૂં એવી સ્તુતિ અંતકાળે, તમોવિના સંસૃતિ કોણ ટાળે. ૪
સુણી અતી કોમળ વાણિ રામે, ભુલી ગુના વાળિ તણા તમામે;
કૃપાથિ શીશે કર પર્શ કીધો, સ્વજનનો જન્મ કૃતાર્થ કીધો. ૫
કહે રમાનાથ અનાથબંધૂ, અહો કપીનાથ તું સાંભળ સંધૂ;
કરૂં હવે નિશ્ચળ તંન તારૂં, પ્રિતેથિ તૂં રાખ્યજ પ્રાણ વારૂ. ૬

## રાગ પરજ.

સંત સાધુને હું નમું; વણઝારારે (એ઼ઢાળ.)

વાળી કહે રઘુવીરને, પ્રીતમ પ્યારારે,
"તમે સાંભળો કરૂણાનિધાન, મુગટમણિ મારારે;
જન્મો જન્મ મુનિજનો, પ્રીતમ પ્યારારે;
અહોનીશ ધરેછે ધ્યાન, મુગટમણિ મારારે. ૧
અંત સમે તોય તેમને, પ્રીતમ પ્યારારે;
નવ આવે સનમુખ રામ, મુગટમણિ મારારે;
નામ પ્રતાપથી જેહના, પ્રીતમ પ્યારારે;
તજે જન આધિ વ્યાધિ તમામ, મુગટમણિ મારારે. ૨
નન્દીશ નામ બળે કરી, પ્રીતમ પ્યારારે,
કોડે વસિને કાશીક્ષેત્ર, મુગટમણિ મારારે;
દે સદ્‌ગતિ સહુ પ્રાણિને, પ્રીતમ પ્યારારે,
જોઉં તે પ્રભુ આજ હું નેત્ર, મુગટમણિ મારારે. ૩
ધન્ય દિવસ મારે આજનો, પ્રીતમ પ્યારારે,
ધન્ય ધન્ય ઘડી પળ વાર, મુગટમણિ મારારે;
નેતિ નેતિ કહિને શ્રૃતિ, પ્રીતમ પ્યારારે,
ગાય જેહના ગુણઆગાર, મુગટમણિ મારારે. ૪
જીતી પવન મન ઇંદ્રિઓ, પ્રીતમ પ્યારારે,
વળી વિશ્વથી થઇને વિરકત, મુગટમણિ મારારે;
ધ્યાન ધરે દ્રઢ મુનિજનો, પ્રીતમ પ્યારારે,
અતીશે બની પ્રભુશું આશકત, મુગટમણિ મારારે. ૫
પામે કદી પુરાં પૂણ્યથી, પ્રીતમ પ્યારારે,
સોહમ્ મંત્રે પ્રભૂ દરશન, મુગટમણિ મારારે;
એવા પ્રભુ તમે આ સમે, પ્રીતમ પ્યારારે,
મમલોચનગોચર ધન્ય, મુગટમણિ મારારે. ૬
આવો બનાવ વળી વળી, પ્રીતમ પ્યારારે,
બને શું સ્વપ્નેય કોવાર,? મુગટમણિ મારારે;
પ્રત્યક્ષ અંતસમે પ્રભુ, પ્રીતમ પ્યારારે,
ધન્ય ધન્ય મારો અવતાર, મુગટમણિ મારારે. ૭
અહંપદવશ જાણી મને, પ્રીતમ પ્યારારે,
કહ્યું આપે તું રાખ્ય શરીર, મુગટમણિ મારારે;
પણ એવો કોણ અભાગિયો, પ્રીતમ પ્યારારે,
તજી અમૃત લે પંકનીર, મુગટમણિ મારારે. ૮
કલ્પવૃક્ષ થડ કાપિને, પ્રીતમ પ્યારારે,
કોણ કેરડો ઊછેરનાર, મુગટમણિ મારારે;
એવું કરે તે અભાગિયો, પ્રીતમ પ્યારારે,
જે રહિત સારાસાર વિચાર, મુગટમણિ મારારે. ૯
નાથ હવે તો કૃપાશિટે, પ્રીતમ પ્યારારે,
જુઓ નિજજન ભણિ ભગવાન, મુગટમણિ મારારે;
માગું વરદાન તે દો મને, પ્રીતમ પ્યારારે;
જાણી જનનો સમય અવશાન, મુગટમણિ મારારે. ૧૦
કર્મવિવશ ભવ ભાટકૂ, પ્રીતમ પ્યારારે,
જેજે યોનિમાં લઇ અવતાર, મુગટમણિ મારારે;
ત્યાંત્યાં તમ પદકમળમાં, પ્રીતમ પ્યારારે,
પ્રીતિ ઊપજે મુજને અપાર, મુગટમણિ મારારે. ૧૧
આ પ્રભુ અંગદ આજથી, પ્રીતમ પ્યારારે;
સોંપુ તમને હું સરજનહાર, મુગટમણિ મારારે,
મમ સમ વિનયને બળ ઘણું, પ્રીતમ પ્યારારે;
દેજો એને સગુણભંડાર, મુગટમણિ મારારે. ૧૨
બાંહ્ય ગ્રહીને એ બાળની, પ્રીતમ પ્યારારે;
દીનબંધુ કરો તમ દાસ, મુગટમણિ મારારે;
હું હવે તમ પદપંકજે, પ્રીતમ પ્યારારે,
લઉં અખંડ સમાધિ અવિનાશ," મુગટમણિ મારારે. ૧૩
એમ કહી નિજ બાળનો, પ્રીતમ પ્યારારે,
આપ્યો પ્રભુના હાથમાં હાથ, મુગટમણિ મારારે;
વાળીની સાંભળી વિનતી, પ્રીતમ પ્યારારે,
દિલમાં દ્રવિત થયા રઘુનાથ, મુગટમણિ મારારે. ૧૪

## દોહરા.

પ્રભુપદપંકજ પ્રીતિ દ્રઢ, કરિ વાળી કપિનાથ;
સોંપ્યો અંગદ સ્નેહથી, હરિને હાથોહાથ. ૧
તનતળાવ તજિ તે સમે, અજર અમર ઉર હંસ;
ઉડિ ચાલ્યો અમરાપુરી, વસે જયહાં સુરવંશ. ૨
જાણે નહિ ગજ કંઠથી, પડતાં પુષ્પનિ માળ;
જીવ જતાં જાણ્યો નહીં, એમજ અંતરિયાળ. ૩

## રાગ વેરાડી.

વાળિને વિશ્વાંભર નાથે, મોકલિઓ નિજધામેરે,
નગ્રવાસી વ્યાકુળ થઇને, ધાઈ આવ્યા તમામેરે;
ભાન ભુલિ સહુ દેહનૂં ને, છુટે કેશ કકળતીરે,
તારા વ્યાકુળ થઈ તન પછાડતી, રંક બિચારી રડતીરે. ૧
"હાય હાય મમસ્વામી સલુણા! પ્રીતમ વલ્લભપ્રાણરે,
કયાં વસ્યા જઈ કુંવર અને તજી, રામા આ ભવરાનરે;

આજમારા અનંત સુખનો, અંત આવ્યો કંથરે,
સુખ સંભારિ છાતિ ન ફાટે, રોતી જોતી પંથરે. ૨
સાદ કરૂં ક્યાં આવી સલૂણા? વિરહ સહ્યો નથિ જાતોરે,
ન્હોતું કહ્યું મેં નાથ મારા! કોથી, જગદિશ નથિ જીતાતોરે;
પુત્ર પનોતી હું અખંડ સૌભાગ્યાણી, નિર્ભય હતિ હે નાથરે,
સુતનાં લાડ ને મારૂં એવાતણુ, સુતા લઇનિ સાથરે." ૩
વ્યાકુળી અતી તારા વિલોકી, તે સમે રઘુનાથેરે,
જ્ઞાનમાર્ગની શિક્ષા કહીને, માયા હરી તે સાથેરે;
"પાણિ પાવક પૃથ્વિ પવન ને, ગગનભુત અદભૂતરે,
અધમ શરીર આ એ પાંચેનું, રચિયું યુક્તિ સંયૂતરે. ૪
તેહ તન આ પ્રગટ પડ્યૂં છે, માનુની મ્હાભાગેરે,
ઓછું અદકું એમાં નથી કાંઈ, જો પડ્યૂં તુજ આગેરે;
જીવતો નિત્ય અજર અમરછે, વેદ એમ વરણવેરે,
તો કહે અવ કોને રોવે તૂં? જાશે દુખ તે જાણવ્યેરે." ૫
જ્ઞાન ઉપન્યું અંતરમાં જવ, પ્રભુને પાયે લાગીરે,
લીધો લક્ષ્મીવર પાસેથી, ભક્તિતણો વર માગીરે;
કાષ્ટ પૂતળાં જેમ સરવને, હે ઉમા રઘુનાથરે,
વિશ્વનાટકમાંય નચાવે, માયા તેની અઘાતરે. ૬
આપિ આજ્ઞા સુગ્રિવને તવ, મૃત્યુક્રિયા કરવાનેરે,
વિધિવત સહુ તે સુગ્રિવે કર્યૂં, વીરને વિશ્વધિ તરવારે;
લક્ષ્માણને સમજાવિ કહ્યું તવ, રાજ્ય દેવાનું રામેરે,
"સુગ્રીવને જઈ રાજ્ય આપો, સર્વ પ્રજા સુખ પામેરે." ૭
રામપદપાથોજરજમાં, સ્નેહ શીશ નમાવીરે,
ચાલિયા સહુ રામના મોકલ્યા, પ્રીત ઉરમાં લાવીરે;
લક્ષ્માણ તવ તરત બોલાવ્યા, મ્હાજન વિપ્ર સમાજરે,
રાજ્ય દિધું સુગ્રીવને પાછી, અંગદ કીધ યુવરાજરે. ૮
સાંભળો તમ શૈલજા શુભ, રાઘવચરિત્ર રસાળરે,
શ્રોતપાવન જે સુણતામાં, જગની છુટે જંજાળરે;
રામ સમ સતી જકતબધામાં ન, હેરિ જોતાં હિતકારરે,
માત તાત ગુરૂ પ્રિય બંધુ, પ્રૌઢ ભલે પરિવાર. ૯
દેવ દેવી સુરનર મુનિવર, સહુની એવી રીતરે,
સ્વાર્થમાટે સરવે કરેછે, પેખી જોતાં પ્રીતરે;
વાળિના અતિ ત્રાસથિ વ્યાકુળ, દુઃખિ હતો દિન રાતરે,
ચિંતા ચિતામાં બળતીતી છાતી, વારૂ ન હતિ એકે વાતરે. ૧૦
સ્વાર્થ વિણ તે જન સુગ્રીવને, કોડે કર્યો કપિરાવરે,
કોમળ એવો કમળાપતિનો, સ્હેજે જોતાં સ્વભાવરે;
એવા પ્રભુને જે પરહરીને, અન્ય દેવનો અનુરાગીરે,
જકતની આ વિપત્ત જાળમાં, ક્યમ ન પડે તે અભાગીરે. ૧૧

ફરિ સુગ્રીવને રઘુપતિએ ત્યાં, બોલાવી નિજ પાસરે,
રાજ્યનીતિ બહુવિધ શિખવી, જાણીને નિજ દાસરે;
"સાંભળ સુગ્રીવ હે કપિશ્વર, રીઝી કહે રઘુરાયરે,
ચૌદવરષ સુધી મારાથી, પુરમાં નવ પેસાયરે. ૧૨
વિષમ ગ્રીષ્મઋતૂ વહી ગઈ, વિષમ વિરહદુખ આપીરે,
વિરહવધારણી વર્ષાઋતુ હવે, આવી મન પરિતાપીરે;
રહિશ નિકટ આ શૈલપર હું, અનુજ સહિત આવારરે,
વૈદહિના વિરહતણા દિન, નિર્ગમશૂં નિરધારરે. ૧૩
અંગદ સહિત સુખે તમ કરજો, રાજ્ય રૂડું સૂધારીરે,
કારજ મારૂ નિરંતર ઉરમાં, રાખજો સંભારીરે;"
શીશ નમાવી સુગ્રીવ ત્યાંથી, આવ્યો ભવન ફરિનેરે,
રામ પ્રવર્ષણ' શૈલપર રહ્યા, યોગાસન કરિનેરે. ૧૪
દેવે પ્રથમ કરિ રાખી હતી, ગુફા સુંદર ગંભીરરે,
જાણી કરશે વાસ આવિ અહિં, રામ શ્યામ શરીરરે;
શૈલ વન શોભા અનોપમ, વરણી કરૂં વિસ્તાર;
સાંભળો તમ શૈલકુમારી, પૂરણ રાખી પ્યાર. ૨૫

## દ્રુતવિલંબિત છંદ.

વિપિન સુંદર પુષ્પિત રૂખડાં, નિરખિ દૂર થતાં દિલ દુઃખડાં;
મધુકરો મધુલોભથિ ગુંજતા, અતિ સુરંગ વિહંગજ કુંજતા. ૧
સરસ કંદ ફળો મુળ પાતરાં, હૃદય મોહ અતી ઉપજાવતાં;
અધિકતેફળવાસહુલાગિયા, નિરખિનાથ શકેઅનુરાગિયા. ૨
જવથિ તે વન રામ પધારિયા, વિપિન વૈભવ સર્વ વધારિયા;
નિરખિસુંદરશૈલ્યશિરોમણી, વિપિનસંપતિનેનિરખીઘણી ૩
હરખિ સાનુજ રાઘવ ત્યાંરહ્યા, વિરહદુઃખશિવાયસુખીથયા;
વિપિનમંગળરૂપનુંત્યારથી, કરિનિવાસવસ્યાપ્રભુજ્યારથી. ૪
મૃગખગો અલિનાં તન ધારિને, વન વસ્યા સહુ દેવ વિચારિને;
મુનિજનો સિધ ધારિ સુખેવના, પ્રભુતણીકરતાશુભસેવના. ૫
સ્ફટિકછીપરશોભિતત્યાંઅતી, નિતસુખાસિનસાનુજશ્રીપતી
શિરજટાજુટસુંદરશોભતી, વિભુતિઅંગઅનંગડરાવતી. ૬

## દોહરા;

કહે અનુજ પ્રત્યે ત્યહાં, અનુપમ કથા અનેક;
ભક્તિ વિરતિ નૃપનીતિની, વળિ જે વાત વિવેક. ૧
વૃષાકાળ વિરહી દુખદ, ઘટાટોપ નભઘોર;
ગડુડુ ગગન ઘન ગરજતો, મનહર બોલે મોર. ૨

---

૧ ચોમાસુ.

## રાગ રામગ્રી.

વૈદર્ભી વનમાં વલવલે (એઢાળ.)

"હે લઘુબંધવ લક્ષ્મણા, આવ્યા વરષાના દંન;
ભાસે મનેતો ભૂજા[1] વિના, પ્રલયનો પરજન્ય.
હે લઘુબંધવ. ૧

ગગનમંડળવિષે ગરજતો, ગડુડુડુ ઘન ઘોર;
મન મારૂ ડરતું પ્રિયાવિના, ચંદ્રપાખે ચકોર.
હે લઘુબંધવ. ૨

ઝબકી રહી ઝાઝી વીજળી, ગગને ઘનમાંય;
જેમ પ્રીતી ખળજનતણી, નહીં સ્થીર જરાય.
હે લઘુબંધવ. ૩

ભોમિ નિકટ આવી વરસતો, મેઘ મૂશળધાર;
જેમ નમે શાણોજન સદા, પામી વિદ્યા અપાર.
હે લઘુબંધવ. ૪

બિંદુ સહે શૈલશીખરો, અગણિત કહું એમ;
સંત સહે ખળજનતણાં, દુષ્ટ વચનો જેમ.
હે લઘુબંધવ. ૫

છળકાઇ છોળો મારતી, નાનિ નદીઓ નિદાન;
ખળ અલ્પસંપતિપ્રાપ્તથી, ઘણું ધરતો ગુમાન.
હે લઘુબંધવ. ૬

સ્વચ્છ સલિલ પૃથ્વિપર પડયે, દીસેછે ડોળાએલ;
માયાવિવશ જીવ જ્યમ દીસે, મદમોહ ભરેલ.
હે લઘુબંધવ. ૭

જ્યાંથી ત્યાંથી થઈ એકઠું, જળ જાય તડાગ;
જાય સદગુણ સજ્જન કને, અંતરને અનુરાગ.
હે લઘુબંધવ. ૮

નદિઓનાં નિર જાય સાગરૂ, થીર સાગર થાય;
જેમ અચળ જન થાયછે, પ્રભુ પામીને પ્રાય.
હે લઘુબંધવ. ૯

ભોમી લીલીછમ ભાસતી, ઘણા ઘાસે સઘન;
શેરડિઓ સમજાય ના, જોતાં ભરિને લોચંન.
હે લઘુબંધવ. ૧૦

જેમ પાખંડી પંથથી, વળિ જૈનિવિવાદ;
ગુપ્ત થયા સદગ્રંથ સૌ, કુમતી વરસાદ.
હે લઘુબંધવ. ૧૧

દાદુરધ્વનિ રૂડી ચોદિશા, લાગે પરમ રસાળ;
વેદ ભણે જાણે વદનથી, બહુ વિપ્રનાં બાળ.
હે લઘુબંધવ. ૧૨

નવપલ્લવિત થયાં નિર્મળાં, એવાં વૃક્ષ અનેક;
સાધક મન પ્રભુસાધ્યથી, જેવો ઉપજે વિવેક.
હે લઘુબંધવ. ૧૩

અર્ક[1] જવાસા આ સમે, સુકાયા સહસાજ;
જેમ ઉદ્યમ ગયો ખળતણો; જો રૂડુ થયે રાજ.
હે લઘુબંધવ. ૧૪

શોધતાં કહિંએ ન સાંપડે, ધરણીપરથી ધૂળ;
ક્રોધ કર્યે જ્યમ જનતણો, દુર ધર્મ સમૂળ.
હે લઘુબંધવ. ૧૫

શોભે કેવી તૃણસંપન્ની, રસા[2] પરમ રસાળ;
પરઉપકારીની સંપત્તી, શોભે જેવી સુકાળ.
હે લઘુબંધવ. ૧૬

ઘોર અંધારી રાતડી, ઉડે આગીઆ એમ;
જાણ્યે સમાજ દંભીતણો, મળ્યો એકઠો જેમ.
હે લઘુબંધવ. ૧૭

### દોહરા.

મેઘતણી આ વૃષ્ટિથી, ક્યારડિ ફુટિ ચાલેજ;
બગડેછે જ્યમ બાયડી, સ્વતંત્ર થઇને સ્હેજ. ૧

ચતુર ખેડુતો વૃષ્ટિ સહિ, ખેતિ સુધારે આજ;
તજે મોહ મદ માન જ્યમ, શાણાજન સહસાજ. ૨

ચક્રવાક આકાશમાં. જોતાં કહિં ન જણાય;
કળિ આવ્યે સદ્ધર્મ જ્યમ, પેખી દૂર પળાય. ૩

ખારજમિનમાં વૃષ્ટિ પાણ,ઉગે ન ખડ તે ઠામ;
જેમ સંતજન હૃદયમાં, કદી ન ઉપજે કામ. ૪

વસુધા વિધવિધ જંતુથી, પરમ રમ્ય પરમાણ;
પુરપતિ શુભ પામી પ્રજા, વધે જેમ લઇ લાણ. ૫

જ્યાં ત્યાં થાકી પંથિજન, રહ્યા બંધ ઠરિ ઠામ;
શિથિળ ઇંદ્રિ સહુ થાય પછિ, ઉપજે જ્ઞાન અકામ. ૬

પ્રબળ પવન ચાલે કદિક. ઘન વાદળ વિખરાય;
સંપતિ ધર્મ કુપુત્ર કુળ. વાણસાડે પળમાંય. ૭

અંધકાર દિનમાં કદિક. વળિ કદિ પ્રગટ પતંગ;
વાણસે ઉપજે જ્ઞાન જ્યમ, પામિ કુસંગ સુસંગ. ૮

ગત વર્ષાઋતુ ગુણનિધી. શરદ આવિ અતિ સાર;
જો લક્ષ્માણ લઘુબંધવા, શોભિત અપરંપાર. ૯

કાશ ફુલ્યો રણ ખડગ જ્યમ, રહિ છવાઇ મહિ સર્વ;
જાણે પ્રગટ બુઢાપણુ, વર્ષાઋતુનું અગર્વ. ૧૦

ઉડગણ[3] ઉદિત અગસ્તનો, કરે પંથજળ શોષ;
જેમ લોભને લક્ષધા, શોષી લે સંતોષ. ૧૧

---

[1] સીતાજી.

[1] આકડો. [2] પૃથ્વી. [3] તારો.

નદી સરોવરનાં સલિલ, સ્વચ્છ અધિક સોહાય;
ગત મદ મોહનું સંતઉર, જેવું શુદ્ધ જણાય. ૧૨
નદી સરોવરનાં ધિરે, પાણી છંડે પાળ;
જ્ઞાની જ્યમ મમતાતણો, ત્યાગ કરે તતકાળ. ૧૩
ખગથી[1] ખંજન ઊતર્યા, શરદમાસ સહસાજ;
સમય પામિ જન સુકૃતી, શોભે જ્યમ શિરતાજ. ૧૪
નહિં કાદવ રજ ધરણિપર, એવી શોભે એજ;
નીતિ પ્રવિણ નૃપતીતણી, કરણિ જેવિ અતિશેજ. ૧૫
વ્યાકુળ જળ સંકોચથી, મહા દીન મન મીન;
મુર્ખકુટુંબ વિદેશમાં, વળી જેમ ધનહીન. ૧૬
મેઘ વિના મનહર દિસે, આ નિર્મળ આકાશ;
જ્યમ હરિજન આ જકતની, ઉરથિ તજે સૌ આશ. ૧૭
વૃષ્ટિ થતી કહિં કહિં વળી, અલ્પ શરદિ પણ એમ;
સહસ્ત્ર જનમાં એક કો. લે મુજ ભક્તી જેમ. ૧૮
તપસ્વિ વણિક ભિખારિ નૃપ, ચાલ્યા પુર તજિ બા'ર;
જ્યમ હરિભક્તિથી પામિ શ્રમ, તજે આશ્રમો ચાર. ૧૯
સુખી મીન સૌથી ઘણાં, અંબુ[2]જ્યહાં અગાધ;
હરિશરણે એકેય નહિં. જનને જ્યમ જગબાધ. ૨૦
ફૂલ્યાં કમળ તળાવમાં, શોભે કેવાં સાર;
લઈ નિર્ગુણ પરિગ્રહ આ, અવનીપર અવતાર. ૨૧
મધુકરનિકર[3] મધુર સ્વરે, ગુંજ કરે ગુણગ્રામ;
વિવિધ વિહંગ સુરંગનાં, અતિ શોભિત અભિરામ. ૨૨
નિશા નિરખિને નિર્મળી, ચક્રવાક મન દુઃખ;
દુરિજન પરસંપતિ નિરખિ, સ્વપ્ને લહે ન સુખ. ૨૩
ચાતક આ તકમાંય પણ, પિયુ પિયુ રટતો મૂખ;
શઠજન શંકરદ્રોહિ જ્યમ, સ્વપ્ને લહે ન સુખ. ૨૪
શરદઋતુતણો તાપ અતિ, તે હરિ લે નિશિચંદ્ર;
ટળે સંત દરશનથિ જ્યમ. મોટાં પાતકવૃંદ. ૨૫
ચકોર જોતાં ચંદ્રભણિ. એકી નજરે એમ;
હરિ પામી અતિ હર્ષથી, જોતા હરિજન જેમ. ૨૬
મચ્છરડંષ ડર વિતિ ગયો. મુવાં સર્વ હિમત્રાસ;
વિપ્રદ્રોહ કીધાથિ જ્યમ, કોટો વિધિ કુળનાશ. ૨૭
પામિ શરદઋતુ જીવ સહુ. રહે ભોંમિપર પૂર;
સત ગુરૂ મળ્યે જતા સહુ, સંશય ભ્રમ જ્યમ દૂર." ૨૮

## રાગ કેદારો.

"વહિ ગઇ વરષાઋતુ રૂડી, શરદ સોહામણી આવી;
સીતાજીની શુદ્ધી ન પામ્યા, કર્મકથા શી ગાવી!

૧ આકાશથી. ૨ પાણી. ૩ ભમરાનાં ટોળાં.

એકવાર કેમેય કરીને, પ્રિયાની જો શુદ્ધ પામું;
લાવું નિમિષમાં કાળનેય જીતી, યુદ્ધ કરી તે સામું. ૧
જીવતી રહિ હોય જાનકી, જો કહિંએય જરૂર;
યત્ન કરિ આણો વીરાજી, વિરહ વધે ભરપૂર;
જાનકી વણ જીવન મારૂં, ચંદ્રનું રાત્રિ વિનાનું;
વારિધરનું વિદ્યુત પાખે, દુઃખ જેવું દીનતાનું. ૨
પ્રાણવલ્લભા પળ નવ વિસરે, દાહ્યલા દીન કાઢું;
વીરા તારી સેવનાથિ મારા, જીવને શાન્ત પમાડું;
સુગ્રીવે મારી સુરતી વિસારી, મળિયો મતલબિ મિત્ર;
પામિયો રૂડું રાજ ધન નિધિ, પૂર પ્રમદા પવિત્ર. ૩
જેહ બાણે વાળિ વિંધ્યો મેં, શઠ સુગ્રીવને સારૂ;
તેજ બાણે મૂઢ સુગ્રીવને, કાલ જઇને મારૂં;'
જેની કૃપાએ મોહ મદ સહુ, છુટી જાય સબોધ;
સ્વપ્નમાંય તેનેજ સતિ શું કદિએ ઉપજે ક્રોધ. ૪
આ ચરિત્ર પવિત્ર પ્રિછે તે, જેહ મુનિ મહાજ્ઞાની;
જેમણે રઘુવીરચરણમાં, પ્રૌઢ પ્રીતી માની;
ક્રોધવંત કૃપાળુને અતી, જાણી લક્ષ્મણ લાલ;
પણછ ચઢાવી ધનુષતણી કર, બાણ ગ્રહ્યું વિકરાળ. ૫
કરૂણાળુ રવિકુળકમળવન, રૂપાળા રવિરામે;
અનુજને સમજાવિ કહ્યું સહુ, જેમ જશ જગ જામે;
"ભય બતાવી ભાઇ મારા, લઇ આવો મુજ પાસ;
સ્નેહથકી સુગ્રિવ સખાને, તન નવ ઉપજે ત્રાસ." ૬
સાંભળો સતી સ્નેહ ધરી અવ, કિષ્કિંધાની કથાય;
સુખે સુગ્રીવ રાજ કરેછે, ચિતમાં ન કાજ ચિંતાય;
અંતરમાંય વિચાર કર્યો તવ, હિત ઇચ્છી હનુમાને;
"રામકાજ વિસારી મેલ્યૂ, સુગ્રીવે ભુલિ ભાને." ૭
સમિપ જઇને શીશ નમાવ્યૂં, સુગ્રીવ ચરણે સ્નેહે,
શામ દામ ભય ભેદ બતાવી, સમજાવ્યો શુભ નેહે;
સાંભળીને પવનકુમારનાં, સભય વચન તે વાર.
પરમ ભયાતુર પ્લવંગપતિ થયો, "હે મારૂતી ઉગાર?." ૮
વિષયવિવશ ગયું જ્ઞાન મારૂં, હેલામાંય હરાઈ,
હે મારૂતસુત શું કરવું અવ, ભેદ બતાવ્ય તું ભાઈ;
દૂત સમૂહ બહૂ હવેતો. મોકલાવો ચોપાસ,
જ્યાં ત્યહાંથી જાનકીની શુદ્ધ, આવેતો ઉગર્યાની આશ. ૯
વિધવિધ વાનરવૃંદ મોકલો, શુધ્ધ લાવે સીતાની.
નહિતો જેવી વાળિની ગતી, તેથિય ભૂંડી થવાની;"
"એક પક્ષમાં શુદ્ધ લીધા વિના. આવશે અહિં જોને,
મરશે તે મુજ હાથ ચઢિને, એવું કહો સહુકોને." ૧૦

તે સમે તેડાવિયા ત્યાં, મારૂતસૂતે દૂત,
સર્વનું સનમાન કર્યું શુભ, સરળ સ્નેહસંયૂત;
પ્રીતિ નીતિ ભય દરશાવી, સૌને કહ્યું સમજાવી,
ચાલ્યા સરવે ચરણપંકજમાં, સ્નેહે શીશ નમાવી. ૧૧
તે સમે પુરમધ્ય આવ્યા, લક્ષ્મણ લાલ સરોષ,
ક્રોધ જોઈ ધાયા કપિ સહૂ. ઉડીગયા મુખહોસ;
ધનુષ ચઢાવી કુટિલ ભ્રૃકુટિ કરિ, વેગે નાખી વિરહાક,
"જોત જોતામાં આ પુરને અવ,બાળી કરીશ હૂં ખાખ."૧૨
ખળભળાટ થયો નગરમાં, વ્યાકુળ સહુ પુરવાસી,
દેખિ એવુ અંગદ આવ્યા, અંતરમાંય ઉદાસી;
"કામાનુજ સમાવવો કઠણ છે. રામાનુજનો આવાર,"
"શૂં થશે શરણાગતવત્સળ, દશરથ રાજકુમાર!" ૧૩
લક્ષ્માણચરણે શિશ નમાવી, વિનતી કીધી વિશેષ,
અભય બાંહ્ય આપી અનંતે, અંગદને શુભવેષ;
ક્રોધવંત અનંતને અતી, કપિવર સાંભળી કાન;
અતિ ભયવ્યાકુળ તે સમે કહે, સાંભળ હે હનુમાન! ૧૪
"સંગ લઇને તારા સુંદરી, વિચરો વેગે આવાર;"
"વિનતી કરી સમજાવિ મનાવો, રૂઠયો રાજકુમાર!"
સંગ લઇને તારા સુંદરી, વિચર્યો વીર હનુમાન;
સંપુટ યુગ કરપંકજ કરિને, કરતો પ્રભુ ગુણગાન. ૧૫
વંદિ પદપાથોજ પ્રથમથી, સ્નેહે સુયશ વખાણ્યા;
"ક્ષમા કરો અપરાધ ક્ષમાધર, છેક અમેતો અજાણ્યા;"
વિનતિ અનંતની એ રિતે કરી, લઇ આવ્યા મંદીર;
પાદપખાળી પ્રેમે પલંગપર, બેસાડયા લક્ષ્મણ વીર. ૧૬
રોષ રહિત થયા સુણી તવ, સુગ્રીવ આવ્યો સમીપ;
શીશ ચરણે નામ્યૂ સ્નેહે, અંતર ભક્તિ પ્રદીપ;
ભૂજ ભરિ ભેટયા સુકંઠને, પ્રીતથી તેહ પ્રસંગે;
બેસાડયા નિજ સમિપ સનેહે, ભાવે પતિભૂજંગે. ૧૭
સ્વાગતા કરિ સુગ્રીવ વદેછે, સાંભળો સૌમિત્ર;
"નાથ વિષયસમ મદ નથિ બીજો,ચતુર પ્રિછે એ ચરિત્ર;"
"મ્હામુનીમન મોહ પમાડે, એક ક્ષણની માંય;"
"એ આગળ સહુ આંધળાંછે.ચાલે ચતુરતા ન કાંય." ૧૮
વિનિત વચન શુભ સાંભળિ એવાં,સુખ પામ્યા મન સાર;
સુગ્રીવને સમજાવિયો તવ, લક્ષ્મણ પરમ ઉદાર;
પવનાત્મજે સહુ સંભળાવી, કપિવરકેરિ કથાય;
જે રિતે દૂત શોધવા મોકલ્યા, શુભ દઈ શિક્ષાય. ૧૯
હર્ષિને તે સમય ત્યહાંથી, ચાલ્યા સુગ્રીવરાય;
અંગદને હનુમાન આદિક. કપિવર લીધા સહાય;
આગળ કીધા લક્ષ્મણવીરને, આવ્યા જ્યાં રઘુનાથ;
શીશ નમાવી ચરણપંકજમાં, હેતે જોડયા હાથ. ૨૦

## રાગ મારૂની ચોપાઈ.

હેતે સુગ્રિવ જોડી હાથ, વદે શ્રી રઘુનાથ સંગાત;
"નથી ખોડકશીનાથમારી,આપઅંતરજુઓનેવિચારી."૧
અતી પ્રબળ દેવ તમ માયા, તેમાં ભૂલાપડે મુનીરાયા;
તેહ માયાથી છૂટાય ત્યારે, જગદીશ દયા કરો જ્યારે. ૨
સહુ વરતે વિષયવશ જગમાં. સુર નર મુનીજન વરગમાં;
નારી નેત્રના ભાલા ભભકતા,જેના હૃદયને વિંધિ ન શકતા.૩
મહાક્રોધ ઘોરનીશા માંહે, સુએ જાગતો જન મનમાંહિ;
લોભપાશથી જે જન આમ,ગળે બંધાય નહિં ગુણધામ.૪
સુણો રામ સ્વયં ભગવાન,નર તેહ તમારી સમાન;
એહ સદગુણ જનસુખદાતા,નથી સાધને સાધ્યજ થાતા.૫
કૃપાનાથ તમારી કૃપાએ, કોઈ વિરલા થકીજ પમાએ;"
સુણીયુક્તિ સંયૂત કપિવાણી, હસિમંદ બોલ્યા ધનુપાણી.૬
"સખા સુગ્રીવ તૂં રઢિયાળો, મને ભરત ભ્રાત જેવો વ્હાલો;
હવે યત્ન કરો તમે તેજ, મન લાવી સુભકતી અવેજ. ૭
શોધ સીતાની પામિએ જેમ,બોલ્યા રઘુવર એમ સપ્રેમ;"
એમ વાત કરતામાં તે કાળ,આવ્યું વાનર સૈન્ય વિશાળ.૮
નાના વરણ નેં બળ અતુલીત, રઘુનાથ પ્રતાપે અભીત;
કરે કેટલા હૂકાહૂક, ઉડે આકાશમાંય અચૂક ૯
કેટલા કરે કિલ કિલાકાર, જોતાં રણભોમીના ઝુંઝાર;
મરકટનું કટક અગણીત, સુણો ઉમયા તમે સહપ્રીત. ૧૦
તેહ મૂર્ખની મતિ હું ઉવેખૂ,જેહ દળનું કરવા ચહે લેખૂ;
આવી પ્રભુપદ નામતા શીશ,સૌની સ્વાગતા કરતા ઇશ.૧૧
પછી ઊભા રહે જોડી હાથ, નિરખિ વદનને થાય સનાથ;
કપિ સૈન્યમાં એવો ન એક,જેની કુશળ પુછિ ન રામેછેક.૧૨
એમાં કશિ ન પ્રભુની વડાઈ, વિશ્વવ્યાપક પ્રભુ સુખદાઈ;
ઉભા સર્વ જહાં ત્યહાં કીશ,જુએ તે ભણી શ્રી જગદીશ.૧૩
કહ્યું સુગ્રીવે શુભ સમજાવી, બળવંત બે ભૂજ ઉઠાવી;
"સુણો વાનર સૈન્ય વિશાળ,કામ પડિયું તમારૂં આકાળ.૧૪
સુખધામ રામકેરે કામ, વળિ મારે સપાડે તમામ;
જાઓ ચૌપથીચારેદિશાએ,શોધમળશેજકહુંસોવશાએ.૧૫
શોધો જઇને સુરીતે સીતાજી, વન શૈલ ગુફા ગ્રામ ગાજી;
માસ દિવસમાં આવજો ભાઈ,આપણી જયમ થાય વડાઈ.૧૬
કરી ઓલંઘના અવધીની, શોધ લાવ્યાવિના સીતાજીની;
આવ્યેઅહિયાંજીવજોખમાશે, મારેહાથેતેનિશ્ચેમરાશે."૧૭

એવા સુગ્રીવના સુણી બોલ, સ્નેહે લેવા સીતાની ખોળ;
ચાલ્યા વાનર સરવ તુરંત, લેવા અવનીકેરો અંત. ૧૮
વળિ સુગ્રીવે બોલાવ્યા ધીર, અંગદાદિ મારૂતી વીર;
કહે તેમને સહુ સમજાવી,પૂર્ણ પ્રેમ અંતરનો જાણાવી.૧૯
"નળનીળ અંગદ હનુમંત, જામ્બુવાન ધૈર્ય મતિવંત;
તમે સકળ સુભટ મળિમાયે,જાઓ વેગે દક્ષિણદિશાએ. ૨૦
સહુ કોઈને શુદ્ધ સીતાની, પુછજો થૈ નીરાભિમાની;
તમે કર્મ વચન મન કાયે,રામકેરૂ કારજ જ્યમ થાએ.૨૧
તેજ યત્ન અંતરમાં વિચારી, વે'લા વળજો કાર્યસુધારી;
સ્વામી સેવના સહુ છળત્યાગી,કરિએઅંતરમાંઅનુરાગી૨૨
તજી સંસાર માયા ફોક, સેવિ સાધ્ય કરિએ પરલોક;
શોક સંસારસંભવ સર્વે, મટીજાય જેથી અનુભવે. ૨૩
દેહ ધાર્યાનું ફળ સુખદાઈ, ભલું એજ ભાસે મને ભાઈ;
ભજિએ રામનામ સુખધામ,તજી મિથ્યા જગતનાં કામ.૨૪
માટે બાપમારા મનમાની, ધરશો નહીં પાછી પાની;
શોધ સીતાનીજ્યમત્યમલાવો,તમેભાવિકભકતકહાવો."૨૫
"ભલે નાથ ધર્યૂ એમ ધ્યાને," કહીશીશ નામ્યૂં હનુમાને;
સીતા શોધકારજકઠાણતાનું,જાણ્યૂ પવનાત્મજથીથવાનું.૨૬
માટે મેર કરી અવિનાશે,જાણી કાર્ય બોલાવ્યો પાસે;
શીશચરણમાંઆલીનમાવ્યું,માગીઆજ્ઞાકાર્યમનભાવ્યું૨૭
ચાલ્યા હર્ષ ધરી મ્હાધીર, મન સમરી શ્રી રઘુવીર;
તેહ અવસર શ્રી રઘુનાથ, મુકયો મારૂત સુત શીશ હાથ. ૨૮
કર મણિમય મુદ્રિકા નાથે, આપી હેતથી મારૂતીહાથે;
જન જાણીને દીનદયાળે, કરી પ્રૌઢ કૃપા તે કાળે. ૨૯
"સમજાવજે બહુ વિધિ શાને, મારી સલુણી પ્રાણપ્રિયાને;
કહિ બળ વારૂ વિર્દ અમારૂ, સર્વસૃષ્ટીને સંહારનારૂં."૩૦
આવજો સંદેશો લઈ સારો. જોતો બેસુ હું પંથ તમારો;
દેજો મુદ્રિકાકેરી એંધાણી, ત્યારે જાનકી લેશે જાણી.૩૧
"સત્ય રામનાદૂતની પાસ, વાત કરતાં ન થાય વિનાશ;"
સુણી રામવચન રચનાય, હર્ષવંત હનુમંત થાય. ૩૨
જાણ્યો જન્મ સફળ અભિરામ,ચાલ્યા ઊર ધરી કૃપાધામ;
જાણુ વાત પ્રભુ સહપ્રીત. રાખે રાજનીતિની રિત. ૩૩

## કાવ્ય અથવા રોલાવૃત.

ચાલ્યા કપિવર કોટિ, શુદ્ધ સીતાની લેવા;
મહાવીર રણધીર, સર્વ અતુલિત બળ જેવા. ૧
ઠામ ઠામ વન સર્વ, શોધતા ફરતા ચરતા;
નદી સરોવર શૈલ, ગુફાનીમાંય વિચરતા. ૨
રામકાર્યમાં સહુનું, મન લયલીન અતીશે;
વિસર્યા સહુ તે વાર, દેહ મમતાય વિશેષે. ૩
ફરતાં વન કયારેક, ભેટ નિશિચરની થાતી,
એક ચપેટામાંય, પ્રાણ હરિ લે ઉદમાતી. ૪
બહુપ્રકાર વન શૈલ, વિલોકે પગપગ હેરી;
મળે કોઇ જો મુની, તેહને લે કપિ ઘેરી. ૫
લાગિ પિપાસા[1] અધિક, હૃદયમાંહે અકળાણા;
ભુલા પડયા વન ગહન, મળ્યું ન જળ મુખ કરમાણાં. ૬
હનુમાને અનુમાન, કર્યૂં અંતરમાં એતો;
મરણ ચહે સહુ કપી, વિના જળપાન હવેતો. ૭
ચઢયો ઠેકિ ગિરિશિખર, જોયું ચોતરફ જ્યારે,
ગુફા એક ભુમિવિષે, દિઠૂં કૌતુક ત્યાં ત્યારે; ૮
ચક્રવાક બગ હંસ, ઉડીને અંદર પેસે;
ઘણાંએક પક્ષિઓ, નીસરે તથા પ્રવેશે. ૯
ઉતરિ ગિરિથિ એવાર, અનિલસુત[2] નીચે આવ્યો;
ગુફાઠામ સરવને, વેગળેથી દરસાવ્યો. ૧૦
મારૂતિ સહુ મોખરે, સરવ કપિએ કરિ લીધો;
પેઠા ગુફાનિમધ્ય, કશો વીલંબ ન કીધો. ૧૧
જોયૂં ત્યાં જઈ પ્રથમ, સુભગ ઉપવન તરૂ ખિલિયાં,
સમિપ સરોવર શ્રેષ્ટ, પાળ બાંધેલ પગથિયાં ૧૨
ફુલ્યાં કમળ નિર્મળાં, સરોવરમાંહે શોભે;
તીર એક મંદીર, નિરખતાં મુનિમન લોભે. ૧૩
બેઠિ નારિ ત્યાં એક, તેજ તપપુંજનિ એવી;
કપિવર કરે વિચાર," વારૂ હોશે વનદેવી." ૧૪
દૂરથિ તે નારિને, સર્વ કપિએ શિશ નામ્યૂ;
ત્યહાં તેહ સ્થળમધ્ય, સકળ કપિદળ વિશ્રામ્યૂં; ૧૫
પૂછયું તેહ નારિએ, વૃતાંત સરવ કપિકેરૂ:
"કહો કયાંથિ આવિયા, હોંસથી લેતા હેરૂ." ૧૬
સુણાવ્યું સમિરાત્મજે[3], વૃતાંત્ત શશીવદનાને;
તવ તેણીએ કહ્યું, અધિક ઉર આદરમાને. ૧૬
"પ્રિતે કરો જળ પાન, સરસ વિધવિધ ફળ ખાઓ;
ઘડિક કરી વિશ્રામ, પછી શુધ કારણ જાઓ." ૧૮
સુણી સુખદ મનહરણ; વાણિ વિધુવદનાકેરી:
કરી સ્નાન સહુ કપી, મધુર ફળ ખાધાં હેરી. ૧૯
તૃષા ક્ષુધા દુખ ટાળિ, ઘડિક વિશ્રામ કરીને;
સર્વ કપી સ્રીપાસ, આવિયા ત્યાંથી ફરિને. ૨૦
સર્વ કથા તેણિએ, સંભળાવી સુખકાજે;
"જઇશ હવે હૂં ત્યહાં, જ્યહાં રઘુરાજ બિરાજે. ૨૧
મિંચો નેત્ર મરકટો, ગુફા તજિ દ્વારે જાશો;
સીતાશોધ પામશો, હૃદય કાયર નવ થાશો." ૨૨

૧ પાણીની તરસ. ૨ વાયુકુમાર હનુમાન. ૩ હનુમાને.

મિંચી નેત્ર પછિ તરત, જુએ જવ આંખ ઉઘાડી;
ઉભા સકળ જળનિધી, તિરે ન દિઠી તે ઝાડી. ૨૩
તે પછિ ગઈ પ્રેમદા, જ્યહાં રઘુરાજ બિરાજે;
જઈ પ્રભુપદપાથોજ, નમાવ્યું શિશ સુખ કાજે. ૨૪
વિવિધ ભાંતિથી કીધિ, વિનતિ અતિ રઘુનંદનની;
અનપાવનિ દિધ ભકિત,જાણિ ગતિ પ્રભુ નિજજનની.૨૫
ઉરધરિ પ્રભુપદકમળ, જેહ અજ હરિ હર વંદિત;
બદરી વન વીચરી, શીશ ધરિ આજ્ઞા પ્રમુદિત. ૨૬

## દોહરા.

અહિંયાં સહુ કપિઓ હવે, વિચારતા મનમાંય;
વિતી અવધ કપિરાયની, કાર્ય થયૂં નહિં કાંય. ૧
સર્વ મળી ત્યાં સામટા, કહે પરસ્પર વાત;
"સીતાશોધ લીધા વિના, શું કરિશૂં હે ભ્રાત! ૨
અંગદ ગદગદ ઊચરે, નેત્ર કમળ ભરિ નીર;
"મૃત્યુ આવ્યુ મારૂં હવે, બેય પ્રકારે વીર. ૩
અહિંયાં નહિં પામ્યા કશી, સીતાકેરી શોધ;
ત્યહાં ગયે કપિરાય તે, વધ કરશે સવિરોધ. ૪
પિતાહણ્યા તેપર વળી, મારત મને કપીશ;
રામે વારી રાખિયા, તવ ઉરની તજિ રીશ." ૫
સર્વ સમિપ વળિ વળિ કહે, અંગદ ગદગદ વાણ;
"મરણ મારૂં થયું જાણવૂં, નહિ સંશય નિરવાણ." ૬
સુણતાં અંગદનાં વચન, વિકળ સર્વ કપિવીર;
બોલી શકે ન મુખથકી, લોચન ચાલ્યાં નીર. ૭
ક્ષણભર શોકનિમગ્ન સહુ, થઈ રહ્યા ત્યાં સ્થીર;
કપિઓ પછિ સહુ કોડથી, વધ્યા વાણિ ગંભીર. ૮
"સીતાની શુદ્ધી વિના, અમે સર્વકો આજ;"
નહિં જઈએ તમને તજી, હે અંગદ યુવરાજ." ૯
એવું કહિ એ અવસરે, જઈ સહુ જળનિધિ તીર;
બેઠા દર્ભ બિછાવિને, કપિવર અતિ રણધીર. ૧૦
અંગદદુખ દેખી અતી, જામ્બુવાન ઋક્ષેશ;
કહી કથા કોમળ સુભગ, વળિ ઉપદેશ વિશેષ. ૧૧
"તાત તમે રઘુનાથને, નર કરિ નહિં માનોજ;
નિર્ગુણ બ્રહ્મ વિરંચિ ઇશ, વંદિત પદપાથોજ. ૧૨
અજિત અજન્મા એમને, જાણો તમે જરૂર;
સેવ્યે ભવસંભવતણાં, દુઃખ રહે સહુ દૂર. ૧૩
સહુ આપણ સેવક છિએ, મહિસ્થળે મ્હાભાગ્ય;
સતત સગુણ પરિબ્રહ્મપર, અંતર અતિ અનુરાગ. ૧૪
નિજ ઇચ્છાએ અવનિપર, અવતરિયા પ્રભુ આપ;
સુર દ્વિજ ગૌ વસુધાતણો, મટાડવા પરિતાપ." ૧૫
એહ રિતે કથતા કથા, બહુપ્રકાર દુઃખેથિ;
સાંભળ્યું તે સંપાતિએ, [1]ગિરિગુફાનિ માંહેથિ. ૧૬
બ્હાર આવિ જોયા સહૂ, કપિઓને શુભપેર;
"આજ અહાર દિધો મને,જગદીશે કરિ મેર. ૧૭
આજ સર્વનૂં સામટૂ, ભાવે ભક્ષ કરીશ;
દિવસ વિત્યા બહુ ભક્ષવિણ, આજ રિઝયા જગદીશ.૧૮
કદિએ મળ્યા ન ક્યાંયથી, ઉદર ભરી આહાર;
આજ દિધું વિધિએ મને, સામટું એકીવાર." ૧૯
ડર્યા સર્વ કપિ દિલવિષે, ગૃધ્ધ વચન સુણિ કાન;
"હવે મરણ થયું આપણૂં, જાણ્યો સત્ય નિદાન." ૨૦
ઉડયા સકળ કપિ ભય વિકળ; દુરથિ દેખિ ગૃધરાજ;
જામ્બુવાનમન શોચ અતિ,"દુખમાં અતિ દુખ આજ."૨૧
એ અવસર અંગદ કહે, મનમાં કરી વિચાર;
"ધન્ય ન અન્ય જટાયુસમ, આ કોઈ સંસાર. ૨૨
રામકાજને કારણે, તનનો કરિને ત્યાગ;
સંસૃતિસાગર તરિ ગયો, મોક્ષધામ મ્હાભાગ." ૨૩
શોક હર્ષ સંયુકત તે, સુણિ સંપાતિ વચન;
આવ્યો કપિઓ નિકટ જવ, સભય સર્વ કપિ મંન. ૨૪
ભાગિ ચાલિયા સહુ કપી,દેખિ એહને તર્ત;
જાણ્યૂ સત્થં સમીપ આ; માથે આવ્યૂં મર્તે. ૨૫
સોગન દેઈ શહુઅવિધ, લાંબા કરિ કરિ હાથ;
ઉભા રાખિને એ સમે, વદે પાછી કપિસાથ. ૨૬
અભયદાન કરિ એમને, જઈ પૂછ્યૂં પછિ નેટ;
કથા સર્વ ત્યાં કપિવરે, સંભળાવિ અતિ શ્રેષ્ઠ. ૨૭
સંપાતી સાંભળિ શ્રવણ, બંધુકરણિ બહુ બેશ;
રઘુપતિનો મહિમા રૂડો, વરણી કહ્યા વિશેષ. ૨૮
કપિઓને કહ્યુ તેપછી, સંપાતિએ સધીર;
"લૈ ચાલો મુજને હવે, તમે તોયનિધિ તીર. ૨૯
તિલાંજળી દેઉં તેહને, સ્નેહવિવશ ત્યાં સેહજ;
વચન સ્હાય કરિ કરિશ હું, જઇ શોધો મળશેજ." ૩૦
અનુજનિ ઉતરક્રિયા કરી, તરત તોયનિધિ તીર;
કહે કથા નિજ ગૃધ્રપતી, સુણો સર્વ કપિ ધીર. ૩૧
"અતિ બળાઢય અમ બંધુ બે, પ્રથમ જુવાનીમાંય;
ઉડિને ગગનવિષે ગયા; સૂર્ય સમિપ તજિ ભાય. ૩૨
તેજ સહન નવ થઈ શકયૂં, તેતાં જાજ્વલમાન;
હુંતો સૂર્ય સમિપ ગયો, અંતર ધરિ અભિમાન. ૩૩

1 જટાયુનો મોટો ભાઈ.

પાછો ફરિ આવ્યો પછી, જટાયુ જુગતે ભામ;
સમિપ ગયો હું સુર્યની, ઝાઝું રાખી જોમ. ૩૪
તમ તેજ અતિ રવિતણું, બળી પાંખ જે વાર;
પાછો પૃથ્વીપર પડ્યો, ઘોર કરી ચિત્કાર. ૩૫
મુનિવર એક મહાગુણી, ચતુર ચંદ્રમા નામ;
લાગિ દયા દખી મને, કોમળ ચિત અભિરામ. ૩૬
બહુ પ્રકાર શુભ બોધથી, ઘણું શિખવાડ્યું જ્ઞાન;
તરત તજાવ્યું તેમણે, તનસંભવ અભિમાન." ૩૭
કહ્યું પછી કરૂણા કરી, "ત્રેતાયુગ નિરધાર;"
"પરિબ્રહ્મ આ પૃથ્વિપર, ધરશે નર અવતાર." ૩૮
"આદ્ય જોગમાયા થશે, નારિ તેમની નેટ;"
"હરિ જાશે તેને હઠી, રાવણ લંકા બેટ." ૩૯
"ત્યાંથિ શોધવા તેણિને, મોકલશે પ્રભુ દૂત;"
"થઇશ તું તેમનિ ભેટથી, પવિત્ર પાંખોયૂત." ૪૦
"ઝાઝી પાંખો જામશે, કરિશ ન ચિંતા કાંય;"
"બતાવિ દજે તેમને, જાનકિ દખું જ્યાંય." ૪૧
વાણિ વિમળ મુનિવરતણી, સત્ય થઈ સહુ આજ;
સુણી વચન કોડે કરો. શ્રી રઘુરાજનું કાજ. ૪૨
પછી તેહ ક્ષણ પરવર્યા, નિજ આશ્રમ મુનિરાય;
ઉર ઉપન્યૂં એ દિનથિ કહું, જ્ઞાન મને કપિ પ્રાય. ૪૩
એહરિતે હું તમતણો, જોતો પંથ જરૂર;
સદા સ્મરણ કરૂં રામનું, દુ:ખ ટાળવા દૂર. ૪૪
આજ સફળ જગજન્મ મમ,ધન્ય ઘડી પળ વાર;
રામદૂત નજરે દિઠા, જે દાયક ફળચાર. ૪૫
તર્તિબ ત્રિકુટાચળ ઉપર, લલિત અતી ગઢલંક;
ત્યહાં રહે રાવણ દનુજ, અંતર સહજ અશંક. ૪૫
ત્યાં અશોકવાડીવિષે, આશોપલ્લવ છાંય;
સીતા બેઠી શોચતી, પ્રભુપદ ધરિ મનમાંય. ૪૭
દખૂંછું હું દૂરથી, તિવ્રદ્રષ્ટિથી તેહ;
તમે ન જોઇ શકો જરા, શો એમાં સંદેહ. ૪૮
થયો વૃદ્ધ નહિંતો વળી, કરત કશિક તમ સ્હાય;
રામદૂત અદભૂત બળ, જો ત્યાં જઈ શકાય. ૪૯
શત જોજન આ તોયનિધ, ઓળંધે જે આજ;
કરે તેજ કપિ મતિનિધિ, શ્રીરઘુરાજનું કાજ. ૫૦
કરે જેહ કો રામનૂં, સીતાશોધનું કાજ;
તે સમ ધન્ય ન અન્યકો, આ અવનીપર આજ. ૫૧
મને જોઈ સહુ મનવિષે, ધરો અતીશય ધીર;
રામકૃપાએ કેવું થયું, સોહામણૂં શરીર.! ૫૨
જે પ્રભુનૂં પાપીપણ, નિર્મળ સમરે નામ;
અતિ અપાર સંસારનિધિ, ઉતરે તરી તમામ." ૫૩
એવું કહિને હે ઉમા, ગયો ત્યહાંથિ ગૃધેશ;
સહુ કપિ તવ નિજ મનવિષે, વિસ્મય થયા વિશેષ. ૫૪

## ચોપાઈત્રિતાળની.

રઘુનાથ પ્રભાવ વખાણી, વધા કપિએ પછી શુભ વાણી;
નિજ નિજ બળ સકળ જણેએ,કહિ સંભળાવ્યું ત્યાં સોયે. ૧
પાર સાગર ઠીક જવાનો. ધરે સંશય અફળ થવાનો;
"હવે વૃદ્ધ થયો હુંતો આજ, કહે એમ સૌને ઋક્ષરાજ" ૨
બળ પ્રથમ જુવાનીનું જેહ, રહ્યું લેશ નથી મારી દેહ;
બળીરાયને છળવા માટ; ધર્યું રાઘવે રૂપ વૈરાટ. ૩
તે સમે મારૂં જોબન પૂર, બળ પાર લહે કો શૂર?
બળીરાયને બાંધવા માટ; વધાર્યું તન રૂપ વૈરાટ. ૪
તેહ દેહ ન વરણી શકાય, ત્રણલોક તેમાંય સમાય;
કરિ સાત પ્રદક્ષણા ધાઈ, બે ઘડીમાં મેં ત્યહાં જાઈ.
હવે તો હું થયો બળભંગ. નવ ચાલી શકે આ અંગ;
નહિતો જાઉં એક ફલંગે, સ્હાય માગું ન કોની સંગે.' ૬
કહે અંગદ ઊમંગ આણી,"પાર જાઉં હું કાજ પ્રમાણી;"
મન સંશય પણ મને એમ, ફ્રદી પાછું અવાશે કેમ.!" ૭
કહે જામ્બુવાન સુણિવાણી, પરશિ અંગદને શિશ પાણી;
"યુવરાજ તમે સહુ યોગ્ય, નહિં લંકામાં જાવા જોગ. ૮
મારીવતી કેમ મોકલાય, એવું કીધે અનુચિત થાય;"
પછી મારૂતસુત સામુંજોઈ, વદે ઋક્ષેશ સંશય ખોઈ. ૯
"હઠ કરિ હઠિલા હનુમાન, ચુપ થૈ શું રહ્યા બળવાન;
વાયુસુત બળ વાયૂ સમાન, બુદ્ધિ વિવેક જ્ઞાનનિધાન. ૧૦
કોણ કાજ કઠણ એવુ જગમાં,જે ન થાય તારાથી વગમાં;
રામકાર્ય કારણ તેં આવાર, લીધો અવનીપર અવતાર.૧૧
ધન્ય અંજનીકુખ અભિરામ, વીરમાતા મહા બળધામ;
ધન્ય રૂદ્રનો તું અવતાર, કરવા દૈત્યકુળસંહાર;" ૧૨
કહિ એમ કપી સરવેને,કરિ શાન ત્યાં જામ્બુવાને;
કરિ ઉડ્યા સહુ કિલકારી, ચઢ્યૂં શૂર મારૂતિને ભારી;
થયો પ્રૌઢ પર્વતાકાર, સુણી કપિ મુખના કિલકાર. ૧૩
તન તર્તિબ તેજ વિરાજે, જોઈ કંચન રંગે લાજે;
જાણ્યે પ્રૌઢ કનકનો મેરૂ, તન ધારિ ઉભો કપિકેરૂ. ૧૪
સિંહનાદકરી વારંવાર, થયા ઉભા ત્યાં પવનકુમાર;
વસુધા કંપિ ઉઠે વિરહાકે, ચૌદ બ્રહ્માંડ ચઢિયાં ચાકે. ૧૫
થયો સાગરમાં ખળભળાટ, ચાલ્યો રવિરથ ત્યાગી વાટ;
પરિપૂર્ણ ક્રોધ અંતરમાં, હાક વાગી રહી કપિવરમાં. ૧૬

"લીલા માત્રમાં જળનિધિખારો, અહું ઓળંઘિજઇઆઆરો;
સસહાય રાવણને પછાડી, આણું અહિયાં ત્રિકૂટ ઉખાડી. ૧૭
પ્રજાવી લંકપતિ શિરહાકે, કાંતો મારી એકી લપડાકે;
સીતામાતને સ્કંધ ચઢાવી, હેલા માત્રમાં હું શકુ લાવી. ૧૮
બોળિ લંકાંને સાગરખારે, આવી ઉભો રહૂં આ આરે;
જામ્બુવાન પુછુછું હૂં તુજને, કરૂ ત્યાં શુંજઈ કેહે મુજને." ૧૯
બોલ્યા જામ્બુવાન પામીરીઝ, બળ જ્ઞાનની પામી પતીજ;
"કરો એટલું જઈને કામ, પવનાત્મજ હે બળધામ. ૨૦
સીતાશોધ લાવો શુભપેર, હમણાં ન વધારશો વેર;
પામી શોધ સીતાની શ્રીરામ, પરિબ્રહ્મ જે પૂરણકામ. ૨૧
કપિસૈન્ય લઈ નિજસંગ, કરવા ચઢશે રિપુબળભંગ;
કરી દૈત્યકુળતણો નાશ, દેવતાના છોડાવી પાશ. ૨૨
આવશે લઈ રામ સીતાને, જયમ ધન દામની ગૌરવાને;
ત્રણ લોક પાવન દુઃખહારી, એવા સુયશ પ્રભુના ભારી. ૨૩
સુર મુનિ નારદાદિ સનેહ, વારંવાર વખાણશે તેહ;
જેહ સાંભળતાં મુખ ગાતાં, કેહેતાં સમજાવતાં સુખથાતાં. ૨૪
મોક્ષપદ પામશે નરપ્રીતે, મદ મોહ જીતાય સુરીતે;
રઘુવીર ચરણઅનુરાગી, ગાશે કવિજ ગુણક્ષમામાગી." ૨૫

### દોહરા.

ભરદ્વાજ મુનિરાજ આ, રાઘવકથા રસાળ;
સુણીને સતિ અતિ રીઝિયાં, તેહુ સમે તતકાળ. ૧
ભવસંભવ દુખ દોહલાં, સુણો મહામતિ ભૂપ;
રામ શુયશ છે તેહને, અનુપમ ઔષધરૂપ. ૨
સુણે સ્નેહ ધરિ જો કદી, નિર્મળ મન નર નાર;
તો તેમનિ મન કામના, તરત પુરે ત્રિપુરાર. ૩
શિવ ઉમયાપદ વંદિને, સમરી પતિ બ્રહ્માંડ;
પૂર્ણકરૂં પ્રભુગુણતણો, આ **કિષ્કિંધાકાંડ**. ૪



॥ શ્રીગણેશાયનમઃ ॥

# સુંદરકાન્ડ પ્રારંભ.

## રાગ ગરબી.

પ્રેમની પિડા તે કોને કહિએરે હો મધુકર. એઢાળ

કરૂં હું પ્રણામ એવા રામને,
નિરંતર કરૂં હું પ્રણામ એવા રામને.—ટેક

શાન્ત સ્વરૂપ સ્હેજ સદા સર્વથી સોહામણું;
આદિ ને અવિનાશિ સદ્ગુણધામને,નિરંતર કરૂં હું પ્રણામ. ૧
પાપરહિત અપ્રમેય સૌમ્ય શેષ શિવ વિધી ;
મોક્ષ શાન્તિના નિવાજનારને, નિરંતર કરૂં હું પ્રણામ. ૨
વેદજ્ઞાનગમ્ય રમ્ય વિશ્વવ્યાપક સર્વદા ;
વિશ્વભરણ કરણ પૂરણ કામને, નિરંતર કરૂં હું પ્રણામ. ૩
માયા સીતાજી સહિત વિશ્વ મનુષ્યદેહ ધરી ;
ફેડવા અધર્મિઓના ઠામને, નિરંતર કરૂં હું પ્રણામ. ૪
નીતિ નાગર દયાસાગર દીનબંધુ દાસના;
વિશ્વદુખથિ પામવા વિરામને, નિરંતર કરૂં હું પ્રણામ. ૫
સુરમાં શિરોમણી ભુપાળમાં ચુડામણી;
અકળ સકળથી મતિ બળધામને, નિરંતર કરૂં હું પ્રણામ.૬
સર્વસાર શીવશંકર મુખથિપે વિરાજતું;
ધન્ય એ રૂપાળા રામનામને, નિરંતર કરૂં હું પ્રણામ. ૭

## દોહરા.

અન્ય સ્પૃહા ન અંતરે, હે રઘુવર મમ ઊર;
સત્ય કહૂં શિરનામિને, અંતરજામિ હજુર. ૧
માત્ર ભકિત ભરપુર દ્યો, હે રઘુપુંગવ રામ ;
મન માનસ મમ મદ રહિત, કરો રહિત વળિ કામ. ૨
સુંદરકાંડવિતાનપર, કવિતાલતા સકોડ ;
ચઢે હવે શ્રોતા સુણો, કવિજન કે કરજોડ. ૩
જામ્બુવાનનાં વચન શુભ, પ્રીતિ નીતિમય પૂર;
સાંભળિ સમિરાત્મજ ઉરે, જુગતે ગમ્યાં જરૂર. ૪
"જ્યાં લગિ જાનકિ માતની, શુભ લઇ આવૂં શોધ ;
થયે કાજ મન હર્ષ અતિ, કહો પછિ શું અનુરોધ. ૫
વાટ જુઓ સહુ માહરી, ત્યાંલગિ સાગરતીર ;
કંદ મૂળ ફળ ખાઇ વળિ, સંકટ સહી શરીર." ૬
શિશ નમાવિ એવૂં કહી, પવનાત્મજ રણધીર ;
ઉર હર્ષિત થઇ ચાલિયો, સમરી શ્રી રઘુવીર. ૭
શૈલ મહેંદ્રાચળ સુભગ, ત્યહાં તોયનિધિ તીર ;
તેપર [1]કૌતક માત્રમાં, કૂદિ ચઢયો કપિવીર. ૮
કિલકારી કરિ ઊઠિયા, ગુણનિધિ કપી ઘણાક ;
શુર ચઢયું સમિરાત્મજ ઉરે, વાગી રહિ વિરહાક. ૯
સંભારી ઉર સ્નેહથી, વારવાર રઘુવીર;
કૂદ્યો પછિ કપિકેશરી, અતિ બળાઢય રણધીર. ૧૦
ગયો જેહ ગિરિપરથિ રહિ, ચરણ ચાંપિ કપિબાળ;
પરવત તે ઉતરી પડયો, પાતાળે તતકાળ. ૧૧
જ્યમ અમોઘ' રઘુનાથનાં, શર છુટતાં સુસવાટ ;
ઉડિ ચાલ્યો એવી રિતે, મારૂતસુત શુધ માટ. ૧૨
જળનિધિએ મન જાણિયૂં, જાતો રઘુવરદૂત;
"શેવકતા કરિ આ સમે, લેઉં સુયશ અદભૂત." ૧૩
એમ વિચારી અંતરે, મહા શૈલ મૈનાક ;
તરત જઇ તેને કહ્યું, અંતર પ્રેમ અથાક. ૧૪
"શ્રમહારી થા આ સમે, જો રઘુપતિદુત જાય ;
નિર્મળ જેના નામથી, પાતક દૂર પળાય. ૧૫
કહે તું જઇ કરજોડિને, "હે મારૂતિ બળધામ;"
"થોડિવાર અહિયાં તમે, વારૂ કરો વિશ્રામ." ૧૬
સિંધુવચન સુણિ તેસમે, મહા શૈલ મૈનાક;
ઉઠ્યો તરત અંબૂધિથી, અંતર પ્રેમ અથાક. ૧૭
કપિકેશરિને જઈ કર્યો, પ્રીતથકી પરણામ;
કહ્યું કમળ કરજોડિને, "ઘડિક કરો વિશ્રામ." ૧૮
કરિ પ્રણામ મૈનાકને, કર સ્પર્શ્યો કપિરાય;
"ધન્ય" કહી કહે તે સમે, "સારિ કરી આ સ્હાય;" ૧૯
પણ પ્રભુકાર્ય કર્યા વિના, મને કયાંથિ વિશ્રામ !
શિર ચઢાવિ લિધ આ સમે, તમ શેવકતા આમ." ૨૦

[1] સફળ.

જાય પવનસુત જોરમાં, સુર્ય સ્વમન શંકાય;
"રખે આવિ વળગે રથે, કોપ કરી કપિરાય." ૨૧
શિર લંગુર શોભે ભલું, વદન તેજ અભિરામ;
વેગ ગરૂડનાથી વધુ, મુખે રામનું નામ. ૨૨
જતા જોઈ હનુમાનને, સર્વ દેવ શંકાય;
પ્રબળ બુદ્ધિબળ તેહનું, ચિંતે જાણવા ચ્હાય. ૨૩

## ચોપાઈત્રિતાળની.

સુર સર્વ કરીને વિચાર, લેવા કપિબળકેરો પાર;
સુરસા નામે નાગની માત, તેને તેડાવી કહિ સહુ વાત.૧
શીખ દેવોએ દઈ ઘણેરી, પવનાત્મજ પાસે પ્રેરી;
આવી ઉભી રહી રોકી વાટ, મારૂતસુતને છળવા માટ. ૨
એમ મુખથી કરેછે ઉચાર, આજ દેવે દીધો મને આ'ર;
હસિ બોલ્યા પછી હનુમાન, સુણો મુનિતપ તેજનિધાન. ૩
"રામકાર્ય કરી કુશળ ક્ષેમ, ફરી આવું હું જ્યારે એમ;
સીતાશોધ પ્રભુને સુણાવું, તે પછી તુજ પાસે આવું. ૪
તારા વદનવિષે પૂર્ણ પ્યારે, મારિ મેળે હું બેસીશ ત્યારે,
હમણાં તો તું દે મને જાવા.તારો ગુણ આશિંગણ થાવા."૫
"કહે સુરસા અલ્યા હું ન ચૂકું, કર આવેલો ભક્ષ શું મૂકું!
કોટી યત્ને નહીં દઉં જાવા, કરૂં ભક્ષ તારો તૃપ્ત થાવા." ૬
નારીએ કહ્યું એમ નિદાન, હસિ બોલ્યા ત્યારે હનુમાન;
"તારે એવોજછે મનસૂબો લે તું ખા મુજને આ હું ઊભો."૭
સુણી સુરસાએ વદન વિકાસ્યું, એક જોજનભરનું ભાસ્યું;
તવ પવનાત્મજે જાણિ મનની, ઝટ કાયાકરી બે જોજનની.૮
રીશે સુરસા થઈ રાતી ચોળ, કીધું આનન જોજન શોળ;
હસીને હનુમંત અંતરમાં, થયા બત્રીશ જોજનભરમાં. ૯
સુરસા અંતરમાં અકળાઈ, કપિવર ન શકાય છેતાઈ,
જેમ જેમ તે વદન વિકાસે,અંજનીસુત ગળવા આશે.૧૦
તેમ તેમ કાયા પ્રસરાવે, બમણું કપિ સ્વરૂપ બતાવે;
એનેકરિનેવિચારઅંતરમાં.સુરસામુખશતજોજનભરમાં.૧૧
કરી ઊંચી ચઢાવી કપાળ, રિશે લોચન કરીને લાલ;
હસ્યા મનમાંયતી હનુમાન,અહુમાયા પ્રભુની બળવાન.૧૨
"આ જુઓ રૂપ ધરિને વૈરાટ, રંડા રોકી બેઠીછે વાટ;"
લીધું તે સમે અતિ લઘુરૂપ, હનુમાન યતી મતિભૂપ. ૧૩
સુરસાના વદનમાં પેશી, આવિ બ્હાર ઉભા શુભવેશી;
શિરનામીને માગી વિદાય, સુરસા કહે સુણ કપિરાય.૧૪
"મને મોકલી જેને માટે, સહુદેવે અંતરના ઉચાટે;
આવી તારૂં બુદ્ધિબળ જોવા, સૂર સર્વના સંશય ખોવા.૧૫
બળ બુદ્ધિનો પામિ હું પાર, રામકાર્ય તારાથી થનાર;
બળ બુદ્ધિતણો તું નિધાન,હેત ધરિને સાંભળ હનુમાન"૧૬
શીખ આશીષ દઈને સારી, સુરસા નિજલોક સીધારી;
હર્ષી ચાલ્યા પછી હનુમાન,વાયુસુત વાયુવેગ સમાન.૧૭
દારૂણ દૈત્યણી રાહુની માતા,સિંહિકાનામ સંસાર ખ્યાતા;
રહે સાગરમાં તે સદાય, દયા હૃદયવિષે ન જરાય. ૧૮
ઉડતાં પંખી આકાશનાં પાડે, કરી માયા ઉંચેથી પછાડે;
જીવ જંતુ અનેક આકાશે,ઊડીજાતાં જોઈ ભક્ષઆશે.૧૯
જોઈ જળમાં હોય જો સાયો, પંખી ઉડતાંનો પરછાયો,
ઝાલે એમ જઈને જ્યારે, ઉડી ના શકે પંખીડાં ત્યારે.૨૦
આવી પડતાં ફરફડી બિચારાં, જળમાર્ગે ગગન ઉડનારાં;
કરે ભક્ષ સિંહિકા સપ્રેમ, ખગચર ન જઈ શકે ક્ષેમ. ૨૧
એરીતે ખગચર ભક્ષકારી, અતિ અઘોર કર્મ કરનારી;
એવો છળ હનુમાન સંગાતે,કર્યો આવી ત્યહાં રાહુમાતે.૨૨
જાણ્યું તરત કપટ હનુમાન, આવી વેળા એની અવશાન;
એવાં કૃત કરનારીને મારી, કપિવર થયો પરઉપકારી. ૨૩
ચાલ્યો વેગમાં પવનકુમાર, મતીધીર વિદિત સંસાર;
ગયો ઉતરી પયોનિધિપાર, કપિવર મહા રણઝૂંઝાર. ૨૪
રચના જુએ ત્યાં રમણીક, મનમાં નહિં કોતણી બીક;
રહે રાવણ રાય અશંક, ઘણો દુર્ગમ છે ગઢલંક. ૨૫

## છપ્પા.

જુએ ત્યહાં જઇ કપી, સરસ ઉપવન વન શોભે,
ગુંજારવ બહુ કરે, મહા મધુકર મધુ લોભે;
વિવિધ પ્રકાર અપાર, વૃક્ષ નવપલ્લવ વારૂ,
સફળ સફૂલ પ્રફુલ્લ, ઇંદ્રવન જોઇ વિસારૂ;
ખિલિ અઢારભાર વનસ્પતી, ત્રિવિધ વાયુ નિત્યે વહે;
ખગ મૃગ વિચિત્ર વરણાગિયાં, કવિ ઉપમા કેવી કહે. ૧
વિપિન નિરખતા જાય, થાય મન હર્ષ અતીશે,
"મળશે જાનકિ માત," એવું ગણિ કપિ મન હીસે;
ત્યહાં તેહ અવસરે, એક ગિરિ દેખી આગે,
કુદી ચઢયો કપિરાય, ત્યાગિ ભય અતિ અનુરાગે;
ઉમયા નહિં એમાં કશિય તે, કપિવડાઇ કોઇ રિતે;
પ્રભુનો પ્રતાપછે પ્રૌઢ તે, કાળનેય પળમાં જિતે. ૨
ગિરિપર ચઢિ કપિવરે, લલિત જોયો ગઢલંકા,
કહિ ન જાય રમ્યતા, વીર રક્ષક રણવંકા,
ઊંડો અધિક વિશાળ, જળધિ ફરતો ચાગરદમ;
કનક કોટ અતિ ઊંચ, પ્રકાશિત અતિ રવિકરસમ;
સુંદર અંદર મણિઓ જડી, પ્રતીબિંબ જળમાં પડે;
જાણ્યે બિજું લંકા જળવિષે, અંતર ભ્રમ એવો અડે. ૩

ગઢ સાથે ઘુઘુઆટ, કરે જળમોજા ઝાઝા;
તિમિચરપતિને ત્રાસ, મૂકિ શકતો નથિ માઝા.
બાવનમાંય બજાર, ચારૂ ચોટાં ચોરાશી;
પોળ શેરિઓ પ્રૌઢ, ઘણી ગલિઓ ગુણરાશી;
અતિ સુંદર સર્વ પ્રકારથી, કવિજન શું વરણી કહે;
પરિવાર પનોતા પરમ જ્યાં, રિદ્ધીપતિ રાવણ રહે. ૪
મદોન્મત મેગળો, ઘુઘવતા અતિ ગજશાળે,
હણહણાટ હય કરે, પવન મનવેગિ વિશાળે;
ખચ્ચરની નહિ ખોટ, નહીં સંખ્યા સેન્યાની,
કો ગણતી કરિ શકે, પાયદળ રથ સંખ્યાની;
બહુ કામરૂપ ખળ દળ પ્રબળ, દારૂણ દૈત્યતણું ઘણું;
વરણી શકે ન મુખ શારદા, કવી કહે હૂં શું ભણું. ૫
વન ઉપવન બહુબાગ, સરોવર વાડી શોભે,
કૂપ અનૂપ અનેક, જોઈ મુનિનાં મન લોભે;
વિમળ વાવ્ય વ્યતરેક, પરમશોભા પાદરની.
રચના કહિ ન શકાય, લલિત લંકા બંદરની;
ભવદત્ત સુવૈભવ અનુભવે, રાવણરાય મહાબળી ;
જાણ્યે વિધિની કરતવ્યતા, ગઢલંકે ટોળે મળી. ૬
હરિવદની હરિણાક્ષી, કેશરીસમ કટિવાળી,
ભરચક આભુષણ, બણીઠણી બહુજ રૂપાળી;
સુર નર કિન્નર નાગ, ઘણી ગંધર્વકુમારી,
હાટકતણિ શિર હેલ, વિચરતી ભરવા વારી;
ગ્રહિ હેમ રાશડી હાથમાં, કટિ મરોડતી ચાલતી;
ગજગતિએ ડગ ભરતી જતી, નેત્ર કટાક્ષ ન્યાળતી. ૭
મુનિનાં મન મોહાય, એવિ માનુનિમુખ જોતાં.
શિવજી સરખાનાંય, પ્રેમદામાં ચિત પ્રોતાં;
પરવશ કરિ નર પ્રાણ, ચિતવત્તી ભરિ હેલે,
જાય ચાલિ જુવતિઓ, સરખિ સખિ વળગી બેલે;
હસિ હસિ લે તાળી હાથમાં, મદનમોહ વાતો કરી;
લંકાપુરિની લલના લલિત, કહું શું એક મુખ ઊચરી. ૮
દિસે કહિંકતો ત્યહાં, મદોન્મત મલ્લ અખાડા.
વિશાળ શૈલ સમાન, દેહમાં દીસે જાડા;
કરે ગર્જના ઘોર, જાણું ઘન શ્રાવણકેરી.
અતિ બળાઢ્ય રણધીર, સૌ સુરકેરા વેરી;
એવા અનેક લંકાવિષે, મલ્લઅખાડા ભાસતા;
પડિઓ અતિપ્રૌઢ સદા ગદા; કસરત ભલિ કરતા જતા. ૯
એક એકની સાથ, બાહુ ઠોકીને બાઝે;
કૂદે પડિ કેટલા, ગર્જના કરિને ગાજે;
પાયતણે પડછંદ. ધમધમાવેછે ધરણી;
કુદે એકપર એક, ટેક નવ જાએ વરણી;
કો પડે થાય બેઠાવળી, મેદનિ સહુ જોવા મળી;
એ અધિક પ્રૌઢબળ મલ્લનાં. શકાય નહિં કોઇથિ કળી ૧૦
હાથ વિવિધ આયુદ્ધ. વિકટ ભટ સુભટ વડેરા;
રહ્યા નગર રખવાળ, ઉમા બળવાન ઘણેરા;
અનીલ જેવાથીય; કદિ ન સંચાર કરાએ;
આજ્ઞા વિણ જો જાય; પ્રાણ તેહના હરાએ;
નિશિદિન નિશિચર કર ખડગ ધરિ, પુર ચોગરદમ ચેતિને,
રક્ષાણ કરતા સરવે રહે, નિજબળ અકળ સમેટિને. ૧૧
કોઇક સ્થળે કઠોર, હૃદયના દારૂણ દનુજો;
ખાય ગાય કાપિને, બહૂ બકરાં ખર મનુજો;
માતા મહિષ અનેક, કાપિને પાપી ખાતા
પાપ ન ગણે અમાપ, દુષ્ટ ઉરમાં હરખાતા;
એવાં કૃત જેનાં હે ઉમા; હોય ભલે તે સાક્ષરા[1];
ઉલટાવિ વાંચવા એમને, પ્રતક્ષ રાક્ષસ તે ખરા. ૧૨
નિર્દય નિશીચરોનિ. કથાસંક્ષેપે કહુંછું;
લેતાં નામ લગાર, દોષ દારૂણ શિર લહુંછું;
પણ સરવે મ્હાભાગિ, એવું ભાસે મુજ મનને;
રઘુવરતિરતીરથે, ત્યાગશે આવી તનને;
સહુ મુનિ દુર્લ્લભગતિ પામશે, મોક્ષધામ વિશ્રામશે;
અવશાન ભાન ભુલિ રામનૂં, નામ લિધે યશ જામશે. ૧૩
પુર રખવાળ અપાર, પેખિને પવનકુમારે;
મનમાં કર્યો વિચાર, સમરિ રઘુવર તે વારે
"અતિ લઘુરૂપ ધરિ પૂર. પ્રવેશ કરિશ હું નિશાએ;"
"હમણાંતો રહું અહીં; ધૈર્ય ધારી દ્રઢતાએ."
કપિના મનનો સંકલ્પ સિધ્ધિ, જાણ્યે અધિક ઉતાવળો:
રવિ સભય સપ્રેમ નિયમ તજી, અસ્તાચળ ઊપર વળ્યો. ૧૪

## દોહરા.

નિશિપ્રવેશ નિશિચર સ્વરૂપ, અંધકાર અતિ ત્યાંય;
મશક સ્વરૂપ કપિ હરિ સમરિ, ચાલ્યો લંકામાંય. ૧
લંકા પોળે લંકિની, દારૂણ દૈત્યણિ એક;
પ્રતિહારાણિ તે પ્રૌઢબળ, રહે ચિત્ત ધરિ ટેક. ૨
જતા જોઇ હનુમાન યતિ, કરિ બોલી તે કોપ;
"ક્યહાં જાય નિર્ભયમને, ચિતમાં રાખી ચોપ?" ૩
"શઠ તું શે નથિ જાણતો. મર્મ માહરો મંન;"
લંકચોર મમ ભક્ષ તૂં, નેટ કરિશ હું નિધન. ૪

---

1. પંડિત.

શું શ્રવણે નથિ સાંભળ્યો? રૂડો રાવણ રાય;
કપટરૂપ ધરિ હે કપિ, જુગતે તું ક્યાં જાય?" ૫
ખડખડ કરતી બહુવિધે, સુણિ હનુમાન સરોષ;
મારિ મુષ્ટિકા એક ત્યાં, ઉડી ગયા મુખહોસ. ૬
લાગિ ઓકવા લોહિને, ભમરિ ખાઈ પડિ ભોમ;
કપિકુંજરનૂં મનવિષે, ઝાઝૂં જાણ્યૂં જોમ. ૭
વળિ ઉઠિ બેઠી થઈ ત્યહાં, લંકિનિ જોઈ લાગ;
કરે વિનતિ કરજોડિને, સહિત શંક અનુરાગ. ૮
"રાવણને જ્યારે રિઝી, વર વિધિરાજે દીધ;"
"કહ્યું વિરંચિએ ચાલતાં, કૃતાર્થ મુજને કીધ." ૯
"હે લંકિનિ જવ આ સ્થળે, કપિવરકેરે માર;"
"વિકળ થઇશ તવ જાણજે, સર્વ દૈત્ય સંહાર." ૧૦
"તાત માહરાં કોટિવિધ, અધિક પૂણ્ય અદભૂત;"
"ન્યાળું આજ ભરિ નેત્રથી, રઘુવરનો વરદૂત." ૧૧
"સ્વર્ગ તથા અપવર્ગ સુખ, એ વ્યતિરેક અનેક;"
"લવ સતસંગ સમાન સુખ, એમાંનૂં નહિં એક." ૧૨
"કરિ તુલ્યના તપાસિએ, એ સુખ સાથ અનેક;"
"લવ સુસંગના સુખનિ તો, છાબ નિચે જતિ છેક." ૧૩
"પુરપ્રવેશ કરિ પ્રેમથી, કર કપિવર સહુ કાજ;"
"ઉર ધરિ કૌશલપુરપતિ,ગુણનિધિ ગરિબનિવાજ." ૧૪
"વિષ પિયૂષસમતુલ્ય થતું, વૈરિ ધરે બહુ વ્હાલ;"
"સાગર ગૌપદસમ સદા, અનળ શિતળ તતકાળ." ૧૫
"રજસમાન મેરૂ મહા, હે કપિવર ગુણધામ;"
"કરૂણા કૃપા નજર વડે, જુએ જેનિ ભણિ રામ." ૧૬
"સુખે હવે તમ સંચરો, સીતાની લ્યો શોધ;"
સુણો ઉમા કરનાર કો, એ કપિને અનુરોધ. ૧૭
અતિ લઘુરૂપ લીધૂં પછી, હરખી મન હનુમાન;
પેઠા પુરમાં સમરિને, રામ સ્વયં ભગવાન. ૧૮
ભુવન ભુવન પ્રતિ નિરખતા, જોતા ચાલ્યા જાય;
અગણિત યોધ્ધા જ્યાં ત્યહાં, જુએ કપી મ્હાકાય. ૧૯
કર અનેક આયુધ ધરી, ઉભા ભુવન રખવાળ;
રૂપ અદભુત જમદૂતશાં, વળી ઘણા વિકરાળ. ૨૦
રાવણના મંદિરવિષે, પ્રીતે કર્યો પ્રવેશ;
અતિ વિચિત્ર રચના રૂડી, વખાણિ જાય ન લેશ. ૨૧
સૂતો દિઠો સુરારિને, કપિરાયે તે કાળ;
દિઠાં ન તે મંદિર વિષે, જાનકિ રૂપ વિશાળ. ૨૨
દીઠું અન્ય ભોવન ત્યહાં, સોહામણૂં અપાર;
હરિમંદિર જુદુ તેવિષે, બનાવેલ બહુ સાર. ૨૩
રૂડા રામના નામથી, અંકિત ગૃહ અભિરામ;
વરણ્યું જાય નહિં દખિ મન, મોહિત થાય તમામ. ૨૪
રામાયુદ્ધતણાં રૂડાં, ચિત્ર અપાર પવિત્ર;
શોભા વરણિ શકાય ના, સુણો ઉમા સુચરિત્ર. ૨૫
રમણિક રોપા તુળસિના,જુગતિ અધિક છે ત્યાંય;
માંજર મ્હા રળિયામણી, મણિમય કુંડામાંય. ૨૬
નિરખી હરખ્યા મનવિષે, કપિવર કરે વિચાર;
"હશે કોણ હરિજનતણૂં, આ મંદિર સુખકાર?" ૨૭
"લંકામાંછે લક્ષધા, નિશિચરનોજ નિવાસ;"
"વાસ ક્યાંથિ સજ્જનતણો, અહિયાં હે અવિનાશ.?" ૨૮
કપિ મન કરવા લાગિયો, તર્ક અનેક મુનીશ;
જાગ્યા વિભિષણ તે સમે, જપતા શ્રી જગદીશ. ૨૯
રામરામ કહિ રીઝથી, સ્મરણ કરે સુખકાર;
હર્ષિત ઉર હનુમાનજી, સજ્જન જાણ્યા સાર. ૩૦

## રાગ કેદારો.

જાણિયા મન સજ્જન સ્નેહે, કપિરાયે તે કાળ,
"આ સ્થળેથી સત્ય મુજને, ભૂજાનિ મળશે ભાળ;"
"હઠિને પણ આ હરિજન સાથે, ઓળખાણ કરીશ,"
"સાધુ જનથી થાય નહિં કદી, કારજહાની" મુનીશ. ૧
વિપ્ર સ્વરૂપ ધરી કરીને, સ્નેહ વચન સુણાવ્યાં;
સાંભળી રચના વચનની, વિભીષણને મન ભાવ્યાં;
ઊઠિ આતુર આવિયા ત્યાં, ભકતરાજ સપ્રેમ;
પાણિપંકજ જોડિ પૂછ્યૂં, કોડે કૂશળ ક્ષેમ. ૨
"વિપ્ર હે વરણી કહો તમ, નીજકથા સુખ લેવા,"
"કોણછો તમે ક્યાંથિ આવ્યા, દાસને દરશન દેવા;?"
"કે તમે હરિદાસમાંના, કોઈ એક કૃપાળ.?"
"પ્રીતિ ઉપજે અંતરમાં મને, તમને જોઈ તતકાળ." ૩
"કે તમે રઘુનાથકેરા, અનુદિન છો અનુરાગી,?"
"આવિયા કરવાને કારણ, શેવકને મહાભાગી;"
"હેત ધરિ સરવે કહો તમ, વરણવીને વૃત્તાંત,"
"સત્ય પરસ્પર આપણકેરૂ, સારૂ કરે શ્રીકાંત." ૪
તે સમે અતિહેત ધરિને, હર્ષથી હનુમાને,
રામચરિત્ર, સ્વનામ કહીને, મગ્ન થયા ગુણગાને;
સાંભળી અન્યોન્ય જનની, સ્નેહે દેહ પ્રફૂલ,
એ અધિક આનંદઘડીનૂં, કોણ કરિ શકે મૂલ. ૫
ભકતમણિ બે મગ્ન અતિશે, સમરી પ્રભુ ગુણગ્રામ,
કુળવિભૂષણ વિભીષણ તવ, બોલ્યા કરીને પ્રણામ;

"હે પવનસુત સાંભળો તમ, પૂરણ રાખી પ્રીત,"
"કેવિ રીતે નિશિચરયુથમાં, રહિએ નિત્ય સભીત." ૬
"જેમ જીભ બિચારિ જાળવી, દાંત વચ્ચે રહેછે,"
"અંતરમાંય નિરંતર એતો, દુઃસહ દુઃખ સહેછે;"
"કોઇ દિન કરૂણા કરી મને, જાણિ જન અનાથ,"
"કરશે કૃપા શું ભાનુકુળપતિ? વારૂ કહો કપિ વાત." ૭
"થાય ના કશું ભક્તિ સાધન, તામસ દેહ સનેહ,"
"પ્રીતિ મનમાં ન પ્રભુપદ કમળે, મોક્ષદાતા જેહ;"
"આશ મન વિશ્વાસ અવ મને, આવે હે હનુમંત,"
"પ્રભુ કૃપા પાખે મળે નહીં, સન્મુખ આવી સંત." ૮
"જો રઘુરાજ ગરિબનિવાજે, ઉચિત અનુગ્રહ કીધો,"
"તો મને તમ દરશનકેરો, દિવ્ય લાભ આ દીધો;"
સ્નેહમય સુણી વચન સરવ તે, વદે પછી કપિવીર,
કુળવિભૂષણ હે વિભીષણ, સાંભળો મતિધીર. ૯
"રીત નિરંતર રઘુવરની રૂડી, સ્નેહાંધ કરૂં શાં વખાણ,"
"નિજ સેવકને ગણતા સરવથી, પ્રીય વલ્લભ પ્રાણ;
"કીયા દિવસનો હૂં કહો તમે, કપિ તે પરમકુલીન,"
"અતિશેઅટકચાળીવરાણઅમારી,ચંચળસહુવિધિહીન૧૦
"નામ લે કદિ કોઇ અમારૂં, ઉઠિને પ્રાતઃકાળ,"
"તો તે દિન વિના આ'ર રહે તે, વદુ ન આળ પંપાળ;"
"હે સખા એવો અધિક અધમ હૂં, જાણિ જન રઘુવીર,
"કીધી કૃપા"કહી સમરિ પ્રભુ ગુણ,નેત્ર ભરાયાં નીર.૧૧
નારિ નર એવા પ્રભુને વિસારી, અન્ય સ્થળે અથડાય,
સત્ય કહો પછી તે આ સંસારમાં, દુઃખિ કયમ નવ થાય;
એ રિતે અન્યોન્ય કથતા, રામતણા ગુણગ્રામ;
પ્રાતપાવન સર્વ સુખપ્રદ, વિશ્વ ભવ વિશ્રામ. ૧૨
વરણવી વળી વિભીષણે કહી, કપિકુંજરને કથાય,
જેહ રિતે જ્યહાં જાનકી રહે, શોકે ગ્રસિત સદાય;
તે સમે હનુમાન ઉચર્યા, "સાંભળો હે ભ્રાત,
"અધિરો અતિશે અંતઃકરણમાં, જોવા જાનકીમાત." ૧૩
યુક્તિ સહુ વિભીષણે તવ, કપિવરને સંભળાવી,
વિદાય માગી ચાલ્યો પવનસુત, પ્રીત અંતરમાં લાવી;
જોતો જોતો જાય ચાલ્યો, સંભારતો રઘુવીર,
આવિ પ્હોંચ્યો અશોકવનમાં, કપિકુંજર રણધીર. ૧૪

## દોહરા.

શોભા વિપિનઅશોકની, વરણે કવિ સવિવેક;
નંદનવનમાંહેય નહિં, એવાં વૃક્ષ અનેક. ૧
અતિ સુંદર આલય[1] ત્યહાં, કનકતણાંજ કરેલ;
કોટિક દિનકર તેજશાં, વિવિધ વસ્તુથિ ભરેલ. ૨
વિમળ શોભતી વાવડી, તોડા કનકતણાય;
રત્ન જડેલાં પગથિયાં, સહુ પ્રકાર શોભાય. ૩
કર અનેક આયુધ ધરી, રજનીચર રખવાળ;
રહ્યા ત્યહાં રણવાંકડા, કંપે નિરખી કાળ. ૪
દારૂણ દૈત્યણિઓ ઘણી, કર ધરિ નગ્નકૃપાણ[1];
સીતાની રખવાળિએ, રહિઓ સહુ નિરવાણ. ૫
મશકરૂપે મ્હાવીર ત્યાં, આવ્યો હેલામાંય;
જ્યહાં રહેછે જાનકી, આશોપલ્લવછાંય ૬
સુવર્ણ વાર્ણ વિહંગમો, ઘટાટોપ ગંભીર;
રહ્યો ઝઝુમિ તરૂપત્રમાં, સતાડિને શરીર. ૭

## ઉપેંદ્રવજ્રા છંદ.

દિઠી દુરેથી જનકાત્મજાને, કૃતાર્થ પોતે હનુમાન માને;
"અહો પુરો હું બહૂપુણ્યશાળી,સીતાજીને નેત્રથકીનિહાળી.૧
પ્રણામ કીધો મનમાંય પ્રીતે, કપીવરે ત્યાં શિશુભાવરીતે;
વિતી ગઈ પ્હોરનિશા ત્યહાં તો,કપી ઉરે પ્રેમ બહૂ ભરાતો. ૨
જટા શિરે છે લુખિ એક વેણી,કહૂં શું હૂં તેહનિ કષ્ટકેણી;
દયાજ આવે તન દેખતામાં, મળે ન કો સેવન સ્વાગતામાં.૩
ઘણીજ છે દુર્બળિ તે શરિરે, સદાય બે નેત્ર ભરેલ નીરે
મુખે જપે એમ કહે ઉચારી,"મયાળુ નાથે મુજને વિસારી.૪
દિયરજી તેય થયા નમેરા, કરૂં વિસામા કહિં કષ્ટકેરા ?
અરે ન મારા અહિં માડિજાયો,જોહોયતોતેઝટહોયધાયો. ૫
મુખેથિ સંભારતિ "હે પિતાજી, સુલોચના શ્રેષ્ટ મયાળુ માજી;
હશોતમેએમજજાણતાંજે, સુતાસુખીસ્વામિનિસંગઆજે.૬
પરન્તુ મ્હા દુર્બળ દૈવડાએ, વિંધી મને વાલમવિહંઘાએ;
થયો મને દુર્બળ દૈવ સામો,કરૂં હૂં ક્યાં વાત તણા વિસામો? ૭
સુસ્વામિના કોમળ ચર્ણકેરૂં; અરણ્ય અર્વિંદ સુખદ ઘણેરૂં;
મધૂકરીને વન તે તજાવી; મુકી મુએ ચંપકવન લાવી. ૮
કહો શિ રીતે દિન હૂં નિભાવૂ; વિયોગનૂં દુઃખક્યહાં સમાવૂં!
"શુરા પુરા પ્રેમદ સાસુજાયા;તમેય શૂં મારિ વિસારિમાયા.૯
અહોનિશાં દુર્વચનો સુણાવે; અભાગણીઓ બહુ બીવરાવે;
વિમુક્તએદુઃખથિઆપપાખે;કહોકરેકોણસુસાભિલાખે; ૧૦
વિયોગનૂં દુઃખ વડું તમારે; વિચારૂંછૂં હૂં મન તેહ જ્યારે,
વિસારિ મેલી સહુ દુઃખ મારૂં; દશા તમારી દિલમાં વિચારૂં.૧૧
મને મહા હેતથિ લીધિ સાથે; લડાવિયાં લાડ ઘણાંક નાથે;
વિણીસ્વહાથેફુલહારગૂંથી; વળી સુવેણી ગજરા બહૂથી; ૧૨
ઉડાવિ હસ્તાંબુજ મૂખહસ્તે; ઉરે મને હાર દિધેલ રસ્તે;
શિવાય સંભારૂ શું પ્રેમકેરી; અનેક એવી સુકથા ઘણેરી.૧૩

૧. ઘર

૧. તરવાર.

વિચારી હૈયું ઉભરાય મારૂં; વિસાર્યું તે ના વિસરેય વારૂં;
અભાગણીહું હઠ લેઈ બેઠી; ખરેજ સ્ત્રીની મતિ પાનિ હેઠી.૧૪
કહ્યું તમોને મૃગ મારવાને; વિચાર્યું મેં ના મનમાં નિદાને;
સુજ્યૂં ન ભાવી હઠબુદ્ધિ એથી; પ્રભુતણો વિરહું પામિ જેથી.૧૫
કર્યાં કૃતો ભોગવિ છૂટવૂંજી; કુબુદ્ધિ જ્યારે મન એવિ સૂજી;
વળી તમે તો મમ રક્ષણાર્થે; મુકયા હતા લક્ષ્મણ જે પરાર્થે;૧૬
પરન્તુ હૂં છેક અભાગણીએ, વિનાશકાળે અતિ કૂમતીએ;
યતીસમા જે શિળવ્રતધારી, મને ગણે માત સમી વિચારી.૧૭
સદાય જે આપણ બેનિ સારૂં, સહ્યાં સહે કોટિક કષ્ટ વારૂં;
જરાય જે જંપિ ન બેસનારા.તૃષા ક્ષુધાનું દુખ ટાળનારા.૧૮
દુખે તમારે દિલ દાઝનારા, થયા ન એવા નથિ કો થનારા;
હમેશ આજ્ઞાંકિત સૂમતીના, અતીસુખે ચ્છૂટું હું અભાગણીના ૧૯
નિતીતણા સાગર તેમને મેં, તમે કર્યો સાદજ એહ વે'મે;
ઉતાવળે આપ કને જવાનૂં, કહ્યું ન આવૂં પ્રિછયું મેં થવાનૂં. ૨૦
"મુકી તમોને નહિં જાઉં હું તો," ચઢી મને રીશ તદા બહુ તો;
કહ્યાં ઘણાં મેં ન કથાય એવાં, વિચારિ તે દારૂણ દુઃખ સ્હેવાં.૨૧
દિઠી હશે સૂનિ મઢૂલિ જ્યારે, થયા હશો મુર્છિત નાથ ત્યારે;
અભાગણી સારૂ અનેક રીતે, પ્રિયા પ્રિયાઊચરિ પૂર્ણપ્રીતે.૨૨
જતા હશો સ્વામિજી જોત જોતા. હશે લઘૂબંધવ આસુ લોતા;
વિચારિને એવિ ગતિ તમારી.ન ફાટતી છાતિ કઠોર મારી.૨૩
અરે અભાગી જીંવ દેહ ત્યાગી.જતો નથી છેલિ વિદાય માગી;
કથૂ વ્યથા કોનિ કને શિ પેરે, ન કોઈ મારૂં અહિંયાં અરેરે.૨૪
હતી પનોતા પરિવાર વાળી, કિધી મને રે વિધિએ દુખાળી;"
વિલાપ એવા કરિને સીતાજી, રૂએ જિણા સાદથિ વિશ્વમાજી.૨૫
સતી ન શંભુ મુખ સામુ જોતી, સુણી વિલાપો હતિ રોતિ લોતી;
કહે ત્રિપૂરારિ કરે શૂં આતૂં, ક્ષમા કરો દુઃખ નથી સુણાતૂં.૨૬
થઈ છું હું શોકનિમગ્ન સ્વામી, રહ્યો કરૂણારસ ઊર જામી;
હસાવિ હેતે હર એમ કે'છે, પ્રિયા બળાપો શિદ તૂં કરે છે? ૨૭
રમા રમાનાથ સદા પ્રમોદી, ન વિરહ સંયોગનું દુઃખ કોદી;
મનુષ્યલીલા જનકાત્મજાની, સુણી ન ભૂલી શતું હેભવાની.૨૮
સ્વચર્ણમાં લોચન દેઈ નિત્યે, અધીક શ્રીરામ તણી સુપ્રીતે;
રઘુપતીના ગુણ ચારૂ વર્ણે, સદાય રાખી મન રામચર્ણે.૨૯
દિને દિને જાય સુકાતિ દેહે, વધે મુખે તેજ પ્રભુસનેહે;
દિસે થઈ દીન ન દીન લીન, પ્રભુતણા ચર્ણવિષે પ્રવીણ.૩૦
વિલોકિને જાનકિ દીન દેહે, થયો ઘણો મારૂતિ દુઃખિ સ્નેહે;
રહ્યો ઝઝુમી તરૂ પત્ર ઓથે, વિચારતો "હૂં કરૂંશૂં હવે તે."૩૧
સુણો હવે લંકપતીની કાણી, વધા સતીસાથ ગિરીશવાણી;
હમેશ લંકેશ વિશેષ પ્રીતે, વિચારતો એમ હતો સ્વચિતે.૩૨
અરે હજી કેમ ન રામ આવ્યા? સદાય મારે ઉર જેહ ભાવ્યા;
હઠી કર્યું વેર હરીનિ સાથે, વિસારિ મેલ્યો હજીં તોય નાથે.૩૩
સીતાજી જે એમનિ પ્રાણપ્યારી, ન વા'લું એથી બિજું કો વિચારી
હરી હું લાવ્યો અરિભાવનાથી, સજીન આવ્યા હજી અંતસાથી.
શુધી સીતાની હજી શે ન લેતા, ઉતાવળા થૈ મનતત્વવેતા;
પ્રિયાતણા પ્રાપ્ત થવા મિષેજો, રણાંગણે સન્મુખ એ દિસે તો.૩૫
મરૂં હું યુદ્ધે ચઢિ મોક્ષ માગી; મહા લઘુ તામસતંન ત્યાગી;
અનાથ શ્રીનાથ સિવાય મારી.નથી જવાની અતિ જે નઠારી.૩૬
સુતો જઈ સેજ વિષે વિચારી, થયોજ નિંદ્રાવશ તે સુરારી;
સુણો ભરદ્વાજ સુભાવ રાખી, નદુઃખહારી પ્રભુ એકપાખી. ૩૭

## દોહરા.

પ્હોર પાછલી રાતનૂં, સ્વપ્ને લાગ્યૂં સેજ;
જાણ્યે અશોકવનવિષે, આવ્યો કપિ તન તેજ. ૧
શ્રીરઘુપતિનો મોકલ્યો, કપિકુંજર મ્હાકાય;
આવી નમતો એ સમે, સીતાકેરે પાય. ૨
સ્વપ્ન એવું આવ્યા પછી, ઉઠયો રાક્ષસાધીપ;
"વાગશરે વીંધુ જઈ, સીતાજીને સમીપ." ૩
એવું વિચારી અંતરે, આવ્યો ત્યાં દશશીશ[1];
સંગ નારિ બહુ રંગની, મ્હામતિ સુણો મુનીશ. ૪
આવી કહે અનેક વિધ, કુડાં સીતાને કેણ;
હું શું મુખે વરણવિ શકૂ, વરવાં તેનાં વેણ. ૫

## રાગ મારૂની ચોપાઈ.

શામ દામ ને ભેદ બતાવે, શાણાં સીતાજીને સમજાવે;
"તું તો સાંભળ સુમુખી સત્ય, વૃથા શીદ વેઠે આ વિપત્ય.?૧
મુકી રામનું નામ મુખેથી, મારી સાથે રહે તૂં સુખેથી;
તારા મનમાં વિચારિ તું જોને, શુદ્ધ સમજ્યા પછિ ભલે રોને.૨
સહુ સંસારની રીત એવી, ઊગતાને રહે છે સેવી;
અસ્ત સમયે ડાપણ આપણનૂં, લાગે સોને તે બોડખાંપણનૂં.૩
નૃપમંડળમાં ધનુ તોડી, તારી સાથે તરૂણિ પ્રીત જોડી;
હતી મોહ ભરેલી તું ત્યારે, તેથી આતુરતા મન ભારે. ૪
પાળિ પોષી નવી નવ દાડા, કીધા કેવા હવે જો અખાડા?
નર ભમરની રીત એવી, એક મુકી બીજાને રહે સેવી.૫
મળી હોશે કોઈ મદભરી, તું તો તેના હૃદયથી ઉતરી;
મુંજભણિ તૂં કયમ નથી જોતી, શાને આંસુ ભરિભરિ રોતી.૬
કરી માંકડાં એકઠાં ઝાઝાં, પાશિ કંદ મૂળ ફળ તાજાં;
વનચર નાચી ખૂંદિ રિઝાવે, તું તો સ્વપ્રેય તેને નાવે. ૭

૧. રાવણ.

મન્ય એશે સાનુજ તારો રામ. આસપાસ વાનરો તમામ;
તેનાં દર્શન દુલ્લભ તારે, હવે આધિન થાતું મારે. ૮
તારો સ્નેહ તેને ઉર હોય, તો તો હોય આવ્યો ક્યારનોય;
નથિ ગરજ કશી તેને તારી, મૂક માનુની મનથી વિસારી. ૯
નહિં સ્નેહ જેને ઉર જરિએ, સંગ તેનો ન સ્વપ્નેય કરિએ;
મળવું શું તેને ધાઇધાઈ, એવો મિત્ર તજેજ ભલાઈ. ૧૦
પ્રીતીમાં ભિન્નતા જ્યાં અમીત, એનો પ્રીત નહીં વિપ્રીત;
સદા સમિપ કે વસિએ છેટે, મન એક બિજાનાં ન ભેટે. ૧૧
એતો જાણે ભલુ થયું મારે, તારિ પીડા ટળી દૂર જ્યારે;
માટે નામ મૂકીએનું મનથી, મારિ સામું જો હાસ્યવદનથી. ૧૨
સુર વૈભવ સુખ સહુ સ્હેલ, મારિસાથે જો રાખશે મેળ;
સુર કિન્નર નાગકુમારી, સૌને દાસિ કરિશ હું તારી. ૧૩
તારેમાટે મણીમય મ્હેલ, સ્વર્ગશોભા તે આગળ સ્હેલ;
કરી સગવડ સર્વ પ્રકાર, તારૂણી મેં રાખ્યો છે તૈયાર. ૧૪
જાુકતે દિવસ રૂડા જોગવશુ, ભલાં સ્વર્ગનાં સુખ ભોગવશુ;
દુખ જાઇશ ભુલી બધું ત્યારે, અલબેલિ આધિન થઇ મારે. ૧૫
વ્હાલી એવી કરૂં જાણે જકત, તારૂં થુંક ત્યાં મારૂં આરકત;
મારૂં જો તું કહ્યું ન માનીશ, હાથે તારૂં છેદીશ શીશ. ૧૬
રોષ અંતરમાં બહુ લાવી, મારીનાખું રીબાવી રીબાવી;
મન જાણે તું રામથી ડરશે, તારો રામ મને શું કરશે! ૧૭
માટે શોક મુકી કર સ્નેહ, માન માગ્યું માનીતિ એહ;
એકવાર હે જનકકિશોરી, થાતું મમમુખચંદ્રચકોરી." ૧૮
તૃણ આડું ધરિ પ્રભુ સમરી, ક્રોધે લોચન રાતાં કરી;
બોલી વાક્ય વિદેહકિશોરી, રઘુવરમુખચંદ્રચકોરી. ૧૯
"શઠ સાંભળ હે દશ શીશ, મૂકલવરી ચઢેછે રીશ;
કદિએ શું ખદ્યોત પ્રકાશે, જળકમળણિ રૂપ વિકાસે. ૨૦
ખર ખબર નથી શું તુજને, રડ્યા શીદ રંજાડે મુજને!
પ્રભુબાણ પ્રતાપ સંભાર, તારા કુળનો કરશે સંહાર. ૨૧
ગયો ભુલી તું રાજસમાજે, શાને બહુ બકે મુખ આજે;
ચગદાયો હતો ધનુંહઠે, ત્યાંથિ કાઢિ ઉસેટ્યો છેટે. ૨૨
એવો સમરથ ગાજેછે શીર, રાણીજાયો રૂડો રઘુવીર;
આવે ત્યારે તેને સમજાવું, તારી જીભના કટકા કરાવું. ૨૩
તારાં બાળ બધાં સુખસાર, થોડે દિન ઉડશે અંગાર;
શુને ઘરથી મને શઠ આણી, તારી જોરાવરીમેં જાણી. ૨૪
જ્યારે છુટશે શર સુસુઆટ, ત્યારે મુકીશ મુખ બબડાટ.
દશે મસ્તક રણમાં રોળાશે, વીશ બાહુ ખંડિત થાશે. ૨૫
ત્યારે રામ રૂઠ્યો જાણીશ, ત્યાંલગિ ન તું કાંઈ બીછીશ;
લાજ મરને પિટયા લંકેશ. સાંભળ્યો મેં તારો ઉપદેશ." ૨૬
એવાં વચન સુણી દશશીશ, ચઢી અંતરમાં અતી રીશ;
કરિ પરમકૃપાણ ઉઘાડી, બોલ્યો વેણ લોચન તરાડી. ૨૭
"સુણ સીતા તું અજ્ઞ સમાન, મારૂં આમ કરે અપમાન;
માટે માનુની આ તરવારે, શીશ છેદુ હું તારૂં અત્યારે. ૨૮
માન્ય ઉતાવળે મારીવાણી, નહિંતો પ્રાણની થાશે હાણી;
ધડ શિશ બે ભિન્ન કરીશ, મોતપાખે માનીતી મરીશ." ૨૯
બોલી સાંભળી જાનકી વાણ, "સુણ રાવણ શઠ અજાણ;
શ્યામપંકજમાળ સમાન, પ્રભુભુજ ગજસૂંઢ સમાન. ૩૦
કાં એ ભુજ કાં તુજ તરવાર, પીટયા કંઠ મારે પડનાર;
દ્રઢનિશ્ચય મન એવો મારે, કર કરવું હોય તે તારે." ૩૧
"ચંદ્રહાસ[1] પ્રતાપ અમાપ, મારો હરિ લે ભુંડી પરિતાપ;
આવી પડ તું મારે ઉર અટકી, એનાચંચળહાથથીછટકી. ૩૨
રઘુનાથ અનાથના નાથે, મને સોંપિ વિહાનળહાથે;
મને દુઃખ થોડે થોડે આપે, પુરિ ના કરૂં એ પરિતાપે. ૩૩
ચંદ્રહાસ તારી ફુલધાર, શીતળકર્તા વિરહઅંગાર;
માગું સ્હાય માટે મારી બેની, એકીવારે પ્રાણ હરિલેની." ૩૪
એવાં વચન સુણી વળી મૂઢ, ધાયો મારવા બની અરૂઢ;
વારીરાખ્યો મંદોદરી રાણી, હિત સ્વામીતણુંજ પ્રમાણી. ૩૫
રક્ષવાળણી દૈત્યણીઓને, કહ્યું બોલાવી સહુકોને;
"વેગે સીતાને ત્રાસ પમાડો, પુરાં દુઃખ એને શિર પાડો. ૩૬
માસ દિવસમાંહિ સમજાવો, મારા વૈભવપર લોભાવો;
કહ્યું કાને જો નહિં ધારે, તો હું મારિશ આતવારે." ૩૭
પછી ઘેર ગયો દશકંધ, છતાં લોચનવીશે અંધ;
અહિં કોપીને દૈત્યણીવૃંદ, કામરૂપ ધરી બહુમંદ. ૩૮
કોઈ વેષ ધરી વિકરાળ, ધાતી આવતી દેતી ફાળ;
કોઈ કોપ કરી એમ કેહછે, "શીદ જાનકી દુઃખ સહેછે"? ૩૯
તારૂં જાય [illegible] જોબન, દુખ વેઠીશ કેટલા દન;
કર કંથ રાવણ બળવાન. સમો સાધવા થા સાવધાન." ૪૦
કોઈ બોલેછે આંખ તરાડી, દંતિ[2] સરખા દંતુશળ કાઢી;
"કેમ જાનકી કેટલી વાર.! કરવાને રાવણ ભરથાર." ૪૧
જુદાં જુદાં ધરી બહુ રૂપ; આવિ બિવરાવે હે મુનિભૂપ;
કોઈ કામાં ઉઘાડી કૃપાણ; ધરીને બોલતી સંદવાણ. ૪૨
સીતાને મારવાને ઉગામે; જાનકીતો જાુએય ન સામે;
ધરી ધૈર્ય રહે ધરણીજા; જાણે પ્રભુછે હું ઉપર ખીઝયા ૪૩
ત્રીજટા સહુને વારિ રાખે, શીદ આમ કરો અભિલાખે!
મ્હા દુઃખણીને દુખ દાછો. શીર પાતક શાને લોછો? ૪૪

૧. રાવણની તરવારનું નામ. ૨. હાથી.

એમાં આવે શું હાથ તમારે! જુઓ હૃદયમાં શૂભ વિચારે;
સુખે જંપવા દો પ્રભુસારૂ, સુણો સ્વપ્ન સુણાવું મારૂં." ૪૫

## દોહરા.

"શંખણિ દૈત્યણિઓ તમે, સુણો સ્વપ્ન મમ સર્વ;
સેવો ચરણ સીતાતણા; ઘણો તજી મન ગર્વ." ૧
એમ કહી એ અવસરે; વૃદ્ધા ત્રિજટા વેશ;
રામચરણરત રૂડિ ઘણી, વિનય વિવેક વિશેષ. ૨
બોલાવી સહુને ત્યહાં, કહે સ્વપ્ન નિજ જેહ;
"શંખણિઓ તમ સાંભળો રામચરણ ધરિ નેહ. ૩
જાણ્યે લંકા નગરિને, કો વાનરને વેષ;
પ્રલયકાળના અનળથી, બાળી નાખી બેશ. ૪
દારૂણદળ ખળદૈત્યનૂં, સર્વ કર્યૂં સંહાર;
કુળમાં કો ઉગર્યૂં નહીં, પાણી પણ પાનાર. ૫
ખરારૂઢ તન નગ્નનો, દારૂણરૂપ દશશીશ;
મસ્તક સહુ મુંડિત અને, ખંડિત બાહૂ વીશ. ૬
રાવણ તે એવે રૂપે, દક્ષિણદિશિ ભણિ જાય;
લંક વિભીષણ પામિયો, દાતા શ્રીરઘુરાય. ૭
આણ ફરી રઘુભાણની, નગરવિષે નિરધાર;
તેડી મંગાવી સીતા, શોભિત અંકે[1] સાર. ૮
સુણાવિ કહ્યું મેં સર્વને, એ સ્વપ્ન આ ઠામ;
આવિ ગયે દિન ચાર અવ, થયા સુણો સહુ આમ." ૯
વચન સુણી ત્રિજટાતણાં, ડરી સર્વ દિલમાંય;
પડિઓ જાનકિને ચરણ, તરત દૈત્યાણી ત્યાંય. ૧૦
જ્યહાં ત્યહાં ગઈઓ સહૂ, તે અવસર તતકાળ
વૈદેહીના મનવિષે, ઝાઝી ઉપજે ઝાળ. ૧૧
શોચ એ રિતે સર્વદા; સીતાના મનસાથ;
માસ દિવસ પછિ મારશે, મને નિશાચરનાથ. ૧૨
તે અવસર ત્રિજટા કને, બોલિ કમળ કરજોડ;
સીતાજી કરૂણાસ્વરે, હારી દુઃખથી હોડ. ૧૩

## લલિત છંદ.

જનનીત્રીજટા, દુઃખભાગ્યાણી; વિનતિમારિતૂં, લ્યેબધીસુણી
તન તજાય આ, ઝટ્ટ જે રિતે; કર ઉપાયતૂં, રેહવે પ્રીતે, ૧
દુસહવિર્હનૂં દુઃખ દોહ્યલૂં, સહ્યું નથી જતું, રે ઉભી બળૂં;
કરૂં હું એકઠાં, કાષ્ટ કોડથી. રચું ચિતા રૂડી, હારિ હોડથી.૨
ઉર દયા ધરી, ધર્મમાવડી; વિપતિ મારિ આ, દેખિનેવડી;
અનળ મેલજે, એ ચિતાવિષે; બળિ મરીશ હૂં, બેશિને રિશે. ૩
પુરાણ પ્રીતડી, તારિ જો ખરી. કર તું સત્યતે, એમ આદરી;
કશું વૃથા હવે, જકત જીવવૂં; દુસહવિર્હમાં, રોજ રીબવૂં. ૪
હૃદય વિંધક, શ્રોતશૂળની. જનકજાતણી, વાણિ દુઃખની;
સુણિ શકે કહો, કોણ નિર્દયી; શ્રવણિ ત્રીજટા, દુઃખાણી થઈ.૫
ચરણ લાગિને, વારિ રાખતી; અધિક દોહ્યલા, દિન નાખતી.
"પ્રભુપ્રતાપ શું, જાણતી નથી, બળ અપાર તે, શૂં કહૂં કથી.૬
શિદસલૂણિતૂં, થાયઆકળી; દિવસ દોહ્યલા, સૌ જશે ટળી;
સુયશ જેમના, ચૌદલોકમાં; મનતુંરાખ્ય ના, વિર્હશોકમાં.૭
સજિ તું સ્નેહિને, કાલ આવશે; હણિ રિપૂ તને, તે મુકાવશે;
અનળતોઅહીં, ક્યાંથકીમળે; નિશિસમેકહે, કોણક્યાંપળે."૮
ઉચરિ એમ તે, ત્રીજટા પછી; ભુવન સંચરી, મ્હાદુખીથતી
ઉરવિપેસીતા, શોચતીઅતી; અરર શે રહી, આજજીવતી.૯

## રાગ વેરાડીની ચોપાઈ.

"અનળ મળે નહિં અહિયાં અરે, પાપી પ્રાણ ન તન પરહરે;
શૂળ મટેય નહીં માહરૂં, રામ વિના જીવી શૂં કરૂં. ૧
પ્રગટ પ્રીટયા આ પેખાયછે, ઉડગણઅંગારા ચળકાયછે;
એકેય ઉતરી અવનીવિષે, પૂણ્યખાઈ ન આવતો દિસે."૨
દેખિ ગગન શશિ શોળેકળા, ઊર વિચારે સીતા નિર્મળા;
"શું આ ઉદિત દિનકર તે હશે, નાનાનિશાસમેક્યાંથિદિસે!૩
ચંદ્ર હશે એ રૂપે રાજતો, કિંણ અમૃતબિંદુ વરસાવતો!
તન મન મારાને ડામતો, ચંદ્ર ન હોય એમ સંતાપતો! ૪
ગોળોછે ગરમીનો ખરે, દેહ દહન કરતો સંચરે!
ક્યાંથી ગગન ગોળો ગરમીતણો, અફળમતએવોઆપણો. ૫
હોશે શૂ વજ્ર વાસવતણું, જોઈ હું મનમાં બી'નું ઘણૂં!
વજ્ર ક્યાંથી હોય અકાશમાં, આવ્યુંહવેમારાઅનુમાનમાં.૬
વાલમ વિરહણી જેતારૂણી, હું સરખી અતી મંદભાગ્યણી;
પ્રાણપવન તેનો ભક્ષવા, ક્ષુધાદુખ સરવે ટાળવા. ૭
ધાતી આવતી નિશાનાગણી, તેના શિરનો તેજસ્વીમણી;
કેવો ભયંકર ઝેરી હશે, વિરહણિનોજીવજોતામાંજશે" ૮
પ્રાણપવન આપવા ધીર ધરી, શાણી સીતા થઈ સાંતરી;
"ભક્ષિક્યમણિછિનિજહાણને, મ્હાદુખિઆરામારાપ્રાણને.૯
વૃક્ષ અશોક મારી વીનતી, સાંભળ તૂં વદે સીતા સતી;
શોક હરણ કરી કહૂં ખરૂં, સત્યનામ તું કર તાહરૂં. ૧૧
અંકુર તારાં નિરમળ નવાં, પ્રગટ પાવક રૂપનાં હવાં;
એવોઅનળમમકરઆપને, આપુંવિદાયમારાપરિતાપને. ૧૨

[1] ખોળામાં.

પ્રતિકુળ સર્વ થયાં મને અરે, મેલિ વિસારી જ્યારે રઘુવરે;
જગદિશ પાખે જીવી શું કરૂં, મારે હાથે હવે નિશ્ચે મરૂં"૧૩
કેશપાશ નાખ્યો ત્યાં ગળે, નેત્ર આંસુ અઢળક ઢળે ;
મરવાનૂં આદર્યૂં જેટલે, કપિવર ચિત ચેત્યો તેટલે. ૧૪
રામતણાગુણ તે અવસરે, ગાવા લાગ્યો કપિ ઊંચે સ્વરે ;
"ઇક્ષ્વાકુકુળમાં મહાબળી, દશરથભુપ કૌશલ્યા નિર્મળી.૧૫
કીર્તિ જેની ચૌદલોકમાં, પાળે પ્રજાને રહિત શોકમાં ;
લક્ષણધામ રૂપે અભિનવા, ચાર ચતુરસુત ઉત્પન હવા.૧૬
જેષ્ઠ શ્રેષ્ઠ રામ શામળા, તાતવચન વનમાં નિકળ્યા ;
સંગ લઘુબંધવ સુંદરી, વસુધા સઘળી પાવન કરી. ૧૭
પંચવટીથી તે સુંદરીતણું, હરણ થયૂં પ્રભુ રોયા ઘણું ;
શુદ્ધ લેવા કારણ સાંભળો, જકતજનનિ મુજને મોકલ્યો.૧૮
સંપાતી વચને હે સતી, સંભારી મનમાં રઘુપતી;
આવ્યોહુંસાગરઠેકીઅહીં, અઘટિતમાડિઆચરશોનહી ૧૯
મૃતક જીવાડણ વાણી સુધા, સાંભળી ચિંતતી જાનકી બુધા.
"આકાશમાંથી અચરજ કશૂં, જે સુણી મારૂં હૈડું હસ્યું.૨૦
વાયુતણો સુસવાટ શું હશે, કે સ્વપનૂં પ્રાણપર વશે !
કે શું ભ્રમ મુજને ભાસતો! કે શું જીવડો જખમારતો!૨૧
દુ:ખણીને નિંદ્રા વેગળી, શુદ્ધી છતાં ભ્રમ શાનો વળી !
શ્રોતપાવન વાણી સુધા, સત્ય હશે કે સરવે મુધા.[1] ૨૨
ના ના ! જીવ આ ઝખમારતો, પિડા પમાડવાને વારતો;"
એમ કહીં મરવા આદર્યૂં, કપિએ તવે કૌતક કર્યૂં. ૨૩

## દોહરા.

કરિ વિચાર કપિરાય મન. "હાં" કહિ મારી હાક;
નાખી મણિમય મુદ્રિકા, ક્ષમા ક્ષમા વદિ વાક. ૧
"વિનતિ સાંભળી માહરી, દેખી દુ:ખ અપાર ;
અશોકવૃક્ષ આ દિધો, અનુપ મને અંગાર." ૨
કેશપાશ તજિ તે સમે, ઉઠિ આસનથી આપ;
અગ્નિ જાણિ લિધિ મુદ્રિકા, મટાડવા પરિતાપ. ૩
જોઈ મનોહર મુદ્રિકા, અધિક પ્રકાશિત સ્હેજ;
રામનામ અંકિત રૂડું, તરણિ[2] જેવું અતિ તેજ. ૪
ઓળખિ રઘુવર મુદ્રિકા, ચકિત સીતાજી ચીત;
હર્ષ ખેદવશ હૃદયમાં. અકળાણી ઘણિ રીત. ૫
"અજય અવધપતિરામને, જીતિ લાવે કો આમ !
એવી બિજિ માયાથકી, રચિ ન જાય અભિરામ." ૬
"હે પ્રિયવાદી હેતથી, થા સન્મુખ કર સૂખ ;
શકે મોકલ્યો સ્વામિનો, દૂર તજાવા દુ:ખ." ૭

૧ જુઠું. ૨ સૂર્ય.

સાંભળિ સ્નેહ ભર્યાં વચન, હરખી મન હનુમાન;
રામચંદ્રના ગુણતણું, કરવા લાગ્યો ગાન. ૮
સાંભળિ તે સીતાતણાં, એ તક દુ:ખ તમામ;
દૂર થયાં સહુ મનથકી, ઉર પામી આરામ. ૯
લાગી સુણવા શ્રવણતે, ઠામ રાખિ મન ઠીક ;
આદીથકિ અંજનિસુતે, કથા રહી રમણીક. ૧૦
ઉતરી હેઠો આવિયો, સીતા સમિપ કપિ સાર;
અવળું મોઢું કરિ ઉર્વિજા, ફરિ બેઠી તેવાર. ૧૧
અંતર વિસ્મય અંજનિજ,[1] "કારણ શૂં હે માત ?
આવ્યો પ્રભુનો મોકલ્યો, શુધ લેવા સાક્ષાત. ૧૨
રામદૂત હું હે જનનિ, શીદ ધરો સંદેહ;
સત્ય ખાઈ સોગન કહું, તમો કહો જે તેહ. ૧૩
આ મનહર અતિ મુદ્રિકા, આણી મેં જ સહેત;
એંધાણીમાં આપવા, તમને મળતાંવેત. ૧૪
કરથી ઉતારિને મને, આપીછે રઘુરાજ;
પ્રભુપ્રતાપ અહિં આવિયો, તમ શુધ લેવા કાજ." ૧૫
કહે સીતા કપિરાયને, પ્રેમે તેહ પ્રસંગ ;
"નરને તે વાનરતણો. હોય કયાંથિ કહો સંગ !" ૧૬
સંગત થઇ સુગ્રીવશુ, તે સહુ કથા પ્રસંગ;
વરણિ કહ્યો વૈદેહિને, કપિરાયે સઉમંગ. ૧૭
સત્ય વચન સતિ સાંભળી, કપિવરનાં સ:પ્રીત ;
ઉપન્યો ઉર વિશ્વાસ તવ, સન્મુખ બેઠી સીત. ૧૮
જાણ્યો મન ક્રમ વચનથી, દીનબંધુનો દાસ ;
ઉર્વીજા અંતરવિષે, અધિક પામિ ઉલ્હાસ. ૧૯
જુકતે હરિજન જાણિને, પ્રૌઢ વધી મન પ્રીત,
સજળ નેત્ર તન પ્રફુલ્લ અતિ, વદે વચન શુભરીત. ૨૦

## રાગ રામગ્રી.

વૈદર્ભી વનમાં વલવલે (એ ઢાળ.)

"સાંભળ કપિવર સ્નેહથી, વડી દુખણીની વાત;
વારૂ થયૂં વિરા આવિયો જોવા દુખણીની જાત.
સાંભળ. ૧

બુડતો હતી પ્રભુવિરહના, ઊંડા અંબુધિમાંય;
વ્હાણરૂપી વિરા તૂં થયો. કષ્ટ ના હવે કાંય.
સાંભળ. ૨

કુશળ કહે હવે હે કપી, બાપુ જઊં બલિહાર !
સુખિઆતો છે કે સાનુજ પ્રભૂ, કૃપાના કરનાર!
સાંભળ. ૩

૧ અંજનીનો પુત્ર હનુમાન.

કોમળ ઉર રઘુરાયનૂં, રૂપ મુનિમન ચોર ;
કિંકરિપર કોણ કારણે, કર્યૂં હૃદય કઠોર!
સાંભળ. ૪

સ્હેજ વાણી મારા સ્વામિની, જન સુખપ્રદ સાર;
સંભારેછે કે મને કદી, રઘુપતિ અતિ પ્યાર ?
સાંભળ. ૫

કયારે થશે કપી માહરાં, સ્હેજ શીતળ નેત્ર;
શ્યામ કોમળ તન સ્વામિનું, નીરખી રૂપક્ષેત્ર.
સાંભળ. ૬

જોને વિરા પડી એકલી, દીનબંધુથી દૂર;
કેવાં કયાં હશે આ ભવે, કોટિ કરતવ્ય ક્રૂર ?
સાંભળ. ૭

સુખ દુખ હોયછે સરવને, આતો આડો આંક.
દુખની ઘડી મારી દેહડી, રાંકને કરી રાંક.
સાંભળ. ૮

સંસાર સહુ આજે સુખીયું, દેખે નહિં કોઈ દુઃખ;
ઓછાં કરમ એક આપણાં, રહિ સ્વામી વિમુખ.
સાંભળ. ૯

વાંક વિરા નથી કોઇનો, લખ્યા વિધિએ લેખ;
ભોગવું દુઃખ વિયોગનું, કુડી કરમની રેખ.
સાંભળ. ૧૦

રામચરણ નિરખ્યા વિના, જીવતી છું મરેલ;
સાંભરેછે ત્યારે ઉરવિષે, તમ રેડાય તેલ.
સાંભળ. ૧૧

નિશદિન વળિ નિશિચરતણો, માથે મોટો છે ત્રાસ;
પ્રાણ રાખું કોણ પેરથી? દીનબંધુના દાસ !
સાંભળ. ૧૨

દારૂણ દૈત્યણિઓ ઘણી, બી'વરાવે બહૂજ;
શું કરૂં હે વિરા કયાં જઊં? રાખે તેમ રહુંજ.
સાંભળ. ૧૩

જોયાં ન તેહ જોવાં પડે, ન સુણ્યાં તે સુણાય;
સ્હેવાં પડે ન સહેલજે, પાપી પ્રાણ ન જાય.
સાંભળ. ૧૪

સાંભરેછે જ્યારે સરવથી, મારાં કરતવ્ય ક્રૂર;
ઝાલ્યું રે'તું નથી હે વિરા, મારૂં ઉભરાતું ઊર!
સાંભળ. ૧૫

દાના દિએરિયાને મેં કહ્યાં, એવાં વચન અનેક ;
શુધ બુધ જાય સંભારતાં, હું અભાગણી છેક.
સાંભળ. ૧૬

લાગ્યું સહોદરનું ઉરે, દીનબંધુને દુઃખ ;
તેહ વાંકે શું વિસારિને, કરી છેક વિમુખ.
સાંભળ. ૧૭

કયારે આવે મારા કંથજી, રૂપાળા રઘુરાય;
જોને વિરા અહિયાં હવે, હુંથી રહ્યું કયમ જાય ?"
સાંભળ. ૧૮

વચન ન આવે મુખે કશું, કે' લોચન ભરી નીર ;
"છેક વિસારી મૂકી મને, રામ શ્યામશરીર."
સાંભળ. ૧૯

વિહ્વ્યાકુળ અવિલોકિને, ઉર્વિજાને અપાર ;
કોમળ વિનિત વચન વદે, કપિવર સુખકાર.
સાંભળો દેવિ સુલક્ષણા. ૨૦

"સાનુજ કુશળ સદાયછે, રૂપાળા રઘુવીર.
દુખિઆ તમારા દુખથકી, ભરે લોચન નીર.
સાંભળો. ૨૧

ઓછું ન લાવશો અંતરે, મારી માવડી એમ;
તમ કરતાં બહુ રામનો, તમ ઉપર પ્રેમ.
સાંભળો. ૨૨

રામસંદેશો સાંભળો, જનની ધરી ધીર;"
એવું કહી ગદગદ થયા, આવ્યાં નેત્રમાં નીર.
સાંભળો. ૨૩

"હે મારી હરિવદની અહીં, તુજ પાખે તમામ!
વિપ્રિત થઇ પડી વસ્તુઓ, મન ના રહે ઠામ.
સાંભળ. ૨૪

ના ગમે તરૂનવાંકુર મને, લાગે આગ્ય સમાન ;
ચંદ્રકિરણ તો વેરાગ્ય થઇ, ભુલાવે તન ભાન.
સાંભળ. ૨૫

સૂર્ય સદાય સંતાપતો, આપતો અતિ દુઃખ;
કાળરાત્રી સમ રાતડી, બેશી રહું અધોમુખ.
સાંભળ. ૨૬

દિન જાયછે તો જતિ નથી, રાત તારે વિયોગ;
જાય સહ્યો નહીં મેં જરા, વાલિ તુજ વિહરોગ !
સાંભળ. ૨૭

અંબુજવન અહિંયાં મને, ભાસે ભાલાનાં વન ;
તમ તેલ જાણ્યે વરસતો, પ્રલયનો પરજન્ય.
સાંભળ. ૨૮

જે તરૂતળ રહું તે કરે, પ્રૌઢ પીડ શરીર;
લાગેછે સર્પના શ્વાશશા, મને ત્રિવિધ સમીર.
સાંભળ. ૨૯

ઉભરો મટે કહ્યે કોઇને, હલકું દુઃખ હોય ;
કોને કહું હું હે કામની, અહિં જાણે ન કોય !
સાંભળ. ૩૦

સરળ તારા મારા સ્નેહનું, તત્વ તારૂણી જોહ;
મન જાણેછે એક માહરૂં, નથિ વિસરતો નેહ.
સાંભળ. ૩૧

તે મન મારૂં રહે સદા; પ્રેમદા તુજ પાસ ;
જાણી લેજે એટલાજમાં; પ્રીતીરસ ગુણરાશ.
સાંભળ. ૩૨

સાંભળી પ્રભુનો સંદેશડો, વૈદેહી તે વાર ;
પ્રેમનિમગ્ન થઈ ઘણી, શુદ્ધિ તનની ન સાર
સાંભળ. ૩૩

હર્ષઆંસુ આવ્યાં આખમાં, કહે વળિ કપિરાય;
"ધીર ધરો માતા જાનકી, સદા રામ સહાય.
સાંભળો. ૩૪

સેવક સુખપ્રદ વિશ્વમાં, કૃપાળા રઘુવીર.
સમરો તેને મારી સ્વામિનિ, ઘનશ્યામ શરીર.
સાંભળો. ૩૫

પ્રભુતા વિચારોને રામની, ઉર્વિજા ઉરમાંય;
ત્યાગો વિકળતા તનથકી. કષ્ટ ના હવે કાંય.
સાંભળો. ૩૬

બાણ અનળ રઘુભાણનાં, દૈત્યવૃંદ પતંગ ;
બળિ મરશે જ્યારે કોપશે, સારી પેઠે શ્રીરંગ.
સાંભળો. ૩૭

આવડો કલ્પાંત ના કરો. ધરો હૃદયમાં ધીર ;
થોડે દાડે અહીં આવશે, રામ શ્યામ શરીર.
સાંભળો. ૩૮

શોધ પામ્યા હોત શ્રીપતી. તો ન કરત વિલંબ ;
જાણ કરૂં જઇને હવે, રચાવું રાણસ્થંભ.
સાંભળો. ૩૯

રઘુવરબાણ રૂપી રવી, હવે સત્ય ઉદિત ;
રાત નિશાચરયુથતણી, ક્યાં સંતાશે હે સીત !
સાંભળો. ૪૦

હમણાંજ હે હરિવદનિ હું. રોળી રાવણ રાય ;
લઇ જાઊં તમને લક્ષ્યા, રઘુવીર સહાય ;
સાંભળો. ૪૧

આજ્ઞા નથી પ્રભુની મને, કરવાને એવું કાજ
રામની આણ હે માવડી, લેતાં આવેછે લાજ!
સાંભળો. ૪૨

જનની જરૂર ઉરે ધરો, થોડાદિન સુધી ધીર ;
કપિદળ સહ અહીં આવશે, રૂડીને રઘુવીર.
સાંભળો. ૪૩

દારૂણદળ ખળ દૈત્યને, મારી મ્હોકમ માર;
જાશે.લઈ જગદીશ તે, તમને નીરધાર.
સાંભળો. ૪૪

ચૌદભુવન યશ નિર્મળા, નારદાદિ મુનીશ ;
ગાશે ઘણા ગાઇ ગાઇને, "જીવો કૌશલાધીશ."
સાંભળો. ૪૫

## દોહરા.

સાંભળિ કપિનાં વચન શુભ, સીતા પુછે સપ્રીત;
"હે સુત કપિ સહુ તુજ સમા, જીતવાની શી રીત.? ૧
દારૂણ દૈત્ય સુભટ મહા, અતિ બળાઢ્ય રણધીર;
જીતશો શું કપિ તેમને. તુજ સમ લઘુ શરીર. ૨
મારા હૃદયવિષે કપી, થાય પરમ સંદેહ;"
સાંભળિ તે સમિરાત્મજે, પ્રગટ કર્યો નિજદેહ. ૩
સુવર્ણ મેરૂ સમાનનું, શોભિત પ્રૌઢ શરીર;
સમરભયંકર ભાસતો, અતિ બલાઢ્ય રણધીર. ૪
હૃદય ભરોસો આવિયો, સીતાને તવ સાર;
વળિ લઘુરૂપ અંજનિસુતે, લીધું ત્યાં તે વાર. ૫
"સુણ મા શાખામૃગતણું. નહિ બુદ્ધિ બળ વિશાળ ;
પ્રભુપ્રતાપથી ગરૂડને, ખાય પરમ લઘુવ્યાલ." ૬
મન સંતોષ મહા સુભગ. સુણિને કપિવરવાણ ;
તન પ્રફુલ્લ લોચન નિરે. ધન્ય ધન્ય રઘુભાણ. ૭
ભકિત પ્રતાપ અમાપની. મિશ્રિત બળ વળિ તેજ;
રામતણા પ્રિય જાણિને, શુભ આશિષ દિધિ સ્હેજ. ૮
"અજર અમર ગુણનિધિ અજય, થજે સૂત સહુથીય ;
સ્નેહ રામ કરશે સદા, પ્રાણથિ ગણશે પ્રીય." ૯
"પ્રભુ અપાર કરશે કૃપા." સાંભળિ એવું કાન ;
નિર્ભર પ્રેમ મગન ઉરે,હર્ષવંત હનુમાન. ૧૦
કપિવર વારંવાર તવ. સતિ ચરણે ધરિ શીશ ;
વદે વચન કરજોડિને. મ્હામતિ સુણો મુનિશ. ૧૧
"કૃત્ય કૃત્ય અવ હું થયો. મ્હાભાગ્યનિ હે માત;
સુણિ અમોઘ આશીષ તમ. સુખપ્રદ જગવિખ્યાત. ૧૨
અપવાસી બે દિવસનો, હે જનની હું હાલ;
તમ દરશન કરિને હવે, કરૂં પારણું આકાળ. ૧૩
વળિ આ સુંદર ફળ ઘણાં લાગ્યાં લચકાલોળ;
લાગિ ક્ષુધા નિરખી મને, કહો ખાઉં કરિ ખોળ. ૧૪

અરરર કરવા પૂત્રને, પ્રીતિ પ્રોણાચાર;
એટલુંય નથિ મુજકને, અન્નોદક આવાર.,, ૧૫
"અરે માત અંતરવિષે, એવું ઓછું ન લાવ;
કપિ સ્વભાવ ફળ દેખિને, ઉપન્યો અંતર ભાવ. ૧૬
જકતભરણિ અનપૂરણા, સેવ્યનિ સહુ વિધિનેય;
અંબા એવું ન ઉચરિએ, દીધું મને અદેય. ૧૭
રહ્યા ભલે રખવાળ બહુ, જોરાવર ઝૂંઝાર;
તનમાં મને ન તેમનો, ભય લગાર નિરધાર. ૧૮
સુખ તમ જો મન માનશો? તો પછિ કોની બીક;
કાળનોય પણ કાળ છું, રામપ્રતાપ અધીક.,, ૧૯
જાણિ બુદ્ધિબળ પ્રૌઢ કપિ, સીતા કહે જા શૂર;
રઘુવરચરણ હૃદય ધરી, ખાજે ફળો મધૂર." ૨૦

## રોળાવૃત્ત.

કર સંપુટ કરિ કપી, ચરણરજ શીશ ચઢાવી;
બાગવિષે બળધામ, પ્રવેશ્યો રિશ ઉર લાવી. ૧
મન વિચાર કપિરાય, કરેછે ફરિ ફરિ એવા.
"આવ્યો કો જાણશે, રામદૂત જમદૂત જેવા. ૨
જાઉં એમનો એમ, શોધ લઇનેજ સીતાની.
અધમ ગણાઊં પ્રથમ, મહા કાયર લે માની." ૩
હૃદય એવું અનુમાનિ, અંજનીસુત હનુમાને;
વન કરવા વિદ્વંસ, લાગિયો નેટ નિદાને. ૪
ખાય સકળ ફળ પ્રથમ. પછી તરૂ સમુળ ઉપાડે;
શિર ફેરવી સરોષ, ખીબ ધરણિપર પછાડે. ૫
કપિએ ક્ષણમાત્રમાં, પ્રીય વન રાવણકેરૂં;
અશોક શોકદ કર્યૂં, તોડિ ફળદલીદેરૂં. ૬
રહ્યા હતા રખવાળ, દેવિમંદિર સાચવવા;
કૃતાંત સમ કપિ દેખિ, લાગિયા સરવે લડવા. ૭
મારી મ્હોકમ માર, કુદ્યો કપિકુંજર કોડે;
લોહસ્થંભ ઉખેડિ, હઠાવ્યા સહુને હોડે. ૮
ક્રોધ કરી કપિરાય, કેશ પકડે જઈ કોના;
ઉડી ગયા મુખહોસ; સર્વ વન રખવાળોના. ૯
પૂછે પડિ તવ પાય, જાનકીને કરજોડી;
રહિ જે રખવાળણો, સભિત સમિપે જઈ દોડી. ૧૦
"કપિવર છે આ કોણ, માડિ સરવે કો' માંડી;
"સત્ય ત્રીજટા સ્વપ્ન," શોક બિક સરવે છાંડી. ૧૧
"હું નથિ જાણતિ કશૂં, દુખે આકુળછૂં અતિશે;
દુષ્ફનિમારિને કાંય, આરાપારાનૂં ન દીસે." ૧૨
કપિએતો કરિ ક્રોધ, રોળ વાળ્યો રણમાંહે;
સુભટ મારિયા સર્વ, થયા સન્મુખ જે ત્યાંહે. ૧૩
રહ્યા મારતાં જેહ, જીવ લઈ નાઠા ત્યાંથી;
જઈ લંકેશ સમીપ; જાણ કર્યું જઈવનમાંથી. ૧૪
"નાથ એક કપિ આજ, આવિયો મહા ઝુઝારી;
અશોક વન આપણું, ઉજડ કર્યૂં રક્ષક મારી. ૧૫
ખાઈ સકળ ફળ પ્રથમ; પછી તરૂ સમુળ ઉપાડી;
જ્યાં ત્યાં સહુ સુભટને, મારતો ધરણિ પછાડી. ૧૬
પ્રિયવનનો વિધ્વંસ, સાંભળી રાવણરાયે;
લક્ષ દૈત્ય દારૂણ, મોકલ્યા જે મ્હાકાયે. ૧૭
દારૂણ દળ દૈત્યનૂં, આવતું દેખી એવો;
ગરજી ઉઠયો હનુમાન, પ્રલયઘન ગરજે જેવો. ૧૮
કપિરાયે કરિ ક્રોધ, સર્વ નિશિચર સંહાર્યા;
ગડદા પાટુ પ્રહાર, કેટલા રોળી માર્યા. ૧૯
રહ્યા મારતાં અર્ધ, પ્રૌઢ પોકારો કરતા;
ગયા દૈત્યપતિ પાસ, સભય મુખ વચન ઉચરતા. ૨૦
રોષ કરી રાવણે, મોકલ્યો અક્ષકુંવરને;
સુભટ લેઈ ચાલિયો, જીતવાને કપિવરને. ૨૧
છત્રિશ આયુધ સજી, ટોપ બખ્તર ભિડિ અંગે;
અશોકવન આવિયો, અક્ષકૂમાર ઉમંગે. ૨૨
જોયો જઈ મ્હાજોધ, પ્રથમ દુર્વચનો કહિને;
વદે પછી કપિપ્રતી, મૂછપર તાલ દઇને. ૨૩
"જો ન મારૂં જુધ્ધમાં, નામ અક્ષય નહિં મારૂં;"
હસી કહે હનુમાન," જોવું બળ યુધ્ધમાં તારૂં. ૨૪
ભુલી પાડતાં નામ, કોઈ તારીજ બિચારી;
ક્ષય કરીશ ક્ષણમાંય, માર મ્હોકમ રણ મારી.,, ૨૫
એમ કહી તરૂ એક, ઉપાડયૂં ઝટ રાણરાઢે;
કપિકુંજર ગરજિને, કૂદિઓ બળ અતિગાઢે. ૩૬
શિરપર ફેરવિ વૃક્ષ, કટકટાવી રદ રીશે;
ઝાપટયું અતિ જોરમાં, અક્ષકૂંવરને શીશે. ૨૭
રોળિ રોળિ મારિયો, પરાણે પ્રાણ તજાવ્યો;
પછિ કપિવર સહુ સુભટ, તણી સનમુખ ઝટ આવ્યો. ૨૮
માર્યા ભટ કેટલા, કેટલા રોળી રોળી;
કેટલાક લપડાક, મુષ્ટિએ કો રગદોળી. ૨૯
નાઠા વાટ મુકાવિ, કેટલા પ્રાણ લઇને;
રાવણને કર્યું જાણ, યુધ્ધમાંથી ખસિ જઈને. ૩૦
"મરકટ ભટછે વિકટ, નાથ બળધામ ઝુઝારી;
અક્ષકુંવર આપનો, મરકટે નાખ્યો મારી." ૩૧
સર્વ સૈન્ય સંહાર, કોથિ સન્મુખ ન ટકાએ;,,

સુણિ સુતવધ તેવાર, રોષ કિધ રાવણરાયે. ૩૨
મેઘનાદ બળવાન, મોકલ્યો શૂર ચઢાવી;
કરી રાવણે કોપ, વેર અંતરમાં લાવી. ૩૩
"મારિશ નહિ તેહને, લાવ્ય બાંધી મુજપાસે;
ક્યાંનોછે એ કપિ? જોઇએ અહિં ઉલ્હાસે." ૩૪
અગણિત યોધ્ધા સંગ, ઇંદ્રજિત ચઢયો ઉમંગી;
બંધુનિધન સુણિ કાન, ક્રોધ ઉપજ્યો ઘનરંગી. ૩૫
દિઠો દુરથિ આવતો, ઇંદ્રજિતને અંજનિજે;
"દારૂણભટ આવિયો," જાણ્યુ મનમાંહે રીઝયે. ૩૬
કટકટાઈ રદ રિશે, ગર્જિ કપિકુંજર ધાયો;
અતિ વિશાળ તરૂ એક, ઉખાડી સન્મુખ આવ્યો. ૩૭
ઝાપટ્યું અતિ જોરમાં, કર્યો રથ ચુરણ સંપુરણ;
વિરથ થયો તેવાર, ઇંદ્રજિત અતિ બળિઓ પણ. ૩૮
સુભટ તેહની સંગ, હતા અતિ રણઝૂઝારી;
ઝાલિ ઝાલિ ઝીંકતો, તેમને કપિ બળ ભારી. ૩૯
ભચરડિ નિજ તનસાથ, કેટલા હણ્યા કચરડી;
નિરખી કપિ બળધામ, જીવ લઇ નાઠા મરડી. ૪૦
મારિ સર્વને માર, પછી કપિકુંજર કોડે;
ઇંદ્રજીત સનમૂખ, હાક મારી જઈ હોડે. ૪૧
ભિડયા મહાભટ બેય, પરસ્પર મુષ્ટે પ્રચારી;
જાણ્યે બે ગજરાજ, લઢેબથ ઉન્મદ ભારી. ૪૨
મારિ મુષ્ટિકા એક, વૃક્ષપર જઈ ચઢિ બેઠો;
ઇંદ્રજીત મૂર્છિત્ત, પૃથિવપર પડિઓ હેઠો. ૪૩
વળિ મુર્છા ઘડિ એક, ઉઠયો ઘનનાદ કરીને;
માયા કરી અપાર, અધિક અંતરમાં ડરિને. ૪૪
"જુધ્ધે જીત્યો ન જાય, સમરબંકો સમિરાત્મજ;
દાસ રામચંદ્રનો, જેનિ શરણે હરિ હર અજ. ૪૫
સાંધ્યૂ તવ બ્રહ્માસ્ત્ર, કોપિ લંકેશકુમારે;
એવું દેખિ એવાર, કપી મનમાંય વિચારે. ૪૬
"જો ન માનશૂં આણ, બ્રહ્મશરની આવારે;"
અતિ મહિમા એહનો, જશે નહિ તો અત્યારે." ૪૭
માર્યૂ પછિ બ્રહ્માસ્ત્ર, કોપ કરિ કપિને જ્યારે;
ખળદળ પડતાંવેત, પરાભવ પામ્યૂં ભારે. ૪૮
કપિને મુર્છિત જાણિ, આણિ ઉર રીશ ઘણેરી;
નાગપાશ મુકિને, બાંધિ લીધો કપિ ઘેરી. ૪૯

## દોહરા.

"હે ભવાનિ જપિ જગતમાં, નિર્મળ જેનૂં નામ;
કાપે નર જ્ઞાની ઘણા, ભવબંધનો તમામ. ૧
આવે દૂત શું તેમનો, બંધન તળે કદાય?
પણ પ્રભુકારજકાજ કપિ, બંધાયો નિજકાય." ૨
કપિ બંધન સુણિને શ્રવણ, આવ્યા દૈત્ય અપાર;
કૌતક માટે લાવિયા, રાજસભામોઝાર. ૩
નિરખી જઈને કપિવરે, રાવણસભા અભીત;
કહિ ન જાય પ્રભુતા કશી, કવી મુખે કો રીત. ૪
ઉભા રહ્યા કરજોડિને, સુર દિગ્ગજ સહુ ત્યાંય;
ભ્રકુટિ વિલોકે સકળ તે, અતિ સભીત મનમાંય. ૫
પ્રતાપ દેખ્યો પ્રોઢ તે, કપિને બીક ન કાંય;
જ્યમ અશંક ઉરગારિ[1] ઉર, ઉરગવરૂથની માંય. ૬
કપિ નિરખી રાવણ હસ્યો, કહી મુખે દુર્વાદ;
સુતવધ ઉર સંભારિ વળિ, ઉપન્યો અધિક વિષાદ. ૭
રોષ કરી લંકેશ તવ, કહે કપીને કેણ;
"કોણ ક્યાંથિ તું આવિયો?, વદ તે સાચાં વેણ? ૮
કોના બળે કરી અને, વન કીધું વિધ્વંશ?
વિસરે નહિ મુજને જરા, સુતવધકેરો ડંસ. ૯
શું કાને નથિ સાંભળ્યો? મુજને તેં કોવાર;
અશંક જોઉં તને અતી, હે શઠ ભઠ અવતાર. ૧૦
હે શઠ શા અપરાધથી, માર્યા દૈત્ય ઘણાક;
પ્રાણનિ બાધા શું ન હતિ, તનમાં તને જરાય?" ૧૧
સુણિ સમિરાત્મજ તે સમે, વદે વાણિ ગંભીર;
"સાંભળહે લંકેશ અવ, શુધ્ધી રાખિ શરીર. ૧૨

## ચંદ્રકીડા છંદ.

"રચે કોટિ બ્રહ્માંડ જેના બળે આદ્યમાયા ઉમંગી,
રૂડી પામિ આજ્ઞા વિરંચી હરી શીવ તે થાય સંગી;
સજેછે વિપોષે હરેછે સદા સુણ લંકેશ આપી,
પ્રભુતા તું તેની પ્રિછેછે ઉરે હૂં કહૂં છું તથાપી. ૧
વડા શૈલ્યને વન સુક્રાંત બ્રહ્માંડ જેના બળેથી,
ધરે મસ્તકે શેષ નિત્યે હજારો મુખોએ તળેથી;
ધરે દેહ જે સુરત્રાતા સદા વીવિધી વિશ્વમાંહે,
તું જેના શઠોને રૂડી શીખ દેવા ગ્રહી સુરબાંહે. ૨
વળી તોડયું છે જેમાણે શીવકોદંડ લીલા કરીને,
સભામધ્ય તું સોત સૌ ભુપનો મદ્દ હોડે હરીને;
વડી શકિતવાળા ત્રિશીરા ખરાદિ અને વાળિ એવા,
હણ્યાછે ઘણાએક હેલાનિમાંહે મહાકાળ જેવા. ૩
અને જેતાણા રંચ જોરે, જીત્યું છે સહુ જકત ભારી,
હું છું દૂત તેનો હરી આણિછે જેનિ તેં પ્રીય નારી;

[1] ૧. સર્પનો શત્રુ ગરૂડ.

હું જાણું છું સૌ તારિતો જે પ્રભુતા રહી એક કોરે.
શહસ્રાર્જુને બાંધિ રાખ્યો હતો રાઢમાં છતિ જોરે. ૪
કરી યુદ્ધ વાળિનિ સાથે રૂડિ પામિયો કીર્તિ ઝાઝી,
થઈને રહ્યો નગ્ન પાતાળમાં જૈ મરે શો ન લાજી!"
કપીવેણ એવાં સુણીને હસ્યો ઊર સંકોચ પામી,
વદેછે વળી અંજનીસુત "શું તું હસેછે હરામી." ૫
ફળો ખાશિયાં ભૂખ લાગી હતી મૂજને શું ડરાવે?
ઉખેડયાં તરૂ તાહારાં તે કપીકૂળકેરા સ્વભાવે;
અતી પ્રીય છે પંડ પોતાતણા સર્વને દેખ ભાઈ,
મને મારવા લાગિયા દૈત્ય તારા બધા ધાઇ ધાઈ. ૬
મને મારિઆ જેમણે તેમને મારિયા મેં સજોરે,
લઈ વ્હાર આવ્યો વળી તાહરો પુત્ર થૈ તોનિ કોરે;
પછી તો "દિએ રામ તેને ખરી" છત તે જુદ્ધમાંહે,
મરેલો પડયો મુષ્ટિકાએ જઇ જો તું તે પુત્ર ત્યાંહે. ૭
મને લાજ બાંધ્યાતણી ના કશી સત્ય હૂં તે કહુંછું,
પ્રભુ માહરા દીનબંધુતણું કાર્ય કર્વા ચહુછું;
કરૂં વીનતી હાથ જોડી તને તું હઠીલાઈ ત્યાગી,
સુણી લેનિ તું શીખમારી મહા મોહનિદ્રાથિ જાગી. ૮
તું તારે ઉરે જો વિચારી કરી બુદ્ધિશાળી ઠરીને,
ભજી લે તજી ભ્રંમ જે ભક્તના દુ:ખહારી હરીને;
સુરાસૂરને સર્પને કાળ જે ખાયછે પ્રૌઢ પ્રીતે,
તું જો કાળ તે જેનિ બીકે બીહેછે અહોનીશ ચિત્તે. ૯
કદાએ ન તેવાનિ સાથે હઠીને વડું વેર કીજે,
તું દે જાનકી સત્ય મારે કહ્યે તો રૂઠયો રામ રીઝે;
રઘૂનાથછે દીનબંધૂ અઘારી ગયે શર્ણ તેની
સહૂ વાંક તારા વિસારી તને રાખશે માનિ લેની! ૧૦
રઘૂનાથ ચર્ણામ્બુજોનો ઉરે ધારિ આધાર સારો;
રૂડૂ રાજ્ય લંકાતણૂ ભોગવી લે સહૂ સુખ આરો;
ઋષીનાથ પૂલસ્તની કીર્તિના સ્વચ્છ સુધાનિધીમાં,
ન થા ડાઘ કાળો તું તારી સદા તામસી પ્રકૃતીમાં. ૧૧
ન સોહામણી વાણિ લાગે કદી રામના નામ પાખે;
વિચારિ તું જો મોહને મદ્દ ત્યાગી ઉરે સાભિલાખે;
ભણેલી ઠણેલી બહૂ ભૂષાણાલંકૃતી કોઈ નારી;
ન શોભે વિનાવસ્ત્ર તે તારૂણી હો ભલે સૌથી સારી. ૧૨
સદા રામવીમૂખ પામ્યા પ્રભૂતા તથા સંપતીને;
ગણો તેહ પામ્યા ન પામ્યા સમાને મળી કૂમતીને;
નહીં જે નદીમૂળમાં પાણિ તે વૃષ્ટિમાંહે ભરાઈ;
ગયે વૃષ્ટિ તેવી નદી તો પછી ઝટ્ટ જાએ સુકાઈ. ૧૩
કહૂં લેઈ સંકલ્પ લંકેશ હે સૂણ તૂં હીતવાણી;
રઘૂનાથવીમૂખનો કો ન ત્રાતા તું લે સત્ય જાણી;
સદાશીવ વિષ્ણૂ વિરંચી તને રામનો દ્રોહિ જાણી;
નહીં તે શકે રાખ શર્ણે તને પાપિ પૂરો પ્રમાણી. ૧૪
બહૂ શૂળદાતા મહામોહનૂં મૂળ નિર્મૂળકારી;
અભીમાન અજ્ઞાન ત્યાગી ભજી લે કૃપાળૂ ખરારી;
કહી યદ્યપી એ રિતે હીતવાણી કપીએ અતીશે.
સુભક્તી તથા નીતિ મિશ્રીત સારૂ યવાના સુમીષે."

## હરિગીત છંદ.

હસિ બોલિયો તવ લંકપુરપતિ, અધમ અભિમાની અતી;
"મળિઆ જુઓ આ કીશ ગુરૂવર, આજ અમને મ્હામતી;"
કરિ કોપ મુકિ આરોપ ચોંપે, બળથિ બોલી ઊઠિઓ;
"ખળ મૃત્યુ તારૂં સમિપ આવ્યૂં, રાય રાવણ રૂઠિઓ. ૧
લાગ્યો તું શિખ દેવા મને અહિં, પરમ લઘુ કપિ પામરા
મુજ સૂત અક્ષય રક્ષકોને, મારતાં ન ડર્યો જરા!"
અવળો થઈ તવ ઊચર્યો મુખ, ક્રોધ કરિ કપિરાજ તે,
"અતિશે મતી તુજ ભ્રમિતભાસે, પ્રગટ મિછ્યુ મેં આજ તે." ૨
સુણિ વ્યંગ વચન પ્લવંગનાં મન, રીશ કરિ કહ્યું રાવણે,
"ઝટ જીવ લ્યો નિશિચર મળી સહુ, મૂઢ કપિનો ગ્હારણે";
સુણતાં વચન ધાયા સહુ જણ, મારવા મારૂતિને,
સચિવો સહિત તવ આવિયા ત્યાં, વિભીષણ ઉર હર્ષિને. ૩
નમિ ભ્રાત ચરણે વિનય કિધ બહુ, કહ્યું વળી કર જોડિને,
"યમદૂતનેય ન મારિએ કદિ, નીતિ વિરોધે દોડિને;
તમ અન્ય દંડ કરા કરશો તે, સચિવ સહુના સંમતે;"
સરવે કહ્યું "ઠિક નાથ એ મત, વિભિષણે કહ્યું જે રિતે." ૪
હસિ બોલિયો દશમૌલિ સુણિ તવ, "અંગ ભંગ કરી કપી,
પછિ મોકલી દો અહિંથિ એ વધ, યોગ્ય દીસે યદ્યપી;
નિજ પુચ્છની મમતા ઘણી મન, હોયછે કપિ સર્વને,
પટ બાંધિ બોળી તેલમાં, સળગાવિ દો સ:ગર્વને. ૫
વણ પૂચ્છ બાંડો થઈ કપીવર, અહિંથિ જાશે જ્યાહરે,
નિજ નાથનૂં ઉપરાણું લઈને, આવશે શઠ ત્યાહરે;
કરિ અધિક જેનિ વડાઈ અહિંયાં, અધિક ગર્વાતુર બણી,
નજરે વિલોકશુ તો ખરા અહિં, વારૂ પ્રભુતા તેતણી!" ૬
સુણિ વચન કપિ મનમાં હસ્યો તવ, વદન ઠાવકુ રાખિને,
થઇ સ્હાય શારદ જાણ્યું મન મેં, યશતણા અભિલાખિને;
રાવણવચન સુણિ સર્વ નિશિચર, અધર પીસિ કમર કસી,
ઊઠિ લાગિયા વીંટાળવા પટ, હૃદયમાંય હસી હસી. ૭
પટ તેલ ઘી સહુ નગરકેરૂં, રહ્યું નહીં મુનિરાયજી,
કૌતક કરી કપિએ વધાર્યૂં. પૂચ્છ રામ સહાયજી;

પુરવાસિ કૌતક નિરખવા સહુ, આવિયા મળિ મેદની,
પુચ્છમાં પ્રહાર કરે ચરણનો, મન સમજ નહિં ભેદની. ૮
ઠબુકે ઘણાં ધિધિ ઢોલ વળિ સહુ, તાળિઓ જન પાડતા,
પુર ફરવી પછિ પુંછ પ્રજાળ્યું, લોક રેણું ઉડાડતા;
ફરિ જોયું જ્વ તવ જ્વાળ નિરખી, કપિવરેય અકળકળે;
થઈ પરમ લઘુરૂપ નીકળ્યો છુટિ, તોડિ બંધન મ્હાબળે.૯
કપિકેશરી કરિ ગર્જના પછિ, કુદિ ચઢ્યો અતિ કોપથી;
સોવર્ણભુવને જઈ વળૂંધ્યો, ઠેકતો બહુ ચોંપથી;
લે એક પછિ બિજુંએ જઇને, ઠામઠામ પ્રજાળતો ;
સહુ દૈત્યમેદનિ સભિત થઈ,નિજનિજનું સહુ સંભાળતો. ૧૦

## દોહરા.

હરિ પ્રેરિત તે અવસરે, કરવા કાળો કોપ ;
ઓગાણપચ્ચાશે પવન, ચાલ્યા છુટિ અતિ ચોંપ. ૧
અટ્ટહાસ કરિ અંજનિજ, કરે ગર્જના ઘોર ;
વિંધ્યાચળસમ વધિ ઉભો, જોતામાં મ્હાજોર. ૨
વિશાળ તન હલકાઈ અતિ, ઠેકે ઠાગેઠાર ;
મંદિરથી મંદિર ઉપર, ચઢી જાય કપિ સાર. ૩
લાહ્ય લાગિ લંકાંવિષે, વ્યાકુળ લોક વિષેષ ;
ઝપટ ઝપટ કરિ મારતો, કોટીકાળ કુવેશ. ૪
તાત માત હા ભ્રાત સહુ ! પ્રોઢ કરે પોકાર;
"કોઇ ઉગારો આવિને, અમને અહિં આવાર." ૫
એમ કહ્યું ન હોતું મુખે, કે આ કપી ન હોય!
વાનર રૂપ ધરિ આવિયો, કામરૂપ સુર કોય. ૬
સાધુ અપરાધનું જુઓ, કેવું પાકયુ પરિણામ!
બળે અનાથનું જેરિતે, તતિબ નગર તમામ." ૭
નિમિષ માત્રમાં નગર તે, બાળિ વળ્યો બળધામ:
એક વિભીષણકેરૂં ગૃહ, ઉગર્યૂં તેણે ઠામ. ૮
જેહ અનળ સૃજનાર પ્રભુ, તે પ્રભુનો કપિ દૂત ;
તે કારણથી બળ્યું નહીં, એ ચરિત્ર અદભૂત. ૯
અવળિ સવળિ લંકાં સહૂ, બાળિ વાળિ બહુ રોળ :
કુદી પડ્યો કપિકેશરી, પછિ જઈ સાગર છોળ. ૧૦
લંગુર ઓ લવિ એસમે, થાક મટાડી ઠીક;
ધરિ લઘુરૂપ ત્યાંથી કપી, ચાલ્યો પ્રબળ અધીક. ૧૧
જઈ કરજોડિ ઉભોરહ્યો, જનકસુતાની પાસ:
ક્ષેમ જાણિ મન જાનકી, અંતર પામિ હુલાસ. ૧૨
"માતા દો મુજને તમે, કશિ નિશાનિ આ કાળ;
જ્યમ રઘુનાથે દિધિ મને, વીંટી જ્યોત વિશાળ." ૧૩
ઉતારિ કરથિ ચુડામણી, આપ્યો કપિવર હાથ;
સહર્ષ લિધ પવનાત્મજે, દેવા શ્રી રઘુનાથ. ૧૫

## રાગ મારૂ.

જતો જોઈ યતી કપીવીર, સીતાલોચને ચાલ્યાં નીર,
વદે વૈદેહિ ગદ ગદ વાણ, "પુત્ર સાંભળ મારા પ્રાણ. ૧
કે'જે પ્રભુને મારો પરણામ, સહુ રીતે જે પૂરણ કામ;
નિજ બિર્દ સંભારિ દયાળ, મારા વાંક વિસારી વિશાળ. ૨
મારાં સંકટ વિકટ વિશષ; હરજો કુળકમળદિનેશ;
કથા કોડે શક્રસુત કેરી, સંભળાવજે સૂત ઘણેરી. ૩
નિજ બાણ પ્રતાપ અમાપ, સમજાવજે શમન સંતાપ;
માસ દિનની અવધમાં નાથ,જો નહિં આવી ગ્રહે મારોહાથ.૪
તો મને પછી જીવતી નજોશો. દુ:ખ નાથવિના કોણખોશે?
કેવી રીતે રાખું મારા પ્રાણ; કહે બાપુ કપી વારૂ વાણ! ૫
તુંય જાવાનું અહિંથી કે'છે, મારા પાપિ પ્રાણ શીદ રે'છે;
તને જોયો સમુદ્રિકા સારી, સ્હેજ છાતિ શિતળ થઈ મારી. ૬
ફરિ મારે રહ્યું દુખ માત્ર, તેજ દિવસ અને તેજ રાત્ર;"
એમ કહિને લોચન ભર્યાં નીર, કપિરાયે દિધિ તવ ધીર. ૭
સમજાવી અનેક પ્રકારે, સીતાજીનો શોક નિવારે;
પછી ચરણ કમળ નામિ શીશ,ચાલ્યો કપિસમરીજગદીશ.૮
ચઢિ ત્રિકુટાચળપર વીર, કરી ઘોર ગરજના સધીર;
સુણી દારૂણ દૈત્યણિઓના; કાચા ગર્ભ તુટીપડ્યા કોના. ૯
સાગર ઓળંઘી કપી વીર, આવ્યો આ તટ અતિ રણધીર;
કર્યો વેગળેથી કિલકાર, આવી ઉતર્યો સાગર પાર. ૧૦
સહુ હર્ખ્યા કપી મન ત્યારે, જોયો મારૂતસુતને જ્યારે;
દિવ્ય વદન પ્રસન બહુ દીસે, તન તેજ વિરાજે વિશેશે. ૧૧
"કર્યું રઘુપતીકેરૂ કાજ," મન એમ વિચારે રીંછરાજ;
મળ્યા આવી કપીવર સહુને,ભાવે ભુજભરિ ભેટિ બહુને.૧૨
મીન તરફડાતું જ્યમ હોય, સુખી થાય મળે જ્વ તોય;'
કપિના જીવમાં જીવ આવ્યો,જ્યારે શોધસીતાનીલાવ્યો.૧૩
ચાલ્યા હરખી રઘુપતી પાસ,પુછતા કથતા નવલ ઇતિહાસ;
આવ્યા મધુવનમાંહે સર્વે, પેઠા બાગમાં સહુ કપિ ગર્વે. ૧૪
યુવરાજ સહિત સૌ કોચે, ફળ ખાધાં મધુર ત્યાં સોચે;
લાગ્યા વારવા સૌ રખવાળ, કર્યો મુષ્ટિ પ્રહાર તેકાળ. ૧૫
નાઠા પોકાર કરતા અપાર, કહ્યો સુગ્રીવને સમાચાર;
કર્યું ઉજ્જડવન યુવરાજે, કે'વા જાય તેને મારે દાઝે. ૧૬
સુણિ હર્ષિત મનમાં કપીશ, પ્રભુ કાજ કર્યૂં મળી કીશ;
આવ્યાહોતમહાબળવાના, શોધસીતાનીપામ્યાવિનાના.૧૭

૧. પાણી.

મધુવનનાં ફળ જે મધૂર, શું એ ખાઇ શકત કપિશુર !
કરે એમ વિચાર કપીશ, આવ્યા એટલામાં સહુ કીશ. ૧૮
આવી સર્વ કપીશને ચરણે, શીશનામી ગુણગાણ વરણે;
કપિરાય સુગ્રીવ સપ્રેમ, મળ્યા સૌને પુછી કુશળ ક્ષેમ. ૧૯
"પદ દેખી કુશળ' સહુકેછે, ઉરે હર્ષ કપીશભરેછે;
થયું કાર્ય શ્રીરામકૃપાય, સુણિ હર્ષિત મન કપિરાય. ૨૦
"કર્યું કાજ મારૂતી સુજાણ, નાથ સૌના ઉગાર્યા પ્રાણ;"
સુણી સુગ્રીવ મનમાં ત્રુઠી, મળ્યો મારૂતિને વળિ ઊઠી. ૨૧
સહુ કપિઓ સહીત કપીશ. જવા લાગ્યા જ્યહાં જગદીશ;
જ્યારે આવતા દીઠા દૂરેથી, રઘુનાથે કપી હરખેથી. ૨૨
"સત્ય કાજ કરી એ આવ્યા, શોધ સીતાજીની લાવ્યા;
હર્ષ માતો નથી માટેજ," રઘુવીર વિચારે સ્હેજ. ૨૩
બેઠા સ્ફટિકશિલાએ સાનુજ, વેદપંથે પડે જેની સુજ;
પડ્યા સર્વ કપીજઈ ચરણે, ચારૂ ગુણગાણ વદને વરણે. ૨૪
પ્રીતીસહિત કપિને સાનુજ, ભેટ્યા રઘુપતિ કરૂણાપુંજ;
પુછ્યું કુશળ શ્રી રઘુનાથ, વદે કપિવર જોડી હાથ. ૨૫
"પદકંજ જોયા ભલિભાત. પછી કુશળની પુછવી શી વાત!
કરજોડી કહે જામ્બુવાન, સુણો રઘુપતી કરૂણાનિધાન. ૨૬
"કરો જેનો ઉપર નિરંતર, તમે ભૂરિકૃપા રઘુવર;
તેને શુભ કુશળ નિરંતર, સુર મુની પ્રસન્ન તેપર. ૨૭
તેજ વિનયિ ગુણાબ્ધિ પ્રબળ, તેના સુયશ ત્રિલોક ઉજ્વળ;
સુણો દીનવત્સળ રઘુરાજ, થયું આપ કૃપાએ કાજ. ૨૮
સફળ જન્મ અમારો આજ," કહી આનંદિત ઋક્ષરાજ;
"કરિ પવનસુતે જે કરાણી, લક્ષ વદને તે જાય ન વરણી. ૨૯
મુખ ઉજળાં અમારાં એનાથી, સુણો નાથ સ્નેહે અંતસાથી;
સુણી વેણ ઉઠ્યા પ્રભુ હેતે, ભુજ ભરિ કપિવરને ભેટે. ૩૦
જાણિ સુભટ શિરોમણિ સારો, લાગ્યો રઘુપતિન નંન પ્યારો;
પૂછે અધિરા થઇ રઘુવીર, "સમાચાર કહે કપી ધીર. ૩૧
રહે જાનકી કેવી રીતેરે. કરે પ્રાણ રક્ષા કોણ પેરે;"
સુણી બોલ્યો કપી રણધીર. તમે સાંભળો હે રઘુવીર. ૩૨

## દોહરા.

"ચોકિદાર તમ નામ નિત, ધ્યાન તમારૂં કપાટ ;
લોચન નિજપદ તાળુ તે, પ્રાણ જાય કો વાટ! ૧
ચૂડામણિ દિધ ચાલતાં, મને જાનકી માત;
માગિ લેઇ રઘુનાથ તે, લીધો ઉર સંગાત." ૨
"નાથ બેય નેત્રોવિષે, આણી આંસુ અપાર ;
જુગતે જનક કુમારિએ, વચન કહ્યાં તેવાર." ૩
"અનુજ સહિત રઘુનાથને, મુજવતિ ચરણે લાગિ ;
કેંજે દીનદયાળને, દુખ મારૂં અનુરાગિ. ૪
"મન ક્રમ વચને તમ ચરણ, અનુરાગણિ હું અપાર ;
શો અપરાધે રઘુપતી! તોય ત્યાગિ નિરધાર. ૫
અવગુણ મારો એક તે, જાણ્યો મેં મનમાંજ;
પાપી પ્રાણ ગયો ન રે, તમ વિયોગ પડતાંજ. ૬
લોચનનો અપરાધ તે, નિશ્ચય હે રઘુનાથ;
હઠિને રોકે પ્રાણને, તનથિ નિસરતાં સાથ. ૭
વિરહઅનળ ખિખશીખનો, તન રૂ તેમાં તર્તે ;
શ્વાશપવન વધિ બળિ જતું, લોચનઘન પડિ શર્તે. ૮
અશ્રુઓઘ ઘન વરસતો, નિજહિત માટે નાથ ;
બળવા ન દે શરીરને, વિરહઆગ સંગાથ. ૯
દુખનાં વાદળ દેખવા, લોચન ઘનદ સઘન;
અહોનિશાં વરસે ઘણો, દેહ ન થાય નિધન." ૧૦
"દુખ જાનકિનાં દાખ્યલાં, વિપતી વડી વિશાળ ;
વિના કહ્યે સરવે ભલું, હે દીનબંધુ દયાળ. ૧૧
નિમિષ નિમિષ શતકલ્પ સમ, વિતે વિપતમાં નાથ ;
વેગે જઈ જાનકિતણી, શુધ લ્યો અવ સાક્ષાત. ૧૨
ભુજાબળે ખળ દૈત્યનાં, દારૂણ દળ રગદોળિ;
જાનકિને અવ લાવિયે, લંક સાગરે બોળિ." ૧૩
સીતાનું દુખ સાંભળી, સ્નેહે શ્રી રઘુવીર;
હ્રદય ભરાઈ આવિયું, નેત્રે ચાલ્યાં નીર. ૧૪
"મન ક્રમ વચને જેહને, મમગતિ હ્રદય સદાય ;
સ્વપ્ને પણ જન તેહને, કષ્ટ શું હોય કદાય!" ૧૫
"કહે હસી હનુમાન તવ, દુખ પ્રભુ તોજ સદાય;
જો તમ સ્મરણ ભજન કદી, જગ ન કરાય જરાય. ૧૬
દારૂણ અતિ દૈત્યોતણી, વરણવિ કહું શી વાત !
વેગે ચાલી આણિએ, જાનકિને ભલિભાત." ૧૭
"સાંભળ કપિવર તુજ સમો, ઉપકારી આવાર;
સુર નર મુનિ તનધારિમાં, નહીં કોઈ નિરધાર. ૧૮
પ્રત્યુપકાર હું શો કરૂં, હેતે તારો આજ ?
સન્મુખ થઈ શકતું નથી, મન મારૂં કપિરાજ. ૧૯
સાંભળ કપિ હું તાહરો, ઉરણિઓ ન આ વાર;
મેં મન જોયું વિચારિને, હે સુત કોટિ પ્રકાર." ૨૦
ફરિ ફરિ કપિ ભણિ નિરખતા, દીનદયાળ સુરેશ;
સજળ નેત્ર તન પ્રફુલ અતિ, સતિને કહે મહેશ. ૨૧
સુણિ પ્રભુવચન વિલોકિ મુખ, હર્ખિત ઉર હનુમંત;
પ્રેમાકુળ ચરણે પડ્યો, ત્રાહિ ત્રાહિ ભગવંત. ૨૨

ઉઠાડવા કપિને ચહે, રઘુપતિ વારંવાર;
ઉઠવું ગમે નહિં તેહને, પ્રેમમગ્ન નિરધાર. ૨૩
પ્રભુપદપંકજમાં કપી, કૃપાળકર કપિશીશ ;
સંભારી તે શુભદશા, ઘણા મગ્ન ગૌરીશ. ૨૪
નિષ્કલંક શંકર પછી, સાવધાન કરિ મંન;
કે'વા લાગ્યા કોડથી, રામકથા પાવંન. ૨૫
ઉઠાડિ કપિને કરગ્રહી, હૃદય લગાવી લીધ;
પાસે બેસાડી પ્રીતિ, કુશળ પ્રશ્ન પછિ કીધ. ૨૬
"કહે કપી રાવણતણી, પ્રતિપાળેલી લંક ;
કેવિ રિતે તેં બાળિઓ ? બહુ દુર્ગમ ગઢ લંક.' ૨૭
પ્રભુ પ્રસન્ન પૂરણ રિતે, જાણી મન હનુમાન;
બોલ્યો વચન વિવેકથી, નિરાભિમાન નિદાન. ૨૮
"સ્વામી શાખામૃગતણી, મ્હા મનુષાઈ એજ ;
શાખાથી શાખા ઉપર, જઈ બેસેછે તેજ. ૨૯
ઓળંઘી અંબુધિને, બાળિ કનકની લંક;
વન ઉજાડિ નિશિચરતણા, વીર હણ્યા રણવંક. ૩૦
તે તો સહુ રઘુનાથજી, તમ પ્રતાપ વણ માપ;
એમાં નહિં પ્રભુતા કશી, મુજકેરી માબાપ. ૩૧
તેને કશું અગમ નથી, જેપર તમ અનુકૂળ ;
તમ પ્રતાપ વડવાગ્નિને, બાળિ શકે રજ તૂલ.૧ ૩૨
નાથ ભકિત તમકેરિ શુભ, અનપાવનિ અભિરામ ;
વળિ જે શિવમનભાવની, તે દો તમે તમામ." ૩૩
પરમ સરળ સુણિ કપિતણી, વાણી શ્રી રઘુવીર ;
"એવમસ્તુ" કહ્યું એ સમે, શોભિત શ્યામ શરીર. ૩૪
જાણ્યો જેણે હે ઉમા, રૂડો રામ સ્વભાવ ;
તેને ભજન વિના બિજો. ભવમાંહે નહિં ભાવ. ૩૫
આ સંવાદ મહા રૂડો, આવ્યો જેને ઊર;
તેજ રામપદકમળની, પામ્યો ભક્તિ પૂર. ૩૬
સુણિને પ્રભુનાં વચન શુભ, કહે સર્વ કપિવૃંદ;
જયતિ જયતિ જય રઘુપતી, હે કૃપાળ સુખકંદ. ૩૭
બોલાવી કપિરાયને, કહે પછી રઘુવીર
"કરો ચાલવાનૂં હવે, ધરી હૃદયમાં ધીર. ૩૮
હવે વિલંબ કર્યાતણું, કારણ શું કપિનાથ!
આજ્ઞા દો કપિ સર્વને, સજિ સજિ આવે સાથ." ૩૯
કૌતક જોઈ તે સમે, વરષ્યો ફૂલ વરસાત;
અમર સર્વ હર્ષિત ઉરે, જયતિ જયતિ રઘુનાથ. ૪૦

૧. રૂ.

## છપ્પા.

સુગ્રીવે તે સમે, તરત તેડાવ્યું કપિદળ;
ટોળે ટોળાં ત્યહાં, આવિયું કપિદળ અતિ બળ;
નાના વરણ વિશેષ, રીંછ વાનર રઢિયાળા;
કર પદ નખ આયુદ્ધ, કેશરીસમ બળવાળા;
કરતા મુખ હૂકા હૂક અતિ, અધર ઠેકતા આવતા.
તરૂ શૈલ અધીક ઉપાડતા, સુભટ સર્વ મન ભાવતા. ૧
પ્રભુપદપંકજવિષે, આવિ સહુ શીશ નમાવે;
કરે ગર્જના ઘોર, ભાલુ કપિ અતિબળિ કાંવે;
સહુ વાનરનૂં સૈન્ય, જોયું રૂડા રઘુવીરે;
કૃપામિટે ચીતવે, હર્ષ નવ માય શરીરે;
રૂડિ રામકૃપાબળ પામિને, કપિકેશરિ લેખા વિના;
જાણ્યે ન હોય પાંખો સહિત! પ્રૌઢ પર્વતાકારના. ૨
પ્રીતે કર્યું પરિયાણ, હર્ષિ હરિ હરિદળ સાથે.
જટા બાંધિ શિર ઝટ, કમર કસિ તિર ભરિ ભાથે;
શુકન થાય શુભ સુભટ, સર્વ ઉર હર્ષ ભરેછે,
શુકન વંદિ વીચરે, કેશરીનાદ કરેછે;
જેની સહુ મંગળમય મહા, રૂડી કીર્તિ પ્રમાણવી;
તેનૂં પ્રયાણ વળિ શુકન શુભ. રાજ્યનીતિ એ જાણવી. ૩
પ્રભુપ્રયાણ શુભ ચિન્હ, જાણ્યુ જાનકિએ થાતૂં;
સુભગ અંગ ફરકતૂં, હૃદય અતિશે હરખાતૂં;
જેજે સુંદર શુકન, જાનકીને ઝટ દીસે;
તે અપશુકન તમામ; થાય રાવણને રીશે;
નિજ ધ્વજા ઉપર ગિધ્ર કાગ બહુ, ઉડિને આવી બેસતા;
કળકળે કાગડી આંગણે, સ્હેજ ઉદાસ સહુ થતા. ૪
દુઃખસુચક દુઃચિન્હ, વિના ભય સભય સદાએ;
સુણો મહા મુનિરાજ, ભાવિ ના મટે કદાએ,
ચાલ્યું કટક અતિ વિકટ; પાર પંડિત કો વરણે;
ગરજે કપિ ભાલુઓ, ધરણિ ચાંપી નિજ ચરણે;
નખ શૈલ વૃક્ષ આયુદ્ધ ધરિ, અંતરિક્ષ બહુ ઊડતા;
કપિ ભાલુ કેશરીનાદથી, દિગ્ગજ સરવે ડોલતા. ૫
ડગમગ અવની થાય, ડોલિ દિગ્ગજ ચિક્કારે;
ખળભળાટ સિંધુમાં, શૈલ ચંચળ તે વારે,
સુર મુનિ કિન્નર નાગ, હર્ષ મન શશિ દિનકરને;
ટળ્યાં દુઃખ સહુ આજ, વખાણેછે રઘુવરને;
કટકટે સુભટ મરકટ વિકટ, કોટિ કોટિ કપિ ધાયછે;
"જય કૌશલેશ રઘુનાથ કહિ, બળ પ્રતાપ ગુણ ગાયછે. ૬
ભુમિપર ભાર અપાર, શેષથી સહિ ન શકાએ;
વારંવાર અહીશ, મોહવશ થઈ મનમાંએ

વળિ વળિ પીઠ કમઠનિ, ઝાલિ રાખે રદ ઘોચી;
"રખે ધરા ઢુંધિ વળે," એવું મનમાંહે શોચી;
જાણે રઘુવીરતણા રૂડા, પયાણ પ્રસ્થિતિ લેખને
લખતો અહીશ કમઠનિ પિઠે. અવિચળ પાવન રેખને. ૭
કરૂણા કૃપાનિધાન, એ રિતે જઇ અતિ પ્રીતે,
ઉતર્યા સાગરતીર, ધીર કપીવીર સહીતે;
જયહાં ત્યહાં વનમાંય, લાગિયા ફળ ખાવાને,
રીંછ તથા કપિવીર, ધારિ રઘુપતિપદ ધ્યાને;
સુણજો મુનિ અવ લંકાતણી, કથા શ્રવણ ધરિ સ્નેહથી
વીસ્તારિ કહૂં તે વરણવી,રે' જ્યાં અસુરા નેહથી. ૮

## દોહરા.

જ્યારથિ કપિ બાળી ગયો, અતિ લલીત ગઢલંક;
તે દિનથી સહુ નિશિચરો, રે'તા સભિત સશંક. ૧
કરે વિચાર કરોડવિધ, નિજનિજ ઘર સહુ કોય;
"ઉગર્યા વારો આજથી, નહિં નિશિચરનો સોય. ૨
વરણિ જાય નહિં કો રિતે, જેનિ દેહ બળધામ;
તે ફરિ અહિં જવ આવશે, તો ભલાઇ શી આમ!" ૩
સભિત વાણિ પુરલોકની, સુણિ મંદોદરિ કાન;
અકળાણી અતિ અંતરે, કંથનું ગણિ અજ્ઞાન. ૪
કરજોડી સન્મુખ ઉભી, પતિને લાગી પાય;
નીતિ પ્રીતિરસનાં ભર્યાં, બોલિ વચન સુખદાય. ૫

## રાગ ગરબી.

તમે આજ ન કરશો એવડા. અલબેલાજી (એરાગ.)

"પ્રીતમ વલ્લભપ્રાણ, વિનતિ સુણો મારી;
મુજ સ્વામી ચતુર સુજાણ, જ્ઞાનમતી ભારી. ૧
વેર હરિનિ સંગાત, નાથ તમે ત્યાગો;
અતિ હિત ચિત ધરિ કહ્યું મારૂં, પ્રભુપદ અનુરાગો. ૨
કરણી શુણતાં કાન, જેના દૂતતણી;
ત્રુટિ પડતા કાચા ગર્ભ, રજનીચર રમણી. ૩
તેનિ નારિને નાથ, સાથ સચિવકેરી;
મોકલિ દો ઝટ મહારાજ, અતિ શુભ ચિત હેરી. ૪
જો કુળકેરૂં આપ, ભલું ચાહો મનમાં;
કહ્યું માનિ મારૂં આ વાર, જશ લો સહુ જનમાં. ૫
તમકુળકંજઅરણ્યને, દુખ દેનારી;
શિત રાત્રિ સમાન સીતાજી, આવીછે ધારી. ૬
સુણો નાથ કહું સત્ય, વિપતી જ્યમ વામે;
દશરથસુતશરણું ગ્રહ્યાથિ, જશ જગમાં જામે. ૭
જાનકિને દીધા વિના, દુખ છે મેરૂ;
કરિ શકશે નહિ અજ શંભુ, હિત કદિ તમકેરૂ. ૮
રામમ ણ બળવાન, મ્હા મણિધર સરખાં;
યુથ દૈત્યતણાં દાદૂર, પતિ મેં તો પરખ્યાં. ૯
જ્યાં લગિ દાદુરદૈત્ય, ન ગ્રસ્યા અહિબાણે;
ત્યાં લગિ તજિ ટેક તમામ, યત્ન કરો પ્રાણે. ૧૦
વારવાર પડિ પાય, કહું પતિ તમ કાજે;
કહ્યું માનો તો બલિહાર, બાંહ્ય ગ્રહ્યા લાજે." ૧૧
શઠ તેની સુણિ વાણિ, આણી ગર્વ ઉરે;
હસિ બોલ્યો તવ લંકેશ, ધન બળ મદ પૂરે. ૧૨
"સભય સ્વભાવ સદાય, નારિતણો સાચો;
મંગળમાં અમંગળકારિ, આપે મત કાચો. ૧૩
જો અહિંયાં કદિ આવશે, કપિદળ કોડે;
તો જીવશે નિશિચરલોક, ભક્ષ કરી હોડે. ૧૪
લોકપાળ કંપાય, જેહતણા ત્રાસે;
અતિ સભિત તેનિ ઘરનાર,જુઓ જન અતિ હાસ્યે." ૧૫
કહિ એવું કરિ હાસ્ય, ઉર ચાંપી તેને;
ચાલ્યો સભાવિષે મૂઢ, મમતા બહુ જેને. ૧૬
મંદોદરિ મનમાંય, ચિંતા કરિ માને;
"વિધિ પ્રતિકુળ કુળનિર્મૂળ, કંથનુ કરવાને. ૧૭
સભામધ્ય બેઠો જઇ, રાવણ રાણો;
ત્યાં ખબર પામિને એવિ, અંતર અકળાણો. ૧૮
"સિંધુ પાર સહુ સૈન્ય, ઉતરીછે આવી;
આવશે ઉતરિ આ પાર, સાગર બંધાવી." ૧૯
પુછ્યૂં સરવ પરધાનને, રાવણ રાયે;
"મત ઉચિત મંત્રિ દો આજ, હિત જે રિત થાયે." ૨૦
હસ્યા સર્વ સુણિ વેણ, રાવણરાયતણાં;
કહ્યું "શૂં કરશે અહિં આવિ, વાનર રીંછ ઘણાં. ૨૧
જીત્યા સૂર અસૂર, જ્યારે જોર કરી;
તવ શ્રમ પડયો ન તલભાર, ન રહ્યા કોથિ ડરી. ૨૨
નર વાનર અવ આવિયા, મરવા કાજે;
શૂં પુછો નાથ તેમાંય, અધિરા થઈ આજે." ૨૩

## દોહરા.

જુઓ રાજને ભાવતી, કરે વાત સહુકોય;
જે નૃપને એવા મળ્યા, હિત કદિ તેનું ન હોય. ૧
જો પ્રધાન ગુરૂ વૈદ્ય ત્રણ, બોલે પ્રિય પ્રભુ આશ;
રાજ્ય ધર્મ તન ત્રૈણનો, વેગે થાય વિનાશ. ૨
તેવિજ રાવણને ત્યહાં, આવી મળી સહાય;
સ્તુતિ કરિ સર્વ રિઝાવતા; સુણો મહા મુનિરાય. ૩

તે અવસર આવ્યા ત્યહાં, સહેજ વિભીષણ વીર;
ભ્રાતચરણ શિશ નામિને, બેઠા આસન ધીર. ૪
ઉભા થયા કરજોડિને, આગ્યા પામિ જરૂર;
બોલ્યા વચન વિવેકમય, નીતિ પ્રીતિમય પૂર. ૫

## રાગ પરજ.

તાલ ગોકુળ જોવાને આવજરે, મથુરાનાવાસી (એરાગ.)

"કરજોડી કહે તમ દાસરે, મારા વાલા વિરાજી
સુણો અંતર ધરિને ઉલ્હાસરે, મારા વાલા વિરાજી, ટેક.
પૂછી તમે મને પ્રેમથીરે, વાત મહા અભિરામ;
મતિ અનુસારે તે હવેરે, કહું તાત તમોને તમામરે"
મારા વાલા વિરાજી. ૧
જો ચિત ચાહતા હો આપનુંરે, કોટિક થાવું કલ્યાણ;
શુભગતી સુયશ સંસારમાંરે, સુખ સુમતિ ને શોભાખાણરે.
મારા વાલા વિરાજી. ૨
તો પરનારિ આ પરહરોરે, મનથી નિવારી નાથ;
ચોથના ચંદ્રમા જાણિનેરે, આપો રામને હાથો હાથરે.
મારા વાલા વિરાજી. ૩
ચૌદભુવન કદિ કાળમાંરે, આવિને એકઠાં હોય;
ઉભો ન રાખે આંગણરે, તોય ભૂતદ્રોહિને જન કોયરે.
મારા વાલા વિરાજી. ૪
સદગુણસાગર જે નરોરે, નાગર નીતિમાં જેહ;
કોઇ ભલો કહે ના કદીરે, અલ્પ લોભ મોટાને સનેહરે.
મારા વાલા વિરાજી. ૫
કામ ક્રોધ મદ લોભછેરે, ભૌઢા નરકના પંથ;
સહુ તજી જાનકીકંથનારે, પદ સેવો કહે સદગ્રંથરે.
મારા વાલા વિરાજી. ૬
રામને એમ ન જાણશોરે, "છે એ મનુજ મહિપાળ;"
એ તો અખિલેશ્વર સદારે, વળિ કાળતણા પણ કાળરે.
મારા વાલા વિરાજી. ૭
અજ પરિબ્રહ્મ અનાદિનારે, રાગરહિત ભગવંત;
વ્યાપક વિશ્વવિષે બધેરે, એ છે અજિત અમર ને અનંતરે.
મારા વાલા વિરાજી. ૮
વિપ્ર ધેનુ ધરણી અનેરે, દેવતણા હિતકાજ;
નર તન ધાર્યું નારાયણેરે, ધણા એતો છે ગરિબનિવાજરે.
મારા વાલા વિરાજી. ૯
નિરંજનમનરંજન સદારે, ખળદળના ક્ષયકાર;
વિબુધ વળી વેદપંથનારે, રઘુનાથ રક્ષણ કરનારરે.
મારા વાલા વિરાજી. ૧૦
વેર તજી એવા વિભુથીરે, સ્નેહે નમાવિએ શીશ;
પ્રણતપીડા હરનારછેરે, રઘુવીર જુઓ જગદીશરે.
મારા વાલા વિરાજી. ૧૧
આપો તમે જઈ જાનકીરે, જગદિશ્વરને જરૂર,
ભાવે ભજો પછી રામનેરે, કામપાખે સખા જેહ શુરરે.
મારા વાલા વિરાજી. ૧૨
શરણાગતને તો સ્નેહથીરે, ત્યાગે નહીં કદિ રામ;
હોય ભલે લાગ્યું તેહનેરે, ભવદ્રોહનું પાપ તમામરે
મારા વાલા વિરાજી. ૧૩
ત્રિવિધ તાપને વેગમાંરે, નાશાત્મક જેનું નામ;
પ્રગટ પ્રભુ તે આ પૃથ્વિમાંરે, ઉર સમજી લો વિર આમરે.
મારા વાલા વિરાજી. ૧૪
વારંવાર પાયે પડીરે, વિનય કરૂં જોડી હાથ;
માન મોહ મદ ત્યાગિનેરે, ભજિ હયોનિ ભાવે રઘુનાથરે."
મારા વાલા વિરાજી. ૧૫

## દોહરા.

મુનિ પુલસ્ત્ય નિજ શિષ્યની, સાથે સહુ આ વાત;
કા'વિ મોકલી તેજ મેં, કહિ તમને ભલિભાત." ૧
માલ્યવંત નામે મહા, શાણો એક સચિવ;
વિભિષણનાં સુણિ વચન તે, પામ્યો સૂખ અસીમ. ૨
"હે દશકંધર બંધુ તમ, નીતિ વિભૂષણ નેટ;
તેનૂં કહ્યું ઉરમાં ધરો, બચશે લંકા બેટ." ૩
"રિપુઉત્કર્ષતણી કથા, કહો બેય શઠ આજ
ટળો તર્ત અહિંથિ તમે, શું છે તમારૂં કાજ!" ૪
માલ્યવંત તો ત્યાંથકી, ગયો ઘેર ગુણધામ;
કહે વળી કરજોડિને, વિભિષણ રહિ તે ઠામ. ૫

## વસંતતિલકા છંદ.

સૌને ઉરે સુમતિ કૂમતિએ રહેછે;
એવૂં સદા શૃતિ પુરાણ સુસંત કે'છે!
ત્યાં સંપતી સુમતિ જ્યાં કરિ ઠામ રે'છે;
ત્યાં આપદા કુમતિ છેક જ્યહાં વસેછે. ૧
છે આપ ઊર વિપરીત કુબુધ્ધિગાળો,
માનોછ હીતઅનહીત રિપૂપ્રિતાળો;
જે કાળરાત્રિજ નિશીચરકૂળકેરી,
તેવી સીતાપર ધરો મમતા ઘણેરી. ૨

પાયે પડી હું તમને લઉં માગિ સ્વાર્થે,
રાખોજી લાડ મુજનૂં કુળરક્ષણાર્થે;
સીતાજી દો સમજીને રઘુનાથજીને,
થાશે તમારૂં હિત તો અતિશે સજીને." ૩

શ્રુતી પુરાણ બુધ સંમત એવિ વાણી,
વીભીષણે કહિ ઘણી નીતિએ વખાણી;
સૂણી શિખામણ ઉઠયો ઉર રીશ આણી,
બોલ્યો ચઢાવિ ભૃકુટી ઝટ મંદ વાણી. ૪

"મૃત્યૂજ તારૂં અત આવ્યું સમીપ ચાલી,"
"હે દૂષ્ટ આવિ મતિ ક્યાંથિ રહ્યો છું ઘાલી!"
"જીવે સદા શઠ તું તો મુજનો જીવાડયો,"
"નિત્યે લખાડ મુજ હાથશુ લાડ લાડયો." ૫

"તે આજ તૂં રિપુતણો ઉત્કર્ષકારી;"
"ભાવ્યો તને શું રિપુપક્ષ કહે વિચારી,"
"કહે તો ખરો ખળ જરા જગ કોણ એવો?"
"જેને અમે ભુજબળે ન જીત્યોજ તેવો." ૬

"પ્રીતી તપસ્વિતણિસાથ સદા કરે તૂં,"
"મારે પુરે વસિ અનુચિત આદરે તૂં;"
"જા તેહને મળ જઇ શઠ તૂં સપ્રીતી,"
"વેરાગિથી જઇ ત્યહાં શિખવાડ નીતી." ૭

એવું કહી પદપ્રહાર કર્યો કુરિતે,
ચર્ણો ગ્રહ્યા વિભિષણે વિરના સપ્રીતિ;
સંતોતણી અતિ વડાઇ વખાણું શું એ;?
સારૂં કરે જન ભુંડૂં કરનારનું ન. ૮

"માર્યો ભલે સતત તાતસમા તમેછો,"
બોલ્યા વિભીષણ સમર્થજ આ સમે છો;
"થાશે તમારૂં હિત રામ ભજ્યેજ ભાઇ,
સંસારની સરવ સ્વારથની સગાઇ." ૯

સાથે સચીવ લઇને નભપંથ ચાલ્યા,
સૌને સુણાવિ કહ્યું એમ મુની સુખાળા!"
"સંકલ્પ સત્યજ નિરંતર રામ એવા,"
"દેવાધિદેવ સરખાય કરેછ સેવા." ૧૦

"તારી સભા જરૂર કાળતણે વશેછે,"
"શાને રિઝાવિ ઉર જીભથિ સ્વાદ લેછે?"
"હૂં તો હવે પ્રભુતણે શરણે જઊં છૂં,"
"દેશો ન ખોડ જન કોઇ પછી કહૂં છૂં." ૧૧

ચાલ્યા વિભીષણ કહી મુખ એવું જ્યારે,
આયૂષ્ય હીન અસુરેશ થયાજ ત્યારે;
સાધૂ અનાદર ઉતાવળથી ભવાની,
હાની કરે અખિલ ભદ્રનિ લે તું માની. ૧૨

ત્યાગ્યો વિભીષણસમો શુભ બંધુ જ્યારે,
વૈભોગ શ્રીહત થયો દશકંધ ત્યારે;
ચાલ્યો રમારમણગામકને સહર્ષે,
સ્હેજે કરે મનમનોર્થ સુભક્તિ પર્શે. ૧૩

"જોઇશ જે ચરણઅંબુજ રક્ત પ્રીતે,"
"જે છે મૃદૂ સ્વજનને સુખદાત નિત્યે;"
"જે ચર્ણ પર્શિ ઉધરી ઋષિનારિ સારી,"
"જે દંડકારણનિ ભૌમિ પવિત્રકારી." ૧૪

"જે ચર્ણ જાનકિ સદા ઉરમાંય લાવી;"
"ધાયા કુરંગપુઠ બાણ રૂડુ ચઢાવી;"
"જે ચર્ણપંકજ શિવ ઊરતણા તળાવે;"
"તે ધન્ય ભાગ્ય નિરખીશ હું આજ ભાવે." ૧૫

## દોહરા.

"જેના ચરણકમળતણી, પરમ પાદુકા જેહ;"
"ભરત હૃદય પ્રીતી ધરી,સદા ભજે શુભ સ્નેહ." ૧
"તે પદ આજ નયન વડે, જઇને ત્યહાં જરૂર;"
"અવિલોકિશ આનંદભર, દુઃખ ટાળવા દૂર." ૨
એહ રિતે કરતા ઉરે, વિમળ સપ્રેમ વિચાર;
આવ્યા અતી ઉતાવળા વિભિષણ સાગરપાર. ૩
દિઠા આવતા દૂરથી, કપિઓએ તકાળ;
જાણ્યું કોઇ રિપુદૂત આ, આવ્યા અંતરિયાળ. ૪
ઉભા રાખિ તેને ત્યહાં,આવ્યા કપિવર પાસ;
સમાચાર જઇને સહુ, સુણાવિયા સહુલાસ. ૫
શિશ નમાવિ સુગ્રિવ કહે, સુણો રામ શુભવાત;
"આવ્યા મળવાકારણે, રાવણના લઘુભ્રાત." ૬
"સખા શું પૂછો તેહમાં!" કહે એમ કરૂણાળ;
સુગ્રિવ બોલ્યો તેસમે, "સુણો મનુજ મહિપાળ." ૭
"માયા અતિ મનુજાદિની, જુગતે જાણિ ન જાય;"
"કોણ કારણે આવિયા, કામરૂપ ધરિ કાય.!" ૮
"ભેદ સમજવા આપણો, જો શઠ આવ્યા હોય;"
"બાંધિ રાખિએ એવુ મન, ભાસે મુજને સોય." ૯

## પદ.

બિગરી કોન સુધારે, (એરાગ.)

"સુણ સુગ્રીવ સખા પ્રિય મારા, નીતિ ઠીક વિચારીરે;
પણ મમ "પણ" શરણાંગતકેરૂ, સદા દુઃખભયહારીરે.
સુણ સુગ્રીવ. ૧

સુણિને સરળ વચન પ્રભુકેરાં, હર્ષવંત હનુમંતરે ;
શરણાંગત વત્સળ સદાય પ્રભુ, ધન્ય ધન્ય શ્રીકાંતરે.
સુણ સુગ્રીવ. ૨
શરણે આવ્યાને તજનારો, નિજ હિત અનહિત માનીરે ;
તે નર પામર પાપરૂપ નિત, મુખ જોતાં અતિ હાનીરે.
સુણ સુગ્રીવ. ૩
કોટિ વિપ્રવધનું અઘ જેને, હોય અંગમાં લાગ્યુંરે;
મુજ શરણે આવ્યો તો તો પછિ,તેને કદી ન ત્યાગુંરે.
સુણ સુગ્રીવ. ૪
મુજ સન્મુખ જગજીવ થાય જવ, અંતર આદર આણીરે;
ત્યારથિ તેનાં કોટિ જન્મ અઘ, જાય નાશિ થયો જાણીરે.
સુણ સુગ્રીવ. ૫
પાપવંત નરતણો નિરંતર, સ્હેજે એજ સ્વભાવરે;
ભજન મારૂં તેને ઉરમાં કદિ, ભાવે નહિં કુભનાવરે.
સુણ સુગ્રીવ. ૬
જો કદિ હોએ દુષ્ટ હૃદયનો, રાવણભ્રાત વિશેષરે;
તો શું મુજ સન્મુખ તે આવે, શરણાંગતને વેષરે!
સુણ સુગ્રીવ. ૭
નિર્મળ હૃદયતણો જન હોએ, તેજ મને પામેછેરે;
કપટ છિદ્ર છળ મને ન ભાવે, જુગતે જશ જામેછેરે.
સુણ સુગ્રીવ. ૮
હશે મોકલ્યા જો દશશીશે, ભેદ આપણો લેવારે;
તોય ન ભય હાની કપીશ કશિ, કોઈ ન કાયર જેવારે.
સુણ સુગ્રીવ. ૯
જગમાંહે છે દૈત્ય જેટલા, અઘોરકૃત કરનારારે;
ક્ષણમાં લક્ષ્મણ વીર તેટલા, વિદ્યમાન હણનારારે.
સુણ સુગ્રીવ. ૧૦
જો સભીત આવ્યો મુજ શરણે, વીર ધીરને ત્યાગિરે;
તો રાખીશું પ્રાણ પ્રમાણે, એને ઉર અનુરાગીરે.
સુણ સુગ્રીવ. ૧૧
બેય પ્રકારે લઇ આવો તમ," હસિ કહ્યું કૃપાનિધાનરે ;
જય કૃપાળુ કહિ કપિવર ચાલ્યા, અંગદાદિ હનુમાનરે.
સુણ સુગ્રીવ. ૧૨

## રાગ ચોપાઇ ત્રિતાળની.

કરી સાદર વિભિષણ આગે, પાછળ ચાલ્યા વાનર અનુરાગે;
જ્યહાં રામ કૃપાતણા ધામ, ત્યહાં આવી કરે પરણામ ૧
દીઠા દૂરથી બંને ભ્રાતા, નયનાનંદદાનના દાતા ;
વળી રામ મહા છબિધામ, જોતાં પાતક દૂર તમામ. ૨
વિભીષણ તે સ્વનેત્ર વિલોકી, ઉભો નયન પલકને રોકી;
અતિ ઓપે અજાન ભુજાઓ, બળકેરી તો અકળ કળાઓ. ૩
ચંચળ લોચનરાતાં ચોળ, જાણ્યે કાયા તો કુમકુમ લોળ;
શોભે શ્યામલ ગાત્ર રૂપાળું, રૂપ રઘુપતિનું રઢિયાળું. ૪
ભકતના ભયમોચન રામ, કોટિ કામ સમા રૂપધામ;
સ્કંધ કેશરીસિંહના સરખી, ન ધરાય વિભીષણ નરખી.૫
ઉર શોભે વિશાળ વિશેષ, જગદીશ જોગીને વેષ;
મુખ છબિએ રૂડા સુરત્રાતા, કોટિ કામ હિડે લજવાતા. ૬
જગદીશતણું રૂપ જોઇ, મનમાં વિભીષણ રહ્યો મોહી;
પ્રફુલ ગાત્ર ને નેત્ર સનીર, મૃદુ વચન વદે ધરિ ધીર. ૭
"દૈત્યકુળમાં જન્મ મારો ખ્યાત, નાથ રાવણનો હૂં ભ્રાત;
પ્રીય પાપ સહેજ સદાય, અઘરૂપ આ તામસકાય. ૮
ગમે ઉલુકને જેમ અંધારૂં, સૂર્યકિર્ણ ન લાગે સારૂં;
સુણી સુયશ તમારા શ્રવણે, આવ્યો નાથ ચરણ રજ શરણે. ૯
ભવભીડભંજન રઘુનંદ, ત્રાહિ ત્રાહિ સેવ્ય મુનિવૃંદ ;
શરણાંગતવત્સળસ્વામી,આવ્યોશરણેત્વંચર્ણનમામિ."૧૦
એવું કહિને કરે દંડવત, દેખિ રઘુપતિ ઉઠયા તરત ;
હર્ષ અંતરમાંય અતીશે,ભાવિકભકત વિભીષણ દીસે.૧૧
સુણી દીનવચન જનકેરાં, ભાવ્યાં રાઘવને તે ઘણેરાં ;
ઉઠાડીને હૃદયમાં લીધો, જન્મ તેનો કૃતારથ કીધો. ૧૨
મળ્યા સાનુજ અમરાધીપ, સ્નેહે બેસાડયો ત્યાં સમીપ;
વદે વચન પછી કૌશલેશ, તમે સાંભળો હે લંકેશ! ૧૩
"પરિવાર સહીત તમારી, કહો કુશળતા છે કે સારી ?
વાસ કુગ્રામમાં કરી વીર, ભલા દિન નિર્ગમોછો ધીર ! ૧૪
ખળમંડળિ સહુ દિનરાત, નિભે ધર્મ ત્યહાં કોણભાત ?
સખા સર્વ તમારી સુરીત,હું તે જાણુંછું મનમાં સપ્રીત.૧૫
ન્યાયમવિણ સુશાંત સ્વભાવ, નથિ અનીતિપર તમ ભાવ;
ભલો વાસ નરક સુખદાતા,દુષ્ટસંગ ન દઇશ વિધાતા."૧૬

## રાગ ગરબી.

રાતડલી કોની સંગે જાગ્યા. ( એઢાલ )
વદેછે વિભીષણ કોમળ વાણી ;
અનુકુળ અંતરજામિને જાણી, વદેછે વિભિષણ. ટેક—

પ્રભુપદપંકજ લોચન નિરખી, કુશળ હવે હૈડે રહ્યો છૂં હરખી;
દયા કરી જો તમે નિજજન પરખી, વદેછે વિભિષણ. ૧
કુશળ ત્યાં લગિ જીવને ન જરાયે, જ્યહાં લગી રામ ભજન નવ થાએ;
ખળતરા જીવની બિજેથી ન જાએ, વદેછે વિભીષણ. ૨

લોભ મદ મોહ વસેછે શરીરે,વળી મદ મત્સર માન સધીરે;
કૃપા કરી નથિ જ્યાં લગી રઘુવીરે, વદેછે વિભીષણ. ૩
ધરી ધનુબાણ ભરી બહુ ભાથે, કર્યો ઉરવાસ આવી રઘુનાથે;
પળાતા ખળ તે નિરખતાની સાથે, વદેછે વિભીષણ. ૪
વળી મમતારૂપી રાતઅંધારી,ઘુવડ રાગદ્વેષનેબહુસુખકારી;
વસે છે હૃદયમાં દુઃખ દેનારી, વદેછે વિભીષણ. ૫
જ્યહાંલગીરામપ્રતાપરવીનો, પ્રકાશપડયોનથી પૂર્ણછબીનો;
ત્યહાં લગી મહિમા મમતરાત્રીનો, વદેછે વિભીષણ. ૬
કુશળ હવે નાથ મટયા ભય મારા, નિરખીને ચરણકમળ આ તમારા;
સેવકસુખપ્રદ દુખદળ દળનારા, વદેછે વિભીષણ. ૭
તમેજેનીપરઅનુકુળછોઆપે,ત્રિવિધ ભવ શૂળ શું તેને વ્યાપે?
યશસ્વિ તે જગ આપના પરતાપે, વદેછે વિભીષણ. ૮
અધમ અમે અમથી રહે સહુ બીધા, નથી કદી શુભ આચરણ મેં કીધાં;
તામસ દેહે દુખ બહુ જનને દીધાં, વદેછે વિભીષણ. ૯
રૂપ જેનું મુનિમન ધ્યાનેય નાવે, જેહસહુસંસૃતીદુઃખસમાવે;
ભેટયા મને ભગવત તે બહુ ભાવે, વદેછે વિભીષણ. ૧૦
અહો મારાં ભાગ્ય અથાગછે જગમાં! પામ્યો સુખપૂંજ પ્રભૂકૃપા વગમાં;
ગણ્યો મને નાથે સ્વજન વરગમાં, વદેછે વિભીષણ. ૧૧
દિઠા આજ ચરણકમળ ભરિ નેત્રો,સેવ્ય શિવ વિધિ હરિને મોહક્ષેત્રો;
સદાય ગાણાયછે અતિ જે પવિત્રો. વદેછે વિભીષણ. ૧૨

## રાગ રામગ્રી.

પહોરે પોપટ રાજા રામના. એ ઢાળ.

"સાંભળ પ્રાણસખા હવે, રઘુવીર વદેછે;
વચનામૃતઘન વૃષ્ટિએ. ભય ભારે હરેછે.
સાંભળ પ્રાણસખા. ૧
"કહું છું સ્વભાવ હું માહરો, સુણ જે મન લાવી;
જાણેછે શિવ ગૌરી સદા. કાં ભૂશુંડી ભાવી.
સાંભળ પ્રાણસખા. ૨
ભુતદ્રોહી જન હો ભલે, અતિશે અઘરાશી ;
તેય શરણ આવે માહરે, ભયભીત ઉદાસી.
સાંભળ પ્રાણસખા. ૩
મોહ કપટ છળ છેકને, તતકાળ તજાવી;
સંત સમો કરૂં તેહને. ભાવ ભીતર લાવી.
સાંભળ પ્રાણસખા. ૪
માત પિતા સુત બંધુઓ, સહોદર પ્રિય નારી;
તન ધન ભવન સખા ઘણા, ભલે હો હિતકારી.
સાંભળ પ્રાણસખા. ૫
સર્વની મમતાત્રાગને, કરી એકઠા કોડે;
દોરી બાંધે મન જો કદી, મમચરણે સહોડે.
સાંભળ પ્રાણસખા. ૬
કેવળ રામ દર્શી સદા, અન્ય ઇચ્છા ન એને;
હર્ષ શોક ભય ઊરમાં, કદિએ નહીં તેને.
સાંભળ પ્રાણસખા. ૭
એવા સજ્જન મમ ઊરમાં, કેવી રિતે વસેછે;
લોભી હૃદય ધન જે રિતે, પ્રિયતાથી રહેછે.
સાંભળ પ્રાણસખા. ૮
તમ સરખા સંત તો મને, પ્રિયપ્રાણ સદાએ;
અન્ય સારૂં નર દેહ આ, નથી લિધો મેં પ્રાયે.
સાંભળ પ્રાણસખા. ૯
સગુણ ઉપાસક સૃષ્ટિમાં, છે પરમ હિતકારી;
નીતિનિરત દ્રઢ નેમમાં, વિમળ જોતાં વિચારી.
સાંભળ પ્રાણસખા. ૧૦
એવા જનો મને અંતરે, પ્રિયપ્રાણ સમાને;
જેમનો દ્વિજપદ પ્રેમછે, સમજી શુધ્ધ શાને.
સાંભળ પ્રાણસખા. ૧૧
સાંભળ્યાછે સહુ સ્નેહથી, ગુણ લંકેશ તારા;
તેથિ તું પ્રિય અતિશે મને, શીવને જળધારા."
સાંભળ પ્રાણસખા. ૧૨

## દોહરા.

સુણી વચન રઘુનાથનાં, સર્વ કપીદળ સાથ;
કહે "જયતિ જય જય પ્રભૂ, કૃપાધામ રઘુનાથ." ૧
સુણતાં વિભીષણ સ્નેહથી, વિમળ રામની વાણ;
શ્રવણામૃત જાણી અને, ધરાય નહિ નિજ પ્રાણ. ૨
ચરણકમળ ગ્રહિ તેસમે. વિભીષણ વારંવાર;
હૃદય સમાય ન કોદિધા, અવિચળ પ્રેમ અપાર. ૩
"સુણજો સચરાચરતણા, સ્વામિ તમે સુખકાર ;
પ્રણતપાળ રઘુલાલજી, અંતરજામિ અપાર. ૪
હજી લગિ ઉરમાં રહિ હતી, કશિક વાસના રામ;
પ્રભુપદ પ્રીતિ નદી પૂરમાં, તે વહિ ગઇ તમામ. ૫
હવે કૃપાળૂ આપની, ભક્તિ પાવની જેહ;
દયા કરી તે દો મને. શિવમન ભાવનિ તેહ." ૬
"એવમસ્તુ" કહિ એ સમે. રઘુવર અતિ રણધીર;
માગ્યૂં મહા હરખથકી, તરત તોયનિધિ નીર. ૭

યદપિ પ્રાણસખા તને, ઇચ્છા નથિ કરિ આજ;
પણ મમદર્શન જગતમાં, સફળ થવાને કાજ." ૮
એવું કહિ એ અવસરે, આણી ઉર આનંદ;
રાજ્યતિલક રામે કર્યું, જય કૃપાળ સુખકંદ. ૯
પુષ્પવૃષ્ટ થઇ તે સમે, આકાશથી અપાર ;
સર્વ સુર જય જય કરે, "ધન્ય રામ ઊદાર." ૧૦
રાવણક્રોધાનળ ઘણો, શ્વાસ સમીર પ્રચંડ ;
રાખ્યો બળતો રંકને, લંકા દિધી અખંડ. ૧૧
જે સંપતિ લંકેશને, આપી શિવે સહામ;
વિભીષણને તે સપતી, શરમાઈ દિધ રામ. ૧૨

## ચંદ્રક્રીડા છંદ.

તજી રામ એવા ભજે જે બિજા દેવને દેવિઓને,
વિના પૂચ્છના તે પશુ જાણવા ઊરમાં સર્વકોને;
કરી રાખિયો પાસ પોતાતણો જન જાણી પ્રમાણી,
કપીકુળને ઊર ભાવ્યો સ્વભાવ પ્રભુનો વખાણી. ૧
પછી સર્વના ઊરવાસી સહુરૂપ સર્વજ્ઞ સ્વામી,
ઉદાસી વિના સર્વના હીતકારી મહાહર્ષ પામી;
વધા વાણ નીતી તથા પ્રીતિના પાળનાર અધારી,
સદા સાત્રાતા દિતીસૂતના વંશવિધ્વંસકારી. ૨
"સખા રાણ સુગ્રીવ લંકેશ હે વાત સર્વે અમારી !
ઉંડો અંબુધી ઊતરી શું કહો કોપે રિતે વિચારી !
સદા એ ભર્યો બહુ માંછલાં વ્યાલ મચ્છાદિથિ ભારે,
મહા દુસ્તરો સર્વ ભાંતી ઉંડો છે અતીશે સખારે." ૩
કહે તે સમે વીર લંકેશ "હે રામ સૌ આપ જાણો!
સદા કોટિ સિંધુ તણાં શોષનારાં તમારાં સુબાણો ,
તમે નાયક્રો નાયનિધિ નીતીના પુછી વાત પ્રીતે,
કરો નાથ સિંધુ સમીપે જઈ વીનતી તો સહુ રીતે. ૪
પચેગો તમારા પ્રભુ કૂળગુરૂ સહુ જકત જાણે,
કહેશે વિચારી શુભોપાય એ આપને આજ ટાણે;
જશે ઊતરી રીંછ સૌ વાનરો સિંધુ વીના પ્રયાસે.
કરો નાથ એનો તમે વીનતી તો સહુ સારૂં થાશે." ૫
"સખા તેં કહ્યો ઠીક ઊપાય એવો હૃદામાં વિચારી,
કરૂં તે હું જો દૈવની સાહ્યતા થાય તો વાત સારી;"
ન ભાવ્યો ઉરે મંત્ર સૌમિત્રને જાચનાનો જરાએ,
સુણી રામનાં વેણ પામ્યો ઊરે દુઃખ "એવું કરાએ!" ૬
"અહો નાથ શો દૈવકેરો ભરોસો કરે શું બિચારો !
કરી રોષ સિંધુ બધો શોષવાનો સુઉદ્યોગ ધારો ;
દિસે કાયરા જનના મનનો એક આધાર એતો,
અહો દૈવ હે દૈવ! એવું સદા આળસુ મુખ કે'તો." ૭
સુણી વીરવાણી હસીને રઘુવીર બોલ્યા વિચારી,
"કરીશું જ એવું જ હે વીર તું ધૈર્ય તો રાખ્ય ધારી;"
કહી એવું સૌમિત્રને સમજાવી ઉરે ભાવ આણી,
ગયા સિંધુ પાસે રઘુનાથજી શ્રેષ્ઠ સારંગપાણી. ૮

## દોહરા.

પ્રથમ પ્રણામ કર્યો પ્રીતે, હાથ જોડિ રઘુવીર;
દર્ભસાથરો બિછાવિને, બેઠા જળનિધિ તીર. ૧
જ્યારે વિભીષણ આવિયો, પ્રીતે પ્રભુ સમીપ;
પાછળથી દૂત પાઠવ્યા, રાવણ દનુજાધીપ. ૨
દિઠાં તેમણે દિવ્ય સૌ, રામચરિત્ર પવિત્ર,
કપટ કપિની કાયા ધરી, "હે મુનિજન સન્મિત્ર." ૩
વદને ગુણ વખાણતા, ઉરમાં ધરી ઉમંગ;
"શરણાગતપર નેહ અતિ, રવિકુળકમળપતંગ." ૪
પ્રગટ વખાણે પ્રેમથી, રૂડો રામ સ્વભાવ;
અતિ સપ્રેમવશ વિસરિયા, બહુધા કપટ બનાવ. ૫
કપિઓએ તવ જાણિયા, વૈરીદૂત વિશેષ;
બાંધિ તેમને આણિયા, કપિપતિપાસ કુવેષ. ૬
"સુણો સર્વ કપિવર તમે," કહે એમ કપિરાય;
"અંગ ભંગ કરિ મોકલો." દૈત્ય દૂત કંપાય. ૭
સુણી વચન સુગ્રીવનાં, ધાયા કપિ કરિ ક્રોધ;
બાંધિ ફેર્યા કપિદળવિષે, ફેરવિયા સવિરોધ. ૮
માર મારવા લાગિયા, બહુવિધ કપિ સહુકોય ;
દીન વચન પોકારતા, ત્યાગે નહિ તે તોય. ૯
"સુર્પનખા સમ અમતણાં, જે હરશે શ્રુતિ ઘ્રાણ;"
"તો શપથવિધ તેમને, અવધપતીની આણ." ૧૦
સૌમિત્રે તે સાંભળી, બોલાવ્યા નિજપાસ;
દયા આવિ દિલમાં હસી, તજાવિયો કપિ ત્રાસ. ૧૧
"લ્યો આ પ્રેમે પત્રિકા, દેજો રાવણહાથ;"
"કહિએ લક્ષ્મણનાં વચન, વાંચી જો તું અનાથ." ૧૨
"કહેજો મમ સંદેશડો, મૂઢ સુખાગર પાસ;
"જાનકિ દેઇ મળ હવે, કુળનો કાં કરનાશ? ૧૩
"નહિતો આવ્યો કાળ અવ, મૂઢ જાણજે મન;"
"રોળિ રોળિ રણક્ષેત્રમાં, નેટ કરીશ નિધન." ૧૪
લક્ષ્મણચરણકમળવિષે, તરત નમાવી શીર ;
ગુણગણ વરણવતા દૂતો, ચાલ્યા પ્રફુલ્લ શરીર. ૧૫

કથતા રામસુયશ મુખે, આવ્યા લંકા ગામ;
રાવણ ચરણે તેમણે, શિશ નમાવ્યું અભિરામ. ૧૬
પુછે દશાનન હસિ કરી, વિમળ ત્યહાંની વાત;
"કહે કુશળતા તાહરી, હે શુક તું ભલિભાત.' ૧૭
પછી કહે વિભીષણતણી, કેવિ કુશળતા કાય?
જેનું મૃત્યુ આવ્યું સમિપ,નર વાનરનિ સહાય. ૧૮
સુખે રાજ્ય કરતો હતો, તે લંકા કરિ ત્યાગ;
સુજિ આવ્યૂં શઠ કીટને, ઉઘડયાં યદા અભાગ્ય. ૧૯
વળી કહે શુક વરણિને, રીંછ કપી દળ રીઝ;
કઠણ કાળનાં મોકલ્યાં, આવે ચાલિ અહીંજ. ૨૦
સત્ય તેમના જિવનનો, રૂડો થયો રખવાળ;
કોમળ ચિતનો બાપડો, આ વારિધી વિશાળ. ૨૧
કહે તપસ્વી બેતણી, વળી માંડિને વાત ;
અધિક જેમના હૃદયમાં, ડર મારો દિન રાત. ૨૨
ભેટ થઇ તે સાથ કે? સત્ય વાત સહુ માન;
કે ફરિ ગયા નિરાશ થઇ, સુયશ શ્રવણિ મમ કાન ? ૨૩
કહે તો કયમ નથિ રિપુતણૂં, સૈન્ય તેજ બળ જેહ;
બહુ ચકીત ચિત તાહરૂં, શો છે ઉર સંદેહ!" ૨૪

## કાવ્ય અથવા રોલાવૃત.

"સુણો નાથ કરિ કૃપા, પુછોછો જેવી પ્રીતે;
તજીને ક્રોધ તમામ, માનજો તેવિજ રીતે. ૧
અનુજ આપનો મળ્યો, જઇ જગદિશને જ્યારે;
જાતાં વેંત જરૂર, તિલક સાર્યૂં અતિ પ્યારે. ૨
રાવણકેરા દૂત, જાણિ અમને સુણિ કાને;
બાંધિ રૂંધિ દુખ દીધ, કીશ સહુ મળિ તેટાણે. ૩
નાક કાન નિરધાર, કાપવા કપિવર લાગ્યા;
રામ આણ જવ દિધી, તરત અમને તવ ત્યાગ્યા. ૪
રિંછ મરકટ કટકાઇ, નાથ શૂં પૂછો પ્રેમે!
વદન કોટિ શત હોય, તોય વરણાય ન કેમે. ૫
વિવિધ વરણ કપિવીર, ભાલુ ભાસતા ભયંકર;
વિકટ વકત્ર અતિ પ્રૌઢ, સુભટ સહુ રણભુમિ અંદર. ૬
જેણે પુર બાળિને, મારિયો અક્ષકુંવરને ;
સહુ કપિમાં તે તણૂં, થોડું બળ ભાસ્યૂં મુજને. ૭
એવા તો છે અમિત, સુભટ સહુ રણઝૂઝારી;
કાળનેય વિકરાળ, રૂપ થઈ નાખે મારી. ૮
તેજ તથા બળધામ, વિપુલ કપિ વરણ વરણનાં;
સુણો નામ તેમનાં, કોણ કરિ શકશે ગણના ! ૯
દ્વિવિદ મયંદ મહાન, નીલ નલ અંગદ આદી;
ગવ ગવાક્ષ કેશરી, વળી સુગ્રિવ સતવાદી. ૧૦
જામ્બુવાન બળવાન, રીંછ રક્ષણ કરનારો;
જેના બળદધિતણો, જડે નહિં કદી કિનારો. ૧૧
એ કપિઓ બળમાંય, સર્વ સુગ્રિવ સમ કા'વે;
એવા કપી અનેક, બિજા કો ગણી બતાવે. ૧૨
રામકૃપાએ કરી, તેમને બળ અતિશેછે;
તૃણ સમાન ત્રયલોક, નીજ મનમાંય ગણેછે. ૧૩
સુણ્યૂં એવું મેં શ્રોત, સુણો દશમૌલી સ્નેહે;
કપિદળ પદ્મ અઢાર, કાળ સમ વિશાળ દેહે. ૧૪
બોંતેર કોટી રીંછ, સૈન્યમાં ગિરિસમ શોભે;
કરે કદી હરિનાદ, સપ્તસાગર મન ક્ષોભે. ૧૫
નથિ એવો કપિ કોઈ, ખોળિ જોતાં દળ સર્વે;
જે ન જીતે રણમાંય, તમોને અતિ બળ ગર્વે. ૧૬
પરમ ક્રોધમય બની, રહ્યાછે દાંત કચરડી;
રાવણને રોળવા, રણાંગણમાંય મચરડી. ૧૭
ક્રોધ કરી સહુ તેહ, હાથ કરડીને રે'તા ;
પણ ન રામ રઘુનાથ, ઉચિત આજ્ઞા કરિ દેતા. ૧૮
સાગરને શોષશે, સહિત જીવજંત સરોષે;
નહિંતો પુરિ નાખશે, પ્રૌઢગિરિ ભરિ સંતોષે. ૧૯
"રોળિ રોળિ રણમાંય, ધુળ ભેગો કરૂં દશશિશ;"
એક એકને એમ, કહે સહુ કપિવર અતિ રિશ. ૨૦
ગર્જે કુદે ઘણાક, નિશંક સહજ રણવંકા;
જાણયે ગળવા ચા'ય, એકિ ફાળે ગઢલંકા. ૨૧
શુરા સ્હેજ કપિ રીંછ, વળી શિરપર રઘુવરછે;
કાળનેય તેમનો, રણાંગણમાં તો ડરછે. ૨૨
જીતી શકે કરિ જોર, કાળને એક ચપેટે ;
તો પછિ તમ સરખાનિ, વાતને રાખો છેટે. ૨૩
રામ બુદ્ધિ બળ તેજ, સુગુણનિધિ ગંભિરતાઈ;
શત શહસ્રમુખ શેષ, શકે નહિં કદિએ ગાઈ. ૨૪
શતસાગર સામટા, શોષિ લે એકી બાણે ;
પૂછ્યૂં તમ ભ્રાતને, ન્યાયનીપુણ રઘુભાણે. ૨૫
સુણિ તેનાં શુભવેણ, સમિપ જઈ સાગર પાસે;
રમાકંથ તે પંથ, માગતા મન અતિ આશે." ૨૬
સુણી વચન શૂકનાં, હસ્યો દશશીશ અતીશે;
"જુઓ એવિ મતિ આજ, સ્હાય કરિ કેવી કીશે. ૨૭
સ્હેજ બીકાણાતણા, વચન વિશ્વાસે વળગી ;
બેઠા સાગરપાસ, આપદા ટળવા અળગી. ૨૮

મહામૂઢ અતિ મુધા, કરૂં શું કોટિ વડાઈ?
રિપુના બળ બુદ્ધિનો, પાર હું પામ્યો ભાઈ. ૨૯
સચિવ સભીત અતીત, વિભીષણ જેવો ભાસે;
વિજય વિભુતિ કયાં લગી? તેનિ ટકશે મમત્રાસે ૩૦
હોય જોગિ પરધાન, તુંબડાં તે રોપાવે;
વળાવિને લંગોટિ, જોગિ થાવાનું બતાવે." ૩૧
સુણિ ખળનાં એ વેણ, દૂતને વધિ રિશ વ્હેલી;
સમય વિચારી શ્રેષ્ઠ, પત્રિકા કાઢી પેલી. ૩૨
"દિધિછે આ પત્રિકા, રઘુવરના લઘુવીરે;
શિતળ કરો પ્રભુ છાતિ, વાંચિને મનમાં ધીરે." ૩૩
ડાબે કર તે લીધ, હસીને રાવણ હોડે;
બોલાવી મંત્રિને, કુટિલ વંચાવે કોડે. ૩૪
"હે અધર્મ અવતાર. હૃદય વાતોએ રિઝવી;"
"નિજ કુળનું નખ્ખોદ, ન ઘાલિશ અમને ખિઝવી." ૩૫
"ઉગરિશ નહીં અભાગિ, રામશૂ વેર કરીને;"
"જઈશ ઇશ અજ શરણ, તોય તુજ મરણ ફરીને." ૩૬
"માન તજી થા મૂઢ, રામપદપંકજ મધુકર;"
"તુજ અનુજ સમ આજ, પ્રથમ રિઝવી શિવશંકર." ૩૭
"થઈશ ન કુળ સહીત. પતંગ રૂપે હે પાપી;"
"રામબાણરૂપિ અગ્નિ, ધીખ ધિખતો અદ્યાપી" ૩૮
"રામ બાણછે વળી, કાળરૂપો મણિધરશાં;"
"પ્રાણપવન તુજતણો. તેહનાં અતિશે તરશ્યાં." ૩૯
"છુટયાં નથી ત્યાં સુધી, શરણ થા અશરણશરણે;"
"નહિંતો મુજ હાથથી, છૂટકો તારો મરણે." ૪૦
વચન લક્ષ્મણતણાં, સુણતાં ભય મન લાગ્યો;
શિતળ ગાત્ર પરિસ્વેદ, વેણ ભાલો ઉર વાગ્યો. ૪૧
મુખે હસીને મૂઢ, કહે સર્વને સુણાવી;
ભુજ ઉડાવિ ભલિભાત, રોષ અંતરમાં લાવી. ૪૨
"લઘુતપસ્વિનો જુઓ. વાણિ વીલાસ તમેતો;
પડયો પડયો પથ્વિમાં, આભ ઝિંડળમાં લેતો." ૪૩
કહે શૂક તેસમે. "સત્ય સહુ વાણી સ્વામી;
સમજો જો મનમાંય. પ્રકૃતી ગર્વિત વામી. ૪૪
સુણો વચન માહરાં, ક્રોધ મદ મમતા ત્યાગી;
રઘુનાથ સંગાથ. વેર તજીને રો' અનુરાગી. ૪૫
સ્વભાવ રઘુપતિતણો, સકોમળ અધિક નિરંતર;
યદ્યપિ એ અવિનાશ. અજિત રણધિર અખિલેશ્વર. ૪૬
કરશે કૃપા અપાર, તમોપર મળતાં સત્વર;
ધરશે નહિં એકેય. ઊર અપરાધ રઘુવર. ૪૭
સોંપો સીતામાત. નાથ રઘુનાથતણે કર;
કહ્યું એટલું આજ. કરો મારૂં અતિ બળધર" ૪૮

જ્યારે કહ્યું તેમણે, જાનકીને દેવાને;
કીધો પાટુ પ્રહાર, રાવણે મહાભિમાને. ૪૯
ચાલ્યા ત્યાં પછિ તેહ, ચરણપર શીશ નમાવી;
કૃપાસિંધુ રઘુનાથ, હતા જ્યાં સરળ સ્વભાવી. ૫૦
કરિ પ્રણામ રામને, સર્વ નિજ કથા સુણાવી;
નિજગતિ પામ્યા તેહ, કૃપા રામનિ વરષાવી. ૫૧
મુનિ અગસ્તને શાપ, થયા રાક્ષસ અહિં આવી;
હતા પ્રથમ મુનિજ્ઞાનિ, થયેલ ભવાની ભાવી. ૫૨
વંદી વારંવાર, રામપદકમળ સપ્રીતે;
નિજ આશ્રમ પછિ ગયા, ભાવ ભકતીવર સહિતે. ૫૩
વિનય ન માને કશો, જળધિ અહિંયાં જડ ઝાઝો;
વિતી ગયા ત્રણદિવસ, તોયનિધિ તોય ન લાજ્યો. ૫૪
બોલ્યા રામ સકોપ, પછીતો ભ્રૂકુટિ ચઢાવી;
"ભયવિના ન પ્રીતિ થાય, શોષું સાગર રિશ લાવી. ૫૫
લક્ષ્મણ વીરા લાવ, ચાપ શર ચંચલતાથી;
અગ્ન્યાસ્ત્ર આ વાર, તોયનિધિ શોષુ ત્વરાથી. ૫૬
શઠ સાથે શો વિનય? કુટિલ સાથે શી પ્રીતી?
સહજ કૃપણની પાસ, કથવિ શી સુંદર નીતિ? ૫૭
મમતારતની સમિપ, જ્ઞાન ગોષ્ટી શી કરવી?
અતી લોભિયા પાસ, વિરતિ કથવિ શિ આદરવી? ૫૮
ક્રોધી મ્હા કંગાળ, ત્યહાં શિખ શી સમતાની?
કામિપાસ કથવિ શી? કથા હરિની સુખદાની. ૫૯
ખારભોમિમાં બીજ, વૃથા જ્યમ જાએ વાવ્યૂં;
ત્યમ શઠ સાથે વિનય, અફળ એ મુજમન આવ્યૂં." ૬૦
એવૂં કહિ રઘુવરે, ચઢાવ્યૂં ચાપ પ્રતાપી;
એ મત લક્ષ્મણ હૃદય, ભાવિયો પ્રીતી વ્યાપી. ૬૧

## રાગ ચોપાઈ ત્રિતાળની.

સાંધ્યું અગ્ન્યાસ્ત્ર જાજુલ્યમાન, કરી ક્રોધ રામ ભગવાન;
જ્વાળા ઊઠી ઉદધિના ઉરમાં,જળચર અકળાયા પુરમાં.૧
જાણ્યાં બળતાં બહૂ જળચરને, સાગર સંતોષવા રઘુવરને;
ભરી કનકતણી રૂડી થાળ,માંય મણિગણ મુકયા તેજાળ.૨
વિપ્રરૂપ ધરી તજી માન, આવી ઉભો જ્યહાં ભગવાન;
ભયભીત અતી ઉર થઇને. ગ્રહ્યા પ્રભુપદ જળધિએ જઇને.૩
"મારો નાથ ક્ષમા કરો વાંક, ભુલ્યો હાવાં ઉગારો રાંક;
વાયુ ગગન અનળ જળધરણી, સ્હેજેએમનીછેજડકરણી.૪
તમ પ્રેરી માયાએ નાથ, ઉપજાવ્યા સરવ સંગાથ;
વિશ્વનાથ એતો વિશ્વકાજ. ગાય વેદ ઘણા મુનિરાજ. ૫
આપ આજ્ઞા જેવી જેને હોય. તેવી રીતે રહેછે સોય;
સુખ લેછે સદા મનમાંહે, નથી કલેષ કોઇનિ ક્યાંહે. ૬

નાથ શિક્ષા દીધીમને સારી, કરેલી મર્યાદા તમારી;
ઢોલ જનગુમાર જે ભાગી, વળી શુદ્ર પશુ મુઢનારી. ૭
અધિકારી એ તાડન કેરાં, ટિપે તેમ સુધરશે ઘણેરાં;
પ્રભુ આપ પ્રતાપને તેજે, ઝટ જાઉં સુકાઈ સ્હેજે. ૮
ભલે ઉતરે કટક કપીકેરૂં, એમાં બળ નહિ મારૂં ઘણેરૂં;
પ્રભુ આજ્ઞા અચળ શૃતિગાય, કરો નાથ જે તમને સોહાય." ૯
સુણી વિનયવચન સાગરનૂં, મન શાંન્ત થયુ રઘુવરનૂં;
કહે રામ કૃપાતણા ધામ, હસિ મંદ વચન અભિરામ. ૧૦
"જેરિતે ઉતરે કપિદળ, કરો તેહ ઉપાય પ્રબળ;"
"રઘુનાથ સુણો સુખદાઈ, નળ નીળ કપી બે ભાઈ. ૧૧
પામ્યા આશીષ બાળપણામાં, કપિઓ મુનિવૃંદ ઘણામાં;
એના સ્પર્શ થકી ગિરિ ભારે, રે'શે તરતા સિંધુમાં હારે. ૧૨
રઘુનાથ પ્રતાપ તમારે, કહો નાથ એ શોચ નિવારે;
નાથ હું પણ ઊર ધરીને, પ્રભુ પ્રતાપને અનુસરીને. ૧૩
બળ અનુસારે કરિ સ્હાય, સેવા કરિશ તમારી પ્રાય;
એહ રીત અંતરમાં લાવો, નાથ સાગર ઝટ બંધાવો. ૧૪
જેથી સુયશ તમારા અપાર, ગાશે ત્રણેલોક નિરધાર;
ચઢાવેલું બાણ રઘુભાણ, દુષ્ટકેરા લેવાને પ્રાણ. ૧૫
મૂકો ઉત્તરતટ સાગરની, પીડા ટાળવા મમ જળચરની;
ત્યહાં રે'છે મહા એક પાપી, મારાપરિવારનેપરિતાપી." ૧૬
સુણી સાગરદુખ રઘુવીર, મુક્યું બાણ મહા રણધીર;
હરીપીડા હેલામાં સર્વ, સાગર સ્નેહ વધ્યો જયમ પર્વ. ૧૭
જોઈ રાઘવ બળ અતુલીત, પૂર્ણ વાધિ પયોધિને પ્રીત;
થયો સુખિઓ સુખ અનુભવી, કહિસર્વકથાત્યાંવરણવી. ૧૮
સ્નેહે ચરણ નમાવી શીશ, આપી રઘુવરને આશીષ;
ગયો સાગર તે નિજધામ, પછી વિચારે પૂરણ કામ. ૧૯

## દોહરા.

સાગર સંમત સ્નેહથી, રઘુવર ઊર અધીક;
ભરદ્વાજ ભાવ્યો ઘણો, રચના સુણિ રમણીક. ૧
આ ચરિત્ર પાવન પરમ, કાપનાર કળિપાપ;
ગાયા મતિ અનુસારથી, શમન સર્વ સંતાપ. ૨
સંશય સમાવનાર આ, દમન વિષાદ વિશેષ;
સુખ સંપતિ દાતા સદા, રઘુવર ગુણગણ લેશ. ૩
આશ ભરોસો અન્યનો, તજીને સજન તમામ;
ગાશે સુણશે સર્વકો, રઘુવરના ગુણગ્રામ. ૪
મન ઇચ્છિત અતિ પામશે, જશ જામશે જરૂર;
મોક્ષધામ વિશ્રામશે, દુખ રે'શે સહુ દૂર. ૫
સકળ સુમંગળપ્રદ સદા, ગુણગાયન રઘુભાણ;
સુણશે તે તરિ ઉતરશે, ભવસાગર વણ વ્હાણ. ૬
સમસ્ત સુંદરકાંડ આ, પૂર્ણ રામ પરતાપ;
સીતારામ શિવલાલનાં, મનહરછે માબાપ. ૭
**ઉતરશપુરિ** અતિ પાવની, દુખનશાવની દૂર;
જન્મભોમિ કવિજનતણી, જગ વિખ્યાત જરૂર. ૮
વૃક્ષરાજનો જ્યાં વડો, ચારૂ કોટ ચોફેર;
પટતર દેવા પૃથ્વિમાં, શોધ્યૂં મળે ન શ્હેર. ૯
ઉપજાવી અવિનાશિએ, શોભા સ્વાભાવીક;
કથતાં કવિજનને વધે, અંતર પ્રીત અધીક. ૧૦
ગ્રામદેવતા ગુણનિધી, કામેશ્વર વરદાત;
અખંડ ભકતી આપજો, હેતે જોડૂં હાથ. ૧૧

**સુંદરકાંડ સમાપ્ત. ૫.**

॥ શ્રીગણેશાયનમઃ ॥

# યુદ્ધકાન્ડ પ્રારંભ.

## શાર્દૂલવિક્રીડિત છંદ.

શીતાંશૂ[1], શુભ શંખતુલ્ય તનની, કાંતી સુકોડામણી,
અંગે શાર્દુલચર્મ શોભિત અતી, વૃતી દયાળુ ઘણી;
કાળવ્યાળ કરાળ ભૂષણ ભલાં, ધારેલ જે ધૂર્જટીર,
ગંગા ચંદ્ર સદા પ્રિયોત્તમ ઉરે, ને કેશરીશી કટી. ૧
કાશીનાથ સમાવનાર અઘ સૌ, કલ્યાણ કલ્પતરૂ,
એવા શંકર પાર્વતીપતિ રૂડા, પ્રીતે પ્રણામો કરૂં;
જે છે દુર્લભ મોક્ષ અન્ય જનને. તે શંભુ દે સંતને.
દુષ્ટોને નિત દંડકારિ હર તે, દેજો સ્વભક્તી મને. ૨

## છપ્પો.

શિવને સેવ્ય સદાય. વિશ્વભયહરણ વિવેકે,
કાળમત્તગજ સિંહ, ગમ્ય ધ્યાનેજ સટેકે,
ગુણનિધિ અજિત અગુણ, નિર્વિકારી અખિલેશ્વર,
માયાતીત સુરેશ, દુષ્ટવધનિરત નિરંતર.
જે ઇષ્ટદેવ દ્વિજવૃંદના, ઘનસમ નિર્મળ જે ઘણા.
દય કમળનેત્ર નૃપશિરમણી, સેવું ચરણ રઘુવરતણા. ૧

## વસંતતિલકા છંદ.

છે જેમનાં લવ નિમેષ પ્રમાણ્ય બાણો,
ને વર્ષ કલ્પ યુગ તેય શરો પ્રમાણો;
કોદંડ કાળવિકરાળ સ્વતંત્ર દેવા,
હે મંન કેમ ન ભજે રઘુનાથ એવા! ૧

## દોહરા.

સિંધુ વચન શુભ સાંભળી, સ્નેહે શ્રીરઘુવીર;
સમિપ સચિવ બોલાવિને, કહે એમ રણધીર. ૧
"હવે વિલંબ કર્યાતણુ, કહો કપીશ શું કામ;?"
"સાગરપર સેતૂ રચો, ઉતરે કટક તમામ." ૨
"જામ્બુવાન કરજોડિને, કહે વચન તે કાળ;"
"સુણો ભાનુકુળકેતુ હરિ, પ્રણતપાળ રઘુલાલ." ૩
"નાથ નામ તમ નિર્મળુ, સેતુ સમાન સદાય;"
"નર તેપર ચઢિ નેહથી, વિશ્વધિ ઉતરિ જાય." ૪
"આ લઘુ જળધી ઉતરતાં, તો પછિ કેટલિ વાર;?"
એવું સાંભળિ વળિ કહે, પ્રેમે પવનકુમાર. ૫
"તમપ્રતાપરૂપી મહા, વડવાનળ રઘુવીર;"
"પ્રથમ શોષિ લીધું બધું, તેણે જળનિધિ નીર." ૬
"તમરિપુ તારૂણિયોતણો, અઢળક આંસુ પ્રવાહ;"
"ફરી ભરાઓ તેથિ આ, ખારો સિંધુ અથાહ." ૭
યુક્તિબંધ સુણિ ઉક્તિ શુભ, પવનાત્મજનિ પ્રમાણ;
હસ્યા હેરિ તન હરિતણું, રાઘવ રઘુકુળભાણ. ૮
જામ્બુવાને તે સમે, બોલાવ્યા બે ભ્રાત;
સુણાવિ સરવ કથા ત્યહાં, નળ નીળને સાક્ષાત. ૯
"સમરી મનમાં સ્નેહથી, રૂડો રામ પ્રતાપ;"
"રચો સેતુ શ્રમછે નહીં. ઊભા પ્રભુ શિર આપ." ૧૦
બોલાવી લીધા પછી, કપિવર સહુ રણધીર;
કહે સુણો સહુ એક મમ, વિનતી હે કપિવીર. ૧૧
"રામચરણરજઆશરો, અંતરમાં ધરિ ધીર;"
"કૌતક એક કરો તમે, હે ભાલૂ કપિવીર!" ૧૨
"સુભટ વિકટ મરકટ કટક, ધાઓ ધીર અધીક;"
"લાવો તરૂ પર્વત ઘણા, રચિએ પુલ રમણીક." ૧૩
સુણિ ચાલ્યા ભાલૂ કપી, કરતા હૂકાહૂક;
"જય પ્રભુપ્રતાપપુંજ જય, રવિરૂપ મોહ ઉલૂક." ૧૪
ઊંચાં વૃક્ષ ગિરિ ઉચકિ લે, લીલામાંય અધીક;
આણી દે નળ નીળને, રચે સેતુ રમણીક. ૧૫
ગિરિ વિશાળ કપિ આણિ દે, લ્યે નળ નીળ સ્વહાથ;
કંદુક જેમ ઉપાડિને, નિરખેછે રઘુનાથ. ૧૬
નિરખી સેતુતણિ સુભગ, રચના અતિ રમણીક;
હસિ બોલ્યા કરૂણાનિધિ, સુખપ્રદ વચન અધીક. ૧૭

[1] ચંદ્ર. [2] શંકર.

"પરમ રમ્ય ઉત્તમ અતી, ધરણી આ ધરથીજ;"
"મહિમા અધિક મનોહરો, વરણ્યો જાય નહીંજ." ૧૮
"કરીશ હૂં અહિં કોડથી, શિવસ્થાપના સપ્રીત;"
"પરમ કલ્પના મમ ઉરે, આથથિ છેજ સહીત." ૧૯
સુણિ સુગ્રીવે મોકલ્યા, દૂતો ઠામો ઠામ;
બોલાવી લૈ આવિયા, મ્હામુનિવર્ગ તમામ. ૨૦
લિંગ થાપિ પૂજા કરી, વિધિવત મળિ સહુ મુન્ય;
"શિવ સમાન સંસારમાં, વ્હાલું મને ન અન્ય." ૨૧
"કા'વે મારો ભક્ત પણ, શિવદ્રોહી જન જેહ;"
"તે મને ન સ્વપ્નેય કદિ, પામનાર દુઃસ્નેહ." ૨૨
"શંકરવિમુખિ અભાગિ જન, મારિ ભક્તિ મન ચા'ય;"
"તે મનુષ્ય અતિ મૂઢ વળિ, લઘુમતિનો લેખાય." ૨૩
"શંકરપ્રિય મમદ્રોહિ વળિ, મમદ્રોહી શિવદાસ;"
"તે નર કરશે કલ્પભર, ઘોર નરકમાં વાસ." ૨૪
"રામેશ્વરનાં જેહ જન, દરશન કરશે આમ;"
"શિવ કૃપાથિ તે તન તજી, સિધાવશે મમ ધામ." ૨૫
"ગંગાજળ નિર્મળ મહા, ચઢાવશે જન જેહ;"
"તે નર પ્રેમે પામશે, સાયુજ્યમુક્તિ સનેહ." ૨૬
"મમકૃત સેતુનું જેહ જન, દરશન કરશે દિવ્ય;"
"ભક્તિ મારિ ભલિભાતથી, દેશે તેને શીવ." ૨૭
રામવચન રચના રૂડી, સહુ ઉર ભાવી સ્હેજ;
નિજ નિજ આશ્રમ આવિયા, મુનિ નિધાન તપ તેજ. ૨૮
સાંભળ શુધ મન શૈલજા, રઘુપતિની એ રીત;
કરે નિરંતર કોડથી, પ્રણત ઉપર બહુ પ્રીત. ૨૯
બાંધ્યો પુલ રળિયામણો, નિપુણ નીળ નળ વીર;
ઉજ્વળ યશ જગમાં થયા, પ્રભુ કૃપાથિ મતિધીર. ૩૦
બુડે બુડાડે અન્યને, જે પથ્થર ધરથીજ;
પા'ણ થયા તે વ્હાણ સમ, રઘુપતિ કેરી રીઝ. ૩૧
મહિમા નહિં જળનિધિતણો, પથ્થર ગુણ નહિં કોય;
તેમ ન કપિકરણી કરી, સુણો ઉમા કહું સોય. ૩૨
કેવળ રામપ્રતાપથી, પ્રૌઢ મહા પાષાણ;
તર્યા તોયનિધિમાંય તે, હે શૈલજા સુજાણ! ૩૩
એવા રામ રમારમણ, તજિને તે મતિમંદ;
અન્ય પ્રભૂને જઈ ભજે, જે મચિ બેઠો ફંદ. ૩૪

## છપ્પા.

પુલ બાંધી અતિ પ્રૌઢ, સુદ્રઢ શુભપેર બનાવ્યો.
નિરખી કૃપાનિધાન, તણા મનમાં બહુ ભાવ્યો;
સૈન્યા ચાલી સર્વ, જાય વરણવિ ન લગારે,
કરે ગર્જના ઘોર, સુભટ મરકટ દળ ભારે;
ચઢિ સેતુ ઉપર રઘુવર પ્રીતે, જોતા ચકિત થઈ મને;
સાગર જળનું વ્હેવું સુભગ, અતી ઉતંગ તરંગને. ૧
કરૂણા કૃપાનિધાન, નાથ રઘુનાથ નિરખવા;
પ્રગટયાં જળચરવૃંદ, હેરિ હરિ વદન હરખવા;
મગર મચ્છ વળિ વ્યાળ, દેહ શત યોજન વાળા,
એક બિજાના ભક્ષિ, મારતા ઉંચા ઉછાળા;
વળિ એકનિ બિક ધરિ અંતરૂ, એકનાથિ છુટનાર જે;
હરિ નિરખિ ખસેડયા ના ખસે, કરવા દરશન કારજે. ૨
મન હર્ષિત અતિ સર્વ, થયા પ્રભુ નિરખી સુખિયા,
સુણો ઉમા જન તેહ, મંદમતિ હરીવિમુખિયા;
નીર ત્યાં ન નિરખાય, ઓટ આડે જળચરના,
થયા મગન મન સર્વ, અનુપરૂપે રઘુવરના;
ચાલ્યૂં મરકટતણું કટક અતિ, પ્રભુ આજ્ઞા રૂડિ પામિને;
કહિ કો શકનાર સહસ્ર મુખ, કપિદળ બહુતા એ દિને. ૩
ભારે થઈ પડિ ભીડ, સેતુપર દળ ન સમાયે,
ઉડિ ચાલ્યા આકાશ, કેટલા કપિ મ્હાકાયે;
જળચરઓટનિ ઉપર, કેટલા કપિઓ ચઢિને,
વિના પ્રયાસ વિશેષ, પાર જઈ પ્હોંચે કુદિને;
કૌતક વિલોકિ એવું રૂડુ, બંને ભાઈ મહા બળી;
હસિ ચાલ્યા અતિશે હરખથી, સર્વ શોચનાઓ ટળી. ૪
સૈન્ય સહિત રઘુવીર, ઊતર્યા જળનિધિ હેરી,
કહિ ન જાય કોથકી, ભીડ ભારે દળકેરી;
સિંધુપાર રઘુવરે, દલન ખળ ડેરા દીધા,
આજ્ઞા દિધિ એવાર, સર્વ કપિ કૃતાર્થ કીધા;
"ફળ મૂળ સરસ અતિ શોધિને, ખાઓ જઇ સહુ ખાંતથી;"
સાંભળતાં તે કપિ રીંછ સહુ, ધાયા ઝટ ભલિભાંતથી. ૫
ફળ્યાં સર્વ તરૂ સ્હેજ, રામહિત અતિ અનુરાગી,
ઋતૂ કુઋતુતણિ સર્વ, કાળગતિ કોડે ત્યાગી;
ખાય મધુરફળ સકળ, પછી તરૂ ઝટ ઝંઝેડે,
પછાડતા ધરણિપર, વાસ નિશિચરના ફેડે;
લંકા સનમુખ તરૂ સર્વને, ફેરવિ શિરપર ફેંકતા;
કેટલાક કપિ તરૂપર ચઢી, હુકાહૂક કરિ ઠેકતા. ૬
જ્યાં કઇ ફરતાં વન, દૈત્ય જોયામાં આવે,
ઘેરી લે મળિ સર્વ, પજવિ બહુ નાચ નચાવે;
કાપિ નાશિકા કાન, દાંતથી દાઝ ચઢાવે,
કહે રામયશ મુખે, જવાદે તે પછિ ભાવે;

શૃતિ નાક જેમનાં કાપિયાં, કપિઓએ મળિ દાંતથી,
કહિ વાત સર્વ જઇ તેમણે, રાવણને ખરિ ખાંતથી. ૭
સાંભળતાં નિજ શ્રવણ, જળધિ જોરે બંધાયો,
દશ વદન સંગાત, બોલિ ઊઠયો અકળાયો;
"બાંધ્યો જળનિધિ જળધિ, નીરનિધિ સિંધુ ઉદધિને,
"પયોધિ વારીશ નદીશ, તોયનિધિ પંકનિધિને;
નિજ વ્યાકુળતા મન સમજિયો, પણ પછિતો હસિને મુખે,
આવ્યો નિજ રાજ્યમહેલ ભણિ, ભય ભુલિ હૃદય થકી સુખે.૮

## દોહરા.

મંદોદરિએ સાંભળ્યું, પ્રભુ આવ્યા આ પાર;
બાંધી કૌતક માત્રમાં, નીરનિધિને નિરધાર. ૧
કર ગ્રહિ રાવણરાયને, નિજ ઘર આણિ સનેહ;
બોલી પરમ મનોહરી, વિમળ વાણિ સતિ તેહ. ૨
પગે લાગિ પદમણિ પ્રથમ, ખોળા પાથરિ સાર;
"સુણો પ્રાણપતિ પ્રિય વચન, કોપ તજી નિરધાર." ૩

## રાગ ઓડી.

"ઓધવજી શું કીધુંરે, એજી શામળાએ. (એરાગ;)"

એવી હઠ મૂકોરે, મારા પ્રાણપતી;
વિનવી તમને કહુંછું વાલમજી, અંતરગતમાં બળતિરે.
મારા પ્રાણપતી. ટેક
વેર કરિએ તેવાની સાથે, તો પતિ પૂરા પડિએરે;
જેને બુધિ બળેય જીતિએ, વેર વધારી વઢિએરે.
મારા પ્રાણપતી. ૧
પણ કયાં આપને કયાં રઘુપતી? કયાં મસ્તક ક્યાં ચર્ણરે?
તેજ હીણ તારો કહો કયાં? કયહાં સૂર્ય સકીર્ણરે.!
મારા પ્રાણપતી. ૨
મહાબળી મધુકૈટભ જેણે, રણમાં શોળી માર્યારે;
મહા વીરના વીર ઘણાએ, સુત દિતિના સંહાર્યારે.
મારા પ્રાણપતી. ૩
જેણે જોતામાં બળી બાંધ્યો, સહસ્રાર્જુન સંહાર્યોરે;
તેજ પ્રભુએ ભુમિ ભાર ઉતારવા, દિવ્ય નરદેહ ધાર્યોરે.
મારા પ્રાણપતી. ૪
નાથ વિરોધ ન કરિએ કોદી, સ્વપ્રેય તેવાની સાથેરે;
કાળ કર્મ ગુણ વિશ્વ સઘળુ, જે જગદીશને હાથેરે.
મારા પ્રાણપતી. ૫
શીશ નમાવી રઘુવર ચરણે, સીતાને જઈ સોંપોરે;
જાઓ પછી વનમાં પ્રભુ ભજવા, કંથ રખે તમે કોપોરે.
મારા પ્રાણપતી ૬
રાજપાટ સહુ પુત્રને સોંપો, સુખ સંસારનાં જુઠરિ;
તેમાં વળી વડા સાથે વિરોધતે, કર્મ બધાં કોપિ ઉઠયાંરે.
મારા પ્રાણપતી. ૭
નાથ નિરંતર દીનદયાળુ, કોશલેશ કૃપાળુરે;
વાઘેય સનમુખ ખાઈ શકે ના, તેને મોઢે તાળુરે.
મારા પ્રાણપતી. ૮
ખીજવ્યો તો સત્યાનાશ વાળે, કુળસહિત મારા કંથરે;
જીવશો જો જાઈ મળોતો, સાહો તમે સુધો પંથરે.
મારા પ્રાણપતી. ૯
કરી રહ્યા તમે કંથ કોડામણા, જગમાં જે કરવાનુંરે;
સુરાસુરેયને જીતી વજ્યાછો, ભવમાં હવે ભજવાનુંરે.
મારા પ્રાણપતી. ૧૦
વેદવિધે એવી નીતિ કહીછે, સાંભળો સલુણા સ્વામિરે;
"ચોથેપણ વન જાવું ભુપતિને, વિમળ વૈરાગ્ય પામીરે.
મારા પ્રાણપતી. ૧૧
કરણ ભરણ ને હરણ જગતના, ત્રૈલોકત્રાતા નિરાંતેરે;
ભજિએ નિરંતર જેહ સ્વતંતર, મોક્ષતણી ખરિ ખાંતેરે.
મારા પ્રાણપતી. ૧૨
તેજ રઘુપતિ ભકતહિતેચ્છુ, પ્રણતતણા અનુરાગીરે;
ઘેર બેઠાં જવ ગંગા પધારે તો, નાહિ ન લે તે અભાગીરે;
મારા પ્રાણપતી. ૧૩
મોહ મમતા મદ સહુ ત્યાગી, ભવત્રાતા ભજો ભાવેરે;
શું સમજાવું છો ચતુરશિરોમણી, એ ભવબંધ તજાવેરે.
મારા પ્રાણપતી. ૧૪
મહામુનીવર જેને માટે, અતિશય યત્ન કરેછેરે;
ભૂપ પણ તજી રાજ્ય વૈભવ, વિમળ વૈરાગ્ય ધરેછેરે.
મારા પ્રાણપતી. ૧૫
તેજ ગરિબનિવાજ આજે, કૌશલપતિ બળશાળીરે;
કંથ તમોપર કરવા કૃપા શુભ,ચાહિને આવ્યા ચાલીરે.
મારા પ્રાણપતી. ૧૬
જો પ્રિય મારિ શિખામણ સ્નેહે,શ્રવણે આપ સાંભળશોરે;
પાવનયશ ત્રૈલોક થશે શુભ, જાનકી લઇ જઇ મળશોરે.
મારા પ્રાણપતી. ૧૭
એવું કહિ ભરી નેત્રમાં આંસૂ, ધ્રુજતી ચરણે લાગિરે;
નાથ ભજો રઘુનાથનેતો મારૂં,શૌભાગ્ય જાય ન ભાગીરે."
મારા પ્રાણપતી. ૧૮

## દોહરા.

પ્રેમે લાગતિ પદમણિ, મંદોદરિ પતિપાય;
ઉઠાડિ નિજ પ્રભુતા કહે, અતિ ખળ રાવણ રાય. ૧

## ચંદ્રક્રીડા છંદ.

"વૃથા બીક તું માનિ લેછે પ્રિયા આમ હે પ્રાણ મારી!
કહે કોણ યોધ્ધો હું જેવો બધે જકત જોતાં વિચારી !
મહાકાળ વાયૂ વરૂણાદિ કૂબેર દિગ્પાળ સર્વે,
જીતી મેં લિધા છે ભુજાના બળે હોડમાં યૂધ્ધપર્વે. ૧
સુરાસૂર ગંધર્વ ને માનવી સર્વ આધીન મારે,
કહે તું હવે કોણ હેતૂ તને ઊપજે બીક ભારે?"
કરી શાન્ત એવી રિતે તેહને સમજાવી અતીશે,
સભામાંય બેઠો જઈ તે પછી રાવણો રાય રીશે. ૨
અનુમાન્યું મંદોદરિએ ઉરે એવું વેગે વિચારી,
"ખરે કંથને ઊપજ્યો ગર્વ મૃત્યુવશે આજ ભારી;"
સભામાં જઈ મંત્રિઓને પુછે રાય લંકેશ છાનૂં,
"કહો કેવિરિતે કરીશું રિપુસાથ છે ઝુઝવાનું.?" ૩
કહે છે સુણી મંત્રિઓ સર્વ ગર્વે ભર્યા ઊર ભારે,
"સુણો રાક્ષસાધીપ પુછો શું તેનું તમે વારવારે?
કરીએ કહો શી બિકે એતણો આજ વીચાર વારૂ,?
કપી ભાલુ ને માનવી ભાવતું ભક્ષછે એ અમારૂં." ૪
સુણી વેણ એવાં મહા શૂલનાં કૂળનિર્મૂળકારી,
કહે હસ્તજોડી પ્રહસ્ત[1] ક્ષમા માગિ નીતી વિચારી;
"પિતાજી ન રાજી થશો હાજી હાજી સુણી મંત્રિવાણી,
મતી નીચ છે મંત્રિઓની મહા સત્ય મેં આજ જાણી. ૫
કરીએ નહી નીતિ વીરોધ હે તાત મારા કદાપી!
અમાત્યોતણા તો ઉંધા સંમતે થાયછે રાય પાપી;
સભાશોભતી રાજને ભાવતીવાત મંત્રી કહેછે,
ન આવે કદી પાર એવી રિતે તો વૃથા દોષ લેછે. ૬
ઉળંઘી મહાસિંધુ આવ્યો કપી એક થોડી અવસ્થે,
નથી વીસર્યા કૃત્ય તેનાં હજી ગાય સૌ મનમધ્યે;
ક્ષુધા લાગિ ન્હોતી શું ત્યારે તમો કોઇને કો'નિવારૂં!
ન ખાધો તમે કેમ ઝાલી તદા બાળતાં નગ્ર ચારૂ! ૭
નકી સુણતાં છે જ સારો પરીણામ મ્હા દુઃખકારી,
સુણાવ્યો પ્રભુને સહુ મંત્રિએ મત્ત એવો વિચારી;
લિલામાત્રમાં જેમણે સિંધુમધ્યે સુસેતુ રચાવી,
કપીસૈન્ય સુદ્ધાં સુવેળાચળે ઉતર્યા પાર આવી. ૮
અહો દૈવ તે માનવી! "ખાઇશું? સૌ અમે સ્વાદલાવી,"
કહો સૌ સુખે વેણ એવાં દ્વિ ગાલો ફુલાવી ફુલાવી ;
સુણો વેણ મારાં પિતાજી તમે આજ સર્વે સુભાને,
ન ઊરે તમે માનશો મૂજને કાયરો કોઈ વાતે. ૯

સદા પ્રીયવાણી કહેનાર ને સુણનારા ઉલાસે,
ઘણાછે નરો જકતમાં એહવા તો વળી આપ પાસે;
પરંતૂ મહા હીતનાં સુણતાં છેક છે વીખભારા,
(એવા)રૂડા માનવી છેક થોડા કહેનાર ને સુણનારા. ૧૦
પિતા મોકલો વિષ્ટિ પ્હેલાં રૂડી એવિ નીતી વિચારી,
પછી બાંધિએ પ્રીતિ સીતાજીને દઇને સુખકારી;
લઈ નારિ જો જાય પાછા ફરી સૈન્ય સુદ્ધાંત પ્રીતે,
વૃથા રાડ તો શીદ જોએ વધારી વિના કો નિમિત્તે! ૧૧
ન માને પછી તો રણસ્થંભ રોપી સકોપે ચઢોને,
લઈ લોહ સન્મૂખ યુદ્ધે મચ્યો કીર્તિ સારૂ લઢોને?
પ્રભૂ માહરો મત્ત આ માનશો જો તમે ચિતધારી,
થશે જકતજાહેર કીર્તિ રૂડી બે પ્રકારે તમારી." ૧૨
કહેછે રિશાઈ કરી રોષ લંકેશ તે પુત્રને ત્યાં,
"મતી આવિ કોણે તને શીખવી કે શિખ્યો શઠ હે ક્યાં;?
તને ઊર અત્યારથી આ'વિ શંકા વસી ભીરૂ ભારી,
થયો ક્યાંથિ વેણુતણા મુળ જેવો મહા કૂવિચારી?" ૧૩
સુણી તાતકેરી નઠારી મહા ઘોરવાણી પ્રહસ્તે,
"તમે કાઢજો સાર" એવું કહીને પડયો ત્યાંથિ રસ્તે;
ગયો ઘેર જૈને વિચારે "અરે કૂળ નિર્મૂળ જાશે,"
"પરસ્ત્રી મહા પાપની ખાણછે પ્રાણની હાણ થાશે." ૧૪
"નથી લાગતી હીતશિક્ષા તમોને પિતાજી નિદાને,
ન ભાવે કશી ઔષધી જેમ મૃત્યુથિ ઘેરાયલાને;"
થયો જાણિ સંધ્યાસમો તેસમે ત્યાંથિ લંકેશ ચાલ્યો,
વિશે ભૂજ વીલોકતો હર્ષતો ને મહાગર્વવાળો. ૧૫
હતું લંકના શીખરે એક આગાર સૌથી રૂપાળૂ,
કરેલો મહા શોભિતો ત્યાં અખાડો મુની હે દયાળૂ;
બિરાજ્યો જઇ તેહ મંદીરમાં રાક્ષસાધીપ રીઝી,
ઘણા કિન્નરો લાગિયા ગૂણગાવા સુણો હે મુનિજી! ૧૬
વિણા તાલ વાજે મૃદંગોતણા નાદથી રાય રાચે,
રૂડી અપ્સરાઓ તતા થેઇ થેઈ કરી નેહિ નાચે;
સદા ઇંદ્ર સો જેટલો રાવણો ભોગને ભોગવેછે,
ઘણી નારિઓ સાથ જુક્તે રૂડા જોગને જોગવેછે. ૧૭
મહાશક્તિશાળી રિપૂ શીશ ગાજે રઘૂવીર જેવા,
નહીં તોય ઉરે કશો ત્રાસ તેને મહાશઠ એવા;
સુણો શૈલજા સ્નેહથી સૂકથા એમ બોલ્યા પુરારી,
અહીંયાં સુવેળાચળે ઉતર્યા સૈન્ય સાથે ખરારી. ૧૮

### રાગ મારૂ.

સૈન્ય સહિત અયોધ્યાધીપ, આવિ ઉતર્યા સુવેળ સમીપ;
ભાલુ મરકટની ભીડભારે, વરણવતાં શારદ પણ હારે. ૧

---

૧. રાવણના પુત્રનું નામ.

એક શૈલશિખર રમણીક, શોભે મનહર શ્વેત અધીક;
ત્યાં તરૂતણાં કુમળાં પત્ર, વળી પત્ર કમળનાં પવિત્ર, ૨
લક્ષ્મણે નિજ હાથ ગોઠવિયાં, પરિપૂર્ણ પ્રેમે પાથરિયાં;
મૃગચર્મ તેઊપર ચારૂ, મહાકોમળ મુનિમન પ્યારૂ. ૩
એવા સુભગ સુખાસને રામ, બેઠા પ્રેમે પૂરણકામ;
કપિરાય તણા ઉત્સંગે, શીશ રિઝી રાખેલું શ્રીરંગે. ૪
ડાબા જમણીછે ભાથો ધનુષ્ય, વેદ વંદિત રૂપ મનૂષ્ય;
બંને કરકમળે રઘુભાણ, બહુ વિધિ સુધારે બાણ. ૫
કહે વિભીષણ સંમત સારો, કુળકેરૂં રક્ષણ કરનારો;
મહાભાગિ અંગદ હનુમાન, એસમાન ન અવનિમાં આન.૬
પ્રભુના ચરણકમળ ચાંપેછે, મુનિદૂર્લભ લાભ લહેછે;
પ્રભુ પાછળ લક્ષ્મણ વીર, બેઠા વીરાસને રણધીર. ૭
ભાથો કટિએ ભીડી લીધેલ, કર ધનુષ્ય સદાય ધરેલ ;
પ્રભુ રખવાળિએ રાતદીન, બેઠા ચર્ણમાં મન લયલીન.૮
કૃપા સ્વરૂપ સગુણનિધાન, બેઠાછે એરિતે ભગવાન ;
ધન્ય તે નરને નીશદિન, એવા ધ્યાને રહે લયલીન. ૯
પૂર્વદીશા ભાણી પ્રભુ જોયૂં, દેખી ચંદ્રઉદય મન મ્હોયૂં ;
કહે સર્વને "જુઓ શશાંક, સદા સિંહસમાન અશંક. ૧૦
પૂર્વદીશારૂપી ગિરિકેરી, ઘણી રમ્ય ગુફા ચિત હેરી ;
તેજ પ્રબળ પ્રતાપની પુંજ, મહાકોડામણી જાણે કુંજ.૧૧
અંધકારરૂપી મત્ત હાથી, તેને નાખ્યો મારી ત્વરાથી ;
શશી કેશરિ મ્હાબળ ધરતો, વેગે ગગનવિપીન વિચરતો૧૨
મોતિ તારા ખિલ્યાછે આકાશે. કેવા દીપેછે પાસેપાસે!
નિશાનારીતણો શણગાર, કેવો શોભી રહ્યોછે અપાર."૧૩
કહે સર્વને શ્રીરઘુવીર, સુણો સુગ્રીવ આદિ સુધીર;
"દિસે ચંદ્રમામાં જે કાળાશ, તે શું હોશે કહો મુજપાસ?૧૪
નિજ નિજ મતિને અનુસારે, કહો સર્વ તમે આવારે;"
કહે સુગ્રીવ હે રઘુરાય! પડે ચંદ્રમાં પૃથ્વીની છાંય." ૧૫
"તે આ પ્રગટ જણાયછે જોતાં,,શશિ અંદર કાળપ સોતાં;"
માર્યો રાહુએ શશિ કહે કોય,પડિ ઉરમાં શ્યામતા સોય૧૬
કહે કોઈ સુણો "શું જાણીએ? રતિમુખ રચવા વિધિરાયે;
સાર ભાગ શશીતણો લીધો, રતિવદનવિધુ પુરો કીધો. ૧૭
છિદ્ર પ્રગટ શશીમાં જાણાય, તે પંથે નભછાંય દેખાય;"
કહે કોઇ વળી સુણો રામ, કહું ચંદ્રના છાદ્રની વાત. ૧૮
શશીકેરો ગરળ પ્રિયભ્રાત, રાખ્યો હૃદયમાં ભલિભાત;
સ્નેહે તેનો બતાવૂં સિધ્ધાંત, સુણો સર્વે તમે ભલિભાત.૧૯
વિષસંયુત કીર્ણ પસારી, બાળે વિર્હવંત નરનારી;
કહે તેહ સમે હનુમાન, "સુણો રામ સ્વયંભગવાન. ૨૦
"પ્રીય દાસ તમારો શશીછે, તમમુર્તિ તેને ઉર વસિછે;
"તેજ શ્યામતા સર્વને ભાસે. મન મારૂંય જોઈ ઉલાસે." ૨૧
પવનાત્મજની સુણી વાણી, હસ્યા રામ સુજ્ઞ ધનુપાણી;
પછી દક્ષિણ દિશા વિલોકી, કૃપાનાથ વદેછે પ્રશોકી. ૨૨

## કાવ્ય અથવા રોળાવૃત્ત.

"જુઓ વિભીષણ ઝાંખિ, દિવ્ય દક્ષિણ દિશાએ;
ઘટાટોપ ઘનઘોર, ચમકતી વિજળિ જણાએ. ૧
મધુર મધુર ગર્જતો. ગગન ઘન ઘોર અતીશે,
જાણયે વૃષ્ટી થાય, કઠણ પથરાની દીસે." ૨
કહે વિભીષણ સુણો, કૌશલાધીશ કૃપાળુ;
"વિજળી મેઘ ન હોય, તમે નેહથિજે ન્યાળ્યું." ૩
લંકા શિખરનિ ઉપર, એક ઘર શોભારાશી;
ત્યાં દશમૌલીતણો, અખાડોછે અવિનાશી. ૪
મેઘાડંબર છત્ર, શીરપર ધાર્યૂં શોભે;
તેહ શ્યામ ઘનઘટા, દેખતાં ઘન મન ક્ષોભે. ૫
મંદોદરિને કાન, શોભતાં કુંડળ જ્યોતી;
દમકે જ્યમ દામિની, નાથ તેતો ઘન સોતી. ૬
વાજે તાલ મૃદંગ, અધિક અનુપમ રવકારી;
તે રવ મધુર વિશેષ, ગરજતો ઘન અસુરારી." ૭
મંદ હસ્યા ભગવાન, સમજિ અભિમાન અતીશે;
ચઢાવિ ધનુષનિ પણ છ, બાણ સંધાણ્યૂં રીશે. ૮
મુકયૂં વામ ભરિ બાણ. ચાલ્યું સુસવાટા કરતૂં;
દિપ્યમાન સહુ દિશા, કરતું વેગથી વિચરતૂં. ૯
છત્ર મુકુટ તાટક, હણ્યાં સહુ એકી બાણે;
સહુ દેખત મહિ પડ્યાં, કોઇ તે મર્મ ન જાણે. ૧૦
એવું કૌતક કરી, બાણ રઘુભાણનું તિક્ષણ;
ભાથામાંય ભરાયું, આંવિને ત્યાંથિ તતક્ષણ. ૧૧
રાવણકેરી સભા, સર્વ મન શંકા પામી;
દેખિ મહારસ ભંગ, બીક અંતરમાં જામી. ૧૨
"ધરા ધ્રૂજિ નથિ કાંગ, પવન બહુ વહ્યો નથીરે;
"અસ્ત્રશસ્ત્ર આવાર, કોઇએ દિઠું નથિ નજરે." ૧૩
શોચ કરેછે સભા, સકળ નિજ હૃદય વિચારી;
"થયા ઘણા અપશુકન, ભારિ દીસે ભયકારી." ૧૪
જાણ્યૂ મન રાવણે, સભા ભય પામી ભારે;
યુક્તિ બનાવિ અયુકત, કહે હસિ વચનો ત્યારે. ૧૫
"સદાય શુભ જેહને, પડયે શિશ પૃથ્વિ ઉપર તો;
"મુગટ પડયે તેહને, અપશુકન તે શું કરતો." ૧૬

નિજનિજ ગૃહ જઇ સર્વ, સુખે જન શયન કરીને."
ગયા સર્વ શિરનામિ, કથા મુનિ ચિત્ત ધરીને. ૧૭

### દોહરા.

મંદોદરિ ઉરમાં અધિક, શોચ વસ્યો મુનિરાજ;
જ્યારથિ પૃથ્વિઉપર પડયાં, શ્રવણ ફૂલસહસાજ. ૧
સજળ નેત્ર કરિને સતી, કંથ પાસ કરજોડ;
કહે કરગરી કોટિધા, પુરા થવા મનકોડ. ૨

### રાગ રામગ્રી.

"પધારે પોપટ રાજા રામના." એરાગ.

"કાન ધરો કહ્યુ માહરૂં, સલુણા મારા સ્વામી;
વંદન કરિ કરૂં વીનતી, પતી પાય પ્રણામી.
કાન ધરો. ૧
ક્રોધ વિરોધ ત્યાગો તમે, નાથ રઘુનાથ સાથે;
નર જાણિ ઉર હઠ ના ધરો, દુઃખ વ્હોરો ન હાથે.
કાન ધરો. ૨
વિશ્વસ્વરૂપ રઘુનાથછે, આણો વિશ્વાસ એવો;
વેદ કરિછે વડી કલ્પના, તેના પદ પતિ સેવો.
કાન ધરો. ૩
અંગ અંગ પ્રતિ જેહના, સહુ લોક વિરાજે;
વેદ વચન એ વૃથા નહી, કહુંછું તમ કાજે.
કાનધરો. ૪
પાય પાતાળ પ્રમાણવાં, બ્રહ્મલોક છે શીશે,
અંગ અંગ અન્ય લોકનો, વાસ વિશ્રામ દીસે.
કાન ધરો. ૫
કાળ ભયંકર ભાસતો, જેના ભ્રકુટી વિલાસે;
નેત્ર ઉભય રવિચંદ્રછે, કેશ મેઘ તે ભાસે.
કાન ધરો. ૬
ઘ્રાણ તે અશ્વનિકુમાર છે, જેનું જોતાં જાણીએ;
નેત્રનિમિષ દિન રાત્રિછે, ભલુ વેદે ભણીએ.
કાન ધરો. ૭
શ્રોત દશેદિશા સમજવી, કહે વેદ વખાણી;
શ્વાશ વાયુ સંસારમાં, છે નિગમ નિજ વાણી.
કાન ધરો. ૮
અધર લોભ અવિનાશના, દાંત તે યમરાજા;
હાસ્ય મધુર માયા જાણવી, બાહુ દિગ્ગજ ઝાઝા.
કાન ધરો. ૯
વદન અનળ અવિનાશનું, સિંધુ રસના સદાએ;
ઉત્પતિ પાલન પ્રલયની, રચના જેની કાયે.
કાન ધરો. ૧૦
અઢારભાર વનસ્પતિ, રોમાવળિએ જેની;
શૈલ મહા અસ્થિ ને નદી, નિર્મળ નાડીમાં તેની.
કાન ધરો. ૧૧
ઉદર પયોનિધિ જાણવો, અધગો[1]તિન્ન પીડા;
જગમય પ્રભુની કલ્પના, કારૂણીક એ ક્રીડા.
કાન ધરો. ૧૨
શીવ અહંકાર એમનો, બુદ્ધિ બ્રહ્મ ભણીએ;
મનશશિ ચિત્ત મહત્વતા, ગુણ કોથી ગણીએ?
કાન ધરો. ૧૩
માનવિ રૂપ અવિનાશિ એ, સચરાચર સ્વામી;
હઠ તજો કંથ હું કહું, પ્રીતે પાય પ્રણામી.
કાન ધરો. ૧૪
પ્રીતિ કરો પ્રભુપદ તમે, વેર સરવે ત્યાગી;
મારૂં અવાતણ જાય ના," કહિને પાય લાગી.
કાન ધરો. ૧૫

### દોહરા.

શ્રવણ વચન સુણિ સીતાણાં, હસ્યો હઠીલો રાય;
"અહો મોહમહિમા જુઓ, મ્હાબળવાન જણાય. ૧
કહે સત્ય કવિ સર્વ કો, બીકણ નારિ સ્વભાવ;
અવગુણ આઠ ઉરે રહે, સદાય કરિ કુભનાવ. ૨
સાહસ જુઠ અપવિત્રતા, ભય અવિવેક અનેક;
નિર્દયતા વળિ ચપળતા, માયા અવગુણ એક. ૩
શત્રુનું સકળ સ્વરૂપ તે, ગાયૂં જે ભલિભાત;
સભળાવ્યું સહુ તેં મને, અતિશય ભય સાક્ષાત. ૪
પણ તેતો સહુ હે પ્રિયા! વશ મારેછે સ્હેજ;
સમજ પડી મુજને હવે, તુજ પ્રસાદથી તેજ. ૫
વરૂણ મેઘ યમ દિગ્ગજો, એ સહુ મમ આધીન;
સમજણ પાડી તેં મને, પ્રાણપ્રિયા તું પ્રવીણ. ૬
જાણી લિધિ મેં લક્ષધા, તુજ ચતુરાઇ વિશેષ;
એહ નિમિત કહિ મારિ તેં, પ્રભુતા બહુધા એશ. ૭
કહી વાત તેં ગુઢ ઘણી, હે મૃગલોચનિ નાર;
સાંભળતાં ભય શમનની, સમજયે સુખદ અપાર." ૮
મંદોદરિએ મનવિષે, જાણ્યૂં એમ જરૂર;
"મતિભ્રમ પતિને તો થયો, કાળવિવશ છે ક્રૂર." ૯
બહુ વિધિ બકતો રાત બધિ, પ્રાત થયે દશકંધ;
અતિ અશંક લંકાપતિ, ગયો સભા મદઅંધ. ૧૦

[1] ગુદા.

ફુલે કે ન નેતર ફળે, વરસે અમૃત મેહ;
શતવિરંચિ શિખ દેય તો, મુધા મુર્ખજન જેહ. ૧૧
મંત્રિ સહિત ઉંચ ગઢ ચડ્યો, રીઝી રાવણ રાય;
શુકશારણ કે' રાજ સહુ, જુઓ સૈન્યસમુદાય." ૧૨

## કાવ્ય અથવા રોલાવૃત.

"જુઓ થાય આ જેહ, કેશરીરવ કિલકારી;
સપ્ત તાડ સમ જેનિ, અધિક ઊંચાઈ વિચારી. ૧
શત શંકૂ પરમાણ, મહા કપિવર એ સંગે;
સંખ્યા ગણિ ન શકાય, પેખતાં વિના પ્રસંગે. ૨
અજિત અશંક વિશેષ, વીર કપિ સહુ રણવંકા;
નાદ સુણ્યે તેમનો, થરર કંપે ગઢલંકા. ૩
પુંછ વાનરનાં પ્રૌઢ, અભ્ર સાથે અથડાયે;
જાણ્યે ઇંદ્રધનુષ્ય, વૃષાઋતુ આકરશાએ. ૪
એછે સુત અભિમાનિ, વિશ્વકર્માના બંને;
બાંધ્યો દધિ જેમણે, દૈત્યકુળ સકળ પતંને. ૫
વસે તામ્રગિરિ ગુફા, મધ્ય મ્હારણઝૂઝારી;
ગોદાવરિ જળ અમળ, પિનારા રિપુ ભયકારી. ૬
અતિ બળાઢ્ય રણધીર, ધાય રઘુપતિની આગે;
કરે કૃપા રઘુવીર, એમનીપર અનુરાગે. ૭
પરો કર્યે એમને, શૈલ શીલા સાગરમાં;
તર્યા તમામ તપાસ, નામ નળ નીળ નાગરમાં. ૮
કપિદળ પદ્મ અઢાર, એમની ભુજછાયામાં;
વરતે સદા વિશેષ, પ્રૌઢ બળછે કાયામાં. ૯
સેતુતણો આરંભ, કર્યો જવ કપિએ હોડે;
પુષ્પ લેઈ નિજ હાથ, પુજ્યા રઘુનાથે કોડે. ૧૦
એવા એ નળ નીળ, શીળસાગર સરવેથી;
પ્રતિભટ જગ નહિં કોય, જેમનો બળ ગરવેથી." ૧૧

---

"પ્રૌઢ પર્વતાકાર, આવતો એ પ્રભુ નિરખો;
ચૌદ તાડ જેટલો, પ્રતાપી ઊંચો પરખો. ૧
વાસ પુલિંદા તીર, કરેછે કપિકેશરિ એ;
મેઘઉપર સંચરે, કોઇનો ડર નહિં જરિએ. ૨
કાયા જેનિ વિશેષ, કમળ ને કેશર વરણી;
જાણ્યે ઘન આકાશ, ખીલિ સંધ્યા મનહરણી. ૩
જો કદિ ખિજવ્યો હોય, એહ કપિવરને જ્યારે;
પુચ્છપડે ભરમાવિ, મેદની સહુ સંહારે. ૪
જુએ રકત કરિ નેત્ર, ભ્રૂકૂટી મુગટ ચઢાવી;
જાણ્યે લંકા સર્વ, ખાઇ જાશે અહિં આવી. ૫
તારા સતિનો તંન, વાળિ બળશાળી જાયો;
અતિ ઝુઝારિ જુધ્ધમાં, હૃદય રઘુપતિને ભાવ્યો. ૬
જપે રામનૂ નામ, નિરંતર મનમાં નેહે;
એછે સહજ સ્વભાવ, એહનો ધન કપિ દેહે. ૭
ઇંદ્રતણા વજના, કોટિ કડકા કરિ નાખે;
ઉપાડિ ઉદયાદ્રિને, ખાંતથી ખોળે રાખે. ૮
ચાંપે ભુમિ જો ચરણ, કોપ કરિ કપિકુંજર એ;
શેષ થાય ઇશ શરણ, ઊડનો જુઓ અધર એ. ૯
પાંચપદ્મ વાનરા, લિધા લડવૈયા સંગે;
એ અંગદ યૂવરાજ, માનિતો કિધ શ્રીરંગે." ૧૦

## ચંદ્રક્રીડા છંદ.

"જુઓજી હવે એ દિપે શ્વેત રેખા ઘણી દેહ રાજે,
ન હોયે શું જાણ્યે રૂપાશૃંગ શોભીત સૌથી સમાજે;
દિસે દિર્ઘ કાળા રૂડા કેશ દારૂણ ભાસે ભુજાઓ,
વળી ચર્ણ ચાપલ્યતાળા મતી પ્રૌઢનો એ મનાયો. ૧
કરે વાસ એ સિંધુતીરે અહોનીશ ચાલે સુરીતે
મહા નિર્મળ ગોમતી નીરનૂં એ કરે પાનપ્રીતે;
અધીકારિ એ રાય સુગ્રીવનો છે વડો શીર સૌને;
રચ્યો વ્યૂહ એણે મહા યુક્તિએ ઊર ભાવ્યો બહુને. ૨
નહીં અન્ય એની સમો વિશ્વમાં શક્તિ ને બુદ્ધિશાળી;
પુરૂષાર્થ એનું સહુ જકત જાણે સ્વનેત્રે નિહાળી;
કપી જન્મિઓ જે દિને એ કહૂં શક્તિ એની વખાણી,
ગયો ઊડિ આકાશમાં ચંદ્રલાલિત્યતા શ્રેષ્ઠ જાણી. ૩
શશી ઝાલવા ઊછળ્યો અભ્રમાંહે ગયો ગાઉ ચોસઠ,
ફર્યો ત્યાંથિ પાછો ઉડાયું ન જ્યારે તજી એવિ સૌ હઠ;
રહે સર્વદા સાથમાં વાનરાં કોટિ પંચાશ એની,
લડે કાળ સાથેય યુદ્ધે કહું શક્તિ શૂં તે સમેની." ૪

## દોહરા.

અતિ બળાઢ્ય રણવાંકડો, જોરાવર મ્હા જોધ;
કુમુદ નામ કપિકેશરી, તજ લંકેશ વિરોધ." ૧

## ચંદ્ર ક્રીડા છંદ.

જુઓ પેલિ શોભે ઘટાઘોર જાણ્યે મહા મેઘકેરી,
ભર્યો ભાદ્રવો હોય જાણ્યે વળી હું કહું શૂં ઘણેરી;

દશે દીશિમાં ધાયછે આગળે પાછળે એ સમાજે,
શિલાનાં ઉચાં શીખરાં વૃક્ષને તોડતા આવતા જે. ૧
કહું શકિત એકેકની દંતિ[1] સહસ્રના જેટલીછે,
ગણી એમની પદ્મ સાતેક સંખ્યાનુમાને કળીછે;
સહુ રીંછ એ કાશિકેરા નિવાસી મહાશકિતરાશી,
જીત્યા જાય ના કોઇથી શૂર સંગ્રામમાં રીત ખાસી. ૨
અતી તિવ્ર જેના દિસે દંત સૌ એ નખાયુદ્ધ ધારી,
ઝિંકે ઝાલિ દંતીતણા દંત કાઢી વદૂ શૂં વિચારી ;
જુઓ રીંછનું યૂથ એવું ઘણૂં વર્ણવું ગર્વ ત્યાગી,
સહુનો સુત્રાતા રૂડો ધૂમકેતૂ સદાએ સુહાગી. ૩
વળી જેહનો જેષ્ઠબંધુ મહાઋક્ષરાજા કહાવે,
નહીં જેનિ શકતીતણો અંત જે સ્હેજ શૂરો સ્વભાવે;
ત્રણેલોકની સાથ સાથે કરે યુદ્ધ એ રાતદાડે ;
વળી સંકટે તો સુમેરૂ ગિરિ એક હાથે ઉપાડે. ૪
વસેછે સદા નર્મદાતીર ઋક્ષેશ નિઃશંક નેહે,
ન ભેદાય એવો દિસે ઇંદ્રના વજ્રશો આપ દેહે;
રઘૂનાથનોદાસ સુગ્રીવનો મંત્રિછે શ્રેષ્ટ માચે,
લડે કાળસાથે લગારેય વિશ્રામ લીધા સિવાયે." ૫

## દોહરા.

જુઓ હવે આ કપિકટક, નાખે કારમિ ત્રાડ;
પીતવર્ણનો થઇ ગયો, જાણ્યે ઉદય પહાડ. ૧
અરૂણકેશ રવિકીર્ણશા, ફેલાયા ભલિભાત;
જાણ્યે કુમકુમ વરણની, પૂર્વદિશાએ પ્રાત. ૨
ચોવિશ અર્બુદ એતણૂં, સૈન્ય જુઓ શોભાય;
અધિક વીર રણધીરછે, જુદ્ધે કદિ ન જીતાય. ૩
આવિ પડે જે આગળે, શૈલશિખર વીશાળ;
પગે વાટિનાખી કરે, કિલકારી સમ કાળ. ૪
કંચનશૈલગુફા તણા,સતત એહ રહેનાર;
એનૂં સૈન્ય અભંગ અતિ, કહું શૂં કરિ વિસ્તાર. ૫
અતિ બળાઢ્ય એ ઇંદ્રનો, સ્હાયકારિ હિતકાર;
મિત્ર પરમ સુગ્રીવનો, અતિ હિતેચ્છુ સરદાર. ૬
નિર્મળ જળ ગંગાતણાં, કરે નિરંતર પાન;
અતિ શોભીત શરીરછે, પર્વતશિખર સમાન. ૭
ક્ષણક્ષણમાંય થતા ઘણા, કેશરિનાદ વિશેષ;
ઓ આવે એ ગર્જતો, ન્યાળિ જુઓ લંકેશ. ૮
ઉજ્વળયશ ત્રૈલોકમાં, બળકેરો નહિં અંત;
એ કપિરાજા કેશરી, જેનો સુત હનુમંત. ૯

૧. હાથી.

## રોળાવૃત્ત.

એ મધ્યે હેનાથ, કટક મરકટનું જાણાએ;
રહે રાય સંગાથ, મહાબળમાં વખાણાએ. ૧
એ કપીશનાં રૂપ, અનળસમ ઓપિત ભારે ;
પારિપત્રના વાસિ, એહ બંને અત્યારે. ૨
અતિશે સુંદર અંગ, સમરભોમિમાં ભયંકર ;
ગવય ગવાક્ષી નામ, મહા વિર બંને બળધર. ૩
નિર્મળ જળ નિશિદિવસ, તુંગભદ્રાનું પિએછે ;
બેય બંધુ બળવાન, ગંધમાદન મરદેછે. ૪
ગજ સહસ્રસાઠનૂં, જેમને બળ છે અંગે ;
એમાંથી કહું એક, આપને હું આ પ્રસંગે. ૫
ભેરિનાદ હરિનાદ, સમાન કરે બળસોતાં ;
શાર્દુળકેરિ સમાન, પરાક્રમ જેનું જોતાં. ૬
સુરમાં જેવો ઇંદ્ર, તેજમાં સૂર્ય સમાને ;
પનસનામ એ કપી, નીતિ બળધામ નિદાને. ૭

---

કમળ પત્ર સમ દેહ, જુઓ આ જેની શોભે ;
જાણ્યે ગિરિ કૈલાસ, તણાં શિખરો બહુ ઓપે. ૧
અતિ પિંગલ મદિરાક્ષ, સ્વચ્છ શ્રવણાયત શોભે ;
ચારે દિશિ ચીતવે, કામરૂપ મુનિ મન લોભે. ૨
વિંટાળિ પુછંડે લંક, ઊડિ આકાશ ભમાવે;
વાસવવજ્ર સમાન, ગરજતો ધાતો આવે. ૩
ગયો હતો યુદ્ધમાં, સ્હાય લઈ વાસવ સંગે;
કામરૂપ ત્યારથી, થયો છે એ રણરંગે. ૪
ઇંદ્ર તથા એહને, મિત્રતા અતિશે માટે;
એ સહુ સુરનો ભ્રાત, જેનિ ફુંકે ગિરિ ફાટે. ૫
કપિવર સહસ્ર કોટિ. સૈન્યમાં એની સંગે;
કેટલાક છે શ્વેત, રકત પીળા બહુ રંગે. ૬
આવે ગિરિ ઠેકતો, ચાલતાં રેણુ ઉડાડે;
આવરિ લિધ રવિ કીર્ણ, વૃક્ષને ફાંસી પાડે. ૭
તારાકેરો તન. નામ શુભ સુખેણ એનૂં;
જુદ્ધે જીતિ ન શકાય, એવું અતિબળીછે જેનૂં. ૮
વદન ફેરવી જુઓ, રૂપ પ્રભુ આ—કપિકેરૂ;
જાણ્યે પાંખ સહીત, ઊડિ ચાલિયો સુમેરૂ. ૧
એકવાર આવિને, ગયો બાળી ગઢલંકા;
વળિ આવે ગર્જતો, થાય મન મારે શંકા. ૨
જન્મદિધો જ્યાહરે, એહને અંજનિમાતે;
ધાયો રવિ ઝાલવા, ઊડિ અવનિથિ ઉદમાતે. ૩

જોજન તરણ હજાર, ગગનમાં ઉડી ગયોતે;
ઉદયાચળપર જઈ, રવીને ઝાલિ રહ્યોતે. ૪
ગ્રહણ હતું તે દિવસ, રાહુ ગ્રસવા જ્યાં ધાયે;
લઈ લિધલ જાણિને, રાહુ રાતો બહુ થાયે. ૫
મારિ એક લપડાક, જોરથી સિંહિકાસુતને;
રહ્યા વેગળા રાહુ, વિચારી બળ અદભુતને. ૬
સહાય લઈ આવિયો, કેતું કોપિત અતિ થઇને;
તેના પણ એ હાલ, કર્યા કપિએ ઝટ લઇને. ૭
સહુ દેવોએ મળી, સ્તુતી કરિ સ્નેહ જ્યારે;
સમજી અંજનિસુતે, છાડિદીધો રવિ ત્યારે. ૮
વિવિધ દીધ વરદાન, સર્વ દેવોએ મળિને;
અજર અમર બળધામ, કર્યા સહુ દોષ દળીને. ૯
કામરૂપ એ કપી, અધિક ગણધીર બળુકો;
કાળદંડશી કાય, વજ્ર તન તેજ ભભૂકો. ૧૦
ગરૂડથકીય અધીક, વેગવંતો કપિકુંજર;
બુદ્ધિવંત એહવો, અન્ય કો નહિં અવનીપર. ૧૧
વિદ્યા ભણવા જતો, નિરંતર દિનકર પાસે:
ઉડતો રથ મોખરે, ઉલટિ ગતિએ ઉલ્હાસે. ૧૨
સ્વર્ગ નાગનગરિમાં, બધે એ ગતિ કરનારો;
શિવસમ મહા તપસ્વિ, તેજપણ તેવુજ ધારો. ૧૩
જળનિધિ ઓળંઘિઓ, ધેનુપદ સમ ભલિભાતે;
કેવિ રિતે ઝુઝશો, એહ કપિવર સગાતે. ૧૪
તેજ મહાતર્તિબ, સૂર્ય ને અનળશુ દીસે;
વજ્રકછોટાબંધ, વેગ વાયુથી અતીશે. ૧૫
લીધા સ્કંધ ચઢાવિ, બેય બંધુને સમાયા;
કુંવર કોશલેશના, રૂડા ક્ષત્રાણી જાયા. ૧૬

"જોગીંદ્રપાસે વિરહ તમારે મેં જાણ્યું" (એ ઢાળ.)

આમજુઓ આ રહ્યા સુરત્રાતા. રાઠ એનાથી મુકો અનદાતા.
આમ જુઓ. ૧
ઘાટાઘનદશી કાયાની કાંતી; સ્હેજ નિરખતાં થાયછે શાન્તિ.
આમ જુઓ. ૨
પુરૂષપુરાણ પ્રવીણ અતીશે; જનહિત નરતન ધર્યુ જગદીશે.
આમ જુઓ. ૩
મતગજેંદ્રની સુંઢસમ વડેરા; ભાસે મહાભૂજદંડ ભલેરા.
આમ જુઓ. ૪
બાણ ધનુષ્ય ધર્યાં રઘુરાજે; કાળનાગણશી કૃપાણ વિરાજે.
આમ જુઓ. ૫
હૃદય વિશાળ હિંયે વનમાળા; સ્કંધ ઉન્નતછે રૂપ રઢિયાળા.
આમ જુઓ. ૬
ડોક મરોડને શંખને લજાવે; અન્ય સુઓપમા નજરે ન આવે.
આમ જુઓ. ૭
વદનછબીકોટિમદનનામુખને, શરમાવીનાખેહરેદીનદુખને.
આમ જુઓ. ૮
તોપછી ચંદ્રકમળ સમ કીધ્યે; શોભે શું ઉપમા અનુચિતદીધ્યે.
આમ જુઓ. ૯
સુંદરદંત મહાદિવ્ય કાન્તિ; કો ઉપમા દઈ કરૂં મન શાન્તિ.
આમ જુઓ. ૧૦
આરકતતા અતીઅધરનીજોતાં; વિશ્વસકળજનનાંમનમોહતાં.
આમ જુઓ. ૧૧
બહુ વિધિ બિંબાફળતો લજાશે; દેખી અધર પ્રભુના સુરતાશે.
આમ જુઓ. ૧૨
નાશિકા નિર્મળ રઘુવરકેરી; લાજ પમાડેછે શુકને ઘણેરી.
આમ જુઓ. ૧૩
અનુચિત ઉપમા કવિ કયમ આપે; શુકભલેકવિજનને સંતાપે.
આમ જુઓ. ૧૪
હારીરહ્યા શુકસહુ મનમારી; ઉપમાન કવિજનેજયારે ઉચારી.
આમ જુઓ. ૧૫
શીશ જટાતણા મુગટ મનોહર; રાજે જુઓ રાજે શ્રી રઘુવર.
આમ જુઓ. ૧૬
ભાળવિશાળ તિલક ચિતર્યોરે; સુંદરતાસિમ લેખ લખ્યોરે.
આમ જુઓ. ૧૭

## દોહરા.

દક્ષિણપાસ વિરાસને, બેઠા લક્ષ્મણ વીર;
રામતણા જે હાથ પગ, પ્રાણપવન ગણધીર. ૧
વામ ભાગ ભણિ હરિતણા, ઉભા વિભીષણ ભ્રાત;
જતાંવેત કર્યું જેમને, રાજ્યતિલક ભલિભાત. ૨
ભેદ સર્વ જાણે ભલા, શું કરશો અવ કાજ!
ઘર ફુટયે ઘર નવ રહે, મુકો રાઢ મહરાજ. ૩

## ચંદ્રક્રીડા છંદ.

મહા વીરના વીર એ વીર બે શું શકૂ હું પ્રસંશી;
સુણો નાથ એ વાનરારૂપ થૈ આવિયા દેવઅંશી;
પુરી કિષ્કિંધા એમની રાજ્યધાની ભલા લોક ભુલે,
મધૂવંન ઊદ્યાન છે જેમને ઇદ્રના બાગતુલ્યે. ૧

હતો ઋષ્યમુખાદ્રિએ વાસ વિશ્રામ સુગ્રીવકેરો.
વસી રામ ચોમાસુ જ્યાંનો મહીમા વધાર્યો ઘણેરો;
હતો જેષ્ટ વાળી મહાશક્તિશાળી સહુ જક્ત જાણે,
હણ્યો તેહને યુદ્ધમાં રામચંદ્રે ખરે એકિબાણે. ૨
કર્યું રાજ્યનું તિલક સુગ્રીવને સ્નેહ રાખી શ્રીરામે,
દિધા વેળવો વાળિના જેહ સુગ્રીવને તે તમામે;
જુઓ જેહની પાટરાણી સતીનારિ તારા રૂપાંગી,
અતીશે અભીમાનિ છે અંગદો પુત્ર જેનો સુરંગી. ૩
સજી સૈન્ય અષ્ટાદશો પદ્મ એણે રમાનાથ કાજે;
ચઢી આવિયો તોડવા લંક કિલ્લો મહારાજ આજે;
મહાવીર વેષે વળી નેત્ર વીશાળ છે શક્તિશાળી,
દિપે મોતિ માળા ધરી સુગ્રિવે કંબુકંઠે રૂપાળી. ૪

### દોહરા.

બળ સહસ્ર ગજ સાઠનું, સદા ધર્મની સીમ;
શ્વેતછત્ર શિર શોભતું, એ રાજા સુગ્રીવ. ૧
દેખાડ્યૂં શુકશારણે, એ વિધિ કપિદળ સર્વ :
ગણે ન રાવણ કાળવશ, ઘણો હૃદયમાં ગર્વ. ૨

### છપ્પા.

અહિંયાં હવે પ્રભાત, જગતપતિ ઊઠ્યા જાગી,
સચિવ તેડિ નિજપાસ, પુછ્યો સંમત અનુરાગી;
"કહો સર્વ મળિ સચિવ, કરશો ઊપાય કરીને",
જાંબુવાન બોલિયો, ચરણ શિરનામી રીઝયે ;
"સુણજો પ્રભુ સહુ ઉરવાસિ તમ, વળિ સર્વજ્ઞ રમાપતી;
બળ બુદ્ધિ તેજ ગુણ પુંજ પ્રભુ, કહું મત જેવી મુજમતી.૧
દૂત મોકલો નાથ, વિષ્ટિ કરવા અંગદને,
માને નહિં તો પછી, વાર શી હણવા મદને !"
સહુને મન ભાવિયો, શ્રેષ્ટ સંમત ઋક્ષપનો,
અંગદપ્રત્યે કહે, કૃપાનિધિ જન ગણિ નિજનો ;
"બળ બુદ્ધિ તેજ ગુણધામ તમ, સતિજાયા અંગદ શુરા;
મુજકામે જાઓ લંકમાં, પરાક્રમે તમ છો પુરા. ૨
શું કહું બહુ સમજાવિ? બાપમારા તમને તે,
પરમ ચતુર તમને હું, જાણું છું સદા સહેતે;
કામ આપણું અને, હીત તેનું જ્યમ હોયે,
રિપુસાથે જઈ આજ, વાત કરજો વિર સોયે;"
પછિ ચર્ણ વંદિ અંગદ કહે,, પ્રભુ આજ્ઞા શિરપર ધરી;
"રઘુનાથ કૃપા જેપર કરો, તેજ ગુણસાગર હરી. ૩
સ્વયં સિદ્ધ સહુકાજ, મને કરવા પ્રભુ મોટો.
આદર દીધો આજ, કોણ જગદિશ તમ જોટો ?"
વિચારિ એવું હૃદય, હર્ષ તન પ્રફુલ અતીશે,
પ્રભુ ચરણે જઇ પડ્યો, શીશ મૂકયો કર ઇશે ;
ધરિ હૃદય પ્રભુતા પ્રભુતણી, સૌને શીશ નમાવિને;
ચાલ્યો અંગદ અતિ ચોંપથી, પ્રભુ કારજ ઉર લાવિને. ૪
પ્રભુ પ્રતાપ અતિ પ્રૌઢ, હૃદય નિર્ભય અંગદ છે,
વાળિજા[૧] રણવાંકડો, મહા બળકેરો મદછે ;
પુર અંદર પેસતાં, દશાનનસુત રમતા ત્યાં,
થઈ ગઈ ભેટાભેટ, તેમની સાથ જતામાં ;
વધિ વાત વાતમાં રિશ ઘણી, પક્ષ પરસ્પર તાણિયા;
બંનેય મહાબળશાળિ વળિ, જાલમજોધ જુવાનિયા. ૫
રાવણ સુતે ઉગામિ લાત અંગદને હણવા,
ઝિકયો ઝાલિ તે પાય, અવનિપર ઓછો ગણવા ;
દૈત્ય વૃંદ દેખિને, શુરા શામદ અંગદને,
જ્યાં ત્યાં ચાલ્યા સર્વ, વદી ન શકાએ વદને ;
ન કહે મુખ મર્મ કશોય તે, એક એક પાસે સહૂ;
વધ રાવણસુતનો જોઇને, મુંગા રહે બાળક બહૂ. ૬
પડ્યો નગર પોકાર, સર્વ મન ધરતા શંકા,
"આવ્યો કપિવર તેજ, બાળનારો ગઢલંકા;
અરે શું કરશું હવે ? વળી ઉતપાત અત્યારે,"
અતિ સભીત સહુ એમ, વાત ઉરમાંય વિચારે;
વણ પૂછયે નૃપદરબારનો, પંથ બતાવે પાધરો ;
નિરખે જેની ભણિ સ્હેજ કપિ, જાય સુકઈ તે બાપડો. ૭
ગયો પછી દરબાર, સભા જ્યાં બેઠિ ભરાઈ,
સમરિ રામપદકમળ, મુખે ગુણગાણ બહુ ગાઈ;
આમ તેમ કપિ જુએ, કેશરીસમ બળશાળી,
ધીર વીર અંગદો, શકે શનમુખ કો ન્યાળી ?
રહિ દરવાજે ઝટ કાવિયૂં, દૈત્ય એકને મોકલી;
કહિ ખબર જઈ લંકેશને, મહા સભા જ્યાં છે મળી. ૮
સુણતાં વચન વિશેષ, બોલિયો રાવણ રાણો,
"ક્યાંનો છે એ કીશ ? તરત જઈ તેડી આણો;"
આજ્ઞા પામિ ઉદાર, દૈત્ય ધાયા અતિ હોડે,
બોલાવી લાવિયા, કીશકુંજરને કોડે;
જઈ જોયો રાવણરાયને, સિંહાસનપર અંગદે ;
જાણ્યે સજીવન અંજન ગિરિ, જેવો ભર્યો મહામદે. ૯
શિખર શીશસમતુલ્ય, ભુજાઓ તરૂવર ભાસે,
રોમાવળિ ડાળિઓ, તથા તરૂછોડ પ્રકાશે;

૧. વાળીનો દીકરો અંગદ.

વદન નાશિકા નેત્ર, કાન ગિરિ ગુફા પ્રમાણે,
ખરેજ અંજનગિરિ, સજીવન ઊભો જાણ્યે ;
ઝટ ગયો સભામધ્યે શુરો, નહિં મન બીક ન રાંકડો;
બળશાળિવાળિસુત રામ દુત, અંગદ અતિ રણ વાંકડો.૧૦
ઉઠ્યા સભાસદ સર્વ, ફુરથિ કપિવરને દેખી,
રાવણ ઉર અતિ ક્રોધ, પ્રગટિયો એવું પેખી ;
મત્તહાથિયુથમાંય, જાય ચાલ્યો જ્યમ શાર્દુલ,
સમરી રામ પ્રતાપ, જેનિ કો નાવે સમતુલ્ય;
જઇ બેઠો ત્યમ સન્મુખ જઈ, છાતિ કાઢિ વીરાસને ;
કહિ "રામ રામ" શિર નામિને, સભા સર્વને શુધ મને.૧૧

## દોહરો.

( રાવણ )

પુછે અંગદને પછી, રૂડો રાક્ષસાધીપ ;
"કહે કોણ તું વાનરા ? આવ્યો સભા સમીપ." ૧

## ચંદ્રકીડા છંદ.

( અંગદ )

હું છું દૂત શ્રીરામનો સુણ લંકેશ મિથ્યાભિમાની,
અહીં આવિયો તાહરા હીત માટે તું લે સત્ય માની;
પિતા માહરા સાથ છે મિત્રતા તાહરે તેહ સારૂ,
વિચાર્યું ઉરે મેં "ભલા મોત એનું જઇને ઉગારૂં." ૧
હું તે કારણે આવિયો છુ અહીં સુણ લંકેશભાઈ,
હઠીલાઈ ત્યાગી હવે માન્ય હું જે કહું સૂખદાઈ;
સહુથી મહા શ્રેષ્ઠ છે વંશ પૌલસ્ત તેમાં થયોતૂં,
પુજ્યા તેં વિરંચી મહાદેવ સેવ્યે ન ઓછો રહ્યો તું. ૨
રૂડાં તેમનાં દાન પામી કર્યાં કામ તેં શ્રેષ્ઠ આજે,
જીત્યા લોકત્રાતા સુરેશાય તારી બધે હાક વાજે;
પડી મોહપાશે તથા કાં નૃપાળાભિમાને કરીને,
શકે ભૂલથી વિશ્વમાતા સીતાને તું લાવ્યો હરીને. ૩
હવે શુભવાર્તા કહું તે કહ્યું માનિ મારૂં કરે તૂં,
સહુ વાંક તારા ક્ષમાનાથ કરશે ક્ષમા ધર્મ હેતૂ ;
અહીં દાંતમધ્યે સુકૂ ઘાસ કંઠે ધરીને કુહાડી,
સ્વનારી તથા પુરવાસી શુધાં ત્રાહિત્રાહી બરાડી. ૪
કરી મૂખ આગે રૂડાં જાનકી ચાલ તૂં પાગપાળે,
તજી બીક સર્વે અગર્ધીત થૈ તો સહૂ દુઃખ ટાળે;
"અહો વિશ્વવ્યાપી પરિતાપિ હૂં પાપિ ને વિશ્વદાહી,"
"રઘુવંશમાં છો મણી દિવ્ય હે રામજી ત્રાહિત્રાહી." ૫
મુખે બોલતો એમ તૂં ચાલ્ય આ કાળ જો કાળ જાશે,
પિડાનાં સુણી વેણ એવાં કૃપાળુ કૃપાનાથ થાશે ;
અહીં બાંહ્ય તારી દયા લાવિને દીલમાં દીનબંધુ,
તને છોડી દેશે સહુ વિશ્વના બંધથી રૂપસિંધુ. ૬

## દોહરો.

નિર્ભય કરશે નાથજી, સદા આપશે સૂખ ;
સીતા લઈ જઈ જો મળે, દોહ્યલું ટળશે દુઃખ. ૧

## ઝુલણા છંદ.

(રાવણ૦)

બોલ સંભાળિ શઠ, રે કપિ બાપડા ;
મૂઠ મુક લવરિ લંકેશ કે'છે ;
સાંભળ્યો શૂં નથી, શ્રવણ રાવણ શકે ?
અમર જેનાથિ અતિશે ડરેછે ;
નામ તારા પિતાનું, કહે તૂં હવે ;
અન્ય લવરી કરી સર્વ અળગી ;
કોણ નાતે[1] કરી, માનવી મૈત્રિ મન ;
યોગ સંયોગ પાખે શું વળગી ? ૧

(અંગદ)

વાળિ બળશાળિનો, પુત્ર હું પેખ તૂં,
નામ અંગદ હવે લે તું જાણી;
તેહ વાળીતણી સાથ તારે કદી,
ભેટ થઈ હોતિ વદ વદન વાણી ;?
સાંભળી શ્રવણ એ, વચન અંગદતણાં,
ઊર સંકોચ પામ્યો અતીશે;

(રાવણ)

તેજ હત થઈ કહે, જાણું હૂં તેહને,
વાળિ વાનર ખરો એક દીસે. ૨
તેહ વાળીતણો બાળ તું કે અહ્યા ! ! !
અંગદા વંશવડવાગ્નિ જેવો;
કૂળઘાલક તું તો કૂળમાં ઊપન્યો,
ધિક્ક શો બોલ મુખ અન્ય કે'વો ?
ગર્ભ ગળિના પડ્યો તારિ જનનિતણો,
ઊપન્યો તૂં વૃથા એનિ કૂખે;
જે તું ધરિ હોંસ મન ફૂલિ ફુલિને કહે,
"દૂત તાપસતણો નીજ મુખે. ૩
વારૂં મન ધાર્યું કર્યું નીચનૂં દૂતપણું,
કહે હવે કુશળ તો વાળિ છેકે; !

(અંગદ)

---

1. સંબંધ, સગપણ.

અધિક અંગદ હસી ને કહે એવું ત્યાં,
વિમળ અતિ વ્યંગ વાણી વિવેકે;
દિવસ દશ જાય પછિ, વાળિપાસે જઈ.
કુશળ પુછજે તું ઉર લાવિ તેને;
શી કહું કુશળતા કોડ ધરિ હે અલ્યા !
આજ તારે વદન હું સટેકે. ૪
નાથ રઘુનાથની સાથ સંસારમાં,
વેર કરિ કુશળ છે થાય જેવૂં;
તે તને સર્વ ત્યાં સઘ સૂણાવશે,
વરણવી આદિથી અંત એવૂં;
ગર્ભમાં ગળિ પડત જો હું જનનીતણા,
મૂતરત કોણ પછિ મૂખ તારે !
રમત કો લટકતી ઝુમરિ કરિ પારણે !
તુજ દશ શીશનિ વિચિત્ર ભારે. ૫
દાઢિ મુછ પકડિને કિલકિલારવ કરી,
લાત મારત તને કોણ વારૂ !
અવતર્યો છૂં હું તો જાગુજે યુદ્ધમાં,
આ મુઠે તોડવા મૂખ તારૂં;
મૂઢ સુણ્ માહરૂં, સુખપ્રદ વચન શુભ,
ભેદ મન હોય ભારેજ જેને;
જાગુજે મૂઢ અતિ મંદમતિના તુંનો,
હોય ના હૃદય રઘુવીર તેને. ૬
કૂળનાશક હુંતો ને તુ કુળત્રાતુ છે,
સત્ય દશશીશ કહ્યું તેં વિચારી ;
શીશ લોચન શ્રવણ છે તને નાય તું.
અંધ બેરો અતીશે સુરારી;
શીવ બ્રહ્મા સહુ દેવ મુનિવૃંદ જે,
સેવના ચરણની ચ્હાય જેના;
દૂત તેના થઈ કૂળ બોળ્યું અમો,
સાંભળો ભાઈઓ બોલ એના !!! ૭

## દોહરો.

રે મતિમંદ મદાંધ અતિ, વસિ એવિ મતિ ઊરઃ
ને ઉર તારૂં ન ફાટિયૂં, કરનારા કૃત ક્રૂર. ૧

## છપ્પા.

(રાવણ)
કર્ણકઠોર સજોર, વાણિ સુણિ કપિવરકેરી,
નેત્ર તરાડી કહે રાક્ષસાધિપ સુરવેરી ;
કઠણ વચન સહુ સર્વ, બકે બહુ જે તું મુખેથી,
કારણ હે કપિ તેનું, નીતિ ધર્મજ્ઞ હું તેથી;
કટુ વચન સહે અતિ દુસહ જે, મોટા તેહજ માનવા;
કહિ નીતિ એવિ સદગ્રંથમાં, જુગતે જુગમાં જાણવા. ૧
(અંગદ)
નીતિ ધર્મ શીળતા, ત્યારની જાણી તારી,
સાંભળ્યું જ્યારે અમે, ચોરિ આણી પરનારી;
દીઠી નજરે આજ, વળી દુતની રખવાળી,
ધર્મવ્રતધારિ તું, ભુંડી મર ને બળશાળી !!!
નાશિકા શ્રવણ સીવાયની, ભગનિ ત્યાળિ નિજ જ્યાહરે;
કરિ ક્ષમા સુધર્મ વિચારિને, ખરેજ તેં તો ત્યાહરે!!! ૨
વેદધર્મ નિંદવો, દેવતાને દુખ દેવૂં !
રૈયતને રંજાડિ, માલ ધન હરિ સુખ લેવૂં !
લુંટવિ સર્વની લાજ, પરસ્ત્રી ગમન પરાણે !
નિંદિ સર્વને નેટ, અહોનિશ આપ વખાણે !
તુજ ધર્મ શીળતા એવિ જવ, જગ જાહેર થઈ ભાગૂં ;
ત્યારેજ અમે મ્હાભાગિ તે, દરશન પામ્યા તુજતણૂં!!! ૩

## ઇંદ્રવિજય તથા મત્તગયંદ છંદ.

(રાવણ૦)
વ્યંગ ગિરા સુણિ અંગદની, ધનરંગિ અનંગઅનૂજ ચઢાવી;
રાવણરાય વદે તવ હે કપિ, શો બકવાદ કરે અહિં આવી !
ત્યાગિ સહૂ લવરી ફરિ જો જડજીવ ભયંકર મારિ ભુજાઓ;
લોકપના બળરૂપિ શશી ગ્રસવા જ્યમ રાહુ ત્વરા થકિ ધાયો. ૧
વીશ ભુજાપર એકસમે કઈલાસ સહીત ઉમા ત્રિપુરારી ;
શોભીત હંસ મરાલણીઓ શાં નભરૂપી સરોવરમાં સુખકારી;
તે હુ મને હિત કારણ તું વળિસારિ શિખામણ કારણ આવ્યો;
મૂક પરી લવરી સઘળી હું નથી જનનો ડરનો બિવરાવ્યો. ૨

## કાવ્ય અથવા રોલાવૃત.

સાંભળ અંગદ આજ, તમારા કટકવિષે કો ;
ભિડે મારિ સંગાત, યોધ્ધ એવો બળિઓ કો ! ૧
પ્રભુ તારો બળહીણ, નારિવિરહે નહિં સુખિઆ ;
અનુજ તેહનો તેય, તેહના દુખથી દુખીઓ ૨
શઠ તું ને સુગ્રીવ, કૂળદ્રુમ જન બંનેછો ;
ભિલ્લુ મુજ અનુજના, મહાબળશાળિ ભલેછો. ૩
જામ્બુવાન મંત્રિ તે, વૃધ્ધ બાપડો અતીશે;
જુધ્ધે શિ રિતે ચઢે! વિવર્ણાવસ્થા દીસે. ૪
શિલ્પકર્મના ભેદુ, નીળ નળ વાનર બંને;
જ્યાં ત્યાં છે કપિ એક, મહાબળશાળી ધન્યે. ૫

આવિ પ્રથમ ગઢલંક. બાળિઓ જેણે બળમાં;
હસિ બોલ્યો સુણિ વાદ, વાળિ સુત અંગદ વળમાં. ૬

### ચંદ્રક્રીડા છંદ.

(અંગદ)
કહેછે શું તું એવું હે રાક્ષસાધીપ સૌ ગર્વ ટાળી,
વળી વાનરે આવિ સાચેજ તારી પુરી લંક બાળી!
પુરી લંક લંકેશની તે લઘુવાનરે આવિ બાળી !
સુણી વેણ એવું અરે સત્ય તે કોણ કેશે સભાળી ! ૧
વખાણ્યો ઘણો તેં શુરા જેહ હે રાવણા મુર્ખ તેનો,
લઘુ દૂત સુગ્રીવનો સૌથિ તે માનવાના અમે તો!
હિકે ઝાઝુ માટે ન કેવાય કાંઈ મહાવીર એનો,
સમાચાર લેવાજ સીતાતણા મોકલ્યોતો અમેતો. ૨
પુરી લંક બાળી વિના રામઆજ્ઞા કુદીને કપીએ,
ફરી ના ગયો તે બિકે રાયપાસે રહ્યોછે છપી એ ;
સુણીને મને ક્રોધ આવે ન કાંઈ તું સૌ સત્ય કેછે,
નહી કોઈ એવો અમારા બધા સૈન્યમાં જોદ્ધ રેછે. ૩
તુ સાથે દિપે જુદ્ધમાં જે ન એવો ખરે ખોળિ જોતાં,
કહુ નીતિ હાવાં તને રૂડિ તે સુણ તૂં સ્નેહ સોતાં;
સગાઈ તથા સ્નેહ ને વેર કીં સદા સમ સાથે,
સુગ્રંથેય નીતી કહી એવિછે ભોત ના આણ માથે ! ૪
કદી સિંહ મારે બિચારા લઘુ દેડકાને સરોષે,
ભલો કોણ તેને કહે ઊલટો રૂડિ કીર્તીય ખોશે;
લઘુતા ઘણી રામની યદ્યપીછે તને મારવામાં,
સદાશીવનો શીષ્ય માટે ગણે દોષ એ આ સમામાં. ૫
તદાપી મહા ક્ષત્રિજાતીતણો રોષ છે હે સુરારી.
ખરે આખરે રોષ લાવી તને નાખશે એહ મારી;
ન મૂકે તને જીવતો પાપિ માટે સીતા પાછિ આપો.
તું થા શર્ણ જો માણ ઊગારવૂં હાયતો રે કદાપી. ૬

### દોહરો.

(રાવણ)
હસિ બોલ્યો લંકેશ તવ. કપિનો મ્હાગુણ એક;
જે પ્રતિપાળે તેજ હિત. કરે ઉપાય અનેક. ૧

### છપા.

ધન્ય વાનરાં ધન્ય. સ્વામીને કાજે સાચે,
જ્યાં ત્યાં પરહરિ લાજ, યાચવા માટે નાચે;
નાચી ખુંદિ નિરધાર, ગમતથી લોક રિઝાવી,
પતિ હિત કરે અપાર. ધર્મ ઉરમધ્યે લાવી;
છે સ્વામિભક્ત તુજ જાતિ બહુ, હે અંગદ સાંભળ હવે;
કયમ તૂં ન બધો ત્યારે વળી, ગુણ નિજ પ્રભુકેરા લવે. ૧
હૂં ગુણગ્રાહક ઘણો, સુજ્ઞ વળિ સહુમાં અતિશે,
કાન ધરૂં નહિં કશાં, તેથિ કટુવચનો રીશે ;
(અંગદ)
હસિને અંગદ કહે, તારિ ગુણગ્રાહકતાને,
સંભળાવિ છે મને, પ્રથમ આવી હનુમાને;
વન ઉજ્જડ કર્યું સુત મારિયો,નગર બાળ્યું બધુ ન્યાળતાં;
તદપી ન તેહનો તેં કર્યો, કિધ અપકાર પ્રજાળતાં. ૨
એવિ તારિ શુભ અધિક, મકતી પ્રિછતાં પ્રેમે,
કહ્યું કરું જે આજ, કરી મુર્ખાઈ તે મેં;
આવિ જોયુ અહિં આજ, હતૂં કહ્યું જે હનુમાને,
ખરેજ તુજને નથી, રોષ કે લાજ લગારે;
વ્યંગોકતી ધનુષ વચન તિરે. હૃદય બાળ્યું રિપુ વાનરે ;
પ્રતિઉત્તર જાણ્યે સાણસી, છેદે દશશિરને ખરે. ૩
(રાવણ)
કહે રોષ કરિ કોપિ, રાય રાવણ અંગદને,
સાંભળ હે કપિ મૂઢ, ત્યાગિ તારા મનમદને ;
મતિ એવી ત્યારેજ, તાત તારાને ખાધો.
હસ્યો એવું કહિ વચન, લંકપતિ ઉરનો દાધ્યો;
(અંગદ)
મુજતાત હણ્યો તુજને હવે. હણશે હરિ ખાંતે કરી;
સમજાણ અવ મનમાંહ પડી, ખરેજ મુજને પાધરી. ૪
(રાવણ)
વાળિ વિમળયશપાત્ર, જગત જાણીતો જાણી ;
મારૂં નહિ તુજને, રોષ અંતરમાં આણી;
જા મુકુ છું જીવતો. અધમ અભિમાની અંગદ ;
વિરોધકેરાં વેણ, હવે તું વદનથિ માં વદ ;
કહિ એવું રહ્યો ચુપ તે સમે. અંગદ વદે મુખે હસી;
ગાજે રઘુવર સરખા શિરે, તેને બીક હૃદય કશી ? ૫

### દોહરા.

(અંગદ૦)
રાવણ જગમાં કેટલા, હે શઠ રાવણરાય ?
મેં નિજશ્રવણે સાંભળ્યા. સુણ તેટલા સમાય ; ૧
રાવણ એક અવનિવિષે, જેને અતિ બળ ગર્વ ;
જીતવા આવ્યો જગતમાં. સુરાસૂરગણ સર્વ. ૨
શ્વેતદ્વીપને ઉતરી. ગયો સમુદ્રનિ પાર ;
વનિતાવૃંદ વિલોકિયાં, ન્હાતાં જળ નિરધાર. ૩

તેમનિ પાસે જઈ કહ્યું, "જાઓ તમ પતિ પાસ ;
કહિએ આવ્યો એક અહિં, દૈત્યનાથ યુધ્ધ આશ. ૪
જીતી જુધ્ધે જોરમાં, તમ પતિને તતકાળ;
લેઈ જઇશ તમ સર્વને, હું મમ ધામ વિશાળ." ૫
સુણતાં વચન સગર્વનાં, રિશાણિ વૃધ્ધા એક ;
ધસિ પકડ્યા બે પાયને, ગગન ઉડી ગઈ છેક. ૬
ડોશી દુર ઊડી ગઈ, પકડીને દ્રઢ પાય ;
હચ હચાવિયો હોંસથી, રૂડો રાવણરાય. ૭
સરોષ શિરપર ફેરવી, જોર કરીને જ્યાંય ;
ફેંક્યો તે આવી પડ્યો, મધ્ય સિંધુનીમાંય. ૮
થયો અચેત અગાધ જળ, મરે ન વિપ્રપ્રસાદ ;
સાવધાન ઉઠિ ચાલિયો, હૃદય ન હર્ષ વિષાદ. ૯
વળી એક રાવણતણી, વિસ્તારી કહું વાત ;
ચંદ્ર જીતવા ચાલિયો, ઉર અભિમાન અઘાત. ૧૦
ગયો સમિપ જવ ગુણહિણો, તનમાં પેઠી દાઠ ;
કંપિત કાયા વિકળ થઈ, સભય ફર્યો તઉઁ રાઠ. ૧૧
વળી એક રાવણ ગયો, બળિ જીતવા પાતાળ ;
બંધાયો ત્યાં બાપડો, બાળકથી તતકાળ. ૧૨
હયશાળામાં હયતણા, સહ્યા લાતના ઘાત;
ગુણહીણા રાવણતણો, વિસ્તારૂં શું વાત ! ૧૩
પાદપ્રહાર કરી રમે, બહુધા બાળકવૃંદ;
બળિરાયે લાવી દયા, છોડાવ્યો મતિમંદ. ૧૪
વળી એક લંકેશને, શહસ્રાર્જુને દીઠ;
જંતુ જાણિ પકડી લિધો, ધસિને ત્યાં હે ધીટ. ૧૫
કૌતક સરખુ બતાવવા, નગરલોકને નેટ;
લઈ આવ્યો ઘર લંકપતિ, "મર પાળી ધરિ પેટ." ૧૬
જઈ છોડાવ્યો તે પછી, પુલસ્ત્ય મુનિએ પૌત્ર;
જાણ્યું મનમાં એવું જે, ઉજડ થશે ઘરસૂત્ર. ૧૭
બહુપ્રકાર નિજ પૌત્રને, મુનિરાયે દિધ શીખ ;
પુર પોંચાડ્યો તે પછી, ઉન્મદ હૃદય અધીક. ૧૮
વળી એક રાવણતણી, વદતાં આવે વાત ;
થાય મને સંકોચ અતિ, તો પણ કહું ભલિભાત. ૧૯
રહ્યો વાળિની કાખમાં, ખાંતે તે ખટ માસ ;
વળિ અંગદને પારણે, બાંધ્યો રમવા આશ. ૨૦
કહ્યાં ગણાવિ ચરિત્ર સહુ, રાવણનાં દશશીશ ;
એમાં તું રાવણ કિઓ ? સત્ય કહે તજિ રીશ. ૨૧

( રાવણ )

વાનરવેડા તઉઁ હવે, સાંભળ હે કપિ મૂઢ ;
ઓળખાવું રાવણ તને, પ્રતાપ જેનો પ્રૌઢ. ૨૨

## ઝુલણા છંદ.

જેનિ જાણે સદા, ભુજલીલા ભલી ;
શીવનો શૈલ કૈલાસ કોડે ;
સ્હેજ શુરવીરતા, જેનિ જગવિદિત છે,
જાણતા એક હરનાથ હોડે;
પૂજિયા જેમને મેં ઘણી પ્રીતથી,
શીશનાં પુષ્પ શીશે ચઢાવી;
બોલ વીચારિ તું વાળિના બાળકા,
રાખિ વશ જીભ ઉર જ્ઞાન લાવી. ૧
શીશઅંબૂજ નિજ ભુજવડે ભાવથી,
લાવ વરદાન લેવા વિચારી;
પૂજિયા પ્રેમથી મેં ઘણી વાર તે,
દુ:ખહારી પુરારી વિચારી;
બાહુવિક્રમતણા પ્રૌઢ પરતાપને,
જાણતા દિક્ષ દિગ્ગપાળ સર્વે;
જેમના ઊરમાં શાલ હજિએય પણ,
મૂઢ માં ફુલ વદિ વેણ ગર્વે. ૨
ઊરભુધરતણી કઠણતાને ઘણી,
જાણતા દિગ્ગજો હૃદયવીપે;
ભીડું હું એમની સાથ જઈ જ્યાહરે,
રોળ વાળુ છું રીશે અતીશે;
જેમના દિર્ઘ રદ વજ્ર સમતુલ્યના,
ના શકે તોડિ હો કાળ છુટયા;
તેહ રદ માહરા હૃદયમાં લાગતાં,
સ્હેજ મૂળાપાણી જેમ તુટયા. ૩
ધરણિ બહુ ડોલતી અવળિ સવળી થઈ,
જો અલ્યા જેહના ચાલવાથી;
જેમ લઘુ હોડિ કો ડોલતી હોયના !
હોય ઉપર ચઢયો મત્ત હાથી;
તેહ રાવણ અલ્યા પ્રૌઢ પરતાપિ જગ,
વિદિત છે વિશ્વને ગુણ સારા;
સાંભળ્યો તેં શું નથિ શ્રવણ શઠ વાંનરા ?
બહુ વૃથા બોલનારા બિચારા. ૪

## દોહરા.

તે રાવણ મ્હાજોદ્ધને, લઘુ કરિ ગણે વિશેષ;
હે વાનર વળિ નરતણાં, વખાણ કરતો બેશ. ૧

તુચ્છ મહા બકવાદિ તું, અંગદ અતિ મતિમંદ;
સારાસાર વિચાર હિણ, નિપટ મહા તું નિંઘ. ૨

## કાવ્ય અથવા રોળાવૃત્ત.

(અંગદ.)

રાવણની સુણિ વાણિ, વદે અંગદ મન કોપી;
બોલ અધમ સંભાળિ, ગર્વતા મનથી લોપી. ૧
અતિશય ઉર અભિમાન, ભાન તું રાખ્ય ભલેરૂં;
સાંભળ શઠ લંકેશ, બતાવું બળ નરકેરૂં. ૨
શહસ્રાર્જુનતણા, ભુજ વન ગહન અખાડો;
તેહ દહન કારણ, અનળ જેહનો કુહાડો. ૩
ફરશુરામ સાગરનિ, તિવ્ર ધારામાં જેના,
બુડ્યા નૃપ બહુ વાર, અધિક અવનીમાંહેના. ૪
તેનો ગર્વ તમામ, નિરખતાં નાઠો જેને;
હે અભાગિ લંકેશ, નર કરી કે'છે તેને ? ૫
હે શઠ ખળ કેમરે! રામને નર કે'વાયે;
ધનુષધારિ કો કહે, કામદેવને કદાએ! ૬
ગંગાતણિ ગણતરી, સર્વ નદી સાથ શું કરવી!
કામધેનુ શું પશુ? વર્ગમાં ગણતાં ધરવી. ૭
કલ્પવૃક્ષને કદી, અલ્પતરૂમાંય ગણાએ;
અન્નદાન તે દાન, કરી મુખ કેમ ભણાએ! ૮
અમૃત શું રસમાત્ર? ગરૂડ શું પખિ પ્રમાણે!
શહસ્રમુખનો શેષ, તે શું પરડવું તું જાણે! ૯
ચિંતામણિ ઘણિ જ્યોત, તે શું પથ્થર કરિ પેખે!
સર્વ લોક સમતુલ્ય, લોક વૈકુંઠ શું લેખે! ૧૦
પ્રાપ્ત રામભક્તિ તે, લાભ કરિ માને મુરખા?
અલભ્ય મોક્ષદ જેહ, માગતા મ્હામુનિ સરખા. ૧૧
વનનો કરિ વિધ્વંશ, પૂર બધું નાખિ પ્રજાળી;
સૈન્ય સહિત તુજતણી, ગર્વતા નાખી ગાળી. ૧૨
અક્ષયનો ક્ષય કરી, ઇંદ્રજિત મુર્ચ્છિત કરિને;
તુજ દેખતાં તમામ, હોસ સર્વના હરીને. ૧૩
ગયો જેહ ગુણવાન, તેહ હનુમાન હઠીલો;
કપિ લેખે કેમ રે! મહા શઠ તું મન મેલો. ૧૪
સુણ રાવણ મુજ વાણિ, સર્વ ચતુરાઈ મેલી;
ભજિ લેને હજી ભુંડા, કૃપાસિંધુ દીનબેલી. ૧૫
હે ખળ જોતું થઇશ, મોહવશ રઘુવરદ્રોહી;
રાખી કોનહિ શકે, શીવ બ્રહ્મા શઠ જોઈ. ૧૬
વૃથા ન ગાલ ફુલાવ, વારતા વડિ વડિ કરિને;
ધરાયો ન સમજીશ, ઉદર મનમોદક ભરિને. ૧૭
રામવિરોધે થશે, અવસ્થા એવી તારી;
કહું તને સમજાવિ, કાન ધર મુકી લવારી. ૧૮
દશે શીશ તાહરાં, સર્વ કપિઓ પદ આગે;
પડશે પૃથ્વીમાંય, બાણ રઘુવરનાં લાગ્યે. ૧૯
તે તારાં શિર સર્વ, ભાલુ કપિ દડા પ્રમાણે;
રમશે ચોગાનમાં, સત્ય કહું છું આ ટાણે. ૨૦
જ્યારે અતિ કોપશે, રણાંગણમાંહે રઘુવર;
શર કરતાં સુસુઆટ, છૂટશે જેવાં ફણિધર. ૨૧
તવ ચાલશે શું આમ, લવરિ તારિ હે લબાડી?
અંતર એવુ વિચારી, રામ ભજ તજિ મતિ આડી. ૨૨

## દોહરા.

(રાવણ૦)

સુણતાં રાવણ વચન એ, ઉર પ્રજળ્યો અતિ શોચ;
બળતા મહા અનળવિષે, ઘૃત હોમ્યું જ્યમ હોય. ૧
હે શઠ ભઠ અવતારના, અંગદ કપિ મતિમંદ;
સાંભળ થઈ સલક્ષણો, વદે એમ દશકંધ. ૨

## ચંદ્રક્રીડા છંદ.

મહાવીરનો વીર છે વીર મારે અલ્યા કુંભકર્ણ;
વળી વિશ્વજાહેર શક્રારિશો સૂત સૌ કીધ શર્ણ;
વળી તેં નથી કો દિ કાને સુણી શકિત મારી અતીશે;
ડંલ્યા લોક જોરે સુરાસુર પાતાળ સર્વે સરીશે. ૧
લઈ સ્હાય જો વાનરોની બળે બાંધિઓ સિંધુ રીઝી,
પ્રભૂતાઈ તારા પ્રભુકેરિ છે એજ કે કાંઈ બીજી?
ઘણાં પંખિઓ સિંધુ ઓળંઘતાં તે કશી છે નવાઈ;
ન તે શૂર કેહવાય હે વાનરા શઠ્ઠ શી કીર્તિ ગાઈ! ૨
પરંતુ તું જો આ ભુજામ્બુધિને જોરનું પાણિ જેમાં;
બુડ્યા છે સુરાસૂર મ્હાસૂર એવા નરો આવિ એમાં;
ઉંડાછે અતી વીશ ભૂજામ્બુધી કો દિ જેનો ન આરો.
કહો કોણછે વીર એવો કહીં પાર એ પામનારો! ૩
ભરાવું સદા દિગ્ગપાળો કને નીર એવો યશસ્વી,
મને તે તું આજે સુણાવે યશો ભુપના દુષ્ટ આવી!
પ્રભુ તાહરો જુદ્ધ ઝુઝારિ છે જો મહા શકિતશાળી,
બકે ગુણગાથા તું તો જેહની વારવારે રૂપાળી. ૪
તને ત્યાહરે મોકલ્યો વિષ્ટિએ કોણ કામે અત્યારે,
રિપુસાથ પ્રીતી કરંતાં નહીં લાજ આવી લગારે!
સદાશીવના શૈલને મંથનારા મહાભૂજ મારા;
વિલોકી તું તોએ વખાણે વળી વાનરા નાથ તારા. ૫

શુરો કોણ છે રાય લંકેશ જેવો કહે કીશ કોડે ?
સ્વહસ્તે દશે મસ્તકો કાપિ હોમ્યાં અગ્નિમાંય હોડે ;
સદાશીવ છે સાક્ષિ તેના સહર્ષે કપી જો વિચારી ;
તું માં બોલ ઝાઝૂ નથી આપવાનો હૂં તો એમ નારી. ૬
બળતાં બહુધા વિલોક્યૂ હતું મેંજ લેલાટ મારૂં ;
વિધિના લખ્યા લેખ જે ભાગ્યમાં વાંચિ જોઈ વિચારૂં ;
લખ્યું મર્ણ મારૂં નકી માનવી હાથ તે વાંચિને હૂં ;
હસ્યો જાણિ બ્રહ્માનિ વાણીવૃથા બાપડો એ બિછે શું ! ૭
વિચારી મને ત્રાશ તેનો ન કાંઈ ન હૂં તેથિ રૂડ઼.
થયો વૃદ્ધ બ્રહ્મા મતી ભોળિ તેથી લખ્યું એવું જૂઠ઼ ;
બિજા વીરનું જોર તું મારિ આગે સહુ લાજ ત્યાગી.
કહેછે શું હે વાનરા શઠ્ઠ અંતે તું મર્ણાનુરાગી ! ૮

## દોહરા.

(અંગદ૦)
અંગદ કહે મુખે હસી, લાજવંત જગમાંય;
તુજ સમાન હે રાવણા, કોય ન દીઠો ક્યાંય. ૧
જ્યાં ત્યાં શિર વળિ શૈલની,કથા ચઢી રહિ ચિત;
વાર વીશ કહિ તેથિ તેં, પ્રતિઉત્તર સુનિમિત્ત. ૨
લાજવંત છે તુજતણો, સ્વભાવ સુંદર સ્હેજ;
નિજગુણ નિજમુખ વર્ણવી, ક્યમ ન કહે તું તેજ ! ૩
તેં તારા બળ બોઢને, રાખ્યું હતું ઉગ્રધાલિ?
જીત્યો હતો જ્યારે તને, શહસ્રાર્જુન વાળિ. ૪
સાંભળ હે લંપટ નિપટ, અતિ મતિમંદ કુનામ;
શિર કાપ્યે શુરવીર તે, થવાય નહિં કો ઠામ. ૫
બાજીગર કે'વાય નહિં, વીર તથા રણધીર;
કાપે છે નિજ હાથથી, સર્વે આપ શરીર. ૬
બળે પતંગ વિમોહવશ, ભાર વહે ખરવૃંદ;
તે ન કહાવે શુર કદી, સમજી જો મતિ મંદ. ૭

## ઝુલણા છંદ.

હે મતી મંદ ખળ સર્વ સમજી હવે,
વાત ના કરિશ મૂખે વધારી;
ત્યાગિ મદ માનને મોહ સહુ પરહરી,
વચન સુણજે તુ મારૂં વિચારી;
વિષ્ટિએ હું નથી આવિયો અધમ હે,
તું રખે જાણતો એવું મનમાં;
મોકલ્યો છે મને તો કહું તે હવે,
એવું વીચારિ રામે હૃદયમાં. ૧
કીધું છે ફરિ ફરી એવું રામે મને,
બેશ ઉપદેશ દેઈ ઘણેરો;
વિશ્વમાંહે ન યશ રંક શીયળને,
ક્રૂર થઇ મારતાં સિંહકેરો;
વેણ એવાં મહા રામ સુખદેણનાં,
સમજિને ઊર વીચારિ સારાં;
શઠ દશશીશ હે સહન કરૂં સર્વ તે !
કઠણ વચનો અલ્યા આજ તારાં. ૨

## રોળાવૃત્ત.

નહિં તો મુખ તાહરૂં, ભાગિ એકી લપડાકે;
જાનકિને લઈ જાઉં, બિ'તો નથિ તારિ ધાકે. ૧
જાણવું બળ તાહરૂં, અધમ અભિમાનિ સુરારી;
સુને ઘરથી શઠ, ચોરિ આણી પરનારી. ૨
તું છે રાક્ષસાધીપ, ઘણા ગર્વનો ભરેલો;
હું પ્રભુ શેવકતણો, દૂતછું રણઅલબેલો. ૩
જો હું ન ડરતો હોઉં, રામ અપમાનથિ આજે;
તો તુજના દેખતાં, એવું કૌતક કરૂં આજે. ૪
સૈન્ય સહિત તુજને, પૃથ્વિપર રિશે પછાડી;
કરી લંક ઉદ્વસ્ત, હસ્તબળ મમ દેખાડી. ૫
તુજ યુવતિઓ સમેત, જનકજાને લઈ જાઊં;
તુજ બળ વૈભવ જોઈ, નહીં કાયર કદિ થાઊં. ૬
યદ્યપિ કરૂં એ કામ, તોય ન વડાઈ તેમાં;
મરેલને મારવા, કશૂં પુરૂષારથ એમાં ! ૭
વામમાર્ગિ વશકામ, કૃપણ મતિમંદ અભાગી;
અતિ દરિદ્રિ અપયશી, છેક ઘરડો ઘરરાગી. ૮
સદા રોગવશ અધિક, નિરંતર ક્રોધી ભારે;
વેદસુસંતવિરોધિ, વિશ્વદ્રોહી સંસારે. ૯
નિજ તન પોષણહાર, વળી પરનિંદાવાળો;
પુરૂષ પાપની ખાણ, કૃત્ય કાળાં કરનારો. ૧૦
ચૌદ પ્રાણિ ચંડાળ, છતા મુવા સમજવા;
જાણિ એવું ઉરમાંય, એમને સત્વર તજવા. ૧૧
એવું વિચારી આજ, મારૂં ના ખળ હે તુજને;
હવે ન ઉરમાં અધિક, રીશ ઉપજાવિશ મુજને. ૧૨

## ચંદ્રક્રીડા છંદ.

( રાવણ૦ )
સુણી વાણિ એવી સકોપે કહે રાક્ષસાધીપ રૂઠી ;
રિશે હોઠ પીસી અને હસ્ત કંઠી વળી વાળિ મૂઠી ;

હવે હે કપી શઠ મ્હાનીચ તું મોત ચિત્તે ચહેછે;
લઘૂ મુખમાં માય ના એવિવાતો વદી જો કહેછે. ૧
કટૂ વાકય બોલે અલ્યા વાનરા બુધ્ધિ ને જોર જેને;
નહીં જોર બુધ્ધી તથા તેજ કાંઈ પ્રતાપેય તેને ;
અગ્રાણી અમાની વિરાગી વિચારી ખરે તેહને તો ;
પિતાએ મુકયો વંન કાઢી તું તે ચિત્તમાં શે ન લેતો ? ૨
મહા દુઃખ તે, વિહુ નારીતણો, છે વળી ત્રાસ મારો ;
બળ રાતદા'ડો અલ્યા અંગદા એહ કે નાથ તારો !
તને જેહના જોરનો ગર્વ ઝાઝો મતિમંદવાળા ;
ઘણા માનવી ખાય એવા સદા દૈત્ય મારા ભુખાળા. ૩

## દોહરા.

વિચાર પામર વાનરા ; તનથી તજું સહુ ટેક ;
જુધે શું કરશે જોગટા, વિના વિચાર વિવેક. ૧
વીર્ય શકિત બળ ધન બહુ, અધિક અગાધ અપાર ;
આપી તે લાવ્યો અહીં, નારિરત્ન નિરધાર. ૨
વીર્ય શકિત બળ અધિક જો, હોય તમારામાંય ;
તો તે સર્વે બતાવજો, જુધ્ધ રચાએ જયાંય. ૩
એમ ન જાણિશ અંતરે, છોછો રાવણ છેક ;
સહુમાં આજ શિરોમણી, અવનિ છત્રધર એક. ૪

## રોલાવૃત.

કરિ જયારે કોપિને, રામનિંદા લંકેશે ;
તવ કપિકુંજર થયો, રાતડો ક્રોધાવેશે. ૧
હરિ હર નિંદા જેહ, શ્રવણ સાંભળશે કો નર ;
તેને ગૌઘાતનું. પાપ થાશે પૃથ્વીપર. ૨
ઉન્મદ અંગદ અધિક, ક્રોધથી કંપી ઊઠયો ;
હિરણ્યકશ્યપ ઉપર, જેમ નરકેશરિ રૂઠયો. ૩
રિશે નેત્ર આરકત. વરસશે શ્રોણિત જાણ્યે ;
શકે પૃથ્વિ પડ ઉંધુ, પાડશે એ આ ટાણે. ૪
કટકટાવિ રદ રિશે, કોપિ ચિશ કારમિ પાડી;
ઉપાડિ બંને ભુજા, પૃથ્વિપર પછી પછાડી. ૫
ડગમગ ડોલી ધરણિ, સભાસદ ચળિત થયા ત્યાં;
ભાગ્યા મન ભય પામિ, કોય ના દૈત્ય રહ્યા ત્યાં. ૬
આયુધ હેઠાં પડયાં, કરથિ સૌ યોદ્ધાકેરાં;
શિથળ વિથળ સહુ થયા, કરૂં શું વખાણ ઘણેરાં. ૭
પડતાં પડતાં ઉડયો, રાક્ષસાધિપ સંભાળી ;
પડયા મુગટ પૃથ્વિમાં, દશે મસ્તક થળ ટાળી. ૮
લઈને તે માંયથી, કેટલા મેલ્યા શીશે ;
કેટલાક અંગદે, લેઈ લીધા અતિ રીશે. ૯
શિરપર ફરવિ તર્ત, ફેંકિયા પ્રભુ ભણિ પ્રીતે;
રહ્યો જોઈ રાવણો, કરે શું બળ નિરખી તે? ૧૦
દેખિ આવતા મુકુટ. ભાલુ કપિ સરવે ભાગ્યા;
"દિને કયાંથિ હે દેવ, નક્ષતર ખરવા લાગ્યા." ૧૧
"કે પછિ કરિને કોપ, રાવણે ફેંકયા અમપર;"
"આવે અતિ વેગમાં. વજ્ર ચારે એ અદ્ધર." ૧૨
"હૃદય ન બીશો કોય," કહે રઘુવર હસિ ત્યારે;
"એ ન રાહુ કે વજ્ર, નહીં તારા નિરધારે." ૧૩
"એછે મુકુટ વિશેષ, દિવ્ય દશમૌલીકેરા;"
"આવે આપણ ભણી, વાળિસુતકેરા પ્રેર્યા." ૧૪
કૂદી કરમાં લિધા, મારૂતી મહા કૃપાળુ;
આણિ મુકયા પ્રભુપાસ, જુએ કૌતક કપિ ભાલૂ. ૧૫
સુર્ય સમાન પ્રકાશ, જયોતિ જળહળતી દીઠી;
સુણો વળી મુનિરાજ, સ્નેહથી અંગદવિષ્ટી. ૧૬
કહે કોપિ લંકેશ, સર્વને ભુજા ઉઠાવી;
"ઝિકો ઝાલિ પૃથ્વિમાં, માર દો શૂર ચઢાવી." ૧૭
"હાં શું રહ્યાછો જોઈ! ભાગિ ના જાય અભાગી;"
"ઝાલો ઝટ એહને, મોત આવ્યો એ માગી." ૧૮
"ધાઓ સહુ શામદો. અવિરીતે આવારે;"
"શોધિ શોધિ કપિ ભાલુ, ખાંતથી ખાઓ ખારે." ૧૯
"મર્કટહિણ મહિ કરો. રૂઠયો અવ રાવણરાણો;"
"વીર બંને જોગટા, જીવતા ઝાલી આણો." ૨૦
અંગદ ઉરમાં હસે. "ઘણો લંકેશ લબાડી;"
"મતિ વિભ્રમ થઈ ખરે, કાળવશ પુરો અનાડી." ૨૧
વળિ અંગદ યુવરાજ, કોપકરિ બોલ્યો ત્યારે;
"વગાડતાં એ ગાલ. લાજ નહિં તને લગારે." ૨૨
"ગળૂ કાપિ મરિ જા તું. મહા નિર્લજ કુળઘાતી;"
"બળ વિલોકયું મમતણું, તોય ફાટતિ નથિ છાતી." ૨૩
"રે પરનારીચોર. કુટિલ હે કુપંથગામી;"
"મહા દુષ્ટ અઘરાશિ, મંદમતિવાળા કામી." ૨૪
"સનેપાત છે થયો, દુષ્ટભાષણ બબડેછે!"
"કાળવિવશ તું વિશેષ, ચિત્ત ચગદોળ ચડેછે." ૨૫
"ફળ પામિશ એહનૂં, અભાગી આગળ હાવે;"
"ચપેટવા લાગશે, ભાલુ કપિઓ બહુ ભાવે." ૨૬
"રઘુવર છે માનવી? એવિ હજી બોલે વાણી;"
"જીભ તૂટિ ના પડી, તારિ હે શઠ અભિમાની." ૨૭

"તુટિ પડશે જીભ જાણ, કશો સંશય નથિ તેમાં;"
"શીર સોત પોડે દિ, ભયંકર રણભોમીમાં." ૨૮
"વાળિ મહાબળશાળિ, મારિયો એકી બાણે;"
"તેને તું નર કરી, અભાગી અંતર જાણે." ૨૯
"ભલે વીશ છે નેત્ર, આંધળો છેક તથાપી;"
"ધિક્ક જન્મ તુજતણો, અધમ જાતી જડ પાપી." ૩૦
"બાણો રઘુભાણનાં, તૂજ શ્રોણિતનાં તરશ્યાં;"
"એક એકથી અધિક, કાળરૂપી મણિધરશાં." ૩૧
"તૃષાદુઃખ તેમનું,જાણિ જીવતો હું મૂકૂં;"
"બોલી લે દુર્વાદ, મોત આવ્યૂં અવ ઢૂંકૂં." ૩૨
"અધમ દૈત્યપતિ અતી, હું તો હિત તારા માટે;"
"ઉગારવા આવિયો,રાવણા આણી વાટે." ૩૩
"તોડિ પાડવા તરત, દાંત બત્રીશે તારા;"
"લાયક હું નિરધાર, હસ્ત હઠિલા જો મારા." ૩૪
"આજ્ઞા આપીનથી, નાથ રઘુનાથે મારે;"
"રહ્યો તેથિ મન મારિ, વિચારી જો આ વારે." ૩૫
"તોડિ નાખું દશ શીશ, રીશ એવી વ્યાપેછે;"
"લંક બોળું સિંધુમાં,રજા વાણ ચિત ના કે'છે." ૩૬
"ઊમરડાફળ તુલ્ય,તારિ લંકા મનુજાદી;"
"જાણ્યે એ ફળમધ્ય, વસે નિર્ભય જીવ આદી." ૩૭
"હું કપિને ફળ તેહ, વાર ખાતાં શી આજે!"
"આજ્ઞા આપીનથી, રામ ગુણિ ગરિબનિવાજે." ૩૮

## છપ્પા.

(રાવણ૦)
　વચન યુક્તિ સુણિ તેહ, હસ્યો લંકેશ સમમતા,
　શિખ્યો ક્યાંથિ આવડી? મૂઢ કપિ અતિ અનૃતતા;
　આવિ વાત નથિ કરી, વાળિએ ગાલ ફુલાવી,
　તપસિ મળ્યે તું થયો, લબાડી વળિ અહિં આવી;
(અંગદ૦)
સાચેજ લબાડિ હું રાવણા, અંગદ કહે સકોપથી;
ન ઉખેડિ તારિ દશ જીભ જો,આ અવસર અતિ ચોપથી.૧

## કાવ્ય અથવા રોલાવૃત્ત.

રામ પ્રતાપ અમાપ, સમજિ અંગદ ઉર કોપી;
સભામાંજ "પાણ" કરી, બોલિયો પછિ પદ રોપી. ૧
"ચરણ માહરો કોય, સ્થળથિ શકશે શઠ ટાળી;"
"હારિ સીતા હું જાઉં, રામને પાછા વાળી. ૨
સુણિ અંગદની વાણ, કોપ કરિ રાવણ કે'છે;
(રાવણ૦)
ઉઠો શુરા શામદો, વાનરો ગર્વે વ્હેછે. ૩
પકડિ પાય એહને, ઝિંકો ધરણીપર જોરે;
સભામાંયથી બલા, મારિને કરિ દ્યો કોરે." ૪
અતિ બળાઢ્ય રણધીર, ઇંદ્રજિત આદિક યોદ્ધા;
ઉઠયા હર્ષિ જ્યાં ત્યાંથિ, ગર્વ બળ બકતા બહુધા. ૫
અધિક બળે મ્હા કળે, ઝડપ જઈ પાય પકડતા;
ટળે ન તવ હત તેજ, બેસતા જઈ શિર નમતા. ૬
ઊઠયો પછિ તો આપ, રાય રાવણ રિશ આણી;
ઝાલ્યો પદ જઈ ઝડપ, છેક કપિ છોછો જાણી. ૭
ટળે નહીં કેમેય, ચરણ પણ અંગદકેરો;
સકળ દ્રોહિ રાવણો, પાપિ મથિ મુવો ઘણેરો. ૮
જન કુયોગિ જ્યમ કોય, મોહતરૂને મુળમાંથી;
ઉપાડિ કદિ નવ શકે, જ્ઞાન બળ હોયે ક્યાંથી.? ૯

## દોહરો.

મહિ તજે ન વાનરચરણ, જોતાં રિપુ અભાગ્ય;
કોટિ વિઘ્ન જન સંત જ્યમ, ન કરે નીતિનો ત્યાગ. ૧
અંગદ બળ અતિ દેખિને, હાર્યા સર્વે ઊર;
ઉઠયો આપ યુવરાજ પછિ, ઇંદ્રજીત અતિ શૂર. ૨
ચરણ ઝાલતાં કપિ કહે, "સાંભળ શઠ સદભાવ;"
"મમપદ ગ્રહે ન તુજતણો, બહુધા કાંઈ બચાવ." ૩
"જા જઈ ક્યમ નથિ ઝાલતો, રામચર્ણનું શર્ણું?"
સુણતાં પાછો વળિ ગયો, શ્રીહત થઈ શું વર્ણું ? ૪
થયો તેજ ક્ષિણ તે સમે, શ્રીગઈ સરવે સ્હેજ;
દિવસમધ્ય શોભે શશી, જેવો અતિ નિસ્તેજ. ૫
બેઠો સિંહાસન જઈ, શિર નમાવિ તજિ ગર્વ;
જાણ્યે બેઠો તે જઈ, ગુમાવિ સંપતિ સર્વ. ૬
શરણાંગત વત્સળ સદા, જગદીશ્વર શ્રીરામ;
વિમુખ તેનિ થઈ વિશ્વમાં, ક્યમ પામે વિશ્રામ! ૭
જેના ભૃકુટિ વિલાસમાં, હે ભવાનિ સતિ છેક;
ઉપજે વિશ્વ અનેક વળિ, થાય નાશ પળ એક. ૮
વજ્ર કરે લવ તૃણતણૂં, વજ્રતણૂં તૃણ તેમ;
"પાણ" તેના દૂતકેરૂ તે, કહો ટળે મુનિ કેમ? ૯
વળી નીતિ કહિ વિવિધ વિધિ, વિશેષ જાણવી વ્હાલ;
કાળ સમિપ આવેલ તે, માને નહિં તે કાળ. ૧૦
રિપુમદ પ્રમથિ સુયશ ઘણા, સુણાવિ પ્રભુના સ્હેજ;
વાળિપુત્ર રણવાંકડો, ચાલ્યો ત્યાંથિ સતેજ. ૧૧

જાતાં કહેતો જાય છે, શુર અંગદ યુવરાજ;
મુછે તાલ દઈ જ્યમ સુણે, સર્વે સભા સમાજ. ૧૨
"સહુને મોઢે શી કરૂં, આજ વડાઈ વિશેષ?"
"જુધે રમાડિ રમાડિને, મારિશ હે લંકેશ." ૧૩
"રોળિ રોળિ રણક્ષેત્રમાં, હે રાવણા અજાણ;"
"જો ન મારૂં તો જનનિને, પેટ પડયોતો પાણ." ૧૪
"જો ન વાળુ રણક્ષેત્રમાં, તુજકુળ સત્યાનાશ;"
"તો ન વાળિના વિર્યનો, દીનબંધુનો દાસ." ૧૫
પ્રથમ મારિયો પુત્રને, કપિએ કરિને ક્રોધ;
સાંભળિ રાવણ દુખિ થયો, જોરાવર મ્હાજોધ. ૧૬
દૈત્યમાત્ર અંગદતણું, બળ વિલોકિ બહુ બેશ;
ભયવ્યાકુળ અતિ ભાસતા, અંતરમાંય વિશેષ. ૧૭
રિપુબળ મથિ ઉર હર્ષિ અતિ, વાળિપુત્ર બળપુંજ;
સજળ નેત્ર પ્રફુલીત તન, ગ્રહ્યા રામપદકંજ. ૧૮
સાંજ જાણિ લંકેશ તવ, ગયો ઘેર સઉદાસ;
મંદોદરિ સમજાવવા, પ્રીતે આવિ પતિ પાસ. ૧૯

## રાગ પરજ.

(તારૂં ગોકુળ જોવાને આવ્યરે, મથુરાનાવાસી. એઢાળ)

મારા પ્રીતમ વલ્લભ માણરે, હઠ મૂકો હઠીલા;
કુળનાશ રૂડયે રઘુભાણરે, હઠ મૂકો હઠીલા.—ટેક.
કુમતિ તજો મારા કંથજીરે, સમજી મન શુધપંથ;
શોભે ન યુધ્ધ રઘુનાથશુરે, ક્યાં તમે ને ક્યાં જાનકીકંથરે!
હઠ મૂકો હઠીલા. ૧
રામતણા લઘુબંધવેરે, ખેંચી હતી શર રેખ;
તે ન ઓલંઘાઈ આપથીરે, એવી તમ મનુષાઇ છેકરે!
હઠ મૂકો હઠીલા. ૨
જીતશો શું તમે તેહનેરે, સંગ્રામમાં સ્વામિનાથ!
નજરે જોયાં જેના દૂતનાંરે, આવાં કામ તમે ભલિભાતરે.
હઠ મૂકો હઠીલા. ૩
કૌતક માત્રમાં કુદિનેરે, વારિધિ જેહ વિશાળ;
આવ્યો અશંક થૈ લંકમાંરે, કપિ કેશરીકેરો બાળરે.
હઠ મૂકો હઠીલા. ૪
શોકદ કીધું અશોકનેરે, રોળી બધા રખવાળ;
અક્ષયનો ક્ષય યુદ્ધમાંરે, કર્યો તમ દેખતાં તતકાળરે.
હઠ મૂકો હઠીલા. ૫
નિર્ભય થઈ જેણે લંકનેરે, બાળી કર્યું બધુ રાખ;
ઘાલી રહ્યાતા શું તે સમેરે, બળગર્વ બધુ નિજ કાખરે?
હઠ મૂકો હઠીલા. ૬
વૃથા ન ગાલ વગાડશો રે, નાથજી કુળક્ષય કાજ;
ઉરમાં વિચારો આ સમેરે, કહ્યુ દાસીતણું કાંઈ આજરે.
હઠ મૂકો હઠીલા. ૭
નૃપતિ કરી નવ માનશોરે, નાથ તમે રઘુનાથ;
એ અખિલેશ્વર આપથીરે, અતિબળ કળ સૌ એને હાથરે.
હઠ મૂકો હઠીલા. ૮
મનમાંય મારિચ જાણતોરે, બાણ પ્રતાપ અમાપ;
માન્યું કહ્યું નહીં તેહનુંરે, કરી નીચમતી ભુલ્યા આપરે.
હઠ મૂકો હઠીલા. ૯
અગણિત આવી મળ્યા હતારે, જનકસભામાં ભુપાળ;
નાથ તમેય ત્યહાં હતારે, બળ ગર્વ વિશાળ તે કાળરે.
હઠ મૂકો હઠીલા. ૧૦
ભાગિ ધનુષ્ય ભલિભાતથીરે, જાનકી પરણ્યા રામ;
જીત્યા ન ક્યમ ત્યારે તેહનેરે? રણભૂમિમાં કરિ સંગ્રામરે.
હઠ મૂકો હઠીલા. ૧૧
સુરપતિનો સુત જાણતોરે, બળ રઘુપતિનું ઘોર;
કાણો કરી મૂકયો જીવતોરે, ના માનોતો પુછો તેનજોરરે.
હઠ મૂકો હઠીલા. ૧૨
સુર્પનખા શાણાં બેનનીરે, જોઈ ગતી તમે નાથ;
તોય ન ઉરમાં આપનેરે, કશી લાજ વિશેષ સુભાતરે.
હઠ મૂકો હઠીલા. ૧૩
ખર દૂષણાદિ વિરાધ નેરે, કાળ પમાડયો કબંધ;
એકે બાણે વાળિ વિધિઓરે, તેને નર કરિમાને મદાંધરે!
હઠ મૂકો હઠીલા. ૧૪
જોતામાં જળધિ બંધાવિયોરે, ઉતર્યા આણી તીર;
સુવેળાચળપર સ્નેહથીરે, કપિ ભાલુ સહિત રઘુવીર રે.
હઠ મૂકો હઠીલા. ૧૫
કરૂણાળુ રામે કૃપા કરીરે, કંથજી તમ હિત કાજ;
મોકલ્યો દૂત મનાવવારે, એવા અન્ય કો ગરિબનિવાજરે?
હઠ મૂકો હઠીલા. ૧૬
ભરી સભામાંય જેમણેરે, તમ મદ પ્રમથ્યો તમામ;
નિર્ભય થઈ જ્યમ કેશરીરે, ગજ ટોળામાં ઘુમે સહામરે.
હઠ મૂકો હઠીલા. ૧૭
અંગદ ને હનુમાનજીરે, શેવક જેના સદાય;
વીર વંકા રણવાંકડારે, કેમ જુદ્ધમાં જીત્યા તે જાયરે?
હઠ મૂકો હઠીલા. ૧૮
તેને તમે કહો માનવીરે, હે પ્રિય વારંવાર;
દૈકટ મરતા માનમાંરે, વહ્યા જાઓ તમે નિરધારે.
હઠ મૂકો હઠીલા. ૧૯

કંથ અરેરે રામશુરે, શાને વધારો વિરોધ!
કાળવિવશ શકે છો થયારે? તેથી બહુધા ન લાગે બોધરે.
હઠ મૂકો હઠીલા. ૨૦
લાકડિ લઈ નથી મારતોરે, કંથજી કોઇને કાળ;
ધર્મ બુદ્ધી સદ્વિચારનેરે, હરિ લેછે પ્રથમ તતકાળરે.
હઠ મૂકો હઠીલા. ૨૧
મૃત્યુ સમિપ આવે જેહુનેરે, તેને તમારી જેમ;
થાયછે વિભ્રમતા વડીરે, તમને પણ ભાસે તેમરે.
હઠ મૂકો હઠીલા. ૨૨

## દોહરા.

બળિયા બે સુત મારિયા. નગર બાળિ કર્યું રાખ;
દો હુજીય પરનારિને, અલભ્ય તજિ અભિલાખ. ૧
કૃપાનાથ રઘુનાથને, ભજો રાખિ મન ભાવ;
નાથ વિમળયશ વિશ્વ કરિ, કુળનો કરો બચાવ." ૨
નારિવચન સુણિ બાણસમ, ઝાઝી ઉપની ઝાળ;
ગયો સભામાં ગુણહિણો, પડતાં પ્રાતઃકાળ. ૩
જઈ બેઠો સિંહાસને, ગર્વે ફુલિ ગુણહીણ;
ત્રાસ સર્વ ભૂલી ગયો, ગંડક ગર્વાધીન. ૪
બોલાવ્યો અહિંયાં હવે, અંગદને નિજપાસ;
શ્રીરઘુનાથે સ્નેહથી, મંદ કરી મુખ હાસ્ય. ૫
આવ્યો અત્રિક ઉતાવળો, ત્યાં અંગદ યુવરાજ;
ચરણકમળ શિર નામિયું, રીઝયા શ્રીરઘુરાજ. ૬
અતિ આદર એનો કરી, બેસાડિઓ સમીપ;
બોલ્યા હસી ખરારિ હરિ, કૃપાળુ અમરાધીપ. ૭
"અચરજ લાગે અતિ મને, હે વાળિજ રણજીત;"
"વદજે સત્યવચન હવે, પૂછું તને સપ્રીત." ૮
"નિશિચરકુળમાંહે વડો, રાવણરાય સદાય;"
"અતુલ્ય ભુજબળ એહનું, જાહરછે જગમાંય." ૯
"મોકલિયા મસ્તકમુકુટ, તેના તેં અહિં ચાર;"
"કહે તાત કેવિ રિતે, મળ્યા તને નિરધાર!" ૧૦
અંગદ વદે વિચારિને, સુણો રામ સુખકાર;
"એ ન મુકુટ મસ્તકતણા, નૃપભુષણ ગુણ ચાર." ૧૧
"શામ દામ વળિ દંડ છે, ચોથો ગુણ ભલભેદ;"
"નૃપઉર વસે સદાયતે, વદે એમ મુનિ વેદ." ૧૨
"નીતિ ધર્મના ચરણ શુભ, સોહામણા સદાય;"
"એવું જાણિ જીત ચાર ગુણ, આવિ પડ્યા પ્રભુપાય.'૧૩
"ધર્મહીણ પ્રભુપદવિમુખ, કાળવિવશ દશશીશ;"
"આવ્યા ગુણ રાવણ તજી, સુણો કૌશલાધીશ." ૧૪

પરમ ચતુરતા કપિતણી, સાંભળિ રામ ઉદાર;
હસી પડ્યા અતિ હેતથી, "વાહ તું વાળિકુમાર" ૧૫
કહ્યા પછી સહુ માંડિને, સમાચાર ભલિભાત;
ગઢમાં જેહ બનેલ તે, રાવણકેરી સાથ. ૧૬

## રાગમારૂ.

સમાચાર પામ્યા રિપુકેરા, વાળી સુતને મુખેથી ઘણેરા;
સર્વ સચિવ બોલાવ્યા પાસ, રઘુનાથે ત્યારે સઉલાસ. ૧
"ચાર દ્વારછે ફરતા વંકા, મહા દુર્ગમ ગઢ છે લંકા;"
"કેવી રીતે પામિએ પાર? સર્વ મળિને કરો સુવિચાર."૨
સુણી રઘુવરવાણિ વિશેષ, કપિરાય ઋક્ષેશ લંકેશ;[1]
સમરી હૃદયમાં શ્રી કૌશલેશ, દિનકરકુળકમળદિનેશ. ૩
કર્યો કોડે વિચાર એકાંત, ગઢ ભેદાય જ્યમ ભલિભાત;
કર્યા સૈન્યાતણા ચાર ભાગ. દૈત્ય દળવાનો આવ્યો લાગ.૪
યથાયોગ્ય કર્યા સૈન્યાપતિ, રાય સુગ્રીવછે મ્હામતિ;
સહુ સૈન્ય ત્યાં લીધું બોલાવી, કહે સુગ્રીવ ભૂજ ઊઠાવી.૫
"જીત આપણી છેજ જરૂર,ગાજે શિર સમરથ પ્રભુ શૂર;"
કહ્યો સમજાવી રામપ્રતાપ, રાય સુગ્રીવે સર્વ અમાપ. ૬
સિંહનાદ કરી કપિ સર્વે,ધાયા ઝટ ભર્યા બળ ગર્વે;
કેટલાક સુભટ મુખ ગાજે, જેમ વૈરીનાં હૈડાં દાઝે ૭
કેટલાક કુદેછે ગગન,કપિ ભાલુ સુભટ મહા ધન્ય;
મુખે કારમી પાડે ચીશ, જય રામ કૌશલાધીશ. ૮
વીર વાનર સહુ રણવંકા, જાણે છે કે દુર્ગમ ગઢલંકા;
તોય રામ પ્રતાપથી સર્વે, ચાલ્યા કપિ નિર્ભય બળ ગર્વે.૯
ઘટાટોપ કરી દૈત્યવેરી, લીધી લંકા ચોગરદમ ઘેરી;
મુખે ભેરી નિશાન વગાડે, સિંહનાદ કરીને ત્રાડે. ૧૦
જય રામ સાનુજ બળસીમ, જય જય કપિરાય સુગ્રીવ;
ગાજે કેશરી નાદ કરીને, રીંછ વાનર ગર્વ ધરીને. ૧૧

## છપા.

ખળભળાટ પોકાર, પડ્યો લંકામાં પૂરણ,
સુણ્યો તેહ રાવણે, હાકિ ઊઠ્યો મદચૂરણ;
"જુઓ જાંખિ મ્હા જોદ્ધ, મૂઢ કપિદળનિ મુર્ખતા,
સર્વ નિશાચર સૈન્ય, તરત હસિ તેડાવી ત્યાં;
"કપિ સર્વ કાળના મોકલ્યા, આવ્યા અહિં ટોળે મળી;"
"અતિશે ક્ષુધાર્થિ આ અવસરે, દૈત્ય માહરા મ્હાબળી."૧
એવું કહિ એ સમે, હસ્યો શઠ રાવણ અતિશે,
"દિધો જુઓ આહાર, ઘેર બેઠાં જગદીશે;"

[1] ૧ વિભીષણ.

"અહો શુરા શામદો, ચોંપથી ચોદિશ ધાઓ."
"ઝાલિ ઝાલિ ઝડપથી, ખાંતથી કપિ રિંછ ખાઓ;"
અભિમાન એવુ રાવણ ઉરે, જ્યમ ટિટોડિ પગ ઊપરે;
આકાશ સર્વ અટકાવવા, અભિમાન અંતર ધરે. ૨

ચાલ્યા દૈત્ય સચોપ, રાયની આજ્ઞા માગી,
અસ્ત્ર શસ્ત્ર કર ગ્રહ્યાં, ભભકતા ભાલા સાંગી;
તોમર મુદગળ અકળ, પરિઘ પરચંડ અખંડિત,
ત્રિશૂળને તરવાર, ફરશિ બરછી અતિ રાણછંત;
રાતા પથ્થર ઠગ નિરખિ જ્યમ, માંસહારિ ખગ ધાયછે;
નહિ ચાંચભંગદુખ પીછતા, ત્યમ ખળ દૈત્યો જાયછે. ૩

## રોળાવૃત.

અસ્ત્ર શસ્ત્ર ધનુ બાણ, ધારિ કર ધીર નિશાચર;
કોટિ કોટિ રણધીર, ચઢયા ઝટ ગઢ કાંગરપર. ૧
કેવાશોભે સર્વ, કોટ કાંગરપર મ્હાધમ;[1]
મેરૂ શિખરપર સરસ, સઘન ઘન ઘટાટોપ સમ. ૨
વાગે ઢોલ નિશાન, રૂડાં રણતુર ત્રંબાળૂ;
સુણિ સુણિ તેના સાદ, સુભટ મન ઉમંગવાળુ. ૩
વાગે ભેરિ નફેરિ, સુણી કાયર નર ડરતા;
શુરા સમર સન્મૂખ, ભલી રીતે ડગ ભરતા. ૪
જોયો જાય ન નેત્ર, ઠાઠ બહુ કપિઓ કેરા;
અતિ વિશાળ તન રીંછ, સુભટ રણધીર ઘણેરા. ૫
કોટિ સુભટ ગાજતા, કટકટાવી મ્હાબળિઆ;
દાંત પીશિ કેટલા, કૂદતા ગગને પળિઆ. ૬
આમ રામનિ દુહાઈ, આમ વળિ રાવણકેરી;
જયતિ જયતિ કરિ તરત, લઢાઈ મચી ઘણેરી. ૭
કોટપરથિ ફેંકતા, કચરવા કપિદળ કાજે;
નિશિચર ઉપરા ઉપરિ, શૈલનાં શિખર ઘણાંજે. ૮
કૂદી કપિ કરગ્રહે, તેજ શિખરો તતકાળે;
ફેંકે તેપર ફેર, રોળ રણ ઝાઝો વાળે. ૯
ઝિલે આવતા હાથ, શૈલશિખરોને ધાઈ;
મરકટ રીંછ મહાન, પ્રબળ બળ શું શકુ ગાઈ! ૧૦
નાખે ગઢપર શિખર, પડે ભંગાણ દનુજમાં;
ઝડપ ચરણ ઝાલિને, ઝિકે જોરે ધરણીમાં. ૧૧
વારંવાર વિશેષ, પ્રબળ જાણવે પડકારી;
ક્રોધવંત કપિકટક, દૈત્યને નાંખે મારી. ૧૨

જુવાનિનું અતિ જોર, ચતુર ચંચળ સુપ્રતાપી;
કુદે ક્રોધ કરિ કપી, ગયા ચઢિ ગઢપર દાપી. ૧૩
કોટિક ભાલુ કપી, ચઢી મંદિરપર ચોંપે;
ગાય રામ ગુણગ્રામ, જુએ અરિ ભાણી સકોપે. ૧૪
એક એક ગ્રહિ દૈત્ય, વાનરો પાછા વળતા;
ઉપર આપ અરિ તળે, ધીબ ધરણીપર ઢળતા. ૧૫
રામ પ્રતાપ અમાપ, પ્રબળ કપિદળ રણગાજે;
અસુર સુભટનું સૈન્ય, ભચરડે છે દિલ દાઝે. ૧૬
જ્યાં ત્યાં વાનર સર્વ, ચઢયા ગઢપર અતુલિત બળ;
જય જય જય રઘુવીર, પ્રતાપ દિવાકર ઝળળળ. ૧૭
ચાલ્યા ભાગિ સચોપ, દૈત્યદળ ઉર અકળાઈ;
પ્રબળ પવનથી જેમ, સઘન ઘનદળ વિખરાઈ. ૧૮
હાહાકાર અપાર, પૂરની માંય પડેછે;
રૂએ બાપડાં બાળ, નારિઓ નેત્ર ભરેછે. ૧૯
સહુ મળિ દેતાં ઝાળ, રાય રાવણને રોષે;
"મુખે તેડિ લિધ મોત, રાજ્ય કરતાં અતિ હોંસે." ૨૦
સાંભળ્યું જ્યારે શ્રવણ, ચલિત નિજદળ ચોગરદમ;
"હઠયા સુભટ રણથકી," રિશાચો રાવણ ત્યમ ત્યમ. ૨૧
ઉઠાવિને ભુજદંડ, કોપ કારમો ચઢાવી;
કહે સુભટ સર્વને, ઘણા જોરે ગગડાવી. ૨૨
"રણવિમૂખ થઈ આજ, ફર્યો જાણિશ હું જેને;"
"તરવારે કરિ તરત, મારિ નાખીશજ તેને." ૨૩
એમ કહી તે સમે, ઉભો શમશેર ઉઘાડી;
વળી વદ મુખવેણ, લાલ લોચંન તરાડી. ૨૪
"ખાધું પીધું સર્વસ્વ, ભોગ વૈભવ કરિ ભારે;"
"થયા શું અવ રણમાંય? પ્રાણ દુર્લભજ તમારે." ૨૫
ઉગ્રવચન સુણિ કાન, સર્વ ભય પામ્યા ભારે;
ફર્યા સુભટ કરિ કોપ, લાઙ્ઞ મનમાં તેવારે. ૨૬
સન્મુખ રણમાં મરણ, સુભટની શોભા તેમાં;
તજ્યો પ્રાણનો લોભ, તેમણે તવ નૃપસ્હેમાં. ૨૭
અનેક કર આયુદ્ધ, ધરી ધરિ સુભટો ધાયા;
ભિડે પ્રચારિ પ્રચારિ, મહા દારૂણ દિતિજાયા. ૨૮
વ્યાકુળ કર્યા વિશેષ, રીંછ વાનરને રોળી;
પરિઘ ત્રિશુળ વતિ માર, મારિયા ખોળી ખોળી. ૨૯
ભયાતૂર કપિ ભાલુ, પાડિ ભંગાણજ ભાગ્યા;
આગે જીતશે ઉમા, યદ્યપિ પ્રભુપદ રાગ્યા. ૩૦
કહે કોઈ કયાં ગયા? "અંજનિજ અંગદ અતિબળ;"
"કયાં નળ નીળ કપીશ? દ્વિવિદ બળવંત અકળ કળ." ૩૧

[1] અતિશય નીચ.

સુણ્યું ચલિત નિજસેન્ય, તરત હનુમાન હઠીલે;
પશ્ચિમદ્વારે જઈ, રહ્યો બળવંતો મીલે. ૩૨
મેઘનાદ મ્હારથી, કરે ત્યાં રહી લઢાઈ;
કિલ્લો તે નવ તુટે, દ્વારની અતિ કઠણાઈ. ૩૩
પવનપુત્ર મનમાંય, ક્રોધ વ્યાપ્યો અતિ કાળો;
પ્રબળ કાળ સમ યોદ્ધ, ગાજિયો કપિ રઢિયાળો. ૩૪
ઠેકિ લંકગઢ ઉપર, આવિયો અંજનિજાયો;
ગ્રહી શૈલ કર એક, મેઘનાદનિપર ધાયો. ૩૫
રથ સંપૂરણ ચુરણ, સારથી હણિઓ સાથે;
પદપ્રહાર કુદિ કર્યો, હૃદય તેને ભલિભાતે. ૩૬
મેઘનાદ મુર્છિત્ત, જાણિ સુત બીજે તેને;
રથમાં ઘાલી તરત, ઘેર આણ્યો ઝટ એને. ૩૭
સાંભળ્યું તે અંગદે, એવું નિજદળમુખ જ્યારે;
"ગયો એકલો આપ, મારૂતી ગઢપર" ત્યારે. ૩૮
અંગદ રણવાંકડો, ચઢયો કૂદી ગઢ ઊપર;
જય રઘુવીર પ્રતાપ, રવી ત્યાં નહિ તમ નિશિચર. ૩૯
યુધ્ધવિશેષિ ક્રોધીત, બેય વાનર બળવંતા;
પ્રભુપ્રતાપ ઉર સમરિ, ગાજતા મુખ ગુણવંતા. ૪૦
રાવણના ઘર ઉપર, ચઢયા બંને કપિ ધાઈ,
કરે કિલકિલાકાર, કૌશલાધીશદુહાઈ. ૪૧
કનક કળશ સુદ્ધાંત, મ્હેલ પૃથ્વીપર પાડયો;
દેખી તે સહુ દૈત્ય, પામિ ભય દિએ બરાડો. ૪૨
વિનતાવૃંદ વિશેષ, કર વડે કૂટે છાતી;
"ઓ પેલા આવિયા, ઉભય વાનર ઉતપાતી." ૪૩
કપિલીલા કરિ કોટિ, બહૂ સહુને બિવરાવે;
રામચંદ્રના અમળ, સુયશ સર્વને સુણાવે. ૪૪
વળિ કરગ્રહિ પાડતા, સ્થંભ સોવર્ણતણા ત્યાં;
કરે રણાંગણ માંય, અધિક ઉત્પાત ઘણા ત્યાં. ૪૫
કરી ગર્જના ઘોર, પડયા કૂદી રિપુદળમાં;
લાગ્યા દળ મર્દવા, બેય કપિવ્યાઘ્ર પ્રબળમાં. ૪૬
કૂદિ લાત કોઇને, મારતા કપિ મ્હા જોરે;
પડે ભમરિ ખઈ ભોમ, અસુર થઈ જાતા કોરે. ૪૭
લપડાકે કોઇનૂં, મૂખ તોડે રણ ગાજે;
"ભજ્યા ન ભવમાં રામ, તેજ ફળ લ્યો તમ આજે." ૪૮
એક એકની સાથ, ભચરડી મારે દાવે;
ધડથિ ભિન્ન કરિ મુંડ, ચપળતાથકી ચલાવે. ૪૯
ધીબ ધીબ જઈ પડે, મસ્તકો રાવણઆગે;
ફાટયો જયમ દધિકુંડ, કાળસમ કપિવર લાગે. ૫૦
આવેછે નિજહાથ, મોટ મોટા મુખિઆ જે;
ફેંકે તે પ્રભુપાસ, ચરણ ઝાલી અતિ દાઝે. ૫૧
કહે તેમનાં નામ, વિભીષણ પ્રફુલિત દેહે;
દિએ રામ તેમને, સરસ નિજધામ સનેહે. ૫૨
ખળ મનુષ્યઆહારિ, વિપ્રઆમિષના ભોગી;
ગતિ પામે પાવની, જાચતા જન જે જોગી. ૫૩
કરૂણાકર પ્રભુરામ, ચિદઘન કોમળ ચિતના;
"વૈર ભાવથી અસુર, ભજે મુજને" હે સુમના.[1] ૫૪
એવું વિચારી આપ, પરમગતિ દે જન જાણી;
એવો કોણ કૃપાળ? ભવ[2] કહે સુણો ભવાની. ૫૫
જે એવા પ્રભુનેજ, ભજે નહિ ભવભ્રમ ત્યાગી;
તે મતિમંદ સમાન, અવનિપર કોણ અભાગી? ૫૬
"હનુમાને અંગદે, પ્રવેશ કર્યો છે પુરમાં;"
કૌશલેશ કહિ એવું, હરખતા મનમાં શુરમાં. ૫૭
શોભે કેવા કપી, લંક ગઢમાં રઢિયાળા;
જાણ્યે બે મંદ્રાદ્રિ, સિંધુ મથતા બળવાળા. ૫૮
ભુજબળે ભલિભાત, શત્રુકેરૂં દળ દળિને;
દેખિ દિવસનો અંત, કુદ્યા ત્યાંથી નિકળીને. ૫૯
બંને કપિ શ્રમવિગત, કુદી કપિદળમાં આવ્યા;
ગયા જ્યહાં ભગવંત, સુભટ મન સહુને ભાવ્યા. ૬૦
પ્રભુપદકમળ સપ્રેમ, તેમણે શીશ નમાવ્યાં;
દેખિ સુભટ પ્રભુ હૃદય, કૃત્ય બે કપિનાં ભાવ્યાં. ૬૧
રામે કૃપાદ્રિષ્ટિથિ, બેય કપિરાય નિહાળ્યા;
થયા વિગતશ્રમ તરત, સર્વથા પરમ સુખાળા. ૬૨
ગયા જાણિ તે સમે, મારૂતી અંગદ ત્યાંથી;
ફર્યા સુભટ કપિ ભાલુ, સર્વકો ઝટ રણમાંથી. ૬૩
પ્રદોષ બળ પામિને, અસુરસેન્યા સહુ ધાઈ;
કપિદળ હણવા કાજ, કરી દશશીશ દુહાઈ. ૬૪

## ભુજંગીછંદ.

ફર્યા વાનરા દૈત્યનું સૈન્ય જોઈ,
કરી કડકડાટી ભિડયા સર્વ કોઈ;
જ્યહાં ત્યાં મચ્યું જુદ્ધછે જોતજોતે,
બિએ ના શુરા વાનરા ભાલુ મોતે. ૧
પ્રચારી પ્રચારી ઉભે સૈન્ય ભીડે,
શુરા શામટે જુદ્ધ સન્મુખ હીંડે;
લડેછે બધા હાર માને ન હૈયે,
થયો દ્વંદ સંગ્રામ શો વર્ણિ કૈયે.? ૨

૧. સારા મનવાળાં શ્રી પાર્વતિ. ૨. શંકર.

સહુ દૈત્ય દારૂણ છે વીર કાળા,
વળી વર્ણ નાના મહા શક્તિ વાળા ;
શુરા શામદો છે ઉભે સૈન્ય કેરા,
ભિલુ એકથી એક દીસે વડેરા. ૩

લડે છે કરી ક્રોધ નાના પ્રકારે,
નહીં એક બીજાથકી કોઈ હારે;
વૃષા શર્દનાં વાદળાં મેઘ જાણુયે,
લડે વાયુનાં પ્રેરિયાં તેહ ટાણે. ૪

અતીકાય લૈ આદિ લંકેશ જાયા,
થતું જોઈ ભંગાણ ત્યાં કીધ માયા;
ઘડી વારમાં ઘોર અંધારૂ એવું,
થયૂં તે કવીને મુખેથિ શું કેવૂં ? ૫

વળી થાતિ આકાશથી વૃષ્ટિ દીસે,
ઘણા પાણ શ્રોણીત રક્ષા અતીશે;
વિલોકી મહા ઘોર અંધારૂં એવું,
દિશાઓ દશેમાં રહ્યું વ્યાપિ તેવું. ૬

કપી સેન્ય પામ્યું મહા ક્ષોભ ત્યારે ,
ન દેખે મુખે એક બીજાનું જ્યારે;
જ્યહાં ત્યાં કરે પ્રૌઢ પોકાર પીડે,
ન સુજે ત્યહાં ભિલ્લુસાથે શું ભીડે ? ૭

સહુ મર્મ વીભીષણે પ્રીછિ ધ્યાને,
લિધા તેડિ ત્યાં મારૂતી અંગદાને;
સમાચાર સૌ સંભળાવી કહ્યોરે,
સુણી કોપિ ધાયા કપીવ્યાઘ્ર જોરે. ૮

હસીને વળી ચાપ રામે ચઢાવ્યું,
ભણી મંત્ર અગ્નાસ્ત્ર વેગે ચલાવ્યું;
દિશા સૌ પ્રકાશીત અંધારૂ વ્યાગી,
ઉદે જ્ઞાન શંશે જતા જેમ ભાગી. ૯

કપી ભાલુ જોઈ પ્રકાશીત સર્વે,
કરી ક્રોધ ધાયા મહા શક્તિ ગર્વે;
વિના ત્રાશવાળા થઇ તેહવારે,
થયા દૈત્ય સન્મુખ પોતે પ્રચારે. ૧૦

હનુમાન ને વાળિજાયો સદાવે,
કરી ગર્જના યુદ્ધભોમી ધ્રુજાવે;
ઉભેની અતીશે રહી હાક વાગી,
સુણી દૈત્યનું સૈન્ય તો જાય ભાગી. ૧૧

ગ્રહી ભાગતા પૃથ્વિમધ્યે પછાડે,
અસુરો કહી "બાપ રે ઓ" બરાડે;
કરે કર્ણિ અદભૂત ભાલુ કપીશો,
"મુવા આપણે" એમ દે દૈત્ય ચીશો. ૧૨

ગ્રહી ચર્ણ સિંધુવિષે ઝટ્ટ નાખે,
ત્યહાં વારિજંતુ બધા માંસ ચાખે;
સુણો યુદ્ધ વર્ણન પ્રીયા ભવાની,
શુરા શ્રેષ્ટ સૌમાંય સારંગપાણી. ૧૩

## દોહરા.

મરણ પામિયા રણવિષે, કેટલાક ઘાએલ;
કેટલાક રણવિમુખ થઈ, ભાગ્યા પાડી ભેળ. ૧

કરે કેશરીનાદ કપિ, ભાલુ ભટ ભયકાર;
રિપુદળ બળ મદ મથિ વળ્યા, જુદ્ધે કિધ જયકાર. ૨

રજનિ જાણિ કપિ ભાલુની, આરે સૈન્ય સચોપ;
આવી જ્યાં કૌશલધણી, અતિ કૃપાળ અનકોપ. ૩

કૃપામિટે કરૂણાળુએ, જ્યારે જોયું સપ્રીત;
વિગતમહાશ્રમ સહુ થયા, કપિ ભાલુ રણજીત. ૪

અહિં અભાગિ લંકેશ તવ, પાસ તેડિ પરધાન;
જેહ સુભટ માર્યા ગયા, કહ્યું સહુને તે કાન. ૫

"અર્ધકટક સંહારિયું, કપિઓએ કરિ કોપ"
"કહો સૌ શું કરવું હવે, શાણા સચિવ સચોપ.?" ૬

માલ્યવંત નામે મહા, વૃદ્ધ નિશાચર એક;
રાવણના માબાપનો, સચિવ મહામતિ છેક. ૭

પ્રીતિ નીતિ પાવન પરમ, વદિઓ તે શુભવેણ ;
"શિખ સાંભળ કરિ માહરી, દિવ્ય તને સુખદેણ."૮

"જ્યારથિ જાનકિને તમે, હરિ આણી આ ઠામ;"
"અતિશે માઠા થાયછે, ત્યારથિ શુકન તમામ." ૯

"આય સુયશ જગ જેહના, પાવન વેદ પુરાણ,"
"એવા રામ વિમૂખ કો, સુખ પામ્યો નથિ જાણ." ૧૦

"હિરણ્યાક્ષ ભ્રાતા સહિત, મધુ કૈટભ બળવાન;"
"જેણે માર્યા તેજ આ. ભવ સંભવ ભગવાન." ૧૧

"કામ રૂપ ખળ બળ દહન, ગુણાગાર રઘુનાથ;"
"સેવે જેને શિવવિધિ, શો વિરોધ તે સાથ?" ૧૨

"વૈર ત્યાગિ વૈદેહિને, આપો જઈ આવાર;"
"પરમસ્નેહિ પ્રભુને ભજી, સફળ કરો સંસાર." ૧૩

વચન તેહનાં તેસમે, લાગ્યાં બાણ પ્રમાણ;
"કાળુમોઢું કરિ ટળ તું અવ, વદિઓ રાવણ વાણ." ૧૪

"વૃદ્ધ થયો નહિંતો તને, મારી નાખત મૂઢ ;"
"મુખ ન બતાવિશ અવ મને, રાવણ થયો અરૂઢ." ૧૫

તેણે નિજ અંતરવિષે, એવું કર્યું અનુમાન;
"રહાય એહને ચિત્તમાં, હણવા કૃપાનિધાન." ૧૬
ઊડિ ગયો તે ત્યાં થકી, કહિ દુર્વાદ અનેક;
તવ સકોપ બોલ્યો ત્યહાં, મેઘનાદ ધરિ ટેક. ૧૭

## ચંદ્રક્રીડા છંદ.

"સુણો તાત પ્રાતઃસમે દેખજો મારૂં કૌતુક કોડે,"
"કહું છું હું થોડું કરીને બતાવીશ ઝાઝૂ સહોડે;"
સુણી પુત્રનાં વેણ આવ્યો ભરોંસો ઉરે રાવણાને,
સપ્રીતીથિ બેસાડિયો પાસ તે પુત્રને સાભિમાને. ૧
કરંતાં ત્યહાં એમ વીચાર પ્રાતઃ થયો હે મુનીજી,
અડચા આવિ ભાલુ કપી ચાર દ્વારે ઉરે પૂર ખીજી;
લિધી ઘેરિ લંકા કપી સર્વ કોપે ચઢીને સચોપે,
પડયો ઘોર પોકાર ત્યાં નગ્રમાં કાળશા કીશ ઓપે. ૨
વિવિધાસ્ત્ર લૈ દૈત્ય દારૂણ ધાયા યુધે રીશ આણી,
ઘણા ગર્બડાવે ગિરિશૃંગ કિલ્લેથિ કહો શું વખાણી;
વળી તોપ ગોળા અતી ઉષ્ણ ચાલ્યા કપી સૈન્યમાંરે,
પ્રલેકાળના મેઘનાં વાદળાં ગર્ગડે જેમ જોરે. ૩
વળી વજ્ર જાણ્યે પડયું હોય ના! તોપના એ અવાજે,
લિએ ઝાળવી તોપ ગોળા કપી ભાલુઓ તે સમાજે;
શુરા વાનરા ભિષ્મ છે ભાલુઓ તે લડેછે પડેછે,
કપાએ ઘણા ત્યાં થઈ દેહતો જર્જરી રક્ત વેંછે. ૪
ગ્રહી શૈલ વિશાળ કિલ્લા ભણી ફેંકતા ભાલુ કીશો,
જયહાં ત્યાં પડે ધીબ ધરણીવિષે દૈત્યડા પાડિ ચીશો;
સુણ્યુ એવું જ્યાં મેઘનાદે "પડયું સૈન્ય ભંગાણ ભારે,"
"વળી વાનરા ભાલુ ઓળંધિ કિલ્લે પ્રવેશ્યા અત્યારે." ૫
મહાવીર તે ઊતર્યો આપ કિલ્લેથિ કોપે ચઢીને,
બજાવી થયો વીર સન્મૂખ નાઠા કપીઓ પડીને;
"કયહાં કૌશલાધીશ બંને ધનુર્ધારિ ભાઈ ભલેરા!"
"સહુલોકવિશ્રુત મિથ્યા પ્રતાપી દિસેછે વડેરા." ૬
"ગયા કયાં ઉભે શિલ્પશાસ્ત્રી કપિરાય દ્વીવીદ ભારે?"
"કયહાં અંગદો મારૂતિ શક્તિશાળી?" કહીને પ્રચારે;
"ગયો બંધુદ્રોહી કયહાં ભાગિને એહ વિભીષણાને?"
"હઠી મારવો આજછે શઠને યુદ્ધમાંહે નિદાને. ૭
કર્યાં બાણ સંધાણ ત્યાં સર્પશાં એવું મુખે વદીને,
અતી કોપિને કાનપર્યંત તાણ્યું પ્રરાવા પ્રદીને;
શરો છોડવા લાગિયો ઊપરા ઊપરી એહ ધાટા,
બહુ નાગ ધાયા જાણ્યે ઊડતા મારતા ફૂફવાટા. ૮
જયહાં ત્યાં પડે વાનરા ધીબ ધરણીવિષે તીર વાગ્યે,
ન કો તે સમે થાય સન્મુખ ભાલુ કપી ત્યાંથિ ભાગે;
ભયાકૂળ વ્યાકૂળ થૈ ભાગિયા ભાલુ ને વાનરાઓ,
સહુ વિસર્યા યુદ્ધઇચ્છા ન શુદ્ધી રહી "કોઈ ધાઓ." ૯
કપી ભાલુ એવો ન દીઠોજ કો યુદ્ધભોમિનિ મધ્યે,
મુકી પ્રાણબાધા ન જેણે રહ્યો સ્થીર સન્મુખ યુદ્ધે;
કર્યા એમ વ્યાકૂળ કોપે ચઢી મેઘનાદે સજોરે,
કપી ભાલુ ભંગાણ પાડી અને ભાગિયા એક કોરે. ૧૦

## કાવ્ય અથવા રોળાવૃત.

દશદશ શર અતિ દિવ્ય, સર્વને માર્યા ગણિને;
પડ્યા પૃથ્વિ કપિવીર, રામ સુખધામ ભણીને. ૧
મેઘનાદ રણધીર, કેશરીનાદ કરીને;
ગાજ્યો તવ ગુણવંત, રહ્યા સહુ કપી ડરીને. ૨
વ્યાકુળ કટક વિશેષ, દેખિ હનુમાન હઠીલો,
ધાયો જાણ્યે કાળ, ક્રોધ કરિ તોડણ કિલ્લો. ૩
પર્વત તરતજ પ્રૌઢ, એક ઊપાડી રાખ્યો;
અતિ રિશભેર ઉછાળિ, ઇંદ્રજિત ઊપર નાખ્યો. ૪
નિરખિ શૈલ આવતો, ગયો ઉડિ તેહ ગગનમાં;
રથાશ્વ[1] સારથિ સર્વ, ગોપ કરિ દીધા પળમાં. ૫
વારવાર હનુમાન, થવા સામો પડકારે;
આવે નહિં તે પાસ, મર્મ જાણ્યો તે ભારે. ૬
સત્વર રામસમીપ, ગયો ઘનનાદ સચોપે;
વિવિધ પ્રકાર અપાર, કહે દુર્વાદ સકોપે. ૭
અસ્ત્રશસ્ત્ર આયુદ્ધ, મૂકતો બહુ રઘુવરપર;
પ્રભુ કૌતક માત્રમાં, કાપિ નાખે મુકિને શર. ૮
પેખી પ્રભુપ્રતાપ, મૂઢ પડિયો ખસિયાણો;
કરવા લાગ્યો વળી, વિવિધ માયા ખળ જાણો. ૯
જ્યમ કો ગરૂડનિ સાથ, ખેલ કરતું મન ખીઝી;
અતિ લઘુ સાપોલિયૂં, ગ્રહે તવ મરતુ લાજી. ૧૦
બ્રહ્મા શિવ લઘુ છેક, જેનિ માયાવશ રેલી;
નિજ માયા મતિમૂઢ, બતાવે તેને મેલી. ૧૧
નભ ચઢિ વરષાવતો, અધિક ઓપિત અંગારા;
પ્રગટ થાય પૃથ્વિથી, જોરવાળી જળધારા. ૧૨
વિવિધ ભાતિ ભુત પ્રેત, પિશાચ પિશાચણિ રાચે;
"મારો કાપો છુંદો," શબ્દ એવા વદિ નાચે. ૧૩
રૂધિર કેશ અસ્તિની,[2] વૃષ્ટિ કીધી ત્યાં અતિશે;
વળિ વરષાવ્યા પા'ણ, અંતરિક્ષથિ અતિરીશે. ૧૪

૧ રથ અને ઘોડા. ૨ હાડકાંની.

કર્યું અંધારૂં ઘોર, ધૂળ વરસાવી ભારે;
સૂજે નહિં કોઇને, એહ દારૂણ અંધારે. ૧૫
કર લાંબો કરિ કોઈ, ફાંક ફાંફાં બહુ મારે;
થયા આંધળા ભીત, ન દેખે કશું તેવારે. ૧૬
કપિઓ સહુ તે કાળ, દેખિ માયા અકળાયા;
"આવી બન્યું આપણું. જોઈ આ રાક્ષસિમાયા." ૧૭
વિલોકિ કૌતક તેહ, રામ હસિયા અતિ મનમાં;
જાણ્યું "કપિ સહુ સભિત, થયાછે રણ આંગણમાં." ૧૮
એક બાણથી સર્વ. કાપિ માયા કરતારે;
જયમ હરિ લે અંધારૂ, સુર્ય તેજસ્વી ભારે. ૧૯
કૃપાદ્રષ્ટિથી તરત, ભાલુ કપિને અવિલોકયા;
થયા સકળ અતિ પ્રબળ, રણે તે રહે ન રોકયા. ૨૦
આજ્ઞા માગિ ઉદાર. લક્ષ્મણે રઘુવર પાસે;
અંગદાદિ કપિસાથ, ચાલિયા અધિક ઉલાસે. ૨૧
ધનુષ બાણ ગ્રહિ પાણ, કોપ કરિને ભયકારી;
લક્ષ્માણ રણસન્મૂખ, લિધો ઘનનાદ પ્રચારી. ૨૨
વિશાળ લોચનકમળ, બાહુ બળવંત વિરાજે;
હિમગિરિકાંતિ સમાન, કાંક તન લાલમ રાજે. ૨૩
એવે રૂપે અનંત, મારૂતી અંગદ સાથે;
ચાલ્યા અરિદળદળન. કાળસમ શર ભરિ ભાથે. ૨૪
અહીં રાવણે રૂઠિ, સુભટ મોકલિયા શુરા ;
અસ્ત્ર શસ્ત્ર ગ્રહિ વિવિધ, તરત ધાયા બળ પૂરા. ૨૫
શૈલ્ય વૃક્ષ આયુદ્ધ. મહા ભારે કર ધારી ;
ધાયા કપિ ભાલુઓ, જયતિ રાઘવ પોકારી. ૨૬
ભીડયા સકળ સુભટો, જોડિની સાથે જોડી;
અહિં ત્યાં અન્યોઅન્ય, વિજય ઇચ્છા નહિં થોડી. ૨૭
ગડદા પાટુ ઢીંક. હણે લપડાક હરીશો ;'
દાંતે કરડી ખાય, દૈત્યદળ નાખે ચીશો. ૨૮
શૈલશિલા મારિને, ડાટિ નાખે અસુરોને ;
કોપ્યા કપિ ભાલુઓ, હરાવ્યા રિપુ સહુકોને. ૨૯
"ઝાલિ ઝાલિ મહિ ઝિંકો, માર મારિને પછાડો;"
"તોડી શિશ તતકાળ, ઝાલિ ભુજદંડ ઉપાડો." ૩૦
એવી ધ્વનિ અતિ ઘોર, રહી નવખંડ છવાઈ;
રૂંડ પ્રચંડ અનેક, રહ્યાં છે જ્યાં ત્યાં ધાઈ. ૩૧
જુએ ગગન રહિ સર્વ. તેહ કૌતક સુર ઇશે ;
કદિ વિસ્મય મન થાય. કદી આનંદ અતીશે. ૩૨

પિશાચ પિશાચણી, રૂધિર ખપ્પર ભરિ પીતાં ;
રાજી થતાં અપાર, નથી રણથી કઈ બીતાં. ૩૩
રકત ઉપર ઉડિ ધૂળ, જેમ અંગારા ઢગપર ;
મૃતક ધુંન્ન અતિઘોર, છવાઈ રહિ છે અધ્ધર. ૩૪
ઘાયલ વીર ઘણાક, વિરાજે કેવા વારૂ?
જાણ્યે ખિલ્યું સપુષ્પ, ખાખરાનું વન સારૂં. ૩૫
લક્ષ્માણ ને ઘનનાદ, બરોબરિયા યોદ્ધા બે;
ભિડે પરસ્પર ઉભય, ક્રોધ કરિ પ્રબળ પ્રતાપે. ૩૬
એક એકને કોય, શકે નહિં જીતી જોરે ;
કરે અનીતિ અનેક, અસુર છળ બળ અંકોરે. ૩૭
ક્રોધવંત તે સમે, થયા લક્ષ્માણ મન અતિશે ;
ભાગી નાખ્યો તરત, સારથી રથ બહુ રીશે. ૩૮
વિવિધાયુદ્ધ વિશેષ, પ્રહાર કર્યો બળ પુરે;
મુકી પ્રાણની આશ, તેહ ક્ષણ સર્વ અસુરે. ૩૯
એવું ઉર અનુમાન્યું, મેઘનાદે એવારે;
"સંકટ પડયે જરૂર, પ્રાણમારા સંહારે." ૪૦
વીરઘાતિની સાંગિ, નાખિ લક્ષ્માણપર શુરમાં ;
તેજપુંજની તેહ, લાગિ લક્ષ્મણના ઉરમાં. ૪૧
મૂર્છાથી ઢળિ પડયા, શક્તિ જબ્બર જવ લાગી ;
ગયો પાસ ઘનનાદ, તેહ અવસર ભય ત્યાગી ૪૨
ઉઠાવવા લાગિયા. કોટિશત યોધ્ધા કોડે ;
બળ ઘનનાદ સમાન, હારિ પાણ જાતા હોડે. ૪૩
જગદાધાર ઉદાર, લક્ષ્માણ રામપ્રીતિધન ;
ઉપાડયા ન ઊપડે, ચાલિયો લજવાઈ મન. ૪૪
સાંભળ હે શૈલજા, ક્રોધપાવક જે કેરો ;
બાળિ શકે સહુ ભુવન, તરત અતિ તમ ઘણેરો. ૪૫
જીતી કો શકનાર, તેહને રણ સંગ્રામે ?
જે સચરાચર સેવ્ય, સૂર નર મુની તમામે. ૪૬
જાણે જન જગ તેહ, પરમ કૌતક આ પ્રભુનું ;
જેપર રામનિ કૃપા, નહી તેને કશું ઊણું. ૪૭
સંધ્યા પડિ એટલે, બેય સેન્યા વળિ પ્રાણે ;
લાગ્યા સંભાળવા, સર્વ નિજનિજ સેન્યાને. ૪૮
વ્યાપક બ્રહ્મ વિશેષ. અજિત અખિલેશ્વર રઘુવર;
"લક્ષ્માણ કયાં મમપ્રાણ"! એમ પૂછે કરૂણાકર. ૪૯
આવે લૈ હનુમાન, એટલામાં સ્થળવીપે ;
અનુજ સ્થીતિ અવિલોકિ,થયા મન દુખિ પ્રભુ અતિશે. ૫૦

૧. મોટા વાનરાઓ.

## દોહરા.

જાંબુવાન અતિ જુક્તિથી, વદે વેણ સુખદેણ ;
"લંકામાંય રહે પ્રભૂ, વારૂ વૈદ્ય સુખેણ." ૧
"લેવા તેને મોકલો. ઉપાયથી સુખ થાય ;"
ધરિ લઘુરૂપ પ્હોચ્યો ત્યહાં, અતિ વેગે કપિરાય. ૨
ભુવન સમેત ઉપાડિને. આણ્યો વૈદ્ય સુખેણ ;
રઘુપતિચરણે શિશ ધરી, વદે સુખેણ સુવેણ. ૩
કહ્યું નામ ગિરિ ઔષધી, "લેવા મારૂતિ જાય ;"
"પ્રાત:પ્હેલાં આવતાં. ઉઠિ બેઠા ઝટ થાય." ૪
રામચરણપંકજ રૂડાં, ઉર ધરિ મ્હામતિમાન ;
ચાલ્યો પવનાત્મજ ચપળ.બળ ભાખી બળવાન. ૫
તે સહુ મર્મ તરત અહીં, જણાવતો જઈ દૂત ;
રાવણને મ્હા રીઝથી, યુક્તિ પ્રીતિ સંયૂત. ૬
રાવણ મન વિસ્મય થઈ, ઊઠયો ત્યાંથી આપ;
કાળનેમિ ઘર આવિયો, અંતરમાં પરિતાપ. ૭
લંકેશે સહુ મર્મ ત્યાં. કર્યો પ્રકાશ સધીર ;
કાળનેમિ તે સાંભળી, ધુણાવતો નિજ શીર. ૮
"નગર બાળ્યું તમ દેખતાં, માર્યો અક્ષ કુમાર;"
"તેનો પંથ તપાસતાં. જગ કો રોકણહાર ?" ૯
"ભજો રઘુપતિને ભાવથી, નિજહિત કરિ લો હાથ ;"
"વૃથા કલ્પના સહુ તજો. કહું છું જોડી હાથ." ૧૦
"નીલ કમળ સમ શોભતૂં, શરીર સુંદરશ્યામ ;"
"હૃદયવાસ દઈ રાખ્ય રૂપ. જે લોચન અભિરામ." ૧૧
"અહંકાર મદ મોહનો. મમતાનો કરિ ત્યાગ ;
"મહામોહ રાત્રીવિષે, શાણા સુતો જાગ." ૧૨
"કોટિ કાળરૂપિ વ્યાળનો, જે ભક્ષક ભવમાંય ;"
"યુદ્ધમાં તે સ્વપ્નેય શૂં, તું જંતુથી જીતાય!" ૧૩
રિશે રાતડો રાવણો, કાળનેમિને કોણ ;
કાળનેમિ તવ કાળજે, વિચારતો સુખ દોણ. ૧૪
"રામદૂતના હાથથી, ભલૂં મરણ ભાખાય ;"
"નહિં તો મુજને મારશે, ખળ આ રાવણ રાય." ૧૫
એવું કહિ ચાલ્યો પછી. સત્વર દેતો ફાળ;
રચિ માયા રસ્તાવિષે, અલૌકીક એ કાળ. ૧૬
સુભગ સરોવર શોભતું. બહુ વિચિત્ર વર બાગ ;
બનાવિયા તે દેખિને, ઉપજે મન અનુરાગ. ૧૭
પેખ્યો ત્યાં પવનાત્મજે, આશ્રમ રમ્ય અધીક ;
"પુછિ મુનિને જળ પિઉં જઈ, થાક ઉતારૂં ઠીક." ૧૮
કપટવેશ રાક્ષસ ત્યહાં, થઈ બેઠો અવધૂત;
માયાપતિના દૂતને, છળવા સ્હાયજ ભુત. ૧૯
પગે લાગિયો પવનસુત, જાણી જોગીરાજ ;
તે કે'વા લાગ્યો ત્યહાં, રઘુવર સુગુણ સમાજ. ૨૦
"રામ અને રાવણતણૂં, થાય મહા રણ ત્યાંય ;"
"જીતશે રામ જરૂર તે, નહિ સંશય એ માંય." ૨૧
"અહિયાં રહિ દેખુંછું હૂં, જ્ઞાનદ્રષ્ટિબળ સર્વ ;"
"મહિમા એવો માહરો. કપિ હું કહું અગર્વ." ૨૨
જળ માગ્યૂં તેણે દિધૂં, ભર્યું કમંડળ જેહ ;
"નહિં ધરાઉં થોડે જળે," કહે કપીશ સનેહ. ૨૩
"આતુર આવ્ય ઉતાવળો, સરવરમાં કરિ સ્નાન ;"
"દિક્ષા આપૂં એવિ હૂં, પામે જેથી જ્ઞાન." ૨૪
ચાલ્યો કપિ સરવરવિષે, પગ બોળતાં તુરંત ;
મકરીએ પગ ઝાલિયા, અકળાયો હનુમંત. ૨૫
મારી તેને તે ક્ષણે, દિવ્ય ધરી તે દેહ ;
ચાલિ ગગન વૈમાન ચઢિ, મકરી અધિક સનેહ. ૨૬
"તુજ દરશનથી હે કપિ! નેટ થઈ હું નિષ્પાપ ;"
"મટયો તાત મુનિવરતણો, સદ્ય મહા આ શાપ." ૨૭
"આશ્રમમાં મુનિવેશનો, એછે ઘોર અસૂર ;"
"સત્ય વચન મમ માનજે, હે કપિરાય જરૂર." ૨૮
એવું કહિ ગઈ અપ્સરા, જ્યારે ચઢિ વૈમાન ;
અસુર સમિપ તવ આવિયો, રણ હઠિલો હનુમાન. ૨૯
"ગુરૂદક્ષણા ગ્રહો પ્રથમ," કહે એમ મુનિરાય ;
"મંત્ર પછી આપો મને, જયમ અજ્ઞાન પળાય." ૩૦
એમ કહિ અંજનિસુતે, લપેટિ શિર લંગુર ;
ઝિકયો ઝાલિને પૃથ્વિમાં, ચોળિ કર્યો ચકચૂર. ૩૧
મરતી વખતે દેહ નિજ, પ્રગટ કરી પરમાણ ;
રામરામ કહિ રામ કહિ. તજ્યા તતક્ષણ પ્રાણ. ૩૨
સાંભળિ મન હર્ષિત થઈ, ચાલ્યો ઝટ હનુમાન;
વેગ પવનનાથી વધુ, ભણે મુખ ભગવાન. ૩૩
દીઠો દ્રોણાચળ જઈ, ઔષધ્ય મિલ્યુ ન કાંય:
ગિરિ ઉપાડિ લીધો પછી. સહસા તે પળમાંય. ૩૪
ઉપાડિ ગિરિ ધાયો તરત, ગગન પંથ કપિરાય;
અવધપુરી ઊપર ગયો, હૃદય હર્ષ નવ માય. ૩૫
જાતાં દીઠો જોરમાં, ભરતે ચતુર સુજાણ;
નિશિચર મન અનુમાનિને, બાણ કર્યું સંધાણ. ૩૬
શલ્ય વિના શર ચાપપર, તાણિ શ્રવણપર્યંત;
માર્યું વીર હનુમાનને, શકે આણવા અંત! ૩૭

પડ્યો પૃથ્વિ મુર્છિત થઈ, બાણ લાગતાં વેત;
રામ રામ રઘુનાથને, સ્મરતો સ્નેહ સમેત. ૩૮
ઉઠિ ધાયા આતુર ભરત, સાંભળિ તે પ્રિય વેણ;
કપિ સમીપ આવ્યો તરત,જુએ ભરી નિજ નેણ. ૩૯
અતિ વ્યાકુળ અવિલોકિને, ઉર ચાંપ્યો કપિરાય;
જગાડતાં જાગે નહીં, કર્યા અનેક ઉપાય. ૪૦
કહે વચન તવ ભરતજી, નેત્રામ્બુજ ભરિ નીર;
મુખ મલીન અતિ દીન થઈ, પામી દુઃખ શરીર. ૪૧
"જે વિધિએ કીધો મને, વિશેષ રામવિમૂખ;"
"તે વિધિએ વળિ આ મને,દીધું દારૂણ દુઃખ." ૪૨
"જો મમ મન ક્રમ વચનથી, સદાય અતિ અભિરામ;"
"પ્રીતિ રામપદકમળમાં, હોય અધિક નિષ્કામ." ૪૩
"તો તતકાળ કપીશ આ, થજો વિગત શ્રમ શૂળ;"
"જો મારીપર હો જરૂર, અવધપતી અનુકૂળ." ૪૪
સુણતાં વચન સુભગ અતી, ઉઠિ બેઠો કપિ ઇશ;
કહિ જય જય કોટીક વિધિ, જયતિ કૌશલાધીશ. ૪૫
સજળ નેત્ર તન પ્રફુલ થઈ, કપિવર લીધો ઊર;
પ્રીતિ ન હૃદય સમાતિ અતિ, સમરિ રામ પ્રભુશૂર. ૪૬
"તાત કુશળતા કહે હવે, સુખનિધાનની સ્હેજ;"
"સાનુજ જાનકિ માતની, હે કપિ મ્હાતન તેજ." ૪૭
સમાચાર સહુ સમય સમ, કહ્યા બધા કપિરાય;
સાંભળિ દુખિત ભરત અતી, મનમાંહ પસ્તાય.
"અરર દૈવ હા દૈવ હા! કો જગ જાઉં હું આજ?"
"આવ્યો નહીં અભાગિઓ, પ્રભુને એકે કાજ."
અનઅવસર પ્રિછિ એસમે, ધરિ મનમાંહે ધીર;
પછિ કપિપ્રત્યે પ્રીતથી, વદે ભરત મ્હાવીર.
"અસુર થશે જાતાં તને, અહિંથી હે કપિતાત!"
"સરશે નહિ કારજ કશું, પડશે જો પરભાત."
"માટે ચઢ મમ તીરપર, વિશાળ શૈલ સમેત;"
"મોકલું હું ક્ષણમાત્રમાં, જ્યાં પ્રભુ કૃપાનિકેત."
સાંભળિ ભરતતણાં વચન, કપિમન ઉપજ્યો ગર્વ;
સાંભળજો તમ શૈલજા, સંશય ત્યાગી સર્વ.
"માત્ર માહરા ભારથી, કેમ ચાલશે બાણ?"
"શૈલ સમેત ચલાવવા, વદે ભરતનો વાણ."
વળિ મનમાંય વિચારતો, પ્રભુનો પ્રૌઢ પ્રતાપ;
વંદિ ભરતપદ જોડિ કર, કહે વચન કપિ આપ.
"તમ પ્રતાપ ઉર રાખિને, જઇશ બાણ પરમાણ;"
આજ્ઞા દિધિ ભરતે હરખિ, ચાલ્યો કપિ સુજાણ.
મનમાંહે હનુમાનજી, ભરતતણા ગુણગ્રામ;
વરણવતો વેગે જતો, ઓળંઘતો તમામ.
"હરિપદકમળઅમળવિષે, મનમધુકર કરિ આજ;"
"ધરતા ધ્યાન કુશાસને, જપતપ કરે ઘણાજ."
"જટાજૂટ અબધુત બની, રામચરણ લયલીન;"
"ભરતતણો મહિમા ભલો, પ્રભુપ્રતાપ આધીન."
"ધન્ય ભરત સુરપતિ સમા, તજી વૈભવો તમામ;"
"રસના જેની રાતદિન, રટે રામ ગુણગ્રામ."
ભરતબાહુબળ શીળ ગુણ, પ્રભુપદ પ્રીત અપાર;
મનમાં જાય વખાણતો, વળિ વળિ પવન કુમાર.
ત્યહાં લક્ષમણ વદન શુભ, ન્યાળી નેત્ર નિદાન;
નર અનુસરતાં વચન મુખ, ભણે રામ ભગવાન.
"અર્ધરાત ગઈ તોયપણ, નાવ્યો કપિ સુપ્રતાપ;"
ઉર લઈ ચાંપ્યો અનુજને, ઉઠાવિ રામે આપ.

## રાગ પરજ.

અરે કોણ આદમી એવોરે. એ઼ઢાળ.

"અરે પ્રિય બંધવા મારારે, શકૂ ગુણ ગાઈ શું તારારે ટેક."
"તું તારે નેત્રે દેખી ન શકતો,દુખિઓ મને કોઈ દિન;"
"કોમળ તારો સ્વભાવ નિરંતર, દંભ પ્રપંચ વિહીન."
અરે પ્રિય. ૧
"પ્રિય વિરા તેં પરહરિયાં જગ, મમહિતમાટ માબાપ;"
"વન વન રઝળી વેઠયાં દુસહ તેં, ડાઢ પવન ને તાપ."
અરે પ્રિય. ૨
'તે મુજ સાથની પ્રીતિ પરમ અવ,ગઈ ક્યાં ગુણિયલ ભ્રાત?"
"બાપુ મારા દેખિ મારી વિકળતા,ઊઠી બેઠો થા તાત."
અરે પ્રિય. ૩
"વનમાં વીરાનો વિજોગ પડવો. જાણત જો હું જરૂર;"
"પ્રેમી પિતાનાં વચન ન માનત,હા પ્રિય હા વિધિ ક્રૂર."
અરે પ્રિય. ૪
"સુત સંપતિ શુભ વૈભવ ને વળી,ભવ્ય ભવન પરિવાર;"
"ઋણસબંધે થાયછે જાયછે, વિશ્વમાં વારંવાર."
અરે પ્રિય. ૫
"દુર્લભ મળવો જગતવિષેછે, શાણો સહોદર ભ્રાત;"
"આપ્તબંધુ એવું ઉરમાં વિચારી, બોલ જાગી મુજસાથ.
અરે પ્રિય. ૬
"પાંખ વિનાનો પંખી બિચારો, દિનદિન જેવો દીન;"
"શિરમણીવણ ફણિધર જેવો, વારણ[1] સૂંઢ વિહીન."
અરે પ્રિય. ૭

૧. હાથી.

"આત્મબંધુ મમ જીવન એવું, તુજ વિનાનું તમામ;"
"જો જડ દૈવ જીવાડશે મુજને, અનુજ વિયોગે આમ."
અરે પ્રિય. ૮
"જઇશ અયોદ્ધે શું મુખ લેઈ, શાણા વિરા સાનુરાગ?"
"માનુની માટે આત્મબંધુનો, રણમાં કરીને ત્યાગ."
અરે પ્રિય. ૯
"અબળા ખોયાનો અપયશ જગમાં, સહન કરત હૂં સ્હેજ;"
"કારણ નારીહાનિ ક્ષિતિ અતી, કોઈ ન એવું કહેજ."
અરે પ્રિય. ૧૦
"ભાઈ હવે તો અપયશ ભવમાં, શોક આ તારો સદાય;"
"નિર્દય કઠણ હૃદય મારૂં વીરા, કરશે સહન મન કાય."
અરે પ્રિય. ૧૧
"નિજ જનનિના એક કુંવરછો. લાડકા સૌથી સાર;"
"તાત તમે તેહુના પ્રાણકેરા, એકજ છો આધાર."
અરે પ્રિય. ૧૨
"સોંપ્યા મને ગ્રહિ હાથ તમારો, વનમાં નિકળતાં વીર;"
"સહુવિધિ સુખદ પરમહિત પ્રીછિ, નેત્રમાં આણી નીર."
અરે પ્રિય. ૧૩
"ઉત્તર તેમને દઉં હું શો જઈ, હાવાં અયોદ્ધામાંય?"
"કેમ ઉઠિ નથી સમજાવતા ભાઈ! કળ ન પડે મને કાંય."
અરે પ્રિય. ૧૪
શોચ કરેછે શોચવિમોચન, અતિશે એહ પ્રકાર;
નેત્રકમળમાંથી નીર ઝરેછે, મેઘ જાણ્યે મુશળધાર.
અરે પ્રિય. ૧૫
હે ઉમયા રઘુનાથ રઘુપતિ, એક અખંડ સદાય;
નરગતિ દેખાડિ ભાયપ ભક્તિ, જાણું કો મ્હા મુનિરાય.
અરે પ્રિય. ૧૬

**રાગ** ઉપર પ્રમાણે. *

માનાજાયા લક્ષ્મણ ભાઈરે, સુતા શું વિસારિ સગાઈરે?—ટેક.

સીતા સરખી શતગમે જ મળશે, નિર્મળ રૂડી નાર;
વીર લાયક વીર દુર્લભ મળવો, સદગુણસિંધુ સાર.
માના જાયા. ૧
જાંખિ જોને મારા ગુણિયલ બંધવ, રામ કરેછે રૂદન;
રોતા રાખવા રાઠ તજીને, મલકાવ્ય હાસ્યવદન.
માના જાયા. ૨
રાજ્ય ને પાટ રઝળતાં રહ્યાં, પિતા વચને મેં વાસ્યુ વંન;
રાઠ લઈ મારીસાથે થયો તું, ભવ્ય તજીને ભોવન.
માના જાયા. ૩
સુખ દેવા મને શાણા સનેહી, કોમળ તન કર્યું ભંગ;
પિતારૂપે ગણી પાડ ચડાવ્યા, વીરા શું નિપન્યુ વ્યંગ?
માના જાયા. ૪
પ્રૌઢ પરાક્રમી પાવન પ્રતિમા, કાયા કુમકુમ લોળ;
શાણી સુરતના સ્નેહી લખમણા, આંતરડાંની ઓળ.
માના જાયા. ૫
ઝુરીમરૂં તારૂં વદન નિહાળી, શબવત જોઈ શરીર;
નેત્ર નઠોર હું કઠણ હૃદયનો. વિહુ ખમી શકૂં વીર.
માના જાયા. ૬
રૂપ રસિક જાણ્યે કંદર્પ કોટિ, વદનકમળ સમ ચંદ;
મોહનિ રૂપે મને વશ કીધો, ગુણે લગાડયો ફંદ.
માના જાયા. ૭
વિપત્તિવેળાનો સાથી થયો તૂં, ભાઈ લીધો દુખભાગ;
રઢિયાળા રણક્ષેત્રે તજીને, ઉપજાવ્યું દુઃખ અથાગ.
માના જાયા. ૮
પિતા વસ્યા વીરા વૈકુંઠમાં તેતો, આપણ બેને વિયોગ.
ઝુરી ઝુરી જનેતાઓ મરશે, આ રિતે થાતાં અયોગ્ય.
માના જાયા. ૯
ઉઠ વીરા શીદ સુઈ રહ્યો છે! ધાર ધનુષ્યને ધીર;
ઓ અરિગંજન ગોઠીયારે વળી, ગુણતાણા ગંભીર.
માના જાયા. ૧૦
પંચવટીમાં પ્રેમે રહ્યાતા, સીતા તું હૂ સાથ;
ભાઈ હું ફળ જળ લેવા મોકલતો. જાતો તું જોડી હાથ.
માના જાયા. ૧૧
આથડીને વીરા ઘોર અરણ્યમાં, ખોળી વન વન ખેત;
આણીઆપ્યાં લાવિને આપતો અમને, હોંસીલા વિસરૂં ન હેત.
માના જાયા. ૧૨
અન્નોદક ફળ આહાર તજીને, પરહરી નિદ્રા નેટ;
બાળા જોગી મારા બંધવા, મને છેલી ન લીધી ભેટ.
માના જાયા. ૧૩
નારિ તજી તજી નિશદિન નિદ્રા, ફળ જળ પણ ચૌદવર્ષ;
મારે માટે તેંતો મ્હા દુઃખ વેઠયૂં, કાયા કરી બધી કૃશ.
માના જાયા. ૧૪
લક્ષ્મણ ભાઈ શું લીધા અબોલા? બોલાવ્યો ના દે બોલ;
તાળી દઈ મને ત્યાગીને ભાગ્યો, અંતર ધીખુ અતોલ.
માના જાયા. ૧૫
ભ્રાત ગયે આ પ્રચંડ ધનુષની, પણછ ભાગી મારા ભાઈ;
સુવેળાચળ સ્થીર હતો તેની, ડગમગી સ્થીતિ દેખાઈ.
માના જાયા. ૧૬
ઢળતો દેખું હું તો ધરણિમાં ધ્યાને, સાયર કંપે સુજાણ;
દેખી દશા મારા દાના લખમણા, વિરહનાં વાગે બાણ.
માના જાયા. ૧૭

દશદિશાએ દુશ્મન ગાજે, વાગે રાવણની હાક ;
પરભોમે પોઢવું કેમ ગમે તને ? બિલ્લુ ભલું મારૂં તાક.
માના જાયા. ૧૮

બી'તો નથી હું બળિયા રાવણથી, ડોલાવું દશદિગ્ગપાળ;
બ્રહ્મશરે બ્રહ્માંડ ધ્રુજાવું, અવનિને અંતરિયાળ.
માના જાયા. ૧૯

પણ તને પોઢતો પરહરીને હું, શાણા શી રીતે જાઉં?
માયાળુ માનાજાણ્યા તારી મમતા, વિસરે ન વિંટું રિબાઉં;
માના જાયા. ૨૦

માત કૌશલ્યાને હું થકી અતિશે, વ્હાલો તું છે સમપ્રાણ;
'પુછશે કયાં મારો લાડકો લખમણ! ચૌદ વિદ્યા ગુણ જાણ;'
માના જાયા. ૨૧

શાણાં સુમિત્રા ઝાઝું જોતાં હશે, વીર તમારી વાટ ;
પુછશે તો પ્રત્તઉત્તર દેતાં, રોઈશ હૃદયાફાટ.
માના જાયા. ૨૨

નગ્ર નિવાસિ જનોને છે ઝાઝો. શાણા વિરા તુંથી સ્નેહ.
જાણી આવું ઝુરી ઝુરીને મરશે, દુઃખે દમી દમી દેહ.
માના જાયા. ૨૩

ભરત શત્રુઘ્ન કૈકેયિમાતા, સૌને શો દઈશ જવાબ ?
પોઢી વીરા મને પરવશ કીધો, વરષાવી દુઃખઆબ.
માના જાયા. ૨૪

જક્ત બધુ પુઠે વાતો કરશે, નારિસાટે ખોયો ભ્રાત ;
મ્હોણાં દેશે સુમિત્રા કૌશલ્યા, 'જાળવિ આવ્યા શું જાત ?'
માના જાયા. ૨૫

જાનકી જાણશે "હું મંદભાગ્યણી, માટે વછુટી બેલ;"
"રાણીજાયો રણમાંય રોળાયો, રામને મ્હાદુખ રેલ."
માના જાયા. ૨૬

પ્રાણપ્રિયા નહિ પ્રાણથ રાખે, વૈદેહિ જે મુજનાર ;
જેને માટે તુજ સરખા બધુનો, વેઠું વિજોગ કટાર.
માના જાયા. ૨૭

ઉમંગ ભાગ્યો અંતઃકરણનો, પોઢયો દેખી તને પ્રાણ;
કે'તાં મરણ જેમ કાંટા ન ભાગે, વીર કર્યું શ વેરાણ!
માના જાયા. ૨૮

સુખ ન દીઠું મેં જન્મ ધરીને, વેઠું વાલાંના વિજોગ;
પિતા મુવા તેણે યોગે પ્રજળેનો, ભાઈ તે મેળવ્યા ભોગ.
માના જાયા. ૨૯

સીતા સરખુ રત્ન ગુમાવ્યુ, શોધતાં ખોયો ભ્રાત;
મોંઘાહીરો મેં આજ ગુમાવ્યો, સુણ આ દુખની વાત.
માના જાયા. ૩૦

ગઢલંકે ધમસાણ રચીને, તોડું રાવણનો તાજ ;
ઉઠ અબોલા તજીને તો આપું આજ અયોધ્યાનું રાજ.
માના જાયા. ૩૧

સુનિ મઢુલી સીતાવિના દેખી, રોતો હું જ્યારે વીર ;
આંસુ લુંછી મને ધીરજ આપો, પ્રીતથી પાઈ નીર.
માના જાયા. ૩૨

ભાટકયો વન વન ભીડજ વેઠી, હું મંદભાગિયા માટ ;
પ્રાણ નિદાન ન વ્હાલો કરી તેં, નાખ્યો શું દુખ અઘાટ.
માના જાયા. ૩૩

સુભટ તેં વળી મ્હારથી ચોમ્પો, જાણી માંડયો રણયંગ ;
ધિંગી તું ઢાલ હતી મારી આથે, પોઢયે હવે હું અપંગ.
માના જાયા. ૩૪

શિષ્યરૂપે બની સેવા કરી જ્યમ, પતિવ્રતા પૂજે કંથ ;
વ્હાલ તારૂં ના વિસરે વીરાજી, પ્યારા કીધો લીધ પંથ?
માના જાયા. ૩૫

આપણો દેશ અયોધ્યા નથી, આતો દુશમનકેરો દેશ.
ભાવિ પદારથે હું ભય પામું તો, કોની આથો હવે લેશ?
માના જાયા. ૩૬

રાજ્ય ગયું ગઈ હાથથી સીતા, શોક ન તે તલમાત્ર ;
ભુજબળે મળે રાજ ઋધ્ધિ પણ, ના મળે પ્રીતિનું પાત્ર.
માના જાયા. ૩૭

વીચારિ જો મારા સ્નેહિ લખમણા, બાળપણાથી સ્નેહ;
સુનો મુકી મને દૂર શું દોડયો? દાઝે વિયોગે દેહ.
માના જાયા. ૩૮

રાવણ કુંભકર્ણ અતુલિત બળ, ઇંદ્રજીત અતીકાય;
વેરીનાં ઝેર તું શું હરખાવે? મુજુ ન આમ સુહાય.
માના જાયા ૩૯

ઘેરી લીધું દળ વાનર કેરૂં, શુરો પડયો રણ જોઈ;
તારે ભરોસે હું હલમલ કરતો, પોઢયે રહ્યો મન રોઈ.
માના જાયા. ૪૦

વીરા હતો વનવાસ અમારે, તું શીદ આવ્યો તો સાથ;
જપી ન બેઠો જે દિનથી નિકળ્યા, દુઃખ પામ્યો મારે હાથ.
માના જાયા. ૪૧

વીરા પ્રત્યુત્તર દેતો નથિ તો હું, પાપી આ પ્રાણ તજીશ;
પારકે પાદર ઘોર નિંદ્રાલઈ ભાઇનું નામ ભજીશ.
માના જાયા. ૪૨

જ્યારનો પોઢયો તુ ત્યારનો ઝંખું(હું) નેત્ર ભરી ભરિ રોઉં ;
સાદ કરૂં ભાઈ ભાઈ કહી પણ, તું નો આંસુડાં ન લોઉં
માના જાયા. ૪૩

હવ વળી મેં નથીજ રે'વાતું, વેઠીને તારો વિજોગ;
ભાઈભાઈભડભાઈ કહીકહી, ભોગે થાઉં કાળ ભોગ.
માના જાયા. ૪૪

શા મિષે દુભાયો લેરખડા મને. મેલીને અંતરિયાળ?
બોલ દને હું તો ઉભો બળુ વળિ, દુશ્મન દેતા ફાળ.
માના જાયા. ૪૫

તાતે તજ્યો મને માતે તજ્યો. તજી ચાલી ચતુરા નાર;
ત્યાગવું તેમનું તનમાં ન લાગ્યું, લક્ષ્માણભાઈ લગાર.
માના જાયા. ૪૬

તું મને ત્યાગે તો હું તન ત્યાગૂં, પ્રૌઢ વીરા તારી પ્રીત;
હીત ઇચ્છે તો અબોલા તજી ઉઠ, નહિંતો થશે વિપ્રીત.
માના જાયા. ૪૭

વારે વારે મુખ ચુંબન કરતા, ધ્રૂસકે રોતા રામ ;
બાથ ભીડી બંધવાને નિરખતા, હૈયુ ન રે'તૂં ઠામ.
માના જાયા. ૪૮

અંબુજવરણી આંખડીકેરાં. તેજ ગયાંછે સુકાઈ;
રડતા મુખે દુખે દેહ દમાઈ, સાદ કરે ભાઈ ભાઈ.
માના જાયા. ૪૯

અંગદ સુગ્રીવ ઋક્ષપ રડતા, સંભારીને શુભ વ્હાલ;
વીરવિજોગે રઘુવીર રડતા, તેમ રડે શિવલાલ.
*　　*　　*　　માના જાયા. ૫૦

## ચંદ્રક્રીડા છંદ.

પ્રભુના વિલાપો સુણી કાન સૌ ભાલુ નેં વાનરાઓ,
થયા વ્યાકુળા શોચતા ત્યાગિને ઊરની સૌ ઈછાઓ ;
ત્યહાં તો હનૂમાનજી આવિ પોં'ચ્યો હુકાહૂક કર્તો ,
મળ્યો આવિ જાણ્યે કરૂણાવિષે વીર તો ફાળ ભર્તો. ૧
મહા હર્ષથી ત્યાં ભરી ભુજ ભેટયા હનૂમાનજીને ,
અતીશે કૃતજ્ઞી મહા સુજ્ઞ શ્રીરામ પ્રીતી સજીને ;
કર્યો તર્ત વૈદ્યે સુઊપાય ત્યાં ઔષધી ઓળખીને,
થયા ઊઠિ બેઠા થતા રાજી સૌમિત્ર સ્નેહે સજીને. ૨
ઉરે લેઈ ભેટયા પ્રભુ ભ્રાતને પુર્ણપ્રેમે "ઉમાજી ,"
થયા હર્ષવંતા કપી રીંછ બોલે "ખમાજી ખમાજી ;"
પછી વૈદ્ય સુખેણને સદ્ય પોચાડિયો ત્યાં પ્રીતિથી,
જયહાંથી હતા લાવિયા તેહને મારૂતી જે રીતિથી. ૩
સમાચાર એ સાંભળ્યા રાવણે સર્વ આદ્યાંત જયારે,
અતી ખેદ પામી ઉરે શીશ ધૂણાવતો વારવારે ;
ગયો એમનો એમ ઊઠી જયહાં પોઢિયો કુંભકર્ણ,
કરી યત્ન ઝાઝા જગાડે કહે "ભાઈ આવ્યો હું શર્ણ." ૪
પરાણે જગાડયે ઉઠયો જાગિ તે દૈત્યદારૂણ કેવો ,
ખરે દેહધારી ઉભો કાળ જાણ્યે મહાકાળ જેવો ;
પુછ્યૂં કુંભકર્ણે પ્રીતે સુણ "હે પ્રેમિ લંકેશભાઈ,"
"કહે શાથિ તારાં દશે મૂખ જોતાં ગયાંછે સુકાઈ? ૫
કહી સર્વ વિસ્તારિ આદ્યાંતથી એ કથા માંડિ ગર્વે,
હરી આણિ જેવી રિતે જાનકીને તજાવીજ સર્વે ;
વદે છે વળી તે "કપી ભાલુઓએ મહા દૈત્ય માર્યા,"
"શુરા આપણા શામદાને રણક્ષેત્રમાંહે સંહાર્યા." ૬
"કહું શું ગણાવી લઘુબંધવા લાજ લાગે મને તો !"
"ચઢયાં નેવનાં નીર મોભે થયું એવું આજેજ એતો;"
"સુરારી નરામીષ ભોગી ભલા દુર્મુખાદિક વીરા,"
"અતીકાય અક્ષે અકંપન્ન શૂરા રણક્ષેત્ર ધીરા." ૭
"વળી મ્હાઝુઝારી મહોદર જે તેય સંગ્રામભોમે,"
"પડ્યા તર્ફડે જોઈ વ્યાપે મને રીશ તો રોમરોમે;"
સુણી વીર લંકેશનાં વેણ એ ખિન્ન થૈ કુંભકર્ણ,
કહ્યુ કે "હરી આણિ જગ્દંબ તો છુટકો છેક મર્ણ." ૮
"કર્યો ના કશો શઠ વિચાર પે'લાં હવે ભદ્ર ચ્હાયે!"
"અરે તેં બધા કૂળનું ઘાલ્યું નખ્ખોદ હે પાપિ પ્રાયે;"
"ભલું ના કર્યું રાક્ષસાધીપ તેં કાંઇએ આમ આજે,"
"હવે શીદ આવી જગાડયો મને પામવા છેક પ્રાજે!" ૯
"હજીએ તજી આ અભિમાન નાદાન રૂડૂ વિચારી,"
"ભજી લે તું શ્રીનાથ સાક્ષાત હે ભ્રાત કલ્યાણકારી !"
"થશે તારૂં કલ્યાણ એમાં રમાનાથતો છે કૃપાળુ,"
"નહી તો થશે આખરે એશુ વેરે હિરણ્યાક્ષ વાળું." ૧૦
"રઘુનાથ શું માનવી છે અરે!! બોલતાં લાજ પાપી ?"
"મહામલ્લ મારૂતિ જેવા ઘાણા જોદ્ધ જેના તથાપી !!"
"અરેરે વડા બંધવા તેં વડી મુરખાઈ કરી આ,"
"પહેલાં મને આવિ સૂણાવ્યું ના ખોટું તેં આદરી આ." ૧૧
"કર્યો તેં પ્રભુ સાથ વિરોધ લેલાટથી ક્રોધ કાઢી,"
"વિધિ વિષ્ણુ શંભુ સુરેશાદિ છે દાસ જેના અનાદી;"
"વિણાપાણિએ જે કહ્યું મુજને જ્ઞાન એ તત્વવેતો,"
"કહું તે તને હું પરંતુ સમો વીતિયો સૌ હવે તો." ૧૨
"હવે બાથ ભીડી મને ભેટિ લે ભાઈ લંકેશ છેલ્લા,"
"થવો આપણો રે નથી આજથી વિશ્વમાં ફેર મેળો;"
"લઊં લાભ જેં લોચનો પામિયાનો કરૂં ધન્ય કોડે,"
"વિરા માહરા આવજે ત્યાં તું વે'લો ન હારીશ હોડે." ૧૩
રઘુનાથના રૂપને ગુણ સંભારિ ઊરે સુરીતે,
થયો મગ્ન ઝાઝો ક્ષણું એક એ પૂર્ણ પૂર્વેની પ્રીત્યે;

પછી માગિયા રાય લંકેશ પાસે હૃદામાંય રીઝી,
ઘડા કોટિ દારૂતણા પુષ્ટપાડા સુણો હે મુનીજી. ૧૪
ઘણા ભક્ષિ પાડા મદીરા પિ ને વીર ખોંખારિ ઊઠયો,
ઘણે જોર ગાજયો પવીઘાતની જેમ શું અભ્ર તુટયો !
રણક્ષેત્રમાં રંગિલો કુંભકર્ણ મદાન્મત્ત અંગે,
સુકિલો તજી શત્રુસન્મૂખ ચાલ્યો નહીં સૈન્ય સંગે. ૧૫
વિલોકી વીરાને વિભીષણ આવી ઊભા મૂખઆગે,
પગેલાગિ પોતાતણું નામ સુણાવિયું સાનુરાગે;
ઉરે લેઈ ચાંપ્યો લઘુબંધુને કુંભકર્ણે સપ્રીતે,
રઘુનાથનો ભકત જાણી ગમ્યો ઊરમાંહે સહીતે. ૧૬
"મને લાત મારી રૂઠી રાવણે હીતવાર્તા કહેતાં,"
"મહામાઠું લાગ્યું વડાવીરને ત્યાં રૂડી શીખ દેતાં;"
"હું એથી ઉર ગ્લાનિ પામ્યો અતી આવિયો રામ પાસે,"
"પ્રિછી દીનતા મારિ રાખ્યો મને પાસ રામે ઉલાસે." ૧૭
"થયો રાવણો કાળઆધીન તેથીજ પૂરો પ્રલાપી,"
"રૂડી તારિ શિક્ષા મહામૂઢ તો કેમ માને કદાપી;"
"લઘુ બંધવા ધન્યછે ધન્યછે ધન્ય ત્રીવિધ તૂંને,"
"થયો તાત તૂં દૈત્યને કૂળ દીપાવનારો સહુને." ૧૮
"કર્યો ઉજવળો આપણો વંશ તેં સર્વથા શીવ સાખે,"
"સદા સુખ શોભાગ્યયુક્ત રામને સેવજે સાભિલાખે;"
"વિરા આપણા કુળઉદ્ધાર સારૂં સહુ લોભ ત્યાગી,"
"કૃપાસિંધુને તું ભજી લે થઈ વિશ્વમાંથી વિરાગી." ૧૯

## દોહરા.

"ભજજે ભ્રાત સદાય તું, કૃપાસિંધુ રઘુવીર;"
"મન ક્રમ વચને સર્વથા, કપટ ત્યાગિ ધરિ ધીર." ૧
"ખસિ જા હવે તું અહિંથકી, કાળવિવશ હું અબૂઝ;"
"આપ પરાયાની મને, આ અવસર નથિ સૂજ." ૨

## કાવ્ય અથવા રોળાવૃત.

વીરવચન સુણિ શ્રવણ, ચાલિયો વિભીષણ ચોંપે;
આવ્યો જ્યાં જગદીશ, ઉભા ધરિ ધનુષ સકોપે. ૧
"નાથ પર્વતાકાર, શરિર જેનું સોહાવે ;"
"કુંભકર્ણ રણધીર, જુઓ "એ પેલો" આવે." ૨
સાંભળ્યું એટલું કાન, વાનરોએ સહુ જયારે ;
કરી કિલકિલાકાર, મહા બળિ ધાયા ત્યારે. ૩
તરૂવર શૈલ વિશાળ, ઉખેડી લીધા હાથે ;
કટકટાવિ રદ રિશે, નાખતા તેપર સાથે. ૪
કરતા કોટિક કોદિ, શૈલશૃંગના પ્રહારો ;
એકીવારે બધા. તેહપર કરતા મારો. ૫
કુંભકર્ણ રણધીર, રંચ નહિ મન સંકેલે ;
ખસે ન આઘો ત્યાંથિ, સ્તબ્ધ ઊભો રણ ઝીલે. ૬
જેમ અર્કફળ અધિક, મદોન્મત ગજને મારે ;
ગજ નહિ મન લેખવે, તેમ કપિ વિટપપ્રહારે. ૭
તવ હઠિલે હનુમાન, મારિ મુષ્ટિકા ભ્રમાવી ;
પડયો ધરણિપર ધીબ, વિકળ થઈ શીશ ધુણાવી. ૮
ઉઠિ બેઠો થઈ આપ, મુષ્ટિ મારૂતિને મારી ;
ભમરિ ખાઈ કપિ પડયો, અવનિતળ પ્રભુ પોકારી. ૯
કુંભકર્ણ કોપિઓ, લિધા નળનીળ ઉપાડી;
ચરણ ઝાલિ ઝીંકિયા, પૃથ્વિપર હરિરવ ત્રાડી. ૧૦
ઝાલિ ઝાલિ ઝીંકતો, જ્યહાં ત્યાંથી જોરાવર ;
ગણે નહીં મનમાંય, મરણિયો જન મૃત્યૂડર ; ૧૧
કપિનુ સૈન્ય બળાઢય, પામિ ભય મનમાં ભાગ્યું ;
ત્રાસિત અતિ તેવાર, વિચળ દળ થાવા લાગ્યું. ૧૨
અંગદાદિ સુગ્રીવ, સર્વને મુર્ચ્છિત કરિને ;
ગ્રહિ કાખમાં કપીશ, ચાલિયો ત્યાંથી ફરિને. ૧૩
અતિ બળાઢય રણધીર, વીર રાવણનૃપકેરો;
સિમા ન જેના બળનિ, કહું શું વખાણિ ઘણેરો? ૧૪
કરે રામ નર નાટય, શૈલજા શ્રવણો સ્નેહે;
ખેલ કરે જયમ ગરૂડ, સર્પટોળામાં સ્નેહે. ૧૫
ભૃકુટિ વિલાસે જેહ, કાળને થરર ધ્રુજાવે;
તેનિ શું આવિ લડાઈ હોય? કવિજન ગુણા ગાવે. ૧૬
પણ જગ પાવન કીર્તિ, કોટિ વિધિથી વિસ્તરશે;
ગાઈ ગાઈ ગુણગ્રામ, સકળ જન ભવનિધિ તરશે. ૧૭
મુર્છા વળિ એટલે, હઠીલો હનુવો જાગ્યો;
સુગ્રીવને એ વાર, શોધવા સ્નેહે લાગ્યો. ૧૮
અહિંયાં કપિરાયની, વીતિ મુર્છા જેવારે;
મૃતક પ્રતિતિથી તર્ત, ગયો છુટિ કાખથિ ત્યારે. ૧૯
લાગ તપાસિ લગાર, તિવ્ર દાંતે કપિરાયે;
કુંભકર્ણના કાન, નાક કાપ્યાંજ ત્વરાએ. ૨૦
કરી ગર્જના ઘોર, ઊડિ ચાલ્યો આકાશે;
કુંભકર્ણ ચેતિઓ, "અરે કપિ કયાં તું નાશે?" ૨૧
ઝડપ ચરણ ઝાલિને, ઝિંકયો પૃથ્વીપર જોરે;
અતિ લઘુ લાઘવિ કરી, ઉઠયો કપિ બળઅંકોરે. ૨૨
મારી મો'કમ માર, કુંભકર્ણને કપીશે ;
આવ્યો રઘુપતિ પાસ, દિસે બળવાન અતીશે. ૨૩
જયતિ જયતિ જગદીશ, કૃપાભંડાર ઉચરતો ;
પડયો આવિને પાય, ધ્યાન ઉરમાંહે ધરતો. ૨૪

નાક કાન કાપિયાં, જાણિ તે પાછો ફરિઓ ;
ગ્લાનિ માનિ મનમાંય, ક્રોધ કરિ રણ પરવરિઓ. ૨૫
સ્હેજ અતીશય ભિષ્મ, વળી શૃતિ ઘ્રાણ વિનાનો;
કપીદળે દેખતાં, ત્રાસ મનમાંહે માન્યો. ૨૬
હુકાહૂક કરિ કપી, જયતિ જયજય પોકારી;
ધાયા સહુ રણધીર, વૃક્ષ શીખર કર ધારી. ૨૭
એકિવાર સામટા, કુંભકર્ણને પ્રહારે;
ગણે ન તે બળવાન, શુરો શામદ રણ ભારે. ૨૮

## ભુજંગીછંદ.

રણક્ષેત્રમાં રંગિલો કુંભકર્ણ,
વિરોધી મહા ત્યાગિને બીક મર્ણ ;
થયો યુદ્ધ સન્મૂખ તે પુર્વ દાવે,
મહા કાળ કોપે ચઢી જેમ આવે. ૧
કપી કોટિ કોટી ભુજા બે પ્રસારી,
મુકે ઝાલિ ઝાલી મુખે તે સુરારી ;
ઘણાં તીડ જાણયે ગિરિની ગુફામાં,
સમાતાં સહુ આવિને એ સમામાં. ૨
ગ્રહી કોટિ કીશો વપૂશૂ ભચર્ડી,
ઘણા ધૂળભેગા કરે ડોક મર્ડી ;
શૃતિ નાશિકા કાન વાટે થઈને ,
કપી ભાલુઓ ભાગતા નિકળીને. ૩
મદોન્મત્ત એ દૈત્ય યુધ્ધે વિરોધી,
મચ્યો મારવા વાનરાં ભાલુ ક્રોધી;
બધા વિશ્વનો કાળિઓ એક જાણ્યે.
જશે શું કરી કોપ એનો વખાણે! ૪
મચ્યા સુભટો યુદ્ધમાં જોર ઝાઝે,
ફરે ફેરવ્યા ના ઉંનેચ્છા સુકાજે ;
સુજે લોચને ના ન કાને સુણાએ,
મચ્યૂ યુદ્ધ ભારી ન વર્ણી શકાએ. ૫
વિદારી કપીફોજ સૌ કુંભકર્ણે,
બધા દૈત્ય ધાયા ભિનાભિન્ન વર્ણે ;
સહૂ સૈન્યને દીઠિ વ્યાકૂળ રામે.
"રિપુફોજ નાનાવિધે આવિ સામે." ૬
"સુણો મિત્ર લંકેશ સૌમિત્ર ભાઈ;"
"હઠ્યૂં આપણું સૈન્ય તો હાર ખાઈ;"
"સહુ વીર સંભારતા ત્યાં સુવાનું."
"ઉભા એમ જોયે ન કામે થવાનૂં." ૭
"જઈ જોઉં હું જોર જાતે લડીને,"
"રિપુસૈન્ય સન્મૂખ આજે તડીને ;"
મહા દુષ્ટને મારવાને સચોપે,
ચઢયા રામ પોતે અતીશે સકોપે. ૮
લિડયો કેડ ભાથો ભલોરે કસીને,
ચઢાવી પ્રત્યંન્ચા ધનુની હસીને;
લઈ હાથમાં બાણ સંધાણ કીધું,
અરીસૈન્ય સંહારવા ચિત્ત દીધું. ૯
પહેલાં કર્યો આપ ટંકાર રામે,
સુણી સોર બેરા અસુરો તમામે;
પછી તાણિને શ્રોતપર્યંત કોપે,
મુક્યાં લક્ષ બાણો પ્રભુએ સચોપે. ૧૦

## કાવ્ય અથવા રોલાવૃત.

અતિ કરતા ફુતકાર, કાળમણિધર એ જાણયે ;
પ્રાણપવન પ્રાસવા, ઉડયા સ:પંખ પ્રમાણે. ૧
જ્યાં ત્યાં અગણિત બાણ, તણી વૃષ્ટી બહુ થાતી;
કપાવવા લાગિયા, વિકટ ભટ પિશાચ જાતી. ૨
પદ ઉર શિર ભુજદંડ, નિમિષમાં કાપી નાખે;
ચીસ પાડિ ઊઠતા, મરે કો મૃત્યુપાખે. ૩
ઘણાક ભટ તનતણા, થાય શતખંડ સહજમાં ;
લથડિ લથડિ બહુ લોથ, પડે પૃથ્વીપર રજમાં. ૪
ઉઠી વળી સંભાળિ, સુભટ સન્મુખ ફરિ લડતા ;
"ઝિકો ઝાલિ ઝાલિને, મુખે પડકાર કરતા." ૫
તનમાં તિર લાગતાં, ઘોરઘનધ્વનિ જયમ ગાજે;
ઘણા વીર શર કઠણ, દેખિ ભાગે નવ લાજે. ૬
કોટિક ધાય કબંધ, વિના મસ્તક ધરણીપર;
ઔઢ પડે પોકાર, ચોદિશા રણભુમિઅંદર. ૭
"ઝિકો ઝાલિ ઝાલિને, જોઈ શું રહ્યા ગુઝારી ?"
"મારો મ્હોકમ માર," એમ ચિસરાણજ ભારી. ૮
પ્રભુબાણે ક્ષણમાંય, કપાયા વિકટ પિશાચો;
પછિ પ્રભુભાથામાંય, પ્રવેશ્યાં સહુ નારાચો. ૯
મનમાં જોયું વિચારિ, કુંભકર્ણે તે વારે;
"માર્યા ક્ષણ માત્રમાં," દૈત્ય દારૂણ ભટ બારે. ૧૦
ક્રોધવંત તવ થયો,સુભટ દારૂણ બળ પૂરો;
કરી કેશરીનાદ, થયો સન્મુખ રણ શૂરો. ૧૧
સકોપ શૈલ વિશાળ, ઉપાડી લીધો કરમાં;
ફેંકયો જ્યાં કપિ કટક, સુભટ ભારે બળધરમાં. ૧૨
અવિલોકી આવતો, ઔઢપર્વત રઘુવીરે;
રજસમ કરિ નાખિયો, તરત કાપી નિજ તીરે. ૧૩

ધનુષ તાણિ રઘુભાણ, કોપ કરિ રદપિશિ રીશે;
કાળ કરાળ સમાન, છોડતા બાણ અતીશે. ૧૪
તનમાં કરી પ્રવેશ, પાર શર નિસરી જાએ;
જ્યમ દમકતિ દામની, સઘનઘનમાંય સમાએ. ૧૫
ઝરે રકત આરકત, કેવું શોભે તન કાળે;
અંજન ગિરિથી જેમ, ગરે ગેરૂ પડનાળે. ૧૬
વિકળ વિલોકિ વિશેષ. રીંછ કપિ ધાયા સર્વે;
સમિપ ચાલિ આવિયા, હસ્યો તવ તે બળ ગર્વે. ૧૭
કરી ગર્જના ઘોર, વેગથી ધાયો રણમાં;
કોટિ કોટિ ગ્રહિ કીશ, ઝિકે ગજ જેમ ધરણમાં. ૧૮
દશશીશની દુહાઈ, કરેછે કેશરિનાદે ;
કુંભકર્ણ ક્રોધાંત, યુદ્ધમાં ચઢિયો વાદે. ૧૯
ભાગ્યાં કપિ ભાલુનાં, કટક અતિશે મન ત્રાસી;
જ્યમ વાદળ વિખરાય. પ્રબળ પવને બળરાશી. ૨૦
સુભટ ભાગિ ચાલિયા. ભાલુ કપિતણા ભવાની;
વ્યાકુળ પોકારતા, અતીશય આરતવાણી. ૨૧
"આ અતિ દારૂણ દૈત્ય, દિસે દુઃકાળ પ્રમાણે;"
"કપિકુળદેશ વિશેષ, સ્હાય પડવાજ પરાણે." ૨૨
"કૃપા વારિધિર રામ, નાથ અસુરારિ ખરારી ;"
"પ્રાણતપીડ હરનાર, પાહિ પાહિ લ્યો ઉગારી." ૨૩

## ભુજંગી છંદ.

કરૂણા ભર્યાં વેણ રામે સુણીને,
ઉઠ્યા ઇષ્ટનું નામ મૂખે ભણીને :
સુધારી ધનુ બાણ ચાલ્યા સચોપે.
દિપે રક્ત નેત્રો ભરેલાં સકોપે. ૧
પુઠે રાખિ સૌ સૈન્યનું શુભ માની,
થયા મોખરે રામ પોતે ભવાની ;
મહા શક્તિશાળી રઘુનાથ રૂડા ;
વળી યુદ્ધમાં વીર કે'વાય રૂડા. ૨
પછી શ્રોતપર્યંત સારંગ તાણી.
કર્યા બાણ સંધાણ સૌ ચાપપાણી ;
વછૂટ્યાં શરો સર્પશાં સૂસવાટે.
રિપુપ્રાણવાયુતણા ભક્ષ માટે. ૩
ભચોભચ્ચ વાગ્યાં જઇને શરીરે,
કર્યો ક્રોધ સંપૂર્ણ ત્યાં યુદ્ધ વીરે ;
શરો લાગિયાં સર્પશાં એહ વારે,
અતી કોપિ ધાયો મુખે તે પ્રચારે. ૪

ધરા ધ્રુજિ, ડોલ્યા મહા શૈલ ત્યારે,
કર્યો કુંભકર્ણે મહા ક્રોધ જ્યારે ;
ઉપાડી લિધો શૈલને એક હામે.
ભુજા કાપિ તે શૈલ સોતીજ રામે. ૫
ધરી વામ બાહુ વિષે શૈલ ત્યારે,
પ્રભુ સામુ ધાયો રિપુ શકિત ભારે ;
રઘુનાથજીએ ભુજા તેય કાપી,
હજી તોય યુદ્ધે મચ્યો એહ પાપી. ૬
ભુજા કાપિ બંને હવે એ સમાજે,
મહાશઠ્ઠ દારૂણ કેવો વિરાજે!
દિસે મંદરાદ્રિ ખરે પાંખ પાખે,
ઉભો એમ સન્મુખ યુદ્ધાભિલાખે. ૭
મહાઉગ્ર મોટે પ્રભુને વિલોકયા,
કપી ભાલુ તો ત્યાં રહે કેમ રોકયા;
હવે એહ ત્રૈલોકયને તેહ ટાણે,
ઉરે ચ્હાય ગળવા પરાણેજ જાણ્યે. ૮
અતી ભિષ્મરૂપે થયો કુંભકર્ણ,
રમાનાથને હાથ થાવાનું મર્ણ;
કર્યો ઘોર ચિક્કાર મોંઢુ વિકાસી,
પ્રભુ સામુ ધાયો મહા શક્તિરાશી. ૯
સહુ દેવતા ત્રાસ પામ્યા અતીશે,
કરે સર્વ હાહા ભયાતૂર દીસે;
બહુ બીક વાળા સહુ દેવતાને,
પિછી પ્રેમથી રાઘવે ત્યાં નિદાને. ૧૦
પ્રીતિ શ્રોતપર્યંત સારંગ તાણી,
મુકયાં બાણ ઝાઝાં મહા જોર આણી;
ભરાઈ રહ્યું મુખ તીરે તમામે,
પડયો ના ભુમી તોય તે તેહ ઠામે. ૧૧
શરોથી ભર્યે મુખ સન્મૂખ ધાયો,
જાણ્યે કાળ ભાથો વપુધારિ આવ્યો;
ત્વરાથી લઈ બાણ સંધાણ કીધાં,
સહૂ દેવનાં કાર્ય જાણ્યેજ સિધ્યાં. ૧૨

## દોહરા.

લિધાં બાણ ત્રણ તે સમે, રઘુનાથે કરિ કોપ;
ભિન્ન કર્યું શિર ધડથકી. કુંભકર્ણનું સચોપ. ૧
રાવણરાય સમીપમાં, સત્વર પડયું જઈ શીર ;
ફણિ મણિ ત્યાગ્યે ત્યમ થયો, વ્યાકુળ રાવણ વીર. ૨

ધડ પ્રચંડ ધરણીવિષે, ધાય મહા રણધીર;
કાપિ નાખિ બે ભાગ કિધ, રૂઠ્યા શ્રીરઘુવીર. ૩
પડ્યો ભોમિ જ્યમ અભ્રથી, પર્વત તૂટે પ્રાય;
હેઠ ચાંપિ કપિ ભાલુઓ, રજનીચર અતિકાય. ૪
તેજ તેનું પ્રભુવદનમાં, સમાઈ ગયું સહુ સ્હેજ;
અચરજ માન્યું સુરમુની, પ્રભુપ્રભુતા વડિ એજ. ૫
દુંદુભિ દેવ વગાડતા, હૃદય હર્ષ નવ માય;
પુષ્પવૃષ્ટિ કરતા સહુ, જ ય જ ય જ ય રઘુરાય. ૬
વિશ્વેશ્વરની વિનતિ કરિ, સિધાવિયા સહુ સુર;
આવ્યા તવ નારદઋષિ, ગગનોપરિ ગુણપુર. ૭
અંતરિક્ષ રહિ એમણે, ગાયા પ્રભુગુણગ્રામ;
રૂચિર વીરરસમાં વરણિ, પ્રભુને ગમ્યા તમામ. ૮
રણસંગ્રામ ભુમીવિષે, વિરાજતા રઘુરાજ;
અતુલિત બળ કૌશલધણી, ગુણિયલ ગરિબનિવાજ. ૯
શ્રમબિંદુ મુખ મોતિશાં, લોચનકમળ વિશાળ;
શ્રોણિત છાંટા શરિરપર, કૌશલપતી કૃપાળ. ૧૦
ફેરવતા ધનુબાણ શુભ, યુગલ ભુજાથી આપ;
ચારે દિશિ કપિ ભાલુઓ, વિરાજતા અમાપ. ૧૧
છેલ છબીલી રામછબિ, વિરાજતી વિશેષ;
કહિ ન શકે તે રમ્યતા, શહસ્રમુખથી શેષ. ૧૨
અધમ નીચ નિશિચર મલિન, દિધું તેને નિજધામ;
ગિરિજા તે નર મંદમતિ, જે ન ભજે શ્રીરામ. ૧૩

## રાગમારૂ.

દિન અસ્ત થયે દળ બેય, ફર્યાં રણભોમીથકી તેય;
સમરભોમિ મધ્યે સુભટોને,શ્રમ પ્હોંચ્યો બહુ સહુકોને. ૧
રઘુવીર કૃપાએ કરીને, કપિદળ બળ વાધ્યું ફરીને;
પામિ તૃણ જેમ અનળ વધેછે,કપિઓતણો ત્રાસ બધેછે.૨
સીજી મરતા દૈત્ય દિનરાત, નિજમુખ ધર્મ કહે જે ભાત;
વીર મરણે વિલાપ કરેછે, રાય રાવણ આંસુ ભરેછે. ૩
વારંવાર બંધુતણુ શીશ, ઊર લેઈ ચાંપે તે દીશ;
રોતી નારી તેની મૃગનેની, છાતિ કુટતી તોડતી વેણી. ૪
તેનું તેજ પ્રતાપ અમાપ, બળ અકળ સકળ પરિતાપ;
વિનતા તે વિલાપે વખાણી,રોતી કરૂણામય સ્વર તાણી.૫
તેહ અવસર ત્યાં મેઘનાદ,આવ્યો બકતો મુખે વિખવાદ;
સમજાવ્યા પિતાને છેક, કહી અપર કથાઓ અનેક. ૬
"જોજો કાલ તમે મારા તાત, મારી મનુષાઈ ભલિભાત;"
"બહુ હમણાં શું કરૂં હું વડાઇ? ગુણ રે'શો પછીતમે ગાઈ."૭
"મારા ઇષ્ટદેવતાની પાસે, વર પામ્યોછું હું જે ઉલાસે;"
"તેહ બળ જે દમે સહુકોને,નથી સુણાવ્યું તાત તમોને."૮
એમ બકતાં મિથ્યા વાત, વીતિ રજની પડ્યો પરભાત;
આવિ લાગ્યા ચોગરદમ હેરી, કપિભાલુએ લંકા ઘેરી. ૯
અહીં ભાલુ કપી બળધામ, કોટિ કાળ સમાન તમામ;
ત્યહાં દારૂણ દૈત્યડાવીર, રણધીર ને પ્રૌઢ શરીર. ૧૦
લડે સુભટ નિશાચર સર્વે, નિજ જય હેતુ બળ ગર્વે;
માયામય ઘનનાદ અતીશે,ઉડ્યો રથચડી ગગને રીશે.૧૧
ગાજ્યો વીર કરી અટ્ટહાસ, કપિદળમાં ઉપજ્યો ત્રાસ;
શક્તિ શૂળ ત્રિશૂળ ને બાણ,કાળિનાગણી સરખી કૃપાણ.૧૨
તિન્ન પરિઘ ને વજ્ર અનેક,અસ્ત્ર શસ્ત્ર નાનાવિધ છેક;
નાખે પરશુ પ્રચંડ ને પા'ણ, પડે ચોગરદમ ચિસરાણ.૧૩
વૃષ્ટિ કરવા લાગ્યા વિધવિધ, દૈત્ય દારૂણ જક્તપ્રસિદ્ધ;
બાણવૃષ્ટિ થકી દશદીશે, રહ્યું અભ્ર છવાઈ અતીશે. ૧૪
જાણ્યે મેઘમઘાતણો ઝડિએ, વરસે છે ઘનનાદ વડિએ;
"મારો ઝાલિઝાલિને નિદાન,"સુણતા કપિવર એવું કાન.૧૫
જેહમારે તે કોઈ ન જાણે, કપિસૈન્ય વ્યાકુળ તે ટાણે;
ગ્રહિ શૈલ તરૂવર ધાએ, કપિ જોરે ગગન કુદિ જાએ. ૧૬
ત્યહાં જુએ ન તેને જ્યારે, ફરી આવે દુખિત થઈ ત્યારે;
કીધી માયા અતુલ ઘનનાદે,વિભુ સાથ અપાર વિષાદે.૧૭
અતિ અવઘડ ઘાટ ને વાટ, કપિદળનો વાળવા દાટ;
શૈલ વિવર ભયંકર છેક, જેને જોતાં શુરા તજે ટેક. ૧૮
બાણપિંજર માયાના બળે, કર્યું ઇંદ્રજીતે એ પળે;
પછી જાય ક્યાંભાલુકપીશો,!થયાવ્યાકુળનાખતાચીશો.૧૯
જાણ્યે શૈલ બધાય નિદાને, પડ્યા ઇંદ્રને ત્યાં બંધિખાને;
વળી લક્ષ્મણ સુગ્રીવ રાય,વિભીષણ જગઅતિમહિમાય.૨૦
બાણમારે કરીને ત્યાંય, કર્યાં જર્જર તન તેમનાંય;
પછી રઘુપતિકેરી સંગાતે, લાગ્યો લડવા તે ભલિભાતે. ૨૧
મૂકે બાણ તે નાગ થૈ રંગે, આવી વળગે પ્રભુને અંગે;
નાગપાશવશે અસુરારી,થયા ઉમયા પ્રાણતપીડહારી. ૨૨
અવિગત ને અજિત અવિકારી,વેદગમ્ય ભક્તભદ્રકારી;
કરે નટ જ્યમ ચરિત્ર અનેક,એવા પ્રભુનો ધન્ય વિવેક.૨૩
સદા રામ સ્વયં ભગવાન,નહીં આદિ મધ્ય અવશાન;
રણશોભા વધારવા માટ, આપ બંધાયા રૂપવૈરાટ. ૨૪
દશા દેખી દીનબંધુની, દવો ભય પામ્યા હે મુની;
જેનું નામ જપીને જગમાં,ભવપાશ કાપે મુનિ વગમાં.૨૫
કદિ તે શું બંધનતળે આવે? વિશ્વવ્યાપક જે પ્રભુ કા'વે;
પ્રીછેચરિત્રઆતોમ્હાભાગી,અનુદિનપ્રભુપદઅનુરાગી.૨૬

## ભુજંગીછંદ.

સુણો રામકેરાં ચરિત્રો ભવાની,
ન તર્કી જતી બુદ્ધિ નેં મન વાણી;
વિચારીજ એવું મહા જે વિરાગી,
ભજે રામને તર્ક સર્વેય ત્યાગી. ૧
કર્યું વ્યાકુળૂ સૈન્ય સૌ મેઘનાદે,
ભરાયો વિભુ સાથ સંપૂર્ણ વાદે;
પછી આવિ સાક્ષાત દુર્વાદ કે'છે,
સુણી તેહ ઋક્ષેશ ક્રોધે વહેછે. ૨
"ઉભો રે'તું હેં શઠ કહે જામ્બુવાન,"
સુણી ક્રોધ વ્યાપ્યોજ તેને નિદાન;
"તને વૃદ્ધ જાણિ હું ત્યાગુ છું જ્યારે,"
"તદા નીચ સામો મને તું પચારે!" ૩
કહી એહવું તિવ્ર ત્રિશૂળ મૂકયું.
"હવે મોત તારૂં દીસે છેક ઢુંકૂ;"
ગ્રહી આવતું તેજ ત્રિશૂળ હાથે,
મહાધીર ઋક્ષેશ ધાયો સુભાતે. ૪
રૂડા રાક્ષસાધીપના પુત્રને તે,
મહા જોરમાં માર્યું છાતી વિષે તે;
પડયો ભોમ મુર્છિત્ત થૈ સુરઘાતી,
સહુ વિશ્વનો એ અતીશે અરાતી.[1] ૫
વળી રીશ આણી અતી ઋક્ષરાજે,
ગ્રહી પાય બે ફેરવ્યો જોર ઝાઝે;
ઝિંકી પૃથ્વિમાં જોર દેખાડયું પોતે,
પરંતુ સુવર્દાનથી ના મુવો તે. ૬
પાછી પાય ઝાલી ઉસેટયો ઉમાહે.
પડયો પાપિ જે ત્યાંથિ તે લંકમાંહે;
અહીં નારદે મોકલીયો ગરૂડ,
પ્રભુપાસ આવ્યો બનીને અરૂઢ. ૭
બધા નાગના યૂથને ઝાલિ ઝાલી,
મુકે મુખમાંહે બહુધા સંભાળી;
છુટયા નાગપાશેથિ વેગે ખરારી.
કપી ભાલુઓ હર્ષિયા ઊર ભારી. ૮
ગ્રહી શૈલ વૃક્ષો મહા મૌઢ કાયા.
રિશાઈ શુરા વાનરા સર્વ ધાયા;
નખાયુદ્ધ પ્હાણા વડે પ્રાણ લેતા,
મુખે રામકેરી દુહાઈજ દેતા. ૯
અતી વ્યાકુળા થૈ સહુ દૈત્ય ધાઈ,
ગયા ગઢમાંહે ત્વરાએ ભરાઈ;
સુણો શૈલજા યુદ્ધવર્ણન ચારૂ,
સહુ તારિ આગે હું વેગે વિસ્તારૂ. ૧૦

## દોહરા.

મેઘનાદ મુર્છાથકી, જાગિ ઉઠયો જેવાર;
પિતાપાસ પડિયો પ્રિછી, લાગી લાજ અપાર. ૧
ગયો તરત તે ગુણનિધિ, ગિરિવરવિવરનીમાંય;
મન એવું અનુમાનિને, "અજય યજ્ઞ કરૂં ત્યાંય." ૨
તે શુધિ વિભિષણ સાંભળી, કે' પ્રભુને કરજોડ;
"સમાચાર પ્રભુ સાંભળો, હારી જઇશું હોડ." ૩
"કરે અપાવન યજ્ઞ જઈ, મેઘનાદ રણધીર;"
"સુર સહુને સંતાપવા, ખળ માયાવે વીર." ૪
"જો તે સિદ્ધ થશે કદી, વર પામશે વિશેષ;"
"તો ન છુંત્યો જાશે તરત, એ રિપુ દારૂણ વેષ." ૫
સુણિ મનમાં સુખ માનિયું, રામ સ્વયં ભગવાન;
તેડાવી લીધા તરત, અંગદ ને હનુમાન. ૬
"લક્ષ્મણ સંગે સર્વ તમ, જાઓ ભાઈ જરૂર;"
"મખવિધ્વંસ કરો જઈ, અહો શામદો શૂર." ૭
"હે લક્ષ્માણ તમ મારશો, સત્ય એહને સ્હેજ;"
"સભય દેખિ સહુ દેવને, અતિ દુખ મુજને એજ." ૮
"જાંબુવાન સુગ્રીવ વળિ, વિભીષણ લંકેશ;"
"રહો તમે ત્રણેય જણ, સૈન્ય સહિત શુભવેશ." ૯

## હરિ ગીત છંદ.

જવ આપિ આજ્ઞા રઘુવરે તવ, લક્ષમણે શુર લાવિને,
ભાથો ભિડયો કટિએ ભલેરો, મારવા નિજ દાવિને;
ધનુબાણ પાણિવિષે ધર્યું શુભ, કાળના કોદંડશૂ,
"જઈ મારૂં ઝાલી અજયરિપુને," એવું અંતરમાં વસ્યૂં. ૧
પ્રભુનો પ્રતાપ અમાપ ઉરમાં, ધારિને રણધીર તે,
મુખ બોલિયા ઘનગર્જના જ્યમ, વાણિ અતિ ગંભીર તે;
"જો આવું આજે વધ કર્યો વાણ, રિપુતણો રણઆંગણે,"
"નહિં તો હું રઘુવર દાસ આજથી, કે'વરાવિશ કો કને." ૨
"કરશે કદી શત શંભુ આવી, સ્હાય તેહતણી ઘણી,"
"તદપી હું મારિશ તેહને રણ, આણ મુજને પ્રભુતણી;"
યુગપાયપંકજ વંદિ પ્રભુના, તરત લક્ષ્માણ પરવર્યા,
નળનીળ અંગદ સંગ મારૂતિ, નેં મયંદ મદે ભર્યા. ૩

[1] શત્રુ.

અવિલોકિયો જઈ વાનરોએ, તેહને શુભ તે સ્થળે,
દે આહુતી આરક્તની વળિ. મહિષની તે મ્હાબળે;
વિધ્વંસ યજ્ઞ કર્યો સવેગે, વાનરોએ તેસમે,
જવ ના ઉઠયોજ વખાણતા તવ, હે મુની સુણજો તમે. ૪
તદપી ન પાપી ઊઠિયો તવ, કેશ જઇને ઝાલતા,
કરિ પદ પ્રહાર અપાર કપિવર, દૂર ત્યાંથી ચાલતા;
કરિ ક્રોધ કર ગ્રહિ તરલ ત્રિશુળ, દોડિયો કપિ ભાગિયા,
સહુ આવિયા લક્ષ્માણનિ પાસે, મારતાં કપિ ત્યાગિયા. ૫
કરિ પરમ ક્રોધ વિરોધ ધરિ મન, આવતાં બહુ મારિયા,
કરિ ગર્જના અતિ ઘોરનાદે, સર્વને સંહારિયા;
ઉર કોપિ તવ હનુમાન અંગદ, ધીર ધાયા ન્યાળિને,
મારી ત્રિશુળ ઉરમાંય બેને, મહિ પછાડયા ઝાલિને. ૬
મુકયું લક્ષ્માણપર તિવ્ર ત્રિશુળ, અતિ અનર્થનું મૂળ જે,
મુકિ બાણ સામું લક્ષ્મણે કર્યું, યુગલખંડ ત્રિશૂળ તે;
મુર્ચ્છાથી અંગદ મારૂતી વળિ, જાગિ કોપે મારતા ;
વાગ્યો ન ઘાવ પ્રભાવ અતિશે, વિજય આશ વિસારતા.૭
લડતા અધિક સન્મુખ થઈ રિપુ, મરે નહિં માર્યો કયમે ;
કરિ ઘોર અતિ ચિક્કાર ધાયો, ઇંદ્રજીત વળિ એ સમે ;
અવિલોકિ તેને આવતો જ્યમ, ક્રોધ કરિને કાળશો ;
મુકયું બાણ કાળ કરાળ સમ તવ, આવતો આઘો ખસ્યો૮
અવિલોકિ આવતું કુલિશ સમ અતિ, તિવ્ર તરલ વિશીખને;
ઝટ ત્યાંથિ અંતરધ્યાન થઈને, પજવતો કપિ અધિકને;
પળ પ્રગટ પળ સંતાય દુર જઈ, વિવિધ વેષ ધરી ધરી;
લડતો સુભટસુત લંકપતિનો, મરણ ડર મન પરહરી. ૯
લક્ષ્માણ ઉપર પછિ ત્રિશુળ નાખ્યૂં, જોર ઝાઝે તે ક્ષણે ;
ઝટ આવતુંજ તે કાપિ નાખ્યું. બાણ મુકિને લક્ષ્મણે ;
ફરિ શૈલ્ય શિખર પ્રચંડ લઇને, ધીર ધાયો મારવા ;
રામાનુજે તે કાપિ નાખ્યું, સુર રિપુ સંહારવા. ૧૦
એવીરિતે આયુદ્ધ વિધવિધ, નાખિ જોયાં જોરમાં ;
કરિ નાખિયાં રજં સમ અનંતે, આપ બળ અંકોરમાં ;
વિસ્મયવિવશ ક્ષાણ હર્ષવશ સહુ, દેવ ઇંદ્ર ઉમાપતી ;
અતુલીત બળછે યુગલ મ્હાવીર, રણભુમી અતીશોભતી૧૧
વિવિધાસ્ત્ર મુકવા લાગિયો તે, જોરભર અતિશે રિશે;
રણરૂપી મળિયાગર વને જ્યમ, નાગ છૂટયા ચોદિશે ;
લક્ષ્માણતણાં શર છે ગરૂડ સમ, ભવ્ય ભલ્લાકારનાં ;
ઉમયા ! છુટે અભિમાન ગ્રસતાં, તરલ તેજ અપારનાં. ૧૨
અવિલોકિને અતિ અજય રિપુ તે, વાનરા ડર પામિયા ;
અતિ ક્રોધવંત અનંત ઉરમાં, જુદ્ધરસ ખુબ જામિયા ;
નિશ્ચય કર્યો મન મંત્ર એવો, લક્ષ્મણે અતિશે રિશે ;
"આ પાપિને ખેલાવિયો બહુ, મેં રણાંગણનેવિષે." ૧૩
પછિ સમરિ કૌશલ્યપતિ પ્રતાપજ, અતિ પ્રભાવ સ્વઅંતરે;
કરિ ગર્વ શર સંધાન કર્યું ઝટ, જેમ અરિ રણમાં મરે;
રવિઉદયસમ અતિ ઓપતું તે, બાણ લક્ષ્માણલાલનું,
ફુતકાર કરતું સર્પસમ ત્રિજું, નેત્ર જ્યમ શશિભાલનું. ૧૪
તાણી શ્રવણપર્યંત મુકયું શર, ઊરમાં જઈ લાગિયું,
મરતી વખત ઝટ મેઘનાદે, કપટ સરવે ત્યાગિયું;
પડ્યું શીશ પૃથ્વીમાં તરત જવ, ભિન્ન થઇને ધડથકી,
ડાબી ભુજા ગઈ ગગનપંથે, સાંભળો મુનિજી નકી. ૧૫
કરિ ગર્જના ઘનસમ ઘણી ગંભીર વીરે જ્યાહરે,
શિશ ભૂજ કાપી નાખિયાં ઝટ, નાગપતિએ ત્યાહરે ;
કહિ રામ રામાનુજ કહી કહિ, પ્રાણ મેલ્યો તે પળે ;
તુજ જનનિ ધન્ય શક્રારિ હે કહે, મારૂતી અંગદ વળે. ૧૬

## દોહરા.

દંડનાર જે જકતને, તે યમને દિધ દંડ ;
રામદ્રોહિ રાવણતણો, પુત્ર સમરપરચંડ. ૧
મહિમા અતિશે મનહરો, વળી મહા બળસીમ;
જેના પ્રતાપથી સદા, અભય રહે દશગ્રીવ. ૨
ભુજબળે ભલિભાતથી, સુરેશને વશ કીધ ;
ચૌદ ભુવન જીતી લઈ, ઝાઝો યશ જગ કીધ. ૩
એવા રિપુતરૂ મૂળને, ઉખેડિ નાખ્યું અનંત ;
જેમ કમળના નાળને, ભાગે ગજ બળવંત. ૪
વળિ જ્યમ વાસવ વજ્ર લઈ, કાળ કરાળ સમાન;
કર્યા વિકળ વડ શૈલને, પાંખો કાપિ નિદાન. ૫
રણસાગરમાંહે રૂડું, પડિયું પ્રૌઢ શરીર ;
શ્રોણિત જળમાંહે તરે, લાકડું જેમ લલીત. ૬
વિકટ દંત અતિશે વડા, મુખ બિહામણું ચિત્ર ;
સઘન બહુ શિરકેશ છે, ચક્ષુ અશુભ અપવિત્ર. ૭
લાલ રંગ રસના લલિત, જાણ્યે યાવક સાર;
શિખા શોભતી અનળ સમ, જાણ્યે એ નિરધાર. ૮
પામિ સુઆજ્ઞા તે પળે, કપિશ હૃદય ધરિ રીશ;
સત્વર લીધું હાથમાં, દુષ્ટતણું એ શીશ. ૯
કરિ શ્રમ માર્યો રિપુમહા, લક્ષ્માણ અતિ રણધીર;
સુર ફુલ વરસાવે અભય, કહિ જય ગિર ગંભીર. ૧૦

## રાગ કેદારો.

ઇંદ્રજીતના પ્રૌઢ ધડને, વિના પ્રયાસ વિશેષ,
ઉપાડયું અંજનીકુમારે, સમરીને કોશલેશ;
લંકાદ્વારે સત્વર જઇને, રાખિ આવ્યો ધડ તેહ,
સાંભળો તમ શૈલજા અવ, રામચરિત્ર સનેહ. ૧

મરણ સાંભળી મેઘનાદનું, સર્વ સુર ગંધર્વ,
વિમાને ચઢિ આવિયા નભ, ઉલટયો આનંદ પર્વ;
પુષ્પવૃષ્ટિ પ્રેમથી કરી, દેતા દુંદુભિ ઘાવ,
ગાય નિર્મળ યશ રાઘવના, પ્રીતિ પ્રૌઢ પ્રભાવ. ૨
"જયજય લક્ષ્મણ જયજય રઘુવર, જગદાધાર ઉદાર,"
"સર્વ સુરના ભયતણો તમે, કર્યો ભલે નિસ્તાર;"
સ્તુતી કરી સહુ દેવ સિધાવ્યા, નિજનિજ લોક નિરાંતે,
કૃપાસિંધુની પાસ આવ્યા, લક્ષ્મણ સુભટ સંગાતે. ૩
પુત્રવધ શ્રવણે સુણ્યો જવ, રોપે રાવણરાય,
મુર્છિત થઈ અવની ઢળીપડયો, મુખે નાખી હાય;
રૂદન કરતી મંદોદરી અતી, સુતગુણ સહુ સંભારી,
છાતિ કુટતી છેક વિવર્ણ થઈ, વિવિધ વિધિ પોકારી. ૪
નગ્રલોક નિરાશ થઈને, શોચતા વ્યાકુળ,
સર્વ કહે "રાવણ મહાનીચ, આ અનર્થનું મૂળ;"
તે સમે ધરી ધીર રાવણ, સમજાવવા સહુ નારી,
"નાશવંત જગત સરવછે, જુઓ ઉરમાં વિચારી." ૫
"કોણ પુત્ર ને કોણ માતા? કોણ તાત તપાસો!"
"ઋણ સંબંધે સરવે મળ્યાંછે, વિશ્વમાયામાં ન વા'શો,"
જ્ઞાનનો ઉપદેશ કરતો, તેમને લંકેશ,
મંદમતિનો આપ અતિશે, માને નહિ ઉપદેશ. ૬
અવરને ઉપદેશ કરવે, કુશળ જગમાં ઘણાક;
તે પ્રમાણે આચરનારા, નર દીસે થોડાક;
સાંભળો તમ શૈલજા શુભ, રાઘવચરિત્ર રસાળ;
મારી રિપુ લક્ષ્મણ પધાર્યા, જ્યાં હતા કરૂણાળ. ૭
શીશ પદપંકજ ધરીને, ઉભા જોડી પાણી;
ઉઠી પ્રભુએ હૃદય ચાંપ્યા, હેત અતિશે આણી;
કૃપાનજરે અનુજ ભણી તવ, હેરિ જુએ હરિ આપ;
ફેરવ્યો કર અંગપર જવ, વિગત ઘાવ અમાપ. ૮
વિશિખવિધ વિશેષ કેવા, અંગે અવિલોકાય,
કનકભાથો તીરે ભરેલો, હોય જેવો મુનિરાય;
પ્રસન્નતા ભર્યું મુખ વિલોકી, ઊઠિ મળ્યા સહુ પ્રીતે;
વિભીષણને કહિ સંભળાવ્યો, વૈરિવધ જે રીતે. ૯
શીશ તેનું સોહામણું મૂકયું, આણીને પ્રભુ પાસ;
ભાલુ કપિ સહુ ન્યાળવા લાગ્યા, તેજ પ્રબળ નિવાસ;
કૌતકી કૌશલપતીએ, વિલોકી સપ્રીત;
રાખવા કહ્યું યત્ન કરિને, ધન્ય એ ઇંદ્રજીત. ૧૦
પામિ આજ્ઞા પ્રભુતણી રૂડી, કરી યત્ન કપીશે;
શીશ દશશીશસુતનું રાખ્યું, લાયક ગુણ છત્રીશે;
શોભિત બંને ભાઈ અતીશે, કટક સહિત તે ઠામ;
કુળકમળવનભાનુ બંને, લક્ષ્મણ ને શ્રીરામ. ૧૧

## દોહરો.

કપિ ભાલુને કૃપાદ્રિષ્ટે, જોતાં અમરાધીપ;
શ્રમરહીત સર્વે થયા, બેસાડિયા સમીપ. ૧
સુણો ઉમા એવી રિતે, માર્યો રિપુ મહાન;
સુરનર મુનિ સહુ સુખિ થયા, કૃપાસિંધુ ભગવાન. ૨
સુણો હવે તમ સ્નેહથી, સુલોચના આખ્યાન;
વિસ્તારી કહું તમ કને, ઉચર્યા ભવ ભગવાન. ૩

## રાગ ગરબી.

"તમે આજ ન કરશો એવડી, અલબેલાજી" એ ઢાળ.

ઉચર્યા શિવ ભગવાન, સુણ પાર્વતિ પ્રમદા,
કહું સુલોચના આખ્યાન, સુણતાં સુખદ સદા. ૧
ડાબિ ભુજા છેદેલિ, રાવણસુત કેરી;
ગઈ લંકામાં રણ મેલિ, ખગ જયમ શર પ્રેરી. ૨
મેઘનાદને ચોક, જઈ પડિ તે જબરી;
બહુ બાણેકરી વિંધેલ, અતિ શ્રોણીત ભરી. ૩
સુલોચના નિજનાર, રાજતિ ત્યાં રૂડી;
રતિથી અતિ રૂપ ગુણ વાળિ, કર કંકણ ચુડી. ૪
નાગપુત્રિ નિરધાર, રાવણસુતનારી;
રૂપ ઇંદ્રાણિથી અધીક, છબિમય ગુણ ભારી. ૫
શોભિત હેમ સિંહાસને, બહુધા બાળા;
સેવતિ વિદ્યાધરિ સર્વ, રૂપ ગુણ રઢિયાળા. ૬
પૂજે વિનય વિશેષ, તેને સુર સરવે;
સુખ મોદ કો શકે વખાણિ? નિજમતિ બળ ગર્વે. ૭
ત્યાં જઈ પડિ પતિબાંહ્ય, એવિ રિતે ઊડી;
સહુ સુખતરૂની જયમ પાંતિ, હોય અધિક રૂડી. ૮
ભુજ ભણિ ભાળિ કહેછ, દાસી શ્વાસ ભરી;
"શ્રોણિત ઝરતો ભુજદંડ, પડિયો હે સુંદરી." ૯
"અચરજમય થયું યુદ્ધ, ભાસે છે ભારે;"
"જાણયે અખંડ ખંડીત, રણ મોકમ મારે." ૧૦
સુણિ સખિમુખનાં વેણ, સર્વે તેહ સમે;
ઉઠિ આસન તજી અલબેલિ, ઘરમાં કેમ ગમે? ૧૧
ઉઠિ ઉધડકિ સુનેત્રિ, નારિસ્વભાવ ઘણી;
અતિ અશુભ સુચક એ વાર, ફરકિ ભુજા જમણી. ૧૨

"સાંભળ સખિ મમ પ્રાણ, રાવણ રામતણું;"
"મચ્યું યુદ્ધ ભારિ આવાર, વદને શું વરણું?" ૧૩
"મમ પ્રીતમ તેમાંય, વીર ધીર રણવંકા;"
"અતિ અભય એમનાથીજ, અલિ આ ગઢલંકા." ૧૪
"પ્રતિભટ જગ નહિ કોય, જેહતણો જોતાં;"
"લડિ શકે ન થઈ સન્મુખ, બળધર બળસોતાં." ૧૫
"સકળ સુરાસુર તેય, રણમાં રે' હારી;"
"કળ્યું જાય ન વિધિકરતવ્ય, તોય સખી મારી." ૧૬
એવું કે'તિ મુખ આપ, ચાલી ગઈ ચતુરા;
પતિભુજ ઓળખિ પ્રત્યક્ષ, હૃદય ચુરે ચૂરા. ૧૭
કરતી કોટિ વિલાપ, કરૂણાસ્વર તાણી;
મન કરતી વિચાર અનેક, અતિ સંશય આણી. ૧૮
"કંકણ કર મણિ મુદ્રિકા, ભૂષણભારી;"
"છે તેજ નિત્ય પરિધાનતા, (જે) સલુણા સ્વામી." ૧૯
"મહા વૃક્ષ સમ ભૂજ, ભાસે નાથ તણો ;"
"મમ કંઠ સતત પડનાર, પ્રાણથી પ્રીય ઘણો." ૨૦
જુએ એમ ભુજદંડ, હરિવદના હેરી ;
મન નિશ્ચય થાય ન વાત, પતિમૃત્યૂકેરી. ૨૧
નિજ પતિતણો પ્રભાવ, પ્રથમથકી પ્રિછતી ;
"પતિમૃત્યુ છે આ રીત, વદતી શાણિ સતી." ૨૨
"ભોજન નિંદ્રા નાર, બાર વરસ ત્યાગે;"
"જે બ્રહ્મચારિ વ્રતધારિ, રે' સાનૂરાગે." ૨૩
"તેવા નરને હાથ, નાથ મરે મારો ;"
"નહિતો એ અમર સદાય, પ્રાણપતી પ્યારો." ૨૪
વળિ મન કરતિ વિચાર, "હું પતિવ્રત નારી;"
"સખિ સર્વ વાત ભુજઆજ, હરે દુગધા મારી." ૨૫
કર પસારિયો તર્ત, સુણિ સતિની વાણી ;
મન વિસ્મય અતિશે થાય, સુલોચના શાણી. ૨૬
મરજી પ્રિછિ સખિ એક, ઉઠિને એવારે ;
લઈ આવી ખડિ તતખેવ, ગિરિજા સુણ પ્યારે. ૨૭

## દોહરા.

આપી કર ઘનનાદને, ખડિકંકર જેવાર;
લખે કીર્તિ લક્ષ્મણતણી, અતિ રૂચીર સુખકાર. ૧
"ભોજન નિંદ્રા નારિનો, કર્યો કોટિવિધ ત્યાગ;"
"મહિમા તેનો માનુની, સાંભળ સાનૂરાગ." ૨
"અક્ષય અવ્યય બેઉ એ, અજ અવિનાશિ ઉદાર;"
"ઘટઘટવાસી ગુણનિધિ, સેવકને સુખકાર." ૩
"પ્રગટ કરે પાળે હરે, જગ આ એ જગદીશ ;"
"નિજ ત્રિગૂણ રૂપ મૂર્તિ ત્રણ, કરિને કૌશલધીશ." ૪
"કાળનાય પણ કાળ એ, ભયંકાર ભલિભાત;"
"વરણે શંકર શારદા, સુયશ જગત વિખ્યાત." ૫
"ધરે વિવિધ તન એ વિભૂ, સેવક સુખપ્રદમાટ;"
"નામ જેનું ભવસિંધુમાં, સેતૂ રૂપ અઘાટ." ૬
"મુનિમનઅમળકમળવિષે, ઘર જેમનું ગુણધામ ;"
"અતર્ક્ય વચન વિવેક પર, અગમ્ય મતિ અભિરામ." ૭
"કોટિ કલ્પ લગિ કોડથી, વરણે ચારે વેદ;"
"તોય અગમ ગુણગ્રામ અતિ, જેના વળી અભેદ." ૮
"તો તામસ તન જડમતી, રસના વિના સુરીત;"
"કયમ વરણી લખું કરથકી, પ્રાણપ્રિયા ધરિ પ્રીત ?" ૯
"શિર મારૂ સલુણી પ્રિયા, ગયુ જયહાં રઘુરાય;"
"તૂજ વચનને કારણે, ભુજા આવિ અહિં માય." ૧૦

## લલિત છંદ.

સકળ વારતા, એ રિતે ભુજે ; લખિ તદાપિ ના, વિહ્ઉ ઘા રૂઝે;
ઢળિપડીધરા ધ્રૂજતીસતી; અતિવિલાપતી, 'કયાંગયાપતી?' ૧
સહુ યથાર્થ તે, વાંચિ સુરિતે; ભુજ લખેલિ જે, વાતને પ્રીતે;
વળિ પરાર્થિ એ, રામલક્ષ્માણ; પ્રિછિસુલોચના, સત્યતોપાણ. ૨
બહુ વિધે રૂએ, સ્રીસ્વભાવથી; સુનયના સતી, વિહ્ઉઘાવથી;
સજનિસો મળી, એકઠી થઇ; સતિ રૂએ શિશે, હાથબેદઈ. ૩
ગુણનિધાન ને, શીળ સ્વામિનું. સમરિ સાહસ, શ્રેષ્ટ નામિનું;
વિજય બાહુના, જોરને વળી; સમરિ તે રૂએ, ધણિએ ઢળી. ૪
ભુજબળે કળે, જેમણે અરે; સુરપતિ સમા, છતિ આખરે;
સમરભોમિમાં, આમ આ દિને; પ્રિયપ્રભુસુતા, સોડતાણિને. ૫
'થવું હું આમતો, જાણતી નતી; પ્રિયપતિબળે, નિર્ભયી હતી;'
શિથિળવેશની, કેશચૂંટતી; ભુષણઅંગથી, કાઢિ નાખતી. ૬
તન પછાડતી, પૃથ્વી સાથ તે; ઉર કુટે કહે, "હાય નાથરે;"
શિરકરે કુટે, સુંદરીસતી; "મુકીમનેઅરે, કયાંગયાપતી!" ૭
સરિત શોકમાં, મગ્નમાનુની; તન શુધી નથી, વ્યાકુળીબની;
વિપતિતેમહા. કોરિતકહું; પતિ વિયોગથી, વ્યાકુળી બહુ. ૮
ક્ષણ પ્રબોધ દે. શાણિ કો સખી; તજતિ શોક ના, દારૂણદુઃખી
વિરહપાવકે, બાપડી બળે; શિર કુટે રૂએ. આંસુડાં ગળે. ૯
ભુજઉરે ભિડે, પૃથ્વીમાં પડે; ક્ષણક્ષણે ઉઠી. ઓચિંતિ રડે;
પ્રબળ નાથનું, તે વખાણિને; રૂદન ત્યાંકરે. રાગતાણિને. ૧૦

## દોહરો.

એક શાણિ સખિ તેહમાં. કહિ સમજાવી વાત;
શોક ત્યાગ સતિ પતિવ્રતા. સુણિ કે' અહિતનુજાત. ૧

## રાગ મેવાડો.

દ્વારકાના વાગીરે. અવસરે આવજોરે. એ઼ઢાળ;

"સજની સલુણીરે, વારૂં કહી વાતડીરે."
"સહુ વિધિ સત્ય અને સુખદાણ,"
"પેખી જો પરંતુ રે. દુઃખ મને લાગિયુંરે,"
"વિધિનિર્મિતતણું મારી બે'ન." સજની સલુણી. ૧
"સતત અતિશેરે, સુખ સહુને સખીરે,"
"હવે બહુ નિર્ભય ભુવન તમામ;"
"વિજય સમિપેરે, આવ્યો હવે ચાલિનેરે,"
"જુદ્ધમાં જીતશે લક્ષ્માણ રામ," સજની સલુણી. ૨
"સુયશ શોભિતારે, કપિકુળ પામિયારે,"
"વિના શ્રમ વિશ્વવિષે નિરધાર,"
"પ્રાણપતિ જાતાંરે. પરવશ ત્યાગિનેરે;"
"અવનિમાં મારે ન ઉગર્યું લગાર,"સજની સલુણી. ૩
"વ્હોર્યું વિભીષણેરે, કુળમાં કલંક વડુરે,"
"સુણ્યો કે ન દીઠો એવો ભવમાંય;"
"કુળનો કુહાડોરે, અરિ હાથે આવિયોરે,"
"હવે કુળ ઉગરશે નહિં કાંય," સજની સલુણી. ૪
"બેડી હવે તુટીરે, સહુ સુર સાથનીરે,"
"જાતાં સખી જગથી જીવન પ્રાણ;"
"નિજ નિજ પુરમાંરે, સુખે હવે હે સખીરે,"
"વરતાવો પોત પોતાની આણ," સજની સલુણી. ૫
"પૌલસ્ત મુનિનારે, કુળનો ક્ષય હવેરે,"
"કુળમણિએ દીધો મરિ જવ માગ;"
"રવિશશિ હાવાંરે, પૂર્ણ પ્રકાશશેરે"
"તન મન ભયતણો કરિ ત્યાગ," સજની સલુણી. ૬
"હવે તો તેજોમયરે, નિરંતર ન્યાળતાંરે,"
"પરહરી પાવક સઘળુ દુઃખ;"
"સુખેથી વહેશેરે, ત્રણે વાયુ આજથીરે."
"પતિ મર્યે મારૂંજ સહુ ગયું સુખ,"સજની સલુણી. ૭
"નિર્મળ અતિશેરે, સહુ થયાં આજથીરે,"
"ધરાણી જળ ગગન ગ્રહગ્રામ;"
"વસશે સુખેથીરે. સુરપતિ સ્વર્ગમાંરે,"
"પોઢયા જ્યારે પિયુજી રણ સંગ્રામ,"સજની સલુણી. ૮
"ઉરમાં પ્રમુદિતરે, સુર નર સર્વથારે,"
"યમ અને કુબેર અહિ દિગપાળ;"
"ખાઓ પિઓ ખાંતેરે, હવે ખુબિઓ કરોરે,"
"પામિ યજ્ઞભાગ ભલેરો વિશાળ," સજની સલુણી. ૯

## રાગ કેદારો.

એટલું કહી આલિમ઼ચે. આવિ મંદિરમાંય,
જોતી મણિગણ જ્યોતિ અતિશે,અધિક ધન વળિ ત્યાંય;
શત સુરેશ સમાન વૈભવ, ધનપતિ સમ ધનકોષ,
ઋદ્ધિ સિદ્ધિ સકળ વસિ ત્યાં, થાય ભેરી ઘોષ. ૧
કંથકેરી કમાણિ અગણિત, શી રીત વરણી શકાય?
ઇંદ્રમ્હેલ ઓવારિ નાખું. રૂડી ભુવન રચનાય;
અલૌકિક અવિલોકતાં એ, વૈભવ ભોગ ભુવન,
અંતર ના અનુરાગ્યું જયમ મુનિ, અલિની ચંપકવંન. ૨
પતિપદપંકજવિપિન વિહારણી, નેહનિપુણનિ નેટ,
લાગ્યું મન અલિનિ સુનેત્રિનું, વિશ્વ લાગ્યું વેઠ;
મણિગણ ભૂષણ ચીર ચરણાં, હિરા કનકભંડાર,
લુંટાવી દિધા યાચક પાસે, વિનતાએ એવાર. ૩
ધેનુ ધરાણી હાથિકેરાં, આપાં દાન અનેક;
આવિ અંતઃપુરમાં પછી, અબળા વ્યાકુળ છેક,
શેજ સ્વામિની જોઈ સૂની, સંભારી સર્વે સૂખ;
રોઈ પડિ વિનતા સુલોચના, મ્લાની કરીને મૂખ. ૪
મણિમય પાલખિ એક રચાવી, ઉઠી અબળા આપ;
ભૂજ ચઢાવિ ભ્રંતારનો ચઢિ,કરતી વિવિધ વિલાપ;
દેવદુર્લભ સુખ સદનનું, તરત કરિયું ત્યાગ;
જેમ વિશ્વના વિષયગણનો, ત્યાગ કરે વિતરાગ. ૫
સ્હેજ સ્વામિના ચરણકમળમાં, લાગ્યું મન લલનાનું;
જોગીરાજનું જયમ જગદીશમાં, લાગે લોભ વિનાનું;
શારિકા શુક સુનયનાતણાં, પ્રેમથી પાળેલ;
કનક પાંજરે રાખિ જેમને, ભલિરિતે ભણાવેલ. ૬
તેહ સહુ વ્યાકુળ થઈ કહે. "ક્યાં સુલોચના બે'ન?"
ધૈર્ય તજે નહી કોણ એવો, સાંભળી એવાં વેણ?
એરીતે વળી ખગ મૃગ સર્વે, વ્યાકુળ બનિયાં વિશેષ;
કેમ કરિ કહિ જાય તવ સુખ, અન્ય દશા લવલેશ. ૭
પ્રજાલોક દુઃખાતુર થઈને, સરવે ચાલ્યાં સંગે;
લોચન આંસુ ભરેલ ભાસે, દુખે દાઝ્યાં કૃશ અંગે;
વાગવા લાગ્યાં નિશાનો, ઢોલ દુંદુભિ ભેરી;
પુરજન પરિજન સંગ સરવે, ચાલ્યાં પાલખી ઘેરી. ૮
ભીડ ભારે દેખિ આવતિ, દશમૌલિને દરબારે;
સત્વર સર્વે વીર સજગ થઈ, ઉભા મૂખપ્રચારે ;
જાણ્યું જે "રિપુ સૈન્ય આવ્યૂં, જોઈ આ તક લાગ;"
"અસ્ત્ર સસ્ત્ર સજી ધરો કર, માટે સાનુરાગ." ૯
સુભટ પ્રતંજ્યા ચઢાવે ધનુષની, કટિ કસિ ભાથો ભીડે;
નગ્ન અસિ કર ઢાલ ધરીને, અક્કડ થઈને હીંડે;

ત્રિશૂળ તોમર બરછી ફરશી,પ્રૌઢ ગદા કર ધારી ;
તિવ્ર શક્તિ તર્તિબ લેઈ, સૌઠયા વીર હુંકારી. ૧૦
"ઝાલિ ઝાલી માર મારો," ધાય કહિ બહુ ધીર,
પ્રગટ નિશાચરપતિનો પ્રેમે, વિજય સુણાવે વીર;
ગર્જના કરી ઘોર ગંભીર, કૂદે કાળસમાન,
રણભોમિ અંદર ભયંકર, નિશિચર વીર બળવાન. ૧૧
છેક સમિપે આવી પાલખી, પરિજન પુરજન સાથ,
ઓળખી તવ સુભટ સરવે, લાજિયા મુનિનાથ;
જોઈ સહુએ પ્રણામ કરિઆ, નિર્મળ નાગસુતાને,
સતી શિરોમણિ કહું શું વખાણી,રૂપની અદભુતતાને?૧૨
દ્વારપાળે જઈ સંભળાવ્યું રાવણને તે વાર,
"રાજ અહિં યુવરાજરમણી, પધાર્યાં છે બાર;"
પામિ આજ્ઞા રાવણકેરી, ધાયા સેવક ધીર,
સત્વર અંદર તેડિ આણી, નાગસુતા સુશરીર. ૧૩
આવિ ત્યાં શાણી સુલોચના, લાગી શ્વસુરને પાય,
મુખ આગળ મૂકી ભુજા પતિની, કરીને અતિ કરૂણાય;
સાંભળો સતી શૈલજા તમ, રાઘવ કથા રસાળ,
સુલોચનાઆખ્યાન સુંદર, પાવન પરમ વિશાળ. ૧૪

## લલિત છંદ.

"તમ છતાં થઈ મારિઆદશા;સુખતજીગયાં દુઃખિસોવશા;"
"પતિગયાતજી,સ્વર્ગલોકમાં;મુકિમનેઅહીં સિંધુશોકમાં."૧
"પતિભુજા પડી આવિ આંગણે;ગગનમારગે,વેગમાંઘણે;"
"હૃદય શંકથી, તર્ત તેઘડી; કરવિષે દિધી આણિનેખડી."૨
"રઘુપતીતથા,લક્ષ્મણતણો;સુમહિમાલખ્યો,વર્ણિનેઘણો;"
"અનુક્રમે કહી,સૌરિતેકથા;મરણવાંચતાં,તીવ્રથીવ્યથા."૩
"ગુણ ઘણા રૂડા,વાંચિનેવળી;અચરજથઈ,પ્રાણિએહળી;"
"શિશ પતીતણું રામની કને;બળું હું ભેગિજો તેમળે મને."૪
"રણભુમીથકી ભુજસ્વામિનોભવનમાહરે,આવિનેપડયો;"
"યતન તેકરો,હે પિતા હવે;શિશ મળે મને,સૂખ સંભવે."૫
"નિપુણ સર્વમાં,સુજ્ઞ છોતમે;પતિ વિયોગનું દુઃખના સમે;"
કુળવધૂતણી,વાણિ વજ્રરી;શ્વસુર ઊરથી નાગણી ડસી. ૬
ઉંરન આશસો,મૂકિ રાવણે;સુત વિયોગથી, વ્યાકુળો ઘણે;
તદપિઊરમાં,ધૈર્ય ધારિને;બહુ પ્રબોધ્દે, શોક મારિને. ૭

## રોળાવૃત.

"કુળવધુ તું ધર ધીર, શ્રવણ સાંભળ ઉર ધખ માં;"
"મુજ સમાન કો જોધ્ધ, જોરવાળો બહુ જગમાં?" ૧
"રામ લક્ષ્મણ દ્વિવિદ,નીળ નળ સુગ્રીવ રાજા;"
"વીર વિભીષણ મૂઢ, મૂકિ જેણે મમ માજા." ૨
"રણહઠિલો હનુમાન, ઋક્ષપતિ અતિ બળવંતો;"
"અંગદ રણવાંકડો, ઘણો વળિ જે ગુણવંતો." ૩
"સત્વર એ સર્વનાં, મારિ મસ્તક અહિં લાવું;"
"વેર લેઈ પુત્રનું, તાહરો શોક તજાવું." ૪
"આજલગી ઉર રહ્યો, ભરોંસો મુજને ભારી;"
"કુંભકર્ણ રણધીર, વીર વાંકડો સુરારી." ૫
"ઇંદ્રજીત અતિ અજીત, કાળસમ મલ્લ વડેરા;"
"એ આગળ શા ભાર, નિપટ નર વાનરકેરા." ૬
"એવું જાણિ ઉરમાંય, આજલગિ રણસાગરતિર;"
"ઉભો રહી મેં ન્યાળ્યું. સકળ વીરનું પ્રબળ ધીર." ૭
"કર્યું ન આજલગિ યુધ્ધ, કુળવધૂ સૂણ સુનયના;"
"એ સર્વનું પુરૂષાર્થ, જાણિ લીધું મેં સુવયના." ૮
"મરે શુરા શામદા, માનવી કપિના માર્યા;"
"શ્રવણે સુણતાં વાત, લાજ લાગતિ શું હાર્યા.!!" ૯
"કોણ ગણતિ વીરમાં, તેમની જોતાં હાયે;!!"
"જેમનિ કરિ દુર્દશા, રણાંગણમાં કપિઆએ." ૧૦
"શોક ત્યાગ સહુ આજ, કુળવધૂ કહું હું તુજને;"
"માનિશ નહિં મનમાંય, એમના જેવો મુજને." ૧૧
"વિલંબ કર ઘડિ ચાર, પુત્રિ પછિ પ્રેમે રોજે;"
"મો'કમ મારો માર, ભાલુ કપિ ઊપર જોજે." ૧૨
"આણિશ શિશ શત્રુનાં, મારિને વિના પ્રયાસે;"
"નહિ લાગે કશિ વાર, રહિશ ના તું ઉદાસે."
"પૂર્વ સુકૃત્યે પર્યુ, ભોગ ભોગવે વિચારૂં;"
"નહિ તો કયાં આપણે? કયહાં લઘુ વનચર વારૂ.!!
"ઉપાડે લે કર એક, મંદરાચળ વળિ મેરૂ;"
"ધરા ધરૂ કરકમળ, એવું બળ જેનું ઘણેરૂ." ૧૫
"તેવા શુર શામદા, સુભટ બળવંત સરવથા;"
"મર્કટ શિશુએ મારિયા,નિપટ નિચ કાળકુટિલતા.!!"૧૬
ક્રોધાવેશે કરી, ગમે ત્યમ ગુણહિણુ બોલે;
હૃદય શોકતરૂ અચળ, તેહ ડોલાવ્યું ન ડોલે. ૧૭

## દોહરા.

સમાધાન તે અહિસુતા, માને નહિં મનમાંય;
સુણિ પ્રલાપ રાવણતણા, ઉર સંતોષ ન કાંય. ૧
"નજરે નર વાનરતણું, પેખ્યું બહુ પુરૂષાર્થ;"
"તોય લેખતા લઘુ કરી, મ્હા પ્રપંચ દુઃખાર્થ." ૨

"જો કપિએ કુદિ જળનિધિ, બાળ્યો આ ગઢલંક;"
"લઘુ કરિ મન તે લેખવે, રાય રાવણો રંક." ૩
"કુંભકર્ણ અતિકાય જે, અપર મહોદર વીર;"
"વળિ મમપતિ રણભોમિમાં, પડ્યા પરમ રણધીર." ૪
"તેવા રિપુને લંકપતિ, જુઓ જીતવા ચ્હાય;!!"
"મહા મોહરીતી પ્રબળ, દેખો જન દિલમાંય.!!" ૫
"ઉત્તર દઉં જો આપને, પાતક લાગે પૂર;"
"વિવાદ કરિ સર્વસ્વ તમ, બેઠા ખોઈ શ્વસુર." ૬
"ભલે રાજ્ય પાછું વળે, હવે મને શું કાજ !"
"વિના પ્રાણવલ્લભ અરે, સર્વે નરક સમાજ." ૭
સત્વર ઉઠિ તે સુંદરી, ગઈ મંદોદરિપાસ;
પગે લાગિ કહિ વાત રહિ, પ્રગટ શોક ઉપહાસ. ૮
આદિથકી કહિ એ સમે, વિસ્તારી સહુ વાત;
સુણિ રાવણરાણી રૂએ, અઢળક આંસુપાત. ૯
ભુજ લખેલ કહિ વાત સહુ, સુનયનિએ એવાર;
મહિમા લક્ષ્મણ રામનો, નહિં થોડો નિરધાર. ૧૦
કહ્યા પછી કરજોડિને, કિધ લંકેશ ક્રોધ;
"મુવો પુત્ર તોય ન કરે, વિરોધનો અનુરોધ." ૧૧
સુણિ સુતવધુ વાણી વિમળ, અતિ દુઃખિત એવાર;
વદિ મંદોદરિ રાણિ ત્યાં, "સાંભળ હે સતિ નાર." ૧૨

## રાગ રામગ્રી.

વૈદર્ભી વનમાં વલવલે. એ ઢાળ.

"ગ્ડકી સુતવધુ. કાળો થઈ ગયો કેર;"
"ઉજ્જડ વળ્યું આપણું, વાધ્યે મોટાશુ વેર."
સાંભળ. ૧
"માનજે સત્ય સુલોચના, તને કહુ તે તમામ;"
"નારદમુખથી જે સાંભળી, વાણિ મેં અભિરામ."
સાંભળ. ૨
"પાછલી વાત હે પદ્મણી, સત્ય થાયછે સર્વ;"
"કોય ન વંચશે કુળમાં, ઘણો નૃપ મન ગર્વ."
સાંભળ. ૩
"જો તો ખરી વૃથા નહિ થશે, ઋષિભાષિત વાત;"
"મોહ ભર્યા મન આપણાં, ગર્વગ્રથિત અઘાત."
સાંભળ. ૪
"સર્વ સમાજ સમેતનું, ભાવી મુનિએ ભાખેલ;"
"સાંભળ પુત્રિ તે પ્રેમથી, મનનો તજી મેલ."
સાંભળ. ૫
"ઝુઝશે પ્રાણ જતા લગી, અંતરમાં થઈ અજાણ;"
"નીતિ ન લાગશે લક્ષધા, રણમાં ગયે પ્રાણ."
સાંભળ. ૬
"ભ્રાત સૌ ભેદ બતાવશે, તૂટશે ગઢલંક;"
"બંધિખાનેથી છૂટશે, સુર નર અહિ મુનિરંક."
સાંભળ. ૭
"શોકસંભવ સંકટથકી, છૂટશે સીતાનાર;"
"લુંટશે વાનર રીંછડાં, રૂડો રાજ્યભંડાર."
સાંભળ. ૮
"મણિગણ ધન આભૂષણો, વસ્ત્ર ને વૈમાન;"
"વૈભવ ભોગવશે બધા, કપિકુળ નિદાન."
સાંભળ. ૯
"રાજ્ય વિભીષણ પામશે, રૂડા રામ દાતાર;"
"કલ્પ લગી એ અમર રહી, સફળ કરશે સંસાર."
સાંભળ. ૧૦
"સુખ દુખ સહુ સંસારને, ભાવિવશ ભલિભાત;"
"કોને કહે ઉપદેશિએ! આજ અહિતનુજાત."
સાંભળ. ૧૧
"મુનિના વચનનો મને ઘણો, દિલમાં દ્રઢવિશ્વાસ;"
"અનુભવ છે હાર જીતનો, કુળમાં ઉપન્યો કંકાસ."
સાંભળ. ૧૨
"હે પુત્રી તું હવે આ સમે, સરવે તજી શોક;"
"સ્વામિસંગે સદ્ય સાધિ લે, પ્રેમથી પરલોક."
સાંભળ. ૧૩
"પતિશિર પામવા કાજ તું, વેગે જા પ્રભુ પાસ;"
"સંકોચ તજિ માગી લાવજે, શીશ પતિનું સુઆશ."
સાંભળ. ૧૪
"આભૂષણ નહિ માનવું, લાજ કેરૂં આજ;"
"અનઅવસર ન દૂષણ કશું, કાર્ય સાધવા કાજ."
સાંભળ. ૧૫
"લાજ લુંટાવાનો આણ ના, કશો ઉરમાં કુતર્ક;"
"નીતિનિધાન નિપટ અરિ, સહસ્રાંબુજ અર્ક."
સાંભળ. ૧૬
"એક પત્નિવ્રત રામને, રૂડા રઘુકુળભાણ;"
"લક્ષ્મણ સુયશની ખાણછે, તેય સુણ્યુ તારે કાન."
સાંભળ. ૧૭
"વળિછે વિભીષણ તુજતણો, સદગુણધામ શ્વસૂર;"
"વાળીતનય બાળ માહરો, જાણ જે તુ જરૂર."
સાંભળ. ૧૮

"વૃદ્ધ ઋક્ષપ છે વિમળ ગુણી, ધર્મસીમ સુગ્રીવ;"
"દ્વિવિદ મયંદ પનસ ભલા, બહુધા બળસીમ."
સાંભળ. ૧૯

"વજ્ર કછોટાબંધનો, હઠિલો હનુમાન;"
"બાળબ્રહ્મચારી જાણવો, તપ તેજનિધાન;"
સાંભળ. ૨૦

"શિવસ્વરૂપ સુખદ સદા, ભયહર ભગવાન;"
"મધુકર મુનિમનકમળના, નહિ કો જેની સમાન."
સાંભળ. ૨૧

"નીતિનિપુણરત નિત્ય એ, રૂડા રામ નરેશ;"
"તેનીકને જતાં તારૂણી; કહે કોણ લંકેશ!"
સાંભળ. ૨૨

## દોહરા.

"ભુજે લખેલો ભાવથી, બહુધા જેહ બનાવ;"
"વિદિત તને હે સુતવધુ, લક્ષ્મણ રામ પ્રભાવ." ૧
"મ્હાઋષિએ મન પ્રીછિને, ભાવી જે ભાખેલ;"
"હવે વિલંબ ન કર કશો, ખરો થયો તે ખેલ." ૨

## રાગ ગરબી.

"તમે આજ ન કરશો એવડી, અલબેલાજી" એ ઢાળ.

સાસુવદનની સાંભળી, અતિ હિત વાણી;
"જઉં રામપાસ હું જરૂર, ઉર એવૂં આણી." ૧
વારંવાર વિશેષ, પદ શિર નામીને;
ચાલી જ્યાં લક્ષ્મણ રામ, લેવા સ્વામીને. ૨
જોઈ કટક કપિ ભાલુનું, અતિશે ભારે;
સુવેળાચળ સાગર ઘેરી, પડિયું આ પારે. ૩
જાણ્યે સાગર અન્ય, મહોદા પર્વતણો;
મહિ હરિત પીત કપિ વર્ણ, તેજ સમુહ ઘણો. ૪
હેરિ શકાય ન તે ભાણી, ભરી નેત્ર કદા;
જાણ્યે વડવાનળકેરિ, ઝપટ ન હોય યથા. ૫
ઘાયલ વીર કર રક્ત ઝરે, ધ્વનિ તેહ તણો;
જ્યાં ત્યાં ઘન પ્રગટ જણાય, જાણ્યે શ્રવણનો. ૬
લક્ષ્મણ શેષને અંક, શિર મૂકી સ્હેજે;
દળજળધિવિષે પોઢેલ, રાઘવ અતિ તેજે. ૭
અક્ષય વડ ગંભીર, વિભીષણ રૂપી વડો;
બેઠો ત્યાં બહુ ગુણધામ, જગ મહિમા રૂડો. ૮
સુકૃતિ એહ સમાન, જગમાંહે જોતાં,
કો દિઠો ન શ્રવણ્યો કાન, પ્રીતે મન પ્રોતાં. ૯
અવિલોકી અવિનાશનું, કપિ દળ ભારે;
હરિવદના ઉર હર્ષિત, અતિશે એ વારે. ૧૦
ધરિ ઉર ધૃતિ અતિ સ્હેજ, નિર્મળ નાગસુતા;
વદિ વિમળ વાણિ ઘણિ શ્હાણિ, વાણિવિભૂષણુતા. ૧૧
"મહારાજ રઘુરાજને, વિનતી મારી;"
"જઈ સુણાવજો કો એમ, "શરણાગત નારી." ૧૨
વાનર અહિં એ વાર, બોલિ ઉઠ્યા સરવે;
"અરિનગરથી આવે એક, પાલખિ જો હળવે." ૧૩
"જાણ્યે એહ જરૂર, અવ રાવણ રામજ્યો;"
"જવ પુત્ર પામિયો મૃત્યુ, સર્વ વિરોધ તજ્યો." ૧૪
"સુમતિ આવિ ઉરમાંય, પુત્ર મરણ પામ્યે;"
"માટે આ તજવા વેર, હઠ તજિને હામે." ૧૫
"મોકલિ દિધિ વૈદેહિ, વિમળ વિચાર કરી;"
"મટિ લડાઈ અવ એ સાથ, જીત મળી જબરી." ૧૬
"પ્રગટ જેહને માટ, ગઢ લંકા બાળ્યો;"
"બાંધ્યો સિંધુપર સેતૂ અતિ દ્રઢ રઢિયાળો." ૧૭
"તે જાનકિ જગદંબ, પામ્યા પ્રયાસ વિના;"
"જાણ્યે આપણને આમ, વિધિ અનુકુળઘણા." ૧૮

## દોહરા.

"વિજય રામ સુગ્રીવને, આવ્યો ચાલી આજ;"
"પામ્યા સુયશ જગતવિષે, રવિકુળ સહુ સહસાજ." ૧
"વિહુ છુટ્યો વીર બેયનો, સાનૂકુળ વિધિ વંક;"
"વિના પ્રયાસે તૂટિયો, અતિ દુર્ગમ ગઢલંક." ૨
"યુગોયૂગ ગઢ કીર્તિનો, અમોતણો આવાર;"
"અખંડ રે'શે અવનિપર, નહિં કો ભેદાણહાર." ૩
"નહિં તો ક્યાં રાણભૂમિ ને! ક્યાં લઘુ વનચર જાત!"
કરે એમ કપિ સહુમળી, વિચાર હે મુનિતાત. ૪
પ્રવેશ કરતાં પદ્માણી, મનમાં સકોચાય;
જ્યમ અજાણિ અબળા ઘણી, ડરતી પરઘર જાય. ૫

## દ્રુતવિલંબિત છંદ.

છબિઅનંતઅનેરઘુવીરની, છબિલિશ્યામલગૌર શરીરની;
નિરખિઆગળજઈઅતિનેહથી, સુનયનાપ્રફુલ્લિતસુદેહથી ૧
કનક મર્કત નિંદક નિર્મળી, છબિ ઉભે રૂપધામ ગુણાવળી;
અધિકધન્યઉમાછબિનેતાણા, સુજનવંદકજેજગમાં ઘણા. ૨

મતગજેંદ્રની સુંઢસમા વળી, સુભગ છે ભુજદંડ મહાબળી;
ધનુષ બાણ કૃપાણ પ્રચંડ છે, કરવિષેધરિ રૂપ અખંડ છે. ૩
ઉર વિશાળ ઉભે રઘુબાળનાં, અધિક ઉન્નત સ્કંધ માણા વના;
અતિસુકંઠશુંશંખજેહાયના ? વરણવેછબિશૂં ? કવિ કોય ના. ૪
વદનની છબિ છે છબિલી ઘણી, વરણવામતિકોણકવીતણી ?
શશિસરોજસમાનકહ્યુંવળી, કયમસુહાયપ્રભાબહુનિર્મળી ? ૫
સુરદસુંદરપંકિતનીકાન્તિને, નિરખિબારતિનાવશભ્રાંન્તિને;
શુંઉપમાદઉંસુંદરતાઘણી, લઘુમતીઅતિ દીસતિ હું તણી. ૬
અધરની અરૂણાઈ વિલોકતાં, નવ રહે જનનો મન શોકત્યાં;
વળિલજાયપ્રવાળસુણોમુની. કહુંશુંહુંવરાણીઅતિશોઘણી ? ૭
નમણું નાક લજાવતું કીરને, સજન ધન્ય ભજે રઘુવીરને;
છબિછબીલિછબીમયશોભતી, સુગુણતેજસમુદ્રદિસેઅતી ૮
અમરપારનપામિશકેજ્યહાં, શુંમતિમંદ કવીવરણું ત્યહાં ?
વિકટભાસતિછેભ્રુકુટીભલી, સુભગગાલપ્રભાઅતિનિર્મળી. ૯
મુકુટસુંદરશોશજટાતણા, મહતયોગિ ન હોય શું એ બણ્યા ?
તિલકસંયુતભાલવિશાળછે, સુભગતાસિમલેખરસાળ છે. ૧૦
મનનરૂપનુંધ્યાનસમેકરી, મુનિતણાંમન મોહિત રે' ઠરી;
વસન વલ્કલનાંજ વિરાજતાં, કટિનિષંગકસેલસુકાજત્યાં. ૧૧
કરવિષે શર સર્પ સમાનશાં. ધનુષ કંધ ધર્યાં અતિ શોભતાં;
ઉભયશ્રીરઘુબાળઅનૂપછે; સહજ સુંદર શાન્ત. સ્વરૂપછે. ૧૨

## દોહરા.

વિરાજતા વીરાસને, આસન શુભ મૃગછાળ;[1]
નવપલ્લવ શુભ પુષ્પની, મહા મનોહર માળ. ૧
સેવિત અજ પદપંકજો, તે વરણવ્યા ન જાય;
જ્યાં મુનિમનમધુકર સદા, લલિત લાભ લોભાય; ૨
પવિત્રકારણિ પ્રગટ થઈ, જે સ્થળથી શુભ ગંગ ;
શ્રુતિ પુરાણમાં સર્વથા, કહિ સહુ કથા પ્રસંગ. ૩
જોડ્યા કર જગદીશશુ, અંગદ ને હનુમાન ;
દ્વિવિદ મયંદ મહા ગુણી, કુમુદ ઘણો બળવાન. ૪
જામ્બુવાન મતિમાન અતિ, બળશીળશાળિ કપીશ;
ઋષભ સુખેણ સહીત ત્યાં, નળ નીળ જ્યાં જગદીશ. ૫
મહાવીર વાનર અવર, વિરાજતાજ અપાર;
ઊભા જમણી દીપતા. લક્ષ્મણ વિભીષણ સાર. ૬
ભલા અલ્પભાષિત[2] પ્રભુ, વળિ સર્વજ્ઞ વિશેષ;
સર્વ સુશોવક ચિતવતા, રૂખ રઘુવરની બેશ. ૭

મનગતિ પ્રિછિ ઈચ્છયું કહે, જુગતે દિયે જવાબ;
રઘુનંદન મિતહાસ્ય મુખ. લે જન લોચન લાભ. ૮
એરીતે અવધેશ પ્રભુ, સભામધ્ય શોભીત;
નિરખિ સુનયના નયન નિજ, સફળ કીધ સઃપ્રીત. ૯
કરગરતી કરતી અતી, પ્રભુનેદંડપ્રણામ;
શિર ધરિ ધરણિ સુલોચના, " પુર્ણ કામ જય રામ."૧૦
વિવેકથી સહુ વિભીષણે, એ અવસર પ્રભુપાસ;
કથા વરણિ કહિ તેતણી, ઉરમાં વધી ઉદાસ. ૧૧
"સુતવધુ એ દશશીશની, નાગપુત્રિ નિરધાર;"
"લલના નામ સુલોચના, પતિવ્રતા અતિ સાર.' ૧૨
"મેઘનાદતણિ નારિ એ, પરમ સુશીળ સહસાજ; "
"લીલા આપ વિરોધની, ગતિ આ'વી થવિ આજ."૧૩
"મૃતકસ્વામિભુજ લિખિતથી, જ્ઞાન પામિ તમ સાર;"
"આવિ યાચવા આપને, હે રઘુપતી ઉદાર." ૧૪
કરિ પ્રણામ સુખધામને, આદર કર્યો અપાર;
કરૂણ વેણ કર જોડિને. કહે સુનયના નાર. ૧૫
અતી સ્તુતી કરિ એ સમે. .અનેક રીતે એમ;
હૃદય શોચ છે રાતદિન, ચિંતા ચિત્ત અનેમ. ૧૬
કરે સ્તુતી કર જોડિ પછિ, આરત વચને એમ;
સાંભળ સુમુખી શૈલજા, સૂણાવુંછું સપ્રેમ. ૧૭

## રાગ પરજ.

"તારૂં ગોકુળ જોવાને આવ્યરે, મથુરાનાવાસી." (એઢાળ)

"દીનબંધુ અખિલજગનાથરે, રઘુનાથ રૂપાળા;"
"વિનવું તમને હું જોડી હાથરે, રઘુનાથ રૂપાળા " ટેક.
"ધન્ય પ્રભુ ધરણીપતીરે, અમર મુનિવૃંદ સેવ્ય;"
"અદભુત સેવા આપનીરે, અકળ અજર અમર અપ્રમેયરે;"
રઘુનાથરૂપાળા, ૧
"નિત્ય હું પ્રીત અપારથી રે, સંભારૂં તમને શ્યામ;"
"થાઓ મને જેહ ભાંતથીરે, સુખદાયક પૂરણકામરે."
રઘુનાથ રૂપાળા. ૨
"દેવાધિદેવ દયા કરોરે, દાસી ઉપર દીનાનાથ;"
"રામનામ સુખધામનો રે, મને એક આધાર અઘાત રે."
રઘુનાથ રૂપાળા. ૩
"દીનદયાળ છો દેવતા રે, અનુગ્રહકારી અપાર;"
"પતિત મારા પતિનો પ્રભુરે, અંત અવસર કરશોઉધ્ધાર રે."
રઘુનાથ રૂપાળા. ૪
"પતિતમાં પતિત જે કા'વતા રે, કરતવ્ય જેમનાં ક્રૂર;"
"મુનિદૂર્લ્લભગતી તેમનેરે, આપી જગદીશ આપે જરૂરરે"
રઘુનાથ રૂપાળા. ૫

[1] મૃગચર્મ. [2] થોડું બોલનારા.

"જય ત્રિભુવનપતિ છો તમે રે, સકળ જગત આધાર;"
"નાથ કૃપા કરો નેહુથી રે, જય ગરૂડગામી ગોપાર રે."
રઘુનાથ રૂપાળા. ૬

"એ વિનતી મારી આપને રે, છું મતિ ભોળી હું છેક;"
"અન્ય ન વર માગું આ સમેરે, સહુ જાણો તમે સવિવેકરે;"
રઘુનાથ રૂપાળા. ૭

"ચરણકમળરજરસતણું રે, મનમધુકર સાનુરાગ;"
"પાન કરે નિત્ય હે પ્રભુ રે, એહ માગું હું વર જોઈ લાગરે.
રઘુનાથ રૂપાળા. ૮

એમ કરી સ્તુતી કોડથી રે, વારંવાર અતીશ;
પ્રેમાકૂળ થઈ પદ્માણીરે, પડી પાય પૃથ્વી ધરી શીશ રે.
રઘુનાથ રૂપાળા. ૯

"નારી અપાવન હું અનેરે, જગપાવન જગદીશ;"
"ત્રિભુવનના જનને સદારે, સુખદાયક કૌશલાધીશ રે."
રઘુનાથ રૂપાળા. ૧૦

"જેહ કારણ અહિં આવિને રે, પ્રભુપદ નામ્યુ શીર;"
"તે દો કૃપા કરી હે હરીરે, રઘુવીર મહા રણધીર રે."
રઘુનાથ રૂપાળા. ૧૧

"કરૂણાસાગર જેથી પ્રેમમાંરે, પામું હું ભકિત અનૂપ;"
"સફળ જીવ્યુ સંસારમાંરે, તજી મોહ માયાનો કૂપરે."
રઘુનાથ રૂપાળા. ૧૨

"અંતરજામી આપછો રે, ભવદુઃખહર ભગવાન;"
"પ્રભુતા તમારી તો પ્રૌઢ છેરે, આદિ મધ્ય અને અવસાનરે"
રઘુનાથ રૂપાળા. ૧૩

"ત્રિભુવનનાથ તમેજછોરે, અન્ય ન કોઈ ઉદ્દાર;"
"અન્ય કને તમને તજીરે, શિદ કરગરૂં હું આવાર રે!"
રઘુનાથ રૂપાળા. ૧૪

## રાગ ધનાશ્રી.

કારૂણીક અધીક એવાં, વેણ સુણી રઘુવીરજી;
પ્રફુલિત રોમ શીથીળ શરીરે, નેત્ર ભરાયાં નીરજી;
દ્રવિત થઈ ત્રિગુણાતીત કે'છે, હે સુલોચના સુંદરીજી;
"જીવાડું હું જીવન તારો, કોડે કરૂણા કરીજી." ૧
"ભોગવ લંકનું કલ્પ શત લગી, રાજ્ય અતિ રઢિયાળુજી;"
"શોચ તજી મન હર્ષિ જા તું, ભોવન તે હું ભાળુંજી;"
સાંભળી એવી સત્યસિંધુની, વાણી સત્ય વિશેષજી;
વાનરસૈન્યા નિજમન માંહિ, ભય પામી કરે કલેશજી. ૨
પ્રભુમરજી પ્રિછી કહિ ન શકે કશું, નિપટ થઈજ નિરાશજી,
"શું કરિએ કરતાર અલક્ષ છે! અવિગત એ અવિનાશજી;"
"જાનકીતણા શોચકેરો, વિભુને શું નથી વિચારજી?"
"જે કૃપામિટે રઘુવર ચિતવે, આ સુંદરીભણી સારજી." ૩
"મનનું ધાર્યું કરશો રઘુવર, રૂડુ વિચારી રહિએજી;"
"ઉચિત હશે તે આદરશે વળિ, કોને મુખડે કહિએજી,"
"કઈ રીતે કરશે રાજ્ય વિભીષણ? લંકતણું ભાઈ સારજી!"
"મેઘનાદ જીવી વેર સમજિ જવ, હાથ લેશે હથિયારજી." ૪
જાણિ પ્રભુ મરજી કપીશે, જાણ્યું સર્વ જરૂરજી;
"પ્રણતપાળક ખળદળઘાલક, ભગવતછે ભરપૂરજી;"
જોઈ અતિ ત્યાં રઘુપતિકેરો, સરળ સુખંદ શુભ સ્નેહજી;
વિનય કરે દશકંધરની વધૂ, સર્વ તજી સંદેહજી. ૫
"અઢળક દાની ઉદાર અતિતમ, સર્વ લાયક સ્વામીજી;"
"કરૂણામય જોઉં તમને કૃપાળુ, વામિ દુઃખ નમામીજી;"
"મેં પણ અંતર અધિક વિચાર્યું, નિશ્ચય કરિને જાણ્યુંજી;"
"જીવવા કરતાં જગમાંહે, આ મરવું હું વખાણુંજી." ૬
"ભૂજાબળે જીત્યા મુજ ભરતારે, સ્હેજે ત્રણે લોકજી;"
"ચૌદ ભુવનના ભોગ કરી લિધા, ત્યાગી તનથી શોકજી"
"રણતીરથ નિત્ય જાચતા હતા, મળિયું તે અનાયાસેજી;"
"પ્રાણધન લક્ષ્મણયાચક કર, આપ્યું મુકિત આશેજી" ૭
"ઉચિત હવે નહિ દાન દઈ તે, લેવું પાછું માગીનેજી;"
"તે ઉપર વળી તમ પ્રભુકેરૂં, દર્શન મ્હાભાગીનેજી;"
"યજ્ઞ શત કરિ જાણિએ અમે, આ જગમાં આવારજી"
"મળિયાં તમોને માયાપતિ હે, જેમ સમાધી સારજી." ૮
"પાવનગતિ અવસર રૂડો આ, સત્ય સુણો રઘુવીરજી;"
"તમને મળ્યે ફરી ભવ નહીં જયમ, સિંધુમાં નદી નીરજી;
"જનના મનની ગુપ્ત વાતને, જાણનારા જગદીશજી"
"ભવસાગર તરવા તમ નિર્મળ, નામ કૌશલધીશજી." ૯
સુનયનાતણી સુંદર વાણી, સાંભળીને સુરેશજી;
બોલાવિયા નિજ સમિપ સનેહે, કપીશને ઋક્ષેશજી;
મેઘનાદનું શીશ મગાવી, દીધું દીનદયાળેજી;
પતિશિર પામિ સુલોચના સતી, કૃતાર્થ થઈ તે કાળેજી. ૧૦
પરિતપ્ત પરમવિયોગસંભવ, દુઃખ જે જે દોહલાંજી;
પતિમુખ પેખત મટિ ગયાં, સંયોગ સુખ તવ સોહલાંજી
રજ લુંછતી પતિવદનવિધુની ત્યાં, નિજ પદરથી પ્રમદાજી;
એમ કહિ હે "મમ જીવનતણી, સજીવન મૂળી સદાજી." ૧૧
અવિલોકી એ સંવાદ સરવે, સંશય કરે કપિરાયજી;
"ધરણિ લખ્યા કર લેખ મૃતકકર, સાચું કેમ મનાયજી;"
"સાચિ સતી તો વદન હસે જો; સર્વ જન સાક્ષાતજી;"
"નહિં તો બધીએ આસુરીમાયા, જાણું છું મન સાથજી." ૧૨

"જ્ઞાન તપ જપ સાધન કરીને, પામે મુનિશાર્દૂલજી;"
"મૃતકભુજ તે જ્ઞાન ગાય શું! ભાસે જોતા ભૂલજી;
રઘુપતિ તવ ઉચર્યા મુખેથી, "શીશ હસશે સત્યજી;"
"ક્રોધે કુતર્ક ન યોગ્ય કપિપતિ, મહામોહનિમિત્તજી." ૧૩
શીશપ્રાર્થના કરતી સતી તવ, નિજ કમળ કર જોડજી;
"વેગે હસો મમનાથ નિર્મળ, હરાવશો માં હોડજી;"
"નહિં હસો તો માનશે નહીં, પતિ જ પતીકર લેખનીજી;"
"માટે મયા કરો માનનિ પર, હાય સુની હું તમ વનીજી." ૧૪
વદે ન વદન કયમે કર્યું ત્યાં, વિલંબ કીધ ક્ષણિકજી;
સ્તબ્ધ સહુ મુખ સન્મુખ ન્યાળે, ધન્ય રામ વિવેકજી;
વારવાર તે અહિતનુજાતા, કરગરી વેણ કહેછેજી;
"શ્રમિત થયાછો રાણ કરિ ભારે. દુઃખ મુજને દમેછેજી." ૧૫
"ક્ષોભ વધારો શું લક્ષ્માણ શરને, આવા મેં નથિ સુણ્યાજી;"
"શિદ લજાવો મને શ્રી પ્રભુ સમિપે. સ્વામીમારા સલુણાજી
"જો હું મન ક્રમ કાય વચને. નેટ પતિવ્રત નારીજી"
"સ્વપ્નેય અન્ય પુરૂષ ન ચિંતવ્યો. હોય હા દુઃખહારીજી." ૧૬
"તો તરત આ શીર સ્વામિનું, બોલી ઉઠે સભામાંયજી;"
"જેથી કરિ રહિં જાશે જગતમાં. સુયશ અમુલ્ય સદાયજી;"
"જાણું હોત જો જીવનમારા. આપનિ ગતિ થવિ આવીજી;"
"રહાય કારણ તાતમારાને, લાવત અહિંયાં બોલાવીજી." ૧૭
સાંભળી સતીવાક્ય શિર તે. હાંસે કરી ઉઠ્યું હાસ્યજી;
ભાલુ કપી સહુ ચોંકિ ઊઠ્યા, દીનપતિના દાસજી;
ખડખડ વદન હસે સમિપ સૌ, દેખતા રઘુરાયજી. ૧૮
જોઈ જન સહુ વિસ્મય પામ્યા. કારણ કળ્યું નવ જાયજી;
કોટિ ઘન સમતુલ્ય ગરજના, સુણી જાય ન તેહજી;
હસતું બંધ રહ્યું વદન પાછો, ધન્ય સતીનો સ્નેહજી. ૧૯
અતિશય મન સંકોચ પામી. કપિરાયે તે કાળેજી;
સતી સુનયનાને સંતોષી. દેખત દીનદયાળજી;
સર્વ કપિવરને હૃદયમાં, અચરજ લાગ્યું અતિશેજી;
શ્રી રઘુવરને શીર હસ્યાનું, કારણ પૂછ્યું કપીશેજી. ૨૦
"સર્વ કપિ આશ્ચર્યવશ છે. સંશય ટાળો સ્વામીજી;"
"કોણ કારણ શીર હસ્યુ આ. ચૈતન ચિદઘન પામીજી;"
સાંભળી જન સુગ્રીવકેરાં. સંશય વચન વિશેષજી;
હસિ કહ્યુ હંસકુળઅવતંસે, સર્વાત્મા સર્વેશજી. ૨૧

## દોહરા.

"સાંભળ જન સુગ્રીવ તું, તજી વિતર્ક તમામ;"
"કારણ શીશ હસ્યાતણું, અતિશય જે અભિરામ." ૧
"ઘરૂણી જેના ઘરવિષે, પતિવ્રતા પરમાણ;"
"આ વરિવાત ન તેહને, સુગ્રીવ સખા સુજાણ." ૨
"વળિ સંશયવશ તું થયો, હે કપીશ કુળકેતુ;"
"સતીતણા સ્વામીતણું, હસ્યું વદન એ હેતુ." ૩
પતિશિર પામી પદ્માણી. પ્રભુને લાગી પાય;
વિનય સુણાવ્યો બહુ વિધિ, કૃપાળુ કોશલરાય. ૪
"માયાપતિ મમ કારણે, હે રઘુપતિ રણધીર;"
"દિવસ આજનો કરિ દયા. યુદ્ધ તજો યુધવીર." ૫
પછિ પદ્મણિ પાયે પડે, વિભીષણને સવિવેક;
રામતણા ગુણ ગ્રામ મુખ, સલુણી ગાતિ સટેક. ૬
કરૂણા કરિ તે કુળવધુ, ઉચરે છે મુખ આપ;
શ્વસુર વિભીષણપ્રતિ સતી, શમન સર્વ સંતાપ. ૭
"શ્વસુર સમાન સદાય તમ, હે દશશિરના ભ્રાત;"
"આ કુળતણિ છે આપને. લાજ વડાઈ ખ્યાત." ૮
"મુનિપુલસ્ત્ય પરિવારના, દિવ્ય તમે કુળદીપ;"
"પામ્યા ફળ અતિ વિમળ તમ, શ્રીરઘુવીર સમીપ" ૯
"મહા મોહવશ પ્રથમ મેં, અનહિત માન્યું અમાપ;"
"જ્ઞાન પામિ જવ ગૂઢ તવ. ગુણ જાણ્યો મેં આપ." ૧૦
"કરજો યુગ યુગ કોડથી, આપ અકંટક રાજ;"
"સહિત સુકીર્તિ સુકૃત્ય અતિ, સુપ્રિય સહિત સમાજ." ૧૧
"સમરણ કરતાં તમતણું. સુયશ પામશે જન;"
"ગાશે સગ ચરિત્ર શુભ. રઘુપતિનું નિશદિન." ૧૨
કુળવધુનાં કોડમાણાં. વિશેષ એવાં વેણ;
સુણી વિભીષણનાં ઉભય, નિરે ભરાયાં નેણ. ૧૩
કરૂણા ઉપની કાળજે, ખરે થયું મન ખિન્ન;
અનઅવસર પ્રિછિ વાર્યું મન, નિર્મળ ન્યાય પ્રવીણ. ૧૪
કાળ કર્મ ગતિ હાથ કહિ. સમજાવી વધુ સાર;
ગુરૂ આજ્ઞા પામી રૂડી, ચાલી ચતુરા નાર. ૧૫
મરકટ કટકથી બહાર કરિ, વિભીષણ વળ્યા વળાવિ;
વેર વિસરિયા વીરનું, કાળજ કરૂણા લાવિ. ૧૬
"અરે હવે આશા કશી.! કુળ ઉગારણ કોય;"
".નહિતો કદિ કુળવધુતણી, આવિ અવસ્થા હોય.! ૧૭

## રાગમારૂ.

ભોઈ શીર ચઢાવિ પાલખી. પ્રમદા પછિ ચઢિ પોતે;
રઘુપતિકેરી કૃપાના પ્રભાવે, વિદિત થઈ જગ જો તે;
રાખી હૃદયમાં રાજીવનેત્રની, ઘનશ્યામ રૂડી મૂર્તિ;
રસનાએ રામરટણ નિરંતર, શુભ અપવર્ગમાં સૂરતી. ૧

સિંધુ સરિતનો જ્યાં સુભગ સંગમ, ત્યાં કુળવધુ સતી થાય
પામી સમાચાર આવ્યો રાવણત્યાં, સાંભળો હે મુનિરાય;
સાથે મંદોદરી આદિક સરવે, રડતીછે રાણીવાસ;
જાણે મહા શોકદિનકરકેરો, પૂર્ણ પડતો પ્રકાશ. ૨
પામી રજા પદમણિતણીપ્રીતે, સેવક સરવે ધાયા;
ચારૂ ચંદન મેં'કતો મળિયાગર, અધિક ભરી ભરી લાવ્યા;
ચંદન મળિયાગરમય રચિત્યાં, ચીતા શકું તે શું વરણી?
જાણ્યે અમરપુરપંથ વિચરવા, મનહરણી નીસરણી. ૩
પ્રેમે પ્રણામ કરી જન સહુને, સંતોષ કરિયા સ્નેહે;
ધૈર્ય ધરી ઇષ્ટ સ્મરણ કરેછે, શુધ્ધી નથી કશિ દેહે;
ભુજ મસ્તક ધર્યાં ચીતાનીમાંહે, ભરથારનાં ભામનીચે;
મઢિમાં બીરાજી આસન કરિને, આશીષ સૌને દીચે. ૪
યોગ સિધ્ધિનું પાત્ર થઈ જાણે, જગતથકી જશ લીધો;
પતિની સાથે અંતે સતી થઈ, જન્મ કૃતારથ કીધો;.
અગ્નિ ધરી તવ જ્વાળા પ્રગટી,ઝપટ ગગન જઈ લાગી;
જાતાં નજાણી કોઈ જનોએ;સુરપુર પ્હોંચી મ્હાભાગી. ૫

## દોહરા.

પુત્રમરણ દિઠું જ્યાહરે, નેત્રે રાવણ રાય;
સંભ્રમ મુર્છાગત થઈ, પડિયો પૃથ્વીમાંય. ૧
હૃદય દુખિત થયું અતિઘણું, નયન ભરાયાં નીર;
ખોયો જાણે પ્રિય ઘણો, સર્પરાજ મણિ શીર. ૨
કરૂણા કરે કરોડ વિધ, શ્રવણે સુણ્યું ન જાય;
"હા પ્રિયપ્રાણ સપૂત હા, કાળજ કટકા થાય." ૩

## રાગ મેવાડો.

"દ્વારકાના વાસીરે, અવસરે આવજોરે." એઢાળ;

"મારા મમતાળુરે, સપુત સલક્ષણારે;"
"ગયો કયહાં મૂકી મને ગુણ ધામ?"
"હૃદયસાગરનેરે, સૂકવી તું અસ્ત થયોરે;"
"હા સુતશોમ હા વાત વિશ્રામ;" મારા મમતાળુ. ૧
"હાય હાય હાવાંરે, મળવું કયાં થશેરે ?"
"હા નિત્ય આજ્ઞાંકીત સુત સાર;"
"ઇંદ્ર આદિ જીત્યારે, સરવે દેવતારે;"
"સેવા કરે સુર મુનિ નાગ અપાર," મારા મમતાળુ ૨
"રહી ના બીજાનીરે, ભુજાબળ ગર્વતારે,"
"તારા બળ આગે હે બળવીર;"
"સ્વરગ ભુમિતળેરે, પ્રતાપ તપ્યો ઘણોરે,"
"તે આજ દીઠું દહન શરીર." મારા મમતાળુ. ૩

## દોહરા.

કરિ વિલાપ એવી રિતે, લંપટ જે લંકેશ;
થયો તેજહત હે ગરૂડ, વરણવિ કહું વિશેષ. ૧
સંભારી ગુણ તેજ બળ, નિજ સુતનું નિરધાર;
મ્હા વ્યાકુળ મંદોદરી, કરતી રૂદન અપાર. ૨
કરિ કરૂણા છાતી ફૂટે, "હાય હાય સુત હાય;"
"તુજ મરતાં આ પાપિયો, જીવ મારો નવ જાય." ૩
નગર લોક વ્યાકુળ થઈ, શોચ કરેછે સર્વ;
સકળ કહે "રાવણ ભુંડો, સહુ ગુમાવ્યું કરિ ગર્વ." ૪
પછિ લંકેશે બહુ વિધે,સમજાવી સહુ નાર;
"નાશવંત મન માનવા, વિધિપ્રપંચ નિરધાર." ૫
"કોણ કોનું અંતે કહો? જળ પરપોટો જકત;"
"ઉપજે વણસે એહમાં, આપણ શિદ આશકત?" ૬
"સ્વપ્નતુલ્ય સંસારછે, મિથ્યા મારૂં તમારૂં;"
"જુઓ વિચારી અંતરે, માની કહ્યું અમારૂં." ૭
જ્ઞાનગોષ્ટિ રાવણ કહે, જુઓ તેમને આજ;
નિજમન મંદ અપારછે, કુળક્ષય કેરે કાજ. ૮
પરને શિખ દેવાવિષે, કુશળ મહાજન ક્રોડ;
જન નથિ ઘણા જગત વિષે. આચરનાર સહોડ. ૯
જોઈ ચરિત્ર પવિત્ર અતિ, સુર જય કહે સભાવ;
પુષ્પવૃષ્ટિ કરિ પ્રેમથી, દુંદુભિએ દે ઘાવ. ૧૦
પુત્રની ઉતરક્રિયા કરી, નિશિચર નાથ સ્વહાથ;
થયો શોચવશ વિકળ અતિ, હૃદય દાહ મુનિનાથ. ૧૧
સચિવ સર્વ આવી ત્યહાં, લાગ્યા દેવા શીખ;
"વૃથા વિષાદ કરો નહીં, દાનવપતી અધીક." ૧૨
"પુત્ર નારિ દોલત વિવિધ, સુખ કેવાં તે સ્હેજ;"
"ચઢે ઘટા પળમાં વળી, વિખરઈ જાએ તેજ." ૧૩
"વિજળિ ચમકતિ વિલોકિએ, ઘટી એક ઘનમાંય;"
"સ્થિર રહે ન તે સર્વદા, સટક દેઈ સંતાય." ૧૪
"એવું વિચારી અંતરે, સુણ દશમૌલિ સનેહ;"
"કદિ ન વંચશે કાળથી, દુનિયામાં ધરિ દેહ." ૧૫
"તેજ યત્ન પ્રભુ અવ તમે, વિચારિ જુઓ વિશેષ;"
"સમુળ નાશ શત્રુતણો, થશે કોણ વિધિ એશ?" ૧૬
સાનૂકુળ સુણતાં વચન, માન્યું કાંક મન સુખ;
તીર્થજ્ઞાન જયમ કાળવશ, ભવનિ ભાગવા ભુખ. ૧૭

વિચાર કરવા લાગિયો, સચિવ શીખ સુણિ કાન;
બહુ પ્રકાર દશમૌલિ તવ, હે મુનિ ચતુરસુજાણ. ૧૮
"સ્હાયકારિ આ સમયમાં, અહિરાવણ છે એક;"
આવ્યો વિચારિ એવું પછિ, શીવ સમિપ સવિવેક. ૧૯
તપ કરવા લાગ્યો ત્રિવિધ, સમાધિસ્થ દશશીશ;
અંતરમાં આરાધતો, સુગુણ નિધાન ગિરીશ. ૨૦

## રાગ ચોપાઈ ત્રિતાળની.

ઘડી ચાર નિશા ત્યાં વીતી, સંધ્યાવંદન કરતો સપ્રીતી;
લાગ્યો કરવા ધ્યાન દશશીશ, હર્ષિ જોડયા હેતે કર વીશ. ૧
શીવશેવક રાવણ રાય, અતિ અનુરાગી એહ ગણાય;
સુણ ગરૂડ મહા ગુણધામ, મહાભાગી રાવણ તેથી આમ. ૨
મંત્ર આકર્ષણ જપ્યો જ્યારે, દશશીશ ઉમંગ અપારે;
ત્યારે જાણ્યું તરત પાતાળે, અહિરાવણ ચિત્ત ડોલ્યું તેકાળે. ૩
લાગ્યો કરવા તે મન અનુમાન, સતી સાંભળ થઈ સાવધાન;
"કોણ કારણે એ દશશીશ, અકળાણો હશેજ અતીશ."૪
"નિશિચરપતિ અતિ બળવાન, ચૌદ ભુવનછે વશજેને જાણ;
"તેને જીતવા વિશ્વમાંવીર, કોણ નિજમુખ કહે રણધીર ?૫
"મન ક્રમ વચને અહર્નિશ, સેવે નહિં અન્યને દશશીશ;"
ધર્યું ધ્યાન હૃદયમાં વિચારી, દેવિ કામદાકેરૂં સુરારી. ૬
અહિરાવણ પછિ ત્યાં ચાલ્યો, આવ્યો હેલામાં અતિબળવાળો;
જયહાં શિવમંડપે દશશીશ, બેઠો ધ્યાનસ્થ કર જોડી વીશ. ૭
નિશિચરપતિ કહિને સપ્રીત, શીશ નામ્યું વાર અગણીત;
હાથે હાથ ગ્રહિ પોતે જાગી, નિજાસન બેસાડયો અનુરાગી. ૮
અહિરાવણ રાવણને એરીત, પૂછ્યું કુશળ ક્ષેમ સપ્રીત;
પછી રાવણે પ્રથમથી વરણી, સુપર્નખા પ્રત્યેકરિ જેવી કરણી ૯
વધ ખર દૂષણાદિક કેરો, સંભળાવ્યો લંકેશે ઘણેરો;
મામા મારીચ કપટ હરણની, કહી વાત ત્યાં અંઃતકરણની ૧૦
સીતાહરણ કર્યું જેવી રીતે, સંભાળાવ્યું સ્નેહીને સપ્રીતે;
પવનાત્મજે બાળી લંકા, રોળી જેમ યોધ્ધા રણવંકા. ૧૧
સેતુ બાંધી સાગરપર રામ, આવ્યા ઉતરી સકપિદળ આમ;
અંગદવિષ્ટીવળી સંભળાવી, ઉર સંકોચ આધિકો લાવી. ૧૨
"અનિયઅકંપનઅતિકાય, મુવા રણભોમી સુણ અહિરાય;"
"તાત કૂશળતા તો સર્વે, હવે આવીરહી અતિ ગર્વે." ૧૩
"સર્વે કટક નિશાચરકેરૂ, નાશ પામ્યું દીસેછે ઘણેરૂ;"
"કુંભકર્ણ ઇંદ્રજીત માર્યા, રામલક્ષ્મણ મનુજ બિચારા."૧૪
"માટે તુજને હે મારા વીર, મારીપાસ બોલાવ્યો સુધીર;"
"કહે કરિએ યત્ન વિચારી, રિપુનાશતણો મન ધારી."૧૫
સુણી વેણ રાવણનાં સુભાત, વિસ્તારી કહિ કેટલીક વાત;
અહિરાવણ તે પછી કે'છે, "શીદ રાવણ શોચ કરેછે."૧૬
"હરિ જઈશ હું બંને ભ્રાત, રામ લક્ષ્મણ જગત વિખ્યાત;"
"લઈ પાતાળમાં તતકાળ, દેવિને બળીદઈ આણુંકાળ."૧૭
"દૈત્યકુળ યશ એ થકી લેશે, તારી કીર્તિ યુગોયુગ રે'શે"
"લઇગિયોહુંતેજાણજેત્યારે, રવિસમતેજરાતેથાયજ્યારે"૧૮
કહી એવું પ્રબોધ કરીને, શિર નામિ સ્વબળ ઊચરીને;
આવ્યો રઘુપતિકેરા દળમાં, ઇષ્ટિ રાખીને હૃદય કમળમાં. ૧૯

## રાગ ગરબી.

"તમે આજન કરશો એવડી અલબેલાજી" એ રાગ.

સાંભળજો મુનીરાજ, અહિરાવણ આપે;
પ્રભુકટકવિષે તે વાર, આવ્યો પરિતાપે. ૧
પડે ન.સુજ નિશિ ઘોર, અતિશે અંધારી;
મર્કટ ભટ વિકટ અનેક, જાગે ત્યાં ભારી. ૨
કહે "જયતિ જગદીશ, જય જય રઘુલાલા;"
"અતિ અગમ નાથ અખિલેશ, કૃપાઘન કરૂણાળા. ૩
ત્યાં અંજનિજે એક, રચ્યો ઉપચાર રૂડો.
નિજ લંગુરનો શુભ કોટ, બનાવ્યો બહુ રૂડો. ૪
તે શોભા તરતીબ, વરણિ ન જાય કશી;
જાણે ભુજંગપતિ આપ, રહ્યો ના હોય વસી? ૫
વળિ જયમ શૈલ સમાન, ફરતો કોટ ભલો;
દરવાજે કપિવર મૂખ, કોથી ન જાય કળ્યો. ૬
અહિરાવણ અવિલોકિ, હાર્યો હૃદય ઘણો;
રવિ ઉદય સમે ન પ્રસાર, જયમ કંઈ તિમિરતણો. ૭
એકે યુક્તિ ન મન, સુજિ આવી જ્યારે;
કિધ કપટ વેશ બહુ બેશ, સુણ ઉમયા ત્યારૂ. ૮
વિભીષણનું ધરિ રૂપ, અહિરાવણ પોતે.
વિચર્યો પવનાત્મજ પાસ, છળકારક જો તે. ૯
સહજ પ્રતાપી પ્રૌઢ, પવનાત્મજ પોતે;
વળિ સુરપતિપતિનો દાસ, દ્રઢ નિશ્ચય સોતે. ૧૦
ટાળો દઈ મુઠ તેહને, રઘુપતિ પાસે;
જડ જાવા લાગ્યો તર્ત, ઉરમાં નવ ત્રાસે. ૧૧
મર્મ ન જાણ્યો કાંઈ, હનુમાને મનમાં;
"વિભીષણને વેષે કોણ, વિચર્યું કપિ દળમાં!" ૧૨
"ઉભો રહે ક્યાં જાય? સુણિ બોલ્યો સ્નેહે;
"સુણ વાત ભ્રાત ઉર તારૂં, ભર માં સંદેહે." ૧૩
"જાઉં છું જ્યાં જગદીશ, જગમાં જનત્રાતા;"
"મમ પ્રાણસખા કરૂણાળુ, સહુને સુખદાતા." ૧૪

"પામિ રજા પ્રભુપાસ, પલક સંધ્યા સારૂં;"
"હું ગયો હતો સુણ ભ્રાત, વળતુ શું કહું વારૂ!" ૧૫
"તે કારણથી તર્ત, જાઊં પ્રભુ પાસે;"
"થઈ વાર રિશાસે રામ, જાણી મન ત્રાસે." ૧૬
સત્ય વચન મનમાંય, માન્યાં હનુમાને;
ભાવી બળવાન ગરૂડ, કથામૃત ધર કાને. ૧૭
કપટ ચતુરતાની ગતિ, ન જાણી જાયે;
પર મનહર ધનહર તેહ, વિધ વિધ ઊપાયે. ૧૮
આજ્ઞા પામિ ઉદાર, ગયો ત્યાં સત્વર તે;
જ્યાં રહે લક્ષ્માણ રામ, બંને બળધર તે. ૧૯
જામ્બુવાન સુગ્રીવ, નળનીળ તન નરવા;
અંગદ સુષેણ બળશાળિ. વળિ ગુણના ગરવા. ૨૦
દ્વિવિદ મયંદ અનેક. કપિદળના સુભટો;
વળિ ગવય ગવાક્ષ સિવાય, મ્હાબળી મરકટો. ૨૧
સહિત વિભીષણ ત્યાંહ. અન્ય સુભટ અતિશે;
સુતાછે સહુ રણધીર, ભય કોનો ન દિસે. ૨૨

## દોહરા.

તેમની મધ્ય મહાસુભગ, રાવણશશિયરરાહ;
સૂતા એકજ સાથરે, ફણિપતિ પણ સઉછાહ. ૧
દક્ષિણદિશાભણી સુએ, રૂપાળા રઘુનાથ;
લક્ષ્માણ ઉત્તરદિશિભણી, તેપર પ્રભુનો હાથ. ૨
પ્રભુકર લક્ષ્માણહૃદયપર, શોભે કેવો સાર;
કનકકોષપર સર્પપતિ, જ્યમ શોભીત અપાર. ૩
કપિ સહુ જાણયે ક્ષિરધિ છે, ત્યાં જાણે બે વીર;
સુતા શોભે શ્રેષ્ઠ વળિ, અતિ બળાઢ્ય રણધીર. ૪
સુભગ મહા કોદંડછે, બનાવિ ધરિયાં બાણ;
લક્ષ્માણ સહિત સમિપ દિઠા, રૂપ મનહર રઘુભાણ. ૫
અહિરાવણે વિલોકિને, મનમાં કર્યો પ્રણામ;
"ધન્ય રામ ઘનશ્યામ પ્રભુ, જગ પરિપૂરણ કામ." ૬
બ્રહ્માદિક પણ જેહનું, ધ્યાન ન પામે ધીર;
મુનિ મહેશ પણ મનવિષે, પૂજા લાવે વીર. ૭
કરે વિવિધ જપ યોગ બહુ, વિરાગિ લઈ વૈરાગ;
રટે નિરંતર જાગિને. નિશદિન અતિ અનુરાગ. ૮
તે પ્રભુને અહિરાવણે, જોયા ભરિ ભરિ નેત્ર;
કૃપાસિંધુ જનભયહરણ, સ્વરૂપ મોહનિક્ષેત્ર. ૯
પછિ તેણે બહુ પ્રીતથી, મનમાં કર્યો વિચાર;
"રાવણકાજ કરૂં હવે, નિજબળ મતિ અનુસાર." ૧૦
નિજમાયા કૃત ગુણ કશો, આવ્યો હૃદયવિષેજ;
"જશે શિરીતે ભાઈ બે! સુતા લઈજાઊં સેજ." ૧૧
મોહનમંત્રે સર્વ જણ. પામ્યા મોહ શરીર;
અદર્શ અહિરાવણ થયો. લઇને બંને વીર. ૧૨
એ વિધિ લક્ષ્માણ રામને, ગયો લેઈ ગુણહીણ;
આકાશમાં પ્રકાશ અતિ, થાતો મુનિપ્રવીણ. ૧૩
તે પ્રકાશ જવ રાવણે, જોયો જાજ્વુલમાન;
વચન સત્ય કરિ માનિયું. અહિરાવણનું સમાન. ૧૪
મનમાં હર્ષ ન માય મુનિ, "હવે ભાર શો આજ?"
"અસુરારિને સનેહિ મમ, લેઇ ગયો સહસાજ." ૧૫
બેય બંધુને લઈ ગયો, ક્ષણમાંહે નિજલોક;
સોર બકોર થયો ઘણો, કપિદળમાંય સશોક. ૧૬

## રાગ ધનાશ્રી.

શોર બકોર થયો દળમધ્યે, શોકગ્રસિત સહુકોયજી,
જાગિ ઊઠયા સહુ વાનર શ્રીહત,શું વરણી કહું સોયજી?
અવિલોકિએ જ્યમ જળ વિનાની,સરિતા શુષ્ક વિશેષજી,
શશિયર પાખે શર્વરિ શોભે,ઘોર અંધારે વેશજી. ૧
તડિત વિના જ્યમ મેઘ શોભે, શું કહું વરણી વાતજી?
તેજ હત દિવસે જ્યમ શશિયર, ઝાંખી દીસે જાતજી;
દિનકર પાખે દિવસ ઉજાંજળો, જીવ વિના જેવો દેહજી,
દિપક પાખે જેમ અંધારૂં, ઘોર દીસે ગેહજી. ૨
એક એકને પુછવા લાગ્યા, વ્યાકુળ થઇને વિશેશજી,
"કયાં ગયા ત્રૈલોકવિભુષણ? અમને મૂકી અવધેશજી;"
સર્વ કટક મળી શોધી જોયા, દીઠા ન બંને વીરજી,
વ્યાકુળ સહુ કપિભાલુઓ થયા,જ્યમ જળચર વણનીરજી. ૩
સર્વ મુખ એવું વદી કહે, "આ શું કર્યું વિધિ રાયજી!"
"રઘુપતિ પાખે પ્રાણ લેવા ચહે, એ તારો અન્યાયજી;"
શોકરાહુથી મન શશિ સહુનો, ગ્રસિત દીસેછે ઘણેરોજી,
ધરીશકે નહીં ધીર કહે મુખ,"રામ લક્ષ્માણ પ્રભુ મેરોજી."૪
કરૂણા કરે બહુ વદન દયામણે, સુગ્રીવ સ્નેહ સંભારીજી,
"સુધરી સરવે વાત બગાડી શું!હે વિધિ અવિચારીજી;"
"સર્વ કટક સંહાર્યું દૈત્યનું, હતું તેટલું બળ કાઢીજી,"
"એક રાવણ રિપુ રહ્યો હતો,વૃક્ષ વિના જેવી વાડીજી."૫
"તેય રે'ત ન રઘુવરકેરાં, વિષમ શર તન વાગ્યેજી,"
"અરે પરંતુ અમતુલ્ય અભાગી,કોઈ થયા નહી આગેજી"
"જો કદી દશશીશનેતો, જોર કરી જીતીશું જી,"
"ઉત્તર શો પણ દેશું સીતાને, બોલતાં બી'નીશુંજી." ૬

એવું કહિ વ્યાકુળ થઈને, મૂર્છિત ધરણી ઢળિયાજી,
વજ્ર લાગ્યે શૈલ પડે જ્યમ, યાજ્ઞવલિક મુનિ વદિયાજી;
વિભીષણના અંતઃકરણની, ગતિ તો કથી નવ જાયજી,
ધેનુથી જ્યમ વચ્છ બિચારૂં, વિરહે દુખિયું થાયજી. ૭
પવનાત્મજ ઋક્ષેશ આદ, અતિશે હાર્યા ઉરમાંજી,
સુજે નહિ ત્યાં કોઈને કશું, રાત અંધારી દીસેજી;
"આ શું કર્યું અવિનાશિએ અરે. દુર્ભાગિને તજ્યા દુરજી,"
સર્વ કપિ મન શોચ કરેછે. ઊડી ગયું મુખનુરજી. ૮

## દોહરા.

હનુમાન અનુમાનિ ઉર, કહે એમ સહુપાસ;
"વિસ્મય થાય વિશેષ મન, સુણો સર્વ સઉદાસ." ૧
"કોઈ એક આવ્યો અહીં, વિભીષણકેરે વેશ;"
"પ્રભુસમીપ જાતાં દિઠો, નહિ સંશય લવલેશ." ૨
"પુછતાં પ્રત્યુત્તર દિધા, વિમળ વાણિથી નેક;"
"કપટ ન જાણ્યું મેં કશું, દૈત્ય હૃદયનું સટેક." ૩
સમિરાત્મજનાં વચન સુણિ, વળિ બોલ્યો લંકેશ;
"હાં–! અહિરાવણ લઈ ગયો, પાતાળે અવધેશ." ૪
"નાગલોકમાં તેવસે, માયા મિછે અપાર;"
"વેષધારિ મમ વપુતણો, અન્ય ન કો આવાર." ૫
"અતિ બળાઢ્ય રણધીરછે, માયા મિછે અઘાત;"
"નિશ્ચય એને દશશિરે, મોકલેલ મળિવાત." ૬
"જેને અતિબળ હોય તે, ત્યાં જાએ તતખેવ;"
"જીતિ તેને લાવેજ તે, પ્રભુ દેવાધી દેવ." ૭
કહે ભાલુપતિ "હે વીરા, રણહઠિલા હલુમાન;"
"તાત પ્રબળ બળ તાહરૂં, જગત સર્વમાં જાણ. ૮
"અતિ વેગે આ અવસરે, તે તું યત્ન વિચાર;"
"કૃપાસિંધુ બે વીર જ્યમ, આવે અહિં આવાર." ૯
વળિ સુગ્રીવ કે' ખિન્ન થઈ, હે હનુમાન સુજાણ;"
"વિના રામ ધિક ધિક જીવન,પળ યુગસમ પરમાણ."૧૦
"તૃષાતુર જ્યમ જળવિના, અબળા જેમ અનાથ;"
"તેવા અમે તમામ જણ, વિના રામ રઘુનાથ." ૧૧
"રાજિવ જ્યમ રવિવણ દિસે, કરમાયલ અત્યંત;"
"તેવા અમે તમામ હે, રણહઠિલા હનુમંત. ૧૨
"સીતાશોધ સુઔષધી, આણી જેમ સપ્રેમ;"
"તેવી રીતે ગુણી બંધુ બે, આણ વીર તનક્ષેમ." ૧૩
સાંભળિ એવું સ્નેહથી, વદિયો વીર હનુમાન;
"સ્થિર મન કરો તમે સહુ, કપિવર સુગુણનિધાન." ૧૪
"ચૌદભુવન ને લોકત્રણ, ખળભળાવિ ખોળીશ;"
"પ્રભુ લાવું પળ માત્રમાં, તજિ દો શોક કપીશ." ૧૫
"સજગ હવેથી સર્વકો, રે'જો રૂડી રીત;"
"યદિ આવે મ્હાકાળ પણ, લડજો થઈ અભીત." ૧૬
એમ કહી કરિ ગર્જના, ચાલ્યો ઝટ હનુમાન;
પ્રલયતણા પરજન્ય સમ, કપિ તન તેજનિધાન. ૧૭
જતાં જતાં કપિવર ગયો, એક વૃક્ષતળ આપ;
શું નિપજ્યું તે સાંભળો, શમન સર્વ સંતાપ. ૧૮
રહે ગૃધ્ર ગરધણ ઉભય; તે તરૂપર તેવાર;
ગર્ભણિ ગરધણ આપછે; દોહદવિવશ અપાર. ૧૯
પતિપ્રત્યે બોલી વચન, "લાવો મનુષામીષ;[1]"
"ખાઉં તે હું બહુ ખાંતથી,સુખિ જીવ થાય અતીશ."૨૦
તેનું વચન સુણિ તે સમે, ઉચર્યો ગૃદ્ધ અશોક;
"અહિરાવણ રઘુનાથને, લઈ ગયોછ નિજલોક." ૨૧
"દેશે બળિ કુળદેવિને, પ્રિયા આજ કે કાલ;"
"વડાં ભાગ્ય જો પામિએ, એ આમિષ આ કાળ." ૨૨
"કો પણ યત્ને કામની, આણિ દઈશ આમીષ;"
એવું કહિ ગૃદ્ધે પ્રિયા, સમજાવી તે દીશ. ૨૩
જ્યારે પવનસુતે પ્રીતિ, આ શુધિ સાંભળિ સ્હેજ;
ચાલ્યો ઉર સમરી હરી, અતિ વિશાળ તન તેજ. ૨૪
તરત તેહ ક્ષણમાં ગયો, પાતાળે શુભ વેશ;
અહિરાવણના પુરવિષે, લાગ્યો કરણ પ્રવેશ. ૨૫
દ્વારપાળ ત્યાંનો રૂડો, છે મકરદ્દજ કીશ;
"ઉભો રહે! કપિ પ્રતિ કહ્યું, અંતર આણી રીશ." ૨૬
"મારૂતસુત હનુમાનનો, હું રણહઠિલો બાળ;"
"સ્વામિભકત શિરોમણી, વળિ ભંજક મુખ કાળ." ૨૭
સુણિને સમિરાત્મજ કહે, વિસ્મયવશ અતિશેય;
"અરે મુર્ખ નથિ વિશ્વમાં, સુતમારે સ્વપ્રેય." ૨૮

## હરિગીત છંદ.

"'વપ્રેય સુત મારે નથી મુઢ. કામવશ ક્યારે થયો?"
"વદતાં વચન નથિ લાજ આવતિ! આજ લગિ તું ક્યાં રહ્યો?"
"મતિ ભોળિ મેં ક્યારે કરી કપિ,? કામવશ થઈ કોડથી,"
"જાણે મને છે જગત બધુએ, કામરહિત સહોડથી." ૧
"મતિમંદ મમસુત થાય આજે, કે' તું તે શા કારણે?"
"કે'તાં તને મુખ આટલું નથિ લાજ આવતિ નિજ મને?"

૧. મનુષ્યનું માંસ.

"'કે' કોણ વિધિ મમસુત થયો તું, આદ્યથી વિસ્તારિને,"
"નિજ ઉત્પતી મમ આગળે તવ, ક્યમ પ્રથમ ના કહિ મને? ૨
સુણિને વચન મકરદ્વજે કહ્યું, સાંભળો કપિરાયજી,"
"લંકા દહન કરિ તાત જ્યારે, ક્રોધ સંપૂરણ સજી"
"પુરિ બાળિ ઉલટી સુલટિ આવ્યા, ઊદધિતણિસમિપેતમે,"
"'પરિશ્વેદ' વપુ પરિપૂર્ણ આપ્યો, આપને પ્રભુ તે સમે.' ૩
"પરિશ્વેદ તે છુટિયો ઉદધિમાં, સાંભળો અતિ સ્નેહથી,"
"પીધો મકરિયે તે હું પ્રગટયો, મકરિકેરા દેહથી;"
"પ્રભુ એ પ્રકાર હું આપનો સુત, તાત મારા છો તમે,"
"નથિ જાણતો હું અન્ય કોને, માત તાતજી આ સમે.' ૪
"અહિં તાત અહિરાવણતણી હું, સેવના કરૂંછું સદા."
"મમ સ્વામિ આજ્ઞાથી હું અહિં રહું, અંતરે નથિ આપદા;"
સહુ સત્ય વાતજ[2] વાત કહિને, પછિ પુછી સહુ વાત તે,
".આવ્યા અહીં રઘુનાથ લક્ષ્મણ, શું કરેછે તાત તે?" ૫
"સ્થળ તેતણું શું નામ વત્સળ, તે કહે અવ કોડથી,"
"ઇચ્છૂછું જાવા અંતરે નિજ સ્વામિપાસ સહોડથી;"
"નથિ જાણતો હું વૃતાંત તાતજી, તેતણું કશું અંતરે,"
"પણ સાંભળી છે શ્રવણ એવી, વાત તાત કશી ખરે." ૬
"સીતાસતીપતિ સાથ ફણિપતિ. ફંદ કરિ ભૂલોકથી."
"લઈ આવિયોછે દૈત્યપતિ અહિં, અન્ય કશું પ્રિછતો નથી;"
"કરતો હશે તે હોમ આજે, કુળવિવર્ધન કારણે."
"નરરાજ બેનો ભોગ દેશે, દેવિકેરે બારણે." ૭
"સુણ્યું જેહ મેં નિજ શ્રવણ તે હું આપને સરવે કહું,"
"નિજસ્વામિમાટહુંદુખસહુંઅહિં, સત્ય ગણજોમનસહુ;"
"જાવા કહો જાવા ન દઉં પણ, સત્ય મનમાનો તમે,"
"મમસ્વામિની આજ્ઞા તજીને, અયશ લઇશ ન આસમે." ૮
સુણિ એવું સુતનું વેણ તજીં તે, ચાલિયો હનુમાનજી,
મકરદ્વજે અતિ ક્રોધ કરિ તે તક થયો સનમુખ સજી;
કપિરાયને બહુ ક્રોધથી હણિ, મુષ્ટિકા તવ તેમણે,
હણિ એક મુષ્ટિ મકરદ્વજને, તાત સુત લઢતા રણે. ૯
એકેકને મારે પછીતો, કોય નહિં નબળો જરા,
યુધ ચાલ્યું ઉભયનું ઘોર અતિશે, સુણ સતી સુમનહરા;
પામી શકાય ન પાર બળનો, એક એક તણો કદા,
મારૂતસુત સુત સુભટ બંને, ઘોરરવ કરતા તદા. ૧૦

## કાવ્ય અથવા રોલાવૃત.

પુત્રલગુરે પુત્ર, બાંધિ ભવ કહે ભવાની;
સત્વર ચાલ્યો પછી, વાર અહિં ઘણિ થઈ જાણી. ૧
લલિત ધરી લઘુરૂપ, હોમગૃહ જોયું જાઈ;
જીવ સજીવોતણું, લેખું નવ શકે લખાઈ. ૨
ત્યહાંજ દેવીતણો, દિવ્ય મંડપ દીપેછે;
રૂધિરતણા બહુ ઘડા, કોણ જન ગણી શકેછે? ૩
વિધવિધ ભાંતિ વશેક, મિષ્ટ પકવાનો મેવા;
મૂંકયા દેવિમંડપે. ભોગ ભલિભાતે લેવા ૪
માલણ ત્યાં લઈ પુષ્પ, આવિ ઉર ઉમંગ ભરતી;
પુષ્પે કર્યો પ્રવેશ, વેશ લઘુ કપિવર સુમતિ. ૫
સુમન થકીય અધીક, કાયકૃત કપિ હલકાઈ;
આવી લઈ તે પુષ્પ, દેવિમંડપ હરખાઈ. ૬
સર્વ પુષ્પ તે સદ્ય, દેવિશિર ચઢયાં મુનીજી;
વિકટ સ્વરૂપ વિશેષ, વધ્યો ત્યાં કપિ મન રીઝી. ૭
ચાંપ્યો પગ દેવિપર, તરત ધરણિમાં સમાણી;
મુખ વિકાશિ કપિ ઉભો, છબી નવ જાય વખાણી. ૮
રૂપ વિલોકિ અતિ પ્રૌઢ, હૃદય આનંદ ઘણેરો;
નિશિચર કરે વિચાર, "ધન્ય યશ દેવીકેરો." ૯
કહે એમ મુખ કેણ, "પ્રગટ થઈ દેવી આજે;"
મહાભાગિ ભવમાંય, દૈત્યપતિ સહિત સમાજે. ૧૦
કરિ પ્રણામ કરજોડ, કરે પૂજા વળિ કોડે;
જે કઈ ધરે નિવેદ. પડે કપિમુખમાં હોડે. ૧૧
સકળવસ્તુ સમુદાય, હતાં જે ચઢાવવાને;
ઉગર્યું ન એમાંથીય, સર્વ ખાધાં હનુમાને. ૧૨
ખેલાડી કપિરાય, તરત કૌતક વિસ્તાર્યું;
હવે દૈત્યકુળ નાશ, થવા ચાહે મન ધાર્યું. ૧૩
અહિરાવણને ઉર, કેવું સુખ થયું ભવાની?
જયમ બળિપશુ ચઢિ કાંધ, અધિક લે મન સુખ માની. ૧૪
સિદ્ધ થયો સહુ યજ્ઞ, જાણિયો મનમાં જ્યારે;
લક્ષ્મણ લક્ષણધામ, રામ આણ્યા ઝટ ત્યારે. ૧૫
ઉભા રાખિયા ત્યાંય, બેય પ્રભુને બળશાળી;
નિશિચર કર આયુદ્ધ, ઘેરિ કરતા રખવાળી. ૧૬
ગદા ધરી કર કોઈ, કોઈ ધનુબાણ ધરેલા;
શક્તિ ત્રિશૂંળ તરવાર, મહા દારૂણ મન મેલા. ૧૭
તોમર મુદગળ ફરશુ, પરશિ અસિ તિવ્ર ધારની;
કઈ નવધાર કટાર, પાસ છડિ પ્રલયકારની. ૧૮
પાંગરણે પેશાબ, થાય જઈ જોતાં જેને;
એવાં અતિ આયુધો. મારવા જન બંનેને. ૧૯
માયાબળથી સકળ, વિચિક્ષણ વેશ વિશેષે;
અતિ કરાળ તેમનાં, તેજ લક્ષણ વળિ દીસે. ૨૦

૧ પરસેવો ૨ પવન કુમાર.

એહરિતે સહુ વીર, રહે ત્યાં સજગ રૂડેરા;
અહિરાવણુ વશ સર્વ, ઘોર કર્મના ઘણેરા. ૨૧
આજ્ઞા પામિ ઉદાર, ચળકતાં ખડગ ઉઘાડી;
હણવા હેલામાંય, ઉભા પ્રભુશીર અનાડી. ૨૨
કોઈ કહે ત્યાં એમ, "રાજ્યનીતિએ અનુસરવું;"
"વારકરો ત્રણઘડી, સમરિ લે હોય સમરવું." ૨૩
સુણી વચન તે સત્ય, કોપિને મુઢ કહે ત્યારે;
"સમરી લો આ સમે," છે કહો કોઈતમારે? ૨૪
"નહિતો મન જાણજો, આવિ બન્યું હવે તમારૂં;"
"નિશિસ્વભાવત નેટ, થશો એ ભાઈવિચારૂં." ૨૫
કહે મૂઢ બહુ કથન, એમ અનુચિત રઘુવરને,
તે કેતાં સંકોચ, થાય મારા અંતરને. ૨૬
લક્ષ્મણ જુએ પ્રભુને, જુએ પ્રભુ લક્ષ્મણ સામું,
પ્રભુના કૌતુક તણો, પાર શીરીતે પામું! ૨૭
પછિ પ્રભુએ મનમાંય, કર્યો શુભ વિચાર કોડે,
"જપતા નામ અમારૂં, જગતજન સરવ સહોડે" ૨૮
"આ અવસર આપણે, સમરિએ સમિરાત્મજને,"
"નિકટ છેજ નિરધાર, ધન્ય અતિશે કપિહજને" ૨૯
"અહો વીર રણધીર, ધન્ય બજરંગ ધન્યછે,"
"તુજ સમાન બળવાન, અવનિપર કોણ અન્ય છે!" ૩૦
"સ્હાય તારિ આ સમે, અમો બે તુજ ભરોસે,"
"જ્યહાં હો તું ત્યાં થકી, હવે થા પ્રગટજ હોસે," ૩૧
એવી રિતે અપાર, સેવ્ય શિવ અજ સુર મુનિવર,
એવા રામ કૃપાળ, સ્મરણ કર્યું કપિનું સત્વર, ૩૨
"લખ્યા લેખ વિધિતણા, તેવું થાશે" કહિ તે તક,
ઉભા સ્તબ્ધ છે ઉભય, ત્યાગિ મિથ્યા બિજુ બકબક. ૩૩
તવ વધકર્માધીપ, મારવા લાગ્યો જેવે.
ઘન સમાન ગર્જવા, લાગિયો કપિવર તેવે. ૩૪
"નિશિચરના જીવની, અધિક છું તૃષિત હું આજે,"
"કહું છું વચન એ સત્ય, વિચારી ઉર સહસા જે" ૩૫
"અહિરાવણે કશૂંય, કાજ કરિયું નહિં સારૂં,"
"કપટવેશ આ બેય, સુરપતી આણ્યા વારૂં," ૩૬
"તે કારણ હું દેવિ, ક્રોધવંતી પરિપૂરણ,"
"સહુનું થશે અકાજ, નેટ નિશિચર કરૂં ચૂરણ." ૩૭
સભય સર્વ તે સમે, દૈત્યયુથ દિલમાં અતિશે,
કરી ગર્જના ઘોર, રૂડા કપિએ વળિ રીશે. ૩૮
અટ્ટહાસ ગંભીર, કર્યું કપિ પ્રગટ થઈને,
અતિભય વ્યાકુળ દૈત્ય, સાંભળો મુનિ ચિત દઈને. ૩૯

## ઝુલણા છંદ.

દૈત્ય ડગમગ થયા, ગર્વ અનહદ ભર્યા,
ઉર ડર્યા આપ કંપાય કાયા;
ક્રોધ ભરિયો કપી, લે લપેટી સહુ,
રોળતાં દૈત્ય રાખે ન માયા;
લોઢ સાગરતણા, તેમ વ્હેતો કપી,
દંત કરડી રહ્યા દીતિજાયા;[૧]
તે ક્ષણે બંધુ બે, સ્કંધ લીધા કપી,
કીધ લંગુરની શિર છત્રછાયા. ૧
રણવિષે લાગિયો, દૈત્ય હણવા બધા,
પાટુ લપડાક ગડદા પ્રહારે;
વધકર્માધિકારીતણાકરથકી,
ખડગ ખેંચી લઈ માર મારે;
કાપવા લાગિયો કોપ કરિને કપી,
દૈત્યનાં શીર ભુજ પાય ખારે;
કોઇનાં નાક તે કાન છેદ્યાં વળી,
ઝાલિ પગ અગ્નિમાં હોમવારે. ૨
કોટદ્રઢ કપિવરે, કીધ લંગુરતણો,
જેથિ કો દૈત્ય નાશી ન જાએ;
એવિ રીતે બધા દૈત્ય દારૂણતણો,
સઘ સંહાર કરિ પ્રફુલ કાયે;
તે સમે આવિ ત્યાં યુદ્ધ સન્મુખ કહે,
રાય અહિરાવણો ગર્વતાએ;
"રે કપી મૂર્ખ નથિ ત્રાસ મારો કશો,"
"ફોક નિજ ગર્વમાં કાં ફુલાએ!" ૩
"જો હું અહિરાવણો જાણતો નથિ મને?"
"તોણુ ત્રૈલોક કંપાવું હાકે;
"મારિયા વાડિના રક્ષપાળક લઘુ,"
"એહમાં આવડો ચઢ ન છાકે;"
"અક્ષકુંવર હણ્યો જે બિચારો બહુ,"
"કાળનેમી હણ્યો તેમ આ કે!"
"પણ તું પ્રીછીશ ના એ બરોબર મને,"
"ચાકુ તો જગ ચઢાવું હું ચાકે." ૪
"કોણ ગણતી અલ્યા, તારિ શુરવીરમાં?"
એમ કહિ કોપ કરિ તેહ વારે;
જોરભર જુક્તિથી, લક્ષિ તન કપિતણું,
ખડગ માર્યું તદા પૂર્ણ ખારે;

૧. દૈત્યો.

કપિતણી કાયછે, વજ્ર સમતુલ્યની,
ને વળી ચોટ ચૂકાવિ ભારે,
મારિ અસિ લેઈ કપિ કાપ્યું શિશ તેહનું,
અગ્નિમાં નાખિયું હોમવારે. ૫

## દોહરા.

પૂર્ણાહુતિ કરિ પ્રેમથી, સત્વર હોમ્યુ શીશ;
લઇચાલ્યો પ્રભુને પછી, ખળમન કાળ કપીશ. ૧
મકરદ્ધ્જ તવ મ્હામતી, વિનતી કરી વિશેષ;
બંધન છોડ્યું તેહનું, રાજ ત્યાંનું દિધ બેશ. ૨
"અહિયાનું અર્ભક હવે, રૂડુ કરજે રાજ;"
"ભજજે નિત પ્રભુ માહરા, ઉભય ભ્રાત સુખસાજ." ૩
એવું કહિ એ અવસરે, આવ્યો કપિદળ સોય;
મ્હા હર્ષિત મર્કટકટક, સુખ પામ્યા સહુકોય. ૪
મૃતકશરિરને પ્રાણ જ્યમ, ભેટ્યે સુખ ભરપૂર;
ગઈ મણિ ફણિધર પામિયો, જ્યમ ફરિ હોય જરૂર. ૫
વચ્છ મળે ફરિ આવિ જ્યમ, ધેનૂને ગુણધામ;
તમામ કપિ સુખિ ત્યમ થયા, નિરખી લક્ષ્મણ રામ. ૬
મળ્યો કપીશ મહા પ્રીતિ, પ્રભુપદ ધરિ નિજ શીશ,
નમ્યો વિભીષણ તે ક્ષણે, ધન્ય કોશલાધીશ. ૭
જામ્બુવાન અંગદ સહિત, મળ્યા ભાલુ સહુ કીશ,
સન્માન્યા પ્રિય વચન કહિ, લક્ષ્મણ કોશલધીશ. ૮

## રાગ મારૂની ચોપાઈ.

સ્નેહે સહુનું કરી સનમાન, રાજી રામ સ્વયં ભગવાન,
પછી ભેટ્યા સહુ સાનુરાગ, હનુમાનને ગણિ મહા ભાગ્ય. ૧
કહે સર્વ કપી ભાલુવાણ, "પવનાત્મજ તેં રાખ્યા પ્રાણ;"
કરી દેવોએ કુસુમની વૃષ્ટી, જાણી પ્રભુની થશે અમિદ્રષ્ટીર
દીધા દુંદુભિએ ઘણા ઘાવ, પ્રમુદિત થઈ લેવા લાવ,
સાનુજ રામ હૃદય હર્ષવંત, કહે વચન "સાંભળ હનુમંત." ૩
"તુજસમ હિતકારી અમારે, નથિ જોતાં બીજો કો સંસારે,"
"સુર મુનિ સિધ્ધ કો તનધારી, તુજસમ નહિં કો હિતકારી" ૪
"થયા સુશય ત્રિભોવન તારા, શુભેચ્છક સમિરાત્મજ મારા,"
એવાં વચન સુણી અંજનીજ, નમ્યો પ્રભુપદ પામી રીઝ. ૫
"કોણ ગણતીમાં હું કપિ બાળ, કર્તા હર્તા તમે છો કૃપાળ,"
"ચાલેવા'ણ અગમ જળાધાર, નહિ મહિમાવા'ણનો લગાર."
"સર્વ આપ પ્રતાપ છે તેમ," સુણી પ્રભુ મળ્યા કપિને સપ્રેમ,
સૈન્ય સહિત ઉભય રઘુવીર, હર્ષ પામ્યા અધીક શરીર. ૭
તેહ સમયનું સુખ કવિ કોથી, કયમ વરણવ્યું જાયે મોંથી ?
પામ્યો સર્વ સમાચાર સ્હેજ, અહિં લંકેશ જે હતતેજ. ૮

વળી દૂતે જઈ ખરી વાત, ભાગ્યહીણાને કહિ ભલિભાત,
અહિરાવણનું સુણી મરણ, તેજહત થઈ પડિયો ધરણ. ૯
મહા દુખ મનમાંહે ધારી, પડ્યો "હા સખા" મુખથી પોકારી,
વિષમવચનબાણસમલાગ્યાં, ગર્વાધીનનાંગાત્રજભાગ્યાં. ૧૦
સંભ્રમ મુર્છાગત મહિમધ્યે, વ્હાલી ઉમયા સાંભળ વિધે ;
મુખ શુષ્ક નેત્ર વહે નીર, ન વદાય મુખે ધુણે શીર. ૧૧
"હાસખામારૂહિતકરવામાં, ખોયોપ્રાણપ્યારોઆસમામાં;"
"હવેમળવુંકયહાંપ્રિયમારા! ભાઇભિણકારાવાગેછેતારા." ૧૨
એમ કહિ કરૂણાસ્વરે રોતો, ડુસકાં ભરે નિર જાય લોતો;
આવી મંદોદરી સતી પાસે, ત્રિકાળજ્ઞા અધિક ઉદાસે. ૧૩
"તજો નાથ હવેતો વિરોધ, અહંતાનો કરી અનુરોધ;"
"પ્રિય પ્રાણથી પુત્ર સખાને, રોળાવ્યા રણમાંય નિદાને." ૧૪
"હજીજીતવાનીઆશધરોછો, ડાહ્યાથઇને ઘેલામાં ખપોછો;"
"નાથ મારૂં એવાતણ એક, જાવામાં રહ્યુંછે હવે છેક." ૧૫
"બાકી સર્વસ્વ ખોયું સગર્વે, હવેતો છેક છુટકો મર્વે; "
"તોય ત્યાગી મમત તનમનથી, મેળ કરવાધારોરઘુવરથી. ૧૬
"એ છે શરણાંગતપ્રતિપાળ, દિનકરકુળદિનમણિજેદયાળ;"
એમ કહિને ચરણ નામ્યુંશીશ, કાળવશ ન માને દશશીશ. ૧૭
ઉલટો ક્રોધ અંતરમાં આણી, ઉવેખી ચાલ્યો નિજરાણી;
અવળાઈરાવણના ઉરમાં, આવી બેઠીજે જે બહુ શુરમાં. ૧૮
કોણ ફેડી શકે કહો વાણ? જેહ વિધિએ કર્યું નિરમાણ;
વિશ્વનાથથી કરીને વિરોધ, ચહે કલ્યાણ નિજનું અબોધ. ૧૯
મહામૂઢ મોહવશ અજ્ઞ, કુળઘાતક માંડ્યો યજ્ઞ;
કૃપાસાગર રામાભિધાન, સેવક ભયહારી ભગવાન. ૨૦
તેની સાથ વિરોધ કરીને, સુખ ચા'ય ભુંડુ આદરીને,
"કોણ માત્રમાં એ કોશલેશ, રણમાં એકલો હું રોળીશ." ૨૧
એમ બકતાં મિથ્યાવાત, ઉગ્યો અરૂણ પડ્યો પરભાત;
કપિ ભાલુઓ શક્તિ ઘણેરી, લીધીલંકા ચોગરદમ ઘેરી. ૨૨

## કાવ્ય અથવા રોળાવૃત.

લીધિ ઘેરિ જવ લંક, ભાલુ કપિઓએ ચોપે;
સુભટ તેડિ નિજ સમિપ, કહે દશકંધર કોપે. ૧
રણસન્મુખ જેમનું, થાય દિલ ડગમગ થોભ્યે;
રહો તેહ સહુ ઘેર, માનુનીના મુખ લોભે. ૨
"હમણાંથી થવું અળગ, સારૂં તે સાનૂરાગે,"
"રણસન્મુખ થઈ પછી, ભલાઈ નહિ કશિ ભાગ્યે." ૩
"મેં નિજ ભુજબળ વડે, વધાર્યું વેર નિદાને,"
"દઈશ ઉતર ભલિભાત, હું જ રિપુ ચઢિ આવ્યાને." ૪

એવું કહિ એ વાર, સમિરગતિ સ્યંદન[1] સાજ્યો,
ઘણા વેગથી ગરૂડ, લગારક મનમાં લાજ્યો. ૫
રૂડાં સર્વ રણતૂર, વાગવા લાગ્યાં વિધવિધ,
મારૂ રાગ સિંધુડો, સમિરરસ ઉત્પન સન્નિધ. ૬
ચાલ્યા વીર ચતૂર, રૂડા રણધીર બળશાળી,
અંજનાદ્રિની આંધિ, ચાલિ જાણ્યે કરૂપાળી. ૭
અધિક થાય અપશુકન, તેહ અવસર તે ઠામે,
ભુજબળ ગર્વ વિશાળ,તેથિ ના ગણે તમામે. ૮
પડી જાય પૃથ્વિમાં, આયુધો શુરવીર કેરાં,
સુભટ લથડિને પડે, પૃથ્વિમાં અશુભ ઘણેરાં. ૯
ઠેસ ખાઈ મહિ ધીબ, પડેછે અશ્વ બિચારા,
ગજ કરતા ચિકકાર, પામિ ભય નાશે ન્યારા. ૧૦
ગૃધ્ર કરાળ ખર શ્વાન, અશુભ કાઢે રવ અતિશે,
ગણે ન તે મતિમૂઢ, રામપરની બહુ રીશે. ૧૧
કાળદૂતસમ ઘુવડ, મુવો મુવો મુખવાણી,
પરમ ભયંકર તેહ, સખી શું કહું વખાણી? ૧૨
તેને સુભગ શું થાય, શુકન સંપતી ભવાની,?
સ્વપ્રે પણ વિશ્રામ, તેહ પામે શું પ્રાણી! ૧૩
વિશ્વદ્રોહરત અધિક, મોહવશ જેહ મહાછે,
રામવિમુખ વશ કામ, ધામ દુર્ગુણ સીમાછે. ૧૪
ચાલી પછી સચોપ, દૈત્ય સૈન્યા ચતુરંગી,
વિવિધ ભ્રાંતિ વાહનો, રથ ચઢયા શુરા ઉમંગી. ૧૫
નાના વરણ પતાક, ધ્વજા ફરકતિયો પવને,
દુંદુભિયો ગરગડે, ઘણો નિંદી ઘનરવને. ૧૬
ચાલ્યા મત્તગજેંદ્ર, શકે લેખી કો મતિબળ?
પ્રેર્યા જાણ્યે પવન, અશાડતણાં ઘનવાદળ. ૧૭
નાના વરણ વિશેષ. દૈત્યવૃંદા દીસેછે;
વીર મહા રણધીર, પ્રબળ માયા પ્રીછેછે. ૧૮
અતિ વિચિત્ર બનિ સૈન્ય, સાંભળો સતી એ રીતી;
જાણ્યે સજિ ઋતુરાજ, સૈન્ય નિજ અતિ શોભીતી. ૧૯
પ્રબળ સૈન્ય ચાલતાં, ડરી દિગપાળો ડગતા;
ક્ષોભિત જળનિધિ અને, પ્રૌઢ પર્વત ડગમગતા. ૨૦
પદરેણુએ પ્રચંડ, દિનમણી ગયો છપાઈ;
થકિત પવન થઈ રહ્યા, અવનિ અંતર અકળાઈ. ૨૧
ઢોલ નિશાનો ઘોર, ઘોરરવથી ગડગડતાં;
પ્રલયતણો પરજન્ય, ગર્જના જાણે કરતાં. ૨૨
ભેરિ નફેરિ ભલેરિ, સરસ રવની શરણાઈ;
મારૂ રાગ મલપતો, સિંધુડો શુર સુખદાઈ. ૨૩
કરે કેશરી નાદ, વીર સરવે રણવંકા;
નિજ નિજ બળ અનુસાર, પ્રૌઢ પોરૂષ ઉચરંતા. ૨૪
કહે દશાનન કોપિ, "સુભટ સુણજો તમ સર્વે;"
"કપિ ભાલુયુથ સક્રોધ, મર્દિ નાખો બળ ગર્વે. ૨૫
"મારિશ હું મ્હારણે, ભૂપ બે ભાઇ હરાવી;"
કહી એમ કટકને, સૈન્ય સનમુખ ચલાવી. ૨૬
સમાચાર આ સર્વ, સકળ કપિઓ જવ પામ્યા;
કરિ દુહાઈ રઘુવરની, બધા ધાયા રણ સામા. ૨૭
વિશાળ બળ મર્કટો, કાળ વિકરાળ પ્રમાણે;
રીંછ મહા રણધીર, જેમનું બળ જગ જાણે. ૨૮
જાણે પાંખો સહિત, વૃંદગિરિ વરણ વરણના;
ઉપડયા કરિને ક્રોધ, હોંસિલા શત્રુ મરણના. ૨૯
નખ વિશાળ રદ તિવ્ર, શૈલ કર તરૂ હથિયારો;
અંતરમાંય અભીત, મહારણ કરવા મારો. ૩૦
"જયતિ જયતિ જયરામ, રામ જય જયતિ અકળકળ;"
"રાવણમતગજતણા, મહા મૃગરાજ અધિક બળ." ૩૧
એવિ રીતે ઓચરી, સુયશ કૌશલધણી કેરા;
સુણાવતા દૈત્યને, ભાલુ કપિ ભિષ્મ ઘણેરા. ૩૨
ઉભય બાજુના સુભટ, જયતિ જયકાર કરીને;
નિજ નિજ જોડિ પ્રમાણિ, ભિડયા મરવું આદરીને. ૩૩
અહિયાં રઘુવીરની, ત્યહાં રાવણનૃપકેરી,
કરી પ્રસંશા કોટિ, લથોબથ મર્મથળ હેરી. ૩૪

## દોહરા.

રણમાં રાવણ તો રથી, વિરથ જોઈ રઘુવીર,
વિભીષણકેરા હૃદયમાં, આવી અધિક અધીર. ૧
અધિક પ્રીતિએ ઉરવિષે, સદ્ય થયો સંદેહ,
વંદિ ચરણ રઘુવીરના, વિભીષણ કહે સનેહ. ૨
"સ્યંદન નથિ સોહામણો, નહિં પગ મોજડિ નાથ;"
"જીતશો કયમ? આ તો ભરી; બળિયા સાથે બાથ." ૩
"પ્રાણસખા સુણસ્નેહથી," કેંછે કૃપાનિધાન,
"જેણે થાય વિજય વડો, રૂડો તેહ રથ આન." ૪
"શૌર્ય ધૈર્ય સોહામણાં, જે રથને એ ચાક,"
"સત્ય શીળ દ્રઢ ફરહરે, જેપર ધ્વજા પતાક." ૫
"બળ વિવેક દમ જે વળી, પરાર્થ અશ્વ પ્રમાણ;"
"ક્ષમા દયા શમતાતણી, જોડયા રાશે જાણ." ૬
"ચિદાનંદ ભજનિક ભલો, ચોધરિ અતી ચતૂર;"
"વિરતિ ઢાલ સંતોષ અસિ, હાથ વિષેજ હજૂર." ૭

1. લડાઇનો રથ.

"પરશુ પ્રૌઢ શુભદાનનું, બુધ્ધિ શકિત પરચંડ;"
"અતિ ઉત્તમ વિજ્ઞાનનું, કઠણ હાથ કોદંડ." ૮
"શંયમ નિયમાદિક નયાં, તિવ્ર બાણ તૈયાર;"
"અમળ અચળ મન ઇશિપર, તે કટિ ભાથો સાર." ૯
"વાડવપદપૂજા વિવિધ, અભેદ બખ્તર અંગ,"
"વિશ્વ વિજયનો એહ સમ. અન્ય ઉપાય ન રંગ." ૧૦
"સખા ધર્મમય એહવો, રમણિક જેનો રથ,"
"જીતવા તેને જગતમાં, શત્રુ કોણ સમરથ?" ૧૧
"અતિ અજીત સંસારઅરિ, જીતી શકે તે વીર;"
"જેનો રથ એવો સુદ્રઢ, સુણ સખા મતિધીર." ૧૨
સુણતાં વિભીષણ પ્રભુવચન, હરખિ ગ્રહ્યા પદકંજ;
"શિખ દિધિ આ વિધિએ મને, રામ કૃપાસુખપુંજ. ૧૩
ત્યાં પડકારે દૈત્યપતિ, અહિં અંગદ હનુમાન;
લડે નિશાચર ભાલુકપિ, કરિ નિજ નિજ પ્રભુઆણ. ૧૪

## કાવ્ય અથવા રોળાવૃત્ત.

સુર બ્રહ્માદિ સુરેશ, સિધ્ધ મુનિઓ તે ટાણે;
જુએ જુદ્ધ અતિ ઘોર, ચાહિને ચઢી વિમાને. ૧
"અમેય પણ હે ઉમા, રહીને તેમની સંગે;"
"રણચરિત્ર રામનાં, નિરખતા હતા ઉમંગે." ૨
ઉભય દિશાના વીર, સમરરસથી મતવાલા;
કપિભાલૂ બળશીળ, રામબળથકી રૂપાળા. ૩
એક એક સંગાત, ભિડે ભટ મુખે પચારે;
એક એકને મર્દિ, પૃથ્વિપર નાખે નીચે. ૪
મારે કાપે કાય, પૃથ્વિપર શિરો પછાડે;
શિશ તોડી બળવંત, ભુજા ઝાલિને ઉપાડે. ૫
ઉદર વિદારૂ નખે, ચુંથે અંત્રાવળિ ચાંપે;
પછાડિ પગ ઝાલિને, સુભટ દાટતા સકોપે. ૬
રીંછ મહા વિકરાળ, દૈત્ય ભટને દાટેછે;
ઉપર નાખિ બહુ ધૂળ, કોપ અતિ કરી કુદેછે. ૭
વીર મહાબળશાળિ, સમરબંકાજ સ્વભાવે;
ક્રોધ ભર્યા બહુકાળ, નિરખિએ જાણ્યે દાવે. ૮
કૃતાંત સમ કોપિયા, કપિવરો મહાઝુઝારી;
તન શ્રોણિતની ટસર, રકત નેત્રો ભયકારી. ૯
ચોળિ કરે ચકચૂર, દૈત્યભટ શુરા ઘણાને;
ગર્જિ ઉઠે મ્હા ઘોર, પ્રલયઘન સઘન પ્રમાણે. ૧૦
ચપેટિ મારે ચટ્ટ, દાટિ ધુળભેગા કરતા;
પાટુ મારિ પાંપીને, દાંતથી કાય કરડતા. ૧૧
ઘોર કરી ચિકકાર, ભાલુ કપિ બળલીલાએ;
રણવંકા રણઝિલે, જેથિ ખળદળ ખિજવાએ. ૧૨
ઝાલિ ગાલ ચીરતા, વક્ષથળ વળી વિદારે;
આંતરડાં ખેંચિને, કોપિ કપિ કાઢે બ્હારે. ૧૩
જાણે વિષ્ણુ વિશેષ, રૂપ નરકેશરિકેરે;
રમે રણાંગણમાંય, ઘોર નિજ ક્રોધ ઘણેરે. ૧૪
"ઝંકો ઝાલિ ઝાલિને, પછાડો મારો રીશે;"
વાણિ ઘોર મહિ ગગન, ભરી પુરિ રહી અતીશે. ૧૫
જય રઘુનંદન જેહ, તૃણતણો મેરૂ કર્તા;
મેરૂતણો તૃણ કરે, જકત ભર્તા સંહર્તા. ૧૬
વિલોકયું નિજદળ વિચળ, સકળ દશશીશે જ્યારે;
વિશ કર દશ કોદંડ,ચઢાવી વદિયો ત્યારે. ૧૭
"ફરો ફરો હે સુભટ, સમર સન્મુખ તમ પાછા;"
"શું નથિ નિજ મનમાંય,સ્વર્ગની અતિ શુભ વાંછા?" ૧૮
કહિને એમ સગર્વ, સૈન્ય સન્મુખ થઈ પોતે;
ધાયો અધિક સક્રોધ, માનિને નહિં ભય મોતે. ૧૯
"ઉભા રહો વાનરા,રખે રણથી અવ ભાગો;"
"મારે મન કપિ ભાલુ, તુચ્છ તરણાવત લાગો." ૨૦
કપિ ભાલુઓ સકોપ, પથર તરૂ ગિરિ કર ધારી;
સાથે નાખે સર્વ, રાવણાઉપર વિચારી. ૨૧
વાગે શૈલ વિશાળ, વજ્રતન તેના સાથે;
ખંડ ખંડ થઈ જાય, વાગતાંવેત સુભાતે. ૨૨
ચળ્યો નહીં તલભાર, રહ્યો થિર રથ થંભાવી;
રણઉન્મદ રાવણો, કોપ અંતરમાં લાવી. ૨૩
પછી પૂર્ણ કરિ ક્રોધ, અહિંથિ તહિંથી કપિ ઝાલી;
લાગ્યો રણ મર્દવા, બાહુ વિશનો બળશાળી. ૨૪
પડિને નાઠા સર્વ, ભાલુ કપિ સુભટ ભવાની;
ત્રાહિ ત્રાહિ મુખ વદે, અતીશય આરતવાણી. ૨૫
"હે અંગદ હનુમાન, પાહિ પાહિ રઘુનંદન;"
"આ ખળ અમને ખાય, કાળસમ કરી ક્રોધ મન."૨૬
નાશિ છુટયા કપિ સકળ, જોયું દશશીશે જ્યારે.
દશે ચાપપર સાથ, ચઢાવ્યાં બાણો ત્યારે. ૨૭
ઉપરા ઉપરી બાણ, વામ ભરિ છોડે અતિશે,
ઉડણ સર્પ જ્યમ શરો, વાગતાં ઉડિ તન વિષે. ૨૮
ધરણિ ગગન સર્વત્ર, દિશા ઉપદિશાવિશે શર ,
ભરિપુરિ રહ્યાં અપાર, જકત શરમય જ્યમ મુનિવર. ૨૯
ભાગ્યા કપિ ભાલુઓ. થયો કોળાહળ ભારે.
વિકળ પ્રબળ કપિ ભાલુ, દીનવદને પોકારે. ૩૦

"ત્રાહિ ત્રાહિ રઘુવીર, દયાસાગર દીનવત્સળ,"
"જન રક્ષક જગદીશ, પ્રબળ મતિ અકળ સકળ કળ." ૩૧
નિજ દળ અસ્થિર નિરખિ, કમર કસિ તિર ભરિ ભાથે,
સકોપ તવ સૌમિત્ર, ચાલિયા દળની સાથે. ૩૨
નમી રામપદકમળ, રકત નેત્રો કરિ રીશે,
થયા સૈન્ય મોખરે, દિવ્ય તન કાન્તી દીસે. ૩૩
"રે ખળ જડ રાવણા, ભાલુ કપિને કાં મારે?"
"જો મને હું તુજ કાળ, થા તું સનમુખ અત્યારે." ૩૪
કે' રાવણ "તુજનેજ, શોધતો ફરૂં સુતઘાતી,"
"મારિ આજ રણમાંય, શિતળ હું કરીશ છાતી." ૩૫
એવું કહિ એવાર, છોડિયાં પ્રચંડ શાયક,
કરવા તે શત ખંડ, ઉભાછે લક્ષ્મણ લાયક. ૩૬
શરો આવતાંવેંત, ચુરે ચૂરા કરિ નાખ્યાં,
મૂકયાં વળી અપાર, જેહ ભાથે ભરિ રાખ્યાં. ૩૭
ખુટયાં તેહ તવ મૂંકયાં, કોટિ શકિત ને ત્રિશૂળો,
તૃણ સમાન કરિ દીધ, કાપિ લક્ષ્મણે સમૂળાં. ૩૮
પછિ નિજ શર સર્પશાં, તણો કીધો બહુ મારો,
રથ અનર્થવત કરી, સારથી હણિયો સારો. ૩૯
શો શો બાણ પ્રચંડ, મારિયાં દશશિશ દારા,
શૈલ શિખર જયમ સર્પ, પેસતા કરિ ફુતકારા. ૪૦
વળિ શત શર સમવ્યાલ, મારિયાં વિદારવા ઉરં;
પડયો ભમરિ ખઈ ભોમ, શુદ્ધિ નહિ તન હત મુખનુર. ૪૧
પ્રબળશાળિ વળિ ઉઠયો, વીતિ મુર્છા તવ જાગી;
મૂકી લક્ષ્માણ ઉપર, રીશથી વિધિદત સાંગી. ૪૨
બ્રહ્મદત્ત સાંગિ તે, લાગિ લક્ષ્મણના ઉરમાં;
અતિ પ્રચંડ વિરઘાતિ, તેજપુંજની વળિ શુરમાં. ૪૩
વ્યાકુળ ધરાણી ઢળ્યા, દેખિ દશમુખ દિલ દાઝે;
ઉપાડવા લાગિયો, લઈ જવા દૈત્યસમાજે. ૪૪
અતિ બળ છળ કરિ છેક, થાકિયો રાવણરાણો;
ઉપાડયા ન ઊપડે, ખળ પડયો તવ ખસિયાણો. ૪૫
રહે ચૌદ બ્રહ્માંડ, જેહના એકજ શિરપર;
એકજ રજકણ તુલ્ય, ભાર લાગતો ધરાધર. ૪૬
ઉપાડવા તેહને, ચ્હાય મુઢ રાવણ ચિતમાં;
પ્રિછે ન છે ત્રિભુપતિ, સુરાસુરથીય અજીતમાં. ૪૭
જોતાં એહ બનાવ, પવનસુત ધાયો બળમાં;
કે'તો વચન કઠોર, મૂઢ રાવણને વળમાં. ૪૮
કરિયો મુષ્ટિ પ્રહાર, આવતાંવેતજ ઉરમાં;
ઢિંચણભેર કપિ થયો, ઉઠયો વળિ અતિશે શુરમાં. ૪૯
પૂર્ણ ક્રોધ કપિ કરી, મુષ્ટિકા તેને મારી;
પડિયો વજ્રપ્રહાર, જેમ પર્વતપર ભારી. ૫૦
મુર્છાગત દશમૌલિ, જાગિ ઊઠયો વળિ જોરે;
વખાણવા લાગિયો, પ્રૌઢ કપિબળ મન તોરે. ૫૧
"મમ બળ પૌરૂષ મૂઢ, ધિકક ધિક અરે અભાગી;"
"જો તું જીવતો ઉઠયો, વિશ્વદ્રોહી ભય ત્યાગી." ૫૨
કહિ એવું લાવિયો, લક્ષ્મણને ઊપાડી;
વિલોકિ વિસ્મય થયો, હૃદય લંકેશ અનાડી. ૫૩
બંધુદશા નિરખિને, કહે રઘુવીર સકોડે;
"તમ કૃતાંત ભક્ષિ થઈ, કેમ આળસ નવ મોડે." ૫૪
"સુરત્રાતા શુરવીર, થાવ બેઠા તમ ઊઠી;
સુણતાં વચન અનંત, ઉઠયા ઝટ આળસ મરડી. ૫૫
ગગનપંથ તે ગઈ, શકિત જે કરાળ સરખી;
લક્ષ્મણ તવ ચોપાસ, જુવે જાગૃત થઈ નરખી. ૫૬
ધરિ કર શર કોદંડ, વળી રણસન્મુખ ચાલ્યા;
સત્વર રિપુ સમીપ, ગયા ગુણિ લક્ષ્મણ લાલા. ૫૭

## ઝુલણા છંદ.

અધિક ક્રોધે ભર્યા, રણવિષે વિચર્યા,
લીધ સનમૂખ ત્યાં રાવણાને;
ભાગિયો રથ અને, મારિ વ્યાકુળ કર્યો,
મૂઢ લંકેશ ઉર હાર માને;
ધરણિ ઢળિયો પછી, વિકળ લંકેશ થઈ,
વિંધ્યુ તવ હૃદય શત બાણનાથી;
ઘાલિ બીજે રથે, સારથી તેહને,
લઇ ગયો લંકમાં, તરત ત્યાંથી. ૧

## દોહરા.

પ્રતાપપુંજ અનંતજે, રઘુવર વીર વિશેષ;
આવિ નમ્યા પ્રભુ ચરણમાં, સતિને કહે મહેશ. ૧
અહિંયાં દશશિશ જાગિને, કરતો કાંઇક યજ્ઞ;
રામવિરોધિ વિજય ચહે, શઠ હઠવશ અતિ અજ્ઞ. ૨
અહિંયાં વળી વિભીષણે, સર્વ પામિ શુધિ સે'જ;
સત્વર જઈ સુણાવિયું, શ્રી રઘુપતિને તેજ. ૩
"કરે યજ્ઞ રાવણ રૂડો, સુણો નાથ રઘુનાથ;"
"સિદ્ધ થયે મરશે નહીં, કદી આપને હાથ." ૪
"માટે હે પ્રભુ મોકલો, સુભટ ભાલુ કપિવીર;"
"આવે કરિ વિધ્વંશ જઈ, રાવણયજ્ઞ સધીર." ૫
પ્રભુએ પછિ પ્રાત: થતાં, સુભટ મોકલ્યા શૂર;
હનુમંતાદિક વાનરા, અતિ ધાયા આતૂર. ૬
કૌતકમાત્રે કુદિ ચઢયા, કપિકુંજર ગઢલંક;
પેઠા પછિ રાવણતણા, અવાસમધ્ય અશંક. ૭

જોયો કરતાં જાગ જવ, રાંવણને શુભ વેશ,
સહુ કપિઓના હૃદયમાં, પ્રગટયો ક્રોધ વિશેષ. ૮
"રણથી ભાગી આવિયો, ગુણહિણ નિર્લજ ઘેર"
"અહિં આવી બકધ્યાન આ, માંડયુંછે શુભપેર. ૧૦
કર્યો એમ કહિ અંગદે, પાટૂતણો પ્રહાર,
સ્વાર્થનિરત શઠ ના જુએ, ઉંચિ નજરે નિરધાર. ૧૧

## ભુજંગીછંદ.

જુએ લોચને ના કપીસામું જ્યારે,
કરી ક્રોધ કાયાવિશે કીશ ત્યારે;
ગ્રહી દાંતથી કૂદિ પાટૂ પ્રહારે.
હતા તેટલા જોરથી માર મારે. ૧
ધરી કેશ લંકેશની નારિયોના,
કપી બા'ર કાઢે ઉરે શંક વ્હોણા;
પિડા પામિ પોકારતી દીનવાણી,
"મૂંકાવો અરે નાથજી મેર આણી." ૨
ઉઠયો સાંભળી આર્તવાણી અતીશે,
તજી યજ્ઞ લંકેશ સંપૂર્ણ રીશે;
ગૃહી ચર્ણ પૃથ્વીની મધ્યે પછાડે,
કપી બાપડા આર્તવાણી બરાડે. ૩
ઉરે કોપિને આવિયો કાળ જાણ્યે,
કપી હાથથી ભાગિ ચાલ્યા પરાણે;
કર્યો યજ્ઞ વિધ્વંસ એ મધ્ય ત્યારે,
કપી હારિયા દેખિ ક્રોધીત ભારે. ૪
"હવે નાશિ છૂટો નહીં તો મરાશું,"
કહી એમ નાઠા કપી સર્વ આશુ';
કરી યજ્ઞ વિદ્ધંસ ત્યાંથી ઉલાસે,
કપી સર્વ આવ્યા પ્રભૂકેરિ પાસે. ૫
કરી ક્રોધ લંકેશ ચાલ્યો પછી તો,
નથી મર્ણથી રંચ તે ઉર બી'તો;
તજી આશ જીવ્યાતણી સૌ હવે તો,
ઉરે લંકને ભેટ છેલીજ લેતો. ૬
પરિતાપિ મંદોદરી પૂર્ણ પ્રેમે,
છુટે છેડિના ઊરથી નાર કેમે;
"જીતી આવું છું" ધૈર્યતા દેઈ એવી,
મહા પ્રેમથી કૂળની દેવિ સેવી. ૭
કરી પ્રૌઢ ખોંખાર ચાલ્યો સુરારી,
ડગ્યો મેરૂ ને ખળભળ્યાં સિંધુવારી;
ચહી ચાલતાં થાયછે શુકન ખોટા,
ઉડી ગૃદ્ધ બેસે ધ્વજાએજ મોટા. ૮
ભુંકે ગર્ધવો વાયસો કલેશવાણી,
ન મૃત્યુથિ ઘેરાયલાએ પિછાણી;
કહ્યુકે "હવે યુદ્ધ વાજાં વગાડો,"
"સહૂ વીરને શૂર ઊરે જગાડો." ૯
ઘણી દૈત્યની સૈન્ય ચાલી વિચારો,
ઘણી પાયગા રથ્થ હાથી સવારો;
કહું કેમ દુષ્ટો પ્રભુસામું ધાયે,
પતંગો ઘણાં અગ્નિ દેખી પળાયે. ૧૦
અહીં દેવ આવી રઘુનાથ પાસે,
કરે વીનતી હાથ જોડી ઉલાસે;
"ન ખેલાવશો નાથ એને હવેતો,"
"પિડા પૂર્ણ દારૂણ એ પાપિ દેતો." ૧૧
"અતી દુઃખિ વૈદેહિ વિદેહે તમારે,"
"દયા તેનિ તો લાવજો પૂર્ણ પ્યારે;"
હસ્યા રામ કાને સુણી સૂરવાણી,
સુધારે ઉઠી તીર સારંગપાણી. ૧૨
જટાજૂટ બાંધી કસી ખુબ માથે,
દિપે પૂષ્પ તેમાં વળી તીર ભાથે;
રૂડાં રકત નેત્રો ઘનશ્યામ દેહી,
સહુલોક આનંદદાતા સનેહી. ૧૩
મહા દિવ્ય કાન્તિ કવિ શું વખાણે?
બધા રૂપના સારની દેહ જાણ્યે;
કસી કેડ ભાથે ભર્યાં બાણ ઓપે,
ધર્યું હસ્તકંજે સુકોદંડ શોભે. ૧૪
સુકોદંડ હાથે ભર્યા તીર ભાથે,
જટાજૂટ શોભીત છે શ્રેષ્ઠ માથે;
ભુજાદંડ ભારે રિપૂગર્વહર્તા,
ભૃગૂલાંચ્છને ઊર શોભીત ભર્તા. ૧૫
કહેછે કવિરાય શ્રીરામ જ્યારે,
ધનુર્બાણ લાગ્યા કરે ફેરવવાને;
ચડયાં ચાક બ્રહ્માંડ ચૌદય સાથે,
ડગ્યા દિગ્ગજો ખળભળ્યા સિંધુ સાતે. ૧૬
ધરા ધ્રૂજિને કચ્છ શેષાદિ શળકયા,
રવીરથ્થકેરા વળી અશ્વ થાક્યા;
અવિલોકિ શોભા પ્રભૂની અતીશે,
કરી વૃષ્ટિ પુષ્પોની ઝાઝી સહર્ષે. ૧૭

૧ ઉતાવળા.

વખાણે રૂડું વિર્દ બેશી વિમાને,
થયા બંદિ જાણ્યે સુરો સાભિમાને;
છબી ગુણ શક્તિતણા ધામ રામ,
પ્રભુ ચૌદ બ્રહ્માંડના પૂર્ણકામ. ૧૮

### દોહરો.

એહ મધ્યમાં અતિ ઘણી, દૈત્ય સૈન્ય હરખાતિ,
આવી પોચિ ઉતાવળી, હૈયે હૈયુ દળાતિ. ૧

### રોળાવૃત.

હૈયે હૈયુ દળાતિ, આવિ ખળ સૈન્યા અતિશે,
કાળ તુલ્ય વિકરાળ,ફાળ મારતા સરીશે. ૧
સનમુખ વાનર સુભટ, ચાલિયા ઉમંગ સોતાં,
ઘટાઘોર ઘનપ્રલય, તણી જ્યમ હોય ન જોતાં! ૨
તડિત તુલ્ય ચમકતી, ઘોર તરવાર ઘણેરી,
દશેદિશા અસિ વ્યાપ્ત,કહું શિ ઉપમા તે કેરી? ૩
અઘોર સોર કઠોર, અશ્વ ગજ રથના અતિશે,
ગરજ્યો જાણે ઘોર, સઘન ઘન ગગને દીસે. ૪
કપિના લંગુર કોટિ, અભ્રમાં રહ્યાં છવાઈ,
જાણે ઇંદ્રધનુષ્ય, શોભતું કરિ સરસાઈ. ૫
ઊડી રેણુ અપાર, મેઉલો ઝરમર જાણે,
બાણ છુટે ચોપાસ, પ્રથમવૃષ્ટીજ પ્રમાણે. ૬
બંને દિશા ભણીથિ, પર્વતો સુભટ પ્રહારે,
જાણે એ પવિપાત, થાયછે વારે વારે. ૭
રઘુપતિએ ત્યાં કરી, બાણઝડિ એમ અતીશે;
ઘાયલ થયેલ ઘણાક, વીર નિશિચરના દીસે. ૮
તનમાં તિર લાગતાં, વીર ચિત્કાર કરેછે;
લથડિ લથડિ થઈ લોથ, પૃથ્વિપર ધીબ પડેછે. ૯
ઝરે રક્ત આરક્ત, શૈલથી જ્યમ જળઝરણી;
વહિ શોણિતની નદી, કાયરોને ભયકરણી. ૧૦
અતિ અપવિત્રણિ એહ, સુભટશોણિતની સરિતા;
તટ બે દળ રથ રેત, વહે જોઈ કાયર બી'તા. ૨૧
ગજ પાયદળ તુરંગ, તેહ જળજંતુ જાણ્યે;
ગણિ તે કેમ શકાય? લેખુ ના થાય લખાણે. ૧૨
પરશૂ તોમર શક્તિ, ચાપ-શર તરંગ જાણ્યે;
ઢાલ ધિંગિયો કમઠ, વારૂ કવિજન શું વખાણે? ૧૩
વીર પડ્યા વેગળા, તેહ જાણ્યે તરૂ તીરે;
ચરબી જાણ્યે ફીણ, શુર સુભટતણા શરીરે. ૧૪
દેખી કાયર ડરે, જોઇને શોણિતસરિતા;
સુભટોને મન સ્હેજ, જેહ રણથી નથિ બી'તા. ૧૫
ભૂત પ્રેત વૈતાળ, સ્નાન સરિતામાં કરતાં;
પ્રથમ યોગિનિ કરાળ, દેખિ જેને સહુ ડરતાં. ૧૬
સમળિ કાગ લઈ ભૂજ, સુભટના ઉડિ આકાશે;
એક એકથિ ઝુંટાવિ, લેઈ ખાતાં મન હીંસે. ૧૭
એક કહેછે એમ, "આટલી છે સોંઘાઈ;"
"શઠ તમારૂં દારિદ્ર, તોય જાતું ન પળાઈ." ૧૮
પડ્યા કઇક કણકણે, સુભટ ઘાયલ તે તીરે;
અર્ધજળે પૂરેલ, મરણ અવસરૂ શરીરે. ૧૯
અંત્રાવળિ ખેંચિને, ગીધ તટ જાય ઉમંગે;
મચ્છિમાર જ્યમ રમે, વંશીથી એહ પ્રસંગે. ૨૦
ઘણાક ભટ તન ઉપર, ચઢી પંખિઓ વહેછે;
જાણ્યે સરિતાવિષે, હોડિની હોડ રમેછે. ૨૧
યોગણિયો અગણીત, ભરી ભરિ ખપર ઉસરડે;
ભૂત પિશાચો વિવિધ, નાચતાં ભટ તન કરડે. ૨૨
ચામુંડા ચિત ચાહિ, ગાય નાનાવિધ ભાવે;
સાહિ સુભટનાં ભાલ, કરવડે તાલ બજાવે. ૨૩
શિયાળના સમુદાય, કટકટાવે રદ કોડે;
પેટ ફાટતા લગી, ધરાઈ ખાય સહોડે. ૨૪
કોટિક રૂંડ કરાળ, વિના મસ્તક રણ ડોલે;
પડયે શીશ પૃથ્વિમાં,જયતિ જય જય જય બોલે. ૨૫
પંખીગણ અન્યોન્ય, ભચરડાયછે ભીડથી;
સુભટ જાય સ્વર્ગમાં, છૂટિ આ જક્તપીડથી. ૨૬
કપિઓ મહા કરાળ, દૈત્ય દળને મરદેછે;
પ્રભુબળતણે પ્રતાપ, ઘણા ગર્વમાં વહેછે. ૨૭
સુવે સુભટ રણભોમ, રામબાણેજ હણાઈ;
સંખ્યા કહું કેટલી, ગણ્યા ના શકે ગણાઈ. ૨૮

### દોહરા.

હૃદય વિચાર્યું રાવણે, "થયો દૈત્યસહાર."
"હું એકલ કપિ ભાલુ બહુ (માટે) માયા કરૂં અપાર." ૧
રણમાંહે રઘુવીરને, પ્યાદા જોઈ સપ્રેમ,
સુરઉર ઉપન્યો ક્ષોભ અતિ, વિજયતણો ધરિ વેમ. ૨
નિજ રથ મોકલિયો નવો, સુરપતિ એ સઉલાસ,
હર્ષ સહિત લઈ માતલી, આવ્યો રઘુપતિ પાસ. ૩
તેજપુંજ તરણી સમો, દિવ્ય અનુપ રથ ગૂઢ;
હંસવંશઅવતંસ હસિ, ઉપર થયા આરૂઢ. ૪

ચાર અશ્વ ચંચળ ઘણા, અતિ સુંદરછે અંગ;
અજર અમર મનસમ ગતી,રાખનાર રણ રંગ. ૫
રથારૂઢ રઘુનાથને, વિલોકિયા જે વાર;
ધાયા બળ પામી ઘણું, કપિકુંજરો ઝુઝાર. ૬
મ્હોકમ મારો કપિતણો. દૈત્યથી સહ્યો ન જાય;.
માયા તવ વિસ્તારિ અતિ, રૂઠી રાવણરાય. ૭
તે માયા રઘુપતિ તજી, સકળ કપિએ સભીત;
સાચી માની સર્વથા, નજરે જોઈ વિપ્રીત. ૮
દૈત્ય સૈન્ય દીઠું કપી, વાનરમય નિરધાર;
અંગદ લક્ષ્માણ અન્ય કપિ. જોરાવર ઝૂઝાર. ૯
જામ્બુવાન કપિરાયને, પ્રતિભટ જોઈ ઘણાક;
ડર્યા મરકટો દિલવિશે, રિપુમાયા પરિપાક. ૧૦
ચિત્ર લિખિતવત થઈ રહ્યા, લક્ષ્માણ સહિત સભીત,
જ્યાં તે ત્યાં દિગમૂઢ થઈ, વડુ જોતા વિપરીત. ૧૧
ચકિત જોઈને નિજ ચમૂ૧, હુંસવંશઅવતંસ;
હસિ કટિ કસિ રિશ આણિ ઘણિ, માયા કરવા દ્વંસ. ૧૨
પણછ ચઢાવી ધનુષની, બાણ કરી સંધાણ;
હરિ માયા હરિમાહરે, નિમિષમાંય નિર્વાણ. ૧૩
હરિકૃપાથી હરિદળ સહુ, હરખ્યું ઊર સહીત,
સુણો કથા તમ શૈલજા, પૂર્ણ ધરી મન પ્રીત. ૧૪
હેરિ રામ તન હરિતણાં, વદ્યા વચન ગંભીર,
"જુઓ દ્વંદ યુધ્ધ સહુ કપિ, શ્રમિત થયાછો વીર." ૧૫

## ભુજંગી છંદ

કૃપાધામ રામે કહીં એવું કોડે,
પછી રથ્થ ખેડાવિયો ઝટ્ટ હોડે;
નમ્યા વિપ્રચર્ણામ્બુજે પૂર્ણ પ્રીતે,
વળી એજ રીતે ઉરે સુપ્રતીતે. ૧
કરી ક્રોધ લંકેશ તે જોઈ ધાયો.
કુદી ગર્જતો ઘોર સન્મૂખ આવ્યો;
કહે રામને રાય લંકેશ ક્રોધે.
કપાળે ચઢાવી ભૃકુટી વિરોધે. ૨
"જીત્યા જેટલા શૂર જોરે યશસ્વી,"
"નહીં તેમની તુલ્ય હું હે તપસ્વી;"
"યશો વિશ્વજાહેર હું તે તું જાણે?"
"રૂડો રાવણોરાય સૌકો વખાણે." ૩
"વડા લોકપાળો પ્રતાપીક ભારે,",
"પડયા બંધિખાને અલ્યા ઘેર મારે;"
"ત્રીશીરાદિ માર્યા કરી ઘોર મારો,"
"હણ્યો પારધી જેમ વાળી બિચારો." ૪
"શુરા સામદો દૈત્યના અન્ય ભારી,"
"રણે નાખિયા તેમને તેંજ મારી;"
"અતીકાય ને કુંભકર્ણાદિ પ્યારા,"
"હણ્યા તેં ઘણા આપ્તસંબંધિ મારા." ૫
"બધાનું ગણી સામટું વેર આજે,"
"હું તો લૈશ વાળી ઘણી દીલ દાઝે;"
"હવે ના જતો યુદ્ધભોમિથી ભાગી,"
"અલ્યા ભોગવી છૂટ જે આવિ લાગી." ૬
"કરૂં આજ હું કાળકેરે હવાલે,"
"પડયો રાય લંકેશને આજ પાલે;"
"મુંકુ જીવતો ના તને આજ યુદ્ધે,"
"કરે વા'ર જો વિધિ શંભુ વિબુધે." ૭
સુણી વેણ તે કાળઆધીન જાણ્યો,
હસી રામ કે'છે "અલ્યા મેં પિછાણ્યો;"
"તું મોટો શુરો જુદ્ધઝૂઝારિ ભારે,"
"ખરે સર્વ લોકો તુંથી છેક હારે." ૮

## રોલાવૃત.

"ઓળખિયો મેં તને, સત્ય તું રાવણરાણો;"
"મ્હાઝુઝારિ જુદ્ધમાં, વાળિએ તને વખાણ્યો." ૧
"સત્ય સત્ય છે સત્ય, તારિ પ્રભુતાઈ તમામે;"
"બક માં કરિ દેખાડ, જેહ મનુષાઈ આમે." ૨
"બકીશ માં બુધહીણ. નાશશે સુયશો તારા;"
"નીતિ પ્રીછિ કરૂં ક્ષમા, રાવણા મૂઢ બિચારા." ૩
"પુરૂષ ત્રિવિધ પૃથ્વિમાં, ગુલાબ રસાલ' પનસ સમ;"
"એક પુષ્પપ્રદ એક, પુષ્પ ફળપ્રદ હે મ્હાધમ." ૪
"માત્ર લાગતાં ફળો, એકને તો અવનીમાં;"
"એવા ત્રિવિધ પુરૂષ, જેમના ગુણની સીમા." ૫
"કહે કરે નહિં એક, એક કરિ કહી બતાવે;"
"કહે નહીં પણ કરે, એક છે એજ સ્વભાવે." ૬
રામ વચન સુણિ કહે, હસી રણહઠિલો રાવણ;
"મને જ્ઞાન શીખવે, વેર કરતાં ન ડર્યો પણ?" ૭
"હવે નિપટ રણમાંય, પ્રાણપ્રિય તુજને લાગે;"
"તું જાણયે રાવણો, મારવો મુજને ત્યાગે." ૮
કહિ દુર્વચનો એમ, ક્રોધ કરિ રાવણરાણો;
વજ્રતુલ્ય અતિ કઠણ, છોડવા લાગ્યો બાણો. ૯

૧. સૈન્યા.

૧. આંબો

વછુટયાં વિવિધ પ્રકાર, કાળમણિધરશા બાણો;
દશ દિશા મહિ ગગન, બાણમય મુની પ્રમાણો. ૧૦
અતિ રીશે અગ્નાસ્ત્ર, બાણ છોડયું રઘુનાથે;
ક્ષણમાં બળિયાં સર્વ, સુરારીનાં શર સાથે. ૧૧
તિવ્ર શકિત અતિ તરલ, મૂકી રાવણે સજોરે;
ધાતિ આવિ અતિવેગ, કરતી સુસવાટા સોરે. ૧૨

લક્ષિ છોડિયું બાણ, શકિતને લેઈ સંગે;
આવ્યું રાવણ ભણી, સુણો મુની અતી ઉમંગે. ૧૩
કોટિક ચક્ર ત્રિશૂળ, મંત્રભણિ રાવણ મૂકે;
અનાયાસ અવધેશ, ચુરો કરતાં નવ ચૂકે. ૧૪
અફળ થાય સહુ બાણ, કેમ!' રાવણનાં કહું તે;
ખળના જેમ મનોર્થ, અફળ જાયછે સહૂ તે. ૧૫
અંતે શતશર શ્રેષ્ટ, સારથીને ઉર માર્યાં;
પડયો સમરિ પ્રભુ નામ, જેમણે સુરદુખ વાર્યાં. ૧૬

કૃપાધામ શ્રીરામ, ઉઠાડયો તેને હેતે;
પરમ ક્રોધ ઉર ચઢયો, હરીને ઉમા હવેતે. ૧૭
કવચ કાય કડકડે, વીરરસ પ્રફુલ્લ વપુએ;
આમ જાઈ ઉતપાત, વક્ર લોચનથી જૂએ. ૧૮
યુધ્ધ વિરોધિ ક્રોધીત, નાથ રઘુનાથ અમારે;
ભાથો ભિડિ કટિ કસી, દેવ હરખ્યા દિલ ત્યારે. ૧૯
કર્યો ધનુષટંકાર, ઘોરરવ તેહ ઘણેરો;
સુણી જીવ ઉડિ ગયો, સર્વ મનુજાદાકેરો. ૨૦
સ્તબ્ધ જેમ હોય ના? ગયા વાયુએ ઝલાઈ;
ધન્ય રામ રઘુનાથ, સર્વ સુરને સુખદાઈ. ૨૧
મંદોદરિનું હૃદય, કંપિ ઊઠયું ધ્વનિ સુણિ તે;
કચ્છપ પણ કંપીત, શેશપિઠ સા'તો બી'તે. ૨૨
ડગે ધરણિ દ્રઢ તોય, સાત સાગર ખળભળિયા;
પર્વત પામ્યા ત્રાસ, અચળ પણ થળથી ચળિયા. ૨૩
દિગ્ગજ કરિ ચિક્કાર, રહ્યા ગ્રહિ મહિને દાંતે;
કૌતક નિરખી હસે, દેવગણ ગગન નિરાંતે. ૨૪

તાણિ શ્રોતપર્યંત, કાળકોદંડ સક્રોધે;
મૂકયાં બાણ કરાળ, પ્રભુએ પૂર્ણ વિરોધે. ૨૫
ઉડયાં શરો આકાશ, સર્પફુતકારક જાણ્યે,
દ્વંદ યુધ્ધ મચ્યું ઘોર, વિબુધગણ વદન વખાણે. ૨૬
ચાલ્યાં બાણ કરાળ, ઉડણસર્પશાં અતીશે,
પ્રથમ સારથી અશ્વ, મારિ પાડયા મહિવિષે. ૨૭
રથ અનર્થવત કરી, છેદિ દ્વજ પતાક છેલ્લે,
ગર્જિ ઉડયો રાવણો, હારિ ઉર મમત ન મેલે. ૨૮

અન્ય રથે ચઢિ આપ, ઝંખવાણો પડિ ઝાઝો,
અસ્ત્ર શસ્ત્ર છોડતો, મૂકિ પછિ છેક મલાજો. ૨૯
અફળ જાય સહુ અસ્ત્ર, શસ્ત્ર નિજ શત્રુ સમાને,
પ્રેરે પ્રભુ શરસંગ, આવિ વાગતાં નિદાને. ૩૦
શઠ઼ મન જેહનું, અપરદ્રોહમાં અતીશે,
શ્રે શું તેનું સૃષ્ટિમાં! દેખતાં કદિએ દીસે! ૩૧

તેમજ રાવણતણો, અફળ ઉદ્યોગ બધો એ,
રામવિમુખ રત કામ, દાઝતો અધિક દુખોએ. ૩૨
પછિ તો શૂળ પ્રચંડ, મૂકિયાં દશ દશશીશે,
અશ્વ ચાર પાડિયા, પૃથ્વિમાંહે અતિ રીશે. ૩૩
તરત ઉઠાડી અશ્વ, કોપિ રઘુનાયક રામે,
મૂંકયાં બાણ વિકરાળ, દશન પિશિ રાવણસામે. ૩૪
રાવણના શિરરૂપી, કમળવનનાં ચરનારાં,
રામબાણ ચાલિયાં, લક્ષિ તે દિશા જનારાં. ૩૫

દશ દશ શર મારિયાં, દશે શીશને દયાળે,
ગયાં નીસરી પાર, ચાલ્યું શોણિત પડનાળે. ૩૬
જાય લોહિ વહ્યું તોય, વીર રાવણનૃપ ધાયો,
બાણ કર્યું સંધાણ, જોઈ પ્રભુ સન્મુખ આવ્યો. ૩૭
ત્રીશ તીર અતિ તિવ્ર, છોડિયાં રામ રૂપાળે,
સભુજ શીશ દશ પૃથ્વિ, તોડિ પાડયાં તે કાળે. ૩૮
કાપતાંજ શિશ ભુજ, થયાં વળિ નવીન બીજાં,
વળિ રામે ભુજ શીશ, હણ્યાં વળિ ઉપન્યાં ત્રીજાં. ૩૯

એમ વાર બહુ હણ્યાં, શીશ ભુજ પ્રભુએ રીશે,
કાપે ત્યમ ઝટ વળી, નવાં થાયછે અતીશે. ૪૦
વળિ વળિ પ્રભુ કાપતા, શીશ ભુજ રાવણકેરાં,
કૌતકિ રામકૃપાળ, એહનાં કૃત્ય અનેરાં. ૪૧
શીર ભુજોએ સર્વ, રહ્યો નભપંથ છવાઈ;
જાણે દિસે ઘણાક, કેતુ રાહુ દુખદાઈ. ૪૨

## રાગ મારૂ.

શીર બાહુ રૂધીર ઝરતાં, ધાય ગગન અહીં તહીં ફરતાં;
દેખી ધાય પ્રભુતણાં તીર, ભુમી પડવા પામે ન ભુજશીર. ૧
એક એક શીરે એક તીર, ગ્રસિ રાખે છેદેછે સધીર;
ઉડે આકાશમાં એવી રીતે, શોભે રચના સુભગ કેવી તે. ૨
કોટિ દિનકર કોપ કરીને, જ્યાં ત્યાં રાહુ ગ્રહે રીશ ધરિને;
જેમ જેમ છેદે જગદીશ, ક્રોધે રાવણકેરાં શીશ. ૩
વધે મસ્તક અતિ તેમ તેમ, સેવ્યે વિષય વિવર્ધન જેમ;
વિલોકી શીર ભૂજનું વધવું, દશમુખ કહે, "શું હવે ડરવું?

૧. કેવીરીતે.

મૃત્યુ વિસરી જઈ મહાપાપી, રીશ અંતરમાં અતિ વ્યાપી;
મૂઢ ગરજ્યો મહા અભિમાની, ધાયો ધનુષ દશેયને તાણી.૫
કોપ્યો રણભોમીમાં લંકેશ, બાણે આચ્છાદ્યા અવધેશ;
ઘડી એક તો રથ પ્રભુકેરો, ન વિલોકાય કાંઈ પડેરો. ૬
જાણ્યે ઘોર ધુમસમાં દિનેશ, ગયો હોય છુપાઈ વિશેષ;
હાહાકાર સુરો સહુ કરતા, દુઃખ પોતાને આંસુ ભરતા. ૭
જોયું જગદીશે એવું જ્યારૂ, કોપી કોદંડ કર ગ્રહ્યું ત્યારે;
શરઆચ્છાદન સહુ ભેદી, નાખ્યાં શિર રિપુનાં વળી છેદી. ૮
તે શિરોએ ગગન મહિ દીશ, લીધાં આવરી સૌ "હે મુનીશ;"
ધાયઆકાશમાંશીરઅધિક, જયદ્દનિ કરિ ઉપજાવે બીક.૯
"ક્યાં સૌમિત્ર સુગ્રીવ કપીશ," ક્યાં તપસ્વિ એ કૌશલધીશ?
"ક્યહાં રામ?" કહી શશિવૃંદ, ધાય આકાશમાં સાનંદ. ૧૦
જોઈ મર્કટ ભાગી જાય, શીર તેમની પૂઠે ધાય;
બાણ સંધાણ કર્યું રઘુભાણ, શીર વીંધી નાખ્યાં સુજાણ.૧૧
શીરમાળા ગ્રહી મહાકાળી, ટોળે ટોળાં મળી બરદાળી;
શોણિતનદીમાં નાહીજાણ્યે, ચાલી સંગ્રામવડ પૂજવાને.૧૨
પછી રાવણે સંપૂર્ણ ક્રોધે, છોડી શક્તિ પ્રચંડ વિરોધે;
ચાલી વિભીષણ સામી પ્રચંડ, જાણ્યે કાળનો વિક્રાળ દંડ.૧૩
જોઈ આવતી સનમુખ શક્તિ, તિવ્ર ધારવાળી યુત યુક્તિ,
આર્તપીડહરણ પ્રભુકેરૂ, વિર્દ સંભાર્યું ત્યારે વડેરૂ. ૧૪
રાખ્યો પાછળ પોતાની રામે, વિભીષણને રણસંગ્રામે,
થઈ સન્મુખ શક્તિ સતેજ, ઝાલી લીધી હ્રદય રામેજ.૧૫
શક્તિ વાગ્યે મુર્છાગત રામ, સુર શોચ કરેછે તમામ,
નારાયણ તો કરે નરલીલા, વાગે સુરને વિકળતાની શીલા.૧૬
પ્રભુ રણભોમીમાં શ્રમ પામ્યા, જાણી વિભીષણ ધાયા સામા,
કરી ક્રોધ ગદા ધરી બેશ, લીધો સનમુખ વીર લંકેશ. ૧૭
"હીણભાગી હે શઠ મતિમંદ, પર દ્રોહમાં માને આનંદ,"
"સુરમુનિનરનાગને સર્વે. કર્યા નિજવિરોધી બળ ગર્વે." ૧૮
"સાદર શિવને ચઢાવ્યાં શીશ, એક એકનાં પામ્યો અતીશ,"
"તેહ કારણેહજીલગી રાજ, રામ બાણથી ઉગર્યોછું આજ."
"હવે કાળ તારો શીશ તારે, નાચ્યોછે જાણજે નિરધારે,"
"રામ વિમુખ હે શઠ દશમુખ, સ્હાયસંપતિને વળિસુખ."૨૦
"કહી એવું લક્ષિ ઉરમાંઝ, કર્યો પ્રૌઢ ગદા ઘા ત્યાંજ,"
વીર બંનેનું યુદ્ધ વખાણ, સુણો મુનિજન મન કરી શાંણ. ૨૨

## ભુજંગી છંદ.

કર્યો ઘોર ઘા ઊરમાંહે ગદાનો,
પડ્યો પૃથ્વિમાં લાગતાં લંકરાણો;
દશે મસ્તકોથી ઝરે રક્તશેર,[1]
ઉડ્યો જાગિ સંભાળિને રીશભેર. ૧
લિધો વીર સન્મૂખને મૂખ ખીલ્યું,
લથોબથ્થ આવ્યા ઉભે ભ્રાત ભિલ્લુ;
મહા મલ્લ બે શક્તિશાળી વડેરા,
હણે એકને એક થૈને નમેરા. ૨
રઘુનાથકેરા બળે ગર્વશાળી,
રૂડા જે વિભીષણ રીતી રૂપાળી;
નથી અસ્ત્ર મારો કશી ગણતરીમાં,
સદા સ્હાય જેને પ્રભૂ ગુણસીમા. ૩
ઉભા રાવણાનુજ તે રાવણાને,
શું સન્મુખ જોઈ શકે કોદિ ધ્યાને?
ભિડે કાળતુલ્યે હવે રામસ્નેહી,
પ્રભુના પ્રભાવે સમો વજ્રદેહી. ૪
દિઠો રાવણાનુજને ભારી થાક્યો,
ગિરિ લેઈ મારૂતિ ધાયો સુબાંકો;
હણ્યાં સારથી રથ્થને અશ્વ સાથે,
હૃદે ભાગિ નાખ્યું વળી મારિ લાતે. ૫
ઉભો થૈ રહ્યો સ્તબ્ધ તે તેટલામાં,
ગયો રાવણાનુજ શ્રીરામસામો;
પછી રાવણે હાક દેઈ કપીને,
કર્યો ઘા ગદાનો શિરે ફેરવીને. ૬
પ્રસારી સ્વલંગૂર આકાશ ચાલ્યો,
વિલોકી જતો રાવણે ઝટ્ટ ઝાલ્યો;
ભિડ્યો વીર આકાશ લંકેશ સાથે,
મહા શક્તિશાળી રઘુનાથ માથે. ૭
લડે યુગ્મ ભિલ્લુ નભે પૂર્ણ ક્રોધે,
વળી લક્ષિ લક્ષિ ઉભે લાગ શોધે;
હણે એકને એક દૈ હાક હોડે,
ચમરબંધિના બંધ ચોશે વછોડે. ૮
કરે પ્રૌઢ પાખંડ તે જોર ઝાઝે,
લડે વીર બે અભ્ર કેવા વિરાજે?
લડે અંજનાદ્રી અને મેરૂ જાણ્યે,
ચડ્યાં ચાક બ્રહ્માંડ સૌ તેહ ટાણે. ૯
બળે બુદ્ધિએ દૈત્ય પાડ્યો પડે ના,
કશો મર્મ તેનો કપીને જડે ના;
પ્રભુ ઊર સંભારિને તેહ વારે,
કપી મુષ્ટિકા પ્રૌઢ તેને પ્રહારે. ૧૦

[1] લોહિની ધારા.

પડયો ધરણિએ ધીબ લંકેશ ત્યારે,
ઉઠીને વળી તે લડે જોર ભારે;
નહીં એકને એક જીતી શકે કો,
ઉભે શક્તિશાળી સમાણાજ લેખો. ૧૧
હનુમંત અત્યંત જોરે પ્રહારે,
ન એથી રિપુ હાર ખાએ લગારે;
ફિરી થાકિયો કીશ ધાયા સકોપે,
ભયંકાર ભાલૂ વછૂટયાં સચોંપે. ૧૨
પરંતુ મહા યુદ્ધ ઉન્મત્ત એવો,
ન સુણ્યો દિઠયો રાય લંકેશ જેવો;
કપી ભાલુના સુભટો શક્તિશાળી,
રણે રોળિ નાખ્યા બધા ઝાલિ ઝાલી. ૧૩

## દોહરો.

પ્રચંડ નિજભુજબળ વડે, કપિ ભાલુને સક્રોધ,
રોળિ નાખતો રણવિષે, વિશેષ જણવિ વિરોધ, ૧

## રોળાવૃત્ત.

જોઈ એવું જગદીશ, કીશ સહુને પડકાર્યા,
ધાયા તે રણધીર, વીર અતિ રિશના માર્યા. ૧
કપિદળ પ્રબળ વિલોકિ, આવતું નૃપ લંકેશો,
કર્યું પ્રગટ પાખંડ, મહા માયાવે વેશો. ૨
થયોજ અંતર્ધાન, એક ક્ષણતો એ વારે,
પછિ નિજરૂપ અનેક, બળે પ્રગટયાં બહુ ખારૂ. ૩
રઘુવરના દળમાંય, જેટલાં રિંછ કપિ લેખે,
રાવણ પણ તેટલા, પ્રગટ જ્યાં ત્યાં સહુ પેખે ૪
કપિઓએ દશશીશ, પ્રગટ જોયા બહુ જ્યારે,
ભય પામી ભાગિયા, તરત જ્યાં ત્યાં સહુ ત્યારે. ૫
ધીર વાનરા તેય, ધીર ધરિ શકે ન ઉરમાં,
"ત્રાહિ ત્રાહિ રઘુવીર, ધાવ લક્ષ્મણ તમ શુરમાં." ૬
દશો દિશે દશશીશ, કોટિ ધાયછે સક્રોધે,
ગર્જે ઘોર કઠોર, ભાલુ કપિ શુરને શોધે. ૭
ડર પામી દિલ દવ, ભાગિ ચાલ્યા સહુ ચોંપે,
"તજો જીવની આશ, હવે રાવણના કોપે." ૮
"માત્ર એક રાવણે, જીતિયા સર્વ સુરોને,"
"હવે થયા બહુ જુઓ, શૈલધર સંભાળોને." ૯
એવા સંશય રહિત, માત્ર મુનિ જ્ઞાનિ શંભુ વિધિ,
પ્રભુમહિમાની રીત, જેમણે આધથિ ફિછિ લિધિ. ૧૦
જાણેછે મન જેહ, રામ પરતાપ રૂડેરો,
તે નિર્ભય નિજ હૃદય, પ્રીછિ છળ રાવણકેરો. ૧૧
કપિઓએ તો સત્ય, માનિયા રિપુ રાવણ સહુ,
વ્યાકુળ થઇ દળ સકળ, ભાલુ કપિઓ બી'તા બહુ. ૧૨
ભયાતૂર ભાગિયા, રામ ભણિ જવા લપાઈ,
"સુણો મુની રાવણની, રામ સામી હલકાઈ," ૧૩
મહાવીર હનુમાન, નીલ નલ અંગદ આદી;
અતિશે રણવાંકડા, આદિથી નહીં પ્રમાદી. ૧૪
તેતો લાગ તપાસિ, જોર ઝાઝે રણઝૂઝે;
કોટિ કોટિ રાવણો, ઝાલિ રોળે તન ધ્રૂજે. ૧૫
સમર ભયંકર ધીર, વીર નરસિંહ સ્વરૂપે;
રાવણ પણ મન સભય, એમનાથી દુર છૂપે. ૧૬
સુરગણ ને કપિ સર્વ, દેખિ વ્યાકુળ હસિ રામે;
એક બાણ મારિને, હણ્યા દશશીશ તમામે. ૧૭
પ્રભુએ ક્ષણમાત્રમાં, પ્રૌઢ માયા સહુ કાપી;
જ્યમ રવિ ઉદય વિલોકિ, તિમિર નાશે તન તાપી. ૧૮
દેખિ એક લંકેશ, સુરગણ હર્ખ્યા સ્નેહે;
પુષ્પવૃષ્ટિ કરિ પ્રૌઢ, રામપર પ્રફુલ્લ દેહે. ૧૯
ઉઠાવિને ભુજદંડ, ફેરવ્યા કપિ સહુ રામે;
ફર્યા સર્વ તવ તરત, હોંસિલા હરિશો હામે. ૨૦
પ્રભુનું બળ પામિને, ભાલુ કપિ ધાયા રણમાં;
સજોર કુદિને ચપળ, આવિયા રિશ ધરિ મનમાં; ૨૧
સ્તુતિ કરતા સુર સર્વ, દેખિ દશશીશ સકોપે;
ધાયો અતિ રણધીર, ગગન મારગે સચોંપે. ૨૨
"વાંચ્છો છો મુજ મરણ, અહો શઠ ફળ લો તેનું;"
સુણતામાંજ સભીત, મુખ ઉડી ગયું સર્વેનું. ૨૩
કરતા હાહાકાર, ભાગિયા સુર ભય પામી;
"જશો ક્યહાં તમ હવે? મારિ આગળથી હરામી. ૨૪
સુર સશોક બાપડા, પુઠે જોઈ રાવણ પડિયો;
દેખિ એવું સુરદુઃખ, મુખે અંગદ ગડગડિયો. ૨૫
શુર અંગદ જઈ ગગન, પાદુ હણિ ધરણિ પછાડી;
ઉતાવળો વળિ આપ, ઉભો પ્રભુમુખ અગાડી. ૨૬
ઉઠયો વળી સંભાળિ, રાય રાવણો સચોંપે;
ગરજ્યો ઘોર કઠોર, કેશરી રવથી કોપે. ૨૭
કરિને પ્રબળ પ્રચંડ, ચઢાવી ચાપ દશોને;
બહુ વરષાવે બાણ, મરણનો ડર નથિ જેને. ૨૮
કર્યા સકળ વ્યાકૂળ, સુભટ ઘાયલ કપિદળના;
હરખે નિજબળ દેખિ, જુઓ મુનિ મનોર્થ ખળના. ૨૯

## હરિગીત છંદ.

તવ કોપ કરિ લંકેશના વિશ ભુજ દશશિશ જોરથી,
સંધાણિ શર કાપ્યાં કૃપાળે આપબળ અંકોરથી;
કાપ્યાં વળી ફરિ ઊગિયાં જ્યમ, પાપ તીરથમાં કર્યાં,
શર તાણિ તેપણ કાપવાને, અવધપતિએ આદર્યાં. ૧
શિર ભૂજનું વધવું વિલોકી, સુરરિપુતણુ આ રીતે,
કપિ ભાલુઓને કોપ વ્યાપ્યો, શું કહું સમજાવિતે;
"મરતો નથી હજી મૂઢ શિરભુજ, કાપતાંય સમુળથી,
ધાયા વિચારી ભાલુ કપિઓ, કોપિને કહું તે કથી. ૨
વાળીતનુજ રણવાંકડો વળિ, વીરસુત વાયુતણો,
નળ નીળ દ્વિવિદ મયંદ બળિયા, મારવા રિપુને ઘણો;
કર વૃક્ષ ગિરિ ધરિ જોર કરિ, કરતા પ્રહાર અપાર એ,
ગ્રહિ તેજ ગિરિ તરૂ આવતાં કર, મારતો કપિનેજ તે. ૩
રિપુકેરૂ વપુ નખથી વિદારે, એક કપિ બળઅંકુરે,
વળિ એક પાટુપ્રહાર કરતો, ભાગિ ચાલેછે દુરે;
પછિ નીળ નળ અતિચપળ,કુદિ રિપુ શીશપર ચઢિયાશુરા,
લાગ્યા વિદારણ ભાલ નખથી, પ્રૌઢ પરતાપી પુરા. ૪
ઝરતું રૂધિર અવિલોકિ રાવણ, કોપ કરિને કારમો,
ભૂજા પ્રસારી ઝાલવા કપિ, સાંભળો મુનિજી તમો;
ઝાલ્યા ન જાય મહા ચપળ કપિ, શીશપર ફરતા સુખે,
જાણ્યે ઉભય મધુકર કમળવન, રમણ કરતા નિજરૂખે. ૫
પછિ કોપિ કુદિ કપિ બેયને ત્યાં, ઝાલિ લીધ ઝુઝારિએ,
ધરણી પટકતાં ભૂજ મરડી, ભાગિયા બળ ભારિએ;
વળિ કોપિ દશ કોદંડ કર લઈ, તિવ્ર શર સંધાણિને,
ઘાયલ કર્યા કપિ બાણમારે, રીશ અંતર આણિને. ૬
હનુમાન આદિક સરવ કપિને, છેક મુર્છિત ત્યાં કરી,
ઉર પામિયો અતિ હર્ષ પામી, બળ પ્રદોષતણું જરી;
અવિલોકિ મુર્છિત સર્વ કપિને, કોપ આણી કારમો,
રણધીર ધાયો ભાલુપતિ ત્યાં,જાણિ નિજ આવ્યો સમો. ૭
નિજસંગ ભાલુ કરાળ સમ બહુ, ગિરિ તરૂ ધારી ઘણા,
પડકારી રાવણને હણેછે,જોરમાં કશિ છે મણા ?
બળવાન રાવણ જોઈ એવું, ક્રોધવંત થયો દિસે,
ગ્રહિ પાય ધીબ પછાડતો મહિ, ભાલુભટ બહુને રિશે. ૮
નિજદળતણો બહુ ઘાણ વળતો, જામ્બુવંતે જોઇને,
કરિ કોપ પાટુ પ્રહાર કીધો, હૃદયમાં ભૂંતદ્રોહિને;
ઉર લાત ઘાત પ્રચંડ પડતાં,વિકળ થઈ રથથી ઢળી,
ગ્રહિ ભાલુ વિશ કરકમળમાં નિશિએ વસ્યા જાણ્યે અલી. ૯
મુર્છિત વિલોકી તેહને રિશ આણિ અતિશે અંતરે,
કરિ પદ પ્રહાર અપાર ક્ષેપ, રામપાસે પરવરે;
પડિ રાત્રિ જાણી ઘાલિ રથમાં, સારથીએ તે ક્ષણે,
ઘર આણિયો નૃપ રાવણાને, કષ્ટ પામી કણકણે. ૧૦

## દોહરા.

મુર્છાગત કપિ ભાલુઓ, સહુ આવ્યા પ્રભુપાસ,
રાવણને સહુ નિશિચરો, ઘેરિ રહ્યા મ્હા ત્રાસ. ૧
ત્રિજટાએ તે રાત્રિએ, પરવરિ જાનકિ પાસ,
સમજાવી કહિ સહુ કથા, શુણી જાનકી ઉદાસ. ૨
શિર ભુજ વધતાં સાંભળી, રાવણતણાં અધીક;
ત્રાસ પામિ સીતા ઉરે, બહુધા લાગી બીક. ૩
વદન મલિન વૈદેહિનું. ઉપજી મન ચિંતાય;
ત્રિજટા પ્રત્યે જાનકી, બોલી તવ મુનિરાય. ૪

## રાગ રામગ્રી.

"વૈદર્ભિ વનમાં વલવલે" એ ઢાળ.

"સાંભળ ત્રિજટા માવડી, શું થશે હવે સ્હેજ?"
"કે'તી નથી કયમ તું મને? દુઃખ મુજને દહેજ"
સાંભળ. ૧
"કોણ પ્રકાર કરી હવે, મરશે રિપુ મેર;"
"વિશ્વને દુખદાતા છે વડો, કાળો કરનારો કેર."
સાંભળ. ૨
"રામબાણે શિર કાપિયાં, મુવો મરતો ન તોય;"
"વિસ્મિત વિધિનાં ચરિત્ર એ, જ્યારે વિચારે જોય,"
સાંભળ. ૩
"મારાં અભાગ્યે માવડી, એને જીવાડે આજ;"
"હરિપદકમળવિયોગણી, રહું જેથી સદાઝ."
સાંભળ. ૪
"જેણે કૃત્રિમ કરી કનકનો, દેખાડયો મૃગ દિવ્ય;"
"હજી પણ તે દૈવ છે રૂઠયો, લેશે આખર જીવ."
સાંભળ. ૫
"જે વિધિએ વેઠાવિયાં, દુઃખ દુઃસહ છેક;"
"કે'વરાવ્યાં દાના દિયરને, કટુવચનો અનેક,"
સાંભળ. ૬
"રઘુપતિવિરહનાં વિષભર્યાં, તિવ્ર બાણો અપાર;"
"તાકી તાકી તનમન વિંધ્યું, મારી મુજને માર."
સાંભળ. ૭

"એવાય દુખમાં જે પ્રાણને, રાખે તનમધ્ય ક્રૂર;"
"તેનેજ એજ વિધિ પિટચો, છવાડે છે જરૂર."
સાંભળ ૮
"હાય હવેતો વેરણ વિધિ, મને દ પિટચા મર્ણ;"
"કાંતો કૃપાળના ચરણમાં, આહી પોચાડ શર્ણ."
સાંભળ. ૯
"વેઠયે ઘણા દિન વીતિયા, વાલાંકેરા વિજોગ;"
"મરી રે હવે મારી માવડી, વણ માર્યે સશોક."
સાંભળ. ૧૦
કરવા લાગી એમ બહુ વિધિ, વૈદેહી વિલાપ;
સુરતી કરી કરી સ્વામિની, મોટ કરિ પરિતાપ.
સાંભળ. ૧૧

## રાગ ધનાશ્રી.

સાંભળી અતિ દુખાણી થઈ ત્યાં,ત્રિજટા નિજ મનમાંયજી,
"સાંભળ હે રૂડી રાજ કુમારિકા,ક્લેશ કરિશ નહિ કાંયજી;"
"હૃદયવિશે શર લાગતાં ઝટ, મરશે રાક્ષસાધીપજી,"
"વાર નથી હવે આવી પડયો રિપુ, મૃત્યુતીર સમીપજી."૧
"એના હૃદયમાં રાજિવનેત્રી, સીતા વસેછે સુણોજી,"
"તે નિમિત્ત ઉરમંડળ ભેદે ન, સ્વામી તારો સલુણોજી;"
"એના હૃદયમાં સીતા વસેછે. સીતાહૃદય મમવાસજી,"
"મારા ઉદરમાં ભુવન અનેક છે, લાગતાં શરે નાશજી."૨
"શી રીતે શકુ વીંધી રિપુશીર,"પ્રભુ મન એવો શોચજી,
"દુખ ન ધરિશ મારી ડાહી સખિ તું,સર્વ તજ સંકોચજી;"
સુણતાં એવું વચન સાનુકુળ, ત્રિલોકમોહિની સીતાજી,
હર્ષ વિષાદ વિવશ હરિવદની, અંતર સભય અભીતાજી.૩
ત્રિજટા વળી એવું અવિલોકી, સુંદર વચન સુણાવેજી,
"સાંભળ સુંદરી મરશે હવે રિપુ,સંશય તજ સુણી હાવેજી;"
"શીર કાપતાં કાપતાં ક્રોધે, વિકળ થશેજ વિશેષજી."
"વિસરી જશે તારૂં ધ્યાન હૃદયથી,ત્યારેજ એ લંકેશજી."૪
"તે પછી રઘુનાથ સક્રોધે. રાવણકેરા ઉરમાંજી,"
"મારશે કોદંડ ચઢાવી, શર અતિશય શુરમાંજી;"
એવું કહી બહુ વિધિ સમજાવી, સીતાજીને સપ્રેમજી.
ત્રિજટા પછિ નિજ ભુવન સિધાવી,ચાહિ ચિતમાં ક્ષેમજી.૫
કોમળ પ્રભુનો સ્વભાવ સંભારી, વિરહાતુર વૈદેહીજી,
દુસહવ્યથા એ કયમ સહિ જાએ? સંભારી રામ સનેહીજી;
નિશા દિવસ શશિ ભાનુ સુખદ જે, તેને ઉવેખે તપીનેજી,
યુગસમ એક નિશા થઈલાગી, વેગે વિતે ન દુખણીનેજી.૬

મનમાંને મનમાં મૃગલોચની, વિધવિધ કરતી વિલાપજી,
એવી રીતે અવનીજા અંતરમાં,વિરહે દુખાણી અમાપજી;
જ્યારે વધ્યો બહુ વિરહતણો ઉર, દારૂણદાહ સીતાનેજી,
ફરક્યાં વામ ભુજ લોચન વળિ,સ્વભાવિક સુખ જાણેજી.૭
શુકન વિચારી સીતા સરસ તે, ધીરજ હૃદય ધરેછેજી.
"મળશે હવે મને પ્રાણ પ્રિયોત્તમ,"કલ્પના એ કરેછેજી;
અહિયાં મધ્યનિશા સમે જાગ્યો, મહા બળિયો લંકેશજી,
નિજ સારથીને ખીજવા લાગ્યો, કૃતાંતસમ કરી વેશજી.૮
"હે સારથી શઠ છોડાવી મુજને, રણભોમી રઢિયાળિજી,"
"ધિક્ક ધિક્ક અધર્મિ તુજને, મૂઢ કુબુદ્ધિશાળીજી;"
પાય પડી તે સારથીએ તવ,વિવિધ વિધિ સમજાવ્યોજી,
પ્રાતઃકાળમાંરથચઢીરાવણ, રણસન્મુખ ધાતો આવ્યોજી.૯

## રાગ મારૂની ચોપાઈ.

સુણી આવવું રાવણકેરૂં, કપિદળ ખળભળિયુ ઘણેરૂં;
ગિરિ તરૂ જયહાં ત્યાંથી ઉપાડી. ધાયા કેશરીરવ મુખ ત્રાડી.૧
ધીર વાનર ભાલુ કરાળ, અભ્ર ઊછળી દેતા ફાળ;
અતિ કોપી પ્રહાર કરેછે, દૈત્ય રણથી પાછા ઓસરેછે.૨
દૈત્યદળને નાખી વિખેરી, લીધો રાવણને પછી ઘેરી;
મહા ધીર કપિ ભાલુ ભટ્ટ, શુરા લડતા ધરી નિજ વટ્ટ. ૩
દશે દીશાથી સામટો મારો, શું કરે રાવણ ત્યાં બિચારો?
નખઘાત કરીને અતીશે, કર્યો વ્યાકુળ રાવણ રીશે. ૪
દેખી કપિદળનું બળ ભારી, રાય રાવણ મનમાં વિચારી;
અંતર્ધ્યાન થયો પળવાર, કરવા માયાતણો વિસ્તાર. ૫
જ્યારે મોટ કર્યું પાખંડ, થયા છેવ પ્રગટ પરચંડ,
ભૂત પ્રેત પિશાચ વૈતાળ, કર શર ધનુ ધરિયાં કરાળ. ૬
યોગણીઓ પ્રગટ અગણીત, એક કર ગ્રહ્યા વાળ અમિત;
બીજા હાથમાં નરનાં કપાળ, ધાતી આવતી દેતી ફાળ.૭
કરી સત્વર શ્રોણિત પાન. નાચે રાચે કરે ગાન તાન;
"ઝાલો મારો" વદે ગિરા ઘોર, ધ્વનિ પૂરી રહિ ચારે કોર.૮
ધાઈ ખાય વદનને વિકાશી, કપિ સકળ ત્યારે છુટયા નાશી;
જાય જ્યાં ભાગી ભાલુ કપીશ, દુખે કરિને મુખે પાડીચીશ.૯
ત્યહાં અગ્નિ વરસતી જોતા, આશ ઊગરવાની ખોતા;
ભય વ્યાકુળ દળ કપિ ભાલુ, સુણ ઉમયા ચરિત્ર રસાળુ.૧૦
વળી વરસવા લાગી રેતી, થવા કપિદળકેરી ફજેતી;
પૂરી હાર કપીને પમાડી, રાવણ ખોંખાર્યો હરિરવ ત્રાડી.૧૧
લક્ષ્મણ ને સુગ્રીવ સમેત, થયા વીર સકળ ત્યાં અચેત;
હાય રામ હા હે રઘુનાથ, કહિ સુભટ ખંખેરે હાથ. ૧૨

એ રીતે સહુનું બળ ભાગો, કર્યું કપટ મરણ બીક ત્યાગી;
કર્યા પ્રગટ કોટિક હનુમાન, પ્રૌઢ લેઈ તે ધાયા પાષાણ. ૧૩
તેમણે જઈ ઘેર્યા રામ, ચોગરદમ કરિ સૈન્યાભિરામ;
"મારો ઝાલો રખે ભાગીજાય," લંગુરઊપાડીમારવાધાય. ૧૪
દશે દીશા લંગુરથી વ્યાપ્ત, પ્રભુ તે મધ્ય માયા પ્રાપ્ત;
શ્યામ સુંદર તન રામકેરૂં, શોભેછે તે મધ્યે ઘણેરૂં. ૧૫
ઇંદ્ર ચાપ એનેકનું એક, વારિતુંગ તમાલ વિવેક;
દીઠાં સુરતણાં હૃદય તેવાર, હર્ષ ખેદ વિવશ છે અપાર. ૧૬
એકબાણે નિમિષમાં રામે, હરી માયા બધી નિજહામે;
માયારહિત થયે ભાલુકીશ, ઉર હરખી આણી વળી રીશ. ૧૭
ગિરિ તરૂ કર ગ્રહિને અધીક, ર્ક્યારણ ભોમીભણિ તજીબીક;
બાણ છોડે અધિક રામરાય, શિશ ભુજ રાવણનાં છેદાય. ૧૮
પડયે ધરણીવિશે થાય સ્હોર, ચીશરાણ પડે ચારેકોર;
શ્રીરઘુપતિરાવણ કેરૂં, રણચરિત્ર સુખદ જે ઘણેરૂં. ૧૯
શતશેષ શારદ શાસ્ત્રવેદ, કોટિ કલ્પલગી ગાય ભેદ;
તોય પાર ન પામે લગાર, મતિ કવિની ત્યાં મંદ અપાર. ૨૦
ગાઉં તેના સુભગ ગુણ કાંક, યથામતિ કવિજન હું રાંક;
જેમ નિજ બળમતિ અનુસાર, ઉડે મચ્છર અભ્રમોઝાર. ૨૧

## દોહરો.

જોયા પ્રભુએ જ્યાહરે, સુરમુનિ વિકળ વિશેશ;
કાપ્યાં શિર ભુજ વાર બહુ, મરે ન ભટ લંકેશ. ૧
કાપે શિર ભુજ વળિ નવાં, વધે બહુ એ વાર;
કરતાં ભોગ મદન વધે, જનને જેમ અપાર. ૨
મરે ન શત્રુ રાવણો, અધિક થયો આયાસ;
જોયું વિભીષણ સામુ પછિ, રઘુનાથે સઉદાસ. ૩
જેની ઇચ્છા માત્રમાં, મરે કાળ મ્હા કાળ;
કરે પરિક્ષા પ્રીતિની, ભકતનિ તેહ દયાળ. ૪
"સુણો ચરાચર સ્વામિ તમ." કહે વિભીષણ કેણ;
"પ્રાણતપાળ રઘુલાલજી, સુર મુનિને સુખદેણ." ૫
"નાભિકુંડમાં સર્વદા, રહે સુધા ભરપૂર;"
"જીવે નાથ તે બળ વડે, રાવણનૃપ મ્હા શૂર." ૬
સુણતાં વિભીષણનાં વચન, કરૂણાધામ કૃપાળ;
હરખી કર કોદંડ લઇ, ચઢાવ્યું બાણ કરાળ. ૭
અશુભ થાય ઉત્પાત બહુ, રૂએ શ્વાન ખર વ્યકત;
બોલે પંખિ અશુભ બહુ, આર્તવાણિ ઘણિ જકત. ૮
પ્રગટ ઘણા પેખાયછે, જ્યાં ત્યાં કેતુ અકાશ;
દશ દિશિ દાહ વછૂટિયો, અંતર સર્વ ઉદાસ. ૯
ચોગ પર્વ વણ રવિતણાં, ગ્રહણ થાયછે ઘોર;
અશુભ એવું કહું શું ગણી, જણાય ચારે કોર. ૧૦
મંદોદરિનું હૃદય તવ, બહુ થરરર કંપાય;
પ્રતિમા પૃથ્વીપર પડે, નેત્રે આંસુ ભરાય. ૧૧
વજ્રપાત અતિ થાયછે, પ્રલયવાયુ બહુ વાય;
ડગમગ ધરણી ડોલતી, જન મન સ્થીર ન થાય. ૧૨
વર્ષે વાદળ ચઢિ ચઢી, રૂધિર વાળ રજ માંસ,
અશુભ એવું કો ગણિ શકે, રાવણકેરો નાશ. ૧૩
અતિ ઉત્પાત વિલોકિ સુર, નર મુનિ સિધ્ધ સુજાણ;
વિકળ અવસ્થાએ ભણે, જય જય જય રઘુભાણ. ૧૪
સમય જાણિ શ્રીરઘુપતી, કર કોદંડ કરાળ;
ચઢાવિ બાણ ચઢાવિયાં, જાણ્યે મણિધરકાળ. ૧૫
તાણિ શ્રોતપર્યંત ધનુ, અતિ અંતર ધરિ રીશ;
મૂકયાં જોર કરી મહા, ગણિ શર એકત્રીશ. ૧૬
બાણ છુટયાં રઘુભાણનાં, જાણ્યે કાળ ફણીશ;
સુણો ઉમા તે સમય અતિ, કોપિત કૌશલધીશ. ૧૭

## રોળાવૃત.

એક શરે એ સમે, નાભિ શિશ શોષી લીધાં;
બીજા શરે સરોષ, સર્વ ભુજ ખંડન કીધા. ૧
શિર ભુજ લંઇને સંગ, ઉભય શર ચાલ્યાં જોરે;
શિર ભુજ વિના કબંધ, પૃથ્વીપર નાચે કોરે. ૨
ધડ પૃથ્વીપર ધસે, ધાય દળભણી સચોંપે;
બાણેં કરિ બે ભાગ, કર્યા રાઘવે સકોપે. ૩
ઘોરરવે કરિ ગાઢ, ગર્જના મરતી વારે;
"કયહાં રામ રણમાંય? મારૂં હું મ્હોકમ મારે? ૪
પડતાં ડોલી પૃથ્વી, ખળભળ્યા સાગર સાતે;
સ્થિર નદીયોનાં નીર, અચળ ચળ એ ઉતપાતે. ૫
દિગ્ગજ કરિ ચિકકાર, સભય ચોગરદમ ધાયે;
રવિરથ પામ્યો ક્ષોભ, સ્હોર ધ્વનિનો ન સમાયે. ૬
પડયો પૃથ્વીપર ધીબ, ભાગ બે થઇને ભારે;
હેઠ ચાંપિ કપિ ભાલુ, સુભટસમુદાય વધારે. ૭
મંદોદરિ આગળે, શીશ ભુજ મૂકી શાણાં;
ચાલ્યાં જ્યાં જગદીશ, શરો ભાથેજ સમાણાં. ૮
દેખી કૌતક એવું, દુંદુભી દેવ વગાડે;
"જય જય જય રઘુનાથ," પ્રભુને સુખ પમાડે. ૯
તેજ તેનું રઘુવરે, સમાવ્યું નિજમુખ સ્નેહે;
એવું દેખિ શિવ બ્રહ્મ, થયા બહુ પ્રફુલ્લ દેહે. ૧૦

જય ધ્વનિ સહુ બ્રહ્માંડ, ભરીપુરિ રહી અતીશે;
"જય રઘુનાયક રામ, પ્રબળ ભુજદંડો દીસે." ૧૧
સકળ સૂર મુનિવૃંદ, સુમન સ્નેહે વરસાવે;
"જય કૃપાળ જગદીશ, ભક્ત દુઃખહારી ભાવે." ૧૨

## ઝુલણા છંદ.

"જયતિ જય જગતપતિ, અમિત ગુણ બળ અમિત,
સુર સહિત સકળ વંદિત વડેરા;
"જય કૃપાઘન સઘન, દલન ખળ દૈત્યદળ,
મદ પ્રમથનાર મનુજાદકેરા.
"કારૂણિક શ્રીરમણ, હરણ દુખ કરણ સુખ,"
તરણતારણ વિદારણ વ્યથાના;
એમ સુર સિદ્ધ મુનિ, સર્વ ગંધર્વ ઉર,
હર્ષ પામ્યા સુખે સર્વથાના. ૧
સુભગ સમરાંગણે, અંગ અવધેશનું,
કોટિ કંદર્પનો દર્પ મોડે;
વીરરસમય વિભુ, સઘન ઘન વરણ વપુ,
કવચમાં કાય ના માય કોડે;
શિરજટા મુકુટ શુભ, મધુલ ફુલ મધ્ય મધ્ય,
મનહરણ નયનસુખપ્રદ પ્રમાણે;
નીલ પરવત ઉપર, દામની દ્યુતિ સહિત,
દિવ્ય તારા રહ્યા શોભિ જાણ્યે. ૨
દિવ્ય ભુજદંડ દ્વય, કઠણ કોદંડ શર,
ફેરવેછે દૃનિ તેનિ થાતી;
રક્ત છાંટા ઘણાં, શરિર શોભી રહ્યા,
કવિથી તેની ન ઉપમા કથાતી;
જેમ બહુ બેઠિયો, હોય લીલામણો,
તરૂ તમાલે મહા મોજમાંહે;
એહ શુભ રૂપતણા, વંદનિક ધન્ય જન,
શીવશંકર કહે મન ઉચ્છાહે. ૩

## દોહરા.

કૃપાદ્રષ્ટિની વૃષ્ટિ કરિ, હરિ મારે ધરિ હેત;
અભય કર્યા સુર સર્વને, "જય પ્રભુ કૃપાનિકેત. ૧
હૃદય હર્ષ કપિ ભાલુને, થયો તે ન થિર થાય;
હર્ષચમકસ્થિતિ તો પછી, કવિથી કયમ વરણાય? ૨
સુણો હવે તમ શૈલજા; રામચરિત્ર રસાળ;
શમન સર્વ સંતાપને, વિચારિ દ્રઢ ધર વાં'લ. ૩

જોયાં પતિ શિર જ્યાહરે, મંદોદરિએ નેત્ર;
ખસિ પડિ ધરણીપર વિકળ, મુર્ચ્છિત સતી પવિત્ર. ૪
અન્ય યુવતિયુથ રોતિયો, ઉઠી ધાતિ સઉદાસ;
તે સહુ ઉપાડિ તેહને, આણી રાવણપાસ. ૫
પતિગતિ દેખી પદમણી, મોઢ કરે પોકાર;
છુટે કેશ નહિં દેહનું, દિલમાં ભાન લગાર. ૬
છાતી કુટે બહુ વિધિ, રૂએ વખાણિ પ્રતાપ;
"હાય હાય મમ પ્રાણપતિ, આમ શું પોઢયા આપ?" ૭

## રાગ પરજ.

"અરે કોણ આદમી એવોર" એ ઢાળ,
"પતિ પ્રાણવલ્લભ મારારે, થયા શા હાલ તમારારે. ટેક.
"નાથ તમારા પ્રૌઢ પ્રબળથી, ધ્રુજતી ધરણી સદાય;"
"તેજ વિહીન અનળ શશિભાનુ,ઝાખા જગતને જણાય."
પતિ પ્રાણવલ્લભ. ૧
"શેષને કચ્છપ સહિ નવ શકતા, મસ્તક ઊપર ભાર;"
"તે તન આજ પડયું આમ પ્યારા, છેક બળી થઈ છાર."
પતિ પ્રાણવલ્લભ. ૨
"વરૂણ કુબેર પવન પાકશાસન,વીરતણા અન્ય વીર;"
"તેપણ રણ સન્મુખ થઈ તમથી,ધારી ન શકતા ધીર."
પતિ પ્રાણવલ્લભ. ૩
"નિજ બળથી કાળ જમ સરખાને,જીત્યા તમે રહિ ક્ષેમ;"
"તે પતિ આજ તમે અહિં પોઢયા,આમ અનાથની જેમ."
પતિ પ્રાણવલ્લભ. ૪
"પ્રાણપતિ તમકેરી પ્રભુતા, જક્ત પ્રખ્યાત જણાય;"
"સુત પરિજનનું બળ શાહસ્રાવધિ,જરૂર ન વરણ્યું જાય."
પતિ પ્રાણવલ્લભ. ૫
"રામવિમુખ થયે હાલ તમારા,આ'વા થયા પ્રભુ આજ;"
"રોનાર કુળમાં કોઈ રહ્યો ના, સર્વ મરાવ્યો સમાજ."
પતિ પ્રાણવલ્લભ ૬
"નાથ તમારા હાથમાં સરવે, વિધિપરપંચ સદાય;"
"સહુ દિગપાળો શીશ નમાવે, સભય રહિ મનમાંય."
પતિ પ્રાણવલ્લભ. ૭
"નાથ હવે તમ શિર ભુજાઓ,ખાશે વખાણી શિયાળ;"
"અનુચિત નહિં એ રામવિરોધીને,કંથજી પામ્યે કાળ."
પતિ પ્રાણવલ્લભ. ૮
"મૃત્યુવશે મારૂં કહ્યું નવ માન્યું,"વિરોધ શો પ્રભુસાથ;"
"સ્વામી ચરાચરને નર કરિને, માન્યો તમે મારાનાથ."
પતિ પ્રાણવલ્લભ. ૯

"નર કરી જાણ્યા નારાયણને, એજ પ્રથમ અનુચિત;"
"દૈત્યઅરણ્યદહન થયા પાવક, પોતે પ્રભુ ધરી પ્રીત."
પતિ પ્રાણવલ્લભ. ૧૦
"જેમને શિવ વિધિ સુરપતિ આદ, નમતા ધરી મન નેહ;"
"કરૂણાનિધિ એવા રામને આપે, ના ભજ્યા તામસદેહ."
પતિ પ્રાણવલ્લભ. ૧૧
"જન્મથીજ પરદ્રોહનિરત તમ, પાપપુંજમય દેહ;"
"તોય દીધું નિજધામ દયાળે, વેર ભાવે માની સ્નેહ;"
પતિ પ્રાણવલ્લભ. ૧૨
"નાથ અહો રઘુનાથ સમા કો કરૂણાતણા ભંડાર;"
"મુનિદુર્લભ ગતિ દીધી તમોને, અવગુણ ન ગણી અપાર."
પતિ પ્રાણવલ્લભ. ૧૩

"સર્વ મળી તમ સત્વર સંચરો, સખા વિભીષણ સાથે;"
"રાજ્યતિલક દેજો રૂડી રીતે,' રૂડું કહ્યું રઘુનાથે;
"તાત વચન પ્રમાણ કરવા, હું તો નગરમાં ન આવું;"
"મમ સરખાજ આ કપિવર લક્ષ્મણ, તેમને મોકલાવું." ૭
સત્વર સહિત અનંત કપિ સહુ, સુણી પ્રભુ વચનો ચાલ્યા;
તેમણે જઈ તિલક કર્યું ભરી, નેત્ર વિભીષણ ન્યાળ્યા;
સાદર સિંહાસનપર બેસાડયા, તિલક કર્યું પછી કોડે;
સ્તુતી કરી જય બંદિ બોલે, સર્વ નમી કર જોડે. ૮
સહિત વિભીષણ કપિવર સરવે, લેઈ લક્ષ્મણ નિજ સાથ;
આવ્યા હર્ષ ભર્યા સહુ હૈયે, રાજે જ્યાં રઘુનાથ;
સર્વ કપિને સ્નેહ કરીને, પ્રભુએ બોલાવી લીધા;
પ્રિય વચન કહી પ્રેમથી બહુ, સુખી સર્વને કીધા. ૯

## રાગ કેદારો.

મંદોદરીનાં વચનસુણીને, સુર મુનિ સિધ્ધ સુરેશ;
મનમાં સુખ માન્યું અધિક ત્યાં, હરખ્યા સર્વ વિશેષ;
શિવ વિરંચિ ને સનકાદિક, મુનિ પરમારથ વાદી જે;
લોચન ભરી રઘુપતિને વિલોકી, પ્રેમમગ્ન સહુ સુખી તે. ૧
રૂદન કરતી જોઈ નારી, સતી મંદોદરી શાણી;
દુખ થયું અતિ વિભીષણને મન, લોચન આવ્યાં પાણી;
બંધવની અવિલોકિ અવદશા, દુખિત થયો દિલ સોય;
"હા મમ બંધુ! રામ વિરોધે, કુળમાં ઉગર્યું ન કોય." ૨
વિભીષણકેરી સ્થીતિ વિલોકી, દિનમણિકુળ દિનેશ;
અનુજને કરી ઉચિત આજ્ઞા, "સમજાવો લંકેશ;"
તવ અનંતે અનેક વિધિએ, સમજાવ્યા લંકેશ;
"મિથ્યા વસ્તુનો શોક મિથ્યા, શાને કરોછો કલેશ?" ૩
એમ કહી ગ્રહિ બાંહ્ય ઉઠાડયા, વિભીષણને સહેત;
આવિયા બંને પછી જ્યાં, રાઘવ કૃપાનિકેત;
કરૂણા કૃપાનજરે ભરિ જોયું, સખા વિભીષણ સામું;
"શોક તજી ઉત્તરક્રિયા કરો, જેથી હું સુખ પામું." ૪
પ્રભુઆજ્ઞા શિશપર ધરિ સ્નેહે, ક્રિયા યથેચ્છ કરી ત્યાં;
વિધિવત દેશ સમય સમ સ્નેહે, ધીરજ મન ધરી ત્યાં;
મંદોદરી આદિક અબળાઓ, તિલાંજળી દઈ તેને;
ભવન ગમન કર્યું ગાતાં પ્રભુ ગુણ, સ્નેહે નમી સરવેને. ૫
આવીને ત્યાં વિભીષણે પછી, શીશ નમાવ્યું સપ્રેમ;
કૃપાસિંધુએ નિજ બંધવને, પાસ બોલાવ્યો સપ્રેમ;
"વીર તમે સુગ્રીવ અંગદ, નીળ નળ હનુમાન;"
"જામ્બુવાન ને ગય ગવાક્ષાદિ, મતિબળતેજનિધાન." ૬

## વસંત તિલકા છંદ.

કીધા સુખી સરવને કહિને સુવાણી,
"શત્રુ હણ્યો તમ બળે કહું શું વખાણી;"
"પામ્યો વિભીષણ અતી રૂડું રાજ્ય પ્યારો,"
"ત્રૈલોકમાં નિત નવો યશ એ તમારો." ૧
"કીર્તિ તમારી સહુની મમસોત ગાશે,"
"જે કોઈ જંન અતિ પ્રીતથી ને ઉલાસે;"
"સંસારસાગર અપાર પ્રયાસ પાખે,"
"જાશે જરૂર ઉતરી જંન સાભિલાખે." ૨
સુણી પ્રભુવચન શ્રેષ્ઠ કૃપા ભરેલાં,
ઊરે ધરાય નહિ વાનર હર્ષ ઘેલા;
સ્નેહે નમાવિ શિશ વાર બહુ સહુ ત્યાં,
ચર્ણાબ્જ પ્રેમથી ગ્રહ્યા પ્રભુના લહું ત્યાં. ૩
બોલાવિ લીધ પછિ મારૂતિ તેહ ઠામે,
"લંકાવિષે તું ઝટ જા" કહ્યું એવું રામે;
"સુણાવિને ખબર જાનકિને નિહાળી,"
"તેની લઈ કુશળતા ઝટ આવ ચાલી." ૪
આવ્યો તદા નગરમાં વીર વાયુજાયો,
સુણી નિશાચર નિશાચરિસાથ ધાયો;
પૂજા અનેક વિધિએ કરિ સુખમાને,
દેખાડી દીધ સહુએ જનકાત્મજાને. ૫
કીધો પ્રણામ કપિએ રહિ વેગળેથી,
વૈદેહિએય પ્રભુદૂતજ ઓળખેથી;
"હે તાત કે' કુશળ સાનુજ સૈન્ય સોતા?"
"શ્રીરામ શ્યામઘન સેવકદુઃખ ખોતા," ૬

"સર્વ વિધિ કુશળ કૌશલધીશ માડી,"
જીત્યો દશાશન રણે અતિ જે અનાડી;"
"પામ્યો વિભીષણ અવિચળ રાજ્ય પ્રાયે,"
સુણી કપી વચન હર્ષ ઉરે છવાયે. ૭
અત્યંત હર્ષ મન દેહ પ્રફુલ્લ પ્રેમે,
હર્ષાશ્રુ લોચન ખળ્યાં ન રહેજ કેમે;
વૈદેહિ ત્યાં વળિ વળી કપિને કહેછે.
"શું દેઉં વીર તુજને મન આસરેછે!" ૮
"ત્રૈલોક્યમાં નથિ કશી વીર વસ્ત એવી,'
"રૂડી વધામણિની વાણિ સમી શુ દેવી?"
"માતા સુણો અખિલ જકતનું રાજ આજે."
"સ્હેજે મને મળ્યું ન સંશય લેશ છાજે." ૯
"જીતી રણે રિપુ સસૈન્ય હવે રિતે એ,"
"પશ્યામિ સાનુજ નમામિ રમાપતીને,"
"હે સૂત સાંભળ સહુ સદગુણ તારે,"
"ઊરે વસો સતત આપવું એજ મારે." ૧૦
"રો' સાનુકૂળ કુળદીપ પ્રભુ સબંધુ;"
"તારા વડે વિરહ છૂટિશ દીનબંધુ,"
"તે યત્ન તું કર હવે વીર પ્રીતિપાત્ર,"
"જોઊં ભરી નયન કોમળ શ્યામગાત્ર." ૧૧

## દોહરા.

તવ હનુમંત ત્યહાં થકી, આવ્યો પ્રભુની પાસ;
સુણાવ્યું કુશળ સીતાતણું, હસતે મુખ સઉલાસ. ૧
સત્વર સુણિ સંદેશડો, રવિકુળદિનમણી રામ;
સુગ્રીવ વિભીષણને પછી, બોલાવ્યા તે ઠામ. ૨
"પવનાત્મજ સંગે તમે, જાઓ પુરમોઝાર;"
"સાદર વૈદેહી અહીં, લઈ આવો નિરધાર." ૩
તરત ગયા ત્યાં સકળ તે, સીતા જ્યાં આસીન;
સેવે વિનયથી સર્વ કો, દૈત્યણિઓ થઈ દીન. ૪
તરત વિભીષણે તેમને, શિખવાડી બહુ રીત ;
બહુ વિધ સ્નાન કરાવિયાં, સીતાજીને સપ્રીત. ૫
અલંકાર વિધવિધ વિધિ, પેરાવિયાં સપ્રેમ ;
પાલખિ સુંદર આણિ સજી, વદતી વદને ક્ષેમ. ૬
તેપર પૂરાણ હર્ષથી, ચઢિ વૈદેહિ ચતૂર;
સમરિ રામ સુખધામને, એ અવસર નિજ ઊર. ૭
જોવા જાનકી માતને, કપિ રિંછ ધાયા કોડ;
કોપિ રક્ષકો ખાળતા, હઠાવતા ધરિ હોડ. ૮
છડીદાર રખવાળ બહુ, ચોગરદમ ભરપૂર;
ચાલ્યા સરવે ચોંપથી, ઉજમ ઘણો નિજ ઊર. ૯
કહે રામ તવ કોડથાં, "કહ્યું મારૂં કરિ માન્ય;"
"પગે ચાલતી હે સખા, જનકસુતાને આણ." ૧૦
"જુએ કપી સહુ જનનિ સમ, જાનકિને આવાર;"
હસી કહ્યું એવું ત્યહાં, રઘુપતિએ નિરધાર. ૧૧
સુભગ વેણ પ્રભુનાં સુણી, હરખ્યા કપિ રિંછ ઊર;
પુષ્પવૃષ્ટિ થઈ નભથકી, સર્વ પ્રેમમય સૂર. ૧૨
ગયા હતા લક્ષ્મણ વને, સીતાને તે પ્રસંગ;
પ્રવેશ કરવા પાવકે, કહ્યું હતું શ્રીરંગ. ૧૩
આ પ્રતિબિંબ સીતા સમુ, રાખી મહિ વૈદેહિ;
સમાણિ હતિ પાવકવિષે, સમરી રામ સનેહિ. ૧૪
અગ્નિમાંની મુળ રૂપની, સીતા અતિ શોભીત;
ચિદાનંદઘન ન્હાયતે, કરવા પ્રગટ સપ્રીત. ૧૫
તે કારણ ત્રિભુવનપતી, કરૂણાધામ કૃપાળ;
કહ્યાં કશાં દુર્વચન મુખ, જાનકિને તે કાળ. ૧૬
સુણતાં દૈત્યણિયો સહુ, કરવા લાગી ખેદ;
જાણે નહિં મનમાં જરા, ભગવત મનનો ભેદ. ૧૭

## રાગ ચોપાઈ ત્રિતાળની.

સુણી પ્રભુનાં વચન સુખદાતા,ધરી શીશ સીતા જગમાતા;
વદી મન ક્રમ વચને પવિત્રા, વિશ્વમોહની ચારૂ ચરિત્રા.૧
"થાઓ લક્ષ્મણ ધર્મના બેલી,અગ્નિ પ્રગટ કરો તમ વ્હેલી;"
સુણીલક્ષ્મણસીતાનીવાણી,આંસુઓઘથીઆંખભરાણી. ૨
વિહુ ધર્મ ન્યાય સવિવેક, એવી મિશ્રિત વાણી છેક;
કરજોડિ ઊભા પ્રભુ સામે, કશું કહિ ન શકે નિજ હામે.૩
જોઈ પ્રભુ મરજીને સપ્રેમ, ધાયા લક્ષ્મણ તરતજ તેમ;
પ્રગટ પાવક કાષ્ટ ઘણેરાં, લાવ્યા ભરિ ભરીને વનકેરાં. ૪
જોઈ પ્રબળ અનળ સીતાને, કશો ભય ન ઊરે.હર્ષ માને;
"મન ક્રમ વચને સદાકાળ, મમઊર વસ્યા હો દયાળ." ૫
"તજી એમનું ધ્યાન હૃદાશું,મન ગયું જો ન હોય બીજાશું;"
"તો હે પાવક પરમ સુજાણ,સહુની ગતિ જ્ઞાતા તું પ્રણામ."૬
"મને થાજે શીતળ શ્રીખંડ, પાવક રૂપ તારૂં આ પ્રચંડ;"
સમરી પ્રભુપદ અનળે સુવેશ,શાણી સીતાએ કરિયો પ્રવેશ.૭
"જય કૌશલપતિ પૂર્ણ કામ, શિવવંદિત પદરજ રામ,"
લાગી જ્વાળા પ્રચંડ અતીશે, શીખા ગગન ગયેલી દીસે.૮
પ્રતિબિંબ ને લૌકિક આળ. બળ્યાં પાવકમાં તે કાળ;
પ્રભુ ચરિત્ર ન કોઇએ જાણ્યું.સુણો ઉમયા તે શું વખાણું.૯
સહુ સુર મુનિ સિદ્ધ સુજાણ, જુએ નેત્ર ઉભા એ પ્રમાણ,
પછી પાવકે વિપ્ર સ્વરૂપ, કર ગ્રહિ સત્ય સીતા અનૂપ.૧૦

વેદવિદિત રમા રઢિયાળી, સુર સહુનું શ્રે કરવા વાળી;
જયમ ક્ષિરનિધિ લેઈ રમાને, સોંપી રામને કર આણી દાને ૧૧
તેજ રામના વામ વિભાગે, શોભા પરમ મનોહર લાગે;
નવનીલકમળપાસ જાણ્યે, કળી કનકપંકજની પ્રમાણે. ૧૨
સુર વરસાવે ફૂલ રૂડેરાં, વાજે ગગન નિશાન ઘણેરાં;
ગાય કિન્નર અપસરા ગાન, નાચે તાનમાં ચઢિને વિમાન. ૧૩
પ્રભુ આજ્ઞા પામીને તેવારે. નમી માતલી સ્વર્ગે સિધારે;
આવ્યા દેવ સહુ સદા સ્વાર્થી, કહે વચન જાણ્યે પરમાર્થી. ૧૪

## રાગ પદ.

"બિગરી કોન સુધારો" એ ઢાળ.

શ્રીરઘુવીર શરીર શ્યામ ઘન, સઘન સમાન સુરેશરે,
દીનબંધુ કરૂણાસિંધુ હરિ, દીનવત્સળ રઘુરાયરે;
અહો દેવ કરિ દયા દેવપર, સુરગણ ગુણગણ ગાયરે.
શ્રીરઘુવીર. ૧
વિશ્વદ્રોહ સંદોહ નિરંત ખળ, અન્યાઈ અતિ કામીરે;
નિજ પાપે નિર્વંશ ગયો હરિ, અધર્મિ કુપંથગામીરે,
શ્રીરઘુવીર. ૨
સદા તમે સર્વજ્ઞ બ્રહ્મ જગ, અવિનાશી અવધેશરે;
સતત એકરસ સદા ઉદાસિન, સુરાવિંદ દિનેશરે,
શ્રીરઘુવીર. ૩
અકળનાથ નિર્ગુણ અજ અનવધિ, અનઘ અનામાય રામરે;
અતુંત પ્રચંડ શકિત કરૂણામય, શું ગણીએ ગુણગ્રામરે,
શ્રીરઘુવીર. ૪
મચ્છ કચ્છ વળિ વરાહરૂપ હરિ, નરહરિ વામનરૂપરે;
પરશુરામ તન પ્રચંડ રૂપ ધરિ, ભાગ્યો અતિ મદભૂપરે.
શ્રીરઘુવીર. ૫
દેવ સકળ જવ જવ દુખ પામે, અસુરથકી અસુરારીરે;
વિધવિધ તન ધરિ વા'ર કરી હરિ, ભગવત જનભય હારીરે.
શ્રીરઘુવીર. ૬
આ રાવણખળ મહા મલિન મન, સુરદ્રોહી સૌ રીતેરે;
કામ ક્રોધ મદ લોભનિરત અતિ, જગદીશ વણ કો જીતેરે?
શ્રીરઘુવીર. ૭
અધમશિર્ષમણિ અસુરાધીપ તે, તમપદ પામ્યો અંતરે;
એ અચરજ અમ દેવ સરવને, અંતરમાં અત્યંતરે.
શ્રીરઘુવીર. ૮
અમે પરમ અધિકારિ દેવ સહુ, તમપદકેરા ત્રિભુપતિરે;
સ્વાર્થવિવશ દશરથસુત તમતણિ, ભકિતવિસારિરહ્યાઅતિરે.
શ્રીરઘુવીર. ૯
પડયા નિરંતર ભવસાગરમાં, હવે અમે નિજહાથરે;
પાહિ પાહિ પ્રભુ ચરણશરણ લઈ, ઉગારજો રઘુનાથરે.
શ્રીરઘુવીર. ૧૦

## દોહરો.

સુર મુનિ વિનતી કરિ રહ્યા, પછિ વિરંચિ કરજોડ;
અતિ સપ્રેમ મન પ્રફુલ તન, કરતા સ્તુતી સકોડ. ૧

## મહિદ્દીપ છંદ.

જય કૃપાળ રામ સદા, સુખનિધાન સ્વામી,
કર ધનુષ્ય શર ધરેલ, સકળ હૃદયજામી;
ભવરૂપિ વારણવિદારણ, કોટિ કેશરી છો,
ગુણસમુદ્ર નીતિનાગર, સકળ કળા પ્રીછો. ૧
તન અનેક મદનછબી સમ દિપે સુરીતિ,
ગાય સિદ્ધ મુનિ કવિંદ્ર ગુણસમુહ પ્રીતિ;
યશ પવિત્ર રાયરાવણ સર્પપતિ અશુદ્ધે,
કોપ કરી ગરૂડની જયમ ઝાલિ લીધ યુદ્ધે. ૨
ભક્ત રંજનાર્થ ભંજનાર્થ શોક સ્નેહે,
નિખિલનાથ પ્રગટ પ્રાણનાથજી નરદેહે;
ક્રોધ વિગત સતત બોધમય તમે સુનામી;
રાગથી વિતરાગ મહાભાગ્ય રહે પામી. ૩
સુગુણસરિતનાથ[1] જન્મ અતિ ઉદાર રાજે,
ધરણિભારને ઉતારનાર જ્ઞાન ઝાઝે;
સર્વ વ્યાપ્ત અજ અનાદિ એક અપ્રમેય,
રામ હે નમામિ શિવ વિરંચિ ઇંદ્ર સેવ્ય. ૪
હંસ વંશના વિભૂષણ દૂષણહારિ દેવ,
દીન વિભીષણ કર્યો ભુપાળ માનિ સેવ;
સુગુણ જ્ઞાનના નિધાન અજ અમાન પોતે,
નિત્ય વાર અમિત હું નમામિ પ્રીત સોતે. ૫
અતિ પ્રચંડ ભૂજદંડ બળ પ્રતાપતામાં,
કુશળ કૌશલાપતિ ખળવૃંદ દંડવામાં;
રહિત હેતુ દીનવત્સળ જય ગરૂડગામી,
સહિત રમા ધામછબી રમાને નમામિ. ૬
છો સમર્થ ભવસમુદ્રપાર તારનારા,
દોષકોષહરણ જનતણા અપાર પ્યારા;
શર ધનુષ્ય શ્રેષ્ઠ સુભગ કટિ નિષંગધારી,
રકત કમળનયન નૃપશિરોમણી અધારિ. ૭
સુખનિધાન સુંદરાંગ પ્રભુ રમાવિહારી,
કામ ક્રોધ લોભ ગર્વ શમન જન વિચારી;

૧ સારાગુણના સાગર.

રહિત દોષ ને અખંડ તે હું ન્યાળું નેત્ર,
સર્વ રૂપ સ્વામિ ધન્ય વ્યાપક સર્વત્ર. ૮
વેદ એમ વરાણવેજ દંતકથા નોચે,
રવિ રવિપ્રભા ન ભિન્ન ભિન્ન જેમ હોયે;
કૃત્ય કૃત્ય સર્વ કપિ યદપિ પશૂ જાતી,
નિરખતા તમારૂં વદન પ્રીત ના સમાતી. ૯
ધિક્ક જીવન સુરશરીરધારિ હોય તોય,
ભક્તિવિના ભવવિષે ભુલા પડે જે કોય;
ખળસમૂહ ખંડનાર રમ્ય ક્ષમાધારી;
તમ પદાબ્જ શિવ ઉમાથિ સેવ્ય સુખકારી. ૧૦
નૃપશિરોમાણી દિયો વરદાન એજ રામ;
ચરાણુકમળ પ્રેમ દો સદાય સુખધામ;

## દોહરા.

વિનતી કરી વિરંચિએ, પ્રેમ પ્રફુલ નિજ કાય;
શોભામ્બુધિને નિરખતાં. લોચન નહીં ધરાય. ૧
તે અવસર આવ્યા ત્યહાં, દશરથ દેવશરીર,
પુત્ર વિલોકી પ્રેમનાં. નેત્રે આવ્યાં નીર. ૨
સાનુજ રામે તેમને. પ્રીતે કર્યો પ્રાણામ;
આશિર્વાદ દિધો તદા, મહિપતિએ તે ઠામ. ૩
"તાત સકળ તમ પુણ્યના. પૂરાણ પ્રૌઢ પ્રભાવ;"
"જીત્યો અજિત અસુરપતિ, જે અતિ ક્રૂર સ્વભાવ. ૪
સાંભળિ પુત્રવચન પરમ. ઉમગિ પ્રીત ઉરમાંય;
નેત્ર સજળ તન પ્રફુલ અતિ, કહું તે વરાણી કાંય. ૫
પિતાપ્રેમ અનુમાનિ ઉર, પ્રથમ રામ રઘુનાથ;
આપ્યું જ્ઞાન દ્રઢ તાતને, હેતે જોડ્યા હાથ. ૬
ભેદ ભક્તિ આણી હ્રદય, દશરથનૃપે ભવાનિ;
તેથી મોક્ષ ન પામિયા, વદિયા શંકર વાણિ. ૭
સગુણોપાસક વિશ્વમાં. મોક્ષ ન માગે મન;
નિજ ભક્તિ દે તેમને. જગદિશ ગણિ નિજ જન. ૮
વારંવાર પ્રણામ કરિ. પ્રભુને ચરણ સપ્રેમ;
ગયા હરખિ દશરથ પછી. સુરધામે તન ક્ષેમ. ૯
સાનુજ જાનકિ રઘુપતી, અતી કુશળ અવધેશ;
શોભા જોઈ હરખિ મન, સ્તુતી કરે સુરેશ. ૧૦

## વસંતતિલકા છંદ.

શોભાનિધાન જય રામ રમાવિહારી,
વિશ્રામદાયક તમે જનને અધારિ;
કોદંડ બાણ ભુજદંડવિષે વિરાજે;
ભાથો કટી પ્રબળતા સુપ્રતાપ છાજે. ૧
શ્રીરામચંદ્ર જય દૂષાણત્રીશિરારિ,
ને મર્દનાર રજનીચરયૂથ ધારી;
આ દુષ્ટ ઘોર હણિયો હરિ આપ હાથે.
સર્વે સનાથ સુરવૃંદ થયા નિરાંતે. ૨
હર્તા તમે ધરણિભાર અપાર સ્વામી,
ઊદાર શ્રેષ્ઠ મહિમા અતિ શ્રેષ્ઠ નામી;
શ્રીરામચંદ્ર જય રાવાણચંદ્રરાહ,
રોળ્યા રણે અસુર ઘોર અતી ઉછાહ. ૩
લંકેશ ગર્વિત ઘણો સ્વબળે સદાયે,
ગંધર્વ દેવ વશ કીધલ વિશ્વમાંહે;
મા'દુષ્ટ દ્રોહિ પરનો વળિ નીચ કામો,
પાપીષ્ટ તેજ ફળ આજ ખરેજ પામ્યો. ૪
સુણો હવે વિનતિ દીનદયાળ સ્વામી,
નેત્રો વિશાળ રઘુનંદન ઊરજામી;
ગર્વિષ્ટ જાણું હું ન કો જગ મારી જેવો,
જોઈ પદાબ્જ પ્રભુ ગર્વ હવે ન એવો. ૫
સર્વે ટળ્યો સમુળ ગર્વ દુખદ ઘણેરો,
રૂડો પ્રભાવ પ્રભુ એ તમ ચર્ણકેરો;
ધ્યાયે ભલેજ જન કો નિર્ગુણ જાણી,
જેને અગોપ કહિ વેદ રહે વખાણી. ૬
ભાવો મને અવધનાથ અનાથબંધુ.
શ્રીરામ જે સગુણબ્રહ્મ સ્વરૂપસિંધુ;
વૈદેહિ સાનુજ પ્રભુ મમઊરકેરૂ,
સ્નેહે કરી ઘર રહો સુખ એ વડેરૂ. ૭
જાણો મને જી નિજશેવક નાથ હાવે.
આપો રમારમાણ ભક્તિ તમારી ભાવે;
હે ત્રાસહારિ સુખદાયક શ્રેષ્ઠ સ્વામી,
શ્રીરામચંદ્ર સુખધામ પદે નમામિ. ૮
કંદર્પદર્પહર કોટિક કાન્તિ એવી,
સ્નેહે પ્રભુ તમતાણા રહું ચર્ણ સેવી;
દેવોતાણા હ્રદયરંજન દ્વંદ્વ[1] હર્વા,
ધાર્યું મનુષ્ય તન ભક્તનું ભદ્ર કર્વા. ૯
થોડી કરી સ્તુતિ ઘણી મન માનિ લેજો,
મારા ઉરે ધનુષ્યધારિ પ્રભુજી રેજો;
બ્રહ્માદિ શંકર અને સુરસેવ્ય સ્વામી;
શ્રીરામ કોમળ કૃપામય હે નમામિ. ૧૦

---
૧. રાગ, રોષ.

કહો શું કરૂં કરૂણાનિધિ? સુણિ પ્રિયવચન વિશેષ,
વદે દીનવત્સળ વિભુ, સતીને કહે મહેશ. ૨
"સાંભળ સુરપતિ અમતણા, કપિ ભાલુ યુધ ખેલ,"
"મરી પડયા રણભૂમીમાં, દૈત્યોએ મારેલ" ૩
"મમહિતમાટે તેમણે, પરભૂમી તજિયા પ્રાણ,"
"જીવાડો સહુને તમે, અહો સુરેશ સુજાણ." ૪
"સુણો ગરૂડ ગુણધામ આ, પ્રભુની વાણી અગાધ;"
"જાણે કો મુનિ જ્ઞાનિજન, સર્વ શિરોમણિ સાધ" ૫
"શકે જીવાડી મારિને, ત્રિભુવનને તતકાળ;"
"આતો માત્ર સુરેશને, દીધિ વડાઈ દયાળ." ૬
અમૃતઘન વરષાવિને, જીવાડયા કપિ ભાલુ;
હર્ષી ઉઠિ આવ્યા સહુ, જ્યાં અવધેશ કૃપાળુ. ૭
બેય કટકપર વૃષ્ટિ થઈ, અમૃતની અતિ સોય;
પણ જીવ્યા કપિ ભાલુઓ, નહિ રજનીચર કોય. ૮
કારણ રામાકાર મન, દૈત્યતણાં રણમાંય;
મુક્ત થયા ભવપાશથી, સંસૃતિ વ્યથા ન જ્યાંય. ૯
દેવઅંશિ કપિભાલુ સહુ, જીવ્યા સકળ જરૂર;
ઇચ્છા એ અવધેશની, પ્રતાપ પણ વળી પૂર. ૧૦
ઉમા! રામ સમ અન્ય કો, દીનશુભેચ્છક દેવ;
કર્યા મુક્ત સહુ દૈત્યને, તન તજાવિ તતખેવ. ૧૧
પાપપુંજકુંજર વડો, કામનિરત ખળ નેષ્ટ;
તે રાવણ ગતિ પામિયો, પામે જે મુનિશ્રેષ્ટ. ૧૨
ફૂલ વરષાવી તન પ્રફુલ, ચાલ્યા સરવે દેવ;
ચઢિ ચઢિ ચારૂ વિમાનમાં, ત્યહાંથકી તતખેવ. ૧૩
અવસર શુભ અવલોકિને, પરમ રમ્ય પ્રભુપાસ;
ઉમારમણ આવ્યા તહાં, જે અખિલ અવિનાશ. ૧૪
અતિ પ્રીતિએ કરજોડિ દ્વય, નેત્ર કમળ ભરિ વારિ;
પ્રફુલ દેહ ગદગદ ગિરા, વિનય કરે ત્રિપુરારિ. ૧૫

## શાર્દૂલવિક્રીડિત છંદ.

સુખાસીન પુરારિ નંદિપર છે, સંગે રૂડા મ્હા ગણો,
ગૌરાંગી અરધાંગ ગૌરિ દિપતી, જેનો મહિમા ઘણો;
કંઠે જામ્બુસમાન વીષ વિલસે, શોભાધિ સર્વોપરી,
માળા માનવમસ્તકોતણિ ગળે, હસ્તે ગ્રહી ખોપરી. ૧
સર્પાધીપ વિંટાયલા શ્રુતિ ગળે, ત્રિનેત્ર માથે જટા,
કુંદેંદુ કરપૂર ગૌર વરણા, છે વિશ્વમોહી છટા;
ચોળી શ્વેત વિભૂતિ અંગ અતિશે, દીસે મહા દીપતું,
વાગે છે ડમરૂ કરે ડિમિ ડિમી, શૃંગી ગળે શોભતું. ૨
રાજે છે મૃગચર્મ ચારૂ ચરણો, રાતા નવાંબુજશા,
ભક્તોની ઉર અજ્ઞતાહરણિ ભા, નખ્ખોતણી સોવશા;
ભારે ભૂષણ છે વિભૂતિ મણિનાં, ત્રીપુરરિપુતણાં,
હારે કાન્તિ શશાંકની મુખપ્રભા, જોતાં ન દીસે મણા. ૩
શોભે એવિરિતે અનંગઅરિ ત્યાં, કેવા સુણો તે કહું?
જાણ્યે શાંતરસે ધર્યું શરિર આ, તે રૂપ જોઈ રહું;
સ્વામી સ્નેહિ સખા રઘુપતિતણા, ત્રિકાળજ્ઞાતા વળી,
ઉમાનાથ અનાથનાથ ચરણે, પાયે પડું હું લળી. ૪

## દોહરા.

સ્વપ્રાવત લંકેશ કરિ, બેઠા કોશલધીશ;
સંગ ચાર ગંધર્વ ગણ, ગયા ત્યહાંજ ગિરીશ. ૧

## રાગપદ.

"બિગરી કોન સુધારે." (એઢાળ)

હંસવંશ અવતંસ ભૂપમણિ, મમરક્ષક રઘુલાલરે;
કર કોદંડ પ્રચંડ રૂચિર શર, ધર્તા જનપ્રતિપાળરે.
હંસવંશ અવતંસ. ૧
મોહરૂપી ઘન સઘન સર્વને, અનિલસમા છો રામરે;
સંશયવનને દહન અનળસમ, સુરમનરંજન શ્યામરે.
હંસવંશ અવતંસ. ૨
નિર્ગુણ સગુણ નાથ ગુણમંદિર, સુંદર અતિ સર્વેશરે;
ભયંકાર ભ્રમ અંધકારને, પ્રબળ પ્રતાપિ દિનેશરે.
હંસવંશ અવતંસ. ૩
માન ક્રોધ મદમતગજેંદ્રના, કેશરિસિંહ કૃપાળરે;
વસો નિરંતર મમમનવનમાં, પ્રબળ પ્રતાપ વિશાળરે.
હંસવંશ અવતંસ. ૪
વિષય મનોર્થ વિવિધ પ્રફુલ્લ અતિ, કમળ વિપિન કઈ કોટરે;
પ્રબળ હીમ તેમને તમેછો, સુકવનાર શરચોટરે.
હંસવંશ અવતંસ. ૫
ભવસાગરમંદ્રાચળપર વળિ, મંદ્રાચળતમ આપરે;
દુસ્તર સંસૃતિ નિવારનારા, તારનાર પણ આપરે.
હંસવંશ અવવંસ. ૭
ગાત્ર શ્યામ ઘન સઘન સમાને, લોચન કમળ વિશાળરે;
દીનબંધુ શરણાંગત દુખહર, સદાકાળ કરૂણાળરે.
હંસવંશ અવતંસ. ૭
સાનુજ જાનકિ નૃપચુડામણી, રામ નિરંતર આમરે;
વસો માહરા હૃદયની અંદર, સ્નેહે કરી સુખધામરે.
હંસવંશ અવતંસ. ૮

મુનિમનરંજન નાથ નિરંજન, મહિમંડળ ભૂષણછોરે ;
તમગુણગાયક કવિજનના તમ, ત્રાસ નિવારણપણછોરે.
હંસવંશ અવતંસ ૯
તિલક થશે તમને શુભ જ્યારે, અવધપુરીમાં નાથરે ;
આવિશ જોવા ચરિત્ર ઉત્તમ, આપતણું રઘુનાથરે.
હંસવંશ અવતંસ. ૧૦

## રાગદેશી.

વિનતી કરી જવ શિવ સિધાવ્યા, કોડથી કૈલાસ,
તવ રામ સમિપે આવિયા ત્યાં, વિભીષણ સઉલાસ ;
ચરણે નમાવી શિશ કહે પછિ, વાણિ મૃદુલ વિશેષ,
સુણજો વિનય સારંગધર કર, કૃપાનિધિ અવધેશ. ૧
"પ્રભુ કુશળધામ કૃપાળ આપે, મારિયો લંકેશ,"
"પાવન સુયશ ત્રિભુવન થયા અતિ,શકે વરણિ ન શેષ;"
"દીન મલિન હું હીન મતિનો, જાતિ હીન જરૂર,"
"તોપણ કૃપાકરી મારિપર અતિ, દુખ તજાવ્યું દૂર." ૨
"અવ અવધપતિ જનતણું ગૃહ, પાવન કરિયે પધારી"
"શુભ સ્નાન કરિયે જેથી રણશ્રમ, વિગત રમાવિહારી,"
"અવિલોકી રાજ્યનિધિ ભુવન શુભ,સંપદા શ્રીનાથ,"
"પ્રમુદિત હૃદય કપિ ભાલુઓને, દો હરી તમ હાથ" ૩
"પ્રભુ સર્વ રીતે આપનો કરિ, લો મને કરૂણાળ;"
"પછી મૂજ સહિત અવધપુરી ભણી, ચાલિયે તતકાળ;
સુણતાં વચન શેવકતણાં મૃદુ, દેવ દીનદયાળે,
અતિ પ્રીતિએ હર્ષાશ્રુ અતિશે, લોચનકમળ વિશાળે. ૪
"તુજ રાજ્યનિધિ ગૃહ સંપદા તે, મારૂં સહુ ગણું મન,"
"સુણ સત્યવાત સખા પ્રિયોત્તમ, પૂર્ણ યશ પાવંન;
"સંભારતાં પણ ભરતકેરી, દીનદશા હું વિયોગ,"
"એક નિમિષ તે શત કલ્પ સમ, જાયેજ મારી કુજોગ."૫
"તન દુર્બળુજ તપસ્વિવેશે, જપે જોગારૂઢ,"
"જઈ જોઉં તેને જતન કર તે, પાડ તારો પ્રૌઢ;"
"વળી વાયદો વીત્યે વિચરૂં જો, અવધપુરી ભણી ભ્રાત,"
"જીવતો ન પામું ભ્રાત ભરતજી, એજ મન ઉતપાત." ૬
સંભારતાં નિજ અનુજકેરી, પ્રીતિ અતિશે ઊર,
રોમાંચ તન નેત્રો સજળ યુગ, વિર્હદશા ભરપૂર;
"કરજે તું રાજ આ કલ્પભર મમ, સ્મરણ રાખી અંત,"
"પછિ ધામ પામિશ માહરૂં જ્યાં, જાય સર્વે સંત." ૭
સુણતાં વચન અવધેશનાં શુભ, વિભીષણ હર્ષીત,
ચરણે પડયો કરૂણાળુકેરે, ઉર સમાતિ ન પ્રીત;
કપિ ભાલુઓ સહુ હૃદય હર્ખ્યા, સુણી સુણી સંવાદ,
શ્રહિ રામચરણ વખાણતા ગુણ, વિમળ જેહ અનાદ. ૮
વિચર્યો વિભીષણ તે પછી નિજ, ભવન ગુણભંડાર;
મણિગણ અનેક સુવસ્ત્રકેરો, ભરિ વિમાને ભાર ;
લેઈ પુષ્પક રઘુવર આગે, મેલ્યું આણિ મહાન,
કૃપાસિંધુ બોલિયા તવ, મંદ હસિ ભગવાન. ૯
"ચઢિ વિમાને સુણ સખા તું, અહિંથિ જઈ આકાશ,"
"વૃષ્ટિ કર વસ્ત્રભૂષણતણી, હું પામીશ હુલાસ,"
એવું સુણી આકાશ જઇને, વિભીષણે તે વાર;
કરી વૃષ્ટિ પટભૂષણતણી સહુ, મગન મનમોઝાર. ૧૦
મન જેહ જેને ભાવિયું તે, લે કપી રીંછ શૂર,
મણિ લેઈ મુખમાં મેલિને પછિ, નાખિ દે કપિ દૂર ;
હસે જોઈ હરિ હરિચરિત્રો, સાનુજ સીતા સોત,
પ્રભુ પરમ કૌતકી નામ જેનું, ભવસમુદ્રે પોત. ૧૧

## રાગ મારૂની ચોપાઈ.

જેનું મુનિજનો ધ્યાન ન પામે, નેતિ નેતિ વેદ કહે તમામે;
કૃપાસિંધુ તે કપિઓ સંગાતે, કરે કોટી વિનોદ સુભાતે.૧
જોગ જપ તપ દાન અનેકે, નાનાવ્રત ને નિયમ સવિવેકે;
રામ ન કરે કૃપા તોય કેમે, જેવી કરતા કેવળ પ્રેમે. ૨
ભાલુ કપિ પટ ભૂષણ પામ્યા, પેરી પેરી આવ્યા પ્રભુ સામા;
વાઘો બાંધેલ કોઇએ શીશે, પાઘ કટિએ વિંટાળેલ દીસે.૩
લપેટયું જામે નિજ લંગૂર, રહી આકાશે હસતા સૂર ;
એવે વેશે જોઈ ભાલુ કીશ, હસે વળી વળી કૌશલધીશ.૪
સીતા લક્ષ્મણ ને સહુ કોઇ, હસે વેશ વિચિત્રજ જોઈ;
દયા ભાવે જુએ સહુ ભણી, કરૂણાળુ કૌશલધણી. ૫
બોલ્યા મધુર વચન નિજવદન,"સુણોભાલુકપીમતિસદન;"
"માર્યોરાવણમેરણાંગણમાં,એતમારાબળેજાણુંમનમાં."૬
"રાજ્ય તિલક કર્યું વિભીષણને,તેય તમબળ ધન્ય છે તમને,"
"નિજ નિજગૃહભણિસહુ કોય,હવે જાવો કહ્યું માની સોય"૭
"સદા સંભારજો મને મનમાં, નવડરશો કોથી નિજ તનમાં,"
સુણી વચન પ્રભુનાં રૂડેરાં, પરમવ્યાકુળ મન કપિકેરાં,૮
સાદર કરજોડી સરવે બોલ્યા,જાણયેલાજસાગર માંઝબોળ્યા;
"કશ જેહ તમે પ્રભુ આજે, તેહ સર્વ તમોને છાજે;" ૯
"અમને સુણી વચન સંદેહ,નાથ મનમાં થાય બહુ મોહ;"
"દીન જાણી કપિ સહુ કોને,કર્યા આપે સનાથજુઓને."૧૦
"તમ ત્રૈલોકપતિ સુરરાજ, રઘુનાથ ગરીબનિવાજ ;"
"સુણી આપવચન રચનાય,લાજે મરિયેઅમેમનમાંય."૧૧

'કદી શું લઘુમચ્છર કોડે? કરે સ્હાય ગરૂડનો સહોડે;?"
જોઈ રામની મરજી રૂડેરી, પ્રેમમગ્નદશા કપિકેરી. ૧૨
નહિં ઘરની ઇચ્છા કદિ કોને,, કપિ ભાલુચરિત્ર જુઓને;
પછી પ્રભુના પ્રેર્યા કપિ ભાલુ, રામ રૂપ ઉર રાખી કૃપાળુ.૧૩
ચાલ્યા સર્વ સહર્ષ વિષાદ, કરી વિનય ને પામી પ્રસાદ;
નળ નીળ સુગ્રીવ હનુમાન, વાળીપુત્રઅંગદજાંબુવાન. ૧૪
સવિભીષણ અવર સુભટ જે, પ્રેમવશ કશું કહિ ન શકે તે;
ભરી ભરી સનમુખ નિજ નેત્ર,ચીંતવે પ્રભુતન રૂપક્ષેત્ર. ૧૫
નેત્ર નિમિષ ટાળી તેવાર, ઉભા આજ્ઞા સુણવા ઉદાર;
"શું કહેશે પ્રભુ રઘુનાથ, રજા દેશે કે લેશે સાથ?" ૧૬

## દોહરો.

અધિક પ્રીતિ અવિલોકિને, તેહ સમે રઘુનાથ;
લિધા ચઢાવિ વિમાનમાં, સહુ તે ભટ નિજ સાથ. ૧
મનમાં વસિષ્ટપદવિમળ, શિશ નમાવ્યું શ્રીરામ;
ચલાવ્યું ઉત્તરદિશિ ભણી, વિમાન અતિ અભિરામ. ૨
થાય કુળાહુળ કોટિધા, વહિ ચાલતાં વિમાન;
જય જય જય રઘુવીર જય, સહુ કો કહે સુવાણ. ૩
સિંહાસન અતિ ઊંચ છે, મહા મનોહર તેહ.
બેઠા તેપર રઘુપતી, સીતા સહિત શુભ દેહ. ૪
રાજે છે રઘુરાજ શુભ, સહિત સલુણી સીત;
જાણે મેરૂશિખર ઉપર, તતિંબ મેઘ તડિત. ૫
વિમળ રૂચિર વૈમાન તે, ચાલ્યું જાય અતિ વેગ;
પુષ્પવૃષ્ટિ કરિ હર્ષિયા, સુર જયમ ચાતક મેઘ. ૬
અતિશય સુખદ ત્રિવિધ સમિર, ધિમિ ધિમિ દનિથી વાય;
સાગર નદીયોનાં સલિલ, નિર્મળ થયાં જણાય. ૭
સુકન થાય સુંદર ભલા, જતાં જતાં ચોપાસ;
મન પ્રસન્ન સહુનાં મહા, ને નિર્મળ આકાશ. ૮
કહે કૌશલાપતિ ત્યહાં. "જો જાનકિ રણ ભોમ;"
"અહિયાં હણિયો લક્ષ્મણે, ધનનાદને સજોમ," ૯
"અંગદ ને હનુમાનના, માર્યા અસુર અધીક;"
રણમાં પડિયા રડવડે, જો તું તે તજી બીક. ૧૦
"કુંભકર્ણ રાવણ ઉભય, સુરમુનિદુખદ સદાય;"
"અહિં હણિયા હરિવદનિ હે, જે નવ બિજે જીતાય."૧૧
"સેતુ બાંધ્યો અહિં સીતા, સ્થાપ્યા શિવ સુખધામ,"
સીતા સહિત રામે ત્યહાં, શિવને કર્યો પ્રમાણ. ૧૨
વચમાં જ્યાં જ્યાં રાઘવે, કર્યા વાસ વિશ્રામ;
સહુ બતાવ્યું વૈદહિને, કહિ કહિ સહુનાં નામ, ૧૩
ઉતાવળે ત્યાં આવિયું, વિમળ તેહ વૈમાન;
દંડકવન જ્યાં અતિઘણું, સહુથી શોભિતમાન. ૧૪
અગસ્તાદિ મુનિકુંજરો, વસે ત્યહાં કરિ વાસ;
ગયા સર્વના આશ્રમે. રઘુનાયક સઉલાસ. ૧૫
સહુ મુનિનાયક પાસથી, ઉચિત પામિ આશીષ;
ચિત્રકૂટ આવ્યા ચહી, ચઢિ વિમાન જગદીસ. ૧૬
ત્યાં સહુ ઋષિઓનો કર્યો, પ્રીતિ અતિ સંતોષ;
ચાલ્યું વિમાન ઉતાવળું, ત્યહાંથકી ગુણકોષ. ૧૭
પછિ રામે દેખાડિ ત્યાં, જાનકિને સઉમંગ;
સોહામણિ કળિમળહરણિ, યમુના સરિ સતરંગ. ૧૮
પછિ વિલોકિ જગપાવની, ગુણનિધાનિ શુભ ગંગ;
"કરો પ્રમાણ સીતા" કહે, રઘુપતિ તેહ પ્રસંગ. ૧૯
તીર્થરાજ દીઠા વળી, જગવિખ્યાત પ્રયાગ;
જોતાં જેને પાપ સહુ, પળાય કરિ તન ત્યાગ. ૨૦
અવિલોકી અવધેશ પછિ, ત્રિવેણિ પાવન તેહ;
હરણિશોક સુરલોકની, નિસરણિ નિર્મળ જેહ. ૨૧
"જુઓ જાનકી અવ તમે, નિર્મળ ભરિ નિજ નેત્ર;"
"અતિ પાવની અવધપુરી, જે મારૂં પ્રિય ક્ષેત્ર." ૨૨
"ત્રિવિધ તાપ ભવરોગને. નશાડનારી નેટ;"
"અતિ પ્રિય મને અવધપુરી, જયમ જનની નિજપેટ."૨૩
અવધપુરીને દૂરથી, સહીત સીતા રામ;
સજળ નેત્ર રોમાંચ તન, પ્રીતિ કર્યો પ્રણામ. ૨૪
વળિ વળિ હર્ષિત થાય વિભુ, વદન પ્રસન્ન વિશેષ;
જન્મભોમિને જોઇને, ઉમજ ભર્યા અવધેશ. ૨૫
પછિ પ્રભુ આવિ ત્રિવેણિમાં, સાદર કરિયું સ્નાન;
કપિઓ સહીત વિપ્રને, દીધાં વિધ વિધ દાન. ૨૬

## રાગ કેદારો.

પોતે કહ્યું પછી પવનાત્મજને, પ્રભુએ અધિક સપ્રેમ;
"વિપ્ર રૂપ ધરી અવધપુરીમાં, જા તું વેગે ક્ષેમ;"
"ભ્રાત ભરતને કુશળ અમારૂં, સ્નેહથી સંભળાવી;"
"લેઈ સમાચાર તેમના પાછો, ઉભો રહે અહિં આવી."૧
તરત પવનસુત ચાલતો થયો, સુણીને પ્રભુની વાણ;
ભરદ્વાજના આશ્રમે આવ્યા, રામ શ્યામ સુજાણ;
વિધ વિધ વિધિએ પૂજા કરી શુભ,મુનિએ પ્રભુની સપ્રીત;
સ્તુતી કરી કરજોડી વળી દીધી, આશિષ રૂડી રીત, ૨
મુનિપદ વંદન કરી રઘુનંદને, યુગ કર જોડી સનેહ,
ચઢિ પુષ્પક વૈમાન ચિદાનંદ, આલ્યા આગળ તેહ;

ગુહરાવતે અહિંસુણ્યું નિજ શ્રવણે,"આવ્યાપ્રભુઅવધેશ,"
"નાવ" નાવ" કહી માછી બોલાવ્યા,યુગસમવિતેનિમેષ.૩
ગંગ ઓળંઘિ વિમાન ચઢિ પ્રભુ, આવ્યા આણી તીર;
ઉતાર્યું ભૂમી વૈમાન ભલેરૂં. આજ્ઞા પામી રઘુવીર;
જાનકિએ તવ જાન્હવીને, પૂજી અધિક સપ્રીત;
પાય પડી કરી વિનતિ કોટિધા, સુણ ઉમયા શુભરીત. ૪
આપી આશિષ આનંદિત મને, ગંગાએ સીતાને;
"સુંદરી તારૂં અખંડ એવાતણા, રે'જો નિરંતર માને;"
આવ્યા સુણી ધાતો ધસમસતો, ગુહ પ્રેમવ્યાકુળ;
આવ્યો રામ સમીપ સનેહે, સુખસંકુલ વિપુલ. ૫
રઘુપતિને અવલોકી નજરે, સહિત સીતા સવિવેક;
ચરણકમળ ગ્રહી પૃથ્વી પડિયો, શુદ્ધિ તનની ન છેક;
પરમ પ્રીતિ નિષાદપતિનો, જોઈ મન રઘુનાથે;
હર્ષ ધરી હ્રદયાશુ ચાંપ્યો, ઉઠાડો નિજ હાથે. ૬

## હરિગીત છંદ.

ઉરલાવિ લીધ કૃપાનિધાન સુજાણ રામ રમાપતિ;
બેસાડિ છેક સમીપ પૂછી, કુશળ સૌ સુણ હે સતી;
અવિલોકિ સ્નેહ અપાર ગુહપતિ, ઉભય કર સંપુટ કરી;
વદતો વચન વદને રૂચિર અતિ,સ્નેહ અંતરમાં ધરી. ૧
"પ્રભુ ચર્ણકમળ વિલોકિ જે શિવ, સેવ્ય સુખદ સદાયછે;"
"કૂશળ હવે કૌશલપતી મમ, સર્વ વિધિથી સ્હાયછે;"
"સુખધામ પૂરણકામ રામ, રમારમણ ઘનશ્યામજી;"
'ચર્ણાબ્જરજશુંનમામિનિશદિન,સ્વામિશુભભક્તિસજી'૨
સહુપેર અધમ અપાર જગમાં, તે નિષાદ પ્રમોદથી ;
ઉર ચાંપિયો નિજ ભરતસમ ગણિ, કહું કૃપા તે શું કથી;?
એવા પ્રભુને મોહવશ થઈ, જન અભાગી ત્યાગિયા;
ગતિ કોણ અંતે મંદમતિ હે? સમજ કાંઈ અભાગિયા.૩
રઘુનાથરાવણ રણચરિત્ર પવિત્ર આ અતિશે દિસે ;
રતિપ્રદ સદા નિત ભાવથી ગાતાં રઘુવીર પદ વિષે;
કામાદિ દોષ નિવારનાર અપાર જ્ઞાન કરણ મુદા;
સુર સિધ્ધ મુનિવર મુદિતમન ગાયે ગુણો જેના સદા. ૪

## દોહરા.

યુદ્ધવિજય રઘુવીરનો, સુણશે સંત સુજાણ;
વિજય વિવેક વિભૂતિ નિત, દે તેને ભગવાન. ૧
આ કળિકાળ મલીન તન, મન કરિ જુઓ વિચાર;
રામ નામ તજી અન્ય કો, નથિ જનને આધાર. ૨
યુદ્ધકાંડમંડપ ઉપર, કવિતાલતા તમામ ;
ચઢાવિ રહ્યા ચતુર સુણો, રૂડો પ્રતાપ રામ. ૩
સહુ કવિજન પદકમળને, સ્નેહે નમાવું શીશ;
પંડિતને પાયે પડું, ઉચિત દિયે આશીષ. ૪
દ્રષ્ટિ ન કરશો દોષપર, જ્યમ અર્ભક પિતુમાત;
લાડ માનિ લે લક્ષધા, દોષતણું દિનરાત. ૫
ક્યાં પ્રભુયશ ક્યાં મંદમતિ! ક્યાં કંકર ક્યાં મેર!
ક્ષિરનિધિ ક્યાં છીલર ક્યહાં: સમાનતા શી પેર? ૬
એવું જાણિ અંતરવિષે, પ્રભુ ગુણ જોઈ પ્રમાણ;
આદર કરશો સાક્ષરા, નિજતાથી નિર્વાણ. ૭
શિવગૌરીપદ શિશ ધરી, પૂરણકૃપાપ્રસાદ ;
માગું વાણિ વિસ્તારનો, સરસ જેહનો સ્વાદ. ૮
વરદહસ્ત શિશપર ધરો, શેવક ગણિ શિવલાલ;
જય કૃપાળ શંકર પ્રભુ, દાનેશ્વરી દયાળ. ૯

**યુધ્ધકાંડ સમાપ્ત.**

॥ શ્રીગણેશાયનમઃ ॥

# ઉત્તરકાન્ડ પ્રારંભ.

## દ્રુતવિલંબિત છંદ.

મયુરકંઠ સમા ઘન રંગના, સુરચુડામણિ સુંદર અંગના;
ઉર દિપે ભૃગુલાંચ્છનતો ભલું, સુભગતાયુત વસ્ત્ર ધર્યું પિળું. ૧
કમળનેત્ર પ્રસન્ન મુખાકૃતી, શર ધનુષ્ય કરે દિપતાં અતી;
કપિસમૂહ, અનંતથી સેવ્યજે, જનકજાપતિ રાઘવ સ્તુત્ય તે. ૨
પ્રભુ સુખાસીન પુષ્પકમધ્ય જે, નિત નમામિ હું તે દીનબંધુને;
શુભચરિત્ર પવિત્ર અધીક છે, સુખદ જેહતણાં રમણીક છે. ૩

## શાર્દૂલવિક્રીડિત છંદ.

બ્રહ્મા શંકર સૂરવંદિત સદા, સર્વાર્થ દાતા તથા,
વૈદેહી કરકંજ સુંદરવડે, સેવાયલા સર્વથા;
ધ્યાતાના હૃદયાલિઓ[1] સમુહને, આધાર જેનો સદા,
એવા રામ પદારવિંદ શુભને, વંદુ હું સ્નેહે વડા. ૧

## ગીતિ.

કોમળ ડોલર ફૂલસમ, આલ્હાદક શશિસમાન શુભ હરને;
અભિષ્ટસદન ઉમાપતિ, સહુ સિધિદાતા નમામિ સ્મરહરને. ૧
કર્પુરગૌર વરણ વપુ, સદય હૃદય શિવ અશિવહર આપે;[2]
સુંદર કમળ ત્રિલોચન, ભજતાં અપવર્ગનું સદન આપે. ૨

## દોહરો.

નમિ હું નિખિલેશ્વરચરણ, આદરૂં ઉત્તર કાંડ;
મતિ દેજો રતિ તમપદે, માયા પતિ બ્રહ્માંડ. ૧
ઉત્તરકાંડકમળ વિષે, વાણીભ્રમરસમુદાય;
ગુંજારવ પ્રભુગુણતણું, કરવા પ્રવર્ત થાય. ૨
શ્રોતા શ્રવણધરી સુણો, એ રવ ભવભયહારિ;
સંસૃતિ મુક્ત સમૂળથી, વંદન રમાવિહારિ. ૩

## રાગ દેશી.

રહ્યો એક દિન જવ અવધિનો, દુઃખિત દિસે પુરલોકરે;
જ્યાં ત્યાં સકળ નરનારને, અંતર છવાયો શોકરે. ૧
સરરૂપ રામવિયોગ રવિએ, શોષી નાખ્યું શરીરરે;
ચિત ચટપટી બહુ થાય, શિદ હજી નાવિયા રઘુવીરરે. ૨
શુભ શુકન એવે સમય થાતાં, સકળ જન હરખાયરે;
પ્રભુ આગમન જાણે કહે, ત્યમ નગર રમ્ય જણાયરે. ૩
વળી માત કૌશલ્યાદિને મન, હર્ષ એવો હોયરે;
સીતા અનુજ લઈ રામ આવ્યા, કહેતું દીસે કોયરે. ૪
કર નયન જમણાં ભરતનાં તવ, ફરકે વારંવારરે;
આનંદ પામી વિચારવા તે, લાગ્યો મનમોંઝારરે. ૫
"દિન એક બાકી અવધિનોછે, રહ્યો એ નિરધારરે;
સમજે પ્રવેશ્યો શોકરૂપ અહિ, ભરતમનઆગારરે. ૬
"કારણ કવણ નવ કરિ કૃપા, અહિં આવિયા અસુરારીરે;"
"જાણી મને શઠ કુટિલ પ્રભુએ, મનથી મૂકયો વિસારીરે." ૭
"ધન ધન્ય! લક્ષ્મણભ્રાત રતિ તુજ, રામપદ જલજાતરે;"
"તું ભાગ્યશાળી સહુથકી, મતિ નિરખિ તુજ અવદાતરે." ૮
"જડ, કુટિલ, કપટી પરખી મુજને, નવ લિધો નિજ સંગરે;"
"સીતા ને લક્ષ્મણ સાથ લઈ, વન સંચર્યા શ્રીરંગરે." ૯
"મુજ મંદમતિની કરણિ ભણિ જો, જુએ જગદાધારરે;"
"શતકોટિ કલ્પ લગી મથે, નહિં આવશે નિસ્તારરે." ૧૦
"પણ જનતણા અવગુણ નથી, ગણતા તમે મન સ્વામીરે;"
"છે મૃદુલ અધિક સ્વભાવ, આરતબંધુ છો બહુનામીરે." ૧૧
"શુભ શુકન ચિન્હ નિહાળતાં છે, દ્રઢ મને વિશ્વાસરે;"
"જ્યમ ક્ષુધિતને સુરતરૂ મળે ત્યમ, મળશે શ્રી અવિનાશરે." ૧૨
"જો અવધ વીત્યે પીંડમાં, મુજ ટકી રે'શે પ્રાણરે;
"આ અવનિ માંહે અધમ બીજો, કવણ મુજ સમાનરે." ૧૩
રઘુવરવિરહસાગરવિષે, ડુબતાં ભરતને એમરે;
મળિયો પવનસુત વિપ્ર રૂપે, મળે નૌકા જેમરે. ૧૪
કરિ દર્ભ આસન ભરતને, બેઠો દિઠો હનુમંતરે;
શિર જટામુગટ વિરાજતો, કૃશ અંગ થયું અત્યંતરે. ૧૫
થયુ મલિન મુખપંકજ, શ્રવેછે નયન અશ્રુધારરે;
રસના અવર નવ રટે, કરતી રામ! રામ! ઉચારરે. ૧૬
હરખ્યો સમિરસુત દેખતાં, પુલકિત થઈ અતિકાયરે;
લોચનકમળથી અશ્રુકેરી, ધાર ત્યાં વહિ જાયરે. ૧૭

૧ હૃદયરૂપી ભમરા. ૨ પોતે.

સુખ માની મન પવનાત્મજે, ઉચર્યા વદનથી વેણરે;
રઘુવર અનુજપ્રતિ તે સમે શુભ, સુધાસમ સુખદેણરે. ૧૮

### વસંતતિલકા છંદ.

"જેના વિયોગ દુખથી દુખિયા રહોછો,"
"પ્રીતે અખંડ ગુણગ્રામ સદા જપોછો;"
"તે ભક્ત સાધુજન રક્ષક વિશ્વપ્રાણ,"
"આવ્યા પ્રભુ કુશળ જે રઘુકુળ ભાણ." ૧
"હોમ્યા રિપુ સકળને રણયજ્ઞમાંય,"
"જેની સુકીર્તિ સુર સર્વ મુખેથી ગાય;"
"સૌમિત્ર ને જનકજા લઈ નિજ સાથ,"
"આવે અહીં અખિલલોકતણાજ નાથ." ૨
એવાં સુણ્યાં વચન કૈકયિસૂત જ્યારે,
આનંદતો ઉરવિષે ન સમાય ત્યારે;
ભૂલ્યો સહુ ભરત અંતરકેરૂં દુઃખ,
પામે સુધા તૃષિત ને જ્યમ થાય સુખ. ૩
"છો કોણ ક્યાંથકી તમે અહિં ભ્રાત આવ્યા?"
"આ'વાં મને સુખદ જે વચનો સુણાવ્યાં;"
એવું વદ્યો ભરત અંતર પ્રીત આણી,"
ત્યારે વદે અનિલઆત્મજ જોડિ પાણી. ૪

### દોહરા.

"મારૂતસુત હનુમંત એ, જાણો મુજ અભિધાન;"
"દીનબંધુ રઘુનાથનો, કિંકર છઊં પ્રમાણ." ૧
સુણતાં ભેટયા ભરત તવ, ઉરમાં હર્ષ ન માય,
નયનકમળથી જળ ઝરે, થઈ પુલકિત અતિ કાય. ૨
"રે કપિ તુજ દર્શનથકી, થયાં સકળ દુખ નાશ;"
"મળ્યા રામ મુજને થયો. હૃદયે પ્રેમ પ્રકાશ." ૩
ફરિ ફરિ રઘુકુળતિલકની, પૂછિ કુશળની વાત;
"આ અવસર શું તુજને, અરપૂં હે મુજ ભ્રાત!" ૪
"આ સંદેશ સરોખડી, વસ્તુ નથી જગમાંય;"
"વિગતે કર્યો વિચાર પણ, જડે ન મુજને કાંય." ૫
"તુજ ઋણથી આ અવનિમાં, મુકત થવાને માટ;
"અધિક છઊં અસમર્થ તો, ઘડવો તે શો ઘાટ!" ૬
"શ્રીરઘુપતિકેરાં સકળ, વરણવ ચારૂ ચરિત્ર;"
"જે સુણતાં મુજ મલિન મન, થાએ પરમ પવિત્ર." ૭
તવ હનુમંત પ્રીતે નમ્યા, ભરતચરણજલજાત;
કહી સકળ રઘુનાથની, સુખદ રમ્ય ગુણગાથ. ૮
ભરત કહે "શું મૂજને, કોઈ સમય રઘુનાથ?"
"સંભારેછે દાસ ગણિ, વીર કહે તે વાત." ૯
પ્રેમ નિરખતાં ઉરવિષે, હરખ્યો પવનકુમાર;
વચન વિનિત કોમળ સુણી, મનમાં કર્યો વિચાર. ૧૦
"જેના નિજમુખ નિત કહે, ગુણગણ રઘુપતિ રામ;"
"તેહુ પરમ શુચિ ભરત ક્યમ, હોય ન સદગુણધામ?" ૧૧
એમ વિચારી ભરતને, ચરણે નામી શીશ;
ઉડી ઉમંગે આવિયો, જ્યાં બેઠા જગદીશ. ૧૨
કહી કથા સહુ કુશળની, જ્યાંછે રઘુકુળભાણ;
અવધ આવવા હરખથી, ચઢિયા પ્રભુ વૈમાન. ૧૩

### રાગ ચોપાઈ ત્રિતાળની.

પામી હર્ષ અધિક નિજ ઉરમાં. આવ્યા ભરતજી કોશલપુરમાં;
સમાચાર સરવ તે પ્રસંગે. સંભળાવ્યા ગુરૂને ઉમંગે. ૧
પછી જાણ કર્યું દરબારે, "પ્રભુ કુશળ નગરમાં પધારે;"
રજવાડે સહુ રાણીવાસ, સુણી વાત ધાયો સઉલાસ. ૨
કૌશલ્યાને સુમિત્રામાતા, સુણી વાત આ આનંદદાતા;
ઉઠી ધાયાં ઉરાનંદભેર, સુખ તે સતી કહું શીપેર! ૩
કહી પ્રભુની કુશળતા ભરતે, સમજાવી જનનિઓ સરવતે;
પ્રિય રામના વિરહે ઉદાસી, સમાચાર પામ્યા પુરવાસી. ૪
"આવે સાનુજ જાનકી રામ, કરી દેવોનાં પૂરણ કામ;"
નર નારીઓ આનંદભેર, ઉઠી ધાયાં સુણી એપેર. ૫
દધિ હળધર દર્ભ અનેક, ફળ ફૂલ તુળસીદળ છેક;
મંગળ વસ્તુઓ અન્ય અપારે, ભરી કનકથાળ કર ભારે. ૬
રૂડી રામા રૂપે હદવાળે, ચાલી ગાતી ઐરાવત ચાલે;
ધાય જે જ્યમ તે ત્યમ વેશ, ન રહે લેવા કોઈ નિદેશ[1]. ૭
તજી બાળક વૃધ્ધ પછાડી, જાય જોબનયુવતી અગાડી;
કોઈ કોઇનો ન કરે સંગ, પૂર્ણ ઉજમ ભરેલાં અંગ. ૮
પૂછે એક એક પ્રતિ એમ, "દીઠા રામ તમે કે" સપ્રેમ?"
"કહો કેટલેછે કરૂણાળુ? નેત્રપંથીને ક્યારે નિહાળું?" ૯
જાણી આવતા શ્રીજગદીશ, કુશળ ક્ષેમ શ્રી કોશલધીશ;
પાવન અવધપુરી શોભાધામ, થઇ તે અવસરમાં તમામ. ૧૦
સુખપ્રદની સરયુ અપાર, નીર નિર્મળ વહે નિરધાર;
શીતળ મંદ સુગંધી સમીર, વહે સુખદાયક જે શરીર. ૧૧
ગુરૂ પરિજન અનુજ ભૂસૂર[2], સર્વ હર્ષિત અતિ નિજ ઊર;
ચાલ્યાભરત એ સર્વ સહીત, પ્રભુ સનમુખ મન ધરી પ્રીત. ૧૨
ચઢી ચતુરાઓ મ્હેલ અટારી, નિરખે ગગન વિમાનને ધારી;
વેગદ્ધનિ સુણી મધુર અપાર, નજરે નિરખ્યું વળી નિરધાર. ૧૩

૧ આજ્ઞા. ૨ બ્રાહ્મણ.

સહુ કરતી સુમંગળ ગાન, ભાળી નેત્રપંથી ભગવાન;
સિંધુ અવધપુરી સુખકંદ, નિરખી રઘુપતિ પૂર્ણીમા ચંદ્ર. ૧૪
ઉલટયો મિલન મહોદાપર્વ, કરે કોળાહળ જન સર્વ;
જાણે તેજ તરંગ સમાન, સુણો મુનિ તપતેજનિધાન. ૧૫
રવિકૂળકમળ રવિ આવે, સુંદર પુરી કપિઓને બતાવે;
"અંગદસુગ્રીવલંકાધીપ" "આપણઆવ્યાઅયોધ્યાસમીપ."
"પાવન નગરી અયોધ્યા અતીશે, દેશસુંદરસૌથીઆ દીસે;"
"યદ્યપિ સહુ વૈકુંઠકેરાં, કરે વદને વખાણ ઘણેરાં." ૧૭
"વળી વેદ પુરાણ વિદીત, જાણે જગત બધુ શુભ રીત;"
"પણ અવધપુરી સમ તેહ, મને પ્રિય નહિં મન વચ દેહ." ૧૮
"આ પ્રસંગ જાણે જન કોક, સુખપ્રદ પુરી હરણી શોક;"
"મારીજન્મભોમીસોહામણી, શીશોભા કહું હુંતેતણી!" ૧૯
"ઉત્તરદિશાભાણી સુપવિત્ર, વહે સરયુનદી સુણો મિત્ર;"
"કરેસ્નાનજેજનસાભિલાષે, વિશ્વમાંથીતે વિના પ્રયાસે." ૨૦
"મમ સમિપ પામે તે વાસ, તેને સંસૃતિ દુખ સહુ નાશ;"
"મને પ્રાણપ્રિયોત્તમ બેશ, આ અવધપુરવાસી વિશેષ." ૨૧
"મમધામપ્રદાયની પૂરી, સુખરાશી વાસી ભાગ્યભૂરી;"
ઉર હર્ષ રખ્યા કપીશઅપાર, સુણીપ્રભુનીવાણીસુખકાર. ૨૨
કહેધન્ય "અયોદ્ધા" પ્રમાણી, "જેનેપ્રભુએશ્રીમુખવખાણી"
પુરવાસીનાં ભાગ્ય ઘણેરાં, જેને રામ ગણે પોતાકેરાં. ૨૩

## દોહરો.

"ધન્ય અવધપુરિ ધરણિમાં, વખાણી શ્રીમુખ રામ;"
હર્ષિત સહુ હૈયાવિશે, સુણો મુની મતિધામ. ૧

## રાગ મારૂ.

આવતા અવિલોકિયા સહુ, પ્રેમી બહુ પૂરલોક,
ગગનપંથે નેત્રપંથી ભાળી, આતુર જોતા અશોક;
નગર નિકટ અવધેશ આવ્યા, ભૂમી ઉતરાવ્યું વૈમાન,
જન્મભૂમીપર ધરતાં ચરણ નિજ, હૃદય અધિક હર્ષવાન. ૧
ઉતરી કહ્યું પછી પ્રભુએ પુષ્પકને, કુબેરપાસ જવાનું,
રામનું મોકલ્યું ચાલ્યું વૈમાન તે, તેજમાં તુલ્ય ભાનુ;
હર્ષ વિરહયુત ચાલ્યું વૈમાન તે, પુષ્પક નામ પ્રખ્યાત,
દુષ્ટસંગવિમુક્તથી હર્ષ, પ્રભુવિરહે દુખી જાત. ૨
ભરતસંગે આવિયા ત્યાં, પુરવાસી સહુકોઈ,
કૃશ શરીર શ્રી રઘુવરવિરહે, સામુ શકાય ન જોઈ;
વામદેવ વસિષ્ટ આદિક, મુનિકુંજરને કોડે,
જોઈ પ્રભુ ધનુબાણ મૂકી મહિ, યુગ કમળકર જોડે. ૩
ઉજમભર્યે ઉર અંતરજામી, દીધી દૃષ્ટ દયાળે,
ચરણકમળ ગ્રહ્યા ગુરૂ વસિષ્ટના, કોડથકી તે કાળે;
સાનુજ પુલકિત પ્રેમપૂર્વક, ગુરૂચરણપાથોજ,
ઉમા જુઓ સુવિનય પ્રભુનો જેના, પદ સેવે સુરમુનિ રોજ. ૪
ઉઠાડી આદરપૂર્વક ગુરૂએ, ભેટયા ગુરૂ ભગવાન,
કુશળતા પૂછી કુશળસદનની, મુનિરાયે નિરવાણ;
"આપ દયા અનુગ્રહથી અમારે, કુશળ છે સદાકાળ;"
"આજ મુખારવિંદ અવિલોકયું પછી, પૂછવું શું પ્રતિપાળ!" ૫
વિપ્ર સરવને શીશ નમાવ્યું, સ્નેહપૂર્વક શ્રીરંગે,
ધર્મ ધુરંધર રઘુકુળનાયક, પ્રેમ નિમગ્ન પ્રસંગે;
પ્રભુપદપંકજ બંધવ ભરતે, ધાઈ ગ્રહ્યા તજી ધીર;
શંકર સુર મુનિ શેષ વિરંચી, પ્રણામે જેને વીર. ૬
ઉઠાડયા ન ઉઠે કયમે કર્યા, વિરહસંભવદુખ વામે;
બળાત્કારે આપ્તબંધવને, ઉઠાડી ઉર લીધ રામે;
ઘનશ્યામલ તન પુલકિત પ્રીતે, હર્ષ સમાય ન ઊર;
નવામ્બુજ લોચન હર્ષાશ્રુ, ઉલટયાં ઉદધી પૂર. ૭
મિલનદિનેશની ઉષ્ણતાએ, હૈયે વિરહ થર હીમ;
ઉકળી ચાલ્યું નેત્રનીકેથી, શી કહું તેની સીમ;?
રોમાવળી લીલીછમ કરતું ગયું, નેત્રનીકનું નીર;
પ્રેમાંકૂર ભરપૂર પ્રગટયો, સ્નેહ નિમગ્ન શરીર. ૮
બાથ ભીડી લઘુ ભરતબંધવને, ચાંપી હૃદયમાં સપ્રેમ;
મળિયા ત્રિભુવનપતિ તે અવસર, ન રહ્યો કાંઈ નેમ;
મળતાં રાઘવ નિજ બંધવને, શોભે કેવા સાર;
ઉપમા કથી નવ જાતી મારાથી, અગમ કે'વું અપાર. ૯
પ્રેમ ને શૃંગાર તનધરી, જાણે મળેછે જરૂર;
સુંદર શોભિતમાન ઉભયછે, ઉજમ ભર્યાં વળી ઊર;
પૂછે પછી કૃપાસાગર કૂશળ, ભરતબંધવને સભાવ;
વેગે મુખમાં વચન ન આવે, લેતાં મિલનનો લાવ. ૧૦
સુણ ઉમા તે અવસરનું સુખ, મન વચનથી નિરાળુ;
જે જન પામે તેય ન કહિ શકે, તો સંદેહ શો ટાળું?
"સુણો કૃપાનિધિ" કર સંપુટ કરી, ભાઇ ભરત કહેછે;
"આર્તજન જાણી મને દિધ, દર્શન કૂશળ હવેછે." ૧૧
"બૂડતો મને વિરહવારિધિથી, કાઢી કર ગ્રહી લીધો;"
"જાણુંછું મારો જગદીશ આપે, જન્મ કૃતારથ કીધો;"
"સુખ સકળ મળ્યાં આજ મને તો, દુધે વરસ્યા મેહ;"
"આનંદ મારૂં અંતઃકરણ અતિ, સ્વામીતણોજોઇસ્નેહ." ૧૨

## દોહરા.

હરખી પછિ હૈયાવિશે, હંસવંશસરહંસ;
ઉર ચાંપી શત્રુઘ્નને, મળિયા નૃપઅવતંસ. ૧

લક્ષ્મણજી૧ ઉર લલકિને, મળ્યા ભરતને તર્ત;
પ્રેમ ન હૃદય સમાય તે, જોતાં એકી શર્ત. ૨
શત્રુઘ્નને સપ્રેમથી, ભેટયા લક્ષ્મણ લાલ;
વિયોગસંભવ દુખ દુસહ, તરત નાશ તે કાળ. ૩
સીતાચરણસરોજમાં, સાનુજ ભરત સનેહ;
શિર નમાવિ સુખ પામિયા, દિવ્ય પ્રફુલ્લિત દેહ. ૪
અવિલોકી અવિનાશને, હરખ્યા સહુ પુરલોક;
વિયોગસંભવવિપત સહુ, શમિયો વળિ સહુ શોક. ૫
પ્રેમાતુર પુરલોકને, જોઈ બહુ જગદીશ;
કૌતુક કર્યું કૃપાળુએ, મ્હામતિ સુણો મુનીશ. ૬
પ્રગટ સ્વરૂપ કરિને અધિક, તે અવસર તતકાળ;
યથાયોગ્ય સહુને મળ્યા, કૃપાધામ રઘુલાલ. ૭
કૃપાદ્રષ્ટિએ રઘુવરે, અવિલોકી સહુ લોક;
કર્યા નિરંતર સુખિ સહુ, અંતર તથા અશોક. ૮
ક્ષણમાત્રમાં ખરારિ પ્રભુ, સહુને મળ્યા સપ્રીત;
ઉમા મર્મ આ કોઈએ, જાણ્યો નહીં અજીત. ૯
સહુને એમ સુખી કરી, કોટિ કામ ઘનશ્યામ;
આગળ ચાલ્યા અવધપતિ, રૂપ શીળગુણધામ. ૧૦
અવિલોકી દુર આવતા, રઘુવરને તન ક્ષેમ;
કૌશલ્યાદિક જનનિઓ, સહુ દોડિયો સપ્રેમ. ૧૧
વિલોકિને જ્યમ વચ્છને, ધેનુ ધાય તજી ધીર;
પ્રફુલ દેહ ત્યમ જનનિઓ, મળવાને રઘુવીર. ૧૨
ઘેર તજી નિજ વચ્છને, ચરવા વનમાં ચાર;
પરાધીન ધેનુ ગઈ, પણ મન વછમોઝાર. ૧૩
સૂર્ય આથમ્યે તે પછી, સ્તન શ્રવતે ઘર તાકિ;
ભાં શબ્દ દોડતિ અતી, વચ્છમિલન અભિલાખિ. ૧૪
એમ સપ્રેમે માત સહુ, આવીઆળિ એ વાર;
પ્રભુ ભેટયા પૂરણ પ્રીતે, કહિ મૃદુવચન અપાર. ૧૫
વિષમવિયોગજનિતવ્યથા, પામી નાશ પ્રમાણ;
હર્ષ થયો અતિશે ઉરે, સુખ અગણિત લે જાણ. ૧૬

## ભુજંગી છંદ.

મળી પુત્રને પૂર્ણ પ્રેમે સુમિત્રા;
પ્રભુચર્ણપ્રેમી પિછાની પવિત્રા;
મળે રામને કૈકયી સંકુચાતી;
વિલોકી વિવેકી પ્રભુને લજાતી; ૧
મળ્યા ઇંદ્રજીતારિ સૌ દુઃખ વામી;
અતી હર્ષ પામ્યા સુઆશીષ પામી;
મળે કૈકયી માતને વાર વારે,
નથી ઊરનો ક્ષોભ જાતો લગારે. ૨
મળ્યાં સાસુ સૌને વળી જાનકીજી,
પ્રીતે પાયલાગી રહ્યાં સર્વ રીઝી;
ઉઠાડી ઉરે લેઈ આશીષ દેછે,
રૂડા તેહ મેળાપનું સુખ લેછે. ૩
પુછી કુશળાઈ કહે "પાય પેખી,"
સહુ સાસુ આશીષ દે શીળ દેખી;
"રહેજે સદાએ તું સૌભાગ્યવંતી,"
"થજે વીરમાતા[1] સીતા શીળવંતી." ૪
સહુ રામચર્ણાબ્જ નેત્રે નિહાળે,
મિછી સૂસમો નેત્રનાં નીર ખાળે;
રૂડા હેમથાળે ઉરે પૂર્ણ પ્યારે,
રૂડા આર્તહર્તાની આર્તી ઉતારે. ૫
પ્રભુગાત્ર ન્યાળે સહુ વાર વારે,
લિયે વારણાં સર્વ નાના પ્રકારે;
નિછાવર નાનાપ્રકારે કરેછે,
મહાનંદ ઊરે ભલેરો ભરેછે. ૬
જુએ રામને કૌશલ્યા વારવારે,
રણક્ષેત્રમાં ધીર જે પુત્ર ભારે;
"અતીશે સકુમાર એ બાળ મારા,"
"મુઆ દૈત્ય તો મ્હાબળી ને નઠારા." ૭
વિચારે ઉરે વારવારે મયાથી,
"હણ્યો શી રિતે લંકભૂનાયભાથી?"
વધી એમ વાત્સલ્યતા કૌશલ્યાને,
નહીં પ્રીતિ કો માની પ્રીતિ સમાને. ૮
વિલોકે પ્રભુને શ્રી સાનુજ માતા,
પુરાનંદમાં મગ્ન વીરમજાતા;
પરીપૂર્ણ પ્રેમે પ્રફુલિત્ત કાયા,
ન વર્ણી શકે કો કવિ માની માયા. ૯

## રાગ ધનાશ્રી.

લંકપતિ કપિરાય નળ નીળ, અંગદ શુભ શરીરજી;
ઋક્ષપ હનુમાનાદિક સરવે, વીર વાનર ધીરજી.
તેમણે ધરી પરમ મનોહર, તે અવસર નરદેહજી;
શી કહું શોભા સુરઅંશીઓની, તારૂણી સતી તેહજી. ૧
ભરત સમા સહુ ભાવિક મનના, સ્નેહ શીળવ્રતયૂતજી;
સાદર સહુનો રઘુપતિ ચરણે, પ્રેમ અતિ અદભૂતજી;

૧ લક્ષ્મણ.

[1] વીરપુત્રને જન્મ આપનારી.

જોઈ પુરનરનારિયોતણી, રીતિ નીતિ વિવેકજી;
સકળ વખાણે કહે "પ્રભુપદ, પ્રીતિ ધન્ય સટેકજી." ૨
કપિ ઋક્ષપ લંકેશ આદિક, પ્રાણસખાઓને પ્રીતિજી;
નિજ સમીપ બોલાવ્યા રામે, વદુ હવે વરણવી તેજી;
મુનિપદ લાગવું શિખવાડયું સૌને, નમન કર્યું બહુ નેહજી;
મુનિપણ આશિષ દઈ અતીશે, પૂર્ણ પ્રફુલ્લિત દેહજી. ૩
સર્વને તવ રઘુપતિ કે'છે, "સુણો સખા મમ વાણજી;"
"ગુરૂ વસિષ્ઠજી આ અમારા, કુળપૂજ્ય પ્રમાણજી,".
"એમની શુભ પૂર્ણ કૃપાએ, આપણે રણાંગણમાંજી,"
"દૈત્યપતિ પરિવાર સહિત તે, માર્યો જાણજો મનમાંજી."૪
મુનિ પ્રત્યેકહે "હે મુનિ નાયક! સુણજો શેવકવાણજી;"
"સર્વ આ મમ પ્રાણસખાછે, દુખભાગી દુખજાણજી;"
"રણસાગરમાં વ્હાણરૂપે મને, એહ થયા મુનિનાથજી;"
"ઉઋણીયો નહીં એમનો કદી. વિચારતાં મન સાથજી."૫
"મમહિત માટે એહ બધા નિજ, જન્મ હાર્યા જગતમાંજી,"
"ભરતથીય મને વલ્લભ અતિશે, એ સહુ અંતરગતમાંજી,"
સાંભળી પ્રભુ વચન સગર્ભિત[1], મગ્ન થયા સહુ મનમાંજી,
પ્રગટે પળ પળ સુખ નવું શુભ, નાવે તે વરણનમાંજી. ૬
કૌશલ્યાના ચરણ કમળમાં, સર્વે નમાવ્યું શીશજી;
જકતપતિની જનની દિયે તવ, ઉજમભેર આશીષજી;
"તમે મને મારા રામ સરખા, વલ્લભ લાગો વિશેષજી;
"સેવા કરી મારા પુત્રની પ્રેમે, સંગે રહીને હમેશજી." ૭

## રાગ પરજ.

"તારૂં ગોકુળ જોવાને આવરે." એ રાગ.

સીતા સાનુજ કુશળ ક્ષેમેરે, પ્રભુ પુરમાં પધારે;
પુરવાસી નિરખતાં સપ્રેમરે, પ્રભુ પુરમાં પધારે. ટેક-
અમર રહી આકાશથીરે, વરસાવે પુષ્પ વિશેષ;
ગુરૂખે ચઢી પ્રભુને જુએરે, પુર નર નારિયો શુભ વેશરે.
પ્રભુ પુરમાં પધારે. ૧
વિચિત્ર કળશ સોવર્ણનારે, સજી સજી ધરિયા દ્વાર;
રચના જોતાં રળિયામણીરે, લાગે લઘુ સુરપુર નિરધારરે.
પ્રભુ પુરમાં પધારે. ૨
ચિત્તહરણ બાંધ્યાં તોરણોરે, ફરહરે કેતુ પતાક;
મંગળ કારણ સૌ જનેરે, બનાવેલ વિચિત્ર અથાકરે.
પ્રભુ પુરમાં પધારે. ૩
શેરીઓ સર્વ સુગંધીએરે, સિંચાવીઓછે સપ્રીત;
મોતિએ ચોક પૂરાવિયારે, સૌ પ્રકાર અપાર શોભીતરે.
પ્રભુ પુરમાં પધારે. ૪
મંગળસાજ સજ્યો બહુરે, વરણવું કોણ પ્રકાર?;
વિવિધ વાજાં લાગ્યાં વાગવારે, શોભા નવલ નગર મોઝારરે.
પ્રભુ પુરમાં પધારે. ૫
જ્યાં ત્યાં નગરની જુવતિયોરે, કરતી નિછાવર કોટ;
આશિષ દઈ અવધેશનેરે, ઉર હર્ષ ભરેછે મોટરે.
પ્રભુ પુરમાં પધારે. ૬
કંચન થાળમાં સૌ ભરીરે, આરતી દ્રવ્ય અપાર;
ગાતી યુવતિયો અતિઘણીરે, સ્વર મધુરતાણી તે વારરે.
પ્રભુ પુરમાં પધારે. ૭
આરતિહરની ઉજમ ભરીરે, આરતી કરતી સકોડ;
રઘુકુળપુંગવ રામનીરે, વળી ઊભી રહે કર જોડરે.
પ્રભુ પુરમાં પધારે. ૮
શોભા નગરની સોહામણીરે, સંપતિ વળિ કલ્યાણ;
શેષ નિગમ ને શારદારે, વારૂ નિજમુખ્ય કરતાં વખાણરે.
પ્રભુ પુરમાં પધારે. ૯
તેય વિચિત્રતા જોઈ આરે, દિલથઈ રહે દિગમૂઢ;
તોપછી નરકોણ પેરથીરે, હે ઉમા કહે તે ગુણ ગૂઢરે.
પ્રભુ પુરમાં પધારે. ૧૦

## દોહરા.

પ્રમદા કુંમદનિ અવધ સર, રામવિરહ રવિવૃંદ;
આથમતાં પ્રફુલિત, નિરખિ, રામ પૂર્ણિમા ચંદ્ર. ૧
થાય શુકન શુભ બહુ વિધિ, વાગે અભ્ર નિશાન;
પુરવાસિને સનાથ કરિ, ભવન ગયા ભગવાન. ૨
પ્રભુએ જાણ્યું "કૈકયી, પામિ લાજ સંકોચ;"
પ્રથમ તેથી તેને ભવન, ગયા વિમોચન શોચ. ૩
તેને દઈ પ્રબોધ શુભ, સુખ ઉપજાવી અપાર;
પછિ નિજ સદન પધારિયા, ઉમયા રામ ઉદાર. ૪
કૃપાસિંધુ જવ કોડથી, ગયા ભુવન ગુણધામ;
સુખી થયાં સહસ્રવિધ, પુર નર નાર તમામ. ૫
ગુરૂ વસિષ્ઠ ગુણધામ જે, તેડાવ્યા મહિસૂર;
"આજ સુઘડિ શુભ દિન સુખદ, કહ્યું હર્ષિ નિજ ઊર. ૬
"માટે જો દ્વિજ સૌ મળી, આજ્ઞા દિયો સહર્ષ;"
"સિંહાસન બેસે પ્રભુ, તમ પદ રજ ધરિ શિર્ષ." ૭
સવિનય મુનિવસિષ્ઠનાં, વચનો રમ્ય વિશેષ;
સુણતાં સહુ મહિસૂરને, ગમ્યાં ઘણાંજ ખગેશ. ૮

---
૧. તાત્પર્યયુત.

કોમળ વચન કહે મુખે. વિપ્ર અનેક સપ્રીત;
"રામ રાજ્યઅભિષેક તે, જગ અભિરામ ખચીત." ૯
"હવે મહા મુનિરાયજી, કરો વિલંબ ન કાંય;"
"તિલક રઘુકુળતિલકને, કરો હર્ષિ મનમાંય." ૧૦
સુણી સાનુકુળ વચન શુભ, સુમંત્ર તેડી પાસ;
વસિષ્ઠમુનિએ કહ્યું તદા, સજવા સાજ વિલાસ. ૧૧
સુણિ ચાલ્યો શિરનામિ તે, સજીઆ સર્વે સાજ ;
ગજ રથ અશ્વ ઘણા વળી, સજાવિયા સુખસાજ. ૧૨
મંગળ સામગ્રી સકળ, લેવા માટ ઘણાક;
દૂત મોકલ્યા જ્યાં ત્યહાં, વિનય ભરી કહિ વાક.૧ ૧૩
સકળ વસ્તુ લઈ આવિને, મુનિપદ નામ્યું શીશ;
દેવ સર્વ આકાશથી, કે' "જય કોશલધીશ. ૧૪
અતિ શણગારી અવધપુરી, શોભા કહિ ન શકાય;
પૂષ્પવૃષ્ટિ દેવો કરે, જય ધ્વનિ જુગતે થાય. ૧૫

સત્વર સિંહાસન મંગાવ્યું, દિવ્ય તેજ તરણિ તુલ્ય કા'વ્યું;
સહુ વિપ્રને નામી શીશ. સુખાસીન તેપર જગદીશ. ૧૨
સીતા સહિતછે શોભીત કાય, જોઈ હરખ્યો મુનિસમુદાય;
વેદમંત્ર ઊચારે ભૂસૂર, ધ્વનિ તેનો સકળ ભરપૂર. ૧૩
જય જયતિ જયતિ જગદીશ, મુનિ વિપ્ર વદેછે આશીષ;
કર્યું પ્રથમ તિલક દ્વિજાધીશે૧, રઘુકૂળતિલકને વસિષ્ઠે. ૧૪
પછી સર્વ વિપ્રોને સપ્રીત, કહ્યું કરવા તિલક ત્યાં ઉચિત ;
જોઈ પુત્ર નેત્રાનંદદાતા, ઉર હરખ્યાં કૌશલ્યાદિ માતા.૧૫
અતિ ઉજમ ભર્યા વારવારે, આર્તહરણની આરતી ઉતારે ;
દીધાં દાન વિપ્રોને અનેક, હય હાથી ધેનુ સવિવેક. ૧૬
કર્યા યાચકજન અયાચક, પ્રભુ પાટ બેઠા જે તક;
જોઈ સિંહાસનપર સ્નેહે, દેવ મગન પ્રફુલ્લિત દેહે. ૧૭
દીધા દુંદુભિએ ઘણા ઘાવ, લેવા દુર્લભ જગથી લાવ;
તે સમે સુખ શોભાજેહ, શું હું વરણવી કહું બહુ તેહ?૧૮

## રાગ ચોપાઈ ત્રિતાળનો,

રામચંદ્રે બોલાવી દાસ, કરી આજ્ઞા ઉચિત સઉલાસ;
"મારા પ્રાણસખાઓને પે'લા, નવરાવો તમે જઈ વે'લા."૧
સુણતાં વચનો રઘુવર મૂખ, ધાયા શેવક જ્યાં ત્યાં સમુખ.
સુગ્રીવાદિ સરવને સમાન, ઉષ્ણ જળથી કરાવ્યાં સ્નાન.૨
પછી કરૂણાનિધિ અવધેશે, તરત ભરતને તેડાવ્યા હોંસે;
નિજ હાથે જટા છોડી રામે, પ્રેમ જોઈ પુરજન સુખ પામે. ૩
પછી ત્રણેય ભાઇને સાથે, નવરાવ્યા ત્યહાં ભલિભાતે ;
ભકતવત્સળ રામ કૃપાળ, જુઠી માયાની આ જંજાળ.૪
ભૂરીભાગ્ય ભરતતણું જેહ, કોશલપતિની કોમળતા સ્નેહ ;
શેષ શતકોટિ ના શકે ગાઈ, પામરજીવ શું જાણે પ્રભુતાઈ!૫
પછી છોડી જટા નિજ રામે, ચૌદવર્ષની પૂરણકામે;
ગુરૂ આજ્ઞાથી કૌશલ્યાજાયા, ઊંને જળ અવિનાશી ના'યા.૬
કરી સ્નાન, ભુષણ રઘુરાજે, સજ્યાં કામ કોટિક છબિ છાજે;
સાસુઓએ મળીને સીતાને, સાદર સ્નાન કરાવ્યું નિદાને. ૭
દિવ્ય વસ્ત્ર ભુષણ મણિ ભારે, પરિધાન કરાવ્યાં પ્યારે;
સાર સંસારશોભા સરવની, જાણે જાનકી પ્રતિમા બની.૮
વામભાગે તે રામની શોભે, જોતાં સચર અચર મન લોભે;
માતા હર્ષિત જોઈ સમજોડ, કહે "આજ પો'ચ્યા મમકોડ.૯
"જન્મ સફળ પુત્રવધુ પુત્ર, મારૂં સારૂં શોભે ઘરસુત્ર;"
સુણો ગરૂડજી તેહ પ્રસંગે. આવ્યા શિવ મુનિ વિધિ સઉમંગે.૧૦
ચઢિ ચઢિ નિજ રૂચિરવિમાને, જોવા રઘુપતિ સુખદાતાને;
જોઈ પ્રભુને વસિષ્ટ સપ્રીત, ઉર આનંદ પામ્યા અમિત. ૧૧

## દોહરા.

વાગે ગગનવિષે વડાં, દુંદુભિ દિવ્ય નિશાન;
સુર કિન્નર ગંધર્વ ગણ, ગાય મધુર સ્વર ગાન. ૧
અતિ સુંદરિઓ અપ્સરા, નૃત્ય કરે નિરધાર;
સુણિ તે પરમાનંદ સુર, ઉરમોઝાર અપાર. ૨
લક્ષ્મણ શત્રુદમન ભરત, અંગદ ને હનુમાન ;
વિભીષણાદિક અધિક જે, પ્રભુને પ્રિય સમ પ્રાણ. ૩
ગ્રહ્યાં છત્ર ચામર કરે, ધનુષ્પ ઢાલ તરવાર;
શક્તિ હાથ ધરિ યુક્તિથી, પંખાનો નહિ પાર. ૪
સીતા સહિત વિરાજતા, દિનમણિ દિનકરકૂળ;
કોટિ કામ અભિરામ છબિ, શોભેછે જાજૂલ. ૫
નવિન વારિધર સઘનસમ, ગાત્ર શ્યામ ગુણધામ;
પીતાંબર પરિધાન વપુ, મુનિમનમોહક રામ. ૬
મુકુટાદિક ભૂષણ ભલાં, અતિ વિચિત્ર અવદાત;
અંગ અંગપ્રતિ ઓપતા, બાજુબંધ ભલિભાત. ૭
નેત્રાવિંદ વિશાળ અતિ, ઉર ભુજ વડાં વિશાળ;
ધન્ય સજન જે રૂપ એ, નિરખે તજી જંજાળ. ૮
તે શોભા સુસમાજ સુખ, કહ્યે પમાય ન પાર;
વરણે અહિ ભારતિ શ્રુતિ, કે જાણે ત્રિપુરાર. ૯
ભિન્ન ભિન્ન સ્તુતિ કરિ ગયા, સુર સહુ નિજ નિજ ધામ;
બંદિ વેષ ધરિ વેદ સહુ, આવ્યા જ્યાં શ્રીરામ. ૧૦
પ્રભુ સર્વજ્ઞે, કર્યું પ્રીતે, શુભ તેમનું સન્માન;
જાણ્યો મર્મ ન કો જાણે, તેનો કશો પ્રમાણ. ૧૧

૧. વાણી.

૧ બ્રાહ્મણોમાં મુખ્ય.

કરવા લાગ્યા કોડથી, પ્રભુગુણકેરૂં ગાન ;
સુણજો હે મતિધામ મુનિ, કોડ સહિત ધરિ કાન. ૧૨

## ગીતિ છંદ.

નિર્ગુણ સગુણ સ્વરૂપ જય, રૂપ અનુપ નૃપશિરોમણી રામ;
લંકેશાદિ અસુર ખળ, પ્રબળ હસ્તબળ હણ્યું તમે આમ. ૧
નારાયણ નરતન ધરી, નિજ જનની ભવવ્યથા હરી ભારી;
જય જનપ્રતિપાળકપ્રભુ, શકિતસહિતપદનમામિજઉવારી. ૨
વિષમ તમારી માયા, તેવશ સુર નર અનંત જગ અગ જે;
આ ભવપંથ ભ્રમિત નિત, કાળકરમ ગુણસ્વભાવથી ભર જે ૩
જો તમ કૃપાકટાક્ષે, નિરખો તો ભવ ત્રિધા વ્યથા વામે;
હે ભવખેદ પ્રછેદન, ચતુરઘણા રામ રક્ષજો હામે. ૪
જે જન જ્ઞાનગુમાની, ન કરી ભવહરણિ જો ભકિત તમની;
સુર દુર્લભ પદ પામી, પૂણ્ય ખાઈ ચ્યુત[1] થતા દિઠા અવની. ૫
દ્રઢ વિશ્વાસ કરી પદ, દાસ થઈ રહે તજી સકળ આશ;
જપિ તમ નામ નિરંતર, આ ભવસાગર તરે અનાયાસ. ૬
જે પદ અજ શિવ સેવિત, રજપરશી વળિ તરી મુનિતરિયા;
જે પદનખથી નિસરી, સુરસેવ્યનિ ગંગ પાવની પરિયા. ૭
ધ્વજ અંકુશ પવિ અર્વિંદ, યુત રેખા પદ અરણ્ય ફરિ આપે;
કંટક સહ્યા કૃપાળુ, સુરદુખશમનાર્થ રામ પરિતાપે. ૮
તેપદ કમળ યુગલરજ, રમાનાથ ભજુ મુકુંદ ભાવ સદા;
જેથી જન્મ કૃતારથ, સંસૃતિ દુસ્તર ટળે ત્રિધા વિપદા. ૯
અનાદિ માયા મુળતરૂ, ત્વચા ચાર યુગ ભણે શૃતિ ભાવે;
શાખા ખટ[2] પચ્ચિશ[3] છે, પલ્લવ[4] પુષ્પ[5] ન ગણ્યેજ હદઆવે
ફળ બે[6] વિધિ કટુ મધુરૂ, રહિ એકલિ વેલિ[7] જેહને આશ્રે;
ફળે ફુલે પલવિત નિત, વિશ્વવૃક્ષને નમામહે[8] કર શ્રે[9]. ૧૧
અનુભવ ગમ્ય મનાતિત, બ્રહ્મ એક અજ અનાદિ કહિ ધ્યાયે;
કહિએમિછિએઅમતે, સગુણસુયશનિતસુભાવથીગઇએ. ૧૨
કરૂણાનિધિ રાઘવ પ્રભુ, શુભ ગુણધામ વર માગિએ એજ;
તમપદ પ્રીતાળુ થઇએ, મન ક્રમ વચને વિકાર તજી સ્હેજ. ૧૩

## દોહરા.

એમ સર્વ અવિલોકતાં, વેદ સર્વ નિજમુખ;
કૌશલેશાની વિનતિ કરિ, અતિ ઉદાર સનમુખ. ૧
ગયા બ્રહ્મલોકે ગુણી, વેદ પામિ વિશ્રામ;
આવ્યા શંભુ અખિલ પતિ, જયહાં રામ સુખધામ. ૨
વિનય કરે તવ ત્રિપુરરિપુ, ગદગદ વાણિ વિશેષ;
પુલકિત વપુએ કામરિપુ, "અહો ધન્ય અવધેશ." ૩

## હરિગીત છંદ.

જય સગુણ રામ રમારમણ કરૂં, નમન નેહ ઉરે ધરી;
ભવ ત્રિવિધતાપભયે સભિત જન, રક્ષનાર તમે હરી;
અવધેશ સર્વ સુરેશ શ્રીપતિ, તરણતારણ છો તમે ;
રક્ષણ કરો શરણાંગતો તણું, કો ન રક્ષક જે સમે. ૧
દશશીશ વીશ ભુજા વિભંજન. પ્રભુ નિરંજન સર્વદા,
ભવરોગ જેહ મહાન તે તમ. દૂર કરનારા સદા;
નિશિચરસમૂહ પતંગ હોમ્યાં, તેજ ચંડ અનળ શરે;
ભવસર્વને દુખદેણહારજ, અન્યથી કદિ ના મરે. ૨
મહિમંડળેશ્વરશિર્ષમણિ મંડન સુભગ જગદીશ હે;
રઘુનાથ કર કોદંડધર વર, કટિ નિષંગ ભર્યો રહે;
મદ મોહ મમતા રાત્રિ જે, અતિ ઘોર અંધારી ઘણી;
તેને તમે પ્રભુ તરણિતુલ્યજ, તેજપુંજ ત્રિભુધણી. ૩
સ્મરભીલડે વિંધિ નાખિયા બહુ, લોકરૂપ મૃગને અરે,
વિધવિધ કુભોગશરે હણાયા, જે ન તમપદ આશરે ;
હે નાથ તેહ અનાથવત ભૂલા પડયા જન આદરી;
તજી તમ ચરણ, વનવિષયમધ્યે, ભ્રમિત પામર જે હરી. ૪
બહુ રોગ આપ્તવિયોગ દુખના, મારિયા જન આ મહિ;
તમ પદ અનાદરકેરૂં ફળ એ, ભોગવી છૂટે સહી;
અતિશે ઉંડો ભવતોયનિધિ આ. તે વિષે નર તે પડે;
તમ ચરણકંજે જેહને નહિં, પ્રેમ કીધે પરવડે. ૫
મ્હા દીન મલિન બહીરમુખ તે, દુઃખી નિશદિન દેહથી;
નહિં જેમને પદકમળ પ્રીતી, સગુણ પ્રભુ સંદેહથી;
આધાર અંતર જેમને અતિ, તમ કથા ભવતારણી;
પ્રિય તેમને શુભ સંત નિશદિન, જેહ છીવ શિર્ષોમણી. ૬
નહિ રાગ રોષ ન માન મનમાં, મનુષ નિત્યાનંદ તે ;
તેમના વૈભવ તુલ્ય નાવે, પદ ત્રિલોક પ્રથાજ જે;
એ કારણે સેવક તમારા, મન પ્રમોદિત થાયછે;
તજી યોગનો વિશ્વાસ મુનિજન, ચરણ ભકિત ચા'યછે. ૭
ધરિ પ્રેમ અંતરમાં નિરંતર, નેમ લઇ નિષ્કામના;
પદકંજ સ્વચ્છ હૃદયથી સેવે, રામ પ્રભુ સુખધામના;
સાદર નિરાદર જગતમાં પણ, સંત સુખિ સૌથી વડા;
જેમના ઉરસરકમળમાં તમ, ભૃંગ ગુંજારવ સદા. ૮
રઘુવીર અતિ રણધીર જપિ તમ, નામ નમું ચરણે હરી,
ભવરોગ માન મહાન મદના, અવધપતિ તમ છો અરી;
ગુણ શીળ પરમ કૃપાસદન શુભ, ગુણસદન પ્રણમામિહે,
અતિ રાગ ઈર્ષાવૃંદને પ્રભુ, નાશકાર નમામિહે. ૯
મહિપાળકુળપ્રતિપાળ દિનમણિવંશદિનમણિ હે હરી,
અવિલોકિએ કરૂણામિટે મેં, જોડિ કર સ્તુતી કરી;

---

૧. પડવું. ૨. ક્ષુધા, તૃષા, હર્ષ, શોક, જન્મ, મૃત્યુ. ૩. પાંચતન માત્રા, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પંચમાભૂત, મન, જીવ, મહતત્વ, અહંકાર, માયા. ૪. શુભાશુભ કર્મ, ૫. અનેક વાસના. ૬. પાપ, પુણ્ય. ૭. અવિદ્યા. ૮ અમે નમિએ છીએ. ૯. કલ્યાણ.

## દોહરા.

વારવાર વર માગું એ, દો હરખી શ્રીરંગ;
પદકમળે અનપાવની, ભક્તિ સદા સતસંગ. ૧
વરણિ ઉમાપતિ રામગુણ, હર્ષિ ગયા કૈલાસ;
પામ્યા અંતરમાં પૂરણ, રઘુકુળતિલક હુલાસ. ૨
અનુપમ ઊતારા પછી, કપિ સર્વને સપ્રીત;
દેવરાવિયા રઘુવરે, સુણો મુની મનજીત. ૩
સાંભળ સર્પરિપુ શ્રવણ, પાવનિ કથા પતીત[1];
ત્રિવિધ તાપ ભવ દોષને, નશાડનારી નીત. ૪
મહારાજ રઘુરાજનો, સુણતાં પટાભિષેક;
મુનિવર નર આદિક લિયે, વિરતી તથા વિવેક. ૫
જે સકામ આ શ્રવણશે, ગાશે ગુણ અભિરામ;
સુખ સંપતિ અતિ પામશે, તે નર વિશ્વ તમામ. ૬
સુરદુર્લભ સુખ ભોગવી, આ સંસાર અપાર;
અંત વિષ્ણુપુર પામશે, દાતા રામ ઉદાર. ૭
સુણશે જો કદિ સ્નેહથી, વિમુક્ત વિષયિ વિરક્ત;
લેશે સંપતિ ગતિ સુભગ, થશે ભક્તિ આશક્ત. ૮
હે ખગનાથ સહેતથી, કહિ મેં રામકથાય;
નિજમતિવિલાસાન અને, હરણ ત્રાસ દુખ પ્રાય. ૯
વિરતિ વિવેક સુભક્તિ મન, દ્રઢ કરનારી એશ;
તરવા મોહ સરિત મહા, હોડી રૂપ હમેશ. ૧૦
નિત્ય નવલ મંગળ મહા, અવધપુરીમાં એમ;
હર્ષ ભર્યાં સર્વે રહે, પુર નર નાર સપ્રેમ. ૧૧
નિત્ય પ્રીત નવિ ઊપજે, રામપદારવિંદમાંય;
નમે જેહને સેવતા, મુનિ અજ શંભુ સદાય. ૧૨
સંતોષિયા સહસ્રવિધ, માગણને દઈ દાન;
વિધ વિધ દાને વિપ્રનું, શુભ કરિયું સનમાન. ૧૩
બ્રહ્માનંદ નિમગ્ન કપિ, સહુની પ્રભુ પદ પ્રીતિ;
જાતાં જાણ્યું ન દિવસ નિશિ, ગયા માસ ખટ વીતિ. ૧૪
ઘર પણ મન વિસરી ગયા, શુધ્ધિ નહીં સ્વપ્નેય;
જયમ પરદ્રોહ સુસંત મન, કદિ ન હોય કેમેય. ૧૫
પછિ રઘુપતિએ સહુ સખા, બોલાવ્યા નિજપાસ;
સહુએ સાદર આવિને, શિશ નમાવ્યું સહુલાસ. ૧૬
પરમ પ્રીતિએ સમિપ નિજ, બેસાડયા નિરધાર;
ભક્ત સુખદ કોમળ વચન, ઊચાર્યાં એ વાર. ૧૭
"અતિશે કરી મારી તમે, શેવકતા સંસાર;"
"મુખપર કરૂં હું કોવિધે, અતિ વડાઈ આવાર."! ૧૮
"તેથી મુજને સહુ તમે, અતિ પ્રિય લાગો આજ;"
"મમહિત કારણ સદન સુખ, તજ્યાં તમે સહસાજ." ૧૯
"અનુજ રાજ સંપતિ અતી, વૈદેહી રૂપ ખાણ;"
"દેહ દિવ્ય ઘર સ્નેહિ વળી, પરિવાર પરમાણ." ૨૦
"એ સૌ મને ન પ્રિય અતી, તમ સમાન મનમાંય;"
"સત્ય માનજો સર્વ તમ, કહું આ વૃથા ન કાંય." ૨૧
"સહુને પ્રિય સેવક ઘણા, સુનીતિ એ સંસાર;"
"અધિક દાસપર પ્રીતિ મમ, કરૂણા કોટિ પ્રકાર." ૨૨
"હવે જાવ ઘર સહુ સખા, ભજજો મને સનેમ;"
"સદા સર્વગત સર્વ હિત, જાણી કરજો પ્રેમ." ૨૩

## રાગ ચોપાઈ ત્રિતાળની.

સુણી પ્રભુની વચન રચનાય, થયા મગ્ન સહુ મન કાય;
"અમે કોણ છૈએ? કોણસ્થાન," એમ વિસરી ગયા તનભાન. ૧
એકટગ જોઈ રહ્યા અનુરાગે, કર જોડી ઉભા પ્રભુ આગે;
કહી ન શકે મુખથી કશું તે, પ્રેમ પ્રીતિ પ્રતિતિ સંયૂતે. ૨
દીઠો પરમપ્રેમ કપિકેરો, રઘુનાથે સ્વનજરે રૂડેરો;
કહ્યું વિવિધ વિજ્ઞાન મુખેથી, સુણે સર્વ હરીશો સુખેથી. ૩
કશું કહિ ન શકે મુખમાંથી, પ્રભુ સન્મુખ આતુરતાથી;
વારંવાર ચરણભણી ન્યાળે, "શું કહ્યું આ શરણપ્રતિપાળે!. ૪
તે સમે રઘુવીરે સપ્રીત, ભૂષણ વસ્ત્ર મગાવ્યાં અમિત;
વિવિધ રંગ અનૂપ ઘણેરાં, જેના જગતમાં મૂલ મોઘેરાં. ૫
તેહ પેરાવ્યાં પૂરણ પ્રીતિ, પ્રથમ સુગ્રીવને શુભરીતિ;
તેહ વસ્ત્ર ભરત નિજહાથે, બનાવેલ સુભગ ભલિભાતે. ૬
પ્રભુ મરજીથી લક્ષમણે તે, વિભિષણને પે'રાવ્યાં હેતે;
જોઈ વિદાય સામગ્રી ત્યારે, થયો ખેદ અંગદને ભારે. ૭
રહ્યો બેશી ન કાંઈ બોલે, કશું કે'વાની યુક્તિઓ ખોળે;
જોઈ પ્રીતી અતી પ્રભુ એની, પાસ બોલાવ્યો હે મૃગનેની. ૮
નળ નીળ ઋક્ષપને સ્વહાથે, વસ્ત્ર પે'રાવ્યાં શ્રી રઘુનાથે;
રાખી રામસ્વરૂપ ઉરમાંય, નમી ચાલ્યા સૌ માગી વિદાય ૯
પછી અંગદ શીશ નમાવી, ઉઠયો પરમ પ્રેમ ઊર લાવી;
કરી નેત્ર સજળ કરજોડ, બોલ્યો વિનિત વચન મનમોદ. ૧૦

## રાગ રામગ્રી.

"વૈદર્ભિ વનમાં વલવલે" એ ઢાળ.

"સાંભળો શ્રી રઘુનાથજી, બિરૂદ ધારી વિશેષ;"
", દીનવત્સળ છો દયાળજી, સેવ્ય મુનીશ મહેશ."
સાંભળો. ૧

1. પતિતપાવની કથા.

"મરતી વખત મહા હેતથી, લાવી નેત્રમાં નીર;"
"મૂકી ગયો તમ ચરણમાં, વાળી મુજને સધીર."
સાંભળો. ૨

"અશરણશરણ એ આપનું, બિર્દ સંભારી સાર;"
"તજશો મને ન તમે પ્રભુ, નિજ જન હિતકાર"
સાંભળો. ૩

"મારૂ પ્રભુ તમે સર્વછો, ગુરૂ વડિલ મા બાપ;"
"જાઉં કયાં ચરણકમળ તજી! અંતર વિચારો આપ."
સાંભળો. ૪

"ઊર વિચારીને આ સમે, કહો નાથ તમેજ;"
"તજી પ્રભુને જઈ ઘરવિષે, મારૂં કામ શું સ્હેજ?."
સાંભળો. ૫

"બાળ અબુધ હું બહુવિધિ, જ્ઞાન બળ મતિહીન;"
"રાખો શરણ રમારમણ હે! જાણી મન જન દીન.
સાંભળો. ૬

"નીચ સેવા પ્રભુથરતણી, કરી રાજી રહીશ;"
"ચરણકમળ અવિલોકિને, ભવ સ્હેજે તરીશ."
સાંભળો. ૭

પાય પડયો કહી એવું ત્યાં, "કરો રક્ષાણ નાથ;"
"કેશો ન" જા ઘર તું હવે, "રાય સુગ્રીવસાથ."
સાંભળો. ૮

## રાગમારૂ.

અંગદકેરાં વિનિત વચન સુણી, રામ કરૂણાધામ,
ઉઠાડી ઉર ચાંપિ કર શીર, ફેરવી બોલ્યા આમ;
"શીદ બાપ સંતાપ કરેછે. હે અંગદ યુવરાજ,"
"તુજ વિના જન સુગ્રીવ એકલો, કેમ કરીશકે રાજ?" ૧
"ભ્રષ્ટ થાય ઢિલાતપણું તુજ, તે નહિ સારૂં વિચાર,"
"પળ નહિ વિસરૂં અંતર તું મને, શું કહુ વારંવાર!"
એમ કહી નિજ ઉરની માળા, વસ્ત્ર માગી વિશેષ,
અંગદને નિજહાથે પેરાવ્યાં, આનંદ્યા અવધેશ. ૨
વિવિધ પ્રકારે બહુ સમજાવી, કીધ વિદાય દયાળ,
વિરહવ્યથાવશ સ્વામી સખા બે. તન મનમાં તે કાળ;
ભરત લક્ષ્માણ શત્રુઘનાદિક. સહિત રમાપતિ આપ,
ચાલ્યા વળાવવા ચિતમાં ચાહી, ભકતકૃત ચિતવ્યાપ. ૩
અંગદ ઉરમાં પ્રેમ ન થોડો. વાર બહુ શું વરણું?
પાછું ફરી ફરી જુએ પ્રભુભાણી, તાકે ચરણરજશરણું;
વાર અનેક શ્રીરંગપદને, કરતો દંડ પ્રણામ,
એવું મન અંગદને જે મને, "રે'વાનું કે'શે રામ." ૪

બોલવું ચાલવું જોવું કૃપામિટે, હસવું મળવું હરીનું;
સંભારી સંભારી શોચ કરેછે, નેત્રે લેખું ન વારિનું;
પ્રભુ મરજી મોકલવાની જોઇ. વિનય વદી બહુ વાર;
અંગદ ચાલ્યો ઉરમાં રાખી, પ્રભુપદનો આધાર, ૫
અધિક આદરથી કપિ સરવેને, વેગળે સુધી વળાવ્યા;
ભાઈ સહીત રમાપતિ પછી, પુર પાછા ફરિ આવ્યા;
સુગ્રીવે ગ્રહિ ચરણ મારૂતિના, વિનય કીધ વિશેષ;
પવનાત્મજ તવ પ્રીતથી કહે, સુણો સુગ્રીવ સુવેશ. ૬
"શેવકતા કરો રઘુવરકેરી, દિવસ દશ હે દેવ;"
"નિરખીશ તમ પદકમળ આવીને, તે પછી તતખેવ;"
સુગ્રીવ કહે "સુખ પુણ્યપુંજ તું, પ્રેમી પવનકુમાર;"
"સેવજે જઈ રામને સ્નેહે, જેહ કૃપાભંડાર. ૭
એવું કહિ કપિ સર્વ ચાલ્યા, ત્યાંથકી તતકાળ;
અંગદ કે' હનુમાન હે સુણ, વિનતી મારી વિશાળ;"
"દંડવત મારા દયાળને, કરજોડી તું કે'જે;"
"વારંવાર તું રાઘવને મારી, સુરતિ કરાવજે સ્હેજે." ૮
એવું કહીને અંગદ ચાલ્યો, વળિ આવ્યો હનુમંત;
પ્રીતિ અંગદની કહી પ્રભુને, મગ્ન થયા ભગવંત;
વજ્રને જોઇએ કઠોરતા, કોમળતા ફૂલનેજ;
એવું ચિત રઘુનાથનું સુજ્ઞ, જાણી શકે કો ભાગ્યેજ. ૯
પછી કૃપાળુએ સમિપ બોલાવ્યો, ગુણવંતો ગુહરાય;
આપિયાં ભુષણ વસન શુભ, વરણવ્યાં નવ જાય;
કે પ્રભુ "તમે ભુવન પધારો, કરજો સ્મરણ મમ ધ્યાન;"
"અનુસરજો નિત્ય મનક્રમવચને, ધર્મમાર્ગે ધીમાન." ૧૦
"પ્રાણસખા તમે મારા સહુ વિધ, ભાઈ ભરતસમાન;"
"નિરંતર પુરમાં આવતા જાતા, રે'જો ગુણનિધાન;"
સુણતાં વચનવિનોદ શ્રવણે, સુખ ઉપજ્યું મન ભારી;
ચરણવિષે પડયો વ્યાકુળ થઇને, લોચન ભરિયાં વારી. ૧૧
ચરણકમળ રાખી હૃદયકમળમાં, આવ્યો ગુહ નિજ ઘેર;
રામસ્વભાવને નિજ પરિજનને, સંભાળાવ્યો સુપેર;
સાંભળ સુમુખી શૈલજા તું, રામચરિત્ર રસાળ;
જે સુણતાં જગસંભવ વિપદા, ટળી જાય તતકાળ. ૧૨

## છપ્પા.

રામચરિત્ર પવિત્ર, પેખિને સહુ પુરવાસી;
કહે પરસ્પર ધન્ય, રામ રૂપ ગુણ સુખરાશી;
બેસવાથી રામને, રાજ્યગાદી રૂડીપર;
હર્ષિત ત્રણે લોક, શોક સહુ સમિયો મુનિવર;

ન કરે કદાપિ અન્યોન્ય કો, ઝેર વેર નિજ કાજમાં;
તજી સર્વ વિષમતા મનથકી, રામચંદ્રના રાજ્યમાં. ૧
ચારે વરણ ચતૂર, પ્રવિણ નિજ ધર્મે પૂરી;
વેદમાર્ગરત[૧] વડા, ભાગ્યવંતા જન ભૂરી;
સુખ પામે સહુ ભાંતિ, શોક ભય રોગ ન સ્વપ્ને;
ત્રિવિધતાપ વ્યાપે ન, રામરાજ્યે જન કોને;
સહુ લોક પરસ્પર પ્રીતિ અતિ, કરે સદા સ્વસમાજમાં;
શૃતિનીતિનિરત સધ્ધર્મવૃતિ, રામચંદ્રના રાજ્યમાં. ૨
ચારજ વર્ણ વિશેષ, ધર્મ જગમાંય પ્રવર્તે;
સ્વપ્ને પણ હેરે ન, પાપ મનવ્રતી[૨] શર્તે;
રામભક્તિરત[૩] સર્વ, નારિ નર દ્રઢ વિશ્વાસે;
સકળ પરમગતિતણાં, અધિક અધિકારી ભાસે;
ન અકાળમૃત્યુ કદિએ નહીં, પીડા નામે પંડમાં;
સૌ જન શુભસ્વરૂપ નિરોગિ તન, રામચંદ્રના રાજ્યમાં.૩
નહિ દરિદ્રિ કો નેટ, દુઃખિ ને દીન ન કોય;
નહીં કોઈ જન અબુધ, સુલક્ષણહીણ ન હોય;
દંભરહિત સહુ લોક, ધર્મરત સઘળી ધરાણી;
નર નારી સહુ ચતુર, પ્રેમિ પ્રભુપદ શુભ કરણી;
સહુ સાક્ષર[૪] જ્ઞાનિ ગુણજ્ઞ જન, કપટી નહિ નિજ કાજમાં;
સહુ જન કૃતજ્ઞ અતિ પ્રજ્ઞછે, રામચંદ્રના રાજ્યમાં. ૪
સુણો ગરૂડ ગુણધામ, રામરાજ્યે તે વારે;
સચરાચર જગમાંય, સર્વ સુખિયાં છેં ભારે;
થાય કાજ ચિંતવ્યાં, કાળ કૃત દુઃખ ન કોને;
કર્મ સ્વભાવ વ્યથાય, નહીં કોયનેય સ્વપ્ને;
સાગરવેષ્ટિત ભૂમી સમથી, એક છત્રધર તેહના;
રઘુનાયક ભૂપશિરોમણી, શ્યામલ સુંદર દેહના. ૫
જેના પ્રતિરોમમાં, ભુવન અગણિત ભાસેછે,
આ પ્રભુતા નહિ વડી, તેહને શોભા દેછે;
તે મહિમા સમજતાં, હ્રદયમાં પ્રભુનો સુમને[૫],
આ વરણવતાં આજ, લાજ લાગે બહુ મુજને;
આ મહિમા મન જેણે પ્રિછયો, પરીપૂર્ણ પ્રીતે કરી;
માની આ ચરિત્રમાં રતી, તેમણેજ મનમાં ફરી. ૬
આ મહિમા પ્રિછવાનું, એજ લીલા ફળ જાણો,
કહે મહામુનિરાય, સુમતિ સુશીળને શાણો;
રામરાજ્યની જેહ, સુખ સંપદા ઘણેરી,
શકે ન વરણી શેષ, શારદા પણ રે' હેરી;
જન પરોપકારી ઉદાર સહુ, દ્વિજ સેવક નરનારિયો;
નર એકપત્નિવ્રતરત તથા, નારી પતિહિતકારિયો. ૭

૧ વેદપંથમાં પ્રીતિ કરનારા. ૨ મનનો લક્ષ. ૩ રામની ભક્તિ કરવામા પ્રિતિવાળા. ૪ પંડિત. ૫ સારા મનથી.

દંડમાત્ર યતિહાથ, સુણો મતિધીર મુનીજી,
નર્તક નૃત્ય સમાજ, ત્યાંજ ભિન્નતા રહીજી;
મન જીત્યું જગ બધે, એવું શુણિએ જે આજે,
રામતણા રાજ્યમાં, સત્ય તે સર્વ સમાજે;
ફુલતાં ફળતાં વન વૃક્ષ સૌ, શોભે આપ સમાજમાં;
ગજ સિંહ એક સંગે રહે, રામચંદ્રના રાજમાં. ૮
વેર સર્વ વીસર્યા, સર્વ ખગ મૃગ શુભરીતે,
સંપે રહે સદાય, પરસ્પર પૂરણ પ્રીતે;
કુંજારવ ખગ કરે, ફરે મૃગયુથ મન ફાવ્યે,
નિર્ભય વનમાં ચરે, કરે આનંદ સુલાવે;
શીતળ સુગંધિમય મંદ વળી, વહે વાયુ સુઅવાજમાં;
ગુંજે અલિ પુષ્પ પરાગ લઈ, રામચંદ્રના રાજમાં. ૯
વૃક્ષલતાથી શ્રવે, મધુર મધુ મહા રૂડેરૂ;
મન ભાવ્યે અવસરે, ધેનુ દે દૂધ ઘણેરૂં;
તૃણસંપન્ની સદાય, રહે લીલીછમ ધરણી;
ત્રેતામાં થઈ તદા, સારી સતયુગની કરણી;
પ્રગટી વિધ વિધ ખાણો વડી, મણિની ગિરીસમાજમાં;
જગદાત્મા અવનિપ[૧] ઓળખી, રામચંદ્રના રાજમાં.૧૦
વહે સરિત નિર્મળી, વારિસંપતિ અતિ વાળી,
શીતળ જળ નિર્મળાં, મિષ્ટ સુખકાર નિહાળી;
મર્યાદામાં રહે, તોયનિધિ તે અવસરમાં;
નાખે રત્નો તીર, લિયે નર તે નિજ કરમાં;
કમળે ભરપૂર સરોવરાં, સકળ સુશોભિત સાજમાં;
અતિશે પ્રસન્ન દશદિશિ સદા, રામચંદ્રના રાજમાં. ૧૧
પૃથ્વીપર શશિ અમી, કીર્ણદ્વારે શુભ દેછે;
કામ જોગ રવિ તપે, મેઘ માગ્યા વરસેછે;
અશ્વમેધ કોટીક, કર્યા રઘુરાજે કોડે ;
દીધાં દ્વિજને દાન, દુઃખ માગણનાં તોડે;
પ્રતિપાળ વેદમારગતણા, ધર્મધુરંધર નૃપમણી;
વૈભવ શત ઇંદ્ર સમાન શુભ, ગુણાતીતકૌશલધણી. ૧૨
પતિઈચ્છાઅનુકૂળ, નિરંતર રહે સીતાજી;
શોભાખાણ સુશીળ, વિનિત વનિતા ઉર રાજી;
જાણે મન જાનકી, પરમપ્રભુતા રઘુવરની;
સેવે ચરણસરોજ, અલૌકિક પ્રીતી ઉરની;
બહુ દાસ દાસી ઘરમાં વળી, સેવાવિધિજ્ઞાતા ઘણાં;
પરિચર્યા[૨] ઘરની તોયપણ, સીતાને કરતાં શુણ્યાં. ૧૩
પતિઆજ્ઞા અનુસરે, શાણી અતિ સલુણી સીતા;
ધન્ય ભાગ્ય નરતણાં, જેહને સતી વનીતા;

૧ રાજા. ૨ ઘરનો કારભાર, સેવા.

માની સુખ જેમાંય, રહે રામચંદ્ર રીઝયા;
સેવાવિધિ શુભ તેજ, ઉરે જાણે ઉર્વીજા ;
કૌશલ્યાદિક સહુ સાસુના, ધામવિષે ગુણધામની,
સેવે સહુને અતિ સ્નેહથી, નહિ મદ માન જરાયની. ૧૪
ઉમા રમા બ્રહ્માણિ, વંદિતા વડિ તેનાથી;
અનિંદિતા[1] જગદંબ, કોટિ જગભવ[2] જેનાથી;
ચિંતવની સુર ચા'ય, જેહની કૃપાનજરની ;
તે સીતા રતિ કરતિ, રામપદ, અશરણશરણી;
સુણ પાર્વતિ તું અતિ સ્નેહથી, રસિક કથા રૂડિ રામની;
સુમતિવિલાસની સ્હેજ આ, પ્રદાયની સુખધામની. ૧૫
મન ઇચ્છા પ્રિછિ આપ, સાનુકુળ સર્વે ભાઈ;
સેવે પ્રીત સહીત, રામપદરત સુખદાઈ;
વિલોકતા તે રહે, રામપદકમળ સ્વભાવે,
જાણે રામ કૃપાળુ, કામ કશું કદિક બતાવે;
કરતા સહુ બાંધવપર અતિ, રામ પ્રીતિ અંતરતણી;
શિખવાડે વિવિધ પ્રકારની, સુંદર નીતિ સુહામણી. ૧૬
રહે હૃદય હર્ષીત, નગરના લોક અશોકે,
સુર દુર્લભ વૈભવો, ભોગવે વદન વિલોકે;
ધન્ય અયોદ્ધાવાસી, જેમને પ્રભુ નિજ મનથી,
ગણતા પોતાતણા, અહર્નિશ ઉમંગભરથી;
વિધિને મનાવતા તે રહે, નિશદિન અતિશે પ્રીતથી;
રઘુનાથચરણપાથોજમાં, ઇચ્છે પ્રીત સુરીતથી. ૧૭
પ્રસવ્યા સુંદર પુત્ર, જુગલ જાનકિ જગ જાણે,
વિજયિ વડા બંનેય, વિદિત ગુણ વેદ પુરાણે,
લવ કુશ શુભ અભિધાન[3], વિનય ગુણમંદિરવાળા;
જાણ્યે પ્રભુ પ્રતિબિંબ, અધિક સુંદર રઢિયાળા;
બે બે સુત સરવે ભ્રાતના, થયા રૂપગુણધામના;
સુખ સંપતિ શોભા તે ઘણી, પ્રતાપ પૂરણકામના. ૧૮
જ્ઞાનગિરાગોતીત, નિરંજન ગુણમાયા પર,
ચિદાનંદઘન તેજ, કરે નરલીલા રઘુવર;
પ્રાતઃકાળે કરે, સ્નાન સરયુ નદીમાંહે,
સહિત સંગ દ્વિજ સજન, સભા ભરિ બેસે ઉછાહે;
વાંચે વસિષ્ટ જે ઇષ્ટગુરૂ, વેદ પુરાણ સઅંગથી;
સાંભળે રામ જાણે છતાં, સાદર ઊર ઉમંગથી. ૧૯
ભરત શત્રુઘન સાથ, સહિત પવનાત્મજ સ્નેહે,
વિચરે ઉપવનવિષે, પ્રેમ પરિપૂરણ દેહે;
ગુણગ્રામ રામના, બેશિ સમજે બહુભાંતિ,
મતિઅગાધ મારૂતી, કહે પ્રભુગુણ નિરાંતે;

સુણતાં રઘુનાથતણા ગુણો, સુખ પામેજ સતી સુણો;
કરિ કોડથી વિનય વળી વળી, કે'વરાવતા પ્રભુ ગુણો.૨૦
ઘેર ઘેર વંચાય, નિરંતર વેદ પુરાણો,
વરણે રામચરિત્ર, વિવિધ પાવન પરમાણો;
નર નારિયો તમામ, રામ ગુણગ્રામજ ગાયે,
સુખે દિવસ નિશિ જાય, હૃદય જાણે ન જરાયે;
જનવાસી અયોધ્યાપુરતણા, સુખ સંપદા સમાજતા ;
ન શકે કહિ શેષ શહસ્ર મુખ,જ્યાં નૃપ રામ વિરાજતા.૨૧
નારદાદિ શનકાદિ, જેહ મુનિપુંગવ જોડે;
દરશન કારણ દિવ્ય, કૌશલેશનાં સકોડે;
દિનપ્રતિ સહુ મુનિ તેહ, આવતા અવધપુરીમાં;
વિસરિ જાય વૈરાગ્ય, નિરખિ પુરશોભા સીમા;
રૂડિ રત્નજડિત મણી ખચિત અતિ,કોટિક કનક અટારિયો;
વિધ વિધ રંગે તે ચિતરિયો, શી કહું શોભા સારિયો?૨૨
પુર ચોફેર સુપ્રૌઢ, કોટ અતિ સુંદર શોભે;
રચ્યા કાંગરા રૂડા, વિવિધ રંગે મન લોભે;
નવગ્રહ રત્ન અનૂપ, જડયાં તેમાં જળહળતાં;
જાણ્યે બીજી સુરપુરી, ઊતરી આવી નિરખતાં;
અંદર બહુ રંગ રચેલ શુભ, શી શોભા કહું તે તણી?
અવિલોકિ જેહ મુનિવરતણી, મનવૃતી લોભે ઘણી. ૨૩
ધવલ ધામ અતિ ઊંચ, ઉપર આકાશ અડેછે;
જાણ્યે કળશ સુવર્ણ, ચંદ્ર રવિને નિંદેછે;
જડિત્ર બહુ મણિયોથી, ઝરૂખા શોભે ઝાઝા;
ઘેર ઘેર મણિદીપ, વિરાજે તેજે તાજા;
પરવાળાં પરશાળે રચ્યાં, શી શોભા કવિ મુખ ભણે?;
સુંદર અપાર સ્ફટિકમણી, જડિત્ર ઝાઝા આંગણે. ૨૪
સ્થંભે મણિ અગણિત,કનકમણિ જડી ભિંતોએ;
મરકત શોભા મહા, મધ્ય મધ્યે જન જોયે;
સુવર્ણનાં બારણાં, ઘણાં વળી તેજ ઘણેરે,
વજ્રજડાવ વિશેષ, શોભિતાં છે શુભપેરે;
શોભતી ચિત્રશાળા ઘણી, ઘર ઘર પ્રતિ ચિતરેલીયો;
રઘુનાથનું ધામ વિલોકતાં, મન મોહાય સુમુનિયો. ૨૫
પુષ્પિત સહુ વાડિયો, નિરંતર પ્રફુલ્લ અધિક છે;
નંદનબાગથી અધિક, મુનીચિતને મોહક છે;
લતા વિતાન લલિત, ભાંતિ બહુ વાડી શોભે;
ઋતુવસંતસમ સદા,ફુલે લોભિનું મન લોભે;
શુભ શીતળ મંદ સુગંધિમય, ત્રિવિધ વાયુ નિત્યે વહે;
ગુંજારવ કરતા મધુકરો, પરમ મનોહરતા લહે. ૨૬
ચારે ભ્રાતાતણા, કુંવર નાનકડાઓએ,
પક્ષી વિવિધ પ્રકાર, જેહ પાળેલાં જોયે;

---

૧ નિંદવા લાયક નહી તેવી. ૨ જગતનું ઉત્પન થયું. ૩ નામ.

વદે મધુર તે વચન, ઊડતાં શોભે અતિશે,
મોર ચકોર ચતુર, નૂરિ પારેવાં દીસે;
મંદિરો ઉપર તે પંખિડાં, શોભા પામે હે સતી!
પ્રતિબિંબ દેખિ બોલે બહુ, કુંજારવ કરતાં અતી. ૨૭
ભણાવતાં બાળકો, મુખે મેનાં પોપટને,
"કહો રામ રઘુનાથ, જેહ પ્રતિપાળક જનને;"
રૂચિર રાજ દરબાર, શોભિતો સર્વ પ્રકારે,
શેરી ચૌટાં પોળ, બેશ અતિશેય બજારે;
વરણવતાં એહ વિશેષતા, પાર કદી નવ પામિયે;
જ્યાં ભૂપ રમાપતિ ત્યાંનિ સહુ, સંપતિ શીરિત ગાઇએ? ૨૮
બેઠા ત્યહાં બકાલ બહુ નાણાવટિયા જે,
વડા બુદ્ધિનિધિ વણિક, ધને ધનપતિ સમા તે;
વહે સરયુ જળ વિમળ, દિશા ઉત્તરે નગરની,
બાંધ્યા મનહર ઘાટ, તીર કાદવ નહિ મુની ;
જંગલ જવાનું અતિ દૂર છે, તીર ઘાટ ભલિભાંતથી ;
ગજ અશ્વ જ્યહાં ઊભા પિયે, નિર્મળ વારિ નિરાંતથી. ૨૯
વળિ વિચિત્ર પનઘટો, પરમ મનહરછે સોય,
પ્રવેશ કરિ ત્યાં પુરૂષ, સ્નાન કરી શકે ન કોય;
રાજઘાટ જ્યાં રૂડો, સર્વ વિધિ સુંદર જોતાં,
નર ચારે વર્ણના, સ્નાન કરી ત્યાં અઘ ખોતા;
અતિ દિપ્યમાન શુભ મંદિરો, દેવતણાં જ્યાં ત્યાં હતાં;
ચોદિશા તેની ફરતાં દિસે, સુંદર ઉપવન શોભતાં. ૩૦
નદી તીર કહિં કહીં, ઉદાસી જન સન્યાસી,
વસે જ્ઞાન અનુરાગિ, મહા મુનિઓ સુખરાશી;
તુળસીવૃંદ વિશેષ, જ્યહાં ત્યાં ઝાઝાં સોહે ;
વિવિધ ભાંતિ કરી યત્ન, ઉછેરેલાં મુનિઓએ;
પુર શોભા વરણિ શકાય ના, પૂરબા'ર અંદર અતી;
નિરખતાં પાપ સરવે બળે, સુણો તમે પાર્વતિ સતી. ૩૧
વાવ્ય કૂપ વ્યતિરકે, સરોવર વિશાળ શોભે;
પાળ પગથિયાં પરમ, જોઈ મુનિનાં મન લોભે;
નિર્મળ જળ ગંભીર, કમળ બહુ રંગતણાં છે;
કોટિ પંખી કુંજતા, ગુંજતા ભ્રમર ઘણાછે;
વિશ્રામ રમ્ય છે પરમ તે, કોયલાદિ ખગ રવ કરે;
જાણ્યે બોલાવે નિજભણી, જતા પંથીને સાદરે. ૩૨
રમાનાથ જ્યાં રૂડા, રાજ્યપતિ સહિત રમાએ;
તે પુર શોભા પરમ; કેમ વરણવી શકાએ?
અણિમાદિક સિદ્ધિઓ, સંપદા સુખ સરવે જે;
અવધપૂર એ થકી, છવાઈ રહેલ સ્હેજે;
વિધિલોક સુરેશપુરી લઘુ, સ્પર્ધા કરી શકે નહી;
અતિશે ઉતમ છે અવધપુર, સર્વ પ્રકારોએ સહી. ૩૩

જ્યહાં ત્યહાં નર સર્વ, ગાય ગુણ રઘુપતિ કેરા;
બેશીને અન્યોન્ય, આમ શિખવે મતિ પ્રેર્યા;
"ભજો સદા ધરિ ભાવ, પ્રણતપાળક રઘુવરને;"
"શોભાશીળ સ્વરૂપ, તથા ગુણધામ સુમતિને;"
"લોચનપાથોજ વિશાળને, સઘન ઘનદસમ શ્યામને;"
"જયમ પલક નેત્રને સાચવે, ત્યમ જનત્રાતા રામને." ૩૪
"ભજો રાખિને ભાવ, ચાપ શર નિષંગધરને;"
"સંતકમળવનતણા, દિવ્ય કાન્તિ દિનકરને;"
"કાળ કરાળ અહિના, ઘણા ગુણધામ ગરૂડને ;"
"અકામ પૂરણકામ, રામને નમી નમીને;"
"અતિ લોભ મોહ મૃગવૃંદના, પ્રવિણ પારધીને મુદા;"
"ક્રોધાગજ[1] કુંજરપુંજના, કેશરિ જન સુખપ્રદ સદા." ૩૫
"સંશય શોક અપાર, તિમિરના તિવ્ર તરણિને."
"ગહન દૈત્યવન દહન, અનળ ઓપિત અનુભવિને;"
"જનકાત્મજા સહીત, રામ હરિ રઘુપુંગવને,"
"ભજો અહો મ્હાભાગ્ય, વિશ્વ વિપદા ભંજનને;
"વાસના અનેક મશકતણા, હિંસીલા હિમરાશિને;"
"સહુભજો અજન્મા એક રસ, સદાય એ અવિનાશિને. ૩૬
"મુનિમનરંજન મોટ, ભાર ભંજન ભુમિનાને,"
"ઉદાર રઘુરાયને, ભજો સૌ ધરિ નિજ ધ્યાને;"
"નરતન પામી નેટ, સગુણ હરિ સાધ્ય કરીને,"
"સાધી લો પરલોક, નહીં સંસૃતિ દુખ ફરિને;"
એ રીતિ નગર નર નારિયો, કરે રામ ગુણગાન તે;
સાનુકૂળ સૌપર રે સદા, રાઘવ કૃપાનિધાન જે. ૩૭

## દોહરા.

જ્યારથકી હે ખગપતિ, રામપ્રતાપદિનેશ;
ઉદય અવધઉદયાચળે, થયો પ્રચંડ ઉજેશ. ૧
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, પૂરણ થયો પ્રકાશ;
ઘણાંકને સુખ થયું ઘણું, ઘણાંક હૃદય ઉદાસ. ૨
શોક ઉદાસી જેમને, વરણવું તેહ વિશેષ;
પ્રથમ અવિદ્યારાત્રિ તો, પડિ નાઠી નિજદેશ. ૩
પાપઉલુક નિર્મુખ થઈ, જ્યાં ત્યાં જઈ છુપાય;
કામ ક્રોધનાં કુમુદકુળ, બહુ મન સંકોચાય. ૪
કર્મ કાળ ગુણ આદિનાં, જે ચકોર સમુદાય;
સુખ તેતો સ્વપ્ને ન લે, કદિએ મન વચ કાય. ૫
મોહ માન મદ આદિ જે, મત્સર તસ્કર વૃંદ;
નિભાવ થાય ન એમનો, કોઇરિતે દુખકંદ. ૬

૧ ક્રોધનો મોટોભાઈ કામદેવ.

ધર્મ સરોવરમાં ધિરે, યોગ જ્ઞાન વિજ્ઞાન;
એ પંકજ પ્રફુલિત થયાં, નાનાવિધ સવિધાન. ૭
સુખ કોષ સંતોષના, વિવેક નેં વૈરાગ;
શોકવિગત તે કોક સૌ, સુણ સતીં સાનૂરાગ. ૮
આ રઘુનાથપ્રતાપરવિ, જેને ઉર જવ નેઠ;
કરે પ્રકાશ સપ્રીતથી, પૂરણ તેજ સમેત. ૯
વધે પાછલાં વિવિધવિધિ, પ્રથમતણાં સહુ નાશ,
કે'તામાંજ કરોડ વિધ, સુણો મુની સઉલ્લાસ. ૧૦
એક સમે રઘુનાથજી, સહુ નિજભ્રાત સહીત;
સંગે સમિરાત્મજ શુરો, પરમપ્રિય શુભ રીત. ૧૧
જોવા સુંદર ઉપવનો, ગયા સર્વ ગુણધામ;
નવપલ્લવ પુષ્પિત રૂડાં, તરૂવર ત્યહાં તમામ. ૧૨
સમય જાણિ આવ્યા ત્યહાં, સનકાદિક મુનિરાય;
તેજપુંજ ગુણ શીળના, વિનયિ વિવેકિ સદાય. ૧૩
બ્રહ્માનંદવિષે સદા, લલિત લાભ લયલીન;
બાળકછે બહુ કાળના, જોતાં મહા પ્રવીણ. ૧૪
જાણ્યે ધરિયાં દિવ્ય તન, ચતુર વેદ જે ચાર;
સમદરશી મુનિવર સદા, વિગતભેદ સંસાર. ૧૫
આશાપાશવશ[1] નહિ કદી, વ્યસનવિગત નિષ્કામ;
રામચરિત્ર ગવાય જ્યાં, ત્યાં જઇ સુણે સમામ. ૧૬
રહે ત્યહાં સનકાદિ જ્યાં, અગસ્ત મુનિ અભિરામ;
મહાજ્ઞાનિ મુનિરાજ તે, સુણ સતિ નારિલલામ.[2] ૧૭
રામકથા મુનિએ રૂડી, બહુ વિધ વરણિ સવા'લ;[3]
જ્ઞાનઅનળ પ્રગટાર્થ શુભ, અરણીવૃક્ષ વિશાળ. ૧૮
સનકાદિકને આવતા, અવિલોકિ અવધેશ;
હર્ષિ દંડવત કરી અને, પૂછયું કુશળ વિશેષ. ૧૯
પીતવસ્ત્ર દિધ બેસવા, પ્રભુએ મુનિને ત્યાંય;
સુણો ઉમા શુભ સ્નેહથી, કલેશ ન રાખી કાંય. ૨૦
કર્યો દંડવત કોડથી, ત્રણે ભાઇએ તેમ;
પવનાત્મજ પાયે પડયો, સનકાદિને સપ્રેમ. ૨૧
મુનિઓએ રઘુનાથની, છબિ વિલોકિ છબિધામ;
મગ્ન થયા મનમાં મહા, એ અવસર અભિરામ. ૨૨
શ્યામલ ગાત્ર સુહામણું, લોચનકમળ વિશાળ;
સુંદરતામંદિર સ્વરૂપ, ભવમોચન રઘુલાલ. ૨૩
એકટગે અવિલોકતા, નિમિષ ન લાવે નેત્ર;
પ્રભુ કરજોડી તેમને, શિશ નામે ગુણક્ષેત્ર. ૨૪
દશા વિલોકી તેમની, ઉર રઘુવર આનંદ;
ઝરતાં નેત્રે નેહજળ, પુલકિત અતિ નિજ પંડ. ૨૫

૧ આશાના બંધનમાં નથી તે. ૨ નારીઓમાં શ્રેષ્ટ. ૩ વ્હાલસહીત.

કર ગ્રહિ પ્રભુ સકોડથી, બેસાડયા મુનિરાય;
પરમ મનોહર વચન મુખ, ઉચર્યા રાઘવરાય. ૨૬
"આજ ધન્ય હું અતિ ઘણો, સુણજો મહા મુનીશ;"
"તમ દરશનથી મમતણાં, પાપ નાશ આદીશ." ૨૭
"મહાભાગ્ય વડિએ મળે, સર્વોપરિ સતસંગ;"
"વિના પરિશ્રમ વેગથી, ભલી રીતે ભવભંગ." ૨૮
"સંતપુરૂષ દર્શક સદા, મોક્ષપંથના મોટ;"
"દર્શક સંસૃતિ પંથના, કામિજનો વિધિ કોટ." ૨૯
"એમ કહેછે આદ્યથી, કવિ કોવિદ સદગ્રંથ;"
"વેદપુરાણ વિદિત વળી, સુધો બતાવે પંથ." ૩૦
સુણિને પ્રભુનાં વચન શુભ, ચારે મુનિ હર્ષીત;
પુલકિત તન કરતા સ્તુતી, સુણજો સતી સપ્રીત. ૩૧

## ગીતિ છંદ.

જયભગવંત અનામય, કરૂણામય પ્રભુ અનંતઅનઘ અતી;
જયનિર્ગુણગુણસાગર, જયસુખમંદિર ત્રિલોકપતિશ્રીપતિ. ૧
જય પ્રભુ અજય અનૂપમ, જય ધરણીધરઅનાદિગતવિપદા;
જ્ઞાનનિધાન નિરવધિ, માનરહિત જન પ્રદાત[1] માન સદા. ૨
પાવન સુયશ તમારા, વેદ વદે વળિ પુરાણ ગ્રંથવિષે;
તજ્ઞ કૃતજ્ઞ કૃપાળુ, ભંજન જનકેરિ અજ્ઞતા અતિશે. ૩
નામ અનેક અનામી, સર્વસ્થળ સર્વના ઉરાલયમાં;[2]
એક નિરંજન સુખપ્રદ; સર્વની ગતિજ્ઞાત નાથ હે નયમાં. ૪
અમ ઉર વસો નિરંતર, પરિત્રાતા અમતણા તમે ધન છો;
રાગ રોષ વિપદાહર, ફંદ સર્વ ભવતણા નિકંદન છો. ૫
હૃદય વસો અવિનાશી, કામ તથા મદ પ્રમાદહર રામ;
પરમાનંદ કૃપાઘન, સઘનપયોધરવપૂ પુરણકામ. ૬
અનપાવનિ ભક્તિ અનુપ, સંપૂરણ પ્રેમલક્ષણાકેરી;
દો રઘુનાથ અમોને, કૃપાસદન હે કૃપાદ્રિષ્ટે હેરી. ૭
તાપ ત્રિવિધ ભવસંભવ, વિપદાહરણી સદા ભક્તિ તે છે;
વિષય વિરક્તરહિત મદ, અનપાવનિ ભક્તિ તેહ જન લેછે. ૮
પ્રણતતણા પ્રતિપાળક, સુરધેનૂ કલ્પવૃક્ષ સમ રામ;
પ્રસન થઈ ત્રિભુવનપતિ, એજ દિયો વર કૃપા કરી આમ. ૯
ભવસાગરના કુંભજ,[3] સુલભ સરવને રમારમણ સેવ્યે;
મનસંભવ દુખભંજક, શમતા વિસ્તારનાર સુખ દેવે. ૧૦
આશ હરખ ત્રાસાદિક, હરનારા હરિ નિપૂણ પૂર્ણ નિત્યે;
વિનય વિવેક વિરતિ શુભ, વિસ્તારક દક્ષ લક્ષિને પ્રીતે. ૧૧

૧ વિશેષ આપનાર. ૨ હૃદયરૂપી ઘરમાં. ૩ અગસ્તમુનિ.

ભૂપશિરોમણિ ભગવત, વસુધા વિભૂંષણ અદૂષણે ખ્યાત;
દા ભક્તિ ભવતરણી, પ્રણતવ્યથાહર કરી કૃપા તાત. ૧૨
મુનિમનમાન સરોવર, તેહવિષે હંસરૂપ દિવ્ય સદા;
વંદિત ચરણ કમળ રજ,સુર શંકર અજ સદાય હૃદય મુદા.૧૩
રઘુકુળધ્વજ અસુરારી, શૃતિસેતૂ રક્ષનાર દીનબંધુ;
કાળ સ્વભાવ તથા ગુણ, કર્મ સરવનાય ભક્ષકાર પ્રભુ. ૧૪
તારણ તરણ હરણ દુખ, ત્રિભુવનભૂષણ વસુંધરાધર હે;
કરતા રહો કૃપા નિત,મન તમ ચરણે સદાય વળગ્યું રહે.૧૫

## દોહરા.

વારંવાર સ્તુતી કરી, પ્રેમ સહિત શિર નામિ;
સનકાદિક ત્યાંથી ગયા, અતિ અભિષ્ટ વર પામિ. ૧
બ્રહ્મલોક જવ તે ગયા, સુણજો સતી સપ્રીત;
રામચરણ શિશ નામિયુ, સહુ બંધવે સહીત. ૨
પુછતાં પ્રભુને સર્વ કો, મનમાં સંકોચાય;
જુએ સર્વ મારૂતિ ભણી, મ્હા આતુર મનમાંય. ૩
સુણવા પ્રભુમુખની ચહે, વાણિ વિમળ સુખકાર;
જે સાંભળિ ભ્રમ સૌતણી, હાનિ થાય નિરધાર. ૪
અંતરજામી રામતો, સહુ જાણ્યું તે સ્હેજ;
"શૂં પૂછે વીર ભરતજી, કહે મારૂતી તેજ." ૫
કહે તદા કરજોડિને, હેત ધરી હનુમાન;
"સુણો દીનવત્સળ પ્રભુ, રામ સ્વયં ભગવાન." ૬
"ચ્હાય પૂછવા ચિત્તમાં, નાથ ભરત કશું પ્રાય;
"પ્રશ્ન કરંતાં પ્રભુપ્રતી, મનમાં સંકોચાય." ૭
"જાણેછે કપિ એક તું, મારો સરળ સ્વભાવ;
"ભરતથી અંતર માહરે, છે શું તે તું જણાવ"? ૮
સુણિ પ્રભુનાં સુખકર વચન, ગ્રહી ભરતજી પાય;
કહે "સુણો કરૂણાબ્ધિ હે, પ્રણતપાળ રઘુરાય." ૯
"નાથ મને મમ હૃદયમાં, નહિં સંદેહ કશોય;"
"શોક મોહ સ્વપ્નેય નહિં, જરૂર વિચારી જોય." ૧૦
"કેવળ એ તમની કૃપા, ચિદાનંદઘન રામ;"
"રામદિનેશ હૃદયવિષે, તમ[1] કયાં રહે તમામ."? ૧૧
"નિશ્ચય એક કરો પ્રભુ, કરૂણા કૃપાનિધાન;"
"હું સેવક જન આપનો, તમ જનસુખદ સુજાણ." ૧૨
"સંતોનો મહિમા સુભગ, વરણે વેદપુરાણ;"
"બહુ વિધિએ બહુનામિ હે, સહુ જાણે નિરવાણ." ૧૩
"વળી તમે શ્રીમુખ વિભુ, કરી વડાઇ સકોડ;"
"સંતોપર ભૂરીકૃપા, આપની કહું કરજોડ." ૧૪
"માટે ઇચ્છું સુણવા ઉરે, સંત સુલક્ષણ વીર;"
"કૃપાસિંધુ ગુણજ્ઞાનનિધિ, વિચિક્ષણો મતિધીર." ૧૫
"સંત અસંતતણા રૂડા, ભેદ ભિન્ન કરિ નાથ;"
"સમજાવી કહો હે પ્રભુ, પ્રણતપાળ ભલિભાત." ૧૬
"સાંભળ વીર શ્રીહરિ કહે, સંતગુણો સઃપ્રીત;
"અતિ વિખ્યાત અવનિવિષે, વેદપુરાણ વિદીત. ૧૭

## છપ્પા.

સંત અસંતો તણી, કરણિ એવીછે ભાઇ,
જ્યમ કોહાડો ક્રૂર, તોય ચંદન સુખદાઈ;
કાપે ચંદન પરશુ, સાંભળો વીર ભરતાદી,
નિજગુણ દેછે મલય, સુગંધી તેને સાદી.
તે કારણથી જગપ્રિય મલય, ચઢે દેવશિરપર સદા;
અગ્નિમાં બાળિ કૂટે ઘણો, પરશુદંડ લાયક તદા. ૧
વિષયરહિત વિશ્વમાં, શીલ ગુણધામ સદાએ,
પરદુઃખે દુખિપંડ,સુખી પર સુખિ પ્રિછિ પ્રાયે;
અજાતરિપુ સમદરશિ, રહિત મદ વિશ્વવિરાગી,
રહિતલોભ આસુયા, હર્ષ ભય ગત મ્હાભાગી;
ચિત કોમળના અતિ અહનિશાં, દીનઉપર કરૂણા ઘણી;
મમભક્તિ રહિત કશિ કામના, શું વડાઇ સંતોતણી? ૨
આપ અમાનિ હમેશ, માનપ્રદ પરને જાણી,
હે ભાઈ ભરતજી, પ્રાણસમ તે મમ પ્રાણી;
કામરહિત કોટિધા, પ્રેમિ મમનામપરાયણ,
વિરતી શાન્ત વિવેક, તથા આનંદધામ મન;
શીતળતા છે શુભપેરની, મૈત્રિ સરવના સાથમાં;
દ્વિજચરણપ્રેમ આચરણ શુભ, ધર્મમાત ભલિભાતમાં. ૩
આ લક્ષણો લલીત, જેમના હૃદયની અંદર,
તેમનેજ જાણજો, સત્યછે સંત નિરંતર;
શમદમાદિ પાળવે, ડોલતા નથિ દિલમાંહે,
વચન કઠોર વિશેષ, વદે નહિ વદન કદાએ;
નિંદા સ્તુતિ બે સમ જેમને, મમતા મમપદપંકજે,
સુખપુંજ ધામગુણ તે સજ્જન, મને પ્રાણપ્રિય સંત જે. ૪
સુણો હવે સ્નેહથી, અસંતોતણો સ્વભાવ;
ભુલિને પણ કદિએય, તેશુ કરશો ન બનાવ;
સંગ તેમનો સદા, દુસહ દુખદાતા કા'વે,
જ્યમ કપિલા ગાયને, હરાઇ ધેનુ હણાવે;
ખળના ઉરમાં પરિતાપ અતિ, બળે જોઇ પરસંપદા;
સ્વભાવિક એજ સ્વભાવના, ખળપુરૂષો પશુ બેપદા. ૫

---
૧ અંધકાર.

ક્યાં કઇ જો સાંભળે, અપરનિંદા નિજ કાને;
હૈયે માય ન હર્ષ, નવેનિધિ પામ્યો જાણ્યે,
કામ ક્રોધ મદ મોહ, પરાયણ પૂરો પાપી;
નિર્દય કપટી કુટિલ, પાપઠગ જગ પરિતાપી,
વળિ વેર સાથ સહુકોયની, કારણરહિત અભાગિને;
કરનાર હીત તેનુંય પણ,અહિત કરે અનુરાગિને. ૬
જૂઠજ લેવું દેવું, ખાવું જુઠ જૂઠ ચવેણું,
જૂઠ સાથ વેપાર, નિરંતર જૂઠજ દેણું;
વદે વચન મુખ મધુર, મોરની જેમ જગતમાં,
ખાય મહાસર્પને, હૃદય નિર્દય સહુ ગતમાં;
પરદ્રોહિ પરસ્ત્રીરત સદા, પરનિંદક પરધન હરણ;
તે પાપપુંજકુંજર નરે, દૈત્ય દેહ ધરિયો ધરણ. ૭
લોભનુંજ ઓઢણું, લોભનુંજ છે પાથરણું;
યમપુર પણ નહિ થાય, તેમનું કહિં ઠેકાણું;
સુણે વડાઈ શ્રવણ, કોઈ જનકેરિ કદાએ;
નાખે ઉંડો નિશ્વાસ, આવિ મુર્ચ્છા જયમ કાયે;
દેખે જવ તે જન કોઇને, પડયો વિપત્તી પૂરમાં;
સુખિ થાય થયો જાણે તદા, જગતભૂપમણિ શુરમાં. ૮
નિજ પરિવારવિરોધિ, સ્વાર્થમાં નિરત નિરંતર;
લંપટ નિપટ નિલજ્જ, કામિ ક્રોધી લોભનુંથર,
માત તાત ગુરૂ વિપ્ર, તેમને કદિ નવ માને;
વડો આપ વંઠેલ, અન્યને એહ પ્રમાણે;
કરતો નિત મોહવિવશ મહા,પરદ્રોહ જન પાપિ તે;
સતસંગત ને હરિભક્તિ તો, ગમે ન જેને કો રિતે. ૯
અવગુણસિંધુ અગાધ, મંદમતિ છેકજ કામી;
શ્રૃતિનિંદક મ્હા શૂર, પાપિ પરધનનો સ્વામી;
દ્વિજદ્રોહક પરદ્રોહિ, જંપિના બેસે જરિએ;
દંભ કપટભંડાર, અવગુણો શા ઊચરિએ;?
એવા નર અધમ મહા ખળો,કૃત ત્રેતાયુગમાં નહીં;
દ્વાપર એવા એકાદ બે, થશે ઘણા કળિયુગમહીં; ૧૦
પરહિત સમ હે ભાઈ, ધર્મ નહિ અન્ય અહીં કો;
પરને કરવી પીડ, અધમતા તે સમ નહિં કો;
નિર્ણય એ નિરવાણ, વેદ સહુ પુરાણકેરો;
જાણે કો જગમાંય, પુરૂષ પંડિત વડેરો;
નરદેહ ધરી આ ધરણિમાં,પરને કરશે જે વ્યથા;
આ ભવમાં તે દુખિ બહુ થશે,જન અભાગિયો સર્વથા.૧૧
કરે મોહવશ કોટિ, પાપ માનવિ જઇ હાડે;
સ્વાર્થનિરત જન મૂઢ, પ્રાય પરલોક બગાડે;
કાળરૂપ તેમને,સર્વથા હું સંસારે;
શુભાશૂભ કર્મનો, હું છું ફળદાતા ભારે;
એવું ઉરમાંય વિચારિને, જેહ પરમશાણા જનો;
દુખ જન્મ મરણનું જાણિને, ભજતા રહે મને ઘણો. ૧૨
ત્યાગીને સૌ કર્મ, શુભાશુભ દાયક છે તે;
ભજે મને ભલિભાત, અમર નર મુનિવર હેતે;
ભજ્યાવિના ભવમાંય, મરવું ને વળિ અવતરવું;
લખચોરાશી વાર, વિવિધ યોની તન ધરવું;
ગુણ સંત અસંતતણા રૂડા, કહ્યા જેહ મેં કોડથી;
ન પડે ભવ તે જન જેહ કો, સારજ ગ્રહે સહોડથી. ૧૩

### દોહરા.

શ્રીમુખનાં શુભ વચન એ, સાંભળતાં સહુ ભ્રાત;
હર્ષ પ્રેમ ન સમાય ઉર, થયા ઘણા રળિયાત. ૧
કરે વિનય બહુ કોડથી, વારંવાર વિશેષ;
હર્ષ અધિક હનુમાન ઉર, સતીને કહે મહેશ. ૨
મતિમંદિર રઘુપતિ પછી, ગયા આપ મંદીર;
વરણવિ શોભા શી વદું! શ્રોતા સુણો સધીર. ૩
નિત્ય ચરિત્ર નવાં નવાં,.કરે એમ કરૂણાળ;
જતા આવતા વાર બહુ, નારદ બુધ્ધિવિશાળ. ૪
રામચરિત્ર પવિત્રને, ગાય મહા મુનિરાય;
ઉર આનંદ અપાર તવ, પ્રેમે પ્રફુલ્લ કાય. ૫
નિરખી નવાં ચરિત્ર નિત, નિજ લોકે મુનિ જાય;
ત્યાં જઈ કહે સકોડથી, કથા તેહ સહુ પ્રાય. ૬
સાંભળિને સુખ પામતા, વિરંચિ ઉરમાં એમ;
"ફરિ ફરિ ગુણ ગાયન કરો," ઉચરે એમ સપ્રેમ. ૭
સનકાદિકે વખાણતા, નારદને નિરધાર;
જોકે બ્રહ્મનિરત મુનિ, તોપણ વારંવાર. ૮
સુણિ ગુણગાન શ્રીરામનું, સૈજ સમાધિ વિસારિ;
સુણતા સાદર સર્વ કો, પૂર્ણ પ્રેમઅધિકારિ. ૯
જીવનમુક્ત જોગેશ્વરા, પરિબ્રહ્મરત પૂર્ણ;
તે પણ પ્રભુગુણ સાંભળે, ધ્યાન તજી નિજ કર્ણ. ૧૦
જે હરિકથાવિષે જરૂર, કરે ન પ્રીત અપાર;
હૃદય કઠણ તે નરતણું, પથ્થરસમ નિરધાર. ૧૧
એકવાર બોલાવિયા, રઘુનાથે દરબાર;
ગુરૂ દ્વિજ પુરવાસી સહુ, આવ્યા અપરંપાર. ૧૨
બેઠા ગુરૂ ભૂસૂર મુનિ, સજ્જન વળિ શુભરીત;
ભક્તભીતિભંજન પ્રભુ, બોલ્યા વચન સપ્રીત. ૧૩

### છપ્પા.

સુણો વાણિ મમતણી, સકળ પુરજન શુભરીતે,
કે'તો નથિ ઉર આણિ, કોય ગર્વતા કશી તે;

પ્રભુતા નથિ કશિ મારિ, અનીતિ ન કશિએ ઉરમાં,
સુણિ શિખ કરજો તેહ, જેહ મનગમતું મનમાં;
પ્રિયપ્રાણથી શેવક તેજ છે, મને સદા મેદનિવિષે;
મમ આજ્ઞા જે માને જરૂર,ડાહ્યો તે સૌથી દિસે. ૧
જો અનીતિ કશિ વદૂ,આજ દ્વિજરાજસમાજે,
તો મુજને ત્યાગજો, વિસરિ ભય નિજહિત કાજે;
મહાભાગ્યબળ વડે, પામિયા મનુષા દેહી,
સુરદુર્લભ સદગ્રંથ, ગાય વળિ સંત સનેહી;
સાધન શ્રીહરિનું નામ શુભ, મોક્ષધામને પામવા;
પરલોક સુધારણ સજજનો, કરો યત્ન નિજ શ્રે થવા. ૨
નરતન પામિ જેહ, નામ સાધન નવ સાધે,
તે પરલોક પ્રમાણ, દુઃખ પામે દિલ દાધે;
શિર ધુણાવિ શઠ તેહ, પૂર્ણ પસ્તાય હૃદયમાં,
કાળ કર્મ ઇશને,દોષ મિથ્યા દે મનમાં;
શઠ તેહ દંભિ સર્વોપરી, ભજવાનું ભવમાં ભુલ્યો;
સુત મંદિર સંપતિ આરામાં, ડાહ્યો થઈ જઇને ફુલ્યો. ૩
આ તન પામ્યાતણું, વિષય ફળ નહિં હે ભાઈ,
સ્વર્ગ તેય પણ સ્વલ્પ, સુખદ અંતે દુખદાઈ;
પામી નરતન જેનિ, વિષયમાં વ્રતિ વળુંધી,
તજી અમૃત શઠ તેહ, માગિ લે વીષ અબૂધી;
પારશમણિને જન પરહરી, ચિત્ત પ્રસન્ન ચણોઠિથી;
તેને ભલો ન કદિ કો કહે, રીત એવિ અતિ ખોટિથી. ૪
ચાર ખાણ એકેક, લાખ ચોરાશિની પ્રાયે,
અનેક યોનીમાંય, ફરે જીવ અમર સદાયે;
માયાની પ્રેરણા, જીવને ફેરવવામાં,
કાળ કર્મ ગુણથકી, જીવ ઘેરેલ દશામાં;
તેમાં કરૂણા કરિ કો સમે, નરતન દિધ નારાયણે;
જે રાહુત હેતુ જનસ્નેહિપ્રભુ, આઢયઅખિલપતિગુણઘણે.૫
તરવા તરણીતુલ્ય, મનુષતન ભવસાગરથી,
સનમુખ સુખદ સમીર, અનુગ્રહ મારો ધરથી;
સદગુરૂ નાવિક શ્રેષ્ટ, સુણો જન સજન સુહાગી,
દુર્લભ સાજ સુલભ, પામિયા જોતાં જાગી;
ભવસાગર જો ન તરે નરો, સમાજ આ પામી ફસી:
તે જન કૃતઘ્નિ મતિમંદ અતિ, આત્મઘાતિ ગતિમાં જશે. ૬
જો આંહું પરલોકનું, સુખ જન શુભ અભિલાખો;
સુખદ વચન મમ સુણી, હૃદયમાં દ્રઢ ગ્રહિ રાખો;
સુલભ માર્ગ એ સુખદ, સર્વ કરતાં બહુ સારૂ;
ભકિત મારિ ભલિભાત, એજ અંતરમાં ધારો;
છે જ્ઞાન અગમ્ય અધિક સદા, વિઘ્ન અનેક વડાં વળી;
સાધન અસાધ્ય મન દ્રઢ નહીં, આગળ વળિ આવે કળી.૭
કરતાં કષ્ટ અપાર, પાર પામે કદિ કોઇ;
ભકિત વિના જન તેહ, મને પ્રિય નહિ રહે રોઈ;
માટે ભકિત સ્વતંત્ર, સકળ સુખખાણ કરી તે;
તે પણ વણસતસંગ, પ્રાણિ પામે નહિં પોતે;
વળિ પુણ્યપુંજ વણ સંતજન, મળે નહીં મેદનિવિષે;
સતસંગતિ જન્મ મરણતણી, અંત લાવનારી દિસે. ૮
પુણ્ય એક જગમાંય, અન્ય નથિ ઉધારનારૂં;
મન ક્રમ વચન સદાય, વિપ્રપદપૂજા વારૂં;
તેપર સુરમુનિ સર્વ, સાનુકુળ રહે સદાએ,
સેવે દ્વિજ સર્વથા, કપટ પરહરિ જો પ્રાયે;
વળિ અન્ય ગુપ્તમત માહરો, કહું સહુને કરજોડિને;
શિવભજન વિના મમભકિત નર, પામે નહિ તે કોદિને. ૯
ભક્તિપંથ પાધરો, કહો પરિશ્રમ શો તેમાં,?
જપ તપ યજ્ઞ ન યોગ, નહીં ઉપવાસે એમાં;
સરલ સ્વભાવ સદાય, કુટિલતાથી રહિ કોરે,
યથા લાભ સંતોષ, રાખવો સદા સજોરે;
મમદાસ કહાવી અન્ય કશિ, આશ ધરે નર અંતરે;
તોતે મમદાસ ન જાણવો, શો વિશ્વાસ હૃદય ધરે.? ૧૦
કહું બહુ શું આ કથા, વારૂજન સુણો વધારી,
આ જે શુભ આચરણ, તેહવશ રહું હું વિચારી;
વેર નહીં કોયથી, હૃદય નહિ રોષ ન આશ,
ત્રાસરહિત વળિ સદા, આશ સુખમય સહુ વાસ;
ગત માન મોહ આરંભવણ, અનિકેત આ ભવવિષે ;
નિષ્પાપ અદોષ ચતુરઘણા, અતિ વિજ્ઞાની તે દિસે. ૧૧
સજન સંગ સંસર્ગ, પૂર્ણ અનુરાગે નિત્યે,
તૃણ સમાન જગવિષય, સ્વર્ગ અપવર્ગ ન ચિંતે;
ભક્તિપક્ષમાં હઠ, સ્વલ્પ નહિં શઠતા ઉરમાં,
દુષ્ટ કર્મ સહુ દૂર, ભાવ મમ પદ ભરપૂરમાં;
મમનામનિરત ગુણગ્રામરત, રહિત મોહ મદ ગર્વતા;
સુખ તેમનું જાણે તેજ જે, પરાનંદઘન સર્વથા. ૧૨

## રાગ ચોપાઈ ત્રિતાળનો.

સુણી રામ વચન સુધાતુલ્ય, જેહ શમન ત્રિવિધનાં શૂળ;
ગ્રહ્યા સહુએ મહા મનમોજ, રઘુનાથના ચરણસરોજ. ૧
"માત તાત ગુરૂ બંધુ ભ્રાત, અમારે છો તમેજ હે નાથ;"
'તમે પ્રાણથી પ્રિયછો અમોને,અમો દખતા દખી તમોને.'૨

"તન મન ધન ધામ તમામ, હિતકારક આપ હે રામ;"
"સર્વ રીતે તમે સર્વેશ, જન ભયહર સમ તમ દિનેશ." ૩
"આવી રૂડી શિખામણ જેહ,તમ પાખે કોણ દે તેહ!"
"માતતાતતેયપણ ભવમાં,સ્વાર્થવશછે અમ અનુભવમાં." ૪
"સ્વાર્થરહિત યુગોયુગ આપ, અમપર ઉપકારી અમાપ;"
"માટે શેવક અમ તમકેરા, સ્વામી આપ અમારા વડેરા." ૫
"સહુ સ્વાર્થના મિત્ર સંસારે, પરમાર્થિ ન તેહ લગારે;"
સ્વાર્થ રહિત હે રામ તમે છો,સાથી આપજ અંત સમે છો.૬
સુણી સરવનાં વચન રસાળાં, પ્રેમરસનાં ભરેલાં રૂપાળાં;
સુણી હરખ્યા હૃદયમાં રામ, સુણો શૈલજા નારીલલામ. ૭
આજ્ઞા પામી રામ રઘુવરની, ગયા સૌ નિજ નિજ ઘરભણી;
વરણવતા સભાતણી વાત, કહે કેંવરાવે ભલિભાત. ૮
એમ અવધવાસી નરનાર, મહાભાગી કૃતાર્થ અપાર;
સચ્ચિદાનંદઘન બ્રહ્મરૂપ, રઘુનાથ એવા જયહાં ભૂપ. ૯
એકવાર જ્યાંપ્રભુસુખાસીન, આવ્યા વસિષ્ઠમુનિ ત્યાંપ્રવીણ;
કર્યો આદર રામે સંભાળી, ચર્ણોદક લીધું પાયપખાળી.૧૦
રાજાધિરાજ શ્રીરઘુનાથ, કહે મુનિવર જોડી હાથ;
"કૃપાસિંધુ વિનતી કરી મારી,સુણોસર્વતણા હિતકારી."૧૧
"જોઇ આચરણ તમનાંભૂવિષે, થાય મોહ મને ઉરઅતિશે;"
"મહિમાવેદયનરહેપામી,હુંકહુંશી રીતે કહો સ્વામી!"૧૨
"પુરોહિતતણું કર્મ મ્હામંદ, નંદે શ્રૃતિ સમૃતિ સુરવૃંદ;"
"એવું જાણિને મનમાં જ્યારે,નાલેવા કહ્યું તેહ મેં ત્યારે."૧૩
"કહ્યું વિધિએ મને હે સુત, થશે લાભ આગે અદભુત;"
"પરમાત્મા બ્રહ્મ નરરૂપ, થશે રઘુકુળભૂષણભૂપ." ૧૪
"એવું વિધિનું વચન સાંભળી,કર્યો ઉરમાં વિચાર મેં વળી;"
"યોગયજ્ઞ ને જપતપદાન, જેને માટેધરિયેવળિધ્યાન."૧૫
"તેને પામીશું પ્રત્યક્ષ જ્યારે,અન્ય ધર્મ ન એ સમ ત્યારે;"
"એવું જાણી પુરોહિત કર્મ,લીધું મળવા પ્રભુછનેપર્મ."૧૬

## દોહરા.

"જપ તપ યોગ નિયમ નવા, વળી વિવિધ નિજ ધર્મ;"
"વેદજનિત અતિશે વળી, નાનાવિધિ શુભ કર્મ." ૧
"જ્ઞાન દયા શમ દમ અને, તતિખ તીરથસ્નાન;"
"કહ્યા જ્યહાં લગી ધર્મ શુભ,શ્રૃતિ સજ્જન ગુણવાન."૨
"અગમ નિગમ આદ્યે લઇ, ઉચિત પુરાણ અનેક;"
"તે સુણવા ભણવાતણું, અવધનાથ ફળ એક." ૩
"તમપદપંકજરજવિષે,પ્રીત નિરંતર થાય;"
"એ સહુ સાધનકેરૂં ફળ, અતિ સુંદર કેંવાય." ૪
"મેલથીજ પટ ધોઇએ, મેલ જાય કદિ પ્રાય?"
"પામે જળમંથનથી શું? ધૃત જન કોઈ કદાય?" ૫
"પ્રેમભક્તિરૂપ જળવિના, અહો પ્રભુ રઘુરાય;"
"હૃદયતણો મ્હામેલ તે, જરૂર કદી નવ જાય." ૬
"તેજ સુજ્ઞ સર્વજ્ઞ જન, તેજ તજ્ઞ પંડીત;"
"તેજ ધામગુણ જ્ઞાનિ અતિ, તેજ શ્રેષ્ઠ શુભરીત." ૭
"સહુ લક્ષણસંપન સદા, તેજ સહુથી ચતુર;"
"જેની પ્રભુપદકંજપર, પ્રીતિ થાય ભરપૂર." ૮
"નાથ એક વર માગું છું, દો કરિ કરૂણા તેહ;"
"જન્મ જન્મ પ્રભુપદકમળ, કદિ ન ઘટે મમ નેહ." ૯
એવું કહી વસિષ્ઠ મુનિ, આવ્યા ફરિ નિજઘેર;
કૃપાસિંધુના મનવિષે, ભાવ્યા મુનિ શુભપેર. ૧૦
હનુમાન આદિક વળી, ભરતાદિક નિજ ભ્રાત;
લીધા સંગ સુણો સતી, સેવક સુખદ શ્રીનાથ. ૧૧
પછિ કૃપાળુ અતિ પ્રેમથી, ગયા અવધપુર બા'ર;
ગજરથ અશ્વ ઘણા ત્યહાં, મગાવિયા નિરધાર. ૧૨
તે સમાજ નિરખી સહુ, વખાણતા ભલિભાત;
જે વાંચ્છયું જેણે ઉરે, દિધું તેને સાક્ષાત. ૧૩
સહુશ્રમહારણ પામિ શ્રમ, રીઝ આપતાં રામ;
પરમ રમ્ય અમરાઇ જ્યાં, ગયા ત્યહાં ગુણધામ. ૧૪
ભરતે પાથર્યું વસ્ત્ર નિજ, પ્રભુ સુખાસીન સહેજ;
સેવા કરતા ભ્રાત સહુ, કો વરણવી કહેજ? ૧૫
વાયૂ ઢોળે વાયુસુત, પ્રભુપર તેહ પ્રસંગ;
લોચન જળ શ્રેણી ઝરે, હર્ષિત અંગો અંગ. ૧૬
હે ભવાનિ હનુમાન સમ, નહિ મ્હાભાગી કોય;
રામચરણ અનુરાગિ કો, એ સમ અન્ય ન જોય. ૧૭
જેની શેવકતા પ્રીતિ, નિજ મુખ વારંવાર;
વરણવિ કહે રમારમણ, અવધનાથ ઉદાર. ૧૮
આવ્યા તવ નારદમુની, વીણા હસ્ત વડેરિ;
સુકીર્તિ ગાવા લાગિયા, સદા નવિન પ્રભુકેરિ. ૧૯

## રાગપદ.

" બાગડી કોન સુધારે " એઢાળ.

શ્રીરઘુવીર ધીરધર શ્રીધર, પ્રાણપ્રિયોત્તમ મારારે;
સદા એકરસ નાથ નિરંજન, સુખદાયક છો સારારે.
શ્રીરઘુવીર. ૧
પંકજલોચન જુઓજગતપતિ, મમભણિગણિનિજદાસરે.
કૃપામિટે જોવું જગદીશનું, હરણ તેહ જગત્રાસરે.
શ્રીરઘુવીર. ૨

નીલકમળ સમ શ્યામ ધામગુણ, મન્મથારિ અસુરારીરે;
સંતહૃદયઅર્વિંદ મકરંદના, હરિ ભ્રમર દુખહારીરે.
શ્રીરઘુવીર. ૩

દાનવખળભંજન ગંજન અઘ. મુનિ સજ્જન મન રંજનરે;
વિપ્રવૃંદ શશિ મેઘ સમાપ્રભુ, દીનબંધુ રઘુનંદનરે.
શ્રીરઘુવીર. ૪

અશરણશરણ દીનજનગ્રાહક, ઘણાજ ગરિબનિવાજરે;
તમપાખે પ્રભુ જકતજીવની, દિલ કોનેછે દાઝરે?
શ્રીરઘુવીર. ૫

ભુજાબળે અતિભાર અવનિનો, ઉતારિયો અવધેશરે;
ખરદૂષણ વધ વિરાધકેરો, કરવે પંડિત બેશરે.
શ્રીરઘુવીર. ૬

રાવણશશિયરરાહુ રામ તમ, સુખરૂપ નૃપશિર્ષોમણિરે;
જયજય દશરથકૂળકુમુદવન, શશિ સ્વચ્છ શોભા ઘણિરે.
શ્રીરઘુવીર. ૭

સુયશ આપના સદા વિદિતછે, શૃતિ પુરાણમાં સર્વરે;
ગાય વળી સુર મુનિવર મોટા, સંત સદાય અગર્વરે.
શ્રીરઘુવીર. ૮

સદયહૃદય મદ કપટહારિ હરિ, સહુ વિધિ કુશળ કૃપાનિધિરે;
કલિમલ પ્રમથનાર મતિશારદ, કરૂં સ્તુતી પ્રભુ કો વિધિરે?
શ્રીરઘુવીર. ૯

રામનામ મમતાહર સુખકર, પ્રણતપાળ રઘુલાલરે;
શિવશંકર શરણાંગત પર તમ, કરજો કૃપા કૃપાળરે.
શ્રીરઘુવીર. ૧૦

આ ભવપાશ વિનાશ કરી હરિ, પદરજ મતિ લોભાવોરે;
આપવિના આધાર અન્ય નથિ, કરૂણાસિંધુ કહાવોરે.
શ્રીરઘુવીર. ૧૧

## દોહરો.

પ્રેમસહિત નારદમુની, વરણિ રામ ગુણગ્રામ;
શોભામ્બુધિ ઉર રાખિને, ગયા જયહાં વિધિધામ.* ૧

---

## વસંતતિલકા છંદ.

હે શૈલજા વિશદ આ સુકથા સુણી તેં,
મેં સર્વ વર્ણવિ યથામતિ મારિ રીતે;
સો કોટિ છે પ્રભુચરિત્ર અપાર ચારૂ,
વર્ણે ન પાર શૃતિ શારદ તેય વારૂં. ૧

રામે અનંત સતિ ગુણ અનંતવાળા,
ને જન્મ કર્મ અભિધાન અનંત ન્યાળ્યાં;
જાયે ગણ્યાં રજકણો મહિનાં ગણેતો,
વારીતણાં સરવ બિંદુ ગણાય તેતો. ૨

શ્રીરામનાં શુભ ચરિત્ર પરંતુ કોથી,
વર્ણ્યાં ન જાય કદિ શેષ સહસ્ર મોથી;
આ તો કથા હરિપદે રતિદાયની છે,
થાયેજ ભક્તિ અનપાવનિ શુણિ પ્રીછયે. ૩

હે શૈલજા કહિ કથા સહુ મેં રૂપાળી,
શુણાવિ જે ભુશુંડિએ ખગને[1] રસાળી;
શ્રીરામના ગુણ કશા કિધ મેં વખાણી,
શું કહો હવે ઉચર મૂખ સતી ભવાની? ૪

શુણી કથા સુખદ પાર્વતિ હર્ષ આણી,
બોલી અતી વિનિત કોમળ વારૂ વાણી;
હે નાથ ધન્યઅતિ ધન્ય! કૃતાર્થ હું થૈ,
શુણ્યા રમારમણગુણ સુચિત્તને દૈ. ૫

સ્વામી કૃપાસદન આપ કૃપાપ્રસાદે,
હું કૃત્ય કૃત્ય નથિ મોહ હવે પ્રમાદે;
જાણ્યો પ્રતાપ પ્રભુ રામરમાપતીનો,
એ પૂર્ણ બ્રહ્મજ અનાદિ મહા ગતીનો. ૬

હે નાથ આપ મુખચંદ્રથકી ઝરેછે,
શ્રીરામની શુભ કથામૃત શ્રેષ્ઠ જેછે;
તેનું હું શ્રોતપડિએ[2] કરૂ પાન ઊરે,
તોયે ધરાતું નથિ મંન શું હું કહુંરે. ૭

શ્રીરામનાં શુણિ ચરિત્રજ જે ધરાયે,
તેણે પ્રિછયો ન રસ કાંઈ વિશેષ પ્રાયે;
મ્હામુનિ જે જીવનમુકત સદા વિરાગી,
શુણે સદા હરિતણા ગુણ તેય જાગી. ૮

જે ચ્હાય આ ભવધિ પારજ પામવાને,
તેને સુનાવરૂપ રામકથા નિદાને;
શ્રીરામ ગ્રામગુણ વિષયિ જીવનેય,
છે શ્રોતપાવન ઉરે સુખ અપ્રમેય. ૯

એવોજ કોણ નર સાંભળ નાર જકત?
જેને પ્રભુ ગુણ ગમે નાહિં તે અભકત;
તે આત્મઘાતિ જડ જીવ જગે તમામ,
જેને ગમે ન શુભ રામકથાભિરામ. ૧૦

ગાયાં ચરિત્ર પ્રભુનાં શશિમૌલિ સ્વામી,
શુણી અનંત ઉરમાંય હું સુખપામી;

---

* રામાયણનો ઇતિહાસ સંબંધી વિષય અહીં સંપૂર્ણ.

૧ ગરૂડને. ૨ કાનરૂપી પડિયો.

કીધું તમે "શુભ કથા સતિ શુણિ આ જે,"
"ગાઈ ગરૂડપ્રતિ કાકભૃશુંડિરાજે." ૧૧
વિજ્ઞાન જ્ઞાનદ્રઢ વીરતિ સોત વાઢું,
શ્રીરામચર્ણું અતિ નેહ થયો વિચારૂં;
વાયસુતને રઘુપતીતણિ ભક્તિ પામ્યો,
સંદેહ તો પરમ એ મમઊર જામ્યો. ૧૨

## દોહરા.

નર સહસ્રમાં એક કો, હોય ધર્મવ્રતધારિ;
સુણો નાથ સલુણા તમે, કાશિનાથ ત્રિપુરારિ. ૧
ધર્મશીળ કોટિકવિષે, માત્ર કોઈજન એક;
વિષયરહિત સંસારમાં, વિરાગરત સવિવેક. ૨
કોટિક વિશ્વવિરક્તમાં, વેદ કહે જન કોય;
યથેચ્છજ્ઞાનવિદિત સુકૃતિ, હજારવિધિથી હોય. ૩
જ્ઞાનવંત કોટિકવિષે, કોઇક સુકૃતરાશ;
જીવનમુક્ત જગતવિષે, અહો શંભુ અવિનાશ. ૪
જીવનમુક્ત સહસ્રમાં, સહુ સુખધામ સદાય;
પરિબ્રહ્મલયલીન જન, દુર્લભ જ્ઞાની માય. ૫
ધર્મશીળ વિરક્ત જન, અને જ્ઞાનિ અભિરામ;
જીવનમુક્ત જોગેશ્વરા, બ્રહ્મજીવ સુખધામ. ૬
રામભક્તિરત સર્વથી, ગત મદ માયા મોહ;
દુર્લભ તે દીનબંધુ હે, શંકર સુખસંદોહ. ૭
રામભક્તિ તે અતિ રૂડી, કેમ પામિયો કાગ?
સમજાવી કહો તે મને, જગપતિ સાનુરાગ. ૮
રામપરાયણ જ્ઞાનરત, ગુણસાગર મતિધીર;
નાથ કહો શા કારણે, પામ્યો કાગ શરીર? ૯

## રાગ ગોડીની દેશી.

આ પ્રભુ ચરિત્ર પવિત્ર સરવથી, પતિતપાવન ત્રિપુરારરે;
કાગ તે પામિયો કેમ કરીને? તે મુજને કહો સારરે. ૧
મદનરિપુ મારા નાથ તમે તો, સાંભળ્યુ કેવી રીતિરૂ?
તે સહુ કૌતક અતિશે વડેરૂ, મુજને કહો પિયુ પ્રીતિરે. ૨
ગરૂડ મહામતિ પ્રૌઢ વિજ્ઞાની, સુગુણસદન હરિદાસરે;
સમિપ સદા રહેનાર પ્રભુની, ઉર જેને હરિના વાસરે. ૩
કારણ કાગની પાસ જવાનું, તેને કશું ત્રિપુરારીરે?
મુનિવરયૂથ મૂકીને ત્યહાં જઇ, સુણી કથા સુખકારીરે. ૪
કરૂણાસદન કરી કરૂણા કહો તે, સંવાદ થયો શી રીતેરે?
ભક્ત હરીના ઉભય ખગ અતિશે, ગરૂડ વાયસ મનજીતરે.૫
ગોરીની નિર્મળ સાંભળી વાણી, સરળ સોહામણી તેહરે;
બોલ્યાઅખિલપતિઅતિસુખપામી, સાદર સતીશુસનેહરે. ૬
ધન્ય! સતી મતિ પાવન તારી, સલુણી મારી સ્રીલલામરે;
રઘુપતિનાપદકમળ વિષે તુજ, પ્રીત ન થોડી સમામરે. ૭
સાંભળ પરમપવિત્ર તે સૌથી, નારી નવલ ઇતિહાસરે;
જેહ સુણ્યે હે ભવાનિ સુભદ્રે, નિપટ શોક ભ્રમ નાશરે.૮
રામચરણપાથોજવિષે નિત, પ્રગટે વિમળ વિશ્વાસરે;
આ ભવસાગર દુસ્તર અતિ તે, નર તરતો અનાયાસરે. ૯
એવોજ પ્રશ્ન વાયસ પ્રતિ જઇને, ગરૂડે કર્યો સુણ ગૌરીરે;
તે સહુ સાદર કહિશ હવે તને, સાંભળ સલુણી મોરીરે.૧૦
મેં જેવી રીતે આ શોચ વિમોચની, રામકથા શુણી કાનરે;
તેહ પ્રસંગ પ્રસન્નવદનિ શુણ, સંભળાવુંછું સમાન'રે. ૧૧
દક્ષપ્રજાપતિભવન ભવાની, પ્રથમ તારો અવતારરે;
નામ "સતી" તેહ સમયનું તારૂં, શેવકને સુખકારરે. ૧૨
દક્ષના યજ્ઞમાં ગઇ ગુણવંતિ તું, ત્યાં થયું તુજ અપમાનરે;
ક્રોધ કરી મારી પ્રાણપ્રિયોત્તમા, તેં તજ્યો તવ પ્રાણરે.૧૩
મોકલી મેં વીરભદ્રને ક્રોધે, યજ્ઞ કરાવ્યો ભંગરે;
જાણેછે તે ત્રિકાળજ્ઞા તારૂણિ, પાછલો સર્વ પ્રસંગરે. ૧૪
તારાવિના મને નિજ મનમાંહે, શોચ થયો અતિ ભારીરે;
દુઃખિ થયો તારા દુસહ વિયોગે, પ્રાણપ્રિયોતમા નારીરે.૧૫
સુંદર વન ઉપવન ગિરિ સરિતા, તાજાં પાણીનાં તળાવરે;
જોતો ફરૂં એવાં કૌતક નજરે, રહિત પ્રીતિ અનભાવરે.૧૬
સોવર્ણમેરૂ ગિરિવર ગંભીર, ઉત્તરદિશિ ભણિ આધેરે;
નીલપર્વત વળી એક સુંદરછે, જોતાં મન અનુરાગેરે. ૧૭
તેના કનકમય શિખર સલુણી, શોભીત ચાર સુભાતરે;
મન ગમીયો મને ગિરિવર ગિરિજા, વરણવું તે શું વાતરે?૧૮
તેપર વૃક્ષ વિશાળ ઘણેરાં, એક એકથી એમરે;
પીંપળ પીંપર આંબો અને વડ, પેખતાં ઉપજે પ્રેમરે. ૧૯
શૈલ્ય ઉપર અતિ સુભગ સરોવર, સંપતિ સહિત તે શોભેરે;
પાળની ફરતાં મણીનાં પગથિયાં, જોતાં મુની મન લોભેરે.૨૦
શીતળ નિર્મળ જળમાં કમળ બહુ, વિધવિધ રંગ વિરાજેરે;
મધુરસ્વરે ત્યાં મરાળ કુંજેછે, ગુંજે ભ્રમર શુભ છાજેરે. ૨૧
તેહ સુંદર ગિરિવરપર તે ખગ, વિમળ કરી રહે વાસરે;
કલ્પાંતે પણ તે ગિરિકેરો, થાય નહીં કદિ નાશરે. ૨૨
ગુણ અવગુણ અગણિત માયાકૃત, સંસાર સૌને ભમાવેરે;
મોહ મદન અવિવેકાદિ જે ક્રૂર, માયાના પાશમાં લાવેરે.૨૩
વ્યાપ્ત થઇને સમસ્ત જગતમાં, રે'છે નિરંતર તેહરે;
પણ તે ગિરિની સમિપે કદિકાળે, જઇનિ શકે શુણ જેહરે.૨૪

૧ માન સહિત.

તેહુ સ્થળે વસિ વાયસ નિત્યે, હરિને ભજે જેવી રીતરે;
સાંભળ તે મારી સુમુખી સલુણી, અંતરમાંય સપ્રીતરે. ૨૫
પીંપળ વૃક્ષતળે નિત્ય વાયસ, ધરતો હરિતણું ધ્યાનરે;
પીંપરવૃક્ષનિચે જઈ કરતો, જાપ જગન સવિધાનરે. ૨૬
અંબતરૂતળ માનસી પુજા, પ્રેમ સહીત કરેછેરે;
ભજન હરીનું તજી નહીં બીજું, કાજ કશું આદરેછેરે. ૨૭
હરિકથાકેરો પ્રસંગ કરે જ્યાં,ગંભીર વડ વૃક્ષરાજરે;
આવે ત્યહાં વિધ વિધ વિહંગો,કથા સાંભળવા કાજરે. ૨૮
રામચરિત્ર પવિત્ર સરવથી, પતિતપાવન પરમાણરે;
પ્રેમ સહિત તેનું ગાન કરેછે,વાયસ મુખ વદિ વાણરે. ૨૯
સાંભળે સકળ સુબુદ્ધિવિશારદ, હંસ તે ખગઅવતંસરે;
તેહ સરોવરમાંય નિરંતર, રે'તા હતા જે હંસરે. ૩૦
જ્યારે જઈ તે મેં કૌતક જોયું, સર્વથકી બહુ સારૂંરે;
ઉર ઉપજ્યો મને હર્ષઅતીશે.વામા વખાણું શું વારૂરે! ૩૧
કાંઇક કાળ મરાળનું તનધરિ, ત્યાં તવ મેં કર્યો વાસરે;
સાદર સાંભળી રઘુપતિના ગુણ,આવ્યો પછી કૈલાસરે. ૩૨

## દોહરા.

ગયો ભૂશુંડી પાસ હું. જે અવસર ભલિભાત;
કહ્યો સર્વ ઇતિહાસ તે, હે ગિરિજા સુણ વાત. ૧
હવે કથા તે કાન ધર, જે કારણ જરૂર;
ગયો ગરૂડ ગુણધામનો, કાગભૂશુંડી હજૂર. ૨
જબ રણક્રીડા રાઘવે, કરિ રણમાં સુરકાજ;
તે ચરિત્ર મન સમજતાં, આવે મુજને લાજ. ૩
ઇંદ્રજીતકર અખિલપતિ, બંધાયા અહિપાશ;
નારદમુનિએ મોકલ્યો, ગરૂડ ત્યહાં ગુણરાશ. ૪
બંધનહરનું કાપિને. બંધન ગયો ગરૂડ;
ઉપજ્યો હૃદય વિષાદ અતિ. માયા પ્રભુની ગૂઢ. ૫
પ્રભુને બંધન સમજતાં. ઉરમાં વારંવાર;
અચરજવશ અહિશત્રુ અતિ, વળિ વળિ કરે વિચાર. ૬
"વ્યાપક બ્રહ્મ અપાર ગતિ. નિર્મળ વેદ વિદીત;"
"માયા મોહાતીત પ્રભુ. પરમેશ્વર શુભરીત." ૭
"છુટે ભવબંધનથકી. નર જપિ જેનું નામ;"
"ક્ષુદ્ર દાનવે બાંધિયા, અહિપાશે તે રામ." ૮

## વસંતતિલકા છંદ.

એવી રિતે અધિક સંશય તે કરેછે.
ક્રીડા વિલોકિ પ્રભુની મન ઓસરેછે;
દીધો પ્રબોધ મનને બહુ ભાંતિએથી,
છાયો ઉરે ભ્રમ ન જ્ઞાન થયુંજ એથી. ૧
પામીજ ખેદ મન તર્ક વધારિ આણે.
મ્હા મોહને વશ થયો તુજની પ્રમાણે;
વ્યાકુળ થૈ હૃદય નારદપાસ જાઈ,
કીધોજ જેહ મન સંશય દુઃખદાઈ. ૨
આવી દયા શ્રવણિ નારદને અતીશે;
માયા અતી પ્રબળ રામની શુણ દીસે;
જે જ્ઞાનિઓનું પણ ચિત્ત હરે સુજાણે,
નિર્મોહને હૃદય મોહ કરે પરાણે. ૩
"જેણે મનેય બહુવાર અરે નચાવ્યો."
"માયાજ તે ગરૂડ વ્યાપિ તને તું આવ્યો;"
"ઊરે તને પ્રગટ મોહ થયોજ ભારી."
"મારે કહ્યે ન મટશે ઝટ જો વિચારી." ૪
"જા તું વિરંચિતણી પાસ ખગેશ પ્રીતે,"
"આજ્ઞા કરે વિરચિ તે કરજે તું રીતે;"
એવું કહી ઋષિ ગયા ઝટ બ્રહ્મલોકે.
શ્રીરામગુણ ગણતા ઉરમાં અશોકે. ૫
માયા હરીની ગુઢ વર્ણતા મુનીજી,
બો'વાર તે અતિ સુજાણ ઉરેથી રીઝી;
ત્યાંથી ગરૂડ વિધિપાસ નિદાન આવ્યો.
સંદેહ જેહ મન તેહ કહી સુણાવ્યો. ૬
સુણી વિરંચિ મન શીશ નમાવિ રામ.
પ્રેમાંકુર પ્રગટ પેખિ પ્રતાપ આમ;
વેગે કરે મન વિચાર ત્યહાં વિધાતા.
"માયાતણેજ વશ કોવિદ પ્રજ્ઞ જ્ઞાતા." ૭
"માયાતણો અતિ પ્રભાવ બધે કહાવ્યો"
"જેણે મનેય ઘણિવાર અરે નચાવ્યો;"
"આ સર્વ મેંજ સચરાચર ઊપજાવ્યું,"
"આશ્ચર્ય મોહનું મને ઉરમાં ન આવ્યું." ૮
બોલ્યા વિરંચિ પછિ વાણિ રસાળ એમ,
"જાણે મહેશ પ્રભુતા પ્રભુની સપ્રેમ;"
"માટે તું જા ગરૂડ શંકરપાસ આજે,"
"બીજે ન પૂછિશ કશું કહું હીત કાજે." ૯
"થાશે ત્યહાંજ તુજ સંશય સૌની હાણી,"
ચાલ્યો વિહંગપતિ સુણી વિધિની વાણી;
શ્વાસે ભર્યો ગગનમાર્ગ ગરૂડ ધાતો,
વાણી સુણી વિધિતણી અતિ વેગ જાતો. ૧૦

## રાગ ચોપાઈ ત્રિતાળની.

સુણી વિધિવાણી પરમાતૂર, આવ્યો ગરૂડ તે મારી હજૂર;
હું જતોહતો કુબેરઘેર, તું કૈલાસમાં રહિ શુભપેર. ૧
તેણે સાદર મમપદ આવી, શીશ નામ્યુ પુરો પ્રેમ લાવી;
પછી સંશય સર્વ સ્વકેરો, મને કહિ સંભળાવ્યો ઘણેરો. ૨
સુણી તેની વિનિત મૃદુવાણી, કહ્યું પ્રેમ સહિત મે ભવાની;
"મળ્યો મારગમાં ઉરગારી, કેવીરીતે શંકા ટાળુ તારી!" ૩
"સતસંગ ઘણો કરે જ્યારે, ભ્રમ ભંગ સકળ થાય ત્યારે;"
'ત્યહાંસુણીએહરિકથાજાઈ, નાનાવિધમુનિઓએજેગાઈ.' ૪
"જેમાં આદિ મધ્ય અવશાન, પ્રતિપાદ્ય રામ ભગવાન;"
"જ્યહાં નિત્ય હરિકથા થાય, તને મોકલું ત્યાં ખગરાય." ૫
"ત્યહાં જઇને સાંભળજે સનેહ, જશે સુણતાં સકળ સંદેહ;"
"થશે રામચરણ દ્રઢ નેહ, કહું સત્ય નહી સંદેહ." ૬
"સતસંગ વિના નવ ફાવે, કથા હરિની ન સુણાવામાં આવે;"
"સુણ્યા પાખે નહી મોહ ભાગે, શુણ ગરૂડ તું સાનુરાગે." ૭
"મોહવિગત થયા વિના કેમે, રામપદ દ્રઢ ઉપજે ન પ્રેમે;"
"વિનાપ્રેમ મળે નહિ રામ, કર્યે જપ તપ આદિતમામ." ૮
"માટે સાંભળ હે ખગરાય, તારો સંશયહરણઉપાય;"
"છે ઉત્તરદિશાએ ગિરિ નીલ, ત્યાં રે' કાકભૃશુંડી સુશીળ." ૯
"રામભક્તિ પંથજ્ઞ તે દીસે, ગુણધામ જ્ઞાની છે અતીશે;"
"બહુકાળનો અનુભવી તેહ, તેજ ભાગશે તુજ સંદેહ." ૧૦
"કહે રામકથા તે હમેશ, સાદર સાંભળે વિવિધ ખગેશ;"
"સુણો ત્યાં તમે તે સર્પારી, પ્રભુગુણ ઘણા ભ્રમહારી." ૧૧
"થશે મોહસંભવ દુઃખ દૂર, પ્રીતિ રામપદે થશે પૂર;"
સતી શુણ તેને કહ્યું સમજાવી, જ્યારે મેં ઉરમાં પ્રેમલાવી. ૧૨
ચાલ્યો મમપદ શીશ નમાવી, ઉર હર્ષ ઘણેરો લાવી;
જાય ગરૂડ પ્રેમાતુર ધાતો, વેગ તેનો હુંથી ન વરણાતો. ૧૩

## દોહરા.

ચાલ્યો ગરૂડ સવેગથી, સતી શુણો ધરિ પ્રેમ;
માયા પ્રબળ પ્રભુતણી, વ્યાપિ ગરૂડને એમ. ૧
ભ્રમ ટાળ્યો નહિં મેં કશો, કારણ તે કહું આજ;
રામકૃપાનો મર્મ હું, જાણુંછું સુખસાજ. ૨
થાય કોઇ જનને કદા, અંતરમાં અભિમાન;
ચ્હાય ટાળવા ચિત્ત તે, રામ સ્વયં ભગવાન. ૩
તે કારણથી ન રાખિયો, ખગપતિને મુજપાસ;
વળિ સમજે ખગ ખગતણી, ભાષા સહુ સહુલાસ. ૪
મહા પ્રબળ માયા પ્રભુની, હે ભવાનિ નિર્વાણ;
મોહિત કરે ન જેહને, જન એવો કો જાણ? ૫
વાહન ત્રિભુવનનાથનું, ભક્તશ્રેષ્ઠ મ્હાજ્ઞાન;
તેને માયા મોહકર, પામર કરે ગુમાન. ૬
મોહક શિવ વિધિનેય પણ, કોણ બાપડો આન?
એવું જાણિ મન મુનિ ભજે, માયાપતિ ભગવાન. ૭
ગયો ગરૂડ ગુણવંત જ્યાં, વસે ભૃશુંડી વાસ;
મતિ તીક્ષણ જેની મહા, સતત ભક્તિ હરિદાસ. ૮
વિલોકિ શૈલ પ્રસન્ન મન, થયો ઘણો ખગરાય;
માયા મોહ વિશોચ સહુ, પામ્યાં નાશજ પ્રાય. ૯
કરિને સ્નાન સરોવરે, પ્રેમે કરિ જળપાન;
ગયો વડતળે ગરૂડ તવ, હરખ્યો હ્રદય નિદાન. ૧૦
વૃધ્ધ વૃધ્ધ સુવિહંગ ત્યાં, આવીને એવાર;
રામચરિત્ર પવિત્રને, સાંભળતા તે સાર. ૧૧
કથારંભ કરવા ચહે, કાગભૃશુંડિ સકોડ;
તેજ સમય ખગપતિ જઇ, ઉભો રહ્યો કરજોડ. ૧૨
દેખિ આવતો દૂરથી, સકળ પંખિનો રાજ;
હરખ્યો કાકભૃશુંડિ ઉર, સહિત સમાજ સુકાજ. ૧૩
અતિ આદર અહિશત્રુનો, કરિયો કોટિપ્રકાર;
પૂછી આગતા સ્વાગતા, આસન દિધ નિરધાર. ૧૪
સાનુરાગ પૂજા કરી, ગરૂડતણી ઘણિ રીત;
મધુર વચન વાયસવદે, પૂર્ણ ધરી તવ પ્રીત. ૧૫
"નાથ કૃતાર્થ થયો હું અતિ, તમ દરશન ખગરાજ;"
"શી આજ્ઞા? કહો તે કરૂં, આવ્યા પ્રભુ કો કાજ?" ૧૬
"સતત કૃતારથરૂપ તમ," કહે મૃદુવેણ ખગેશ;"
"સાદર જેની સ્તુતી અતી, શ્રીમુખ કરી મહેશ." ૧૭

## હરિગીત છંદ.

"આવ્યો હું જેકારણ સમિપ તમ, તાત સાંભળજો તમે,"
"કારણ મટી ગયું તે સહૂ તમ દરશને ભ્રમ સૌ સમે;"
"આશ્રમ પરમપાવન વિલોકી, હે ભૃશુંડી આપનો;"
"ગતમોહ સંશય ભ્રમ સકળ મમ, નાશ પામ્યોછે ઘણો." ૧
"શ્રીરામકેરિ કથા હવે જે, પતિતપાવનિ છે અતી,"
"સુખદાયની દુખ દંદભંજનિ, રંજનિક મુનિની મતી;"
"સાદર મને તે સભળાવો, પ્રેમ પૂરણ લાવિને,"
"વિનવું હું વારંવાર તમને, હે પ્રભુ અહિં આવિને." ૨
સુણિ સર્પરિપુનાં વિનિતવાચક, લેખિ લાયક લક્ષધા,
ઉત્સાહ ઉર અતિશે થયો શુણ, શૈલજા સુકથાસુધા;

લાગ્યો ભૃશુંડી રામના ગુણ, ગ્રામ કથવા કોડથી;
આતુર વિલોકિ વિહંગપતિને, પૂર્ણ પ્રેમ પ્રમોદથી. ૩
સતિ! પ્રથમખિજ પ્રારંભ કરિને, સાનુરાગે તે સમે;
શુભ સુખદ રામચરિત્ર કાગે, વર્ણવ્યું જે મન ગમે;
પછિ મોહ નારદને થયો અનહદ કહ્યા તે વર્ણવી;
અવતાર રાવણના કહ્યા પછિ, પ્રીત ઉપજાવી નવી. ૪

કહિ તે કથા પછિ પૂર્ણ પ્રેમે, જે પ્રભુઅવતારની;
બહુ બાળલીલા લાવિ મનમાં, કહિ સહૂ સુખકારની;
કહ્યું આગમન પછિ ગાધિસુતનું, તેહ કાક ભૃશુંડિએ;
રઘુવીરનો વીવાહ વરણ્યો, શ્રવણતાં સુખ જે દિયે. ૫

રઘુનાથનો રાજ્યાભિષેક પ્રસંગ તે, બહુ પ્રીતથી;
નૃપ વચન વરણ્યું રાજ્યરસ જ્યમ ભંગ તેય કહ્યું કથી;
પુરવાસિઓને રામવિરહ, ઉર વિષાદ અતી થયો;
સંવાદ રામ રમારમણ લક્ષ્મણતણા સરવે કહ્યો. ૬
વનમાં જવું જગદીશનું વળી, માહિની પ્રીતિ અતી;
આરાધિ ગંગા જેમ વાસ પ્રયાગમાં કહ્યું અથઇતી;
વાલ્મીકિ પ્રભુ મેળાપ સુખપ્રદ કહ્યું વખાણી કોડથી;
પ્રભુ ચિત્રકૂટ રહ્યા નિવાસી, પૂર્ણ હૃદય પ્રમોદથી. ૭
આગમન જેમ સુમંત્રિનું શુભ. નૃપમરણ વરણી કહ્યું;
મોસાળથી આગમન ભરતનું, પ્રેમ વરણી સુખ લહ્યું;
ઉત્તરક્રિયા કરિ અવધપતિની,સંગ પુરવાસી સહુ;
વિચર્યા ભરત જ્યાં જગપતિ સુખરાશી સંપૂરણ બહુ. ૮
સમજાવિયા રઘુનાથજીએ, ભરતને ભલિભાતથી;
લઇ પાદુકા આવ્યા અવધપુર.કોડથી કહ્યું તે કથી;
આચરણ ભરતતણાં રૂડાં વળિ. કરણિ સુરપતિસૂતની;
વળિ ભેટ રઘુપતિ અત્રિની કહિ, પૂર્ણ પ્રીતસંયૂતની. ૯
વધ કીધ જેમ વિરાધનો તન ત્યાગ્યું શરભંગે યથા;
વરણી સુતીક્ષણની પ્રીતિ પ્રભુ ઘટજ[1] સતસંગત તથા;
દંડકવિપિન પાવન કર્યું પ્રભુ. ગીધમૈત્રિ વૃતાંતને;
વરણી કહ્યું વળિ પચવટિમાં. વાસ કિધ નિકળી વને.૧૦
મુનિ સર્વનો કરિ ત્રાસ નાશ નિરાંતથી તે સ્થળ રહ્યા;
ઉપદેશ લક્ષ્મણને દિધો શુભ. ગુણ સરવે તે કહ્યા;
નકટી કરી જ્યમ સુપનખાને. ખર દુષણ વધ જે રિતે;
જાણ્યો મરમ તે રાવણે જ્યમ.વરણવી કહ્યું તે પ્રીતે.૧૧
દશશીશ ને મારીચની કહિ, વાત જે રીત થઈ;
પ્રતિબિંબસીતાહરણ જ્યમ થયું. તે કથા કોડે કહી;
વરણ્યો વિરહ રઘુનાથનો વળિ, ગૃધક્રિયા વરણી કહી.
મારો કબંધ કરાળને ગતિ. આપિ શબરીને સહી. ૧૨
વળિ વિરહસભવ દુઃખ દુઃસહ.વરણિ કહ્યું લક્ષ્મણ પ્રતી,
સુણાવિયો સુપ્રસંગતે સુણ, શૈલજા પ્રેમે સતી;
ત્યાંથી ગયા રઘુનાથ લક્ષ્મણ,સુભગ જેહ સરોવરે,
વરણી કહ્યુ તે વાયસે શુભ, ગરૂડજી શ્રવણે ધરે. ૧૩

## દોહરા.

પ્રભુ નારદ સંવાદ શુભ. વરણ્યો સહિત સનેહ;
મારૂતિમિલનપ્રસંગ વળિ, પ્રેમે કથિયો તેહ ૧

સુગ્રિવશું મિત્રાઇ વળી, થયો વાળિ ગતપ્રાણ;
આવ્યા કપિને તિલક કરિ. જ્યમ સૌમિત્ર સુજાણ. ૨
પ્રગટ કર્યો પાવસવિષે.[1] પ્રભુકૃત શૈલનિવાસ;
વરણ્યો વર્ષા. શરદઋતુ, રામરોષ કપિ ત્રાસ. ૩
સીતાશોધન અર્થ કપિ, પ્રેર્યા જેહ પ્રકાર;
દશ દિશાએ ફરિ વળ્યા. કથ્યો સર્વ તે સાર. ૪
વિવરપ્રવેશ વળી મળ્યો, જટાયુકેરો ભ્રાત;
સંપાતી તેની સહુ, વિગતે વરણી વાત. ૫
કથા સુણી કપિ કૂદિને. ગયો તોયનિધિ તીર;
પેઠો જ્યમ ગઢલંકમાં, અંજનિસુત રણધીર. ૬
જઇ જનકજાને દિધો, ધારણ પવનકુમાર;
વન ઉજાડિ દશમૌલિને. દિધ શિક્ષા શુભસાર. ૭
નગરસાથ દશશીશનું. અંતર પણ પરજાળિ;
આવ્યો કપિ સાગર કુદી, રામ વચન પ્રતિપાળિ. ૮
નમન કર્યું અતિ નેહથી, જ્યાં બેઠા રઘુરાજ;
જનકસુતાની કુશળ કહિ. હરખ્યો સકળ સમાજ. ૯
કટક કારમૂ સંગ લઈ, ઉતર્યા સાગર તીર;
યથા મળ્યો રઘુરાજને, રાવણકેરો વીર. ૧૦
સાગરનિગ્રહની કથા. વરણી કરિ વિખ્યાત;
સેતુ બાંધિ કપિસૈન્ય જ્યમ, ઉતર્યું સહુ સંગાથ. ૧૧
વિષ્ટિ કારણ લંકમાં. આવ્યો વાળિકુમાર;
કથ્યો અસુર. કપિ કીશનો. અદ્ભુત યુદ્ધપ્રકાર. ૧૨
કુંભકર્ણ. ઘનનાદનો. ઉતર્યો જે વિધિ નાદ;
અમિત પરાક્રમ બળ સહૂ, તોડ્યું પ્રભુ અનાદ. ૧૩
અસુર ઘોર ઘમસાણમાં, પામ્યા બહુવિધિ નાશ;
રઘુવર રાવણ સમર તે. પ્રેમે કર્યું પ્રકાશ. ૧૪
નિર્જરારિપતિ[2] વધ અને, મંદોદરિ ઉર દુઃખ;
રાજ વિભીષણ પામિયો. સુર સહુ પામ્યા સુખ. ૧૫
સીતા ને રઘુવરતણો, જે વિધ થયો મિલાપ;
વરણ્યો તેહ વિવેકથી, ટળ્યો શોક સંતાપ. ૧૬

૧. અગસ્તમુનિ.

૧. ચોમાસામાં. ૨ દેવતાઓના શત્રુઓ દૈત્યપતિ રાવણ.

સ્તવન કર્યું કરજોડિને, સુર સહુ શ્રી રઘુનાથ;
પુષ્પક ચઢી પ્રયાણ કર્યું, અવધપુરી કપિ સાથ. ૧૭
પુર નિજમાંહિ પધારિયા, એમે રઘુકુળભાણ;
વાયસ વિશદ ચરિત્ર એ, ભાખ્યું સકળ સુજાણ. ૧૮
રામરાજ્યઅભિષેક વળિ, પુર વર્ણન નૃપનીતિ;
કથન કરી બહુ વિધ વળી, ભુશુંડિએ સહપ્રીતિ. ૧૯
તેહ કથા રઘુવરતણી, કહિ મેં અદ્રિકુમારિ;
સુણિ પ્રસન્ન થઈ મુનિપ્રતિ, વદ્યો વચન ઉરગારિ. ૨૦

## રાગદેશી.

"સુણતાં શ્રીરામ ચરિત્ર શમિયો, સકળ મુજ સંદેહ;"
"વાયસતિલક તવ પ્રસાદે મુજ, થયો પ્રભુ પદ નેહ." ૧
"રણમાંહિ પ્રભુબંધન નિરખિ, અતિ મોહ પામ્યો મન;"
"કારણ કવણ અતિ વિકળ જે, પ્રભુ સચ્ચિદાનંદઘન!" ૨
"નરસમ ચરિત્ર નિહાળતાં, ભ્રમ ઊપજ્યો ઉર જેહ;"
"કરૂણા કરી પ્રભુ કૃપાસાગર, હિત હર્યું મુજ એહ." ૩
"આતપથકી[1] અતિ જેહ નર, વ્યાકુળ અદકો થાય;"
"મન નિજ સમજે સુખ સદા, જે દિયે તરૂની છાંય." ૪
"ઉપજત નહીં મન મોહ તવ, દર્શન કવણવિધ થાત!"
"કયમ સુણત શ્રીરઘુવર કથા જે, પુનિત અતિ વિખ્યાત!" ૫
"એ અગમ, નિગમ, પુરાણ મત, કહે સિદ્ધ, મુનિ, ઋષિજન"
"રઘુવર કૃપાવણ સંતસંગત, હોય નવ કો દન." ૬
"રવિવંશભૂષણની કૃપાથી, મળ્યો તુજ સતસંગ;"
"તવ પ્રસાદે સંશય સકળ, પળમાંહિ પામ્યા ભંગ." ૭
સુણી શબ્દ પક્ષીપતિ તણા, સહવિનય વળિ અનુરાગ;
થયું અંગ પુલકિત, સજળ લોચન, હર્ષ પામ્યો કાગ. ૮
શ્રોતા સુશિલ અતિ સુમતિ હોય, કથા રસિક હરિદાસ;
તવ સાધુજન ગિરિજા કરે, અતિ ગુપ્ત મર્મ પ્રકાશ. ૯
બોલ્યા ભૃશુંડી ભાવશું, સવિનય રસિક વળિ વાણ;
છે કદ્રુસુતઅરિ[2] ઊપરે, નિજ હૃદય પ્રીત અમાન.. ૧૦
"હે નાથ! કહુંછું છો તમે, મુજ પૂજ્ય સર્વ પ્રકાર;"
"છો કૃપાપાત્ર શ્રીરામના, જે સકળ ભુવનાધાર." ૧૧
"સંશય, અવિદ્યા, મોહ તમને, નવ્ય કાંઇ ખગેશ;"
"મુજપર કરી અદકી કૃપા, સંદેહ નહીં લવલેશ." ૧૨
"મિષ મોહતણું કરિ મોકલ્યો, ખગપતિ તને મુજપાસ;"
"મોટાઇ એ દિધ મુજને, રઘુવીર શ્રીઅવિનાશ." ૧૩
"નિજ મનતણો મુજને કહ્યો અતિ મોહ જે ખગરાજ;"
"તેમાં નથી અચરજ કશું. કહું તેહ કારણ આજ." ૧૪

"નારદ વિરંચી, હર વળી, કંઈ અવર મુનિ સનકાદી;"
"નવ અંધ મોહથકી થયા, કહો કવણ આતમવાદી?" ૧૫
"છે કોણ અવનીમાંહિ જેને, નચાવ્યો નવ કામ!"
"કોને નથી વિકલ કર્યો, તૃષ્ણા અભાગણિ વામ!" ૧૬
"નવ હૃદય કોનું ક્રોધથી, પરજળ્યું આ સંસાર!"
"ખગપતિ સકળ આ વિશ્વ છે, વશ મોહને નિરધાર." ૧૭
"તામસી, જ્ઞાની, શૂર, કવિ, વળિ વિબુધ ગુણભંડાર;"
"લોભે કરી ન વિડંબના, કોણને આ સંસાર!" ૧૮
"શ્રીમદે અવનીતળ કવણને, નથી કીધો વક્ર!"
"પ્રભુતા બધિર નવ કોણ, જ્યાં લઘુતાઈ પામ્યો શક્ર." ૧૯
"મૃગલોચની ગજગામનીનાં, નયનરૂપી બાણ;"
"તે લાગતાં પળમાં નથી, કોના વિંધાયા પ્રાણ!" ૨૦

## છપ્પા.

"સનેપાત ગુણ વડે, થયો નવ કોને કાંઇ?"
"તજ્યાં માન મદ પૂર્ણ, કોણ એવોછે આંહી?"
"લવરી જોબનજવરે, કવણને નથી કરાવી?"
"મમતામદિરાવડે, કીર્તિ કોણે ન ગમાવી?"
"મન મત્સરવડે કલંક તે, શિર કોને નથિ લાગિયું?"
"વળિ શોકસમીરે કોણનું, અંતર તે ન ડુલાવિયું!" ૧
"ડસી ન ચિંતારૂપ, કોણને સાપણ પાપી?"
"કોણ વીર વિશ્વમાં, ન જેને માયા વ્યાપી!"
"કીટ મનોરથ તેહ, કઠિણ તન કાષ્ઠસમાણું."
"જેનું કરડયું નાંહિ, વીર તે કિયો વખાણું!"
"સુત વિત્ત સુંદરી ઇષણા, ત્રયમાં કોણ ન લીન છે!"
"મતિ કોણ મહામતિમંતની, કરિ એણે ન મલીનછે!" ૨
"માયાનો પરિવાર, પ્રબળ એ અમિત ભણીજે,"
"જિત્યો સકળ સંસાર, શૂર તવ કોણ ગણીજે!"
"હર વિરંચિ ઉર ડરે, જેહના ભયથી ભારી,"
"અપર જીવની વાત, તેહ શી કહું વિસ્તારી!"
"એ અજિત સબળ માયા કટક, વ્યાપક સરવે ઠામછે,"
"વશ કરે વીર જે તેહને, કોટિ કોટિ પરણામછે." ૩
"મન્મથાદિ મહાવીર, શૂર સેનાપતિ જેના,"
"કપટ દંભ પાખંડ, સુભટ રણવંકા તેના;"
"સાથ રાખિ સંગ્રામ, મામ મર્દનો મુકાવે,"
"સ્વર્ગપંથની વાટ, ચતુરને સહજ ચુકાવે;"
"પણ દાસી એ રઘુવરતણી, લહે વ્યર્થ અર્થ ન સરે;"
"કહું કરી પ્રતિજ્ઞા પાળિ તે, રામકૃપાવણ નવ ફરે." ૪

૧ તડકાથી. ૨ કદ્રુસુત-સર્પ તેમનો અરિ-ગરુડ.

## આર્યા ગીતિ.

"જે માયાએ નચવ્યું, વિશ્વ સકળ વશ કરી પલકમાંય;"
"સુર કિન્નર મુનિએ પણ, જેનું ન લહ્યું ચરિત્ર તો કાંય." ૧
"તે પ્રભુભ્રકુટીવિલાસે, નાચે છે નટિસમી સહસમાજ;"
"એવા અખંડ વ્યાપક, અનંત છે બ્રહ્મ તેહ ખગરાજ." ૨
"સર્વજ્ઞ સર્વપાળક, સમર્થ છે સર્વશક્તિ ભગવંત;"
"સચ્ચિદાનંદઘન છે, રામ તેજ અજર જે અજ અનંત." ૩
"અગુણ અદંભ ગિરાને, મનથી પર અતુલ તેજ બળધામ;"
"સમદરશિ સર્વનાયક, અવ્યક્ત, અનેક જેહનાં નામ." ૪
"નિત્ય નિરંજન નિર્મલ, નિર્મોહ, નિરીહ ને નિરાકાર;"
નિર્લેપ સર્વઘટના, વાસી વિશ્વેશ જે પ્રકૃતિપાર. ૫
"અહીં મોહતણું કારણ, ખગપતિ કહ્યું કદાપિ નવ જાય;"
"દિનકરકેરી સન્મુખ, કઈ પેરે તમથકી ઠરિ શકાય!" ૬

## રાગ દેશી.

ભક્તકારણ ધારણ પ્રભુ કીધું, ભૂપતણું તન રામરે;
પાવન પરમ તે પ્રાકૃત નરસમ, ચરિત્ર કર્યા સહુઠામરે. ૧
જેમ વિવિધ વેશ ધારણ કરિને, નૃત્ય કરે નટ કોયરે;
ભાવ દેખાડે તે તે જનને, અળગો તેનાથી હોયરે. ૨
તેવી લીલા છે રઘુપતિકેરી, ખગપતિ સર્વ પ્રકારરે;
દનુજને મોહતણી કરનારી, નિજજનને સુખકારરે. ૩
જે મતિ મલિન, વિષયવશ કામી, મોહ પ્રભુમાં ધારેરે;
પીત વરણ શશિને જયમ પેખે, પીતિકા નયન વિકારેરે. ૪
દિગભ્રમ[1] જે નરને વળિ થાયે, મન ભ્રમ ઉપજે ખગેશરે;
આથમણે ડાહ્યો થઈ બોલે, આજ ઉગ્યો છે દિનેશરે. ૫
નાવમાં બેઠો નર તે જગતને, ફરતું જે રીતે જાણેરે;
મોહતણે વશ અચળ અંતરમાં, પોતાને તે પરમાણેરે. ૬
બાળક નાચે ને ગૃહાદી ભ્રમે છે, તે કયમ સત્ય મનાયરે!
ત્યમ હરિમાં કયમ સ્વપ્નવિષે પણ, મોહઆરોપણ થાયરે! ૭
માયાતણે વશ પામર પ્રાણી, જે મતિમંદ અભાગીરે;
બહુ વિધ મોહની યવનિકા[2] જેના, હૃદય વિષે છે લાગીરે. ૮
તે શઠ હઠવશ સંશય ધરશે, જમપુરિમાં જઈ વસશેરે;
અજ્ઞાન નિજ રઘુવર પર ધરશે, અહિંતહિં ગોથાં ખાવારે. ૯
કામ, ક્રોધ, મદ લોભમાં રત જે, ગૃહાશક્ત દુઃખ રૂપરે;
તે કયમ જાણશે શ્રીરઘુપતિને, મૂઢ પડ્યા તમકૂપરે. ૧૦
નિર્ગુણ રૂપ તે સુલભ ઘણુંરે, સુગુણ ન જાણે કોયરે;
સુગમ, અગમ્ય ચરિત્રવિવિધ તે, સુણિ મુનીમન ભ્રમ હોયરે ૧૧
શ્રી રઘુકુળપંકજરવિકેરી, સુણ પ્રભુતા ખગરાજરે;
જેવિધ મોહ પ્રગટ થયો મુજને, વરણું યથામતિ આજરે. ૧૨
રામકૃપાભાજન[3] જાણી તમને, વળિ હરિગુણપર પ્રીતરે;
મુજને સુખદ છો તેથી ન રાખું, ગુપ્ત હવે કોઈ રીતરે. ૧૩
પરમ રહસ્ય મનોહર ગાઉં, ખગપતિ સુણ ધરી ભાવરે;
શ્રી રઘુકુળદીપકકેરો એવો, જાણ તું સહજ સ્વભાવરે. ૧૪
ભક્તપાળક ભગવાન ન રાખે, જનકેરું અભિમાનરે;
સંસતિમૂળ ને શૂળનું કારણ, પરમ દુખદ પરમાણરે. ૧૫
તેથી કૃપાનિધી કરૂણા કરીને, દુર કરે ગર્વાભાસરે;
સેવકપર મમતા બહુ ધરતા, એવા છે શ્રી અવિનાશરે. ૧૬
જેમ બાળક વપુ નાસુરકેરી, ઉપજે અધિક વ્યથાયરે;
કંપે નહીં તવ કાપતાં તન તે, કઠણ કાળજું કરી માયરે. ૧૭
યદ્યપિ દુઃખ પ્રથમ તે પામે, રોવે અધીકજ બાળરે;
વ્યાધિનાશ હિત જનની મન તે, ગણતી ન ચીરા કરાળરે. ૧૮
તેમ સેવકહિતકારણ પ્રભુજી, હરણ કરે અભીમાનરે;
મોહ, અવિદ્યા, સકળ ભ્રમ છાંડી, ભજિયે એવા ભગવાનરે. ૧૯

## દોહરા.

ભૂરિકૃપા ભગવંતની, જડતા મારિ મહાન;
કહું હવે તે કોડથી, ગરૂડ સુણો ગુણવાન. ૧
જવ જવ રામ જગતપતિ, નર તન ધરે સપ્રીત;
ભક્ત હેતુ ભલિભાત બહુ, લીલા કરે લલીત. ૨
જઉં તવ તવ હું તો જરૂર, અવધપૂર મોઝાર;
બાળચરિત્ર વિલોકિ બહુ, પ્રસન્ન થાઉં અપાર. ૩
જન્મ મહોત્સવ જઈ કરી, અવિલોકું ભરિ નેત્ર;
પાંચ વરસ લગિ પ્રેમથી, લોભે રહું તે ક્ષેત્ર. ૪
ઇષ્ટદેવ મમ રામ શુભ, અર્ભક રૂપ અભિરામ;
શોભા શરિરતણી શું કહું? સત્ય કોટિશત કામ. ૫
મમ પ્રભુનો શુભ વદનશશિ, નિરખિ નિરખિ ભરિ નેત્ર;
સફળ કરૂં લોચન સદા, ગરૂડ સુણો ગુણક્ષેત્ર. ૬
લઘુવાયસનુ તન ધરી, સદાય હરિની સંગ;
બાળચરિત્ર વિવિધવિધિ, ન્યાળું નિત્ય નવરંગ. ૭
ફરે રામ જ્યાંજ્યાં ત્યહાં, ઉડું એમની સંગ;
એઠું હેઠું પ્રભુકર પડે, તે હું ખાઉં સઉમંગ. ૮
એકવાર અતિશય સહુ, લીલા કરિ રઘુવીર;
તે લીલા સંભારતાં, વાયસ પ્રફુલ શરીર. ૯
કહે ભૂશુંડી કોડથી, સુણો સર્પરિપુ સાર;
રામચરિત્ર પવિત્ર અતિ, સેવક સુખદ અપાર. ૧૦

૧ દિશાનો ભ્રમ. ૨ પડદા.

૩ રામના કૃપાપાત્ર.

### રાગ હાલરડાનો.

("માતા કૌશલ્યા હુલરાવે રઘુવર રામને" એ઼ઢાળ:)

સુણજો સર્પરિપુ સુંદર લીલા સુખધામની;
દશરથ કૌશલ્યાના ચોકવિહારી રામ;
મારા ઇષ્ટદેવ સુરસેવ્ય નિરંતર નેહથી;
તેના ગુણગણ ગાતાં હર્ષ થાય અભિરામ. સુણજો ૧
નૃપનાં સુંદર મંદિર શોભાસાગર સૌ રિતે,
વિવિધપ્રકાર જડિત્ર કનક મણિ વરણિ ન જાય;
સુંદર આંગણું ઘણું શોભે શોભાનિધિ સારખું,
ચારે ભ્રાત રમે જ્યાં નિત્ય મનોહર કાય. સુણજો ૨
બાળવિનોદ પ્રમોદવડે કરતા રઘુનાથજી,
કૌશલ્યાના અત્યાનંદવિવર્ધન[1] રામ;
હરતા ફરતા રાજરમત રમતા નિત આંગણે,
મરકતમણિસમ કોમળ શ્યામ ગાત્ર છબિધામ. સુણજો.૩
કોમળ રાતાચોળ ચરણ મૃદુ નવરાજીવશા,
મગફળિ આંગળિયો શુભ નખ શશિદ્યુતિહર દિવ્ય;
રેખા વજ્રાદિક છે ચક્રવર્તિના ચિન્હની,
નેપુરધ્વનિ સુણિ મધુર રહે સહુ દૂર અશિવ[2]. સુણજો.૪
કટિ કંદોરો મણિમય દીસે મોંઘા મૂલનો,
ધ્વનિ તેની ઝણણણ ઝણણણ ઝાઝેરી થાય;
ત્રિવળી ત્રિલોકમોહનિવાળું ઉદર અનૂપછે,
ગંભીર નાભિપ્રભા નિર્મળ નેત્રે નિરખાય. સુણજો.૫
શોભે બાળવિભૂષણ હૃદય વિશાળવિષે ઘણાં,
રાતા હસ્તકમળ નખ આંગળિઓ રૂપધામ;
સુંદર ભૂષણ બાજુબંધ કનક મણિ પોંચિયો,
શિશુકેશરિસમ સ્કંધો સુકંઠ શંખાકાર. સુણજો.૬
સુંદર ચિબુક પ્રસન શશિવદન મદનછબિકોટિશું,
બોલી તોતળિ બોલે શ્રૃતિથી જે સમજાય;
રાતાચોળ અધર સુંદર છે ઉભય પ્રભાવના,
બેબે દાંત વિશદ અનહદ શોભિત રચનાય. સુણજો.૭
ગાલ રૂપાળા રઢિયાળા મનહરછે નાશિકા,
સૌને સુખદાયક શશિકિર્ણ સમાને હાસ્ય;
નીલકમળલોચન ભવશોચવિમોચન ભ્રૂંવરો.
શોભે ભાલતિલક ગોરોચનનું સવિલાસ. સુણજો.૮
ખીટલિયાળા કાળા કેશ વળેલા ગુંછળે,
ભ્રકુટી વિકટ વિરાજતિ શ્રવણ મનોહર સ્હેજ;
ઝીણું પીતવર્ણું પેરેલું અંગે આંગલું,
કૃપામિટે હેરણિ કલબલ ભાષા ભાવેજ. સુણજો.૯

૧ કૌશલ્યાના આનંદને વધારનાર. ૨ અકલ્યાણ.

એવા રૂપભંડાર ઉદાર અપાર રમાપતિ,
દશરથચોકવિહારી સુખકારી શ્રીરામ;
નાચે નિજ પ્રતિબિંબ નિહાળી નૃપના લાડકા,
કૌશલ્યાજનનીના પુરવા કોડ તમામ. સુણજો.૧૦
મારી સાથે વિધ વિધ ખેલ કરે રઘુનાથજી,
વરણવતાં તે લીલા આવે મુજને લાજ;
કિલકિલરવ કરિ જવ મુજને તે ધાયે ઝાલવા,
ભાગું તવ દેખાડે માલપુડો મ્હારાજ. સુણજો.૧૧
જાઉં સમિપ તવ હાસ્ય કરે કરણાળુ કોડથી,
જો જઉં દુર દોડી તો રડે છબીલો રામ;
જાઈ સમિપ પદગ્રહિ રજ સુખ લેવા જો ચાહુ તો,
પાછું ફરિ ફરિ જોતા જગપતિ ભાગ્યા જાય; સુણજો.૧૨
પ્રાકૃતશિશુ જ્યમ લીલા નિરખીને રઘુલાલની,
મુજને મોહ થયો ખગનાથ તમારી જેમ;
"આ શાં ચરિત્ર કરતા ચિદાનંદઘન શ્યામજી?"
"આછે પૂરણબ્રહ્મ મનાયે મુજથી કેમ?" સુણજો.૧૩

### દોહરા.

એટલોજ ઉર આણતાં, સંશય હે સર્પારિ;
પ્રેરિત માયા રામની, વ્યાપી મને વિચારિ. ૧
તે માયા નહિં દુખદ કદિ, મનેજ કિંચિત માત્ર;
અન્ય જીવ સમ હું નથી, જગમાં સંસૃતિપાત્ર. ૨
કારણ અન્ય અહીં કશું, કહું તમને ખગનાથ;
સાવધાન સુણજો તમે, ભ્રમ પામે ભલિભાત. ૩
અખંડ જ્ઞાનનિધાન તો, એક જાનકીનાથ;
માયાવશ સહુ મેદની, જીવ ચરાચર જાત. ૪
જ્ઞાન એકરસ સર્વને, જો કદિ રહે જરૂર;
તો ઇશ્વર જીવ મધ્ય તે, ભેદ કશો કહા ભૂર. ૫
માયાવશ સહુ જીવછે, અભિમાની અતિશેજ;
જગપતિવશ માયા જરૂર, સુણો ગરૂડજી સ્હેજ. ૬
જીવ સર્વ પરતંત્ર છે, સ્વતંત્ર છે ભગવંત;
જીવ અનેક જગત વિષે, એક માત્ર શ્રીકાંત. ૭
ઇશ્વર જીવમાં ભિન્નતા, માયાકૃત છે વ્યર્થ;
પણ તે હરિકૃપાવિના, જાય ન ભેદ સમર્થ. ૮
ભજનવિના ભગવંતના, જે ઇચ્છે પદ મોક્ષ;
પુંચ્છવિના તે પુરૂષ પશુ, કહું છું રીત પરોક્ષ. ૯
ભલે હોય તે બહુ ભણ્યો, જ્ઞાનવંત ગુણધામ;
મોક્ષ નથી કઈ માર્ગમાં, રામભજનવણ આમ. ૧૦

શોળકળા સંપૂર્ણ શશિ, તારાગણ સમુદાય;
દવ લગાડિયે ડુંગરે, જગ જેટલા જણાય. ૧૧
તોપણ રવિવણ રાતડી, કદિ ન જાય ખગ જેમ;
વિના રામભકતી રૂડી, મોક્ષ મળે નહિં તેમ. ૧૨
એમ માત્ર હરિભજન વણ, હે મતિધામ ખગેશ;
મટે નહીં જીવોતણા, કોડ પ્રકારે કલેશ. ૧૩
અવિદ્યા ન વ્યાપે કદા, હરિજનને હરિયાન;
વિદ્યામાયા વ્યાપતી, પ્રભુપ્રેરિત નિરવાણ. ૧૪
નાશ ન થાયે તેથકી, દાસતણો નિરધાર;
વધે ભેદ ભક્તિ ઉરે, સુણજો ગરૂડ ઉદાર. ૧૫
નિરખ્યો રઘુનાથે મને. ભ્રમથી ચકિત થયેલ;
હસ્યા ઘણા હરિ તેસમે, સુણો ચરિત્ર કરેલ. ૧૬
તે કૌતકનો મર્મ કયું, જાણ્યો નહીં જરૂર;
અનુજ જનનિ જનકે ઉરે, ઊભાં છતાં હજૂર. ૧૭
અજાનબાહુ અવધપતિ, રાઘવ તન ઘનશ્યામ;
ધાયા મુજને ઝાલવા, કોટિ કામ છબિધામ. ૧૮
નાઠો ત્યાંથી તરત હું, તે અવસર ખગનાથ;
ભુજા વધારી ઝાલવા, માયાપતિ રઘુનાથ. ૧૯
જેમ જેમ અતિ જોરથી, ઉડું દૂર આકાશ;
ત્યાં ત્યાં ભુજ ભગવતતણા, પેખું હું મુજપાશ. ૨૦
બ્રહ્મલોક લગી હું ગયો, જોયું પાછું ઉડતાંજ;
છેટું બેજ આંગળતણું, મનમાં હાર્યો ત્યાંજ. ૨૧
સપ્તાવરણ[1] ભેદિ કરિ, જ્યહાં લગી ગતિ મારિ;
ત્યાં પ્રભુભુજ પાછળ નિરખિ, વ્યાકુળ થયો વિચારિ. ૨૨
ત્રાસિત તન મનમાં થઈ, આંખ મિંચી તેવાર;
જોઉં ઉઘાડિ પછિ આવિયો, કૌશલપુરમોઝાર. ૨૩
મને જોઈ રઘુનાથજી, હસ્યા વળી હરિયાન;
ગયો વદનમાં સદ્ય હું, હસતાં પ્રભુના જાણ. ૨૪
ઉદરમાંય અતિશે દિઠાં, મેં બ્રહ્માંડ મહાન;
લોક અનેક વિચિત્ર અતિ, રચના અધિક પ્રમાણ. ૨૫
કૃતવર્મા[2] કોટિક વળી, કોટિક શિવ અવિનાશ;
અગણિત તારા રવિ તપે, અગણિત ચંદ્રઉજાશ. ૨૬
અગણિત લોકપતી તથા, યમ અતિ કાળ કરાળ;
અગણિત અચળ વિશાળ ભૂમિ, શોભિત ઝાકઝમાળ. ૨૭
સાગર નદી સરોવરાં, વન ઉપવનો અપાર;
વિવિધપ્રકાર વિશેષછે, વારૂ સૃષ્ટિ વિસ્તાર. ૨૮

૧ પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, મહત્વ, પ્રકૃતી એ સાત આવરણ. ૨ બ્રહ્મા.

સુરવર મુનિવર સિદ્ધ નર, કિન્નર નાગ કરોડ;
જીવ ચારવિધિના[1] ત્યહાં, કહું ગરૂડ કરજોડ. ૨૯
જે ન જોયું કદિ સાંભળ્યું, જે મનમાં ન સમાય;
તે સૌ અદભુત જોયું ત્યાં, કો વિધિ વરણિ શકાય? ૩૦
એક એક બ્રહ્માંડમાં, રહ્યો વર્ષ શત એક;
એહ રિતે જોતો ફરૂં, હું બ્રહ્માંડ અનેક. ૩૧
લોક લોકપ્રતિ ત્યાં લલિત, ભિન્ન ભિન્ન વિધિરાય;
ભિન્ન વિષ્ણુ શિવ શોભિતા, દિગ્ગજ ને મનુ પ્રાય. ૩૨
નર કિન્નર ગંધર્વ અતિ, ભૂત પ્રેત વૈતાળ;
રજનીચર પશુ પક્ષિઓ, વળી વ્યાલ વિકરાળ. ૩૩
દેવ તથા દાનવગણો, વિવિધપ્રકાર વિશેષ;
સકળ જીવ જોયા ત્યહાં, જુદિજ જાતના વેશ. ૩૪
પૃથ્વી નદી સમુદ્ર સર, ગિરિવર વિવિધપ્રકાર;
જુદેજ જૂદા ત્યાં સહુ, દિઠ પ્રપંચ નિરધાર. ૩૫
એક એક બ્રહ્માંડપ્રતિ, મારૂં રૂપ પણ આન;
એમ અનેક અનુપ દિઠું, હેતે સુણ હરિયાન. ૩૬
વળિ પ્રત્યેક ભુવનતણી, અવધપુરી પણ ન્યારિ;
સરયુ સરિતા ભિન્ન વળિ, ભિન્ન નગર નરનારિ. ૩૭
દશરથ કૌશલ્યાદિ જે, સર્વ માત સમુદાય;
વિવિધ રૂપ ભરતાદિ વીર, સુણો તમે ખગરાય. ૩૮
પ્રતિબ્રહ્માંડે રામનો, અવનીતળ અવતાર;
બાળવિનોદ પ્રમોદથી, અવિલોકિયો અપાર. ૩૯
ભિન્ન ભિન્ન મેં જોયું સહુ, અતિ વિચિત્ર એ રીત;
રામ ન જોયા ભિન્ન કહિ, ફર્યો ભુવન અગણીત. ૪૦
તેજ બાળપણ તેજ ભા,[2] તેજ રામ રઘુવીર;
ભુવન ભુવન જોતો ફરૂં, પ્રેરિત મોહસમીર. ૪૧

## રાગ ચોપાઈ ત્રિતાળનો.

એમ ભમતાં બ્રહ્માંડ અનેક, જાણ્યે કલ્પ વિત્યા શત એક;
ફરતાં ફરતાં નિજાશ્રમ આવ્યો, ત્યાં રહીકઇકાળગુમાવ્યો. ૧
મારા ઇષ્ટદેવ રઘુવરનો, સુણ્યો જન્મ અવધ સુખકરનો;
પૂર્ણ પ્રેમે હૃદયમાં હરખી, ઉડી ધાયો જોવા પ્રભુ નરખી. ૨
જોયો જન્મ મહોત્સવ જાઇ, જે રીતે મેં પ્રથમ કહ્યું ગાઇ;
એમ રામ ઉદરમાં અનેક, જોયાં જગત નાનાવિધ છેક. ૩
જોતાં તો છે સુગમ હે ખગેશ, જાય વરણવ્યું નવ લવલેશ;
જોયા ત્યાં વળી રામ સુજાણ, માયાનાથ કૃપાળુ ભગવાન. ૪
વળિ વળી હું રહું ત્યાં વિચારી, મોહપંક[3] વ્યાપિતમતિમારિ;
બે ઘડીમાં તે રચના અપાર, નજરે નિરખી મેં નિરધાર. ૫

૧ પિંડજ, અંડજ, સ્વેદજ, ઉદભીજ. ૨ કાન્તિ. ૩ મોહરૂપી કાદવ.

મનમાંહે શ્રમિત થયો ભારે, તે હું વરણવું કોણ પ્રકારે?
દેખી વિકળ મને ત્યાં દયાળ, મંદ હાસ્ય કર્યું તતકાળ. ૬
હસતામાં વદનની બ્હાર, આવી પડિયો હું નિરધાર;
તેજ બાળલીલા રઘુનાથ, કરવા લાગ્યા વળી મુજ સાથ.૭
તોય પૂર્ણ ભરોંસો ન આવે, "આ શું રામ,તે બ્રહ્મ કહાવે?"
સમજાવું પ્રકાર તમામ, તોય મન નવ લે વિશ્રામ. ૮
જોઇ પ્રાકૃત આવાં ચરિત્ર, પૂર્વે પ્રભુતા પરમ પવિત્ર;
મન સમજતાં દેહ દશાને, ગયો ભૂલી પછી હું નિદાને.૯
પડયો ધરણીમાં ઢળિ મૂર્છિત, મુખે વાત આવે ન સુરીત;
"ત્રાહિ ત્રાહિ આરતજન ત્રાતા,'સ્વામી સુખ કરો સુખદાતા."
પ્રેમાકુળ મને પ્રભુએ વિલોકી, તવ નિજપ્રભુતામાયા રોકી;
મૂકયો હસ્તકમળ મમ શીર, દુઃખ હર્યું સરવે રઘુવીર. ૧૧
કર્યો મોહવિગત મને રામે, સેવકસુખપ્રદ કરૂણાધામે;
પૂર્વ પ્રભુતા વિચારી વિચારી, થાય હર્ષ હૃદયમાં ભારી. ૧૨
ભકતવત્સળતા ભગવતની, અવિલોકી મેં લેખાવની;
ઉપજી પ્રીતિ અતિ મન મારે,સુણો ગરૂડ કથા વિસ્તારે. ૧૩
નેત્રે હર્ષનાં અશ્રુઓ આણી, જગદીશપ્રતિ જોડી પાણી;
કરી વિનતી વળી મેં ઘણેરી, ચાહિ ચરણ કમળરજ હેરી.૧૪
પ્રેમસહિત સુણી મારી વાણી,નિજ જન જોઇ કરૂણા આણી;
બોલ્યા વચન સુખદ ગંભીર, કોમળ વાણીએ શ્રીરઘુવીર.૧૫
કાકભૃશુંડી હે મતિમાન, માગ્ય મનભાવતું વરદાન;
મને જાણી પ્રસન્ન અપાર, નિજ શેવકનો સુખકાર. ૧૬
અણિમાદિક અષ્ટમાસિધ્ધિ, આપું મનભાવતી નવેનિધી;
મોક્ષ આપું સકળ ગુણખાણ, વારૂ વદનેથી તું વદ વાણ.૧૭
જ્ઞાન વિરતી વિવેક વિજ્ઞાન, સુરદુર્લભ ગુણ જગજાણ;
આપું આજ તને તે અપાર, નહીં સંશય એમાં લગાર.૧૮
માગ્ય જે તને મનમાં ભાવ, પૂર્ણ કરીશ હું પ્રેમપ્રભાવ;
પ્રભુવાણી સુણિહું અનુરાગ્યો, ઉર અનુમાન કરવા લાગ્યો.
"કહ્યું આપવાસુખસૌ પ્રભુએ, "નિજ ભક્તિ દેઉં" ન કહ્યું એ,"
"ભક્તિહિણ સહુગુણ સુખકેવાં?, શાકપાક વિના લૂણજેવાં."
"વિનાભજન શું સુખનું કાજ? બોલ્યો એવું વિચારિ ખગરાજ;"
સુણો હેત ધરીને કથા તે, વરણવીને કહું ભલિભાતે. ૨૧

## દોહરા.

"જો પ્રભુ હો મુજપર પ્રસન, દો વરદાન દયાળ;"
"કૃપા સ્નેહ મમપર કરો, સદાકાળ રઘુલાલ. ૧
"મનભાવતું માગું હવે, હે સ્વામી વરદાન;"
"ઉદાર અંતરજામિ તમ, ભયહર શ્રીભગવાન." ૨
"અવિરલભક્તિ તમારિ શુભ, શૃતિપુરાણ જે ગાય;"
"શોધે જેને સુરમુની, સિદ્ધ સુજોગીરાય." ૩
"પ્રભુપ્રસાદથી તોયપણ, પામે કો વિરલાજ;"
"મહાભાગિ સુકૃતિમહા, કરી યત્ન ઝાઝાજ." ૪
"ભક્તકલ્પતરૂ પ્રણતહિત, કૃપાસિંધુ સુખધામ;"
"તેજ મને દો કરિ કૃપા, નિજ ભક્તિ શ્રીરામ." ૫
એવમસ્તુ કહ્યું એમ સમે, રઘુકુળનાયક રામ;
બોલ્યા વચન પરમ સુખદ, ગરૂડ સુણો ગુણધામ. ૬
"સાંભળ વાયસ સ્નેહથી, તું છે પરમ સુજાણ;"
"કયમ નવ માગે કોડથી, વિમળ આ'વું વરદાન?" ૭
"સહુ સુખપુંજનિ ભક્તિ તેં, માગી લીધી આજ;"
"નહીં કોઇ જગ તુજસમો, મહાભાગિ સહુઆજ." ૮
"યત્ન કોટિથી ન પામતા, જે ભક્તિ મુનિરાય;"
"જપ તપ યોગાનળવિષે, જે બાળે નિજ કાય." ૯
"રીઝયો અવિલોકી રૂડી, તુજ ચતુરાઈ તમામ;"
"ભક્તિ માગિ તેં ભાઇ તેં, ભાવ્યું મને ઘણું આમ." ૧૦
"મારા પૂર્ણપ્રસાદથી, સુણ અબ અહો વિહંગ;"
"સૌ શુભગુણ તુજ ઉરવિષે, વસશે સદા અભંગ." ૧૧
"ભક્તિ જ્ઞાન વિજ્ઞાન વળિ, વિમળ જેહ વૈરાગ્ય;"
"યોગ ચરિત્રાદિક સહુ, સુખદ રહસ્યવિભાગ" ૧૨
"જાણિશ તું સૌ તેહનો, ભલી રિતે શુભ ભેદ;"
"મમપ્રસાદથી નહિ કરે, એ સાધન મન ખેદ." ૧૩
"હવે તને નહિ વ્યાપશે, માયાભવભ્રમ[1] જેહ;"
"અનાદિ બ્રહ્મ તું જાણજે, મુજને સહિત સનેહ." ૧૪
"મને ભક્ત પ્રિયછે સદા, એવું વિચારી કાગ;"
"મન ક્રમ વચને મમપદ, કરજે દ્રઢ અનુરાગ. ૧૫

## રાગ રામગ્રી.

"વેદમાં વનમાં વલવલે" એઢાળ.

"સાંભળ વાયસ સ્નેહથી, મારી નિર્મળ વાણ."
"સત્ય સુગમ શૃતિએ વળી, વારૂં કીધ વખાણ.
સાંભળ. ૧
"સિદ્ધાંત મારો સુણાવુંછું, તને પ્રિછિ પ્રિયપ્રાણ;"
"સાંભળી સૌ તજીને મને, ભજજે નિરવાણ."
સાંભળ. ૨
"મારી માયાથી ઉત્પન થયો, સઘળો આ સંસાર;"
"જીવ ચરાચર જગતમાં, પડા વિવિધ પ્રકાર."
સાંભળ. ૩

[1] માયાથી ઉત્પન્ન થતો સંદેહ.

"ઉપજાવેલા મારા સર્વછે, પ્રિય સૌ મને તેમ;"
"સૌથી અધિક તેમાં નર મને, પ્રિય લાગે સપ્રેમ."
સાંભળ. ૪

"વિપ્રવલ્લભ વળી તેહુમાં, વિપ્રવેદિયા જેહ;"
"તેમાંય પ્રિય વેદધર્મના, અનુસારી સનેહ."
સાંભળ. ૫

"તેમાંય વિશ્વ વિરક્ત જે, જ્ઞાની વળિ પ્રિયપ્રાણ;"
"જ્ઞાનીમધ્યે અતિ પ્રિય મને, જે વિજ્ઞાની સુજાણ."
સાંભળ. ૬

"તેમનાથીય મને પ્રિય ઘણા, સદા જે મમદાસ;"
"મારી ગતિજ સદા જેમને, અન્ય કશિએ ન આશ."
સાંભળ. ૭

"વળી વળી સત્ય કહું તને, હે વાયસ શુભપ્રાણ;"
"સેવકસમ પ્રિય કો નહીં, મુજને નિરવાણ."
સાંભળ. ૮

"ભક્તિરહિત ભલે હોય જે, વિરંચીજ વિશેશ;"
"સર્વ જીવો સમ તે મને, લાગે પ્રિય લવલેશ."
સાંભળ. ૯

"ભક્તિવાળો હોય ભલિપે, નીચ પ્રાણી નિદાન;"
"પણ તે મને પ્રિયપ્રાણ છે, વિદ એ મમ જાણ."
સાંભળ. ૧૦

"કોને ન લાગે કલ્યાગરો? પ્રિય સેવક પ્રમાણ;"
"જેહ પવિત્ર સુશીળ છે, સ્વામિભક્ત સુજાણ;"
સાંભળ. ૧૧

"એવો સેવક પ્રિય સર્વને, નીતિ એવી વેદાંત;"
"કાકભશુંડી સુણ્ય કહું, દિવ્ય તેનું દ્રષ્ટાંત;"
સાંભલ. ૧૨

"એક પિતાના છે સુત બહુ, ભિન્ન ગુણ આચાર;"
"કોઈ કોવિદ કો તપસ્વિ છે, કોઈ જ્ઞાતા અપાર;"
સાંભળ. ૧૩

"કોઈ સ્વધર્મનિરત સદા, કોઈ સર્વ સુજાણ;"
"તે સહુપર પ્રીતિ તાતની, સરખી નિરવાણ."
સાંભળ ૧૪

"કોઈ પિતૃભક્ત પ્રેમથી, સદા મન વચ કાય;"
"જાણે ન સ્વપ્નેય સર્વથા, અન્ય ધર્મ કદાય."
સાંભળ. ૧૫

"તે સુત પ્રિયછે તાતને, નિજ પ્રાણ સમાન;"
"યદ્યપિ સર્વથા અજ્ઞ છે, તેહ પુત્ર નાદાન."
સાંભળ. ૧૬

"જીવ ચરાચર એ રીતિ, જેટલા છે ત્રિજકત;"
"દેવ અસુર નર સહિત ને, જેહ વ્યક્ત અવ્યક્ત."
સાંભળ. ૧૭

"વિશ્વ અખિલ આ માહરૂં, ઉપજાવેલું નેટ;"
"સૌપર સરખી મમ કૃપા, જેમ જંનનિને પેટ."
સાંભળ. ૧૮

"તેમાંય જે માયા મદ તજી, ભજે મુજને સભાવ;"
"મન ક્રમ વચને સટેકથી, લેવા જગતથી લાવ;"
સાંભળ. ૧૯

"પુરૂષ નપુંશક સ્ત્રી તથા, ચરાચર જીવ કોય;"
"કપટ તજી ભજે ભાવથી, મને અતિ પ્રિય સોય;"
સાંભળ. ૫૦

"સત્ય કહું ખગ સર્વથા, મને તે પ્રિય પ્રાણ;"
"સેવક પવિત્ર છે જે સદા, જકતમાંય સુજાણ;"
સાંભળ. ૨૧

"એવુ વિચારીને અંતરે, મને ભજજે સદાય;"
"આશ ભરોસો અન્યનો, તજી મન વચ કાય;"
સાંભળ. ૨૨

"કાળ કદી નહીં વ્યાપશે, તને હે ગુણધામ;"
"ભજજે સભારજે તું સદા, મુજને અભિરામ;"
સાંભળ. ૨૩

## દોહરો.

એવી રીતે અવધેશનાં, વચનપિયૂષ વિશેષ;
સુણિ ધરાઉ નહિં હૃદયમાં, હે ગુણધામ ખગેશ. ૧
પુલકિત તન અતિ પ્રેમથી, ઉર હરખાઉં અપાર;
"શું કહેછે આ શ્રીમુખે! રઘુકુળનાથ ઉદાર." ૨
તે સુખ જાણે હે ગરૂડ, સારિપેર મન કાન;
વખાણ્યું જાય ન જીભથી, યથેચ્છ તેહ પ્રમાણ. ૩
પ્રભુશોભા જોવાનું સુખ, નેત્ર પ્રિછે નિરવાણ;
તે કયમ કરિ વરણી શકે! નથી તેહને વાણ. ૪
પ્રબોધ આપી બહુ વિધે, મુજને માયાનાથ;
કરવા લાગ્યા કોડથી, બાળલીલા શિશુસાથ. ૫
સજળ નેત્ર મુખ આશ ભર્યું, કરિ તે અવસર નેટ;
જોયું જનનિ ભણિ જગદીશે, ભૂખ લાગિ અતિ પેટ. ૬
ઉઠિ ધાયાં આતુર જનનિ, જોઇ એવું તતકાળ;
ચુંબન કરિ ઉર ચાંપિયા, કહિ મૃદુ વચન સવ્હાલ. ૭
ધવરાવે ખોળે લઈ, ખાંતથકી ખગનાથ;
અંચળ તન ઓઢાડિને, કૌશલ્યા ભલિભાત. ૮

ધવરાવતાં સપ્રીતથી, રામચરિત્ર રસાળ;
કરે માત ગુણગાન બહુ, વિશેષ આણી વ્હાલ ૯

## વસંતતિલકા છંદ.

જે સૂખ માટ શિવ વેષ અશિવ વધારી;
સેવે મશાણજ નિરંતર નિર્વિકારી;
તે સૂખમાં સતત મગ્ન રહે સુરીતે;
નારી નરો અવધપૂરતણાં સપ્રીતે. ૧
વારેક તેજ સુખ લેશ લિધેલ જેણે;
સ્વપ્રેય જો સહિત સાદર દર્શ જેણે;
તે બ્રહ્મસૂખ ન ગણે ગણતી કશીમાં;
મ્હાભાગ્યશાળિ જન સજ્જન ગુણસીમા. ૨
હૂં ત્યાં રહ્યો પુરવિષે દિન કેટલાક;
જોઈ રસાળ શુભ બાળલીલા અથાક;
પામ્યો હું ભક્તિવર રામતણી કૃપાયે;
આવ્યો નિજાશ્રમ પ્રભૂપદવંદિ પ્રાયે. ૩
વ્યાપી મને ન ફરિ તે દિનથીજ માયા,
રામે ગણ્યો નિજતણો જવથી સમાયા;
ગાયું ચરિત્ર અતિ ગુપ્ત વખાણિ મે આ,
ખેલાવિયો જ્યમ મને હરિકેરિ માયા. ૪
હાવાં કહું મુજ અનૂભવ હે ખગેશ,
વીના હરીભજન જાય ન પ્રાય કલેશ;
રામકૃપાવણ સુણો ખગનાથ હોડે,
જાણ્યું ન જાય કહિ રામપ્રભુત્વ કોડે. ૫
જાણ્યાવિના ન પ્રતિતી મનમાંય થાય,
વીના પ્રતીતિ નવ થાયજ પ્રીતિ પ્રાય;
પ્રીતીવિના ન દ્રઢ ભક્તિ ઉરે ઠરેછે,
જેવીરીતે જળ ત્યહાંજ ચિકાશ રે'છે. ૬
થાયે શું જ્ઞાન ગુરૂવીણ કદાપિ કાળે,?
વૈરાગ જ્ઞાન વણ હોય શું એની મેળે;
લે સૂખ જંન હરિભક્તિવિના શું પ્રાય,?
એવી રીતે શૃતિ પુરાણ સદાય ગાય. ૭
સંતોષ સેજ વણ કો શું વિરામ પામે,?
ચાલે શું નાવ જળવીણ ઉપાયૂ તમામે;?
સંતોષવીણ કદિ નાશ ન કામ પાપી,
સ્વપ્નેય સૂખ નહિ કામ છતાં કદાપી. ૮
જાયે ન કામવ્રતિ રામની ભક્તિ પાખે,
જામે તરૂ શું થળવીણ ઉપાય લાખે;?
વિજ્ઞાન વીણ શમતા કદિએ શું આવે.?
પામે શું અભ્રવણ કો અવકાશ ભાવે.? ૯
શ્રદ્ધાવિના નહિજ ધર્મ થશે સહામે,
પૃથ્વીવિના જન સુગંધિ કદી ન પામે;
વિસ્તાર થાય શું વિના તપ તેજકેરો,?
વારી વિના રસ રસાતળ શો વડેરો.? ૧૦
ડાહ્યાજનોતણિ સુસેવકતા વિનાનો,
થાયે શું લભ્ય શિળગુણ ઉરે પ્રમાણો;?
જેવી રીતે ન રૂપ તેજ વિનાનું કાંય;
શું આત્મસૂખ વણ આ મન થીર થાય.? ૧૧
વાયૂવિના સ્પરશ હોય શું હે ખગેશ,?
વિશ્વાશવીણ સિધિ કોય શું હોય લેશ;?
વીના હરીભજન ના ભવભીતિ નાશ,
સંસારસાગર અસાર અપાર આશ. ૧૨
વીશ્વાસવોણ નહિ પ્રાપ્ત સુભક્તિ છે જે,
ભક્તીવિના પ્રસન થાય ન રામ સ્હેજે;
વિશ્રામ લે ન વણ રામકૃપા કદાપી,
સ્વપ્નેય આ જીવ ઉપાય કરે તથાપી. ૧૩
એવું વિચારિ મતિ ધીર મહા ખગેશ,
ત્યાગો કુતર્ક ભ્રમ મોહજનીત કલેશ;
ભાવે રમારમણ રામ ભજો હમેશ,
જે સુખદાયક દયાકર કૌશલેશ. ૧૪
મેં મારિ બુધ્ધિઅનુસાર કથા વખાણી,
પ્રીછે શું આ પ્રભુ પ્રતાપ અમાપ પ્રાણી;
યુક્તી વિશેષ કરિ કાંય કહ્યુ નથી આ,
આ સર્વ મારિ નજરે નિરખેલ ક્રીડા. ૧૫
શ્રીરામ નામ રૂપ ગુણ પ્રભાવ જેય,
સર્વે અનંતજ નિરંતર અપ્રમેય;
ગાયે હરી ગુણ મુની નિજ નીજ બુધ્ધિ,
પામે ન પાર નિગમાગમ શેષ સિધ્ધિ. ૧૬
આકાશનો કદિય પાર ન કોઇ પામે,
ઊડે તમોથી લઘુ મચ્છર આદિ હામે;
તેવોજ રામ મહિમા અતિ અપ્રમેય,
પામે શું પાર કદિ કોઈ કહો તમેય ! ૧૭
શ્રીરામ સુંદર વપુ સ્મર કોટિ તુલ્ય,
મ્હાકાળિ કોટિ શિવ કોટિ પ્રભા અતુલ્ય;
શો કોટિ પાકરિપુ[1] તુલ્ય વિલાસ વાળા,
આકાશ કોટિશતશા અવકાશિ ન્યાળા. ૧૮

---

૧ ઇંદ્ર.

શોકોટિવાયુસમ રામ પ્રસારકારી,
શોકોટિભાનુસમ વિશ્વ પ્રકાશકારી;
શોકોટિચંદ્રસમ શીતળ નિર્મળાછે,
સંસારત્રાસ હરનાર અમી ભર્યાછે. ૧૯

શોકોટિ કાળસમ દુસ્તર[1] છેક રામ,
શોકોટિતુલ્ય પ્રલયાનળ[2] પૂર્ણ કામ;
પાતાળકોટિશત તુલ્ય અગાધ એવા,
સંહારકાર શતકોટિકરાળ જેવા. ૨૦

કોટીકતીર્થસમ પાવન રામ પોતે,
સૌ પાપપુંજહર નામ પ્રભાવનો તે;
હીમાદ્રિકોટિસમ થીર હમેશ તાત,
ગંભીર કોટિશતસિંધુ સમાન ખ્યાત. ૨૧

છે કામધેનુશતકોટિસમાન રામ,
સૌ કામદાયક વિનાયક ગુણધામ;
કોટીકશારદસમી ચતુરાઈવાળા,
શોકોટિ ધાતૃ[3] સમ સૃષ્ટિ નિપાવનારા. ૨૨

શોકોટિવિષ્ણુ સમ રાઘવ જકતભર્તા,
શોકોટિરુદ્ર સમ નીખિલવિશ્વ હર્તા;
કુબેરકોટિશતતુલ્ય ધનાઢ્ય ધીર,
માયાધણીસમ પ્રપંચનિધાન વીર. ૨૩

શોકોટિશેષ સમ આ ભૂમિભારધારી;
જગદીશ નીરૂપમ નિર્વધિ નિર્વિકારી;
અન્યોપમા ન કરિ નીરૂપમાભિરામ,
વેદય કહે વરણિ રામ સમાન રામ. ૨૪

ખદ્યોતકોટિશત તુલ્ય કહ્યાથી ભાનુ,
લે તે કવીશ લઘુતા અતિ એવું જાણું;
એવી રીતેથી નિજ નિજ મતીવિલાસે,
મ્હા મૂનિશોય હરિને પ્રીતથી પ્રસંશે. ૨૫

છે ભાવગ્રાહક પ્રભુ અતિશે કૃપાળુ,
માને સુપ્રેમ સુણિ ગુણ અધીક વાળું;
શ્રીરામ કોટિગુણસાગર છે ખગેશ,
પામે શું પાર જન કોઈ કદાપિ લેશ! ૨૬

સંતોનીપાસ સુણ્યું જેવુંજ સાભિલાખે,
સુણાવ્યું તેવું તમને ખરૂં દંભ પાખે;
શ્રીરામ ગ્રામ ગુણ સાંભળવાથી ચારૂ,
સંસારમાં સરવથા થયું તેનું સારૂં. ૨૭

૧ તરવાને અશક્ય. ૨ જગતનો નાશ કરનાર અગ્નિ. ૩ બ્રહ્મા.

## દોહરા.

સુખનિધાન કરૂણાસદન, ભાવવિવશ ભગવાન;
ભજીએ સદા રમારમણ, તજી મમતા મદ માન. ૧

સાભળી કાકભૂશુંડિનાં, વેણ મહા સુખદેણ;
હર્ષિત હરિવાહન ઉરે, પ્રફુલ પંખ જળ નેણ. ૨

શ્રીરઘુપતિનો સર્વથી, પ્રભાવ જાણ્યો પ્રૌઢ;
જે ન ભજે એવા પ્રભુ, માનવિ તે મતિમૂઢ. ૩

મોહ પાછલો સમજીને, પૂર્ણ ઉરે પસ્તાય;
"અજ અનાદી બ્રહ્મને, નર કરિ માન્યા પ્રાય." ૪

વારવાર વાયસપદે, સ્નેહે નામ્યું શીર;
રામસમાન પ્રમાણિને, પ્રેમ વધાર્યો વીર. ૫

ભવસાગર દુસ્તર મહા, ગુરૂ વણ તરે ન કોય;
જો ચતુરાનન સમ તથા, ભલે શંભુસમ હોય. ૬

"સંશયસર્પે મૂજને, ગ્રસ્યો હતો હે તાત;"
"કુતર્ક કોટિક તે રૂપી, દુખદલહેરિ દિનરાત." ૭

"મળ્યા ગારૂડી તમરૂપે, રઘુનાયક નિરધાર;"
"જીવાડયો મુજને જરૂર, જય પ્રભુ જનસુખકાર." ૮

"કૃપાપ્રસાદે તમતણા, નાઠો સૌ મમમોહ;"
"રામરહસ્યજ જાણિયું, અનુપમ સુખસંદોહ." ૯

વખાણિ કાકભૂશુંડિને, વિધવિધભાંતિ વિશેષ;
શિશ નમાવિ કરજોડિ પછિ, બોલ્યો વચન ખગેશ. ૧૦

"હું મારા અવિવેકથી, પૂછું સ્વામિ તમનેજ;"
"જાણિ દાસ સાદર મને, કૃપાસિંધુ કહો તેજ." ૧૧

"તજ્ઞ તથા સર્વજ્ઞ તમ, તમરહીત[1] દિન રાત;"
"સુશીળ સુમતીધીર અતિ, સરળ સુખદ આચાર." ૧૨

"જ્ઞાન વિરતિ વિજ્ઞાનના, પુંજ તમે ગત આશ;"
"લાયક રઘુનાયકતણા, સદા તમે પ્રિયદાસ." ૧૩

"પણ શા કારણ દેહ આ? પામ્યા તમે પ્રમાણ;"
"સમજાવી કહો સર્વતે, મુજને તાત સુજાણ." ૧૪

"સુંદર રામચરિત્રસર, પામ્યા ક્યાંથી આપ?"
"સર્વ કહો સમજાવિ તે, શમન સર્વ સંતાપ." ૧૫

"સાંભળિયું છે એવું મેં, શિવપાસે સાક્ષાત;"
"મહાપ્રલયમાં પણ નહીં, નાશ તમારો નાથ." ૧૬

"જૂઠું વચન કહે નહીં, જોગી શિવ જગદીશ;"
"તેથી સંશય તેહનો, મન મારે આ દીશ." ૧૭

"સચરાચર જીવ નાગ નર, દેવ તથા દિગપાળ;"
"કાળતણો સૌ કોળિયો, કાળ મ્હા વિકરાળ." ૧૮

૧ અજ્ઞાન રહિત.

"અગણિત આ બ્રહ્માંડનો, પ્રલયકાર છે કાળ;"
"સદાય દુસ્તરછે અતી, કાળ મહા વિકરાળ." ૧૯

## હરિગીત છંદ.

"તે કાળ અતિ વિકરાળ તમને, વ્યાપ્ત નહિં શા કારણે!"
"એ જ્ઞાન કે શુભયોગ બળ તે! હે કૃપાળ કહો મને;"
"તમ આશ્રમે આવ્યો હું ત્યાંથી, મોહ ભ્રમ મમ ભાગિયો;"
"કારણ કશું તે નાથ સહુ કહો, તમપદે અનુરાગિયો." ૧
શુણિ ગરૂડની શુભવાણિ હરખ્યો, કાગ તવ નિજ કાળજે;
વદિયો મહા અનુરાગથી પછિ, ગરૂડ સંશય જયમ તજે;
"અતિ ધન્યધન્ય ગરૂડ ગુણનિધિ, મતિ તમારી નિર્મળી;"
"આ પ્રશ્ન મુજને અધિક પ્રિયછે,તમતણું હે મ્હા બળી!" ૨
"સુણિ પ્રશ્ન પ્રેમ સહીત હિતકર, તમતણું આ અવસરે,"
"બહુ પ્રથમ જન્મનિ આવિ મુજને,શુધ્ધિ સારી અંતરે;"
"સરવે કથા કહું વરણિને નિજ, આજ તમને પ્રીતથી,"
"સાદર સુણો હરિયાન ઉરમાં, લાવી પ્રીત સહીતથી."૩
"જપ યજ્ઞ તપ શમદમ વ્રતાદિક,અધિક જ્ઞાન વિવેક જે,"
"શુભ યોગ વિરતિ વિશેષ વિશ્વે ભકિત પ્રભુની સટેક જે;"
"સહુ સાધનોનું એક ફળ શુભ, પ્રેમ પ્રભુચરણે થવો,"
"પામે ન તેવણ ક્ષેમ કોઈ, જગ ભલે વિધિસમ હવો."૪
"આ કાગ શરિરે પામિયો હું, રામભક્તિ અતી ઉંડી,"
"તે કારણે આ તન ઉપર મમતા મને ઘણિ છે રૂડી;"
"જેનાથી નિજ સ્વારથ કશો કદિ,થાય જો ખગરાયજી,"
"તેપર કરે મમતા સરવ જાણ, સત્ય મન વચ કાયજી." ૫
"છે એવિ નીતિ સજન કહે વળિ, વેદસંમત છે વડો,"
"અતી નીચની પણ પ્રીત કરિએ,સ્વાર્થ નિજ મીઠી રૂડો;"
"રેશમ બને કીડાથિ વળિ તેમાંથી, અંબર આપતાં,"
"પાળે સરવ નિજ પ્રાણસમ કૃમિ[1], અતિઅપાવનછેછતાં."૬
"છે સત્ય સ્વાર્થ સદાય એહજ, જકત જીવને જકતમાં,"
"અતિ નેહ રામપદાબ્જ મન ક્રમ,વચનથી આશકતમાં;"
"જન તેજ પાવન તેજ તન શુભ, જકત જાહેર સર્વથી,"
"જે શરિર પામી રામ ભજીએ, અવનિમાંય અગર્વથી." ૭
"વિધિતુલ્ય દેહ ધરે ભલે પણ, હોય રામવિમૂખ જો,"
"કવિ પંડિતો ન વખાણતા કદિ, તેહને રજ તુલ્ય તો;"
"આ તનથકી જામી હૃદયમાં, રામભકિત મહા મતિ,"
"તે કારણે પ્રિય પંડ આજ અખંડ મુજને છે અતી." ૮
"ઇચ્છામરણ પણ તન તજું નહિ, તે કહું સહુ ભેદમાં,"
"ના થાય તનવણ ભજન એવું, વરણિ કહ્યું છે વેદમાં;"
"મુજને ઘણોજ વગોવિયો મોહે પ્રથમ સ્વપ્રતાપથી,"
"પામ્યોનસુખરાઘવવિમુખકદિ, બળિરહ્યોપરિતાપથી." ૯
"વિધ વિધ જન્મ વળી વિવિધ વિધિ,કર્મ કોટિક મેં કર્યાં,"
"જપ યોગ તપ વળિ દાન યજ્ઞો,કરિ મુઓ કાર્ય ન સર્યાં;"
"જન્મ્યો ન જ્યાં કો યોનિ તે!જગ ભમિભમિહું સુણો તમો,"
"જોયાં કરી સૌ કર્મપણ સુખિ નવ થયો આજનો સમો." ૧૦
"શુદ્ધિ મને બહુ જન્મકેરી, સર્પરિપુ કહું તે કથી,"
"શિવનાપ્રસાદે મારિ મતિ ઘેરાતિ નથિ અવ મોહથી;"
"કહું પ્રથમ જન્મતણાં ચરિત્રો, સર્પરિપુ સુણજો હવે,"
"સુણવાથી પ્રભુપદ પ્રીત ઉપજે, કલેશ મટશે અનુભવે." ૧૧
"પૂર્વે મહાપાપોનું મુળ કળિયુગ એવો જાણિયો,"
"નરનારિ અધમ અધર્મરત સૌ, વેદપ્રતિકુળ પ્રાણિયો;"
"આગળ કહિશ તે સૌ કથા, વિસ્તારિને સવિવેકથી,"
"કળિયુગતણા ગુણ દોષ ગુઢ જે, રહિ શકાય ન ટેકથી. ૧૨

## દોહા.

"તે કળિયુગમાં જનમિઓ, અવધપૂર જઈ આપ;"
"શુદ્રતણું તન પામિયો, કરેલ કર્મ પ્રતાપ." ૧
"મન ક્રમ વચને સર્વથા, શિવશેવક હું છેક;"
"અન્યદેવનિંદક ઘણો, એ મારો અવિવેક." ૨
"ધનમદથી ઉન્મદ મહા, વળી પરમ વાચાળ;"
"ઉગ્ર બુધ્ધિ અતિ માહરી, ઉરમાં દંભ વિશાળ." ૩
"રામરાજ્યધાની વિષે, યદ્યપિ રહું કરિ વાસ;"
"તદપિ ન મહિમા જાણિયો, હોંસે બનિ હરિદાસ." ૪
"જાણ્યો હવે જરૂર મેં, અવધપ્રભાવ અપાર;"
"નિગમાગમ પૂરાણ સૌ, ગાય એવું નિરધાર." ૫
"કોપણ જન્મવિષે કદા, વસે અવધપુરિ જેહ;"
"રામપરાયણકારિ પુરિ, ધન્ય ભાગ્ય નર તેહ. ૬
"અવધપ્રભાવ અપાર તે, જાણે તવ જન મન;"
"જ્યારે ઉરધરમાં વસે, રામ ધનુર્ધર ધન્ય." ૭
"તે કળિકાળ કરાળ અતિ, કઠણ સમય ખગરાય;"
"પાપપરાયણ નારિ નર, અધર્મિ સરવ સદાય." ૮
"ગ્રસ્યા ધર્મ સૌ કળિયુગે, ગુપ્ત થયા સદગ્રંથ;"
"નિજમતિ કલ્પિ પ્રગટ કર્યા, દંભિજને બહુ પંથ." ૯

## છપ્પા.

દંભિજનોએ કર્યા, પંથ પાખંડિ સસેવા,
ઉદરભરણ વિતહરણ, વર્ણશંકર ગુરૂ એવા;

૧ જીવડા.

મોહવિવશ સહુ લોક, ગ્રસ્યાં શુભ કર્મો લોભે,
સુણો ગરૂડ ગુણધામ, વરણુતાં મુજ મન ક્ષોભે;
કહું મતિઅનુસાર કશાક આ, કળિના ધર્મ મુખે કથી;
અતિ નીચ પ્રજા કળિયુગતણી, જાત જાણિ જાતિ નથી.૧

વર્ણ ધર્મ નહિ કશો, ચાર આશ્રમ નહિ જોતાં,
વેદવિરોધિ વિશેષ, સર્વ નર નારી સોતાં;
વેચનાર વેદના, વિપ્ર ચંડાળો એવા,
ભૂપ મહા લોભાર્થિ, પ્રજાને ચુશિ લે તેવા;
માને નહિ શ્રુતિઆજ્ઞા કશી, માર્ગ તેજ જે મન ગમ્યો;
ખુબ ગાલ વગાડે તેજ જન,પંડિત કવિ વાલ્મિકિ સમો.૨

વ્યર્થારંભ વિશેષ, દંભમાં રત જે દાડી,
તેને સહુ કો કહે, સંતજન આજ અનાદી;
શાણો તેજ મનાય, જેહ પરધન હરનારો,
કરે દંભ જે કોય, તેજ આચારી સારો;
જાઠી કહે વાત બનાવિને, મશ્કરિ કરિ જાણે વળી;
ગુણવાન તેજ કળિયુગવિષે,વખાણિ કહે જન સૌ મળી.૩

વેદપથ ત્યાગિને, અનાચારી જે અતિશે,
તેજ જ્ઞાનિ વૈરાગિ, કઠણ આ કળયુગવિષે;
જેને છે નખ જટા, ઘણી લાંબી સવિભૂતી,
તેજ તપસ્વિ પ્રસિદ્ધ, ધરા પાખંડે ધુતી;
જે કરે અભક્ષાભક્ષને, વેશ અશુભધારીજ જે;
જન તેજ યોગિ સિદ્ધ તેજ શુભ, પૂજ્ય સર્વને કળિયુગે.૪

ચાહુન જે ચાડિયો, વડાઈ તેની અતિશે,
મન ક્રમ વચન લબાડ, તેજ વકતા કળિવિષે;
નારીવશ નર સર્વ, જેમ નચવે ત્યમ નાચે,
નટ મરકટની જેમ, રૂપપર ઉરમાં રાચે;
જ્ઞાનોપદેશ વળિ વિપ્રને, કરે શુદ્ર જાતીતણો;
લે વિપ્ર કુદાન કળીવિષે, તજી જનોઇનો તાંતણો. ૫

કામ લોભ રત સર્વ, નરઘણા ક્રૂર ક્રોધી,
દેવ વિપ્ર વળિ વેદ, સંતજનતણા વિરોધી;
સુંદર ગુણમંદિર, ત્યાગિ નિજપતિ શુભ તેવો,
પરનર સ્ત્રી વાંચ્છતી, કળીનો મહિમા એવો;
સૌભાગ્યવંતિ ભામા ભલિ, ભૂષણ વનિ તે મુખ દીને;
વિધવા નિત નવ શણગાર તન, ધારણ કરે સુધારિને. ૬

બધિર આંધળાતણું, લેખું ગુરૂશિષ્યનું કાંકે,
એક સુણે નહિ કાન, એક દેખે નવ આંખે;
શિષ્યતણું ધન હરે, શોક સ્વદપે ન હરે જે,
પડશે ગુરૂ ચંડાળ, ઘોર નર્કમાં ખરે તે;
માબાપ તેય નિજ બાળને, પાસ તેડિ પ્રીતે નકી;
નિત તેજ ધર્મ શિખવાડશે, ઉદર ભરે સુત જેથકી. ૭

બ્રહ્મજ્ઞાનવણુ અન્ય, વાત નરનાર ન વદશે,
કોડિસારૂ થઇ લોભિ, ઘાત ગુરૂવિપ્રની કરશે;
વિવાદ નિત વિપ્રશુ, શુદ્ર કરશે કહું એવો,
"અમે તમારાથી શું! છિયે ઓછા દરશાવો!"
"જે બ્રહ્મપ્રિછે તે બ્રાહ્મણો, વેદ વિદિત એ વાતછે;"
"પ્રિછિએ પરિબ્રહ્મ અમેયતે, શું થયુ શુદ્રની જાતછે?" ૮

પરસ્ત્રિલંપટ નિપટ, કુટિલ ને કપટ શાહાણો,
મોહ તથા પરદ્રોહ, મમતમાં જે લપટાણો;
અભેદવાદી તેજ, જ્ઞાનિ નર તેજ ગણાયે,
કળિયુગકેરૂ ચરિત્ર, દીઠું મેં નજરે માયે;
પોતે હરિવિમુખ અધર્મરત, થઈ જગ ક્ષોભ પમાડતો;
જે સતમારગ પ્રતિપાળતો, તેને પણ વણસાડતો. ૯

કરે કુતર્ક વિશેષ, વેદપર નર જે હોસે,
એક એક નર્કમાં, કલ્પ કલ્પ લગી કોશે;
અધમ વર્ણ જે આપ, તેલિ કુંભાર કહાવે,
કોળિ કલાલ કિરાત, તથા ચંડાળ સ્વભાવે;
ગૃહ સંપતિહુત, નારી મુવે, મુંડાવિ સન્યાશી હુઓ;
તે પાય પુજાવે દ્વિજ કને, મહિમા કળિયુગનો જુઓ. ૧૦

તે પાપિઓ અપાર, લોક પરલોક બગાડે,
નિજહાથે નિરધાર, નિજતણું નખોદ કાઢે;
કાળાક્ષરને કુટે, વિપ્ર લોલુપ અતિ કામી,
નિરાચારિ શઠ સર્વ, શુદ્રણીઓના સ્વામી;
કરતા જપતપ વ્રત વિવિધ અતિ, શુદ્ર જાતિના જે દિસે;
શ્રેષ્ઠાસનપર બેશી વળી, પુરાણ કેહતા કળિવિષે. ૧૧

મન કલ્પિત આચાર, સર્વ નર કરતા કળિમાં,
જાય ન વરણિ અનીતિ, અતીશે જેની સીમા;
થયા વર્ણશંકરો, લોક સહુ કળિયુગમાંહે,
ભિન્ન માર્ગ રિત ભિન્ન, પાપના પૂર પ્રવાહે;
કરિ પાપ પામતા દુઃખ ઘણું, રોગ શોક કુવિયોગનું;
મન તોય ન સમજે પાપિયા, દુઃખ કર્મના ભોગનું. ૧૨

વિરતિ વિવેક સહીત, પંથ હરિભકતીકેરો,
શ્રુતિસંમત નિરધાર, વિશ્વમાં જેહ વડેરો;
મોહપાશવશ નરો, ચાલતા નહિ તે પંથે,
કલ્પિત પંથ અનેક, લેખું જેનું ન સદગ્રંથે;
બહુ દામ એકઠા કરિ સદા, ધામ દિપાવે જન જતી;
વિરતી રહી ન લવલેશ કરિ, હરણ કરી વિષયે અતી.૧૩

તપસ્વિ જન ધનવંત, ગૃહસ્થાશ્રમી ભિખારી,
કળિયુગનાં કૌતકો, જાય વરણ્યાં ન વિચારી;
કુળવંતી સતી નાર, તેહને તજી મતિમંદો,
દાસી ઘેર લાવશે, કરી સ્વક્રિયા જનવૃંદો;
ત્યાંલગી માનશે મનવિષે, સુત સૌ નિજ માબાપને;
જ્યાંલગી દીઠું નથી નેત્રથી, પ્રમદામુખ હર તાપને. ૧૪
સાસરિયાં જ્યારથી, લાગિયાં પ્રિય મનમાંયે,
નિજ કુંટુંબ ત્યારથી, શત્રુરૂપ થયું જણાયે;
પાપપરાયણ ભૂપ, ધર્મ મન કશો ન ધારે,
કરિને દંડ અખંડ, પ્રજાને વેડે ખારે;
ધનવંતો મહા મલીન પણ, તેજ કુલિન સર્વોપરી;
દ્વિજચિન્હ જનોઈ જાણવી, નાગો તેજ તપેશ્વરી. ૧૫
માને નહિ મન જેહ, વેદ પૂરાણ કદાએ,
તે કળિયુગમાં સંત, તેજ હરિભકત ભણાએ;
કવિનાં વૃંદ અપાર, પ્રાસ ઝડ તેજ સુકવિતા,
ગુરૂ અબુદ્ધ દુખપુંજ. કોય નહિ જન ગુણવંતા;
પડશે દુકાળ કળિકાળમાં, વાર વાર કહું શું વળી?
વીના અનાજ જન દુખિથશે, મૃત્યૂ તુલ્યજ મેદની. ૧૬
કપટ દંભ પાખંડ, દ્વેશ મદ મન્મથ હઠતા,
મોહ માનથી વ્યાપ્ત, જકત સૌ એ કળિમહતા[1];
જપ તપ વ્રત દાનાદિ, ધર્મ તામસિ નર કરશે,
અલ્પ મેઘ અવનિમાં. ધાન્ય વાવ્યું નહિ ઉગશે;
અબળા કચભૂષણ માનશે, અતિ ક્ષુધાતુર અહનિશે;
ધનહીન મહા દુખિ તોય પણ, મમતા બહુધા મનવિષે. ૧૭
સુખ વાંચ્છે જન મૂઢ, ધર્મમાં રત નહિં જરિએ,
અલ્પ નિર્દયા મતી, નહીં કોમળતા કરિએ;
રોગપિડિત નર સર્વ, ભોગ નહિં જોતાં શોધી,
તોય મહા અભિમાનિ, વિનાકારણે વિરોધી;
અતિ અલ્પાયુષ અવનીવિષે, વર્ષ પચાશતણું દિસે;
"નથિ કલ્પાંતે અમ નાશ કદિ," ગુમાન એવું મનવિષે.૧૮
કર્યા ઘણા કળિયુગે, મનુજ બેહાલ બિચારા,
માને નહિ મન કોય, બેન કે પુત્રી નગરા;
વિચાર કે સંતોષ, નહી શીતળતા સારી,
સર્વે જાત કુજાત, માગતા ભીખ ભિખારી;
અતિ ઈર્ષા ઉર અભિમાન અતિ, લોલુપતા મમતા ઘણી;
ભરિપૂરિ રહી સૌ ભવનમાં, રામતા રહિત શિરોમણી.૧૯
આપ્તવિયોગ સશોક, લોક સહુ હણ્યા બિચારા.
વર્ણાશ્રમ ધર્મનો લોપ, પથો થઈ ન્યારા;

શમ દમ દાન દયા ન, જાણપણું કશું ન દીસે,
જન જડતા જડ દ્રઢ, અપર વંચકતા અતિશે;
નિજ તનપોષક નર નાર સૌ. કણ ન જાય કદિ પરમુખે;
પરનિંદક જન પાપી ઘણા, સ્વપ્ને પણ ન રહે સુખે. ૨૦
અવગુણ ને અઘસદન, તણો કળિકાળ કહાવે,
ગુણ કળિતણો ઘણોજ, વિના શ્રમ સંસૃતિ જાવે;
કૃત ત્રેતા દ્વાપરે. પુજા મખ યોગે હામે,
લે ગતિ તે કળિવિષે, માત્ર હરિ નામે પામે;
સુણ સર્પશત્રુ અતિ સ્નેહથી, કળિ અવગુણ જે જે કહ્યા;
ગુણ એક સર્વ અવગુણ ઉપર, રૂડા માનવી ઉર રહ્યો.૨૧
સતયુગમાં હે સર્વ, યોગિ વિજ્ઞાનિ સદાએ,
કરિ હરિકેરૂં ધ્યાન, તરે ભવ પ્રાણી માચે;
ત્રેતામાં નર વિવિધ, યજ્ઞ કરિને સપ્રીતે,
પ્રભુને પૂણ્ય સમર્પિ, તરે ભવસાગરથીતે;
દ્વાપરે રામપદકમળની, કરિ પૂજા અતિ પ્રીતથી;
ભવસાગર નર સ્હેજે તરે, સત્ય કહ્યું મેં સર્વથી. ૨૨
યોગ યજ્ઞ કે જ્ઞાન, નહીં કળિયુગમાં કાંયે,
માત્ર એક આધાર, રામગુણગાનતણો એ;
સર્વ ભરોસો તજી, રામને સદા ભજે જે,
ગાય રામ ગુણગ્રામ, અને મદ મોહ તજે જે;
જન તેજ તરે ભવસિંધુ આ, સંશય નહિં એમાં કશો;
કળિમાં હરિનામતણો ઘણો, પ્રગટ પ્રભાવ સદા વસ્યો. ૨૩
વળિ કળિતણો પ્રતાપ, એક અતિ પવિત્ર કામે,
મિથ્યા મન કલ્પેલું, પૂણ્ય તે પણ નર પામે;
મન કલ્પિત જે પાપ, તેહ નરને નવ લાગે,
એ મહિમા અતિ રૂડો, સુણો ખગપતિ અનુરાગે;
નહિં અન્ય યૂગ કળિયુગ સમો, જો વિશ્વાસ જનો કરે;
શુભ રામ ગ્રામ ગુણ ગાઈ નર.અનાયાસ આ ભવ તરે.૨૪

## દોહરા.

પ્રગટ ચાર પદ ધર્મના, કળિમાં એક પ્રધાન;
કર્યે દાન જે તે રિતે. કોટિ થાય કલ્યાણ. ૧
સતયુગમાં જન સર્વથી, ધર્મ થાય ભલિભાત;
હૃદય રામમાયા તણી, પ્રેરણાથી સાક્ષાત. ૨
સુદ્ધ સત્વગુણ જ્ઞાન અતિ, શમતામય જન સર્વ;
સતયુગનો સુપ્રભાવએ. પ્રસન્ન મન અગર્વ. ૩
સત્વ પ્રબળગુણ સર્વમાં, કાંક રજે ગુણ કર્મ;
સૌ વિધિ ત્રેતાયુગતણો, સુખદાયક એ ધર્મ. ૪

૧ કળિયુગની મોટાઈ.

સ્વલ્પ સત્વ સૌ જનવિષે, રજો તમો ગુણ પૂર;
માનસભય[1] વળિ હર્ષ એ,દ્વાપર ધર્મ જરૂર. ૫

વ્યાપ્ત તમોગુણ વિશ્વમાં, સ્વલ્પ રજો ગુણ ભાવ;
વિરોધ ચારે કોર બહુ, એ કળિતણો પ્રભાવ. ૬
શાણાજન મન જાણિને, આ કળિયુગનો ધર્મ;
તજી અધર્મમાં રતિ સહૂ, કરે ધર્મનાં કર્મ. ૭

તો તેને નહિં વ્યાપશે, કાળધર્મ કો કાળ;
પ્રીતિ રામપદ જેહની. અતિશે હશે વિશાળ. ૮
વિકટ કપટ નટકેરૂં કર્યું, તે માયા ખગરાય;
વ્યાપે નહિં નટશિષ્યને, મર્મભેદુ મન કાય. ૯

હરિમાયાકૃત દોષ ગુણ, વણ હરિ ભજન ન જાય;
ભજો રામ તજી કામ સૌ, એવું ગણિ મનમાંય. ૧૦
તે કળિમાં બહુ વર્ષ હું, વસિયો અવધ ખગેશ;
પડ્યો દુકાળ, પિડાથી તે, વિચર્યો તવ હું વિદેશ. ૧૧

ગયો ઉજ્જેણી નગરિમાં. સુણો તમે ખગરાય;
દીન મલીન દરીદ્ર અતિ, દુખિયારો હું કાય. ૧૨
વિત્યે કાળ ત્યાં કેટલા, સંપતિ પામ્યો કાંક;
ત્યાં વળિ શિવસેવા કરૂં, અતિ પ્રીતે થઈ રાંક. ૧૩

વિપ્ર એક વૈદિક[2] ત્યહાં, શિવપૂજા સહુલાસ;
કરે નિત્ય તેને ન કશું, અન્યકાજ હરિદાસ. ૧૪
પરમ સાધુ તે સર્વદા, પર્માર્થજ્ઞ પ્રમાણ;
શંભુઉપાસક સર્વથા, નહિ હરિનિંદક જાણ. ૧૫

કરૂં સેવના તેતાણી, કપટ સહીત સદાય;
નીતિધામ દ્વિજ તો વળી, અતિ દયાળુ મનમાંય. ૧૬
બાહ્યાંતર અતિ નમ્ર શીળ, નિરખિ મને હે નાથ;
વિપ્ર ભણાવે પ્રેમથી; પુત્રની જ્યમ ભલિભાત. ૧૭

વિપ્રવરે આપ્યો મને, શંકરમંત્ર સપ્રીત;
શુભોપદેશ સહસ્રવિધ, કર્યો મને મમહીત. ૧૮
જપું મંત્ર કરજોડિને, શિવમંદિર જઈ સાર;
અધિક ગર્વ ઉર દંભ અતિ, સુણો ગરૂડ નિરધાર. ૧૯

પાપપુંજ મતિ ખળ હું અતિ, નીચ જાત વશ મોહ;
હરિજન દ્વિજ દિઠયે બળું, કરૂં વિષ્ણુનો દ્રોહ. ૨૦
નિત્ય પ્રબોધે ગુરૂ મને, અતિ શુભ વાંચ્છી ઊર;
અવિલોકી આચરણ મમ, દુખી દિસે ભરપૂર. ૨૧

શિખ સાંભળિ ગુરૂની મને, ઉપજે ક્રોધ અપાર;
ભાવે શું દિલ દંભિને, નીતિબોધ નિરધાર! ૨૨

૧ મનનું ભય. ૨ વેદમાર્ગે ચાલનારો.

## રાગ ચોપાઈ ત્રિતાળનો.

એકવાર ઉરે પ્રીત લાવી, લીધો ગુરૂએ મને બોલાવી;
શીખવાડી મને નીતિ સાર, સુણો ગરૂડ અનેક પ્રકાર. ૧
"શિવશેવાનું ફળ સુત એજ, અવિરલ ભકિત રામપદ સ્હેજ;"
"ભજે રામને શિવ વિધિ તાત, પામર નરની પછી તો શી વાત?" ૨
"જેને પદ શિવ અજ અનુરાગી. દ્રોહ તેશું કરે જે અભાગી;"
"કરી દ્રોહ વળી સુખ ચ્હાય, કોણ મૂઢ તે જેવો કે'વાય?" ૩
કહ્યા હરને હરિજન જ્યારે, મારા ગુરૂએ પ્રમોદે ત્યારે;
મારૂં હૃદય બળ્યું સુણી વાત,આવી અંતર રીશ અઘાત.૪
પામ્યો વિદ્યા હું અધમ જાતીનો,થયો કેવો કહુ તે મતીનો;
પાઈ દૂધ ઉછેર્યો સાપ, પરિણામે કરે પરિતાપ. ૫
માની મનમાં ગુરૂને કુટીલ, હું અભાગી કુજાતી કુશીળ;
લાગ્યો દ્રોહ ગુરૂતણો કરવા, રાત દિવસ ન પામું ઠરવા. ૬
અતિ કરૂણાળુ ગુરૂ ગત ક્રોધ,વળી વળિ મને દેતા સુબોધ;
પામે પ્રથમ જેના વડે જગમાં,જન નીચ મહત્વતા વગમાં૭
તેહનેજ પ્રથમ તો નમાવે, હઠીને પણ ક્રૂર સ્વભાવે;
અગ્નિથીજ પ્રગટ ધુમ્ર પોતે, મળી વાદળમાં જોત જોતે;
ધનપદવી પામી મૂઢ તેહ, ઓલવેછે અનળને સનેહ. ૮
ધૂળ ધરાણી ઉપર પડી રેછે, સૌના પાદુપ્રહાર સહેછે;
તેને વાયુ ઉરાડે જ્યારે, પેલાં તેને ભરી દેછે ત્યારે. ૯
પછી નૃપને મુગટ ચઢી બેસે, જાણે હોય ન પટરાણી વેશે;
એવો સમજી નીચનો પ્રસંગ,ડાહ્યા ન કરે અધમનો સંગ.૧૦
ખળસાથ કદાપી કાળ, ભલો કલહ નહીં ભલું વ્હાલ;
ગાયકવિનેકોવિદ એવીનીતિ, કોઈ કરશો ન ખળની પ્રતીતી.
ઉદાસીનવૃત્તિએ રહિએ, સદા મુન્ય ભલે મુખ ગ્રહિએ;
પણ ખળને તો ચહિ નિજક્ષેમ, સઘ તજી એશ્વાનની જેમ.૧૨
ઉર કપટ કુટિલતા ભારે, મહા ખળ હું ભર્યો અવિચારે;
ગુરૂ મમ હિત કહિને બતાવે,મન મુજને લગારે ન ભાવે.૧૩
એકવાર હું શંકર ધામ, હતો જપતો હોંસે હરનામ;
ગુરૂ આવ્યા ત્યહાં ગુણધામ, ઉઠી મેં ન કર્યો પરણામ. ૧૪
તેનું ગુરૂએ તો કહ્યું નહિ કાંય, લેશ રોષ નહીં ઉરમાંય;
અતિપાપ ગુરૂનું અપમાન,તેન સહિ શકયા શિવ ભગવાન.૧૫
મંદિરે થઈ આકાશ વાણી,"હત ભાગી હે નિચ અભિમાની;"
"જોકે તુજ ગુરૂને નથી ક્રોધ, અતિ કરૂણાળુ ગુરૂ અવિરોધ."૧૬
"ભલિભાતે પ્રબોધાયલા છે, ગુણસંપન્ન ગુરૂજી આ છે;"
"શાપદઉં છું તદપિ હું તને તો, નગમે નીતિવિમુખ મને તો."૧૭
"જો ન દંડ હું દઉં કદાપી. ગુરૂદ્રોહી હે ખળ મહા પાપી;"
"થાય વેદપંથ ભ્રષ્ટ મારો, જેહ આદ્ય અનાદ્યથી સારો."૧૮

"ઇર્ષા કરશે સદગુરૂ સાથ, મહા શઠ જન જે સાક્ષાત;",
"કોટિ યુગલગી તે પરિતાપી, પડશે રૈરવનર્કમાં પાપી." ૧૯
"ત્રણે જગની યોનીમાં તે મૂઢ, દેહ ધરિ પિડા પામશે મૌઢ;"
"જન્મ અયુત લગી નિરધાર, શાપ મારો એ મૂઢ ગમાર" ૨૦
"બેશી રહિશ અજગર સમ પાપી, થઇશિ સર્પ જો મતિ આવી વ્યાપી;"
"મહા વૃક્ષની પોલમાં જાઇ, પામી નીચ ગતી દુખ દાઈ." ૨૧
"ઘણા કાળ લગી ત્યાં રહીશ, અધમાધમમાં હે અધીશ;"
કર્યોગુરૂએહાહાકારત્યારે, દારૂણશાપશિવનોસુણ્યોજ્યારે. ૨૨
મને જોઇને કંપાયમાન, ઊપજ્યો પરિતાપ અમાન;
કરી પ્રેમથી દંડપ્રણામ, કરજોડિ તે વિપ્રાભિરામ. ૨૩
શિવ સન્મુખ ઊભો રહી તે, કરે મુજવતી વિનતી સપ્રીતે;
મારી ઘોર ગતી થઈજાણી, વિપ્ર વદિયો ગદ ગદ વાણી. ૨૪

**છપ્પા.**

"જય નમામિ જગદીશ, રૂપ નિર્વાણ તમારૂં,"
"વેદ સ્વરૂપ અનૂપ, બ્રહ્મ વ્યાપક વિભુ વારૂં;"
"નિર્ગુણ નાથ અતર્ક્ય, નિરીહ નિખિલપતિ નિજ રૂપ,"
"ચિદાનંદઘન ચતુર, વાસ આકાશ કાશિભુપ;"
"ઓંકાર મૂળ ચૈતન્ય રૂપ, નિરાકાર ભજું નેહથી;"
"પ્રભુ જ્ઞાન ગિરા ગોતીત અતિ, અચળઇશઅતિશયગતી."
મૃત્યુંજય મ્હાદેવ, કાળના કાળ કૃપાળુ,"
ગુણસાગર ગૌરીશ, વિર્દ જનપાળક વાળુ;"
"હિમાદ્રિસમ તન ગૌર, દયા દિલમાંય ઘણેરી,"
કોટિ કામ અભિરામ, તુલ્ય શોભા તનકેરી;"
"શિર પ્રગટ ગંગ સતરંગિણી,[1] બાળચંદ્ર શુભ ભાલ છે;"
"કંઠે ભુજંગ કુંડળ તરલ, તરલ ત્રિનેત્ર વિશાળ છે." ૨
"ભ્રુકુટિ વિશાળ ભલેરિ, વદનશશિ પ્રસન સદાયે,"
"નીલકંઠ ભુજદંડ, દીનવત્સળ સુદયાયે;"
"શાર્દુલચર્મ સુવસ્ત્ર, મુંડમાળા વળિ કંઠે,"
"સર્વનાથ પ્રિય શંભુ, ભજૂ હું અતિ ઉત્કંઠે;"
"નિજ શક્તિ પ્રચંડ પ્રગલ્ભ પ્રભુ, શ્રેષ્ટ પરામાયાપતી;"
"સુપ્રકાશ ભાનુ શતકોટિ સમ. અજ અખંડ અવિચળગતી. ૩
"શૂલપાણિ સુખમુળ, ત્રિવિધશુળ નિર્મુળ કર્તા,"
"ભાવગમ્ય અતિ રમ્ય, ભજું ભવ ભવ સંહર્તા;"
"કળાતીત કલ્યાણ, પ્રલયકારી ત્રિપુરારી,"
"દાતા ઉર આનંદ, સજનના ભવભયહારી;"
જય ચિદાનંદઘન કંદ સુખ, દર્પ મોહ કંદર્પહર;"
"થાઓ પ્રસન્ન આનંદ મન, શિવસ્વામી શેવક ઉપર." ૪

"આ ભવકે પરભવે, નરો જ્યાં લગી ન ભજશે,"
"ઉમયાપતિના સુભગ. ચરણજલજાત સહર્ષે;"
"ત્યાંલગિ સુખ કે શાન્તિ, હૃદયમાં નહીં પમાશે,"
"ત્રિવિધતાપ સંતાપ. તેવિના નાશ ન થાશે;"
"થાઓ પ્રસન્ન પ્રભુ પ્રેમથી, સર્વ હૃદયવાસી સદા;"
"જોગેશ્વર જગ જાહેર જય, સેવ્યે સુલ્લભ સંપદા." ૫
"જાણું નહિં જગદીશ, જોગ જપ પૂજા તમની,"
"નમૂં સદા સર્વથા, શંભુ પ્રભુ શિશ ધરિ અવની;"
જરા જન્મ મૃત્યુનાં, અધિક દુખકેરી આંચે."
"તન મન અતી તપેલ, પાહિ પ્રભુ વિચિ પરપંચે;"
"ગુરૂએ શિવને સંતોષવા, કરી સ્તુતી આ શુભ મને;"
ભણશે જે આ ભક્તિ સહિત, થશે પ્રસન શિવ તેહને. ૬

**દોહરા.**

શુણિ વિનતી સર્વજ્ઞ શિવ, જોઈ વિપ્ર અનુરાગ;
વળિ ત્યાં નભવાણી થઈ, "હે દ્વિજવર વર માગ!" ૧
જો પ્રસન્ન પ્રભુ મુજ ઉપર, સ્વામી દીનદયાળ;
નિજપદ ભકિત દો વળી, દો વર અન્ય દયાળ. ૨
તમમાયાવશ જીવ જડ, ભુલ્યો ભમે દિનરાત;
તે પર ક્રોધ ઘટે નહિં, કૃપાનાથ શિવતાત. ૩
શંકર દીનદયાળ અવ, એપર થાવ કૃપાળ;
જેથિ શાપ અનુગ્રહ પ્રભુ, થાયજ થોડે કાળ. ૪
થાય એનું જેવી રિતે. નાથ પરમ કલ્યાણ;
તેજ કરો ત્રિપુરારિ અવ, કૃપાસિંધુ ભગવાન. ૫
પરહિતભરિ વાણી શુણી, વિપ્રતણી એવાર;
"એવમસ્તુ આકાશથી," થઈ વાણી સુખકાર. ૬
"યદ્યપિ કર્યું એણે ઘણું, દારૂણ પાપ સદંભ;"
"સકોપ મેં વળિ શ્રાપ દિધ, એમાં નહીં અચંબ." ૭
"તોપણ અવિલોકી રૂડી, તમસાધુતા તમામ;"
"કરૂં છું એપર અતિ કૃપા, સુણો વિપ્ર અભિરામ." ૭
"ક્ષમા શીળ પરમારથી, જે દ્વિજ વિશ્વ જરૂર;"
"તે મુજને રઘુનાથ સમ, પ્રિય અતિશે નિજ ઊર." ૮
"વ્યર્થ થશે નહિં શાપ મમ, હે દ્વિજવર ધીમાન;"
"એને જન્મ સહસ્ત્ર સુધી, અધ્રગતિ પ્રાપ્ત પ્રમાણ." ૧૦
"જન્મ મરણનું દુસહ દુખ, ભૂત માત્રને થાય;"
"પણ એને નહિ વ્યાપશે, તે દુખ લેશય પ્રાય." ૧૧
"કોપણ જન્મવિષે તને, મટશે નહિં ઉર જ્ઞાન;"
"સાંભળ હે જન શુદ્ર તું, મારૂં વચન પ્રમાણ." ૧૨
"રઘુપતિની નગરીવિષે, થયે જન્મ તુજ જાણ;"
"મમ સેવા મન દેઇને, કરશે તું નિર્વાણ." ૧૩

[1] તરંગો સહીતની.

"પૂરીતણુ પ્રભાવ વળિ. મમ અનુગ્રહે અપાર;"
"રામભક્તિ ઉર ઉપજશે, તુજને તવ નિરધાર." ૧૪
"સત્ય વચન સુણિ મારૂં અવ, કરજે તું નિરધાર;"
"હરિસંતોષક વ્રત તથા, દ્વિજ સેવકતા સાર." ૧૫
"હુવે કરીશ નહીં કદી, વિપ્રતણું અપમાન;"
"અનંત સમ જન સંતને, ગણજે તજી ગુમાન." ૧૬
"ઇંદ્રવજ્ર દારૂણથિ વળિ, મમ ત્રિશૂળ વિશાળ;"
"કાળદંડ પરચંડ અતિ, હરિનું ચક્ર કરાળ." ૧૭
"એટલાંથી અવનીવિષે. માર્યા ન મરે જેહ;"
"વિપ્રદ્રોહપાવકવિષે, બળશે સત્યજ તેહ." ૧૮
"ઉર એવોજ વિવેક અતિ, સદા રાખજે સાર;"
"જગમાંહિ કશું તાહરે, નહિં દુર્લભ નિરધાર." ૧૯
"વળી અજય આશીષ મુજ, તુજ હિતકારણ એહ;"
"અવ્યાહત[1] ગતિ તાહરી, થાશે નિઃસંદેહ." ૨૦

## રાગ ગોડીની દેશી.

સાંભળી શિવનાં વચન ગુરૂ મારે,"એવમસ્તુ એવું ભાખીરે;
મુજને પ્રબોધ દઈ ગયા નિજઘર, શંકર પદ ઉર રાખીરે.૧
કાળપ્રેરિત હું વિંધ્યાદ્રીમાં જઈ, અવતરિયો થઇ વ્યાલરે;
વળિ તન તે તજ્યુ મેં અનાયાસે, વીત્યા વળી કંઇ કાળરે.૨
જે તન ધરૂં તે તજું અનાયાસે, હરિવાહન સુણો હેતરે;
જેમ તજી જન વસ્ત્ર જુનાને, પે'રે નવું બહુ પ્રીતરે. ૩
વેદ નીતિ રાખી શિવે વળી હું. કાંય ન પામ્યો કલેશરે;
એવી રીતે તન વિવિધ ધર્યાં મેં, જ્ઞાન મટ્યું ન ખગેશરે.૪
ત્રણે જગતમાં મેં જે તન ધરિયું,નરનું કે દેવનું નેહરે;
રામપરાયણ ત્યાં મતિ મારી, દુઃખી ન થાઉં દેહરે. ૫
શૂળ મને એક અંતર સાલે, વિસરે ન કદિ વિહંગેશરે;
કોમળ શીળ સ્વભાવ ગુરૂનો, પ્રત્યક્ષ સમ પરમેશરે. ૬
છેલી હુ દેહ પામ્યો વિપ્રકેરી, સુરદુર્લભ શ્રૃતિ ગાયેરે;
પુરાણપણ કહે વિપ્રનું તન જગે, પૂરણ પૂણ્યે પમાયરે. ૭
બાળક ટોળે મળી દશવિશ જ્યાં, ખેલે હું ત્યાં જઈ ખેલુરે;
કાડે કરૂં રઘુનાથની લીલા, મન જેનારું મળેલુંરે. ૮
મોટો થયે મને તાત ભણાવે, ભાવથકી ભલિ ભાતેરે;
સમજું હુ સાંભળુ જાણું સરવતે. ભાવે નહીં કો વાતેરે. ૯
મનથી મહાદેવકેરી કૃપાએ, વાસના સરવે ભાગીરે;
કેવળ રામના ચરણકમળમાં,લેહ મુજને બહુ લાગીરે. ૧૦

કોણુ એવો જન અતિશે અભાગી,?આપ કહો ખગનાથરે;
સેવે ગધાડીને સુરધેનુ ત્યાગી, અનહિત વ્હોરી હાથરે. ૧૧
રામચરણ મન પ્રેમ નિમગ્નજ, તેથી ગમે નવ કાંયરે;
થાકયા ભણાવી ભણાવી પિતાજી, બોધ નહીં મનમાંયરે.૧૨
કાળાંતરે થયા કાળ આધિન જવ, માત પિતા જે મારાંરે;
વનમાંગયોજનત્રાતાનેભજવા,માયાનાં સુખ ગણી ખારાંરે.
વનમાં જ્યાં જ્યાં મુનિવર પામું, ઉગ્ર તપસ્વી અમીતરે;
તેમને આશ્રમ જઈજઇ જુગતે.શીશ નમાવું સપ્રીતરે.૧૪
સમજું હું તેમની પાસ સદાયે, રામતણા ગુણગ્રામરે;
સાંભળું હું તે કહે સદભાવે, શુણો ગરૂડ ગુણધામરે. ૧૫
સાંભળતો ફરૂં એમ શ્રીપતિના,ગુણાનુવાદ ઘણાકરે;
અપ્રતિહત ગતિ મારી રૂડેરી, શંભુપ્રસાદ વિપાકરે. ૧૬
સુત વિત મંદીરની જે ત્રયાશા. છુટી પછી તો સ્હેજેરે;
લાલસા એક વધી ઉર અતિશે, રાઘવભક્તિ અવેજેરે. ૧૭
રામના ચરણ કમળ જોઉં જ્યારે, નેત્ર ભરી ભરી નેહરે;
જન્મ સફળ કરી જાણું હું ત્યારે, પૂર્ણ પ્રફુલ્લિત દેહરે. ૧૮
પુછું હું જેહ મુનિને જઇને, તેહ કહે મને એવુંરે;
"સર્વ ભૂતમય ઇશ્વર છે નિત્ય. રૂડું ગણી એ રે'વુંરે."૧૯
નિર્ગુણ મત એવો મુજને ગમેના,શું કહું સર્પ આરાતીરે?
સગુણપરિબ્રહ્મપર રતિમારી, અતિશે હૃદયમાંથાતીરે. ૨૦
સ્મરણ કરી ગુરૂ વચન સનેહે, રામચરણ મન લાગ્યુંરે;
રઘુપતિના જશ ગાતો ફરૂં નિત્ય, માયાથકી મન ભાગ્યુંરે.
મેરૂશીખર વડછાંયે સુખાસીન, લોમસ મુનિ અભિરામરે;
તેમને જોઈ ચરણ શિરનામ્યું,વચન કહ્યાં દીન આમરે.૨૨
નાથ સગુણ પરિબ્રહ્મ ચરણ મને,કોવિધિ પ્રાપ્ત અપ્રાપ્યરે?
કરૂણા કરી કહો મુજને કૃપાળુ, વેદપારાંગત આપરે. ૨૩
સાંભળી વિનિત વચન વળી કોમળ,મુનિવર તેહ કૃપાળરે;
પુછયું પછી મને સાદર ઋષિએ,આવ્યો તું કેમ આકાળરે!
નાથ સર્વજ્ઞ સુજાણ તમેછો, પુછો શું તવ પ્રીતિરે;
સગુણ બ્રહ્મની ઉપાસનાવિધિતે.મુજનેબતાવોસહીતરે.૨૪

## દોહરા.

તે અવસર તે મુનિવરે, રઘુપતિની ગુણગાથ;
કહી કાંઈ સાદર શુણો, ઉર સપ્રેમ ખગનાથ. ૧
બ્રહ્મજ્ઞાનરત અતિઘણા, મુનિ વિજ્ઞાનિ મહાન;
જાણિ પરમ અધિકારી ઉર, મુજને અતિ ધીમાન. ૨
લાગ્યા કરવા કારણે, બ્રહ્મતણો ઉપદેશ;
અજ અદ્વૈત અનાદિ વળિ. નિર્ગુણનાથ ઉરેશ. ૩

---

[1] કોઇથી રોકી ન શકાય એવી ગતિ.

અકળ નિરીહ અનામિ પ્રભુ, અરૂપ અખિલપતિ આપ;
અનુભવ ગમ્ય અપાર ગતિ, અનુપ અખંડ અમાપ. ૪
મન ગોતીત અમળ વળી, અવિનાશી ભુવનેશ;
નિર્વિકારી અનવધિ નિપઠ, સુખભંડાર સુરેશ. ૫
તે તું તેનું તારૂં આ, એવો નહિ જ્યાં ભેદ;
જળ તરંગ જૂદાં નહીં, ગાય એમ ગુણ વેદ. ૬
એવી રીતિ બહુ વિધ મને, સમજાવ્યો મુનિ સાર;
પણ નિર્ગુણમત મમ ઉરે, આવ્યો નહીં લગાર. ૭
પછી મેં કહ્યું બહુ પ્રીતથી, મુનિપદ નામી શીશ;
મુજને સગુણ ઉપાસના, કહો સમજાવી મુનીશ. ૮
"રામ ભક્તિરૂપ જળ વિષે, મન મારૂં છે મીન;"
"કરી શકશો જુદું કેમ કરી? હે મુનિનાથ પ્રવીણ." ૯
"માટે કહો કરી દયા, તેજ રૂડો ઉપદેશ;"
"નિજ નેત્રે જેથી કરી, અવિલોકું અવધેશ." ૧૦
"લોચન ભરી ભરી ભાવથી, અવિલોકિશ અવધેશ;"
"તે પછી મુણિશ સનેહથી, અતિ નિર્ગુણ ઉપદેશ." ૧૧
મુનિ વળી કથવા લાગિયા, હરિની કથા અનૂપ;
સગુણ પક્ષ ખંડન કરી, નિરૂપણ નિર્ગુણ રૂપ. ૧૨
તવ મેં નિર્ગુણમતિ સહૂ, ઉરથી કરીને દૂર;
સગુણપક્ષ નિરૂપણ કર્યો, હઠ કરીને ભરપૂર. ૧૩
ઉત્તર પ્રતિઉત્તર અતી, મેં કીધા તે માટ;
મુનિ મન ક્રોધતણું થયું. ચિન્હ પ્રગટ સાક્ષાત. ૧૪
કર્યે અવજ્ઞા અતિ ઘણી, સાંભળજો ખગરાય;
જ્ઞાનિનેય ઉર ઉપજે, ક્રોધ ઘણો કહું પ્રાય. ૧૫
અતિ ઘર્ષણ જો કો કરે. તો સત્વર બનિ ક્રૂર;
અનળ પ્રગટ થાયે અતી, ચંદનથીય જરૂર. ૧૬
વારંવાર સકોપ મુનિ. કરે નિરૂપણ જ્ઞાન;
હું મારે મન બેસી તવ, કરૂં વિધવિધ અનુમાન. ૧૭

## છપ્પા.

"દ્વૈત બુધ્ધિવણ હૃદય, ક્રોધ કો દિન શું ઉપજે?"
"ઉર અજ્ઞાન વિના શું, દ્વૈત મતિ હોય સહેજે?"
"ભિન્ન ભિન્ન જડજીવ, મહા માયાવશ જ્યારે;"
"શું તે ઇશ સમાન, કો દિ કેંવાયે ત્યારે;"
"કદિએ દુખ તેને હોય શું, જે પરહિત તાકે સદા?"
"પારશમણિ જેની પાસછે, તે શું દરિદ્ર સહે કદા?" ૧
"પરદ્રોહમાં પ્રવીણ, તે શું કદિ હૃદય નિશંકી?"
"કેમ કામિજન રહે, અવનિ માંહે અકલંકી?
"વિપ્રનું અનહિત કર્યે, વંશ કયમ રે વસુધામા?"
"સ્વરૂપ ઓળખ્યા વિના, કર્મ શું થાય કશામાં?"
"જામી સુમતિ જન કોતણી? ખળસંસર્ગે ખાંતથી;"
"પરસ્ત્રીલંપટ જન શુભગતી, પામે શું ભલિભાતથી?" ૨
"વંદનાર જન જેહ. સદા પરમાત્મા સ્નેહ,"
"પડે તે શું ભવમાંય, ફરી કદિ કો સંદેહે?"
"હરિનિંદક જન કદા, થાય સુખી શું અતિ પાપી?"
"નીતિનિપુણતા વિના, રાજ્ય શું રહે કદાપી?"
"હરિનાં ચરિત્રને હોંસથી, વદને નિત્ય વખાણવે;"
"શું રહે અઘપુંજ અપાર પણ?સુણો ગરૂડ મન અનુભવે." ૩
"પાવન યશ પૃથ્વીમાં, થાય શું પૂણ્ય વિનાનો?"
"અપયશ પાપવિના શું, કોઈ પામે મનમાન્યો?"
"હરિભક્તિ સમ અન્ય, લાભ શો લેખી જોતાં?"
"વેદ પુરાણ સુસંત, ગાય જેને પ્રીત સોતાં;"
"નરદેહ પામી દુર્લભ મહા, ભજીએ નહિ જવ રામને;
"શી હાનિ અનંતર ત્યાહરે? તજી મોહમદ કામને." ૪
"અન્ય પાપ શું અધિક? ચાડિયાપણા સમાને,"
"દયા સમાન શું દિવ્ય? ધર્મ અતિ પરમવિધાને;"
એ વિધિએ ઉરમાંય, યુક્તિ ગણિ ઘણી વાણી મેં,
સાદર ના સાંભળી, શીખ મુનિરાયતણી મેં;
પ્રતિપાદન વારંવાર મેં, સગુણપક્ષ કરિયા સુધા;
મુનિ વદિયા તવ સક્રોપ અતિ,"મૂઢ ન લવરી કર મુધા."૫
"હે મતિ મૂઢ વિશેષ. દઉં શિખ પરમ સ્વભાવે,"
"નીચ નથી માનતો, ઉતર પ્રતિઉતર બતાવે;"
"સત્ય વચનનો સ્હેજ, કરે વિશ્વાસ ન કોડે,"
"સૌથી કાક સમાન. ડરે દિલ મતિ હંધિ દોડે;"
"હે શઠ હઠ નિજ પક્ષની ઉરે,અતિ વિશાળતુજને દિસે;"
"સત્વર થઇશ પક્ષી અધમ,તારી ખોટી હઠતા મિષે."૬
લીધો શાપ મુનિતણો, સદ્ય મેં શીશ ચઢાવી,
નહિ મનમાં ભય કશો, દીનતા કશી ન આવી;
તરત થયો હું કાગ, પછી મુનિપદ શિર નામી,
સમરિ રામ ઊડિયો, હર્ષ અતિશય ઉર પામી;
જે રામચરણરત હે ઉમા! રહિત કામ મદ ક્રોધતા;
નિજ પ્રભુમય દેખે જગત સૌ, કોશું કરે વિરોધતા! ૭

## રાગ ચોપાઇ ત્રિતાળની.

ખગનાથ શુણો કથા વરણું,એમાં દૂષણ નહિ મુનિવરનું;
ઉરમાં મતિના પ્રેરનાર, રઘુકુળતિલક જે ઉદાર. ૧

રામે મુનિમતિ ભોળી કીધી, મારી પ્રેમપરિક્ષા લીધી;
જાણ્યો નિજજન મન વચ કાયે,મુજને સત્ય રાઘવરાયે;૨
પછી ફરવી મતિ મુનિવરની, કથા કહું તે સંક્ષેપે વરણી;
મારી શીળતા દ્રઢ મનવિષે, રામચરણભરોંસો અતીશે.૩
જોઈ મુનિવર વિસ્મય પામી, વારંવાર પસ્તાય પ્રણામી;
પછી સાદર બોલાવી લીધો, મારો જન્મ કૃતારથ કીધો.૪
મને પ્રેમે સંતોષ પમાડી, રામમંત્ર આપ્યો બ્રહ્મવાદી;
રામના બાળસ્વરૂપનું ધ્યાન, કહ્યું કરવા મને હરિયાન.૫
સુંદર સુખદ તેમુજ મન ભાવ્યું,તે મેં પ્રથમ તમોને સુણાવ્યું;
રાખ્યો મુનિએ મને નિજ સ્થાન,કાળ કેટલાકરૂણાનિધાન.૬
ભાખ્યું રામચરિત્ર રસાળુ, સુખ જનને પમાડવા વાળું;
અતિ સાદર રામકથા આ, સંભળાવી કહીજ સમાયા. ૭
વળી બોલ્યા મુનિવર વાણી,મને પરમ અધિકારી જાણી;
"રામચરિત્રસરોવર સાર,ગુપ્ત સહિત સંપતિ સુખકાર." ૮
"પામ્યો શંભુપ્રસાદે હું તેહ, સુણ વત્સ મારા તું સનેહ;"
"તને રામભક્ત દ્રઢ જાણી,તેથી કહ્યું સર્વે મેં વખાણી." ૯
"રામભક્તિ ના જેના હૃદાએ,તેનીપાસ ન કથવું કદાએ;"
મને મુનિએમહાહેતઆણી, સમજાવ્યોહરિજનજાણી.૧૦
મુનિપદ શીર નામ્યું સપ્રેમ, જેનાથી થયું અંતે ક્ષેમ;
નિજ કર પરશી મમશીશ,મુનિએ દીધી મને આશીષ.૧૧
"રામભક્તિ અવિરલ ઉર તારે,વસશે સદા અનુગ્રહ મારે;"
"હોજે રામનો પ્રીય સદા તું,શુભ ગુણસદન થજે જા તું."૧૨
"કામરૂપ ઇચ્છામર્ણ તારે, જ્ઞાન વૈરાગ ધામ સંસારે;"
"જેહ આશ્રમે વસીશહે સંત,સમરણ કરતાંશ્રીભગવંત."૧૩
"એક જોજન લગી આશ્રમની,વ્યાપશે ન અવિદ્યા ક્રમની;"
"કાળ કર્મ દોષ ગુણ ફેરૂ,દુઃખ માયાના જીવને વડેરૂ."૧૪
"તે ન વ્યાપશે તુજને કદાએ, સદા શ્રીરઘુવીર સહાયે;"
"રામરહસ્ય ગુપ્ત ને વિવિધ, ઇતિહાસપૂરાણ પ્રસિદ્ધ."૧૫
"જાણશે તે તું સૌ અનાયાસે,નિત્ય પ્રભુપદ નવનેહ થાશે;"
"મનઇચ્છા જે કરશે સુમને,નહિદુર્લભહરિકૃપાતુજને."૧૬
સુણીમુનિનાઆશીશમગનમાં,થઈબ્રહ્મવાણીત્યાંગગનમાં;
તેહ સંભળાવું સરપારી, બ્રહ્મવાણી મહા સુખકારી. ૧૭

## દોહરા.

"એવમસ્તુ તુજ વચન શુભ, હે મુનિ જ્ઞાની સદાય;"
"એ મમ ભક્ત અહોનિશા, કર્મ વચન મન કાય." ૧
સુણી નભ વાણી તે સમે, હર્ષ થયો મમ ઊર;
પ્રેમ મગ્ન મનમાં અતી, સંશય સર્વે દૂર. ૨
આજ્ઞા પામી મુનિતણી, કરી વિનતિ કરજોડ;
ચરણકમળમાંહે વળી, શીશ નમાવિ સંહોડ. ૩
હર્ષ સહિત આ આશ્રમે, આવ્યો ઉડિ એવાર;
દુર્લભ વર હું પામિયો, પ્રભુ પ્રસાદ સુખકાર. ૪
અહિંયાં વસતાં અહિરિપુ, વિત્યા સતાવિશ કલ્પ;
મુનિ આશિષ વ્યાપે ન કદિ, મને અવિદ્યા અલ્પ. ૫
રઘુપતિના ગુણગાન હું, કરૂં છું સદા સપ્રીત;
સુજ્ઞ વિહંગો સાંભળે, સાદર સુકથા નિત્ય. ૬
જ્યારે જ્યારે જગતપતિ, અવધપુરીમાં આપ;
નરતન ધરે સ્વજનતણા, શમત સર્વ સંતાપ. ૭
ત્યારે ત્યારે જઈ ત્યહાં,રહું રામપુરિમાંય;
બાળલીલા અવિલોકિ લઉં, સુખની શીતળછાંય. ૮
બાળસ્વરૂપ ઉર રામનું, રાખી પછિ રૂડિ રીત;
નિજ આશ્રમ ફરિ આવું હું, હે ખગપતી સપ્રીત. ૯
સંભળાવિ મેં સહુ કથા, તમને હે હરિયાન;
જે કારણ આ કાગતન, પામ્યો છઉં પ્રમાણ. ૧૦
સર્વ પ્રશ્ન જે તમતણા, કહ્યા વરણવી તેહ;
રામભક્તિમહિમા અતી, અહિરિપુ નહિ સંદેહ. ૧૧
તેથી આ તન પ્રિય મને, થયો રામપદ નેહ;
નિજ પ્રભુ દરશન પામિયો, ગયો સકળ સંદેહ. ૧૨
ભક્તિપક્ષ હઠ કરિ રહ્યો, દીધો મુનિએ શાપ;
મુનિદુર્લભ વર પામિયો, પેખો ભજન પ્રતાપ. ૧૩

## વસંતતિલકા છંદ.

જે આવિ ભક્તિ તજશે મનમાંય જાણી,
ને જ્ઞાનમાટ શ્રમ જે કરશે વખાણી;
તે કામધેનુ ઘરની તજી મૂઢ જંત,
શોધે કરી અટન આકનું દૂધ વંત. ૧
સુણો ગરૂડ હરિભક્તિ તજી સદાયે,
જે સૂખ ચ્હાય મન અન્ય કશા ઉપાયે;
તે મૂઢ સાગર મહા શુભ નાવ પાખે,
તર્વા ચહે જન મતીહિણ સાભિલાખે. ૨
સુણી ભૂશંડિમુનિનાં વચનો ભવાની,
બોલ્યો ગરૂડ મન હર્ષિત થૈ સુવાણી;
"મારા ઉરે તમપ્રસાદથકી સુજાને,"
"છે નાહિ મોહ ભ્રમ સંશય કોઈ વાતે." ૩
"સુણ્યા પવિત્ર રઘુનાયક ગુણગ્રામ,"
"વિશ્રામ લીધ તમકેરી કૃપાભિરામ;"
"પૂછું હવે હું તમને પ્રભુ એક વાત,"
"તેં સારિપેર સમજાવિ કહો સુજ્ઞાત." ૪

"કે'છે મુની શૃતિ પુરાણ સુસંતરાય,"
"કાંઈ ન દુર્લભજ જ્ઞાન સમાન પ્રાય;"
"તે જ્ઞાન વર્ણિ તમપાસ કહ્યુ મુનીશે,"
"ભકિતની જેમ કીધ્ર આદર ના અતીશે." ૫
"સદ્‌ભક્તિ જ્ઞાનતણી અંદર ભેદ શોછે!"
"હે નાથ અંતર કહો વળી કેટલો છે?"
સર્પારિનાં વચન સાંભળી સુખ માની;
બોલ્યા ભૃશુંડિ સતી સાદર શુભ વાણી. ૬
"સદ્‌ભકિત જ્ઞાન તણી મધ્ય ન ભેદ કાંય,"
"બંને હરે જગતસંભવ ખેદ પ્રાય;"
"હે નાથ કાંઈક કહ્યો લવ ભેદ બેમાં,"
"તે સાવધાન સુણજો, મતિ લાવિ એમાં." ૭
"વિજ્ઞાન જ્ઞાન જપ યોગ વિરાગ જેહ,"
"એ સૌ પુરૂષ સરપારિ શુણો સનેહ;"
"પુરૂષનો અતિપ્રતાપ સહુ રિતે જે;"
"નારી બિચારિ અબળા જડ જાતિ સ્હેજે." ૮
"નારીતણો પુરૂષ ત્યાગ કરી શકેછે;"
"વિશ્વે વિરકત મતિ ધીર મહાન જેછે;"
"કામીજનો વિષયને વશ થાય સ્હેજે;"
"છેજે વિમૂખ પદરામતણાથી રાજે." ૯
"મ્હા મુનિ જ્ઞાનનિધિ તેય મૃગાક્ષિ જોઇ."
"તે ચંદવકિત્ર નિરખી મન રહેજ મોહી;"
"માયા સદા પ્રગટ વિશ્વની નારી રૂપ;"
"મોહે ન કોણ જન નીરખિ મોહકૂપ?" ૧૦
"રાખું કશો ન અહિયાં અવ પક્ષપાત;"
"ભાખું પુરાણ શૃતિ સંમત સંતવાત;"
મોહે ન નારિ કદિ નારિનું રૂપ દેખી;"
"એવીજ રીતિ અતિ શ્રેષ્ઠ ખગેશ લેખી." ૧૧
"સ્ત્રી વર્ગછે ઉભયનો, સદભકિત, માયા;"
"જાણે સહુ જગત કર્મ વચન કાયા,"
"તેમાં વળી પ્રિય સુભકિત રમાપતિને;"
"માયા બિચારિ નટડીસમની ગતિને." ૧૨
"છે ભકિતસાનુકુળ રામ સદા સદાયા,"
"તેથી સુભકિતથી ડરે અતિશેજ માયા;"
"છે રામભકિત નિરૂપાધિ નિરોપમાળી[1],"
"જેને ઉરે વસિ સદા સુખદા રસાળી." ૧૩
"તેને વિલોકિ ઉર ઓસરતોજ માયા,"
"કાંઈ બતાવિ ન શકે નિજ જોર કાયા;"
"એવુ બિચારી મુનિજ્ઞાનિ અધીક જેહ,"
"યાચે સુભકિત સુખદાયનિ શ્રેષ્ઠ તેહ." ૧૪

"આ જે રહસ્ય રઘુનાથતણું રૂપાળુ,"
"જાણે ન કોઇ જન વેગથી વિદ્દવાળુ;"
"જેને રઘુપતિકૃપા જન તેહ જાણે,"
"સ્વપ્નેય મોહ મન હોય ન કોઈ ટાણે." ૧૫

## દોહરા.

"અન્ય ભેદ ખગપતિ સુણો, જ્ઞાન ભકિતની માંય;"
"થશે જે શુણ્યે રામપદ, પ્રીતિ અખંડ સદાય." ૧
"સાંભળ તાત સનેહથી, આ અકથ્ય શુભકાણિ;"
"સુલ્લભ છે મન સમજતાં, પણ નવ જાય વખાણિ." ૨
"ઇશ્વરકેરો અંશ આ, જીવ અવિનાશિ સદાય;"
"ચેતન નિર્મળ સુખનિધિ, નાશ નહીંજ કદાય." ૩
"તે માયાવશ થઈ અને, શુદ્ધિ ન રાખી કાંય;"
"મરકટ પોપટની પઠે, બંધાયો જગમાંય." ૪
"જડ માયાની જીવને, પડિ ગઈ ગાંઠજ એહ;"
"યદ્યપિ વૃથા પરંતુ અતિ, કઠણ છોડતાં તેહ." ૫
"ત્યારથી જીવ ચૈતન્ય આ, સંસારી નિરધાર;"
"ગાંઠ છુટે નહિ તે કયમે, થાય ન સુખી લગાર." ૬
"શૃતિ પુરાણમાં બહુ કહ્યા, એના ઉચિત ઉપાય;"
"પણ ન છુટે તે પાશથી, ઘણી ઘણી ગાંઠ ગુંચાય." ૭
"અંધકાર મનમોહ રૂપ, જીવને લાગ્યું બહૂજ;"
"કેમ ગાંઠ આ છોડવી! તેની ન પડે સૂજ." ૮
"આ'વો ઇશ સંયોગ જો, લાવિ મેળવે ખાસ;"
"તોપણ તેહ કદાપિ વળી, છૂટે મહા પ્રયાસ." ૯
"સાત્વિકમતિ શ્રધા રૂપી, **ધેનુ** મહા ગુણધામ;"
"જો હરિ કૃપાથી ઉર અજિર, આવિ વસે અભિરામ." ૧૦
"જપ તપ વ્રત સંયમ નિયમ, યોગ યજ્ઞ અગણીત;"
"વેદ તે શુભ વરણવ્યા, **ધર્માચાર** સપ્રીત." ૧૧
"ધર્માચારની **ચાર** લીલી, ચરે ગાય જવ તેહ;"
"**ભાવવચ્છશિશુ** પામિને, **પાસોવા**ળે સ્નેહ." ૧૨
"**નોઝણું**[1] નિવૃતિ કેરૂં નવું, **દાંણી** દ્રઢ વિશ્વાસ;"
"નિર્મળ મન **ગોવાળિયો**, જેહ ચતુર નિજદાસ." ૧૩
"પરમ ધર્મમય **પય** રૂડુ, દોહી કરિ ખગનાથ;"
"અકામવ્રતિ **પાવક** ઉપર, **ગરમ** કરી ભલિભાત." ૧૪
"**ઠારે** પછિ સંતોષરૂપિ, **વાયૂ** ઢોળિ વિશેષ;"
"ધૈર્ય તથા શમ **મેળવણ**, નાખિ **મેળવે** બેશ." ૧૫
"વિચાર **ગોળી** સારજે, **મુદિતા** મંથનકારિ;"
"શુભ દમ કેરૂં સુથિયું, સત્ય **નેતરાં** ધારિ;" ૧૬

1 અન્ય ઉપમા આપી ન શકાય એવી.

1 ગાયના પગ બાંધવાનું દોરડું.

"વલોવિ કાઢી લે વિમળ, **માખણ** રૂપ વૈરાગ્ય;"
"અતિ પવિત્ર સુંદર અતી, પામનાર મ્હા ભાગ્ય." ૧૭
"**યોગાનળ** કરિ પ્રગટ તવ, કર્મ શુભાશુભ **કાઠ**;"
"કરે **તાપણુ** તે તણું ઠીક કરીને ઠાઠ." ૧૮
"બુધ્ધિરૂપી **ધીતાવણી**, માખણ નાખી માંય;"
"જ્ઞાનરૂપી **ઘી** થાય વળિ, મમતા **કિટ્ટુ** બળિ જાય." ૧૯
"તવ વિજ્ઞાન નિરૂપિણી, બુધ્ધિ વિશદ ઘૃત પામિ;"
"ચિત્ત **કોડિયામાં** પુરે, તે ઘૃત જન વિશ્રામિ." ૨૦
"ત્રેણ અવસ્થા ત્રેણ ગુણ, તે **કપાસ** સર્વેથિ."
"તુર્યાવસ્થા **રૂ** રૂડું કાઢી તે માંહેથિ." ૨૧
"દિવ્ય **દિવેટ** બનાવિ દ્રઢ, શુભ રાખી સંભાળ;"
"પ્રગટ **દીપ** કીધો પછી, હે હરિયાન કૃપાળ." ૨૨
"તેજરાશિ વિજ્ઞાનમય, એ વિધિ શોભે દીપ;"
"બળે મદાદિ પતંગ સો, જાતાં જેની સમીપ." ૨૩

## છપ્પા.

"સોહમસ્મિ સર્વદા, એવિ મનવ્રતિ અખંડિત;"
"દીપતણી **શગ** તેહ, પરમ પરચંડ પ્રભા નિત;"
"આત્મા અનુભવ સુખ, તેહ **સુપ્રકાશ** પ્રમાણી;"
"તવ ભવસંભવશૂળ, ભેદ ભ્રમ **તમ** તણીં હાંણી;"
"પરિવાર પ્રબળ મોહાદિ તમ, અવિદ્યાતણો અતિ ઘણો;"
"તે નાશ તરત નિરધાર છે, એવો મત ખગ આપણો." ૧
"પામિ પ્રકાશ અપાર, બુધ્ધિ **નારી** તે ત્યારે;"
ઉર ઘરમાં બેસીને, **ગાંઠ** છોડે સુવિચારે;
પામે જો છોડવા, ગાંઠ તે બુધ્ધિ બિચારી;
"તો કૃતાર્થ થઈ જાય. જીવ આ જે સંસારી;"
"પણ ગાંઠ છોડતાં જાણિને, માયા જે મ્હા પાપણી;"
"કરતી અનેક વિઘ્નો અરે, કહું રીત હું તે તણી." ૨
"ઋિધ્ધિ સિધ્ધિ બહુ વિધિ, મોકલે મતિમન મ્હોવા;"
"લોભ બતાવે અધિક, આવિ તે વળી વગોવા;"
"કલબલ છળ કરિ સકળ, જાય પાસે મતિકેરી;"
"અનિલ નાખિ અંચળે, ઓલવે દીપ નમેરી;"
"જો હોય બુધ્ધિ શાણી ઘણી, સારાસારજ્ઞા વળી;"
"ન જુએ તન ઋધ્ધિ સુસિદ્ધિનાં, કોડવિષે અનહિત કળી." ૩
"જો એવાં વિઘ્નોથી, બુદ્ધિ નવ જાયે બાંધી;"
"તો વળી કરે અનેક, ઇંદ્રિના દેવ ઉપાધી;"
"ઇંદ્રિ દ્વારો તણા. ઝરૂખા દિવ્ય વિશેશે;"
"ત્યાં સુર આવી તેહ. થાણું નાખીને બેસે;"
"અવિલોકિ દૂરથી આવતી, વિષયવાયુની લેરને;"
"કરિ હડું કમાડ ઉઘાડિ દે, મનથી ત્યાગી મેરને." ૪
વિષયવાયુની લેર, ઊરઘરમાં ગઈ જ્યારે;"
"જ્ઞાન દીપ તર્તીબ. ગયો ઓલાઈ ત્યારે;"
"ગાંઠ છૂટિ નહિ અને, મટયો સુપ્રકાશ વિશેષે;"
"વિષયવાયુએ કરી, બુદ્ધિ થઈ વિકળ અતીશે;"
"ન ગમે કદિ જ્ઞાનનિધાન શુભ, ઇંદ્રિયોતણા દેવને;"
"અતિ પ્રીત વિષય વળી ભોગપર. સદાય છે કુટિલ મને." ૫
"વિષયવાયુએ અરે. બુદ્ધિ કરિ ભોળી ભ્રમાવી;"
"કરે કોણ તે રીતિ! દીપ પાછો મન લાવી;"
"જીવ ફરી તવ જરૂર. વિવિધ સંસૃતિ દુખ લેછે;"
"હરિમાયા હરિયાન. જાય તરિ નહિ દુસ્તર છે;"
"કેતાંય સમજતાં કઠણ ઘણિ. કઠણ સાધ્ય કરતાં ઘણી;"
"કદિ સાધ્ય થાય તોપણ વળી, વિઘ્નઅનેકશું કહું ભણી." ૬

## દોહરો.

તિવ્રધાર તરવારની, જ્ઞાનપંથ તે તુલ્ય;
વાર ન કરિએ ચૂકતાં, ભલા ખાય જન ભૂલ. ૧
નિરવિઘ્ને નર કોય જો, લિયે પંથનો પાર;
તે લે કેવલ મોક્ષપદ, નર જગમાં નિરધાર. ૨
અતિ દુર્લભ અવનીવિષે, કૈવલપદ પરમાણ;
નિગમાગમ પૂરાણ વળી, વદતા સંત સુજાણ. ૩
રામભજન આ ભવવિષે, તેજ મુકિત તર્તીબ;
અનઇચ્છાએ આવતી, હરિજનતણી સમીપ. ૪
સ્થળ પાખે ના રહિ શકે. જળ હે ખગપતિ જેમ;
કોટિ પ્રકારે કોયજન, કરે ઉપાય સપ્રેમ. ૫
તેમ મોક્ષસુખ મ્હારૂડુ, સુણો સર્પરિપુ સાર;
રામભકિત વણ મુકિતએ, રહિ ન શકે સંસાર. ૬
એવું વિચારી અંતરે, હરિજન શાણા પ્રાય;
કરી અનાદર મુકિતનો, ભકિત ઉપર લોભાય. ૭
કરતાં ભકિત સકોડથી, વિના પ્રયત્ન પ્રયાસ;
સંસૃતિ મૂળ સમૂળગુ, નિપટ થાય છે નાશ. ૮
તૃપ્તિ થવા સારૂ ઉદર, કરિએ ભોજન તેમ;
પાચન તે અનનું કરે, જઠરાનળ વળિ જેમ. ૯
એવી સુખદ સુગમ અતી. હરિભકતી હરિયાન;
એવા કોણ અભાગિને? ન ગમે તે નિરવાણ. ૧૦
વિના સેવ્ય સેવકતણો, ભગવત પ્રત્યે ભાવ;
ભવ તરાય ન સુભાતથી, બહુધા અન્ય બનાવ. ૧૧

એવો શુભ સિદ્ધાંત ઉર, વિહંગનાથ વિચારિ;
ભજો રામપદકમળ શુભ, સેવકને સુખકારી. ૧૨
કરે જેહ ચૈતન્યને, જડ સમ જગમોંઝાર;
જડને ચૈતન કરિ શકે, આપપ્રભાવ અપાર. ૧૩
એવા મહા સમર્થ જે, રઘુનાયક શ્રીરામ;
ભજે ધન્ય તે જન સદા, સૌ પરિપૂરણ કામ. ૧૪

### છપ્પા.

જ્ઞાનતણો સિદ્ધાંત, કોડથી કહું સમજાવી,
શુણો ભક્તિમણિતણી, પરમ પ્રભુતા ચિત લાવી;
રામભક્તિરૂપ રૂડો, ચારૂ ચિંતામણિ જેછે,
જેના ઉરગોખલે, વસે બડભાગી તેછે;
અતિશે પ્રકાશ રૂપ અહનિશાં, અંતરગત અવિલોકિએ;
ઘૃત, વાટ, દીપ, તે કાંઈ પણ; જરૂર જેથી નવ જોઇએ. ૧
મોહદરિદ્ર મહાન, નિકટ આવે ન મણીની,
લોભપવન તેહને, ઓ'લવે નહિ મન ખી'ની;
પ્રબળ અવિદ્યાતણું, તિમિર તે નાશે ત્રાસી,
સૌ પતંગ સમુદાય, હારિ રે' હ્રદય ઉદાસી;
કામાદિક ખળ તે મણિતણી, પાસ જઈ ન શકે કદા;
જેના ઉરકેરે ગોખલે, વસે ભક્તિમણિ સર્વદા. ૨
વિષ પિયૂષ સમતુલ્ય, હોય વેરી હિતકારી,
તે મણિ વણ જન કોય, સુખ ન પામે સર્પારી;
વ્યાપે નહિં તેમને, રોગમાનસ જે મોટા,
જે વશ સહુ જગજીવ, દુઃખિયા મોટા છોટા;
રૂડિ રામભક્તિરૂપ મ્હામણી, વસે જેમના ઉરવિષે;
સ્વપ્ને ન તેમને દુખ કદી, રંચ માત્ર પણ કોમિષે. ૩
ચતુર શિરોમણિ ચારૂ, તેહ જન આ જગમાંહે,
એ મણિમાટે જેહ, પરિશ્રમ કરે ઉછાહે;
યદ્યપિ તે મણિ પ્રગટ, જક્ત જોતાં દીસેછે,
પણ વણ રામકૃપાય, કોઈ નવ લઈ શકેછે;
છે સુગમ ઉપાય સદાય તે, મણી પામવા શ્રમ વિના;
નર હીણભાગિ પણ ભટકિને, ગોથાં ખાતા ગુણહિણા. ૪
પાવન પર્વત પ્રૌઢ, વેદ વળિ વિવિધ પુરાણો,
રામકથારૂપ રૂચિર, રૂડેરી વિધવિધ ખાણો;
સજ્જન ભોમિયો લઈ, સુમતિ કોદાળી સારી,
જ્ઞાન અને વૈરાગ્ય, ઉભય નેત્રો ઉરગારી;
અતિ ભાવ સહિત જન જે સદા, શોધે કરિને શ્રમ ઘણો;
પામેજ ભક્તિ ચિંતામણી, સફળ થાય શ્રમ તેતણો. ૫
એવો મન માહરે, પૂર્ણ વિશ્વાસ સપ્રીતે,
અધિક રામ કરતાંય, રામના દાસ સુરીતે;
રામ સિંધુરૂપ સદા, મેઘ સમ હરિજન પ્યારા,
હરિ ચંદનતરૂ અને, સંત વાયૂસમ સારા;
હરિભક્તિ પ્રાપ્ત આ ભવવિષે, જન્મતણું ફળ એજછે;
પામે ન કોઈ તે સંત વણ, સંત મિલન નહિં સ્હેજછે. ૬
સદા કરે સતસંગ, એવું જે હ્રદય વિચારી,
રામભક્તિ તેહને, સુલભ છે હે સર્પારી;
બ્રહ્મસમુદ્ર વિશાળ, જ્ઞાનમંદ્રાચળ ભારે,
સંત અમર છે શ્રેષ્ઠ, સુણો અહિરિપુ સુવિચારે;
કાઢે મંથન કરિ કોડથી, રામકથામૃત ચિત ધરી;
જેમાં મધુરતા ભક્તિની, સૌ રસથી સર્વોપરી. ૭
વિરતિ ઢાલ ધરિ હાથ, જ્ઞાન તરવાર સુધારી;
લોભ મોહ મદ કામ, શત્રુદળને સંહારી;
જય પામિયે જરૂર, તેજ હરિભક્તિ જાણો,
હે ગરૂડ ગુણધામ, રખે મન સંશય આણો;
ભક્તિમણિ પ્રાપ્ત થવાતણો, કહ્યો ઉપાય સકોડથી;
નર યત્નકરી જો મેળવે, ભવફેરો તેને નથી. ૮
પછી સપ્રેમ ગરૂડ, વધ્યા વચનો મુખ સોચે,
"કાકભુશુંડિ કૃપાળ, ભાવ જો મમપર હોયે;"
"નિજ સેવક પ્રિછિ નાથ, મને મન ક્રમ સુવિચારે,"
"સાત પ્રશ્ન માહરા, વખાણી કહો વિસ્તારે."
"અનુગામિ આપનો આજથી, સંશય ટળિ સુખિયો થઉં;"
"ગુણધામ આપ સર્વજ્ઞ પ્રભુ, નિજ પ્રભુસમ લેખી લહું." ૯
"પ્રથમ કહો પરમાણ, નાથ મતિ ધીર ઉછાહે;"
"શરિર કોણ સર્વથી, મહા દુર્લભ મહિમાંહે?"
"કષ્ટ મહા તે કોણ?, કોણ સુખ કહિએ ભારી?"
"તે સૌ સંક્ષેપમાં, વારૂ પ્રભુ કહો વિચારી;"
"વળિ સંત અસંત તણા તમે, મર્મજ્ઞાત પ્રમાણિને;"
"કહો નાથ સપ્રેમે તેમનો, સ્હેજ સ્વભાવ વખાણિને." ૧૦
"વેદ વિદીત વિશાળ, પુણ્ય તે કોણ પ્રમાણી?"
"પાપ પરમ વિકરાળ, કોણ તે કહો વખાણી?"
"માનસરોગ મહાન, કહો કોડે સમજાવી;"
"તમે નાથ સર્વજ્ઞ ઊર અનુકંપા લાવી;"
શુણિ પ્રશ્ન સર્પરિપુનાં સુભગ, વદે ભૃશુંડી વ્હાલથી;
સુણ પ્રાણપ્રિયા કહું તે તને, કથા સર્વ સ્નેહે કથી. ૧૧
સાદર અતી સપ્રીત, સાંભળો હે સર્પારી;
કહું હું સંક્ષેપમાં, સર્વ તે નીતિ વિચારી;

માનવ દેહ સમાન, દેહ દુર્લભ નહિ બીજી;
જાચેછે જેહને, જીવ સચરાચર રીઝી;
છે નર્ક સ્વર્ગ અપવર્ગની, નીસરણી નરદેહ આ;
વળિ જ્ઞાન ભક્તિ વૈરાગ શુભ, સુખદાયનિ છે સ:મયા. ૧૨
તેથી દેહ નરતણી, ધરી હરિ જે નર ન ભજે;
વિષયનિરત વળિ થાય. મૂઢ મતિમંદ નિપટ જે;
પારશમણિ નાખિ દે, ઉપેક્ષા કરિ અંતરમાં;
લે તે બદલે મૂઢ, કાચ કણિને નિજ કરમાં
નહિં દુ:ખ જગતમાંહે વડું. દરિદ્રસમ કો લેખતાં;
નહિસંતસમાગમ સુખસમુ, અન્ય સુખ અવિલોકતાં. ૧૩
મન ક્રમ વચને સદા, કરેછે પરઉપકારો;
એ છે સહજ સ્વભાવ, સંતજનકેરો સારો;
પરહિતમાટ સ્વપંડ, સહે દુખ સંત વિરાગી;
પરદુખમાટ અસંત, અતી દુખ સહે અભાગી;
છે ભોજપત્ર સમ ભવવિષે, સંત કૃપાળુ સર્વદા;
પરહીત હેતુ વિપતી સહે, અતિ વિશાળ નિજ મનમુદા. ૧૪
શણ સમાન ખળ જનો, અવરને બંધનકારી,
ઉતરડાવિ નિજ ખાલ. મરે વિપતી સહિ ભારી;
કરે વિનાશ વિશેષ, હઠી પરસંપતિકેરો,
બાળે જયમ શાળને, હીમ વરસીજ નમેરો;
છે ઉદય દુષ્ટજનનો અરે, જગને દુખહેતૂ ઘણો;
અતિશેજ અધમ ગ્રહ કેતુજયમ, પ્રસિદ્ધ મહિમા તેતણો. ૨૫
સંત ઉદય છે સદા. સૃષ્ટિને અતિ સુખકારી,
જેમ સુખદ જકતને, ચંદ્ર દિનકર ગુણ ભારી;
પરમ ધર્મ શૃતિવિદિત, અહિંસાનો નભગામી,
પરનિંદા સમ પાપ. અન્ય નહિ અતિશે સ્વામી;
હરિ સદગુરૂનિંદક જે નરો, દાદુર તે નિશ્ચે થશે;
વળિ જન્મ સહસ્ર લગી સદા, એજ દેહ જગ પામશે. ૧૬
દ્વિજનિંદક જન ધીટ, નર્કમાં ભોગ કરીને,
વાયસ તન ધરિ વિશ્વ, પડે તે પામર ફરિને;
નિંદનાર સુર વેદ, જેહ અભિમાની અતિશે.
નર રૈરવ નર્કમાં. તેહ પડશે હરિ રીશે;
જન જેહ સંતનિંદા નિરત, ઘુઅડ થશે સુણજો તમે;
તેને પ્રિય મોહનિશા સદા, જ્ઞાનભાનુગત મન ગમે. ૧૭

## દોહરા.

સૌની જે નિંદા કરે. જડ મતિમંદ ગુમાર;
તે જન તન વાગોલને, અવતરશે નિરધાર. ૧
માનસરોગ મહાન જે, હવે સુણો હરિયાન;
જેનાથી દુખ પામતા, નર જગના નાદાન. ૨

## છપ્પા.

સર્વ વ્યાધિઓતણું, મોહ મુળ દ્રઢ જે ધીરે,
વળી તેહના વડે, શૂળ ઉપજે બહુ શરિરે;
કામવાયુ નિરધાર, લોભરૂપી કફ અતિશે,
ક્રોધજ પિત્તવિકાર, છાતિ બાળે બહુ રીશે;
વળી પ્રીત કરે નર સાથ જો, ત્રણે ભાઇ એ સર્વથા;
તો સનેપાત થાયે દુખદ, વિધવિધ વેઠે નર વ્યથા. ૧
વિષય મનોર્થ વિશેષ, મહા દુર્ગમ નિરખંતાં,
તે સૌ શૂળ અનેક, કોણ ગણિ શકે ગણંતાં?
ઇર્ષા ખસ સર્વાંગ, તન બધે દાદર મમતા;
હર્ષ વિષાદ અનેક, વલુર તે અંત વિષમતા;
પરસંપતિ પેખી ઉરવિષે, ઉઠે દાહ તે ક્ષય ગણો;
મન જેહ દુષ્ટતા. કુટિલતા, કોડ સર્વ તન તે તણો. ૨
દુખદાયક તન ડમરૂ, ઊર અભિમાન ઘણું જે;
દંભ કપટ મદ માન, તેહ દુખ વાળાતણુંછે;
તૃષ્ણા અધિક અધિક, જળંદર જુગતે જનમાં;
સુત વિત મંદિર આશ, તાવ તરિયો તે તનમાં;
મત્સર, અવિવેક મહાન છે, બે વિધિના જ્વર જગ દહે;
કહું કયહાં લગી વરણી બધા? રોગ અનેક ખગેશ હે. ૩
એકવ્યાધિવશ મરે, પુરૂષ તન પીડા પામી;
આ અસાધ્ય બહુ વ્યાધિ, પિડે જીવને નિત સ્વામી;
સુખ પામે શી રીત? કહો ત્યારે કરૂણાળુ,
માનસરોગ મહાન, તણે વશ જકત નિહાળુ.
શુભ ધર્મ નેમ આચાર તપ. જ્ઞાન યજ્ઞ જપ સર્વથી;
તેવિના કોટિ ઉપચાર પણ. માનસરોગ જતો નથી. ૪
એ રીતે સૌ જીવ, જકતમાં જોતાં રોગી;
શોક હર્ષ ભય પ્રીત, કોઇ અતિ આમવિયોગી;
ગાયા મે કાંઇક, રોગ માનસ સર્પારી;
જાણેછે જન સર્વ, ભેદ વિરલા જન ભારી;
જાણ્યે કુપંથ જન પ્રવર્તતાં, અંતરમાં અચકાયછે;
પણ નાશ ન માનસરોગનો. રામભજનવણ થાયછે; ૫
વિષય કુપથ્ય વિશેષ, પામિ અંકુર બહુ રીતી;
મુનિ ઉર ક્ષોભિત કરે, બાંપડા નર શી ગણતી?
નાશે એ સૌ રોગ, માત્ર રઘુનાથકૃપાએ;
જો કદિ આવી રીતે, બને સંયોગ સદાયે;

સદગુરૂ અને શ્રુતિ વચનપર,દ્રઢ વિશ્વાસ દિલે ધરે;
તે સંયમ સદ્ય સહસ્ત્રવિધ. વિષય આશ નહિ અંતરે. ૬
રઘુપતિભક્તિ રૂડેરિ, સજીવન બુટ્ટી સારી;
શ્રદ્ધા મતિ અનુપાન, ઘસી નર પિયે વિચારી;
એ રીતે ભલિભાત. ભલભલા રોગો ભાગે;
નહિતો કોટી શ્રમે, જાય નહિં પણ બહુ જાગે;
મન માનસરોગ રહિત તણું, થયુ જાણિયે ત્યાહરે;
નિત વધે અધિક વૈરાગબળ, જુગતે ઉરમાં જ્યાહરે. ૭
વધે સુબુદ્ધિક્ષુધા, નિત્ય નવનવિ નભગામી,
વિષયઆશ નબળાઈ. ટળે ત્યારે ડર પામી;
વિમળ વિશુદ્ધ વિશેષ, જ્ઞાનજળ માથે નાખે,
ઉર છવાઈ રહે તદા, રામભક્તિ અભિલાખે;
નારદ શિવ અજ સનકાદિ શુક, બ્રહ્મવાદિ મુનિઓતણો;
મત એજ રામપદપંકજે, કરિએ નેહ ઘણો ઘણો. ૮
શ્રુતિ પુરાણ સદગ્રંથ, સર્વ એવુંજ કહેછે,
રામભક્તિ વણ કોય, સૂખ નવ લેઈ શકેછે;
જામે વાળ કદાપિ, કાચબાકેરી પીઠે,
વંઝાનો સુત કદી, કોઇને મારે મૂઠે;
વળિ ફુલે અધર આકાશમાં, ફૂલ બહુ વિધિએ કદા;
પણ સૂખ ન લહે સહસ્રધા, હરિપ્રતિકુળ જન મનમુદા. ૯
ટળે કદાચિત તરસ, મહામુનિ મૃગજળ પાને,
આવે સત્ય કદાપિ, શીંગડાં શિશ સસલાને;
અંધકાર કદિ આપ, ભાનુને નેટ નસાડે,
પણ જન રામ વિમૂખ, સૂખ પામે ન સરાડે;
કદિ હોય હુતાશન હીમથી, પ્રગટ ભાવિવશ ભાવથી;
પણ રામવિમુખ સુખ કોઇજન,કદી ન પામે કહું કથી. ૧૦
વારિ વલોવ્યે મળે, કદાપિ ઘી ગુણકારી.
રેત પિલ્યે વળિ તેલ, મળે કદિ હે સર્પારી;
પણ હરિભજન સિવાય, ભવાંબુધિ આ ન તરાયે,
નિશ્ચય એ સિદ્ધાંત. સંતજન સરવે ગાયે;
પ્રભુ મચ્છરને વિધિવત કરે, વિધિને લઘુ મચ્છરથકી;
એવું વિચારિ સંશય તજી, ભજે રામને જન નકી. ૧૧

## ગીતિ છંદ.

દ્રઢ નિશ્ચય કરી કહું છું.વચન ન તે અન્યથા ગણો મારૂં;
જે નર હરી ભજેછે, અતિ દુસ્તર ભવ તરેછ તે વારૂં. ૧

## રાગ ગોડીની દેશી.

હોરી કહ્યું હરિચરિત્ર રૂડેરૂં,સાંભળો હે હરિયાનરે.
વ્યાસે યથામતિ સંક્ષેપમાંહે, વરણવ્યું કરિ જે વખાણરે.૧
વેદસિદ્ધાંતછે એજ ભલેરો, સત્ય સદા સૌ રીતેરે;
કામ તજી સૌ રામને ભજીએ, સર્પરિપુ સાંપ્રીતેરે. ૨
ત્યાગી રમાપતિ રામને જગમાં,ભજીએ કોને ભલિભાતરે?
જેમની મુજ સરખા શઠ ઊપર,મમતા ઘણી દિન રાતરે.૩
વિજ્ઞાન રૂપ વિહંગપતિ તમ, મોહ નહીં મનમાંહીરે;
કીધા કૃપા મમ ઊપર સ્વામી, આપ પધારીને આંહીરે.૪
રામકથા અતિ પાવન પૂછી, મીષ કરી સંદેહરે;
શુક સનકાદિક શંભુને સૌ વિધિ, છે મનભાવતી જેહરે. ૫
નિમિષ, ઘડી, પળ. પ્હોર નિરાંતે, એકજવાર આવારેરે;
સંતતણી શુભ સંગત સૌથી, છે દુર્લભ સંસારેરે. ૬
અંતર આપ વિચારી જુઓને, ગરૂડ મહા ગુણધામરે;
હું અધિકારી રામ ભજનનો, રામકૃપાએ સમામરે. ૭
પંખીમાં અધમ અપાવન અતિશે, સર્વ રીતે હું સ્વામીરે;
જકતપાવન પ્રભુએ મને કરિયો,વિદિતબધે નભગામીરે. ૮
યદ્યપિ સૌ વિધિ હીન હું તદપી, ધન્ય કૃતાર્થ છું આજરે;
સંત સમાગમ રામે મને દીધ,નિજજન ગણિ સહસાજરે.૯
નાથ યથામતિ કહ્યુ મેં તમોને, ગુપ્ત ન રાખ્યું કાંયરે;
રામચરિત્રસાગર કોઇ પામે શું? તાગ કદી મનમાંયરે. ૧૦

## વસંતતિલકા છંદ.

સંભારી રામ ગુણગ્રામ અનેક રીતે;
હર્ષીત વાર બહુ કાક ભશુંડિ પ્રીતે.
ગાઇ કહ્યા સુમહિમા શ્રુતિ નેતિ નેતી;
શક્તી પ્રભાવ પ્રભુતા અતિ સૂખ દેતી. ૧
શ્રીરામ કંજપદ પૂજ્ય વિરંચિએ છે;
તે રામ કોમળ કૃપાળુ હું ઊપરે છે.
એવો સ્વભાવ ન સુણ્યો ન દિઠોજ ક્યાંહી;
કોને રમાપતિસમા ગણું ઊરમાંહી? ૨
સંન્યાશિ યોગિ સુર તાપસ ને ઉદાસી;
જ્ઞાની વિમુક્ત સિધ સાધક તેજરાશી;
વિજ્ઞાનિ પંડિત સુધર્મપ્રવીણ જંન,
ને જે કૃતજ્ઞ કવિ કૂશળ નીશદંન. ૩
સેવ્યા સિવાય મમસ્વામિ તરે ન તેહ,
શ્રીરામને પદ નમામિ નમામિ નેહ;
શર્ણે ગયે હું સમ છેકજ પાપરાશી,
થાયેછ શુદ્ધજ નમામિ રમાનિવાસી. ૪
છે નામ જેનું ભવભેષજ વેદ કે છે.
હર્તા ત્રિવીધ શુળ ઘોર મહાન જે છે;

૧ છેવટ, અંતે.

તે મારિ તારિપર રામ કૃપાળુ રોજે,
રો'સાનુકૂળ જન જાણિ સ્વમન મોજે. ૫
શુણી ભૃશુંડિ વચનો અતિશો સહીતે,
ને દેખિ રામપદનેહ અપાર પ્રીતે;
બોલ્યો ગરૂડ ઉર પ્રેમથકી સુવાણી,
સંદેહથી વિગત થૈ અતિશો વખાણી. ૬

હું કૃત્ય કૃત્ય શુણિ વાણિ તમારી સારી,
શ્રીરામભકિતરસની ભરિ સુખકારી;
શ્રીરામચર્ણ રતિ થૈ અતિ મારિ આજે,
માયાજનીત વિપતી ટળિ સર્વ સ્હેજે. ૭
મોહાબ્ધિતારણ થયા તરણી તમે તો,
દીધું મને વિવિધ સૂખજ આ સમેતો;
પ્રત્યુપકાર હુંથિ થૈ ન શકેજ પ્યારા,
વંદૂ હું વાર બહુ ચર્ણ પ્રભુ તમારા. ૮
શ્રીરામજી પુરણકામ પદાનુરાગી,
કોઈ ન તાત તમતુલ્ય મહાનભાગી;
છે સંત વૃક્ષ સરિતા ગિરિ મેદની જે,
એ સૌનિ તો પરહિતાર્થ સુકર્ણિ સ્હેજે. ૯

સંતોનું ઊર મૃદુ છે નવનીત સ્વચ્છ,
જાયે કહ્યુ ન કવિવૃંદથી તે યથેચ્છ;
માખાણ નીજ પરિતાપથી ઓગળેછે,
સંતો પવિત્ર પરદુઃખથકી દ્રવેછે. ૧૦
મારો થયો સફળ જીવન જન્મ સ્વામી;
સંદેહ સૌ તમ કૃપાથી ટળ્યો ખગામી[1];
આભારી હુ અધિક આપતણો સદાએ;
ભુલો નજાઉ ઉપકાર રૂડો કદાએ. ૧૧

## દોહરા.

મને નિરંતર માનજો,નિજ કિંકર નિરધાર;
એવિરિતે ખગનાયકે,કહ્યું ઉમા બહુ વાર. ૧
પદ તેને શિર નામિને. પ્રેમ સહિત મતિધીર;
ગયો ગરૂડ વૈકુંઠ તવ. હૃદય રાખિ રઘુવીર. ૨
સંત સમાગમ સમ કશો. અન્ય લાભ ન ઉમાય;
વણ હરિકૃપા ન થાય તે. શ્રુતિ પુરાણ સૌ ગાય. ૩
પરમ પવિત્ર કહ્યો રૂડો. આ વરણવિ ઈતિહાસ;
જે સુણતાં શ્રવણે સદા.છુટે છેક ભવપાશ. ૪

માગુત કલ્પતરૂ જે વળી,કરૂણાપુંજ કૃપાળ;
તેવા રામચરણકમળ, ઉપજે પ્રીત વિશાળ. ૫
મન ક્રમ વચને જે મહા, ઉત્પન તે અઘ નાશ;
શુણશે જે આ શુભ કથા, દ્રઢ લાવી વિશ્વાસ. ૬
તીર્થભ્રમણ સાધનનિધિ, યોગ વિરાગ વિશેષ;
જ્ઞાન નિપુણતા ધર્મવ્રત, વિધ વિધ કર્મ હમેશ. ૭
દાન યજ્ઞ જપ તપ અને, સંશય દમ સહુભાત;
પ્રાણિમાત્રપર અતિ દયા, વિદ્યા વિનય અઘાત. ૮
સેવકતા ગુરૂ વિપ્રની, વડાઈ ને સુવિવેક;
વળી વખાણીને કહ્યાં, વેદ સાધન છેક. ૯
એ સૌ સાધનકેરૂં ફળ, માત્ર એક હરિ ભકિત;
સુણો ભવાની સ્નેહથી, રામ ચરિત્ર સયુકિત. ૧૦
તે રઘુનાથની ભકિત શુભ, વેદ વરણવિ જેહ;
કોઇ એક પામે સતી, રામકૃપાએ તેહ. ૧૧
મુનિદુર્લભ હરિભકિત નર, પામે વિના પ્રયાસ;
જેહ નિરંતર આ કથા, સુણે માનિ વિશ્વાસ. ૧૨
તેજ સદા સર્વજ્ઞછે, જ્ઞાતા ને ગુણિ તેજ;
તેજ ભૂમિભૂષણ અને, દાતા પંડિત સ્હેજ. ૧૩
ધર્મપરાયણ તેજ છે, તેજ સદા કુળત્રાત;
રામચરણ મન જેહનું, અનુરાગ્યું ભલિભાત. ૧૪
તેજ નીતિનાગર અને, અતિ શાણો પણ તેજ;
જાણ્યો શૃતિ સિદ્ધાંત શુભ, તપાસિને તેણેજ. ૧૫
કવિ કોવિદ પણ તેજ છે, તેજ મહા જન ધીર;
જે છળ તજી જગતવિષે, ભજે સદા રઘુવીર. ૧૬

## છપા.

ધન્ય દેશ ધરણીમાં, જ્યહાં ગંગા અઘહારી,
ધન્ય નારિ તે નેટ, પતિવ્રત અનુસરનારી;
ધન્ય તેહ મહિપાળ, નીતિએ નિત્ય પ્રવર્તે,
ધન્ય વિપ્ર તે જેહ, ચળે ન સ્વધર્મે વર્તે;
તે ધન્ય ધન્ય અતિ ધન્ય છે, જીવન મુક્ત જે જન થયો;
અતિ ધન્ય પૂણ્યપંથે નિરત, સુમતિપકવ જન તે લહ્યો. ૧
ધન્ય ઘડી વડિ તેજ, થાય સતસંગત જ્યારે,
ધન્ય જન્મ તેહનો, વિપ્રપદ ભકિત વધારે;
તેહ કૂળ અતિ ધન્ય, સુણો ઉમયા અતિ પ્રીતે,
જગત પૂજ્ય તે જરૂર, વંશપાવન સૌરીતે;
ઉપજે જે કૂળ વિષે વિનિત, રામપરાયણ નર ગુણી;
મહિમા કથવા તે કુળતણો, સમર્થ કો સતિ લે શુણી. ૨

[1] આકાશમાં ગતિ કરનાર. ગરૂડ.

## રાગ પરજ.

"તારૂં ગોકુળ જોવાને આવરે મથુરાના વાસી" ( એ઼ઢાળ. )

યથામતિ અનુસારે આજરે, મારી શાણી સલુણી;
કહી રામ કથા સુખકાજરે, મારી શાણી સલુણી—ટેક.
યદ્યપિ રામકથા રૂડીરે, ગુપ્ત રાખીતી બનાવિ;
જોઈ પ્રીતિ અતી તાહરીરે, ત્યારે કહિ મેં તને સંભળાવીરે.
મારી શાણી સલુણી. ૧
કૈયે નહીં આ કુટિલનેરે' જે શઠ છે હઠશીલ;
મન લાવીને જે ન સાંભળેરે. હરિલીલા સુખદ જે અખીલરે.
મારી શાણી સલુણી. ૨
સંભળાવીએ ન સર્વથારે,વિપ્રદ્રોહકને કદાય;
હોય ભલે તે હે ઉમારે, શત સુરપતિ સમ નર રાયરે.
મારી શાણી સલુણી. ૩
રામકથાના તે રૂડારે, પરમાધિકારી પ્રમાણ;
જેમને વલ્લભ જકતમાંરે, સતસંગત સમ નિજ પ્રાણરે.
મારી શાણી સલુણી. ૪
સદગુરૂપદ પ્રીતિ ઘણીરે, ને નીતિરત નર જેહ;
વિપ્રસેવક સૌ વિધિએરે, આ કથાના અધિકારી તેહરે.
મારી શાણી સલુણી. ૫
સુખદ વિશેષ છે તેમનેરે, આ કથા સૌ વ્યથાહારિ;
જેમને શ્રીરઘુનાથજીરે, અતિ પ્રાણવલ્લભ સુખકારીરે.
મારી શાણી સલુણી. ૬
રામચરણરતિ જે ચહેરે, મોક્ષનું સ્થાન મહાન;
ભાવ સહિત તે આ કથારે, શ્રોતપદિયે કરે ઉર પાનરે.
મારી શાણી સલુણી. ૭
રામકથા રૂડી રીતિએરે, વરણવિ કહિ મેં વિશેષ;
પાપહરણી સુખકારણીરે, મનમેલહરણિ જે હમેશરે.
મારી શાણી સલુણી. ૮
જન્મ મરણના રોગનેરે, સંજીવન બુટીસાર;
રામકથા સહુ ગાયછેરે, દેવગંગા કહી નિરધારરે.
મારી શાણી સલુણી. ૯
સાત નિસરણી સોહામણીરે,આમાં દિસેછે ઉચીત;
રામભક્તિપંથની રૂડીરે, ચઢે જન મહાભાગિ સપ્રીતરે.
મારી શાણી સલુણી. ૧૦
હોય અતીશે હરિકૃપારે, જેહના ઉપર જરૂર;
પાય ધરે તે પ્રેમથીરે, આ સુભગપંથે જન શૂરરે.
મારી શાણી સલુણી. ૧૧
પૂર્ણ તેની મનકામનારે, પામ્યો સિદ્ધિ તે સર્વ;
જે આ કથા બહુ જુકિતથીરે,ગાય ત્યાગી કપટ મદ ગર્વરે.
મારી શાણી સલુણી. ૧૨
ગાશે સાંભળશે વખાણશેરે, રામચરિત્ર રસાળ;
તરશે આ ભવનિધિ તે જનોરે, ધેનુપદસમ બુધ્ધિ વિશાળરે.
મારી શાણી સલુણી. ૧૩

## દોહરા.

સાંભળિ સતિને શુભકથા, ઉર ભાવી અતિશેજ;
વદી વાણિ સોહામણી, શંકર પ્રત્યે સ્હેજ. ૧
તમ કૃપાથકી મમતણો, સ્વામિ ગયો સંદેહ;
રામચરણ ઉપજ્યો રૂડો, ઉરમાં નવિન સનેહ. ૨
કૃત્ય કૃત્ય થઈ હું હવે, તમ કૃપાથિ વિશ્વેશ;
રામભક્તિ દ્રઢ ઊપની, વીત્યા સકળ કલેશ. ૩
ભરદ્વાજ પ્રત્યે ભણે, યાજ્ઞવલકય મુનીશ;
શંભુ ઉમા સંવાદ આ, કહ્યો રહિત કિલમીષ. ૪

## રાગ ચોપાઈ ત્રિતાળની.

કહ્યો શંભુ ઉમાનો સંવાદ, સુખપ્રદ ને શમન સૌ વિષાદ;
ભવભંજન અંજન સંશે, જનરંજન મુનિઓ પ્રસંશે. ૧
સદા સજ્જનને પ્રિય પ્રાણ, આ સંવાદ સહુ સુખખાણ;
જગ રામઉપાસક જેહ, ગત મોહસંભવ સંદેહ. ૨
તેમને આ સંવાદ સમાન, નહીં પ્રિય કશું અતિ આન;
યથામતિ અનુસારે મારી, આ ચરિત્ર પાવન સુખકારી. ૩
ગાયું રામકૃપાએ રૂડેરૂ, પ્રિય સજ્જનને જે ઘણેરૂ;
નહિં સાધન અન્ય ઉચિત, આ મહા કળિયુગમાં ખચીત. ૪
યોગ યજ્ઞ કે જપ તપ વ્રત, કરવા જન કોણ સમર્થ !
એવું જાણીને રામ સમરિયે.ગુણ રામના ગઈભવ તરિયે. ૫
સદા સુણિએ રામ ગુણગ્રામ, વિશ્વદુખથી લૈયે વિશ્રામ;
જેનું પતિતપાવન શુભ બાનું, ગાય વેદ પુરાણ ન છાનું. ૬
કવિ કોવિદ સંત સુજાણ, વિદે વારનાં કરતા વખાણ;
ભજ તેને અહો મન મારા, સદા પ્રાણથી ગણિને પ્યારા. ૭
તજી સર્વ કુટિલતા તનથી, રહે રામ પરાયણ મનથી;
ભજ્યે રામને ભાવ સહીત. કોણ પામ્યો ગતી ન પતિત! ૮
પ્રભુ પતિતપાવન મારો રામ.શણ શઠ મનના જન આમ;
અજામેળ ને ગણિકા સમાન. વ્યાધ ગીધ ગજાદિ નાદાન. ૯
એવાં જગથી ઘણાંને ઉધાર્યાં. સ્નેહે સર્વનાં કાર્ય સુધાર્યાં;
ભિલ યવન કિરાત ચંડાળ. અઘરૂપ કેવળ જે અપાર. ૧૦

નામ રામનું લેતાં વારેક. થાય પાવન તે પણ છેક;
એવા રામ નમામિ નમામિ.શરણાંગત વત્સળ સ્વામી. ૧૧
રઘુવંશવિભૂષણ કેરૂં, આ ચરિત્ર સુખદ જે ઘણેરૂં;
કહેશે સુણશે ગાશે નરજેહ, મન મેલ પાપ ધોઈ તેહ. ૧૨
શ્રમ પામે રામના ધામે, અવસાને સિધાવશે મામે;
આ કથા સત મનહર જાણી, ઉર ધરશે સાદર જે પ્રાણી. ૧૩
તેના માયાસંભવ જે વિકાર, મહા દારૂણ ને દુઃખકાર;
રઘુનાયક લાયક હરશે, મહામેર સમો પ્રભુ કરવે. ૧૪
કૃપાનાથ અનાથના નાથ, સુજ્ઞ સુંદર જે ભલિભાત;
એક રામ તે નાથ અકામ, દીનવત્સળ સદગુણધામ. ૧૫
મોક્ષપદના દાતા ઉદાર, અન્ય કોણ એ સમછે અપાર?
જેનું લેશ કૃપાબળ પામી, મતિમંદ થયા મહાનામી. ૧૬
પામ્યા પરમ વિશ્રામ પ્રમાણ, નહિ રામ સમા પ્રભુ આન;
મમ સરખો નહીં કોઈ દીન.અવનીમાં આધાર વિહીન. ૧૭
તમ સમ રઘુનાથ કૃપાળ, દીઠો નહિ કોઈ દીનદયાળ;
એવું મનમાં વિચારિ આપે, રઘુવંશ મણિ સુપ્રતાપે. ૧૮
ભવભીડ મારી તમે હરજો, ગણી સેવક શર્ણ સંઘરજો;
કામીજનને નારી પ્રિય જેમ, લોભીને ધન પ્રિયછે સપ્રેમ. ૧૯
તેવી રીતે મને હમેશ, લાગો પ્રિય રઘુનાથ વિશેષ;
પામવા મારે ભવથીપાર, એક આપના નાથ આધાર. ૨૦

## ગીતિ છંદ.

શ્રીરામચરણકમળે, સદભકતી પ્રામ જીવને થાવા;
**શ્રીમદ્રામાયણ** તે, પૂર્વેરચિ **વાલ્મિકે** સુગુણ ગાવા. ૧
તે મુજમન શાંત્યાર્થે.ભાષાબંધ સુપ્રીતિયુકત પૂર્ણ;
રચિ **રામાયણ** આ મેં.રામપરાયણિવ્યથા કરણિ ચૂર્ણ. ૨
અશિવહરણિ શિવકરણી, પાપહરણિ પૂણ્યવર્ધની પ્રાયે;
ભકિત જ્ઞાન પ્રદાયનિ, ધન્ય મહાજન સદા સુકૃતિ ગાયે. ૩
રામચરિત્ર રૂપી આ, માનસરોવરવિષે નહાયે જે;
ભકિત સહિત ભલિભાતે, નિર્મળ પ્રેમાંબુથી ભર્યૂં સ્હેજે. ૪
તે જન ભવદિનકરનાં. ઘોર કિરણથી ન દાઝશે દેહે;
જાણો જન મ્હાભાગી.ગાશે શુણશે કથા સદા નેહે. ૫

## દોહરા.

કામ ક્રોધ બહુ લોભથી. સદા ગ્રથિત મન કાય;
અવગુણાનિધિ હું અલ્પ મતિ, નવ પ્રિછુ ન્યાયાન્યાય. ૧
એવા મ્હામતિ મંદને, સાગર **રામ ચરિત્ર**;
અતિ દુસ્તર તરવા વિષે. સુણો સજન મમ મિત્ર; ૨
પતિતપાવની જે ઘણી, **રામકથા સુરગંગ**;
નહી અધિકારી હું એહમાં, અશુધ બોળવા અંગ. ૩
**રામકથારૂપિ આ રૂડી**, અતી અલૌકિક **કુંજ**;
**સપ્તકાંડમંડપલતા, સુકવિવાણિઅલિગુંજ** ૪
પ્રવેશ કરવા તે વિષે, પૂર્ણ ધરી ઉર પ્યાર;
નહિ અધિકારી નિપટ હુ, અતિ મતિમંદ ગમાર. ૫
વૃક્ષ વિશાળ સઘન ઘટા, તે રૂપ **રામચરિત્ર**;
સપ્તકાંડ ડાળાં સુભગ, પત્ર અનેક પવિત્ર. ૬
ધર્મ અર્થ કામાદિ સુખ, ફૂલવડે પ્રફુલ્લીત;
પરિબ્રહ્મ ફળ પેખતાં, પૂર્ણ ઊપજે પ્રીત. ૭
દ્રષ્ટી કરવા દુરથી હું, અધિકારી ન અધીક;
રક્ષપાળ સુકૃતિ કવી, વિલોકિ લાગે બીક. ૮
તદપિ તરણિકુળપાળતણિ, કૃપાતણાં ધરિ કોડ;
કરૂં વખાણ હું કેટલાં? કરગરિ અતિ કરજોડ. ૯
અતી પ્રીતિએ હસ્તગ્રહિ, **સપ્તકાંડ કૃપસિંધુ**;
ઉતારિ મૂકયો આ તટે, રમારમણ દીનબંધુ. ૧૦
રામકથા **સુરગંગમાં**, હાથે ચોળી અંગ;
નવરાવિયો નિરાંતથી, નિજશિશુ ગણિ **શ્રીરંગ**. ૧૧
બેલડિએ વળગી મને, દીનબેલી શ્રીરામ;
રામકથારૂપિ **કુંજમાં**, ફેરવિયો સૌઠામ. ૧૨
રામચરિત્ર **સુવૃક્ષપર**, ચઢાવિયો દઈ હાથ;
પડતો ઝિલવા કારણે, નિચે ઉભા રહિ નાથ. ૧૩
આપ પ્રતાપ બતાવવા. એહરિતે અખિલેશ;
મુજ સરખા મતિપંગુને, આપી કવિનો વેશ. ૧૪
રામચરિત્ર **ગહન ગિરિ**. ચઢાવિયો ચહિ ચીત;
**સપ્તપ્રદેશ** બતાવિયા, અતિ રસાળ જગહીત. ૧૫
એવા અતિ કોમળ પ્રભુ, અઢળક દાતા આમ;
વિસારિ શઠ મન તેહને, કયાં પામિશ વિશ્રામ? ૧૬
ગાશે સુણશે સ્નેહથી, દેશે પુસ્તક દાન;
તેહ ધન્ય જનના સદા, ભવબેલી ભગવાન. ૧૭
કવિ કોવિદ પદરજ તણી, કરૂં વંદના સકોડ;
કરશો દોષતણી ક્ષમા, કરગરિ કહું કરજોડ. ૧૮
શિવ ઉમયા પદવંદિને, રામચરિત્ર રસાળ;
કરૂં પૂર્ણ હુ આપનો, સેવક જન શિવલાલ. ૧૯
શ્રોતાજન સહુ સામટા, શ્રીહરિ વદો સનેહ;
જય જય જગદોદ્ધાર હિત, રામ ધરી નરદેહ. ૨૦

**ઉત્તરકાંડ સમાપ્ત.**

# શુદ્ધિપત્ર.



| પાનું. | બાજુ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૨ | ૨ | ૬ | કરિ. | કરી. |
| ૨ | ૨ | ૧૨ | બેસાડિ. | બેસાડી. |
| ૩ | ૧ | ૨ | વિરહ. | વિયોગ. |
| ૬ | ૨ | ૧૨ | શ્રીધુરપતીને. | શ્રીરઘુપતિને. |
| ૧૨ | ૨ | ૮ | ધ્યાં. | ત્યાં. |
| ૧૨ | ૨ | ૧૪ | મણિઆકાર વિલોકિ. | મણિઆકર અવિલોકિ. |
| ૨૧ | ૧ | ૨૨ | કનક કૌસુનિ. | કનક જુઓ. |
| ૨૧ | ૧ | ૨૩ | સહજ. | સ્વભાવ. |
| ૨૧ | ૨ | ૨૫ | પ્રેમપાસ. | પ્રેમપાશ. |
| ૨૨ | ૧ | ૯ | ગવન. | ગમન. |
| ૨૩ | ૧ | ૩૧ | સાયક. | શાયક. |
| ૨૩ | ૨ | ૨ | સર. | શર. |
| ૨૩ | ૨ | ૮ | સર. | શર. |
| ૨૩ | ૨ | ૧૭ | સરસંધાન. | શરસંધાન. |
| ૨૩ | ૨ | ૨૨ | સર. | શર. |
| ૨૫ | ૧ | ૧૯ | સર. | શર. |
| ૨૬ | ૧ | ૨૩ | ઉછહ. | ઉછાહ. |
| ૩૦ | ૧ | ૩ | સૌયા. | ઔયા. |
| ૩૨ | ૨ | ૮ | ભુવનમા. | ભુવનમાં. |
| ૩૪ | ૨ | ૮ | સૌદર્યતા. | સૌંદર્યતા. |
| ૩૮ | ૨ | ૨૮ | સહુને. | સર્વને. |
| ૪૨ | ૨ | ૨૨ | સત. | શત. |
| ૪૬ | ૧ | ૨૭ | રાચંદ્રનાં. | રામચંદ્રનાં. |
| ૫૬ | ૨ | ૧૪ | થાઓ. | થાએ. |
| ૫૬ | ૨ | ૧૪ | પરાભવ ચારિ. | પરાભવ ચાર. |
| ૫૭ | ૧ | ૧૫ | સુર. | શૂર. |
| ૬૧ | ૨ | ૧૮ | બ્યહાંથિ. | ત્યહાંથિ. |
| ૬૪ | ૨ | ૩૭ | બ્રહ્મલોકો. | બ્રહ્મલોકે. |
| ૭૧ | ૧ | ૧૩ | હેતથી. | હેતથી. |
| ૭૨ | ૨ | ૩૫ | તરતે. | તરત. |
| ૭૪ | ૨ | ૨૨ | સાપ. | શાપ. |
| ૭૫ | ૧ | ૧૬ | ત્રૈલોકમાં. | ત્રૈલોકમાં. |
| ૭૬ | ૧ | ૭ | કયા. | કર્યો |
| ૭૬ | ૧ | ૨૦ | વખાણ્યું. | વખાણ્યું. |
| ૭૯ | ૨ | ૨ | હથ્યા. | હર્ષ્યા. |
| ૮૬ | ૧ | ૫ | બોલવે. | બોલાવે. |
| ૮૭ | ૨ | ૨૦ | ગરૂ. | ગુરૂ. |

## શુદ્ધિપત્ર.

| પાનું. | બાજુ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૯૨ | ૧ | ૩૦ | અભિમાનૂ. | અભિમાન. |
| ૯૪ | ૧ | ૨૮ | ચામ. | ચાપ. |
| ૯૪ | ૨ | ૮ | પરીપૂરણુ. | પરિપૂરણુ. |
| ૯૬ | ૨ | ૧૨ | વિરરસ. | વીરરસ. |
| ૧૦૦ | ૨ | ૧૨ | ઇંધણુ. | સમિધ. |
| ૧૦૦ | ૨ | ૩૩ | કુળકલંક. | કુળકલંક. |
| ૧૦૪ | ૧ | ૩૧ | દોહરે. | દોહરા. |
| ૧૦૮ | ૨ | ૬ | વણુ. | વર્ણું. |
| ૧૦૯ | ૨ | ૧૪ | હાવા. | હાવાં. |
| ૧૦૯ | ૨ | ૧૫ | દેહરા. | દોહરા. |
| ૧૧૪ | ૧ | ૧૫ | રૂડું. | ભરી. |
| ૧૧૫ | ૨ | ૧૫ | સોદર્યનિધાન. | સૌંદર્યનિધાન. |
| ૧૧૮ | ૧ | ૧૮ | પરીપૂર્ણું. | પરિપૂર્ણું. |
| ૧૧૮ | ૧ | ૨૮ | કુંવરીને. | કુંવરિને. |
| ૧૨૦ | ૧ | ૧૭ | ચરરેણારુ. | ચરણરેણુ. |
| ૧૨૧ | ૨ | ૧ | બલિહારિ. | બલિહારી. |
| ૧૨૨ | ૧ | ૨૨ | માપક. | યાચક. |
| ૧૨૭ | ૧ | ૭ | અતિશુભ રાજ્યભિષેક. | સુભગ રાજ્યઅભિષેક. |
| ૧૨૮ | ૨ | ૨ | દેહભિમાની. | દેહાભિમાની. |
| ૧૩૧ | ૨ | ૨૯ | રાજ્યભિષેક. | રાજ્યાભિષેક. |
| ૧૩૨ | ૧ | ૨૧ | કરવો રાજ્યભિષેક. | કરે રાજ્યઅભિષેક. |
| ૧૩૨ | ૨ | ૧૦ | રાજ્યભિષેક શ્રીરામને. | રાજ્યાભિષેક રામને. |
| ૧૩૬ | ૧ | ૧૯ | રાજ્યભિષેક. | રાજ્યાભિષેક. |
| ૧૩૮ | ૨ | ૨૨ | લાડકા. | લાડકડા. |
| ૧૩૯ | ૧ | ૨૬ | રાજ્યભિષેક. | રાજ્યાભિષેક. |
| ૧૪૫ | ૨ | ૧૮ | પયદ. | દુગ્ધ. |
| ૧૪૫ | ૨ | ૧૯ | પ્રેમ પયદમાં. | પ્રેમ દુગ્ધમાં. |
| ૧૪૬ | ૨ | ૨૮ | રૂપળા. | રૂપાળા. |
| ૧૪૯ | ૧ | ૧ | સરાડા. | કરાડા. |
| ૧૪૯ | ૧ | ૧૦ | ઘોડીલાગી. | ઘોડીલાગી. |
| ૧૪૯ | ૧ | ૧૩ | બિહામણરે. | બિહામણારે. |
| ૧૪૯ | ૧ | ૧૯ | મૃગયાં નયની. | મૃગયાનયની. |
| ૧૪૯ | ૨ | ૩ | આવીયાં. | આવિયાં. |
| ૧૪૯ | ૨ | ૫ | નિરખ્યા. | નિરખિ. |
| ૧૪૯ | ૨ | ૧૦ | નમી. | નમિ. |
| ૧૪૯ | ૨ | ૧૯ | જોવું. | જોયું. |
| ૧૫૦ | ૧ | ૯ | વન. | નવ. |
| ૧૫૦ | ૧ | ૨૬ | વનદેવના. | વનદેવતા. |
| ૧૫૦ | ૧ | ૩૫ | હું. | હે. |
| ૧૫૦ | ૨ | ૪ | હું. | હે. |
| ૧૫૦ | ૨ | ૧૨ | હું. | હે. |
| ૧૫૦ | ૨ | ૧૪ | દુઃખનીવાતે. | દુખની વાતો. |

## શુદ્ધિપત્ર.

| પાનું. | બાજુ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૫૦ | ૨ | ૨૬ | ભાકત. | ભાકતા. |
| ૧૫૦ | ૨ | ૨૭ | વિષય. | વિષમ. |
| ૧૫૦ | ૨ | ૩૩ | ઉર વિચારતાં. | ઉર વિચારતા. |
| ૧૫૦ | ૨ | ૩૬ | સુમુંપ્તિ. | સુષુપ્તિ. |
| ૧૫૧ | ૧ | ૯ | વ્હાળિને. | વ્હાલિને. |
| ૧૫૧ | ૧ | ૩૪ | માંવડી. | માવડી. |
| ૧૫૧ | ૨ | ૧ | સુવિનિતૈં. | સુવિનિત. |
| ૧૫૧ | ૨ | ૯ | સીતાના. | સીતાનાં. |
| ૧૫૧ | ૨ | ૩૬ | પાવ. | થાવ. |
| ૧૫૧ | ૨ | ૩૮ | કધિ. | કદિ. |
| ૧૫૨ | ૧ | ૪ | દુઃખ. | દુખ. |
| ૧૫૨ | ૧ | ૩૫ | પ્રિત. | પ્રિય. |
| ૧૫૨ | ૨ | ૨૫ | રઘુવરસમાં. | રઘુવરસમા. |
| ૧૫૯ | ૨ | ૧૮ | વળાતી. | વળાવી. |
| ૧૫૯ | ૨ | ૧૦ | કહ્યું. | કહ્યો. |
| ૧૬૦ | ૨ | ૩ | વ્યાકળ. | વ્યાકુળ. |
| ૧૬૩ | ૨ | ૬ | મનોચ્છા. | મનેચ્છા. |
| ૧૬૩ | ૨ | ૧૪ | રૂપદામ. | રૂપધામ. |
| ૧૭૦ | ૨ | ૨૦ | રંક. | રંક. |
| ૧૭૧ | ૧ | ૩૬ | બહુ. | સહુ. |
| ૧૭૧ | ૨ | ૨૪ | હું. | હું. |
| ૨૨૭ | ૨ | ૫ | પુષ્પ. | પુષ્પ. |
| ૨૪૪ | ૧ | ૨૯ | ઇંદ્રવજ્રા છંદ. | ઉપેંદ્રવજ્રા છંદ. |
| ૨૪૬ | ૧ | ૧૭ | ત્રિલોક મોહ્નેની. | ત્રિલોક મોહની. |
| ૨૪૬ | ૧ | ૧૭ | સંદોહ્નેની. | સંદોહની. |



**श्रीरामायण समाप्त.**